# પ્રકાશક સંસ્થાનું નિવેદન

શ્રી કૃષ્ણ–ગોપાળ આયુર્વેદિક ધર્માર્થ ઔષધાલયની સ્થાપના ઈ. સ. ૧૯૩૦માં દીનદર્દીઓની અને આયુર્વેદસાહિત્યની સેવા કરવાના ઉદ્દેશથી કરવામાં આવી હતી.

સ્થાપનાના સમયથી આજ સુધીના અરસામાં સંસ્થાએ ચાર લાખથી વધુ સંખ્યામાં ગરીબ દર્દીઓને દવા પૂરી પાડી છે, તેમજ આયુર્વેદસાહિત્યને લગતાં ૧૨ પુસ્તકો હિંદી ભાષામાં પ્રસિદ્ધ કરીને પોતાના સેવાના ઉદ્દેશને સફળ બનાવવાનો નમ્ર પ્રયાસ કર્યો છે.

સંસ્થાએ હિંદી ભાષામાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની યાદી નીચે પ્રમાણે છેઃ

(૧) 'રસતંત્રસાર વ સિદ્ધપ્રયોગસંગ્રહ' પ્રથમ ખંડ (સાતમી આવૃત્તિ છપાય છે. આ આવૃત્તિના લેખ ઉપરથી ગુજરાતી અનુવાદ કરેલો છે.)

(૨) રસતંત્રસાર વ સિદ્ધપ્રયોગસંગ્રહ, દ્વિતીય ખંડ.

(૩) ચિકિત્સાતત્ત્વપ્રદીપ, પ્રથમ ખંડ, દ્વિતીયાવૃત્તિ.

(૪) „ „ દ્વિતીય ખંડ.

(૫) ઔષધ–ગુણ–ધર્મ–વિવેચન

(૬) રુગ્ણપરિચર્યા.

(૭) નેત્રરોગવિજ્ઞાન.

(૮) સિદ્ધ–પરિક્ષા–પદ્ધતિ.

(૯) જ્વરવિજ્ઞાન.

(૧૦) સંક્ષિપ્ત ઔષધપરિચય.

(૧૧) ગાંવોંમેં ઔષધરત્ન, પ્રથમ ખંડ.

(૧૨) ગૃહવિજ્ઞાન.

ઉપર્યુક્ત પુસ્તકોમાંથી 'રસતંત્રસાર'ના ગુજરાતી અનુવાદની માગણી લાંબા સમયથી થઈ રહી હતી. દર વર્ષે ૧૦૦–૨૦૦ પત્રો ગુજરાતી અનુવાદ બહાર પાડવાની માંગણીના આવ્યા જ કરતા હતા. સંસ્થા પણ ગૂજરાતી અનુવાદ જેમ બને તેમ જલદી જનતા સમક્ષ રજૂ કરવા ઉત્સુક હતી, પણ આર્થિક પ્રતિકૂળતાને કારણે સંસ્થાને બેસી રહેવું પડયું હતું. 'રસતંત્રસાર'ના ગુજરાતી અનુવાદની પ્રસિદ્ધિમાં આવતી રુકાવટો પ્રત્યે પૂજ્ય સ્વામીજી મહારાજ શ્રી કૃષ્ણાનંદજી મહારાજની પ્રેરણાથી મુંબઈનિવાસી શેઠ **શ્રી ડોલરરાય રામજી કોયાનું** ધ્યાન

ખેંચાયું. તેઓએ પોતાની સ્વ.'પુત્રી **સરોજબહેનના** સ્મરણાર્થે આ શુભ કાર્યમાં રૂ. ૮૫૦૦)ની રકમ ગુજરાતી અનુવાદો પ્રસિદ્ધ કરવા સંસ્થાને દાનરૂપે આપી; અને આજે અમે આ અનુવાદ ગુજરાતી જનતા સમક્ષ મૂકી શકીએ છીએ. આ માટે સંસ્થા **શ્રી ડોલરરાય રામજી કોયાનો** અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને સ્વ. બહેન સરોજબહેનના આત્માને શાંતિ પ્રાર્થે છે.

એ ઉપરાંત **શ્રી હરજીવનદાસ ભવાનભાઈ કોટકે** (માજી દીવાન રાજકોટ સ્ટેટ) ગુજરાતી આયુર્વેદીય સાહિત્યની સેવા માટે રૂા. ૩૦૦)ની સહાયતા આપી છે. આ નિષ્કામ દાન માટે સંસ્થા કોટકસાહેબને હાર્દિક ધન્યવાદ આપે છે.

શ્રી ડોલરરાય રામજી કોયા તરફથી ઉપરની રકમ મળવાનું અભિવચન મળ્યા બાદ સારા વિદ્વાન વૈદ્ય પાસે અનુવાદ કરાવવાનું, છપાવવાનું, અને સર્વ પ્રકારનો પ્રબંધ કરવાનું કામ વર્તમાન પરિસ્થિતિમાં વિકટ હતું.

'રસતંત્રસાર'ના અનુવાદ માટે શ્રી ત્રિભુવનદાસભાઈએ વૈદ્યરાજ ભાનુપ્રસાદ ન. મહેતા (ભરૂચ) સાથે પત્રવ્યવહાર કરી એ કાર્ય સરળ કરી આપ્યું. શ્રી ભાનુપ્રસાદભાઈએ અનુવાદ કરવાનું સ્વીકાર્યું, અને એ કાર્ય સદ્ભાવપૂર્વક ત્વરાથી પૂરું કરી આપ્યું એ માટે સંસ્થા તેમની આભારી છે.

આ અનુવાદ પૂજ્ય સ્વામીજી મહારાજ કૃષ્ણાનંદજીના હાથથી જ થઈને ગુજરાતી જનતા સમક્ષ મુકાયો હોત; પણ સંસ્થાની હોસ્પિટલની યોજનાને અમલમાં આણવામાં અણધારી આફતો આવી તેથી પૂજ્ય સ્વામીજી મહારાજને પોતાની બધી શક્તિ એ દિશામાં રોકવી પડી. હોસ્પિટલના બાંધકામ માટે અજમેર–મેરવાડાના ચીફ કમિશનરસાહેબે સરકાર પાસેથી અપાવવા ધારેલી રૂા. ૭૦,૦૦૦)ની રકમ હિંદના ભાગલા થવાથી હજી મળી શકી નથી. ચીફ કમિશનરસાહેબ તરફથી મળેલા વચનને આધારે હોસ્પિટલનું બાંધકામ શરૂ થઈ ગયું હતું. તેથી તે કાર્ય પૂરું કરવા સ્વામીજી મહારાજને પોતાનો **"ક્યાંય પણ જાહેરમાં નહીં આવવાનો"** આદર્શ છોડીને જનતા સમક્ષ ફાળા માટે યાચવા જવું પડ્યું. હોસ્પિટલનું કાર્ય પૂરું કરવા માટે જોઈતાં નાણાં અને સરંજામ એકલા હાથે એકઠા કરવાના વિકટ કાર્યે પૂજ્ય સ્વામીજી મહારાજના સ્વાસ્થ્યને પણ ભારે ધક્કો પહોંચાડ્યો છે. તેની અસર પૂજ્ય સ્વામીજીની લેખનપ્રવૃત્તિ ઉપર પણ ગંભીર રીતે પડી છે.

છપાઈની સુયોગ્ય વ્યવસ્થા માટે ડાયમંડ પ્રેસના માલિકોએ દરેક પ્રકારની ઉદારતા બતાવી જે ઉદાત્ત સગવડો આપી છે એ માટે તેમનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

નવી પદ્ધતિ અનુસાર ગુણવર્ણન ઘણા પ્રયોગોમાં મરાઠી આયુર્વેદીય 'ઔષધ-ગુણ-ધર્મ-શાસ્ત્ર'માંથી લીધેલ છે. તથા કેટલાક પ્રયોગોમાં ગુણવર્ણન એ જ શૈલી અનુસાર નવાં લખેલ છે. કેટલાક અનુભૂત પ્રયોગો 'આયુર્વેદનિબંધ-માળા'માંથી લીધેલા છે. આ ઉપરાંત બીજા ઘણા શાસ્ત્રીય અને નવા રચાયેલા ગ્રંથોમાંથી પણ લાભ ઉઠાવવામાં આવ્યો છે. આ બધા ગ્રંથકારો અને વિદ્વાનોના અમે આભારી છીએ.

જે પાઠ જ્યાંથી લીધેલો છે, તેના નામનો ઉલ્લેખ પ્રયોગ નીચે કરવામાં આવ્યો છે. ભૂલથી કોઈ સ્થાને ઉલ્લેખ કરવો રહી ગયો હોય અથવા ભ્રમપ્રમાદ-વશ નામમાં ભૂલ થઈ હોય તો તે માટે અમે મૂળ ગ્રંથકાર પાસે ક્ષમાયાચના કરીએ છીએ. સૂચના મળશે તો નવી આવૃત્તિમાં સુધારી લેવામાં આવશે.

હિંદી ભાષામાં આયુર્વેદ સાહિત્યનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયેલાં છે. તેમાં પારિભાષિક શબ્દો કાયમ રાખવાની પ્રથા છે, એટલે 'રસતંત્રસાર'ના મૂળ હિંદી ગ્રંથના લેખનમાં બધી જગ્યાએ પારિભાષિક શબ્દો દ્વારા જ કામ લેવાયું છે. આયુર્વેદનાં પુસ્તકો ગૂજરાતી ભાષામાં બહુ જ ઓછાં નીકળ્યાં છે, એટલે આ અનુવાદમાં પારિભાષિક શબ્દોની જગ્યાએ સાદી ભાષામાં એ ભાવ દર્શાવવા કે પરિભાષાનો જ ઉપયોગ કરવો એ નિર્ણય થઈ શક્યો નથી. આ કારણે આ ગૂજરાતી અનુવાદમાં બહુધા સાદી ભાષાનો ઉપયોગ કર્યો છે, અને બહુ જ ઓછા પ્રમાણમાં પરિભાષાથી કામ લેવાયું છે. આ સંબંધમાં આખરી નિર્ણય વિદ્વાનોની સલાહ અનુસાર થશે અને બીજી આવૃત્તિમાં એ મુજબ સુધારો કરવામાં આવશે.

છપાઇમાં અશુદ્ધિનું પ્રમાણ વધી ન જાય એ માટે બનતી બધી જ સંભાળ લેવામાં આવી છે, તો પણ આ પહેલી આવૃત્તિ હાથના લખાણ ઉપરથી છપાતી હોવાથી, કોઈ કોઈ જગ્યાએ અનુવાદક, કમ્પોઝીટર અને પ્રૂફરીડરની સમજ-ફેરથી અશુદ્ધિ થઈ જાય એ સંભવિત છે. એમાંની કેટલીક મહત્ત્વની અશુદ્ધિ ધ્યાનમાં આવી ગઈ છે તેને લગતું શુદ્ધિપત્રક સાથે આપવામાં આવ્યું છે. આ સિવાય બીજી જે અશુદ્ધિઓ તરફ લક્ષ ખેંચાશે તે તેમજ વૈદ્યો તરફથી જે સૂચનાઓ કરવામાં આવશે તે અનુસાર નવી આવૃત્તિમાં સુધારાવધારા કરવામાં આવશે. આ વખતે રહી ગયેલી ભૂલો માટે પાઠકોની અમે ક્ષમા માગીએ છીએ.

કાલેડા-કૃષ્ણગોપાલ (અજમેર) ૧૬-૭-૫૦

વિનીત,
કુંવર જસવંતસિંહ
મંત્રી, કૃષ્ણગોપાલ આયુર્વેદિક ધર્માર્થ ઔષધાલય

# અનુવાદકનું નિવેદન

વૈજ્ઞાનિક ગ્રંથના અનુવાદકને ખરું જોતાં કાંઇ કહેવાનું હોય જ નહિ. જેમ કોઈ છબીકાર કોઈ વ્યક્તિની પ્રતિકૃતિ ઉતારે, તેમ એણે પણ અન્ય ભાષામાંના ગ્રંથની પ્રતિકૃતિ જ ઉતારવાની. છતાંય જેમ દરેક છબીકારના કોણ (Angles) જુદાજુદા હોય છે—કોઇને શરીરસૌષ્ઠવની મહત્તા હોય, કોઈને મુખમંડળના ભાવોની અને તેને અનુકૂળ પૃષ્ઠભૂમિ લેવાની—તેમ અનુવાદકને પણ પોતાના અનુવાદ પાછળ કાંઈક દષ્ટિકોણ હોય છે. 'રસતંત્રસાર' ૧૯૩૯માં પ્રથમવાર જોયેલું અને જે વિચાર આવેલા, તે આજે પણ એવા ને એવા જ રહ્યા છે; એટલે તે રજૂ કરવા ઉચિત સમજું છું.

ગૂજરાત પાસે પોતાનું મૌલિક કહી શકાય તેવું વૈદકીય સાહિત્ય તો નામશેષ છે. અનુવાદો પણ ગણ્યાગાંઠ્યા છે. ગૂજરાતી સમાજમાં વૈદકીય વૃત્તિની મહત્તા વિષે પણ મને તો શંકા છે. લોકોક્તિઓને સમાજમાનસનું પ્રતિબિંબ ગણીએ તો 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ નોકરી અને અધમ ભીખ; એ કાંઈ ન આવડે તો વૈદું શીખ' કહેનાર સમાજ તે કાળમાં વૈદ્યવૃત્તિ માટે કેટલું માન ધરાવતો હશે એ વિચારણીય છે. જોકે દરેક કાળમાં પોતાના વ્યક્તિત્વથી ઝળહળતા ચિકિત્સકો તો હશે જ. ગઈ પેઢીમાં સ્વ. ડો. પોપટભાઈ પ્રભુરામ, સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધર અને સ્વ. તિલકચંદ તારાચંદની આયુર્વેદિક સેવાઓ નોંધપાત્ર છે. ટૂંકમાં અપવાદ સિવાય આ પરિસ્થિતિ ચાલુ જ રહી. ૧૯૩૭માં પ્રાંતિક સ્વરાજ્યની સ્થાપના પછી પ્રાંતીય મંત્રીમંડળે રજીસ્ટ્રેશનનો કાયદો કરી આયુર્વેદિક ચિકિત્સકોનું ધોરણ નિશ્ચિત કરવાનું શરૂ કર્યું, ત્યાં સુધી વૈદ્ય શબ્દની વ્યાખ્યા જ નહોતી. કાયદાની શરૂઆતમાં યોગ્ય સાથે અનેક અયોગ્ય તત્ત્વો પણ આવી ગયાં; પણ લાંબા કાળે આ સ્થિતિ દૂર થશે જ. દેશી રાજ્યોના વિલીનીકરણથી જોકે પાછાં એવાં નવાં તત્ત્વો આવશે જ, પણ ભવિષ્યમાં સ્થિતિ સુધરશે.

આપણી વર્તમાન પરિસ્થિતિનું ચિત્ર તો આપણા સામયિકોમાં દેખાય છે. ગુપ્તતા એ જૂના વખતથી આજ સુધીનો જીવનસિદ્ધાંત છતાં અનુભૂત પ્રયોગોના ઢગલા સામયિકોમાં આવતા જ રહ્યા છે. આ અનુભૂત પ્રયોગોનું ડિંડિમ કેવું ચાલે છે તે વાંચી વિચારનારાઓ સમજી શકે તેમ છે. મોટા ભાગના પ્રયોગો તો લખનારે અનુભવ્યા છે કે કેમ તે જ શંકા હોય છે. કેટલાક પ્રયોગોનો ક્રમ ફેરવી લખી નાખે છે. કોઈ સાથે વ્યાધિ વગેરે સંબંધી નોંધ તો હોતી જ નથી. સ્ટીમર પર કોઇને ન્યુમોનિયા થયેલો તેને કાંઈક દવા—શું તે યાદ નથી—અને

કઢી ખવરાવી એટલે ૩ કલાકમાં ન્યુમોનિયા મટી ગયો. એવો એક પ્રયોગ સામયિકમાં વાંચેલો યાદ છે. લખનારને મન કઢીની મહત્તા બહુ હતી. ૩ કલાકમાં ન્યુમોનિયા મટી ગયો! લખનારનો ન્યુમોનિયાનો શો ખ્યાલ હશે તે મને હજુ પણ સમજાતું નથી.

૧૪ વર્ષ પહેલાંનો એક પ્રસંગ તો હજુય મને તેવો જ યાદ છે. અમદાવાદમાં ૧૯૩૬ માં નિખિલ ભારતવર્ષીય અને ગૂજરાત પ્રાંતિક સંમેલન હતાં. ગૂજરાતના ઉતારામાં રાત્રે અનુભૂત પ્રયોગોની આપલે થતી હતી, ગુપ્તતા કોઈને જ છોડવી નહોતી. એવામાં એક પ્રખ્યાત પેટંટ દવા બનાવનાર ઊભા થયા. સમૂહનું માનસ વિચિત્ર હોય છે. પ્રશ્નપરંપરાથી સૌ કોઇને આડકતરી રીતે પેટંટ જાણવાની ઇચ્છા હતી. પરંતુ તેમણે એક નવો જ પ્રયોગ કહ્યો. એમણે કહ્યું: 'ઊંટાટિયામાં ઊંટનું મૂત્ર અકસીર કામ કરે છે. કારણ ઊંટાટિયું શબ્દ જ એમ સૂચવે છે કે એને ઊંટ સાથે કાંઇ સંબંધ હોવો જોઇએ.' ઊંટાટિયામાંના એ ઊંટને એ વ્યાધિ સાથે સંબંધ હશે, એ ઔષધિ સાથે સંબંધ હશે, કે ભાષા અને વ્યાધિજ્ઞાનના સમન્વયથી આવું અન્વેષણ કરનાર વૈદ્ય સાથે સંબંધ હશે, એ હજી પણ હું નક્કી કરી શક્યો નથી.

ખરું જોતાં તો આવા પ્રયોગો પર આધાર રાખી ધંધો કરી ખાવાની મનોવૃત્તિ જ અવૈજ્ઞાનિક છે. વૈજ્ઞાનિક સિદ્ધાંત—પછી તે વિજ્ઞાનની ગમે તે શાખાનો હોય—નું મૂળભૂત તત્ત્વ તો **પ્રાયોગિક વિવરણ—Experimental Verification*—**છે. આર્કિમિડિઝથી આઇન્સ્ટાઇન અને ન્યૂટનથી રામન સુધીના બધા વૈજ્ઞાનિકોના સિદ્ધાંતો તો એ રીતે જ સ્થાપિત થયા છે. પ્રત્યેક સંજોગમાં, પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક સમયે એકસરખું પરિણામ આપે ત્યારે જ સિદ્ધાંત સ્થાપિત થાય. આયુર્વેદના સિદ્ધાંતો પણ એવી રીતે જ સ્થપાયા છે. એનો શાસ્ત્રીય અભ્યાસ ન કરતાં આવા પ્રયોગો પર આધાર રાખવો ઉચિત નથી.

ટૂંકમાં આવા જાહેર થતા પ્રયોગો બહુ વિશ્વસનીય નથી હોતા.

હવે જ્યારે કોઈ નવો ચિકિત્સક પોતાનો ધંધો શરૂ કરવા ધારે તો એની પહેલી મુસ્કેલી એ હોય કે એણે શું વાપરવું? આજે નોંધાયેલા ચિકિત્સકોમાં મુખ્ય બે ભાગ પાડી શકાય: શિક્ષણસંસ્થાઓમાં અભ્યાસ કરી ઉત્તીર્ણ થયેલા, અને બીજી રીતે તૈયાર થયેલા. બીજી રીતમાં વંશપરંપરાગત અન્ય પાસે ખાનગી અભ્યાસ કરી તૈયાર થયેલા અને સ્વતંત્ર અભ્યાસ કરી તૈયાર થવા ઇચ્છતાનો સમાવેશ થઈ શકે. આ બંને પ્રકારનાની મુસ્કેલી તો લગભગ સરખી રહેવાની કે ધંધાની શરૂઆતમાં સત્વર યશ મળે અને સ્થિર થઇ શકાય તે માટે શું વાપરવું?

આજ સુધી શિક્ષણસંસ્થાઓએ પોતાની ઔષધિસૂચિ—ફાર્માકોપિયા—

જેવું કાંઈ નક્કી કર્યું નથી. એટલે સ્નાતક પાસે કોઇ ચોક્કસ વિચાર કે તૈયારી હોતી જ નથી. ગુજરાતની અગ્રગણ્ય શિક્ષણસંસ્થા અને સંચાલક ઈંદિરાબેનના પક્ષાઘાતથી જીવનના વસંતકાળમાં ચાલુ વર્ષે જ અચેત થયેલી મારી માતૃસંસ્થા પાટણનું જ ઉદાહરણ આપું. એક વાર વડોદરા રાજ્યે અમારા આચાર્ય પાસે એક નવા ચિકિત્સકને નવું દવાખાનું ખોલવું હોય તો કઈ કઇ ઔષધિઓ રાખવી એની યાદી માંગી. આચાર્યે પ્રત્યુત્તરમાં મોકલેલી યાદી મેં જોઇ તો મને લાગ્યું કે તેમાંની ૭૫ ટકા ઔષધ તો અમારા વિદ્યાલયના ઔષધાલયમાં વપરાતી જ નહોતી. અમને થયેલું કે શું ખાનગી ધંધો કરતી વખતે હાથમાં ઔષધાલયમાં વપરાતા સામાન્ય ઔષધોને બદલે અમારે નવી અસરકારક દવાઓ શોધી વાપરવાની હશે? આવી કોઇ નિશ્ચિત યાદીના અભાવે એલોપથી તરફ ઢળતા સ્નાતકોને ' ડોક્ટર ' શબ્દ વાપરવા બદલ વારંવાર ઠપકો ને શિખામણ આપવા કરતાં આ પરિસ્થિતિમાં સુધારો કરવાની આવશ્યકતા છે. આમાં ઉત્તીર્ણ થયેલાની સ્થિતિ પણ એકસરખી જ છે.

બીજી રીતના ચિકિત્સકોની સ્થિતિ તો એથીય વધુ વિકટ છે. ધારો કે કોઇ ચિકિત્સક ગુજરાતી ગ્રંથોનો આશ્રય લેવા ધારે તો? કોલેરા માટે કોઈ ' આર્ય-ભિષક્ ' જુએ તો કોલેરા માટે ૧૭ ઉપચાર અને ૮ શાસ્ત્રીય બનાવટો આપેલી છે. કેવા સંયોગોમાં કયો ઉપચાર કે બનાવટ નિશ્ચિત અસર કરશે, એ કેવી રીતે નક્કી કરી શકાય? ' આયુર્વેદનિબંધમાળા 'ના લેખકે પોતે સ્વાનુભૂત પ્રયોગો નિશ્ચિત અવસ્થામાં ઘણા અસરકારક હોય છે. પરંતુ સાથે એમણે સંગ્રહેલા બધા પ્રયોગો તે શ્રેણીમાં આવી શકે તેવા નથી. એટલે તેવા બધા પ્રયોગો વિષે ચિકિત્સકને મુશ્કેલી તો રહે જ.

એથી વધુ અભ્યાસ ધરાવનાર ધારો કે ' રસયોગસાગર 'ની મદદથી જ શરૂઆત કરવા ધારે તો? મંદાગ્નિનું ઉદાહરણ લો. ' રસયોગસાગર 'માં અગ્નિકુમાર રસના ૫૧ પાઠ છે કયો વાપરવો? અને કયા સંયોગોમાં? સંગૃહીત ગ્રંથોમાં આવી મુશ્કેલી હોય ત્યાં ચરકસંહિતાના ' षड्विरेचनशताश्रित ' અધ્યાયમાંથી વિરેચન નક્કી કરવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે? આવી અનિશ્ચિતતા શરૂઆતના ધંધાને જમાવી ન શકે. ચિકિત્સક પાસે સિદ્ધહસ્ત બનાવટો અને તે વિષે શાસ્ત્રીય જ્ઞાન હોવાં જ જોઇએ.

આ ગ્રંથના લેખકે વધુમાં વધુ પ્રયોગો એકત્ર કરીને નહિ, પણ વ્યાધિના પ્રકારવાર લાંબા વખત સુધી પ્રયોગો કરી કરીને નિશ્ચિત કરેલી શ્રેષ્ઠ શાસ્ત્રીય બનાવટો અને પોતાના પરિચિત મંડળમાંના સંન્યાસીઓ, સાંઈબાવાઓ અને ચિકિત્સકોએ આપેલા કેટલાક વિશ્વસનીય જટિલ—એટલે શાસ્ત્રીય સિવાયની

અનોખી પદ્ધતિએ બનાવવા છતાં ખૂબ અસરકારક હોય તેવા પ્રયોગોનું પાશ્ચિમાત્ય વૈજ્ઞાનિક પદ્ધતિએ વિવેચન કર્યું છે.

ગૂજરાતના અર્વાચીન યુગમાં નવી વૃત્તિનું મંગળાચરણ કરતા નવા ચિકિત્સકોની સર્વ પ્રથમ મુશ્કેલી દૂર થાય અને ચાલુ વૃત્તિવાળા વિચાર અને મનનશીલ ચિકિત્સકોને શીઘ્ર સંદર્ભ—Ready Reference—તરીકે આ ગ્રંથ ઉપયોગી થઈ પડે, એ આ ગ્રંથનો અનુવાદ કરવા માટેની મારી પ્રથમ દૃષ્ટિ.

બીજો અગત્યનો પ્રશ્ન આજે આયુર્વેદના સર્વાંગી વિકાસમાં નડતી મુખ્ય બાધારૂપ શાસ્ત્રીય બનાવટોના એકસરખા ધોરણના અભાવનો. છેલ્લા ત્રણ દાયકાથી આયુર્વેદના પુનરુદ્ધારનો પ્રયત્ન થઇ રહ્યો છે. ૧૯૩૯ ના પ્રાંતિક સ્વરાજ્ય પછી પ્રાંતિક સરકારની ગ્રામ રાહત યોજના વડે આ ગતિને વેગ મળ્યો છે. પૂર્ણ સ્વાતંત્ર્ય પછી કેન્દ્રના રાષ્ટ્રીય મંત્રીમંડળે, મને કે કમને, કાંઇક કર્યાનો દેખાવ કરવા પણ, થોડુંક તો કર્યે જ છૂટકો છે. આ બધા પ્રયત્નોને વેગ આપવા વૈદ્યોએ આયુર્વેદિક બનાવટોનું એક સમાનધોરણ—Standardization—વહેલામાં વહેલી તકે કરવું જ જોઇએ. આટલા સમય પછી પણ કોઇ નિશ્ચિત ધોરણ નથી. દરેક જણ દરેક બનાવટ મનસ્વીપણે બનાવે તો વિશાળ જનતામાં આ બનાવટો માટે વિશ્વાસ કેવી રીતે જન્મે ?

એલોપેથિક ચિકિત્સકો થોકબંધ પેટંટ દવાઓ વાપરતા હોવા છતાં શાસ્ત્રીય બનાવટો તો B. P.—બ્રિટિશ ફાર્માકોપિયા—મુજબ બનાવેલી જ વાપરે છે. એમની B. P. માફક વૈદ્યોની A. P.—આયુર્વેદિક ફાર્માકોપિયા—કેમ નહિ ? પૂર્ણચંદ્રોદય એક ફાર્મસી ૧૫ રૂપિયે તોલો વેચે, તો બીજી ૪૦ રૂપિયા ભાવ રાખે, અને ખાનગી બનાવી વેચનારાઓ તો એથી કેટલાયગણી કિંમતે વેચે છે ! થોડાંક વર્ષ પર ઇ. મર્ક કંપની 'પૂર્ણચંદ્રોદય' નામની જ બનાવટ ત્રણ રૂપિયે તોલો નહોતી વેચતી ? કોઇની ૫૦ પુટી અભ્રકભસ્મના તોલાનો ૧॥ રૂપિયો હોય, કોઇના ૧૦૦ પુટીના રૂ. ૧૦ હોય, કોઇના ૧૦૦૦ પુટીના રૂ. ૫૦ ને કોઇના રૂ. ૮૦. સામાન્ય બનાવટમાં પણ 'અશ્વકંચુકી' ગોળીના કોઇકના તોલાના બાર આના, તો કોઇકના સાડા પાંચ આના હોય. આ બધાનું કારણ દરેક બનાવટની કોઇક નિશ્ચિત પદ્ધતિનો અભાવ છે. ( કોઇ કોઇ સ્થળે અશુદ્ધિ અને કોઇ કોઇ વિક્રેતામાં અતિ સ્વાર્થવૃત્તિ પણ હેતુ હોઇ શકે છે. ) આ બધી અવ્યવસ્થા અર્વાચીન યુગમાં આમજનતા પર વિશ્વાસ બેસાડવા દૂર કરવી જ જોઇએ. દેશ, કાળ, પ્રકૃતિ વગેરેથી ચિકિત્સામાં તાત્ત્વિક ફેરફારો કરવાનું વ્યક્તિગત ચિકિત્સકો પર છોડી બધી ફાર્મસીઓએ સર્વસ્વીકૃત થયેલી એક નિશ્ચિત પદ્ધતિએ દરેક ઔષધિ શાસ્ત્રમર્યાદા અનુસાર જ બનાવવી

જોઈએ, અને સરકારી, અર્ધસરકારી, સ્થાનિક સંસ્થાઓ અને જાહેર સંસ્થાઓમાં આ રીતે જ બનેલી ઔષધિઓ વાપરવાનું હવે સ્વીકારવું જોઇએ. આ માટે સર્વશ્રેષ્ઠ પદ્ધતિ નક્કી કરતી વખતે સૌથી પ્રથમ એક પ્રાથમિક યાદી તો જોઇશે જ. આ પ્રાથમિક યાદી નક્કી કર્યા પછી ચર્ચા, વિચારણા, વિચારવિનિમય, અભ્યાસ અને સંશોધન બાદ આખા દેશ માટે એક નિશ્ચિત ઔષધિસુચિ નક્કી થઈ શકે. રાજકીય, સામાજિક, ધાર્મિક અને ઘણાં ક્ષેત્રોમાં ગૂજરાતે પહેલ કરી છે. આવી ફાર્માકોપિયા બનાવવાની શરૂઆત કરવાની ગૂજરાત પહેલ નહિ કરે? એવી પહેલ થવી જ જોઇએ; અને એવું બને તો આ ગ્રંથ, કે જેની સાત આવૃત્તિ દ્વારા ૧૬,૦૦૦ પ્રતો—હિંદી ભાષા બોલનાર પ્રાંતોમાં આવકાર પામેલી છે, તથા જે ગ્રંથને બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયે આયુર્વેદ કૉલેજના ચોથા વર્ષ માટે પાઠ્ય પુસ્તકરૂપે સ્વીકાર કર્યો છે, તે પ્રાથમિક યાદી તરીકે સૌથી વધુ ઉપયોગી થઈ પડે. આ મારી અનુવાદ કરવા પાછળની બીજી દૃષ્ટિ.

ભારતને પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું છે. અંગ્રેજો ગયા છે; પરંતુ અંગ્રેજી માનસ ગયું નથી. કેન્દ્રીય સરકારના આરોગ્યસચિવથી માંડી કોઈ અધિકારીને આયુર્વેદ માટે સાચો પ્રેમ નથી. પરંતુ નિદાન અને ચિકિત્સાના વિભાજનીય વિકેન્દ્રીકરણ દ્વારા વધુ ને વધુ ખર્ચાળ બનતી જતી પાશ્ચિમાત્ય પદ્ધતિ, કે જે દેશના વિશાળ નિષ્કિંચન ગ્રામસમુદાયને વૈદકીય રાહત આપવામાં અસમર્થ નીવડી છે, તેને બદલે છેવટે તેમણે પણ આયુર્વેદની સહાય લીધે જ છૂટકો છે, તેવી પળ આવી ગઇ છે. વૈદ્યોએ કટિબદ્ધ થવું જોઇએ અને પ્રાચીન આચાર્યોની ભાવનાને મૂર્તસ્વરૂપ આપવું જોઇએ. આર્યભાવના સતત એક જ રહેતી હતી કે :—

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणीनामार्तिनाशनम् ॥

મને રાજ્યની ઇચ્છા નથી, સ્વર્ગની કે મોક્ષની ઇચ્છા નથી. માત્ર દુઃખથી પીડિત પ્રાણીમાત્રનાં દુઃખનો નાશ કરવાની જ ઇચ્છા છે.

આ અનુવાદ દરમિયાન આ ગ્રંથના પ્રણેતા અને શ્રી કૃષ્ણગોપાલ સંસ્થાના પ્રાણસ્વરૂપ પૂજ્ય સ્વામી મહારાજશ્રી શ્રી કૃષ્ણાનંદજી મહારાજનું કૃપાપૂર્ણ માર્ગદર્શન, પ્રસ્તાવના લખવા માટે સુરતની શ્રી નાઝર આયુર્વેદિક કૉલેજના પ્રિન્સીપાલ શ્રી. બાપાલાલ ગ૦ વૈદ્યનો સ્વીકાર અને મારા અંગત મિત્રોનો સહયોગ એ કાંઇ માત્ર જાહેર આભાર માનવા યોગ્ય સ્મરણ નથી. એ તો મારા પ્રત્યેની એ સૌની સદ્‌ભાવનાનાં પ્રતીક છે. એથી હું દિવ્ય આનંદ અનુભવું છું, અને એમાં ભાગ લેવા સૌ વાચક મિત્રોને ભાવભર્યું આમંત્રણ આપું છું.

ગુરુપૂર્ણિમા દ્વિ. અષાડ, સં. ૨૦૦૬ }          ભાનુપ્રસાદ ન. મહેતા

કુમારી સરોજબહેન ડોલરરાય કોયા

જન્મ: તા. ૧૪–૮–૧૯૩૫. સ્વર્ગવાસ: તા. ૬–૫–૧૯૪૭.



KUMARI SAROJBEN DOLARRAI KOYA

Born: 14-8-1935. Died: 6-5-1947.

# સ્વ૦ કુમારી સરોજબહેનના જીવનનો સંક્ષિપ્ત પરિચય

કુમારી સરોજબહેન એ ભક્તહૃદયા સુશીલ પુત્રી હતી એનો જન્મ તા ૧૪–૮–૧૯૩૫, સંવત ૧૯૯૧ના શ્રાવણ વદી ૫ ના રોજ, સ્થાન વિલેપાર્લેમા સાધારણ સ્થિતિવાળા મોઢ વૈશ્યને ત્યા થયો હતો પિતાનુ નામ શ્રી ડોલરરાય રામજી કોના હતુ માતાનુ નામ અજવાળીબહેન હતુ જન્મ થયા પછી જેમ ચદ્રની કળા વધતી જાય ને શાતિ અને પ્રકાશ રેલાવતી જાય તેમ આ કન્યા વધવાની સાથે કુટુંબની સ્થિતિ, પ્રીતિ, કીર્તિ, અને આર્થિક લાભ વધારે ને વધારે થઈ રહ્યા હતા પહેલા જે કુટુંબની સ્થિતિ સાધારણ હતી તે પ્રભુએ પરિવર્તિત કરી સપત્તિ, લક્ષ્મી અને શાતિ આપ્યા, અને તેમા હજુ ક્રમશ ઉન્નતિ થઈ રહી છે

સરોજ—સરોવર અથવા તળાવમા ઉત્પન્ન થાય તે સરોજ—એ વ્યુત્પત્તિ અનુસાર સૂર્યકમળ અને ચદ્રકમળ બને માટે સરોજ શબ્દનો ઉપયોગ થઇ શકે છે પણ સરોજમાતા એ શબ્દની અદર સરોજ ચદ્રકમળનો પર્યાય શબ્દ માનેલો છે એ ચદ્રકમળની કાતા—ચદ્રિકા જેમ રાત્રિના અધકારમા પ્રકાશ ઉત્પન્ન કરે છે, સૂર્યના તાપથી પીડાયેલા જીવોને શાતિપ્રદાન કરે છે, અને વૃક્ષાદિને પુષ્ટ બનાવે છે, તેમ સરોજબહેને કન્યારૂપે કુટુંબી અને સબધીઓના હૃદય પર ઘેરી છાપ પાડી છે, અજ્ઞાનમા રહેનાઓને પોતાના ઉદાહરણદ્વારા જ્ઞાનરૂપ પ્રકાશ આપ્યો છે, આર્થિક ઉન્નતિ કરાવી છે, અને કેટલાક દીનદુ ખી, અસહાય અને અપકીર્તિના ભયથી પીડિત કુળવાન ગરીબોને કરતાગ અથવા સહાયતા અપાવી છે, અને હજુ અપાવી રહી છે

આ શૈશવાવસ્થામા બાલક્રીડા, સર્વ સમય પ્રસન્ન મુખમુદ્રા, મધુર નિર્દોષ વચન અને બાળકોના સ્વાભાવિક નિરભિમાનીપણાને લીધે કુટુંબી, સબધી અને પરિચિતોના હૃદયમા પ્રીતિરૂપ આકર્ષણ ઉત્પન્ન થતુ હતુ દિવસો જતાની સાથે ચદ્રકળા વધવાની પેઠે સરોજ ૩–૪ વર્ષની થઈ એ વખતે એક ફોટો લીધો હતો, તેને એન્લાર્જ કરાવ્યો તેમજ તે ફોટા પરથી આ ગ્રથમા ચિત્ર આપેલ છે એ અવસ્થા પછી ઘણા ફોટાઓ લીધા હતા પણ કોઇ સ્વતત્ર પૃથક્ નથી તેમજ બ્લોક બનાવવા માટે લાયક નથી એટલે નિરુપાયવશ નાની ઉંમરમા લીધેલા ફોટાનો જ ઉપયોગ કરવો પડ્યો છે

બાલ્યેષ્ટામા ૭ વર્ષ ચાલ્યા ગયા ત્યાર પછી વિદ્યાધ્યયન માટે સ્કૂલમા દાખલ કરી વિદ્યાધ્યયનમા સૂક્ષ્મ બુદ્ધિ, સહનશીલતા, નમ્રતા, બીજી બહેનો

તરફ પ્રીતિ અને સત્યપરાયણતા આદિ સદ્ગુણોને લીધે સરોજ શિક્ષિકા અને શિક્ષકોનો સદ્ભાવ અને સહપાઠી બહેનોનો પ્રેમ પ્રાપ્ત કરી લેતી હતી. પણ શારીરિક સ્વાસ્થ્ય અનુકૂળ ન રહેવાના કારણે ગુજરાતી ત્રીજા ધોરણ સુધી ભણાવીને સરોજની ઇચ્છા હોવા છતાં પણ વિદ્યાધ્યયન બંધ કરાવવું પડ્યું.

સરોજ વિદ્યાધ્યયનકાળમાં પ્રભુભક્તિ, સ્નાન અને પવિત્રતાનો આગ્રહ વધારે રાખતી હતી. ભક્તિમાં વધારે તલ્લીન રહેતી હતી, બીજાઓને દૂર દેશમાં વર્તમાનમાં થયેલા પ્રસંગોનું અને ભવિષ્યમાં થવાના પ્રસંગોનું કથન કરતી હતી. પ્રારંભમાં તો સામાન્ય બાલિકા માનીને બીજાઓ દુર્લક્ષ કરતા હતા, પણ અનેક પ્રસંગોની સત્યતાનો નિર્ણય થયા પછી સરોજને પૂર્વજન્મોના ઉન્નત આત્મારૂપે બધાંઓ સન્માન દેતાં હતાં.

બીજાં બાળકો પરસ્પર રાગદ્વેષને વશ થઇને ઘડીમાં સાથે રમે છે અને ઘડીકમાં ક્લેશ કરે છે, એવી ચંચલ ક્ષુદ્રવૃત્તિ સરોજમાં નહોતી. બીજાઓની સાથે તે માયાળુપણે વર્તન કરતી, પણ કોઇનો દ્વેષ કરતી નહિ. કોઈ દિવસ કોઇને કડક શબ્દો કહીને એણે દુ:ખ પહોંચાડ્યું નથી. સરોજ પોતાનો સમય પૂરો કરવા આવી હતી. બીજાઓનાં હૃદય પર ઘેરી છાપ પાડવા અને પૂર્વજન્મોના શેષ રહેલા સંસ્કારોનાં ફળ ભોગ કરી સમાપ્ત કરવા આવી હતી. એટલે સહજ બીજાં બાળકોથી એની વૃત્તિમાં અંતર જણાતું હતું. સરોજમાં સુબોધ વયોવૃદ્ધના જેવું ડહાપણ, નમ્રતા અને ભક્તિ આદિ ગુણો હતા. તે સામાન્ય માણસોના જીવનથી ભેદ ઉત્પન્ન કરાવતા હતા.

પૂર્વજન્મોના અવશિષ્ટ સંસ્કારનો ભોગ જેમ જેમ વધતો ગયો, તેમ તેમ શારીરિક અવસ્થા વધારે ને વધારે દીનહીન બનવા લાગી. ક્ષયરોગથી પીડિત રુગ્ણ સદૃશ શરીર અશક્ત રહેતું હતું, વારંવાર તાવ આવી જતો હતો. આવી સ્થિતિમાં બાર વર્ષની ઉંમર થયા પછી મૂત્રયંત્ર (વૃક્ક, બસ્તિ અને મૂત્રપ્રસેકનલિકા આદિ ભાગ)માં પ્રદાહ ( Inflammation ) ઉત્પન્ન થયો. પહેલાં વૃક્ક-( Kidney )માં ક્ષત થઇને પરુ ઉત્પન્ન થયું. પછી એ પરુ ગવિની, બસ્તિ અને મૂત્રપ્રસેકનલિકામાં ધીરે ધીરે ફેલાતું ગયું. એ વખતે પાકેલા ભાગોમાં અસહ્ય પીડા થતી હતી. તાવ બન્યો રહેતો હતો. વારંવાર એ તાવમાં વધારો થતો હતો. પરસેવો આવીને તાવ ઓછો થાય, ત્યારે ગભરામણ કંઇક ઓછી થતી હતી. આવી દારુણ યન્ત્રણાના સમયે મોટા મોટા મહારથીઓ પણ હાયતોબા મચાવી મૂકે છે અને બીજાઓને પણ ગભરાવી દે છે. એવા અસહ્ય કષ્ટને આ બાળકીન કન્યા પ્રસન્ન વદને સહન કરી લેતી હતી અને પ્રભુધ્યાનમાં લીન

રહેતી હતી. આ રીતે પરિચિતોને સહનશીલતા, ક્ષમા અને શાંતિનો પરિચય બહુ જ સારો કરાવતી હતી. કોઈ પણ સમયે ક્રોધ, જીદ અથવા હઠ કરીને બીજાઓને શારીરિક અથવા માનસિક કષ્ટ આપ્યું નથી. રોગાવસ્થામાં સર્વદા પ્રભુને નમ્ર ભાવે સરળ હૃદયપૂર્વક પ્રાર્થના કરતી રહેતી હતી, અને શાંત પડી રહેતી હતી. આ રીતે દુઃખને સહન કરવાની શક્તિ એટલે સહનશીલતા અને પદાર્થોના ભોગ પર વૈરાગ્યવૃત્તિને દૃઢ બનાવી લીધી હતી. ધીરે ધીરે રોગે - શરીરની જીવનીય શક્તિને નષ્ટ કરી દીધી. પછી ૧૨ વર્ષની નાની ઉંમરે, તા. ૬ઠ્ઠી મે, ૧૯૪૭, ના રોજ નશ્વર દેહનો ત્યાગ કરી તે પ્રભુશરણ પામી ગઈ હતી.

સ્થૂળ શરીરનો ત્યાગ કર્યા પછી વર્તમાનમાં સૂક્ષ્મ શરીરથી લોકવિશેષમાં નિવાસ કરે છે, અને સંસારના કલ્યાણ માટે પ્રયત્નશીલ રહે છે. જેઓએ જીવનકાળમાં સેવા કરી છે અથવા માયાળુપણે વર્તન કર્યું છે, તેઓના કલ્યાણની કામનાને લીધે કોઈ કોઈ સમયે સંબંધ સાંધે છે અને સૂચનાઓ કરી, ભાવિ અને હાનિથી બચવાનો માર્ગ દર્શાવે છે, તેમજ કલ્યાણકર આજ્ઞાઓ અથવા પ્રેરણા કરે છે. આ પુસ્તકને પ્રકાશિત કરાવી ગુજરાતી આયુર્વેદિક સાહિત્યની સેવા કરવામાં પણ તેની સૂચના યા આજ્ઞા આભારી છે.

વર્તમાનમાં પાશ્ચાત્ય શિક્ષાદીક્ષાથી વિભૂષિત નવયુવકોમાં નાસ્તિકતાના વિચારો વિશેષ દૃઢ થતા જાય છે. ઈશ્વર અને આત્માના અસ્તિત્વને તેઓ માનતા નથી. તેઓ આવા ઉન્નત આત્માઓનાં જીવન અને વર્તન ઉપરથી નોંધ ગ્રહણ કરીને ભૂલ સુધારી શકે, તથા શ્રદ્ધાળુઓની શ્રદ્ધા પ્રભુચરણોમાં દૃઢ બને, એટલા માટે આ બાલિકાના સંક્ષિપ્ત જીવનનો પરિચય કરાવ્યો છે. સન્માર્ગ ગામી, પોતાનું ભલું કરવાની ઇચ્છાવાળાઓના હૃદયમાં આ પરિચયથી થોડો પણ જ્ઞાનરૂપ પ્રકાશ પડશે, તો મારું લખવું સફળ માની લઈશ.

વિનીત,
ગુણગ્રાહી પ્રભુભક્ત

# બે બોલ

કાલેડા-બોગલા (જિ. અજમેર)ના શ્રી કૃષ્ણગોપાલ આયુર્વેદિક ધર્માર્થ ઔષધાલયના પ્રાણ પૂજ્ય સ્વામીશ્રી કૃષ્ણાનંદજી મહારાજની આયુર્વેદ-ક્ષેત્રની સેવાઓ ખૂબ જ જાણીતી છે. જેમ ગૂજરાતમાં ભિક્ષુ અખંડાનંદે સસ્તા સાહિત્ય દ્વારા ગૂજરાતની અપૂર્વ સેવા બજાવી છે, તેમ સ્વામીજી કૃષ્ણાનંદજી મહારાજ સંન્યાસી હોવા છતાંય આયુર્વેદ જગતની સરસ સેવા કરી રહ્યા છે. અનેક નાના-મોટા ગ્રન્થો પ્રકટ કરીને સ્વામીજીએ આયુર્વેદ જગતને પોતાનું ઋણી બનાવ્યું છે અને હજી ય એઓશ્રીની આ સેવાઓ ચાલુ જ રહેશે એમાં મને જરાકે ય શંકા નથી. હિન્દીભાષી આયુર્વેદ જગતને સ્વામીજીએ કેટલાક સરસ ગ્રન્થો આપ્યા છે. પ્રસ્તુત પુસ્તક મૂળ હિન્દી ગ્રન્થનું જ ભાષાન્તર છે.

સને ૧૯૩૮માં 'રસતન્ત્રસાર વ સિદ્ધપ્રયોગસંગ્રહ'ની દ્વિતીય આવૃત્તિ મારા જોવામાં આવી હતી. આની પહેલી આવૃત્તિ જોતજોતામાં ખલાસ થઈ ગઈ હતી. આ બીજી આવૃત્તિ સ્વામીજીએ મારી ઉપરની તેઓશ્રીની મમતા હોઈ મને મોકલી આપી હતી અને ત્યારે આ દળદાર ગ્રન્થ જોઈને હું પ્રસન્ન થયો હતો. નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહામણ્ડલના ભૂતપૂર્વ અધ્યક્ષ શ્રી ગોવર્ધન શર્મા છાંગાણીજીએ એની ભૂમિકા લખેલી છે. આ વિદ્વાને આ ગ્રન્થ માટે પોતાની ભૂમિકામાં નીચે મુજબ લખેલું છે:

"આજ સુધીમાં કેટલા યે નાનામોટા સંગ્રહગ્રન્થો મારા જોવામાં આવેલા છે. વૈદ્યક વિષયની ઘણી યે વાતો એવી છે જેનો એક જ ગ્રન્થમાં સંગ્રહ કરવો નિતાન્ત આવશ્યક છે. એવું હજી સુધી દેખવામાં આવ્યું નહોતું. કોઈ આવશ્યક વાતો એક ગ્રન્થમાં તો બીજી બેચાર વાતો બીજા ગ્રન્થમાં જરૂર જોવામાં આવે છે. આ અવસ્થામાં સાધકને એક જ જગો ઉપર બધી વાતો ન મળવાથી કેટલાયે સંગ્રહગ્રન્થો જોવાની ઝંઝટ ઊભી જ રહે છે. કેટલાક મોટા મોટા સંગ્રહો હોવા છતાં ય એમાં ઉક્ત આવશ્યક વાતોનું નામનિશાન જોવામાં નથી આવતું. આવી અવસ્થામાં એવા સંગ્રહગ્રન્થોની નિતાન્ત આવશ્યકતા હતી, જે બહુ મોટા ન હોય તેમ બહુ છોટા પણ ન હોય. આ ઉપરાંત તેમાં એક પણ મહત્ત્વની વાત છૂટી ગઇ ન હોય. એટલે જ સાચું કહું તો આ મોટી ખોટની પૂર્તિ શ્રી કૃષ્ણગોપાલ આયુર્વેદિક ધર્માર્થ ઔષધાલય કાલેડા-બોગલા દ્વારા પ્રકાશિત 'રસતન્ત્રસાર વ સિદ્ધપ્રયોગસંગ્રહે' કરેલી છે. વસ્તુતઃ પરંપરાપ્રાપ્ત દીર્ઘકાલ અનુભવેલ વૈદ્ય-વિદ્વાનો આ ગ્રન્થ નિચોડ છે......કૂપીપક્વ રસાયન અર્થાત્

મકરધ્વજ–ચંદ્રોદયાદિ બનાવવાની સરલ અનુભૂત વિધિઓ જેવી આ સંગ્રહમાં છે, તેવી કોઇ પણ સંસ્કૃત, હિન્દી, ગૂજરાતી, મરાઠી, બંગલા આદિના ભાષા-ગ્રન્થોમાં નથી જ."

શ્રી છાંગાણીજીના આ મંતવ્ય સાથે હું પૂર્ણ સહમત છુ. ચિકિત્સકો પાસે આ એક ગ્રન્થ હોય તો બીજા કોઈ ગ્રન્થની તેને જરૂર નહિ રહે. એક પણ ઉપયોગી વાત આ સંગ્રહમાં રહી જવા નથી પામી. જે અનુભૂત પ્રયોગો આ ગ્રન્થમાં આપવામાં આવેલા છે તે વિશ્વસનીય છે.

આ સંગ્રહ–ગ્રન્થનું મહત્ત્વ એક દૃષ્ટિએ હું જોઉં છું. મરાઠીમાં વૈદ્યપંચાનન શ્રી ગંગાધર ગુણે શાસ્ત્રીનો 'ઔષધિ–ગુણ–ધર્મ–શાસ્ત્ર' ગ્રન્થ એક વિરલ ગ્રન્થ છે. એની શૈલી મનમોહક છે અને આધુનિક દૃષ્ટિએ એમાં પ્રત્યેક પ્રયોગની વિશદ વિચારણા થયેલી છે. આ ગ્રન્થ ગૂજરાતી ભાષામાં ઉતારવા જેવો છે. ઘણા વખતથી મને એમ થતું હતુ કે કોઇ આ ગ્રન્થનો ગૂજરાતીમાં અનુવાદ કરે. હર્ષની વાત છે કે આ ગ્રન્થમાં આ 'ઔષધિગુણધર્મશાસ્ત્ર'નું લગભગ સંપૂર્ણ ભાષાન્તર કરવામાં આવેલું છે. વાચકો પ્રત્યેક પ્રયોગમાં 'ઔ. ગુ. ધ. શા.' લખેલું જોઈ શકશે. લગભગ આખો ય મરાઠી ગ્રન્થ અહીં ઊતરેલો જોઈ શકાય છે. આ ગ્રન્થની જે વિશેષતા જોવામાં આવે છે તેમાં ગુણે શાસ્ત્રીજીના આ ગ્રન્થનો ઉતારો અવશ્ય ધ્યાનાર્હ છે. આને લઇને જ આ ગ્રન્થ વિશેષ મૂલ્યવાન થયેલ મને લાગે છે. નીચે 'ભસ્મપ્રકરણ'માંથી નાગભસ્મના વક્તવ્યમાંથી થોડોક ઉતારો આપુ છુ, જે જોવાથી 'ઔ. ગુ ધ. શા.'ની શૈલીનો કંઇક પરિચય વાચકને આવી જશે. શાસ્ત્રમાં નાગભસ્મના ગુણ ૧–૨ શ્લોકો (આ શ્લોકોની શક્તિ વિષે મારે કંઈ કહેવાનું છે જ નહિ)માં દર્શાવેલા છે. પરન્તુ અર્વાચીન માનસને તેમાંથી જે જોઇએ તે ખોરાક નથી મળી શકતો. ગુણે શાસ્ત્રીજીએ આધુનિક વાચકના માનસનો બરાબર તાગ કાઢ્યો છે અને ખૂબ જ વિસ્તારથી ઘણી નવી વાતો કહેલી છે. એક રીતે 'ઔ. ગુ. ધ શા.'એ એક નવો જ ચીલો ગુણદર્શન કરાવવાનો કાઢ્યો છે, અને અક્ષુણ્ણ પંથ ઉપરનું આ વિજયી પ્રસ્થાન ખરેખર અભિનન્દનીય છે. નાગભસ્મ ઉપરનું લખાણ જુઓ (પૃ. ૧૩૫):

"મધુમેહમાં નાગભસ્મ સારી રીતે વપરાય છે. મધુમેહમાં આખા શરીરમાં રહેલા બધા દોષો અને બધાં દૂષ્યોની વિકૃતિ થવાથી મધુમેહ ઉત્પન્ન થાય છે. આયુર્વેદની દૃષ્ટિએ મધુમેહમાં વાત, પિત્ત અને કફ ત્રણેય દોષ અને રસ, રક્ત, માંસ, મેદ, વસા, લસિકા, મજ્જા, શુક્ર અને ઓજ એ બધી ધાતુઓ

દૂષિત થાય છે. આ બધાં ક્રિયા પરસ્પર થયા પછી મધુમેહ ઉત્પન્ન થાય છે. આ સિદ્ધાન્ત પ્રમાણે ચિકિત્સા કરવી જોઈએ. એટલે કે ત્રિદોષ અથવા ચૈતન્યાણુભવનક્રિયામાં જે વિકાર થયો હોય તેને પ્રથમ દૂર કરવો જોઈએ. આ રીતે જ્યારે ત્રિદોષમાં થયેલી વિકૃતિ દૂર થાય છે, ત્યારે તેવા જ જુદાજુદા અણુઓથી બનેલી ધાતુઓનો દોષ દૂર થાય છે. ત્રિદોષમાં આ જાતની દૂષિતતા બે પ્રકારની હોય છેઃ—(૧) અપ્ધાતુ ઉત્પાદક, અને (૨) અપ્ધાતુશોષક. મધુમેહમાં પહેલા પ્રકારની દૂષિતતા હોય છે. નાગભસ્મ પહેલા પ્રકારની દૂષિતતા દૂર કરવા વપરાય છે. નાગભસ્મના સેવનથી પહેલાં તરસ ઓછી થાય છે. નાગભસ્મનું બીજું કામ સાકર ઓછી કરવાનું છે તે પણ જલદી થવા માંડે છે. નાગભસ્મમાં શક્તિવર્ધક ગુણ હોવાથી આ કાર્ય જલદી દેખાય છે. તે વખતે માત્ર ગાયના દૂધનું પથ્ય રાખવાથી બહુ જલદીથી સારો ફાયદો થાય છે. મધુમેહના બીજા ઉપદ્રવો મટાડવા માટે નાગભસ્મની સાથે શિલાજિત આપવાથી વધારે ફાયદો થાય છે.......મધુમેહના રોગીઓમાં ઘણા જાડા હોય છે, જ્યારે કેટલાક પાતળા હોય છે. જાડા દરદીમાં મેદની દૃષ્ટિ વધારે હોય છે. જાડા માણસમાં શરીરના પ્રમાણમાં શક્તિ પણ ઓછી હોય છે. એવા મેદસ્વી મધુમેહવાળાઓ માટે નાગભસ્મ વાપરવી વધારે હિતકર છે. જ્યારે પાતળા રોગીઓને દાહ વગેરે લક્ષણો વધારે થતાં હોય ત્યારે જસતભસ્મ વધારે ફાયદો કરે છે......"

આ તો એક ટૂંકો ફકરો જ માત્ર છે, લાંબું વિવેચન તો આ ગ્રન્થમાં જ વાચકો જોઈ શકશે. આ શૈલીથી જ આ ગ્રન્થની ઉપયોગિતા અને મહત્ત્વ બન્ને વધ્યાં છે. આ ગ્રન્થમાં ચિકિત્સકોની મુસ્કેલીઓ ધ્યાનમાં રાખીને જ 'પરીક્ષિત પ્રયોગો' આપવામાં આવેલા છે. "આ હેતુથી આ અનુભૂત–પ્રયોગ–સંગ્રહ પ્રગટ કર્યો છે. જો અધિકારી વર્ગ આ ગ્રન્થનો વિચાર કરી કાંઈક લાભ ઉઠાવશે તો હું મારો પરિશ્રમ સફળ થયેલો માનીશ." (પૃ. ૬) અને મને કહેતાં આનંદ થાય છે કે આ સંગ્રહગ્રન્થનો પરિશ્રમ ખરેખર સફળ થયો છે જ.

આ ગ્રન્થ વિષે થોડુંક કહેવું અસ્થાને નથી જ. શરૂઆતમાં 'ઔષધિ સંબંધી આવશ્યક સૂચનાઓ' ૧૯૫ જેટલી આપેલી છે, તેમાં કેટલીક નવીનતાઓ આપણને જોવા મળે છે. દા. ત.

"બાળકો માટે તો પારાવાળી ઔષધિ બહુ જ અનુકૂળ પડે છે." (પૃ. ૯)

"મૂત્રપિંડના શોથથી ઉત્પન્ન થનારા ઉદરરોગમાં તામ્રભસ્મ નુકસાનકારક છે. કારણ કે તામ્રભસ્મ ઉષ્ણ અને પિત્તનું વિરેચન કરનાર હોવાથી મૂત્રપિંડના

કાર્યને રોકે છે. એથી પિત્ત મૂત્રમાં મળી જાય છે અને પેશાબ ઓછો થાય છે." (પૃ. ૯)

"વાતજન્ય સૂકી ખાંસીમાં શૃંગભસ્મ નુકસાનકારક છે અને કફપ્રધાન ખાંસી, શ્વાસ અને ન્યુમોનિયા વગેરે રોગોમાં બહુ હિતકર છે." (પૃ. ૯)

"ઉપદંશજન્ય કંઠરોગમાં જસતભસ્મ વાપરવી સારી નથી." (પૃ. ૯)

"આમ સાથેના જૂના રોગમાં કોડી ભસ્મ ફાયદાકારક છે. પરંતુ નવા આમસંગ્રહણીમાં હિતકર નથી." (પૃ. ૯)

"સુવર્ણભસ્મ સોમલથી મારેલી હોય તો ક્ષયરોગના પહેલા તબક્કામાં ન આપવી, નહિ તો સૂકી ખાંસી વધી જશે. પારદ અને ગંધકથી મારેલી સુવર્ણ-ભસ્મ ક્ષયમાં લાભદાયી છે." (પૃ. ૧૦)

"અનુપાન લેખે ઘી અને તેલ લીધા પછી કલાક સુધી ઠંડું પાણી ન પીવું." (પૃ. ૧૩) ઇત્યાદિ.

પછી 'પરિભાષાપ્રકરણ'માં ગજપુટ વગેરેની સમજણ આપેલી છે. 'હિંગળોકમાંથી પારો કાઢવાની પદ્ધતિ' (પૃ. ૫૧)માં સિંધ આયુર્વેદિક ફાર્મસી-વાળાએ કહેલ નવી વિધિ દર્શાવેલી છે. શિલાજિત સંબંધી લેખકનો સ્વાનુભવ (પૃ. ૬૭) જાણવા જેવો છે. પછી 'શોધનપ્રકરણ' આવે છે. પછી '**ભસ્મ-પ્રકરણ**' છે, અને આ પ્રકરણમાં 'ઔ. ગુ. ધ. શા.' ઉપરથી વિસ્તારથી ઉતારવામાં આવેલું છે, તેમજ અન્ય વૈદ્ય મહાનુભાવોના પ્રયોગો પણ દર્શાવવામાં આવેલ છે. પૃ. ૮૨ થી પૃ. ૨૨૨ સુધીનાં ૧૪૦ પૃષ્ઠ ભસ્મપ્રકરણે રોક્યાં છે. મારી ખાતરી છે કે વાચકોને આ પૃષ્ઠો વાંચવાં ખૂબ જ ગમશે. ઘણી નવી વાતો આમાં કહેવામાં આવેલી છે. લંબાણભયથી હું તેનો નિર્દેશ કરતો નથી. વાચ-કોને આ પૃષ્ઠો ધ્યાન દઈને વાંચવા–વિચારવા વિનવું છું.

પછી '**કૂપીપકવરસાયન**' પ્રકરણ આવે છે. એણે બાવન પૃષ્ઠો રોકયાં છે. **સમીરપન્નગરસમાં** બીજી વિધિ દર્શાવેલી છે તેમાં નીચેની બાબતો જોઈએ:

"પહેલી વિધિ પ્રમાણે. આ રસાયન પહેલી વિધિ કરતાં વાતવાહિનીઓની વિકૃતિથી થતા રોગો ઉપર જલદી ફાયદો કરે છે. આ બીજી વિધિવાળું ઊર્ધ્વ-લસ રસાયન સ્વામીશ્રી હરિશરણાનંદજીએ અર્ધાંગવાત અને ગૃધ્રસી પર મધ સાથે અનેકવાર વાપર્યું છે. અર્ધાંગવાત ઉપર આ રસાયન જેટલો ફાયદો કરે છે તેટલો બીજી કોઈ પણ ઔષધિ કરતી નથી. એ રીતે જૂનામાં જૂના ગૃધ્રસીના રોગી આનાથી સારા થઈ ગયા છે. અર્ધાંગવાત અને ગૃધ્રસીમાં લોહીનું દબાણ વધી જાય છે. એને ઓછું કરવા સાથે એ રોગ પણ મટાડે છે." (પૃ. ૨૬૪)

વાચકો જોઇ શકશે કે અન્ય પ્રતિષ્ઠિત સજ્જનોના સારા અનુભવોનો સંગ્રહ આ પુસ્તકમાં થયેલો છે. સ્વ. શ્રી. સુખરામદાસ ઓઝાનો અનુભવ પણ એકબે જગો ઉપર દર્શાવવામાં આવેલ છે. ટૂંકમાં વિવેક રાખીને જ્યાંથી જેટલું લેવા જેવું લાગ્યું છે, તેટલું બધું જ આ ગ્રન્થમાં ઉતારેલું જોવા મળે છે.

**સુવર્ણભૂપતિ રસ**:—"આ રસાયન બધી જાતના સન્નિપાત અને ક્ષયની બીજી અવસ્થામાં બહુ લાભદાયક દવા છે. આમવાત, ધનુર્વા, લંગડાપણું, ઊરુસ્તંભ, પાંગળાપણું, કમ્પવા, કટિવાત, મંદાગ્નિ, બધી જાતની શૂલ, ગુલ્મ, ઉદાવર્ત, ભયંકર સંગ્રહણી, પ્રમેહ, ઉદરરોગ, બધી જાતની પથરી, કર્ણજ્વિયાત, મૂત્રનો અટકાવ, ભગંદર, બધી જાતનાં કુષ્ઠ, વિષવિકાર, વધી ગયેલો વિષપ્રયોગ, વિદ્રધિ, શ્વાસ, કાસ, અજીર્ણ, બધી જાતના તાવ, કમળો, પાંડુરોગ, માથાના રોગ વગેરે બધા વાતપ્રધાન રોગો આ ઔષધને અનુકૂળ અનુપાન સાથે આપવાથી મટે છે. મહારાષ્ટ્રમાં ઘણા ચિકિત્સકો આ એક જ ઔષધિ ઘણા રોગો ઉપર વાપરે છે. મહારાષ્ટ્રની આ પ્રસિદ્ધ ઔષધિ છે." (પૃ. ૨૬૬). અહીંયાં મહારાષ્ટ્રની લબ્ધપ્રતિષ્ઠ ઔષધિનું સુંદર વર્ણન મળે છે. ગૂજરાતી વૈદ્યો આવા સુંદર રસો વાપરતા થઈ જશે એવી મને ખાતરી છે. લખાણની શૈલી જ આવો રસ વાપરી જોવા પ્રેરે છે. "**सर्वरोगविनाशाय सेव्यं स्वर्णभूपतिः.**" અષ્ટમૂર્તિ, પંચસૂત, વ્યાધિહરણ—આ બધા રસોનું વૈશિષ્ટ્ય વિચારણીય છે. ટૂંકમાં આ 'કૂપીપકવ રસાયન' પ્રકરણ અતિશય સામગ્રી વાચકોને જરૂર પૂરી પાડનારું છે.

પછી આવે છે 'પર્પટીપ્રકરણ.' પછી '**ખરલીય રસાયન.**' કૂપીપકવ રસાયનો અને પર્પટીઓ પછી ખરલમાં લાંબો વખત જે રસોને ઘૂંટવામાં આવે છે તેનું પ્રકરણ જુદું આપેલું છે. 'શીતભંજી રસ'માં વૈદ્યરાજ પં. શ્રી કાંતિલાલજી આચાર્યનો જાતઅનુભવ (પૃ. ૨૯૭) વર્ણવવામાં આવેલ છે. આવા અનુભવના ઉલ્લેખોથી ઔષધિ તરફ પ્રીતિ થાય છે અને વાપરી જોવા મન લલચાય છે. 'ત્રિભુવનકીર્તિ', 'અશ્વકંચુકી રસ' જેવી ગૂજરાતમાં અતિ પ્રસિદ્ધ બનાવટો સંબંધી વિવેચન વાચકોએ અવશ્ય વિચારવા જેવું છે. ત્રિભુવનકીર્તિમાં 'કફપ્રધાન જ્વરમાં સુવર્ણઅંગ અને આકડાના મૂળની છાલ સાથે મેળવીને મધ સાથે દિવસમાં ૨ કે ૩ વાર આપવું (પૃ. ૩૧૧).' આ કોઈ પંડિતે લખેલું પુસ્તક નથી, પરન્તુ દવાઓ જેણે દરદીઓ ઉપર છૂટથી વાપરી જોઈને ખાતરી કરેલી છે એવા સિદ્ધહસ્ત વિદ્વાન વૈદ્યનો હાથ આ પુસ્તકમાં મને જરૂર દેખાય છે. અને આથી જ આવો ગ્રન્થ વૈદ્યો માટે ખરેખર આશીર્વાદ તુલ્ય જ છે એમ કહેવામાં રજ પણ અતિશયોક્તિ હું કરતો નથી. આવાં ઉત્તમ રસાયનો આપણી પાસે છે, આપણી એ અણમોલી સંપત્તિ છે, અને અનેક વૈદ્યોના સહસ્ર અનુભવોની

કસોટી ઉપર પણ તેમાંનાં ઘણાં રસાયનો ચઢેલાં છે, અને છતાં ય આપણો વૈદ્ય-સમાજ સલ્ફા ડ્રાઝ વાપરવા લલચાય એમાં મને કરુણતાની અને વિવેકભ્રષ્ટતાની પરિસીમા જ લાગે છે. 'ત્રૈલોક્યચિંતામણિ', 'જયમંગલ રસ', 'લક્ષ્મીવિલાસ રસ', 'કાલકૂટ રસ' વગેરે રસો આપણા ઔષધિ–મહાસાગરનાં મહામોલાં રત્નો છે. દવાઓનાં વિશાળ દરિયામાં ડૂબકીઓ મારીને આવાં અનેક મોતીઓ આપણા પૂર્વજોએ ગોતેલાં છે. તેને ગુણે શાસ્ત્રીની કલમે ઠીક ન્યાય આપેલો છે. કાલકૂટ રસ પ્રસંગે લખાણ જુઓ—"કાલકૂટ રસ એ ધનુર્વાની સુંદર ઔષધિ છે. જો ધનુર્વામાં કફપ્રધાન દૃષ્ટિ હોય તો કાલકૂટ રસ ઉત્તમ ફાયદાકારક છે. ગર્ભપાત પછી થનારા ધનુર્વાતમાં આ રસ વપરાય છે......ગર્ભપાત પછી જે રીતે ધનુર્વા થાય છે તે જ રીતે સુવાવડી સ્ત્રીને પણ થાય છે. આયુર્વેદચિકિત્સા અનુસાર આ રોગમાં જુદી જુદી અવસ્થાઓમાં લક્ષણોના ભેદ પ્રમાણે જુદીજુદી ઔષધિઓ–સૂતિકારિ, સૂતિકાભરણ, પ્રતાપલંકેશ્વર, તાપ્યાદિ લોહ, અને કાલકૂટ રસ વગેરે ઔષધિઓ અપાય છે. મકકલશૂલ વગેરે વાતપ્રધાન લક્ષણો હોય તો પ્રતાપ-લંકેશ્વર, વારંવાર તાણ અને પિત્તની પ્રધાનતા હોય તો તાપ્યાદિ લોહ, ધનુર્વા વગેરે લક્ષણો ઓછાં અને સૌમ્ય હોય ત્યારે સૂતિકાભરણ, વાતકફપ્રધાન લક્ષણો હોય ત્યારે સૂતિકારિ, અને કફપ્રધાન જડતા, બેશુદ્ધિ વગેરે લક્ષણો હોય ત્યારે કાલ-કૂટ રસ આપવો જોઈએ. (પૃ. ૩૩૦)" વાચકોના દિલમાં આ લખાણ જરૂર સોંસરું ઊતરી જાય છે અને આવાં અમૂલ્ય ઔષધો તરફની એમની ભક્તિને તે દૃઢમૂલા બનાવે છે. કારણ કે આ લખાણમાં વર્ષોના અનુભવોનો નિચોડ એક સિદ્ધહસ્ત લેખકની કલમ દ્વારા બહાર પડેલો છે.

'ચંદ્રામૃત રસ'—"આ દવા અમે જુદીજુદી જાતની ખાંસીઓમાં ઘણી-વાર વાપરી છે. બહુ જ પ્રભાવશાળી અકસીર દવા છે. સખ્ત ખાંસીને એ ૧–૨ દિવસમાં જ મટાડી દે છે." આવો અનુભવ એ જ આ ગ્રન્થની મને વિશેષતા લાગે છે. આ ચંદ્રામૃત રસ ગૂજરાતમાં ભાગ્યે જ કોઈ વાપરનાર હશે.

'કામદુધા રસ'—"બાળકોના ઊંટાટિયા ઉપર વપરાતી ઔષધિઓમાં આ રસ એક ઉત્તમ ઔષધિ છે. *બહુ નબળાઇ આવી જવાથી અને આમાશયમાં* ઉગ્રતા વધી જવાથી બીજી દવાઓ નિષ્ફળ જાય છે ત્યારે આ રસ ફાયદો કરે છે (પૃ. ૪૨૯)." ઊંટાટિયા—Whooping Cough—ની દવા જ નથી, ત્યાં કામદુધા વાપરવા કયો વૈદ્ય નહિ લલચાય?

'વાતકુલાંતક રસ—(પૃ. ૪૩૮) "આ રસાનન ખૂબ ભયંકર અપસ્માર (વાઇ), હિસ્ટીરિયા, મૂર્છા, સખત હેડકી, ધનુર્વાત, સૂતિકારોગમાં આક્ષેપ સાથેના વાત-રોગ, નિદ્રાનાશ આ સર્વને મટાડે છે."

'અમરસુંદરી વટી' (પૃ. ૪૩૯)–"આ દવા અજમેર જિલ્લામાં વધારે વપરાય છે. અમે પણ ઘણીવાર વાપરી લાભ લીધો છે." હિંદુસ્થાન એ દેશ નથી, ખંડ જેવો મુલક છે. ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ભિન્ન ભિન્ન દવાઓ વિશેષ પ્રમાણમાં વપરાય છે. આંતરરાષ્ટ્રીયતાની જ્યારે આપણે વાતો કરતા થયા છીએ ત્યારે આંતરપ્રાંતીય વૈદ્યકીય વિશેષતાઓ તરફ આપણું ધ્યાન કેમ નથી ખેંચાતું ?

'આરોગ્યવર્ધની રસ'નું વિવેચન વાંચ્યા પછી આ સુંદર ઔષધ કેમ વાપરવું તે સારી રીતે સમજવામાં આવશે.

**'અમીર રસ'**—(પૃ. ૫૦૪) લેખક યોગ્ય જ કહે છે કે "મૂળ ગ્રન્થકારે (સિદ્ધભેષજમણિમાલાનો આ પાઠ છે) જે વિધિ લખી છે એ રીતે બનાવવાથી બહુ ઓછો બને છે અને ઘણીવાર પારો કાંઈક જુદો પડી જાય છે." લેખકના અનુભવ સાથે હું પણ મળતો છું. એ રીતે અમીર રસ બનતો જ નથી. આથી સૂરતમાં વૈદ્યરાજ ભોળાનાથભાઈ તેને બીજી રીતે બનાવે છે અને સફળતાથી વાપરે છે. આથી જ હું કહું છું કે આ ગ્રન્થમાં અનુભવનો નિષ્કર્ષ છે અને આવા અનુભવો જ આજના યુગમાં વિશેષ પ્રત્યયામક બને છે.

**ઓદાર શુદ્ધ કરવાની રીત**—(પૃ. ૫૨૬). 'રસયોગસાગર'ના પ્રદરાંતક લોહના પાઠમાં સ્વ. હરિપ્રપન્નજીએ આ વિધિ દર્શાવેલી છે. પરન્તુ અનુભવી લેખકની દષ્ટિ બહાર કોઈ ઉપયોગી વાત રહી ગઈ નથી.

'પ્રતાપલંકેશ્વર રસ' (પૃ. ૫૩૧)–"ગર્ભાશયને મૂળ સ્થિતિમાં લાવવા માટે પ્રતાપલંકેશ્વર જેવી કોઇ બળવાન ઔષધિ નથી." આપણાં પ્રસૂતિગૃહમાં 'અર્ગટ'-ની અનિવાર્યતા આજે બધાને લાગે છે. પ્રતાપલંકેશ્વર જેવી સુંદર દવા શું કામ ન વાપરી શકાય ?

'માણિક્યરસાદિ ગુટિકા' (પૃ. ૫૪૧)–આ પાઠ સ્વ. તિલકચંદ તારાચંદ કૃત 'આયુર્વેદ નિબંધમાળા'માંથી ઉદ્દધૃત કરેલો છે "આ ગોળીએ સેંકડો બાળકોના જીવ બચાવ્યા છે." લેખકની તીક્ષ્ણ દૃષ્ટિમાંથી કોઇ પણ ઉપયોગી ચીજ છટકી જવા પામી નથી એ આથી સમજાય છે. 'આયુર્વેદ નિબંધમાળા'માંથી ઘણા ઉપયોગી પાઠો આ ગ્રન્થમાં લેવામાં આવેલા છે.

'મહાવાતરાજ રસ' (પૃ. ૫૫૨)–પં. ગોવર્ધનજી છાંગાણીનો આ પાઠ છે. "આ મધુમેહને ચોક્કસ રીતે મટાડે છે." છાંગાણીજી જેવા વિદ્વાનની વાણી આપણા સંશય માત્રને દૂર કરે છે અને આ ઔષધ વાપરવા આપણને જરૂર લલચાવનાર બને છે. છાંગાણીજીના કેટલાક પાઠો આ ગ્રન્થમાં ઉદ્દધૃત કરવામાં આવેલા છે.

ટૂંકમાં 'ખરલીય રસાયનો'વાળું પ્રકરણ અનેકના અનુભવોની પ્રસાદીરૂપ

હોઈ ઘણાનાં દિલ ડોલાવશે અને એવી ઉપયોગી ઔષધિઓ વાપરના ઘણાને કરશે એવી મને ખાતરી છે.

પછી 'ગુટિકાપ્રકરણ' છે. આમાં પણ અનુભવોની પ્રસાદી અહીંતહીં વેરાયેલી નજરે ચઢે છે. 'સંજીવની વટી' (પૃ. ૫૮૩) ગૂજરાતી વૈદ્યો વાપરે છે. લેખક અહીં એક સૂચના કરે છેઃ "જો આ વટીમાં વછનાગ જેટલો શુદ્ધ હિંગળોક મેળવવામાં આવે તો આ વટી વધારે અસરકારક બને છે." પછી 'ચૂર્ણ-પ્રકરણ' છે. આપણે 'સિતોપલાદિ ચૂર્ણ' તો રોજ વાપરીએ છીએ. પરન્તુ આમાં 'બૃહત્ સિતોપલાદિ ચૂર્ણ' (પૃ. ૬૩૫) છે. તેમાં ગુલે બનફ્સા અને ગુલે ગાવઝબાં બંને યુનાની દવાઓ અને તાલિસપત્ર ઉમેરીને આ ચૂર્ણની ઉપયોગિતા ખરેખર જ વધારવામાં આવેલી છે. કારણ કે યુનાની વૈદકમાં ગાવઝબાં અને બનફ્સા એ અમૂલ્ય ઔષધો છે. કફમાં સુંદર કાર્ય કરનાર છે.

'સ્વાદિષ્ટ પાચન ચૂર્ણ' (પૃ. ૬૭૯)ની બનાવટ સુંદર છે. લેખકનો બહોળો અનુભવ ક્યાંય છૂપો રહી શકતો નથી. 'આયુર્વેદ નિબંધમાળા'માંથી 'વાસાદિ ચૂર્ણ' ની સુંદર બનાવટ ચકોર લેખકે લઇ લીધેલી છે. ગ્રન્થગૌરવભય આથી વધારે વિસ્તાર કરતાં મને અટકાવે છે. પછી 'કષાયપ્રકરણ' આવે છે. આમાં 'આરગ્વધાદિ કલ્ક', 'પ્રતિશ્યાયહર કષાય', 'મધુકાદિ હિમ', 'દ્વાત્રિંશદાખ્ય કવાથ' તરફ ખાસ ધ્યાન જાય છે. દ્વાત્રિંશદ્ તો હું વર્ષોથી વાપરું છું એટલે હું એની સાક્ષી આપું છું. ટૂંકમાં ચિકિત્સાદષ્ટિએ ઉપયોગી કોઈ પણ ચીજ ચકોર લેખકની વેધક આંખોમાંથી છટકી રહી જવા પામી નથી એમ વારંવાર કહેતાં મને જરાકેય સંકોચ થતો નથી,

પછી 'આસવપ્રકરણ' છે. 'ઔ. ગુ. ધ. શા.' માંથી ઠીકઠીક દોહન કરવામાં આવેલું છે. આમાં અર્કોનો પણ સમાવેશ થયેલો છે. ગાજરનો અર્ક, મેદોહર અર્ક, જ્વરહર અર્ક, લાક્ષા અર્ક, સિંધ આયુર્વેદિક ફાર્મસીવાળા શ્રી. ગોપાલજી કુંવરજી ઠક્કરનો શોથનાશક અર્ક જે-ટિંકચર આયોડીન કરતાં સારી બનાવટ છે તે, તથા ચાંદીનો કલ્પ આ ધ્યાન ખેંચે છે.

'અવલેહપ્રકરણ'-આમાં 'ગોક્ષુરાદિ અવલેહ', 'સિતોપલાદિ અવલેહ', 'કાસકંડનાવલેહ', 'મધુકાદ્યવલેહ', વગરે અવલેહ ધ્યાનાર્હ છે. આમાં 'તિબ્બી અકબરી', 'ધરવૈદુ' તથા 'રસયોગસાગર'ના અનેક સારા પાઠો નજરે ચઢે છે. દિવાલસુશ્ક, માજૂનો વગેરે યુનાની અવલેહો—જે યુનાની વૈદ્યકની એક ખાસ વિશેષતા છે એમ કહીએ તો ચાલે—વગેરે અહીંયાં એક જ જગોએ અનેક ગ્રંથોમાંથી ચૂંટી ચૂંટીને રજૂ કરેલા છે. પછી આવે છે 'ઘૃત-તૈલ-પ્રકરણ' આમાં શ્રી. પં. મંગુલાલજીના વડવાઓ ૧૦૦થી વધુ વર્ષથી વાપરતા આવ્યા છે તે

'વાતહર તેલ' નો પાઠ સારો છે. શ્રી. ગોપાળજીભાઇનો પંચગુણ તૈલનો પાઠ (પૃ. ૮૦૮) ધ્યાનાર્હ છે. આ પંચગુણ તૈલ દરેક દવાખાનામાં હોવું જ જોઈએ. વૈદ્યોને ટાંકા મારતા નથી આવડતા. હું કહું છું કે ટાંકા મારવાની જરૂર હોય ત્યાં પણ આ તેલ વાપરવાથી ચમત્કારિક રુઝ આવે છે, ટાંકાની જરૂર નથી પડતી. હું આ વાપરું છુ.

'અંજનપ્રકરણ'—સ્વામી અખંડાનંદજીનો ખાખરાનો અર્ક અહીં દર્શન દે છે. 'વૈદ્યામૃત'ની 'રસકેશ્વર ગુટિકા'નો સારો પાઠ છે.

'લેપ મલમ પ્રકરણ'—અગ્નિદગ્ધવ્રણહર મલમ જુઓ. ઘણા વૈદ્યો આ મલમ બનાવતા હશે, પરન્તુ અહીં ચૂનાના નીતરા પાણીમાં રાળના મલમને ફીણવાનું કહી સોનામાં સુગંધ ઉમેરેલી છે.

ટૂંકમાં આ ગ્રન્થનું ગુણદર્શન કે રસદર્શન ટૂંકમાં કરાવવા મેં પ્રયત્ન કરેલો છે. ગૂજરાતી જનતા આ ગ્રન્થનો સારો આદર જરૂર કરશે એવી હું આશા રાખું છું. પૂ. સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજ આવા અનેક ગ્રન્થો ગૂજરાતને આપતા રહો એ અભ્યર્થના સાથે વિરમુ છું.

સૂરત, ૧–૮–૫૦. બાપાલાલ ગ. વૈદ્ય

# ગ્રંથસંકેત

આ ગ્રન્થમાં જે ગ્રંથોમાંથી આધારઅવતરણ લીધાં છે, તેના સંકેત નીચે આપ્યા છે:

### સંસ્કૃત ગ્રન્થ

અનુ. ત. અનુપાનતરંગિણી
અ. હ. અષ્ટાંગહૃદય
આ. પ્ર. આયુર્વેદપ્રકાશ
ગ. નિ. ગદનિગ્રહ
ચ. સં. ચરકસંહિતા
ચ. દ. ચક્રદત્ત
નિ. ર. / બૃ. નિ. ર. } નિઘંટુરત્નાકર
બ. રા. બસવરાજીયમ્
બૃ. યો. ત. બૃહદ્યોગતરંગિણી
બં. સે. બંગસેન
ભા. પ્ર. ભાવપ્રકાશ
ભા. ભૈ. ર. ભારતભૈષજ્યરત્નાકર
ભૈ. ર. ભૈષજ્યરત્નાવલી
યો. ર. યોગરત્નાકર
ર. કા. રસકામધેનુ
ર. ચં. રસચંડાશુ
ર. ચિ. રસચિન્તામણિ
ર. ત. રસતરંગિણી
ર. યો. સા. રસયોગસાર
ર. ર. રસરત્નાકર
ર. ર. સ. રસરત્નસમુચ્ચય
રા. રા. સુ. રસરાજસુંદર
ર. સા. રસાયનસાર
ર. સા. સં. રસેન્દ્રસારસંગ્રહ
વૃન્દ. વૃન્દમાધવ
વૈ. જી. વૈદ્યજીવન
શા. સં. શાર્ઙ્ગધરસંહિતા
સિ. ભૈ. મ. સિદ્ધભૈષજ્યમણિમાલા
સિ. ભૈ. મ. સિદ્ધભૈષજ્યમંજૂષા
સુ. સં. સુશ્રુતસંહિતા
હા. સં. હારિતસંહિતા

### હિન્દી

અ. યો. મ. અનુભૂતયોગમાલા
ઇ. ગુ. ઇલ્લાજુલ ગુર્બા
ખૂ. ચિ. ખૂબચન્દ્રચિકિત્સા
બા. ચિ. બાલચિકિત્સા
ચા. ચિ. ચારચિકિત્સા
ચિ. ચં. ચિકિત્સાચંદ્રોદય
તિ. અ. તિબ્બે અકબર
ધન્વંતરિ ધન્વંતરિ (માસિક)
સ્વા. ર. સ્વાસ્થ્યરક્ષા

### ગુજરાતી

અ. પ્ર. અનુભૂત પ્રયોગાવલિ
આ. ઔ. આર્યઔષધ
આ. ભિ. આર્યભિષક
આ. નિ. મા. આયુર્વેદ નિબંધમાલા
ઘ. વૈ. ઘરવૈદું
રસા. સા. સં. રસાયનસારસંગ્રહ
ર. ત. રસોદ્ધારતંત્ર
વૈ. ચિ. સા. વૈદ્યકચિકિત્સાસાર
વૈ. સ. વિ. વૈદ્યક સંબંધી વિચાર

### મરાઠી

ઔ.ગુ.ધ.શા.આયુર્વેદીય ઔષધગુણધર્મશાસ્ત્ર
આ. ક. આયુર્વેદ કલાનિધિ
વૈ. સા. સં. વૈદ્યસારસંગ્રહ

# પુસ્તક વાંચતા પહેલાં અગત્યની સૂચનાઓ

આ અનુવાદ ગૂજરાતીમાં એની શૈલીના વિશિષ્ટ પ્રકારનો છે. પ્રત્યેક વૈજ્ઞાનિક ગ્રંથના અનુવાદકને હોય છે તેવી પારિભાષિક શબ્દો સંબંધી મુશ્કેલી મને પણ નડી છે. તેમાંયે અનુવાદનું જુદે જુદે વખતે સંશોધન, પરિવર્ધન થયુ છે, એટલે નિશ્ચિત ધોરણ રહ્યું નથી. ગૂજરાતીમાં તો શું, હજુ કેટલાક શબ્દો સંબંધી તો વિદ્વાનો પણ એક નિર્ણય પર આવી શક્યા નથી. આવા સંયોગોમાં આ પુસ્તકમાં વપરાયેલા પારિભાષિક શબ્દો જે અર્થમાં વપરાયા છે તેના અંગ્રેજી પર્યાયોની યાદી જુદી આપવામાં આવી છે. તે ઉપરાંત દરેક શબ્દનો અનુવાદ કરી નાખવા જતા અનુવાદ ક્લિષ્ટ ન થઈ જાય એથી તે તે સ્થળોની આવશ્યકતા મુજબ શબ્દો પસંદ કર્યાં છે. દા. ત. વિકાર અને ઉપદ્રવ. વિકાર એટલે વ્યાધિ, લક્ષણ, ચિહ્ન કે રોગ પછી થતા ઉપદ્રવો–disease, symptom, sign and complication આમ ચાર અર્થમાં વપરાય છે. જ્ઞાનતંતુ ગૂજરાતીમાં સામાન્ય રીતે nerve–ગમે તે પ્રકારની–ના અર્થમાં વપરાય છે. હિંદીમાં સામાન્ય nerve માટે વાતવાહિની, sensory nerve માટે જ્ઞાનતંતુ અને motor માટે ગતિતંતુ શબ્દ વપરાય છે. આવી પરિભાષાની અનિશ્ચિતતામાં અભ્યાસી વાચક વિવેકપૂર્વક વાંચશે તો અર્થ સમજવામાં મુશ્કેલી નહિ પડે.

**આ ગ્રંથમાં જ્યાં પ્રમાણ શેરમાં આપવામાં આવ્યું છે ત્યાં ૮૦ તોલાનો બંગાળી શેર સમજવો. ૧ શેર, ૨ શેર એમ શેરમાં આપેલા માપ ૮૦ તોલાના બંગાળી શેરમાં આપવામાં આવ્યા છે.**

પુસ્તકમાં રહેલી અશુદ્ધિઓ પુસ્તકના અંતમાં આપવામાં આવી છે. એનું પ્રમાણ ઓછું આપવા જતાં વાચક એ તરફ દુર્લક્ષ્ય ન રાખે એ ઇચ્છવા યોગ્ય છે.

ગ્રંથમાંની ક્ષતિ સંબંધીની સર્વ સૂચનાઓ સાભાર સ્વીકારવામાં આવશે. આ ગ્રંથનો મૂળ હેતુ શ્રી કૃષ્ણ-ગોપાલ ધર્માર્થ ઔષધાલયનો મૂળ હેતુ–જનતાની વધુમાં વધુ સેવા એ જ છે. એ હેતુ માટે સૌનો સહકાર આવશ્યક છે.

ભાનુપ્રસાદ ન. મહેતા

# 'પુસ્તકપ્રકાશન અને દવાઓનું' વેચાણ

આ સંસ્થા તરફથી પુસ્તકોનું પ્રકાશન અને દવાઓનું વેચાણ બંને કામ સેવાભાવે કરવામાં આવે છે. એટલા માટે દરેક વસ્તુની કિંમત તદ્દન ઓછી રાખવામાં આવી છે, અને ભવિષ્યમાં પરિસ્થિતિ અનુકૂળ થતાં એથી પણ ઘટાડવામાં આવશે. કોઈ સજ્જન અમારાં પુસ્તકો બીજી ભાષામાં અનુવાદ કરવા ઇચ્છશે તો આનંદપૂર્વક નિ:સ્વાર્થ ભાવે અનુમતિ આપવામાં આવશે, એટલું જ નહિ પણ ભવિષ્યમાં કોઇ કારણથી આ ઔષધાલય તરફથી પુસ્તક-પ્રકાશન બંધ થઇ જાય તો કોઈ પણ ધર્માદા સંસ્થા અમારાં પુસ્તકો પ્રસિદ્ધ કરી શકે છે- અમારી તરફથી કોઇ પણ જાતનો વિરોધ કરવામાં નહિ આવે.

અમે દવાઓના પ્રયોગોમાંથી એક પણ ગુપ્ત નથી રાખ્યો, અને ભવિષ્યમાં પણ કોઈ પ્રયોગ છુપાવીશુ નહિ. પ્રયોગની વિધિ ગુપ્ત રાખવાથી મનમાની ૧૦-૨૦ ગણી કે તેથી વધુ કિંમત મળી શકે છે. પણ એવું કરવામાં આયુર્વેદ સાહિત્ય અને દેશને નુકસાન છે. એટલા માટે આ નિયમ સંબંધી અમે [illegible] ફાર્મસીઓનુ અનુકરણ કર્યું નથી, અને ન તો ભવિષ્યમા એવું કરીશું. [illegible] ધર્માર્થ સંસ્થા મહાપ્રભુ કલ્યાણરાયની છે. તેઓ ઇચ્છતા હશે તો આ [illegible]ના સંરક્ષક વર્ગ (ટ્રસ્ટીઓ)ના હૃદયમાં વિશાળતા અને સત્યપા[illegible] [illegible] આપશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે.

વ્યવસ્થાપક,

શ્રી કૃષ્ણ-ગોપાલ ધર્માર્થ ઔષધાલય

કાલેડા-બોગલા [illegible]

# શાસ્ત્રોક્ત આયુર્વેદિક દવાઓ, પુસ્તકો અને મફત વૈદકીય સલાહ

પૂજ્ય સ્વામીશ્રી કૃષ્ણાનંદજી મહારાજની આયુર્વેદની સેવાઓથી વૈદ્યસમાજ સારી રીતે પરિચિત છે. પૂજ્ય સ્વામીજી એક આદર્શ સંન્યાસી છે. એઓશ્રીએ સન ૧૯૨૦ થી ૧૯૨૬ સુધી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદવાળા સુપ્રસિદ્ધ ભિક્ષુ અખંડાનંદજી સાથે હિંદુધર્મ, સંસ્કૃતિ અને સમાજની ઉન્નતિ માટેનું ઉચ્ચ સાહિત્ય આપી જનતાની સેવા કરી. હાલમાં ૧૯૩૦ થી અજમેર મેરવાડાના કાલેડા-કૃષ્ણગોપાલ ગામમાં આયુર્વેદની સેવા કરી રહ્યા છે. એઓશ્રીની સેવાપરાયણતા, નિઃસ્વાર્થ ભાવના અને આયુર્વેદના પ્રેમને પરિણામે આજે આ સંસ્થાએ દરેક સ્થળે પોતાની સત્યતા, સાહિત્યસેવા અને વિશુદ્ધ દવાઓ મેળવવાના સ્થાન તરીકે પ્રતિષ્ઠા મેળવી છે. આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલા ગ્રન્થોમાં અર્વાચીન અને પ્રાચીન સાહિત્યના મતનું તુલનાત્મક દૃષ્ટિએ વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવ્યુ છે. તેમ જ દરેક અનુભૂત પ્રયોગ બનાવવાની રીત, ગુણ, અનુપાન વગેરે સરળ ભાષામાં આપવામાં આવેલ છે. સેંકડો વર્ષના અનુભૂત પ્રયોગો સહેજ પણ છુપાવ્યા વગર આયુર્વેદની ઉન્નતિની ભાવનાથી વૈદ્યસમાજ સમક્ષ જાહેર કરવામાં આવ્યા છે. એ જ કારણથી આટલા ટૂંક વખતમાં 'રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ'ની ૬ આવૃત્તિ ખલાસ થઈ ગઈ છે, અને ૭મી આવૃત્તિ તૈયાર થઈ રહી છે.

સંસ્થામાં કોઇનો વ્યક્તિગત સ્વાર્થ નથી. સંસ્થાનું સંચાલન પ્રાંતના ૧૧ પ્રતિષ્ઠિત સજ્જનોનું ટ્રસ્ટીમંડળ કરે છે. દવાઓ અને પુસ્તકોના વેચાણથી જે નફો મળે છે તે ગરીબોની સેવામાં વાપરવામાં આવે છે.

સંસ્થાની રસાયનશાળામાં દવાઓ બનાવતી વખતે તે શુદ્ધ અને પવિત્ર બને તેનું ખાસ ધ્યાન રાખવામાં આવે છે, તેમજ દરેક પ્રયોગ આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં આપેલી રીત પ્રમાણે જ તૈયાર કરવામાં આવે છે.

વ્યવસ્થાપક,
શ્રી કૃષ્ણ-ગોપાલ ધર્માર્થ ઔષધાલય
કાલેડા-બોગલા (અજમેર)

# ભસ્મ, રસ, વગેરે દવાઓ

આ ધર્માર્થ ઔષધાલય તરફથી દરેક જાતની દવાઓનું વેચાણ કરવામાં આવે છે. 'રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ' અને 'ચિકિત્સાતત્ત્વપ્રદીપ'-માં આવેલા પ્રયોગો–ભસ્મ, કૂપીપકવ રસાયન, પર્પટી,, ખરલીય રસાયન, ગુટિકા, ચૂર્ણ, કષાય, આસવ, અરિષ્ટ, અર્ક, શરબત, પાક, અવલેહ, ઘૃત, તૈલ, અંજન ક્ષાર, લેપ, મલમ વગેરે તેમજ શુદ્ધ કરેલાં દ્રવ્યો, વનસ્પતિઓ, ખનિજ દ્રવ્યો વગેરે વાજબી કિંમતે ગ્રાહકોને મોકલવામાં આવે છે. કિંમત માટે સૂચિપત્રમાં જોવું.

આ ઔષધાલય ગરીબોની સેવા માટે છે, કોઈની વ્યક્તિગત મિલકત નથી. ઔષધાલયનું ટ્રસ્ટબોર્ડ રજીસ્ટર્ડ થયેલું છે. એમાં ૧૧ ટ્રસ્ટીઓ નીમેલા છે. ઔષધાલયમાં કોઈનો સ્વાર્થ ન હોવાથી બધો વ્યવહાર સત્યતાપૂર્વક કરવામાં આવે છે. બધી દવાઓ શાસ્ત્રોક્ત વિધિ મુજબ તૈયાર કરવામાં આવે છે. એટલે શાસ્ત્રમાં લખ્યા મુજબ ફાયદો મળે છે. પુસ્તકો અને દવાઓના વેચાણમાંથી જે ફાયદો મળે છે તે ગરીબ દુ:ખી લોકોની સેવામાં વાપરવામાં આવે છે. એટલા માટે આ ઔષધાલયની દવાઓ ખરીદવામાં વૈદ્યો અને ગ્રાહકોને શાસ્ત્રોક્ત પદ્ધતિએ બનેલી દવા મળે છે અને સાથે ગરીબોની સેવામાં મદદ પણ થાય છે.

વ્યવસ્થાપક,
શ્રી કૃષ્ણ–ગોપાલ ધર્માર્થ ઔષધાલય
કાલેડા–બોગલા (અજમેર)

# અનુક્રમણિકા



## આવશ્યક સૂચના પ્રકરણ



## પરિભાષાપ્રકરણ

## શોધનપ્રકરણ

## ભસ્મપ્રકરણ

## ગુટિકાપ્રકરણ

**સૂચના**—ઘણાં રસાયનોનાં નામ અંતે વટી લખેલું છે. વાચકોની સમજણ માટે તે બનાવટોનાં નામો પણ આ પ્રકરણની અનુક્રમણિકામાં લેવામાં આવ્યાં છે.

## ચૂર્ણપ્રકરણ

સૂચના—ઘણાં ખરલીય રસાયનોનાં નામ અંતે ચૂર્ણ શબ્દ આવે છે. વાચકોની સગવડ માટે તે નામો પણ ચૂર્ણની અનુક્રમણિકામાં લેવામાં આવ્યાં છે.

કષાયપ્રકરણ

## આસવ–અરિષ્ટ પ્રકરણ

## પાક – અવલેહ પ્રકરણ

## ઘૃત તૈલ પ્રકરણ



## અંજન પ્રકરણ

## લેપ-મલમ પ્રકરણ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૯ | Officinaolis | Officinalis |
| ૧૧ | ૯ | માફક | માદક |
| '૧૧ | ૧૮ | દૂધ, દહીં, | દૂધ અને દહીં, દૂધ |
| ૧૩ | ૩ | તેજ | વધારે પ્રમાણમાં |
| ૧૩ | ૨૫ | ક્ષીણાંકાં | જીર્ણાનાં |
| ૧૭ | ૨૪ | બરાબર | વારંવાર |
| ,, | ,, | એ જ પ્રમાણે પાકવાની ગાંઠ ઉપર | પણ પકાવવાની ગાંઠ ઉપર રાત્રે પણ |
| | | લોહીના | લોહીના |
| ૧૯ | ૮ | આકડાનું દૂધ કે બીજી પીઢિયાના. | પીઢિયાના |
| ,, | ૧૫ | | |
| ૨૦ | ૪ | સ્વેદ ન | સ્વેદન |
| ૨૨ | ૨ | ૧૫ દિવસે | ૧૫ દિવસની અંદર |
| ૨૨ | ૨૦ | વધતા | ગરમી વધી જાય તો |
| ૨૨ | છેલ્લી | ધીમે ઘટવા | ધીમે ઊલટ ક્રમે ઘટવા |
| ૨૭, ૨૮ | ૧, ૧૩ | મદાત્ય, | મદાત્યય, |
| ૨૮ | ૨૮ | દ્રાહ | દાહ |
| ૨૮ | ૨૯ | ઉનાળો | ગ્રીષ્મ |
| ૨૯ | છેલ્લી | બળાવાન | બળવાન |
| ૩૦ | ૬ | છાશ | તાજી છાશ (મઠો) |
| ,, | ૧૨ | ઉપજિ વા, | ઉપજિહ્વાના રોગ, |
| ,, | ૧૫ | મદાત્ય, | મદાત્યય, |
| ૩૨ | ૩ | ગુણોનો | વીર્ય–વિપાકનો |
| ૩૨ | ૯ | દેશવિરુદ્ધનો | અંશવિરુદ્ધનો |
| ૩૩ | ૬ | તેને બીજા | બીજાને તેની. |
| ,, | ૮ | માટી | રાખ |
| ,, | ૧૦ | ચીકણી | લીસી |

| | | | |
|---|---|---|---|
| ૩૪ | ૧/૨ | માટલીઓને કલાકથી સાંધી લેવી. | માટલીઓમાં ચૂનાનું પોતું ફેરવી લેવું. |
| ૩૫ | ૫ | નાંદ | કોઠી |
| ૩૮ | ૭,૮,૯, | વાડકો | પવાલી |
| ૩૯ | ૧૯/૨૦ | જેનો એક છેડો શીશીમાં રહે...વીંટાળવું | તે નળીનો બીજો છેડો શીશીમાં રાખવો. પછી બંને નળીઓના સાંધા પર એક કપડું વીંટાળવું, જેથી અર્ક શીશીમાં પડતો રહેશે. |
| ૪૨ | ૨૫ | બહાર ૪॥ ઇંચ | અંદર ૪॥ ઇંચ |
| ૪૪ | ૧૩ | ખનિજ ક્ષારના | ખનિજ જવખારના |
| ૪૭ | છેલ્લી | ગુણો | ગુણો ભૌતિક |
| ૪૮ | ૧૩ | ખનિજ ક્ષારના | ખનિજ જવખારના |
| ,, | ૨૨ | બીજા | બધા |
| ૫૧ | ૨૩ | કંદીવાળો | કપડમટ્ટી |
| ૫૨ | ૫ | ઢાંકી દેવું | ઊંધું રાખવું અને તરત બીજી તાસકી ઢાંકી દેવી. |
| ૫૩ | ૨૪ | મહાત્યને | મહાત્મ્યને |
| ૫૪ | ૧૪ | નિકાય | નિષ્યન્દ |
| ૫૪ | ૨૬ | પાકાં પાન અને | પાકાં |
| ,, | ૨૮ | ઠંડું થતાં | ઠંડું થતાં બીને દબાવીને નિચોવવાથી. |
| ૫૫ | ૧૧ | જળદ્દીપ | મધુદીપ |
| ૫૬ | ૭ | ચંદન બલાદિ | ચંદનબલાલાક્ષાદિ તૈલ |
| ,, | ૧૮ | ખેરસાલ | ખેરછાલ |
| ૫૮ | ૬ | મેળાને | ઘીમાં મેળાને |
| ૫૮ | ૧૯ | આ રીતે સાત | આ રીતે સાત સાત |
| ૬૩ | ૬ | ગુજરાતો | રેસવાળો |
| ૬૫ | નીચેથી બીજી | અનાજ | ડાંગર |
| ૬૭ | ,, | મૂંદર | વાંસ નામના ઝાડનો મૂંદર. |

| | | | |
|---|---|---|---|
| ૬૯ | ૨૭ | કાંસકીના | ખપાટના |
| ૭૮ | ૨૫ | કાઢવામાં મુશ્કેલી પડતી | કાઢવાની જરૂર રહેતી |
| ૭૯ | ૨૬ | કલગારી | કલગારી (દુધિયો વછનાગ) |
| ૮૯ | ૧ | કમલકંદ | કમલકાકડી |
| ૯૧ | ૭ | ૫૦ ભાગ | ૫૦ મો ભાગ |
| ૯૪ | ૨૫ | લીલા | લાલ |
| ૧૦૯ | ૨૪ | કાળાં તેલ | કાળા તલ |
| ૧૧૩ | ૭ | રહેવી રસી એટલી | રહેલો રસ એટલો |
| ૧૧૭ | ૯ | ૧ શેર | ૧, ૧ શેર |
| ૧૨૦ | ૨૯ | મેહ | મેદ |
| ૧૩૨ | ૨૪ | ઇનસ્યૂલિન સાથેના | ઇનસ્યૂલિનના |
| ૧૩૬ | ૩૧ | વૃદ્ધો સિવાય બીજાને | વૃદ્ધોને |
| ૧૪૫ | ૬ | શિરાઓ અને રક્તવાહિનીઓ તતડે છે. | રક્તવાહિનીઓ બહુ વેગથી ચાલવા માંડે છે. |
| ૧૫૦ | ૧૪ | શરીર વાંકું થઈ જવું વગેરે | નાડીઓ ખેંચાવી વગેરે |
| ૧૫૪ | ૬ | કડવા તુરિયાનો | મોટા તુરિયાનો |
| ૧૬૪ | ૧૧ | કાળીજીરીનો | શાહજીરાનો |
| ,, | ૧૨ | ભોરંગીનો | ભારંગીનો |
| ૧૬૦ | ૨૧ | પ્રયોગોમાં | વિકારોમાં |
| ,, | ૩૦ | લોહી સુધાર, અરિષ્ટ કે | રક્તશોધકારિષ્ટ કે રક્તશોધક |
| ૧૬૨ | ૧૫ | વર્ધનીમાં નિર્બળ | આરોગ્યવર્ધિનીમાં નિર્બળ ઘટકોને દૂર કરી નવા બળવાન |
| ૧૬૬ | ૧૦ | ગ્રહણીકળામા | બૃહદન્ત્રમાં |
| ૧૭૫ | ૩૨ | ની બાહ્ય શિરાઓ | ના બહારના છેડાઓ |
| ૧૮૭ | ૧૩ | પેશાબ | પેશાબમાં બળતરા |
| ૧૯૪ | ૨૭ | કાજલ | કાલજ |
| ૨૦૦ | ૨૭ | મોટી | ફાટેલી જેવી |
| ૨૦૭ | ૩૦ | સ્નાયુ તથા જ્ઞાનતંતુઓ | સ્નાયુ |

| | | | |
|---|---|---|---|
| ૨૧૫ | ૯ | ઝાડા ઊલટી | ઝાડા ઊલટી કરાવવા |
| ૨૨૦ | ૪ | પરિધિનો એ નાશ કરે છે. | પરિધિને ઓછી કરાવે છે. |
| ૨૨૦ | ૧૦ | સંકોચન | નિરોધ |
| ,, | ૧૧ | સ્થાનિક | સ્થાનિક સંકોચ |
| ,, | ૧૧ | આંતરડાથી | આંતરડામાંથી |
| ૨૨૫ | ૨૫ | ૧૫ ઈંચ | ૨૫ ઈંચ |
| ,, | ૩૦ | ૮ ઈંચ | ૭॥ ઇંચ |
| ,, | ૩૨ | ૧૨ ઈંચ | ૧૩ ઈંચ |
| ૨૨૮ | ૧૯ | રતી | રેતી |
| ૨૩૨ | ૩૦ | ડમરુયંત્રથી માપી | ડમરુયંત્રમાં નાખી |
| ૨૪૩ | ૨૭ | ૧॥ માસા | ૨ રતી |
| ૨૬૪ | ૬ | થોડા જ | થોડા જ |
| ૨૬૮ | ૩ | દિવસ | કલાક |
| ૨૮૨ | ૩૦ | મૂત્રપિંડનો સોજો (Brights Disease) | વક્કશૂલ (Renal colic) |
| ૨૮૬ | ૨૩ | ઉંદૂક | ઉંડૂક |
| ૩૦૧ | ૩ | મુદતિયો તાવ, પ્રલાપક સન્નિપાત | મુદતિયો તાવ (પ્રલાપક સન્નિપાત) |
| ,, | ,, | ૨૧ દિવસનો મુદતિયો તાવ અને આંત્રિક સન્નિપાત. | ૨૧ દિવસનો મુદતિયો તાવ (આંત્રિક સન્નિપાત) |
| ૩૧૩ | ૨૦ | બાધા | બધા |
| ૩૨૮ | ૧૦ | ઉષ્મ | ઉષ્ણ |
| ૩૩૨ | ૨૪ | ધાતુદોષનો | ધાતુગત દોષનો. |
| ૩૩૩ | ૧ | પરિવર્તન | પરિવર્તિત |
| ૩૩૫ | ૨૪ | મોટી | પહોળી. |
| ૩૩૬ | ૧૯ | આળસથી | ભૂલ કે પ્રમાદથી |
| ૩૫૦ | ૧૪ | ૨૮ તોલા | ૨૪ તોલા |
| ૩૫૪ | ૧૧ | ત્યાં ઠરી | હઠીલા બની |
| ૩૫૮ | ૨૫ | કબજિયાત | તીવ્ર સ્વરૂપના કબજિયાત |
| ૩૬૮ | ૨૬ | પાચક અને ગ્રહણી | અભ્રકભસ્મ મિશ્રિત |

| | | | |
|---|---|---|---|
| | | પ્રદીપ્ત કરનાર. | પાચક અને આંતરડાની શોષણક્રિયાને પ્રદીપ્તકરનાર |
| ૩૬૯ | ૧૯ | લેતી વખતે | હિતકર છે. આ દવાના સેવનકાળમાં બકરીના દૂધ પર રહેવાથી, તથા |
| ૩૬૯ | ૨૦ | સંગ્રહણી | શોથ સહિત સંગ્રહણી |
| ૩૭૫ | ૩ | થઇ જશે. | થઇ જશે. દાડમની ઉપર લગાડેલા લોટને ખાડામાં દબાવી દેવો. |
| ૩૭૫ | ૨૩ | ગુદાદ્વાર આગળ ચૂક આવવી | આમણ બહાર નીકળવી. |
| ૩૭૬ | ૨૭ | શ્વાસ, | નિર્બળતા આવીને શ્વાસ |
| ૩૭૮ | ૩૧ | Hæmoglatin | Hæmoglobin |
| ૩૯૩ | ૨૭ | અથવા યોગરાજ રસનું | (કાઢી નાખવું) |
| ૪૦૬ | ૧૯ | ગંધક ભસ્મ | ગંધક |
| ૪૦૮ | ૯ | અલ્પતા | અમ્લતા |
| ૪૧૯ | ૨૪ | સોમલ | સોમ |
| ૪૨૫ | ૨૩ | કામદુઘા | કામદૂઘા |
| ૪૩૩ | ૧૬ | ખખસાનાં | આવળનાં |
| ૪૩૪ | ૨૨ | પુટપુટ | પુષ્પુટ |
| ૪૫૫ | ૩૦ | ૩ રતી | ૧ રતી |
| ૪૫૭ | ૯ | મોટા | મોટો |
| ૪૫૮ | ૨૮ | માંસલ | સૌત્રિક ( સૂતર જેવાં ) માંસલ. |
| ૪૬૪ | ૧૩ | ૨ તોલા | ૧ તોલો, |
| ૪૬૫ | ૧૫ | વિકૃતિ, | વિકૃતિથી, |
| ૪૬૬ | | 'સૂતશેખર' છેલ્લા પેરા ઔષધ હો, | ઔષધ ન હોય |
| ૪૬૬ | ૨૯ | સર્વાંગ શોથ | સર્વાંગ યા ત્રિદોષજ (વ્યાધિસંકર થઇ ત્રણે સ્થાન દૂષિત થવાથી થનાર) શોથ |
| ૪૬૭ | ૨૪ | માંસાજ | માસા. |

| | | | |
|---|---|---|---|
| ૪૬૭ | ૨૫ | ચીભડાનાં | કાકડીના |
| ૪૭૧ | ૨૨ | અક્કલગરો | લોહભસ્મ ૧ તોલો શુદ્ધ શિલાજીત ૧ તોલો, અક્કલગરો |
| ૪૭૧ | ૨૪ | વગેરે | વગેરે ૩ |
| ૪૭૨ | ૭ | હુમ્મબાલુંગં | હુમ્મ મલંગા |
| ૪૭૨ | ૨૯ | ચૂર્ણ | અર્ક અથવા ચૂર્ણ |
| ૪૭૩ | ૧૧ | Carvancle | Carbuncle |
| ૪૭૬ | ૯ | સુધરે છે. | સુધરે છે. આ ગોળીઓના સેવનકાળમાં ગોળ અને સાકરવાળા પદાર્થો છોડી દેવા જોઇએ. |
| ૪૯૧ | ૨૬ | Boorhavia | Boerhavia |
| ૪૯૪ | ૧૫ | ૪–૪ રતીની | ૨–૨. રતીની |
| ૪૯૯ | ૩૧ | અનુભવક્રિયા | અણુભવનક્રિયા |
| ૫૦૦ | ૨૪ | ફુલ ગોબીના | કોબીના ફૂલના |
| ૫૦૦ | ૩૦ | કનીનિકાવ્રણ | નેત્રવ્રણ |
| ૫૦૨ | ૩૦ | પૂતાનીમાં એને દાશચિકના કહે છે | (કાઢી નાખો) |
| ૫૦૬ | છેલ્લી | dopral | depral |
| ૫૦૭ | છેલ્લી | કાટ ચડે છે. | કષ્ટ પહોંચે છે |
| ૫૧૪ | ૮ | શામક અસર થતી | શામક અસર ન થતી |
| ૫૧૫ | ૨ | ઔષધિ | ઉત્તેજક ઔષધિ |
| ૫૧૬ | ૨૮ | પરંતુ સંન્યાસ.. ......જોઇએ, | રક્તજ મૂર્છા (સંન્યાસ) મા પણ તાણ આવે છે. પરંતુ ઉન્માદ અને રક્તજ મૂર્છા, બંનેના નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણમા બહુ જ અંતર છે. |
| ૫૧૮ | ૩૧ | અસર થઇ | પહેલાં ક્ષોભ થઈ પછી. |
| ૫૧૯ | ૨૯ | તીક્ષ્ણ | બહુ વધારે પ્રમાણમા |
| ૫૧૯ | ૨૯ | બહુ વધારે પ્રમાણમાં અન્નમાં | અન્નમાં |

| | | | |
|---|---|---|---|
| .૪ | ૩ | છોડી | છોડ્યા વિના. |
| ૨૮ | ૨૯ | કારણુ | કારણુરૂપ પિત્ત શાંત કરીને |
| ૩૦ | ૧૯ | સન્નિપાત જ્વરને | ચ્યસનક સન્નિપાતને |
| ૧૩૨ | ૨૯ | વાતપિત્તાત્મક | વાતકફાત્મક |
| ૧૫૭ | ૨૧ | ગજપુટ | કપોતપુટ |
| ૫૫૮ | ૩ | પિત્ત પ્રકૃતિવાળા | કફ પ્રકૃતિવાળા, |
| ૫૫૯ | ૨૮ | ખાટા નેતર | અમલબેદ. |
| ૫૬૦ | ૧૧ | મંદાગ્નિ | પૈત્તિકમંદાગ્નિ. |
| ૫૬૧ | ૩ | માંસ | માસ અને રક્તરસ |
| ૫૬૧ | ૧૭ | પગ મરડાવો | પગ ધ્રૂજવા અને આઘા-<br>પાછા પડવા. |
| ૫૭૦ | ૧૫ | સાંધા ખરવા | સાંધા ગળવા. |
| ૫૯૪ | ૨૧ | વૈજ્ઞાનિક વિચારણા<br>પૃષ્ઠ ૧૪૫, ૧૫૨ | ઔષધગુણુધર્મવિવેચન પૃષ્ઠ<br>૧૭૨થી ૧૮૫ સુધી |
| ૫૯૮ | ૮ | વૈજ્ઞાનિક વિચારણામાં | ઔષધગુણુધર્મવિવેચન<br>પૃ. ૧૩૨ માં |
| ૫૯૮ | ૧૧ | ગવની | ગવીની |
| ૬૦૩ | ૧૯ | કંરજના બી | કાકચના બી |
| ૬૧૯ | ૧૦ | કરંજના બી | કાકચના બી |
| ૬૧૯ | ૨૦ | કરંજના બી | કાકચના બી |
| ૬૪૯ | ૧૫ | પાન, | વાળો, |
| ૬૫૩ | ૨૨ | ચીભડાનાં | સક્કરટેટીના |
| ૬૫૮ | ૩૨ | કંઇક અસર | કંઇક વિપરીત અસર |
| ૬૬૦ | ૧૫ | છોડા સાથેનાં | છોડાં વગરનાં |
| ૬૬૩ | ૧૨ | વિકૃતિ | બીજી વિકૃતિ |
| ૬૬૪ | ૧૦ | ચૂર્ણનો ક્વાથ<br>ફટકડીનું પાણી કે<br>બોરિક એસિડથી શુદ્ધ | ચૂર્ણના ઉદર સેવન<br>ઉપરાંત આ ચૂર્ણનો<br>ક્વાથ, ફટકડીનું પાણી કે<br>બોરિક એસિડ મેળવેલા<br>પાણીથી ધોવાથી બહાર<br>પણ શુદ્ધ |
| ૬૭૪ | ૧૨ | ઉપદ્રવો, હૃદય અને | ઉપદ્રવો— |

| | | | |
|---|---|---|---|
| ૬૭૫ | ૨૯ | ન થતો | ન થવો |
| ,, | ૩૦ | તો ન થતો | કબજિયાત હોય તો |
| | | હોય તો કડુનું | |
| ૬૮૧ | ૮ | ૬ માસા આદુનો | કડુનુ |
| ૭૧૩ | ૧૫ | ભેદ, | ૩ માસા આદુનો |
| ,, | છેલ્લી | તોલામાં | ભેદ, |
| ૭૧૫ | ૧૨ | મજેજ સ્રાવ | તોલા પાણીમાં |
| ૭૧૭ | ૧ | (સેંહિતક) | મજેજ |
| ૭૩૧ | ૧ | અને જઠરાગ્નિની | (રોહીતક) |
| ૭૪૧ | ૨ | પમક, | જેથી આંતરડાના અગ્નિની |
| ૭૪૩ | છેલ્લી | ચોખ્ખા પિત્તનો | પદ્મક, |
| | | અંશ ભાગ | સ્રાવ થતા કેટલાક |
| ૭૫૦ | ૧૪ | ચાર ગણા | પિત્તનો સીધો. |
| ૭૫૩ | ૧૭ | નલિકાયંત્રમાં | આઠ ગણા |
| ૭૫૬ | ૧૮ | મેળવતાં | માટીના નલિકાયંત્રમાં |
| ,, | ૧૯ | હોય | મેળવી |
| ૭૫૭ | ૩૧ | થોડો પેશાબ | હોય તો |
| ૭૬૨ | ૧૮ | ફંદર | થોડો થોડો પેશાબ |
| ૭૬૩ | ૪ | ઝીમરવા | ઈસેસ |
| ૭૬૫ | ૨૦ | બહુ તાવ | ઝામરવા |
| ૭૬૭ | ૨૭ | (૯) કાસકંડનાવલેહ | થોડો થોડો તાવ |
| ૭૮૨ | ૧૮ | આમ્રપ્રકોપ | (૯) કાસકંડનોવલેહ |
| ૭૯૧ | ૧૪ | ૨૬૬ તોલા | આમપ્રકોપ |
| ,, | ૩૧ | ઊધફૂલી | ૨૫૬ તોલા |
| ૮૧૭ | ૨૮ | ચીકણી, | ઊધાફૂલી |
| ,, | ૨૮ | ચપટી | લીમી, |
| ૮૧૯ | ૧૪ | કુંડુણક, | પાતળી |
| ૮૨૩ | ૧૬ | આધિ માંસ | કુંડુણક (પ્રીચ પડવા) |
| ૮૨૯ | ૨૦; ૩૦. | ફંદસ | અધિમાંસ |
| ૮૩૦ | છેલ્લી | મોટા બાળક | ઈસેસ |
| | | | મોટા માણસ, બધાની |
| | | | આંખો પર |
| ૮૩૧ | ૧૮ | ૬ તોલા | ૫ તોલા |

ॐ

॥ श्रीधन्वन्तरये नमः ॥

# રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ

## પ્રથમ ખંડ

---

### આયુર્વેદીય પ્રયોગવિધાન

धर्मार्थकाममोक्षाणां शरीरं साधनं यतः।
सर्वकार्येष्वंतरंगं शरीरस्य हि रक्षणम् ॥

આચાર્યોએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—એ ચાર પુરુષાર્થ કહ્યા છે. તે સર્વનું મુખ્ય સાધન શરીર છે; માટે શરીરની રક્ષા અવશ્ય કરવી જોઈએ. આ હેતુથી ધન્વંતરિ, ભરદ્વાજ, અત્રિ વગેરે પરોપકારી મુનિઓએ અથર્વવેદના ઉપવેદરૂપ આયુર્વેદ નિર્માણ કરેલો છે. આયુર્વેદની વ્યાખ્યા પ્રાચીન આચાર્યોએ નીચે પ્રમાણે કરી છે:

आयुर्हिताहितं व्याधेर्निदानं शमनं तथा।
विद्यते यत्र विद्वद्भिः आयुर्वेदः स उच्यते ॥

જેમાં આયુષ્યનું હિત (પથ્ય આહાર–વિહાર), અહિત (અપથ્ય આહાર–વિહાર), રોગનું નિદાન અને વ્યાધિઓની ચિકિત્સા વગેરેનું વર્ણન કરેલું છે, તેને વિદ્વાન મનુષ્ય આયુર્વેદ કહે છે.

આ આયુર્વેદનું મુખ્ય પ્રયોજન સ્વાસ્થ્યનું રક્ષણ કરવું અને ગૌણ પ્રયોજન રોગાક્રાન્ત રોગીઓના રોગ મટાડી સ્વાસ્થ્યનું દાન કરવું એ છે. વ્યાધિ મટાડવા માટે ત્રણ જાતના જ્ઞાનની આવશ્યકતા છે: (૧) હેતુજ્ઞાન (રોગોનાં જુદાંજુદાં કારણોનું જ્ઞાન), (૨) લિંગજ્ઞાન (વ્યાધિઓનાં લક્ષણો) અને (૩) ચિકિત્સાજ્ઞાન. આમાંથી પહેલા બે વિભાગો આ પુસ્તકમાં આપ્યા નથી; પણ ચિકિત્સામાં ઉપયોગી અનુભવસિદ્ધ પ્રયોગો, પારદપ્રયોગ, ધાતુઓની ભસ્મો બનાવવાનો વિધિ વગેરે વિષયો વિસ્તારપૂર્વક લખેલા છે.

ચિકિત્સાના ત્રણ પ્રકાર છે: મંત્રચિકિત્સા, ઔષધિચિકિત્સા અને શસ્ત્રચિકિત્સા. મંત્રચિકિત્સા અને શસ્ત્રચિકિત્સા એ આ પુસ્તકના વિષય નથી, પણ માત્ર ઔષધિચિકિત્સા સંબંધી કાંઈક વિચાર કર્યો છે. આચાર્યોએ ઔષધિના મુખ્ય બે વિભાગ કરેલા છે: (૧) સેન્દ્રિય (ઇન્દ્રિયવાળી અને પ્રાણિજન્ય વનસ્પતિ),

(૨) નિરિન્દ્રિય (ખનિજ પદાર્થો). આનું જ વર્ગીકરણ કરી કર્પૂરાદિ વર્ગ, વટાદિ વર્ગ, ગુડૂચ્યાદિ વર્ગ—એવા અનેક વિભાગો કરેલા છે. આ ઔષધિઓનું સ્વરૂપ, રસ, વીર્ય, વિપાક, પ્રભાવ વગેરે ગુણધર્મ જાણવા માટે આયુર્વેદના એક પ્રકરણરૂપ અનેક નિઘંટુઓ બન્યા છે.

બીજી રીતે ઔષધિઓના પ્રયોગોના બે વિભાગ કરવામાં આવ્યા છે: (૧) સિદ્ધ ઔષધિ (ઘણી ઔષધિઓ મેળવીને અથવા એક જ ઔષધિને અમુક સંસ્કારોથી સિદ્ધ કરેલી હોય તે), (૨) અસિદ્ધ ઔષધિ (જુદીજુદી ઔષધિ).

એમાંથી સિદ્ધ ઔષધિઓના નીચે પ્રમાણે ચાર વિભાગો થાય છે. તે દરેકનું જુદુંજુદું વિવેચન જુદાંજુદાં ચાર શાસ્ત્રોમાં કરેલું છે:

(૧) **કલ્પશાસ્ત્ર**—એક અથવા અનેક ઔષધિઓને અમુક ચોક્કસ વિધિ પ્રમાણે મેળવવાથી અમુક જાતનો ફાયદો થાય છે, એમ કલ્પશાસ્ત્રના ગ્રંથોમાં બતાવેલું છે.

(૨) **વનસ્પતિશાસ્ત્ર**—આ ગ્રંથોમાં જુદીજુદી વનસ્પતિઓ વગેરે ઔષધિઓનું વિવેચન કરેલું છે.

(૩) **રસશાસ્ત્ર**—પારો અને બીજી ખનિજ ઔષધિઓ પર બીજી ઔષધિઓના સંસ્કાર થવાથી તે શરીરમાં જુદીજુદી જાતના ગુણ કરે છે, તેનું વર્ણન આ ગ્રંથોમાં કરેલું છે.

(૪) **રસાયનશાસ્ત્ર**—બે અથવા તેથી વધારે ઔષધિઓ મળી મૂળ વસ્તુઓથી જુદો ગુણ અથવા વધારે ગુણવાળી ઔષધિ બને છે; જેમકે પારો, ગંધક અને સોનું મળી વધારે ગુણવાળો 'પૂર્ણચંદ્રોદય રસ' બને છે; તેમ જ પારો અને બીજા ક્ષારો મળી જુદા ગુણવાળું 'રસકપૂર' બને છે. આ બધો રસાયનશાસ્ત્રનો વિષય છે.

એમાંથી શ્રીકૃષ્ણગોપાલ આયુર્વેદિક ધર્માર્થ ઔષધાલયમાં અને બીજા પરિચિત વૈદ્યો જે વનૌષધિ, રસ અને રસાયનશાસ્ત્રના ઘણા મહત્ત્વના પ્રયોગો અનેક વર્ષોથી કરે છે, તે પ્રયોગો આ ગ્રંથમાં આપ્યા છે.

આ ગ્રંથનો મુખ્ય વિષય 'સિદ્ધ પ્રયોગો' આપવાનો છે. અનેક ધાતુ–ઉપધાતુઓની ભસ્મો, પારાની વિવિધ બનાવટો, જુદીજુદી વનસ્પતિઓના મિશ્રણથી બનતી ગોળીઓ વગેરે ઔષધિઓ, ક્ષાર, ઘૃત, તેલ વગેરે દ્રવ્યોને વિવિધ પ્રકારના ઔષધોના સંસ્કાર આપી તૈયાર કરેલી સિદ્ધ ઔષધિઓ વગેરે 'સિદ્ધ પ્રયોગો' છે. આમાંથી ઘણા પ્રયોગો ઘણી ઔષધિઓના મિશ્રણથી તૈયાર કરવામાં આવે છે. ઉપર લખ્યા પ્રમાણે બધી ઔષધિઓમાં અનેક પ્રકારના ગુણોના પરમાણુઓ રહેલા હોય છે. જુદીજુદી ઔષધિઓમાં જુદાજુદા ગુણની શક્તિ રહેલી હોય છે. કઈ-

કઈ ઔષધિઓ એકબીજાની સહાયક છે અને કઈકઈ વિરુદ્ધ છે તે શાસ્ત્રના અભ્યાસ વિના જાણી શકાતું નથી. વિરોધી ઔષધિઓ મેળવવાથી કોઈવાર તરત અને કોઈવાર આગળ ઉપર નુકસાન થાય છે.

વિરોધી ઔષધિઓ ( Antagonists )ની ક્રિયા એકબીજા પર વિરુદ્ધ થાય છે. એમાં કેટલીક વીર્યવિરોધી અને કેટલીક સંયોગવિરોધી હોય છે. દાખલા તરીકે દૂધ અને દહીં, ઝેરકચોલાં અને દારૂ, અફીણ અને સૂચીબૂટી ( લેટિન–Belledona Atropha ), ઝેરકચોલાં અને કપૂર–આ પરસ્પર વિરુદ્ધ વીર્યનાં હોવાથી મેળવી શકાતાં નથી. એ રીતે અફીણ અને સૂચીબૂટી, ગારીફૂન ( યુનાની નામ છે, લેટિન–Polyporus officinaolis ) અને સૂચીબૂટી આ ઔષધિઓની ક્રિયા–અસર પરસ્પર વિરોધી હોવાથી અફીણ અને ગારીફૂનના વિષપ્રકોપમાં સૂચીબૂટી અને સૂચીબૂટીના વિષપ્રકોપમાં અફીણ ફાયદાકારક છે. આ રીતે ધંતૂરો અને પદ્મકાષ્ઠની ક્રિયા પરસ્પર વિરુદ્ધ છે. ધંતૂરાની બીડી પીવાથી ઊબકા આવે છે અને કફ નીકળે છે. એથી વિરુદ્ધ પદ્મકાષ્ઠનું ચૂર્ણ કે ફાંટ લેવાથી ઊલટી અને ઊબકા બંધ થાય છે. એટલે આ બધાં દ્રવ્યો પરસ્પર વિરોધી છે. આ પ્રકારની વિરુદ્ધ ઔષધિઓ મેળવવાથી લાભને બદલે નુકસાન થવાનો સંભવ રહે છે.

માટે મનફાવતી રીતે પ્રયોગો તૈયાર નથી કરાતા. નવા પ્રયોગ તૈયાર કરવા હોય તો નીચે આપેલા પ્રકારની ઔષધિઓ મેળવી તૈયાર કરવા જોઈએ.

(૧) રોગનાશક એક અથવા વધારે મુખ્ય ઔષધિઓ.

(૨) રોગના ઉપદ્રવોનું શમન કરનારી ઔષધિઓ.

(૩) મુખ્ય ઔષધિઓને સહાય કરનારી ઔષધિઓ.

(૪) મુખ્ય અને સહાયક ઔષધિઓના દોષો દૂર કરનારી ઔષધિઓ.

દાખલા તરીકે તાવ ઉતારવા માટે 'જ્વરકેસરી વટી' અપાય છે. જ્વરકેસરી વટીમાં પારો, ગંધક, વછનાગ, ત્રિકટુ, ત્રિફળા અને નેપાળો છે. આ બધી ઔષધિઓને ભાંગરાની ભાવના આપવામાં આવે છે. આમાં તાવની ગરમી ઓછી કરી તાવ મટાડનાર મુખ્ય ઔષધિ વછનાગ છે. વછનાગથી પરસેવો થાય છે, પેશાબ સાફ આવે છે, નાડી અને હૃદયની ગતિ વધી હોય તે મંદ પડે છે, વેદના શાંત થાય છે અને તાવ મટે છે.

તોપણ એકલો વછનાગ જ આપવામાં આવે તો રોગ મટે નહિ; કારણકે તાવ આવવામાં મુખ્ય કારણ સેન્દ્રિયવિષની ઉત્પત્તિ હોય છે. જ્યાંસુધી સેન્દ્રિયવિષનો નાશ કરવામાં ન આવે અને સેન્દ્રિયવિષ જે કારણથી ઉત્પન્ન થયુ હોય તે પરંપરાગત કારણોને દૂર કરવામાં ન આવે ત્યાંસુધી સેન્દ્રિયવિષ

ઉત્પન્ન થયા જ કરશે અને સેન્દ્રિયવિષને દૂર કરવા માટે રક્તમાં ઉષ્ણતા વધી તાવ આવ્યા જ કરશે. માટે સાથેસાથે મૂળ કારણનો પણ નાશ કરવો જ જોઈએ. હવે સેન્દ્રિયવિષ ઉત્પન્ન કરનાર કોણ છે, તે વિચારવું પડશે. શાસ્ત્ર અનુસાર વિચાર કરીએ તો એમ થાય કે આમાશયનો રસ દૂષિત થઈ—આમ બની નાડીઓમાં પેસી જાય છે અને તેથી પરસેવા મારફત વિષ બહાર નીકળતું રોકાય છે. લોહીમાં રહેલા અનેક અણુઓને એ વિષ દૂષિત કરે છે અને તેથી ઘણા નુકસાનકારક જંતુઓની ઉત્પત્તિ થાય છે.

કબજિયાત થઈ હોય છે અને તેથી આંતરડાં પોતાની ફરજ બરોબર બજાવી શકતાં નથી. એટલે કોષ્ઠાગ્નિ પોતાના સ્થાનથી બહાર નીકળી દોષોને બાળવા માટે લોહીમાં ઉષ્ણતા ઉત્પન્ન કરે છે; માટે આ પરંપરાગત કારણો (જંતુઓ, દૂષિત આમ અને કબજિયાત)ને પણ દૂર કરવાં જોઈએ. એટલે આ બધાં કાર્યો માત્ર વછનાગથી જ ન થઈ શકે; માટે વછનાગની સાથે બીજી સહાયક ઔષધિઓ મેળવવાની જરૂર છે. વછનાગને સહાય કરવી, જંતુઓનો નાશ કરવો અને લોહીના દૂષિત અણુઓને શુદ્ધ કરવા—આ કાર્યો માટે પારો મેળવ્યો છે. પારો જંતુઘ્ન, કોષ્ઠના દોષો દૂર કરનાર અને યોગવાહી છે; પરંતુ પારો સામાન્ય રીતે ગંધક સિવાય બીજી ઔષધિઓ સાથે મળી શકતો નથી. ગંધક પારાને મૂર્છિત કરી તેની ચંચળતા દૂર કરે છે; અને ગંધક પણ દુર્ગંધીનો નાશ કરનાર, લોહી શુદ્ધ કરનાર, જંતુઘ્ન અને પાચનક્રિયા સુધારનાર છે. એટલે નાડીઓમાં રહેલા દોષોનું શોધન, જંતુઓનો નાશ અને પાચનક્રિયા સુધારવાના કામમાં મદદ મળે છે; છતાં પણ પારો, ગંધક અને વછનાગ મેળવવાથી પણ કબજિયાત દૂર થતી નથી.

ઘણી જાતના તાવ કબજિયાત થયા પછી જ આવે છે અને કબજિયાત દૂર થવાથી બધી જાતના તાવ મટે છે; માટે અંદર નેપાળો નાખવામાં આવ્યો છે. નેપાળો કબજિયાત મટાડે છે, પણ તેમાં ઊલટી અને આંતરડાંમાં દાહ ઉત્પન્ન કરવાનો દોષ છે. આ દોષને દૂર કરવા માટે આ વટીને ભાંગરાના રસની ભાવના આપવામાં આવી છે, તેમ જ તેમાં ત્રિફળા મેળવવામાં આવી છે. ભાંગરાથી ઊબકા ને દાહનું શમન થાય છે અને વાતવાહિનીઓનો ક્ષોભ મટે છે અને ત્રિફળાથી નેપાળાની તીવ્રતા ઓછી થાય છે અને દોષોનુ પાચન થાય છે.

તે ઉપરાંત વછનાગ ઉષ્ણતા ઓછી કરે છે, પણ સાથેસાથે હૃદયની ગતિ પણ શિથિલ કરે છે. આ દોષ દૂર કરવા આચાર્યોએ કજ્જલી અને ત્રિકટુની યોજના કરી છે. પારા અને ગંધકની કજ્જલી હૃદ્ય છે અને ત્રિકટુ હૃદ્ય, ઉષ્ણ, સહેજ પરસેવો લાવનાર અને દીપનપાચન ગુણવાળું છે.

આ રીતે વછનાગ મુખ્ય રોગનાશક ઔષધિ છે. નેપાળો મળદોષને દૂર કરનાર બીજા પ્રકારની કહેલી ઉપદ્રવનાશક ઔષધિ છે. પારો અને ગંધક રક્તશોધક અને ગુણવર્ધક હોવાથી બીજા અને ત્રીજા પ્રકારની સહાયક ઔષધિ છે. ત્રિકટુ પણ હૃદ્ય, દોષશામક અને અગ્નિપ્રદીપક હોવાથી ઉપદ્રવનાશક અને દોષશામક ઔષધિ છે; કારણકે તાવમાં ઘણીવાર અગ્નિમાંદ્ય થઈ જાય છે. આ મટાડવાનું કામ ત્રિકટુ કરે છે અને હૃદયને બળ આપનાર હોવાથી એ વછનાગના દોષનું શમન પણ કરે છે; માટે બીજા અને ચોથા પ્રકારમાં લખેલાં કાર્ય કરનાર ઔષધિ છે, તેમ જ ભાંગરાનો રસ અને ત્રિફળા ચોથા પ્રકારની જ દોષ-શામક ઔષધિ છે. આ જ્વરકેસરી વટીના દાખલા પ્રમાણે કોઈ પણ પ્રયોગ બનાવવામાં આવે છે. ચોસઠ-ચોસઠ ઔષધિઓના કવાથ વગેરે બધી ઔષધિ-ઓમાં પણ આ જ નિયમ હોય છે. જો કે કેટલીક વાર અનેક મુખ્ય અને ગૌણ ઔષધિઓ તેમ જ ઉપદ્રવનાશક અનેક ઔષધિઓ જ મેળવવામાં આવે છે, ત્યાં ચોથા પ્રકારની ઔષધિઓ મેળવવાની જરૂર રહેતી નથી, એથી મૂળ નિયમમાં ફેરફાર થતો નથી.

શાસ્ત્રકારોએ રોગ, ઉપદ્રવ, ઋતુ, દેશ, ઔષધિ-બળ, પ્રકૃતિ વગેરે વિષયો-નો વિચાર કરીને જ પ્રયોગો તૈયાર કર્યાં છે. આધુનિક વિદ્વાનો પણ તેવી જ રીતે વિચાર કરીને પ્રયોગો બનાવે છે. પરંતુ સામાન્ય જ્ઞાનવાળા ચિકિત્સકો માટે તો નવા પ્રયોગો બનાવવામાં મુશ્કેલી જ રહે છે. આ મુશ્કેલી કેટલેક અંશે દૂર થઈ શકે તેટલા માટે અહીં ટૂંકમાં મુખ્ય નિયમ બતાવ્યો છે.

જે સિદ્ધ પ્રયોગો પ્રાચીન આચાર્યો અને વિદ્વાનોએ શાસ્ત્રવિધિ પ્રમાણે તૈયાર કર્યા છે, તે નિર્ભયતાથી વાપરી શકાય છે; તોપણ કોઈ કોઈવાર દેશ, કાળ અને રોગીની પરિસ્થિતિ પ્રમાણે તાત્કાલિક ફાયદા માટે પ્રમાણમાં કે મિશ્રણમાં થોડો ફેરફાર કરવો પડે છે. ફેરફાર ન કરવાથી ઘણેભાગે નુકસાનનો ભય તો નથી જ રહેતો; પરંતુ શાસ્ત્રોક્ત વિધિનો ત્યાગ કરી મનગમતી રીતે અનેક ઔષધિઓનું મિશ્રણ કરી વાપરવાથી જવાબદારી વધારે રહે છે. જો કે કેટલીક મન કલ્પિત ઔષધિઓ કોઈ કોઈ વાર ફાયદો કરતી હોય તોપણ ઘણી-વાર ઘણાને નુકસાન થાય છે.

સારી વિશુદ્ધ ઔષધિ કોને કહેવી, તે માટે આચાર્ય વાગ્ભટ્ટ લખે છે કે:—

प्रयोगः शमयेद् व्याधिं योऽन्यमन्यमुदीरयेत् ।
नासौ विशुद्धः शुद्धस्तु शमयेद्यो न कोपयेत् ॥
(અ. હ. સૂ. સ્થા. અ. ૧૩, ૧૬.)

ઔષધિ એ કહેવાય કે જે વ્યાધિનું શમન કરે. એક રોગનું શમન કરી બીજા રોગને ઉત્પન્ન કરે તે અશુદ્ધ જાણવી. જે ઔષધિ રોગનું શમન કરે પણ બીજી વિકૃતિ ઉત્પન્ન ન કરે તેને શુદ્ધ લાભદાયક ઔષધિ સમજવી જોઈએ.

આ રીતે ઔષધિઓનો ઉપયોગ કરવામાં નવા ચિકિત્સકોને મુશ્કેલી પડે છે. તે આ પરીક્ષિત પ્રયોગોથી ઘણે અંશે ઓછી થઈ શકે એવી મારી ધારણા છે. આ હેતુથી આ અનુભૂત પ્રયોગસંગ્રહ પ્રગટ કર્યો છે. જો અધિકારી વર્ગ આ ગ્રંથનો વિચાર કરી કાંઈક લાભ ઉઠાવશે તો હું મારો પરિશ્રમ સફળ થયેલો માનીશ.



# આવશ્યક સૂચનાઓ

## (ઔષધિ સંબંધી સૂચના)

(૧) વનસ્પતિઓ એક વર્ષ પછી અથવા ચોમાસા પછી ઓછા ગુણવાળી થઈ જાય છે. સામાન્ય ચૂર્ણ લગભગ બે મહિના પછી અને મીઠું, હિંગ અને પારાવાળાં ચૂર્ણ ૭ મહિના કે તેથી વધારે વખત પછી ઓછા ગુણવાળાં થઈ જાય છે. પરંતુ મજબૂત-બંધ થાય તેવી કાચની શીશીમાં રાખવાથી તે થોડા વધારે વખત સુધી ટકે છે.

(૨) ગોળી, અવલેહ, શરબત વગેરે એક વર્ષ પછી ઊતરી જાય છે. પાક એક મહિનાથી વધારે વખત સુધી સારો રહેતો નથી. સિદ્ધ કરેલું તેલ ચાર મહિના (શીશીમાં બંધ કરેલું હોય તો ૧ વર્ષ) પછી ઓછા ગુણવાળું થઈ જાય છે. તેલ કરતાં સિદ્ધ કરેલું ઘી સંભાળ રાખવામાં આવે તો જૂનું થવા છતાં પણ ઓછા ગુણવાળું થતું નથી.

(૩) આસવ, અરિષ્ટ, કૂપીપક્વ રસાયન અને ધાતુઓની ભસ્મો જેમ જૂની થાય તેમ વધુ સૌમ્ય બને છે.

(૪) ગૂગળવાળી ગોળીઓ બેત્રણ વર્ષ સુધી સારી રહે છે અને પછીથી ગુણ ઓછો થતો જાય છે.

(૫) પીપર, ધાણા અને વાવડિંગ એક વર્ષનાં જૂનાં લેવાં.

(૬) આંખોની દવા માટે ઘી જૂનું અને ખાવાની દવામાં નવું લેવું. બહાર લગાડવા માટે ઘી ધોઈને લેવું જોઈએ.

(૭) કફઘ્ન ઔષધિઓ સાથે અનુપાન તરીકે મધ જૂનું અને ધાતુપૌષ્ટિક દવામાં નવું લેવું જોઈએ.

(૮) ગળો, કડાછાલ, અરડૂસી, શતાવરી, આસન, કાંટાસળિયો, વરિયાળી, સાકરકોળું અને ચાંદવેલ—આ નવ ચીજો લીલી લેવી જોઈએ. લીલી ન મળે તો તેટલા જ વજનની સૂકી લેવી.

(૯) ઉપરની નવ ઔષધિઓ સિવાયની બીજી ઔષધિઓ સૂકીને બદલે લીલી લેવી હોય તો બમણી લેવી જોઈએ.

(૧૦) મોટા ઝાડનાં મૂળ લેવાનું લખ્યું હોય ત્યાં તે ઝાડની અંતરછાલ લેવી પણ નાના છોડવાઓનાં મૂળ જ લેવાં. માત્ર લઘુપંચમૂળને બદલે તેમનાં પંચાંગ લેવાનો રિવાજ છે.

(૧૧) જ્યાં કડવાં પરવળ લખ્યાં હોય ત્યાં માત્ર પાન જ લેવાય છે.

(૧૨) જરૂર વખતે જો કોઈ વનસ્પતિ ન મળે તો તેને બદલે તેના જેવા ગુણવાળી પ્રતિનિધિ રૂપ ઔષધિ લેવી જોઈએ. પણ તે પ્રયોગમાં જે મુખ્ય ઔષધિ તરીકે હોય તેને બદલે પ્રતિનિધિ ઔષધિ ન જ લેવી. જેમકે આકડાના દૂધને બદલે આકડાના પાનનો રસ લેવો. અજમાને બદલે અજમોદ લેવો. આ જ રીતે બીજી ઔષધિઓની યોજના કરવી. ( પ્રતિનિધિ ઔષધિ સંબંધી વધારે વર્ણન પરિભાષા પ્રકરણમાં કરવામાં આવશે. )

(૧૩) ઉકાળો કરવા માટે માટીનું વાસણ લેવું. વાસણનું મોં ખુલ્લું રાખી ઉકાળો કરવાનો રિવાજ છે, પણ જો મોં બંધ કરી મંદાગ્નિથી ક્વાથ બનાવવામાં આવે તો વધારે ફાયદો થાય છે, એવો નવા વિચારકોનો મત છે. માટીનું ન મળે તો કલાઈ કરેલું પિત્તળનું વાસણ લેવું.

(૧૪) તેલ સિદ્ધ કરવા માટે તેલથી ચાર—છ ગણું તેલ સમાય તેવું મોટું કલાઈ કરેલું પિત્તળનું વાસણ લેવું. નાના વાસણમાં તેલનો ઊભરો આવી બહાર ઢળી જવાનો ભય રહે છે. લોઢાની કડાઈમાં તેલ સિદ્ધ કરવાથી તેલનો રંગ કાળો થઈ જાય છે.

(૧૫) દવાઓ બનાવવા માટે એલ્યુમિનિયમનું વાસણ કદી પણ ન વાપરવું; તેમ જ ખાવાપીવામાં પણ એલ્યુમિનિયમનું વાસણ ખરાબ મનાય છે. એલ્યુમિનિયમના વાસણમાં બનાવેલાં ખોરાક અને ઔષધિ ઝેરી થઈ જાય છે, તેથી પાચનક્રિયા બગડે છે અને લોહીમાં વિકાર થાય છે. એલ્યુમિનિયમના વાસણમાં જો પાણી પણ ૪—૮ કલાક ભરી રાખવામાં આવે તો તે પણ દૂષિત થઈ જાય છે.

(૧૬) જાયફળ, જાવંત્રી, લવિંગ, વરિયાળી વગેરે સુગંધી તેલી દ્રવ્યોવાળા ચૂર્ણને મજબૂત બંધ થઈ શકે તેવા ડાટાવાળી શીશીમાં ભરવું. ડાટાવગરની શીશીમાં અથવા ટીનના ડબ્બામાંથી ચૂર્ણનો સત્ત્વાંશ થોડા જ દિવસમાં ઊડી જાય છે.

(૧૭) મીઠું, નવસાર અને સુરોખાર વગેરે ક્ષારવાળી ઔષધિઓ ચોમાસામાં ભેજવાળી ઠંડી હવા લાગવાથી ઊતરી જાય છે; માટે તે ઋતુમાં શીશીમાંથી જરૂર હોય તેટલું સંભાળપૂર્વક કાઢી લઈ શીશી તરત જ બંધ કરી દેવી. ધાતુના વાસણમાં તેવી ઔષધિઓ રાખવાથી ક્ષાર અને ધાતુના સંયોગથી ઔષધિ દૂષિત થઈ જાય છે.

(૧૮) ઘી અને તેલ કાચના કે ચિનાઈ માટીના વાસણમાં રાખવાં જોઈએ. ટીનના ડબ્બામાં તે જલદી બગડી જાય છે. બરણીમાંથી પણ તે આંગળીથી ન કાઢવાં, પણ કડછી કે ચમચીથી કાઢવાં જોઈએ. નહિ તો ઘી ગંધાઈ ઊઠશે.

(૧૯) ઔષધિનો ઉપયોગ કરતાં પહેલાં રોગનું નિદાન, ઔષધિના ગુણદોષ, દેશ, કાળ અને પ્રકૃતિનો વિચાર કરવો જોઈએ. જેમકે ગાયનું તાજું દૂધ પથ્ય, તેજ વધારનાર અને તરત બળ આપનાર શ્રેષ્ઠ ગુણવાળું છે; છતાં પણ પિત્તજ્વર, અતિસાર, સંગ્રહણી, અર્શ, કફયુક્ત ખાંસી, કૃમિ વિદ્રધિ, નવો પરમિયો, કુષ્ઠ વગેરે રોગોમાં નુકસાનકારક છે. તેવી જ રીતે બધી ઔષધિઓનું સમજવું. કફ પ્રકૃતિવાળા માટે ઘણી હિતકર ઔષધિઓ તે જ રોગ હોવા છતાં પિત્તપ્રકૃતિવાળાને ઘણીવાર નુકસાન કરે છે. તેમ જ દેશ અને કાળભેદથી પણ ઔષધિની યોજનામાં ફેરફાર કરવો પડે છે; માટે બધી વાતનો વિચાર કરી ચિકિત્સા કરવી.

(૨૦) સોમલ, હરતાલ, રસકપૂર, હાલચિકના, મનઃશિલ, વછનાગ, ઝેરકચોલાં અને કરેણ વગેરે ઝેરી ચીજોની તીક્ષ્ણતા અને મળદોષ દૂર કરીને જ તે વપરાય છે. આવી વસ્તુઓને શુદ્ધ કરવાની રીતો 'શોધન' પ્રકરણમાં લખેલી છે. ધાતુ અને ઉપધાતુઓને સામાન્ય રીતે ભસ્મ કરીને જ વાપરવામાં આવે છે.

(૨૧) હિંગ ઘીમાં શેકીને વાપરવી.

(૨૨) ફટકડી અને ટંકણખારને ફુલાવીને વાપરવાં; પણ દરાજની દવામાં ચોપડવા માટે ટંકણખાર કાચો જ લેવાય છે. તે જ પ્રમાણે કેટલીક પૂયપ્રમેહની ઔષધિઓમાં ફટકડી કાચી જ મેળવાય છે.

(૨૩) શીતાંગ જ્વર, મુદતિયો તાવ, વિષૂચિકા અને હૃદયના ધબકારામાં વછનાગવાળી ઔષધિઓ મોટે ભાગે ન આપવી જોઈએ. જરૂર હોય તો બહુ થોડી માત્રામાં સંભાળપૂર્વક આપવી; કારણકે વછનાગ પેશાબ અને પરસેવો લાવી શરીરની ઉષ્ણતાને ઓછી કરે છે અને હૃદયને પણ નિર્બળ બનાવે છે. જ્યાં તાવ વધારે હોય અને તાવને ઓછો કરવાની જરૂર હોય, ત્યાં વછનાગવાળી ઔષધિ આપવાથી પરસેવો થઈ તાવ ધીમેધીમે ઊતરી જાય છે.

(૨૪) નવા તીક્ષ્ણ વાયુના પ્રકોપમાં ઝેરકચોલાં નુકસાન કરે છે, પણ જૂના વાતરોગમાં તે બહુ હિતકર છે. વધારે પ્રમાણમાં તે આપવાથી વાતવાહિનીઓ ખેંચાય છે.

(૨૫) સગર્ભા સ્ત્રી, દુર્બળ, વૃક્કશોથ સાથેનો પાંડુરોગ અને કંઠમાળના રોગીને પારાવાળી ઔષધિ ઓછી અનુકૂળ થાય છે; પણ સ્ત્રીઓને યોનિ અને ગર્ભાશયના રોગમાં તે બહુ હિતકર છે અને બાળકો માટે તો પારાવાળી ઔષધિ બહુ જ અનુકૂળ પડે છે.

(૨૬) સોમલવાળી દવાઓ ઘી કે દૂધ પાઈ આપવી; પણ ન્યુમોનિયા, સન્નિપાત વગેરે રોગોમાં દૂધ, ઘી પાયા વગર રોગ અનુસાર અનુપાન સાથે આપવી. કેટલાક વિદ્વાનો શુક્રક્ષયમાં સોમલવાળી દવા હિતકર માનતા નથી; અને સન્નિપાતમાં પિત્તપ્રકોપથી બકવાટ થતો હોય, આંખો લાલ હોય અને બેહોશી વગેરે ઉપદ્રવો લાગતા હોય ત્યારે સોમલવાળી ઔષધિ ન આપવી જોઈએ.

ન્યુમોનિયા વગેરે કફપ્રધાન રોગોમાં મલ્લચંદ્રોદય, સમીરપન્નગ વગેરે સોમલવાળી ઔષધિઓ જલદી ફાયદો કરે છે. કફપ્રધાન રોગોમાં સોમલની ભસ્મ કે ફૂલ આપવાનો નિષેધ કરવામાં આવ્યો હોય ત્યાં અરડૂસીના રસ અથવા ચૂર્ણ સાથે મલ્લ-ચંદ્રોદય કે સમીરપન્નગ અપાય છે. શીતાંગ સન્નિપાતમાં સોમલવાળી ઔષધિ જલદી ફાયદો કરે છે. જે તાવ વારંવાર આવી ઊતરી જાય છે તેમાં શરીરની ગરમી બહુ ઘટે નહિ તે માટે સોમલવાળી દવા અપાય છે.

(૨૭) હરતાલ ભસ્મ અને હરતાલવાળી ઔષધિ ઉગ્ર હોવાથી પિત્તપ્રધાન કુષ્ઠ અને પિત્તપ્રધાન વાતરક્તમાં આપવી નુકસાનકારક છે.

(૨૮) મૂત્રપિંડના શોથથી ઉત્પન્ન થનારા ઉદરરોગમાં તામ્રભસ્મ નુકસાનકારક છે. કારણ કે તામ્રભસ્મ ઉષ્ણ અને પિત્તનું વિરેચન કરનાર હોવાથી મૂત્રપિંડના કાર્યને રોકે છે. એથી પિત્ત મૂત્રમાં મળી જાય છે અને પેશાબ ઓછો થાય છે. પછી પેટમાં પાણી વધારે પ્રમાણમાં ભરાવા માંડે છે અને સોજો વધતો જાય છે.

(૨૯) સુવર્ણમાક્ષિક ભસ્મ ક્વિનીનના વિષને દૂર કરવા માટે બહુ હિતકર છે. માટે નવા તાવમાં તે ન આપવી જોઈએ.

(૩૦) વાતજન્ય સૂકી ખાંસીમાં શૃંગભસ્મ નુકસાનકારક છે, અને કફપ્રધાન ખાંસી, શ્વાસ અને ન્યુમોનિયા વગેરે રોગોમાં બહુ હિતકર છે.

(૩૧) ઉપદંશજન્ય કંઠરોગમાં જસતભસ્મ વાપરવી સારી નથી.

(૩૨) આમ સાથેના જૂના સંગ્રહણી રોગમાં કોડીભસ્મ ફાયદાકારક છે. પરંતુ નવા આમ સંગ્રહણીમાં હિતકર નથી.

(૩૩) રક્તાર્શ અને રક્તાતિસારની શરૂઆતમાં લોહભસ્મ નુકસાનકારક છે. પરંતુ વાતાર્શ અને પિત્તાર્શની શરૂઆતમાં શક્તિ ખૂબ ઓછી થઈ ગઈ હોય તેવા દરદીઓને તે લાભ કરનારી છે. રક્તની વૃદ્ધિ અને પુષ્ટિ માટે લોહભસ્મ ભોજનની પછી આપવી એ વિશેષ લાભદાયક છે.

(૩૪) સુવર્ણભસ્મ સોમલથી મારેલી હોય તો ક્ષયરોગના પહેલા તબક્કામાં ન આપવી, નહિ તો સૂકી ખાંસી વધી જશે. પારદ અને ગંધકથી મારેલી સુવર્ણભસ્મ ક્ષયમાં વિશેષ લાભ કરનારી છે.

જૂના સંગ્રહણી રોગમાં જ્વર આવતો હોય અથવા માનસિક અવસ્થામાં વિકૃતિ થયેલી હોય ત્યારે સુવર્ણપર્પટી ન આપવી જોઈએ. સુવર્ણપર્પટીના સેવન વખતે દૂધનો આહાર લાભ કરનાર છે.

ક્ષયના રોગીને સુવર્ણમિશ્રિત દવાઓ વધુ પ્રમાણમાં ન આપવી. વધુ માત્રાથી ક્ષયના જંતુઓ એકીસાથે મોટા પ્રમાણમાં મરી જશે, અને તેથી ગરમી ખૂબ વધી જવાથી તાવ વધી જશે. માટે શુદ્ધ સુવર્ણનું પ્રમાણ એક વખતમાં ૧/૧૬ થી ૧/૮ રતી સુધી આપવું, અને સુવર્ણભસ્મ ૧/૨ રતી સુધી આપવી જોઈએ. પરંતુ ક્ષયરોગમાં તાવ ૯૯ ડીગ્રીથી વધારે હોય તો સુવર્ણમિશ્રિત ઔષધી ન આપવી. બીજી દવાઓથી તાવ ઓછો કર્યા પછી સુવર્ણવાળી દવા આપવી. મંથરજ્વરમાં વિષનો નાશ કરવા અને સ્થાવર જંગમ વિષના શમન માટે સુવર્ણપ્રધાન ઔષધિ વપરાય છે.

(૩૫) અફીણવાળી ઔષધિ ઘણું કરીને રાત્રે સૂતી વખતે અપાય છે. પરંતુ સગર્ભા સ્ત્રીને અફીણવાળી ઔષધિ ન આપવી જોઈએ.

(૩૬) કસ્તૂરી દવામાં મેળવવી હોય તો પહેલાં એની અંદરથી બરોબર જોઈને વાળ કાઢી નાખવા જોઈએ. તેમજ કસ્તૂરી મેળવ્યા પછી બની શકે તેટલું જલદી મેળવી નાની નાની ગોળીઓ બનાવી છાંયડામાં સૂકવી લેવી જોઈએ, અથવા સૂકું ચૂર્ણ કરી શીશીઓમાં ભરી લેવું જોઈએ.

(૩૭) કેસર ઔષધિમાં મેળવતા પહેલાં એક થાળીમાં લેવું. પછી એક વાડકી ગરમ કરી કેસર પર ઢાંકી દેવી. એટલે કેસરમાંથી ભીનાશ ઊડી જશે. પછી તેને ઝીણું વાટી મેળવવું.

(૩૮) અફીણવાળી દવા નાનાં બાળકોથી મોટી માત્રામાં સહન થતી નથી. જો બહુ જરૂર હોય તો સંભાળપૂર્વક આપવી.

રક્તાર્શ અને રક્તાતિસારમાં દૂષિત રક્ત અને કાચો આમ પડતો હોય ત્યારે અફીણવાળી દવા ન આપવી

સગર્ભા સ્ત્રીને અફીણવાળી દવા કદી પણ ન આપવી જોઈએ. નબળાં આંતરડાંવાળા મધુમેહના દરદીને અફીણવાળી દવા સંભાળપૂર્વક આપવી જોઈએ. આંખમાં આંજવા અને ચોપડવા માટે અફીણ જેટલું જૂનું મળે તેટલું વધારે હિતકર છે.

અફીણવાળી કેટલીક ઔષધિઓ તંદુરસ્ત હાલતમાં જેવી અસર કરે છે તેવી અસર કેટલાક રોગોમાં નથી કરતી. દાખલા તરીકે ઊંઘ લાવવા માટે અફીણ એ ઉત્તમ દવા છે. તો પણ કોઈ કોઈ માણસને ખૂબ તાવ હોય ત્યારે તે ઊંઘ ન લાવતાં ઉત્તેજન આપે છે અને તેથી લવારો વધે છે.

(૩૯) ઠંડા પ્રદેશ કરતાં ગરમ પ્રદેશમાં માફક દ્રવ્યોની અસર વધારે થાય છે; અને સવારમાં આપેલી વસ્તુ દિવસના બીજા ભાગ કરતાં વધુ સારો ગુણ દર્શાવે છે.

(૪૦) કોઈ કોઈ માણસને લોહભસ્મ, સોમલ, અફીણ, હિંગ, ક્વિનીન કે બીજી કોઈ ઔષધિઓ અનુકૂળ થતી નથી. તેવા માણસોને તે દવાઓ રોગશામક હોવા છતાં પણ ન આપવી જોઈએ. એક રોગીને દૂધ અનુકૂળ આવતું ન હતું. દૂધ પીતાં તેને થૂંકમાં લોહી આવવા માંડતું હતું, એટલે દૂધ અહિત સમજી અમે બંધ કરી દીધું.

(૪૧) રાસાયનિક સંયોગોથી જે જે ઔષધિઓના ગુણો ફરી જતા હોય એવી પરસ્પર વિરોધી ઔષધિઓનું મિશ્રણ ન કરવું જોઈએ. જેમકે દૂધ, દહીં, અને લીંબુનો રસ, દૂધ અને લસણ વગેરે વગેરે. પરંતુ કોઈ વખત અતિસારના દરદીને રોગના પ્રભાવ પ્રમાણે દૂધમાં લીંબુનો રસ નિચોવી તરત પાઈ દેવામાં આવે છે. માથાના વાયુના વિકારમાં દૂધમાં લસણ નાખી ખીર બનાવી પાવામાં આવે છે.

(૪૨) સોજો ઉતારનાર ઔષધિઓ અપાતી હોય તે વખતે જો મીઠું, દારૂ કે માંસાહાર લેવામાં આવે તો દવાથી બરાબર ફાયદો નહિ થઈ શકે.

(૪૩) મેદ ઉતારનાર દવાના પ્રયોગ વખતે ઘી, મધુર પદાર્થો, દહીં, ચોખા વગેરે મેદ વધારનાર આહાર વધારે લેવામાં આવશે તો દવાથી બરાબર ફાયદો નહિ થાય.

(૪૪) વીર્યવર્ધક દવાઓના પ્રયોગ વખતે આગ્રહપૂર્વક બ્રહ્મચર્ય પાળવામાં આવશે તો જ ફાયદો થશે.

(૪૫) દારૂ, તમાકુ, અફીણ વગેરેનું વ્યસન ન કરાવવું હિતકર છે. પણ બીજો કોઈ રસ્તો ન હોય ત્યારે તે પણ આપવામાં આવે છે. જેમકે મધુમેહ ન મટે ત્યારે અફીણ, માનસિક આઘાત માટે દારૂ, નબળા માણસોના માનસિક થાકને

દૂર કરવા ચાનું વ્યસન વગેરે. આ રીતે જુદાજુદા વ્યસન દ્વારા રોગનું દમન કરવામાં આવે છે.

(૪૬) મોં વાટે આપેલી દવા જેટલા વખતમાં અને જેટલો ફાયદો આપે છે તેના કરતા ઈન્જેકશન મારફત આપેલી દવા ઓછા પ્રમાણમાં આપવા છતાં જલદી ફાયદો કરે છે. કારણ આમાશય અને આંતરડાની શ્લૈષ્મિક ત્વચા ઔષધિનું ધીમે ધીમે મૃદુતાથી શોષણ કરે છે. શોષણ થયા પછી પણ તે સત્ત્વ યકૃતમાં જાય છે, અને એમાંથી પિત્તનું મિશ્રણ થઈ આંતરડાંમાં જાય છે. એટલે યકૃતમાં પણ ઔષધિનો કેટલોક ભાગ નાશ પામે છે.

પરંતુ ઈન્જેકશન દ્વારા ઔષધિદ્રવ્ય જલદી શોષાઈ જાય છે અને સત્ત્વનો બીજી રીતે ક્ષય થતો નથી, એટલે ઓછી માત્રામાં પણ જલદી ફાયદો કરે છે.

શરીરમાં પ્રવેશ કરાવેલી દવા રસત્વચા (Serous Membrane) મારફત જલદી શોષાઈ જાય છે. સંયોજક કલા (Intercellular tissue) વડે એથી ઓછું શોષણ થાય છે અને શ્લૈષ્મિક કલા મારફત તો સૌથી ઓછું શોષણ થાય છે.

(૪૭) કેટલીક ઔષધિઓ નિયમિત લેવાથી શરીરમાં થોડી થોડી ભેગી થાય છે. જેમકે પારો, સોમલ, ઝેરકોચલાં વગેરે. આ એકત્ર થયેલ ઔષધિઓની અસર એટલે કે સંગ્રાહક ક્રિયા ( Cumulative Action) કોઈ કોઈ વાર એકદમ થઈ આવે છે. એટલા માટે જો આવી ઔષધિઓનું લાંબો વખત સેવન કરાવવું હોય તો વચ્ચે થોડા દિવસ તે છોડી દેવી જોઈએ.

(૪૮) ચૂર્ણ, ગોળી વગેરે કરતાં આસવ, અરિષ્ટ, અર્ક, કવાથ વગેરે ઔષધિઓ જલદી શોષાઈને ફાયદો કરે છે. એટલે તીવ્ર રોગના શમન માટે પ્રવાહી ઔષધિઓ વાપરવી વધારે ફાયદાકારક મનાય છે.

(૪૯) આમાશયમાં ખોરાક હોય તેના કરતાં તે ખાલી હોય તો ઔષધિઓનું શોષણ જલદી થાય છે. આ ઉપરાંત ઔષધિપ્રયોગ, રોગ, જાતિ, ઉંમર, ઋતુ, દેશ, અભ્યાસ અને શારીરિક ઉત્તાપ વગેરેના ભેદને કારણે શોષણમાં ફેરફાર પડે છે.

(૫૦) અફીણ, સોમલ, ઝેરકોચલાં, દારૂ, ગાંજો વગેરેનાં વ્યસન અને અભ્યાસ (Idiosyncrasy) પડ્યાં હોય ત્યારે તે વધુ માત્રામાં લીધાથી પણ ઝેરી અસર થતી નથી. એટલે એવી વસ્તુઓ આપતાં પહેલાં આ વિચાર પણ કરવો જોઇએ.

પારાવાળી દવાઓ જુવાની કરતાં બાલ્યાવસ્થામાં વિશેષ અનુકૂળ પડે છે.

બાળકોથી અફીણ મોટી માત્રામાં સહન થઈ શકતું નથી.

(૫૧) પરસેવો લાવનાર ઔષધિઓ આપ્યા પછી દરદીને કપડું સારી પેઠે ઓઢાડી બેસાડવો કે સુવાડવો જોઈએ.

(૫૨) રોજના ઉપયોગના દંતમંજનમાં તેજ નિમક મેળવવું એ હાનિકારક છે. એવા નમકથી દાંતોની સફેદી તથા પીઢિયાને હાનિ પહોંચે છે, દાંતોના સાંધા ઘસાઈ જાય છે, અને દાંત એકબીજાથી અળગા થઈ જાય છે. આમ છતાં જેમના દાંતમાં કૃમિ હોય, અને જેમને પરુ આવતું હોય તેમને માટે સિંધાલૂણ તથા સરસિયામાં મેળવેલું દંતમંજન વિશેષ લાભદાયી છે.

(૫૩) કોઈ પણ ચૂર્ણમાં ઈસબગોળ મેળવવાનો હોય, તો તે કૂટયા વગર જ મેળવવો; કૂટેલો ઈસબગોળ હાનિકર છે.

(૫૪) અનુપાન લેખે ઘી અને તેલ લીધા પછી એક કલાક સુધી ઠંડું પાણી ન પીવું. જો ખૂબ વ્યાકુળતા થઈ આવતી હોય, તો હૂંફાળું પાણી થોડી માત્રામાં પીવું.

---

## રોગવિષયક સૂચના

(૫૫) **નવા તાવમાં** સખ્ત વાયુનું સેવન, દિવસે લાંબો વખત સૂવું, સ્નાન કરવું, તેલ ચોળવું, મૈથુન, ક્રોધ અને પરિશ્રમ નુકસાનકારક છે.

(૫૬) ચઢતા તાવમાં તાવ ઉતારનારી દવા આપવાથી જ્વર વધારે કુપિત થાય છે.

(૫૭) શરીરમાં જ્યાં સુધી નવો તાવ હોય ત્યાં સુધી કાંઇ પણ ખાવા ન આપવું જોઈએ. આચાર્યોએ કહ્યું છે કે—

**शयनं पित्तनाशाय वातनाशाय मर्दनम् ।**
**वमनं कफनाशाय ज्वरनाशाय लङ्घनम् ॥**

(૫૮) તાવમાં ગરમ કરીને ઠંડું કરેલું પાણી જરૂર પ્રમાણે થોડું થોડું આપતા રહેવું જોઈએ.

(૫૯) જૂના તાવમાં દરદીને ઘી અને દૂધ જરૂર આપવાં જોઈએ. **सर्वज्वराणां क्षीणानां क्षीरं भैषज्यमुत्तमम्** (બધા જૂના તાવોમાં દૂધ એ ઉત્તમ ઔષધિ છે.) આ વચન પ્રમાણે દૂધ ઉત્તમ દવા મનાય છે. જૂનો તાવ જો ક્વાથ, વમન, ઉપવાસ અને હલકા ખોરાકથી ન મટતો હોય તો તે પર શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ઘી આપવું હિતકર છે. એવા દરદીને કદી પણ ઉપવાસ ન કરાવવો. જો અપથ્યનું સેવન કરવાથી દોષ પ્રકુપિત થયા હોય તો સંભાળપૂર્વક લંઘન કરાવવું.

(૬૦) મુદતિયા તાવમાં તાવ ઉતારનારી દવા ન આપવી. માત્ર દોષોનું પાચન અને શોધન કરનારી પાચક અને શોધક ઔષધિ આપવી.

(૬૧) ચોથિયા તાવના દરદીને તાવ મટ્યા પછી પણ બેચાર મહિના સુધી ગોળવાળો પદાર્થ ખાવા ન આપવો જોઈએ, નહિ તો તાવ ફરીથી આવશે.

(૬૨) શીતળામાં તાવ હોય ત્યારે તેમાં પીવા માટે ઠંડું પાણી આપવું.

(૬૩) નવા જ્વરમાં ખોરાકમાં કઠોળ વગેરે દ્વિદળ ધાન્ય, માંસાહાર, સ્ત્રીસેવન અને પાતળી કાંજી પીવી એ બધું બહુ નુકસાનકારક છે,

(૬૪) ત્રિદોષમાં ઘી કદી પણ ન આપવું. એ જ પ્રમાણે માંસ અને ભાત પણ નુકસાનકારક છે.

(૬૫) જો સન્નિપાતમાં દાહ થતો હોય તો ઠંડું પાણી ન આપવું. જો પરસેવો આવતો હોય તો તરત બંધ કરવો જોઈએ, નહિ તો રોગીને શીત આવી જશે.

(૬૬) જો સન્નિપાતમાં તન્દ્રા હોય તો તીક્ષ્ણ નસ્યો આપી ચેતન લાવવા પ્રયત્ન કરવો.

(૬૭) જો તેમાં કાનનો સોજો આવે તો જળો વગેરેના ઉપચારથી તરત સોજો દૂર કરવો.

(૬૮) સંનિપાતમાં પ્રથમ વાતકફનું શમન કરવું અને પછી વાતપિત્તને દૂર કરવાં.

(૬૯) તાવ મટ્યા પછી પણ શક્તિ ન આવે ત્યાં સુધી મૈથુન, વ્યાયામ, પ્રવાસ અને ઠંડા જળથી સ્નાન કરવું નુકસાનકારક છે.

(૭૦) તાવ રોકનારી દવા દિવસમાં ત્રણ વખત આપવી. તાવનો વારો હોય તે દિવસે ૬ કલાક પહેલાં દર બે કલાકે ત્રણ વાર દવા આપવી અને સન્નિપાતમાં જ્યાં સુધી રોગ કાબૂમાં ન આવે ત્યાં સુધી દર બે કલાકે દવા આપવી.

(૭૧) સન્નિપાત, મુદતિયા તાવ, પ્લેગ અને ક્ષયરોગમાં જુલાબ આપવો બહુ નુકસાનકારક છે, પરંતુ કબજિયાત હોય તો હળવું વિરેચન આપી પેટ સાફ કરાવવું. દૂધમાં ગરમાળાનો ગોળ નાખીને કોઠો શુદ્ધ કરી શકાય છે.

(૭૨) **અતિસાર**ના રોગવાળાને કાચું દૂધ અને કાંજી વગેરે નરમ ખોરાક નુકસાનકારક છે; પરંતુ ચોખાની કણકીની યવાગૂ ખાવાનો વાંધો નથી. અતિસારમાં ઉપવાસ બહુ લાભ કરનાર છે. અતિસારમાં દવા થોડી થોડી માત્રામાં દિવસમાં ૩–૪ વાર આપવી સારી છે. એકીસાથે વધારે દવા આપવાથી લાભને બદલે નુકસાન થાય છે. કાચો આમ પડતો હોય, ત્યાં સુધી અફીણવાળી દવા કે સ્તંભન કરનારી બીજી દવાઓ ન આપવી. અતિસાર મટ્યા પછી પણ ૧૫

દિવસ સુધી અધિક ભોજન, પકવાન્ન, કાચું અનાજ અને લાંબે વખતે પાચન થનારા પદાર્થોનો ત્યાગ કરવો જોઈએ.

(૭૩) **કોલેરાના** દરદીને પીવા માટે વારંવાર ૧–૧ તોલો બરફનું પાણી આપવું. અથવા ગરમ કરી ઠંડું કરેલું પાણી વરિયાળીના અર્કમાં મેળવી એક એક ચમચી આપ્યા કરવું. એકીસાથે વધારે પાણી ન પાવું અને બની શકે ત્યાં સુધી અફીણવાળી દવા ન આપવી. પેશાબ બંધ થઈ જાય તો મૂત્રેન્દ્રિયમાં કપૂર રાખવું અને પેડા ઉપર કેસૂડો અને સૂરોખારની લૂગદી બાંધવી. જો ઊલટી બંધ ન થાય તો પાણીને બદલે તલનું તેલ કે ઘી પાવું બહુ લાભદાયક છે.

(૭૪) **રક્તાર્શ અને રક્તાતિસાર**ની શરૂઆતમાં જ્યાં સુધી દૂષિત રક્ત પડતું હોય ત્યાં સુધી લોહભસ્મ વગેરે સ્તંભક વસ્તુઓ ન આપવી. એવી જ રીતે અફીણથી પણ તરત દૂષિતરક્તનું સ્તંભન ન કરવું; અને અર્શના દરદીને કાચું દૂધ ન આપવું જોઈએ, કારણ એ નુકસાનકારક છે.

(૭૫) જૂના **કબજિયાત**ના દરદીને વારંવાર જુલાબ આપવો નુકસાનકારક છે. બસ્તિ વડે આંતરડાં સાફ કરી લેવાં એ વિશેષ લાભ કરનારું છે. છતાં બસ્તિનો ઉપયોગ વારંવાર કરવો નહિ જોઈએ.

(૭૬) **અમ્લપિત્ત**માં ભોજનની વચ્ચે કે જમ્યા પછી તરત ખૂબ પાણી પીવું, વધારે શાક ખાવાં, ખાટા પદાર્થ ખાવા, ગરમગરમ ખોરાક અને ચા લેવાં એ બધું નુકસાનકારક છે.

(૭૭) દાહયુક્ત અમ્લપિત્તમાં વમન વિરેચનથી શોધન કર્યા વગર દવા આપવી ફાયદાકારક નથી.

(૭૮) **રક્તપિત્ત**ના રોગીને ધૂમ્રપાનનું વ્યસન તદ્દન છોડાવી દેવું, અને પિત્તને વધારનાર આહારવિહારોનો પણ ત્યાગ કરાવવો.

(૭૯) બધી જાતના **ઉદરરોગો**માં મઠો અને ગોમૂત્રનું સેવન બહુ લાભદાયક છે.

(૮૦) **કૃમિરોગ**માં કાચું દૂધ નુકસાન કરે છે અને તેલનું સેવન લાભદાયક છે.

(૮૧) **ભગંદર** રોગમાં હિંગ, ચણાની બનાવટો અને મધુર પદાર્થોનું સેવન નુકસાનકારક છે.

(૮૨) **રક્તગુલ્મ**ની ચિકિત્સા ૧૦ મહિના પછી કરવી, એવી શાસ્ત્રમર્યાદા છે. પણ નવા વિચાર પ્રમાણે જો રોગ નક્કી થઇ જાય તો તુરત જ ચિકિત્સા થઈ શકે.

(૮૩) **કફપ્રધાન ગુલ્મ**માં વમન કરાવવું નુકસાનકારક છે.

(૮૪) **શૂલરોગ**માં ચણા, મસૂર, વટાણા, વગેરે કઠોળનું સેવન બહુ નુકસાન-

કારક છે. શૂળમાં વમન, લંઘન, સ્વેદન અને પાચન ઔષધિઓ બહુ લાભદાયક છે. પહેલાં સ્વેદન કરવું વધુ લાભદાયક છે.

(૮૫) **વાતજન્યશૂલમાં** રેચક દવાઓ અને નિરુહબસ્તિ, પિત્તજન્યમાં મધુર ઔષધિઓથી સિદ્ધ કરેલું દૂધ અને કફજન્ય શૂલમાં કડવી તીખી ઔષધિઓ અને વમન હિતકર છે.

(૮૬) **પરિણામશૂલમાં** લંઘન, વમન, વિરેચન અને તૈલયુક્ત બસ્તિ એ સર્વે લાભ આપે છે.

(૮૭) **અન્નદ્રવશૂલમાં** પિત્તના શમન માટે વમન, કફના શમનને માટે વિરેચન અને અમ્લપિત્તની ચિકિત્સામાં કહેલી ઔષધિઓ આપવાનું નીચેના શ્લોકમાં કહ્યું છે:

**पित्तान्तं वमनं कृत्वा कफान्तं च विरेचनम् ।**
**अन्नद्रवे च तत्कार्यं जरत्पित्ते यदीरितम् ॥**

(૮૮) **આમજન્ય તીવ્ર ઉદરશૂલમાં** કોકરવરણા પાણીમાં મીઠું નાખીને તેનાથી ઊલટી કરાવવી ફાયદાકારક છે. તે વખતે શૂળનો નાશ કરનાર તીવ્ર દવા આપવી નુકસાનકારક છે.

(૮૯) **જળોદરમાં** જ્યારે યંત્રથી પાણી બહાર કાઢવું હોય ત્યારે એકીવખતે બધું પાણી ન કાઢી નાખવું જોઈએ.

(૯૦) **અજીર્ણમાં** સખ્ત દરદ થતું હોય તો શૂલનાશક દવા ન આપવી. ઊલટું અગ્નિ આમદોષથી આચ્છાદિત થઈ કોપાયમાન થાય છે.

(૯૧) **શુષ્ક વાતિક અને પિત્તપ્રધાન કાસ, સૂકી ખાંસીવાળાઓને** ખાટા અને તીખા પદાર્થો, અજીર્ણ થાય એટલા વધુ પ્રમાણમાં ભોજન અને હિંગ નુકસાનકારક છે. હિંગળોક, સોમલ, ઝેરકોચલાં અને ભિલામાવાળી ઔષધિ પણ ન આપવી જોઈએ.

(૯૨) **ક્ષયરોગમાં** જુલાબ અને સ્ત્રીસેવન એ બંને ખુબ નુકસાનકારક છે. ક્ષયના જંતુઓનો નાશ કરનાર ઔષધિ સોનું છે; પણ તાવ વધારે હોય તો સુવર્ણવાળી દવાઓ ન આપવી. પાતળા ઝાડા થતા હોય તો રોકવા માટે જલદી પ્રબંધ કરવો. અફીણથી ઝાડા ન રોકવા. સોમલવાળી બનાવટ ક્ષયના રોગીને કદી પણ ન આપવી. જો ક્ષયના રોગીને દેવદાર કે વાંસના જંગલમાં અથવા બકરીઓની વચ્ચે રાખવામાં આવે તો લાભ થવા સંભવ છે.

ભોજનમાં બકરીનું દૂધ અને ઘી, બકરાની મૂંડી (માથું) ઉકાળીને બનાવેલ યૂષ એ બધું ફાયદાકારક છે. ઉપવાસ, શ્રમ, માનસિક ચિંતા અને બહુ પવન એ બધું નુકસાનકારક છે.

ક્ષયના રોગીના કફને જમીનમાં ઊંડો ખાડો કરી દાટી દેવો, અને તેનાં કપડાં તેમજ જગ્યા પણ સાફ રાખવી. ક્ષયના દરદીના થૂંકવાના વાસણમાં ફિનાઈલ અથવા રાખોડી રાખવી કે જેથી તેના પર માખી ન બેસે. બની શકે તો વાસણ ઢાંકેલું રાખવું.

(૯૩) **કૃમિજન્ય હૃદ્રોગમાં** વમન કરાવવાનો નિષેધ છે. વિરેચન આપવું ફાયદાકારક છે.

(૯૪) **શસ્ત્ર લાગવાથી** શરીરનો કોઈ ભાગ કપાઈ જાય તો એ ભાગને ઊંચો રાખવાથી લોહી નીકળતું જલદી બંધ થઈ જાય છે.

(૯૫) **ઊરુસ્તંભમાં** વમન, વિરેચન, બસ્તિ, તેલનું મર્દન, શિરાનો વેધ કરવો અને સ્નિગ્ધ પદાર્થોનું સેવન નુકસાનકારક છે. લેપ, ઈંટ તપાવી સેકવું, સ્વેદન, ઉપવાસ તેમજ આમ, મેદ અને કફનાશક રૂક્ષ પદાર્થોનું સેવન હિતકારક છે. જળાશયમાં તરવું પણ ફાયદાકારક છે. ઊરુસ્તંભમાં પહેલા કફનાશક ઉપચાર કરવા અને પછી વાતશામક દવાઓ આપવી.

(૯૬) **કંપવાતમાં** તેલનું માલિસ, અફીણ, ઝેરકોચલું અને ગૂગળવાળી બનાવટોનું સેવન એ સર્વ લાભદાયક છે.

(૯૭) **અર્દિતવાત** (મોઢાનો પક્ષાઘાત)માં રોજ તેલનું માલિસ કરવું અને સ્નિગ્ધ ભોજન કરવું એ સર્વ લાભદાયક છે.

(૯૮) **મન્યાસ્તંભમાં** રૂક્ષ સ્વેદ અને નસ્યથી તરત ફાયદો થાય છે.

(૯૯) **જૂના આમવાતમાં** લંઘન, સ્વેદન, સ્નેહપાન, વિરેચન, બસ્તિ અને કડવી તીખી તેમજ અગ્નિપ્રદીપ્ત કરનાર દવાઓના ઉપચારથી સત્વર ફાયદો થાય છે.

(૧૦૦) **વાતરોગના** સોજા પર રાત્રે લેપ ન કરવો અને દિવસે લેપ સુકાઈ જાય ત્યારે વારંવાર કાઢી નાખવો.

(૧૦૧) **ગાંઠ** અને ફોલ્લા વગેરે પર લગાડવાનો લેપ જાડો કર્યો હોય તો રહેવા દેવો. તે બરાબર હટાવવો નહિ. એ જ પ્રમાણે પાકવાની ગાંઠ ઉપર નવો લેપ કરવો.

(૧૦૨) **હાડકું ભાંગ્યા** ઉપરના લેપ ૨–૩ કે વધારે દિવસ પછી કાઢી નાખી બદલવો, જલદી ન બદલવો.

(૧૦૩) **વિદ્રધિ (ગૂમડું)** પકાવવા બાંધેલી પોટીસ બે–ત્રણ કલાકે બદલવામાં આવે તો ગૂમડું જલદી પાકી જાય છે. વધારે વખત પોટીસ રાખવી લાભકારક નથી.

(૧૦૪) જો ગૂમડાને ચપ્પુથી ઉઘાડવું હોય તો ઊભો ચીરો કરવો. એથી રક્તવાહિની થોડી કપાય છે અને લોહી પણ થોડું નીકળે છે. ભૂલથી આડો

ચીરો થઈ જશે તો રક્તવાહિની નસો વધારે કપાઈ જશે અને લોહી વધારે નીકળશે.

(૧૦૫) **પિત્તપ્રધાન ઉન્માદના** દરદીને ધારોષ્ણ દૂધ અથવા ગાયનું ઘી પાવું અને પૌષ્ટિક ખોરાક આપવો એ હિતકર છે. સૂર્યનો તડકો, અગ્નિનું સેવન, મૈથુન, શોક, ક્રોધ વગેરે નુકસાનકારક છે. દરદીને ઠંડા પાણીમા ખેલાડવો ખૂબ ફાયદાકારક છે.

(૧૦૬) **કુષ્ઠ રોગમા** માસ, દૂધ, દહીં અને એનાથી બનેલા પદાર્થો નુકસાનકારક છે. ચણાના પદાર્થો અને ઘી બહુ હિતકર છે વમન, વિરેચન, સ્વેદન અને બસ્તિપ્રયોગ લાભ આપનાર છે.

(૧૦૭) **વિસર્પ રોગમા** ઘી અને તેલવાળા પદાર્થો નુકસાનકારક છે.

(૧૦૮) **હાથીપગામા** તેલની માલિસ નુકસાનકારક છે, પણ લોહી નીકળતુ હોય ત્યારે તૈલમર્દન અને સ્વેદન કરી શકાય છે.

(૧૦૯) **કાનના સોજા** પર ઘી અને તેલવાળા મલમો ફાયદાકારક નથી, જળોથી દૂષિત રક્ત કઢાવી સોજાને ઓછો કરનાર લેપ મારવો જોઈએ.

(૧૧૦) **નાસૂરનુ** મોં નાનુ હોય તો પ્રથમ ચૂનો, સિંધવ કે બીજા કોઈ ક્ષારવાળા લેપથી મોં પહોળું કરવુ. પછી પિચકારીદ્વારા સિદ્ધ ઘૃત કે તૈલ અંદર પૂરવુ, એથી રોગની નિવૃત્તિ થશે.

(૧૧૧) **હડકાયું કૂતરુ** કરડ્યા પછી એક વર્ષ સુધી વાયુને વધારે તેવા પદાર્થોનુ સેવન ન કરવુ.

(૧૧૨) **સાપ** કરડ્યા પછી અડધા મહિના સુધી રોજ તે દરદીને ૨ થી ૪ તોલા ઘી પિવાડવાથી આંખનુ તેજ બગડતુ નથી.

(૧૧૩) **ઊંદરના** ઝેરથી પીડાતા રોગીઓને ઠંડો પવન, ઠંડું પાણી પીવુ, ઠંડો ખોરાક, દિવસે સવુ અને ઠંડા પાણીથી નાહવુ એ બધુ નુકસાનકારક છે.

(૧૧૪) **બહુમૂત્ર રોગમા** બહુ ઘી, ખટાશ, નવા ચોખા, વધારે પ્રમાણમાં મધુર પદાર્થોનુ સેવન, અજીર્ણમા ભોજન, ભોજન કર્યા પછી પચે તે પહેલા બીજું ભોજન કરવુ, ભોજન સાથે ખૂબ પાણી પીવુ, આ સર્વ નુકસાનકારક છે. પણ જમ્યા પછી એક કલાકે પાણી પીવુ, ભોજન સાદું અને ઓછુ લેવુ, ખુલ્લી હવામા ફરવું વગેરે ફાયદાકારક છે.

(૧૧૫) **સ્વપ્નદોષમા** રાત્રે મધુર પદાર્થોનુ સેવન, રાત્રે ભાત ખાવો, અજીર્ણમા ભોજન, બહુ વાયુ કરનારા પદાર્થોનુ સેવન અને ખાટા પદાર્થો ખાવા, તમાકુ, ચા આ બધુ નુકસાનકારક છે. તેમજ અફીણ, સોમલ અને હરતાલ

વાળી દવાઓ પણ ફાયદાકારક નથી. સાંજે ખુલ્લી હવામાં ફરવું, સાત્ત્વિક ભોજન, ઇશ્વિરભજન, રાત્રે ખોરાકને બદલે થોડું દૂધ પીવું, એ બધું ફાયદાકારક છે.

(૧૧૬) **પરમિયાના** રોગીનું લોહી શુદ્ધ ન થવાથી અને અપથ્ય પદાર્થોનું સેવન કરવાથી મૂત્રકૃચ્છ, પેશાબમાં લોહીનો સ્રાવ, બદ, અંડવૃદ્ધિ, નેત્રાભિષ્યંદ, મંદાગ્નિ, સંધિવા અને પ્રમેહપીટિકામાંથી એક યા વધારે ઉપદ્રવો થવાનો સંભવ છે.

(૧૧૭) **પરમિયા અને ઉપદંશ રોગોમાં** અપથ્યનું સેવન કરવાથી રોગની જડ એવી મજબૂત થઈ જાય છે કે જિંદગી સુધી અનેક ઉપદ્રવો થયા કરે છે. બદ, ગડગૂમડ, આંખની નબળાઇ, નખ બગડવા, લોહીના વિકાર, સંધિવા, મંદાગ્નિ અને કબજિયાત વગેરે થયા કરે છે.

(૧૧૮) **દાંતના રોગ, આંખના રોગ, માથાનું દરદ, સળેખમ** વગેરેમાં જરૂર હોય ત્યારે પેટ સાફ લાવનારી દવાનું સેવન કરતાં રહેવું.

(૧૧૯) સાધારણ હાલતા ઉપરના દાંત અને દાઢ શસ્ત્રથી ન કઢાવવાં જોઇએ. આમ કઢાવવાથી નસોમાં આઘાત લાગી વધારે લોહી પડી જશે અને માથાનું દરદ, આંખની નબળાઈ વગેરે ભયંકર રોગો ઉત્પન્ન થઈ જશે. જો દાઢ કઢાવવી હોય તો ખાસ જાણકાર પાસે આકડાનું દૂધ કે બીજી પીઢિયાના મૂળને ઢીલા કરનાર દવાઓ લગડાવીને કઢાવવી જોઈએ.

(૧૨૦) **તીક્ષ્ણ નેત્રરોગમાં** આંખોને ઠંડા પાણીથી ધોવી ન જોઈએ, અને ઠંડા પવનથી પણ દૂર રાખવી જોઈએ. આંખો ધોવા માટે સહેજ ગરમ પાણીનો ઉપયોગ કરવો જોઈએ. આંખના રોગમાં ગોળ, મરચાં, તેલ, સૂકું અન્ન, કબજિયાત કરનાર પદાર્થ અને રાત્રે જાગરણ એ સર્વનો ત્યાગ કરવો જાઈએ.

(૧૨૧) થાકેલા, રડેલા, ભય પામેલા, મદિરા પીધેલા, તરુણ જ્વરવાળા, અજીર્ણના રોગી અને મળ–મૂત્રનો વેગ રોક્યો હોય તેવાઓની આંખમાં અંજન લગાવવું ન જોઈએ.

(૧૨૨) **આંખના ફૂલ** વગેરે રોગોમાં અંજન માટે લેખન કરનારી ઔષધિ સાથે સાકર કે બીજી મધુર દવાઓ ન મેળવવી; માત્ર મધ મેળવી શકાય.

(૧૨૩) ફૂલું મોતિયા વગેરે રોગમાં અંજન માટે તાંબાની સળી વિશેષ ફાયદાકારક છે.

(૧૨૪) મોતિયાના રોગીની આંખમાંથી વધારે પાણી નીકળે એવા ઉપચાર કદી પણ ન કરવા.

(૧૨૫) પિત્તજ નેત્રાભિષ્યંદમાં સ્વેદન કદી પણ ન આપવું. પિત્તજન્ય અને વાતજન્ય નેત્રરોગની અપક્વ અવસ્થામાં દોષ અપક્વ હોય ત્યાં સુધી

આંખમાં દવા ન નાખવી. પરંતુ કફજન્ય રોગમાં તો અપક્વ અવસ્થામાં જ તીક્ષ્ણ દવાઓ નાંખવી.

(૧૨૬) આંખ, હૃદય અને વૃષણ આ સ્થાનો કોમળ હોવાથી તેમના પર સ્વેદન ન કરવું. ખાસ જરૂર હોય તો મૃદુ સ્વેદ ન આપવું.

(૧૨૭) **મૂત્રરોગમાં** પેશાબ લાવવાની દવા સવારમાં આપવી વધારે ફાયદાકારક છે.

(૧૨૮) કફવૃદ્ધિ દૂર કરવા માટે ઊલટી કરાવવી હોય તો સવારમાં કાંજી પાઇ પછી દવા આપવી.

(૧૨૯) **કબજિયાત** અને બીજા રોગોમાં જુલાબની દવા વહેલી આપવી. હલકો જુલાબ આપવો હોય તો રાત્રે આપવો.

(૧૩૦) **મંદાગ્નિ અને અજીર્ણ** મટાડવા માટેની દવા ભોજનની સાથે આપવી. અજીર્ણનાશક દવાઓ રાત્રે પણ અપાય છે.

(૧૩૧) **તરસ, હેડકી, શ્વાસ** અને વિષરોગમાં વારંવાર દવાઓ આપવી જોઈએ.

(૧૩૨) માનસિક ચિંતા કે બીજા રોગોમાં **ઊંઘ ન આવતી હોય** ત્યારે માદક દવાઓ રાત્રે સૂવાના બે કલાક પહેલાં આપવી જોઈએ.

(૧૩૩) લોહીવિકાર, કફનો પ્રકોપ, જૂનો વિષવિકાર અને બીજા રોગોમાં રાત્રે સ્વેદલ દવા આપવી હોય તો સૂવાના બે કલાક પહેલાં આપવી જોઈએ.

(૧૩૪) **અગ્નિથી દાઝેલા** ભાગ પર ઠંડું પાણી લગાડવું એ નુકસાનકારક છે, અને તરત શેક કરવો ફાયદાકારક છે.

(૧૩૫) **કાનના રોગમાં** રસ વગેરે દવાઓ સવારમાં અને તેલ વગેરે દવાઓ સૂર્યાસ્ત પછી નાખવી જોઈએ.

(૧૩૬) **બળતરા સાથેના માથાના** દરદમાં તેલનું માલિસ ન કરાવવું જોઈએ, કારણ તેલથી ચામડીનાં છિદ્રો બંધ થઇ જાય છે અને પરસેવા મારફત વિષ બહાર નીકળી શકતું નથી. તેથી ગરમી વધી બળતરા, ઉત્તાપ અને વ્યાકુળતા વધી જાય છે.

(૧૩૭) જ્યારે અસાધ્ય રોગ ન મટે ત્યારે તીવ્ર વેદના વગેરે લક્ષણો ઓછાં કરવા પ્રયત્ન કરવો જોઈએ, પરંતુ રોગ મટી જશે એવા ભ્રમમાં દરદીને કે દરદીનાં સગાંને ન રાખવાં જોઈએ.

(૧૩૮) **અષ્ઠીલા** (પૌરુષગ્રંથિની વૃદ્ધિ) થાય ત્યારે ઠંડી ન લાગે તેની સંભાળ રાખવી: નિયમિત પથ્ય ખોરાક લેવો જોઈએ અને નિયમિત સમયે ઝાડો થાય તેવી ટેવ પાડવી. વધારે મહેનત કે મુસાફરી ન કરવી. પેશાબને અટ-

કાવે અથવા પેશાબ ઉત્પન્ન થતો અટકાવે એવો ખોરાક કે દવા (સોમલ, ક્વિનીન, બંગભસ્મ, ઝેરકોચલાં, હિંગ, બિલામા વગેરે) ન લેવાં.

(૧૩૯) **બાળકોની આંચકીમાં** દરદીનાં કપડાં કાઢી નાંખવાં જોઈએ. ચહેરા પર પાણી છાંટવું, પવન નાખવો અને પગને ગરમ પાણીમાં રખાવવા.

(૧૪૦) **સુવાવડની તાણ** આવે ત્યારે ગર્ભાશયમાં ઉત્તરબસ્તિ આપી દોષોને બહાર કાઢવા, અને પગ પર ગરમ પાણીની કોથળીથી શેક કરવો.

(૧૪૧) **યકૃતવિકાર અને કમળો** થયો હોય ત્યારે યકૃતના પિત્તથી પચનારા પદાર્થ ઘી, તેલ, વગેરેનું સેવન ન કરવું જોઈએ. અથવા તે ઓછા લેવા જોઈએ.

(૧૪૨) **યકૃતમાં લોહીનો ભરાવો** થયો હોય તેવા રોગીને દારૂનું વ્યસન હોય તો તે છોડાવી દેવું જોઈએ. વ્યાયામ, લંઘન, વિરેચન, યકૃત પર શેક અને લોહીનો સ્રાવ કરાવવો એ હિતકર છે.

(૧૪૩) **નિદ્રાનાશ** (ઊંઘનો અભાવ)માં નિયમિત ઝાડો થાય તેવી ટેવ પાડવી. ઊંઘ ન આવવાનું કારણ માનસિક હોય તો સાંજે દ્રાક્ષાસવ કે ખોરાસાની અજમો આપવો જોઈએ. દર્દીના મનને ઇશ્વર પ્રતિ રાખી આનંદી રાખવા પ્રયત્ન કરવો જોઈએ. જો લોહીના દબાણથી ઊંઘ ન આવતી હોય તો રેચ આપવો. ગરમ પદાર્થો કે પીણાંનું સેવન કારણરૂપ હોય તો ભોજન સમશીતોષ્ણ રાખવું.

(૧૪૪) **ગર્ભપાત** થાય ત્યારે ગર્ભાશયમાં રહેલા ગર્ભનાં અંગ–ઉપાંગોને કાઢી નાખી ગર્ભાશય શુદ્ધ કરી લેવું જોઈએ.

(૧૪૫) **કાનમાં શૂળ** કે પરુ હોય તો કાનને ગરમ રાખવો જોઈએ. ઠંડી હવા કે ઠંડું પાણી ન લાગવા દેવું જોઈએ.

(૧૪૬) **ઉરસ્તોય**ના રોગીને ફેફસાં પર શરદી ન લાગે તેની સંભાળ રાખવી જોઈએ, અને દરદીને પથારીમાં તદ્દન આરામ આપવો જોઈએ.

(૧૪૭) જો કોઈ અમ્લ ( Acid ) કે દાહક પદાર્થથી **વિષપ્રકોપ** થયો હોય તો તેના વિરોધી પ્રતિવિષનું સેવન કરાવવાથી વિષનું શમન થાય છે.

*અફીણ, ઝેરકોચલાં, નેપાળો, સીસું, ઓદારસિંગ, સિંદૂર, જસત, વછનાગ* અને તામ્રના સેવનથી ઊલટી કરાવવામાં આવે છે. જો કુદરતી રીતે ઊલટી થઈ વિષ નીકળી ગયુ હોય તો ફરી ઊલટી કરાવવાની જરૂર નથી.

પારો અને રસકપૂરના વિષમાં ઊલટી કરાવવામાં આવતી નથી, પણ ઘી અને દૂધ આપવામાં આવે છે.

(૧૪૮) **સર્પવિષ અને અફીણના વિષ**ના દરદીને ઊંઘ ન આવી જાય તેનું ધ્યાન રાખવું જોઈએ. તીક્ષ્ણ અંજન આંજવું અને હૃદયના રક્ષણ માટે હૃદ્ય ઔષધિ આપવી.

(૧૪૯) **અલર્ક** એટલે કે હડખાયા કૂતરાના વિષના દરદીને કૂતરો કરડ્યા પછી ૧૫ દિવસે ધંતૂરો કે બીજી ઔષધિ આપી અપક્વ વિષને પ્રકુપિત કરી બાળી દેવું જોઈએ.

(૧૫૦) વધારે માત્રામાં **સોમલ** લેવાયો હોય તો બની શકે તેટલી જલદી ઊલટી કરાવવી જોઈએ. જો ઝેર લોહી અને આંતરડાંમાં પ્રવેશ્યું હોય તો દૂધમાં ઘી અથવા પાણીમાં તેલ મેળવી પાવું જોઈએ.

(૧૫૧) જો માથામાં લોહીનું દબાણ વધી જવાથી **નાકમાંથી લોહીનો સ્રાવ** થતો હોય તો એને રોકવો ન જોઈએ. નહિ તો ભયંકર આફત ઊભી થશે. પક્ષાઘાત, નેત્ર વગેરે માર્ગોમાંથી રક્તસ્રાવ કે કોઈ મોટી શિરા તૂટી મૃત્યુ અથવા બીજો રોગ થઈ જશે.

(૧૫૨) **શરીરની ગરમી**—શીત કટિબંધમાં સ્વસ્થ સબળ માણસની શરીરની ગરમી સામાન્ય રીતે ૯૮.૪° મનાય છે. હિંદમાં જુદાજુદા પ્રાંતમાં આ ઉષ્ણતા જુદીજુદી રહે છે. કેટલાક નિર્બળ માણસોને ૯૬.૫° થી ૯૭.૫° સુધી ગરમી રહે છે. એવાઓને ૯૯° થતા ૧॥ ડીગ્રી તાવ મનાશે.

ઘણું કરીને સવારમાં ઊઠતી વખતે ગરમી વધુમાં વધુ અને રાત્રે સૂતા પછી ૨–૩ કલાક પછી ઓછામાં ઓછી હોય છે. ઠંડી લાગવાથી અને ક્રોધથી ગરમી વધી જાય છે. તંદુરસ્ત માણસને પણ કોઈવાર ૧૦૦° સુધી થાય છે. એને તાવ ન માનવો જોઈએ.

તાવમાં ગરમી ૧૦૫° થી ૧૦૮° સુધી ૪–૬ કલાક રહે ત્યારે સ્થિતિ ભયંકર ગણાય છે. એથી વધતા રોગીનું જીવન લાંબો વખત નહિ ટકી શકે એવું અનુમાન થાય છે.

આશુકારી આમવાતિક જ્વરમાં ૧૦૪°થી વધારે ગરમી હોય ત્યારે હૃદયને નુકસાન થવાનો ભય રહે છે. તેમજ ક્ષયમાં પણ જેટલી ગરમી વધે છે તેટલું વધારે કીટાણુવિષ લોહીમાં મળ્યાનું અનુમાન થાય છે અને એટલો જ વધારે માંસક્ષય થાય છે.

લોહીમાં પિત્ત મળી જવાથી કમળો થાય છે, ને સાથે સાથે શરીરની ગરમી પણ વધી જાય છે, તો રોગનું બળ વધારે મનાય છે.

મધુરા તાવમાં સામાન્ય રીતે સવારના કરતાં સાંજે ૨ ડીગ્રી ગરમી વધારે રહે છે. પહેલા અઠવાડિયામાં ગરમી ક્રમથી વધે છે. અઠવાડિયાને અંતે સવારમાં ૧૦૨° હોય તો રાત્રે ૧૦૪° રહે છે. બીજા અઠવાડિયામાં આ પ્રમાણ કાયમ રહે છે અને ત્રીજા અઠવાડિયામાં ગરમી ધીમે ધીમે ઘટવા માંડે છે

મોટી ઉંમરના માણસો તાવ વધતા લવારો કરે છે. પણ નાનાં બાળકોને એવે વખતે આંચકી*આવે છે. બાળકોને તાવ જલદી ચઢી જાય છે અને ઊતરી પણ જલદી જાય છે.

પેટમાં મળ, આમ કે વિષ ભેગું થવાથી તાવ વધારે વખત સુધી રહે છે. તેમ જ તે ઓછું થતાં થોડા જ વખતમાં ગરમી ઘટી જાય છે.

(૧૫૩) **નાડીની ગતિ**—સામાન્ય રીતે પુરુષો કરતાં સ્ત્રીઓની નાડીની ગતિ વધારે રહે છે. ખોરાક પચે ત્યારે, મહેનત અને માનસિક ઉત્તેજનાથી, નાડીની ગતિ વધી જાય છે. ભય લાગવાથી ગતિ ધીમી પડી જાય છે. હૃદય નબળું પડવાથી નાડીની ગતિ નિર્બળ અને વધારે વેગવાળી બની જાય છે.

સગર્ભાવસ્થામાં સામાન્ય રીતે ૩ મહિના પછી નાડીની ગતિ ધીમી પડવા માંડે છે અને શ્વાસોચ્છ્વાસની સંખ્યા વધી જાય છે. તંદુરસ્ત સ્થિતિમાં સામાન્ય રીતે નાડીના ધબકારા નીચે પ્રમાણે હોય છે:

| | | | |
|---|---|---|---|
| ગર્ભમાં શિશુ | ૧૪૦ થી ૧૫૦ | ૩ થી ૭ વર્ષ | ૯૦ થી ૧૦૦ |
| જન્મ વખતે | ૧૩૦ થી ૧૪૦ | ૭ થી ૧૪ વર્ષ | ૭૫ થી ૯૫ |
| પહેલું વર્ષ | ૧૧૫ થી ૧૩૦ | ૧૪ થી ૨૫ વર્ષ | ૭૫ થી ૮૫ |
| બીજું વર્ષ | ૧૦૦ થી ૧૧૫ | ૨૫ થી ૬૦ વર્ષ | ૬૫ થી ૭૫ |
| ત્રીજું વર્ષ | ૯૫ થી ૧૦૫ | ૬૦ વર્ષથી ઉપર | ૭૫ થી ૮૫ |

સામાન્ય રીતે આયુષ્ય અને બળનો વધારો થતાં નાડીના ધબકારા ઓછા થતા જાય છે. ઘડપણમાં હૃદય નબળું પડતાં ધબકારાની સંખ્યા વધી જાય છે.

તંદુરસ્ત સ્થિતિમાં શરીરની ગરમી, નાડીની ગતિ અને શ્વાસની સંખ્યા પરસ્પર સંબંધવાળી રહે છે. સામાન્ય રીતે નાડીના ધબકારા અને શ્વાસની સંખ્યાનું પ્રમાણ ૪ : ૧ નું રહે છે. આ નિયમ ફુપ્ફુસપ્રદાહ વગેરે રોગોમાં તૂટી જાય છે.

(૧૫૪) **શ્વસનક્રિયા**—ઉંમર વધવા સાથે જેમ જેમ ફેફસાં સબળ બનતાં જાય છે તેમ તેમ શ્વસન સંખ્યા ઓછી થતી જાય છે. પુરુષો કરતાં તેટલી જ ઉંમરની સ્ત્રીની શ્વાસસંખ્યા કાંઈક વધારે હોય છે. તેમ જ સગર્ભાવસ્થામાં પણ વળી વધારે હોય છે. ઉંમરના પ્રમાણમાં સામાન્ય રીતે શ્વસનસંખ્યા દર મિનિટે નીચે મુજબ હોય છે:

| | | | |
|---|---|---|---|
| ૨ મહિનાથી ૨ વર્ષ સુધી | ૩૦ થી ૩૫ | ૧૦ થી ૧૫ વર્ષ સુધી | ૧૮ થી ૨૨ |
| ૨ થી ૫ વર્ષ સુધી | ૨૫ થી ૩૦ | ૧૫ થી ૪૦ વર્ષ સુધી | ૧૮ થી ૨૦ |
| ૫ થી ૧૦ વર્ષ સુધી | ૨૨ થી ૨૫ | પાછલી ઉંમરમાં | ૨૦ થી ૨૫ |

ન્યુમોનિયા, કાસ, શ્વાસ વગેરે રોગોમાં શ્વાસ મોટે ભાગે ઊંડો નથી ચાલતો એટલે શ્વસનસંખ્યા વધી જાય છે. આ રીતે જ્વર, હૃદયરોગ અને બીજાં કારણોથી નબળાઇ આવવાથી શ્વસનક્રિયા જલદી થવા માંડે છે અને તેથી સંખ્યામાં વધારો થાય છે.

(૧૫૫) લોહીનું દબાણુ—તંદુરસ્ત સ્થિતિમાં હૃદય, ધમની, શિરા અને રક્તાભિસરણમાં સહાયક અવયવો સશક્ત હોવાથી લોહીનું દબાણુ સામાન્ય રીતે નિયમિત રહે છે. પરંતુ ગરમ ગરમ ભોજન, ગરમ પીણું, દારૂ વગેરે ઉત્તેજક ઔષધિઓ, વ્યાયામ, વિરેચન, ઉપવાસ, રક્તસ્રાવ, શરદી લાગવી, ક્રોધ, ચિંતા વગેરે મનોવૃત્તિઓને કારણે તે વધારે ઓછું થાય છે. દારૂ અને ચાંદી વગેરે રોગોને લીધે ધમનીઓની દીવાલ કઠણ થઈ જવાથી મોટે ભાગે લોહીનું દબાણુ વધારે રહે છે. વિરેચન, ઉપવાસ અને વધારે રક્તસ્રાવ થવાથી લોહીનું દબાણુ ઘટી જાય છે. પાંડુરોગ, શરીરમાં લોહી ઓછું થઈ જવું અને વધારે હૃદયશામક ઔષધિઓ લેવાથી પણ લોહીનું દબાણુ ઓછું થઈ જાય છે. લોહીના દબાણુનો વધારો કે ઘટાડો એમાંથી જે સ્થિતિ ઉત્પન્ન થઈ હોય, તેને ધ્યાનમાં રાખીને ચિકિત્સા કરવી જોઈએ.

સામાન્ય રીતે લોહીનું દબાણુ ઉંમરના પ્રમાણમાં નીચે મુજબ રહે છે:

| વર્ષ | હૃદયઆકુંચન દબાણુ | | | હૃદયપ્રસારણ દબાણુ | | | નાડીદબાણુ |
|---|---|---|---|---|---|---|---|
| | ઓછામાં ઓછું | સરેરાશ | વધુમાં વધુ | ઓછામાં ઓછું | સરેરાશ | વધુમાં વધુ | |
| ૧૫–૧૯ | ૧૦૫ | ૧૧૭ | ૧૨૯ | ૭૩ | ૭૭ | ૮૧ | ૪૦ |
| ૨૦–૨૪ | ૧૦૮ | ૧૨૦ | ૧૩૨ | ૭૫ | ૭૯ | ૮૩ | ૪૧ |
| ૨૫–૨૯ | ૧૦૯ | ૧૨૧ | ૧૩૩ | ૭૬ | ૮૦ | ૮૪ | ૪૧ |
| ૩૦–૩૪ | ૧૧૦ | ૧૨૨ | ૧૩૪ | ૭૭ | ૮૧ | ૮૫ | ૪૧ |
| ૩૫–૩૯ | ૧૧૦ | ૧૨૩ | ૧૩૫ | ૭૮ | ૮૨ | ૮૬ | ૪૧ |
| ૪૦–૪૪ | ૧૧૨ | ૧૨૫ | ૧૩૬ | ૭૯ | ૮૩ | ૮૭ | ૪૨ |
| ૪૫–૪૯ | ૧૧૫ | ૧૨૭ | ૧૩૯ | ૮૦ | ૮૪ | ૮૮ | ૪૩ |
| ૫૦–૫૪ | ૧૧૬ | ૧૨૯ | ૧૪૨ | ૮૧ | ૮૫ | ૮૯ | ૪૪ |
| ૫૫–૫૯ | ૧૧૮ | ૧૩૧ | ૧૪૪ | ૮૨ | ૮૬ | ૯૦ | ૪૫ |
| ૬૦–૬૪ | ૧૨૧ | ૧૩૪ | ૧૪૭ | ૮૩ | ૮૭ | ૯૧ | ૪૭ |

(૧૫૬) **ચંપી** માંસપેશીઓને મજબૂત બનાવવા માટે અને થાક ઉતારવા માટે ચંપી બહુ મદદ કરનાર ક્રિયા છે. ચંપી કરવામાં માંસપેશીઓના પ્રમાણ પ્રમાણે તેના પર દબાણુ આવવું જોઈએ. તેમ જ એક છેડાથી બીજા છેડા સુધી

માંસપેશી પર ઘસવું જોઇએ. આ ક્રિયામાં લોહીની ગતિની દિશામાં દબાણ કરવામાં આવે છે. વિરુદ્ધ દિશામાં દબાણ ન કરવું જોઈએ. જે રીતે રક્તાભિસરણની ક્રિયામાં સરળતા થાય તે રીતે ચંપી કરવી જોઈએ.

ચંપી કરતાં પહેલાં ચામડીને સ્નિગ્ધ બનાવવા માટે તેલનું માલિસ કરી લેવું જોઈએ. ખાસ દરદવાળા સ્થાન પર મલમ પણ માલિસ કરવામાં આવે છે. પછીથી ચંપીથી ચામડી ઉત્તેજિત થાય છે અને માંસપેશીઓ મજબૂત બને છે. તેમ જ શાંત ઊંઘ આવવાથી રોગ દૂર થવામાં અને થાક ઊતરવામાં મદદ મળે છે.

(૧૫૭) **ઔષધમાત્રાઃ**—ઉંમર અને શક્તિ પ્રમાણે દવાનું પ્રમાણ ઓછુંવત્તું થાય છે. જેમકે મોટી ઉંમરના સશક્ત માણસને કોઈ ઔષધિ ૨૪ રતી અપાય છે, તો તે જ ઔષધિ ઓછી ઉંમરના અથવા નિર્બળ મનુષ્યને સામાન્ય રીતે નીચે પ્રમાણે ઓછી અપાય છેઃ

| ઉંમર | રતી | ઉંમર | રતી |
|---|---|---|---|
| ૨૦ થી ૫૦ વર્ષ | ૨૪ | ૫ થી ૮ વર્ષ | ૮ |
| ૧૮ થી ૨૦ વર્ષ | ૨૦ | ૩ થી ૫ વર્ષ | ૫ |
| ૧૬ થી ૧૮ વર્ષ | ૧૬ | ૨ થી ૩ વર્ષ | ૩ |
| ૧૨ થી ૧૬ વર્ષ | ૧૨ | ૧ થી ૨ વર્ષ | ૨ |
| ૮ થી ૧૨ વર્ષ | ૧૦ | ૧ વર્ષથી ઓછી | ૧ |

પુરુષ કરતાં નાજુક પ્રકૃતિવાળી સ્ત્રીને કાંઈક ઓછી માત્રા આપવી જોઈએ. જલદી ફાયદો કરવાની ઇચ્છાએ વધારે માત્રા ન આપવી જોઈએ. નહિ તો ફાયદાકારક દવાથી પણ નુકસાન થશે.

શહેરના કરતાં ગામડામાં ખુલ્લી હવામાં રહેનારા માણસોને મોટે ભાગે વધારે પ્રમાણ આપવું જોઈએ.

વિરેચન ઔષધિની માત્રા ઉંમરના પ્રમાણ કરતાં શરીર અને રોગનું બળ, મળનો સંચય અને સમય પર વધુ આધાર રાખે છે. માદક અને ઊંઘ લાવનારી દવાઓની માત્રા વ્યસન, સ્વભાવ અને પ્રકૃતિ અનુસાર ઓછીવત્તી થાય છે.



# રોગી સબધી સૂચનાઓ

(૧૫૮) સગર્ભા સ્ત્રીને અફીણવાળી, નેપાળાવાળી, અને એળિયાવાળી અથવા તીક્ષ્ણ દવાઓ કદી પણ ન આપવી જોઈએ.

(૧૫૯) સૂતિકાજ્વરવાળી સ્ત્રી અને સન્નિપાતના રોગીને ઘી આપવુ અત્યત નુકસાનકારક છે

(૧૬૦) યકૃતની શિથિલતાથી ઉત્પન્ન થનારા મદાગ્નિ અને બહુમૂત્રવાળા રોગીને ઘી વધારે ન આપવુ જોઇએ. મદાગ્નિ થવાથી ઘી યોગ્ય વખતે પચતુ નથી, બહુમૂત્રતા હોવાથી મૂત્રોત્પત્તિમા અધિક કષ્ટ પડે છે, અને પેશાબ સાથે ઘીનો કાઇક અશ નીકળી જાય છે.

(૧૬૧) ધાવણા બાળકોને દવા આપતી વખતે એની માને પણ અવશ્ય દવા આપવી જોઇએ બાળકોને અફીણવાળી દવા આપવી પડે તો સભાળપૂર્વક આપવી

(૧૬૨) પાણીમા ડૂબેલો માણસ જો ઉપર ન તરી આવ્યો હોય તો તેના જીવનની આશા રાખી શકાય છે પાણીના તળિયેથી તેને કાઢવામા આવ્યો હોય તો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવા માટે વારવાર નાકમા ફૂક મારવી, હાથ હલાવતા રહેવુ અને સીધો અથવા ઊધો નાખી પેટમા રહેલુ પાણી કાઢી નાખવુ છોકરુ હોય તો ગાડીના પૈડા પર બાધી, પૈડુ ફેરવી પેટમા ભરાયેલુ પાણી કાઢી નાખવુ. જીભ બહાર ખેચવી, હાથપગ દબાવવા, શેક કરવો, ગરમ વસ્ત્ર પહેરાવવા અને પવન વગરની પ્રકાશવાળી જગાએ રાખવો આ ઉપાયોથી માણસ શુદ્ધિમા આવી જાય છે

(૧૬૩) શરીરમા રોગ હોય ત્યા સુધી કોઇ પણ દરદીને પૌષ્ટિક દવાઓથી લાભ થતો નથી માટે રોગને દૂર કરી, શરીરશુદ્ધિ કર્યા પછી જ પૌષ્ટિક દવાઓનો ઉપયોગ કરવો

(૧૬૪) કોઇ પણ રોગમા રોગનુ શમન થવા માડે ત્યારે દવાથી સ્વાભાવિક ક્રિયા કે અભ્યાસમા વિક્ષેપ ન નાખવો જોઈએ સ્વભાવને અનુકૂળ દવા અને પથ્યની યોજના કરવી જોઈએ

(૧૬૫) સ્ત્રીઓના શરીર કોમળ અને સ્વભાવ મૃદુ હોવાથી પુરુષો કરતા તેમને ઓછી માત્રા આપવી જોઈએ

(૧૬૬) શાસ્ત્રમા લખેલા વ્યાધિઓના પૂર્વરૂપના બધા ઉપદ્રવો ત્રિદોષજ જ્વર વગેરેમા હોય તો રોગ મટી નહિ શકે અર્થાત્ રોગીનુ મરણ થવાનો સભવ છે.

## આહારવિહાર વિષે સૂચના

(૧૬૭) મૂર્છા, પિત્ત, ગરમી, દાહ, વિષવિકાર, લોહીવિકાર, મદાત્ય, શ્રમ, ભ્રમ, તમકશ્વાસ, ઊલટી અને ઊર્ધ્વ રક્તપિત્ત વગેરે રોગોમાં ખાધેલો ખોરાક પચ્યા પછી ઠંડું પાણી પાવું લાભદાયક છે. રક્તપિત્ત, મૂર્છા, રક્તવિકાર અને પિત્તપ્રધાન રોગોમાં ગરમ પાણીનું સેવન નુકસાનકારક છે.

(૧૬૮) પડખામાં શૂલ, પ્રમેહ, અર્શ, પાંડુ, સળેખમ, વાતરોગ, ગળું પકડાવું, આફરો, કર્ણજિયાત, ઝાડા, નવો તાવ, ગુલ્મ, ક્ષય, મંદાગ્નિ, અરુચિ, આંખના રોગ, સંગ્રહણી, કફપ્રધાન રોગ, શ્વાસ ખાંસી, ગૂમડાં, ફોલ્લીઓ, હેડકી વગેરે રોગમાં **ગરમ કરીને ઠંડું કરેલું પાણી** પાવું હિતકર છે. દિવસે ઉકાળેલું પાણી સાંજ સુધી ઉપયોગમાં લેવું અને રાત્રે ઉકાળેલું પાણી સવાર સુધી ઉપયોગમાં લેવું.

(૧૬૯) અરુચિ, સળેખમ, મંદાગ્નિ, સોજા, ક્ષય, મોંમાં પાણી છૂટવું, ઉદરરોગ, કુષ્ટ, તીક્ષ્ણ નેત્રરોગ, નવીન તાવ, વ્રણ અને મધુમેહમાં જરૂર અનુસાર થોડું થોડું પાણી પિવડાવતા રહેવું. કૉલેરામાં વરિયાળીનું ઉકાળેલું (પણ ઠંડું પાડેલું) પાણી અથવા બરફનું પાણી એકએક ચમચી પાતા રહેવું. એકીસાથે વધારે પાણી પાવાથી ઊલટીનો વેગ નહિ રોકાય.

(૧૭૦) **શીતળ જલનિષેધ**—ઘી અને તેલ પાયા પછી તરસ લાગી હોય તો હૂંફાળું પાણી પાવું. તરત ઠંડું પાણી પાવું, એ નુકસાનકારક છે. એ જ રીતે સન્નિપાતના દરદીને ઠંડું પાણી આપવું, કે સ્નાન કરાવવું એ મૃત્યુને બોલાવવા જેવું છે.

(૧૭૧) **અધિક જલપાન**—એકીવખતે વધારે પાણી પીવાથી આમ વધે છે અને આમથી ધીરે ધીરે અનેક રોગો ઉત્પન્ન થાય છે.

(૧૭૨) **મધુર જલપાન**—ખાંડ મેળવેલું પાણી પીવાથી કફ વધે છે અને વાયુ ઘટે છે. સાકરવાળું પાણી દોષનો નાશ કરનાર અને વીર્યવર્ધક છે. ગોળવાળું પાણી મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે અને પિત્ત તથા કફની વૃદ્ધિ કરે છે, પરંતુ જૂનો ગોળ નાખ્યો હોય તો તે પિત્તનાશક અને પથ્ય છે.

(૧૭૩) **જલપાનનિષેધ**—શૌચ જઈ આવ્યા પછી, સૂર્યના તાપમાં ફરી આવ્યા પછી, આરામ લીધા વગર અને વ્યાયામ કે મહેનત કરીને તરત જ તેમજ જમવાની શરૂઆતમાં પાણી ન પીવું જોઈએ.

(૧૭૪) **ઉષાપાન**—મળસકે ઊઠી શૌચ જતા પહેલાં પાણી પીવું હિતકર છે. પરંતુ કફનો પ્રકોપ અને નવા તાવ વગેરે રોગોમાં ઉષાપાન ન કરવુ જોઇએ. વધુ વિચાર 'ચિકિત્સાતત્ત્વપ્રદીપ' પ્રથમ ખંડના પૃષ્ઠ ૬૨૮ પર કરેલો છે.

(૧૭૫) દૂધનિષેધ—તીવ્ર આમ સાથેનો નવો તાવ, મંદાગ્નિ, આમવૃદ્ધિ, કુષ્ઠ, ઉદરશૂલ, કફવૃદ્ધિ, કૃમિ વગેરે રોગોમાં દૂધ નુકસાનકારક છે. અર્શના રોગીને કાચું દૂધ નુકસાન કરે છે. નવા ઉપદંશ, પરમિયો, અને ગૂમડાંથી પરુ આવતું હોય તો વધુ દૂધ પીવું કે ભેંસનું દૂધ પીવું હિતકર નથી.

(૧૭૬) દૂધને પ્રતિકૂળ પદાર્થો—સિંધવ સિવાયના બીજા ક્ષારની સાથે, આમળાં સિવાયની બીજી ખટાશ સાથે, અને ગોળ, મગ, મૂળા, દારૂ અને માછલાં વગેરેના ભોજન સાથે દૂધનું સેવન કરવું એ નુકસાનકારક છે.

(૧૭૭) છાશનિષેધ—ચાંદી, પરમિયો, પ્રમેહ, પેશાબમાં બળતરા, ક્ષત, મૂર્છા, ભ્રમ, દાહ, તરસ, રક્તપિત્ત, અને અમ્લપિત્ત વગેરે રોગવાળાઓને અને દુર્બળ મનુષ્યને ગરમીના સમયમાં—ગ્રીષ્મ અને શરદઋતુમાં—છાશ ન પાવી જોઈએ.

(૧૭૮) દહીંનિષેધ—રક્તપિત્ત, અમ્લપિત્ત, કફવૃદ્ધિ, ક્ષય, સોજો, આગન્તુક ક્ષયરોગ અને અસ્થિભંગ, પીનસ, ચાંદી, પરમિયો, આંખમાં દાહ, આંખની લાલાશ, પિત્તપ્રધાન પ્રમેહ, પથરી, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત વગેરે મૂત્રના રોગો મદાત્ય, કુષ્ઠ, વાતરક્ત, આંતરવિદ્રધિ અને મૂત્રરોગથી થયેલ સંધિવા એ બધાંના રોગીને દહીં ન આપવું. શરદ, ગ્રીષ્મ અને વસંત ઋતુમાં દહીં પ્રતિકૂળ રહે છે. તે ઉપરાંત રાત્રે પણ દહીંનું સેવન ન કરવું. જો કદી સેવન કરવું પડે તો મીઠું, પાણી, ઘી, સાકર, મધ, મગનો યૂષ અથવા આમળાંનું ચૂર્ણ આમાંથી એકાદ વસ્તુનું પ્રકૃતિ અને સમય અનુસાર મિશ્રણ કરી ઉપયોગમાં લેવું. નહિ તો કુષ્ઠ, લોહીવિકાર, કમળો, સોજા, ભ્રમ, પિત્તપ્રકોપ, મૂત્રકૃચ્છ્ર, જ્વર, ગડગૂમડ, અને સાંધાઓમાં દરદ વગેરેમાંથી કોઈ ને કોઈ ઉપદ્રવ થવાનો સંભવ છે.

(૧૭૯) ઘૃતનિષેધ—તાવ સાથેના ક્ષયવાળા, ધાવણા બાળક અને વૃદ્ધરોગી, કફવૃદ્ધિ અને કફજ્વિયાતના રોગી, આમવાળા, જીર્ણ જ્વર, મંદાગ્નિ, પ્રમેહ અને બહુમૂત્રના રોગવાળા તથા અજીર્ણથી ઉત્પન્ન થનાર જંતુ વગરના વિષૂચિકાનાં દરદી આ બધાને જરૂર પૂરતું ઘી થોડું થોડું આપવું, બહુ ન આપવું. સંનિપાત અને નવા તાવમાં જરા પણ ઘી ન આપવું. ક્ષયમાં બકરીના ઘીનો ઉપયોગ હિતકર છે, પણ ઔષધિઓથી સિદ્ધ કરેલું ઘી સર્વ રોગમાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે લાભ આપનાર હોય છે.

(૧૮૦) આદુનો નિષેધ—કુષ્ઠ, પાંડુરોગ, મૂત્રકૃચ્છ્ર, પરમિયો, રક્તપિત્ત, વ્રણ, સૂકી ખાંસી, દાહ, નિદ્રાનાશ આ રોગમાં, ઉનાળો અને શરદઋતુમાં તેમજ પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને આદુનું સેવન નુકસાનકારક છે.

(૧૮૧) મધનો ઉપયોગ—રોગ મટાડનાર ઔષધિ સાથે જૂનું અને રસાયન ગુણને માટે નવું મધ લેવું હિતકર છે. અનુપાનમાં મધની સાથે ઘી

મેળવવું હોય તો ગાયનું ઘી લેવું. વાતકફ પ્રકૃતિ હોય તો મધ બમણું અને પિત્તપ્રધાન પ્રકૃતિ હોય તો ઘી બમણું લેવું જોઇએ, બંને સરખા ભાગે ન લેવાં.

યુનાની વૈદકમાં મધની ચાસણી કરીને તેનો મેલ કાઢી નાખીને ઉપયોગમાં લેવાનું વિધાન છે. પણ આયુર્વેદની દૃષ્ટિએ મધ એક પ્રકારનું વિષ છે. એ વિષ અગ્નિ પર ગરમ કરવાથી કુપિત થાય છે. આથી આયુર્વેદમાં મધને ગરમ કરવાની મનાઈ છે. મધ બાટલી, ચિનાઇ માટીના નળા કે માટીના વાસણમાં રાખવું જોઇએ. ટીનના ડબ્બામાં ૬ થી ૮ મહિના સુધી રહેવાથી મધનો રંગ કાળો થઈ જાય છે અને તેમાંથી દુર્ગંધ આવવા માંડે છે.

મધમાં સામાન્ય રીતે શીતવીર્ય, લઘુ, સહેજ કષાયયુક્ત મધુર રસ, રુક્ષ, ગ્રાહી, લેખન આંખો માટે હિતકર, અગ્નિ પ્રદીપ્ત કરનાર, સ્વર વધારનાર, વ્રણનું શોધન અને રોપણ કરનાર, કોમળતા લાવનાર, સૂક્ષ્મ સ્રોતોમાં જનાર, બધા સ્રોતોનું શોધન કરનાર, આહ્લાદક, પ્રસાદક, વર્ણ સુધારનાર, બુદ્ધિવર્ધક, કામોત્તેજક, વિશદ, રુચિકર, યોગવાહી અને સહેજ વાયુ કરનાર ગુણો છે. મધ કુષ્ઠ, અર્શ, ખાંસી, રક્તપિત્ત, કફ, પ્રમેહ, કલાંતિ, કૃમિ, મેદરોગ, તૃષા, ઊલટી, શ્વાસ, હેડકી, ઝાડા, કબજિયાત, દાહ, ક્ષત અને ક્ષય રોગમાં ફાયદાકારક છે.

ભમરિયું મધ જાડું, ખૂબ ગળ્યું, ભારે અને રક્તપિત્તનો નાશ કરનાર છે. નાની માખીઓનું મધ હલકું, રુક્ષ અને શ્રેષ્ઠ છે. આ મધને મહર્ષિ આત્રેય અને ભગવાન ધન્વંતરિ સર્વશ્રેષ્ઠ અને શ્વાસ વગેરે રોગોમાં હિતકર માને છે.

નવું મધ પૌષ્ટિક, સર, અભિષ્યંદી, સ્નિગ્ધ, અનુલોમન કરનાર અને કફહર છે. જૂનું મધ રુક્ષ, કફ અને મેદનો નાશ કરનાર, ગ્રાહી અને શરીરને કૃશ કરનાર છે.

પૂડો પાકયા પછી મધ કાઢ્યું હોય તો તે ત્રિદોષનાશક છે; કાચા પૂડાનું મધ ખાટું અને ત્રિદોષને ઉત્પન્ન કરનાર હોય છે.

નવ્યમત (Chemistry) પ્રમાણે મધની પરીક્ષા કરતાં તેમાં વિવિધ શર્કરા (અન્નશર્કરા, દ્રાક્ષશર્કરા અને ફલશર્કરા Dextrose, Glucose or Fructose) મળે છે. આથી કરીને ઘણા દરદીઓને શક્તિ ટકાવવામાં મધ વધારે મદદ કરે છે. મધમાં વિશેષતા એ છે કે તે આમાશયમાં જ શોષાઈ જાય છે, અને તેને આંતરડાંમાં જવાની જરૂર રહેતી નથી. આ હેતુથી મધુમેહના રોગીને પણ મધ આપવામાં આવે છે.

જો ૨ થી ૪ તોલા મધ રોજ લેવામાં આવે તો હૃદય બળવાન બને છે.

(૧૮૨) જો મૂત્રની પ્રતિક્રિયા અમ્લ (Acidic Reaction) હોય તો ઘી વગેરે સ્નેહવાળો ખોરાક બહુ ન ખાવો જોઈએ.

(૧૮૩) સવારના ભોજન પછી વામકુક્ષી (ડાબે પડખે લગભગ અર્ધો કલાક આરામ લેવો) અને સાંજે જમ્યા પછી થોડું ફરવું એ ફાયદાકારક છે. અંગ્રેજીમાં કહેવત છે–After dinner sleep a while, after supper walk a mile.

(૧૮૪) સવારે જમ્યા પછી છાશ લેવી અને સાંજે જમ્યા પછી દૂધ લેવું ફાયદાકારક છે. રાત્રે ખોરાકમાં દહીં લેવું અને જમ્યા પછી તરત અધિક પાણી પીવું એ નુકસાનકારક છે.

(૧૮૫) જમ્યા પછી, મૂત્રના વેગ વખતે અને દિવસે સ્ત્રીસેવન કરવું નુકસાનકારક છે.

(૧૮૬) **તાંબૂલસેવન**—આળસ, વ્રણ, વિદ્રધિ, દંતરોગ, તાલુરોગ, ઉપજિહ્વા, અર્બુદ, ગલગંડ, અપચી, તાલુશોષ અને કફપ્રકોપમાં પાન ખાવું હિતકર છે.

(૧૮૭) **તાંબૂલનિષેધ**—આંખોના રોગ, રક્તપિત્ત, ક્ષત, દાહ, વિષપ્રકોપ, રાજ્યક્ષ્મા, મદાત્ય, મોહ, મૂર્છા, શ્વાસ વગેરે રોગવાળા દરદીઓને નાગરવેલનું પાન નુકસાનકારક છે.

શૌચ જઈ આવ્યા પછી, જમ્યા પહેલાં, નવા સળેખમમાં, દષ્ટિવિકાર, કાનની શક્તિનો ક્ષય, દાંતમાંથી પરુ નીકળવું, અવાળુની નબળાઈ અને મહેનત પછી પરસેવો થયો હોય ત્યારે પાન ન ખાવું જોઈએ. ક્ષયના રોગીને પણ પાન ન આપવું જોઈએ.

(૧૮૮) **તાંબૂલનો અતિયોગ**—બહુ પાન ખાવાથી ઘણા રોગો ઉત્પન્ન થાય છે. દા. ત. કાન, આંખ વગેરેના બળનો ક્ષય, શોષ, રક્તપિત્ત, દાહ અને વાતરક્ત રોગો ઉત્પન્ન થાય છે.

(૧૮૯) **અચક્ષુષ્ય**—(આંખોને નુકસાનકારક) નાહતી વખતે માથા પર ગરમ પાણી રેડવાથી આંખોને નુકસાન થાય છે અને વલીપલિત ઉત્પન્ન થાય છે. ખૂબ થોડા કે ખૂબ પ્રકાશમાં વાંચવું-લખવું, ઝીણું કામ કરવું, સૂતા સૂતા અથવા ચાલતી ગાડીએ વાંચવું, ગરમ ચીજોનું વધારે સેવન કરવું, સિનેમા જોવા, આંખને શ્રમ પડે એવાં ઝીણા કામ કરવાં, મરચાં વગેરે ઉગ્ર ચીજો ખાંડવી, ધુમાડામાં બેસવું, ચૂલો ફૂંકવો, અતિ સ્ત્રીસેવન, તમાકુનું વધારે સેવન, દેવતા પાસે લાંબો વખત બેસી રહેવું, સખ્ત તાપમાં ફરવું, સૂર્ય સામે ત્રાટક કરવું આ બધું આંખોને માટે નુકસાનકારક છે.

(૧૯૦) **દાંતને નુકસાન કરનાર**—પથ્થરના કોયલા, રેતી કે બીજી કઠણ વસ્તુઓથી દાંત સાફ કરવાથી દાંત ઉપરની સફેદી ખરાબ થઈ જાય છે. તેમજ સીગરેટ, બીડી, તમાકુ, દારૂ, સરકો, સખત ખટાશ, ગળ્યા પદાર્થો અને નાગરવેલનું પાન વગેરેનું વધારે સેવન કરવાથી દાંતમાં કૃમિ પડે છે કે ક્ષય થાય છે.

(૧૯૧) સુતી વખતે માથા પર કપડું બાંધવું તેમજ પગે મોજાં, સખત રહે તેવાં કપડાં કે બૂટ પહેરવાથી રક્તાભિસરણ ક્રિયા રોકાય છે અને એથી તે અવયવની શક્તિ ઘટી જાય છે.

(૧૯૨) **દિવસે કોણ ઊંઘી શકે ?**—વ્યાયામ અથવા કામ કરવાથી થાકેલા, જેણે મૈથુન કર્યું હોય, નિત્ય પ્રવાસ કરતો હોય, અતિસાર, ઉદરશૂલ, રસજન્ય અજીર્ણ, શ્વાસ, તરસ, હેડકી અને આમરહિત વાતરોગવાળા, ક્ષીણ, જેના કફનો ક્ષય થયેલો હોય, દારૂ પીને નશો કરેલો હોય, વૃદ્ધ, બાળક, રાત્રે ઉજાગરો કરતો હોય, આટલા માણસોને દિવસે ભોજન પહેલાં સૂવું ફાયદાકારક છે.

(૧૯૩) **ઉપવાસ કોણે ન કરવો ?**—વાતરોગી, તૃષાતુર, બાળક, વૃદ્ધ, સગર્ભા સ્ત્રી, ક્ષય અને જીર્ણ જ્વરના રોગી, અનેક રોગથી પીડા પામેલા, થાકેલા અને ભૂખ્યા થયેલા મનુષ્યને ઉપવાસ ન કરાવવો. ઉપવાસ કરાવવાથી જેના હાડકામાં દરદ, મનમાં ભ્રમ, આંખોએ અંધારાં, હૃદયમાં અવરોધ અને શરીરમાં બહુ અશક્તિ આવતી હોય, તેમને બહુ ઉપવાસ ન કરાવવા જોઈએ.

(૧૯૪) **નવા રોગમાં**—જો વાતપિત્ત અને કફ ધાતુઓ બળવાન હોય તો ઔષધિની પૂરી માત્રા અપાય છે, પણ જૂના રોગમાં વાત વગેરે ધાતુઓ નિર્બળ થઈ જવાને લીધે રોગ જેટલો જૂનો હોય તેટલી માત્રા ઓછી કરવી જોઈએ અને દવા બહુ દિવસ આપવી જોઈએ. જેમકે હૃદયરોગના દરદીને લોહભસ્મ, સુવર્ણભસ્મ, મોતીભસ્મ, પ્રવાલપિષ્ટિ, અથવા હૃદયને પુષ્ટિ આપનાર બીજી દવાઓ પૂરી માત્રામાં આપવામાં આવે તો નુકસાન કરે છે, અને ૧/૮ જેટલી સૂક્ષ્મ માત્રા આપવાથી તે પછી ધીમેધીમે ફાયદો કરે છે.

(૧૯૫) **આહાર વગેરેનો વિરોધ**—ઔષધિસેવનમાં આહાર-વિહાર, દેશ, કાલ વગેરેનો વિરોધ ન હોય એ વાતનું ધ્યાન રાખવું જોઈએ. અષ્ટાંગસંગ્રહકારે આ વસ્તુ સમજાવવા નવ જાતનાં ઉદાહરણો નીચે પ્રમાણે આપેલાં છે. આવી વિરોધી વસ્તુઓનું સેવન ન કરવું જોઇએ:

**क्षीरं कुलत्थैः पनसेन मत्स्यैस्तमं दधि क्षौद्रघृते समांशे।**
**धार्यूपरे रात्रिषु सक्तवश्च तोयान्तरास्ते यवकास्तथैव॥**

(૧) દૂધ અને કળથી બંને વીર્ય અને વિપાકમાં વિરુદ્ધ છે. દૂધ વિપાકે મધુર અને શીતવીર્ય છે, જ્યારે કળથી વિપાકે અમ્લ અને ઉષ્ણવીર્ય છે. આ વિરુદ્ધ ગુણોનો દાખલો છે. માટે એ બેનું સેવન એકીસાથે ન કરવું.

(૨) દૂધ અને ફણસ વિરોધી છે. આ બંનેના રસ, વીર્ય, વિપાક સમાન હોવા છતાં પણ પરસ્પર ખૂબ વિરોધી છે. આ સદશ ગુણ વિરુદ્ધનો દાખલો છે.

(૩) ચિલીચિમ માછલી અને બીજી બધી જાતની માછલીઓ અને દૂધ વિરુદ્ધ છે. દૂધ અને માછલી બંને મધુર હોવાથી એક રીતે સરખાં છે. પણ દૂધ શીતવીર્ય અને માછલી ઉષ્ણવીર્ય હોવાથી વિરોધી છે. આ બંનેનું એકસાથે સેવન ન કરવું જોઈએ. આ દેશવિરુદ્ધનો દાખલો છે.

(૪) દહીં ગરમ કરી ખાવું એ વિરુદ્ધ હોવાથી નુકસાન કરે છે. આ વિરુદ્ધ સંસ્કારનો દાખલો છે.

(૫) મધ અને ઘી સમભાગે મેળવી ખાવું નુકસાનકારક છે. આ માત્રા-વિરુદ્ધનો દાખલો છે.

(૬) ઊષર ભૂમિનું જળ સ્વભાવથી વિરુદ્ધ છે. આ વિરુદ્ધ દેશનો દાખલો છે.

(૭) રાત્રે સાથવો ખાવો એ કાળવિરુદ્ધનો દાખલો છે.

(૮) પાણી મેળવ્યા વગર સાથવો ખાવો એ સંયોગવિરુદ્ધનું ઉદાહરણ છે.

(૯) એકલા જવ જ ખાવા અને બીજું અનાજ ન ખાવું એ નુકસાનકારક છે. આ સ્વભાવવિરુદ્ધ નિયમનું ઉદાહરણ છે.

---

## પરિભાષાપ્રકરણ

### ૧ : પુટ અને યંત્રવિધિ

(૧) **ગજપુટ**—એક ગજ પહોળો અને એક ગજ ઊંડો (લગભગ ૨૭ ઇંચ) ખાડો કરી તેમાં છાણાં ભરી વચ્ચે સંપુટ મૂકી અગ્નિ આપવાથી ગજપુટ અગ્નિ કહેવાય છે. ગજપુટ માટે ૨॥ હાથનો ગોળ ખાડો બનાવી પાકી ઈંટોથી બંધાવી લેવાથી લગભગ ૨૭ ઇંચનો ખાડો તૈયાર થઈ જશે. ખાડાની ગોળાઇ નીચેના કરતાં ઉપલા ભાગમાં ૩થી ૪ ઇંચ ઓછી હોવી જોઈએ. આ પ્રમાણે ખાડો તૈયાર કરવાથી અગ્નિ પ્રમાણસર લાગે છે. ઈંટોથી બાંધ્યા વગર ગરમી મોટા પ્રમાણમાં જમીનમાં ચાલી જાય છે. સંપુટની ઉપર ૧–૨ છાણાંના થર રહે એવી રીતે સંપુટ વચ્ચે રાખવો. સ્વાંગ શીતળ થયા પછી સંપુટને બહાર કાઢવો જોઈએ.

(૨) **વરાહપુટ**—ઉપરની રીતથી ૧ હાથ (૧૮ ઈંચ)નો ખાડો તૈયાર કરી પુટ આપવાથી વરાહપુટ કહેવાય છે.

(૩) **કુક્કુટપુટ**—ઉપરની રીતે ૯ ઈંચનો ખાડો બનાવી પુટ આપવાથી કુક્કુટપુટ કહેવાય છે.

(૪) **શરાવસંપુટ**—સરખા માપનાં માટીનાં બે શરાવ (કોડિયાં) લેવાં. તેમાં એકમાં ઔષધિ મૂકવી અને તેને બીજા ઉપર ઊંધું રાખવું. સાંધા પર અને ચોતરફ ચીકણી માટીમાં પલાળેલું કપડું વીંટી દેવું. પછી ઉપર થોડી થોડી માટી લગાડી સૂકવી નાખવું. આ ક્રિયાને શરાવસંપુટ કહે છે.

સૂચના—શરાવસંપુટ કરતાં પહેલાં શરાવની ધારો પથ્થર પર પાણી નાખી ઘસી ચીકણી કરી લેવી. બંને શરાવની ધારો સરખી હોવી જોઈએ. આ ઉપરાંત શરાવ ફૂટેલું કે કાચું ન હોવું જોઈએ.

(૫) ***ડમરુયંત્ર**—નીચેની કરતાં ઉપરની માટલી સહેજ મોટી હોય પણ બંનેનાં મોં સરખાં હોય તેવી બે માટલી લેવી. તેમાં ચૂનો કે ખડીનો લેપ સારી રીતે કરી સૂકવી લેવી. પછી બંને માટલીનાં મોંને પથ્થર પર પાણી નાખી ઘસવાં અને સાંધા બરાબર મળી જાય એવી રીતે કિનારીઓ મેળવી લેવી. આથી સાંધામાંથી પારો બહાર ન નીકળી શકે. આ રીતે બે માટલી તૈયાર કરી નાની માટલીમાં હિંગળોક મૂકવો. પણ આ હિંગળોક ત્રણ કલાક સુધી લીંબુના રસની ભાવના આપેલો હોવો જોઈએ. પછી મોટી માટલીને નાની માટલી ઉપર ઊંધી મૂકવી. સાંધાને વજ્રમુદ્રાથી અથવા એક ભાગ ચૂનો અને બે ભાગ ઘઉંનો લોટ લઈ પાણીમાં કાલવી બંધ કરવા; જરૂર હોય તો લોઢાના તારથી બાંધી પછી સાંધા પર કપડમટ્ટી કરવી. આ પ્રમાણે જો મજબૂત રીતે બંધ નહિ થાય, તો પારો સાંધાને તોડી બહાર નીકળી જશે. યંત્ર સુકાયા પછી ચૂલા પર મૂકી ૧૨ કલાક સુધી અગ્નિ પર રાખી પારો ઉડાવવો. ઉપરની માટલી પર ૪થી ૮ પડવાળી કપડાની ગડી કરી પાણીમાં પલાળી મૂકવી. કપડું ગરમ થઇ જાય ત્યારે વારંવાર પાણીમાં બોળતા રહેવું. નીચેની માટલી પર પાણીનું ટીપુ ન પડે તે ખાસ સંભાળવું. કારણ કે પાણીનું ટીપુ પડવાથી માટલું ફૂટવાનો ભય રહે છે. ૧૨ કલાક અગ્નિ આપ્યા પછી યંત્ર સ્વાંગશીતળ થયા પછી ઉપરની માટલીમાં લાગેલો પારો કપડાથી લૂછીને કાઢવો અને કપડાથી ગાળી લેવો. જો કદી પારો પૂરેપૂરો ન નીકળે અને હિંગળોકમાં રહી જાય તો ફરી ડમરુયંત્રમાં મૂકી ઉપરની રીતે પારો કાઢી લેવો.

* 'ડમરુયંત્ર'નું ચિત્ર આ પુસ્તકના અંતમાં આપ્યું છે.

**(૬) નલિકા ડમરુયંત્ર**—ઉપરની રીતની ડમરયંત્રની બે માટલીઓને કલાઈથી સાંધી લેવી. પછી ઉપરની માટલીની બરાબર મધ્યમાં એક કાણું કરવું. કાણામાં ૪થી ૬ આંગળ લાંબી ખડીની કે ચીકણી માટીની નળી બનાવી લગાડવી. નળીની અંદર વટાણાનો દાણો જઈ શકે તેટલું છિદ્ર રાખવું. આ નળીને માટલીના છિદ્રમાં ઘાલી ચારે બાજુ માટી લગાવી સાંધાને મજબૂત રીતે બંધ કરવા. આ રીતે ઉપરની માટલી તૈયાર થયા પછી નીચેની માટલીમાં ઔષધિ ભરવી. પછી ડમરુયંત્ર તૈયાર કરી ચૂલા પર મૂકવું. નળીમાંથી ધુમાડો નીકળશે. હવે નળીની અંદર ચારે બાજુ રસસિંદૂર વગેરે દવાઓ ચોંટી જશે અને નીચેની માટલીને તળિયે કજ્જલી સાથે નાખેલી ધાતુની ભસ્મ તૈયાર થઇ જશે. આમ આ યંત્ર દ્વારા એકસાથે બે કાર્ય થઈ શકે છે.

**(૭) તૈલપાતનયંત્ર**—ચિનાઈ કે પિત્તળના એક વાસણ પર સ્વચ્છ કપડાનો કકડો પાથરી વાસણની ધાર આગળ મજબૂત બાંધી દેવો. પછી કપડા ઉપર, વચમાં, તેલ કાઢવાની વસ્તુઓનું ચૂર્ણ મૂકવું. તે વસ્તુ ઉપર અભ્રકનાં પતરાં એવી રીતે મૂકવાં કે ઔષધિ અને કપડું બન્ને બરાબર ઢંકાઈ જાય. પછી અભ્રકની ઉપર દેવતાના અંગારાથી ભરેલો લોઢાનો તવો મૂકવો. આમ કરવાથી એકાદ કલાકમાં તેલ નીચે ટપકી જશે.

**સૂચના**—અભ્રક મૂકતી વખતે તવો કપડાને અડકી ન જાય તેનું ધ્યાન રાખવું. કારણ તવો અડકવાથી કપડું બળી જશે અને બધી ઔષધિ નીચેના વાસણમાં પડી જશે. અંગારાના તવા પર અગ્નિ બરાબર ચેતતો રહે માટે વારંવાર પંખાથી પવન નાખ્યા કરવો. એકાદ કલાક પછી તવો અને અભ્રકને દૂર કરી જોઈ લેવું. તેલ ટપકી ગયું હોય તો કપડાને ખોલી નાખી તેલ કાઢી લેવું. આ રીતે તેલ ઓછું નીકળે છે, પણ તે તરત ઉપયોગમાં લેવું હોય તો આ યંત્ર કામમાં આવે છે.

**(૮) પાતાલયંત્ર (પહેલી વિધિ)**—એક માટલું લઈ તેમાં તેલ અથવા અર્ક કાઢવાની વસ્તુને ખાંડી અથવા પલાળીને ભરવી. માટલાના મોં પર એક મજબૂત નવું કપડું બાંધી કપડાની બહારની બાજુએ લોટની કણક અથવા માટી લગાડવી. પછી માટલાના મોંની બરાબર એક કલાઈ કરેલું તપેલું લઈ તેના પર માટલું ઊંધું મૂકવું, અને સાંધાને કપડમટ્ટીથી બંધ કરી લેવો. જરૂર હોય તો લોઢાના તારથી પણ બાંધી લેવું. પછી જમીનમાં ખાડો કરી તેમાં આ પાતાલયંત્ર મૂકવું. તપેલું નીચે અને માટલું ઉપર રહે તેવી રીતે મૂકવું. માટલાનો પોણો ભાગ ખાડામાં રહે તેવડો મોટો ખાડો બનાવવો. ખાડામાં યંત્રની ચારે બાજુ માટી સારી રીતે દબાવીને ભરી દેવી. આ પ્રમાણે નીચેના તપેલાને ગરમી લાગશે

નહિ. માટલાના ઉપરના ભાગમાં અગ્નિ આપવો. દવાના માપ પ્રમાણે ૩ થી ૧૨



પાતાલયંત્ર

કલાક સુધી આપવો. ખૂબ પવન લાગતો હોય તેવા ખુલ્લા ભાગમાં અગ્નિ ન આપવો. બહુ પવનથી ઉપરના વાસણને થોડો તાપ લાગે છે અને નીચેના વાસણમાં ગરમી પહોંચે છે તેથી અર્ક ઓછા પ્રમાણમાં અને બળેલો નીકળે છે.

**બીજી વિધિ**—ચૂલા પર માટીની એક નાંદને ઊંધી મૂકવી અને નાંદની ઉપર લોઢાનું વાસણ કે માટીની ઠીબ મૂકવી. નાંદ અને ઠીબની બરોબર વચ્ચે એક છિદ્ર પાડવું. અથવા ચૂલા પર એક ઠીબ ઊંધી મૂકી તેની પર બીજી મોટી ઠીબ મૂકી, એની બરોબર વચ્ચે એક છિદ્ર પાડવુ. અથવા એક જ ઠીબ મૂકી એમાં છિદ્ર કરી લોઢાના તાર કે કડાથી સંભાળપૂર્વક શીશી ગોઠવવી. શીશીનું મોં ચૂલામાં ચાર આંગળ બહાર નીકળે તેટલા પ્રમાણમાં છિદ્ર કરવું. શીશી પર પાંચ-સાત કપડમટ્ટી કરવી. (કપડમટ્ટી કરવાની વિધિ કૂપીપકવ રસાયનપ્રકરણમાં લખેલી છે.) પછી જે વસ્તુઓનું તેલ કાઢવાનું હોય તેને શીશીમાં ભરી, શીશીના મોંમાં લોઢાના તારની ગોળી બનાવી મૂકી, મોં બંધ કરી દેવું, જેથી તે વસ્તુઓ બહાર ન નીકળી જાય અને તેલ બરાબર ટપકતું રહે. શીશીને ઉપરવાળી ઠીબમાં મૂકી સાંધાઓ માટીથી બંધ કરવા. ચૂલાની અંદર શીશીની નીચે તેલ ટપકતું લેવા માટે એક કાચનો પ્યાલો રાખવો. શીશીથી પવાલા સુધી લોખંડના પતરાની એક નળી બનાવી લેવી, જેથી તેલ વરાળ સાથે ઊડી ન જાય અને બરોબર પ્યાલામાં

૫૭. તેલ નીકળવા માટે ઉપરવાળી ઠીબમાં અગ્નિ આપ્યા કરવો. ૬થી ૮ કલાક



પાતાલયંત્રની બીજી વિધિ

સુધી અથવા જ્યાં સુધી તેલ નીકળ્યા કરે ત્યાં સુધી અગ્નિ આપવો. તેલ નીકળતું બંધ થાય એટલે અગ્નિ આપવો બંધ કરવો. ચૂલા પર નાંદ મૂકી યંત્ર બનાવવાથી તેલ ટપકતું બહારથી જોઈ શકાય છે.

**સૂચના**—સૂંઠ, લવંગ કે એવી સૂકી વસ્તુઓનું તેલ કાઢવું હોય તો તેને પ્રથમ ખાંડી એક રાત પાણીમાં પલાળી રાખી, બીજે દિવસે એક કલાક તડકામાં રાખી, પછી તેલ કાઢવું.

(૯) **વાલુકાગર્ભપાતાલયંત્ર**—ઉપરની બીજી રીત પ્રમાણે પાતાલયંત્ર બનાવી ઠીબમાં શીશીની ચારે બાજુ ત્રણ ત્રણ આંગળ જગ્યા રહે અને શીશીથી ૪ આંગળ ઊંચી રહે તેવી લોઢાની એક નળી બનાવી મૂકવી. નળીની અંદર શીશીની ચારે બાજુ રેતી ભરવી અને નળીની બહાર ઠીબમાં છાણાં સળગાવવાં. આ રીતથી તેલ અને અર્ક કાઢવાના યંત્રને વાલુકાગર્ભપાતલયંત્ર કહે છે.

(૧૦) **વાલુકાયંત્ર**—આ યંત્રની વિધિ કૂપીપકવ રસાયન પ્રકરણમાં લખેલી છે.

(૧૧) **લવણયંત્ર**—એક માટલામાં મીઠું ભરી વચ્ચે દવાના સંપુટને દબાવી ચૂલા પર મૂકવું. પછી વિધિપૂર્વક નિયત કરેલા સમય સુધી અગ્નિ આપી ઔષધિ તૈયાર કરવી. આ રીતે તૈયાર કરેલા યંત્રને લવણયંત્ર કહે છે.

લવણયંત્ર અને વાલુકાયંત્ર આ બે યંત્રો મોટે ભાગે સરખાં છે. લવણયંત્ર બનાવવા માટે માટલામાં મીઠું ભરી સંપુટ અંદર દબાવવામાં આવે છે, જ્યારે

વાલુકાયંત્રમાં રેતીમાં દવાનો સંપુટ કે શીશીને મૂકવામાં આવે છે. અગ્નિ આપવાની રીત બંનેમાં એકસરખી છે.

(૧૨) દોલાયંત્ર—કપડાની ચોવડી ગડી કરી એક નાની કોથળી બનાવવી. તેમાં ૩ ભોજપત્રથી લપેટેલો ઔષધિયુક્ત પારાનો ગોળો અથવા સ્વેદન માટેની



દોલાયંત્ર

વસ્તુ મૂકવી. કોથળીના ઉપરના ભાગમાં મજબૂત દોરી બાંધી તેને એક માટલામાં લટકાવવી. માટલા ઉપર લોઢાની એક સળી રાખવી. તેની પર કોથળીની દોરી બાંધી માટલામાં કોથળીને લટકતી રાખવી. કોથળી માટલાના તળિયાથી એક આંગળ ઊંચી રાખવી. કોથળીનો કોઈ પણ ભાગ માટલાને અડકવો ન જોઈએ. કારણ માટલાના તળિયામાં કપડું લાગવાથી કપડું બળી જશે અને અંદરની દવાઓ માટલામાં પડી જઈ બળી જશે. માટલામાં કાંજી, ગાયનું મૂત્ર, દૂધ, છાશ, તેલ કે બીજી શોધન કરનારી દવા કોથળીમાં એટલી ભરવી કે દવા અને પારાનો ગોળો તેમાં ડૂબી રહે. ગોમૂત્ર, દૂધ, વગેરે ઊભરો આવી બહાર ન ઢોળાય તે માટે માટલું મોટું લેવું. નિયત સમય સુધી અગ્નિ ધીમે ધીમે આપવો. કાંજી, ગોમૂત્ર વગેરે વહેલાં સુકાઈ જાય તો તે ફરી ઉપરથી નાખવાં. જો તદ્દન સુકાઈ ગયા પછી કાંજી વગેરે વસ્તુ નાખવામાં આવશે તો માટલું તૂટી જશે.

(૧૩) ઉષ્ણયંત્ર—એક તપેલા કે માટલામાં પાણી કે કાંજી ભરવી. વાસણની ઉપર લોખંડની એક સળી મૂકવી. પછી બદામ, પિસ્તાં અથવા બીજી તેલ

કાઢવાની વસ્તુ ખાંડી પોટલી બાંધી, દોરાથી તે સળી પર લટકાવવી. પાણીથી ઊંચી રહે એ રીતે તે લટકાવવી. માત્ર પોટલી પર વરાળ લાગવી જોઈએ. આ રીતે ઉષ્ણયંત્ર તૈયાર કરી ચૂલા પર મૂકી મંદાગ્નિ આપવો. જ્યારે તે વસ્તુ ભીંજાઈ જાય ત્યારે પોટલીને કાઢી લઈ તેલ નિચોવી લેવું.

(૧૪) **સ્વરસયંત્ર**—બીલીનાં પાન, અરડૂસી, કાંટાસળિયો વગેરે સૂકી વસ્તુઓનો સ્વરસ કાઢવો હોય તો પહેલાં તે તે વસ્તુને ખાંડણીમાં ખાંડવી. પછી તેને એક વાડકીમાં ભરી ઉપર ઢાંકણું મજબૂત રીતે ઢાંકી દેવું. પછી ચૂલા પર કડાઈ મૂકી તેમાં ઈંટના ૩ ટુકડા મૂકી ઉપર વાડકો મૂકવો. વાડકા ઉપર એક પથ્થર મૂકવો અને તેની ચારે બાજુ પાણી ભરવું. વાડકાની અંદર પાણી ન જાય એટલું પાણી ભરવું. આ રીતે યંત્ર ગોઠવી નીચે તાપ આપવો શરૂ કરવો. *લગભગ અરધા કલાકમાં ઔષધિ નરમ થઈ જાય એટલે બહાર કાઢી નિચોવી* સ્વરસ કાઢવો. આ રીતે તૈયાર કરેલા યંત્રને સ્વરસયંત્ર કહે છે.

(૧૫) **નલિકાયંત્ર**—(અર્ક કાઢવાનું યંત્ર) અંદરથી કલાઈ કરેલી તાંબાની દેગડી અથવા માટીની દેગડી લેવી. ઉપર, નીચેની દેગડીમાં ચાર આંગળ કિનારી



નલિકાયંત્ર

જાય તેવું તાંબાની ડોલ જેવું વાસણ બનાવડાવી રાખવું. અર્ક વરાળ થઈને બહાર ન નીકળી જાય માટે સાંધા મજબૂત રીતે બંધ કરવા. ઉપરની ડોલના તળિયામાં

કડાઈના આકારનો વાડકો ઊંધો જડાવી લેવો. તેમાં પણ કલાઈ કરાવી લેવી. ડોલમાં વાડકાની નીચેના ભાગમાં અર્ક બહાર આવવા માટે એક નળી એવી રીતે લગાડવી કે જેથી ડોલ દેગડી પર મૂકવાથી નળી દેગડી ઉપર રહે અને ઔષધિમાંથી નીકળતી વરાળ ડોલમાંના ઊંધા વાડકામાં એકઠી થઈ નળી દ્વારા બહાર આવે. ડોલની નીચેનો ભાગ જે યંત્ર બંધ કરતી વખતે નીચેની દેગડીમાં રહેતો હોય, તો તે જગ્યાએ અર્ધા ઈંચની વાંકી તાંબાની પટ્ટી નળી જેટલી ઊંચાઈએ જડાવી લેવી. એટલે નીચેની દેગડીમાંની વરાળ ડોલની નીચે જડેલા વાડકાને લાગે અને તે વરાળ અર્કરૂપે બની તાંબાની વાંકી પટ્ટી પરથી નળીમાં જાય. ડોલમાં વાડકા ઉપર ડોલનું ગરમ પાણી વારંવાર બહાર નીકળી જાય માટે એક બીજી નળી લગાડવી. આ રીતે યંત્ર તૈયાર કર્યા પછી જે ઔષધિઓનો અર્ક કાઢવો હોય તેને ૨૪ કલાક સુધી ૪ ગણા પાણીમાં પલાળી રાખી યંત્રમાં ભરવું. દેગડીનો ૧ ભાગ ખાલી રાખવો અને ૩ ભાગ ઔષધિવાળું પાણી ભરવું. (કેટલીક ઔષધિઓ પાણી મેળવ્યા વગર પણ ભરવામાં આવે છે.) પછી ઉપરનું વાસણ ગોઠવી સાંધામાં કપડમટ્ટી કરી મજબૂત રીતે બંધ કરવું. જો મજબૂત રીતે બંધ નહિ થાય તો સાંધામાંથી વરાળ બહાર નીકળ્યા કરશે અને અર્ક એટલો ઓછો નીકળશે. પછી યંત્રને ચૂલા પર મૂકી અગ્નિ આપવો શરૂ કરવો. ઉપરના વાસણમાં પાણી ભરવું. પાણી ગરમ થાય તેમ તેમાંથી કાઢી નાખી ઠંડું પાણી ભરતા રહેવું. અર્ક નીકળે તે નળીની ઉપર એક વાંકવાળી બીજી નળી લગાડવી, જેનો એક છેડો શીશીમાં રહે. બીજી નળીવાળો અર્ક પણ શીશીમાં પડે તે માટે બંને નળીઓના સાંધા પર એક કપડું વીંટાળવું. બળેલો અર્ક નીકળે એટલે અગ્નિ આપવો બંધ કરવો.

સુદર્શન ચૂર્ણ જેવી કડવી ઔષધિઓનો પણ આ નલિકાયંત્ર દ્વારા અર્ક કાઢવાથી એની કડવાશ જતી રહે છે, અને તેના સેવનથી ફાયદો પણ જલદી થાય છે.

**સૂચના:**—હરતાલ, ગંધક વગેરેનું તેલ કાઢવું હોય તો માટીનાં જ વાસણ લેવાં જોઇએ, અને ઉપરના ઢાંકણામાં વાંસની પોલી વાંકી નળી લગાડવી જોઇએ. વાંસની નળીનો સંબંધ કાચની નળી સાથે રાખી અર્ક શીશીમાં પડે તેવી ગોઠવણ કરવી. એ જ રીતે શંખદ્રાવ વગેરે તેજાબ માટીના વાસણના યંત્રથી કાઢવા જોઈએ. ધાતુનાં વાસણોનું યંત્ર હશે તો વાસણો ખરાબ થઇ જશે અને અર્ક પણ દૂષિત થઈ જશે.

**(૧૬) આકાશપાતન યંત્ર:**—માટીની એક પહોળા મોંવાળી હાંડલી લઇ તેને તળિયે માટીનો લેપ કરી તેની ઉપર ઈંટના અથવા નળિયાના ટુકડા મૂકવા. ઈંટની આજુબાજુ ઔષધિ નાખવી, અને ઈંટ ઉપર ચિનાઈ માટીનો એક પ્યાલો

રાખવો. હાંડલી પર નીચેના ભાગમાં એક તાંબાની કલાઇ કરેલી દેગડી મૂકવી. વરાળ બહાર ન નીકળી જાય તે માટે આ હાંડલી અને દેગડીના સાંધાને ઉપર ઘઉંની કણક અથવા માટી લગાડી બંધ કરવા. તેથી વરાળ બહાર ચાલી જશે નહિ. આ રીતે યંત્ર તૈયાર કરી ચૂલા પર મૂકવું. ઉપરની દેગડીમાં ઠંડું પાણી ભરવું. આ પાણી ગરમ થાય તેમ વારંવાર કાઢી નાખી ઠંડું પાણી ભરતાં રહેવું. આથી અર્ક દેગડીના તળિયાનાં લાગી અંદરના પ્યાલામાં ટપકવા માંડશે. આ રીતે ત્રણ કલાક કે વધારે વખત સુધી આંચ આપવાથી અર્ક નીકળી જાય છે. સ્વયં શીતલ થયે યંત્રને સંભાળપૂર્વક ખોલવુ; અને અર્ક કાઢી, ફિલ્ટર પેપરથી તેને શીશીમાં ગાળી લેવો.

(૧૭) ભૂધરયંત્ર—એક હાંડલીમાં અર્ધે સુધી પાણી ભરવું, અને બીજી હાંડલીમાં પારાવાળી ઔષધિનો લેપ કરી, પહેલી હાંડલી પર ઊંધી મૂકવી. પછી



ભૂધરયંત્ર

તેને તેના સાંધાઓ પર કપડમટ્ટી કરી બરાબર બંધ કરવું અને યંત્રને જમીનમાં ખાડો કરી દબાવવું. ઉપરની હાંડલીનો તળિયાનો ભાગ બહાર દેખાતો રહે એવી યોજના કરવી. પછી ઉપરવાળી હાંડલી પર છાણાનો અગ્નિ આપવો. લગભગ ૧૦ થી ૧૨ કલાક સુધી અગ્નિ આપવાથી પારો નીચેવાળી પાણીભરેલી હાંડલીમાં આવી જશે. પારાના અધઃપાતન નામના સંસ્કાર માટે આ યંત્ર ઉપયોગમાં લેવાય છે.

**બીજી વિધિ**—જમીનમાં ૧૧ હાથ ચોખંડો ખાડો કરી તેની વચમાં પણ એક વેંત ચોખંડો ખાડો કરવો. તેમાં શરાવસંપુટ મૂકી ઉપર ૨–૩ આંગળ માટી દબાવી દેવી અને ખાડામાં છાણાં ભરી અગ્નિ આપવો.

(૧૮) **તિર્યક્પાતન યંત્ર**—આ યંત્રની વિધિ કૂપીપકવ રસાયનપ્રકરણમાં લખેલી છે.

(૧૯) **વજ્રમુદ્રા**—પીપળાની લાખ, લુહારની ભઠ્ઠી પાસે લોખંડનો મેલ પડે છે તે લોહચૂર્ણ, ૩ અને સિંધવ એક–એક તોલો, રેતી બે તોલા અને ચીકણી માટી ચાર તોના લઈ બધાને મેળવ્યા પછી થોડું પાણી નાંખી તેને એરણ પર હથોડાથી ખૂબ છૂંદવું. આમ છૂંદતાં ચીકણી લૂગદી થઈ જાય, ત્યારે ડમરયંત્રના સાંધા પર તે લગાડવુ. (૩ ૧ તોલો વધારે પડે છે માટે ૨–૩ માસા લેવું.)

(૨૦) **સાધારણ મુદ્રા**—ચીકણી માટી એક દિવસ પાણીમાં પલાળી ચાળી લેવી. પછી તેમાં ચોથો ભાગ ગોબર અને ચોથો ભાગ ઘોડાની લાદ મેળવી ધાતુની ભસ્મ બનાવવાના કે બીજા સંપુટ પર લેપ કરવો. પણ ડમરુયંત્રના સાંધા બંધ કરવા હોય તો એક ભાગ ચૂનાને બે ભાગ ઘઉંના લોટમાં મેળવી પાણી નાંખી લગાડવું.

(૨૧) **સર્વાર્થકરી ભઠ્ઠી**—(જુઓ પાદ્ટીપ, પૃ. ૪૨.) જમીનમાં એક વેંત ઊંડો અને એક ગજ (૩૬ ઈંચ) વ્યાસનો ખાડો ખોદાવી ખાડામાં ચારે બાજુ ઈંટોથી




સર્વાર્થકરી ભઠ્ઠી

ચણાવી લેવું. જ્યારે ઈંટની દીવાલ ૧૩॥ ઈંચ (૧૮ આંગળ) ઊંચી થાય, ત્યારે પગના

અંગૂઠા જેટલા જાડા અને એક એક હાથ લાંબા લોઢાના સળિયા દીવાલમાં આવી જાય એવડા ચાર છેદ ચારે બાજુએ સમાન અંતરે કરવા. આમ સળિયા અંદર નાંખી શકાય અને જ્યારે ઇચ્છા થાય ત્યારે બહાર કાઢી લેવાય. સળિયા ભઠ્ઠીની અંદર ૭ ૭ આંગળ રહેશે અને બાકીનો ભાગ દીવાલમાં અને ભઠ્ઠીની બહાર રહેશે. આ સળિયા પર ઔષધિના સંપુટ મૂકવા માટે લોઢાની જાળી રહેશે. સળિયાના કાણાની ઉપર બીજી ૧૦ આંગળ સુધી દીવાલ ચણાવવી. બધી મળીને ૨૮ આંગળ ઊંચી દીવાલ થશે. પછી લોઢાની ૨૨ આંગળ વ્યાસવાળી જાળી સળિયા પર રહી શકે તે માટે દીવાલ અંદરથી સાંકડી કરતી જવી. બે દિશામાં બરોબર સામે આંચ આપવા માટે એક એક વેંત લાંબાં અને પહોળાં કાણાં રાખવાં. ત્રીજી બાજુ ભઠ્ઠીમાં એક હાથ લાંબી અને નીચે સુધી ચાલી જાય તેવી ૧૦ ઇંચની પહોળાઈ અને ઉપર ૨I ઇંચ (૩ આંગળ)ના છેદવાળી લોઢાની નળી તીરછી લગાડવી. નળીની અંદરનો ભાગ જમીનની ઉપરથી દીવાલમાં શરૂ થાય અને બહારનો ભાગ તીરછો થઈને બહાર નીકળે. નીચે રાખેલાં બે મોંની બરોબર વચ્ચે દીવાલમાં ત્રીજી નળી રાખવી, જેથી નળીના નીચેના મોંમાંથી ધુમાડો અને અગ્નિની જ્વાળા નીકળી ઉપરના મોંમાંથી બહાર નીકળે. તીવ્ર આંચ આપવી હોય તો સંપુટની ચારે બાજુ લાકડાં સળગાવવાં પડશે અને નળીના મોંને ઈંટનો દાટો લગાવી તદ્દન બંધ કરવું પડશે. મંદ અથવા મધ્યમ આંચ આપવી હોય તો આ નળીમાંથી દાટો કાઢી નાખવો. જે બે મોં બનાવેલાં છે તેના મધ્યભાગમાં ચોથી દિશાની દીવાલમાં થોડું ઊંચું, એક એક વેંત લાંબું

---

(૧-૨) જમીનની અંદરની ચારેબાજુ ૬ ઇંચની ગોળ દીવાલ.

(૩) ભસ્મનો સંપુટ મૂકવા માટે અને છાણાં અને લાકડાં નાંખવાની જમીનની અંદરની ખાલી જગાની અંદર પહોળાઈ ૨૪ ઇંચ, ઊંચાઇ જમીનના ઉપરના ભાગ સુધીની ૯ ઇંચ.

(૪) ભઠ્ઠીનું મોં ૯ × ૯ ઇંચનું.

(૫-૬) દીવાલ જમીનની ઉપરના લોઢાના સળિયા સુધીની ઊંચાઈ ૧૩।। ઇંચ.

(૭-૮) લોઢાના ૪ સળિયા છે. ભઠ્ઠીની અંદર ૪।। ઇંચ, દીવાલમાં દબાયેલા ૮।। ઇંચ. બાકીનો ભાગ ભઠ્ઠીની બહાર છે. બહારનો ભાગ વધારે હોવા છતાં ચિત્રમાં જગ્યા ઓછી હોવાથી ઓછો બતાવ્યો છે.

(૯) લોઢાના સળિયા પાસેનો અંદરનો ખાલી ભાગ; ગોળાઈ ૧૮।। ઇંચ

(૧૦) લોઢાની જાળી. ચારેબાજુ ૨-૨ ઇંચ જગ્યા ખાલી છે.

(૧૧-૧૨) ઉપરની દીવાલ. પહોળાઇ ૯ ઇંચ.

(૧૩) ઉપરના ભાગમાં ભઠ્ઠીની અંદરની ખાલી જગ્યા; પહોળાઈ ૧૭।। ઇંચ.

(૧૪) લોઢાની નળીનો નીચેનો ભાગ; પહોળાઇ ૧૦ ઇંચ.

(૧૫) લોઢાની નળીનું ઉપરનું મોં; પહોળાઈ ૨।। ઇંચ, દીવાલની વચ્ચે છે.

પહોળું મોં રાખવું. તેમાં ધાતુઓનો રસ કરતી વખતે કડછી ઘાલી શકાય. ભઠ્ઠી તૈયાર થયા પછી અંદર અને બહાર સારી રીતે પ્લાસ્ટર કરાવી લેવું, જેથી વર્ષો સુધી તે કામ આપી શકે. ગજપુટ આપતી વખતે લોઢાની જાળી કાઢી નાખવી અને એકલા લોઢાના સળિયા રહેવા દેવા. ત્રણે મોંએ દાટા દઈ વચ્ચે સંપુટ મૂકી ઉપર નીચે અગ્નિ આપવો. વરાહપુટ આપવો હોય તો લોઢાની જાળી રાખવી અને ભઠ્ઠી પર લોખંડનો ચૂલો રાખવો. પછી નીચે–ઉપર છાણાં ભરી વચ્ચે સંપુટ મૂકી આંચ આપવી. આ ભઠ્ઠીથી અનેક કાર્યો એકીસાથે થઈ શકે છે. કામ કરનારને અગ્નિ અને ધુમાડાથી બહુ ત્રાસ નથી થતો, અને થોડાં લાકડાંથી વધારે કામ થાય છે. ('રસાયનસાર'ના આધારે)

**સિદ્ધ ભઠ્ઠી**—આ ભઠ્ઠીનો અમે ઘણાં વર્ષોથી ઉપયોગ કરીએ છીએ. આ ભઠ્ઠી બનાવવાની વિધિ કૂપીપક્વ રસાયનપ્રકરણમાં લખેલી છે.

## ૨ : ઔષધિકૃતિ વિધિ

**(૧) કષાય**—એના ૫ ભેદ છે. સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ અને ફાંટ. એ બનાવવાની રીત કષાયપ્રકરણની શરૂઆતમાં આપવામાં આવી છે.

**(૨) અર્ક બનાવવાની વિધિ**—નલિકાયંત્ર દ્વારા લીલી અથવા સૂકી ઔષધિનો અર્ક નીકળી શકે છે. સૂકી ઔષધિને ૨૪ કલાક પહેલાં ૮ ગણા પાણીમાં ભીંજવવી, અને બીજે દિવસે અર્ક કાઢવો. ખાખરાના મૂળને લાવી, નાનાનાના ટુકડા કરી તે જ દિવસે અર્ક કાઢવો પડે છે. નહિ તો મૂળ સુકાઈ જઈ અર્ક બહુ ઓછો નીકળે છે. સુદર્શન ચૂર્ણ જેવી કડવી ઔષધિઓને એક દિવસ પહેલાં પલાળી અર્ક કાઢવાથી સારું કામ આપે છે, અને કડવાશ જતી રહેવાથી તે સૌ કોઈના ઉપયોગમાં આવે છે.

**(૩) પુટપાકની વિધિ**—ઔષધિનો કલ્ક કરી તેની ઉપર સીવણ, વડ કે જાંબુના પાનને સારી રીતે વીંટાળી ઉપર બે આંગળ જાડો માટીનો લેપ કરવો, પછી તેને અગ્નિમાં મૂકી જ્યારે ગોળો ધગધગતા અંગારા જેવા રંગનો થાય ત્યારે સંપુટને કાઢી લેવું. માટી અને પાન કાઢી નાખી કલ્કના રસને નિચોવી લેવો. આ પુટપાકની વિધિ છે,

**(૪) અવલેહ બનાવવાની વિધિ**—ક્વાથ વગેરે ફરી ઉકાળવાથી તે ગાઢો થઈ જાય છે. આને રસક્રિયા, અવલેહ અથવા લેહ કહે છે. અવલેહમાં જો સાકર નાખવી હોય તો ચૂર્ણથી ચારગણી, ગોળ નાખવો હોય તો બમણો, અને દ્રવ પદાર્થ નાખવો હોય તો ચારગણો મેળવવો. અવલેહમાં જ્યારે ચાસણી જેવા

તાર નીકળવા માંડે, પાણીમાં નાખવાથી ડૂબી જાય, ચાસણી કડક થઈ જાય, આંગળી સાથે દબાવવાથી આંગળીની રેખાઓ પડી જાય, અને ગંધ તથા રસ બરોબર લાગે, ત્યારે અવલેહ સારી રીતે પકવ થયો છે એમ જાણવું.

(૫) **ઘૃત કે તેલ બનાવવાની વિધિ**—પહેલાં ઔષધિનો કલ્ક તૈયાર કરવો. પછી એનાથી ચારગણું ઘી કે તેલ અને તેલથી ચારગણો દ્રવ પદાર્થ લેવો. બધાને કલાઈ કરેલી પિત્તળની કડાઈમાં ભરી અગ્નિ પર મૂકવું. દ્રવ પદાર્થ બળી જઈ જ્યારે ઘી કે તેલ જ બાકી રહે, ત્યારે કડાઈને ચૂલા પરથી નીચે ઉતારી લેવી. ઠંડું થયા પછી ઘી કે તેલને સંભાળપૂર્વક કાઢી લેવું. અથવા તો ઔષધિના ચૂર્ણને એનાથી ચારગણા પાણીમાં નાખી ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં ઘી કે તેલ નાંખી બધુ પાણી બળી જાય ત્યાં સુધી પકાવવું. અહીં જે ચારગણું પાણી નાખવાનું કહ્યું છે, તે ગળો વગેરે કુમળી ઔષધિઓ માટે સમજવું. સૂંઠ વગેરે સૂકી વસ્તુઓ હોય તો આઠગણું પાણી રેડવું અને દેવદાર જેવી કઠણ ને સૂકી ઔષધિઓ હોય તો સોળગણું પાણી લેવું.

**સૂચના**—ઘૃત, તેલ અને ગોળના પાકને એક જ દિવસમાં તૈયાર ન કરવા જોઈએ. પહેલે દિવસે ઔષધિઓને પલાળી રાખવી અને બીજે દિવસે સિદ્ધ કરવી જોઈએ.

ઘૃત સિદ્ધ થાય તે વખતે ફીણ બંધ થઈ જાય છે, ત્યારે સુગંધી આવવા માંડે છે. પણ તેલ સિદ્ધ થતાં પહેલાં ફીણ ઉત્પન્ન થાય છે અને ચોખ્ખું તેલ દેખાવા માંડે છે અને સુગંધી આવે છે.

ઘૃત કે તેલ પાકની પરીક્ષા કરવા માટે કલ્કને આંગળીથી દબાવી મસળવો. બત્તીની વાટ જેવું થઈ જાય અને અગ્નિ પર નાખવાથી ચણચણાટ ન થાય, તો સિદ્ધ થઈ ગયેલું જાણવું. ઘૃત–તૈલ–પ્રકરણમાં આ પાકવિધિ વધારે વિસ્તારપૂર્વક આપી છે.

(૬) **કાંજી બનાવવાની વિધિ**—એક શેર ચોખાને સોળગણા પાણીમાં ઉકાળવા. ચોખા બફાઇ ગયા પછી ઉપરથી ઓસામણ લઈ લેવું, અને એક શેર કળથીનો ક્વાથ કરી ગાળી મેળવી દેવો. પછી ઉપર કહેલ ઓસામણ અને ક્વાથ એક માટીની હાંડલીમાં સરસિયું તેલ ચોપડી તેમાં નાખવો, અને તેમાં રાઈ, જીરું, સિંધવ, હિંગ, સૂંઠ અને હળદર આ દરેક પાંચ પાંચ તોલા લઈ ભૂકો કરી મેળવી દેવું. તેમાં થોડા વાંસનાં પાન અને અર્ધો શેર અડદનાં વડાં બનાવી નાખવાં. પછી મોં બંધ કરી ત્રણ દિવસ રાખી મૂકવું. ચોથે દિવસે ખાટી વાસ આવવા માંડે એટલે તૈયાર થયેલી કાંજી કાઢી લઈ ગાળીને ઉપયોગમાં લેવી.

**બીજી વિધિ**—એક શેર ચોખા અથવા જુવારને સોળગણા પાણીમાં નાખી ઉકાળવા. ચોથો ભાગ પાણી બળી જાય અને ત્રણ ભાગ બાકી રહે, એટલે ઉતારી લઈ ત્રણચાર દિવસ રહેવા દેવું. અંદરથી ખાટી ગંધ આવવા માંડે એટલે તેને ગાળી ઉપયોગમાં લેવું જોઈએ.

જો કાંજી પીવાને માટે લેવી હોય તો પહેલી રીત મુજબ મસાલો નાંખી તૈયાર કરવી, અથવા શરીરની પ્રકૃતિ અનુસાર મસાલો નાખવો. પરંતુ કોઈ ઔષધિના શોધન માટે તે વાપરવાની હોય તો સિંધવ સિવાય બીજા મસાલાનો ખાસ આગ્રહ નથી.

**(૭) ચોખાના ધોવણની વિધિ**—બે તોલા ચોખા લઈ તેને અધકચરા કરી લેવા. પછી પાણીથી એક વખત ધોઇ આઠગણા પાણીમાં પલાળી મૂકવા. એક કલાક પછી ચોખાને મસળી ગાળી લેવા. આ ધોવણ ઔષધિ સાથે અનુપાનમાં લેવું.

**(૮) લોબાનનાં ફૂલ તૈયાર કરવાની વિધિ**—૧૦ તોલા લોબાનને લોઢાની તાવડી પર મૂકી ધીમી આંચ આપવી. થોડા વખત પછી જ્યારે લોબાન પીગળી જાય ત્યારે ઉપર કાચનો એક ગ્લાસ ઊંધો મૂકી દેવો અને આંચ જરા જરા વધારવી. આથી થોડા વખતમાં લોબાનનાં ફૂલ વરાળરૂપે થઈ ગ્લાસની નીચે લાગી જશે. પરંતુ ભીમસેની કપૂર માફક પહેલેથી સાંધા બંધ કરી લેવા એ વધારે ફાયદાકારક છે.

**(૯) ભીમસેની કપૂર બનાવવાની વિધિ**—કપૂર ૨ તોલા, સમુદ્રશીણ ૩ માસા, કાગદી એલચીના દાણા ૬ માસા, નિર્મળીનાં બીજ, રસવંતી, નાગરમોથ અને અગર ક–૩ માસા, કેસર ૧ા માસો અને કસ્તૂરી ૬ રતી, આ બધાંને ખલમાં નાખી ગુલાબજળમાં ઘૂંટી એક ટીકડી તૈયાર કરવી. પછી એ ટીકડીને એક કાંસાની થાળીમાં મૂકી ઉપર કાંસાનો બીજો વાડકો ઊંધો વાળવો. થાળી અને વાડકાના સાંધાને અડદના લોટની પાણીથી બાંધેલી કણક વડે બંધ કરવો. બાદ થાળીને નાના સરખા ચૂલા પર મૂકી નીચે તલના તેલની દિવેટ વડે ૩ કલાક આંચ આપવી. વાડકા પર ખાદીનાં કપડાનાં આઠદસ પડ વાળી ગડી કરી પાણીમાં પલાળી મૂકવી. પાંચ પાંચ મિનિટે કપડું બદલતા રહેવું. આ રીતે ઉડાવવાથી કપૂર ઉપરના વાડકામાં ચોંટી જશે. ઠંડો થયા પછી વાડકામાં લાગેલું ભીમસેની કપૂર કાઢી લેવું. (ર. સા.)

**સૂચના**—૩ કલાકથી વધુ વખત તાપ આપવાથી ઉપર ચોંટેલાં ફૂલ નીચે પડી જશે. માટે તાપ ૩ કલાક આપી બંધ કરવો. જો ટીકડીમાં કપૂર રહી જાય, તો બીજી વખત આંચ આપી ઉડાવી લેવું.

**(૧૦) જવખાર બનાવવાની વિધિ**—જવના પંચાંગને ગજપુટના ખાડામાં મૂકી, બાળી, રાખ કરી લેવી. પછી રાખને રાત્રે સોળગણા પાણીમાં પલાળવી. સવારે ઉપરઉપરનું પાણી સંભાળપૂર્વક લઇ લેવું અને નીચેની રાખોડી ફેંકી દેવી. તે પાણીને ગાળી, કડાઇમાં નાખી, ચૂલા પર મૂકી બાળવું. પાણી બળીને ક્ષાર રહી જશે. ક્ષાર કાળો થઇ જાય તો થોડા પાણીમાં ઓગાળી ગાળી લેવું અને તરત કડાઇમાં નાંખી, ક્ષાર તૈયાર કરવો.

**સૂચના**—ખાડામાં પંચાંગને બાળવાથી રાખ વધારે પ્રમાણમાં મળી શકે છે. જમીન પર બાળવાથી પવનમાં રાખ ઊડી જાય છે. કાળા કોયલા રહ્યા હોય તેને જુદા કાઢી નાખવા અને માત્ર સફેદ રાખોડીનો જ ક્ષાર બનાવવામાં ઉપયોગ કરવો.

**ઉપયોગ**—કેટલીકવાર માત્ર જવખાર એકલો ખાવા માટે આપવામાં આવે છે. જવખારથી પેશાબ સાફ આવે છે અને અજીર્ણ મટી જાય છે. ક્ષાર ખાસ કરીને ઘીમાં મેળવી ચટાડવામાં આવે છે અને પાણી કે દૂધની મલાઇમાં નાખીને પણ અપાય છે. જવખાર અગર બીજા કોઇ પણ ક્ષારનું વધારે દિવસ સુધી સેવન ન કરવું જોઈએ.

જવખારની માત્રા ૨ થી ૮ રતી સુધીની છે.

**સૂચના**—કોઇ પણ ક્ષાર વધારે દિવસ સેવન કરવાથી વીર્ય અને હાડકાંના સાંધાઓને નુકસાન કરે છે. માટે જરૂર હોય એટલા દિવસ ક્ષારનું સેવન કરી પછી બંધ કરી દેવું.

**(૧૧) અઘેડો, કેળનો ખંભ, તલનું પંચાંગ, પીપળો, ખાખરો, આકડો, આમલીની છાલ વગેરેના ક્ષાર કાઢવાની વિધિ**—જવખારની માફક જે વસ્તુનો ક્ષાર કાઢવો હોય તેને બાળી રાખ કરી ક્ષાર બનાવવો. ખાખરાના ફૂલનો ક્ષાર મૂત્રરોગ, ઉદરરોગ, મલેરિયા વગેરેમાં ફાયદાકારક છે. કેળનો ક્ષાર પથરી અને નેત્રરોગમાં ઉપયોગી છે.

**(૧૨) સાજીખાર બનાવવાની વિધિ**—કચ્છ વગેરે દેશમાં સૌવર્ચલ (લાખા-લણખી) નામના છોડવા કાપીને સૂકવે છે. પછી તેને ખાડામાં ભરી બાળે છે. વારંવાર ઉપરથી સૂકો છોડ નાખવામાં આવે છે, જ્યારે ખાડો રાખોડીથી ભરાઈ જાય છે ત્યારે તેના પર માટી વાળી દે છે. ૧૦-૧૫ દિવસમાં અંદર ક્ષાર જામી જાય છે, ત્યારે તેને કાઢી લેવામાં આવે છે.

વનસ્પતિઓમાંથી બનાવેલા ક્ષારોને રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ પૃથક્કરણ કરી તપાસવામાં આવે છે, તો તેમાં વિવિધ વાયવીય તેમજ ધાતુ અને અધાતુ દ્રવ્યો જુદીજુદી માત્રામાં મળી આવે છે. બધા ક્ષારોમાં કોઈ ને કોઇ અંશે એક-

બીજાથી ભેદ રહેલા હોય છે. દેશ અને કાળના ભેદથી એક જ વનસ્પતિના ક્ષારના દ્રવ્યપરિમાણમાં ફેર પડે છે. એટલે પ્રાચીન મુનિઓએ ઉપરભૂમિ, રાફડાવાળી, સૂકી જમીન વગેરે જગ્યાએથી ઔષધિઓ લાવવાનો નિષેધ કરેલો છે. તેમજ કઇ કઇ વનસ્પતિઓ શરદમાં અને કઇ કઇ વસંતમાં લાવવી તેનો પણ વિચાર કરેલો છે.

**સૂચના**—ક્ષાર બનાવવા માટે રાખને માટી, પથ્થર કે ચિનાઇ માટીનાં વાસણમાં પલાળવી જોઇએ. લોખંડ, તાંબુ, પિત્તળ વગેરે ધાતુઓનાં વાસણ ન લેવાં જોઈએ.

ભસ્મને ૮–૧૦ ગણા ગરમ પાણીમાં મેળવી દર બે કલાકે ૪–૬ વાર લાકડીથી હલાવવું જોઈએ. ૨૪ કલાક પછી ઉપરથી ચોખ્ખું પાણી નિતારી બીજા માટીના ઘડામાં ગાળી એક દિવસ રાખી મૂકવું જોઈએ. પછીથી સંભાળ-પૂર્વક ઉપરથી ચોખ્ખું પાણી નિતારી, માટીના વાસણમાં નાખી, ચૂલા પર ચઢાવી, ક્ષાર બનાવી લેવો જોઈએ.

જો ક્ષારને વિશેષ શુદ્ધ બનાવવો હોય, તો પાણી અડધું થઈ જાય ત્યારે એકબે લોટા ઠંડું પાણી નાંખી વાસણને નીચે ઉતારી લેવું. આમ કરવાથી મેલ બધો તળિયાના ભાગમાં બેસી જશે. પછી ૨–૩ કલાક બાદ સ્વચ્છ પાણીને ઉપરઉપરથી બીજા વાસણમાં નિતારી લેવું અને ચૂલા ઉપર મૂકી ક્ષાર બનાવવો.

જ્યારે ક્ષારનો રવો પડવા માંડે ત્યારે થોડો વખત મંદ અગ્નિ આપી પાણી ગાઢું થવા દેવું. રાબડી જેવું થઈ જાય એટલે કડાઈને નીચે ઉતારી બીજા માટી કે ચિનાઈ માટીના વાસણમાં કાઢી નાખવું. એટલે એકબે દિવસમાં જ સૂર્યના તાપથી સુકાઈ ક્ષારના રૂપમાં જામી જશે.

જો ક્ષારને સૌમ્ય અને વધારે શુદ્ધ બનાવવો હોય, તો એ ક્ષારમાં પાણી નાખી જલદી ધોઈ નાખવો. ધોવાથી ક્ષારનો થોડો ભાગ જતો પણ રહે છે, પરંતુ વધારે ભાગ તો લવણનો જ જાય છે. પછી તેને મંદ અગ્નિ પર ધીમેથી હલાવતા રહેવું. બળી ન જાય તેનું ધ્યાન રાખવું. જો અગ્નિ સખત લાગી જશે અથવા કડાઈ વધારે વખત ચૂલા પર રહેશે, તો ક્ષારનો રંગ બદલાવા માંડશે. એવું હોય તો તરત નીચે ઉતારી નાખવું જોઈએ. આ સૌમ્ય ક્ષાર પાણી સાથે પણ લઈ શકાય છે. બીજા ક્ષાર પ્રમાણે તે ઘી સાથે લેવાની જરૂર નથી.

હાલમાં પાશ્ચાત્ય દેશોમાં સાજીખાર (Soda Bicarb) ખાસ કરીને મીઠું, ગંધકનો તેજાબ અને ચૂનાના મિશ્રણથી બનાવાય છે. આ રીતે ખનિજ દ્રવ્યોમાંથી જવખાર (Potas Bicarb) પણ બનાવવામાં આવે છે. આ ક્ષારના ગુણો રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ તો વાનસ્પતિક ક્ષારના જેવા જ છે. પણ જીવન-

રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ જો ન્યૂનતા કે ફેર હોય તો વનસ્પતિ અને ખનિજ બંને પ્રકારના ક્ષારો રોગીઓ પર વાપરીને જ નિર્ણય કરી શકાશે.

ખનિજ સાજીખારથી યકૃત, અગ્નાશય વગેરેના રસોનો સ્રાવ વધી જાય છે. અને આમાશયિક રસની તીવ્રતા અને અમ્લતા ઓછી થઈ જાય છે. એટલે ઊબકા, ઊલટી, અપચો, દાહ, વિષ્ટંભતા, પેટના કૃમિ, મૂત્રમાં અમ્લતા, સાંધામાં દુખાવો વગેરે રોગો મટે છે. વાનસ્પતિક ક્ષારની અસર એવી જ થાય છે કે જીવનીય શક્તિ પર વધારે ફાયદો કરે છે એ વાતનો નિર્ણય આધુનિક ભૌતિક શાસ્ત્રથી હજુ થઇ શક્યો નથી.

આ સાજીખારની ઉત્પત્તિ સોડિયમ (Sodium એટલે Natrium), ઉદજન (Hydrogen) અને કાર્બન (Carbon)ના એકએક પરમાણુ અને ઔપજન (Oxygen)ના ૩ પરમાણુના સંયોગથી થાય છે. આ ક્ષારનો રાસાયનિક સંકેત $NaHCO_3$ છે.

ખનિજ ક્ષારના ગુણ સાજીખાર પ્રમાણે સહેજ પણ જુદા છે. આ ક્ષાર લોહી કે મૂત્રમાં અમ્લતા વધી હોય ત્યારે વધારે હિતકર છે. અમ્લતા, વૃદ્ધિજન્ય સાંધાનો દુખાવો, સાંધાનો સોજો, મૂત્રકૃચ્છ્ર, બહુમૂત્ર, મૂત્રાશ્મરી વગેરેને એ મટાડે છે. ફેફસાં અને શ્વાસવાહિનીઓમાં જ્યારે ઉષ્ણતા વધી કફ સુકાય છે, સૂકી ખાંસી થવા માંડે છે અથવા જાડો ગળફો નીકળે છે, ત્યારે આ ક્ષારનું સેવન કરવું ફાયદાકારક છે.

આ ક્ષારની ઉત્પત્તિ રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ પોટાશિયમ ( Potassium એટલે Kalium), ઉદજન અને કાર્બનના ૧-૧ પરમાણુ અને ઓપજનના ૩ પરમાણુઓના સંયોગથી થાય છે. એનો રાસાયનિક સંકેત $KHCO_3$ છે.

જો કે બીજા ક્ષારોના ગુણમાં થોડો થોડો ફેરફાર છે, પણ પ્રાચીન આચાર્યોએ સામાન્ય રીતે બધા ક્ષારોને અગ્નિ જેવા તીક્ષ્ણ, પાચક, ભેદક, લઘુ, દૃષ્ટિનો નાશ કરનાર, વીર્યને નુકસાન કરનાર અને રક્તપિત્ત કરનાર માન્યા છે. બધા ક્ષારો સામાન્ય રીતે વિબંધ, આનાહ, પીનસ, યકૃતના રોગ, બરોળ અને આમની વૃદ્ધિ, કફનો પ્રકોપ, ગુલ્મ, અર્શ, સંગ્રહણી અને કૃમિ વગેરે રોગોનો નાશ કરે છે.

(૧૩) **સૌવર્ચલ નમકની** વિધિ—૪ શેર સિંધવ અને ૧ શેર સાજીખારને કૂટીને પાણીમાં મેળવી નાંખવાં. પછી માટીના વાસણમાં જમાવવાથી સૌવર્ચલ (કાળું નમક-સંચળ) જામી જાય છે. આ સૌવર્ચલ તીવ્ર ઉષ્ણ અને લઘુ છે. તેનાથી આમ, શૂલ, ઊર્ધ્વવાત, ગુલ્મ, વિબંધ, આફરો, અને અરુચિ વગેરે દૂર થાય છે. બીજાં નમકોની અપેક્ષાએ આ કાળું નમક વિશેષ ઉષ્ણવીર્ય છે.

**(૧૪) ૬૪ પહોરી પીપર બનાવવાની વિધિ**—સારી જાતની લીંડીપીપર લઈ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી ખલમાં નાખી ૮ દિવસ રાતદિવસ ઘૂંટવાથી ચોસઠ પહોરી પીપર તૈયાર થાય છે. કેટલાક વૈદ્યોના મત પ્રમાણે ખલ અને દસ્તા પર સોનાનું પતરું લગાડવું જોઈએ. પછી ઘૂંટવાથી સોનાનો અંશ પણ પીપરમાં આવે છે. આ સુવર્ણયુક્ત વિધિ રાજામહારાજાઓ માટે ફાયદાકારક છે. પરંતુ સામાન્ય વૈદ્ય, દવાખાનું કે ફાર્મસીવાળાઓ માટે એ ઉપયોગી નથી.

**માત્રા**—૨ થી ૬ રતી મધ સાથે અથવા બીજી ભસ્મ અને મધ સાથે દિવસમાં બે વાર લેવી.

**ઉપયોગ**—પીપરમાં તૂરો, તીખો, મધુર અને સ્નિગ્ધ રસ છે, અને લઘુ, અગ્નિ પ્રદીપ્ત કરનાર, મળશુદ્ધિ કરનાર, મધુર વિપાકયુક્ત, અનુષ્ણવીર્ય, વૃષ્ય અને રસાયનગુણ છે. એ વાતરોગ, કફપ્રકોપ, શ્વાસ, જ્વર, કૃમિ, ગુલ્મ, અર્શ, ઉદરરોગ, કુષ્ઠ, પ્રમેહ, બરોળ, શળ, આમવૃદ્ધિ વગેરેને મટાડે છે અને ધાવણ વધારે છે. પીપર ૬૪ પ્રહર ખરલ કરવાથી તરત અસર કરે છે.

પ્રાચીન આચાર્યોએ પીપરને કફજન્ય ખાંસી, જીર્ણજ્વર, બરોળની વૃદ્ધિ, મંદાગ્નિ, અરુચિ, વાતકફ જ્વર, અમ્લપિત્ત, રક્તપિત્ત, કમળો, હિક્કા, મેદવૃદ્ધિ ગૃધ્રસી, પરિણામશૂલ, વાતરક્ત, કૃમિ, અર્શ, મરડો, કફોદર અને શોથરોગમાં વાપરી છે. બાળકોનાં અવાળાં પર પીપર અને મધ ઘસવાથી દાંત કાંઈ પણ અડચણ વગર સહેલાઈથી ફૂટે છે.

આચાર્યોએ લીલી પીપરને કફ કરનાર, સ્નિગ્ધ, શીતવીર્ય, મધુર રસવાળી, પાકે ગુરુ અને પિત્તનો નાશ કરનાર કહી છે. સૂકી પીપરમાં આમાશયના પિત્ત (Hydrochloric Acid)નો નાશ કરવાનો ગુણ ઓછો થઈ જાય છે.

મધ સાથે પીપર ચટાડવાથી મેદવૃદ્ધિ, કફ, શ્વાસ, કાસ અને જ્વર નાશ પામે છે. પીપર અગ્નિપ્રદીપક, વૃષ્ય, બુદ્ધિવર્ધક અને રસાયન છે. બમણા ગોળ સાથે લેવાથી જીર્ણજ્વર, મંદાગ્નિ, કાસ, અજીર્ણ, અરુચિ, પાંડુરોગ અને કૃમિ મટે છે.

ડૉક્ટરી દૃષ્ટિએ પીપર હૃદયોત્તેજક, યકૃદુત્તેજક, અને લોહી સુધારનાર છે. આમાંથી ૬૪ પહોરી પીપરમાં ઉત્તેજક ગુણ વધી જાય છે. હૃદયની શિથિલતા થાય ત્યારે મધ સાથે પીપર ચટાડવાથી હૃદય પોતાનું કામ વેગપૂર્વક કરવા માંડે છે. તંદ્રા અને બેશુદ્ધિમાં પીપરનું નસ્ય આપવાથી રોગી તરત શુદ્ધિમાં આવી જાય છે.

**(૧૫) ગળોનું ઘન બનાવવાની વિધિ**—લીલી ગળોને સારી રીતે ખાંડી ચારગણા પાણીમાં ૬ કલાક ભીંજવી રાખવી. પછી ગળોને હાથ વતી સારી રીતે

મસળી કાઢી નાખવી અને પાણી ગાળી લેવું. બાદ પાણીને ચૂલા પર મૂકી ધીમી આંચ આપવી. જ્યારે અવલેહ જેવું ઘાટું થઈ જાય ત્યારે ઉતારી લેવાથી ઘન તૈયાર થાય છે.

**સૂચના**—ગળોમાં સત્ત્વ રહ્યું હોય તો બીજી વાર પાણી મેળવી ઉપરની રીતે ઘન બનાવી લેવું.

**(૧૬) ગળોનું સત્ત્વ કાઢવાની વિધિ**—લીલી પાકી ગળોને કચરી ચારગણા પાણીમાં ત્રણ કલાક પલાળવી. પછી ગળોને પાણીમાં હાથ વતી મસળી પાણી કાઢી લેવું. બીજી વાર પાણી નાખી તેમાં એક કલાક મસળીને પાણી કાઢી લેવું. એ જ રીતે ત્રીજી વાર પણ પાણી નાખી ગળો મસળીને પાણી લઇ લેવું. પછી તે બધા પાણીને ગાળી એક વાસણમાં મૂકી રાખવું. જેમજેમ ઉપરનું પાણી નીતરું થતું જાય, તેમતેમ ઉપરથી વાડકા વડે પાણી કાઢી લેવું. એમ કરતાં નીચે છેવટે ગળોનું સત્ત્વ રહી જશે. જો સત્ત્વ મેલું અને કડવું હોય તો પાણી નાખી થોડી વાર રાખી મૂકવું. પછી ધીરે ધીરે ઉપરથી નીતરું પાણી કાઢી નાખવું, એટલે નીચે ગળોનું ચોખ્ખું સત્ત્વ બેસી જશે.

ગળોના સત્ત્વને બીજી ઔષધિઓ સાથે અથવા દૂધ કે મધની સાથે એકલું સેવન કરવા અપાય છે. ગળોસત્ત્વ શીતવીર્ય છે, અને જીર્ણજ્વર, નબળાઈ, દાહ, તરસ, પ્રમેહ, માથાનું દર્દ, અરુચિ, પિત્તનો વિકાર, ધાતુની ગરમી અને મૂત્રનું પીળાપણું વગેરે મટાડે છે.

**માત્રા**—૨થી ૪ રતી. દિવસમાં ૨થી ૩ વાર.

**સૂચના**—વધારે વખત સુધી ગળોને પાણીમાં પલાળી રાખવાથી તે ચીકણી થઈ જાય છે અને તેથી સત્ત્વનો રંગ મેલો થઈ જાય છે. માટે તેને વધારે વખત સુધી પાણીમાં ન રાખી મૂકવી. ગળોની ઉપરનું જે પાણી નીકળે તેને ઘન બનાવવામાં લેવું.

**(૧૭) લાખનો રસ બનાવવાની વિધિ**—લાક્ષાદિ તેલ બનાવતી વખતે લાખનો રસ કરવો પડે છે. જ્યારે લાખનો રસ કરવો હોય ત્યારે ૧૦મો ભાગ લોધર, ૧૦મો ભાગ સાજીખાર અને થોડાં બોરડીનાં પાન લાખના ઉકાળામાં નાખવાથી લાખનો રસ થઈ જશે. પછી તેને કપડાથી ગાળી તેલમાં મેળવી સિદ્ધ કરવું. અથવા ટંકણખારનું ચૂર્ણ નાખવાથી પણ લાખનો રસ થઈ જાય છે.

**(૧૮) લોબાનનું તેલ કાઢવાની વિધિ**—સફેદ લોબાન અને સફેદ રાળ સરખે ભાગે લઈ એક શીશીમાં ભરવું, અને મોં ઉપર લોઢાનો તાર લગાડી પાતાળયંત્રથી તેલ કાઢી લેવું. અથવા નવટાંક લોબાનને કરમદાંના રસમાં ઘૂંટી ૫ તોલા ગાયનું ઘી મેળવી શીશીમાં ભરી પાતાળયંત્રથી તેલ કાઢવું. આ તેલ માથું દુખતું

હોય ત્યારે કપાળે લગાડવામાં આવે છે. નપુંસકતા મટાડવા માટે આ તેલનો ઇંદ્રિય પર માલિશ કરવામાં ઉપયોગ થાય છે.

**(૧૯) લોબાનનું સત્ત્વ કાઢવાની વિધિ**—લોબાન ૧૬ તોલા, વછનાગ ૪ તોલા, અને ધોળો સોમલ ૪ તોલા લઈ બારીક ચૂર્ણ કરવું. પછી થોરનો એક વેંત લાંબો અને એટલો જ પહોળો ડાંડો લઈ તેની વચ્ચે ખાડો કરી એ ચૂર્ણ તેમાં ભરી એક હાંડીમાં સંભાળપૂર્વક મૂકવું. બાદ હાંડીનાં મોં પર બીજી હાંડી ગોઠવી સંધિબંધ કરી ડમરુયંત્ર તૈયાર કરવું. પછી તેને ચૂલા પર મૂકી ૪ પ્રહર અગ્નિ આપી સત્ત્વ ઉડાવી લેવું. ઉપરની હાંડી પર ભીનું કપડું રાખવું. કપડું સુકાય તેમ તેમ બદલતા રહેવું. ૪ પ્રહર પછી યંત્ર સ્વાંગ શીતલ થાય એટલે ઉપરની હાંડીમાં લાગેલું સત્ત્વ લઈ લેવું.

હાલમાં ઊર્ધ્વપાતન યંત્ર વડે લોબાનનાં ફૂલ ઉડાવી લે છે તેને લોબાનપુષ્પ (**Benzoic Acid**) કહે છે. એલોપથીમાં આ પુષ્પ વધારે વપરાય છે. માત્રા ૨॥ થી ૮ રતી છે. આ પુષ્પ ઉત્તેજક છે. આખી શ્લેષ્મકલા પર આની અસર છે; તેમાં યે શ્વાસપ્રણાલિકા અને મૂત્રયંત્રની શ્લેષ્મકલા પર વધારે થાય છે. એટલે કફ કાઢવા અને મૂત્ર લાવવા માટે એ વપરાય છે. સેવન કરવાથી આ પુષ્પ શોષાઈ પાછા પેશાબમાં હિપ્યુરિક ઍસિડ તરીકે સહેજ સહેજ નીકળ્યા કરે છે.

સ્થાનિક પ્રયોગમાં તે ઉગ્રતા લાવનાર છે. તેનું ધૂમ્રપાન કરવાથી શ્વાસનલિકા અને નાકમાં ઉગ્રતા ઉત્પન્ન થઈ સળેખમ અને ખાંસીમાં ચમત્કારિક ફાયદો થાય છે. લોબાન પુષ્પમાં જ્વરઘ્ન ગુણ પણ રહેલો છે. તેમ જ એ જંતુનાશક અને શોધન તથા રોપણ કરનાર હોવાથી દુષ્ટ વ્રણમાં સો વખત ધોયેલા ઘીમાં મેળવી એનો મલમ બનાવી વપરાય છે.

**(૨૦) હિંગળોકમાંથી પારો કાઢવાની વિધિ**—હિંગળોકને લીમડાના પાનના રસમાં અથવા લીંબુના રસમાં ૩ કલાક ઘૂંટી, કંટીવાળો કરેલી માટલીમાં મૂકવો. ઉપર બીજી માટલી ઊંધી વાળી, એનાં મોં આગળના સાંધા સારી રીતે બંધ કરવા. પછી ડમરુયંત્રમાં લખ્યા પ્રમાણે ૧૨ કલાક અગ્નિ આપી સ્વાંગશીતળ થાય ત્યારે ઉપરની માટલીમાંથી રૂના પોળિયા વડે પારો કાઢી લેવો અને તેને કપડા વડે સારી રીતે ગાળી લેવો. નીચે ગંધકની રાખ રહી જશે. જો તેમાં પારાનો ભાગ રહી જાય તો ફરી સંપુટ કરી પારો કાઢી લેવો. (એક શેર હિંગળોકમાંથી પોણો શેર પારો નીકળે છે.)

ડમરુયંત્રને બદલે એક માટીની હાંડલી ડમરુયંત્રમાં લખ્યા પ્રમાણે ઘસીને તૈયાર કરી લેવી. પછી હાંડલીના મોં કરતાં સહેજ મોટાં માટીનાં બે ઢાંકણાં

લેવાં. તે હાંડલીની ઉપર બરાબર રહી શકે અને સાંધા બરાબર મળી જાય તેવા હોવાં જોઇએ. પછી લીંબુના રસની ભાવના આપેલા હિંગળોકના ચૂર્ણને હાંડીમાં ભરવું. તે હાંડીને ચૂલા પર મૂકવી, અને તેના પર એક ઢાંકણું ઢાંકી દેવું. ક્યાંય સાંધ ખુલ્લી ન રહે એ જોવું. ૧૫–૨૦ મિનિટે ઢાંકણું થોડું ગરમ થાય કે તરત નીચે ઉતારી એક માટીના વાસણમાં ઢાંકી દેવું. પાંચ મિનિટ પછી નીચે ઉતારેલા ઢાંકણા પર લાગેલો પારો કપડાથી સંભાળપૂર્વક લૂછી લેવો. પછી બીજું ઢાંકણું ગરમ થાય એટલે તેને ઉતારી પહેલા ઉતારેલા ઢાંકણાને ઢાંકી દેવું. આ રીતે ૧૫–૧૫ મિનિટે ઢાંકણાં બદલવાં. દરેક વખતે હાંડલી પર મૂકતી વખતે ઢાંકણાંને ભીના કપડાથી લૂછીને મૂકવાં.

સિંધ આયુર્વેદિક ફાર્મસીવાળાઓએ કહેલી આ રીતથી પારો સહેલાઇથી નીકળે છે. ડમરુયંત્ર બનાવવાની મહેનત આમાં પડતી નથી. તે ઉપરાંત ડમરુયંત્રમાં બધો પારો નીકળ્યો કે નહિ તે બરાબર સમજાતું નથી. માત્ર અનુમાનથી અગ્નિ આપવો પડે છે, પણ આ રીતે પારો કાઢવાથી શંકા રહેતી નથી. જ્યાં સુધી પારો નીકળે ત્યાં સુધી અગ્નિ આપવો અને નીકળતો બંધ થાય એટલે તે બંધ કરવો. જો કદી હિંગળોક હાંડલીમાં બાઝી જાય અને પારો ન ઊડી શકે, તો કોઈ પણ વખતે લોઢાની સળી નાંખી હલાવી શકાય છે. ડમરુયંત્ર કરતાં આમાં આટલી વિશેષતા છે. આ રીતે પારો કાઢવાથી પારો પણ પૂરેપૂરા પરિમાણમાં નીકળે છે.

જો પારો કાઢતી વખતે હિંગળોકમાં પોલાદનો ભૂકો મેળવવામાં આવે તો પારો જલદી નીકળે છે અને સાથેસાથે પોલાદના ચૂર્ણની ભસ્મ પણ થવા માંડે છે. પોલાદને બદલે ચાંદી, ત્રાંબું કે બીજી કોઈ ધાતુ મેળવવી હોય તો તેમ પણ કરી શકાય છે.

આ ઉપરાંત હિંગળોકના ભૂકાને કપડાના ચીથરા કે જૂના રૂના થરમાં મૂકી ગોળો કે વીંટો બનાવી સળગાવવાથી પારો નીકળે છે. ગોળાને પવન વગરની જગ્યામાં સળગાવવામાં આવે છે. ઉપર એક મોટો ઘડો એવી રીતે રાખવામાં આવે છે કે પારો ઊડીને ઘડામાં લાગી જાય. પારો ઊડી ન જાય માટે પહોળા મોંનો ઘડો ગોળાની ઉપર સાવચેતીથી રાખવો જોઈએ. ઘડો મૂકતી વખતે એના મોંનો થોડો ભાગ જમીનને અડકતો રહેવો જોઈએ. એક બાજુ નળિયાનો ટુકડો કે પથ્થર ગોઠવવો. એથી ગોળાને હવા મળતી રહેશે અને ગોળો ઓલવાઈ નહિ જાય. આ રીતે પારો કાઢવાથી ૨ શેર હિંગળોકમાંથી ૭૦ તોલા પારો નીકળે છે. જે પારો ઉપર ચોંટે છે તે ડમરુયંત્રના પારા જેવો જ શુદ્ધ હોય છે. પરંતુ

જે પારો રાખોડીમાં મળેલો હોય છે, તેને ફરીથી ઉડાવી લેવો જોઈએ; કારણ કે તેમાં અશુદ્ધિ રહેવાની શંકા રહે છે. આ પ્રયોગમાં જો ઘડો નાનો હશે તો મોટાભાગનો પારો બહાર ચાલ્યો જશે. કેટલાક વૈદ્યો ઘડો આડો રાખે છે. પછી મોં પર ભીનું નિચોવેલું કપડું રાખતા જાય છે અને ૧–૧ કલાકે કપડું બદલ્યાં કરે છે. આ રીતે પારો ઘડાની એક બાજુ લાગે છે. ઘડો ઊંધો રાખવાથી પારો ઘડામાં ચારે બાજુ લાગે છે.

(૨૧) **કજ્જલી બનાવવાની વિધિ**—શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક સમભાગે લઇ સારી રીતે ખરલ કરવા. બન્ને મળીને કાળો ભૂકો થઈ જાય અને પારાનો ચળકાટ તદ્દન જતો રહે ત્યારે કજ્જલી તૈયાર થઈ જાણવી.

ઔષધિ બનાવવામાં ગંધક બમણો મેળવવાનો રિવાજ હોય ત્યાં પારાથી બમણો ગંધક લઈ ઔષધિ બનાવવી.

**ઉપયોગ**—વનસ્પતિઓના રસની જુદી જુદી ભાવનાઓથી કજ્જલી અનેક રોગો મટાડે છે. ભાવના આપ્યા વગર એકલી કજ્જલી પણ અનેક રોગોને મટાડે છે. કજ્જલી સ્વભાવથી જંતુઘ્ન, વૃષ્ય, આંતરડાંના સેન્દ્રિય વિષને હરનાર અને રસાયન (સાત ધાતુઓને વ્યવસ્થિત કરી શરીરને પુષ્ટ કરનાર) ગુણવાળી છે. ગળાના કાકડાનો સોજો (Tonsils), પ્રતિશ્યાય, કાસ, ગળામાં રહેલી ઘંટિકાનું ઢીલું પડવું, ફેફસામાં દરદ થવું, કફ અને ક્ષીણતાવાળી ઊલટી, બાળકોનો અપચો, ઝાડા, રતવા, અને સ્ત્રીઓના પ્રદરરોગ વગેરે આ કજ્જલી મટાડે છે. ખરજ, દરાજ અને માથાના ગડગૂમડ પર ઘીમાં કજ્જલી મેળવી મલમ બનાવી લગાડવામાં ઉપયોગી છે.

વરણાના ક્વાથની સાત ભાવના આપી તૈયાર કરેલી કજ્જલી આંતર વિદ્રધિનું પ્રસાદન (માંસને વિખેરી નાંખવું) કરે છે. નાગરવેલના પાનના રસની અને આદુના રસની ભાવના આપેલી કજ્જલી ઉત્તેજક છે. આમળાંની ભાવના આપેલી કજ્જલી સાકરના અનુપાન સાથે આપવાથી જૂના મદાત્યને (Chronic Alcoholism) મટાડે છે. ઉપદંશના રોગીને દ્વિગુણ ગંધકવાળી કજ્જલી ગાયના ઘીની સાથે ૨૧ દિવસ આપવાથી ઉપદંશ રોગ મટી જાય છે. ભોજનમાં માત્ર ઘઉં અને ઘી આપવાં. મીઠું બિલકુલ ન આપવું.

**માત્રા**—ખાવા માટે એકથી બે રતી. મલમ માટે સો વાર ધોયેલા ૧૦ તોલા ઘીમાં ૬ માસા કજ્જલી મેળવી લગાડવી.

(૨૨) **કલાઈના મેલમાંથી કલાઈ કાઢવાની વિધિ**—કલાઈનું શોધન કરતી વખતે કલાઇનો મેલ નીકળે છે એની સાથે થોડો નવસાર અને થોડો ગોળ મેળવી કડાઈમાં ગરમ કરવાથી કલાઈ જુદી પડી જાય છે.

આ રીતે ગીસાના મેલમાથી સીસું અને જસતના મેલમાથી જસત કાઢી લેવુ

**(૨૩) અભ્રક નિશ્ચંદ્રકરણ વિધિ**—શુદ્ધ અભ્રકનું ચૂર્ણ ૧ શેર, સુરોખાર અને ગોળ દરેક ૦ા શેર લઈ બધાને એકત્ર કરવું. પછી તેને માટલામા ભરી ૧૨ કલાક સુધી તીવ્ર અગ્નિ આપવાથી અભ્રક નિશ્ચંદ્ર થઈ જાય છે. ઠંડી થયા પછી અભ્રકને કાઢી, ખાંડી, પાણીમા પલાળી ૪–૬ કલાક પછી ગભાળ પૂર્વક પાણી કાઢી નાખવુ. ફરી પાણી મેળવી સાફ કરવુ. પાણી સ્થિર થાય એટલે ઉપરથી પાણી કાઢી નાખવું આ રીતે ૩–૪ વખત ધોવાથી ક્ષાર નીકળી જશે અને માત્ર અભ્રક રહી જશે.

આ અભ્રકમાથી ભસ્મ બહુ જલ્દી તૈયાર થાય છે. જોકે ધાન્યાભ્રકમાથી બનાવેલી ભસ્મ વધારે ફાયદાકારક હોય છે, તોપણ સારી અભ્રકના અભાવ વખતે આ રીતે બનાવેલી અભ્રકથી કામ ચાલી શકે છે.

**સૂચના**—દેવતા પર મૂકતી વખતે સુરોખાર મોટા અવાજ સાથે ઊડે છે છે તેથી ગભરાવુ નહિ હાંડલીમાં ઉપર થોડી અભ્રક કાચી રહી જાય તો જુદી કાઢી લેવી અને બીજી વખત નિશ્ચય કરી લેવી હાંડલી પર ઢાંકણુ એવી રીતે મૂકવુ કે તેમા આગળી આવી શકે તદ્દન ઢાંકી દેવાથી વાસણ ફાટી જશે.

**(૨૪) ફૂદીનાનાં ફૂલ બનાવવાની વિધિ**—લીના ફૂદીનાનો સ્વરસ ૫ તોલા, સુરોખાર, નવસાર અને કપૂર ૧–૧ તોલો લેવા. બધાંને મેળવી નાના નાના કોડિયાનો ડમરુયન્ત્ર બનાવી પેક કરવા ૩ કલાક સુધી મોટા દીવા જેટલી પાતળી જ્વાળાની આચ આપવાથી ફૂલ ઉપર લાગી જાય છે. ઉપર ભીનુ કપડુ વારંવાર બદલતા રહેવુ જોઈએ. બે સંપુટની વચ્ચે લોઢાના તારની જાળી બાંધવાથી પીપરમીંટના ફૂલ જેવા પાસા પડશે (આ રીતે અજમાના રસના અને મૂળાના રસના પણ ફૂલ ઉડાવાય છે )

**માત્રા**—૧થી ૩ રતી, દિવસમા ૨થી ૩ વાર

**ઉપયોગ**—આ ફૂલ ઊબકા, અરુચિ, ઝાડા, મૂત્રવિકાર અને કલેજાના દોષને મટાડવામા ઉપયોગી છે.

**(૨૫) દારૂડીનુ તેલ કાઢવાની વિધિ**—દારૂડીના પાકા પાન અને સુકા બી લઈ ખાંડી ૩–૪ ગણા ઊકળતા પાણીમા નાખી ઢાંકી દેવુ. પાણી એટલુ લેવુ કે બી તેમા ડૂબી જાય પાણી ઠંડુ થતા જ્ઞ અને તેલ નીકળી આવશે તેલ ઉપર પાણી તરશે, અને તેને સભાળપૂર્વક રૂના પૂમડાથી કાઢી લેવુ. ઉપદંશ અને ચામડીના રોગમા ખાવા અને ચોપડવા માટે આ તેલ ઉપયોગી છે. વધારે પ્રમાણમા તેલ કાઢવુ હોય તો પાતાળયન્ત્રથી અથવા તલ, સરસવ વગેરે માફક ઘાણીથી કાઢી લેવુ.

(૨૬) **રસાંજન બનાવવાની વિધિ**—દારુહળદરને ખાંડી ૨૪ કલાક સુધી ૧૬ ગણા પાણીમાં પલાળી રાખવી. પછી તેનો ક્વાથ કરી ⅛ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. બાદ સમભાગ બકરીનું દૂધ મેળવી, કડાઈમાં નાખી, દૂધના માવાની માફક માવો બનાવી લેવો. તરત ઉપયોગમાં લેવા માટે આ રસાંજન વધારે ઉપયોગી છે. આમાં દૂધ નાંખ્યું હોવાથી એક મહિનાથી વધારે વખત સુધી તે રહી શકતું નથી અને અંદર જીવડાં પડે છે. માટે થોડા પ્રમાણમાં બનાવવું. લાંબો વખત રહે તેવું રસાંજન બનાવવું હોય તો અંદર દૂધ ન નાખવું. કેવળ ક્વાથનું જ ઘન કરી લેવું. જો તાજી દારુહળદરના મૂળમાંથી રસાંજન બનાવવામાં આવે તો વધારે ફાયદો કરે છે. 'આયુર્વેદપ્રકાશ'માં દૂધ ચોથા ભાગનું નાખવાનું લખ્યું છે.

રસાંજન ઉષ્ણ, કટુ, તિક્ત, રસાયન અને છેદન ગુણવાળું છે, અને કફ, વિષ, નેત્રવિકાર અને વર્ણદોષને મટાડે છે.

(૨૭) **દિવેલીનું તેલ કાઢવાની વિધિ**—આશરે ૧૦ શેર છોતરાં કાઢી નાખેલી દિવેલી (નાં બીજ) લઈ કડાઈમાં સેકી ખાંડીને મેંદા જેવું ચૂર્ણ કરી લેવું. પછી એક હાંડલીમાં ૧૫ ગણું પાણી લઈ તેમાં નાખી ઉકાળવું. સારી રીતે ઉકાળી નીચે ઉતારી હાંડલીને ઠંડી પડવા દેવી. બાદ ઉપર ઉપરના ચોખ્ખા તેલને સંભાળપૂર્વક લઈ લેવું. ફરી હાંડલીને ચૂલા પર મૂકી પાણીને ઉકાળી તેલ કાઢવું. પહેલી વખતે નીકળેલું તેલ ઔષધિ માટે ઉપયોગી છે, ત્યારે બીજી વખત કાઢેલું તેલ દીવો બાળવાના કામમાં આવે છે.

## ૩ : અભાવવર્ગ

એક ઔષધિના અભાવમાં સમાનગુણવાળી જે બીજી ઔષધિનો ઉપયોગ કરવો તેને પ્રતિનિધિ કહે છે. શાસ્ત્રકારોએ પ્રતિનિધિના ઉપયોગ વિષે નિયમો કરેલા છે. તે નિયમો અનુસાર પ્રતિનિધિરૂપ ઔષધિ લેવાય છે. અનેક ઔષધિઓ મેળવી એક ઔષધિપ્રયોગ તૈયાર કરવામાં આવે, ત્યારે તેના મુખ્ય અને ગૌણ એવા બે ઔષધિભાગ હોય છે. જે ઔષધિ વિના પ્રયોગ તૈયાર ન થઈ શકે અને ધારેલો લાભ ન મળી શકે, તેને મુખ્ય ઔષધિ કહેવાય છે; અને જેના અભાવમાં સમાન ગુણવાળી પ્રતિનિધિ ઔષધિ મેળવવાથી ધારેલો ફાયદો મેળવી શકાય છે તે ગૌણ ઔષધિ કહેવાય છે. રોગને દૂર કરી શરીરને સ્વસ્થ બનાવવું અને શારીરિક તથા માનસિક નબળાઈ દૂર કરી બળની વૃદ્ધિ કરવી એ મુખ્ય ઔષધિનું કામ છે. મુખ્ય ઔષધિના દોષ અને ઉગ્રતાનું શમન કરવું, ગુણમાં વધારો કરવો અને જલદી અસર કરવામાં મદદ કરવી, એ ગૌણ ઔષધિનું કાર્ય છે. દાખલા તરીકે, હિંગાષ્ટકમાં હિંગ એ મુખ્ય ઔષધિ છે, ત્યારે બાકીની ૭ ગૌણ

સહાય કરનારી છે. જો હિંગ ન હોય તો હિંગાષ્ટક બની ન શકે અને કોઈ ગૌણ ચીજ ન હોય તો તેના સમાનગુણવાળી પ્રતિનિધિ ઔષધિ તેને બદલે વાપરી શકાય. કેટલાક પ્રયોગોમાં એકથી વધારે મુખ્ય ઔષધિઓ હોય છે. ખાસ કરી કૂપીપકવ રસાયન, પર્પટી અને ખલમાં તૈયાર થનારાં ખરલીય રસાયનોમાં એકથી વધારે ઔષધિઓ મુખ્ય હોય છે. જેમકે મલ્લચંદ્રોદયરસ, પંચામૃત પર્પટી, અશ્વકંચુકી રસ, અમૃતસંજીવની વટી, ત્રિફળાપિપ્પલી ચૂર્ણ, દશમૂલાદ્યરિષ્ટ, ચંદનબલાલાક્ષાદિ વગેરેમાં એકથી વધારે મુખ્ય ઔષધિઓ છે.

જ્યાં અનેક ઔષધિઓનો સંયોગજન્ય ગુણ ઉત્પન્ન થતો હોય, ત્યાં તેમાંની કોઈ પણ ઔષધિ ગૌણ ન કહી શકાય. જેમકે રસાયનચૂર્ણમાં ગળો, ગોખરુ અને આમળાંના સંયોગથી રસાયનગુણ ઉત્પન્ન થાય છે; એવી જગ્યાએ એકને અભાવે બીજી વસ્તુ નહિ લઈ શકાય. એ જ રીતે ત્રિફળા, ત્રિકટુ, ચાતુર્જાત, પંચલવણ, દશમૂલ વગેરે ઔષધિઓમાં ઘણુ કરીને તેને સમાનગુણવાળી એટલે કે મુખ્ય ઔષધિઓ ગણાય છે. જ્યાં આવી રીતે ચોક્કસ ઔષધિઓના મિશ્રણ વડે ચોક્કસ ગુણની ઉત્પત્તિ થતી હોય ત્યાં પ્રતિનિધિનો ઉપયોગ ન કરવો જોઈએ.

શાસ્ત્રમાં ઔષધિપ્રયોગના નામને મુખ્ય ઔષધિ સાથે સંબંધ ઘણે ભાગે હોય છે, જેથી કઈ ઔષધિ મુખ્ય છે તે સહેલાઈથી સમજી શકાય છે. જેમકે કસ્તૂરીભૈરવ રસ, દ્રાક્ષારિષ્ટ, ખદિરારિષ્ટ, વાસાઘૃત, અમૃતાદ્યતેલ, હિંગ્વાદિ ચૂર્ણ, કુટજાદિ વટી. આ બધાંમાં અનુક્રમે કસ્તૂરી, દ્રાક્ષ, ખેરસાલ, અરડૂસીનાં પાન, ગળો, હિંગ, કડાછાલ એ મુખ્ય ઔષધિઓ છે. પરંતુ આયુર્વેદિક સાહિત્યમાં આ નિયમનું સર્વાંશે પાલન થયું નથી. કેટલીક ઔષધિઓનાં નામોનો મુખ્ય ઔષધિ સાથે સંબંધ નથી હોતો. જેમકે વછનાગવાળી ઘણી તાવની ઔષધિઓ જ્વરાંકુશ, જ્વરકેસરી વટી, વગેરે. એ જ પ્રમાણે શ્વાસકુઠારરસ, કૃમિમુદ્ગરરસ, ચંદ્રપ્રભા વટી, આરોગ્યવર્ધની, અમરસુંદરી વટી, લક્ષ્મીનારાયણરસ, અગ્નિરસ, વગેરેમાં રોગ સંબંધી, ગુણ સંબંધી કે સામાન્ય નામો હોય છે. તે ઉપરાંત કેટલાક પ્રયોગોના નામનો સામાન્ય કે ગૌણ ઔષધિઓ સાથે સંબંધ રખાયો હોય છે. જેમકે ચંદ્રપ્રભા વટીમાં ચંદ્રપ્રભા એ ગુણ દર્શાવનાર નહિ પણ ઔષધિ દર્શાવનાર છે. એટલે ચંદ્રપ્રભા (કપૂર,કચૂરો, શતાવરી કે વાવડિંગ) એ ગૌણ ઔષધિ છે, જ્યારે મુખ્ય ઔષધિ શિલાજિત અને ગૂગળ છે. 'હારિતસંહિતા'માં ચંદનાદ્યવલેહ, 'ભૈષજ્યરત્નાવલી'માં શુક્રમેહ પર ચંદનાદિ ચૂર્ણ, તથા પ્રદર પર ચંદનાદિ ચૂર્ણ, 'નિઘંટુરત્નાકર'માં ગ્રહણી રોગમાં ચંદનાદિચૂર્ણ આ બધાંમાં ચંદન પહેલું હોવા છતાં પણ સામાન્ય ઔષધિ છે. જો આ પ્રયોગોમાં ચંદનની જગ્યાએ ગૌણ ઔષધિ નાખવામાં આવે, તોપણ પ્રયોગમાં ખાસ હરકત નહિ પડે. આ

પ્રમાણે 'યોગરત્નાકર'ના તાલીસાદિ ચૂર્ણમાં તાલીસપત્ર ગૌણ ઔષધિ છે, જ્યારે મુખ્ય ઔષધિ ભાંગ કે હરડે છે. ઉપરની વાત સમજીને જે પ્રયોગમાં જે ગૌણ ઔષધિ મનાતી હોય તેના જ અભાવે તે પ્રયોગમાં તેના સમાનગુણ (રસ, વીર્ય, વિપાક )વાળી પ્રતિનિધિ ઔષધિ મેળવવામાં આવે છે.

## શોધનપ્રકરણ

આયુર્વેદ શાસ્ત્રના નિયમ પ્રમાણે દ્રવ્યોનું શોધન કરવું એટલે કે ગુણ વધારવો, બિનજરૂરી નુકસાનકારક અંશ, વિજાતીય દ્રવ્ય અથવા મલને દૂર કરવો, અથવા દ્રવ્યમાં રહેલા દોષને ઘટાડી ગુણ વધારવો, વગેરે હેતુઓમાંથી કોઇ એક અથવા વધારે હેતુ સિદ્ધ કરવા માટે ઔષધિદ્રવ્ય પર જે સંસ્કાર કરવામાં આવે છે તેને શોધન કહે છે.

વછનાગમાં હૃદયનું અવસાદન કરવાનો ધર્મ રહેલો છે. આ ધર્મને નિયમિત કરવા માટે વછનાગને ગોમૂત્રમાં શુદ્ધ કરવામાં આવે છે, એટલે કે વછનાગમાં ગોમૂત્રને પ્રવેશાવવામાં આવે છે. શિલાજિત, ખડીમાટી વગેરેનું શોધન વિજાતીય દ્રવ્યો દૂર કરવા માટે કરવામાં આવે છે. પારાને જુદીજુદી જાતના દોષ અને ધાતુઓના મિશ્રણને દૂર કરવા અને ગુણ વધારવા માટે શુદ્ધ કરવામાં આવે છે. સોનું આદિ ધાતુઓને વિજાતીય દ્રવ્ય અને મેલ દૂર કરવા અને સહેલાઇથી ભસ્મ થઈ શકે એટલા માટે શુદ્ધ કરવામાં આવે છે.

ધાતુ અને ઉપધાતુઓનું શોધન કરવાથી તે બીજાં દ્રવ્યોના મિશ્રણરૂપી દોષથી મુક્ત થઈ જાય છે. તે ઉપરાંત શોધન કરેલી ધાતુઓની ભસ્મ પણ સહેલાઈથી થાય છે. જો ધાતુઓનું શોધન કરવામાં ઓછી મહેનત લેવામાં આવે છે, તો ભસ્મ બનાવવામાં વધારે મહેનત પડે છે અને ભસ્મમાં પણ દોષ રહી જાય છે. જેટલું શોધન સારું થશે, તેટલી ભસ્મ વધારે ગુણવાળી બનશે. એ જ રીતે રત્ન અને ઉપરત્નોના શોધનથી પણ તેમની ભસ્મ જલદી તૈયાર થાય છે અને તે વધારે ફાયદાકારક બને છે.

સોનું, રૂપું, તાંબુ, કલાઈ વગેરે જે ધાતુઓનું શોધન અને મારણ કરવાનું હોય, તે ધાતુ બીજી ધાતુના મિશ્રણ વગરની લેવી જોઈએ. બીજી ધાતુનું મિશ્રણ થવાથી વિવિધ જાતના ઉપદ્રવો થવાનો સંભવ છે.

વિષ અને ઉપવિષનું શોધનવિધાન માણસની પ્રકૃતિની વિરુદ્ધની ઉગ્રતા અને મારણદોષ દૂર કરવાના હેતુથી જ કર્યું છે. પક્વ થયા વગર રસરક્ત આદિ ધાતુ-

એમાં ફેલાવાનો વિષનો સ્વભાવ છે. પણ શોધિત વિષની ઉગ્રતા બહુ ઓછી થઇ જાય છે અને તેથી એ શુદ્ધ વિષ માણસની પ્રકૃતિને નુકસાન કરી શકતું નથી.

કાચો ટંકણખાર અને ફટકડી પિત્તની ઉત્પત્તિને રોકે છે. જો પિત્તની ઉત્પત્તિ રોકાઈ જાય તો પાચનક્રિયાનું કાર્ય બંધ થઈ જાય. આ દોષ દૂર કરવા માટે તેમને ફુલાવવામાં આવે છે. એને પણ શોધન કહે છે. એ જ રીતે કાચી હિંગ ઉગ્ર હોવાથી ગળામાં નુકસાન કરે છે. માટે શાસ્ત્રકારોએ હિંગને સેકીને ઉપયોગમાં લેવાનું કહ્યું છે.

આ રીતે મહર્ષિઓએ માનવશક્તિનો વિચાર કરી દ્રવ્યોનું શોધન કરીને જ ઉપયોગમાં લેવાનો નિયમ કર્યો છે.

અહીં ઔષધિઓની જે શોધન અને મારણવિધિ આપી છે તે કયા કયા ગ્રંથને આધારે લખેલી છે, તે પણ બતાવ્યું છે. જોકે ધાતુઓની શોધનવિધિ પ્રાચીન ગ્રંથોમાં વિવિધ જાતની લખેલી છે, પણ એ શોધનવિધિઓમાંથી અમે જેનો અનુભવ કર્યો છે, તેને જ આ ગ્રંથમાં સ્થાન આપ્યું છે. એટલે નવા અજાણ ચિકિત્સક પણ અહીં લખેલી વિધિનો નિર્ભય રીતે પ્રયોગ કરી શકે છે.

(૧) **સોનું અને ચાંદીનું શોધન**—સોના અને ચાંદીનાં પતરાં અગ્નિમાં તપાવી તેલ, છાશ, કાંજી, ગાયનું મૂત્ર અને કળથીના ક્વાથમાં સાત સાત વાર બોળવાથી શુદ્ધ થાય છે. (ર. ર. સ.)

(૨) **લોહશોધન**—પહેલાં લોખંડનો બારીક ભૂકો કરી અગ્નિમાં તપાવીને તેલ, ગોમૂત્ર, છાશ, કાંજી કે કળથીના ઉકાળામાં બોળવું. આ રીતે સાતવાર કરવાથી લોખંડ શુદ્ધ થાય છે. (ર. ર. સ.)

જૂના કાનસ અગર સોનીની જંત્રી લઈ અગ્નિમાં તપાવી પવનથી ઠંડી પાડવી. પછી કાનસથી ઘસવાથી ચૂર્ણ તૈયાર થાય છે. (જ્યારે કાનસને અગ્નિમાં ગરમ કરવામાં આવે ત્યારે તેને હવામાં ઠંડુ પાડવું; પાણી રેડીને નહિ.) અથવા લોઢાના કારખાનાવાળા પાસે પોલાદ ચૂર્ણ તૈયાર મળે છે, તેનો ઉપયોગ કરવો.

(૩) **તામ્રશોધન**—તાંબાના બારીક વીજળીના તાર લઈ અગ્નિમાં ગરમ કરી તેલ, છાશ, કાંજી, ગાયનું મૂત્ર, કળથીનો ઉકાળો, દાડમનો રસ, અથવા આકડાના પાનના રસમાં સાત સાતવાર બોળવા. પછી તેને ખાંડણીમાં નાખી ખાંડીને ચૂર્ણ કરી નાખવું. એક માટલીમાં ગાયનું મૂત્ર ભરી તેમાં આમલી અને મીઠું નાખી આ તાંબાના ચૂર્ણને ૧૨ કલાક ઉકાળી ચોખ્ખા પાણીથી ધોઇ નાખવું. બાદ તાંબાને લીંબુના રસમાં નાખી તડકામાં મૂકવું. જેમ જેમ લીંબુના રસનો રંગ લીલો થતો જાય, તેમ તેમ લીંબુનો રસ બદલતા રહેવું. આ રીતે સાત દિવસ સુધી શીશીમાં લીંબુના રસમાં નાખી સૂર્યના તાપમાં મૂકવું. ૭ દિવસમાં

લીંબુનો રસ ૨–૩ વાર બદલવો પડશે. આઠમે દિવસે તાંબાના ચૂર્ણને કાઢી પાણીથી ધોઇ લેવાથી તાંબુ ભસ્મ કરવાને લાયક શુદ્ધ થઈ જાય છે.

**સૂચના**—વીજળીના તારનું તાંબુ શુદ્ધ આવે છે. તાંબાનાં પતરાં આવે છે તે તાર જેવા શુદ્ધ નથી હોતાં. વીજળીના તાર ન મળે તો મોરથૂથામાંથી તાંબુ કાઢી લેવું. મોરથૂથામાંથી તાંબુ કાઢવાની વિધિ તુત્થ તામ્રભસ્મની સાથે લખેલી છે.

(૪) **કલાઇશોધન**—કલાઇને તીવ્ર અગ્નિ પર એક કડાઈમાં ગાળી રસ કરવો. પછી તેમાંથી એક લોઢાની કડછી વડે થોડો થોડો (૨થી ૪ તોલા) લઈ એકાદ મિનિટ હવા લાગવા દઈ ઓળવો. પ્રથમ ત્રણ વાર તેલમાં ઓળવો. તેલમાં ઓળતી વખતે બધો રસ એકીસાથે નાખવામાં આવે તો પણ હરકત નથી, પણ છાશ, કાંજી વગેરમાં એકીસાથે ન નાખવો. તેલ પછી છાશ, કાંજી, ગોમૂત્ર અને કળથીના ઉકાળામાં ત્રણ ત્રણવાર ઓળવું. છાશ વગેરેમાં બહુ સંભાળપૂર્વક નાખવું. કારણ કે કલાઇ ઊડીને શરીર પર વાગે છે. માટે કડછી હાથમાં રાખી દૂરથી ઊંચા હાથે બહારની હવા લાગવા દઇ પછી નાખવું. કડાઈમાં રહેલા કલાઈના રસમાં પણ જો છાશ, પાણી કે ગોમૂત્રનું એકાદ ટીપું પડશે, તો એકદમ કલાઇ ઊછળીને બહાર આવશે. માટે સંભાળપૂર્વક શોધન કરવું. ઉપરના બધા પદાર્થોમાં ત્રણ ત્રણવાર શોધન કર્યા પછી કડાઈમાં કલાઇનો રસ કરી તેમાં થોડું તેલ નાખી ઉતારી લેવું. એથી એક ગોળ ટીકડી બની જશે. તેમાંથી કાગળ જેવાં પાતળાં પતરાં બનાવરાવી પા પા ઇંચના નાના નાના કડકા કરાવી લેવા.

ભસ્મ બનાવવા માટે પાટની કલાઈ લેવી. વાસણને કરવાની કલાઈનાં પાતળાં પતરાં બજારમાં મળે છે, તેમાં સીસું, જસત વગેરે બીજી ધાતુઓનું મિશ્રણ હોય છે. પાટની કલાઈ બીજી ધાતુઓના મિશ્રણ વગરની હોય છે.

**સૂચના**—શોધન કરતી વખતે કલાઈમાંથી જે મેલ નીકળે છે, તે જુદો બાજુએ કાઢતા જવો. મેલ વધારે હોય તો નવસાર અને ગોળ નાખી કલાઇનો રસ કરી શુદ્ધ કલાઇ કાઢી લેવી.

જો વધારે પ્રમાણમાં કલાઈ શુદ્ધ કરવી હોય, તો ઓળતી વખતે છાશ વગેરેના વાસણ પર ઘંટીનું ઉપલું પડ મૂકવું. પછી કાણાંમાંથી રસ નાખવો. આથી કલાઈ ઊડવાનો ભય બિલકુલ રહેતો નથી. અથવા ૪ ફૂટ (આશરે ૨॥ હાથ)ની વાંસની પોલી નળી બનાવી ભીંત તરફ બાંધી દેવી. ઉપરનો ભાગ જમીનથી બે હાથ ઊંચો રહે અને નીચેનો ભાગ આશરે ૧॥ હાથ ઊંચો રહે એ રીતે નળીને બાંધવી. પછી નીચેના ભાગમાં છાશ, ગોમૂત્ર વગેરેથી ભરેલું વાસણ મૂકવું. કલાઈનો રસ થાય ત્યારે બીજી કડાઈમાં રસ કાઢી, વાંસની નળીના ઉપરના ભાગમાં

નાંખવાથી, બધી કલાઈ નળી મારફતે એકદમ નીચેના વાસણમાં પડી જશે. આ રીતે શોધન કરવાથી કલાઈ ઊડવાનો ભય રહેતો નથી. કોઈ કોઈ વખત વાંસ ફાટી જાય છે. માટે ૧-૨ નળીઓ વધારે તૈયાર રાખવી, અને રસ નાખતી વખતે નળીની નીચે હાથ કે પગ ન આવી જાય તે ધ્યાનમાં રાખવું.

**(૫) સીસાનું શોધન**—સીસાનું શોધન કલાઇની માફક કરવું.

**સૂચના**—સીસાના શોધનમાં જાલ થવાથી સીસું બંદૂકની ગોળી માફક ઊંચે ઊછળે છે, માટે ખૂબ સંભાળીને શોધન કરવું. કડાઈમાં પાણીનું ટીપું ન પડે એનું ધ્યાન રાખવું.

**(૬) જસતશોધન**—જસતને કડાઇમાં નાખી, તીવ્ર અગ્નિ પર મૂકી, રસ કરવો. રસ થાય એટલે દૂધમાં નાખવો. આ રીતે ૨૧ વાર ગાયના દૂધમાં ઠારવાથી જસત શુદ્ધ થાય છે. જસતને ઠારવામાં કલાઈ કે સીસાની માફક ઊડવાનો ભય નથી. જસતમાંથી મેલ બહુ નીકળે છે. જે મેલ નીકળે તેની જુદી ભસ્મ તૈયાર કરવી. આ ભસ્મ આંખમાં આંજવાના ઉપયોગમાં આવશે અને જે શુદ્ધ જસત નીકળે તેની ભસ્મ ખાવા માટે ઉપયોગમાં લેવી.

**(૭) જર્મન સિલ્વર, કાંસું અને પિત્તળનું શોધન**—જર્મન સિલ્વર, કાંસું અને પિત્તળને તપાવીને સાત સાતવાર છાશ, ગોમૂત્ર, કાંજી કે કળથીના ઉકાળામાં ઠારવાથી તે શુદ્ધ થાય છે. ઉપરની રીતે શોધન કર્યા પછી આમલી અને મીઠું નાખેલા ગાયના મૂત્રમાં દોલાયંત્રથી ૩ કલાક સ્વેદન આપવાથી તે વધારે શુદ્ધ થાય છે (જર્મન સિલ્વર, કાંસું અને પિત્તળમાં રહેલા તાંબાના દોષોના શમન માટે શોધન જેટલું વધુ થશે તેટલો ભસ્મથી લાભ થશે.)

કાંસું અને પિત્તળનાં શોધન અને મારણ તાંબાની માફક કરવાં જોઇએ અને ગુણ પણ તાંબાના જેવા જ છે, એમ શાસ્ત્રકારો કહે છે.

જર્મન સિલ્વર એ તાંબુ, કલાઈ, સીસું, પિત્તળ, અને કાંસું આ પાંચ ધાતુઓના મિશ્રણથી બને છે. તાંબા સાથે ચોથા ભાગની કલાઈ મેળવવાથી કાંસું બને છે, અને તાંબા સાથે જસત મેળવવાથી પિત્તળ તૈયાર થાય છે. એ ધાતુઓનું મિશ્રણ થવાથી બંનેનો મૂળ ગુણ રહે છે અને સંયોગજન્ય નવો ગુણ પણ ઉત્પન્ન થાય છે.

**(૮) મંડૂરશોધન**—૧૦૦ વર્ષના જૂના મંડૂરને દેવતામાં તપાવી ૭ વાર ગોમૂત્રમાં બોળવાથી શુદ્ધ થાય છે. મંડૂરના શોધન માટે ચૂલામાં બહેડાનાં લાકડાં બાળવાં જોઈએ. બહેડાંનાં ન મળે તો બાવળનાં લાકડાં લેવાં. (ર.ર.સ.)

**સૂચના**—મંડૂરભસ્મ બનાવવા માટે નવા લોહકીટનો ઉપયોગ ન કરવો; કારણ કે નવા લોહકીટમાં શાસ્ત્રકારો અનેક દોષ હોવાનું કહે છે.

(૯) **સુવર્ણમાક્ષિક (સોનામુખી) શોધન**—સુવર્ણમાક્ષિકનો ભૂકો ૩ ભાગ, સિંધવ ૧ ભાગ અને લીંબુનો રસ ૫ ભાગ મેળવી એક કડાઈમાં નાખી તીવ્ર અગ્નિ પર રાખી લોઢાની કડછીથી હલાવવું. લીંબુનો રસ બળી ગયા પછી કડાઇ ખૂબ લાલચોળ થઈ જાય એટલે અગ્નિ આપવો બંધ કરવો. કડાઇ ઠંડી પડે એટલે સુવર્ણમાક્ષિકને ખૂબ પાણીમાં નાખી મસળીને ધોઈ નાખવી. ૪થી ૬ વખત પાણી નાખી ધોવાથી સિંધવનો અંશ નીકળી જશે અને સુવર્ણ-માક્ષિક શુદ્ધ થઇ જશે. પાણી કાઢી નાખતી વખતે સંભાળપૂર્વક કાઢવું; નહિ તો પાણી સાથે સુવર્ણમાક્ષિક પણ જતી રહેશે. આ રીતે ધોયા પછી સૂર્યના તાપમાં સૂકવી લેવાથી સુવર્ણમાક્ષિક શુદ્ધ થાય છે. (આ. પ્ર)

**સૂચના**—ઔષધિના ઉપયોગ માટે ખૂબ ચકચકતી અને સોના જેવી ચળકવાળી સોનામુખી લેવી. નિસ્તેજ સોનામુખીમાં ગુણબહુ ઓછા હોય છે. કસોટી પર ઘસવાથી જેની સોના જેવી રેખા પડે અને ટુકડા કરવાથી અંદર પણ સોના જેવી જ ચમક હોય તે સુવર્ણમાક્ષિક ઉત્તમ મનાય છે. પરંતુ હાલમાં એવી મળતી નથી.

(૧૦) **મનઃશિલશોધન**—મનઃશિલનો ભૂકો કરી મોટા કપડાની કોથળીમાં ભરી દોલાયંત્રમાં બકરીના મૂત્ર વડે ત્રણ કલાક ધીમી આંચ આપવી. પછી ત્રણ કલાક સુધી દોલાયંત્રમાં હળદરના ઉકાળામાં ઉકાળવું. બાદ આદુના રસમાં ૩ કલાક ઘૂંટી તડકામાં સૂકવી લેવું.

(૧૧) **સુરમાનું શોધન**—કાળા અથવા ધોળા સુરમાનું બારીક ચૂર્ણ કરી ૭–૭ વાર લીંબુનો રસ, કેળનું પાણી, ભાંગરાનો રસ અથવા ત્રિફળાના ઉકાળામાં ત્રણ–ત્રણ કલાક ઘૂંટી સૂર્યના તાપમાં સૂકવી લેવાથી સુરમો શુદ્ધ થાય છે.

(૧૨) **નવસારશોધન**—નવસારને ઝીણો વાટી પાણીમાં ઓગાળવો. પછી પિત્તળની કડાઇમાં કપડાથી ગાળી ધીમા તાપ પર ઉકાળી પાણી ઉરાડી દેવાથી નવસાર શુદ્ધ થાય છે.

**સૂચના**—જો લોઢાની કડાઇમાં નવસાર ઉકાળવામાં આવશે તો લોઢાનો રંગ નવસાર સાથે ભળવાથી નવસાર દૂષિત થઈ જશે.

(૧૩) **મોરથૂથાનું શોધન**—૨૦ થી ૪૦ તોલા મોરથૂથાને જંબીરી લીંબુના રસમાં ખરલ કરી લઘુપુટ આપવો. પછી ૩ દિવસ દહીંના પાણીની ભાવના આપવાથી મોરથૂથુ ઔષધિમાં વાપરવા લાયક શુદ્ધ બને છે.

**સૂચના**—મોરથૂથુ બે જાતનું આવે છે. (૧) ખાણમાંથી નીકળેલું, અને (૨) કૃત્રિમ. ખાણમાંથી નીકળેલું ઉત્તમ છે, અને એને જ ઔષધિના કામમાં લેવું જોઇએ.

નાંખવાથી, બધી કલાઈ નળી મારફતે એકદમ નીચેના વાસણમાં પડી જશે. આ રીતે શોધન કરવાથી કલાઈ ઊડવાનો ભય રહેતો નથી. કોઈ કોઈ વખત વાંસ ફાટી જાય છે. માટે ૧–૨ નળીઓ વધારે તૈયાર રાખવી, અને રસ નાખતી વખતે નળીની નીચે હાથ કે પગ ન આવી જાય તે ધ્યાનમાં રાખવું.

(૫) **સીસાનું શોધન**—સીસાનું શોધન કલાઇની માફક કરવું.

**સૂચના**—સીસાના શોધનમાં ભૂલ થવાથી સીસું બંદૂકની ગોળી માફક ઊંચે ઊછળે છે, માટે ખૂબ સંભાળીને શોધન કરવું. કડાઈમાં પાણીનું ટીપું ન પડે એનું ધ્યાન રાખવું.

(૬) **જસતશોધન**—જસતને કડાઇમાં નાખી, તીવ્ર અગ્નિ પર મૂકી, રસ કરવો. રસ થાય એટલે દૂધમાં નાખવો. આ રીતે ૨૧ વાર ગાયના દૂધમાં ઠારવાથી જસત શુદ્ધ થાય છે. જસતને ઠારવામાં કલાઈ કે સીસાની માફક ઊડવાનો ભય નથી. જસતમાંથી મેલ બહુ નીકળે છે. જે મેલ નીકળે તેની જુદી ભસ્મ તૈયાર કરવી. આ ભસ્મ આંખમાં આંજવાના ઉપયોગમાં આવશે અને જે શુદ્ધ જસત નીકળે તેની ભસ્મ ખાવા માટે ઉપયોગમાં લેવી.

(૭) **જર્મન સિલ્વર, કાંસું અને પિત્તળનું શોધન**—જર્મન સિલ્વર, કાંસું અને પિત્તળને તપાવીને સાત સાતવાર છાશ, ગોમૂત્ર, કાંજી કે કળથીના ઉકાળામાં ઠારવાથી તે શુદ્ધ થાય છે. ઉપરની રીતે શોધન કર્યા પછી આમલી અને મીઠું નાખેલા ગાયના મૂત્રમાં દોલાયંત્રથી ૩ કલાક સ્વેદન આપવાથી તે વધારે શુદ્ધ થાય છે (જર્મન સિલ્વર, કાંસું અને પિત્તળમાં રહેલા તાંબાના દોષોના શમન માટે શોધન જેટલું વધુ થશે તેટલો ભસ્મથી લાભ થશે.)

કાંસું અને પિત્તળનાં શોધન અને મારણ તાંબાની માફક કરવાં જોઇએ અને ગુણ પણ તાંબાના જેવા જ છે, એમ શાસ્ત્રકારો કહે છે.

જર્મન સિલ્વર એ તાંબુ, કલાઈ, સીસું, પિત્તળ, અને કાંસું આ પાંચ ધાતુઓના મિશ્રણથી બને છે. તાંબા સાથે ચોથા ભાગની કલાઈ મેળવવાથી કાંસું બને છે, અને તાંબા સાથે જસત મેળવવાથી પિત્તળ તૈયાર થાય છે. બે ધાતુઓનું મિશ્રણ થવાથી બંનેનો મૂળ ગુણ રહે છે અને સંયોગજન્ય નવો ગુણ પણ ઉત્પન્ન થાય છે.

(૮) **મંડૂરશોધન**—૧૦૦ વર્ષના જૂના મંડૂરને દેવતામાં તપાવી ૭ વાર ગોમૂત્રમાં બોળવાથી શુદ્ધ થાય છે. મંડૂરના શોધન માટે ચૂલામાં બહેડાનાં લાકડાં બાળવાં જોઈએ. બહેડાનાં ન મળે તો બાવળનાં લાકડાં લેવાં. (ર.ર.સ.)

**સૂચના**—મંડૂરભસ્મ બનાવવા માટે નવા લોહકીટનો ઉપયોગ ન કરવો; કારણ કે નવા લોહકીટમાં શાસ્ત્રકારો અનેક દોષ હોવાનું કહે છે.

(૯) **સુવર્ણમાક્ષિક (સોનામુખી) શોધન**—સુવર્ણમાક્ષિકનો ભૂકો ૩ ભાગ, સિંધવ ૧ ભાગ અને લીંબુનો રસ ૫ ભાગ મેળવી એક કડાઈમાં નાખી તીવ્ર અગ્નિ પર રાખી લોઢાની કડછીથી હલાવવું. લીંબુનો રસ બળી ગયા પછી કડાઇ ખૂબ લાલચોળ થઈ જાય એટલે અગ્નિ આપવો બંધ કરવો. કડાઇ ઠંડી પડે એટલે સુવર્ણમાક્ષિકને ખૂબ પાણીમાં નાખી મસળીને ધોઈ નાખવી. ૪થી ૬ વખત પાણી નાખી ધોવાથી સિંધવનો અંશ નીકળી જશે અને સુવર્ણમાક્ષિક શુદ્ધ થઇ જશે. પાણી કાઢી નાખતી વખતે સંભાળપૂર્વક કાઢવું; નહિ તો પાણી સાથે સુવર્ણમાક્ષિક પણ જતી રહેશે. આ રીતે ધોયા પછી સૂર્યના તાપમાં સૂકવી લેવાથી સુવર્ણમાક્ષિક શુદ્ધ થાય છે. (આ. પ્ર.)

**સૂચના**—ઔષધિના ઉપયોગ માટે ખૂબ ચકચકતી અને સોના જેવી ચળકવાળી સોનામુખી લેવી. નિસ્તેજ સોનામુખીમાં ગુણ બહુ ઓછા હોય છે. કસોટી પર ઘસવાથી જેની સોના જેવી રેખા પડે અને ટુકડા કરવાથી અંદર પણ સોના જેવી જ ચમક હોય તે સુવર્ણમાક્ષિક ઉત્તમ મનાય છે. પરંતુ હાલમાં એવી મળતી નથી.

(૧૦) **મનઃશિલશોધન**—મનઃશિલનો ભૂકો કરી મોટા કપડાની કોથળીમાં ભરી દોલાયંત્રમાં બકરીના મૂત્ર વડે ત્રણ કલાક ધીમી આંચ આપવી. પછી ત્રણ કલાક સુધી દોલાયંત્રમાં હળદરના ઉકાળામાં ઉકાળવું. બાદ આદુના રસમાં ૩ કલાક ઘૂંટી તડકામાં સૂકવી લેવું.

(૧૧) **સુરમાનું શોધન**—કાળા અથવા ધોળા સુરમાનું બારીક ચૂર્ણ કરી ૭-૭ વાર લીંબુનો રસ, કેળનું પાણી, ભાંગરાનો રસ અથવા ત્રિફળાના ઉકાળામાં ત્રણ-ત્રણ કલાક ઘૂંટી સૂર્યના તાપમાં સૂકવી લેવાથી સુરમો શુદ્ધ થાય છે.

(૧૨) **નવસારશોધન**—નવસારને ઝીણો વાટી પાણીમાં ઓગાળવો. પછી પિત્તળની કડાઇમાં કપડાથી ગાળી ધીમા તાપ પર ઉકાળી પાણી ઉરાડી દેવાથી નવસાર શુદ્ધ થાય છે.

**સૂચના**—જો લોઢાની કડાઇમાં નવસાર ઉકાળવામાં આવશે તો લોઢાનો રંગ નવસાર સાથે ભળવાથી નવસાર દૂષિત થઈ જશે.

(૧૩) **મોરથૂથાનું શોધન**—૨૦ થી ૪૦ તોલા મોરથૂથાને જંબીરી લીંબુના રસમાં ખરલ કરી લઘુપુટ આપવો. પછી ૩ દિવસ દહીંના પાણીની ભાવના આપવાથી મોરથૂથુ ઔષધિમાં વાપરવા લાયક શુદ્ધ બને છે.

**સૂચના**—મોરથૂથુ બે જાતનું આવે છે: (૧) ખાણમાંથી નીકળેલું, અને (૨) કૃત્રિમ. ખાણમાંથી નીકળેલું ઉત્તમ છે, અને એને જ ઔષધિના કામમાં લેવું જોઇએ.

(૧૪) **સોમલશોધન**—સફેદ સોમલને ચણા જેવડા નાના કટકા કરી દોલાયંત્રમાં બકરાના મૂત્રમાં કે તાંદળજાના રસમાં ૧ દિવસ મંદ અગ્નિ પર ઉકાળી ચોખ્ખા પાણીથી ધોઇ લેવાથી તે શુદ્ધ થાય છે. (ર. ત.)

**સૂચના**—સોમલ ૪ જાતનો હોય છે: (૧) સફેદ, (૨) કાળો, (૩) લાલ અને (૪) પીળો. વૈદ્યો ઔષધિને માટે ખાસ કરીને સફેદ સોમલનો ઉપયોગ કરે છે. સફેદ કરતાં બીજા વધારે ઝેરી છે. સફેદ સોમલ જો બિલોરી કાચ જેવો ચમકતો હોય છે તે ઉત્તમ મનાય છે. સોમલ જૂનો થવાથી ચમક ઓછી થાય છે.

(૧૫) **હરતાલશોધન**—પત્રી હરતાલને અધકચરી કરી દોલાયંત્રમાં કાંજી, કોળાનો રસ, તલનું તેલ અને ત્રિફળાના ઉકાળા વડે ત્રણ ત્રણ કલાક સ્વેદ આપવો. પછી ચૂનાના પાણી ભરેલા વાસણ પર કપડું બાંધી તેના પર મૂકી, ૧૨ કલાક ધીમી આંચે બાફ આપવાથી હરતાલ શુદ્ધ થાય છે. (યો. ર.)

હરતાલના ચૂર્ણને ચૂનાના પાણી (૧ : ૧૬)માં ૭ દિવસ સુધી ખરલ કરવાથી કે તલના ક્ષારના પાણીમાં દોલાયંત્રમાં સ્વેદન આપવાથી તે શુદ્ધ થાય છે. આ રીતે શુદ્ધ કરવામાં આવતાં, મારણને વખતે હરતાલમાંનો સોમલ ઊડવા પર અંકુશ રહે છે. (ર. ત.)

**સૂચના**—ઔષધિ તરીકે ઉપયોગ કરવામાં સોના જેવી ચમકતી વરખી હરતાલ લેવી જોઇએ. પીળી, ઝાંખી, પિંડ હરતાલ અને થોડી ચમકવાળી હરતાલથી ધારેલો લાભ મળતો નથી. સારી હરતાલમાં પારદ અને સોમલનો ભાગ વધારે હોવાથી તે ગુણ પણ વધારે આપે છે.

(૧૬) **હિંગળોકશોધન**—પહેલાં રૂમી હિંગળોકને ૧૨ કલાક સુધી લીંબુના રસમાં ખરલ કરવો. લીંબુનો રસ સુકાઈ ગયા પછી ઘેટી કે ભેંસના દૂધમાં ૧૨ કલાક સુધી ખરલ કરી સૂકવી લેવાથી હિંગળોક શુદ્ધ થાય છે.

**સૂચના**—શ્રી પંડિત જાદવજી ત્રિકમજી આચાર્યના મત પ્રમાણે હિંગળોકને પહેલાં ૩ કલાક ગાયના દૂધમાં ખરલ કરવો, પછી લીંબુના રસની ૭ ભાવના આપવી. આ રીતે શોધન કરવું વધુ લાભદાયક થઈ પડશે.

જોકે શાસ્ત્રકારોએ હિંગળોકને ૭ દિવસ લીંબુના રસમાં ખરલ કરી પછી ૭ દિવસ ઘેટીના દૂધમાં ખરલ કરવાનું લખ્યું છે, પરંતુ જેટલો વધુ વખત ખરલ થઈ શકે તેટલો હિંગળોક વધારે બળવાળો બને છે. લીંબુના રસથી હિંગળોકમાં રહેલો પારદ દોષમુક્ત થઈ પ્રદીપ્ત બને છે, અને દૂધથી બાકીનો દોષ શાન્ત થઈ પુષ્ટ થાય છે. પહેલાંના વખતમાં ખનિજ હિંગળોકનો વધારે ઉપયોગ થતો હતો. પરંતુ હાલમાં અશુદ્ધ પારદ અને અશુદ્ધ ગંધક કે ગંધકના તેજાબ (Sulphuric Acid)ના સંયોગથી બનાવેલો કૃત્રિમ હિંગળોક ઉપયોગમાં લેવાય છે.

કૃત્રિમ હિંગળોકમાં પણ ઉપર બાઝેલો રૂમી હિંગળોક ઉપયોગમાં લેવો વધારે હિતકર છે, અને ઓછો પારો અને વધારે ગંધક મેળવી બનાવેલો, તળિયે જામનારો, સખત, મેલો અને દૂષિત હિંગળોક ખાવાની ઔષધિમાં ન વાપરવો જોઇએ.

ઉપર લાગેલો હિંગળોક એક જાતનો રસસિંદૂર હોવાથી થોડા શોધનથી જ દોષમુક્ત થઈ શુદ્ધ બને છે. એટલા માટે અમે ૧-૧ દિવસ ખરલ કરવાનું લખ્યું છે. હિંગળોક કડવો, તૂરો અને તીખા ગુણવાળો છે. તેમ જ આંખના રોગ, કફપિત્તવિકાર, ઊબકા, કુષ્ઠ, જ્વર, કમળો, બરોળવૃદ્ધિ, આમવાત, અને સેન્દ્રિય વિષવિકારોનો નાશ કરે છે. સામાન્ય રીતે કજ્જલીને શીતળ અને શામક તથા હિંગળોકને ઉષ્ણ અને ઉત્તેજક માનવામાં આવ્યાં છે. આ હેતુએ શુષ્ક કાસની ઔષધિમાં હિંગળોકની યોજના કરવામાં આવતી નથી. શુદ્ધ હિંગળોકમાં રસસિંદૂર જેવા છતાં કાંઈક ઓછા ગુણ છે. ક્યારેક એકલા હિંગળોકને રસસિંદૂરને સ્થાને અનુપાન સાથે આપવામાં આવે છે. માત્રા ½ થી ૨ રતી.

(૧૭) **ગંધકશોધન**—પ્રથમ આમલસારો ગંધક અને ઘી સરખે ભાગે લઇ એક લોઢાની કડાઇમાં ગરમ કરવાં. રસ થાય એટલે તરત ઉતારી ચારગણા દૂધમાં નાખી દેવું. દૂધમાં નાખતાં પહેલાં દૂધના વાસણ પર એક કપડું બાંધવું. પછી પીગળેલો ગંધક ઘી સાથે નાખવો. દૂધ ન હોય તો છાશ કે ત્રિફળાનો ઉકાળો લેવાય છે. એકાદ કલાક પછી ગંધક તળિયે બેસી જાય એટલે ઉપરથી સંભાળીને ઘી અને દૂધ કાઢી લેવાં. પછી ગંધકને કાઢી ઝીણા ટુકડા કરી સારી રીતે ગરમ પાણીથી ધોઇ તડકામાં સૂકવી લેવાથી ગંધક શુદ્ધ થાય છે. અથવા ગંધકના અધકચરા ભૂકાને કડાઈમાં નાખી ઉપર પાણી ભરી દેવું, પછી ચૂલા પર મૂકી ગંધક અને પાણીને ગરમ કરવાં. પાણી ઊકળવા લાગે ત્યારે ઉપર-ઉપરથી કડછીથી કાઢતા જવું, અને ઠંડું પાણી નાખતા જવું. આ રીતે ઘીનો ભાગ બધો નીકળી જાય ત્યાં સુધી કરવું. પછી કડાઇને ઉતારી ગંધકને સૂકવી લેવાથી ગંધક શુદ્ધ થાય છે.

ગંધકના શોધનમાં જે ઘી લેવામાં આવે છે તે પણ સંભાળપૂર્વક કાઢી લેવું. પછી તેને ચૂલા પર મૂકી દૂધ કે છાશનો ભાગ બાળી દઈ માત્ર ઘી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. આ ઘી માલિસ કરવાના ઉપયોગમાં આવે છે. ખાસ ઉપયોગી ઔષધિ માટે ગંધકનો ઉપયોગ કરવો હોય, ત્યારે ઉપરની રીતે સાત વાર શોધન કરવું. દરેક વખતે ઘી અને દૂધ નવાં લેવાં. કેટલાક આચાર્યોએ ઉપર લખ્યા પ્રમાણે સાત વાર શોધન કરવાનું લખ્યું છે. પણ જેટલી વાર અધિક શોધન થાય, તેટલી વાર ઘી અને દૂધ નવાં લેવાં જોઇએ. શુદ્ધ ગંધક ખાવામાં ને લગાડવામાં કામ આવે છે.

**(૧૪) સોમલશોધન**—સફેદ સોમલને ચણા જેવડા નાના કટકા કરી દોલાયંત્રમાં બકરાના મૂત્રમાં કે તાંદળજાના રસમાં ૧ દિવસ મંદ અગ્નિ પર ઉકાળી ચોખ્ખા પાણીથી ધોઇ લેવાથી તે શુદ્ધ થાય છે. (ર. ત.)

**સૂચના**—સોમલ ૪ જાતનો હોય છે: (૧) સફેદ, (૨) કાળો, (૩) લાલ અને (૪) પીળો. વૈદ્યો ઔષધિને માટે ખાસ કરીને સફેદ સોમલનો ઉપયોગ કરે છે. સફેદ કરતાં બીજા વધારે ઝેરી છે. સફેદ સોમલ જો બિલોરી કાચ જેવો ચમકતો હોય છે તે ઉત્તમ મનાય છે. સોમલ જૂનો થવાથી ચમક ઓછી થાય છે.

**(૧૫) હરતાલશોધન**—પત્રી હરતાલને અધકચરી કરી દોલાયંત્રમાં કાંજી, કોળાનો રસ, તલનું તેલ અને ત્રિફળાના ઉકાળા વડે ત્રણ ત્રણ કલાક સ્વેદ આપવો. પછી ચૂનાના પાણી ભરેલા વાસણ પર કપડું બાંધી તેના પર મૂકી, ૧૨ કલાક ધીમી આંચે બાફ આપવાથી હરતાલ શુદ્ધ થાય છે. (યો. ર.)

હરતાલના ચૂર્ણને ચૂનાના પાણી ( ૧ : ૧૬)માં ૭ દિવસ સુધી ખરલ કરવાથી કે તલના ક્ષારના પાણીમાં દોલાયંત્રમાં સ્વેદન આપવાથી તે શુદ્ધ થાય છે. આ રીતે શુદ્ધ કરવામાં આવતાં, મારણને વખતે હરતાલમાંનો સોમલ ઊડવા પર અંકુશ રહે છે. (ર. ત.)

**સૂચના**—ઔષધિ તરીકે ઉપયોગ કરવામાં સોના જેવી ચમકતી વરખી હરતાલ લેવી જોઇએ. પીળી, ઝાંખી, પિંડ હરતાલ અને થોડી ચમકવાળી હરતાલથી ધારેલો લાભ મળતો નથી. સારી હરતાલમાં પારદ અને સોમલનો ભાગ વધારે હોવાથી તે ગુણ પણ વધારે આપે છે.

**(૧૬) હિંગળોકશોધન**—પહેલાં રૂમી હિંગળોકને ૧૨ કલાક સુધી લીંબુના રસમાં ખરલ કરવો. લીંબુનો રસ સુકાઈ ગયા પછી ઘેટી કે ભેંસના દૂધમાં ૧૨ કલાક સુધી ખરલ કરી સૂકવી લેવાથી હિંગળોક શુદ્ધ થાય છે.

**સૂચના**—શ્રી પંડિત જાદવજી ત્રિકમજી આચાર્યના મત પ્રમાણે હિંગળોકને પહેલાં ૩ કલાક ગાયના દૂધમાં ખરલ કરવો, પછી લીંબુના રસની ૭ ભાવના આપવી. આ રીતે શોધન કરવું વધુ લાભદાયક થઈ પડશે.

જોકે શાસ્ત્રકારોએ હિંગળોકને ૭ દિવસ લીંબુના રસમાં ખરલ કરી પછી ૭ દિવસ ઘેટીના દૂધમાં ખરલ કરવાનું લખ્યું છે, પરંતુ જેટલો વધુ વખત ખરલ થઈ શકે તેટલો હિંગળોક વધારે બળવાળો બને છે. લીંબુના રસથી હિંગળોકમાં રહેલો પારદ દોષમુક્ત થઈ પ્રદીપ્ત બને છે, અને દૂધથી બાકીનો દોષ શાન્ત થઈ પુષ્ટ થાય છે. પહેલાંના વખતમાં ખનિજ હિંગળોકનો વધારે ઉપયોગ થતો હતો. પરંતુ હાલમાં અશુદ્ધ પારદ અને અશુદ્ધ ગંધક કે ગંધકના તેજાબ (Sulphuric Acid)ના સંયોગથી બનાવેલો કૃત્રિમ હિંગળોક ઉપયોગમાં લેવાય છે.

કૃત્રિમ હિંગળોકમાં પણ ઉપર બાઝેલો રૂમી હિંગળોક ઉપયોગમાં લેવો વધારે હિતકર છે, અને ઓછો પારો અને વધારે ગંધક મેળવી બનાવેલો, તળિયે જામનારો, સખત, મેલો અને દૂષિત હિંગળોક ખાવાની ઔષધિમાં ન વાપરવો જોઇએ.

ઉપર લાગેલો હિંગળોક એક જાતનો રસસિંદૂર હોવાથી થોડા શોધનથી જ દોષમુક્ત થઈ શુદ્ધ બને છે. એટલા માટે અમે ૧-૧ દિવસ ખરલ કરવાનું લખ્યું છે. હિંગળોક કડવો, તૂરો અને તીખા ગુણવાળો છે. તેમ જ આંખના રોગ, કફપિત્તવિકાર, ઊબકા, કુષ્ટ, જ્વર, કમળો, બરોળવૃદ્ધિ, આમવાત, અને સેન્દ્રિય વિષવિકારોનો નાશ કરે છે. સામાન્ય રીતે કજ્જલીને શીતળ અને શામક તથા હિંગળોકને ઉષ્ણ અને ઉત્તેજક માનવામાં આવ્યાં છે. આ હેતુએ શુષ્ક કાસની ઔષધિમાં હિંગળોકની યોજના કરવામાં આવતી નથી. શુદ્ધ હિંગળોકમાં રસસિંદૂર જેવા છતાં કાંઇક ઓછા ગુણ છે. ક્યારેક એકલા હિંગળોકને રસસિંદૂરને સ્થાને અનુપાન સાથે આપવામાં આવે છે. માત્રા ½ થી ૨ રતી.

(૧૭) ગંધકશોધન—પ્રથમ આમલસારો ગંધક અને ઘી સરખે ભાગે લઇ એક લોઢાની કડાઇમાં ગરમ કરવાં. રસ થાય એટલે તરત ઉતારી ચારગણા દૂધમાં નાખી દેવું. દૂધમાં નાખતાં પહેલાં દૂધના વાસણ પર એક કપડું બાંધવું. પછી પીગળેલો ગંધક ઘી સાથે નાખવો. દૂધ ન હોય તો છાશ કે ત્રિફળાનો ઉકાળો લેવાય છે. એકાદ કલાક પછી ગંધક તળિયે બેસી જાય એટલે ઉપરથી સંભાળીને ઘી અને દૂધ કાઢી લેવાં. પછી ગંધકને કાઢી ઝીણા ટુકડા કરી સારી રીતે ગરમ પાણીથી ધોઇ તડકામાં સૂકવી લેવાથી ગંધક શુદ્ધ થાય છે. અથવા ગંધકના અધકચરા ભૂકાને કડાઈમાં નાખી ઉપર પાણી ભરી દેવું, પછી ચૂલા પર મૂકી ગંધક અને પાણીને ગરમ કરવાં. પાણી ઊકળવા લાગે ત્યારે ઉપરઉપરથી કડછીથી કાઢતા જવું, અને ઠંડું પાણી નાખતા જવું. આ રીતે ઘીનો ભાગ બધો નીકળી જાય ત્યાં સુધી કરવું. પછી કડાઇને ઉતારી ગંધકને સૂકવી લેવાથી ગંધક શુદ્ધ થાય છે.

ગંધકના શોધનમાં જે ઘી લેવામાં આવે છે તે પણ સંભાળપૂર્વક કાઢી લેવું. પછી તેને ચૂલા પર મૂકી દૂધ કે છાશનો ભાગ બાળી દઈ માત્ર ઘી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. આ ઘી માલિસ કરવાના ઉપયોગમાં આવે છે. ખાસ ઉપયોગી ઔષધિ માટે ગંધકનો ઉપયોગ કરવો હોય, ત્યારે ઉપરની રીતે સાત વાર શોધન કરવું. દરેક વખતે ઘી અને દૂધ નવાં લેવાં. કેટલાક આચાર્યોએ ઉપ લખ્યા પ્રમાણે સાત વાર શોધન કરવાનું લખ્યું છે. પણ જેટલી વાર અધિ શોધન થાય, તેટલી વાર ઘી અને દૂધ નવાં લેવાં જોઇએ. શુદ્ધ ગંધક ખાવામ ને લગાડવામાં કામ આવે છે.

**સૂચના**—ગંધકનો રસ થયા પછી કડાઈ ચૂલા પર વધારે વખત રહેશે તો ગંધક લાલ થઇ બગડી જશે. માટે રસ થાય કે તરત કડાઇને ઉતારી લેવી જોઇએ. બધો ગંધક એકીસાથે ઓગળી જાય તે માટે એને ખાંડી સરખા કટકા કરી લેવા. ભૂલથી ગંધક લાલ થઈ જાય તો તેને પર્પટી બનાવવામાં વાપરી શકાય છે.

**અનુપાન**—લોહી શુદ્ધ કરવા ગંધક અને સાકર સરખે ભાગે મેળવી બારીક ચૂર્ણ કરવું. એમાંથી ૩ માસ ચૂર્ણ લઇ ઉપર દૂધ પીવું. આ રીતે પંદર દિવસ સુધી દિવસમાં બે વાર લેવાથી લોહી શુદ્ધ થઈ ખૂજલી, ગડગૂમડ વગેરે વિકાર શાંત થઈ જાય છે. માત્રા ૩ થી ૭ દિવસ સુધી ગંધકનું સેવન કરવું હોય તો ૬ માસા પણ લઇ શકાય છે. જો કદી કોઇને મરડાની અસર લાગે તો ૨–૪ દિવસ ગંધક લેવાનું બંધ કરી પછી થોડી માત્રામાં ફરીથી લેવા માંડવો.

આંખના રોગો અને આંખની નબળાઇ દૂર કરવા માટે શુદ્ધ ગંધક, ત્રિફળા, ઘી અને મધ મેળવી લેવું. ખોરાકમાં માત્ર દૂધ અને ભાત લેવાથી જલદી ફાયદો થાય છે. કબજિયાત મટાડવા ગંધકનું સેવન કરવું હોય તો ૬ માસા ગંધક ૨॥ તોલા ગુલકંદ સાથે લેવો અને ઉપર થોડું દૂધ અથવા કોકરવરણું પાણી પીવું.

શુદ્ધ ગંધક ૧થી ૨ માસા ગોળની સાથે દિવસમાં બે વાર એકાદ મહિના સુધી સેવન કરવાથી પ્રમેહ રોગ મટે છે. આ રીતે ઘણા રોગોમાં રોગ પ્રમાણે અનુપાન સાથે અપાય છે.

**ઉપયોગ**—લોહીવિકાર, ગડગૂમડ, ખરજ, ખૂજલી, કુષ્ઠ, વાયુવિકાર, કફદોષ, જ્વર, આમ, કબજિયાત, મંદાગ્નિ, અરુચિ, ઉદરશૂલ, ઉદરરોગ, અજીર્ણ, પ્રમેહ વગેરે રોગો મટાડે છે. ગંધક ઉષ્ણવીર્ય, અગ્નિને દીપન કરનાર તથા વીર્યવર્ધક છે.

ગંધક સેવન કરતી વખતે મીઠું, ખટાશ, તેલ, મરચું, દારૂ, કઠોળ (ચણા, અડદ, તુવેર, વાલોળ, મઠ વગેરે) અને અપથ્ય અને નુકસાનકારક ખાનપાનનો ત્યાગ કરવો. દાહવાળા રોગીને ગંધક વધારે અનુકૂળ આવે છે.

આધુનિક મત પ્રમાણે ગંધક થોડી માત્રામાં રસાયન, પરસેવો લાવનાર અને કફ બહાર કાઢનાર તેમજ પિત્તને બહાર કાઢનાર છે અને મોટી માત્રામાં વિરેચન કરનાર છે. ગંધક સેન્દ્રિય વિષ અને જંતુઓનો નાશ કરવા માટે ઉત્તમ છે. મોંની લાળથી ગંધક ઓગળતો નથી. તે લેવાથી આમાશયમાં પણ કાંઈ ફેરફાર થતો નથી. આમાશયની શ્લેષ્મકલા પર પણ તેથી કાંઈ અસર થતી નથી. તે આંતરડાંમાં પહોંચતાં આંતરડાંની શ્લેષ્મકલા અને માંસપેશી ઉત્તેજિત થાય છે અને આંતરડાંની પરિચાલનક્રિયા વધે છે. આમ તે મૃદુ વિરેચનની

અસર કરે છે. તે સાથે પેટમાં વાયુ ઉત્પન્ન થાય છે એથી પાચન વખતે અવાજ અને પેટમાં ધીમો દુખાવો થાય છે અને ચૂંક વગર પાતળો ઝાડો થાય છે. લાંબો વખત ગંધક લેવાથી આંતરડાંની શ્લેષ્મકલાની સ્થિતિ પ્રતિશ્યાયમાં થાય તેવી થાય છે, અને પછી પાચનક્રિયા બગડે છે. કેટલાક ચિકિત્સકોના મત પ્રમાણે ગંધક હૃદયની ગતિને વધારનાર અને પરસેવો લાવનાર છે. ગંધકનું સેવન કરવાથી ગંધક પરસેવો, શ્વાસ, ધાવણ, મળ અને મૂત્ર સાથે બહાર નીકળે છે. જો શરીર પર ચાંદીનું ઘરેણું હોય તો ગંધક લાગવાથી તે કાળું પડી જાય છે.

આધુનિક મત પ્રમાણે ગંધક કબજિયાત, પ્રવાહિકા, અર્શ, ગુદનલિકા બહાર આવવી, ગુદદ્વાર ફાટી જવું, ગુદદ્વારની ખંજવાળ અને ગુદનલિકાનો સંકોચ ( Stricture of the Rectum ) એ રોગોમાં મૃદુ વિરેચન તરીકે અપાય છે. તેમજ નાનાં બાળકોને અને અર્શની તીવ્ર અવસ્થામાં વૃદ્ધ માણસોને પેટ સાફ કરવા ગંધક આપવો વધારે હિતકર છે.

તે ઉપરાંત કોલેરામાં જંતુઓનો નાશ કરવા, જૂના ઉપદંશ અને પરમિયામાં અને લોહવિકારમાં લોહી શુદ્ધ કરવા અને જંતુઓનો નાશ કરવા તથા માસિક ધર્મના અટકાવમાં વાતવાહિનીઓને ઉત્તેજન આપવા વપરાય છે. વિદ્રધિ, મોંનાં ખીલ, દરાજ, ખરજવું, ખસ વગેરે રોગોમાં ખાવા તેમજ બહાર લગાડવા અપાય છે. બહાર લગાડવામાં લેપ, મલમ કે ધોવા માટે તે વપરાય છે.

સીસાના વિષની અસરવાળા રોગીને ગંધકથી સારો ફાયદો થાય છે. પારાથી આવેલા મોં વખતે અને પક્ષાઘાતમાં વિરેચન માટે તે અપાય છે. તેમ જ ચેપી જંતુઓનો નાશ કરવા માટે ઓરડામાં તેનો ધુમાડો પણ કરાય છે.

(૧૮) **પારદશોધન**—આનું શોધન કૂપીપક્વ રસાયનપ્રકરણમાં લખેલું છે. હિંગળોકમાંથી કાઢેલો પારો શુદ્ધ છે. માટે ઔષધિઓ બનાવવાના કામમાં તે વપરાય છે. હિંગળોકમાંથી પારો કાઢવાની વિધિ ઔષધિકૃતિના પ્રકરણમાં લખેલી છે.

(૧૯) **રસકપૂરશોધન**—રસકપૂરને દોલાયંત્રમાં ૧૬ગણા ઘીમાં ૧૨ કલાક સુધી મંદાગ્નિથી સ્વેદન આપવાથી શુદ્ધ થાય છે.

(૨૦) **અભ્રકશોધન**—અભ્રકને તીવ્ર અગ્નિ પર તપાવી દૂધ, કાંજી, ત્રિફળાનો ઉકાળો કે ગાયના મૂત્રમાં સાતવાર ઝબોળવાથી તે શુદ્ધ થાય છે. આ બધાંમાં ગાયના દૂધમાં બોળવું વધારે ગુણ આપનાર છે. પછી ખલમાં બારીક ચૂર્ણ કરી, ચોથો ભાગ અનાજ મેળવી, એક કામળામાં બાંધી, એક વાસણમાં પૂષ્ પાણી કે કાંજી ભરી, તેમાં ત્રણ દિવસ પલાળી રાખવું. ચોથે

દિવસે, તેને હાથ અથવા પગથી મસળી કામળામાંથી ગાળીગાળીને કાઢી લેવું. મસળતી વખતે કામળાવાળી પોટલીને પાણીમાં જ રાખવી. વારંવાર પાણી કાઢી નાખવું અને નવું ઉમેરવું. એથી અભ્રક પાણીમાં કામળામાંથી ચળાઇ આવી જશે. પછી થોડો વખત પાણી સ્થિર રહેશે એટલે અભ્રક તળિયે બેસી જશે. તેને સંભાળીને કાઢી લેવું. અભ્રક જતું ન રહે તેવી રીતે પાણી કાઢી નાખતા જવું. છેવટે અભ્રકને તડકે સૂકવવું. આને શુદ્ધ ધાન્યાભ્રક કહે છે. **(ર. ર. સ.)**

અભ્રક ચાર જાતનું થાય છેઃ સફેદ, લાલ, કાળું અને પીળું. આ ઉપરાંત હાલમાં રજપૂતાનાની ઘણી ખાણોમાંથી લીલું અભ્રક પણ નીકળે છે. કાળા અભ્રકમાં ચાર જાત છેઃ નાગ, પિનાગ, દર્દુર અને વજ્ર. શાસ્ત્રકારોની આજ્ઞા આમાંથી વજ્રાભ્રક લેવાની છે. બીજા અભ્રક જેવા વજ્રાભ્રકનાં મોટાંમોટાં પતરાં નથી હોતાં પણ બહુ જ નાનાં નાનાં હોય છે. વજ્રાભ્રકને અગ્નિમાં નાખવાથી કોઈ પણ જાતનો અવાજ નથી થતો. તેમજ વજ્રાભ્રકનાં પતરાં વીખરાતાં પણ નથી.

(૨૧) **ખડીશોધન**—ખડીને બારીક વાટી ૨૪ કલાક સુધી પાણીમાં પલાળી પાણી ગાળી લેવું. વારંવાર પાણી નાખતા જવું અને ગાળતા જવું. જ્યારે બધી ખડી નીચે પાણીમાં ગળાઈ જશે ત્યારે કપડા પર પથરીનો ભાગ રહી જશે. ૪–૬ કલાક પછી જ્યારે ખડી નીચે બેસી જાય, ત્યારે સંભાળપૂર્વક ઉપરનું પાણી કાઢી નાખી સૂકવી લેવી.

(૨૨) **ગેરુશોધન**—સોનાગેરુને ગાયના ઘીમાં સેકવાથી શુદ્ધ થાય છે.**(યો.ર.)**

**સૂચના**—સોનીના કામમાં આવે છે તે સોનાગેરુ જ ઔષધિના ઉપયોગમાં આવે છે. બીજા ગેરુ લાભદાયક નથી.

સોનાગેરુ જરૂર પ્રમાણે એકલો પણ વપરાય છે. સોનાગેરુ શીતળ, આંખોને હિતકર, તૂરું અને રક્તપિત્તનો નાશ કરનાર છે. વિષવિકાર, હેડકી, ઊલટી અને લોહીની ગરમી દૂર કરવા માટે તે વપરાય છે.

**માત્રા**—૨ થી ૪ રતી સુધી દિવસમાં ત્રણવાર મધ, દૂધ, અથવા પાણી સાથે આપવું.

(૨૩) **શિલાજિતશોધન (અગ્નિપુટી)**—અડધો શેર ત્રિફળાને ખાંડી ૩૨ શેર પાણીમાં મેળવી ઉકાળી ચોથો ભાગ પાણી રહે, એટલે ઉતારી ગાળી લેવું. આમ ગાળેલા પાણીમાં પોણો શેર શિલાજિત અધકચરો ખાંડી નાખી દેવો, અને તેને ૨૪ કલાક રહેવા દેવું. પછી પાણીને ઉકાળીને ઉપરઉપરથી શિલાજિત-વાળું ચોખ્ખું પાણી નિતારી લેવું. આ પાણીને કડાઇમાં નાખી ઉકાળવું. રાખ

જેવું જાડું થઇ જાય એટલે કડાઇને ચૂલા પરથી ઉતારી લેવી. જો શિલાજિત પથ્થર સાથે રહી ગયો હોય તો ફરીથી ઉપરની રીતે ઉકાળીને કાઢી લેવો.

**સૂચના**—હરદ્વારથી બદરીનાથપુરીના રસ્તા પર શુદ્ધ શિલાજિત વેચનારા વેપારીઓની સેંકડો દુકાનો જોવામાં આવે છે. તેમાંથી ૨–૪ વેપારીઓ શાસ્ત્રોક્ત વિધિથી સૂર્યપુટી શિલાજિત તૈયાર કરતા હશે. બાકીના બધા મન ગમતી રીતે તૈયાર કરેલા અગ્નિપુટીને જ સૂર્યપુટીની જગ્યાએ આપીને ઠગે છે. કેટલાક સ્વાર્થી લોકો શિલાજિતમાં ગોમૂત્ર મેળવી ઉકાળી લે છે. કેટલાક તો ગૂંદર અને ગોળ મેળવી કૃત્રિમ શિલાજિત તૈયાર કરે છે. સૂક્ષ્મ રીતે તપાસવાથી ગોળ વગેરેની મિલાવટ વગરનો, શાસ્ત્રીય રીતે તૈયાર કરેલો, શિલાજિત બહુ થોડાં દવાખાનાંમાં મળે છે. હર્ષીકેશથી બદરીનાથના રસ્તે બહુ થોડા દિવસ સખત તાપ પડે છે. વરસાદ અને ઠંડીના દિવસો વધારે હોય છે. આથી તેઓ સૂર્યપુટી શિલાજિત તૈયાર કરી શકતા નથી. ૨–૪ મોટામોટા વેપારીઓ યાત્રાના દિવસોમાં મે અને જૂન મહિનામાં ( માત્ર ૧થી ૧॥ મહિનો ) સૂર્યના તડકામાં સૂર્યપુટી શિલાજિત તૈયાર કરવાનાં યંત્રો યાત્રાળુઓને શ્રદ્ધા બેસાડવા માટે ગોઠવે છે. જે વેપારીઓ દર વર્ષે મણબંધી શિલાજિત વેચે છે, તેઓ કદાચ ૨–૪ શેર સૂર્યપુટી શિલાજિત બનાવતા હોય તો પણ શું ?

**બીજી વિધિ (સૂર્યપુટી)**—પહેલાં શિલાજિતને ખાંડી પહેલી રીત પ્રમાણે ત્રિફળાના ૧૬ગણા ગરમ પાણીમાં મેળવી ૨૪ કલાક રહેવા દેવો. પછી કડાઈમાં નાખી ચૂલા પર મૂકી ૨–૩ ઊભરા આવે ત્યાં સુધી ગરમ કરી નીચે ઉતારી લેવું. ઠંડું થયા પછી પાણી નીતર્યું બને એટલે ઉપરઉપરનું ચોખ્ખું નીતર્યું પાણી એક કલાઈ કરેલા તપેલામાં ગાળીને ભરી લેવું. એને સૂર્યના તાપમાં મૂકવાથી રોજ સાંજે અને બીજે દિવસે સવારમાં દૂધની મલાઈની માફક પાણી પર શિલાજિતની મલાઈ આવે છે. તેને તવેથા કે કડછીથી જુદા વાસણમાં કાઢી લઈ સૂકવી લેવાથી શિલાજિત શુદ્ધ થાય છે. રોજ મલાઈ કાઢી લેવામાં આવી હોય તે તપેલાનું પાણી સખત તાપને લીધે જલદી સુકાઈ જાય કે ઓછું થઈ જાય અને મલાઈ આવતી હોય તો પહેલાંની માફક જરૂર જેટલો ત્રિફળાનો ક્વાથ મેળવી લેવો. જ્યારે શિલાજિત પાણી પર ન આવે ત્યારે બાકીનો કચરો ફેંકી દેવો.

**ત્રીજી વિધિ (સૂર્યપુટી)**—કેટલાક વૈદ્યો શિલાજિતના શોધન માટે 'શાંર્ગધર-સંહિતા' પ્રમાણે ત્રિફલાના ઉકાળાને બદલે માત્ર ગરમ પાણી જ લે છે. શિલાજીતના પથ્થરોને પાણીમાં નાખી એક પ્રહર રહેવા દે છે. પછી પથ્થરો ફેંકી દે છે અને પાણીને ૩ કે વસ્ત્રની બત્તીથી બીજા વાસણમાં નિતારી લે છે., પાણી

ટીપેટીપે પડે છે તેની સાથે શિલાજિતનું સત્ત્વ પણ આવે છે અને ધૂળ, પથ્થર, કચરા વગેરે નીચે રહી જાય છે. પછી નિતારેલા પાણીને સૂર્યના તાપમાં સૂકવી લેવાથી શિલાજિત શુદ્ધ થઈ જાય છે. આ રીતે શિલાજિત શુદ્ધ કરવામાં આવે તો ત્રિફળાના ક્વાથથી શુદ્ધ કરેલા શિલાજિત કરતાં વધારે ફાયદો કરે છે. ત્રિફળાથી શુદ્ધ કરેલા શિલાજિતમાં ત્રિફળાનો ભાગ રહી જવાથી વજન બહુ વધી જાય છે, જ્યારે પાણીથી શુદ્ધ કરેલા શિલાજિતમાં બીજું કાંઇ હોતું નથી.

**સૂચના**—મચ્છર, માખી, ધૂળ, ઝાડનાં પાન વગેરે ન પડે, માટે શિલાજિતના વાસણ પર ઝીણું કપડું બાંધી દેવું જોઈએ.

**શિલાજિતના ગુણ**—શિલાજિતમાં સ્નેહ અને લવણ ગુણ હોવાથી વાતઘ્ન, સર ગુણ હોવાથી પિત્તઘ્ન, તીક્ષ્ણ ગુણ હોવાથી કફઘ્ન અને મેદહર, તીખો અને તીક્ષ્ણ હોવાથી દીપન, કડવો રસ હોવાથી લોહીવિકાર દૂર કરનાર અને તીખો, તીક્ષ્ણ અને ઉષ્ણ ગુણ હોવાથી કૃમિઘ્ન છે. શિલાજિત સ્નિગ્ધ હોવાથી પૌષ્ટિક, બળ આપનાર, આયુષ્ય વધારનાર, વૃષ્ય, વિષનો નાશ કરનાર, રસાયન અને અમૃત સમાન ગુણ આપનાર છે. શુદ્ધ શિલાજિત સ્રોતો, ધાતુ, ઇન્દ્રિય અને બુદ્ધિ શુદ્ધ કરનાર અને વર્ણકર છે. વૃષ્ય હોવાથી તે બુદ્ધિવર્ધક છે.

ભગવાન આત્રેયના મત પ્રમાણે શિલાજિત અનમ્લ (ખાટો નહિ), તૂરો અને વિપાકમાં તીખો છે. તે બહુ ઉષ્ણ કે શીતળ નથી. સોનું, ચાંદી, તાંબુ અને ઉત્તમ પ્રકારના લોખંડવાળા પહાડોમાંથી તે ઉત્પન્ન થાય છે. શિલાજિત રસાયન, વૃષ્ય અને બધા રોગોનો નાશ કરનાર છે. રોગના શમન માટે જરૂરી વાતઘ્ન, પિત્તઘ્ન, કફઘ્ન, દ્વિદોષઘ્ન કે ત્રિદોષઘ્ન ઔષધિઓના ક્વાથની ભાવના આપવાથી શિલાજિત પરમ શક્તિશાળી બને છે. મહર્ષિ આત્રેય કહે છે કેઃ—

**न सोऽस्ति रोगो भुवि साध्यरूपः शिलाह्वयं यन्न जयेत् प्रसह्य ।**

એટલે સંસારમાં એવો એક પણ રોગ નથી કે જે શિલાજિતનું વિધિપૂર્વક સેવન કરતાં નાશ ન પામે.

ભગવાન ધન્વંતરિ કહે છે કેઃ બધી જાતના શિલાજિત કડવા, તીખા, સહેજ તૂરા, સર (વાયુ અને મલપ્રવર્તક અથવા બધે પહોંચી જનાર), વિપાકમાં તીખા, ઉષ્ણવીર્ય, કફ અને મેદનું શોષણ કરનાર અને મલનું છેદન કરનાર છે. આ શિલાજિતના સેવનથી પ્રમેહ, કુષ્ઠ, અપસ્માર, ઉન્માદ, હાથીપગું, કૃત્રિમ વિષ, ક્ષય, શોથ, અર્શ, ગુલ્મ, પાંડુરોગ અને વિષમ જ્વર થોડા જ સમયમાં નાશ પામે છે. એવો કોઇ રોગ નથી કે જે શિલાજિતના સેવનથી ન મટે.

લાંબા વખતથી મૂત્રમાં આવતી શર્કરા અને પથરીને ભેદન કરી તે બહાર કાઢી નાખે છે.

'રસરત્નસમુચ્ચય'ના કર્તા લખે છે કે શુદ્ધ શિલાજિતના સેવનથી જ્વર, પાંડુરોગ, શોથ, મધુમેહ, બધી જાતના પ્રમેહ, મંદાગ્નિ, મેદરોગ, રાજ્યક્ષ્મા, ગુલ્મ, અર્શ, બરોળ, બધી જાતના ઉદરરોગ, હૃદયશૂળ અને બધી જાતના ચામડીના રોગ ચોક્કસ રીતે જડમૂળથી ઊખડી જાય છે. વધુ શું કહેવું? શરીરને નીરોગી અને સુદૃઢ બનાવવા માટે શિલાજિત સર્વોત્તમ રસાયન છે. અભ્રક વગેરે મહારસ, ગંધક વગેરે ઉપરસ, પારો, માણેક વગેરે રત્ન અને સોનું વગેરે ધાતુઓ આ બધાંમાં રોગ હરવાના જેટલા ગુણ રહ્યા છે, તે બધા ગુણો શિલાજિતમાં છે, એવું નીચેના શ્લોકમાં કહ્યું છે.

**रसोपरस-सूतेन्द्र-रत्न-लोहेषु ये गुणाः ।**
**वसन्ति ते शिलाधातौ जरा-मृत्यु-जिगीषया ॥**

બધી જાતના જૂના દુ:ખદાયી રોગો, મેદરોગ અને મધુમેહના રોગી માટે શિલાજિત બહુ હિતકર મનાય છે. તે ઉપરાંત વાગ્યા પર શિલાજિતનો લેપ પણ કરાય છે. શિલાજિતના સેવનથી અકાળ મૃત્યુનો ભય દૂર થાય છે અને આયુષ્યની વૃદ્ધિ થાય છે.

શિલાજિત બાળક, યુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ, સગર્ભા, પ્રસૂતા વગેરે બધા માટે હિતકર છે.

શિલાજિતને જે દ્રવ્યોની ભાવના આપવામાં આવે છે, તે પ્રમાણે તેના ગુણો વધે છે, નહિ તો બહુ ગુણકારી ન નીવડે; એટલે શાસ્ત્રમાં નીચે પ્રમાણે વનસ્પતિઓના સ્વરસ કે ક્વાથની ભાવના આપવાનું લખ્યું છે:

**વાયુના નાશ માટે**—રાસ્ના, દશમૂળ, કાંસકી, સાટોડી; એરંડો, સૂંઠ અને જેઠીમધ વગેરે ઔષધિઓના ક્વાથની ભાવના આપવી.

**પિત્તરોગના નાશ માટે**—દ્રાક્ષ, શતાવરી અથવા જૂઈનાં ફૂલ, પરવળ, ત્રાયમાણ, ગળો અને જીવનીય ગણની ઔષધિઓની ભાવના આપવી.

**કફરોગના નાશ માટે**—ત્રિફળા, વજ, વાવડિંગ, કરંજ, નાગરમોથ અને બૃહત્પંચમૂળ વગેરે ઔષધિઓની ભાવના આપવી.

**વાતપિત્તના શમન માટે**—લઘુપંચમૂળ, સૂંઠ, દ્રાક્ષ, સીવણ અને આસનની ભાવના આપવી જોઇએ. આ રીતે ગળો અને કાંસકીના સ્વરસની ભાવના પણ અપાય છે.

**વાતકફના નાશ માટે**—નાગરમોથ, કઠ, વજ, ત્રિફળા, દેવદાર, વાવડિંગ, પંચકોલ, હળદર, મરી અને અતિવિષા આ ઔષધિઓની ભાવના આપવી જોઇએ.

**પિત્તકફ પ્રધાન રોગના શમન માટે**:—કાળીપાડ, પરવળ, લીમડો,

ત્રિફળા, નાગરમોથ, કઠ, સાતવીણ, ત્રાયમાણ, ગળો અને અતિવિષા વગેરે ઔષધિઓની ભાવના આપવી જોઈએ.

આ પ્રમાણે જુદાજુદા રોગોના શમન માટે તે તે રોગનો નાશ કરનાર વનસ્પતિઓની ભાવના અપાય છે. અથવા રોગનાશક અનુપાન સાથે શિલાજિતનું સેવન કરાય છે.

**માત્રા**—૧ રતીથી ૧ માસા સુધી દિવસમાં ૧ અથવા ૨ વાર રોગ અનુસાર અનુપાન સાથે. મેદરોગ, શોથ, મધુમેહ, ક્ષય, અશ્મરી, મૂત્રાઘાત વગેરે જૂના રોગોમાં માત્રા ધીરેધીરે ૧ માસા સુધી પ્રકૃતિ અને જઠરાગ્નિનો વિચાર કરી વધારવી.

**અનુપાન**—જુદાજુદા રોગોમાં શિલાજિતનું સેવન નીચે પ્રમાણેના અનુપાન સાથે કરાવાય છેઃ

(૧) જ્વરના શમન માટે—નાગરમોથ અને પિત્તપાપડાનો ઉકાળો.
(૨) શોષ રોગમાં—મોરના માંસનો રસ.
(૩) રક્તપિત્તમાં—જેઠીમધનો ઉકાળો.
(૪) કૃશતામાં—દૂધ.
(૫) મેદવૃદ્ધિ પર—મધ અને પાણી.
(૬) બુદ્ધિ વધારવા માટે—ગાયનું દૂધ.
(૭) અસાધ્ય સોજામાં—ગાયનું મૂત્ર.
(૮) પાંડરોગ સાથેના ઉદરરોગમાં—ભેંસનું મૂત્ર.
(૯) પથરી પર—વીરતર્વાદિગણનો ઉકાળો.
(૧૦) કુષ્ઠ પર—ખેરનો ઉકાળો.
(૧૧) વિષનો નાશ કરવા—સૂંઠ, મરી, પીપર, અને સુવર્ણમાક્ષિક ભસ્મ.
(૧૨) ધાતુક્ષીણતામાં—કેસર અને સાકરવાળું દૂધ.
(૧૩) પાંડુરોગમાં—લોહભસ્મ અને ત્રિફળા.
(૧૪) મૂત્રરોગમાં—કાગદી એલચી અને પીપરનું ચૂર્ણ.
(૧૫) મૂત્રાઘાતમાં—વીરતર્વાદિગણનો ઉકાળો.

(૧૬) મધુમેહ પર—શિલાજિતને સાલસારાદિ ગણના ક્વાથની સાત ભાવના આપવી અને પછી તે શિલાજિતનું અગ્નિ-બળ પ્રમાણે તે જ ગણના ઉકાળા સાથે અથવા ગોમૂત્ર સાથે સેવન કરાવવું.

(૧૭) પ્રમેહ પર—શિલાજિત અને બંગભસ્મ સમભાગે મેળવી દૂધ સાથે સેવન કરાવવું.

(૧૮) શુક્રમેહ પર—શિલાજિત ૨ તોલા, બંગભસ્મ ૨ તોલા, લોહભસ્મ ૧ તોલો અને અભ્રક ૬ માસા મેળવી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. પછી ૧–૧ ગોળી સવારસાંજ દૂધ કે પ્રકૃતિ પ્રમાણે અનુપાન સાથે આપવાથી સ્વપ્નદોષ અને શુક્રમેહ મટે છે.

અથવા શિલાજિત ૨॥ તોલા, લોહભસ્મ ૧ તોલો, કેસર ૬ માસા, કસ્તૂરી ૦। તોલો અને અંબર ૦। તોલો મેળવી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. તે ગોળી સવારસાંજ દૂધ કે ચંદનના શરબત સાથે સેવન કરવાથી શુક્રમેહ અને સ્વપ્નદોષ દૂર થાય છે અને પાચનશક્તિ, સ્ફૂર્તિ અને સ્મરણશક્તિ વધે છે.

(૧૯) બહુમૂત્ર પર—શિલાજિત, બંગભસ્મ, કાગદી એલચી અને વાંસકપૂર આ ચારે સમભાગે મેળવી મધ સાથે ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. સવારસાંજ ૨–૨ ગોળી ધારોષ્ણ દૂધ કે ચણકબાલ અને ગોખરુના ઉકાળા સાથે સેવન કરવાથી બહુમૂત્ર, મૂત્રકૃચ્છ્ર, શર્કરા, પ્રમેહ અને ધાતુદોષને મટાડી શરીરને પુષ્ટ અને તેજસ્વી બનાવે છે,

(૨૦) મૂત્રજઠર પર—શુદ્ધ શિલાજિત સાકર અને કપૂર સાથે આપવાથી મૂત્રાઘાત ( મૂત્રજઠર–મૂત્રાતીત ) મટે છે.

(૨૧) ક્ષય પર—(૧) ત્રિફળા, ગળો, દશમૂળ, સ્થિરાદિ કષાય (વયઃસ્થાપન કષાય) અને કાકોલ્યાદિ ગણની ભાવના આપેલો શિલાજિત ૨ થી ૪ રતી બકરીના દૂધ સાથે દિવસમાં ૨ વાર આપવો. (૨) શિલાજિત, સુવર્ણમાક્ષિક ભસ્મ, લોહ-ભસ્મ, ત્રિકટુ અને મધ મેળવી ચટાડી ઉપર બકરીનું દૂધ પાવું.

(૨૨) ત્રિદોષજન્ય શોથ પર—૦॥ થી ૧ માસો શિલાજિત ત્રિફળાના ઉકાળા સાથે આપવો.

(૨૩) કુંભકામલા પર—ગોમૂત્ર સાથે સેવન કરાવવું.

(૨૪) ઉરુસ્તંભ પર—ગૂગળ, પીપર અને સૂંઠ નાખેલા દશમૂળના ક્વાથ કે ગોમૂત્ર સાથે શિલાજિતનું સેવન કરાવવું.

(૨૫) આયુષ્યની વૃદ્ધિ માટે—સાકર નાખેલા ગાયના દૂધ સાથે ૧ વર્ષ કે વધુ વખત સુધી સેવન કરાવવું જોઇએ. માત્રા ૧ રતીથી શરૂ કરી ૧ માસા સુધી ધીરેધીરે વધારવી.

(૨૬) લોહીનું દબાણ બહુ વધી જાય ત્યારે શિલાજિત અપાય છે. કાળી ઉપલસરી ૬ માસા અને જેઠીમધ ૧ તોલાના ક્વાથ સાથે ૨–૨ રતી શિલા-જિત દિવસમાં ૨ વાર આપવો, અને રાત્રે સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ અને પંચસકાર ચૂર્ણ અથવા બીજુ સામાન્ય રેચક ચૂર્ણ ૪–૬ માસા પાણી સાથે આપતા રહેવું. આથી દબાણ સાત દિવસમાં ઓછુ થઈ જાય છે.

(૨૭) અર્દિત પર—શુદ્ધ શિલાજિત ૧-૧ રતી અને ઉપલસરી ૨-૨ રતી મેળવી સવારે અને બપોરે આપવું; અને કબજિયાત દૂર કરવા માટે રાત્રે સિંધવ મેળવેલું હરડેનું ચૂર્ણ ૩ માસા આપતા રહેવું. આ રીતે ૧ મહિનો આપતા રહેવાથી અર્દિત વાત રોગ મટે છે.

(૨૮) માથાના દર્દ પર—મોટા આંતરડા, નિતંબ, અને કમર વગેરેના વાયુના કોપથી માથાનું દરદ ઉત્પન્ન થાય છે. એ દરદ વારંવાર ઊભરી આવતું હોય તો શિલાજિત ½ રતી, અમૃતાસત્ત્વ ૧ રતી અને મજીઠ ૨ રતી મેળવી દિવસમાં ચાર વાર કેરીના મુરબ્બા સાથે આપતા રહેવું.

**અપથ્ય**—શિલાજિતનું સેવન કરતી વખતે સ્ત્રીસેવન, લાલ મરચાં, વિદાહી અને ભારે ખોરાક, તેલ, ખટાશ, ગોળ, કળથી, કબજિયાત કરનાર ખોરાક, બહુ મીઠું, બહુ સૂર્યનો તાપ, રાત્રે ઉજાગરો, દિવસે સૂવું, મળમૂત્રનો વેગ રોકવો, માંસ, માછલી, દારૂ, કસરત અને સખત વાયુનું સેવન, માનસિક સંતાપ અને પ્રકૃતિ તથા રોગને પ્રતિકૂળ પદાર્થોનું સેવન ન કરવું. તેમાં પણ કળથી, પીલુ અને કબૂતરનું માંસ તો હમેશ માટે છોડી દેવાં.

**સૂચના**—જેની આંખોમાં લાલાશ અને ગરમી રહેતી હોય તેવા પિત્તપ્રધાન પ્રકૃતિવાળાઓને શિલાજિતનું સેવન ન કરાવવું જોઈએ.

(૨૯) **ખાપરિયાનું શોધન**—ખાપરિયું, કારવેલક અથવા સંગબસરીને ૭ દિવસ દોલાયંત્રમાં ગોમૂત્ર વડે સ્વેદ આપવો અને કેલેમીના પ્રિપરેટાને ગોમૂત્રમાં ૬-૬ કલાક ખરલ કરી ૭ દિવસ તડકામાં સૂકવી લેવાથી તે શુદ્ધ થાય છે. કેલેમીના પ્રિપરેટા લઘુ વસન્તમાલતીમાં સારું કામ આપે છે. નેત્રરોગમાં ઉપયોગી છે કે નહિ તે ચોક્કસ નથી.

ઘણાં વર્ષો સુધી વૈદ્યોમાં ખાપરિયા વિષે મતભેદ રહ્યો છે. સુવર્ણમાલિની વસન્તમાં સંદિગ્ધતાને લીધે ખાપરિયાને બદલે જસત ભસ્મનો ઉપયોગ થતો હતો. કરાંચી વૈદ્ય સંમેલન વખતે કવિરાજ પ્રતાપસિંહજીએ કારવેલકને સાચું ખાપરિયું છે એમ સિદ્ધ કર્યું, ત્યારથી કારવેલકનો ઉપયોગ થઈ રહ્યો છે. સુવર્ણમાલિની વસન્ત અને નેત્રરોગમાં જ્યાં ખાપરિયુ આવે છે ત્યાં કારવેલકનો ઉપયોગ નિર્ભયતાથી કરી શકાય છે. પણ કારવેલક એ જ ખાપરિયું એમ માનતા શંકા રહે છે. કારણ કે 'રસરત્નસમુચ્ચય'કાર લખે છે કે:

रसश्च रसकश्चोभौ येनाग्नि सहनौ कृतौ ।
देहलोहमयी सिद्धिर्दासी तस्य न संशयः ॥

અર્થ: જે પારો અને ખાપરિયાને અગ્નિમાં સ્થિર રાખે છે, તેની પાસે અજરામર દેહસિદ્ધિ અને સુવર્ણ બનાવવાની સિદ્ધિ દાસી થઈને રહે છે. આ

શ્લોકમાં કહેલો અગ્નિથી ઊડી જવાનો ગુણ હાલમાં પ્રચલિત થયેલા કારવેલકમાં નથી. કવિરાજ પ્રતાપસિંહજી વગેરેનો મત છે કે ખાપરિયામાંથી જસત નીકળે છે, જ્યારે બીજો પક્ષ એમ કહે છે કે જસતમાંથી ખાપરિયું નીકળે છે.

(૨૫) ધાપાણશોધન—ધાપાણને દોલાયંત્રમાં લીંબુ, ભાંગરો અને કૂબાના રસમાં ૩ કલાક સ્વેદ આપવાથી શુદ્ધ થાય છે.

(૨૬) બોદારશિંગશોધન—બિજોરા અને આદુના રસની ૩–૩ ભાવના આપવાથી બોદારશિંગ શુદ્ધ થાય છે. (૨. ચ.)

બોદારશિંગ સીસાની ઉપધાતુ છે. કફ, ઉપદંશ અને ગુહ્યેન્દ્રિયના બીજા રોગોને મટાડે છે. નાનાં બાળકોને માટી ખાવાથી જે રોગો થાય છે તેમાં બોદારશિંગનો જુલાબ આપવાથી રેચ લાગી માટી નીકળી જાય છે. બોદારશિંગના સેવનથી સફેદ વાળ કાળા થઈ જાય છે. પારદબંધનમાં આનો ઉપયોગ થાય છે. આને ઘા સૂકવવા મલમમાં પણ મેળવવામાં આવે છે. આના શોધનની બીજી રીત પ્રદરાંતક રસની ટિપ્પણીમાં આપી છે.

(૨૭) કાસીસશોધન—હીરાકસીને ભાંગરાના રસમાં ૩ કલાક ખરલ કરી તડકામાં સૂકવી લેવાથી શુદ્ધ થાય છે. (૨. ૨. સ.)

હીરાકસી લાલ અને લીલા રંગની આવે છે. આમાં ભસ્મ બનાવવા માટે લાલ લેવી વધુ લાભદાયક છે. પરંતુ વિલાયતી સલ્ફેટ ઓફ આયર્ન (Sulphate of Iron)ની ભસ્મ બનાવવામાં આવે તો તે ગુણ તરત બતાવે છે. અમે એનો જ ઉપયોગ કરીએ છીએ.

(૨૮) વજ્ર (હીરો)શોધન*—હીરાને ભોંયરીંગણીના કંદમાં બંધ કરી કળથી અને કોદરાના ઉકાળા વડે દોલાયંત્રમાં ૩ દિવસ સ્વેદ આપવાથી તે શુદ્ધ થાય છે. (આ. પ્ર.)

* જ્યોતિષશાસ્ત્રે રત્નો માત્ર ધારણ કરવાથી જુદાજુદા ગ્રહોની ખરાબ દૃષ્ટિથી ઉત્પન્ન થતા રોગો મટે છે, એમ માન્યું છે, આયુર્વેદે પણ રત્નોની પિષ્ટિ અને ભસ્મોનો ઉલ્લેખ કર્યો છે. જ્યોતિષશાસ્ત્રે જુદાજુદા ગ્રહો માટે નીચે મુજબના રત્નો યોજ્યાં છે:

| ગ્રહ | રત્ન | રંગ |
|---|---|---|
| સૂર્ય | માણેક | રાતું, ચળકતું, પારદર્શક કે ગુલાબી વેંગણી રંગનું |
| ચંદ્ર | મોતી | સફેદ, પીળી, અને ભૂરી છાયાવાળું |
| મંગળ | પરવાળું | ઝાંખું, લાલ, સાદું, પારદર્શક નહિ |
| બુધ | પન્ના | પેરું, લીલું, પારદર્શક |
| ગુરુ | પોખરાજ | સફેદ, પીળો |

(૨૯) માણેકશોધન—માણેકને દોલાયંત્રમાં લીંબુના રસથી ૨૪ કલાક સ્વેદન આપવાથી તે શુદ્ધ થાય છે. (ર. ર સ.)

(૩૦) ગોમેદમણિશોધન—ગોમેદમણિને જયન્તીના રસથી દોલાયંત્રમાં ૩ કલાક સ્વેદ આપવો. પછી તપાવીને આમળાંના સ્વરસમાં ૨૧ વાર બોળવાથી શુદ્ધ થાય છે. (શા. સ.)

(૩૧) પન્નાશોધન—પન્નાને દોલાયંત્રમાં કળથી કે કોહળાના ઉકાળા વડે ૧૨ કલાક સ્વેદન આપવાથી તે શુદ્ધ થાય છે. (ર. ર. સ.)

(૩૨) વૈદૂર્યશોધન—વૈદૂર્યને દોલાયંત્રમાં ત્રિફળાના ક્વાથથી ૨૪ કલાક સ્વેદન આપવાથી તે શુદ્ધ થાય છે. (યો. ર.)

(૩૩) પોખરાજશોધન—પોખરાજને કળથીના ક્વાથ અને કાંજીને સરખે ભાગે મેળવી તે વડે દોલાયંત્રમાં ૩ દિવસ અને ૩ રાત સ્વેદન આપવાથી શુદ્ધ થાય છે. (ર. ર. સ.)

(૩૪) નીલમશોધન—નીલમને દોલાયંત્રમાં ગળોના રસના ક્વાથ વડે ૩ દિવસ સ્વેદન આપવાથી શુદ્ધ થાય છે. (ર. ર. સ.)

(૩૫) રાજાવર્તશોધન—દોલાયંત્રમાં ગોમૂત્ર, લીંબુનો રસ, જવખાર અને સંચોરો મેળવી, તે વડે ૬ કલાક સુધી સ્વેદન આપવાથી રાજાવર્ત શુદ્ધ થાય છે. (ર. ચં.)

રાજાવર્ત બે પ્રકારના થાય છે: એક પર સોનાનાં જેવાં છાંટણાં હોય છે; બીજી જાત પર ચાંદી જેવાં છાંટણાં હોય છે. સોના જેવાં જ છાંટણાંવાળા ઉત્તમ હોય છે.

(૩૬) વૈક્રાન્તશોધન—હીરાની માફક વૈક્રાન્તની દોલાયંત્રમાં કળથીના ક્વાથથી શુદ્ધિ કરવી જોઈએ.

બીજી વિધિ—વૈક્રાન્તને ૨૧ વાર તપાવી-તપાવીને ઘોડાના મૂત્રમાં ઠારવાથી તે શુદ્ધ થાય છે. બંને રીતે શોધન કરવામાં આવે તો ભસ્મ સુંવાળી અને તાત્કાલિક લાભ આપનારી બને છે. (ર. સા. સં.)

---

| | | |
|---|---|---|
| શુક્ર | હીરા | સફેદ, તેજસ્વી |
| શનિ | નીલમ | ઘેરું ભૂરું |
| રાહુ | ગોમેદ | ગાયના મૂત્ર જેવું |
| કેતુ | લસણિયા | બિલાડી અને વાઘની આંખો જેવું |
| રાહુ-કેતુ | રાજાવર્ત | ભૂરું-લાલ, સોનેરી અથવા સફેદ છાટ. |

આચાર્યોએ જાતિ અને સ્વભાવભેદથી જુદાજુદા હીરાનું બળ બતાવ્યું છે હીરામાં પુરુષ, સ્ત્રી, અને નપુંસક જાતિ છે શૂદ્ર જાતિનો હીરો ક્ષયરોગનો નાશ કરનાર, રસાયન અને આયુષ્યને વધારનાર માન્યો છે આ હીરો ઔષધિ તરીકે વપરાય છે

વૈક્રાન્ત સફેદ, રાતો, પીળો વગેરે આઠ જાતના થાય છે. તેમાંથી 'રસરત્નસમુચ્ચય'કાર અને બીજા ઘણા રાતા વૈક્રાન્તને ઉત્તમ માને છે. પરંતુ 'આયુર્વેદપ્રકાશ'માં ૭ અને આઠ ખૂણાવાળા કાળા વૈક્રાન્તને ઉત્તમ માન્યો છે.

'આયુર્વેદપ્રકાશ'માં નીચેના શ્લોકમાં દૂષિત હીરાને વૈક્રાન્ત કહ્યો છેઃ

विकृता वज्रखण्डा ये वैक्रान्ताख्यां भजन्ति ते ।
जातयः शोधनं हिंसां गुणास्तेषां तु वज्रवत् ॥
(અ. ૫; ૧૫૯)

હીરાની ખાણમાં વિકારવાળા હીરાના ટુકડા ઉત્પન્ન થાય છે તેને વૈક્રાન્ત કહે છે. એટલે કે તે હીરાની જાતિના છે અને એનું શોધન, મારણ અને ગુણધર્મ પણ હીરાના જેવા જ છે. આ વૈક્રાન્તને તોરમલી કે તરમરી પણ કહે છે.

હાલમાં ઘણા વૈદ્યો અભ્રકની ખાણમાંથી નીકળતા એક જાતના પથ્થરને વૈક્રાન્ત માને છે, જ્યારે બીજા કેટલાક સ્ફટિકને વૈક્રાંત માને છે.

(૩૭) **મોતીશોધન**—દોલાયંત્રમાં ચમેલીના રસથી ૩ કલાક સ્વેદન આપવાથી મોતી શુદ્ધ થાય છે. (શા. સં.)

હાલમાં જર્મની, અમેરિકા, જાપાન વગેરે દેશોમાંથી બનાવટી મોતી ખૂબ આવે છે. આ ઔષધિ માટે કામનાં નથી. બસરા તરફથી જે સાચાં મોતી આવે છે, તે જ સારાં છે. ઔષધિ માટે મોટે ભાગે અણવીંધાયેલાં મોતી અથવા મોટાં મોતીનો ભૂકો લેવાનો રિવાજ છે. વીંધતી વખતે પાણીમાં જે ભૂકો પડે છે તે પૂરેપૂરું કામ આપે છે.

બજારમાં મોતીનાં ફેનરાં મળે છે, તે છીપના ચળકતા ભાગમાંથી કાઢેલાં હોય છે. એને ખરીદવાં હોય તો છીપના ચળકતા ભાગની પિષ્ટિ બનાવી લેવી સારી છે, જેથી પૈસાનું નુકસાન ન થાય.

'ધન્વંતરિનિઘંટુ', 'રાજનિઘંટુ', 'ભાવપ્રકાશ', અને ચક્રપાણિ દત્તના મત પ્રમાણે ચમેલીને જયંતી કહે છે. 'અમરકોષ'ના કર્તા અરણીને જયન્તી કહે છે. આમાં વિષનાશક ગુણ ચમેલીમાં વધારે છે, માટે ચમેલી લેવી જ વધારે હિતકર છે.

**બીજી વિધિ**—પાકાં તાજાં લીંબુના રસમાં ૪ ગણું પાણી મેળવી તેમાં ૧૨ કલાક સુધી મોતીને રાખી મૂકી પછી ધોઈ લેવાથી મોતી શુદ્ધ થાય છે. મોતીને સંભાળપૂર્વક કાઢી લેવાં, કારણ કે મોતીમાંથી કેટલોક ભૂકો થઈ લીંબુના રસમાં મળી જાય છે. (ઓ. ગુ. ધ. શા.)

**ત્રીજી વિધિ**—મોતીને તપાવીને કુંવારનો રસ, તાંદળજાનો રસ અથવા સ્ત્રીના દૂધમાં સાત સાત વાર ઝબોળવાથી મોતી શુદ્ધ થાય છે. તપાવતી વખતે

તે વાસણ પર ઢાંકણું ઢાંકી મૂકવું; નહિ તો મોતી ઊછળીને વાસણની બહાર પડી જશે. કેટલીક વાર તે અગ્નિમાં પણ પડી જાય છે, માટે સમાલીને શોધન કરવું જોઈએ. (શા. સં.)

(૩૮) **શંખ અને છીપશોધન**—શંખ અને છીપને મઠામાં ૩ દિવસ પલાળી રાખી પાણીથી ધોઈ લેવાં. દિવસના ૧૨ કલાક તડકે અને રાત્રે ૧૨ કલાક તેમને ખુલ્લામાં રાખવાં. રોજ મઠો બદલવો. આ રીતે બરોબર ૩ દિવસ રાખી પછી પાણીથી ધોઈ લેવાથી તે શુદ્ધ થાય છે.

**સૂચના**—સમુદ્રમાંથી નીકળતા મોટા સફેદ રંગના મજબૂત અને મોટા શંખ જોઈને લેવા. મેલા રંગના, નરમ અને નાના શંખનો ઉપયોગ ન કરવો.

ઔષધિ માટે મોતી જેમાંથી કાઢ્યાં હોય તેવી દરિયાની મોટી છીપ લેવી જોઈએ. શોધન કરતી વખતે છીપની પાછળ જે કાળો ભાગ હોય તે ચપ્પુથી કાઢી નાખવો. માત્ર સફેદ અને તેજસ્વી ભાગ જ રાખવો. નદીઓમાં થનાર નાનીનાની છીપોમાં ગુણ બહુ જ ઓછો હોય છે. માટે તેનો ઉપયોગ ન કરવો.

શુક્તિ (છીપ) ને ગરમ કરવાથી એની પાછળનો કાળો ભાગ સહેલાઈથી જુદો પાડી શકાય છે.

(૩૯) **પ્રવાલશોધન**—દોલાયંત્રમાં જયન્તીના રસથી ૩ કલાક સ્વેદન આપવાથી પરવાળાં (ની ડાળખી) શુદ્ધ થાય છે.

પ્રવાલને મોળી છાશમાં ૩ કલાક પલાળી રાખી પછી ધોઇ લેવાથી પણ તે શુદ્ધ થાય છે. (શા. સં.)

પ્રવાલનું શોધન કરતી વખતે ધોળી, સડેલી અને નિસ્તેજ દૂષિત ડાખળીઓને કાઢી નાખવી.

(૪૦) **કોડીશોધન**—કોડીને છાશ, ચૂકાનો રસ કે લીંબુના રસમાં પલાળી રાખવી, જ્યારે તે સફેદ થઈ જાય ત્યારે કાઢીને ધોઈ લેવી. (લગભગ ૭–૮ દિવસ પલાળી રાખવી પડે છે.) (ર. ર.)

ઔષધિ માટે પીળી કોડીઓ જ વપરાય છે. વજનની દૃષ્ટિએ ૧॥ તોલાવાળી ઉત્તમ, ૧ તોલાવાળી મધ્યમ અને ०॥ તોલા વજનની કોડીઓ કનિષ્ટ મનાય છે. (ર. ર. સ.)

(૪૧) **અકીકશોધન**—અકીકને ૨૧ વાર તપાવીને ગુલાબજળ, બેદમુશ્કનો અર્ક અથવા દૂધમાં ઠારવાથી તે શુદ્ધ થાય છે.

(૪૨) **જહરમોહરાશોધન**—જહરમોહરાને દેવતામાં તપાવીને ૨૧વાર ગાયના દૂધ અથવા આમળાંના રસમાં ઝબોળવાથી તે શુદ્ધ થાય છે.

(૪૩) **પિરોજાશોધન**—પિરોજાને ત્રણ વાર અગ્નિમાં તપાવી ગાય કે બકરીના દૂધમાં ઠારવાથી તે શુદ્ધ થાય છે.

(૪૪) **સંગયસબશોધન**—સંગયસબને ૨૧વાર તપાવીને ગાવઝબાનના અર્ક અથવા ગુલાબજળમાં ઠારવાથી તે શુદ્ધ થાય છે.

(૪૫) **સંગયહૂદશોધન**—સંગયહૂદને સાતવાર તપાવીને કળથીના ઉકાળામાં બોળવાથી તે શુદ્ધ થાય છે.

(૪૬) **ઉપપન્નાશોધન**—પન્નાની ખાણમાંથી નીકળતા લીલા રંગના તેજસ્વી પથરાને ૭ વાર તપાવીને કળથીનો ઉકાળો, ગુલાબજળ અથવા કેવડાના અર્કમાં બોળવાથી ઉપપન્ના શુદ્ધ થાય છે.

(૪૭) **સાબરશિંગાશોધન**—સાબરશિંગાના નાના નાના સોપારી જેવડા ટુકડા કરી, તડકો પડ્યા કરે તેવી જગ્યાએ ૩ દિવસ છાશમાં નાખી રાખી મૂકવા. પછી પાણીથી ધોઇ નાખી સખત તડકામાં સૂકવી લેવાથી તે શુદ્ધ થાય છે.

(૪૮) **ફટકડી અને ટંકણખારશોધન**—બંનેને લોઢાની કડાઈમાં મૂકી ફુલાવી લેવાથી ઔષધિમાં વાપરવા લાયક શુદ્ધ થાય છે.

(૪૯) **નેપાળાનું શોધન**—પહેલાં નેપાળાનાં બીને ૨૪ કલાક પાણીમાં પલાળી રાખવાં. પછી છોડાં કાઢી નાખી બીજ કાઢી લેવાં. છોડાં કાઢી નાખતી વખતે હાથ આંખે ન લગાડવા. જો ભૂલથી લાગી જાય, તો ઘી લગાડવું. પછી બીજને દોલાયંત્રમાં ૧૬ગણા દૂધથી સ્વેદન આપવું. બાદ ચોખ્ખા પાણીથી ધોઈ વચ્ચેની પાતળી જીભ કાઢી નાખી તડકે સૂકવી લેવાથી નેપાળો શુદ્ધ થાય છે. (યો. ર.)

સૂચના—નેપાળાનો રેચક અને ઊલટી કરાવવાનો ગુણ એમાં રહેલા તેલને લીધે છે. જો તેલને બહુ જ ઓછું કરી નાખવામાં આવશે તો નેપાળાવાળી ઔષધિ યોગ્ય માત્રામાં ધારેલું કામ નહિ આપે.

(૫૦) **વછનાગશોધન**—સફેદ અથવા કાળા વછનાગના નાના નાના કટકા કરી ૪ગણા બકરીના દૂધમાં ૩ કલાક ઉકાળવા. પછી તેને ધોઈ સૂકવી લેવાથી તે શુદ્ધ થાય છે. (યો. ર.)

બજારમાં ગોમૂત્રની ગંધવાળો કાળો વછનાગ મળે છે. તે સફેદ રંગના વછનાગને ગોમૂત્રમાં ઉકાળીને બનાવવામાં આવે છે. એ વછનાગ ગોમૂત્રમાં એક જ વખત ઉકાળી લેવાથી શુદ્ધ થાય છે.

જો વધારે શોધન કરવું હોય તો તેના નાના કટકા કરી ગોમૂત્રમાં એક દિવસ પલાળી રાખી ધોઈ લેવા. ઉકાળતી વખતે વછનાગમાં સોય મારી જોવી.

જો આરપાર નીકળી જાય તો તે શુદ્ધ થયો જાણવો. ન નીકળે તો અર્ધો કલાક વધારે ઉકાળવું.

**(૫૧) ધતૂરાનું શોધન**—કાળા ધતૂરાના બીને ગાયના મૂત્રમાં ૧૨ કલાક પલાળી રાખવા. પછી સૂકવી, સાંબેલાથી ખાંડી, ઉપરનાં છોડાં કાઢી નાખવાથી ધતૂરાનાં બી શુદ્ધ થાય છે. (યો. ૨.)

કાળા ધતૂરાનાં પાકાં બી વધારે ગુણકારી છે. કાળો ન મળે ત્યાં ધોળા ધતૂરાનાં બી લેવાં.

**(૫૨) ઝેરકોચલાંશોધન**—ઝેરકોચલાંને ૭ દિવસ સુધી ગાયના મૂત્રમાં પલાળી રાખવાં. રોજ મૂત્ર બદલતા રહેવું. પછી છોતરાં નરમ થઈ જાય, અથવા તેમાં સોય ઘોચતાં તે આરપાર નીકળી જાય, એટલે છોતરાં કાઢી નાખી અંદરની જીભ પણ કાઢી નાખવી. બાદ દોલાયંત્રમાં ૧૬ગણા દૂધમાં ઉકાળવા. દૂધ ખડી જેવું થઈ જાય એટલે તે ઉતારી ધોઈ નાખવાં; અથવા સરખા વજનનું ઘી લઈ શેકી લેવાથી પણ ઝેરકોચલાં શુદ્ધ થાય છે.

જો સાત દિવસ પલાળવા છતાં પણ છોતરાં નરમ ન થાય, તો ૨–૩ દિવસ વધારે પલાળી રાખવાં; નહિ તો ગુણ ઓછો થઈ જશે.

ઝેરકોચલાનું શોધન કરતાં વધેલા દૂધનો માવો કરી અફીણ છોડાવવા માટે અમે વાપર્યો છે. માત્રા અફીણના જેટલી આપવી અથવા ઝેરકોચલાં શુદ્ધ કરતાં વધેલું ઘી અફીણથી અર્ધા પ્રમાણમાં આપવાથી અફીણનું વ્યસન ૫–૭ દિવસમાં છૂટી જાય છે.

**બીજી વિધિ**—૧ શેર ઝેરકોચલાંને ૨॥ થી ૫ તોલા દિવેલમાં નાખી મસળી ધીમા તાપ પર શેકવાં. કડછીથી વારંવાર હલાવતા રહેવું. ઝેરકોચલાં ફૂલી જાય એટલે કડાઈ ઉતારી લેવી. કોઈ વાર કેટલાક ઝેરકોચલાં ઊછળીને બહાર પડી જાય છે. માટે સંભાળપૂર્વક શેકવું. પછી ઝેરકોચલાંને બહાર પથ્થર પર રાખી મુઠ્ઠીથી તોડવાથી તૂટી જાય છે. ત્યારે તે પાકાં મનાય છે. આ ઝેરકોચલાં શુદ્ધ તરીકે વપરાય છે. છોતરાં અને જીભ કાઢવામાં મુશ્કેલી પડતી નથી. કદાચ જો કોઈ કાચું રહી ગયું હોય તો તેને કાઢી નાખવું જોઈએ.

કોઈ કોઈ વૈદ્ય ઝેરકોચલાંને શુદ્ધ કર્યા વગર અને જીભ કાઢી નાખ્યા વગર સુથાર પાસે યંત્રથી પાતળા કાગળ જેવા ટુકડા કરાવી ખાંડી વાપરે છે; પરંતુ આવા અશુદ્ધ ઝેરકોચલાં વાપરવાં એ શાસ્ત્રવિરુદ્ધ છે.

**(૫૩) રસાંજનશોધન**—બજારમાંથી આણેલા રસાંજનને ખાંડીને પાણીમાં ૨૪ કલાક પલાળી રાખવું. પછી સારી રીતે મસળીને કપડાથી ગાળી લેવું. વધારે પાણીની જરૂર પડે તો ઉમેરવું. ગાળેલા પાણીને સંભાળીને ઉપરઉપરથી એક

કડાઈમાં નિતારી લેવું. નીચેનું મરોડું ન આવે તે સંભાળવું. પછી તે પાણીને ઉકાળીને ગાઢું કરી લેવું. રસાંજન ઉપર બાઝતું જાય તેને જુદું કરતા રહેવું અને નીચે ચોંટી ન જાય તે રીતે સંભાળથી હલાવવું. તાપ ધીમો આપવો. જ્યારે રસાંજન અવલેહ જેવું જાડું થઈ જાય અથવા બળવા માંડે ત્યારે કડાઈને ઉતારી રસાંજન કાઢી લેવું. બજારમાં મળતા માટીવાળા રસાંજન કરતાં 'ઔષધિકૃતિ'માં લખ્યા પ્રમાણે બનાવી લેવું એ વધારે હિતકર છે.

(૫૪) **ગૂગળશોધન**—૦। શેર ત્રિફળા અને ૦॥ શેર ગળોને અધકચરાં ખાંડી ૩ કે ૪ શેર પાણીમાં રાત્રે પલાળવાં. સવારે ઉકાળી અર્ધું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી એ કવાથને લોઢાની કડાઈમાં નાખી ચૂલા પર ચડાવી ધીમી આંચ આપવી. કડાઈનાં બે કડાંમાં એક આડી લાકડી ઘાલવી. હવે એક ચોખ્ખા કપડામાં ૦। શેર ભેંસોગૂગળ મૂકી પોટલી બાંધી તેને લાકડી પર લટકાવી દેવી. પોટલીનું મોં ખુલ્લું રાખવું. કડછીથી કવાથ લઈને ગૂગળની પોટલીમાં રેડવા માંડવો અને ગૂગળને હલાવતા જવું. ૧૦–૧૨ વાર કવાથને પોટલીમાં નાખવાથી બધો ગૂગળ ગળાઈને કડાઈમાં પડી જશે. પછી ખાલી કપડાને લઈ લેવું, અને તેમાં ગૂગળનો કચરો રહ્યો હોય તે ફેંકી દેવો. કડાઈમાં ગૂગળવાળો કવાથ રહે તેને ધીરે ધીરે ધાર પાડી નિતારી લેવાથી તળિયે મેલ રહી જશે. એને કાઢી લઈ નીતરા કવાથને ધીમી આંચ પર મૂકી ઉકાળવો. એ ગાઢો થઈ જાય ત્યારે ઉતારી લેવો. ઠંડું પડ્યા પછી હાથે ઘી લગાડી ગૂગળની ગોળીઓ વાળી, સૂકવી લેવી, અને કડાઇને છાણથી સાફ કરી લેવી.

**નોંધ**—કેટલાક વૈદ્યો ગૂગળને દશમૂળ અને ગળોના કવાથમાં શુદ્ધ કરે છે. આમની શુદ્ધિ કરવા ગૂગળ લેવો હોય ત્યારે ત્રિફળા વધારે ફાયદાકારક છે. આમ વધારે ભેગો ન થયો હોય તેવા વાતરોગવાળા માટે ગળો અને દશમૂળનો કવાથ વધારે ફાયદાકારક રહેશે.

(૫૫) **ભાંગશોધન**—ભાંગનાં પાનને પાણીમાં ઉકાળી સૂકવવાં. પછી કડાઈમાં નાખી શેકી લેવાથી ભાંગ શુદ્ધ થાય છે.

(૫૬) **કલગારીશોધન**—કલગારીના નાના નાના કટકા કરી ૨૪ કલાક ગોમૂત્રમાં પલાળી રાખી છાંયે સૂકવી લેવાથી શુદ્ધ થાય છે. (ર. ચં.)

(૫૭) **કરેણના મૂળનું શોધન**—કરેણના મૂળના નાના નાના કટકા કરી પોટલીમાં બાંધી દોલાયંત્રમાં ગાયના દૂધ વડે ૨ કલાક સ્વેદન આપવાથી શુદ્ધ થાય છે. (ર. ચં.)

(૫૮) **ચણોઠીશોધન**—સફેદ ચણોઠીને દોલાયંત્રમાં કાંજી વડે ૧ પ્રહર ઉકાળવાથી શુદ્ધ થાય છે. (ર. ચં.)

(૫૯) **ભિલામાશોધન**—પાણીમાં નાખવાથી ડૂબી જાય તેવા પાકા ભિલામાને ઈંટના ભૂકા સાથે ઘસવાથી શુદ્ધ થાય છે. જ્યારે ભિલામાનો ક્વાથ કરી પાક વગેરેમાં ઉપયોગ કરવો હોય, ત્યારે આ રીતે શુદ્ધ કરી ઉપયોગ કરવો જોઈએ.

**બીજી વિધિ**—ભિલામાને એક લૂગડાની પોટલીમાં બાંધી, ભેંસના છાણમાં ૪ગણું પાણી મેળવી તે વડે દોલાયંત્રમાં ૧૨ કલાક ધીમી આંચે સ્વેદન આપવું. પછી એ જ રીતે ૪–૪ પ્રહર ગોમૂત્ર અને ગાયના દૂધથી સ્વેદન આપવું. બાદ ભિલામાને ગરમ પાણીથી ધોઈ ઉપરની ટોપી સંભાળપૂર્વક કાઢી નાખવી. ફરી પાછું દોલાયંત્રમાં નાળિયેરના પાણીથી ૧૨ કલાક સ્વેદન આપવાથી ભિલામા ચૂર્ણમાં વાપરવા લાયક શુદ્ધ થાય છે.

**નોંધ**:—અમે માત્ર ગોમૂત્રમાં ઉકાળીને શુદ્ધ કરીએ છીએ.

(૬૦) **અફીણશોધન**—અફીણને પાણીમાં ઓગાળી બેવડા કપડાથી ગાળવું. અફીણ પાણી સાથે ગળાઈ જાય છે. પછી તે પાણીને દેવતા પર મૂકી ગાઢું કરી લેવાથી અફીણ શુદ્ધ થાય છે. ૪ તોલાનું શોધન કરતાં ૨ તોલા અફીણ જ રહે છે. આ રીતે શુદ્ધ કરેલું અફીણ આંખના રોગોની દવામાં વાપરવું.

આંખની ઔષધિ માટે ૫–૧૦ વર્ષનું જૂનું અફીણ વિશેષ હિતકર છે. ખાવા માટે નવું અફીણ સારું છે.

**બીજી વિધિ**—અફીણને આદુના રસની ૨૧ ભાવના આપવાથી તે ખાવાની દવામાં વાપરવા લાયક શુદ્ધ થાય છે. **(યો. ૨.)**

(૬૧) **લસણશોધન**—લસણનાં છોતરાં કાઢીને તેને ખાંડી ૩ દિવસ છાશમાં પલાળી રાખવું. પછી ચોખ્ખા પાણીથી ધોઈ લેવું. છાશ રોજ બદલવી. બાદ છાંયે સૂકવી લેવાથી લસણ ગંધ વગરનું અને શુદ્ધ થાય છે.

(૬૨) **એરંડાના બીજનું શોધન**—એરંડાના ફળને તોડી ઉપરની છાલ અને અંદરની જીભ કાઢી નાખવી. પછી મગજને દોલાયંત્રમાં ૪ગણા નાળિયેરના પાણી વડે ૩ કલાક મંદાગ્નિથી સ્વેદન આપવાથી એરંડાનાં બીજ શુદ્ધ થાય છે.

(૬૩) **હિંગશોધન**—હિંગને ઘીમાં શેકી લેવાથી તે ચૂર્ણમાં મેળવવા લાયક શુદ્ધ થાય છે. પણ પારાવાળી રસાયનઔષધિઓમાં મેળવવા માટેની હિંગને કમળના પાનના રસથી સૂર્યના તડકામાં ૬ કલાક ઘૂંટવાથી શુદ્ધ થાય છે. **(યો. ૨.)**

(૬૪) **રેવંચીના શીરાનું શોધન**—રેવંચીના શીરાને આદુના રસની અથવા તો સૂંઠના ઉકાળાની ૩ ભાવના આપવાથી તે શુદ્ધ થાય છે.

(૬૫) **સમુદ્રફીણ શોધન**—સમુદ્રફીણને કાગદી લીંબુના રસમાં ૩ કલાક ઘૂંટી તાપમાં સૂકવવાથી તે શુદ્ધ થાય છે.

(૬૬) **સર્પવિષશોધન**—કાળા સાપના વિષને પહેલાં ચિનાઈ માટીની વાડકીમાં લઇ સરસિયાના તેલમાં મેળવી સૂર્યના તાપમાં ૧૨ કલાક રાખવું. પછી નાગરવેલના પાનનો રસ, અગથિયાના પાનનો રસ, અને કઠના ઉકાળાની ૩–૩ ભાવના આપવાથી સર્પવિષ શુદ્ધ થાય છે.

**બીજી વિધિ**—સર્પવિષને ૩ દિવસ ગોમૂત્રમાં મેળવી સૂર્યના તાપમાં રાખવું. પછી સૂકવી લેવાથી તે શુદ્ધ બને છે. (ર. ચં.)

સાપનું વિષ કાઢનારા સાપનું મોં ઝાલી ઉપરના કરતાં નીચલો ભાગ સહેજ વાંકો કરી સાપનું મોં ફેરવી કાઢે છે. પછી ઝેરની કોથળી પર અંગૂઠો દબાવી ઝેર કાઢી લે છે. જીવતા સાપમાં ૨–૩ મહિને ઝેર નીકળતું રહે છે. ઘણા મદારી થેલીને ચીરીને ઝેર કાઢે છે, પણ તે વિષમાં લોહી ભરેલું હોય છે. ઉપરની રીતે કોથળીને દબાવી વિષ કાઢવાથી ચોખ્ખું વિષ સહેલાઇથી મળી શકે છે.

સર્પવિષ નીકળે ત્યારે થૂંક જેવું હોય છે. પણ થોડા જ દિવસમાં સુકાતા ગૂંદર જેવા ધોળા કટકા થઈ જાય છે.

**સર્પવિષની પરીક્ષા**—તરતના મારેલા કોઈ પશુના શરીરની કોઈ મોટી લોહીની નસ કાપવી. પછી વહેતા લોહીમાં નીચે સરસવ જેટલું સર્પવિષ મૂકવાથી લોહીનો પ્રવાહ જલદીથી ઉપરની બાજુ જવા માંડે છે.

(૬૭) **પિત્તશુદ્ધિ**—પિત્તને કડવા લીમડાના પાનના રસની ૩ ભાવના આપી પાણીથી ધોઈ લેવાથી શુદ્ધ થાય છે. (ર. ચં.)

(૬૮) **બેરજાશોધન**—મૂત્રકૃચ્છ્રાંતક રસની બીજી વિધિ સાથે આનું શોધન લખેલું છે.

(૬૯) **ઈંડાનાં ફોતરાંનું શોધન**—ઈંડાનાં છોતરાંને સરકો અને મીઠું મેળવેલા પાણીમાં પલાળી રાખવાં. ૪–૬ દિવસમાં નરમ થઈ જાય એટલે અંદરની ઝિલ્લી સંભાળીને કાઢી નાખવાથી છોતરાં ઔષધિઓમાં મેળવવા લાયક શુદ્ધ થાય છે.

મીઠું અને નવસાર મેળવવો હોય તો દરેક ફોતરાના આઠમા ભાગે લેવા. ઝિલ્લી કાઢ્યા પછી ચોખ્ખા પાણીથી ધોઈ સૂર્યના તાપમાં સૂકવી લેવાથી શુદ્ધ થાય છે.

---

# ભસ્મપ્રકરણ

ધાતુ-ઉપધાતુઓની ભસ્મ બનાવવી, અથવા મારણ કરવું, એટલે એના સૂક્ષ્મ પરમાણુઓને અત્યંત સૂક્ષ્મ, નિરત્થ અને સેન્દ્રિય ઘટકયુક્ત બનાવવા કે જેથી તેનું સેવન કરતાં ફાયદો થઈ શકે અને શરીરમાં નુકસાન ન કરે. ધાતુ-ઉપધાતુઓના નિરિન્દ્રિય પરમાણુઓને શક્ય તેટલા સૂક્ષ્મતમ બનાવવા અને ભાવનાનાં દ્રવ્યોમાંના ગુણ વધારનાર સેન્દ્રિય પરમાણુઓ મળી જાય એવું સૂક્ષ્મતમ સેન્દ્રિય સ્વરૂપ બનાવવું, એ ભસ્મ કે મારણ કરવાનો હેતુ છે. એટલે કે જડ દ્રવ્યોની જડતા દૂર કરી શરીરને ઉપયોગી લઘુત્વ ગુણ ઉત્પન્ન કરવો, એ ભસ્મ બનાવવાનો ઉદ્દેશ છે.

ધાતુ-ઉપધાતુઓની ભસ્મ બનાવવાનો અર્થ એના ધાતુત્વનો બિલકુલ નાશ કરવો એ નથી. એ સંભવિત પણ નથી. ભસ્મ ગમે તેટલી સૂક્ષ્મ કરવામાં આવે, તો કદાચ પાશ્ચાત્ય રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ એનું ધાતુત્વ તદ્દન નાશ પામે ખરું; પરંતુ તે પોતાનો મૂળ સ્વભાવ (વિશિષ્ટ ગુણ) છોડી શકતી નથી, એ પ્રયોગસિદ્ધ વાત છે.

ભસ્મનો અર્થ રાખ નથી. ભસ્મ અને રાખ વચ્ચે મહત્ત્વનું અંતર છે. ભસ્મ અત્યંત તેજસ્વી, શક્તિશાળી, અને ગતિમંત હોવાથી જલદી ફાયદો કરે છે. ભસ્મ બનાવવામાં ધાતુઓ સાથે સેન્દ્રિય ક્ષારોનું એવી રીતે આયોજન કરવામાં આવે છે કે જેથી ભસ્મ સેન્દ્રિય બની જાય છે. એલોપથિક વિધિ મુજબ બનાવેલી લોહભસ્મ અને આયુર્વેદની લોહભસ્મ વચ્ચે અંતર એ છે કે વિલાયતી ભસ્મ નિરિન્દ્રિય છે, જ્યારે આયુર્વેદની સેન્દ્રિય છે. હવે આ વાતને સમજીને એલોપથીમાં સોમલની સેન્દ્રિય બનાવટ બનાવવામાં આવે છે. જસતનાં ફૂલ એ જસતની રાખ છે. એને જસતની ભસ્મ કહેવી એ મોટી ભૂલ છે. એનો ભસ્મ તરીકે ઉપયોગ નથી કરી શકાતો. રાખ અને ભસ્મના વજનમાં (ધાતુઓના પરમાણુઓમાં) પણ અંતર રહે છે.

ભસ્મ તૈયાર કરતા પહેલાં શોધનપ્રકરણમાં લખેલી રીત પ્રમાણે ધાતુ, ઉપધાતુ, રત્ન, ઉપરત્ન, વગેરે ઔષધિઓનું શોધન કર્યા પછી જ ભસ્મ કરવી જોઈએ. જેટલું શોધન સારું થશે તેટલી ભસ્મ વધારે સૌમ્ય બનશે. ધાતુ અથવા ઉપધાતુને ભસ્મ બનાવવા માટે અનેક પ્રકારની વનસ્પતિઓની ભાવના આપવામાં આવે છે. એથી વનસ્પતિઓના રસના ક્ષારને અનુરૂપ ગુણમાં વધારો થાય છે.

સોનું, ચાંદી, લોઢું, કલાઈ, જસત, સીસું, મંડૂર, મોતી, છીપ, પ્રવાલ, અભ્રક અને બીજાં રત્ન-ઉપરત્ન વગેરે સ્વભાવથી સૌમ્ય છે; જ્યારે તાંબુ, સોમલ હરતાલ વગેરે દ્રવ્યો સ્વભાવથી ઉગ્ર છે. પરંતુ ભાવનારૂપી સંસ્કારોથી એમના

ગુણમાં થોડો ફેરફાર કરી શકાય છે. જો કે મૂળ સ્વભાવ સંપૂર્ણ રીતે બદલી શકાતો નથી. માટે ભસ્મ બનાવતા પહેલાં કઈ કઈ ઔષધિઓની ભાવના અનુકૂળ આવે છે તે સારી રીતે સમજી લેવાની જરૂર છે; જેમકે રસાયનગુણ માટે અભ્રકભસ્મને વિરેચન તથા લેખન ઔષધિઓના પુટ થોડા આપવા જોઈએ અને બૃંહણ ઔષધિઓના પુટ વધારે આપવા જોઈએ. પણ જો કોઇ રોગ દૂર કરવાનો ગુણ લાવવો હોય, તો એ રોગનું શમન કરનાર વનસ્પતિઓની ભાવના વધારે આપવી જોઈએ. દાખલા તરીકે ઉષ્ણ, સારક, વાતકફઘ્ન અને કોઠાના વિકારનાશક ગુણો માટે અભ્રકને આકડાના પાનનો રસ અથવા આકડાના દૂધની ભાવના આપવી લાભદાયક છે. પણ તેવા ગુણ માટે શીતવીર્ય, રક્તપિત્તશામક અને કફક્ષયનાશક અરડૂસીના પાનના રસની ભાવના આપવામાં આવશે તો ફાયદો ઓછો થશે.

લોહભસ્મને મધુમેહ પર વાપરવી હોય તો જાંબુડાની છાલના કવાથના ૪–૬ વધારે પુટ આપવા જોઇએ. એવી જ રીતે કફનો નાશ કરવા માટે અભ્રકને ભોંયરીંગણી વગેરે કફઘ્ન ઔષધિઓના વધારે પુટ આપવા જોઈએ. આ રીતે બીજી રોગશામક ઔષધિઓ માટે પણ વિચારપૂર્વક યોજના કરવી જોઈએ.

એ જ રીતે વનસ્પતિદ્વારા તૈયાર કરેલી બંગભસ્મ સૌમ્ય હોવાથી વીર્યસ્થાનને પુષ્ટ કરવામાં વિશેષ ગુણકારી છે અને હરતાલથી મારેલી બંગભસ્મ ઉગ્ર હોવાથી દૂષિત રસ, રક્ત વગેરેને શુદ્ધ કરવામાં, જંતુઓનો નાશ કરવામાં, ઉપદંશના રોગીના બગડેલા શુક્રને શુદ્ધ કરવામાં અને ઉપદંશ–જનિત ચામડીના રોગોમાં વિશેષ હિતકર મનાય છે. માટે ભાવના વિષે વિચાર કરી ભસ્મનો ઉપયોગ કરવો જોઈએ.

ધાતુ–ઉપધાતુની ભસ્મ નીચેના પાંચ પ્રકારથી તૈયાર થાય છેઃ

(૧) પારદ, ગંધક અને હિંગળોકના યોગથી.

(૨) વનસ્પતિઓના રસની ભાવના આપીને.

(૩) સોમલ, હરતાલ, મનઃશિલ વગેરે ઉગ્ર દ્રવ્યોના યોગથી.

(૪) ગંધક, સાજીખાર, સૂરોખાર અને બીજા વનસ્પતિના ક્ષારના યોગથી.

(૫) ધાતુઓનું બીજી વિરોધી ધાતુઓના વડે મારણ કરવાથી.

આમાંના પહેલા બે પ્રકાર શ્રેષ્ઠ અને નિર્દોષ છે. ત્રીજા પ્રકારથી ભસ્મ ઉગ્ર બને છે. ચોથી અને પાંચમી રીતથી બનાવેલી ભસ્મ ઓછા ગુણવાળી બને છે. 'રસરત્નસમુચ્ચય' અને 'આયુર્વેદપ્રકાશ'માં લખ્યું છે કેઃ

लोहानां मारणं श्रेष्ठं सर्वेषां रसभस्मना ।
मूलीभिर्मध्यमं प्राहुः कनिष्ठं गंधकादिभिः ।
अरिलोहेन लोहस्य मारणं दुर्गुणप्रदम् ॥

સુવર્ણ વગેરે ધાતુઓનું પારાના યોગથી મારણ કરવું એ શ્રેષ્ઠ છે. વનસ્પતિઓથી મારણ કરવું એ મધ્યમ ગુણવાળું છે. ગંધક અને બીજા ક્ષારથી મારણ કરવું એ કનિષ્ઠ છે; અને વિરોધી ધાતુઓથી મારણ કરવું એ નુકસાનકારક છે. બીજા આચાર્યોએ પણ કહ્યું છેઃ

लोहं सूतयुतं दोषांस्त्यजेत्सूतस्तु लोहयुक् ।
अतः स्वर्णादिलोहानि विनासूतं न मारयेत् ॥

સુવર્ણ વગેરે ધાતુ પારાના યોગથી દોષોનો ત્યાગ કરે છે, અને પારો પણ સુવર્ણ વગેરે ધાતુઓના યોગથી દોષમુક્ત થાય છે. માટે પારા વિના ધાતુઓનું મારણ ન કરવું જોઇએ.

તે ઉપરાંત જ્યાં સુધી ધાતુની ભસ્મ નિરુત્થ ન થાય ત્યાં સુધી તેને વાપરવી ન જોઈએ, એમ શાસ્ત્રમાં કહ્યું છે. હાલમાં આ નિયમનું પાલન પૂરેપૂરું થતું નથી. જોકે યુનાની હકીમો કાચા બંગ અને સીસાને સાકર સાથે ખરલ કરી ઉપયોગમાં લે છે. તેમની માન્યતા પ્રમાણે કાચી ધાતુથી કાંઇ પણ નુકસાન થતું નથી. પરંતુ આયુર્વેદની દૃષ્ટિએ કાચી કલાઈ અને સીસાનો ઉપયોગ બહુ નુકસાનકારક મનાય છે. ('રસતંત્રસાર'ના બીજા ખંડમાં સીસાના વર્ણનમાં આ વિચાર પાશ્ચાત્ય પદ્ધતિ અનુસાર સમજીને લખ્યો છે.)

ભસ્મોને સંભાળપૂર્વક કાચની મજબૂત દાટાવાળી શીશીઓમાં ભરવી જોઇએ. આ રીતે રાખવાથી જેમ ભસ્મ જૂની થતી જાય છે, તેમ તેની ઉગ્રતા ઓછી થઈ તે સૌમ્ય અને ઉપયોગી બને છે.

અભ્રક, લોહ, સુવર્ણ, રૌપ્ય, તામ્ર, સીસું, જસત વગેરે ધાતુઓને વધારે પુટ આપવાથી ભસ્મ વધારે ગુણકારી બને છે; પરંતુ મોતી, છીપ, પ્રવાલ, રત્ન, ઉપરત્ન વગેરેને મર્યાદા કરતાં વધારે પુટ આપવાથી તેમની ભસ્મ હીનગુણવાળી થવા સંભવ છે. માટે ભસ્મ બનાવતી વખતે ઔષધિનાં સ્વરૂપ અને રૂપાંતર પર ધ્યાન રાખવું પડે છે.

જો કોઈ વખત ભસ્મની કાચની શીશી અકસ્માતથી ફૂટી જાય અને કાચની કચ્ચરો અંદર મળી જાય, તો ૫–૭ વાર કુંવારના રસનો પુટ આપવાથી કાચના દોષની નિવૃત્તિ થશે અને ભસ્મ વધારે ગુણવાળી બનશે.

અભ્રકભસ્મ કેટલા પુટની છે તે નક્કી કરવાનું સાધન હજુ સુધી મળ્યું નથી. એટલા માટે એક પુટની અભ્રક પણ બજારમાં ૧૦૦૦ પુટની તરીકે વેચાય છે. એક વખત એક વૈદ્યરાજે મને સહસ્રપુટી અભ્રક બતાવી અને કહ્યું કે એમણે ચાર રૂપિયે તોલાની કિંમતે ખરીદી છે. તે સોનાગેરુનું ચૂર્ણ જ હતું. આ રીતે વરાડથી પણ અભ્રકભસ્મના નામથી સોનાગેરુનો ભૂકો જ આવ્યો હતો.

કેટલાંક વર્ષ પહેલાં દિલ્હીના એક વૈદ્યરાજ પાસેથી હું બંગભસ્મ બે આને તોલો અને લોહભસ્મ ચાર આને તોલો પરીક્ષા માટે લાવ્યો હતો. એનો નિર્ણય એવો આવ્યો કે ઘણા ફાર્મસીવાળા મોટાં કારખાનાંનાં એન્જિનોની અંદર પાકા લોખંડની પેચવાળી બાટલીમાં કલાઈ વગેરે ભરી કેટલોક વખત રહેવા દે છે. પછી તેને કાઢી, ઠંડું પડયે, પાણીથી ધોઇ તવી પર શેકી લે છે. આ રીતે ભસ્મ બનાવવામાં શોધન કરવાની કે ભાવના આપવાની જરૂર રહેતી નથી. જાહેરખબર આપી સસ્તી ભસ્મ વેચનારાઓ માટે આ રીત ઉપયોગી છે.

ઘણા શઠ વૈદ્યો મોતીભસ્મને બદલે છીપની ભસ્મ આપી પૂરી કિંમત લે છે. એ જ રીતે સુવર્ણ, રૌપ્ય, લોહ વગેરેમાં પણ ઠગાઈ થાય છે. આ બધાં કરતાં જે દૂષિત અને અપક્વ ભસ્મ વેચે છે, તેઓ જનતાને એથી પણ વધુ નુકસાન કરે છે.

ભસ્મ પાણી પર તરે તેવી—વારિતર—બને ત્યારે વધારે ગુણકારી બને છે, એવું મનાય છે. વારિતર ન હોય તેવી અનેક પ્રકારની ભસ્મો ઉપયોગમાં લેવાનો રિવાજ હાલમાં ઘણી જગ્યાએ જોવામાં આવે છે. પાણી પર તરી શકે તેવી ભસ્મો રસરક્તાદિ ધાતુઓમાં જલદી મળી જઈ પોતાનો દિવ્ય પ્રભાવ બતાવે છે. વારિતર ન હોય એવી ભસ્મોમાં તેટલો ગુણ દેખાતો નથી. આ ગ્રંથમાં ઘણી જગ્યાએ ધાતુઓની ભસ્મવિધિમાં થોડા પુટ લખેલા છે, તેને બદલે અનુકૂળતા પ્રમાણે વધારે પુટ આપી શકાય છે. ગ્રંથમાં લખેલી રીત મુજબ બનાવેલી ભસ્મ નુકસાન કરતી નથી. પોતાની શક્તિ પ્રમાણે લાભ આપે છે, એ ચોક્કસ છે. તોપણ વધારે પુટ આપવાથી તે વધારે લાભદાયક બને છે.

અભ્રક, લોહ, મંડૂર, બંગ અને માક્ષિક ભસ્મ જ્યાં સુધી કાચી હોય ત્યાં સુધી તીવ્ર અગ્નિ આપવો જોઈએ. ભસ્મ પાકયા પછી વધારે પુટ આપવા હોય તો અગ્નિ મંદ આપવો જોઈએ. જો છેલ્લા પુટમાં અગ્નિ તીવ્ર હશે, તો ભસ્મ કડક થઈ જશે, સુંવાળી નહિ બને. એથી ઊલટું નાગ, સુવર્ણ અને રૌપ્ય જ્યાં સુધી કાચી હોય ત્યાં સુધી અગ્નિ મંદ આપવો જોઇએ. તીવ્ર અગ્નિ આપવાથી તે ફરી જીવિત થાય છે. જેમજેમ એની ભસ્મ બનતી જાય, તેમતેમ અગ્નિ વધારતા જવો.

ભસ્મ બનાવવા માટેની ધાતુ-ઉપધાતુ વગેરે ઔષધિઓની ટીકડી કે ગોળીને મજબૂત સંપુટમાં મૂકવી જોઇએ. એથી અગ્નિની ઉષ્ણતા જે અંદર પેસે છે, તે જલદી બહાર નીકળી શકતી નથી, અને તેથી ભસ્મ થોડા પુટમાં જ ખૂબ મુલાયમ થઈ જાય છે. ભસ્મનો સંપુટ ઘણું કરીને માટલીઓમાં કરવામાં આવે છે.

જો ભસ્મની ટીકડીઓ ગોળ તવા પર મૂકી સંપુટ કરવામાં આવે તો ગજપુટમાં અગ્નિ વધારે લાગે છે.

ગજપુટ વગેરેમાંથી જ્યાં સુધી સંપુટ સ્વાંગશીતળ ન થાય ત્યાં સુધી ખોલવું ન જોઇએ; વહેલું ખોલવાથી ભસ્મની ગરમ ટીકડીઓને બહારની ઠંડી હવા લાગવાથી ભસ્મ દૂષિત (કઠોર) થાય છે,

રત્નોની ભસ્મને બદલે પિષ્ટિ બનાવવામાં આવે તો વધારે લાભદાયક બને છે. પરંતુ કેટલીક વખત પિષ્ટિ અનુકૂળ નથી આવતી, ત્યારે ભસ્મની જરૂર પડે છે. માટે રત્નોની ભસ્મ બનાવવાની વિધિ પણ લખવામાં આવી છે. ચારપાંચ જાતના ચુનાની પથ્થરોની ભસ્મ અને પિષ્ટિ પણ વિશેષ ઉપયોગી લાગવાથી તેની પણ વિધિ સાથે સાથે આપી છે.

સુવર્ણ, રોપ્ય વગેરે ધાતુઓ ભસ્મ બનાવવા માટે બીજી ધાતુઓના મિશ્રણ વગરની શુદ્ધ લેવી જોઇએ. બીજી ધાતુઓનું મિશ્રણ થવાથી બલ–વીર્યનો નાશ થાય છે, અને અનેક રોગોને ઉત્પન્ન કરે છે. ઔષધિના કામમાં મંડૂર ૧૦૦ વર્ષનો જૂનો જ લેવો જોઇએ. નવા મંડૂરની ભસ્મથી અનેક દોષો ઉત્પન્ન થાય છે. કાસીસ ભસ્મ બનાવવા માટે હીરાકસી વિલાયતી લેવામાં આવે તો વધારે ફાયદો કરે છે.

ભસ્મની ટીકડીઓ સૂકવવા માટે કલાઈવાળી થાળી, એનેમલની થાળી અથવા ચિનાઈ માટીનું કે પથ્થરનું વાસણ લેવું જોઇએ. પથ્થર કે ધાતુના વાસણમાં ટીકડીઓ જલદી સુકાઇ જાય છે. તાંબા કે પિત્તળનું વાસણ લેવું હોય તો કલાઈ કરેલું જ લેવું જોઇએ. કલાઇ વગરના તાંબાપિત્તળના વાસણમાં ટીકડીઓ સૂકવવાથી તેમાં રહેલું મોરથૂથુ ટીકડીઓને લાગી ભસ્મને દૂષિત કરે છે. ઉપરાંત ટીકડીઓ વાળ્યા પછી ખલ, દસ્તો અને સૂકવવાની થાળીને ભાવના આપવાના રસથી ધોઇ રસ સૂકવી લેવો; અથવા બીજી ભાવના આપતી વખતે અંદર મેળવી દેવું. આથી ભસ્મ ઓછી નહિ થાય. જ્યાં સુધી ભસ્મ મુલાયમ ન બને અને કાચી ધાતુનો અંશ હોય, ત્યાં સુધી લોઢાનો ખલ વાપરવો. પથ્થરના ખલમાં કાચી ધાતુઓને ખરલ કરવાથી ભસ્મ અને ખલ બંને ખરાબ થાય છે. (પથ્થર ઘસાઇને કેટલોક ભાગ ભસ્મમાં મળી જાય છે.) એ જ રીતે લીંબુનો રસ, બીજો કોઈ લોહવિરોધી રસ અથવા નવસાર વગેરે ક્ષારવાળી ઔષધિઓ લોઢાના ખલમાં ઘૂંટવાથી લોખંડનો કાટ ઊતરે છે અને તે ઔષધિને દૂષિત કરે છે. માટે વિચારપૂર્વક ખલનો ઉપયોગ કરવો જોઇએ.

હીરા, માણેક, મોતી, પન્ના, નીલમ વગેરે રત્નોની ભસ્મ ચિનાઈ માટીના ખલમાં (Morlar with Pestle), અથવા રત્નો માટે ખાસ સિમાક પથ્થરના

ખલ આવે છે તેમાં ઘૂંટવી જોઇએ. ભસ્મ અને રસ વગેરે ઔષધિઓ માટે ટોલી, તામડા, લોહિયા વગેરે જાતના પથ્થરના ખલ આવે છે. તે બધા રત્નો ઘૂંટવાથી ખરાબ થઇ જાય છે.

'આયુર્વેદપ્રકાશ'ના કર્તાએ રસપદ્ધતિનાં વચનોનું પ્રમાણ આપી લખ્યું છે કે, "ચાંદીભસ્મ, નાગભસ્મ અને ઉપધાતુઓની ભસ્મોમાંથી કોઇનો પણ એકલો ઉપયોગ કરવો વધારે હિતકર નથી. તેઓનું તો રસસિંદૂર કે અભ્રક વગેરે ભસ્મોની સાથે સેવન કરવાથી વધારે લાભ મળે છે."

ભસ્મોની અંદર મૂળ ધાતુ સાથે જુદીજુદી વનસ્પતિઓના ક્ષારનું મિશ્રણ થાય છે. તેમજ મધ, દૂધ કે કવાથ વગેરે જુદાંજુદાં રોગનાશક અનુપાનો મેળવવામાં આવે છે. આ ક્ષારો અને અનુપાનો સાથે ભસ્મ આમાશયમાંથી જ સૂક્ષ્મ રસાયનીઓ મારફત શોષાઇ લોહીમાં પ્રવેશ કરે છે; પછી ક્ષાર અને અનુપાનના ગુણધર્મ પ્રમાણે તરત અસર કરે છે. આ કારણને લીધે, શાસ્ત્રમાં જુદાંજુદાં અનુપાનોની યોજના કરેલી છે, અને ભસ્મ અને રસાયનોને યોગવાહી કહ્યાં છે.'

મહારાષ્ટ્રમાં આયુર્વેદિક સેવા સંઘે આયુર્વેદિક ઔષધિઓનું સંશોધનકાર્ય શરૂ કર્યું છે. સંઘે ભસ્મોનું પૃથક્કરણ કર્યું છે, એનું વિવરણ નીચે મુજબ છે:

**સુધા (કેલ્શિયમ) બતાવનાર કોષ્ટક**

| ભસ્મ | સુધાનું પ્રમાણ સેંકડે | ભસ્મ | સુધાનું પ્રમાણ સેંકડે |
|---|---|---|---|
| કાંતલોહ | ૧.૭૮ | મધુ મંડૂર | ૨.૩૨ |
| તીક્ષ્ણલોહ | ૩.૭૨ | મંડૂર | ૮.૩૧ |
| ,, | ૮.૩૧ | મંડૂર | / ૧૬.૧૫ |
| ,, | ૧૭ ૮ | શૃંગ | ૧૨.૬૮ |
| નાગ | ૩ ૬૮ | મુંડલોહ | ૧.૬ |
| બાલમંડૂર | ૧.૬૮ | સ્વયં અગ્નિ લોહ | ૩.૮૨ |
| ભૌમમંડૂર | ૨.૧૬ | સુવર્ણમાક્ષિક | ૧.૮૪ |

**અભ્રકભસ્મનું પૃથક્કરણ**

| | ફ્રૂટસિલિકેટ્સ | એલ્યુમિનિયમ ઓક્સાઈડ | આયર્ન ઓક્સાઈડ | કેલ્શિયમ ઓક્સાઈડ | મેગ્નેશિયમ ઓક્સાઈડ | વોટર સોલ્યુબલ |
|---|---|---|---|---|---|---|
| કાચો અભ્રક | ૫૦.૭ | ૧૨.૬ | ૧૮.૮ | ૪.૩૪ | ૯ ૪૫ | ... |
| ૧૦૦ | ૨૭ ૫ | ૧૨.૧ | ૩૮.૦ | ૩.૮૮ | ૧.૮૯ | ૧૬ |
| ૫૦૦ | ૨૬.૬ | ૩૧.૮ | ૧૨.૧ | ૭.૧૫ | ૦.૫૭ | |
| ૧૦૦૦ | ૩૧.૮૭ | ૧૭.૫ | ૩૧.૬ | ૧૩.૪૫ | ૫.૬ | |
| ,, | ૨૪.૮ | ૪૧.૭ | ૫.૦ | ૯.૬ | ૧.૩ | |

## મોતી, પ્રવાલ વગેરેમાંના સુધાનું પૃથક્કરણ

| ભસ્મ | સિલિકેટસ્ | કેલ્શિયમ ઑક્સાઈડ | કેલ્શિયમ કાર્બોનેટ | મેગ્નેશિયમ ઑક્સાઈડ | એલ્યુમિનિયમ ઑક્સાઈડ |
|---|---|---|---|---|---|
| મોતી | — | — | ૯૫.૫ | — | ૦.૯૨ |
| પ્રવાલ | ૨.૧૨ | ૩.૮૬ | ૯૧.૧ | ૩.૦ | — |
| છીપ | ૦.૪૫ | ... | ૯૫.૨ | ૦.૪૯ | ... |
| શંખ | ૦.૭૫ | ૧.૯૬ | ૯૬.૭ | ૧.૨૧ | ... |
| કોડી | ... | ૦.૯૭ | ૯૯.૫ | સહેજ | ... |

ભસ્મ તૈયાર કરવામાં ભાવના માટે જે દ્રવ્ય લેવામાં આવે છે તે અનિશ્ચિત હોવાથી, અગ્નિનું પ્રમાણ નક્કી ન હોવાથી, અને મૂળ દ્રવ્યના ભેદને લીધે સુધા વગેરેના પ્રમાણમાં વધઘટ થાય છે. માટે મૂળદ્રવ્ય, ભાવનાદ્રવ્ય અને અગ્નિના ખાસ વિધાનની જરૂર ઊભી થઈ છે કે જેથી ઔષધિના ગુણ નક્કી થઈ શકે.

ભસ્મની પરીક્ષા માટે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ધૂમ, ચંદ્રિકા, પુનર્ભવ, લઘુત્વ, સ્થિરત્વ, સૂક્ષ્મત્વ અને વિદ્રવતા એ બાર પ્રકાર છે. એ ઉપરાંત આધુનિક પરીક્ષાપદ્ધતિ છે. આયુર્વેદના મહારથીઓ માટે એ હવે જરૂરનું છે કે આ બધાનો નિર્ણય થઈ શકે તેવું વિધાન તૈયાર કરે.

### (૧) સુવર્ણભસ્મ

**પહેલી વિધિ**—ચંદ્રોદય બનાવતી વખતે શીશીના તળિયામાં ગંધકમિશ્રિત કાળા રંગની સુવર્ણભસ્મ રહી જાય છે. તેને એક ચિનાઈ માટીના વાસણમાં પાણીમાં મેળવી ૨–૩ કલાક રાખી મૂકવું. પછી ઉપરઉપરથી પાણી કાઢી નાખવું. ફરી પાણી નાખવું અને ૨–૩ કલાક રહેવા દઈ કાઢી નાખવું. ૩–૪ વખત આવી રીતે ધોવાથી પાણી ચોખ્ખું નીકળશે, અને માત્ર સુવર્ણની ભસ્મ રહી જશે. આ ભસ્મને તુળસી, વનતુળસી અથવા ગંગાવતીના ૨૦ તોલા રસમાં ખરલ કરવી. જ્યારે ભસ્મ ગાઢી થઈ જાય ત્યારે તેને કાચની એક રકાબી પર ચોપડી તડકામાં સૂકવવી. સુકાય એટલે સોનાની પોપડીઓ ઊખેડી, સંપુટ કરી, ૧૬ ઇંચના ખાડામાં મૂકી પુટ આપવો. ફરીથી તુળસી અથવા ગંગાવતીના રસમાં ઘૂંટી પુટ આપવો. આ રીતે ૮ પુટ આપવાથી હલકા વજનની, આછા લાલ રંગની મુલાયમ ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૧/૨ થી ૧ રતી દિવસમાં બે વાર મધ, પીપર, અને મધ, માખણ અને સાકર, ગળોસત્ત્વ અને મધ, ચ્યવનપ્રાશાવલેહ અથવા રોગ પ્રમાણેના અનુપાન સાથે આપવી. શાસ્ત્રકારોએ જુદાજુદા વ્યાધિઓ પર નીચે લખેલાં અનુપાનોની યોજના કરી છે.

**અનુપાન**—(૧) રસાયનગુણ માટે (ક) જીભી કાઢી નાખેલા કમલકંદ, ડાંગરની ધાણી અને ઘઉંલા આ ત્રણનું ચૂર્ણ અને મધ સાથે સુવર્ણભસ્મ આપવી. ઉપર ગાયનું દૂધ પાવું.

(ખ) કાળા તલના ચૂર્ણ સાથે આપવી. ઉપરથી નીલકમળના કવાથથી સિદ્ધ કરેલું ગાયનું દૂધ પાવું.

(ગ) આમળાંના ચૂર્ણ અને મધ સાથે આપવી.

(ઘ) શતાવરી ઘૃત ૬ માસા અને મધ સાથે આપવી.

(ઙ) ભાંગરાના રસ સાથે આપવી.

(૨) ઉન્માદ—ગાંડપણ—પર—બ્રાહ્મીનો સ્વરસ ૩ માસા, વજ ૩ રતી, કઠ અને શંખાવળી ૩–૩ માસા અને સાકર ૬ માસા લઇ તેની સાથે આપવી.

(૩) બુદ્ધિ વધારવા માટે—વજના ૩ રતી ચૂર્ણ સાથે.

(૪) કાંતિ વધારવા—પદ્મકેસરના ચૂર્ણ સાથે.

(૫) યૌવનપ્રાપ્તિ માટે—શંખાવળીના ચૂર્ણ સાથે.

(૬) વાજીકરણ માટે—વિદારીકંદના ચૂર્ણ સાથે.

(૭) ક્ષય ઉપર—(૧) માખણ, સાકર અને મધ સાથે આપવી. (૨) સુવર્ણભસ્મ ૦॥ રતી, શુદ્ધ સોનાગેરુ ૩ રતી અને મોતીપિષ્ટિ ૧ રતી મેળવી મધ સાથે આપવાથી ક્ષયમાં ઊલટી, ઝાડા, કૃમિ, ખાંસી, રક્તપિત્ત, અરુચિ, ઊબકા વગેરે મટી જાય છે.

(૮) ક્ષયમાં અતિસાર પર—દાડિમાવલેહ સાથે.

(૯) દાહશમન માટે—સાકર સાથે.

(૧૦) આંખોની નબળાઇમાં—સાટોડીના ચૂર્ણ સાથે.

(૧૧) જીર્ણ નેત્રદાહમાં—મોતીપિષ્ટિ અને ગળોસત્ત્વ સાથે.

(૧૨) શ્વાસમાં—સૂંઠ, મરી અને પીપરના ચૂર્ણ અને મધ સાથે.

(૧૩) ભયંકર પ્રદરમાં—તાંદળજાના મૂળના અર્ક અથવા મધ સાથે.

(૧૪) ખાંસીમાં—હળદર અને પીપરના ચૂર્ણ અને મધ સાથે.

(૧૫) જૂની ખાંસીમાં—દ્રાક્ષાસવ સાથે.

(૧૬) પરમિયા અને મૂત્રકૃચ્છ્રમાં—કાગદી, એલચી, કપૂર અને સાકરના ચૂર્ણ સાથે.

(૧૭) આર્તવશુદ્ધિ માટે—પિલૂડીના અર્ક સાથે.

**ઉપયોગ**—આ ભસ્મ ક્ષય, ધાતુક્ષીણતા, જીર્ણજ્વર, ત્રિદોષ, જ્ઞાનતંતુઓની નબળાઈ, જૂનો શ્વાસ–દમ, ખાંસી, દાહ, આંખોએ બળતરા બળવી, પિત્તના

રોગો, પિત્તજન્ય ઉન્માદ, વિષવિકાર, પિત્તપ્રધાન પ્રમેહ અને નપુંસકતા વગેરેને મટાડે છે.

સુવર્ણભસ્મમાં સ્નિગ્ધ, મધુર, કષાય, સહેજ તિક્ત, શીતવીર્ય અને રસાયન ગુણ છે. એ પ્રજ્ઞા, વીર્ય, બળ, સ્મરણશક્તિ અને કાંતિને વધારનારી, વૃષ્ય, વિપાકે મધુર, બૃંહણ, હૃદ્ય અને વાણીને સ્થિર અને શુદ્ધ કરનાર છે. બધી ધાતુઓમાં સુવર્ણ વધારે સ્થિર, નિર્મળ અને પ્રસન્ન ધાતુ છે.

સુવર્ણભસ્મના સેવનથી હૃદયને બળ મળે છે. સુવર્ણનો આ હૃદ્ય ગુણ ઝેરકોચલાં જેવો એકદમ વાતવાહિની નસોને ઉત્તેજન કરનાર, કપૂરની માફક રક્તવાહિની નસોને વિકસાવનાર કે જહ્મે હયાત, સાદડ વગેરે ઔષધિઓ સમાન રક્તવાહિનીઓનું સંકોચન કરનાર ગુણ નથી. પરંતુ સુવર્ણભસ્મનું કાર્ય લોહીને નિર્દોષ બનાવી, રક્તનું પ્રસાદન કરી, હૃદયને પુષ્ટ બનાવવાનું અને વાતવાહિનીઓ તથા રક્તવાહિનીઓને શક્તિ આપવાનું છે. સુવર્ણભસ્મનો હૃદ્યત્વનો ગુણ બીજી ઔષધિઓ કરતાં વધારે છે. આ ગુણને પ્રાપ્ત કરવા માટે આ ભસ્મનું આદુના રસ સાથે સેવન કરવું જોઈએ.

સુવર્ણમાં વિષ, ઉપવિષ, શરીરમાં ઉત્પન્ન થનાર સેન્દ્રિય વિષ અને એને ઉત્પન્ન કરનાર જંતુઓ, આ બધાની શરીર પર થતી ખરાબ અસરોને દૂર કરવાનો અદ્‌ભુત ગુણ છે. જ્યારે વિષની ઉગ્ર અવસ્થા પૂરી થાય છે અને શરીરમાં સૂક્ષ્મ સ્થિતિ રહી જાય છે, ત્યારે સુવર્ણના ઉપયોગથી શરીર સંપૂર્ણ રીતે નિર્વિષ બને છે. આ વખતે સુવર્ણ થોડી માત્રામાં વારંવાર આપવું જોઇએ. એવી જ રીતે કૃત્રિમ વિષનો ઉગ્ર વેગ દૂર થયા પછી બાકીના વિકારોના શમન માટે સુવર્ણનો ઉપયોગ કરવો જોઇએ; કારણ સુવર્ણમાં જંતુઘ્ન અને પ્રતિવિષઉત્પાદક ગુણ રહેલો છે. સુવર્ણભસ્મ દિવસમાં ૩–૪ વાર થોડી થોડી માત્રામાં લેવી જોઇએ.

આ જંતુઘ્ન અને પ્રતિવિષઉત્પાદક ગુણને લીધે સુવર્ણ ક્ષયમાં બહુ ફાયદો કરે છે. માટે જ આયુર્વેદે ક્ષયમાં વારંવાર સુવર્ણનો ઉપયોગ કર્યો છે. ક્ષયની બધી અવસ્થાઓમાં સુવર્ણમિશ્રિત ઔષધિઓનો પ્રયોગ થાય છે. આયુર્વેદે અવસ્થા, દોષ, દૂષ્ય, સ્થાન વગેરેનો વિચાર કરી સુવર્ણના ઘણા પ્રયોગો બનાવ્યા છે, તે પહેલી અને બીજી અવસ્થામાં વપરાય છે. માત્ર ત્રીજી અવસ્થામાં જ્યારે મોટા મોટા ઉરઃક્ષત, બળ અને માંસનો ક્ષય અને શક્તિનો ખૂબ હ્રાસ એ લક્ષણો થયાં હોય, ત્યારે તો સુવર્ણભસ્મ કે બીજી કોઈ પણ ઔષધિથી લાભ નથી થઇ શકતો. પરંતુ આંતરિક શક્તિનો વધારે ક્ષય ન થયો હોય ત્યાં સુધી સુવર્ણ સારી રીતે વાપરી શકાય છે.

ક્ષયમાં જ્યારે તાવનો વેગ વધારે હોય ત્યારે સુવર્ણ ન આપવું જોઈએ. એ જ રીતે કેટલીકવાર સુવર્ણની માત્રા રોગીની શક્તિ કરતાં વધારે પ્રમાણમાં આપવાથી ક્ષયના જંતુઓનો ખૂબ પ્રમાણમાં નાશ થાય છે, અને એમ મરેલા જંતુઓથી શરીરમાં સેન્દ્રિય વિષ વધારે પ્રમાણમાં ઉત્પન્ન થઈ તાવ વધવા લાગે છે તથા તે હદ બહાર વધી જાય છે. માટે સુવર્ણની માત્રા રોગની અવસ્થા અને પ્રકૃતિના ભેદનો વિચાર કરી આપવી જોઈએ. ઘણીવાર તો સુવર્ણભસ્મનો પ્રયોગ એટલો ઓછો કરવામાં આવે છે કે રોગી માત્ર ૧ રતીના ૫૦ ભાગ જેટલી જ માત્રા સહન કરી શકે છે.

વારંવાર સૂકી ખાંસી, આખા શરીરમાં વ્યથા, રોજ સંભાળ રાખવા છતાં સાંજના વખતે તાવ આવવો, અને એટલાથી જ ખૂબ અશક્તિ આવી જવી, મન અસ્વસ્થ, ઉદાસી, અને ક્રોધી બની જવું, આવાં લક્ષણો થતાંની સાથે સુવર્ણભસ્મ, પ્રવાલપિષ્ટિ, અને ગળોસત્ત્વને મેળવી દૂધ અને સાકર સાથે આપવાથી થોડા જ દિવસમાં શરીરની પ્રકૃતિ સુધરવા માંડે છે. ( સૂકી ખાંસીમાં શૃંગભસ્મની માત્રા ઓછી આપવી. )

સહન થઈ શકે તેટલો તાવ, હાથપગમાં બળતરા, ઘાંટો બેસી જવો, ખભા અને પડખામાં સંકોચ, દિવસમાં ૩-૪ પાતળા ઝાડા, વધારે પ્રમાણમાં સૂકી ખાંસી, શ્વાસ, ગળામાં પીડા, કફ સાથે લોહી પડવું, વગેરે લક્ષણો હોય તો પ્રવાલપિષ્ટિ, શૃંગભસ્મ, અને દાડિમાવલેહ સાથે સુવર્ણભસ્મનો પ્રયોગ કરવાથી ફાયદો થાય છે.

ઉરઃક્ષતમાં પણ સુવર્ણનો ઉત્તમ રીતે ઉપયોગ થાય છે. વધારે રક્તસ્રાવ થતો હોય તો રક્તપિત્ત ચિકિત્સાની સાથે સાથે થોડી માત્રામાં સુવર્ણભસ્મ આપતા રહેવાથી વધારે અશક્તિ થતી નથી; લોહીમાં રહેલા મધુરત્વ, સ્નિગ્ધત્વ અને પ્રસન્નત્વ વગેરે ગુણોની ન્યૂનતાની પૂર્તિ સુવર્ણદ્વારા થવાથી શક્તિ ટકી રહે છે, અને વ્યાધિ તરત કાબૂમાં આવી જાય છે.

નિર્જન્તુક ક્ષયની બધી અવસ્થાઓમાં શરીરના ઘટકોનો ક્ષય રોકવા માટે સુવર્ણનો ઉપયોગ ફાયદાકારક છે. રસ, રક્ત વગેરે ધાતુઓના અનુલોમ ક્ષય (રસક્ષય-Sprue) અને પ્રતિલોમ ક્ષય બંને પ્રકારના ક્ષયમાં જીવનીય ગણની ઔષધિઓની સાથે સુવર્ણભસ્મનો ઉપયોગ કરવાથી તાત્કાલિક ફાયદો થાય છે.

ઉન્માદરોગમાં પિત્ત અને કફના ઉપદ્રવો વધારે હોય તો સુવર્ણભસ્મનો ઉપયોગ સારી રીતે થઈ શકે છે. એટલે કે આખા અંગમાં બળતરા, અસહિષ્ણુતા, બાળકનું રડવું કે સામાન્ય અવાજ પણ સહન ન થવો, પ્રકાશ, ગરમી કે ગરમ પદાર્થોના સ્પર્શથી દુઃખ થવું, હાથપગ પછાડવા, ખૂબ બેચેની, મોં, આંખ,

ગાલ અને આંગળીઓ પર સોજો, જોર કરીને ચીસાચીસ પાડવી, બીજાને મારવા દોડવું, નાગા ફરવું, અને બીભત્સ ચેષ્ટા કરવી, વગેરે પૈત્તિક લક્ષણો છે. મનની વિચિત્ર ચંચળતા, વારંવાર દિગ્મૂઢ થઈ જવું, જડતા, ખોરાક પર અરુચિ, સ્ત્રીઓ સંબંધી વાતો પર પ્રેમ, એકાંતમાં રહેવાની ઇચ્છા, જીવનથી કંટાળો વગેરે શ્લૈષ્મિક લક્ષણો છે. જ્યારે આ લક્ષણો દેખાતાં હોય ત્યારે ધમાસાના ક્વાથ અથવા અર્ક સાથે સુવર્ણભસ્મ આપવાથી ફાયદો થાય છે.

ઘણા મહિનાઓની જૂની ખાંસી અને દમમાં પિત્ત અથવા તો વાતપિત્તની પ્રધાનતા હોય ત્યારે દ્રાક્ષાસવ કે દ્રાક્ષારિષ્ટ સાથે સુવર્ણભસ્મ આપવાથી સારો ફાયદો થાય છે.

રાજયક્ષ્મામાં આંતરડાં અને ગ્રહણી પર સેન્દ્રિય વિષરૂપી દોષની અસર થવાથી ગ્રહણીકળા દૂષિત થાય છે, અને તેથી વારંવાર પાતળા ઝાડા થયાં કરે છે. કેટલીકવાર ઝાડા સાથે લોહી પણ પડે છે. કેટલાક રોગીઓના આખા ઉદરમાં દોષ કુપિત થઈ જવાથી વારંવાર ખૂબ ઝાડા થાય છે અને અતિશય અશક્તિ આવી જાય છે. આ અવસ્થામાં દાડિમાવલેહ સાથે સુવર્ણભસ્મ આપવી જોઈએ.

સુવર્ણના પ્રયોગથી રક્તનું પ્રસાદનકાર્ય સારી રીતે થાય છે, ચામડી સુંવાળી અને તેજસ્વી બને છે, ચામડીમાં રહેલા પિત્તવિકારનું સારી રીતે શમન થાય છે, ચહેરા પર કાન્તિ આવે છે તેમજ ક્ષુદ્ર કુષ્ઠ અને ચામડીના સામાન્ય રોગો નાશ પામે છે. એ જ રીતે સુવર્ણના સેવનથી મહાકુષ્ઠના ઉત્પાદક જંતુઓનો પણ નાશ થાય છે. આ રીતે કુષ્ઠ રોગમાં પણ સુવર્ણમિશ્રિત ઔષધિનો ઉપયોગ ફાયદાકારક છે.

પૈત્તિક પ્રમેહમાં સુવર્ણભસ્મનો ઉપયોગ સારી રીતે કરી શકાય છે.

આંત્રિક જ્વર વગેરે મુદતિયા તાવના જંતુઓ અને સેન્દ્રિય વિષ આખા શરીરમાં વધારે પ્રમાણમાં ફેલાઈ ગયાં હોય તે વખતે લોહીમાં રહેલા જ્વરોત્પાદક જંતુઓનો નાશ કરી, સેન્દ્રિય વિષને બાળી, લોહીને નિર્વિષ બનાવવાનું અને હૃદય વગેરે અવયવોને સારી રીતે કાર્યક્ષમ કરવાનું કાર્ય સુવર્ણભસ્મના પ્રયોગથી સહેલાઇથી થઈ શકે છે.

સુવર્ણમાં ઉત્તમ પ્રકારનો નપુંસકત્વનાશક ગુણ રહેલો છે. એટલે સુવર્ણભસ્મના સેવનથી અંડકોષની ગ્રંથિઓ બળવાન બને છે અને નપુંસકતા દૂર થાય છે.

આંખોનાં જૂનાં કષ્ટસાધ્ય દરદોમાં સુવર્ણનો ઉપયોગ બહુ સારી રીતે થાય છે. ખાસ કરીને પાંપણ નીચે બાજરી જેવા દાણા થયા હોય, આંખો લાલ રહેવી, આંખો, હૃદય, હાથપગ વગેરેમાં દાહ અને વ્યાકુળતા વગેરે પિત્તપ્રધાન લક્ષણો

વધારે થતાં હોય ત્યારે ગળોસત્ત્વ અને મોતીપિષ્ટિ સાથે સુવર્ણભસ્મનું સેવન કરાવવું હિતકર છે.

વાત, પિત્ત દોષો અને રસ, રક્ત, માંસ, શુક્ર દૂષ્યો તથા હૃદય, જ્ઞાનતંતુઓ, રક્તવાહિનીઓ, આંખ, શ્વસનેંદ્રિય, આંતરડાં, ગ્રહણી, અંડકોષ અને મન આ સ્થાનો પર ખાસ કરીને સુવર્ણનો ઉપયોગ થાય છે. (ઓ. ગુ. ધ. શા)

ભારે ખોરાક અને, ખૂબ આહાર કરનારાઓનાં આંતરડાંમાં વિષ એકત્ર થાય છે. તે બહુ વધી જાય છે ત્યારે વધુ ખોરાક લેવામાં આવે છે તો તે બધા ખોરાકને વિષરૂપ બનાવી દે છે. પછી ઊલટી, ઝાડા, હેડકી, પેટમાં દરદ, શરીર પર ઠેરઠેર શીળવા નીકળવો, ખૂબ તાવ, ગભરામણ વગેરે ઉત્પન્ન થાય છે. એ વખતે પહેલાં શોધન (વમન–વિરેચન) કરી પછી સુવર્ણભસ્મ ૧/૧૬ રતી તાંદળજાના મૂળના ૧ તોલા ક્વાથ સાથે દિવસમાં ૨ વાર આપવાથી બાકીના ઉપદ્રવો—ઊલટી, હેડકી, ઊંઘનો નાશ વગેરે—દૂર થાય છે. ખોરાકમાં દ્રાક્ષનો ફાંટ આપવાથી જલદી ફાયદો થાય છે.

**સૂચના**—ક્ષયરોગમાં સુવર્ણભસ્મની માત્રા ૧/૩૨ થી ૧/૧૬ રતી છે. એટલાથી પણ જો તાવ વધે તો માત્રા એથી પણ થોડી આપવી. વધારે માત્રા આપવાથી ક્ષયના જંતુઓ વધારે પ્રમાણમાં એકીસાથે મરી જવાથી તાવ વધી જાય છે. ક્ષયમાં તાવ ૯૯° ડીગ્રીથી વધારે હોય ત્યારે સુવર્ણનો ઉપયોગ ન કરવો.

**બીજી વિધિ**—શુદ્ધ સુવર્ણ અને શુદ્ધ પારો દરેક ૨ તોલા લઈ લીંબુના રસમાં તેમને ૬ કલાક ખરલ કરવા. પછી ૪ તોલા શુદ્ધ ગંધક મેળવી કજ્જલી કરવી. ફરી લીંબુના રસમાં ખરલ કરી ટીકડીઓ બનાવી, સૂકવી, શરાવસંપુટ કરી, ૨ શેર છાણાંનો પુટ આપવો. આ રીતે સોનાની કાળી ભસ્મ થાય ત્યાં સુધી (૪ થી ૬) પુટ આપવા. પછી પારો ૨ તોલા અને ગંધક ૪ તોલાની કજ્જલી મેળવી કાંચનારની છાલના ઉકાળાની ભાવના આપવી. આ રીતે કાંચનારની છાલના ઉકાળાની ૧૦–૧૨ ભાવના આપવાથી સોનાની રજકણ નામે નહિ દેખાય અને ભસ્મ કાળી થઇ જશે. બાદ પારો મેળવ્યા વિના કાંચનાર ક્વાથના ૩–૪ પુટ આપવા. પછી તેમાં ઘી નાખી ટીકડીઓ વાળવી, અને તેને શરાવસંપુટમાં મૂકી ૫ શેર છાણાંનો પુટ આપવો. એટલે ઘેરા લાલ રંગની, હલકા વજનની મુલાયમ ભસ્મ તૈયાર થશે. અથવા કાંચનારના ક્વાથને બદલે ગંગાવતીના સ્વરસની ૪–૮ ભાવના આપી ભસ્મને સુંદર રંગની અને મુલાયમ બનાવી લેવી, અથવા કાંટાવાળા તાંદળજાના રસની ૭ ભાવના આપી લાલ રંગની ભસ્મ બનાવવી. ૪–૬ પુટ વધારે આપવામાં આવે તો ગુણ પણ તે પ્રમાણે વધે છે.

(૮) ઉન્માદ, શિરોરોગ, પિત્તપ્રમેહ, જ્વર અને દાહ પર એલચી, ઘી અને સાકર સાથે.

(૯) ૨૦ પ્રકારના પ્રમેહમાં—ઇસબગોળ ૧ તોલો લઇ તેની ૦॥ શેર દૂધમાં ખીર બનાવી તેમાં ૫ તોલા સાકર નાખવી. આ ખીરની સાથે રૌપ્ય ભસ્મ આપવી. અથવા મધ, મલાઇ કે માખણ સાથે આપી ઉપર આ ખીર ખવડાવવી. ૨૧ દિવસમાં પ્રમેહ દૂર થાય છે. ભૂખ લાગે ત્યારે ભોજન કરવું. સવારે ન ખવાય તો માત્ર સાંજે જમવું. અથવા રૌપ્ય ભસ્મ અને શિલાજિત સાથે મધ મેળવી આપવું અને ઉપર આમળાંનો સ્વરસ અથવા હિમ પાવુ.

ઉપયોગ—રૌપ્ય ભસ્મ આંખોના રોગો, ક્ષય, ગુદાના રોગો, પિત્તપ્રધાન કામ, જીર્ણ પ્રમેહ, પાંડુ, બરોળ અને કલેજાની વૃદ્ધિ, ધાતુક્ષીણતા, વાઈ, હિસ્ટીરિયા અને વાતપિત્તના વિકારોને મટાડે છે. મૂત્રપિંડનુ શોધન કરી એ તેને શુદ્ધ અને બળવાન બનાવે છે. ચાંદી કે પરમિયો થયા પછી અંડકોષ, જ્ઞાનતંતુઓની નસો કે બીજા કોઇ સ્રોતોનુ સંકોચન થવાથી નપુંસકતા આવી ગઈ હોય તો તેને માટે રૌપ્ય ભસ્મ ઉત્તમ દવા છે. આ ભસ્મ વાયુનુ શમન કરે છે, સ્નાયુ અને શિરાઓનું બૃંહણ કરે છે અને આયુષ્ય, વીર્ય, બુદ્ધિ અને કાન્તિને વધારે છે.

રૌપ્ય ભસ્મ વિપાકે મધુર, કષાય અને અમ્લરસાત્મક, શીતળ, સારક, લેખન, રુચિ ઉત્પન્ન કરનાર અને સ્નિગ્ધ છે. બૃંહણ ગુણ હોવાથી વાયુનુ શમન કરે છે. કંપવા અને લકવાની જીર્ણ અવસ્થામા આ શમનકાર્ય સારી રીતે જોવામાં આવે છે. શિરાઓમાં રહેલા વાયુનો પ્રકોપ થવાથી શૂળ, શિરાઓનો સંકોચ, શિરાઓ ફૂલી જવી, અંતરાયામ ( શરીર પેટ તરફ કમાન માફક વળી જવું ), બહિરાયામ ( શરીર બરડા તરફ કમાન માફક વળી જવુ ), ખાલી, ખાધ વગેરે ઉત્પન્ન થાય છે. આ વાયુના પ્રકોપના શમન માટે રૌપ્ય ભસ્મ ઉત્તમ છે. એકના વાયુનો પ્રકોપ હોય તો રૌપ્ય ભસ્મથી લાભ થાય છે, પણ વાયુ સાથે આમદોષ હોય તો રૌપ્ય ભસ્મ કરતાં યોગરાજ ગૂગળનુ સેવન વધારે હિતકર છે. આયુર્વેદની દૃષ્ટિએ આ ભેદ બહુ મહત્ત્વનો છે. જેમ યકૃત, બરોળ વગેરે ઇન્દ્રિયોમા રહેલા દોષ અને ધાતુ પર તામ્રભસ્મનો પ્રભાવ ચોખ્ખો દેખાય છે, તેમ મૂત્રપિંડ, માથુ, જ્ઞાનતંતુ અને વાતદોષ પર રૌપ્ય ભસ્મનો શામક પ્રભાવ દેખાય છે.

બહુ પરિશ્રમ, બહુ વાચન, ઘણો ઉજાગરો, ચિંતા, શોક, ભય આ બધાના અતિયોગથી વાયુની વૃદ્ધિ થાય છે અને માથાની શક્તિ ક્ષીણ થઈ જાય છે. એથી થાક, બેશુદ્ધિ જેવું લાગવું, ચક્કર આવવા વગેરે લક્ષણો થતા હોય, તો રૌપ્ય ભસ્મનો પ્રયોગ સરસ થાય છે. એવી જ રીતે ઉત્પન્ન થયેલા માથાના દરદ અને શૂળમા પણ રૌપ્ય ભસ્મ ગુણકારી છે. જ્યારે વેદના થોડો વખત ખૂબ અને થોડો

વખત ઓછી થતી હોય, ત્યારે રૌપ્ય ભસ્મનો ઉપયોગ કરવો જોઈએ. પણ તે રોગમાં પિત્ત વધારે હોય અને પિત્તનો પ્રકોપ થયો હોય, તો મોતીની પિષ્ટિનો ઉપયોગ કરવો જોઈએ. અર્થાત્ વાતાધિક્ય ઉપદ્રવોમાં ચાંદી અને પિત્તાધિક્ય ઉપદ્રવોમાં મોતી વાપરવાં જોઈએ. તેમજ આવાં લક્ષણો રક્તાભિસરણની વૃદ્ધિ થવાથી પણ થાય છે. તે વખતે તો શિલાજિતનો પ્રયોગ જ વિશેષ હિતકર છે. શિલાજિત આપવો હોય ત્યારે તેની સાથે આરગ્વધાદિ ક્વાથ જેવી સૌમ્ય વિરેચન ઔષધિ પણ આપવી જોઈએ.

રૌપ્ય ભસ્મના ઉપયોગથી જ્ઞાનતંતુઓના ક્ષોભનું શમન થાય છે, અને તેથી અપસ્માર, ઉન્માદ, ખાસ કરીને આક્ષેપક (કંપવાયુ) આ બધાની તીવ્ર અવસ્થામાં રૌપ્ય ભસ્મ ફાયદાકારક છે. સ્ત્રીઓના ભૂતોન્માદમાં જો વાતપ્રધાન લક્ષણો વધારે થતાં હોય, તો રૌપ્ય ભસ્મના સેવનથી તેનું શમન થાય છે.

વાતપ્રધાન અને વાતપિત્તપ્રધાન નેત્રરોગમાં રૌપ્ય ભસ્મનું સેવન ગુણકારી છે. શોક, ક્રોધ, શ્રમ, સૂર્યનો તાપ વગેરેનો અતિયોગ થવાથી દૃષ્ટિની વિકૃતિ થઈ હોય. તેવા દરદીઓ માટે રૌપ્ય ભસ્મ જ એકમાત્ર ઔષધિ છે. નેત્રરોગમાં હરતાલથી મારેલી રૌપ્ય ભસ્મને બદલે સુવર્ણમાક્ષિક અને ગંધક મેળવી બનાવેલી કે વનસ્પતિઓથી મારેલી ભસ્મ વધારે લાભદાયક છે.

ક્ષયજન્ય અને ખાસ કરીને શુક્રક્ષયજન્ય વ્યાધિઓમાં રૌપ્ય ભસ્મ અને બંગભસ્મ એ બે જ ઔષધિઓ ઉપયોગી છે. શુક્રક્ષયથી વાયુનો પ્રકોપ થઇ કમર, પિંડી વગેરે સ્થાનોમાં ખેંચ, શૂળ કે સામાન્ય દુખાવો, મૂત્રમાર્ગ અને શુક્રમાર્ગમાં ખૂબ દાહ અને વ્યથા વગેરે લક્ષણો થતાં હોય તો રૌપ્ય ભસ્મનું સેવન કરાવવામાં આવે છે. પરંતુ શિથિલતા અને શક્તિનો હ્રાસ વગેરે લક્ષણો દેખાતાં હોય, તો બંગભસ્મ ઉપયોગી થઈ પડે છે.

જન્તુજન્ય ક્ષયમાં સુવર્ણભસ્મ સર્વોત્તમ ઔષધિ છે. પણ આખા અંગમાં દાહ, આંખો અને મૂત્રપિંડમાં બળતરા વગેરે લક્ષણો થતાં હોય તો દાહના શમન માટે પહેલાં રૌપ્ય ભસ્મ આપવામાં આવે છે. દાહ મટી ગયા પછી સુવર્ણભસ્મ આપવી હિતકારી છે, અથવા બંનેનું મિશ્રણ આપવામાં આવે છે.

વાતજ, વાતપિત્તજ અને પિત્તજ અર્શરોગમાં રૌપ્ય ભસ્મ વપરાય છે. દૂઝતા અર્શમાં રૌપ્ય ભસ્મથી સારો ફાયદો થાય છે. જો અર્શના મસા બહુ મોટા થઈ ગયા હોય તો પહેલાં તેને કાઢી નખાવવા પડે છે, અને તે પછી રૌપ્ય ભસ્મ આપવી હિતકર છે.

રક્તાર્શમાં જો શૂળ, વેદના કે તીવ્ર પીડા થતી હોય, તો રૌપ્ય ભસ્મના સેવનથી તેનું શમન થાય છે. પણ દાહ બહુ વધારે હોય અને આમડી

કાળી, નિસ્તેજ અને કઠોર થઈ ગઈ હોય, તો ગંધક રસાયનનું સેવન કરાવવું જોઈએ.

પિત્તજ ઉદરરોગમાં જ્વર, વારંવાર મૂર્છા આવવી, આખા અંગમાં બળતરા થવી, મોંમાં બળતરા થતી હોય તેવું લાગવું, ચક્કર આવવા, ઝાડા, ચામડી અને પેટની શિરાઓ લીલીપીળી થઇ જવી, ખૂબ પરસેવો થવો, ચામડીમાં બળતરા થવી, ગળામાંથી ધુમાડા નીકળતા હોય તેવું લાગવું, પેટમાં જલદી પાણી ભરાઇ આવવું, અથવા જળોદર થઇ જવું, વગેરે લક્ષણો સાથે જ્ઞાનતંતુઓની એક જાતની વિચિત્ર વ્યથા થતી હોય તો રૌપ્ય ભસ્મનો ઉપયોગ કરવો જોઈએ.

અમ્લપિત્તમાં રૌપ્ય ભસ્મનો ઉપયોગ સારી રીતે થાય છે. વાતજ અમ્લપિત્તમાં ખાસ કરીને ઉદર અથવા આમાશયના જ્ઞાનતંતુઓનો ક્ષોભ થતો હોય ત્યારે રૌપ્ય ભસ્મનું સેવન કરાવવું હિતકર છે. આ અમ્લપિત્તમાં થોડા દિવસ તબિયત તદ્દન સારી રહે છે અને થોડા દિવસમાં ફરી ઊથલો મારી આવે છે. એવા અમ્લપિત્તમાં રૌપ્ય ભસ્મનું સેવન ફાયદાકારક છે. ઉપરાંત આમાશયની વૃદ્ધિ થવાથી અમ્લ-પિત્ત ઉત્પન્ન થયું હોય અને તેમાં તીવ્ર વેદના થતી હોય, ત્યારે પણ રૌપ્ય ભસ્મના સેવનથી તે મટી જાય છે. પરંતુ શિથિલતા અને ઇન્દ્રિયોની અશક્તિ વધારે પ્રમાણમાં થઇ હોય, તો બંગભસ્મનું સેવન કરાવવું જોઇએ.

વાતપ્રધાન સૂકી ખાંસીમાં રૌપ્ય ભસ્મ ફાયદો કરે છે. જ્યારે સૂકી ખાંસીમાં પીડા, રુક્ષતા, ગળાના અંદરના ભાગમાં ચામડી રુક્ષ થઈ જવી, ગળું અને ઘોઘરામાં પણ રુક્ષતા અને ગળામાં નાની નાની ફોલ્લીઓ કે સોજો આવેલા જેવું થયું હોય, ત્યારે રૌપ્ય ભસ્મનું સેવન હિતકારક છે.

પાંડુરોગમાં લોહીના રાતા કણ ઓછા થઇ જાય છે. આ રાતા કણ ઓછા થવામાં મન પરનો આઘાત કે માનસિક ચિન્તા વગેરે કારણો હોય, અથવા વાતપ્રધાન કે વાતપિત્તપ્રધાન લક્ષણો થતાં હોય, ત્યારે રૌપ્ય ભસ્મનું સેવન અત્યંત લાભદાયી છે.

માનસિક ચિન્તા, શોક કે બીજા વાયુને કુપિત કરનાર કારણોથી અરુચિ ઉત્પન્ન થઈ હોય, ત્યારે રૌપ્ય ભસ્મનું સેવન ફાયદાકારક છે. એ જ પ્રમાણે વાયુના પ્રકોપથી જઠરાગ્નિ મંદ થઇ ગઈ હોય, ત્યારે વાયુના કાર્યને વ્યવસ્થિત કરવા માટે અને જઠરાગ્નિની મંદતા દૂર કરવા માટે રૌપ્ય ભસ્મ ઉપયોગી છે.

શરીરના ઘટકો ધીરે ધીરે ગળાતા હોય, દૂષિત થતા અવયવોમાં બળતરા અને શૂળ થતી હોય, તે ભાગની ચામડી કાળી થઈ ગઈ હોય, કોઈ વખત તાવ પણ રહેતો હોય, કોઇક વાર આ વિકાર પરમિયો, પ્રમેહ કે મધુમેહના ઉપદ્રવરૂપે થયેલો હોય અથવા બીજા રોગના ઉપદ્રવરૂપે થયો હોય અને વાતજ

કે વાતપિત્તજ દૂષ્યતા હોય, તેવા કોથ ( Gangrene ) રોગમાં રૌપ્ય ભસ્મનું સેવન હિતકર છે. કાગદી એલચી, આમળાં, વાંસકપૂર, ગળોસત્ત્વ અને મધ સાથે અથવા ચોપચિન્યાદિ ચૂર્ણ સાથે આ ભસ્મ આપવી.

જો ઉપદંશ કે પરમિયો થયા પછી અંડકોષ અને તેની પાસે આવેલા જ્ઞાનતંતુઓ કે બીજા સ્રોતોના સંકોચાવાથી નપુસકતા થયેલી હોય તો રૌપ્ય ભસ્મના સેવનથી જ્ઞાનતંતુઓનો સંકોચ દૂર થઇ અંડકોષમાં લોહી વગેરે ધાતુઓ જરૂરી પ્રમાણમાં પહોંચે છે અને નપુસકતા દૂર થાય છે. રૌપ્ય ભસ્મ બળ વધારવા માટે પણ વપરાય છે. સ્રોતોનો સંકોચ થવાથી લોહી વગેરે ધાતુઓનું સંચરણ વ્યવસ્થિત રૂપે ન થતુ હોય, થોડા શ્રમથી ઇન્દ્રિયો અને બાહ્ય અવયવોને થાક લાગી જતો હોય અને શક્તિ ઓછી થઈ ગઈ હોય, એવી નિર્બળતા દૂર કરવાનું કામ રૌપ્ય ભસ્મ સારી રીતે કરે છે.

રૌપ્ય ભસ્મ બુદ્ધિવર્ધક છે. બુદ્ધિનું કાર્ય સાધક નામના પિત્તના યોગથી વ્યવસ્થિત બને છે. એ પિત્ત વિકૃત થવાથી બુદ્ધિનું કાર્ય અવ્યવસ્થિત થઇ જાય છે. તે વખતે સાધકપિત્તના કાર્યને વ્યવસ્થિત કરવા માટે રૌપ્ય ભસ્મ ઉપયોગી છે.

સૂતિકાજ્વરમાં રૌપ્ય ભસ્મનો ઉપયોગ ખૂબ થાય છે. જો જ્વર મર્યાદામાં હોય પણ આખા શરીરમાં વેદના, ભ્રમ, બકવાટ વગેરે ચિહ્નો વધારે થતાં હોય, તો રૌપ્ય ભસ્મ આપવી હિતકારક છે.

રૌપ્યં ભસ્મ વાયુ અને વાયુ-પિત્તમિશ્ર દોષ, તેમજ રસ, માંસ અને અસ્થિ એ દૂષ્ય તથા મૂત્રપિંડ, મસ્તક, જ્ઞાનતંતુઓની નસો, આંખો, સ્નાયુઓ કફસ્થાન, પચનઇન્દ્રિય, મન અને બુદ્ધિ આ બધાં પર ખાસ ફાયદો કરે છે.

( ઓ. ગુ. ધ. શા. )

વાયુનો પ્રકોપ થવાથી દોષ મસ્તિષ્કમાં જઇ ચક્કર આવવા, આંખમાં બળતરા અને ડોળો અંદર ખેંચાઈ જવા જેવુ થવુ, અથવા એવું ભયંકર દરદ થવું અને માથામાં શૂળ ઉત્પન્ન થવું, એમ થાય છે. આંખો પર હાથ દબાવવાથી સારું લાગતું હોય, કબજિયાત અને આંતરડાંની વૃદ્ધિ ન હોય, તો શતાવરી, આમળાં, નાગરમોથ અને ગળોસત્ત્વ મેળવી તે સાથે રૌપ્ય ભસ્મ આપવી જોઈએ. ખાસ કરીને આ મિશ્રણ જમતા પહેલાં ઘી અને મધ સાથે આપવું વિશેષ હિતકર છે.

મધુરા તાવના બીજા અઠવાડિયામાં આંતરડાંમાં પ્રદાહ હોવાથી ઝાડા થવા માંડે છે. કોઈ કોઈને મધુરો તાવ મટ્યા પછી પણ ઝાડા રહી જાય છે. પછીથી આહારવિહારમાં બરાબર ધ્યાન ન રહે તો વધારે ખોરાક લેવાથી અથવા બહુ

ફરવાથી મળ-મૂત્ર અને શુક્ર ધારણ કરનારી શક્તિ શિથિલ થઇ જાય છે. દિવસમાં ૫-૭ વાર પાતળા ઝાડા થાય છે અને વારંવાર પેશાબ કરવો પડે છે. વીર્ય પણ પાતળું થઇ પેશાબ સાથે જાય છે. આ વિકાર પર રૌપ્ય ભસ્મ અને રસસિંદૂર મેળવવાં અને શતાવરીઘૃત સાથે જમતા પહેલાં દિવસમાં ૨ વાર લેવાં. આથી આ વિકાર દૂર થાય છે.

કોઇ વખત સુવાવડમાં બાળકની તબિયત બગડતાં માને માનસિક આઘાત લાગે છે તેથી તેને ઉન્માદની અસર થાય છે. બકવાટ, રુદન, ભય લાગવો, હાથ-પગમાં કંપ, નિસ્તેજ ચહેરો, ઉદાસીનતા, સ્થિર દૃષ્ટિએ જોયા કરવું, ખાવાની ઇચ્છા ન થવી, વગેરે લક્ષણો થાય છે. એ વિકાર પર રૌપ્ય ભસ્મ ½ રતી દિવસમાં ૩ વાર બ્રાહ્મી શરબત અથવા આમળાંના મુરબ્બા સાથે આપવાથી રોગનું શમન થાય છે.

**બીજી વિધિ**—પહેલી વિધિમાં લખ્યા પ્રમાણે શુદ્ધ કરેલી ચાંદીનાં વરક ૫ તોલા, શુદ્ધ પારો ૧૦ તોલા, શુદ્ધ ગંધક ૨૦ તોલા, અને શુદ્ધ હરતાલ ૫ તોલા લઈ કજ્જલી કરવી. પછી આતસી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મૂકી ૩ દિવસ સુધી અગ્નિ આપવાથી ઉપર તાલસિંદૂર લાગી જશે અને શીશીના તળિયામાં ચાંદીની ભસ્મ રહી જશે. આ તળિયામાંથી કાઢેલી ભસ્મને પાણીથી ધોઈ નાખી ગુલાબના ફૂલના રસમાં ખરલ કરી ૧૬ ઇંચના ખાડામાં પુટ આપવો. આ રીતે ૪ થી ૬ (૧૫ થી ૨૦) પુટ આપવાથી સુંદર ગુલાબી રંગની ભસ્મ તૈયાર થશે. **(રસા. સા.)**

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**ત્રીજી વિધિ**—૩૬ તોલા શુદ્ધ ચાંદી લઈ તેનાં પાતળાં પતરાં કરાવી કાતરથી તેના નાના નાના કટકા કરાવી લેવા. પછી એક ચિનાઇ માટીના પ્યાલામાં ૨૦ તોલા સુરોખારનો તેજાબ (Nitric Acid) લઈ તેમાં પતરાંના કટકા નાખી સળગતી સગડી પર મૂકવું અને લાકડીથી હલાવતા રહેવું. ધુમાડો ન લાગે તે ખ્યાલ રાખવું. લગભગ અર્ધો કલાકમાં ધોળી ભસ્મ તૈયાર થઈ જશે. પછી આ ભસ્મને ૪-૬ વખત પાણીથી ધોઈ ૩ તોલા (૧૨મો ભાગ) હરતાલ મેળવી કુંવારના રસમાં ઘૂંટી ટીકડીઓ બનાવવી. એ સુકાયા પછી શરાવસંપુટમાં મૂકી, મજબૂત રીતે બંધ કરી, ૫ શેર છાણાંની આંચ આપવી. આ પ્રમાણે ફરી ફરી હરતાલ મેળવી ૫-૫ શેર છાણાંના ૧૦ પુટ આપવા. છેવટે કુંવારના રસની ભાવના આપી ૩ ગજપુટ અગ્નિ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**સૂચના**—ગંધકના તેજાબથી પણ ચાંદીના પાસા ( Crystles ) પડી જાય છે અને તેની પણ ઉપરની રીતે ભસ્મ તૈયાર થઈ શકે છે. પરંતુ તેજાબના સંયોગથી ભસ્મ કાંઈક ઓછા ગુણવાળી બને છે.

## (૩) તામ્રભસ્મ

**પહેલી વિધિ**—શોધનપ્રકરણમાં લખ્યા પ્રમાણે સારી રીતે શુદ્ધ કરેલું તાંબું લઈ તેને ખાંડી ચૂર્ણ કરી ચોથો ભાગ શુદ્ધ પારો મેળવી ૩ કલાક લીંબુના રસમાં ખરલ કરવું. પછી તાંબાના વજનથી બમણો શુદ્ધ ગંધક લઇ લીંબુના રસમાં ઘૂંટવો. તેમાં ઉપરના પારાવાળા તાંબાના ચૂર્ણને મેળવી ગોળો બનાવવો. બાદ ખાટી લૂણીની ભાજી અથવા સાટોડીની ભાજી વાટીને ચટણી ( લૂગદી ) બનાવવી. એ ચટણીનો ગોળા ઉપર બબ્બે આંગળનો જાડો લેપ કરવો. તે ગોળાને માટલીમાં મૂકી ઉપર રેતી ભરી ઢાંકણું ઢાંકી રાખોડી અને મીઠાથી સાંધા બંધ કરવા. પછી માટલી ચૂલા પર ચઢાવી ૧૨ કલાક તાપ આપવો. પહેલાં ધીમો, પછી સહેજ વધારે અને છેવટે તીવ્ર અગ્નિ આપવો. ૧૨ કલાક પછી સ્વાંગશીતળ થયે માટલીને ખોલી, સંભાળપૂર્વક રેતી અને લૂગદીની રાખ કાઢી નાખી, તાંબાની ભસ્મનો ગોળો કાઢી લેવો. બાદ સૂરણના રસમાં ૬ કલાક ઘૂંટી ગોળો બનાવવો. આ ગોળાને સૂરણના કંદમાં મૂકી, કપડમટ્ટી કરી, ગજપૂટ આપવાથી, મોરના કંઠના રંગ જેવી ઉત્તમ પ્રકારની ભસ્મ તૈયાર થશે. જો સૂરણ ન મળે તો લીંબુના રસમાં જ ગોળો બનાવી પુટ આપવો. **(ભાવપ્રકાશ)**

**માત્રા**—$\frac{1}{8}$ થી $\frac{1}{4}$ રતી દિવસમાં ૨ વાર મધ, પીપર અને મધ, પુનર્નવાદિ ક્વાથ, અનારદાણાનો રસ, કુમારીઆસવ, શિલાજિત અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**અનુપાન**—(૧) કફપ્રધાન સન્નિપાત પર—આદુનો રસ અને મરી સાથે.

(૨) હેડકી પર—લીંબુના રસમાં અથવા ૧ રતી કાકડાશિંગ અને ૨ રતી પીપર સાથે મેળવી મધ સાથે આપવી.

(૩) આમસંગ્રહણી પર—સૂંઠના ચૂર્ણ અને ઘી સાથે.

(૪) આમાતિસાર પર—૨ માસા આમળાં અને ૩ રતી પીપરની સાથે અથવા સૂંઠનું ચૂર્ણ અને મઠા સાથે.

(૫) કફપ્રમેહ પર—ઉંબરાના ફળના ચૂર્ણ સાથે.

(૬) કલેજાના દાહ પર—મીઠા દાડમના રસ સાથે.

(૭) મંદાગ્નિ પર—પીપર અને મધ અથવા હળદર સાથે આપી આદુનો રસ પાવો.

(૮) જળોદરમાં—મધ સાથે ચટાડી ઉપર ચિત્રકના મૂળનો ઉકાળો અથવા કાંચ્છ કે હળદરનો ઉકાળો પાવો.

(૯) ગુલ્મમાં—આદુનો રસ અથવા નાગરવેલનાં પાનના રસ સાથે.

(૧૦) ગુલ્મ, વાતજ શળ અને વિષૂચિકામાં—ત્રિકટુ અને પંચલવણના ચૂર્ણ સાથે અથવા ½ રતી શુદ્ધ વછનાગ અને ૪ રતી ત્રિકટુ સાથે આપવી.

(૧૧) ઔદુમ્બર કુષ્ઠ પર—તામ્રભસ્મ, અઘેડાનો ક્ષાર, સાજીખાર અને જવખાર ચારે સરખે ભાગે મેળવી ૨–૨ રતી દિવસમાં ત્રણ વાર ઠંડા પાણી સાથે ૪૯ દિવસ સુધી આપવું. કુષ્ઠના રોગીએ અડદ, માછલાં, દૂધ અને એવી દાહ કરનારી વસ્તુઓ તથા ભારે ખોરાક ન લેવો.

(૧૨) વિષમજ્વર (રોજ આવનારો, આંતરે આવનારો, તરિયો અને ચોથિયો) પર—તામ્રભસ્મ ૧ રતી અને શુદ્ધ વછનાગ ૧ ચોખાપૂર મેળવી મધ સાથે દિવસમાં ૨ વાર અથવા તુળસીનો રસ અને મરી સાથે આપવું.

(૧૩) શળ પર—રસસિંદૂર સાથે મેળવીને આપવી. જો કૃમિથી શળ ઉત્પન્ન થઈ હોય તો ઉપર તુળસીનો ઉકાળો સાકર નાંખીને પાવો.

(૧૪) કર્ણાન્નિપાત પર—મધ સાથે ચાટી ઉપર જવ કે ઘઉંના ભૂસાનો ઉકાળો પીવો.

(૧૫) ત્રિદોષજ ભગંદર અને વ્રણ પર—ઘી અને મધ સાથે.

(૧૬) અમ્લપિત્તમાં—સાકર અને મધ સાથે આપવી. ઉપર દ્રાક્ષ ૧ તોલો અને હરડે ૧ તોલાનો ઉકાળો પાવો, જેથી બેત્રણ દસ્ત થઈ જાય.

(૧૭) બધી જાતના કુષ્ઠ, શીતપિત્ત, ઉદર્દ, ખરજ, તીક્ષ્ણ પીડા સાથેનો કફપ્રધાન સોજો અને કોઢ (ચામડી પરના કાળા ધાબા) પર—બાવચીના ચૂર્ણ સાથે મધ મેળવી ચટાડવી.

(૧૮) મૂર્છારોગમાં—સુગંધી વાળો અને કેસર સાથે આપવી અને ઉપર ઠંડું પાણી પાવું, અથવા દિવસમાં ૩ વાર ઘી સાથે ચટાડી ઉપર જવાસાનો ઉકાળો પાવો.

(૧૯) મૂત્રકૃચ્છ્રમાં—એલચી અને ભાંગ સાથે મેળવી મધ સાથે ચટાડવી.

(૨૦) તીવ્ર વાતજન્ય શળ, ગુલ્મ અને મંદાગ્નિ પર—સેકેલી હિંગ, ત્રિકટુ, જેઠીમધ, સંચળ અને આમલીનો ક્ષાર એ દરેક ૧–૧ રતી લઈ તેમાં મેળવી આપવી અને ઉપર કોકરવરણું પાણી પીવું.

(૨૧) વાતજન્ય પ્રમેહ પર—ગળોસત્ત્વ, સાકર અને મધ સાથે.

(૨૨) પ્લીહોદર, યકૃતોદર, પિત્તજન્ય સોજા અને પરિણામશળ પર—કુમારીઆસવ સાથે, મધ અને પીપર સાથે અથવા પુનર્નવાદિ ક્વાથ સાથે આપવી.

(૨૩) બધા પ્રકારનાં શૂલ ઉપર—તામ્રભસ્મ ૦ા રતી, શુદ્ધ ગંધક ૧ રતી અને આમલીનો ક્ષાર ૧ માસો મેળવી, ગાયના ઘી સાથે ચટાડી ઉપર કોકરવરણું પાણી પાવું.

(૨૪) પિત્તાશ્મરી પર—કારેલીનાં પાનના રસ સાથે.

(૨૫) હૃદય, યકૃત અને મૂત્રપિંડની વિકૃતિ પર—પુનર્નવાદિ ક્વાથ સાથે.

ઉપયોગ—તામ્રભસ્મ ઉદરરોગ, પ્રમેહ, અજીર્ણ, જ્વર, સન્નિપાત, યકૃદ્વિકાર, કફોદર, પ્લીહોદર, પરિણામશૂળ, દાહ, હેડકી, આફરો, ઝાડા, સંગ્રહણી, પાંડુરોગ, માંસાર્બુદ ( કર્કસ્ફોટ–Cancers and tumours ) વગેરે રોગોનો નાશ કરે છે.

શરીરના અનેક જાતના પિંડોની વૃદ્ધિ થઈ હોય ત્યારે તેને ઓછા કરવા અને પિંડોને દૃઢ કરવા તામ્રભસ્મ વપરાય છે. ખાસ કરીને બરોળ અને કલેજાની વૃદ્ધિ થઈ હોય ત્યારે તામ્રભસ્મ સારી રીતે વપરાય છે. તામ્રભસ્મના સેવનથી મોટા થયેલા ઘટકો ઝરવા માંડે છે, તેમજ મૃતપ્રાય અંશોને સજીવ ઘટકોથી જુદા પાડવામાં પણ તામ્રભસ્મ મદદ કરે છે. તામ્રભસ્મનું સેવન કરવાથી તેને યકૃત અને બીજા અવયવોમાં જવું પડે છે. તેમાંયે ખાસ કરીને તે પિત્તાશય પર વપરાય છે. પિત્તાશય સંકુચિત થઇ ગયું હોય, પિત્તાશયની અંદરના ભાગમાં વિકૃતિ થઈ હોય, અથવા એવા કોઈ પણ કારણથી પેટમાં દુખાવો થતો હોય, ત્યારે તામ્રભસ્મના સેવનથી બહુ ફાયદો થાય છે. તામ્રભસ્મના સેવનથી યકૃત–પિત્તનો સ્રાવ થઈ તેના કાર્યમાં નિયમિતતા આવે છે. પિત્તાશયમાં યકૃત–પિત્તના કણ જામી ગયા હોય અને તેથી પેટમાં વ્યથા થતી હોય, તો તે તામ્રભસ્મના સેવનથી દૂર થાય છે. પિત્તના ગાંગડા જામી ગયા હોય તો કારેલીનાં પાનના રસ સાથે તામ્રભસ્મનું સેવન કરવાથી તે ધીરે ધીરે છુટા થવા માંડે છે અને પેટની વ્યથા મટી જાય છે. કલેજાના અનેક વિકારોમાં ખાસ કરીને યકૃતના ઘટકોની વૃદ્ધિ થાય ત્યારે તામ્રભસ્મનો ઉપયોગ કરવો જોઈએ.

આ રીતે બરોળની વૃદ્ધિમાં પણ તામ્રભસ્મનું સેવન બહુ લાભદાયક છે. ગુલ્મ અને અષ્ઠીલામાં ગાંઠને ફાડવા માટે તામ્રભસ્મનો ઉપયોગ થાય છે. ગુલ્મ પર તામ્રભસ્મ કુમારીઆસવ કે બીજી સારક અથવા સૂક્ષ્મ રેચક ઔષધિની સાથે વાપરવી લાભદાયક છે. એ જ પ્રમાણે આમાશયમાં થયેલા કર્કસ્ફોટમાં પણ તામ્રભસ્મ હિતકર છે. માંસાર્બુદમાં જો વાતપ્રધાન કે કફપ્રધાન દોષ હોય તો તામ્રભસ્મ આપવી જોઇએ. પરંતુ ગાંઠમાં પિત્તપ્રધાન દોષો લીન થઇ ગયા હોય તો બંગભસ્મ આપવી જોઇએ.

તામ્રભસ્મના સેવનથી દોષોનો સ્રાવ થતો હોય પણ રક્તસ્રાવ થતો હોય, તો તામ્રભસ્મ ન આપવી જોઇએ. (તે વખતે બંગભસ્મ જ અપાય છે.)

સાધારણ રીતે ઉદરરોગમાં હૃદય, કલેજું અને ગુરદા આ ત્રણ સ્થાનોમાં વિકાર થાય છે. આ વિકારો મટાડવા માટે તામ્રભસ્મ અપાય છે. પરંતુ તામ્રભસ્મ સ્વભાવે મૂત્રલ નથી એટલે જલોદર જેવા રોગમાં ઉદરમાં ભરાયેલું પાણી કાઢવા માટે તામ્રભસ્મનો સીધો ઉપયોગ થઇ શકતો નથી. માટે તામ્રભસ્મ પુનર્નવા અથવા બીજી મૂત્રલ દવાઓ સાથે આપવી જોઇએ.

તામ્રભસ્મની સાથે શામક (sedative), મૂત્રલ અને વિરેચક દવાઓ આપી ઉદરમાં રહેલું પાણી બહાર કાઢવા પ્રયત્ન કરવો જોઇએ. ક્યારેક કેટલાક પિત્તપ્રકૃતિવાળાઓને તામ્રભસ્મથી જુલાબ લાગે છે. તામ્રભસ્મથી જુલાબ થાય છે તો તે પિત્તની વૃદ્ધિ થવાથી અથવા પિત્તમાં તીક્ષ્ણતા વગેરે ગુણ વધવાથી થાય છે. માટે પિત્ત સારી રીતે નીકળી જાય એટલા માટે ગરમાળાનો ગોળ અથવા કડુ જેવી વિરેચન દવાઓનું અનુપાન આપવું જોઇએ.

તામ્રભસ્મના સેવનથી લોહીનું દબાણ વધે છે. એથી કેટલાકને ગળા કે નાકમાંથી લોહી પડે છે. તેથી મૂત્રપિંડની વિકૃતિથી થનારા ઉદરરોગમાં તામ્રભસ્મ આપવાથી મૂત્રપિંડનો સોજો વધે છે, મૂત્રોત્સર્ગની ક્રિયા ઓછી થાય છે અને પેટમાં પાણી વધારે ભરાય છે. તેવે વખતે તામ્રભસ્મનો ઉપયોગ ન કરવો જોઇએ. પરંતુ મૂત્રપિંડના વિકારમાં જ્યારે ગુરદામાંથી પરુ નીકળતું હોય ત્યારે તામ્રભસ્મ વાપરવાથી પરુ ઓછું થાય છે અને ધીમે ધીમે મૂત્રપિંડ અસલ સ્થિતિમાં આવી જાય છે. માટે આ રોગમાં તામ્રભસ્મનો ઉપયોગ બહુ ઓછા પ્રમાણમાં કરવો જોઈએ, અથવા બની શકે તો તામ્રભસ્મ ન જ વાપરવી એ વધારે સારું ગણાય.

ઉદરરોગમાં યકૃતોદર, પ્લીહોદર, કફોદર વગેરેમાં ઉપર લખેલી કફપ્રધાન કે કફવાતપ્રધાન દૂષિતતા હોય ત્યારે તામ્રભસ્મનો ઉપયોગ સારી રીતે થઇ શકે છે.

કોલેરામાં બહુ ઝાડા થાય ત્યારે હાથપગની નાડીઓ બહુ ખેંચાવા માંડે છે અને પિંડીઓમાં ભયંકર દરદ થાય છે. આ બંને તામ્રભસ્મના સેવનથી તરત મટી જાય છે. તે વખતે તામ્રભસ્મ દર અર્ધો કલાકે $\frac{1}{2}$ રતી આપવી જોઈએ. સાથે સાથે ઊલટી, શળ અને ભ્રમ થતો હોય તો તે પણ તામ્રભસ્મના પ્રયોગથી ઓછા થઈ જાય છે. તામ્રભસ્મથી નાડીઓનો ખેંચાવો દૂર થાય એ પછી સુવર્ણમાક્ષિકભસ્મ, શંખભસ્મ, કામદુધારસ વગેરે દવાઓ આપવી જોઈએ.

અમ્લપિત્ત રોગમાં તામ્રભસ્મ વપરાય છે. ખૂબ ગરમ પિત્તની અને થોડા

પ્રમાણમાં ઊલટી થતી હોય, ચક્કર, પેટનો દુખાવો એ ઉપદ્રવો બહુ વધારે અને ત્રાસદાયક હોય ત્યારે તામ્રભસ્મ વાપરવી હિતકર છે.

જો અમ્લપિત્તમાં એકાએક અને ખૂબ પ્રમાણમાં ઊલટી થતી હોય, તો સુવર્ણમાક્ષિકભસ્મ આપવી જોઇએ. ઉપરાંત ઊલટી કડવી, ખાટી અને તીખી થતી હોય, એટલે કે પિત્તનો વધારે સંચય થયો હોય, ત્યારે પણ સુવર્ણમાક્ષિક-ભસ્મ અપાય છે. તામ્રભસ્મના સેવન માટે અમ્લપિત્તના પિત્તનો સ્રાવ ઓછો પરંતુ પિત્તની તીવ્રતા, તીક્ષ્ણતા, ઉગ્રતા ખૂબ હોવી જોઈએ. ધ્યાનમાં રાખવું કે પિત્તનો સ્રાવ કરાવી નાખવા માટે જ તામ્રભસ્મ અપાય છે. આ એક પ્રકારની વિરેચન ઔષધિ છે. તામ્રભસ્મનો ઉપયોગ સાવચેતીથી કરવો જોઈએ અને તામ્ર સાથે ઘી વગેરે સ્નેહ આપવા જોઇએ. યકૃત્પિત્તિનો સ્રાવ ઓછો થવાથી એક પ્રકારનો અતિસાર ( શ્વેત વર્ણનો મળ ) થઈ જાય છે. એમાં પણ તામ્ર-ભસ્મનું સેવન હિતકર છે.

ઉદરમાં મદ ઉત્પન્ન કરનાર નૈસર્ગિક કે કૃત્રિમ વિષ કે સેન્દ્રિય વિષ થયું હોય તો તેના શોધન માટે પણ તામ્રભસ્મનું સેવન હિતકર છે.

સેન્દ્રિય વિષથી મદ ઉત્પન્ન થયો હોય તો પણ તામ્રભસ્મનું સેવન હિતકર છે. કફપ્રધાન દોષોમાં તામ્રભસ્મથી આમાશયનું અને પક્વાશયનું સંશોધન થાય છે, માટે શોધન કરવાની જરૂર હોય ત્યારે તામ્રભસ્મ વાપરવી જોઇએ.

અન્નદ્રવશૂળ અથવા બીજી કોઇ કોષ્ઠશૂળમાં ઉદરમાં રહેલી અષ્ઠીલા વગેરે ગ્રંથિઓ વધી હોય અથવા ઉદરસ્થ ગ્રંથિ શૂળનું કારણ હોય, તો તામ્રભસ્મ આપવી જોઈએ.

પાંડુરોગમાં યકૃત કે બરોળ એમાંથી એકની વૃદ્ધિ થઈ હોય, તો તામ્રભસ્મ આપવી જોઈએ. પીળાશ કરતાં નિસ્તેજતા વધારે હોય, ચામડી તેલ લગાડ્યા જેવી દેખાતી હોય, મોં પર થોથર લાગતા હોય, રંગ ધોળો થઈ ગયો હોય, આખા શરીરમાં સહેજ સહેજ સોજા લાગતા હોય અને આ બધાંમાં યકૃત કે બરોળની વિકૃતિ કારણરૂપ હોય, પિત્ત ક્ષીણ થયું હોય અને કફ વધ્યો હોય, તો તામ્રભસ્મ આપવી જોઈએ.

કફજન્ય ગુલ્મ અને અષ્ઠીલાની વૃદ્ધિ એકદમ થઈ હોય, ત્યારે તામ્રભસ્મનો ઉપયોગ કરવો જોઈએ.

માંસાહારીઓને થનારા પ્રમેહરોગમાં બીજી ઔષધિઓના કરતાં તામ્રભસ્મ વિશેષ હિતકર છે. તામ્રભસ્મના પ્રયોગથી માંસઘટકોના પાચનને ઉપયોગી પિત્ત તૈયાર થાય છે. આ રીતે તામ્રભસ્મનો ઉપયોગ પ્રમેહરોગમાં પણ થાય છે.

ગ્રહણી વિકારમાં પિત્તની ઉત્પત્તિ ઓછી થાય છે, અને થાય છે તે પણ તેમાં તીક્ષ્ણતા ઓછી હોવાથી નિર્બળ હોય છે. એવી અવસ્થામાં બાજરીનો લોટ પાણીમાં મેળવેલો હોય તેવા સફેદ, મેલા રંગના અને ચીકણા ઝાડા થાય છે. તેમાંથી દુર્ગંધ આવે છે, ઊબકા આવે છે. ઘણીવાર ઊલટી પણ થઈ જાય છે, અને તે પણ ચીકણી, ફિક્કી અને દુર્ગંધવાળી હોય છે. આ વિકારમાં તામ્રભસ્મનું સેવન સારી રીતે થઈ શકે છે.

લૌકિક વ્યવહારમાં તામ્રભસ્મ નપુંસકતાનાશક મનાય છે, પરંતુ તામ્રભસ્મનો એવો ગુણ અનુભવમાં આવ્યો નથી.

**તામ્રભસ્મનું કાર્ય**—તામ્રભસ્મ કફદોષ, રસ, રક્ત અને માંસ એ દૂષ્ય તથા યકૃત, પ્લીહા, પકવાશય, ગ્રહણી અને કોષ્ઠગ્રંથિ આ સ્થાનો પર ફાયદો કરે છે. તામ્રભસ્મના સેવનથી પિત્તનો સ્રાવ વધારે થાય છે. પિત્તનો તીક્ષ્ણ અને ઉષ્ણ ગુણ વધે છે. રક્તાભિસરણની ક્રિયા ઝડપથી થવા માંડે છે. રક્તસ્રાવ વધારે થાય છે, અને કફદોષ પર એ વધારે ઉપયોગી કાર્ય કરે છે. **( ઔ. ગું. ધ. શા. )**

કોઇ કારણથી લોહીમાં વિકૃતિ થઇ માંસગ્રંથિઓ ઉત્પન્ન થાય છે. આ ગ્રંથિઓ હાથ, પગ, માથું, પેટ વગેરે જુદાંજુદાં સ્થાનો પર થાય છે. એ ગાંઠો દુખતી નથી, પરંતુ ધીમે ધીમે વધતી જાય છે અને નવી નવી થતી જાય છે. આ ગાંઠોનો નાશ કરવા અને નવી થતી અટકાવવા તામ્રભસ્મ અર્કક્ષીરચૂર્ણ ( આકડાના દૂધને વરાળથી સૂકવી કરેલું ચૂર્ણ ) ૪–૪ રતી આપવું. સાથે દિવસમાં ત્રણવાર મધ આપવું. બહાર વછનાગ ૩ માસા, વજ અને રાઈ ૧–૧ માસા અને કપૂર ૫ રતીના ચૂર્ણને ગૂંદરના પાણીમાં મેળવી લેપ કરતા રહેવું. આથી ૧–૨ મહિનામાં ગાંઠો નાશ પામે છે.

**સૂચના**—તામ્રભસ્મ અત્યંત ઉગ્ર, તીક્ષ્ણ, ઉષ્ણ, ભેદન કરનાર અને પિત્તનો સ્રાવ કરનાર છે. આ હેતુ માટે આ દવાનો ઉપયોગ બહુ સાવચેતીપૂર્વક કરવો જોઇએ. તામ્રભસ્મના સેવનથી પિત્તસ્રાવ વધારે થઇ અતિસાર થઈ જાય છે, તો ભય માનીને એને બંધ ન કરવો જોઇએ. જે રોગીને સૂકી ખાંસી, દાહ કે વૃક્કપ્રદાહ હોય અને જેને શાંત નિદ્રા ન આવતી હોય, તેને આ ભસ્મ ન આપવી જોઇએ.

તામ્રભસ્મ નિરુત્થ જ વાપરવી જોઇએ. કાચી ભસ્મ કદી પણ વાપરવી ન જોઈએ. કાચી ભસ્મના સેવનથી ભ્રમ, બકવાટ, ઊલટી, કોઇકવાર તાવ, ઝાડા, શૂળ અને રક્તસ્રાવ વગેરે વિકારો ઉત્પન્ન થાય છે.

તામ્રભસ્મના વિકારોના શમન માટે જરૂર હોય ત્યારે મોતીપિષ્ટિ બહુ ફાયદાકારક છે.

તામ્રભસ્મનું સેવન કરતી વખતે મરચું વગેરે તીખી વસ્તુઓ, તેલ, ખટાશ, બધી પિત્તવર્ધક વસ્તુઓ, અગ્નિનું સેવન, સૂર્યના તાપમાં ફરવું અને રોગ વિરુદ્ધ અપથ્ય ભોજન વગેરેનો ત્યાગ કરવો.

બાળક, વૃદ્ધ, ક્ષયરોગી, સુવાવડી, ગર્ભિણી, રક્તાર્શ અને મૂત્રાશયના સોજાવાળા ઉદરરોગના દરદીને તામ્રભસ્મ ન આપવી જોઈએ.

**તામ્રભસ્મની પરીક્ષા**—થોડા દહીંમાં તામ્રભસ્મ નાખી કાચની શીશીમાં ૧૨ કલાક રહેવા દેવું. દહીંના રંગમાં લીલાશ દેખાય તો ભસ્મને દોષવાળી સમજી, સૂરણ અથવા બીજી વનસ્પતિના રસમાં ઘૂંટી ગજપુટ આપવો.

તામ્રભસ્મ સૂર્યનાં કિરણોમાં જોવાથી ચંદ્રિકા વગરની દેખાય તો પૂરી પકવ થયેલી જાણવી. જો ચંદ્રિકા દેખાય તો ફરી ૨–૩ પુટ આપવા, કારણ કે દોષવાળી ભસ્મથી ઊલટી, લોહીવિકાર, કુષ્ઠ અને અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે.

**બીજી વિધિ**—મોરથુથુ ૧ શેર લઈ ઝીણું વાટી લોઢાની કઢાઈમાં નાખવું. પછી તેને ચંદનબટવા (ચીલની ભાજી)ના રસમાં પલાળવું. ૨૪ કલાક પછી રસ કાઢી નાખી તાંબાની કચ્ચરો કાઢી લેવી. પછી કાઢી લીધેલો રસ અને મોરથુથુ પાછા કઢાઈમાં નાખી દઈ ચંદનબટવાનો રસ નાખવો. ૨૪ કલાક પછી ફરી કાઢી લેવું. ૩–૪ વાર આ રીતે કરવું. ઘણું કરીને ૧ શેર મોરથૂથામાંથી નવટાંક તાંબુ નીકળે છે. પછી તાંબાને લીંબુના રસમાં ખરલ કરી ધોઈ લેવું. બાદ આકડાના દૂધમાં ટીકડીઓ બનાવી સૂકવી લેવી. તે ટીકડીઓને થૂવેરના ડાંડામાં મૂકી કપડમટ્ટી કરી ગજપુટ આપવો. પછી ભસ્મને કાઢી લઈ જંગલી ગળજીભીના રસમાં ઘૂંટી ટીકડીઓ બનાવવી અને એની જ લુગદીમાં મૂકી કપડમટ્ટી કરી ગજપુટ આપવો. એટલે ઝાંખી સફેદ રંગની તામ્રભસ્મ તૈયાર થશે.

(ધન્વંતરિ)

અથવા ચંદનબટવા માફક મોરથૂથાને ૪ ગણી ત્રિફળા સાથે ૧૬ ગણા પાણીમાં પલાળી ૪૦ દિવસ સુધી સૂર્યના સખ્ત તાપમાં રાખી મૂકવું. પાણી ઓછું થાય ત્યારે ફરી ઉમેરવું. પછી પાણીને શાહી તરીકે વાપરવું અને કડાઈમાં ચોંટેલા તાંબાની ભસ્મ બનાવી લેવી.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**ત્રીજી વિધિ**—શુદ્ધ તાંબાનો ભૂકો, શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક ત્રણે ૨૦–૨૦ તોલા, શુદ્ધ હરતાલ ૧૦ તોલા અને શુદ્ધ મનશિલ ૫ તોલા લેવાં. પહેલાં તાંબુ અને પારો લીંબુના રસમાં ઘૂંટવા. તાંબાનો ભૂકો ધોળો થઈ જાય એટલે પાણીથી ધોઈ ગંધક મેળવી કજ્જલી કરવી. પછી હરતાલ અને મનઃશિલ મેળવી

ઘૂંટવું. બાદ તેને શરાવમાં મૂકી મજબૂત કપડમટ્ટી કરવું. આ સંપુટને તડકામાં સૂકવી, વાલુકાયંત્રમાં મૂકી, મોં સારી રીતે બંધ કરી, ચૂલા ઉપર મૂકી, ૧૨ કલાક અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે અગ્નિમાંથી સંપુટ કાઢી લઈ, તેમાંથી સંભાળપૂર્વક ભસ્મનો ગોળો કાઢી લઈ, ઘૂંટી લેવું. આ ભસ્મને 'સોમનાથી તામ્રભસ્મ' કહે છે. (ર. ર. સ.)

**માત્રા**—½ થી ૧ રતી દિવસમાં ૨ વાર, પીપર અને મધ, જવખાર અને ઘી અથવા આદુના રસ સાથે.

**ઉપયોગ**—પરિણામશૂળ, ખાંસી, શ્વાસ, મંદાગ્નિ, ગુદાના રોગ, અનેક જાતના પાંડુરોગ, બરોળવૃદ્ધિ, ઉર ક્ષત, મળમૂત્રનો અવરોધ, ઉદરરોગ, વાતરક્ત અને બધા કફ-પ્રધાન રોગોનો એ નાશ કરે છે. બીજા ગુણ પહેલી વિધિ પ્રમાણે છે.

**સૂચના**—આ ભસ્મનો ઉપયોગ પરીક્ષા કરીને કરવો. ભસ્મ દોષવાળી હોય, તો એને ફરીથી પકવવી.

## (૪) લોહભસ્મ

**પહેલી વિધિ**—શુદ્ધ પોલાદનો ભૂકો (અથવા દશપુટી લોહભસ્મ) ૨૦ તોલા, શુદ્ધ સફેદ સોમલ, શુદ્ધ વરકી હરતાલ, શુદ્ધ ગંધક અને શુદ્ધ પારો દરેક ૪ તોલા અને શુદ્ધ કપૂર ૨ તોલા લેવું. પહેલાં શુદ્ધ પોલાદનો ભૂકો કે લોહભસ્મ ૨૦ તોલા, શુદ્ધ સોમલ ૧ તોલો અને કપૂર ૧॥ માસો લઈ કુંવારના રસમાં ૧ કલાક ખરલ કરી ૨-૨ તોલાની ટીકડીઓ બનાવી સખ્ત તડકામાં સૂકવવી. પછી માટીના ચડવા ભરી બંધ કરી ૫ શેર છાણાંની આંચ આપવી. બીજીવાર એ લોહમાં ૧ તોલો હરતાલ અને ૧॥ માસા કપૂર મેળવી કુંવારના રસમાં ત્રણ કલાક સુધી ખરલ કરી, પાંચ શેર છાણાંની આંચ આપવી. ત્રીજીવાર એ જ પોલાદમાં ૧ તોલો ગંધક અને ૧॥ માસો કપૂર કુંવારના રસમાં ખરલ કરી ટીકડીઓ બનાવી ઉપરની રીતે જ આંચ આપવી. ચોથીવાર ૧ તોલો શુદ્ધ પારો અને ૧॥ માસો કપૂર મેળવી ઉપરની રીતે ખરલ કરી, આંચ આપવી. આ પ્રમાણે ૧૬ વાર આંચ આપવી. ૧૬ આંચમાં પોલાદભસ્મ તૈયાર થાય એટલે તેને એક લોઢાની કઢાઈમાં નાખી સરખે ભાગે બીરબહૂટી મેળવી નીચે ધીમે ધીમે આંચ આપવી અને હલાવતા રહેવું. જ્યારે બીરબહૂટી બળી જાય ત્યારે તેના પર લોઢાનો તવો ઢાંકી દેવો અને ૩ કલાક તીવ્ર અગ્નિ આપવો. પછી સ્વાંગશીતળ થયે કાઢી લેવી. આ પોલાદભસ્મ અતિ મુલાયમ ખીલે છે. આ ભસ્મને કેટલાક વૈદ્યો 'વાજીકરણ લોહભસ્મ' પણ કહે છે. (અ. યો.)

**સૂચના**—૧૬ને બદલે ૬૪ પુટ આપવામાં આવે તો ભસ્મ વધારે ફાયદાકારક બને છે. બીરબહૂટીમાં કાંકરી રેતી કે અબરક મળેલી હોય તો કાઢી નાખવી

જોઈએ, નહિ તો ભસ્મ દૂષિત થઈ જશે.

**માત્રા**—૪ ચોખાભારથી ૧ રતી સુધી રોજ સવારમાં ૪૦ દિવસ સુધી માખણ અથવા મલાઈમાં લપેટી આપવી. ઉપર સાકરવાળું દૂધ પાવું. અથવા લોહભસ્મ, પૂર્ણચન્દ્રોદય રસ (કે રસસિન્દૂર) અને વૃદ્ધદંડહર ચૂર્ણ મેળવી સાકરવાળા દૂધ સાથે દિવસમાં બે વાર આપવી. અથવા લોહભસ્મ શુદ્ધ કુચિલ ચૂર્ણ ૧ રતી, અને અશ્વગંધાદિ ચૂર્ણ ૨ માસા સાથે મેળવી દૂધની સાથે આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ નપુંસકતા, વીર્યનું શીઘ્ર પતન, સ્વપ્નદોષ, મૂત્રદોષ, પાંડુરોગ અને શરીરની નબળાઈ દૂર કરવામાં અકસીર છે.

લોહભસ્મનો પ્રભાવ લોહી પર જલદી થાય છે. એથી આ ભસ્મ પાંડુરોગ વગેરે અનેક રોગોનો નાશ કરે છે. આ ભસ્મને એવાં દ્રવ્યોની ભાવના આપવામાં આવી છે કે તે નપુંસકતામાં વિશેષ ફાયદાકારક બને છે અને તેથી વીર્યસ્થાન, શુક્રવાહિનીઓ અને બીજી નસોને દૃઢ કરી તે નપુંસકતા મટાડે છે.

લોહભસ્મના ગુણોનું વિશેષ વિવેચન બીજી વિધિની સાથે આગળ કર્યું છે. તે આ ભસ્મને પણ લાગુ પડે છે એમ સમજી લેવું.

શાસ્ત્રકારોએ લોહભસ્મના વિવેચનમાં લખ્યું છે કેઃ—

आयुःप्रदाता बलवीर्यकर्ता रोगापहर्ता मदनस्य कर्ता ।
अयःसमानं न हि किंचिदस्ति रसायनं श्रेष्ठतमं नराणाम् ॥

લોહભસ્મ આયુષ્ય, બળ અને વીર્યને વધારનાર, રોગોનો નાશ કરનાર અને કામોત્તેજક છે. રસાયનરૂપે મનુષ્ય માટે આ લોહભસ્મ જેવી બીજી એક એક પણ ઔષધિ નથી.

**અપથ્ય**—લોહભસ્મનું કે લોહભસ્મ મિશ્રિત કોઈ ઔષધિનું સેવન કરનારે તલનું તેલ, અડદના પદાર્થ, રાઈ, દારૂ, ખાટા પદાર્થો અનૂપ દેશના જીવોનું માંસ, કકારપૂર્વક દ્રવ્ય (કોળું, કાકડી, કલિંગ, તડબૂચ, કરમદાં, કશેરુ, કેરા, કંકોડા, કર્કન્ધુ અથવા નાનાં બોર, કાંજી, કુલથી, કાળાં તેલ, કારેલાં, કૈથ, કાસલ શાક અર્થાત્ નાડીશાક, મરઘાંનું માંસ અને કંગની), સૂર્યના તાપમાં ફરવું, ધૂમ્રપાન, દાહક પદાર્થ, તેજ, મરચાં, લસણ, વગેરેનો ત્યાગ કરવો જોઈએ. વળી, પ્રકૃતિ, દેશ, કાલ, અને સંયોગથી વિરુદ્ધ અથવા રોગમાં અપથ્ય એવો આહારવિહાર તજવો જોઈએ.

**સૂચના**—આ ૬૪ પુટી લોહભસ્મ ઉગ્ર હોવાથી તેનો ઉપયોગ ઉનાળામાં અને બહુ જલદ પિત્તવાળાઓ માટે ન કરવો જોઈએ, અથવા સંભાળીને કરવો જોઈએ. આ ભસ્મનું સેવન કરનારે દૂધ, ઘી વગેરે પૌષ્ટિક પદાર્થો વધુ પ્રમાણમાં લેવા જોઈએ.

**બીજી વિધિ**—શોધન કરેલા લોહનો બારીક ભૂકો ૪૮ તોલા લઈ તેમાં ૧૨ મો ભાગ હિંગળોક મેળવી, કુંવારના રસમાં ૧૨ કલાક ઘૂંટી, ૨–૨ તોલાની ટીકડીઓ બનાવી, સખ્ત તાપમાં સૂકવવી. પછી શરાવસંપુટમાં મૂકી, બંધ કરી, ગજપુટ આપવો. આ રીતે ૧૨ ગજપુટ આપવા. દરેક વખતે હિંગળોક મેળવતા જવું જો ભૂકો મોટો હોય તો પહેલાં ત્રિફળા, ગોમૂત્ર, કેળાં અથવા કુંવારના રસની ૪–૬ ભાવના આપવી. ફરી હિંગળોકનો પુટ આપવો. છેવટે જાંબુડાની છાલના ઉકાળાની ૩ ભાવના આપવાથી ઉત્તમ પ્રકારની લોહભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૧ થી ૨ રતી સુધી દિવસમાં ૨ વાર પીપર અને મધ, માખણ અને સાકર, ત્રિફળા, ઘી અને સાકર, મલાઈ અથવા ચ્યવનપ્રાશઅવલેહમાં મેળવી ચટાડી ઉપર સાકરવાળું દૂધ પાવું. લોહભસ્મમાં સંગ્રાહી ગુણ હોવાથી કબજિયાત થાય તો ત્રિફળા કે ચ્યવનપ્રાશાવલેહ સાથે સેવન કરાવવું.

**અનુપાન**—(૧) પ્રમેહ પર—હરડે અને ગોખરું ૨–૨ માસા, એખરો ૪ માસા અને સાકર ૬ માસા સાથે આપવી. ઉપર ઠંડું પાણી પાવું; અથવા ૩ માસા ત્રિફલાના ચૂર્ણ સાથે મેળવી, મધ સાથે આપી, ગળોનો રસ પાવો.

(૨) ભયંકર પથરી પર—મધ સાથે આપવી. ઉપર ચાર તોલા ગોખરુનો ઉકાળો પાવો.

(૩) કફયુક્ત શ્વાસમાં—રસસિંદૂર અને સાકર સાથે અથવા ત્રિકટુ અને મધ સાથે આપવી.

(૪) જીર્ણ જ્વરમાં—પીપર અને મધ સાથે.

(૫) વાતવૃદ્ધિમાં—લસણ અને ઘી સાથે.

(૬) પિત્તજ્વરમાં—મધ સાથે.

(૭) કફપિત્ત જ્વરમાં—આદુના રસ સાથે.

(૮) પાંડુરોગમાં—લોહભસ્મને ૭ દિવસ ગોમૂત્રમાં ખરલ કરી, ૩–૩ રતી દિવસમાં બે વાર દૂધ સાથે આપવી.

(૯) મંડલકુષ્ઠ, ખસ અને ખૂજળીમાં—આમળાં, સાકર અને લીંબડાના પંચાંગ સાથે ૨૧ દિવસ, ૩–૩ રતી દિવસમાં ૨ વાર આપવી.

(૧૦) ઉદાવર્તમાં—સાકર સાથે.

(૧૧) સર્વાંગશૂળમાં—શમ્બૂક (નાના શંખ) ભસ્મ અને સાકર સાથે આપી ઉપર કોકરવરણું પાણી પાવું.

(૧૨) શ્વાસ અને હિક્કા ઉપર—કપૂર, પુષ્કરમૂળ અને આમળાંનું ચૂર્ણ ૨ માસા, લોહભસ્મ ૨ રતી, અને મધ ૬ માસા આપવું.

(૧૩) ઉદરશળ પર—ગોમૂત્રમાં ઉકાળેલી નાની હરડેના ચૂર્ણ અને ગોળ સાથે આપવી. ઉપર કોકરવરણું પાણી પાવું.

(૧૪) ૮૦ પ્રકારના વાયુ પર—નગોડના રસ સાથે.

(૧૫) કફવૃદ્ધિમાં—મધ અને પીપર અથવા મધ અને કજ્જલી સાથે.

(૧૬) પિત્તરોગમાં—તજ, તમાલપત્ર અને એલચી સાથે.

(૧૭) રક્તપિત્તમાં—ચાતુર્જાત અને સાકર સાથે, અથવા આમળાં, પીપર અને સાકર સાથે મેળવી આદુના રસ સાથે આપવી.

(૧૮) પાંડુરોગ અને હલીમકમાં—સાટોડીના રસમાં અથવા નાગરમોથના ચૂર્ણ સાથે આપી ખેરની છાલનો ક્વાથ પિવડાવવો.

(૧૯) ૨૦ જાતના પ્રમેહ પર—હળદર, પીપર અને મધ સાથે.

(૨૦) મૂત્રકૃચ્છ્રમાં—શિલાજિત સાથે.

(૨૧) મંદાગ્નિમાં—નાગરવેલના પાનની સાથે.

(૨૨) રસાયન માટે—ત્રિફળા અને મધ સાથે.

(૨૩) ધાતુદોષમાં—ત્રિકટુ, ભારંગમૂળ અને મધ સાથે.

(૨૪) બળની વૃદ્ધિ માટે—સાટોડીના ચૂર્ણ અને ગાયના દૂધ સાથે.

(૨૫) પાંચ પ્રકારની ખાંસી પર—અરડૂસીનાં પાન, પીપર, દ્રાક્ષ અને મધ સાથે.

(૨૬) ત્રિદોષના શૂળ પર—ત્રિફળા ચૂર્ણ, ઘી અને મધ સાથે.

**ઉપયોગ**—આ લોહભસ્મ પાંડુરોગ, પિત્તના વિકાર, પિત્તજન્ય અને કફજન્ય પ્રમેહ, ઉન્માદ, ધાતુની નબળાઈ, સંગ્રહણી, મંદાગ્નિ, પ્રદર, મેદરોગ, કૃમિરોગ, કુષ્ઠ, ઉદરરોગ, ઉદરશળ, આમવિકાર, ક્ષય, વિષ, હૃદ્રોગ, શ્વાસ, ખાંસી, અર્શ, આંખની ગરમી, રક્તપિત્ત વગેરે રોગોનો નાશ કરે છે.

લોહભસ્મના સેવનથી લોહીમાં રહેલાં રાતાં કણો વધે છે અને લોહીની નિસ્તેજતા દૂર થાય છે. માટે લોહભસ્મનો ઉપયોગ પાંડુરોગમાં થાય છે. પાંડુરોગ માટે લોહભસ્મ પ્રસિદ્ધ અને વખણાયેલી દવા છે.

પાંડુરોગમાં ખાસ કરીને પિત્તજન્ય પાંડુમાં અને હલીમકમાં લોહભસ્મ સારી રીતે વપરાય છે. એ જ પ્રમાણે કૃમિજન્ય પાંડુરોગમાં બીજી કૃમિઘ્ન દવાઓ સાથે લોહભસ્મ આપવાથી લાભ થાય છે. આંતરડાંમાં થનારા કેટલાક જંતુઓથી પણ એક પ્રકારનો પાંડુરોગ થાય છે. આ પાંડુરોગમાં વાવડિંગ અને અજમાનાં ફૂલ (થાઇમોલ) સાથે લોહભસ્મ આપવાથી સારું કામ આપે છે,

વાતવાહિનીઓ, માંસપેશીઓ અને સ્નાયુઓના સંકોચથી અથવા વાયુવિકારના કારણે તીવ્ર વેદના થતી હોય, ત્યારે એના શમન માટે વાજીકરણ લોહભસ્મ અને

હિંગળોકથી મારેલી ભસ્મ બહુ ઉપયોગી છે.

વધારે પ્રમાણમાં રક્તસ્રાવ થવાથી શિરાઓ, મસ્તક અથવા અંદરના અવયવોમાં શૂન્યતા આવી જાય અને ગભરાટ, નબળાઈ, ચક્કર વગેરે ચિહ્નો થતાં હોય, ત્યારે લોહભસ્મનું સેવન બહુ હિતકર છે. જો રક્તપિત્તમાં આ ઉપદ્રવો થતા હોય તો રક્તચંદનાદિ ક્વાથ સાથે લોહભસ્મ આપવી, અથવા ચરકઉક્ત લોહાસવનું સેવન કરાવવું.

આંખો લાલ થઈ જવી, મોં અને હાથપગે એકદમ પરસેવો આવવો, શરીર લાલ થઈ જવું. થોડા વખત પછી ગભરામણ થઇ શરીર નિસ્તેજ અને ગરમ થઈ જવું, આખા શરીરમાં જોરથી લોહી વહેવું, હૃદયની ગતિ અને નાડીના વેગમાં વધારો થવો, મનમાં બેચેની થવી, આવાં લક્ષણોવાળો પિત્તનો પ્રકોપ થાય તેમાં લોહભસ્મ જલદીથી સરસ કાર્ય કરે છે.

પિત્તાશયને જરૂરી લોહી ન મળવાથી અથવા પિત્ત ઓછું થઈ જવાથી થતો અપચો, આફરો, વારંવાર ખાટા ઓડકાર આવવા, ચીકણી અને કફપિત્ત-વાળી થોડી થોડી ઊલટી થવી, વગેરે વિકારો પર લોહભસ્મ બહુ ઉપયોગી છે.

અતિસાર અને ગ્રહણીરોગમાં ગ્રહણી કળા અને પક્વાશય અશક્ત થઈ જવાથી વારંવાર અચાનક ખૂબ પ્રમાણમાં દુર્ગંધવાળા અને સફેદ કે ગેલા રંગના ઝાડા થાય છે. આવા અતિસારમાં શક્તિ આપનાર દવા તરીકે લોહભસ્મ વપરાય છે. સંગ્રહણીમાં પણ અત્યંત અશક્તિ અને બળ-માંસ ઓછા થયાં હોય, ત્યારે લોહભસ્મ આપવાથી બળની વૃદ્ધિ થાય છે અને નબળાઈ દૂર થાય છે.

રક્તાર્શમાં લોહી પડવાની શરૂઆતમાં લોહભસ્મ અપાતી નથી. તો પણ પિત્તજન્ય અને વાતજન્ય અર્શની શરૂઆતમાં—ખાસ કરીને જ્યારે બહુ ક્ષીણતા થઈ ગઇ હોય ત્યારે—લોહભસ્મ સારી રીતે વાપરી શકાય છે. તેમજ રક્તાર્શમાં ખૂબ લોહી પડ્યા પછી હૃદયમાં વ્યથા, સોજા, પાંડુતા, વગેરે લક્ષણો થાય, ત્યારે બીજી વિધિ પ્રમાણે બનાવેલી લોહભસ્મ વાપરવી બહુ જ હિતકર છે.

લોહભસ્મ એના કષાય ગુણને લીધે કફનાશક છે, પરંતુ સાથે પાંડુતારૂપ લક્ષણ હોવું જોઇએ. હૃદયની વ્યથા સાથે શ્વાસ હોય, ત્યારે તેમાં લોહભસ્મ બહુ ઉત્તમ રીતે કામ આપે છે. તેમજ પિત્તપ્રધાન તમક શ્વાસમાં પણ લોહભસ્મ સારી રીતે વપરાય છે. છાતીમાં ખૂબ શ્વાસ ભરાયેલો લાગતો હોય અને સાથે પ્રીકાશ, બેચેની અને નાડી ઉતાવળી થતી હોય, ત્યારે લોહભસ્મનું સેવન અત્યંત હિતકારક છે.

વિષમજ્વર અથવા ટાઢ વાઇ આવનારો તાવ વધારે દિવસ રહેવાથી અથવા અધિક તાવ હોય ત્યારે વારંવાર ખોરાક લેવાથી બરોળ વધે છે. એ રોગમાં

ક્વિનીનવાળી દવાઓ વધારે પ્રમાણમાં આપવાથી ગભરાટ, શ્વાસ, મોં પર થેથર, ચહેરો સફેદ અને ફિક્કો થઈ જવો, કાન બહેર મારી જવા વગેરે લક્ષણો થતાં હોય, ત્યારે લોહભસ્મના સેવનથી ઉત્તમ ફાયદો થાય છે. પણ જેનાથી લોહભસ્મ સહન ન થઇ શકે તેને સુવર્ણમાક્ષિકભસ્મ અપાય છે. બરોળવૃદ્ધિમાં પાંડુતા થઈ હોય ત્યારે લોહભસ્મનું સેવન વધારે ફાયદાકારક છે.

સર્વાંગ શોથમાં લોહભસ્મ એક ખૂબ ઉપયોગી ઔષધિ છે. આખા અંગના સોજામાં જ્યારે ચામડીની નીચે રહેલી રસી એટલી ભરાય છે કે તેથી સોજામાં ઊંડા ખાડા પડે ત્યારે તેને ભરાતા બહુ વખત લાગે છે. બહુ પાંડુતા, ખૂબ ગભરામણ, મોં તદ્દન સુકકું થઈ જવું, આખા શરીરની નસો ધબકતી હોય એટલે લોહી વેગથી ફરતું હોય, રોગીથી પૂરું બોલાતું પણ ન હોય, પેશાબ સામાન્ય થતો હોય, પરંતુ મૂત્રાશય અશક્ત થઈ જવાથી વારંવાર પેશાબ આવતો હોય, એવા પ્રકારના શોથ રોગમાં જો સાથે સાથે બરોળ અને યકૃતની વૃદ્ધિ થઈ હોય તો તામ્રભસ્મ અને લોહભસ્મ મેળવીને આપવી બહુ સારી છે.

પાચનશક્તિની નબળાઈ અથવા તો બધી ધાતુઓના પરિપોષણક્રમ-(Metabolism)ની અશક્તિને લીધે શરીરમાં સેન્દ્રિય વિષ એકત્ર થાય છે. આ વિષ લોહભસ્મના સેવનથી નષ્ટ થઈ જાય છે.

પૈત્તિક અને કફ પ્રમેહમાં લોહભસ્મ વપરાય છે. પ્રમેહને લીધે આવેલી નબળાઇ લોહભસ્મથી દૂર થાય છે. પ્રમેહના જે રોગીને વારંવાર પેશાબ ન થતો હોય પણ ઓછી વાર અને ખૂબ પ્રમાણમાં થતો હોય, ચામડી ફિક્કી પડી ગઇ હોય તેને માટે લોહભસ્મનું સેવન હિતકારક છે. જો પેશાબ વારંવાર અને થોડો થોડો આવતો હોય, અંદર દાહ થતો હોય, તથા ચામડી ચીકણી લાગતી હોય, તો જસતભસ્મનું સેવન કરાવવું જોઈએ.

ગુલ્મ, અર્શ, બરોળ અને કલેજાની વૃદ્ધિમાં લોહીના રાતા કણો ઓછા થઈ પાંડુતા વધારે લાગતી હોય, તો લોહભસ્મ કે મંડૂરભસ્મ વાપરવી જોઇએ.

કોઇ પણ મોટો રોગ મટી ગયા પછી રોગની શક્તિ ઘટી જાય છે, લોહીના અણુઓ નિર્બળ થઈ જાય છે, તેમજ મોટા રોગમાં બધી ઇન્દ્રિયોનો સમૂહ દોષના પ્રકોપ સાથે લડતા લડતા અને ધાતુસામ્યના સ્થાપવામાં તદ્દન થાકી જાય છે. એનાથી બળ અને માંસની ક્ષીણતા થાય છે. ત્યારે લોહભસ્મ આપવાથી તે ક્ષીણતા એકદમ ઓછી થઈ જાય છે. ખાસ કરીને લોહીની અશક્તિને કારણે નબળાઇ આવી હોય તો લોહભસ્મ ચોક્કસ વાપરવી જોઇએ. આ દષ્ટિએ લોહભસ્મ શક્તિવર્ધક છે.

પિત્તપ્રધાન કુષ્ઠરોગમાં દોષોના કારણે લોહી અને ચામડી દૂષિત થયેલી હોય, ત્યારે લોહભસ્મનું સેવન કરાવવું બહુ હિતકર છે. પિત્તપ્રધાન કુષ્ઠમાં બળતરા, લાલાશ, ચામડી અને ફોલ્લાઓમાંથી પાણી જેવું ઝરવું, સહેજ વાગતાં પાકી ઊઠવું, ફૂટવું, અંદરથી ચીકણું ગંધાતુ પરુ નીકળવું, કેટલીકવાર આંગળીઓની ચામડી ઊતરી જવી, તૂટી જવી વગેરે ચિહ્નો થાય છે. ઉપરાંત આ કુષ્ઠરોગમાં ચામડી પર લાલ કે કાળા જેવા વ્રણ થતા હોય, તેમાં નાની નાની ફોલ્લીઓ થતી હોય, ખંજવાળ આવતી હોય અને બળતરા થતી હોય, તો ત્રિફળા અને બીજી કુષ્ઠઘ્ન દવાઓ સાથે લોહભસ્મ આપવી; અથવા આરોગ્યવર્ધિની આપવી. કુષ્ઠરોગમાં મુખ્ય લક્ષણોવાળા દોષ માટે યોજના કર્યા પછી જે દોષોનો અનુબંધ હોય અથવા અનુબંધવાળો જે દોષ બાકી રહી ગયો હોય તેની યોજના કરવામાં આવે છે. આ પ્રમાણે પિત્તદોષની ચિકિત્સા કરવાથી કુષ્ઠરોગનું શમન થવું શક્ય છે.

લોહભસ્મ રસાયન છે, એટલે કે લોહભસ્મના સેવનથી રસ, રક્ત વગેરે ધાતુઓની સારી રીતે ઉત્પત્તિ થાય છે, અને તેથી બધી ઇન્દ્રિયો અને ઘટકો સારી રીતે પુષ્ટ થાય છે. આ ભસ્મ થોડા દિવસ ચઢતી માત્રામાં અને પછી ઊતરતા ક્રમમાં રસાયનવિધાન પ્રમાણે લેવી જોઈએ; અથવા શિલાજિત, અભ્રકભસ્મ, સુવર્ણભસ્મ કે ત્રિફળા આમાંથી ગમે તે દવાની સાથે લેવી જોઈએ.

શરીરમાં બધી ધાતુઓને જરૂરી વખતે દ્રવ્ય પહોંચાડવાવાળી ધાતુ લોહી છે. આ લોહી ધાતુના રક્તકણ અને ઘટકો શરીરના પોષણ માટે ખાસ ઉપયોગી છે. લોહના સેવનથી આ બધા સુદૃઢ બને છે. આ રીતે બીજાં પાંચભૌતિક દ્રવ્યોની પણ શરીરના પોષણ માટે જરૂર હોય છે. તે પણ લોહભસ્મના સેવનથી શુદ્ધ અને સુદૃઢ બને છે. આ દૃષ્ટિએ વિચાર કરતાં લોહભસ્મના સેવનથી દેહ ખૂબ દૃઢ થાય છે અને એનાથી દેહસિદ્ધિ પ્રાપ્ત થાય છે, એ કથન તદ્દન સત્ય છે.

મોટા માણસો માટે લોહભસ્મ ઉપયોગી છે, અને નાનાં બચ્ચાં માટે મંડૂરભસ્મ હિતકર છે. નીરોગી માણસને કોઈપણ જાતના કારણ વગર અશક્તિ લાગતી હોય, તો લોહભસ્મનું સેવન કરાવવું જોઈએ. આ દૃષ્ટિએ શાસ્ત્રકારોએ લોહભસ્મને શરીર અને મનથી નીરોગી માણસ માટે દીર્ઘાયુ પ્રાપ્ત કરાવનાર ઉત્તમ રસાયન ઔષધિ કહી છે, તે પણ યોગ્ય જ છે. આયુને નદીના પ્રવાહની જેમ માનવું. જ્યાં સુધી અનુકૂળતા હશે, ત્યાં સુધી એ પ્રવાહ જીવંત ચાલશે. લોહભસ્મના સેવનથી આ અનુકૂળતા મળી રહે છે, તેથી એને દીર્ઘજીવન પ્રાપ્ત કરાવનારી કહી છે. આ શાસ્ત્રવચન યોગ્ય જ છે.

જો રક્તવહન કરનાર નાડીઓના સંકોચથી શૂળ મારતી હોય, તો લોહભસ્મના સેવનથી તે નાડીઓ વિકસિત થઇ રક્તાભિસરણની ક્રિયા વધતાં શૂળ

મટી જાય છે. પણ જો શૂળ આમવાત કે વાતરક્તજન્ય હોય, તો મહાયોગરાજ ગૂગળ, આક્ષેપક જેવી હોય તો મહાવાતવિધ્વસન રસ, વાતપિત્તપ્રધાન ઉદરશૂળ હોય તો સૂતશેખર રસ, અને પિત્તપ્રધાન હોય તો તાપ્યાદિ લોહ આપવી જોઇએ.

લોહભસ્મ અડકોષને શક્તિ આપે છે આથી અડકોષની નિર્બળતાથી થતી નપુસકતા અને હીનવીર્યતા લોહભસ્મના સેવનથી દૂર થાય છે. ઉપરાત બધી ધાતુઓ શુદ્ધ અને પુષ્ટ થવાથી શરીરની કાન્તિ વધે છે અને શરીરના બધા અવયવો બળવાન થાય છે. ખાસ કરીને ઉદર ખૂબ બળવાન થતુ હોવાથી એટલે કે કોઠાના અવયવો સામનો કરી શકે તેવા થતા હોવાથી સેન્દ્રિય વિષનો પ્રભાવ બહુ પડતો નથી આ દૃષ્ટિએ લોહભસ્મ વિષને હરનાર છે

લોહભસ્મ જો સામાન્ય મુડ લોઢામાથી બનાવવામા આવેલી હોય, તો મૃદુ બને છે, અને તેથી નાજુક પ્રકૃતિવાળા સુકુમાર રોગીઓને આપવામા સારી રીતે વપરાય છે. તેમજ કોષ્ઠગત શૂળ, આમજન્ય શૂળ અથવા અર્શને લીધે લોહી વધારે પડવાથી થતી શૂળ વગેરે વિકારોમા મુડ લોઢામાથી બનાવેલી લોહભસ્મ સારો ફાયદો કરે છે વળી પ્રમેહમા જે રોગીઓ લોહભસ્મ સહન ન કરી શકતા હોય તેમને માટે મુડ લોહભસ્મનુ સેવન હિતકર છે

કમળાના રોગમા પિત્તાશયમાથી નીકળીને પિત્ત કોઠામા નથી જતુ, પણ લોહીમા મળી જાય છે તે વખતે ખાસ કરીને પિત્તાશય અશક્ત હોય છે ચામડી, નખ, મૂત્ર વગેરે પીળા થઈ જાય છે. આ રોગમા જો અશક્તિ વધારે હોય તો મુડ લોહભસ્મનુ સેવન વધારે હિતકર છે.

આમવાતનો વ્યાધિ થયા પછી તેને લીધે થયેલી અશક્તિ દૂર કરવા માટે આમ વિકારનું મૂળ કારણ—આમની ઉત્પત્તિને રોકવી જોઈએ જઠરાગ્નિની મદતાથી આ આમ ઉત્પન્ન થાય છે. જ્યારે પાચક અગ્નિ—પાચક પિત્ત—બરોબર કાર્ય કરતું બની જાય ત્યારે નવો આમ થતો નથી પિત્તને કાર્યક્ષમ બનાવવાનુ આ કાર્ય મુડ લોહભસ્મના સેવનથી થાય છે. એવી જ રીતે પાચકપિત્તની અશક્તિથી કોષ્ઠશૂળ, મદાગ્નિ વગેરે વિકારો થયા હોય, તો તે પણ મુંડ લોહભસ્મના સેવનથી મટી જાય છે.

**મુંડ લોહભસ્મની બીજી ભસ્મોથી વિશેષતા**—બીજી લોહભસ્મમા ગ્રાહી ગુણ વધારે હોવાથી તેનાથી પેટ સાફ આવતું નથી આથી જેને કબજિયાત હોય તેને કાન્ત લોહભસ્મ વધારે કબજિયાત કરે છે. મુડ લોહભસ્મ ગ્રાહી પણ નથી તેમ રેચક પણ નથી, તો પણ કોઠાનું શોધન કરનાર છે, અર્થાત્

કોઠાની શક્તિ અને કાર્યને વધારી મળને સારી રીતે બહાર કાઢે છે. માટે કબજિયાતવાળા પાંડુરોગીને અને અશક્તિવાળાને મુંડ લોહભસ્મનું સેવન હિતકર છે.

લોહભસ્મ વાયુ અને પિત્તદોષ, સાત ધાતુઓ અને ખાસ કરીને લોહી અને માંસ એ દૂષ્યો, તથા હૃદય, યકૃત, પાચનઇન્દ્રિય અને ગ્રહણી આ સ્થાનો પર ખાસ ફાયદો કરે છે. (ઔ. ગુ. ધ. શા.)

**સૂચના**—રક્તાર્શમાં લોહી પડવા માંડે તે વખતે શરૂઆતમાં લોહભસ્મ ન આપવી જોઇએ. લોહભસ્મ અતિ મુલાયમ હોવાથી રસરક્ત વગેરે સાથે જલદી મળી જાય છે. આથી લોહભસ્મ મુલાયમ થાય ત્યાં સુધી ગજપુટ આપવો જોઇએ. અપક્વ લોહભસ્મ આમળાં સાથે મસળવાથી આમળાંનો રંગ કાળો પડી જાય છે. એવી લોહભસ્મ ન વાપરવી જોઇએ.

**ત્રીજી વિધિ**—શુદ્ધ લોખંડનો બારીક ભૂકો ૬૦ તોલા, શુદ્ધ પારો ૧૦ તોલા અને શુદ્ધ કરેલો ગંધક ૨૦ તોલા લેવો. પહેલાં લોખંડના ચૂર્ણને પારા સાથે કુંવારના રસમાં ૬ કલાક ખરલ કરી પાણીથી ધોઈ નાખવું. પછી ગંધક મેળવી કજ્જલી કરવી, ૧૨ કલાક કુંવારના રસમાં ખરલ કરી ગોળો બનાવવો. બાદ તેના પર એરંડાનાં પાન મૂકી દોરો લપેટી, તાંબાના ડબામાં મૂકી, સાંધા પર મજબૂત લેપ કરી, ૬ કલાક તડકામાં સૂકવી લેવો. ફરી તે ડબાને અનાજના કોઠારમાં ૪૦ દિવસ સુધી દબાવી મૂકવાથી ભસ્મ તૈયાર થઇ જાય છે. ૪૧ મે દિવસે ભસ્મ કાઢી ખરલ કરી કપડાથી ચાળી લેવી. આ ભસ્મ કાળા રંગની હોય છે અને પાણી પર મૂકવાથી તરે છે. શાસ્ત્રકારોએ આ લોહભસ્મનું નામ 'સોમામૃત લોહભસ્મ' પાડયું છે. (ર. ર.)

**માત્રા અને ઉપયોગ**—બીજી વિધિ પ્રમાણે.

**ચોથી વિધિ**—પોલાદના શુદ્ધ બારીક ભૂકાને ૧૨ કલાક ગંગાવતીના રસમાં ખરલ કરી ગજપુટ આપવો. આ રીતે ૧૦ પુટ આપવાથી ઘેરા લાલ રંગની વારિતર મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. આ રીતે જાંબુડાની છાલનો ઉકાળો, બાવળના પરડાનો રસ, હસ્તીશુંઢીનો રસ, કાચાં આમળાંનો રસ અને ˜ મૂત્ર વગેરે ઔષધિઓના પુટથી ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—બીજી વિધિ પ્રમાણે.

## (૫) બંગભસ્મ

**પહેલી વિધિ**—બંગભસ્મ બનાવવા માટે શુદ્ધ કલાઇનાં કાગળ જેવાં પાતળાં પતરાં કરાવી નખ જેવા ઝીણા કટકા કરી લેવા. પછી ૨॥ શેરનું એક છાણું લેવું અને તેના પર ચારે બાજુ એક એક ઈંચ જગ્યા છોડી વચ્ચે

છએક ઈંચ ઊંડો ખાડો કરી તેમાં આમલીની છાલ અને તલનો ભૂકો આશરે ૧૦ તોલા પાથરવો. પછી તેની પર નાના કલાઈના કટકા એક એક લઇ ચારેબાજુ ગોઠવવા. ફરી તેની પર આમલીની છાલ અને તલનો ભૂકો લગભગ ૧૦ તોલા પાથરી તેની પર કલાઈના કટકા ગોઠવવા. આ રીતે ૩-૪ થર કરવા. છાણાની એક જોડમાં ૧૦ થી ૧૨ તોલા કલાઈ પાથરવી. આમલી અને તલ મેળવેલું ચૂર્ણ ૪૦ થી ૫૦ તોલા રહેશે. ઉપર નીચે આમલીવાળું ચૂર્ણ જ રાખવું. આ રીતે કલાઈ અને ભૂકો ગોઠવ્યા પછી એક વચમાંથી ખાડાવાળું તેવડું જ છાણું ઉપર ઢાંકી બન્નેના સાંધા બંધ કરવા. સુકાઈ જાય એટલે એક કડાઈ કે તપેલામાં નીચે ઉપર ૧ શેર છાણાં ગોઠવી પવનવગરની જગ્યાએ અગ્નિ આપવો. ટાઢું થઈ જાય એટલે સંભાળીને કલાઈનાં ફૂલ વીણી લેવાં. પછી ભસ્મને લોખંડના ખલમાં ઘૂંટી કપડાથી ચાળી લેવી. જેટલી ભસ્મ કાચી હશે તેટલી કપડા પર રહી હશે. તેને જુદી કાઢી લેવી. પાકી ભસ્મ નીચે ચળાઈ જશે. આ ભસ્મ ચૂનાના જેવા સફેદ રંગની, મુલાયમ અને બહુ હલકી બને છે. આમલીવાળા ભૂકાને બદલે ભાંગ મેળવીને પણ ઉપર પ્રમાણે કરવાથી ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે. છાણાંને બદલે ટાટિયામાં લપેટીને આંચ આપ્યાથી પણ ભસ્મ થઈ શકે છે. ટાટમાં લપેટી ભસ્મ તૈયાર કરવી હોય, તો ટાટનો ગોળો બનાવી ચારે બાજુ પાંચ શેર છાણાં મૂકી પવન વગરની જગ્યામાં અગ્નિ આપવાથી ભસ્મ તૈયાર થાય છે. ગોળાની ઊંચાઇ ૮-૯ ઈંચથી વધારે ન રાખવી, અને એકીવખતે ૧૦ થી ૧૨ તોલા કલાઈની ભસ્મ કરવી. વધારે પ્રમાણમાં લેવાથી ભસ્મનો મોટો ભાગ કાચો રહે છે. જે કાચી રહી જાય તેને ત્રીજી રીત પ્રમાણે ભસ્મ કરી લેવી. **(આ. પ્ર.)**

**સૂચના**—કાચી ભસ્મને લોખંડના ખલમાં ખરલ કરવી. પથ્થરના ખલમાં ઘૂંટવાથી ખલ ખરાબ થાય છે.

**માત્રા**—૧ થી ૨ રતી, દિવસમાં ૨ વાર, મલાઈ અને સાકર, બદામની ખીર, ઓથમીજીરું અને સાકર, માખણ અને સાકર સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**અનુપાન**—(૧) પ્રમેહમાં—મધ સાથે આપવી. ઉપર જૂના ગોળમાં શુદ્ધ ગંધક મેળવી ખવડાવવો, અથવા માંસરસ અને હળદરનું ચૂર્ણ મધ સાથે ચટાડવું. અથવા અભ્રકભસ્મ અને શિલાજિત સાથે અથવા ગળોસત્ત્વ અને મધ સાથે આપવી.

(૨) મૂત્રાઘાતમાં—બંગભસ્મ, શિલાજિત અને ગુળોસત્ત્વ આ દરેક ૩-૩ રતી અને સાકર ૯ રતી મેળવી મધ સાથે.

(૩) મોંની દુર્ગંધનો નાશ કરવા—કપૂર સાથે.

(૪) કાન્તિ વધારવા અને પુષ્ટિ માટે—જાયફળ અને ગાયના દૂધ સાથે અથવા મધ સાથે, થોડા દિવસ સુધી.

(૫) કફપ્રધાન પ્રમેહમાં—તુળસીના પાન સાથે અથવા સાકર અને મધ સાથે.

(૬) ગુલ્મમાં—ફુલાવેલા ટંકણખાર સાથે.

(૭) રક્તપિત્ત અને ઊર્ધ્વશ્વાસમાં—હળદરના ચૂર્ણ અને મધ સાથે, દિવસમાં ૨–૩ વાર થોડા દિવસ સુધી આપવી.

(૮) પિત્તના શમન માટે—સાકર સાથે.

(૯) વીર્યસ્તંભન માટે—નાગરવેલના પાનમાં અથવા ભાંગ કે કસ્તૂરી સાથે, દિવસમાં બે વાર સવાર-સાંજ આપવી જોઈએ. અથવા વાંસકપૂર, કાગદી એલચીના દાણા, મુલતાની માટી ત્રણે ૧–૧ તોલો અને બંગભસ્મ ૬ માસા મેળવી ખરલ કરવું. પછી તેમાંથી ૧॥ થી ૩ માસા સુધી દિવસમાં ૨ વાર આમળાંના પાણી સાથે આપવું. રાત્રે આમળાં ૧ તોલો લઈ ૧૦ તોલા પાણીમાં પલાળી સવારે મસળીને પાણી ગાળી લેવું. તે પ્રમાણે સવારે પલાળી સાંજે વાપરવું. આ રીતે ૭ દિવસ સુધી બંગભસ્મનું સેવન કરવાથી ભયંકર વીર્યસ્રાવમાં પણ આશાતીત ફાયદો થાય છે. આ પ્રયોગ ઉનાળા વગેરે ઋતુમાં નિર્ભયતાથી કરાય છે. શિયાળામાં આ પ્રયોગ કરવો હોય તો આમળાંના પાણીને સહેજ ગરમ કરીને લેવું.

(૧૦) મંદાગ્નિમાં—પીપર સાથે.

(૧૧) દાહ પર—લીંબુના રસ સાથે.

(૧૨) અજીર્ણમાં—આમળાં અને સોપારી સાથે.

(૧૩) અસ્થિગત જ્વરમાં—સિતોપલાદિ ચૂર્ણ, માખણ અને મધ સાથે, અથવા ગળોસત્ત્વ અને મધ સાથે.

(૧૪) કુષ્ઠ પર—નગોડના પાનના રસ સાથે.

(૧૫) વાતરોગમાં—અજમો અને આસન સાથે.

(૧૬) ઉદરપીડામાં—નાની હરડે સાથે.

(૧૭) વાતગુલ્મમાં—મદ્ય સાથે.

(૧૮) શ્વાસમાં—જાયફળ, લવંગ અને મધ સાથે.

(૧૯) સ્વપ્નદોષમાં—૧ તોલા ઇસબગોળની ભૂકી સાથે.

(૨૦) બહુમૂત્રમાં—સિતોપલાદિ ચૂર્ણ અને મધ સાથે.

(૨૧) પરમિયામાં—મોતીપિષ્ટિ, ચાંદીનાં વરક, એલચી અને વાંસકપૂર મેળવી મધ સાથે બંગભસ્મ ચટાડવી.

(૨૨) નાસૂરમાં—ગંજેટી સાથે,

(૨૩) જીર્ણજ્વરમાં—પીપર અને મધ સાથે.

(૨૪) ચામડીના રોગો પર—ખેરની છાલના ઉકાળા સાથે.

(૨૫) ઉપદંશજન્ય વીર્યદોષમાં—હરતાલથી મારેલી બંગભસ્મ ૨–૨ રતી ચોપચિન્યાદિ ચૂર્ણ સાથે એક બે માસ આપવી.

(૨૬) કૃમિ પર—મધ સાથે ચટાડી ઉપર કાંકચનો રસ અથવા ગંઠોડા અને દહીંની તર સાથે મેળવી પાવાં.

**ઉપયોગ**—આ બંગભસ્મ લઘુ, સર, રુક્ષ, તિક્ત, ઉષ્ણ, દીપન, પાચન, રુચિ ઉત્પન્ન કરનાર, વર્ણને વધારનાર અને સહેજ પિત્તકારક છે. એ બધી જાતના પ્રમેહ, કફ, કૃમિ, મંદાગ્નિ, ઊલટી, ક્ષય, પાંડુરોગ, શ્વાસ અને નેત્રરોગ દૂર કરે છે. શરીરની શક્તિ વધારે છે. બંગમાં તીક્ષ્ણ અને ઉષ્ણ ગુણ છે, એટલે બંગ વાતઘ્ન છે, પણ રુક્ષત્વ વગેરે ગુણને લીધે વાયુનો પ્રકોપ કરે છે. આ ભસ્મ ગુરુ (જડ) હોવાથી ઘણા કફપ્રધાન પ્રકૃતિવાળાની પાચનક્રિયા પર બહુ ફાયદો નથી કરતી. બંગભસ્મના મુખ્ય ગુણધર્મને વર્ણવતાં શાસ્ત્રકારોએ કહ્યું છે કે.—

"बंगं भक्षयतो नरस्य न भवेत्स्वप्नेऽपि शुक्रक्षयः ॥"

બંગભસ્મના ગુણનું આ તદ્દન યથાર્થ વર્ણન છે. એને અધિકરણસૂત્ર કહો તો પણ કહી શકાય છે. કારણકે બંગના ગુણોની માળા આ કેન્દ્રની ચારેબાજુ ગૂંથાઈ છે. શુક્ર અને શુક્રસ્થાનની નબળાઈ થવાનાં જે અનેક કારણો છે તેના પર બંગભસ્મનો ઉપયોગ ઉત્તમ થાય છે. ખાસ કરીને આ ભસ્મ શુક્રસ્થાનને શક્તિ આપનાર હોવાથી એ સ્થાનની નબળાઇ દૂર કરે છે. આ નબળાઈઓમાં પણ ઘણા પ્રકાર છે, તો પણ બધી જાતની નબળાઇઓના મૂળમાં ઘણું કરીને જ્ઞાનતંતુઓની નબળાઈ હોય છે. જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓની નબળાઇ થવાનું કારણ ખાસ કરીને સ્ત્રીસેવન અથવા વીર્યના બીજી રીતે દુરુપયોગ હોય છે. આ રીતે વારંવાર દુરુપયોગ થવાથી સ્નાયુઓ અને જ્ઞાનતંતુઓ તદ્દન નિર્માલ્ય થઈ જાય છે. કેટલીક વખત તો એવી દશા થાય છે કે ફક્ત મનમાં સ્ત્રીની ભાવના થાય, સ્ત્રી દેખાય કે માત્ર શૃંગારચેષ્ટા મનમાં આવે કે બસ, તરત વીર્યસ્ખલન થઇ જાય છે. સ્વપ્નમાં સંયોગનું ચિત્ર દેખાય કે તરત ક્ષોભ થઇ વીર્યપાત થઈ જાય. આ પ્રકારના વિકારોમાં બંગભસ્મ સારી રીતે વપરાય છે.

કેટલાક મનુષ્યોને રોજ રાત્રે નિયમિત રીતે વીર્યપાત થાય છે. આનું એટલું ખરાબ પરિણામ આવે છે કે કેટલાક તદ્દન ગાંડા થઇ જાય છે, કેટલાક અર્ધા ગાંડા જેવા થઈ જાય છે, કેટલાક નપુંસક, કેટલાક સુકલકડી મુડદાલ, કેટલાક આજન્મ રોગી અને ઘણા હીન, દીન અને જીવનથી તદ્દન કંટાળેલા બની જાય

છે. કેટલાકોને ખૂબ ક્ષોભ લાગે છે. કોઇને સુન્દરી દેખાય કે મનમાં વિકારો થવા માંડે છે, એટલે સુધી કે ઝાટકા લાગી મોંમાં મોળ છૂટવા માંડે છે, અને જ્યારે વીર્યનો સ્રાવ થાય ત્યારે વિકારો શાંત થાય છે. આ બધી જાતના વિકારો પર બંગભસ્મનો ઉત્તમ ઉપયોગ થાય છે. સ્વપ્નાવસ્થા માફક પેશાબ સાથે વીર્યસ્રાવ થતો હોય તો પણ બંગભસ્મના સેવનથી ફાયદો થાય છે.

બંગભસ્મના ગુણ સંબંધમાં શાસ્ત્રમાં લખ્યું છે.—

" सिंहो यथा हस्तिगणं निहन्ति तथैव वङ्गोऽखिलमेहवर्गम् । "

અર્થાત્ સિંહ જેમ હાથીના સમૂહને હણે છે, તેમ બંગ સર્વ જાતના પ્રમેહનો નાશ કરે છે. પરંતુ યથાર્થ રીતે વિચારીએ તો બંગભસ્મ બધી જાતના પ્રમેહોમાં પૂરેપૂરો લાભ નથી આપી શકતી. ખાસ કરીને વાતજન્ય પ્રમેહોમાં બંગભસ્મ ન વાપરવી એ ઠીક લાગે છે. સાંદ્ર, અચ્છ, ઇક્ષુ, હસ્તિ વગેરે પ્રમેહોમાં બંગભસ્મ વધારે વપરાય છે. ખાસ કરીને નાનપણમાં ખરાબ મિત્રોની સોબતથી વીર્યપાત કરાવવાની ટેવથી ફિક્કા, અશક્ત અને શુષ્ક રોગીઓને થનારા બધી જાતના પ્રમેહો પર બંગભસ્મનો ઉત્તમ રીતે ઉપયોગ થાય છે, એટલે કે શુક્રપાત કે શુક્રક્ષય એ પ્રમેહના કારણરૂપ હોય તેવા રોગીઓને શુક્રસ્થાનમાં શક્તિ લાવવા માટે બંગભસ્મ ઉત્તમ ઔષધ છે.

વૃદ્ધાવસ્થામાં પ્રમેહ થાય ત્યારે પેશાબ વારંવાર અને ખૂબ પ્રમાણમાં થાય છે. વૃદ્ધાવસ્થાને લીધે મૂત્રપિંડ, મૂત્રવહ સ્રોતો અને મૂત્રાશય આ બધાં અંગો નિર્બળ હોવાથી થાકી જાય છે તેથી વારંવાર પેશાબ કરવો પડે છે. આ રોગમાં બંગનો સારો ઉપયોગ થાય છે. જો જુવાનીમાં શુક્રસ્રાવના અતિયોગને લીધે આ રોગ થયો હોય અને ઘડપણમાં જો આ રોગમાં વાતપ્રધાન લક્ષણો થતાં હોય તો બંગભસ્મ ફાયદો કરે છે, પણ વાયુની પ્રધાનતાને ધ્યાનમાં રાખીને બંગભસ્મની સાથે બીજી વાતશામક ઔષધિઓ આપવી જોઇએ.

મૂત્રાશયના સુષ્મના પિંડની વિકૃતિ થવાથી મૂત્રકૃચ્છ્રમાં બસ્તિના મોં પાસે મૂત્ર આવવાથી બળતરા થાય છે. તેમાં એક પ્રકારની સાર્દ્રતા આવે છે. આ રોગ પર બંગભસ્મ સારી રીતે વપરાય છે. જો આ રોગ બહુ સખ્ત અને જૂનો થઇ ગયો હોય તો ઓપરેશન જ કરાવવું પડે છે.

આ ઉપદ્રવ પ્રમેહની પછી ઉત્પન્ન થાય છે. બંગભસ્મમાં પ્રમેહનાશક ગુણ હોવાથી તે આ વિકારમાં વપરાય છે. પ્રમેહરોગમાં બધા દોષો અને મેદ, માંસ વગેરે શરીરના બધા ઘટકોમાં વિકૃતિ ઉત્પન્ન થાય છે. આ વિકૃતિને લીધે ધાતુઓનો પરિપોષણક્રમ બગડે છે, તેથી ધાતુઓનો મેલ શરીરમાં ભેગો થાય છે. આ મલદ્રવ્યને બહાર કાઢવા માટે વારંવાર મૂત્રોત્પત્તિ અને મૂત્રોત્સર્ગ થાય છે.

બંગભસ્મના સેવનથી શરીરના હ્રાસ જેવો આ વિકાર ઓછો થઈ જાય છે અને મૂત્રની ઉત્પત્તિ અને ઉત્સર્ગ ઓછા થઇ જાય છે. મધુમેહમાં આ વિકાર હોય તો બંગભસ્મને બદલે નાગભસ્મ વધારે લાભ આપેછે. પરંતુ મધુમેહમાં પણ શુક્રપાત જ કારણરૂપ હોય તો તો બંગભસ્મ કે બંગ-નાગભસ્મનું મિશ્રણ સેવન હિતકર છે. અનુપાન તરીકે ગુડમારનો અર્ક આપવો.

મૈથુનના અતિયોગ અને બીજી રીતે વધારે વીર્યપાત થવાથી ક્ષય થયો હોય તો ક્ષયની પાછલી અવસ્થામાં પણ બંગભસ્મ ફાયદો કરે છે. કોઇ પણ જાતના કારણ વગર છાતી તદ્દન પોલી-નબળી થઇ ગઇ હોય, છાતીનો સંકોચ થયો હોય એવું લાગતું હોય, બહુ મહેનતે સફેદ, પીળો ગંધાતો કફ નીકળતો હોય, આવાં લક્ષણો થતાં હોય તો તેના પર બંગભસ્મ સારી રીતે વપરાયાના ઘણા દાખલા મળે છે. આ જગ્યાએ બંગમાં રહેલા વિશિષ્ટ ધર્મનો એટલે કે ક્ષય(કોથ)નાશક વિશિષ્ટ ગુણનો ઉપયોગ થાય છે. બંગભસ્મની સાથે શૃંગભસ્મ અને રસસિંદૂર મેળવીને અથવા જુદાંજુદાં પણ અપાય છે.

બંગભસ્મ કૃમિઘ્ન હોવાથી કૃમિજન્ય જ્વર અને હૃદયના રોગો તેમજ બીજા કૃમિજન્ય રોગોમાં સારી રીતે વપરાય છે. કૃમિજન્ય જ્વરનાં લક્ષણો સામાન્ય રીતે વિષમજ્વરનાં જેવાં જ થાય છે. ઘણી વખત કૃમિજન્ય જ્વર અને મંતત વગેરે વિષમજ્વરનું નિદાન કરવામાં મુશ્કેલી નડે છે. પરંતુ કૃમિજન્ય જ્વરમાં કૃમિનાં વિશિષ્ટ લક્ષણો દેખાય છે. કૃમિજન્ય જ્વરમાં પેટનો દુખાવો, વારંવાર મોળ આવવી, ઊબકા અને ઊલટી થવી વગેરે લક્ષણો વધારે હોય છે. કેટલીક વખત આ તાવ ૪૦ થી ૪૨ દિવસ સુધી રહે છે. એવા કૃમિજન્ય વિકારમાં પેટના મોટા કૃમિ જેવા નથી હોતા, પરંતુ બારીક ગોળ ચપટા અથવા દિવળ જેવા નાના હોય છે. એવા નાના કૃમિઓ પર બંગભસ્મ વપરાય છે. બંગભસ્મના સેવનથી કૃમિઓ મૂર્છિત થઈ જાય છે, અથવા પોપણને અભાવે મરી જાય છે; પરંતુ બંગભસ્મના સેવનથી પડી જતા નથી. માટે બંગભસ્મની સાથે આરગ્વધાદિ ક્વાથ અથવા સોનામુખીનો ઉકાળો આપવો જોઇએ કે જેથી કૃમિઓ બહાર નીકળી જાય.

વીર્યપાતની ખરાબ ટેવથી ઘણા યુવાનો પાંડુરોગીના જેવા થઇ જાય છે. કોઇ પણ કામ માટે તેમને ઉત્સાહ નથી હોતો, તેથી જ શરીર ફિક્કું, પીળાશ પડતું, શુષ્ક અને કૃશ થઈ જાય છે અને પાચનશક્તિ મંદ પડી જાય છે. આ પાંડુતામાં રક્તકણો ખરેખર ઓછા થઇ જતા નથી, પણ વીર્યધાતુની નબળાઇને લીધે આ પાંડુતા આવે છે. અર્થાત્ શુક્રની ઉત્પત્તિ માટે જરૂરી લોહીની અનુકૂળતા હોવી જોઇએ અને જ્ઞાનતંતુઓનું પ્રેરકત્વ અને જરૂરી પ્રાણવાયુની અનુકૂળતા

હોવી જોઇએ. આ બધાનો પહેલાં અતિયોગ કર્યો હોય તેથી બધું ક્ષીણ થઇ લોહી નિર્બળ થઈ જાય છે. આ કારણે ચામડી અને બધાં અંગો પર પીળાશ આવતી જાય છે. આવી સ્થિતિમાં લોહભસ્મ, નાગભસ્મ અને જસતભસ્મ કરતાં બંગભસ્મ વાપરવી વધારે ફાયદાકારક છે. તે વખતે બંગભસ્મ, પ્રવાલભસ્મ અને સુવર્ણમાક્ષિકભસ્મ મેળવીને આપવી જોઇએ, અથવા બંગભસ્મ, શિલાજિત અને લોહભસ્મ મેળવીને આપવી જોઇએ. જો કેવળ માનસિક નબળાઇ હોય અને પાંડુતા ન હોય તો બંગભસ્મ અને લોહભસ્મ (બીજી રીત પ્રમાણેની) મેળવી બ્રાહ્મીના અર્ક સાથે આપવી જોઇએ.

મૈથુનના અતિયોગ અથવા બહુ વીર્યપાતથી ખાંસી થાય છે, તો તે સુકી અને ત્રાસદાયક હોય છે. ઘણીવાર ખાંસી ખાતાંખાતાં ચક્કર આવી જાય છે. આ રોગમાં અશક્તિ બહુ આવી જાય છે. જો રોગીને પહેલાં ઉપદંશ થયેલો હોય અને ખાંસી સાથે શ્વાસ પણ હોય, તો હરતાલથી મારેલી બંગભસ્મની સારી અસર થાય છે. ઉપદંશના વિષ પર બંગભસ્મનું પ્રત્યક્ષ કાર્ય કાંઇ પણ ન હોય, તો પણ શુક્રસ્થાન પર જે અસર થઈ હોય તેના પર બંગભસ્મ કાર્ય કરે છે.

બંગભસ્મ મંદાગ્નિનો નાશ કરનાર અને દીપન-પાચન છે. આ દીપનશક્તિ શંખ કે કોડી જેવી, હિંગ, અજમો, ચિત્રક વગેરે જેવી અથવા લીંબુ કે આમલી જેવી નથી. આ બધાં દ્રવ્યોનું કાર્ય પાચકપિત્તના ગુણો વધારીને થાય છે. એ જ રીતે બંગભસ્મની અસર પણ પાચકપિત્તનો ગુણ વધારીને થાય છે, તો પણ આ ગુણવૃદ્ધિ પાચક પિત્ત પર અસર થઈ, થતી નથી. બંગભસ્મની પહેલી અસર શુક્રસ્થાન પર થાય છે. શુક્રસ્થાન બળવાન થવાથી શરીરના બધા અવયવોને શક્તિ મળે છે. આ રીતે પાચનઇંદ્રિય બળવાન બને છે અને મંદાગ્નિ દૂર થાય છે.

વીર્યની નબળાઇથી થતો અગ્નિમાંદ્ય રોગ બીજા અગ્નિમાંદ્ય રોગો કરતાં ભયંકર ત્રાસ આપનાર હોય છે. આ રોગમાં અન્ન પર અરુચિ વધારે હોય છે. કેટલાકને તો ખોરાકની વાસ પણ સહન થતી નથી. આ સ્થિતિમાં બંગભસ્મ સારું કામ કરે છે, અને આ પ્રકારના અગ્નિમાંદ્યમાં અથવા તેને લીધે થતા વમનમાં પણ બંગભસ્મ સારી રીતે વપરાય છે.

ઉદરમાં કર્કસ્ફોટ ( Cancer ) થવાથી જે ભિલટી થયા કરે છે, તેમાં બંગભસ્મ ફાયદો કરે છે. બંગભસ્મથી કર્કસ્ફોટના વિષપ્રકોપનું શમન થાય છે. આ રોગમાં બે આયુર્વેદિક ઔષધિઓ ઉપયોગી છેઃ બંગ અને તામ્ર. તામ્રભસ્મ ઉગ્ર હોવાથી કફપ્રધાન અને વાતકફપ્રધાન દોષોમાં ફાયદાકારક છે. એ સિવાયના દોષપ્રકોપમાં બંગભસ્મ આપવી જોઈએ. કર્કસ્ફોટની રક્તવાહિનીઓની વિકૃતિ

બંગભસ્મના સેવનથી મટી જાય છે. આ વિકૃતિ દૂર કરવા માટે નાગભસ્મ પણ વપરાય છે.

હસ્તમૈથુનના અતિયોગથી કે બીજી રીતે બહુ વીર્યપાત પછી ખૂબ અશક્તિ થઈ હોય તો બંગભસ્મ તેને મટાડે છે. એના સેવનથી ઇન્દ્રિયસમૂહને શક્તિ મળે છે, અને દુષ્ટ લાલસા પણ આપોઆપ ઓછી થઇ જાય છે.

બંગભસ્મ ઉત્તેજક ઔષધિ નથી તોપણ શક્તિવર્ધક છે. આ ગુણને લીધે જ તે વૃષ્ય મનાય છે. વીર્યના અતિયોગથી નપુંસકતા આવી હોય તો બંગભસ્મ મટાડે છે. કેટલાક મનુષ્યોમાં પુરુષત્વ હોવા છતાં રતિ તરફ મન ખેંચાતું નથી એટલે કે તેની પર પ્રેમ નથી હોતો. એવા ઘણાને અંડકોષ વગેરે ઇન્દ્રિયોની વૃદ્ધિ યોગ્ય પ્રમાણમાં ન થવાથી પુરુષત્વમાં સહેજ કચાશ હોય છે. આ બધી જાતના વિકારોમાં બંગભસ્મ સારું કામ કરે છે.

બંગભસ્મ શુક્રધાતુ અને શુક્રસ્થાન એ બંનેને શક્તિ અને પુષ્ટિ આપે છે. આથી એનું સેવન કર્યાથી શુક્રસ્થાન સશક્ત બને છે, અને શુક્રધાતુ સમ તથા યથાયોગ્ય ઉત્પન્ન થાય છે. પરિણામે બધી ધાતુઓ પુષ્ટ થાય છે. સમસ્ત દેહને પુષ્ટિ મળે છે. શુક્રધાતુનું કાર્ય બલ અને બુદ્ધિ ઉત્પન્ન કરવાનું છે. એ કાર્યની સિદ્ધિથી આખું શરીર અને સર્વ ઇન્દ્રિયો પ્રબળ બને છે. આમ, સર્વ ધાતુઓ અને ઇન્દ્રિયો સબળ અને દૃઢ થવાથી દેહનો વર્ણ સુન્દર થાય છે, શરીર તેજસ્વી, સ્ફૂર્તિવાન અને બલવાન દેખાય છે; બુદ્ધિ તેજસ્વી બને છે; અને સ્મરણશક્તિ વધી જાય છે.

પરુ ઉત્પન્ન કરનાર જંતુઓ પર બંગભસ્મ જંતુઘ્ન કાર્ય કરે છે. વ્રણમાંથી જાડું પીળું પરુ નીકળતું હોય એવા રોગીઓને વ્રણરોપણની બીજી ક્રિયાઓ સાથે બંગભસ્મનું સેવન કરાવવામાં આવે, તો જલદીથી વધારે લાભ થવાના ઘણા દાખલા મળી આવે છે.

શુક્રધાતુનાં બે કાર્ય છે: ગર્ભસંજનન અને બુદ્ધિવર્ધન. ગર્ભસંજનન ન થવાથી જે વીર્ય એકઠું થાય છે તેથી બુદ્ધિ અને સ્મરણશક્તિને લાભ થાય છે. આ રીતે બંગભસ્મ બુદ્ધિ અને જ્ઞાનને વધારનાર કહેવાય છે, તે પણ બરાબર જ છે.

સ્ત્રીઓના જનનેન્દ્રિયના વિકારોમાં પણ બંગભસ્મ સારી રીતે વપરાય છે. અંડકોષ (બીજાધાર)ની કલવાહિનીઓની અશક્તિને લીધે સ્ત્રીની જનનેંદ્રિય અશક્ત રહેલી હોય અને એને લીધે રજોદર્શન ન થતું હોય, તો બંગભસ્મ અને લોહભસ્મ એળિયા સાથે મેળવી ગોળી કરી આપવી જોઈએ. અથવા કન્યાલોહાદિ વટી સાથે બંગભસ્મનું સેવન કરાવવું જોઈએ.

વંધ્યત્વ દૂર કરવા માટે પણ બંગભસ્મ વપરાય છે. વંધ્યત્વ પણ ઘણાં કારણથી થાય છે. એમાંથી સ્ત્રીઓના અંડકોષમાં ઉત્પન્ન થનાર સ્ત્રીબીજ નિર્બળ હોય, અંડકોષ નબળા હોય અને તેથી બળવાન સ્ત્રીબીજ ઉત્પન્ન ન થતાં હોય, અથવા મનની વિકૃતિને લીધે વંધ્યત્વ થયું હોય, પ્રદરરોગ વધી જવાથી અશક્તિ રહેતી હોય, પરમિયાથી ખૂબ અશક્તિ આવી વંધ્યત્વ આવ્યું હોય, અથવા ઉપદંશથી આંતરઇન્દ્રિયની શિથિલતા, વગેરે કે બીજા વિકાર થવાથી વંધ્યત્વ આવ્યું હોય, આ બધા પર બંગભસ્મ વાપરવાથી સારો ફાયદો થાય છે. ગર્ભાશય અને અંડકોષ મજબૂત થાય છે, રજ શુદ્ધ થાય છે, નબળાઈ દૂર થાય છે, મન બળવાન થાય છે અને ગર્ભધારણ થાય છે.

ઘણી સ્ત્રીઓને અટકાવ વખતે બસ્તિના ભાગમાં ભયંકર શળ મારે છે. આમાં ઘણાં કારણો હોય છે. આમાં અંડકોષની નબળાઈ, રજસ્રાવ અટકી અટકીને આવવો અથવા જરા પણ બહાર ન દેખાવો, અંદર જ ભરાઈ રહેવો, આ કારણોથી બસ્તિનો દુખાવો થતો હોય તો બંગભસ્મના સેવનથી લાભ થાય છે. ખાસ કરીને ક્રોધી, દુરાગ્રહી, નબળા મનવાળી, નાજુક પ્રકૃતિ અને કોમળ સ્વભાવવાળી અશક્ત સ્ત્રીઓને બંગભસ્મ વધારે હિતકર છે.

બંગભસ્મ ચામડીના જૂના રોગોમાં પણ સારો પ્રભાવ બતાવે છે. ઉપદંશજનિત ચામડીના રોગમાં હરતાલથી મારેલી બંગભસ્મ વધારે વપરાય છે. બહુ ખંજવાળ આવતી હોય, ચામડી કાળી અને સૂકી થઇ જતી હોય, નાની નાની ફોલ્લીઓ અને પીળા પીળા ફોલ્લા થઈ પીળું અને પાતળું પરુ જેવું કે પાણી જેવું નીકળતું હોય એવા ખરજવામાં બહારના ઉપચારો સાથે બંગભસ્મનું સેવન કરાવવાથી જલદી ફાયદો થાય છે. રોગ જેટલો જૂનો તેટલી બંગભસ્મની અસર વધારે ચોક્કસ લાગે છે. માત્રા $\frac{1}{2}$-૧ રતી જેટલી સૂક્ષ્મ આપવી જોઈએ.

(ઔ. ગુ. ધ. શા. ને આધારે.)

બંગભસ્મ કફ અને પિત્ત એ દોષ, રસ, રક્ત, માંસ, અસ્થિ અને શુક્ર એ દૂષ્ય તેમજ આમાશય, યકૃત, પ્લીહા, આંતરડાં, ચામડી, જ્ઞાનતંતુઓ, વૃક્ક, મૂત્રાશય, ગર્ભાશય, મૂત્રેન્દ્રિય, શુક્રસ્થાન, વૃષણ, હૃદય, ફેફસાં, મન અને બુદ્ધિ આ સ્થાનો ઉપર અસર કરે છે. આ બધાંમાં શુક્રસ્થાન પર એ વધારે અસર કરે છે.

દેહનો યોગ્ય વિકાસ થતા પહેલાં જ્યારે છોકરીને પુરુષનો સમાગમ થાય છે ત્યારે સ્થાનિક શિથિલતા ઉત્પન્ન થાય છે. એ કારણે પ્રદર રોગ ઉત્પન્ન થયો હોય, પાતળો સ્રાવ થયા કરતો હોય, તો બંગભસ્મ, ફુલાવેલી ફટકડી, માયુફળ અને બાવળની કાચી સિંગના ચૂર્ણને મેળવી વર્તિ બનાવી યોનિમાં રાખવાથી

શિથિલના દૂર થઇ પ્રદર રોગ મટે છે. સાથે સાથે ખાવા માટે બંગભસ્મ, રસસિંદૂર અને બાવળની કાચી સિંગનું ચૂર્ણ આપવામાં આવે તો વધારે ફાયદો થાય છે.

જો વાતપિત્ત પ્રકોપ સાથે પ્રદર રોગ ઉત્પન્ન થયો હોય, સ્રાવ પાતળો, ગરમ અને ફીણવાળો થતો હોય, શરીર નિસ્તેજ અને નબળું પડી ગયું હોય, તો બંગભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ, ગોદંતી ભસ્મ, આસન, શતાવરી અને ગોખરૂના ચૂર્ણને મેળવી સવાર સાંજ દૂધ સાથે આપવાથી થોડા દિવસમાં રોગ મટી જાય છે.

કીટાણુજન્ય કર્ણપાકમાં કાનમાંથી પરુ નીકળી જ્યાં લાગે છે, ત્યાં પણ ફોલ્લો થાય છે. તેમજ બહારથી કરેલા ઉપચારોથી તે લાંબા વખત સુધી મટતો નથી. એક જગ્યાએ ફોલ્લો મટે ત્યાં બીજી જગ્યાએ થાય છે. ધીમે ધીમે વિષ વધુ ને વધુ જગ્યા પર ફેલાય છે. એવા રોગમાં દશાંગલેપ વગેરે બાહ્ય ઉપચારો સાથે અંદરના ઉપચાર તરીકે બંગભસ્મ આપવી વધારે ફાયદાકારક માલૂમ પડી છે.

કોઈ વાર કાન પાકતો મટયા પછી કાનની પાછળ કફમેદજન્ય ગ્રંથિ ઉત્પન્ન થાય છે. એનો ઉપચાર ન કરવામાં આવે તો તે વધી જાય છે. એના પર બંગભસ્મ ૧ રતી અને તામ્રભસ્મ ⅛ રતી મેળવી તેમાંથી ૩ ભાગ કરી ૪-૪ કલાકને અંતરે આપવાથી અને ગાંઠ પર સહેજ ગરમ કરેલા સરસિયા તેલનું દિવસમાં ૨ વાર માલિસ કરવાથી થોડા જ દિવસમાં ગાંઠ બેસી જાય છે.

વાતવૃદ્ધિથી ઉત્પન્ન થનારા વાતક્ષેપ પર બંગભસ્મ ૧-૨ રતી અને લવંગ, જાયફળ, તથા તજ આ ત્રણેની કાળી રાખ ૪ રતી મેળવી ૨-૨ કલાકે ૨-૩ વાર આપવાથી ચમત્કારિક અસર થાય છે.

**બીજી વિધિ**—શુદ્ધ કલાઇને એક કડાઈમાં નાખી ચૂલા પર મૂકવી. જ્યારે કલાઈનો રસ થાય ત્યારે અંદર કેસૂડાનું ચૂર્ણ થોડું થોડું નાખતા જવું અને લોઢાની કડછીથી હલાવતા જવું. (હલાવવા માટે લોઢાની કડછી પર લાકડાનો હાથો કરાવી રાખવાથી હાથ નહિ બળે.) ૬ કલાક તીવ્ર અગ્નિ આપવાથી સફેદ રંગની ભસ્મ થઇ જશે. પછી અગ્નિ આપવો બંધ કરી કડાઈ પર એક થાળી ઢાંકી રાખવી. ઠંડી પડયા પછી એને કપડાથી ચાળી લેવી. ઉપરની કાચી ભસ્મ જુદી કાઢી લઇ, ચાળેલી પક્વ ભસ્મને ૬ કલાક કુંવારના રસમાં ખરલ કરી, બબ્બે તોલાની ટીકડીઓ કરવી. દરેક ટીકડી પર આકડાનું પાન લપેટી દોરી બાંધી દેવી. પછી તેને હાંડલીમાં પેક કરી ગજપુટ આપવાથી એક જ ગજપુટમાં સફેદ રંગની ભસ્મ તૈયાર થાય છે. ભસ્મ મુલાયમ ન બની હોય તો બીજો એક ગજપુટ આપવો. (વૈ. ચિ. સા.)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર મલાઈ અને સાકર સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ પ્રમેહ, પ્રદર, ધાતુક્ષીણતા, બહુમૂત્ર, વીર્યસ્રાવ, સ્વપ્નદોષ, શ્વાસ, રક્તપિત્ત, પાંડુરોગ વગેરે મટાડે છે. સ્ત્રીઓના ગર્ભાશયના દોષમાં અત્યાર્તવ અને કષ્ટાર્તવમાં પણ ફાયદો કરે છે. આ બંગભસ્મ વાયુનો નાશ કરનાર અને વીર્યવર્ધક છે તેમજ સ્ત્રીઓના ગર્ભાશયનો દોષ મટાડવામાં પણ બહુ હિતકર છે. વધારે વર્ણન પહેલી વિધિ સાથે લખેલું છે.

**ત્રીજી વિધિ**—૧ શેર શુદ્ધ કલાઈ લઈ કડાઇમાં નાખી અગ્નિ પર રસ કરવો. પછી હળદર, અજમો, જીરું, આમલીની છાલ અને પીપળાની છાલ આ દરેકનું ૧–૧ શેર ચૂર્ણ લેવું. પહેલાં થોડી થોડી હળદર નાખતા જવી અને મોટા તવેથાથી હલાવતા જવું અને અગ્નિ સખ્ત રાખવો. હળદર પૂરી થઈ જાય એટલે અજમો નાખવો. પછી જીરું, આમલીની છાલ અને પીપળાની છાલનું ચૂર્ણ અનુક્રમે નાખવું. આ રીતે બધું ચૂર્ણ ખલાસ થઇ જાય એટલે કલાઈની ભસ્મ તૈયાર થઈ જશે. બાદ કડાઈમાં ભસ્મ એકઠી કરી ઉપર માટીનું શરાવ ઢાંકી લગભગ ૬ કલાક તીવ્ર અગ્નિ આપવાથી સફેદ રંગની ભસ્મ તૈયાર થઈ જશે. તે પછી અગ્નિ આપવો બંધ કરવો. કડાઇ ઠંડી થઈ જાય ત્યારે ભસ્મને કપડાથી ચાળી લેવી. શેર જેટલી કલાઈમાંથી થોડી કલાઈની ગોળીઓ રહી જાય છે, તેને જુદી કાઢી લેવી. ભસ્મનો રંગ ખડી જેવો સફેદ થઇ જાય છે. (ર. ચં.)

આ ભસ્મને કુંવારના રસમાં ખરલ કરી બીજી વિધિ પ્રમાણે ૪–૬ ગજપુટ આપવામાં આવે તો તે મુલાયમ બની જાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**ચોથી વિધિ**—ત્રીજી વિધિ પ્રમાણે તૈયાર કરેલી બંગભસ્મ સાથે ૧૨ મો ભાગ હરતાલ મેળવી કુંવારના રસમાં ૧૨ કલાક ખરલ કરી ટીકડીઓ બનાવી શરાવસંપુટ કરી ગજપુટ આપવો. સ્વાંગશીતળ થયે કાઢી લઈ ફરી (૧૨ મો ભાગ) હરતાલ મેળવી કુંવારના રસમાં ઘૂંટી ગજપુટ આપવો. આ રીતે ૭ ગજપુટ આપવાથી કાળા રંગની ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—ાા થી ૧ રતી દિવસમાં ૨ વાર, રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ હરતાલના યોગથી તૈયાર કરેલી હોવાથી ઉગ્ર સ્વભાવવાળી થાય છે. ઉપદંશ વગેરે રોગથી જેનું વીર્ય દૂષિત થયેલું હોય, તેને માટે આ ભસ્મ બહુ હિતકર છે. જૂનો લોહીવિકાર, ચામડીના રોગ, કૃમિવિકાર, માંસાર્બુદ, જૂનું ખરજવું, ઝીણો તાવ, જીર્ણજ્વર, પરમિયો, મંદાગ્નિ વગેરે રોગોના શમન

માટે વનસ્પતિઓથી મારેલી બંગભસ્મ કરતાં આ ભસ્મ વધારે હિતકર છે. બાકીના ગુણ પહેલી વિધિમાં લખ્યા પ્રમાણે છે.

## (૬) ત્રિબંગભસ્મ

**પહેલી વિધિ**—શુદ્ધ કલાઇ, શુદ્ધ સીસું અને શુદ્ધ જસત ૧૫-૧૫ તોલા લઈ કડાઈમાં નાખી સખ્ત તાપ પર રસ કરવો. રસ થઈ જાય એટલે કુંવારના મૂળના ડાંડાથી ઘૂંટવું. ત્રણે ધાતુઓનું ચૂર્ણ થઈ જાય એટલે હળદરનું ચૂર્ણ શેર ૨ા લઈ થોડું થોડું નાખતા જવું અને ડાંડાથી હલાવવું. બધી હળદર ખલાસ થઈ જાય એટલે ઉપર લોઢાનો તવો ઢાંકી ૧૨ કલાક સખ્ત અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે ભસ્મને ચાળીને હળદરનો ક્વાથ તથા કુંવારના રસની ચૌદ ચૌદ ભાવના આપવી. પછી ૧૨-૧૨ કલાક ઘૂંટી નાની નાની ટીકડીઓ બનાવવી. ફરી તેને સૂર્યના તાપમાં સૂકવી, ગજપુટ આપવો. આ રીતે ૨૮ પુટ આપવાથી સુન્દર પીળા રંગની મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. **( ઓ. ગુ. ધ. શા. )**

**માત્રા**—૧ થી ૨ રતી સુધી મધ, શરબત ગુલબનફશા, શરબત નીલોફર, આમળાંનો મુરબ્બો, દૂધ, ઘી અગર રોગાનુસાર અનુપાન સાથે આપવી.

ઉપયોગ—ત્રિબંગભસ્મ શક્તિદાયક છે તેથી નપુંસકતા, સ્નાયુ અને શિરોગત વાયુ પર બહુ ફાયદો કરે છે. આ ત્રિબંગભસ્મ પ્રમેહોમાં ઇક્ષુમેહ, હરિદ્રામેહ, અને લાલામેહ પર વધારે અસર કરે છે. આના સેવનથી વારંવાર પેશાબ કરવાની ઇચ્છા થવી, વધારે મૂત્ર ઉત્પન્ન થવું વગેરે રોગ દૂર થાય છે. ખાસ કરીને આ ભસ્મનો ઉપયોગ મૂત્રોત્સર્ગની ક્રિયા પર થાય છે. આ કારણથી મધુમેહમાં પણ આ ભસ્મ વંપરાય છે. ઘણી વખત એકલી નાગભસ્મના સેવનથી મધુમેહમાં ખૂબ ફાયદો થાય છે. જો સંધિવાત પછી મધુમેહ થયો હોય અથવા મધુમેહના રોગીને બહુ વખત પહેલાં પણ સંધિવાત થઈ ગયો હોય, અથવા માથાનું દરદ, ઉદરપીડા અથવા એવા જૂના રોગ પહેલેથી હોય અને પછી મધુમેહ થયો હોય, તો નાગભસ્મ કરતાં ત્રિબંગભસ્મ વધારે હિતકર છે. મધુમેહ ખૂબ વધી ગયો હોય અને તેમાં પ્રમેહપિટિકા—પાઠું વગેરે રોગો થઈ ગઈ હોય, તો ત્રિબંગ અને નાગભસ્મ કરતાં એકલો શિલાજિત જ વધારે અસરકારક રીતે વપરાય છે.

ત્રિબંગભસ્મ ઉત્તમ વાજીકરણ છે. નપુંસકતા મટાડવામાં તે બહુ ઉપયોગી છે. બહુ વીર્યસ્રાવ કે ઘણા સ્ત્રીસેવનથી સ્નાયુઓ શિથિલ થઇ નપુંસકતા આવી હોય, વારંવાર સ્વપ્નદોષ થતો હોય અને તેથી નપુંસકતા આવી હોય, અથવા કામેચ્છા તૃપ્ત કરવાની બહુ વધેલી ઇચ્છાથી નપુંસકતા આવી હોય, આવાં કારણો હોય ત્યાં ત્રિબંગભસ્મ વાપરવી બહુ ઉત્તમ છે.

આ ભસ્મ સ્વભાવથી વીર્યવર્ધક હોવાથી જનનેન્દ્રિયના સ્નાયુઓને શક્તિ આપે છે. આ કારણથી નપુંસકતા ન હોવા છતાં પણ સ્વપ્નાવસ્થાથી અથવા બીજાં કારણોથી વીર્યસ્રાવ થતો હોય, તો એ રોગોમાં ત્રિબંગભસ્મનો સારો ઉપયોગ થાય છે. પહેલાં સ્ત્રીની ઇચ્છા થવી અને સ્ત્રી દેખતાં જ ઇચ્છા નષ્ટ થઇ જવી, આ પણ નપુંસકતાનો એક પ્રકાર છે. ઘણો ભય, ગભરાટ, શરમ, ચિંતા વગેરે પણ આનાં લક્ષણ છે. આ વિકારો પર ત્રિબંગભસ્મ ફાયદાકારક છે.

સ્ત્રીઓના વંધ્યત્વમાં પણ ત્રિબંગભસ્મ વપરાય છે. ગર્ભાશય કે યોનિમાર્ગમાં શારીરિક પ્રતિબંધ આવવાથી વંધ્યત્વ આવ્યુ હોય તો તેને બાહ્યક્રિયા કે શસ્ત્રથી કઢાવી નાખવું સારું છે. પરંતુ એવો પ્રતિબંધ ન હોય અને અંડકોષની અશક્તિ કે સંકોચ અથવા ફલવાહિનીઓની અશક્તિ કે સંકોચ એ કારણ હોય અથવા એ અંગોનો વિકાસ પૂર્ણ ન થયો હોય તેથી વંધ્યત્વ આવ્યું હોય, તો ત્રિબંગભસ્મના સેવનથી લાભ થાય છે. જ્યાં સુધી સ્ત્રીઓના અંડકોષોનો વિકાસ નથી થતો ત્યાં સુધી શરીરની સુન્દરતા દેખાતી નથી. નિતંબ ભાગ પૂરો ભરેલો નહિ પણ તદ્દન શુષ્ક અને બેઠેલો લાગે છે. છાતી પણ યોગ્ય પ્રમાણમાં ઊપસેલી દેખાતી નથી પણ સંકુચિત દેખાય છે. રજોદર્શન શરૂ થવા છતાં પણ મોં પર સ્ત્રીભાવ નથી દેખાતો. આ કારણોથી અંદરના ભાગો પૂરા વિકસેલા નથી એમ જાણી ત્રિબંગભસ્મનું સેવન કરાવવું જોઇએ. આ ભસ્મ સ્ત્રીઓની આંતરઇન્દ્રિયોને ઉત્તમ શક્તિ આપનાર છે. વધારે સંતતિ, વારંવાર ગર્ભપાત થઇ જવો, અને થોડા થોડા સમયે સંતતિ થવી, આ કારણોથી સ્ત્રીઓની આંતરઇન્દ્રિય નબળી થઇ જાય છે. આ કારણોથી બહારના અવયવો અને શરીર પણ અશક્ત થઈ જાય છે. આ વખતે ત્રિબંગભસ્મ વપરાય છે.

બાલ્યાવસ્થામાં કવખતે રજોદર્શન શરૂ થવું અથવા કિશોરઅવસ્થામાં બહુ પુરુષસમાગમથી સ્ત્રીઓની આંતરઇન્દ્રિય પીડિત અને નિર્બળ થઇ જાય છે. આ કારણથી ગર્ભ નથી રહેતો અને રહે છે તો ગર્ભની વૃદ્ધિ થવી જોઇએ તેટલી પ્રમાણમાં ન થતાં ગર્ભસ્રાવ કે ગર્ભપાત થઇ જાય છે. પ્રસવમાં પણ પૂરા વખતે પ્રસવ નથી થતો. જો પૂરા વખતે પ્રસવ થાય છે તો સંતાન તદ્દન પાતળું અને વાંકુટેઢું જન્મે છે. આવી સ્ત્રીઓની આંતરઇન્દ્રિયને શક્તિ આપવા અને કાર્ય કરતી બનાવવા માટે ત્રિબંગભસ્મનું સેવન કરાવવું ફાયદાકારક છે.

બેહદ કામેચ્છાથી અથવા ઘણીવાર પુરુષસમાગમ થવાથી સ્ત્રીઓના યોનિ-મુખમાંથી સફેદ, ચીકણો અથવા પાતળો સ્રાવ થાય છે. આ સ્રાવ કેટલીક વાર એટલો બધો થાય છે કે સ્ત્રીઓ તેથી લાચાર બની જાય છે. આમાંની ઘણી

સ્ત્રીઓને તો આનુષંગિક કાર્ય જોતાં, સાંભળતા અને યાદ આવતા પણ સ્રાવ થાય છે. આ રોગમાં ત્રિબંગ સારી રીતે વપરાય છે.

નાની છોકરીઓને ખરાબ ટેવને લીધે અથવા રજોદર્શન પહેલાં પુરુષસમાગમ થવાથી આંતરઇન્દ્રિય નબળી પડી જાય છે. એથી સહેજ કામ કરતાં પણ તેને થાક લાગે છે. આખો દિવસ યોનિમુખમાંથી પાતળો પાણી જેવો સ્રાવ થયા કરે છે. આ સ્રાવ ત્રિબંગભસ્મના સેવનથી બંધ થાય છે અને શરીરમાં શક્તિ આવે છે. અનુપાન તરીકે ગળોસત્ત્વ, ચનકબાબ, ગોખરુનું ચૂર્ણ આપવું. ઉપર દિવસમાં બેવાર દૂધ પાવું.

શિરાઓની વિકૃતિને લીધે આખા શરીરમાં અને ખાસ કરીને માથામાં શળ મારે છે, અંદરની શિરાઓ સંકોચાય છે અને તેમાંથી પણ શળ મારે છે. કેટલીક વાર શિરાઓ ફૂલી જાય છે, અને તદ્દન અશક્ત થઇ જાય છે. આમ જીવનશક્તિનો આ શિરા પરનો કાબૂ નષ્ટ થવાથી હાથપગ હલાવવાની અને બીજી ક્રિયાઓ લગભગ અશક્ત થઈ જાય છે. હાથપગ કંપે છે અને શરીર ખૂંધું થઇ જાય છે. આ રોગ પર ત્રિબંગભસ્મ સારી રીતે વપરાય છે.

ત્રિબંગભસ્મ વાત અને વાતપિત્ત દોષ, રક્ત, માંસ, અસ્થિ અને શુક્ર દૂષ્ય, મગજ, જ્ઞાનતંતુઓ, વાતવહમંડલો, શુક્રસ્થાન, ગર્ભાશય અને અંડકોષ આ સ્થાનો પર ખાસ ફાયદો કરે છે. **(ઓ. ગુ. ધ. શા.)**

**બીજી વિધિ**—શુદ્ધ કલાઇ, શુદ્ધ સીસું, અને શુદ્ધ જસત આ ત્રણે ૧૫–૧૫ તોલા લઇ કડાઇમાં નાખી સખ્ત તાપ પર રસ કરવો. રસ થાય એટલે હળદર, આમલીની છાલ અને પીપળાની છાલ જુદીજુદી ૬૦–૬૦ તોલા લઈ વારાફરતી થોડું થોડું ચૂર્ણ નાખવું અને વડના ડંડાથી હલાવતા જવું. એક જાતનું ચૂર્ણ ખલાસ થઈ જાય કે બીજાનું નાખવું. બધું ચૂર્ણ ખલાસ થઇ જાય એટલે ઉપર તવો ઢાંકી ૧૨ કલાક સખ્ત અગ્નિ આપવો. પછી સ્વાંગશીતળ થયે ભસ્મને ચાળી વડવાઇઓના ઉકાળાના ૩ પુટ અને કુંવારના રસના ૪ પુટ આપવાથી ઉત્તમ પ્રકારની પીળા રંગની મુલાયમ ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**ત્રીજી વિધિ**—શુદ્ધ કલાઈ, શુદ્ધ સીસું અને શુદ્ધ જસત સરખે ભાગે લઇ કડાઇમાં નાખી સખ્ત તાપ આપવો, અને કુંવારના મૂળના ડંડાથી હલાવતા જવું. જ્યારે ત્રણે ધાતુ મળી ચૂર્ણ જેવું થઈ જાય એટલે કુંવારનો રસ નાખવો અને ઘૂંટતા જવું. ૭ કલાક પછી જ્યારે ભસ્મ કાળી થઈ જાય ત્યારે અગ્નિ આપવો બંધ કરવો. સ્વાંગશીતળ થયે કપડાથી ચાળી લેવું. પછી ચાળેલી

ભસ્મને કુંવારના રસમાં ઘૂંટી ટીકડીઓ કરી સંપુટમાં મૂકી ગજપુટ આપવો. આ રીતે ત્રણ ગજપુટ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા, અનુપાન અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

### (૭) જસતભસ્મ

**પહેલી વિધિ**—૧ શેર શુદ્ધ જસત લઇ કડાઇમાં નાખી ચૂલા પર મૂકી સખ્ત અગ્નિ આપવો અને લોખંડના તવેથાથી હલાવવું. કડાઇમાં દેવતાની જ્વાળા જેવું થાય એટલે તેમાં લીમડાનાં પાનનો રસ ૨૦ તોલા નાખવો. ફરી ઝાળ થાય ત્યારે લીમડાનાં પાનનો ૨૦ તોલા રસ નાંખવો. આ રીતે ચાર વખતમાં ૧ શેર રસ નાખવો. પછી કડાઇમાં માટી કે લોઢાનું ઢાંકણું ઢાંકી ત્રણ કલાક સખ્ત અગ્નિ આપવાથી ભસ્મ થઇ જશે. કડાઈ ઠંડી પડે એટલે ભસ્મને કપડાથી ચાળી લેવી. બાદ તેને કુંવારના રસમાં ૬ કલાક ઘૂંટી નાની નાની ટીકડીઓ બનાવવી. પછી ટીકડીઓને સૂર્યના તાપમાં સુકવી શરાવસંપુટ કરી ગજપુટ આપવો, એટલે ઉત્તમ ભસ્મ તૈયાર થશે. ત્રણ ગજપુટ આપવાથી ભસ્મ વધારે મુલાયમ અને ગુણકારી બને છે.

**સૂચના**—રસ કાઢતાં પહેલાં પત્તાંને પાણીથી ધોઈ નાંખવાં. પછી કૂટી, રસયંત્રમાં બંધ કરી, વરાળ પર પકવી, યથાવિધિ રસ કાઢવો.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર માખણ અને સાકર, દૂધ, ઘી, સાકર અથવા મલાઈ સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી. આંખોના રોગમાં ૨ રતી જસતભસ્મ ૧ તોલા ગાયના માખણમાં મેળવી આંજવી.

**ઉપયોગ**—જસતભસ્મ કષાય અને બહુ શીતળ ગુણવાળી છે. રસવાહિનીઓ અને રસવહપિંડની વિકૃતિમાં આ ભસ્મ ઉત્તમ ઔષધિ મનાય છે. આ ભસ્મ કફ અને પિત્તનું શમન કરે છે, તેમજ નેત્રરોગ, દાહ, પ્રદર, પિત્ત, પ્રમેહ, અતિસાર, ખાંસી, સંગ્રહણી, ધાતુક્ષય, જીર્ણજ્વર વગેરે રોગોનો નાશ કરે છે. જસતભસ્મ આંખને માટે બહુ હિતકર છે. જસતભસ્મના સેવનથી પ્રમેહ પાંડુરોગ અને શ્વાસનો રોગ નાશ થાય છે. આખા શરીરમાં બળતરા અને બેચેની રહેતી હોય તેવા જ્વરમાં અને ક્ષયની પહેલી અવસ્થાના ઝીણા તાવમાં જસત-ભસ્મ સારી રીતે વપરાય છે. તેમજ કંઠરોગ, ગંડમાળા, અપચી, આંતરઇન્દ્રિયોનો સોજો, આ રોગોમાં જસતભસ્મના સેવનથી ફાયદો થાય છે. આંતરડામાં સોજો ચવાથી એક જાતનો અતિસાર થાય છે અને તેની સાથે ઊલટી પણ થાય છે. આંતરડાના સોજાથી તાવ પણ આવે છે. પેટમાં ભયંકર શૂળ મારે છે, જીભ ધોયેલા અને રંગેલા ચામડા જેવી નરમ થઈ જાય છે, અવાજ નબળો પડી જાય છે, રોગી તદ્દન ક્ષીણ થઈ જાય છે અને હાથ હલાવવાની શક્તિ પણ રહેતી નથી.

એવી ભયંકર સ્થિતિમાં જસતભસ્મ બહુ જ સારી રીતે વપરાય છે. આ રોગમાં ૧ રતી જસતભસ્મને ૬ રતી સાકર સાથે મેળવી ૬ ભાગ કરી ૨–૨ કલાકે એક એક પડીકું છાશ કે દૂધ સાથે આપવાથી જલદી ફાયદો થાય છે. છાશ કે દૂધ સહન ન કરી શકે તેવાઓને જવના પાણી કે ચોખાના ધોવણ સાથે આપવાથી પણ ફાયદો થાય છે. એ સાથે એખરાના બીજનું પાણી આપતા રહેવાથી સારી મદદ મળે છે. ( કોઇને આંતરડામાં સોજો આવી જવાથી તે સ્થાન પર સ્પર્શ પણ સહન થઈ શકતો નથી. તાવ પણ ૧૦૧°–૧૦૨° રહે છે. તેમાં વારંવાર ઊલટી થતી હોય, બહુ તરસ, પાતળા ઝાડા થવા, ઊંઘ ન આવવી અને ખૂબ અશક્તિ વગેરે લક્ષણો થાય છે. એમાં જસતભસ્મ સાકર સાથે અપાય છે. તેમજ પેટ પર દશાંગ લેપ લગાડાય છે. )

ગળામાં રહેલી ગાંઠોના જૂના સોજામાં અને જૂના કંઠરોગમાં પણ જસતભસ્મ સારો ફાયદો કરે છે. વલય, વૃન્દ અને વલાસ આ કંઠરોગોમાં જસતભસ્મ વપરાતી નથી. પરંતુ સ્વરઘ્ન, વિદારિકા, ગિલાયુ, અધિજિહ્વ, ઉપજિહ્વ આ રોગોમાં જસતભસ્મ વપરાય છે. તેમજ સ્વરસાદ અને સ્વરભંગમાં પણ જસતભસ્મ સારી રીતે વપરાય છે. જો આ રોગ ઉપદંશથી થયો હોય તો જસતભસ્મ ન વાપરવી જોઇએ. પણ ક્ષયજન્ય, કફજન્ય અથવા રસવહપિંડની વિકૃતિમાં ઉપદ્રવરૂપે એ થયો હોય તો જસતભસ્મના સેવનથી ફાયદો થાય છે.

જન્મકાળ વખતે બાળકની શરીરરચનામાં ન્યૂનતા રહી જવાથી કોઇને સ્તન, પીઠ, માથું વગેરે ભાગ પર ગાંઠ થઇ આવે છે. પછી તેમાંથી પાણી ઝરે છે, અથવા પાણી ન ઝરે તો ગ્રંથિ રસોળી માફક વધતી જાય છે. તેના પર જસતભસ્મ, પ્રવાલપિષ્ટિ અને અમૃતાસત્ત્વ મધ સાથે આપવું અને ગ્રંથિભેદન લેપ ( દંતીમૂળ, ચિત્રકમૂળની છાલ, થૂવેરનું દૂધ, આકડાનું દૂધ, ગોળ, ગોડંબી, હીરાકસી અને સિંધવનો લેપ ) લગાડવાથી ગાંઠ વીખરાઇ જાય છે.

પોથકી, અભિષ્યંદ, વર્ત્મ, શુંડિકા વગેરે નેત્રરોગોમાં પણ જસતભસ્મ સારી રીતે વપરાય છે. આ રોગોમાં અંજન કરવા માટે ૧ રતી જસતભસ્મને ૦ાા તોલો સો વખત ધોયેલા ગાયના ઘીમાં મેળવી સવાર સાંજ દિવસમાં ૨ વાર આંજવું જોઇએ. આ અંજનથી કનીનિકા અને પાંપણ પાસે પડેલો વ્રણ પણ ભરાઈ જાય છે.

નાડીવ્રણ, ભગંદર, દુષ્ટ વ્રણ વગેરે રોગોમાં બાહ્ય ઉપચારો સાથે આ ભસ્મનું સેવન કરાવવાથી તરત સારો ફાયદો થાય છે.

ક્ષયની વિશિષ્ટ અવસ્થામાં પણ જસતભસ્મ વપરાય છે. ઉર:ક્ષત થઈને ફેફસાંનો કેટલોક ભાગ નાશ પામેલો લાગે છે, આખા શરીરમાં વિષ ફેલાઈને

લોહી દૂષિત થઇ જવાથી સખ્ત તાવ આવે છે, સવારમાં પરસેવો થાય છે, અંગ ગળાય છે, બળ અને માંસનો ક્ષય થાય છે, એ વખતે શિલાજિત સાથે આ ભસ્મનું સેવન કરાવવું ફાયદાકારક છે. આ ઔષધિના પ્રયોગથી ક્ષયમાં વિષ થવાની ક્રિયા ઓછી થઈ જાય છે અને રોગી શાન્ત અને પ્રસન્ન બને છે.

પ્રમેહમાં પણ જસતભસ્મ વપરાય છે. આયુર્વેદની દૃષ્ટિએ પ્રમેહના બીજા પ્રકારો અને મધુમેહમાં અંતર છે. જસતભસ્મ પ્રમેહ અને મધુમેહ બંનેમાં વપરાય છે. ખાસ કરીને પિત્તપ્રધાન લક્ષણો થાય ત્યારે આ ભસ્મ વાપરવી જોઇએ. પિત્તજન્ય ક્ષાર, નીલ, કાલ, હારિદ્ર, રક્ત અને માંજિષ્ઠ આ છ જાતના પ્રમેહમાં અંગમાં ફાટ ચાલવી, હાથપગમાં બળતરા, આખું શરીર તપેલું રહેવું, બહુ તરસ છતાં થોડુંક પાણી પીવાથી શાતા થવી, શરીરમાં ઠેરઠેર સોય ભોંકાય તેવી પીડા થવી, જીભ ખરખચડી અને સૂકી થઈ જવી, ગળામાં રહેલી ગાંઠો પર સોજો આવવો, ખૂબ થાક લાગવો, સહેજ કામ કરતાં થાક લાગવો, પેશાબમાં સાકરનું પ્રમાણ મર્યાદામાં હોવા છતાં પણ વધારે થાક રહેવો, માથામાં બેચેની, વિસ્મૃતિ, વિચાર કરવાની શક્તિ ઘટી જવી, સહેજ વિચાર કરતાં મગજ ઘૂમ થઈ જવું, માથું ગરમ થઈ જવું, ઘણીવાર વિચાર કરતાં મન શૂન્ય થઇ જવું વગેરે લક્ષણો થતાં હોય ત્યારે જસતભસ્મ સારી રીતે વપરાય છે.

મધુમેહની આધુનિક ઉત્પત્તિ પ્રમાણે ઇન્સ્યૂલિન નામનું મધુપિંડમાંથી નીકળતું દ્રવ્ય જ મધુમેહની ઉપયોગી દવા છે. ઇન્સ્યૂલિનની પૂર્તિ ઓછી થઈ જાય એટલે લોહીમાં સાકર (મધુ) વધી જાય છે, અને રક્તમાંથી મૂત્રદ્વારા બહાર આવે છે. ઇન્સ્યૂલિન બહારથી આપવામાં આવે છે, અને તેથી કુદરતી રીતે કમી થયેલું અથવા ઉત્પન્ન ન થયેલું એવું જે ઇન્સ્યૂલિન દ્રવ્ય તે બહારથી મળતાં સાકરના નિયમનનું કાર્ય સારી રીતે થઇ શકે છે. મધુમેહમાં પેશાબમાં મળનાર કે લોહીમાં સંચિત થતી સાકર અગ્ન્યાશય (Pancreas)થી ઉત્પન્ન થતા અંતરસ્રાવ (Internal *secretion*) અર્થાત્ ઇન્સ્યૂલિન સાથેના અભાવનું પરિણામ છે. આ આધુનિક માન્યતા છે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતાં મધુમેહમાં બીજી વસ્તુઓનો પણ ઉપયોગ કરવો જરૂરી છે. કારણ કે સ્વાદુપિંડમાં મધુદ્રાવક દ્રવ્યોનો અભાવ કેમ થયો? આ વાતનો નિર્ણય દોષદૂષ્યનો વિચાર કરતાં વધારે સ્પષ્ટ સમજાય છે. દોષદૂષ્યની વિષમતાને પરિણામે જ આ રોગ થાય છે, એટલે દોષદૂષ્યની વિષમતા દૂર કરવી એ જ સારામાં સારો અને છેલ્લો ઉપાય છે. આ માટે જસતભસ્મ ઉપયોગી ઔષધિ છે.

પાંડુરોગમાં હાથપગ તૂટતા હોય, પિત્તનું પ્રાધાન્ય હોય, રસવાહિની અને રસવહ પિંડોની વધારે વિકૃતિ થયેલી હોય ત્યારે જસતભસ્મ વાપરવી જોઇએ.

ગળાની ગાંઠ અને ઉદરગ્રંથિ વધવાથી જો શ્વાસ થતો હોય, અથવા તો શ્વાસરોગ અને આ ગાંઠો સાથે હોય, તો જસતભસ્મ વાપરવી જોઈએ. અનુપાનમાં પીપર અને મધ અથવા સિતોપલાદિ અવલેહ.

જસતભસ્મ કફ અને પિત્ત દોષ, રસ અને માંસ, દૂષ્ય, રસવાહિની, રસવહ ગ્રંથિઓ, આંતરડાં, ગળું, આંખો, મૂત્રપિંડ, સ્વાદુપિંડ, કલેજું અને ફેફસાં આ સ્થાનો પર ફાયદો કરે છે. (ઔ. ગુ. ધ. શા.)

**સૂચના**—જસતભસ્મ પાણી પર તરે અને લીંબુના રસમાં નાખવાથી પરપોટા ન થાય, ત્યારે નિરુત્થ થયેલી જાણવી.

**બીજી વિધિ**—પહેલી વિધિ પ્રમાણે કડાઈમાં તૈયાર કરેલી ચાળેલી જસતભસ્મને લીંબુનો રસ, હળદરનો ઉકાળો અને કુંવારનો રસ આ ૩ ઔષધિઓની ૩–૩ ભાવનાઓ આપી ગજપુટ આપવાથી ૯ ગજપુટમાં ઉત્તમ પ્રકારની ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે. પહેલી વિધિના કરતાં આ ભસ્મ જલદી ફાયદો આપે છે. કેટલાક વૈદ્યો આ ભસ્મને ૯ ને બદલે ૪૦ પુટ આપે છે. વધારે પુટ આપવાથી તે વધારે ગુણ આપે છે.

## (૮) નાગભસ્મ

**પહેલી વિધિ**—શુદ્ધ સીસું ૧ શેર લઈ કડાઈમાં નાખી ચૂલા પર મૂકી સખ્ત અગ્નિ આપવો. જ્યારે સીસાનો રસ થાય ત્યારે તેમાં થોડો થોડો શુદ્ધ મન:શિલ નાખતા જવો અને અરડૂસીના લીલા ડંડાથી હલાવતા જવું. આ રીતે સરખા વજનનો મન શિલ નાખતા જવો અને હલાવતા જવું, એટલે ધૂળ જેવી સૂક્ષ્મ ભસ્મ બની જશે. પછી ઉપર લોઢાનો તવો ઢાંકી ૬ કલાક તીવ્ર અગ્નિ આપવો. કડાઇ ઠંડી પડે એટલે ભસ્મને ચાળી કાચી ભસ્મ જુદી કાઢી નાખવી. ચાળેલી ભસ્મમાં ૧ શેર શુદ્ધ ગંધક મેળવી ૬ કલાક લીંબુના રસમાં ઘૂંટવું. પછી શિવલિંગના આકારનો લાંબો ગોળો બનાવી સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી, ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ તૈયાર થાય છે. આ ભસ્મ કાળી બને છે પણ બહુ ગુણકારી છે. આ ભસ્મમાં આઠમો ભાગ મન:શિલ મેળવી ૧૨ કલાક અરડૂસીના પાનના રસમાં ઘૂંટી એકવીસ ગજપુટ આપવાથી સત્તર ગુણવાળી બને છે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર મધ, દૂધ, માખણ અને સાકર, સિતોપલાદિ ચૂર્ણ અને ઘી, હળદર, આમળાં અને મધ અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

અનુપાન—(૧) ભયંકર પ્રદરમાં—વાંસકપૂર, છરું, એલચી અને સાકર સાથે.

(૨) આમાતિસારમાં—સૂંઠ અને વરિયાળી સાથે.

(૩) ગુલ્મમાં—સૂંઠ અને ગંચળ સાથે.

(૪) કફ, વાયુ અને જલોદરમાં—અજમો, પીપર અને મધ સાથે.

(૫) ઉપદંશમાં—ચિનીકબાલા અને એલચી સાથે.

(૬) ધાતુક્ષીણતા પર—માખણ અને સાકર સાથે.

(૭) મધુમેહમાં—શિલાજિત સાથે.

ઉપયોગ—પ્રમેહ, નેત્રરોગ, ગુલ્મ, બરોળવૃદ્ધિ, પ્રદર, અતિસાર, જ્વર, રક્તગુલ્મ, આમાશયની વૃદ્ધિથી થયેલ અમ્લપિત્ત, મંદાગ્નિ, અપચી, ગંડમાળા, ધાતુક્ષય, શ્વાસનળીના સોજાથી થનારી ખાંસી, આમવાત, નબળાઈ, માથાનું દરદ, યકૃતદોષ, શ્વાસરોગ, સર્વ પ્રકારનો મૂત્રરોગ, ધનુર્વાત આદિ વાતરોગ, અને પાંડુ આ બધાનો નાશ કરે છે. આ નાગભસ્મના સેવનથી રસથી શુક્ર સુધીની સાતે ધાતુઓ ક્રમે ક્રમે પુષ્ટ થઈ ઉત્તમ શક્તિ આવે છે. આ રીતે બધા અવયવો પુષ્ટ થાય છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

આમાશય મોટું થવાથી અમ્લપિત્ત થાય છે ત્યારે સવારમાં બળતરા, ખૂબ તરસ, એકદમ ઊલટી થાય તેવું લાગવું વગેરે લક્ષણો થાય છે. આ રોગ અંતઃપરિમાર્જનથી ઓછો થાય છે. આ માટે એક વખત અંતઃપરિમાર્જન કરી નાગભસ્મ આપવાથી સારો ફાયદો થાય છે. (નાગભસ્મના પ્રયોગથી આમાશયને સંકોચાવામાં મદદ મળે છે.) ઉદરમાં વ્રણ થવાથી અમ્લપિત્ત જેવો રોગ થાય છે તે પણ નાગભસ્મના સેવનથી મટી જાય છે. આ રોગમાં રોગી બહુ ક્ષીણ થઇ જાય છે. જો આ રોગ જૂનો થઈ ગયો હોય તો નાગભસ્મ જરૂર વાપરવી જોઈએ.

અપચી અને ગંડમાળામાં ગાંઠ સૂજી જાય છે, એટલી જ દોષોની દૂષ્યતા નથી; પરંતુ આ રોગ પ્રાકૃતિક છે એટલે કે આખા શરીરમાં દોષ દૂષ્યતા ફેલાયેલી હોય છે. આ વિકારમાં એક એવી અવસ્થા આવે છે કે શરીરની બધી ધાતુઓ સુકાઇ જાય છે. ચામડી પણ સુક્કી થઈ જાય છે. જાણે હાડકાં પર ચામડી ચોંટી ગઈ હોય એવું બહારથી લાગે છે. કંઠમાળા કે અપચીની ગાંઠ કઠણ કે સૂજેલી હોય અથવા બહુ ઊપસેલી લાગતી હોય, તે વખતે બીજી ઔષધિઓ કરતાં નાગભસ્મ સારી રીતે વપરાય છે. આ ભસ્મનું સેવન કરવાની શરૂઆત કરતાં થોડા જ દિવસમાં ગાંઠો પોચી પડે છે, બધી ધાતુઓ ધીરેધીરે પુષ્ટ થવા માંડે છે. આ રીતે ગંડમાળાના ઉત્પાદક વિકારોને કમ કરવામાં નાગભસ્મ વપરાય છે.

નાગભસ્મ પ્રાકૃતિક રોગ પર ઉત્તમ ઔષધિ છે. પ્રાકૃતિક રોગના બે પ્રકાર છે. પહેલા પ્રકારનો પ્રાકૃતિક રોગ બહુ દૃઢ મૂળવાળો, લાંબો વખત રહેનારો, ત્રાસદાયક અને એક વખત મટી ગયા પછી પણ ફરી ઊભળે તેવો હોય છે. કેટલોક વખત સુધી તે તદ્દન મટી ગયો હોય તેમ લાગે છે અને સહેજ કારણ મળતાં ફરી ઊભળે છે. બીજા પ્રકારનો રોગ ઓછાવત્તા પ્રમાણમાં એકસરખો રહે છે. પહેલા પ્રકારમાં ઉન્માદ, અપસ્માર વગેરે છે, જ્યારે બીજા પ્રકારમાં મધુમેહ ગંડમાળા, ક્ષય વગેરે છે. આમાંથી કાયમ ટકવાવાળા બીજી જાતના રોગોમાં નાગભસ્મની સારી અસર થાય છે. પહેલા પ્રકારના રોગોમાં અભ્રકભસ્મ અને બીજા પ્રકારના રોગોમાં નાગભસ્મ એટલો આ બંનેમાં ફેર છે.

મધુમેહમાં નાગભસ્મ સારી રીતે વપરાય છે. મધુમેહ આખા શરીરમાં રહેલા બધા દોષો અને બધાં દૂષ્યોની વિકૃતિ થવાથી ઉત્પન્ન થાય છે. આયુર્વેદની દૃષ્ટિએ મધુમેહમાં વાત, પિત્ત અને કફ ત્રણે દોષ, અને રસ, રક્ત, માંસ, મેદ, વસા, લસિકા, મજ્જા, શુક્ર અને ઓજ આ બધી ધાતુઓ દૂષિત થાય છે. આ બધાંની ક્રિયા પરસ્પર થયા પછી મધુમેહ ઉત્પન્ન થાય છે. આ સિદ્ધાંત પ્રમાણે ચિકિત્સા કરવી જોઈએ. એટલે કે ત્રિદોષ અથવા ચૈતન્યાણુભવનક્રિયામાં જે વિકાર થયો હોય તેને પ્રથમ દૂર કરવો જોઇએ. આ રીતે જ્યારે ત્રિદોષમાં થયેલી વિકૃતિ દૂર થાય છે, ત્યારે તેવા જ જુદાજુદા અણુઓથી બનેલી ધાતુઓનો દોષ દૂર થાય છે. ત્રિદોષમાં આ જાતની દૂષિતતા બે પ્રકારની હોય છેઃ (૧) અપુધાતુઉત્પાદક અને (૨) અપુધાતુશોષક. મધુમેહમાં પહેલા પ્રકારની દૂષિતતા હોય છે. નાગભસ્મ પહેલા પ્રકારની દૂષિતતા દૂર કરવા વપરાય છે. નાગભસ્મના સેવનથી પહેલાં તરસ ઓછી થાય છે. નાગભસ્મનું બીજું કામ સાકર ઓછી કરવાનું છે તે પણ જલદી થવા માંડે છે. નાગભસ્મમાં શક્તિવર્ધક ગુણ હોવાથી આ કાર્ય જલદી દેખાય છે. તે વખતે માત્ર ગાયના દૂધનું પથ્ય રાખવાથી બહુ જ જલદીથી સારો ફાયદો થાય છે. મધુમેહના બીજા ઉપદ્રવો મટાડવા માટે નાગભસ્મની સાથે શિલાજિત આપવાથી વધારે ફાયદો થાય છે.

મધુમેહના રોગીઓમાં ઘણા જાડા હોય છે, જ્યારે કેટલાક પાતળા હોય છે. જાડા દરદીમાં મેદની દૃષ્ટિ વધારે હોય છે. જાડા માણસમાં શરીરના પ્રમાણમાં શક્તિ પણ ઓછી હોય છે. એવા મેદસ્વી મધુમેહવાળાઓ માટે નાગભસ્મ વાપરવી વધારે હિતકર છે, જ્યારે પાતળા રોગીઓને દાહ વગેરે લક્ષણો વધારે થતાં હોય ત્યારે જસતભસ્મ વધારે ફાયદો કરે છે.

નાગભસ્મ કોષ્ઠશૂળમાં પણ ઉપયોગી છે. આ શૂળ એક વિશિષ્ટ પ્રકારની હોવી જોઇએ, એમાં આંતરડાં અને બધાં કોષ્ઠગત અવયવો તદ્દન અશક્ત થઈ

ગયા હોય છે અને તેમનો વ્યાપાર શિથિલ થઈ ગયો હોય છે. આ કોષ્ઠશૂળ વાત-પ્રધાન કે વાતપિત્ત અનુબંધી હોય છે. એમાં થોડી થોડી ઊલટી બહુ ત્રાસ સાથે થાય છે, અને ઊલટીનો વેગ ક્ષીણ હોય છે. તે વખતે નાગભસ્મ સારી રીતે વપરાય છે. આ ઉપરાંત રંગના કારખાનામાં કામ કરનારાઓને જે ઉદરશૂળ થાય છે, તેમાં પણ નાગભસ્મ ફાયદો કરે છે.

કબજિયાતને લીધે પેટ સાફ આવતું નથી. એમાં ખાસ કારણ આંતરડાંની નબળાઈ હોય છે. ઘણીવાર વીર્ય ક્ષીણ થવાથી પણ કબજિયાત થાય છે, તેમજ બીજી ધાતુઓની ક્ષીણતાથી પણ કબજિયાત થાય છે. આમાં શૌચનો વેગ નિર્બળ બની જાય છે. વેગ ઉત્પન્ન થવા છતાં આંતરડાંની મળ બહાર કાઢી નાખવાની શક્તિ ઓછી હોવાથી મળની પ્રવૃત્તિ થતી નથી. આવી જાતની કબજિયાતમાં *નાગભસ્મ ઉત્તમ અસર કરે છે. આંતરડાંને ધીરે ધીરે સબળ બનાવી તે મલત્યાગ* કરાવે છે. *

અસ્થિગત વ્રણમાં નાગભસ્મ સારી રીતે વપરાય છે. અસ્થિ ધાતુની પુષ્ટિ માટે નાગભસ્મના સેવનથી પાર્થિવ વગેરે ઘટક દ્રવ્યોની પૂર્તિ થાય છે.

અસ્થિમજ્જાગત દોષોના યોગથી હાડકાં ક્ષીણ અને નરમ થઇ વાંકાંચૂંકાં થઈ જાય છે અને મજ્જા દૂષિત થઈ જાય છે. સાંધાઓમાં હાડકાં ફૂલેલાં કે ખોડેલાં જેવાં થઇ જાય છે. કેટલીક વાર આ રોગમાં પહેલાં અને પછી ભયંકર વેદના થાય છે. હાડકાં અને સાંધાઓમાં તીવ્ર શૂળ ઉત્પન્ન થાય છે. આવી જ સ્થિતિ સગર્ભાવસ્થા અને સુવાવડમાં પણ થઇ જાય છે. આ રોગ અસ્થિમજ્જાગત વાતપ્રકોપથી થાય છે એવો આયુર્વેદનો સિદ્ધાંત છે. આ રોગમાં નાગભસ્મનો ઘણો સરસ ઉપયોગ થાય છે. આમળાં, ગોખરુ અને સાકરના ચૂર્ણ સાથે નાગભસ્મ આપવાથી વધારે ફાયદો કરે છે.

અશક્તિને લીધે કબજિયાત થવાથી અર્શ ઉત્પન્ન થયા હોય, તો નાગભસ્મના સેવનથી મટી જાય છે. આ અર્શમાં સોજો આવી અંદરનો ભાગ બહાર નીકળે

---

* નાગભસ્મ આંતરડાંને શક્તિ આપે છે પણ એ લેવાથી તરત ફાયદો થતો નથી. બહુ જ ઓછી માત્રામાં આંતરડાંને મજબૂત બનાવનારી બીજી ઔષધિઓ (અભ્રક અને કેરોચલાં) સાથે મેળવીને તે આપવી જોઈએ, અને પરહેજી સાથે લાંબો વખત તે લેવી જોઇએ. જો જરૂર હોય તો મળને ધકેલનાર ઔષધિ—ઓથમી જીરું કે બીજી કોઇ દવા—આપવી જોઇએ.

નાગભસ્મ વધારે માત્રામાં વધુ વખત નથી આપી શકાતી; નહિ તો પ્રતિક્રિયા થઇ લોહીના અણુઓને નુકસાન કરે છે. વૃદ્ધો સિવાય બીજાને તે લાંબો સમય આપવાથી પાંડુરોગ થાય છે.

છે. ગમે તેમ કરવા છતાં પણ તે અંદર જતા નથી, પણ બહાર જ રહે છે. મસા તદ્દન સુંવાળા અને નિર્બળ હોય છે. શૌચ વખતે મળને બહાર કાઢવાની પણ તેમનામાં શક્તિ નથી હોતી. કૃત્રિમ ઉપાયોથી શૌચશુદ્ધિ કરાવવી પડે છે. એ રોગમાં સ્નાયુઓની શિથિલતામાં નાગભસ્મ આપવી જોઈએ; પરંતુ વીર્યના બહુ દુરુપયોગને લીધે અશક્તિ, કબજિયાત અને અર્શ થયા હોય તો નાગભસ્મ કરતાં બંગભસ્મ વધારે ફાયદો કરે છે.

પિત્તગુલ્મ અને રક્તગુલ્મમાં નાગભસ્મ શક્તિ આપનાર ઔષધિ તરીકે વપરાય છે. પિત્તગુલ્મમાં શરૂઆતથી જ જો નાગભસ્મનું સેવન કરાવવામાં આવે તો ગુલ્મની બહુ વૃદ્ધિ નથી થતી. પણ રક્તગુલ્મની શરૂઆતમાં કાંઈ આપી શકાતું નથી, કારણકે રક્તગુલ્મ ૧૦ માસ પછી જ સાધ્ય બને છે. (**रक्तगुल्मे पुराणत्वं सुखसाध्यस्य लक्षणम् ।**)

ગ્રહણી અને અતિસારમાં શરીરની શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય, રોગનો પ્રતિકાર કરવાની આંતરિક શક્તિ ન રહી હોય, રોગ લાંબા સમય સુધી વધતો જતો હોય અને રોગી દિન પ્રતિદિન વધારે ક્ષીણ થતો હોય, તો તે વખતે તાવ ન હોય તો નાગભસ્મ અપાય છે.

નાગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ અને સુવર્ણભસ્મ આ ઔષધિઓ જીવનીય—જીવનને ઉપકારક છે. આ ભસ્મો શરીરના ઘટકોમાં નવું જીવન ઉત્પન્ન કરે છે. અન્ન વગેરેમાંથી પોષક અંશ સારી રીતે શોષણ કરવાની તે ઘટકોને શક્તિ આપે છે. જીવનીય ઔષધિઓમાં આ ખાસ ગુણ છે. આમાંથી નાગભસ્મ સ્નાયુ, માંસપેશીઓ વગેરે માટે જીવનીય છે, એટલે એમાંથી શક્તિ ક્ષીણ થાય ત્યારે નાગભસ્મ વાપરવી જોઈએ.

નાગભસ્મનો વૃષ્યત્વ (નપુંસકત્વનાશક) ગુણ જન્મથી જ નપુસકોની બાબતમાં ખાતરીથી દેખાતો નથી. પરંતુ મધુમેહ જેવા ક્ષીણતા ઉત્પન્ન કરનાર રોગથી નપુંસકતા આવી હોય તો નાગભસ્મના સેવનથી તે દૂર થાય છે. જો સ્નાયુની નિર્બળતાને લીધે નપુસકતા આવી હોય તો નાગભસ્મ વાપરવી સારી છે. જો અંડકોષોની ગ્રંથિઓની નબળાઇથી આ રોગ થયો હોય, તો નાગભસ્મ સાથે શિલાજિત અને સુવર્ણભસ્મ વગેરે ઔષધિઓનો ઉપયોગ કરવો જોઈએ. (પુષ્પધન્વા રસમાં નાગભસ્મ આવે છે. આ રસ નપુસકતા મટાડવામાં ઉત્તમ છે.)

૬ જો જ્ઞાનતંતુઓ અને માનસિક ક્ષીણતાને લીધે પાંડુરોગ થયો હોય તો અભ્રકભસ્મના સેવનથી વધારે ફાયદો થાય છે. તેમ જ રક્તસ્રાવ કે રજસ્રાવની અધિકતાથી, માટી ખાવાથી કે કૃમિને લીધે રાતા કણ ઓછા થઇ પાંડુરોગ થયો હોય તો લોહભસ્મ ઉપયોગી છે. પરંતુ અણુભવનક્રિયા કે ધાતુપરિપોષણક્રિયા,

બધી ઇંદ્રિયો અને હૃદય નિર્બળ થઈ જવાથી પાંડુરોગ થયો હોય, તો નાગભસ્મ ઉત્તમ કાર્ય કરે છે. નાગભસ્મને લોહભસ્મ કે અભ્રકભસ્મ સાથે મેળવીને પણ આપી શકાય છે.

જૂના પક્ષાઘાતમાં આખા શરીરમાં અને ખાસ કરીને હાથપગની શિરાઓ, સ્નાયુ, કંડરા આ બધામાં ખૂબ નબળાઇ આવી ગઈ હોય અને એ કારણે હાથ, પગ અને આંગળીઓની શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય, તો નાગભસ્મ આપવી જોઈએ.

મધુમેહ, બીજા પ્રમેહ અને ક્ષીણતા ઉત્પન્ન કરનાર બીજા રોગોને અંતે જાણે ભ્રમ થતો હોય તેમ થાય છે. મનમાં તદ્દન નકામા વિચારો આવી મન સૂનમૂન થઈ જાય છે. (જ્ઞાનેન્દ્રિયો અશક્ત થવાથી અથવા લોહી પૂરું ન મળવાથી કે લોહી કસ વગરનું થઇ જવાથી પણ આવી સ્થિતિ થાય છે.) કેટલાક લોકો વિચારમાં લીન થઇ જાય છે અને કેટલાક અનૈચ્છિક ક્રિયાઓ પણ ભૂલી જાય છે અથવા વ્યવસ્થાપૂર્વક નથી કરી શકતા, જેમકે પેશાબની ઇચ્છા થવા છતાં ઊઠવાની ઇચ્છા ન થવી અથવા એને માટે વિચાર કર્યાં કરવો; આ રીતે મૂત્ર રોકવાથી સૂનમૂન અવસ્થા થઇ જાય છે. આટલું છતાં પણ મૂત્રોત્સર્ગની એને સૂધ થતી નથી. આ જાતના રોગોમાં નાગભસ્મ એટલી સરસ રીતે કામ કરે છે કે ઘણીવાર એકાદ દિવસમાં જ માણસની સૂનમૂન સ્થિતિ મટી જઇ મન અને ઇંદ્રિયો કાર્યક્ષમ થઇ જાય છે.

મધુમેહની અંતિમ અવસ્થામાં સંન્યાસ–મૂર્છા રોગ થાય છે. આમાં બધી દવાઓમાં નાગભસ્મ સૌથી ઉત્તમ દવા છે. ઘણીવાર નાગભસ્મના સેવનથી સંન્યાસ-રોગ તાત્કાલિક મટી ગયાના દાખલા મળી આવે છે.

હૃદય અને ફેફસાં અશક્ત થઈ જવાથી એક જાતની ઘેરા અવાજવાળી, સૂકી, ત્રાસદાયક ખાંસી થાય છે. આ ખાંસીમાં કફ નથી પડતો અને વારંવાર ખાંસી આવે છે. આ રોગમાં નાગભસ્મ સારું કામ આપે છે. વૈદ્યોએ કર્કસ્ફોટ (Cancer)માં નાગભસ્મ વાપરી જોવી જોઈએ. વાતપ્રધાન કર્કસ્ફોટમાં વધારે ઉપયોગ થઇ શકશે. વેદના વધારે થતી હોય તો નાગભસ્મ સારું કામ આપે છે. નાગભસ્મ વાયુ ખાસ કરીને વ્યાનવાયુ એ દોષ, રસથી શુક્ર સુધીની સાતે ધાતુઓ દૂષ્ય અને મગજ, જ્ઞાનતંતુઓ (સંજ્ઞાવાહિની અને આજ્ઞાવાહિની), સ્નાયુ, આમાશય અને અંત સ્રાવક પિંડ આ સ્થાન પર વધારે ફાયદો કરે છે. (ઔ. ગુ. ધ. શા.)

નાગભસ્મ માટે શાસ્ત્રમાં લખ્યુ છે કેઃ—

नागस्तु नागशततुल्यबलं ददाति
व्याधिं विनाशयति जीवनमातनोति ।

वह्निं प्रदीपयति कामबलं करोति
मृत्युं च नाशयति संतत सेवितः सः ॥

રોજ નાગભસ્મનું સેવન કરવાથી સો હાથી જેટલું બળ મળે છે, બધી જાતના રોગોનો નાશ થાય છે, આયુષ્યની વૃદ્ધિ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, કામ ઉત્પન્ન થાય છે, તેમજ મૃત્યુનો પણ નાશ થાય છે.

**સૂચના**—કોઈ કોઈ વખત નાગભસ્મથી કોઠામાં શૂળ મારે છે. તે વખતે થોડા દિવસ ભસ્મ આપવી બંધ કરવી જોઈએ.

આ ભસ્મ બરોબર નિરુત્થ ન થઈ હોય તો ન વાપરવી જોઇએ. કાચી ભસ્મથી શૂળ મારવાનો વધારે સંભવ છે.

**બીજી વિધિ**—શુદ્ધ સીસું ૧ શેર લઈ કડાઇમાં નાખી ચૂલા પર મૂકી સખ્ત તાપ આપી રસ કરવો. પછી આકડાનાં ફૂલ થોડાં નાખતા જવાં અને આકડાના મૂળના ડાંડાથી હલાવતા જવું. ૪ શેર આકડાનાં ફૂલ ૪ કલાક નાખવાથી ભસ્મ થઈ જશે. પછી કડાઇને ઢાંકણું ઢાંકી ૬ કલાક સખ્ત અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે કડાઈ ઉતારી લઇ ભસ્મ કપડાથી ચાળી લેવી. કાચો ભાગ રહે તે જુદો કાઢી લેવો. ચાળેલી ભસ્મમાં ૧૨મો ભાગ મન.શિલ નાખી, અરડૂસીનાં પાનના રસમાં ૬ કલાક ઘૂંટી, નાની નાની ટીકડીઓ કરી, સૂર્યના તાપમાં સૂકવી, ગજપુટ આપવો. આ રીતે ૧૦ પુટ આપવાથી પીળા રંગની ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે. (વૈ. ચિ. સા.)

વૈદરાજ શ્રી સુખરામદાસ ટી. ઓઝા આ રીતે ભસ્મ બનાવે છે. તેઓ માટીના કલેડામાં આકડાના મૂળના ડંડાથી સીસાને ઘૂંટે છે. ભસ્મ થયા પછી કુંવારના રસમાં ૩ કલાક ખરલ કરી પેંડા જેવી એક ટીકડી બનાવે છે. ટીકડીને બે કલેડાં વચ્ચે મૂકી ૫ શેર છાણાંની નિર્ધૂમ અગ્નિમાં મૂકી બાટીની માફક પકવી લે છે. આ રીતે ૪૦–૫૦ પુટ આપી તેઓ ભસ્મ બનાવી લે છે.

**માત્રા**—૦ાા થી ૨ રતી સુધી દિવસમાં બે વાર આપવી.

**અનુપાન**—પરમિયામાં એલચીના દાણાની ચટણી સાથે અથવા ગળોના રસ અને મધ સાથે. રક્તાર્શમાં દાડમના રસ સાથે આપવી. આ પ્રમાણે બીજાં અનુપાનોની યોજના કરવી. વધારે ઉપયોગ પહેલી વિધિમાં લખ્યા પ્રમાણે કરવો.

**સૂચના**—આ ભસ્મનું સેવન કરતી વખતે ખટાશ તદ્દન છોડી દેવી જોઇએ.

**ત્રીજી વિધિ**—લોખંડની કડાઈમાં શુદ્ધ સીસાનો રસ કરી ખાખરાના મૂળના ડંડાથી ૪ પ્રહર ઘૂંટવું. સખ્ત અગ્નિ આપવાથી લાલ રંગની ભસ્મ તૈયાર થાય છે. (ર. ચં.)

**માત્રા, અનુપાન અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

જોકે આ ભસ્મ નિરુત્થ નથી, તો પણ બીજી ભસ્મો સાથે વાપરવામાં અનેક ગ્રંથકારો વાંધો લેતા નથી. અગ્નિ ૪ પ્રહરને બદલે ૮ પ્રહર આપવો. આ ભસ્મ સ્ત્રીઓનો પ્રદરરોગ, નેત્રરોગ અને કફપ્રધાન પ્રમેહમાં સારું કામ આપે છે.

શ્રી વૈદ્યરાજ સુખરામદાસ ટી. ઓઝા આ રીતની ભસ્મ ઘણાં વર્ષોથી બનાવરાવે છે. તેઓ કડાઈમાં ખાખરો કે વડના ડંડાથી સીસાને ઘૂંટી બનાવે છે. પછી કુંવારના રસમાં ખરલ કરી ૨-૨ તોલાની ટીકડીઓ બનાવે છે. તેને સૂકવી શરાવસંપુટ કરી ગજપુટ આપે છે. ગજપુટ આપવાથી સીસું સજીવન થાય છે, અને કેટલુંક નીચે રાખોડામાં ચાલ્યું જાય છે. કડાઈ પર તવો ઢાંકી ૬ કલાક અગ્નિ આપવામાં આવે તો બધું કડાઈમાં રહી શકશે. ફરીથી ડંડાથી ઘૂંટી ચૂર્ણ કરી ઉપરની રીતે ગજપુટ આપે છે. આ રીતે ૪૦ પુટ સુધી સીસું સજીવન રહે છે. સીસું મરી ગયા પછી બીજા ૬૦ પુટ આપવાથી બહુ જ મુલાયમ નાગભસ્મ બની જાય છે.

આ ભસ્મ મધુમેહમાં ૦॥ થી ૧ રતી માખણ સાથે ૧૦ દિવસ સુધી આપવાથી પેશાબ સાથે સાકર જતી બંધ થઈ જાય છે. પછી ૧૦ દિવસ રહી ફરી તે ૧૦ દિવસ સુધી આપવી.

### (૯) પારદભસ્મ

**વિધિ**—૧ તોલો શુદ્ધ પારો લઈ કપડમટ્ટી કરેલી આતશી શીશીમાં નાખી ઉપર પાંચ તોલા ગંધકનો તેજાબ ( સલ્ફ્યુરિક ઍસિડ ) નાખવો. શીશીને ખુલ્લા મેદાનમાં સળગતી સગડી પર મૂકવી. અર્ધા કલાક પછી શીશીના મોંમાંથી ધુમાડા નીકળતા બંધ થઈ જાય એટલે શીશી ઉતારી લેવી. ઠંડી પડ્યા પછી અંદરની સફેદ રંગની પારાની ભસ્મ કાઢી લેવી. ભસ્મનું વજન ૨ માસા વધે છે.

( ખૂ. ચિ. )

અંગ્રેજીમાં આ ભસ્મને પરસલ્ફેટ ઑફ મરક્યુરી ( Persulphate of Mercury ) કહે છે. એને બનાવવાની વિધિ રસકપૂરમાં જોવી.

**માત્રા**—૧ થી ૪ ચોખાપૂર દ્રાક્ષમાં મૂકી દ્રાક્ષ ગળી જવી. અથવા મીઠું અને સાકર વગરની મોળી થૂલીમાં મૂકી ગળી જવી. ભસ્મ દાંતને લાગશે તો દાંત ઢીલા થઈ જશે.

**ઉપયોગ**—આ ભસ્મ ઉપદંશ અને કુષ્ઠમાં બહુ ઉપયોગી છે. ઉપદંશમાં ૩ થી ૭ દિવસ અને કુષ્ઠમાં ૧૫ થી ૨૦ દિવસ આ ઔષધિ આપવી પડે છે. ઉપદંશ મટયા પછી કદી પણ પારદનો વિકાર થયેલો જણાયો નથી. ઉપદંશમાં દિવસમાં ૧ વાર અને કુષ્ઠમાં ૨ વાર આપવી.

સૂચના—કોઈ દરદીને ઊલટી કે ઝાડા થાય તો ગભરાવું નહિ. વિલાયતી દવા વેચનાર કેમીસ્ટને ત્યાંથી શુદ્ધ તેજાબ લાવવો, પાણી કે તેલવાળો ન લેવો. દૂધ દહીંથી બનેલા પેંડા, બરફી, કલાકંદ વગેરે પદાર્થો ન ખાવા. ઘીનું ખૂબ સેવન કરવું. મોળી થૂલી અને મગની દાળ ખાવી. મીઠું, મરચું અને ખટાશ ન ખાવી. આ ભસ્મ બીજી ભસ્મ સાથે મેળવીને આપી શકાતી નથી. કારણ ખટાશ લાગવાથી પારો ફરીથી પોતાના અસલ સ્વરૂપમાં આવી જાય છે. હજારો ઉપદંશના દરદીઓને અમે આ ભસ્મ આપી છે અને કોઇને કાંઈ પણ નુકસાન થયું નથી.

આ ભસ્મને ચિનાઇ માટીનાં પ્યાલામાં નાખી ઉપર પાણી ભરી દેવું. ૩ કલાક પછી પાણી કાઢી નાખવું. એ રીતે ૮–૧૦ વાર પાણી મેળવી ધોવું. એટલે ગંધકના તેજાબની અમ્લતા નીકળી જશે. પછી ભસ્મને સૂકવી લેવાથી તે પીળા રંગની બની જશે. આ પીળી ભસ્મને ૪ ગણા માખણમાં મેળવી, મલમ બનાવી લેવો. આમાંથી રાત્રે સૂતી વખતે મલાઈ સાથે અંજન કર્યાથી આંખમાંથી પાણી ઝરવું અને ખીલ પડવા એ બંને રોગો મટે છે.

## (૧૦) સુવર્ણમાક્ષિકભસ્મ

**પહેલી વિધિ**—શુદ્ધ સોનામુખીને કળથીના ઉકાળામાં ૧૨ કલાક ઘૂંટી ટીકડીઓ કરી સૂર્યના તાપમાં સૂકવવી. પછી શરાવસંપુટ કરી ગજપુટ આપવો. આ જ રીતે દિવેલ, છાશ અને બકરાના મૂત્રની ૧–૧ ભાવના આપી દરેક વખતે ગજપુટ આપવાથી ભસ્મ તૈયાર થાય છે. જો આ રીતે બકરાના મૂત્રના ત્રણ વધારે પુટ આપવામાં આવે, તો ભસ્મ વધારે ગુણકારી બને છે.

માત્રા—૧ થી ૩ રતી સુધી દિવસમાં ૨ વાર દૂધ, મધ, ગુલકંદ, ગળોસત્ત્વ, ત્રિફળા, કડુ, સાકર અને માખણ અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

અનુપાન—(૧) મસૂરિકા પર કાંચનારની છાલના ઉકાળા સાથે આપવાથી અંદર રહેલું વિષ બહાર નીકળે છે.

(૨) પાંડુરોગ, હલીમક અને કમળા પર—મધ અને પીપર સાથે અથવા મૂળાના રસ સાથે.

(૩) સ્વપ્નદોષ, જીર્ણજ્વર, માથાનું શળ, પિત્તપ્રમેહ અને મૂત્રકૃચ્છ્રમાં—સાકર અને માખણ અથવા મધ અને સાકર સાથે.

(૪) ઊલટીમાં—જીરું, સાકર અને મધ સાથે.

(૫) નિદ્રાનાશમાં—સૂંઠ અને આમળાંના મુરબ્બા સાથે.

(૬) ઘડપણની નબળાઈ, કુષ્ઠ, પ્રમેહ, પાંડુરોગ અને ક્ષય પર—ગાયના દૂધ સાથે.

ઉપયોગ—પાંડુરોગ, કમળો, જીર્ણજ્વર, નિદ્રાનાશ, મગજની ગરમી, પિત્તવિકાર, આંખોની લાલાશ અને બળતરા, ઊલટી, ઊબકા, વ્રણ, પિત્ત, પ્રમેહ, પ્રદર, મૂત્રકૃચ્છ્ર, માથાનું શૂળ, વિષવિકાર, અર્શ, ઉદરરોગ, ખંજવાળ, કુષ્ઠ, કૃમિ અને પથરી વગેરે રોગોનો આ નાશ કરે છે. કફપિત્તના વિકારમાં આ ભસ્મ વધુ લાભદાયક છે.

સુવર્ણમાક્ષિક એ લોહભસ્મનું સૌમ્ય સ્વરૂપ છે. સુવર્ણમાક્ષિક ભસ્મ સ્વાદુ, તિક્ત, વૃષ્ય, રસાયન, યોગવાહી, શામક, શક્તિવર્ધક, પિત્તશામક, શીતવીર્ય, સ્તંભક અને રક્તપ્રસાદક છે. આ ભસ્મના પ્રયોગથી રક્તનું પ્રસાદન થવાથી રાતા કણો સુદૃઢ બને છે અને રક્તધાતુ સશક્ત બને છે. લોહની બીજી બનાવટોમાં જે તીક્ષ્ણતા, તીવ્રતા વગેરે ગુણ છે તે આ ભસ્મમાં નથી; એટલે આ કલ્પ બહુ જ સૌમ્ય હોવાથી નાજુક, સુકુમાર અને અશક્ત સ્ત્રીપુરુષોને નિર્ભયતાથી આપી શકાય છે.

એકલા પિત્તના અથવા કફપિત્તના સંસર્ગજન્ય વિકારમાં ાક્ષિક સારી રીતે વપરાય છે. એટલે પિત્તથી થયેલા મસ્તકશૂળ, અમ્લપિત્ત, પરિણામશૂળ, અને પિત્તજ ગુલ્મ આ રોગોમાં આ ભસ્મ અવસ્થાભેદ પ્રમાણે અનુપાનભેદથી અપાય છે.

પિત્તજ મસ્તકશૂળમાં સૂતશેખર રસ વપરાય છે. પરંતુ આ રસ આપવા માટે મુખ્ય ચિહ્ન ભ્રમ (ચક્કર) હોવું જોઈએ. ઉપરાંત સૂતશેખર રસ વાતપિત્તજન્ય વિકારોમાં ઉપયોગી છે. પરંતુ મસ્તકશૂળમાં જ્યારે ઊબકા, મોંમાં કડવાશ, દરેક પ્રિય ખોરાક ખાવા પર પણ અરુચિ, અને ઊલટી થવાથી શૂળ ઓછી થઈ જવી વગેરે લક્ષણો થતાં હોય ત્યારે સુવર્ણમાક્ષિકભસ્મ સારી રીતે વપરાય છે. જૂના મસ્તકશૂળમાં સારી અસર કર્યાના ઘણા દાખલા મળી આવે છે.

વારંવાર ચક્કર આવવા, વિચાર કરતાં કરતાં મગજ ગુમ થઈ જવું અને ચક્કર આવવા, તેમજ સૂર્યના તડકામાં ફરવાથી, કોઈ પણ ગરમ પદાર્થના સેવનથી, ઉજાગરાથી, મગજના સહેજ શ્રમથી, શક્તિ ઉપરાંત સહેજ વિચાર કરવાથી વગેરે સહેજ સહેજ બાબતમાં ચક્કર આવી જવા, આ બધી જાતનાં ચક્કર આવતાં હોય તે પર સુવર્ણમાક્ષિકભસ્મ આપવી જોઈએ. અનુપાન તરીકે દાડમનો રસ, મોસંબીનો રસ કે બીજી અનુકૂળ ઠંડી ઔષધિઓ આપવી જોઈએ.

આંખમાં સોજો, લાલાશ અને બળતરા ખૂબ હોય પણ વેદના ઓછી થતી હોય અથવા આંખમાં બીજા દોષો ઓછા હોવા છતાં પણ એટલો બધો દાહ થતો હોય કે દરદીને એમ જ થયા કરે કે ઉપર બરફ બાંધું કે ઠંડું પાણી છાંટયા કરું.

આ બધા દોષોનું કારણ પિત્તદોષ જ છે, વાયુ અથવા કફની પ્રધાનતા નથી. એવા પિત્તાભિષ્યંદ કે કફાભિષ્યંદ રોગમાં સુવર્ણમાક્ષિકભસ્મનું સેવન ફાયદાકારક છે. ખાવામાં અને ઉપર લગાડવામાં બંને રીતે એ ઉપયોગી છે. આ રીતે માક્ષિકભસ્મ વાપરવાથી સારી રીતે રક્તપ્રસાદન થાય છે.

પિત્તપ્રધાન જૂના નેત્રરોગો (મોતિયા, લિંગનાશ, પાંપણની નીચે મોટી ફોલ્લીઓ થવી અને માંસ વધવું એ સિવાયના બાકીના આંખના રોગો)માં માક્ષિકભસ્મ ખવરાવવાથી સારો ફાયદો થાય છે. માક્ષિકભસ્મ સાથે પ્રવાલપિષ્ટિ મેળવી દિવસમાં બે વાર આપવાથી તેમજ રાતે સૂવાને સમયે ત્રિફલા ચૂર્ણ એક એક માસો મધ સાથે લેવાથી આંખની રતાશ તથા બીજા જીર્ણ દોષો શમી જાય છે.

ક્રોધ વગેરે આગંતુક કારણોથી, બહુ જાગરણથી, અને બહુ ગરમ પદાર્થોનું સેવન કરવાથી પિત્તવૃદ્ધિ થઈ રોગના વેગની વૃદ્ધિ થાય છે. સહેજ હાલતા-ચાલતામાં ગભરામણ થાય છે. આ વિકાર પર માક્ષિકભસ્મ સારી રીતે વપરાય છે.

પિત્ત દૂષિત થવાથી તેનાં આશ્રયસ્થાનો, રક્ત, રક્તવાહિનીઓ અને હૃદય પણ દૂષિત થાય છે. આ દોષ, દૂષ્ય અને સ્થાનદૂષિતતાથી અનેક પ્રકારના જુદા-જુદા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. આ રોગો જ્યારે જૂના થાય ત્યારે હાથ, પગ અને મોં પર સોજા આવે છે. માક્ષિકભસ્મના સેવનથી તે મટી જાય છે. સુવર્ણ-માક્ષિક હૃદ્ય, સ્તંભક અને રક્તપ્રસાદક હોવાથી આ રોગ પર સારું કામ કરે છે. આ જહ્મેહયાતની જાતની ઔષધિ છે, પણ જહ્મેહયાતમાં બેચેની લાવવાનો ગુણ હોવાથી ઘણાને સૂગ ચઢે છે અને ઊલટી થઈ જાય છે. સુવર્ણમાક્ષિક એવી ન હોવાથી શરીરમાં રહે છે, અને પોતાનું હૃદયકાર્ય સારી રીતે કરી શકે છે.

રક્તમાં વિદગ્ધ પિત્ત મળવાથી પિત્તના તીક્ષ્ણ, ઉષ્ણ અને દ્રવ ગુણો વધી જાય છે, અને તેથી રક્તવાહિનીઓની ચામડી પાતળી થઈ જાય છે. આ રીતે રક્તમાં ઉષ્ણતા વગેરે ગુણ વધવાથી અને રક્તવાહિનીઓની અંદરની ચામડી પાતળી થઈ જવાથી રક્તવાહિનીઓ ફાટે છે અને રક્તસ્રાવ શરૂ થઈ જાય છે. આને જ આયુર્વેદમાં રક્તપિત્ત કહે છે. આ રક્ત અધોમાર્ગ અને ઊર્ધ્વમાર્ગ બંને રીતે પ્રવૃત્ત થાય છે. આ રક્તપિત્તમાં સુવર્ણમાક્ષિક સારી રીતે વપરાય છે. માક્ષિક સાથે પ્રવાલપિષ્ટિ, હળદર અને સોનાગેરુ મેળવી આપવાથી બહુ જલદી અને બહુ સારો ફાયદો થાય છે. માત્ર માક્ષિકના સેવનથી આ રોગમાં સારી અસર થયાના ઘણા દાખલા મળી આવે છે. આ રોગમાં ખાવા માટે માત્ર દૂધ આપવું જોઈએ. ખાસ કરીને બકરીનું દૂધ વધારે હિતકર છે. સુવર્ણમાક્ષિક ઊર્ધ્વ રક્તપિત્તમાં વધારે ઉપયોગી છે.

આમાશય વધવાથી, અંદરની ચામડી વિકૃત થવાથી કે ઉદરમાં વ્રણ થવાથી અમ્લપિત્ત થાય છે. આયુર્વેદે આ બધાનો સમાવેશ અમ્લપિત્ત (ઉદરશૂલ)-માં કર્યો છે. કર્કટગ્રંથિ સિવાયનાં બીજાં કારણોથી થતાં બધી જાતનાં અમ્લપિત્ત-માં માક્ષિકભસ્મ સારું કામ કરે છે. ઉદર વધવાથી થનારા અમ્લપિત્તમાં, માક્ષિક પોતાના સ્વાદુ, શામક અને સ્તંભક ગુણ પહોંચાડી પિત્તનું નિયમન કરે છે અને દોષની સામ્યતા સ્થાપે છે. અંદરની પિચ્છિલ ત્વચા વિકૃત થવાથી થનારા અમ્લ-પિત્તમાં માક્ષિકનું લવણત્વ અસર કરે છે. ઉદરમાં પિત્ત અને રસ ઉત્પન્ન કરનાર પિંડોની વિકૃતિથી ઉત્પન્ન થનારા વિકારમાં માક્ષિકમાં રહેલા લોહના અંશથી અને બલ્યગુણથી સંકોચ થઈ શક્તિ વધવાથી માક્ષિક અસર કરે છે. ઉપરાંત અમ્લપિત્ત વધારે થવાથી કે પિત્તની તીવ્રતા વધવાથી ઉદરમાં પીડા થતી હોય, અને ઊલટી થવાથી પેટનું કે માથાનું દરદ ઓછું થાય એમાં સુવર્ણમાક્ષિક લાભ-દાયક છે. જો ઊલટી થવા છતાં સારું ન લાગે અને શૂળ વધે અર્થાત્ વાતપિત્તની સંસર્ગજન્ય દૂષિતતા હોય તો સુવર્ણમાક્ષિકને બદલે સૂતશેખર આપવાથી વધારે ફાયદો થાય છે.

અમ્લપિત્તમાં કોઈ પણ ચિકિત્સા કરતાં પહેલાં અંતઃપરિમાર્જન કરી લેવું સારું છે. આ આપણી પ્રાચીન કે અર્વાચીન ગમે તે પદ્ધતિથી કરવામાં આવે તો ચાલે છે. અમ્લપિત્ત ખૂબ જ વધી ગયું હોય અને તેથી ઉદરમાં વ્રણ થઈ રક્તવાહિનીઓ ફાટી ઊલટીઓ થતી હોય, ઊલટીમાં લોહી પડતું હોય તો સુવર્ણ-માક્ષિકભસ્મ પ્રવાલપિષ્ટિ, ગળોસત્ત્વ અને સોનાગેરુ મેળવીને આપવું લાભદાયક છે.

સુવર્ણમાક્ષિકને સર્વ સાધારણ રીતે શક્તિવર્ધક માનીને પણ વાપરવામાં આવે છે. આમાં લોહનો અંશ હોવાથી અને આ લોહ સૌમ્ય હોવાથી માક્ષિકમાં શક્તિવર્ધક ગુણ આવેલ છે, તેથી નાકમાંથી લોહી પડવું અને લોહી પડયા પછી ચક્કર આવવા, આ રોગમાં પણ માક્ષિક ઉપયોગી છે. અહીં સુવર્ણમાક્ષિકભસ્મ અનંતમૂળ, પદ્મકાષ્ઠ અને રતાંજળીના કષાય સાથે આપવી જોઈએ.

નબળાઈ, બહુ વિચાર કે મનના આઘાતમાંથી ગમે તે કારણે ભ્રમ થયો હોય, ચક્કર આવતાં હોય, કેટલીકવાર ભ્રમ એવી અંતિમ અવસ્થાએ પહોંચ્યો હોય કે માણસ ગાંડો થઈ ગયો છે એમ બીજાને લાગે, વગેરે ઉપદ્રવો વધી ગયા હોય, તો તેમાં સુવર્ણમાક્ષિક ઉત્તમ રીતે ઉપયોગી છે. આ રોગમાં માક્ષિક કોળાના રસ સાથે આપવી જોઈએ.

પિત્તજન્ય ઉન્માદમાં જ્યાં સુધી રોગ વધ્યો ન હોય ત્યાં સુધી સુવર્ણ-માક્ષિક સારી રીતે વપરાય છે. આમાં સુવર્ણમાક્ષિક જટામાંસી, વીરાગ અને રતાંજળીના કષાય સાથે આપવી જોઈએ.

બહુ દારૂના સેવનથી મદાત્યય થઈ ચક્કર આવે છે. ઊલટી, ઊલટીમાં લોહી પડવું, આંખો લાલ થઈ જવી, ઝાંખ વળવી, મંદાગ્નિ, ઊંઘ ઊડી જવી, મોં અને આખું શરીર ફિક્કું પડી જવું, વગેરે ઉપદ્રવો પણ થાય છે. આ સ્થિતિમાં સુવર્ણમાક્ષિકભસ્મ કડુ, સાટોડી અને ગળોના ઉકાળા સાથે આપવાથી ફાયદો થાય છે.

રકતાર્શ અને પિત્તાર્શમાં ખૂબ લોહી પડવાથી આખા શરીરની શિરાઓ અને રકતવાહિનીઓ તતડે છે, શરીર ફિક્કું પડી જાય છે, કેટલાકને સોજા આવી જાય છે. એ વખતે માક્ષિકભસ્મ સારી રીતે વપરાય છે. આ ભસ્મના સેવનથી લોહીની ઉષ્ણતા અને પાતળાપણું ઓછું થઈ જાય છે. આ રોગમાં માક્ષિક-ભસ્મ નાગકેસર, તમાલપત્ર અને એલચી સાથે આપવી જોઈએ.

અપચાથી ઉત્પન્ન થયેલ કોલેરામાં ઊલટી બંધ કરવા માટે માક્ષિકભસ્મ વપરાય છે, પરંતુ તેને કોલેરાના વિષનો નાશ કરનાર ઔષધિ સાથે આપવી જોઈએ. સુવર્ણમાક્ષિક અને સૂતશેખર રસનું મિશ્રણ કોલેરામાં અપાય છે. આ મિશ્રણ વારંવાર આદુના રસ સાથે ચટાડવામાં આવે છે.

કોલેરા મટયા પછી જે નબળાઈ રહી જાય છે અને બાકી રહેલાં લક્ષણોમાં ખાસ કરીને ચક્કર આવવાં, વારંવાર ઊલટીઓ થવી, કોઈકવાર પાતળા ઝાડા થવા વગેરે ઉપદ્રવ થાય છે તે બધા પર માક્ષિકભસ્મ અને શંખભસ્મ મેળવીને કેરી કે આંબળાના મુરબ્બા સાથે આપવી જોઈએ.

સુવર્ણમાક્ષિક સ્વાદુ, રસોત્પાદક, તિક્ત અને બલ્ય છે. આ બલ્ય ગુણને લીધે રસ વગેરે ધાતુઓની તે યોગ્ય પ્રમાણમાં ઉત્પત્તિ કરે છે. આ કારણે તે રસાયન પણ છે.

• મૂત્રાશયના નિયામક સ્નાયુઓની અશક્તિને લીધે મૂત્રાશયમાં, મૂત્ર વધારે રહી શકતું નથી અને ટીપું ટીપું પડયાં કરે છે. આ રોગમાં સુવર્ણમાક્ષિક શિલાજિત સાથે સારી રીતે વપરાય છે. આ રોગમાં માક્ષિક ભોંયકોળું, આસન અને મજીઠ સાથે આપવી જોઈએ.

વાતજન્ય કે વાતપિત્તજન્ય હૃદયના રોગમાં હૃદયેન્દ્રિયની ચંચળતા, વારંવાર ગભરામણ, ઊબકા આવવા, પરસેવો, દાહ અને આખા શરીરમાં કંપારી વગેરે ચિહ્નો થતાં હોય તો સુવર્ણમાક્ષિકભસ્મ આપવી જોઈએ. આ ભસ્મ હૃદયેન્દ્રિયને શક્તિ આપનાર છે, તેથી જૂના હૃદયરોગમાં પણ તે વપરાય છે. હૃદયના રોગમાં માત્ર હૃદયના પડદાની ( Valves ) વિકૃતિમાં સુવર્ણમાક્ષિકનો કોઈ ઉપયોગ થતો નથી. તે સિવાય બાકીના બધા વાતજન્ય અને વાતપિત્તાત્મક રોગોમાં માક્ષિક ફાયદાકારક છે.

ગળાની ગાંઠ ( Tonsils ), લાલાપિંડ (Salivary glands), કંઠ વગેરે ભાગોમાં વિકાર થવાથી વેદના, સોજો, લાલાશ, બળતરા વગેરે લક્ષણો થતાં હોય, તો સુવર્ણમાક્ષિક અપાય છે. જો સખ્ત તાવ હોય તો માક્ષિકભસ્મ ન આપવી જોઇએ, નહિ તો હાનિ થશે.

શીતજ્વરમાં ઘણા દિવસ સુધી ક્વિનીન લીધું હોય અને ક્વિનીન લેવા છતાં પણ જ્વરોળ વધી ગઈ હોય, શરીરમાં સોજા, ગભરામણ, ઊલટી વગેરે ચિહ્નો પણ થઈ ગયાં હોય, તો તે વખતે સુવર્ણમાક્ષિક સારી રીતે વપરાય છે. ક્વિનીનની ખરાબ અસર દૂર કરવા માટે સુવર્ણમાક્ષિક એક ઉત્તમ ઔષધિ છે. ક્વિનીનના અતિયોગથી કે તે સહન ન થવાથી થનારા નિદ્રાનાશ, બહેરાપણું, આંખોની બળતરા, માથાની નબળાઈ, યકૃત્‌વિકાર, પીળો પેશાબ, પેશાબમાં બળતરા વગેરે વિકારો મટાડવા માટે સુવર્ણમાક્ષિકભસ્મ બહુ જ સારી રીતે વપરાય છે. આ કાર્ય ઔષધિપ્રભાવથી થાય છે.

હૃદયેન્દ્રિયની વ્યાધિથી થનારા સોજા, કે શીતજ્વર પછી ફીકાશ આવી થયેલી પાંડુતા અને તેનાથી આવેલા સોજા, કે બીજા કારણે પાંડુતા થઈ આવેલા સોજા, સાથે સાથે ગભરામણ, ચક્કર, ભ્રમ, માથામાં શૂળ, વગેરે લક્ષણો પણ હોય, તો તેમાં સુવર્ણમાક્ષિક સારી ઉપયોગી છે.

પિત્ત ઉત્પન્ન કરનાર, તીવ્ર, દાહક, ગર ( અંતર-ઉત્પન્ન ) વિષને કારણે કે વિરુદ્ધ અન્નપાનને લીધે પિત્તનો ખૂબ પ્રકોપ થયો હોય, તો તેના પર માક્ષિકભસ્મ બહુ સારું કામ આપે છે. પરંતુ પહેલાં ગરઘ્ન ચિકિત્સા ( સંશોધન ) કરવી, પછી માક્ષિકભસ્મ આપવી.

શરીર પર નાની નાની ફોલ્લીઓ થવી, ખંજવાળ આવવી, આખું શરીર, નખ, ચામડી અને હોઠ ફિક્કા પડી જવા, ઘણીવાર રક્તસ્રાવ પછી ખૂબ ઝાડા અને પછી ખૂબ અશક્તિ આવી ચામડી પર નાની નાની ફોલ્લીઓ નીકળવી, ચામડી કઠોર અને ખરસટ થઇ જવી, તેમાં ખજવાળ આવવી, વગેરે ઉપદ્રવોમાં પણ સુવર્ણમાક્ષિકભસ્મ બહુ સારી રીતે વપરાય છે. અનુપાનમાં અનંતમૂળનો ઉકાળો આપવો. આ ચર્મરોગમાં તાપ્યાદિ લોહ પણ વપરાય છે.

મૂત્રાતિસાર ( મધુમેહના ખાસ પૂર્વરૂપ તરીકે ન હોય તેવો પ્રમેહ જેવો રોગ )માં પેશાબ પીળો, ચામડી પીળી અને નખ ફિક્કા પડી ગયા હોય, સાથે સાથે દિવસરાત વારંવાર ખૂબ પેશાબ થતો હોય, તો તેમાં, સુવર્ણમાક્ષિકભસ્મ સારું કામ આપે છે. આ રોગમાં માક્ષિક જાંબુના રસ સાથે આપવી જોઇએ અને પિત્તજન્ય પ્રમેહોમાં આમળાના સત્ત્વ સાથે આપવી જોઇએ.

શુક્રક્ષય કે રજ:ક્ષયના રોગમાં બંગભસ્મ સાથે સુવર્ણમાક્ષિકભસ્મ આપવાથી વધારે ફાયદો થાય છે. પ્રદર જેવા ત્રાસદાયક રોગમાં પણ માક્ષિકભસ્મ મધુકાદ્યવલેહ અથવા શરબત બનફશા સાથે આપવાથી ઉત્તમ કાર્ય કરે છે. જો દરદી બહુ કૃશ થઈ ગયો હોય તો સાથે ગોદંતીભસ્મ મેળવીને આપવી જોઈએ.

ચામડી પર કાળાશ આવી નાની નાની ફોલ્લીઓ થવી, હાથપગની આંગળીઓ સૂજી જઇ બહેર મારી ગઈ હોય તેવું લાગવું, તેનું સ્પર્શજ્ઞાન જતું રહેવું, શરીર પર લાલ કાળા ચકામા ઊઠવા, એવા રોગમાં સુવર્ણમાક્ષિકભસ્મ ગંધક રસાયન સાથે આપવી જોઈએ, અથવા એકલી સુવર્ણમાક્ષિકભસ્મ તુળસીના રસ સાથે આપવી જોઇએ.

પિત્તજન્ય કમળામાં પણ સુવર્ણમાક્ષિક સરસ કામ આપે છે. બધી જાતના કમળામાં પણ આ ભસ્મ સારી રીતે વપરાય છે. પ્રવાલભસ્મ, શુક્તિભસ્મ અને સુવર્ણમાક્ષિક આ ત્રણેને મેળવી મૂળાના રસ સાથે આપવાથી કમળામાં બહુ સારો ફાયદો કરે છે.

સુવર્ણમાક્ષિક ભસ્મ પાચક અને રંજક પિત્ત એ દોષ, રસ, રક્ત, મજ્જા અને શુક્ર એ દૂષ્ય, અને મસ્તક, આંખો, હૃદય, આમાશય, યકૃત, આંતરડાં, બસ્તિ, અંતઃસ્રાવક પિંડ ( Ductless Glands), ચામડી, અંડકોષ અને મનોદેશ આ સ્થાનો પર ફાયદો કરે છે. (ઓ. ગુ. ધ. શા.)

આક્ષેપકના હુમલા વારંવાર આવતા હોય અને તેની સાથે ઊલટી થતી હોય તે આક્ષેપ દૂર થયા પછી પણ રહી જાય છે. તે પર સુવર્ણમાક્ષિક અને સિતોપલાદિ ચૂર્ણ મેળવીને કેરીના મુરબ્બા સાથે દિવસમાં ૪ વાર ૩-૩ કલાકે આપવાથી ઊલટી જલદી મટી જાય છે.

અધિક ધૂમ્રપાન, ઉષ્ણ આહાર અથવા આંખોને વધારે શ્રમ પડવાથી આંખની વાતનાડીઓ દૂષિત થઇ જાય છે. પછી દૃષ્ટિ મંદ પડી જાય છે. કોઈને આંખોમાં બળતરા થાય છે અને કોઇને એકને બદલે બે વસ્તુ દેખાય છે. આ વિવિધ દૃષ્ટિવિકારો પર સુવર્ણમાક્ષિકભસ્મ ૧ રતી, ત્રિફળા ચૂર્ણ ૧ માસા, ઘી ૨ માસા અને મધ ૩ માસા મેળવી સવારે અને રાત્રે આપવાથી થોડા જ દિવસમાં ફાયદો થાય છે.

**સૂચના**—આ ભસ્મમાં ચંદ્રિકા—ચમક ન રહેવી જોઈએ. સૂર્યના તાપમાં જોવાથી ચંદ્રિકા—ચમક લાગે તો કાચી માની ફરી ૧ થી ૨ પુટ આપવા જોઇએ. નવા અને તીવ્ર તાવમાં આ ભસ્મ ન વાપરવી જોઇએ. આ ભસ્મનું સેવન કરનારાઓએ અમ્લવિપાકવાળા પદાર્થો, કબૂતરનું માંસ, કળથી, નવા ચોખા અને ખટાશવાળી વસ્તુઓ ન લેવી જોઈએ.

**ત્રીજી વિધિ**—શુદ્ધ સુવર્ણમાક્ષિક, બકરાનું મૂત્ર, મઠો, ગાયનું ઘી અને બિજોરાનો રસ દરેક ૧–૧ શેર લેવાં. પછી સુવર્ણમાક્ષિકને એક કડાઈમાં નાખી, ચૂલા પર મૂકી સખ્ત અગ્નિ આપવો, અને અનુક્રમે બકરાનું મૂત્ર વગેરે મેળવી બાળી દેવાં. પાંચ ઔષધિઓ ખલાસ થાય એટલે તેની પર એક તવી ઢાંકી દઇ ૬ કલાક તેજ અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે ભસ્મ કાઢી લેવી. બાદ તેને દિવેલના ૩ પુટ આપવાથી ખૂબ સુન્દર અને મુલાયમ ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

## (૧૧) મંડૂરભસ્મ

**પહેલી વિધિ**—એક કડાઈમાં શુદ્ધ મંડૂર લઇ તેમા ચારગણો ત્રિફળાનો કાઢો નાખી ઉકાળવું. ઉકાળતાં ઉકાળતાં જ્યારે બધો ક્વાથ તદ્દન ઊડી જાય અને પાણી ન રહે એટલે મંડૂરની ભસ્મ થઇ જશે. જ્યારે મંડૂર અને કડાઇ બંને લાલ થઇ જાય એટલે અગ્નિ આપવો બંધ કરવો. કડાઇ ઠંડી પડે એટલે ભસ્મને કાઢી લઈ ઘૂંટવી. પછી ગોમૂત્ર અને કુંવારના રસના ૩–૩ પુટ આપવાથી વધારે ગુણકારી ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર પીપર અને મધ, કેરીનો મુરબ્બો, કુમારી આસવ સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે. બાળકોને માના ધાવણ સાથે. સોજાના રોગમાં મૂત્રલ દવાઓ સાથે અને ત્રિદોષજન્ય શૂળ પર ત્રિફળાનું ચૂર્ણ, ઘી અને મધ સાથે.

**ઉપયોગ**—આ ભસ્મ પાંડુરોગ, પ્રમેહ, સોજા, સંગ્રહણી વગેરે રોગોનો નાશ કરે છે. બાળક અને અશક્ત રોગીઓ માટે લોહભસ્મ કરતાં મંડૂરભસ્મ વધારે હિતકર છે.

નાનાં બાળકોની નબળાઈ, બરોળની વૃદ્ધિ, યકૃતવિકાર, માટી ખાવાથી થતો પાંડુરોગ, સ્ત્રીઓના ગર્ભાશય અને અંડકોષની નબળાઇ, યુવાવસ્થા થવા છતાં અટકાવ ન આવવો વગેરે રોગો તેમજ હલીમક, કમળો, કુંભકામલા અને સોજાના રોગનો પણ આ ભસ્મ નાશ કરે છે.

મંડૂરભસ્મ શીતળ, સૌમ્ય અને કષાય ગુણવાળી છે. લોહભસ્મમાં જે ગુણો છે તે જ મંડૂરમાં થોડા પ્રમાણમાં છે. મંડૂર લોહ કરતાં શરીરમાં જલદી પચી જાય છે અને મળી જાય છે. ઉપરાંત મંડૂર (લોહકીટ)નું કીટત્વ ઘણાં વર્ષો સ... રહેવાથી લોહી ઉપર અને ખાસ કરીને રાતા કણો ઉપર જલદીથી સ... અસર કરે છે. આ ભસ્મ નાનાં બાળકો માટે ખાસ ઉપયોગી છે, એ એ... વિશેષ ગુણ છે.

મંડૂરના પ્રયોગથી લોહીમાં રાતા કણો વધારે ઉત્પન્ન થાય છે. ઘણાં જુદાંજુદાં કારણોથી લોહીનાં રાતા કણો ઓછા થઇ જવાથી લોહી ફિક્કું પડી જાય છે અને ચામડીનો રંગ પણ પીળો પડી જાય છે. આને પાંડુરોગ કહે છે. આ રોગમાં રાતા કણો ઓછા થઈ જવાથી હૃદયનો વેગ વધે છે. એને લીધે નાડી પણ તીવ્ર બને છે અને ધબકારા વધે છે. કારણ કે, જેટલા રાતા કણો લોહીમાં હોય છે તેટલા જ આખા શરીરમાં જલદીથી ફરી વળે છે. રાતા અણુઓ શારીરિક ઇંદ્રિયો અને ઘટકોની પાસે પહોંચે અને તેમના દ્વારા પ્રાણતત્ત્વની પૂર્તિ થાય, એટલા કારણે પાંડુરોગમાં નાડી તીવ્ર થઇ જાય છે. માટે રાતા કણો વધારી આ રોગ મટાડવો જોઈએ. આયુર્વેદના મત પ્રમાણે લોહ અને મંડૂર ભસ્મના પ્રયોગથી રંજકપિત્ત બરોબર કાર્યક્ષમ બને છે. પણ આધુનિક શાસ્ત્ર કહે છે કે રાતા કણો વધારવા માટે મજ્જા ધાતુને પણ ઉત્તેજિત કરવી જોઇએ. કારણ એથી પણ રાતા કણો ઉત્પન્ન થાય છે. ગમે તેમ હોય, પણ મંડૂર રાતા કણો વધારે છે એ તદ્દન સાચી વાત છે. પિત્તજન્ય પાંડુરોગમાં આ મંડૂરભસ્મ વધારે વપરાય છે. એના કષાય ગુણને લીધે નાડીનો વેગ પણ નિયમિત થઈ જાય છે અને પાંડુતા ઓછી થઈ જાય છે. પાંડુરોગમાં કોઇ પણ ઔષધિ અપાય તેમાં ઓછાવત્તા પ્રમાણમાં પણ લોહ અથવા ખાસ કરીને મંડૂર તો જરૂર હોવી જ જોઇએ.

કમળાના રોગમાં પિત્તનાં લક્ષણો વધારે હોય ત્યારે મંડૂરભસ્મનો સારો ઉપયોગ થાય છે. હાથપગની પીળાશ, આંખો અને પેશાબ પણ પીળા, મૂત્રેન્દ્રિયની આજુબાજુની ચામડી કાળી થઈ જવી, રાખોડિયા રંગનો ઝાડો થવો વગેરે ઉપદ્રવો થતા હોય તો મંડૂરભસ્મ જરૂર આપવી જોઈએ. અનુપાન તરીકે કુમારી આસવ અથવા મૂળાનો રસ અને સાકર આપવી. આ ભસ્મ સાથે સુવર્ણમાક્ષિકભસ્મ આપવાથી એથી પણ સરસ કામ કરે છે.

પાંડુરોગ લાંબો વખત રહેવાથી અથવા વધવાથી તેમજ કુંભકામલા વધારે વખત રહેવાથી આખા શરીરમાં સોજા ચડે છે. ચામડીની નીચે પાણી ભરાય છે. આનું કારણ રાતા કણોનો ઘટાડો છે. આ સોજા આંખો, પેટ, ગાલ અને હાથપગના ઉપરના ભાગમાં આવે છે. સોજા પર જોરથી આંગળી દબાવતાં ત્યાં ખાડો પડે છે અને જલદી પુરાઇ જતો નથી. આવા સોજાના રોગમાં પાંડુરોગનાં લક્ષણો થતાં હોય કે પાંડુરોગને લીધે જ આવા સોજા થયા હોય તો મંડૂરભસ્મ બહુ સારું કામ કરે છે. મંડૂરના સેવનથી લોહીના રાતા કણો વધે છે અને તેથી લોહીનું પાતળાપણું ઓછું થઈ ચામડી નીચે ભરાયેલું પાણી લોહીમાં શોષાય છે અને સોજા ઓછા થઈ જાય છે. આ જાતના સોજા કમળા પછી પણ

થાય છે. કમળો વધારે વખત રહે ત્યારે પાંડુરોગ જેવા સોજા ચડે છે. આ સ્થિતિમાં મંડૂરભસ્મ સાથે સાટોડી અને શિલાજિત વાપરવાં વધારે હિતકર છે.

કમળો વધારે દિવસ રહે એટલે આખા શરીરમાં શુષ્કતા આવી જાય છે, તેમજ ચામડી કાળી અને લુખ્ખી પડી જાય છે. હાથપગમાં ઘણી જગ્યાએ ચામડી ફાટે પણ છે. એને જ કુંભકામલા કહે છે. આ રોગમાં પણ મંડૂરભસ્મ સારી રીતે વપરાય છે. યકૃતના જુદાજુદા વિકારોથી કમળો થાય છે. યકૃતના માંસાણુંદથી જો કુંભકામલા થયો હોય તો મંડૂરભસ્મને બદલે તાપ્યાદિ લોહ, તામ્રભસ્મ અને બંગભસ્મ વધારે વપરાય છે. વધારે સ્પષ્ટ રીતે કહીએ તો આ રોગ મટવો બહુ જ અઘરો છે.

પાંડુરોગના લાઘરક, આલસ, પૌલિક, કુંભસ વગેરે ઘણા પ્રકાર છે. આ બધા પર, લક્ષણોના ઓછાવત્તા પ્રમાણમાં મંડૂરભસ્મ વપરાય છે. પાંડુરોગમાં જ્યારે ચામડી લીલી, પીળી, ભૂખરી કે કાળી પડી જાય, રોગીનું બળ અને ઉત્સાહ નષ્ટ થઈ જાય, આળસ, મંદાગ્નિ, અરુચિ, કોઇકવાર ગંધાતી ઊલટીઓ, દાહ, તરસ, ભ્રમ, ચક્કર, આંખો ભારે લાગવી, ઝીણો તાવ, પુરુષત્વ ઘટી જવું, શરીર વાંકું થઇ જવું વગેરે ઉપદ્રવો થાય છે ત્યારે તેને હલીમક કહેવાય છે. આ હલીમક રોગમાં પણ મંડૂરભસ્મ સારી રીતે વપરાય છે.

યુવાન સ્ત્રીઓના પાંડુરોગ (હારિદ્રક)માં પણ મંડૂરભસ્મ સારી રીતે વપરાય છે. જો આ રોગ માનસિક કારણોને લીધે થયો હોય તો અભ્રક આપવી જોઇએ, પણ બીજા કોઈ કારણે થયો હોય તો તો જરૂર પ્રમાણે લોહ કે મંડૂર આપવી જોઈએ.

નાનાં બાળકોનુ કલેજું કે બરોળ વધી હોય, તો તે રોગનો નાશ કરનારી ઔષધિઓ સાથે શક્તિ અને લોહી વધારનાર તરીકે મંડૂર આપવી જોઇએ. માત્ર મંડૂરભસ્મ કરતાં લઘુમાલિની વસંત સાથે આપવું વધારે હિતકર છે. ફુફ્ફુસાવરણના જૂના રોગમાં પાંડુતા વધારે હોય તોપણ મંડૂરભસ્મ અને લઘુમાલિની વસંતનું મિશ્રણ વધારે ફાયદો કરે છે.

બાળકોના અસ્થિવક્રતા રોગમાં પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ સાથે મંડૂર આપવી વધારે ફાયદાકારક છે. આ મિશ્રણ બબ્બે મહિનાનાં બચ્ચાં પર પણ વાપરી શકાય છે.

બાળકો અને સ્ત્રીઓને માટી ખાવાની ટેવને લીધે આંતરડાંમાં માટી ભરાઈ રહેવાથી મૃદ્‌ભક્ષણજન્ય પાંડુરોગ થાય છે. આ રોગમાં પણ મંડૂરભસ્મ લાભદાયક છે. પહેલાં માટીનું વિરેચન કરાવવું જોઇએ અને પછી મંડૂરભસ્મ આપવી જોઈએ. પિત્ત અને કફજન્ય રોગો પર મંડૂરભસ્મ વપરાય છે.

કેટલીક છોકરીઓની ઉંમર મોટી થવા છતાં અંગો ભરાતાં નથી, અને અટકાવ આવતો નથી, ચહેરો અને આખું શરીર ફિક્કું લાગે છે, રોજ ઝીણો તાવ આવે છે, તેમજ ગાલ સહેજ સૂજેલા રહે છે. આવાં લક્ષણો કોઇ એક રોગને લીધે નથી થતાં, પણ તેમાં ઘણાં કારણો હોય છેઃ

(૧) નાનપણમાં છોકરી બહુ જ નબળી રહી હોય.

(૨) મૃદુ અસ્થિ કે એવો કોઇ બીજો શરીરને નબળું બનાવી દે તેવો રોગ થયો હોય.

(૩) અતિસાર કે સંગ્રહણી જેવા લાંબા વખતના વ્યાધિઓ થઇ ગયા હોય.

(૪) બરોળ કે કલેજાનો રોગ થયેલો હોય.

આવાં કારણોથી રોગ થયેલા હોય, પણ તે વખતે બહુ જોરદાર કે ત્રાસદાયક સ્વરૂપમાં ન થયા હોય. તે રોગોને લીધે ધાતુક્રિયા એક વખત વિકૃત અને નિર્બળ થવાથી એક પ્રકારની નબળાઈ થઇ ગઇ હોય. ટૂંકામાં પહેલાં થઇ ગયેલા રોગોને લીધે નબળાઇ એકસરખી રહી હોય, લોહી જેટલું દઢ થવું જોઈએ એટલું થયું ન હોય, તો છોકરીનાં અંગો પોષાતાં નથી અને ગર્ભાશય વગેરેનો બરોબર વિકાસ ન થવાથી અટકાવ આવતો નથી. આ સ્થિતિ માટે બીજાં પણ કારણો હોઈ શકે છે, પરંતુ ઉપલાં કારણો હોય તો ત્રિફલા અને ઘી સાથે મંડૂર મેળવી મધ સાથે આપવી જોઇએ.

શીતજ્વર, વિષમજ્વર કે બીજા તાવ બહુ દિવસ આવ્યા કરે તેથી પાંડુતા આવેલી હોય તેમાં પણ મંડૂરભસ્મ સારી રીતે વપરાય છે.

ઉગ્ર પાંડુરોગ પહેલાં તાવ આવીને થાય છે. કેટલીકવાર સાથે સાથે એકસરખો તાવ પણ રહે છે, ઊલટી થાય છે, ઘણાને એકસરખા પાતળા ઝાડા થાય છે તેમજ ચહેરો સફેદ નિસ્તેજ પૂણી જેવો થઈ જાય છે. આ રોગમાં પણ મંડૂરભસ્મ વપરાય છે. આ અવસ્થામાં મંડૂરભસ્મ સાથે પ્રવાલપિષ્ટિ, ગળોસત્ત્વ કે અમૃતારિષ્ટ આપવો જોઈએ.

વધારે રક્તસ્રાવથી આવેલી પાંડુતામાં સુવર્ણમાક્ષિક સાથે મંડૂરભસ્મ વપરાય છે. રક્તસ્રાવ માફક વધારે રજસ્રાવ થવાથી કે સુવાવડમાં વધારે રક્તસ્રાવ થવાથી પાંડુતા આવી હોય ત્યારે મંડૂરભસ્મ વાપરવી જોઈએ. ખાસ કરીને પાંડુતા અને સોજા સાથે હોય ત્યારે મંડૂરની સારી અસર થાય છે.

કૃમિજન્ય પાંડુરોગમાં પહેલાં અજમાનાં ફૂલ ( થાઈમલ ) અને કપૂર જેવી કૃમિઘ્ન ઔષધિઓ આપવી જોઇએ, અને પછી એકલી મંડૂરભસ્મ કે ત્રિફલા સાથે મેળવીને આપવી જોઈએ.

લોહીનું પ્રમાણ ઓછું થઇ જવાથી કે લોહીમાં રાતા કણો ઓછા થઈ જવાથી

ઘણાની માનસિક સ્થિતિ વિકૃત થઈ જાય છે. તેઓ વધારે વિચાર નથી કરી શકતા, સ્વભાવ વહેમી અને ક્રોધી બની જાય છે, સહેજ પણ ઇચ્છા વિરુદ્ધની વાત સહન થઈ શકતી નથી, માથું અને આંખોમાં નબળાઈ આવી જાય છે, અને સૂનમૂનતા કે બેફામતા આવી જાય છે. એવી સ્થિતિમાં મંડૂરભસ્મ આપવાથી સારી અસર થાય છે.

મંડૂરભસ્મ રંજકપિત્તદોષ, રક્ત માંસ અને મજ્જા દૂષ્યો, યકૃત, બરોળ, ફેફસાં, હૃદય અને અગ્ન્યાશય એ સ્થાનો ઉપર ખાસ ફાયદો કરે છે. (ઓ. ગુ. ધ. શા.)

**બીજી વિધિ**—શુદ્ધ મંડૂર ૩૨ તોલા લઈ તેમાં ૧૨૮ તોલા ગાયનું મૂત્ર નાખી ઉકાળવું. મૂત્ર ઊડી જઈ સુકકું થઈ જાય એટલે તેમાં ૬૪ તોલા ગાયનું દૂધ નાખી ઉકાળવું. દૂધ સુકાઇ જાય એટલે મંડૂર પર માટીનું ઢાંકણું ઢાંકી ૬ કલાક સખ્ત અગ્નિ આપવાથી મંડૂરભસ્મ તૈયાર થાય છે. આ ભસ્મને 'ક્ષીરમંડૂર' પણ કહે છે. (વૃં. મા.)

**માત્રા અને ઉપયોગ**—ઉપર લખ્યા પ્રમાણે આ ભસ્મ પરિણામશૂલમાં વધારે ફાયદો કરે છે.

**સૂચના**—આ મંડૂરભસ્મના સેવનથી કેટલાકને ઊબકા આવે છે અને કોઇને ઊલટી થાય છે. તે વખતે સાથે સુવર્ણમાક્ષિક આપવાથી દોષોનું શમન થઈ ગુણની વૃદ્ધિ પાય છે.

**ત્રીજી વિધિ**—ઉપરની મંડૂરભસ્મને ત્રિફળાના ઉકાળાની ૩, ગાયના મૂત્રની ૩, કુંવારના રસની ૪ અને પંચામૃત ઔષધિ (ગળો, મૂસળી, સૂંઠ, ગોખરું અને શતાવરી)ના ઉકાળાની ૭ ભાવનાઓ અનુક્રમે આપવી. દરેક ભાવના પછી ગજપુટ આપવો. આમ ૧૭ ભાવના આપવાથી ઉત્તમ પ્રકારની મંડૂરભસ્મ તૈયાર થાય છે. 'રસરત્નસમુચ્ચય' ના કર્તાએ આનું નામ 'મધુમંડૂર' આપ્યું છે. (ર. ર. સ.)

**માત્રા**—૨ થી ૪ રતી પીપર અને મધ સાથે.

**ઉપયોગ**—પાંડુરોગ, ગુલ્મ, પ્લીહા, સંગ્રહણી, આમવૃદ્ધિ, પ્રસૂતિરોગ, કૃમિ, અરુચિ, શ્વાસ, ખાંસી, લોહીની નબળાઈ, શ્વેત અને રક્તપ્રદર, કુંભકામલા, સોજો, આંતરડાંની નબળાઈ, ધાતુક્ષીણતા, હૃદયરોગ વગેરેને મટાડે છે. આ ભસ્મ સ્ત્રીઓને અને બાળકોને નિર્ભયતાથી આપી શકાય છે. વધારે વિવેચન પહેલી વિધિ સાથે કરેલું છે. પહેલી વિધિ કરતાં આ વિધિ પ્રમાણેની ભસ્મ વધારે ફાયદાકારક છે.

**ચોથી વિધિ**—૪૦ તોલા શુદ્ધ મંડૂરના વસ્ત્રગાળ ચૂર્ણને એક શીશીમાં ભરી ઉપર દ્રાક્ષનો સરકો ભરી દેવો. મંડૂરની ઉપર બે આંગળ સરકો યાપ એટલો સરકો ભરવો. દિવસમાં ૩-૪ વાર શીશીને હલાવતા રહેવું. આ રીતે ૪૧ દિવસ શીશી રાખી મૂકવી. પછી ૭ દિવસ કુંવારના રસમાં ઘૂંટી ગજપુટ આપવાથી

સુન્દર લાલ રંગની મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. સહેજ કસર રહે, તો ફરી કુંવારના રસમાં ખરલ કરી ગજપુટ આપવો.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે. આ રીતે અભ્રક વગેરે ભસ્મો પણ સરળતાપૂર્વક બનાવી શકાય છે.

## (૧૨) મંડૂરમાક્ષિકભસ્મ

**વિધિ**—શુદ્ધ મંડૂર અને શુદ્ધ સુવર્ણમાક્ષિક ૨૦-૨૦ તોલા લઈ મેળવી ગોમૂત્રમાં ૧૨ કલાક ખરલ કરી ટીકડીઓ બનાવી સૂર્યના તાપમાં સૂકવી લેવી. પછી શરાવસંપુટ કરી ગજપુટ આપવો. સ્વાંગશીતળ થયે કાઢી લઈ ગોમૂત્રમાં ખરલ કરી ગજપુટ આપવાથી મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. આ ભસ્મને ઘણા વૈદ્યો 'ભૌમમંડૂર' પણ કહે છે.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર મધ, દૂધ, સાકર કે દાડમના શરબત સાથે આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ સગર્ભા સ્ત્રીઓની પાંડુતા, પિત્તાધિક્યવાળી સંગ્રહણી, પાંડુરોગ, કમળો, પરિણામશૂલ, માથાનુ દરદ વગેરે મટાડે છે. એકલી મંડૂર જેને માફક ન આવતી હોય, તેને અને સગર્ભા સ્ત્રીઓને માટે આ ભસ્મ વધારે ઉપયોગી છે. આ ભસ્મમાં સુવર્ણમાક્ષિક અને મંડૂર બંનેના મિશ્ર ગુણો રહેલા છે.

## (૧૩) અભ્રકભસ્મ

**પહેલી વિધિ**——(**સહસ્રપુટી અભ્રકભસ્મ**)—શુદ્ધ ધાન્યાભ્રકને નીચે લખેલી ૭૨ ઔષધિઓમાંથી જે જે મળી શકે તે દરેકની ૧૬-૧૬ ભાવના આપી ૧૦૦૦ પુટ આપવા. દરેક ભાવના આપ્યા પછી નાની નાની ટીકડીઓ કરી સૂર્યના તાપમાં સૂકવી ગજપુટ અગ્નિ આપવો. ખાસ કોઈ રોગનું શમન કરનાર ઔષધિઓની ભાવના આપવી હોય તો તે પણ આપી શકાય છે. જો અભ્રકભસ્મ રસાયન ગુણ માટે તૈયાર કરવી હોય, તો ભાવના માટે તીક્ષ્ણ અને લેખન ગુણવાળી ઔષધિઓ ઓછી લેવી જોઈએ. વળી, વિરેચક ઔષધિઓની ભાવના પણ અધિક ન આપવી જોઈએ.

આકડાનું દૂધ, થૂવેરનું દુધ, વડવાઈનો ઉકાળો, કુંવારનો રસ, એરંડાનાં પાનનો રસ, નાગરમોથનો ઉકાળો, ગળોનો રસ, બેઠી ભોંયરીંગણીનો ઉકાળો, ઊભી ભોંયરીંગણીનો ઉકાળો, ગોખરુનો ઉકાળો, ભાંગનો ઉકાળો, ગુંગાવતીનો સ્વરસ, સહદેવીનો રસ, ગંગેટીનો ઉકાળો, કાંસકીનો ઉકાળો, ખરેટીનો ઉકાળો, તુળસીનો રસ, માલવણનો ઉકાળો, પીડવણનો ઉકાળો, કાસુંદ્રાના પાનનો રસ, અરણીની છાલનો ઉકાળો, બીલીના પાનનો ઉકાળો, દેવદારનો ઉકાળો, મરીનો

ઉકાળો, આદુનો રસ, પીપરનો ઉકાળો, ચિત્રકના મૂળનો ઉકાળો, ઇંદ્રવરણાના મૂળનો ઉકાળો, લોધરનો ઉકાળો, કડુનો ઉકાળો, જાંબુની છાલનો ઉકાળો, આમળાંનો સ્વરસ, હરડેનો ઉકાળો, બહેડાંનો ઉકાળો, અરડૂસીનો સ્વરસ, ટીંબરની છાલનો ઉકાળો, સાતવીણની છાલનો ઉકાળો, ધંતૂરાના પાનનો સ્વરસ, ગાયનું દૂધ, અગથિયાના પાનનો રસ, ધોળા સરસવનો ઉકાળો, અપેડાનો ઉકાળો, ઓરસલીનો ઉકાળો, ભાંગરાનો સ્વરસ, કડવાં તૂરિયાનો રસ, ગાયનું મૂત્ર, પાટલાનો ઉકાળો, તાલીસપત્રનો ઉકાળો, કેળનું પાણી, બકરાનું રક્ત, મૂસળીનો ઉકાળો, આસનનો ઉકાળો, ધરોનો ઉકાળો, કુકડવેલનો ઉકાળો, મછેછી (મત્સ્યાક્ષી)નો રસ, પિલુડીનો રસ, સાટોડીનો રસ, શંખાવળીનો રસ, નાગરવેલના પાનનો રસ, ખેરની છાલનો ઉકાળો, બ્રાહ્મીનો રસ, જટામાસીનો ઉકાળો, ધમાસાનો ઉકાળો, ગરમાળાની સિંગનો ઉકાળો, અમરવેલનો ઉકાળો, ચમેલીનો ઉકાળો, કાળીજીરીનો ઉકાળો, ગોરખમુંડીનો ઉકાળો, ઉંદરકાનીના પાનનો રસ, ભોરંગીનો ઉકાળો, શતાવરીનો રસ અને ભોંયકોળાનો રસ આ ૭૨માંથી જે જે મળે તેના ૧૦૦૦ સુધી પુટો આપવા. આ ઔષધિઓ ઉપરાંત બીજી રોગનાશક ઔષધિઓના પણ પુટ આપી શકાય છે. વિરુદ્ધ ઔષધિઓના પુટ ન આપવા.

**સૂચના**—ગજપુટમાં છાણાં ઓછાં નાખવામાં આવે તો ૨૦૦-૪૦૦ પુટ સુધી પણ અભ્રકની ચમક જતી નથી, અને અગ્નિ સારી રીતે અપાય તો માત્ર ૭ પુટમાં જ અભ્રક નિશ્ચંદ્ર થઈ જાય છે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૩-વાર આપવી.

**અનુપાન**—(૧) પ્રદરમાં—સોનાગેરુ ૨ રતી અને ગળોસત્ત્વ ૪ રતી સાથે આપી ઉપર ચોખાનું ધોવણ પાવું.

(૨) પિત્તપ્રકોપમાં—સોનાગેરુ, ગળોસત્ત્વ અને સાકર સાથે આપી ઉપર સાકરવાળું દૂધ પાવું અથવા પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ સાથે.

(૩) પિત્તપ્રમેહ પર—સોનાગેરુ, ગળોસત્ત્વ, પીપર અને મધ સાથે અથવા ગળોના સ્વરસ અને સાકર સાથે.

(૪) આંખના તેજની નબળાઇમાં—ત્રિફળાનું ચૂર્ણ અને મધ સાથે.

(૫) શ્વાસ, ખાંસી, કફની વૃદ્ધિ, જીર્ણજ્વર, પ્રમેહ, ભ્રમ, સંગ્રહણી, પાંડુરોગ, ક્ષય, વિષવિકાર, કમળો અને ગુલ્મ પર—પીપર અને મધ સાથે.

(૬) ક્ષય, પાંડુરોગ, સંગ્રહણી, શળ, આમ, કુષ્ઠ, શ્વાસ, પ્રમેહ, કાસ, મંદાગ્નિ અને ઉદરપીડામાં—વાવડિંગ અને ત્રિકટુ સાથે.

(૭) વીસ પ્રકારના પ્રમેહમાં—શિલાજિત અને મધ તથા પીપર સાથે અથવા હળદર, પીપર અને મધ સાથે.

(૮) ક્ષયમાં—ાા રતી સોનાનાં વરક અને સિતોપલાદિ ચૂર્ણ સાથે અથવા ચ્યવનપ્રાશાવલેહ અથવા સિતોપલાદિ ચૂર્ણ અને મધ સાથે.

(૯) ધાતુવૃદ્ધિ માટે—સોનાનાં કે ચાંદીનાં વરક અને આમળાંના મુરબ્બા સાથે અથવા લવિંગ અને મધ સાથે.

(૧૦) રક્તપિત્તમાં—હરડે અને સાકર અથવા એલચી અને સાકર સાથે.

(૧૧) ક્ષય, પાંડુરોગ અને અર્શમાં—ત્રિકટુ, ત્રિફળા, ચાતુર્જાત, સાકર અને મધ સાથે.

(૧૨) પ્રમેહ અને મૂત્રકૃચ્છ્રમાં—એલચી, ગોખરું, ભોંયઆમળાં અને સાકર સાથે આપી ઉપર ગાયનું દૂધ પાવું.

(૧૩) જીર્ણજ્વરમાં—ગળોસત્ત્વ અને સાકર સાથે અથવા પીપર અને મધ સાથે.

(૧૪) અર્શમાં—નાગરવેલના પાનમાં બિલાસું અને ભસ્મ આપવી.

(૧૫) વાતરોગમાં—સૂંઠ, પોખરમૂળ, ભારંગમૂળ અને આસનના ચૂર્ણ અને મધ સાથે.

(૧૬) કફરોગમાં—કાયફળ, પીપર અને મધ સાથે.

(૧૭) વીર્યસ્તંભન માટે—ભાંગ સાથે.

(૧૮) પિત્તરોગમાં—ગાયના દૂધ અને સાકર સાથે અથવા ચાતુર્જાત અને સાકર સાથે.

(૧૯) રક્ત, માંસ અને બીજી ધાતુઓની નબળાઇમાં—લોહભસ્મ, પીપર અને મધ સાથે.

(૨૦) સંગ્રહણીમાં—દાડમના શરબત અથવા કુટજાદિ અવલેહ સાથે.

(૨૧) કફજ્વર અને ખાંસી પર—અભ્રકભસ્મ, શૃંગભસ્મ, જેઠીમધ અને સિતોપલાદિ ચૂર્ણ મેળવી મધ સાથે દિવસમાં ૩ વાર.

(૨૨) નવી કફકાસમાં—અભ્રક, શૃંગભસ્મ અને લવંગાદિ ચૂર્ણ સાથે.

**ઉપયોગ**—અભ્રકભસ્મ કષાય, મધુર, શીતળ, આયુષ્યની વૃદ્ધિ કરનાર અને વીર્યની વૃદ્ધિ કરનાર હોવાથી ત્રિદોષ, વ્રણ, પ્રમેહ, કુષ્ઠ, બરોળની વૃદ્ધિ, ઉદરગ્રંથિ, વિષ અને કૃમિરોગ વગેરેનો નાશ કરે છે, શરીરને મજબૂત બનાવે છે અને વીર્યની વૃદ્ધિ કરે છે. અભ્રકભસ્મના સેવનથી યુવાવસ્થા પ્રાપ્ત થાય છે અને સો સ્ત્રીઓ સાથે રમણ કરવાની શક્તિ આવે છે. આ ભસ્મ સેવન કરનારાઓના પુત્રો દીર્ઘાયુષ્યવાળા અને સિંહ જેવા પરાક્રમી હોય છે. અભ્રકભસ્મના સેવનથી અકાળ મૃત્યુનો ભય દૂર થાય છે.

ઉપરના રોગો ઉપરાંત અભ્રકભસ્મ ક્ષય, પાંડુરોગ, સંગ્રહણી, શૂળ, આમ, શ્વાસ, અરુચિ, ભયંકર ખાંસી, મંદાગ્નિ, પેટનું દરદ, કમળો, જ્વર, ગુલ્મ, અર્શ વગેરે સર્વ રોગોનો અનુપાનભેદથી નાશ કરે છે.

અભ્રકભસ્મ વાતવાહિની નસોમાં ક્ષોભ, જ્ઞાનતંતુઓની નબળાઈ, શ્વાસ, ઉરઃક્ષત, ક્ષય ( Phthisis ) ની પ્રથમ અવસ્થા, માનસિક નબળાઈ, અપસ્માર, ઉન્માદ, હૃદયરોગ ( Heart Disease ), જૂની ખાંસી, પ્રસૂતિરોગ, પાંડુરોગ, ધાતુક્ષીણતા, સંગ્રહણી અને જ્વર વગેરે સર્વ વ્યાધિઓમાં બહુ ઉપયોગી છે. સગર્ભા સ્ત્રીને ૩–૪ મહિના સુધી સિતોપલાદિ ચૂર્ણ સાથે થોડી માત્રામાં અભ્રકનું સેવન કરાવવાથી ગર્ભ નીરોગી અને બળવાન બને છે. ક્ષયના રોગી તદ્દન હાડ-પિંજર જેવા થઈ ગયા હોય, જેના જીવનની આશા ન રહી હોય, ડોક્ટર અને હકીમોએ જેને માટે છેલ્લો જવાબ આપી દીધો હોય, એવાઓ પણ સુવર્ણભસ્મ અને ચ્યવનપ્રાશાવલેહ સાથે સહસ્રપુટી અભ્રકભસ્મ આપવાથી સંપૂર્ણ તંદુરસ્ત થઈ ગયા છે.

અભ્રકભસ્મ મગજ, વાતવાહિની નસો, વાતવહ મંડળ, ફેફસાં, હૃદય અને શરીરના બધા ભાગોની માંસગ્રંથિઓ પર બલ્ય, જીવનીય અને શામક અસર કરે છે. કફસ્થાન માટે પણ આ ભસ્મ બળ આપનાર છે. અભ્રક કફ અને વાતદોષ અને રસ, રક્ત, માંસ અને અસ્થિ આ દૂષ્યોના વિકારમાં લાભદાયક છે. અભ્રક-ભસ્મ લેતી વખતે તેને મધમાં પા અર્ધો કલાક ખરલ કરી લેવામાં આવે, તો ધાતુપરિપોષણક્રમ અને અંતઃસ્રાવ પર જલદી ફાયદો કરે છે.

**અભ્રકભસ્મનું મુખ્ય કાર્ય**—ચિત્પરમાણુને તરલ અને તરલતર બનાવ-વામાં મદદ કરવી, સંચાલક ઇન્દ્રિયોને શક્તિ આપવી, અને એનાં પોષક દ્રવ્યો વધારવાં, વાતવાહિની નસોનો ક્ષોભ દૂર કરવો અને સ્નાયુની શિથિલતા, ઇન્દ્રિયોની દુર્બળતા અને જ્ઞાનતંતુઓની ક્ષીણતા મટાડવા માટે શરીરસંચાલક પ્રાણોને ઉત્તેજિત કરવા અને બધી ઇન્દ્રિયોના સમૂહને કાર્ય કરતા બનાવવા વગેરે કાર્યો છે.

અભ્રકભસ્મ ઉત્તમ રસાયન, વાજીકરણ, બુદ્ધિવર્ધક અને યોગવાહી છે. અભ્રકભસ્મ રસાયનગુણવાળી હોવાથી રસ વગેરે સાતે ધાતુ સુદૃઢ બનાવવામાં મદદ કરે છે. અભ્રકનો વાજીકરણગુણ પ્રત્યક્ષ નથી દેખાતો, પરંતુ ધાતુઓની સમતા થવાથી પરોક્ષ રીતે વૃષ્યતા ઉત્પન્ન થાય છે, એટલે કે આ વૃષ્યત્વ લાંબો વખત ટકનાર અને શ્રેષ્ઠ પ્રકારનું છે.

અભ્રક યોગવાહી છે એટલે (૧) બીજી ઔષધિઓના ગુણ વધારે છે, (૨) બીજી ઔષધિઓના ગુણને રોક્યા વગર મિશ્રણ કરવામાં આવેલી ઔષધિના દોષોનું શમન કરે છે, અને (૩) દોષો દૂર કરવા સાથે ગુણમાં વધારો કરે

છે. માટે જ અભ્રક જુદાજુદા વિરુદ્ધ પ્રયોગોમાં પણ વપરાય છે, અને જે જે ઔષધિઓના મિશ્રણમાં અભ્રક આવે છે તે તે ઔષધિઓને અભ્રક વીર્યવાન બનાવે છે.

અભ્રકભસ્મનું મુખ્ય કામ તરલ અને તરલતર પરમાણુઓ બનાવવાનું છે, એટલે શરીરમાં સંચાલક ઇન્દ્રિયોમાં જો તરલ પરમાણુઓ હોય તો અભ્રકભસ્મ એ ન્યૂનતા દૂર કરે છે. જ્યારે કોઈ પણ રોગમાં શરીરના ઘટકો અને પરમાણુઓ ધીમે ધીમે ક્ષીણ થતા જાય અને તેમની કાર્યશક્તિ પણ ક્ષીણ થતી જતી હોય, ત્યારે અભ્રકભસ્મની સારી અસર થાય છે. ઘણીવાર ઘટકો નબળા પડી ક્ષીણ થઈ જાય છે અને ઘણીવાર સડીને મૃતવત્ થઇ જાય છે. આમાંથી જ્યાં ઘટકો ક્ષીણ થયા હોય ત્યાં અભ્રકભસ્મ વપરાય છે. સડા ઉપર અભ્રકભસ્મની એટલી સારી અસર થતી નથી.

ઘણા માણસોને 'મને ક્ષય થયો છે' એવો વહેમ પેસી જાય છે અને પછી હંમેશાં ઉદાસ રહે છે. કોઇ કામમાં તેમને ઉત્સાહ નથી રહેતો અને આનંદના પ્રસંગોમાં પણ ચિંતાતુર અને વ્યાકુળ રહે છે. એવા માણસોને થોડા જ દિવસ અભ્રકનું સેવન કરાવવાથી એનું મન અને ઇન્દ્રિયો બળવાન બને છે અને તે માણસ સ્વસ્થ બની જાય છે.

મગજમાં નબળાઈ બહુ વધારે આવી ગઈ હોય, કામ કરવાનો ઉત્સાહ ન થતો હોય, વારંવાર ચક્કર આવતા હોય, કપાળ પર પરસેવો થતો હોય, મન સ્થિર ન રહેતું હોય, રોગી નિસ્તેજ, ચિંતાતુર, ક્રોધી અને શુષ્ક થઇ ગયો હોય, ત્યારે અભ્રકનું સેવન કરવાથી થોડા જ દિવસમાં તેની પ્રકૃતિ સ્વસ્થ બની જાય છે.

જો મોં પર પીળાશ લાગતી હોય અને ધમનીઓ ફડકતી હોય તો લોહ-ભસ્મ આપવી જોઇએ, અને માનસિક નિરુત્સાહ હોય તો અભ્રકભસ્મ આપવી જોઇએ.

અપસ્માર, ઉન્માદ, સ્મૃતિનાશ, બુદ્ધિવિભ્રમ આ બધામાં માનસિક યંત્ર નબળું પડી જાય છે. આ ઇન્દ્રિયસમૂહો રસ વગેરે ધાતુઓમાંથી જરૂરી પોષણ મેળવી શકતા નથી અને તેને લીધે આવી સ્થિતિ થાય છે. જો આ રોગોમાં મનને પોષણ આપનાર દ્રવ્ય પૂરું મળી જાય તો રોગ મટી જાય છે. પણ હાલની ચિકિત્સા આ સિદ્ધાંત પ્રમાણે થતી નથી. માત્ર રોગનું શમન કરનાર ઔષધિઓ આપી વાતવાહિનીઓનો ક્ષોભ મટાડવામાં આવે છે, એટલે આ ચિકિત્સા સફળ થતી નથી. ઉપરના સિદ્ધાંતને ધ્યાનમાં રાખીને જો ચિકિત્સા કરવામાં આવે તો સારો ફાયદો થાય છે, એવો અનુભવ થયો છે.

જ્યારે કોઈ ઇન્દ્રિયના ઘટકને જરૂરી પોષણ મળતું નથી, ત્યારે તે ક્ષીણ થઈ જાય છે. એટલે કે ઘટકો માટે જરૂરી પોષક દ્રવ્ય લોહીમાંથી ખેંચી લેવાનો પરમાણુઓનો પ્રયત્ન જે સતત ચાલતો હોય છે, તેનો અભાવ થવાથી ઇન્દ્રિય ક્ષીણ થઇ જાય છે. આ અભાવને દૂર કરવા અત્યંત વીર્યવાન અને રસ, રક્ત વગેરે બધી ધાતુઓને ઓજ અને તેજ આપનાર ઔષધીની જરૂર છે. એવી ઔષધી તે અભ્રકભસ્મ છે.

અભ્રકભસ્મના સેવનથી થોડા જ દિવસમા શરીરના પરમાણુઓને ઓજ મળવાથી તે મજબૂત બને છે, અને તેની વખત સ્મૃતિકેન્દ્રની ક્ષીણતાનો નાશ કરી પહેલા જેવી સ્થિતિ લાવી એને જ સાચી ચિકિત્સા કહે છે.

અભ્રકભસ્મના સેવનથી મનના તરલ અશ ધીમે ધીમે બળવાન બને છે. તે પછી સજ્ઞાવાહિની અને આજ્ઞાવાહિનીઓની ક્ષીણતા ઓછી થવા માંડે છે, અને તે પછી અપસ્માર વગેરેના ક્ષોભનુ શમન થાય છે.

અપસ્માર અને ઉન્માદની જીર્ણ અવસ્થામા જ્યારે રોગી ફિક્કો, ડરપોક, નિર્બળ અને ચિંતાતુર બની ગયો હોય અને સ્મરણશક્તિ નાશ પામી હોય ત્યારે એકાદ મહિના સુધી અભ્રકભસ્મનુ સેવન કરાવવાથી રોગીની ઇન્દ્રિયો બળવાન બને છે અને વ્યાધિનુ શમન થાય છે. એવી જ રીતે અધાગ વાતની જીર્ણ અવસ્થામાં રક્તવાહિનીઓની વિકૃતિ અને માનસિક ક્ષોભ થતો હોય ત્યારે રોગ શામક ઔષધિ સાથે અભ્રકભસ્મ આપવાથી જલદી ફાયદો થાય છે.

ઉમરના પ્રમાણમા નાના બાળકની બુદ્ધિમાં વિકાસ ન થતો હોય, મૂઢપણું વધતુ જતું હોય, શરીર પાતળું, નબળુ અને નિસ્તેજ થઇ ગયુ હોય, શુદ્ધ બોલવુ પણ ન હોય, સારી રીતે ચાલતુ પણ ન હોય, અને મોમાથી લાળ પડતી હોય, ત્યારે અભ્રકભસ્મ આપવાથી ફાયદો થાય છે. જો તે બાળકનો જન્મ માતાપિતાને ઉપદંશનો વ્યાધિ થઇ ગયા પછી થયો હોય તો અભ્રકભસ્મની સાથે સાથે પહેલી વિધિથી બનાવેલુ ગંધક રસાયન આપવુ. વારવાર ઊલટીઓ થતી હોય તો તેની સાથે પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ આપવુ. કફની વિકૃતિ વધારે હોય તો સાથે શૃંગભસ્મ આપવી અને લોહી ઓછુ થઈ ગયુ હોય ત્યારે અભ્રકભસ્મ સાથે મંડુરભસ્મ આપવી.

માથાના કોઈ પણ એક ભાગનો વિકાસ યોગ્ય પ્રમાણમા ન થયો હોય તો બાળપણમા જ વિકૃતિ થાય છે એટલે બાળક માથાને સીધુ રાખી શકતુ નથી હાથ-પગ પર તેનો અધિકાર ન હોવાથી તે ચાલી શકતુ નથી તેમજ સારી રીતે બોલી પણ શકતુ નથી. આવી સ્થિતિમા અભ્રક એકલી કે બીજી સહાયક ઔષધિઓના મિશ્રણ સાથે આપવાથી બાળક તંદુરસ્ત બની જાય છે.

અભ્રકભસ્મમાં રસાયન ગુણ હોવાને લીધે તે ધાતુપરિપોષણના ક્રમને સુ-વ્યવસ્થિત કરે છે. તેથી કરીને પાંડુરોગ, રક્તપિત્ત, અમ્લપિત્ત, ક્ષતક્ષય વગેરે તીવ્ર અને જીર્ણરોગોમાં અભ્રકના સેવનથી ફાયદો થાય છે.

યુવાન સ્ત્રીને લોહીમાં રાતા કણો ઓછા થવાથી માનસિક ચિંતાને લીધે હારિદ્રક રોગ થયો હોય, તાવ રહેતો હોય, શરીર પીળું, સુક્કું અને નિસ્તેજ થઈ ગયું હોય, કોઈ કોઈ વાર ઊલટીઓ થતી હોય, ત્યારે અભ્રકભસ્મ અને લોહ-ભસ્મ મેળવીને આપવાથી થોડા જ દિવસમાં આ રોગ નાશ પામે છે.

જો માનસિક ચિન્તાને કારણે પાંડુરોગ થયો હોય અથવા તો અર્શમાં ખૂબ લોહી પડવાથી પાંડુતા આવી હોય, તો અભ્રકભસ્મ વાપરવી લાભદાયક છે. એવી જ રીતે આંતરડાં નબળાં પડી જવાથી ગુદત્રિવલી પર વર્જન આવવાથી સોજા આવ્યા હોય અને એને લીધે ઝાડામાં લોહી પડી નબળાઇ આવી ગઇ હોય, તો અભ્રકભસ્મ આપવાથી આંતરડાં બળવાન થઈ રોગ મટી જાય છે.

પણ જો કલેજા પાસે લોહીનું દબાણ થવાથી આ રોગ થયો હોય તો અભ્રકભસ્મના સેવનથી બહુ ફાયદો નહિ થાય. તેવી સ્થિતિમાં વિરેચન કે લોહીનું દબાણ ઘટાડનાર ઔષધિ આપવી જોઇએ.

ઘણીવાર રક્તાર્શ જૂના થઇ જાય છે, પછી તેમાંથી વારંવાર લોહી પડે છે. આ લોહી પડવાનું બંધ કરવા માટે અભ્રકભસ્મવાળી ઔષધિઓ વપરાય છે. અભ્રકભસ્મના સેવનથી અર્શ મટતા નથી, પણ લોહી પડવું ઓછું થઇ જાય છે અને શરીરમાં અશક્તિ આવતી નથી.

ઘણીવાર અર્શનું ઓપરેશન કર્યાં પછી ભગંદર કે નાડીવ્રણ થાય છે. એ વખતે વ્રણને રુઝવવા માટે અભ્રકનું સેવન હિતકર છે. એ જ રીતે જૂના વ્રણ-રોગમાં શરીરની શક્તિ ટકાવી રાખવા માટે અને વ્રણ જલદી ભરાઈ જવા માટેની દવાઓમાં અભ્રકભસ્મ ઉત્તમ ઔષધિ છે.

ફેફસાંની અશક્તિથી કફવિકાર થયો હોય તેમજ આઘાત લાગવાથી, માનસિક ચિંતાથી, વધારે વખત તાવ રહેવાથી કે બીજા કોઇ કારણથી હૃદય નિર્બળ થઇ ગયુ હોય, ત્યારે હૃદય અને ફેફસાંને શક્તિ આપનાર ઔષધિઓમાં અભ્રકભસ્મ સૌથી ઉત્તમ છે. આ રીતે કોઈ પણ રોગમાં રોગી બોલવા માટે અશક્ત થઇ ગયો હોય ત્યારે અભ્રકભસ્મ આપવાથી ફાયદો થાય છે. જો અશક્તિને બદલે અનિચ્છા મુખ્ય કારણ હોય તો તેવા સ્વરભેદમાં જસતભસ્મ આપવી જોઇએ.

આયુર્વેદમાં કહેલા નિર્જન્તુક અનુલોમ અને પ્રતિલોમ ક્ષયમાં શૃંગભસ્મ અને ગળોસત્ત્વ સાથે અભ્રકભસ્મ આપતા રહેવાથી રોગનું શમન થાય છે, એટલે કે અભ્રકથી અણુભવનક્રિયા સુધરી ધાતુઓનો નાશ થતો અટકી જાય છે. પરંતુ હાલ-

માં ફેલાયેલા જંતુજન્ય ક્ષયની બધી અવસ્થાઓમાં અભ્રકની સારી અસર થાય જ છે એમ ન કહી શકાય. પહેલી અવસ્થામાં જ્વર તદ્દન ઓછો રહેતો હોય ત્યારે જરૂર અભ્રકભસ્મ વપરાય છે. આ પ્રાથમિક અવસ્થામાં ફેફસાં અને શરીરના બીજા ઘટકોને બળવાન બનાવવાથી ક્ષયના વિષની પ્રગતિ અટકી જાય છે. તેવી જ રીતે જીર્ણ કફપ્રકોપ, જૂની ખાંસી અને જેમાં શ્વાસવાહિનીઓ અશક્ત થઈ ગઈ હોય, શ્વાસવાહિનીઓમાં વ્રણ પડ્યા હોય, બહુ ખાંસી ખાતાં ચીકણો કફ નીકળતો હોય, થોડી મહેનત કરતાં પરસેવો થતો હોય, રોગી તદ્દન અશક્ત થઈ ગયો હોય તેવા કફજન્ય અને વાતકફજન્ય શ્વાસમાં કર્ક'ન અનુપાન સાથે અથવા મધ અને પીપર સાથે અભ્રકભસ્મ આપવાથી રોગ તદ્દન નાશ પામે છે.

એ જ રીતે હૃદયની નબળાઈથી કે વૃદ્ધ અને નિર્બળ મનુષ્યોને ચોમાસા કે શિયાળામાં વાદળાં થાય ત્યારે શ્વાસ થઇ આવે છે. કેટલાક સ્વસ્થ બેસી રહે તો શમી જાય છે અને થોડી મહેનત કરતાં દમ ભરાઈ જાય છે. એ બધા માટે અભ્રકભસ્મ બહુ લાભદાયક ઔષધિ છે. તેવી જ રીતે પાંડુરોગવાળી સ્ત્રીઓને શ્વાસવાહિનીઓનો સંકોચ થવાથી બહુ ગભરામણ અને દમ થઈ જાય છે, તેથી પંખો ખાધા કરે તેટલીવાર સારું લાગે છે. આમ કર્યા વગર આખો દિવસ બેચેની રહેતી હોય, ગરમ કે શીતળ કોઈ પણ ઔષધિ સહન ન થઇ શકતી હોય, તે વખતે અભ્રકભસ્મ, રુદ્રવંતી, શિલાજિત, ચંદ્રપ્રભા અને આરોગ્યવર્ધિની એ શ્વાસવાહિનીઓને વિકસાવનાર અને પિત્તનું શમન કરનાર ઔષધિઓ છે. તેમાંથી માનસિક ક્ષોભ દૂર કરવા માટે અભ્રક, વિષને મૂત્રદ્વારા બહાર કાઢી નાખવા માટે અને વિકારનું શોષણ કરવા માટે રુદ્રવંતી, શિલાજિત અને ચંદ્રપ્રભા અને મળશુદ્ધિની જરૂર હોય તેને માટે આરોગ્યવર્ધિની વપરાય છે. આ બધા પ્રયોગોમાં જૂના દોષોનો નાશ કરવા માટે અભ્રકભસ્મનું મધ સાથે સેવન કરવું જોઇએ.

હૃદયની નબળાઈને લીધે વારંવાર સહેજ કામ કરતાં શ્વાસ ભરાઈ આવતો હોય, નાડી ક્ષીણ, મંદ અને વારંવાર અનિયમિત થઇ જતી હોય તો અભ્રકભસ્મના સેવનથી તબિયત સુધરી જાય છે. જો રક્તવાહિનીઓની દીવાલ પાતળી થઈ ગઇ હોય અને પછી તે તે સ્થાનોમાં લોહી ભરાઇ ગયું હોય, તો આ રોગમાં અને તેથી થનાર રક્તપિત્તમાં અભ્રકભસ્મ ફાયદાકારક છે. એવા રોગોમાં પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ સાથે અભ્રકભસ્મ આપવાથી સારો ફાયદો થાય છે.

જો આ રોગની ઉત્પત્તિ ઉપદંશથી થઈ હોય, તો અનંતમૂળનો અવલેહ અથવા લોહીસુધારક અરિષ્ટ કે ક્વાથ પણ આપવો જોઇએ.

ન્યુમોનિયામાં તજની સાથે અભ્રક આપવાથી તે રોગોત્પાદક જંતુઓનો નાશ કરે છે અને લોહભસ્મ સાથે આપવાથી લોહીના રાતા કણો વધારે છે.

માટે જ પાંડુરોગમાં અભ્રકભસ્મ, ત્રિફળા અને મધ મેળવીને આપવામાં આવે છે.

અભ્રકભસ્મ હૃદયને ઉત્તેજન આપનાર છે, પણ તે ઝેરકોચલા કે કપૂર જેવી ઉત્તેજના નહિ. અભ્રક હૃદયના સ્નાયુમય ધરાને શક્તિ આપી હૃદયને ઉત્તેજના આપે છે, માટે હૃદયના રોગથી થવાવાળા શોથમાં અભ્રકભસ્મ વાપરવાથી ફાયદો થાય છે.

ઉદરની અશક્તિ અને રસોત્પાદક પિંડની અશક્તિને લીધે પિત્તની બરોબર ઉત્પત્તિ ન થતી હોય, અને તેને લીધે અપચો અને મંદાગ્નિ રહેતા હોય ત્યારે અભ્રક પિત્તોત્પાદક પિંડ અને ઉદરના અવયવોને શક્તિ આપી રોગને મટાડે છે.

ઉદરરોગ કે અશક્તિ થયા પછી અથવા ક્ષય, પાંડુરોગ, કમળો, તાવ વગેરે થયા પછી ઉપદ્રવરૂપે થયેલી અરુચિમાં ભોજન પર પ્રીતિ ન થતી હોય, સ્વાદિષ્ટ ચીજો પણ બેસ્વાદ લાગતી હોય ત્યારે અભ્રકભસ્મ આપવાથી ફાયદો થાય છે.

જૂના અમ્લપિત્તમાં જ્યારે સૂતશેખર રસ વગેરે ઔષધિઓથી ફાયદો ન થતો હોય, ખાટો વખત ઊબકા આવ્યા કરતા હોય, પેટમાં દુખાવો થતો હોય અને ઊલટીમાં લોહી પડતું હોય પરંતુ ઉદરમાં કર્કસ્ફોટ ન હોય, ત્યારે અભ્રકભસ્મ વાપરવી હિતકર છે. તેમજ પેટ મોટું થઈ જઈ જમ્યા પછી ઊલટી થઈ જતી હોય ત્યારે બંગભસ્મ સાથે અભ્રકભસ્મ વાપરવી લાભદાયક છે.

ક્ષયના અતિસારમાં બીજી જતુઘ્ન ઔષધિઓ સાથે અભ્રક વાપરવાથી સારો ફાયદો થાય છે. તે વખતે અભ્રકભસ્મ મોતીપિષ્ટિ, શંખભસ્મ અને વરાટિકા (કોડી)ભસ્મનું મિશ્રણ કરી ઘીની સાથે આપવામાં આવે છે. એ જ રીતે આંતરડાની નબળાઇથી થયેલા બહુ દિવસના ત્રાસદાયક અતિસારમાં ચીણ સાથે વારંવાર સહેજ દસ્ત થતો હોય, આંતરડાની સંધારણશક્તિ ક્ષીણ થઈ ગઇ હોય, ત્યારે વરાટિકાભસ્મ સૂંઠ અને ઘી કે મધ સાથે અભ્રક આપવી હિતકારક છે.

એ જ રીતે ગ્રહણીગ્નાની અશક્તિને લીધે જૂના સંગ્રહણીમાં આંતરડામાં ઠેરઠેર વ્રણ પડ્યા હોય, વારંવાર લોહી પડતું હોય, ત્યારે પર્પટી સાથે અભ્રકભસ્મ વાપરવી જોઇએ.

ઉદરમાં રસવાહિની અને રસોત્પાદક પિંડની વિકૃતિ થવાથી અથવા રસ વહનના કાર્યમાં પ્રતિબંધ થવાથી ઉદરગ્રંથિ વધતી હોય, વારંવાર કનાકો સુધી પેટમાં ધીમી ધીમી ચૂંક આવ્યાં કરતી હોય, રોગી અશક્ત થઇ જાય, સાથે ઝીણો તાવ, અપચો અને કબજિયાત પણ રહેતા હોય, ત્યારે અભ્રકભસ્મ વાપરવી જોઇએ.

નાના આંતરડા અને મોટા આંતરડાની નબળાઈને લીધે કબજિયાત રહેતી હોય, રોગ જૂનો થઈ જવાથી મળમાં દુર્ગંધ, લોહીવિકાર, ગડગૂમડ, નાના નાના ચાઠાં વગેરે ભયંકર લક્ષણો હોય ત્યારે રક્તશોધક અનુપાન સાથે અભ્રકભસ્મ આપવી હિતકારક છે.

મૂત્રાશયની અશક્તિને લીધે ટીપે ટીપે પેશાબ થતો હોય, વારંવાર પેશાબ થતો હોય અને મૂત્રકૃચ્છ્રનો રોગ જૂનો થઇ ગયો હોય ત્યારે અભ્રકના સેવનથી મૂત્રાશય અને અવયવો બળવાન બને છે તથા મધુમેહમાં શિલાજિત અને જાંબુના ઠળિયાના ચૂર્ણ સાથે અભ્રકનું સેવન કરાવવાથી શક્તિ ટકી રહે છે અને વ્યાધિનું જોર ઘટી જઈ રોગ મોટે ભાગે દબાઈ જાય છે.

જ્ઞાનતંતુઓની નબળાઈ કે માનસિક આઘાતને લીધે નપુંસકતા આવી હોય તો તે અભ્રકના સેવનથી દૂર થાય છે. અભ્રકભસ્મ જનનેન્દ્રિયના સ્નાયુઓ, જનન-અવયવો અને તેને ઉત્તેજન આપનાર વાતવહ નાડીઓનાં કેન્દ્રો અને વાતવાહિની-ઓને શક્તિ આપી નપુંસકતા મટાડે છે.

અભ્રક યોગવાહી હોવાથી એની સાથે મેળવેલા દ્રવ્ય પ્રમાણે એનું કાર્ય ધીમે અને ત્વરિત બંને થઇ શકે છે. લક્ષ્મીવિલાસ રસ ( સન્નિપાતનાશક અને હૃદયપૌષ્ટિક રસાયન )માં કપૂર વગેરે ઔષધિઓના સંયોગથી અભ્રક તીવ્ર અને જલદ અસર કરે છે, અને આરોગ્યવર્ધિનીમાં તામ્ર વગેરે ઔષધિઓ સાથે હોવાથી ધીમે ધીમે કાર્ય કરે છે. અભ્રકભસ્મના સંજોગોથી લક્ષ્મીવિલાસમાં ઉત્તેજક કાર્ય અને વર્ધિનીમાં નિર્બળ ઘટકો તૈયાર કરવાનું કાર્ય અભ્રકભસ્મના સંયોગથી થાય છે. આ રીતે સંયોગજન્ય ગુણ ઓછાવત્તા પ્રમાણમાં જુદાજુદા રૂપે પણ થાય છે.

અભ્રકભસ્મ કફ કાસ પર સારી રીતે વપરાય છે, પરંતુ સૂકી ખાંસીમાં વપરાતી નથી. ફુફ્ફુસપ્રણાલિકા અને વાયુકોષો નિર્બળ થઇ જવાથી અંદર કફ ભરાઈ જાય છે. એ સાથે કંઠમાં શુષ્કતા હોય તો સૂકી ખાંસી થયા કરે છે અને કફ સહેલાઇથી નીકળતો નથી. રોગી બહુ બેચેન થઇ જાય છે, પરસેવો થઈ જાય છે, ગળું સુકાઇ જાય છે અને પછી થોડો કફ પડે છે. આવી સ્થિતિમાં અભ્રકભસ્મ, શૃંગભસ્મ, કાગદી એલચીના દાણા અને પ્રવાલપિષ્ટિ ૧–૧ રતી, ગળોસત્ત્વ અને વાંસકપૂર ૨–૨ રતી મેળવી એનાં ૪ પડીકાં બનાવી દિવસમાં ૪ વાર કેરીના મુરબ્બા સાથે આપવાથી પહેલા જ દિવસથી દરદીને ફાયદો થવા માંડે છે.

<u>સૂચના—અભ્રકભસ્મ કોઇને પણ નુકસાન નથી કરતી,</u> તોપણ વધારે માત્રામાં લેવાથી કેટલાકની નાડીનો વેગ વધે છે તેમજ રક્તાભિસરણ ક્રિયા પણ વેગવાન બને છે. એ વખતે થોડા દિવસ અભ્રક આપવી બંધ રાખવી. પછી થોડા થોડા પ્રમાણમાં આપવી અથવા મૌક્તિક અથવા પ્રવાલપિષ્ટ સાથે મેળવીને આપવી.

શાસ્ત્રમાં અભ્રકને ૧૦ થી ૧૦૦૦ પુટ આપવાનું વિધાન છે. જેટલા વધારે પુટ આપવામાં આવે તેટલો ગુણ વધે છે. **અભ્રકભસ્મનું સેવન કરનાર**

**અકાળ મૃત્યુથી બચે છે**, અનુપાનભેદથી અભ્રકભસ્મ સર્વ રોગો પર ઉપયોગી છે, એટલા માટે અભ્રકભસ્મ મનુષ્યલોકનું અમૃત મનાય છે.

શ્વેત અભ્રકને અંગ્રેજીમાં માયકા ( Mica ) અને કાળા અભ્રકને બાયોટાઇટ ( Biotite ) કહે છે. રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ અભ્રક ડબલ સિલિકેટ ઓફ એલ્યુમીના એન્ડ પોટાસ સોડિયમ ( Double Silicate of Alumina and Potash-Sodium ) છે. અભ્રકની કેટલીક જાતોમાં લોહનો અંશ હોય છે અને કેટલીકમાં મેગનેશિયા મળી આવે છે.

**શ્વેતાભ્ર**—$K_2O, {}_3Al_2O_3, {}_4SiO_2$ ( ૨ પોટાશિયમ ઓકસાઇડ, ૩ એલ્યુમિનિયમ ઓકસાઇડ, ૪ સિલિકન ઓકસાઇડ)

**કાળો અભ્રક—(વજ્રાભ્ર)**—૩ $Mgo, Al_2O_2, {}_3SiO_2$. ( ૩ મેગનેશિયમ ઓકસાઇડ, એલ્યુમિનિયમ ઓકસાઇડ અને ૩ સિલિકન ઓકસાઇડ) કાળા અભ્રક (કૃષ્ણાભ્ર)માં સહેજ સહેજ લોહનો અંશ તો હોય જ છે.

**શ્વેતાભ્ર**—Muscovite (મસ્કોવાઇટ) Potash Mica.

**કૃષ્ણાભ્ર**—Biotite (બાયોટાઇટ) Ferromagnesian Mica.

**રાસાયનિક પૃથક્કરણ**—(૧) સિલિકા, (૨) લોહ, (૩) એલ્યુમિનિયમ, (૪) પોટાશિયમ, અને (૫) મેગનેશિયમ. **(ઔ. ગુ. ધ. શા.)**

**બીજી વિધિ—(૧૦૦ પુટી)**—શુદ્ધ ધાન્યાભ્રકને આકડાનું દૂધ, થૂવેરનું દૂધ, ધતૂરાના પાનનો રસ, કેળનું પાણી, ચિત્રકના મૂળનો ઉકાળો, નાગરમોથનો ઉકાળો, શતાવરીનો ઉકાળો, ગોખરુનો ઉકાળો, કૌવચનો ઉકાળો, ગળોનો રસ, નાગરવેલના પાનનો રસ, ગાયનું દૂધ, ગોમૂત્ર, કુંવારનો રસ અને વડના અંકુરોનો ઉકાળો—આ ઔષધિઓના રસ કે ઉકાળા સાથે ૧૨-૧૨ કલાક ખરલ કરી નાની નાની ટીકડીઓ બનાવવી. પછી તેને સૂર્યના તાપમાં સૂકવી શરાવસંપુટ કરી ગજપુટ આપવા. આ રીતે ઉપલી દરેક ઔષધિના ૭-૭ પુટ આપવાથી ૧૦૫ પુટી અભ્રકભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**ત્રીજી વિધિ—(૪૦ પુટી)**—શુદ્ધ ધાન્યાભ્રકને નાગરમોથનો ઉકાળો, સાટોડીનો રસ, કાસુંદ્રાના પાનનો રસ, નાગરવેલના પાનનો રસ, આકડાનું દૂધ, ગાયનું મૂત્ર, લોધરનો ઉકાળો, ધોળી મૂસળીનો ઉકાળો, ગોખરુનો ઉકાળો, કૌવચનો ઉકાળો, કેળનું પાણી, એખરાનો ઉકાળો, કુંવારનો રસ અને વડવાઇનો ઉકાળો—આ ૧૪ ઔષધિઓની અનુક્રમે ૩-૩ ભાવના આપવી. દરેક વખતે ટીકડીઓ બનાવી, સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી ગજપુટ અગ્નિ

આપવો. આ રીતે દરેક વખતે ગજપુટ આપવાથી ૪૨ પુટી અભ્રકભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**ચોથી વિધિ**—(૨૦ પુટી)—ધાન્યાભ્રકને ગંગાવતીના રસમાં ખરલ કરી નાની નાની ટીકડીઓ બનાવી સખ્ત તડકામાં સૂકવી એક હાંડલીમાં ભરી ગજપુટ આપવો. આ રીતે ૧૦ ગજપુટ આપ્યા પછી આકડાના પીળા પાનના રસના ૭ અને વડના અંકુરના ઉકાળાના ૩ ગજપુટ આપવાથી બહુ મુલાયમ અભ્રકભસ્મ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**પાંચમી વિધિ**—'ઔષધિકૃતિ'માં કહ્યા મુજબ અભ્રકને નિશ્ચંદ્ર બનાવી, આકડાના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી નાની નાની ટીકડીઓ બનાવવી. પછી તેને સૂર્યના તાપમાં સૂકવી શરાવસંપુટ કરી ગજપુટ આપવો. આ રીતે એક જ ગજપુટ આપવાથી લાલ રંગની નિર્દોષ ભસ્મ તૈયાર થાય છે.

**સૂચના**—જ્યાં સુધી અભ્રકની ચમક ન જતી રહે ત્યાં સુધી અભ્રકનો પ્રયોગ ન કરવો જોઇએ. **(ર. સા.)**

**માત્રા, અનુપાન અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

### (૧૪) કાસીસભસ્મ

**વિધિ**—વિલાયતી હીરાકસીને (Ferisulph)ને ભાંગરાના રસમાં ૧૨ કલાક ખરલ કરી ટીકડીઓ બનાવી સૂર્યના તડકામાં સૂકવી લેવી. પછી શરાવસંપુટ કરી લઘુ પુટ આપવો. આ રીતે ૩ પુટ આપવાથી મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. બીજી કાસીસની ભસ્મ એટલી મુલાયમ બનતી નથી. વિલાયતી હીરાકસીના ૪૦ તોલામાંથી કેવળ ૧૦ તોલા ભસ્મ નીકળે છે.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર.

**અનુપાન**—નષ્ટાર્તવમાં—એળિયો અને હિંગ સાથે.

બરોળ, ગુલ્મ, શૂળ, અને પાંડુરોગમાં—ત્રિફળા અને ઘી સાથે.

પાંડુરોગ, કફ, આમ, ઉદરરોગ, બરોળ વગેરેમાં—મધ અને પીપર સાથે.

સંગ્રહણીમાં—નાગકેસર અને સાકર સાથે.

મધુમેહમાં—જાંબુના ઠળિયાના ચૂર્ણ સાથે.

ગર્ભાશયના દોષમાં—શરબત બનફશા સાથે.

નેત્રરોગમાં—ત્રિફળા અને ઘી અથવા ત્રિફળા અને મધ સાથે.

**ઉપયોગ**—આ ભસ્મ પાંડુરોગ, ક્ષય, મૂત્રકૃચ્છ્ર, પથરી, યકૃતવૃદ્ધિ, પ્લીહોદર, ઉદર-વાતયુક્ત સંગ્રહણી, અતિસાર, પ્રવાહિકા, મધુમેહ, આમવાત, કફપ્રકોપ,

અર્શ, શળ, વાતગુલ્મ અને સ્ત્રીઓના ગર્ભાશયના દોષનો નાશ કરવામાં ઉપયોગી છે. કોઈ પણ રોગને લીધે અગર ચિંતાને લીધે અચાનક આવેલી નબળાઈને પણ દૂર કરી એ શરીરને દૃઢ અને કાંતિવાન બનાવે છે.

કાસીસભસ્મ સહેજ ઉષ્ણ, કષાય અને અમ્લ ગુણયુક્ત છે. આંખોને માટે હિતકર છે. તેમજ તે આમનું શોષણ કરનાર અને કફનો નાશ કરનાર હોવાથી મંદાગ્નિ દૂર કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે અને લોહીમાંના રાતા કણો વધારે છે. અભિષ્યંદ (આંખની લાલાશ), પૂયાભિષ્યંદ, નેત્રવ્રણ, નેત્રની પૂતળી ઉપરનો વ્રણ, વગેરે રોગોમાં સો વાર ધોયેલાં ઘી સાથે મેળવી આંજવામાં ઉપયોગી છે. આ ભસ્મમાં કષાય ગુણ હોવાથી રક્તપ્રસાદન કરી આંખના રોગોનું શમન કરે છે. કોમળ ચામડી અને સુકુમાર ઇન્દ્રિયો પર અસર સારી રીતે થાય છે.

કાસીસભસ્મ આમનું શોધન કરનાર હોવાથી અગ્નિને પ્રદીપ્ત કરે છે. રસાયનવિધિથી ઘી અને મધ સાથે લેવાથી આ અસર દેખાય છે. માત્ર કાસીસ-ભસ્મથી આમનું પાચન થાય છે. પચનેન્દ્રિય અને તેની પાસેના ભાગની રક્ત-ધાતુની વિકૃતિ અથવા તે ઇન્દ્રિયોને ઓછું રક્ત મળવું, આ મંદાગ્નિ અને આમ ઉત્પન્ન થવાનાં ઘણાં કારણોમાંનું એક કારણ છે. પિત્તનો આધાર અથવા આશ્રય રક્ત છે અને પિત્ત આશ્રયી અથવા આધેય છે, તેથી રક્તનું પ્રમાણ ઓછું થવાથી પિત્તધાતુથી ઉત્પન્ન થનારા પાચક દ્રવ્યની ઉત્પત્તિ ઓછી થઈ જાય છે. કાસીસ ભસ્મથી લોહીનું આ કમીપણું દૂર થાય છે.

કાસીસભસ્મ અગ્નિનું દીપન કરનાર છે. એટલે કે પાચકરસનું પાચકત્વ ઓછું થવાથી પચનેન્દ્રિયને ઉત્તેજિત કરી પાચકરસમાં તીવ્રતા લાવનાર એ ઔષધિ છે. પાચનક્રિયા પચનેન્દ્રિયના જુદાજુદા રસોના પ્રમાણ અને એના ઘટકો પર આધાર રાખે છે. આ કાર્ય પિત્ત ધાતુના યોગથી થાય છે અને કાસીસભસ્મ પિત્તમાં સામ્યતા લાવનાર હોવાથી બધી પચનેન્દ્રિયો અને પાચક રસને વ્યવસ્થિત કરે છે.

આંતરડાંમાં રહેલા આમરસ પર આ ભસ્મની અસર થાય છે. એટલા માટે આમજન્ય અજીર્ણ, જૂનું અજીર્ણ અને તેનાથી થનારા વિકારો પર આ ભસ્મ ઉપયોગી છે.

શરીર અકાળે નિર્બળ અને નિસ્તેજ થઈ જાય ત્યારે આ ભસ્મનું સેવન કરાવવામાં આવે છે. અકાળે વાળ સફેદ થઈ જતા હોય અને ઘડપણ જેવી અશક્તિ લાગતી હોય તો આ ભસ્મના સેવનથી ફાયદો થાય છે. તે વખતે કાસીસભસ્મ, લોહભસ્મ અને ત્રિફળા આ બધાંને મેળવી સ્થિતિ પ્રમાણેની માત્રામાં ઘી અને મધ સાથે આપવાથી સારો ફાયદો થાય છે. આ મિશ્રણ

પ્રયોગ પાંડુરોગની પહેલી અવસ્થામાં પણ આપવામાં આવે છે. વારંવાર અજીર્ણ થતું હોય અને પાંડુતા આવી હોય તો આ પ્રયોગ જરૂર કરવો જોઇએ. શરીરની દરેક ધાતુની ધાતુગત પચનક્રિયા—એટલે કે રસ અને રક્તમાંથી જરૂરી અંશ લઈ તેમાંથી પોતાનો અંશ વધારવાની ક્રિયા—નિયમિત રીતે ચાલ્યા કરે છે. એમાં શિથિલતા આવી જાય તો દરેક ધાતુ ક્ષીણ થવા માંડે છે. ( એ સ્થિતિમાં ક્ષયના જંતુઓ હોવા જ જોઇએ એવો નિયમ નથી. ) તે વખતે કાસીસભસ્મ વાપરવી જોઇએ. ઉપર કહેલો પ્રયોગ આ સ્થિતિમાં બહુ જ સારો છે.

વાતજન્ય ગુલ્મ રોગ અને શૂળ પર પણ કાસીસભસ્મ વપરાય છે. આથી કાસીસ અગ્નિ પ્રદીપ્ત કરી ગુલ્મ અને શૂળનો નાશ કરે છે.

ગ્રહણીકળામાં સેન્દ્રિય વિષનું રૂપાંતર કરવાવાળી ઔષધિઓમાં કાસીસભસ્મ પણ ગણાય છે. આ જગ્યાએ બે જાતની ઔષધિઓ ઉપયોગી નીવડે છે. આરોગ્યવર્ધિની, વરાટિકાભસ્મ, તામ્રભસ્મ વગેરે ઉષ્ણ, તીક્ષ્ણ અને રસાયન ગુણવાળી ઔષધિઓ અને બીજી કાસીસભસ્મ જેવી કષાય રસવાળી અને શામક રસાયન ઔષધિઓ. ખાસ કરીને સેન્દ્રિય વિષથી દાહ થતો હોય તેના પર આ કાસીસભસ્મની અસર સારી થાય છે. દાહની સાથે પેટમાં વાયુ પણ થતો હોય, દુષ્ટ અપાન વાયુ બહાર નીકળતો હોય, પેટમાં ગગડાટ થતો હોય, વગેરે વિકારો પર કાસીસભસ્મ વાપરવી જોઇએ.

જૂના શારીર વ્રણોમાં કાસીસ ભસ્મ વપરાય છે. વ્રણ જો રક્ત અને માંસ ધાતુગત હોય અને તેમાં પિત્તની દૂષિતતાનાં ચિહ્નો હોય, તો આ ભસ્મનું સેવન કરાવવું જોઇએ. વ્રણ લાલ, તેમાં બળતરા, કિનારી પર સોજો, અંદરથી સ્રાવ ઓછો થવો, વારંવાર લોહી આવવું વગેરે વિકાર પર બાહ્ય ઉપચારો સાથે કાસીસભસ્મનું સેવન પણ ફાયદાકારક છે.

કાસીસભસ્મ વાત અને કફ દોષ, રસ અને રક્ત દૃષ્ય, યકૃત, પ્લીહા, આમાશય, ગ્રહણી અને નેત્ર આ સ્થાનો પર ફાયદો કરે છે. કાસીસભસ્મના સેવનથી રાતા કણો વધે છે એ એનો ખાસ ગુણ છે.

( ઓ. ગુ. ધ. શા. ના આધારે )

**સૂચના**—કાસીસભસ્મના સેવનથી કોઈ કોઇને ઊલટી થાય છે, અને ચક્કર આવે છે. તે વખતે માત્રા ઓછી કરવી અને સુવર્ણમાક્ષિક સાથે મેળવીને આપવી.

## (૨૫) કાસીસ-ગોદંતી ભસ્મ

**વિધિ**—વિલાયતી હીરાકસી ૧૦ તોલા અને ધાપાણ ૧૦ તોલા લઈ કુંવાર-ના રસમાં ૬ કલાક ખરલ કરી નાની નાની ટીકડીઓ બનાવવી. ટીકડીઓ

સૂકવી શરાવસંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. આ રીતે ૨–૩ પુટ આપવાથી સિંદૂર જેવી લાલ ભસ્મ તૈયાર થશે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૩ વાર, ૨–૩ માસા સાકર અને દૂધ અથવા મધ સાથે આપવી. વિષમજ્વરમાં આદુના રસ અને મધ સાથે.

**ઉપયોગ**—આ ભસ્મ આમના પ્રકોપથી ઉત્પન્ન થયેલ નવો તાવ, મેલેરિયા, જીર્ણજ્વર, પાંડુરોગ, શ્વેતપ્રદર, મંદાગ્નિ અને આમવૃદ્ધિને દૂર કરી શરીરમાં લોહી વધારે છે. સગર્ભા તેમજ સુવાવડી સ્ત્રીઓ તેમજ બાળકોને માટે આ હિતકર છે. મેલેરિયા આવવાના ૨ કલાક પહેલાં એક માત્રા અને બીજી માત્રા બે કલાક પહેલાં આપવાથી તાવ રોકાઈ જાય છે.

## (૧૬) ગોદંતી ભસ્મ

**વિધિ**—૪૦ તોલા ધાપાણના કટકાને સાબરસિંગની ભસ્મમાં લખ્યા મુજબ આકડાના પાનની લૂગદી કે કુંવારના લાબામાં સંપુટ કરી ગજપુટ આપવાથી સફેદ રંગની મુલાયમ ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૨ થી ૮ રતી સુદર્શન ચૂર્ણનો ક્વાથ, સાકર કે મધ સાથે આપવી. બાળકોને ૧ રતી માના ધાવણ અથવા મધ સાથે આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ પિત્તજ્વર, આમજ્વર, માથાનું દરદ, જીર્ણજ્વર, સ્ત્રીઓના રક્તપ્રદર, શ્વેતપ્રદર, રક્તસ્રાવ અને સૂકી ખાંસીમાં બહુ લાભદાયક છે. તેમજ દાહ, તૃષા, લોહીના દબાણથી થનાર માથાનું દરદ, ઊંઘ ન આવવી, વ્યાકુળતા વગેરે લક્ષણોને તે તરત મટાડે છે.

આ ભસ્મ મગજને શાંત કરે છે અને હૃદયને મજબૂત બનાવે છે. બાળકોના તાવ, ખાંસી, શ્વાસ, હેડકી, હાડકાંની નબળાઈ, મંદાગ્નિ, ધાવણ ઓકવું, કબજિયાત, અને અજીર્ણ વગેરે ઉપર નિર્ભયતાપૂર્વક આ વારંવાર આપી શકાય છે. વિષમજ્વર બહુ હોય ત્યારે સુદર્શન ચૂર્ણના ક્વાથ અથવા અર્ક સાથે આપવાથી એ તરત ફાયદો કરે છે. સન્નિપાતમાં તુળસીના રસ અને મધ સાથે ૨–૨ કલાકે આપતા રહેવાથી શુદ્ધિ આવે છે અને ત્રિદોષનાં લક્ષણો શાંત થઈ જાય છે.

રક્તપ્રદરમાં ગોદંતીભસ્મ દિવસમાં ૩ વાર આમળાં અને દસબગોળ અને શ્વેતપ્રદરમાં સંગજરાહત ભસ્મ, જીરું અને માયુફળ સાથે મેળવી દિવસમાં ૩ વાર અપાય છે. માથાનું દરદ, સૂર્યાવર્ત, આધાશીશી અને માથામાં ગરમી રહેતી હોય તે પર ૧ માસા ભસ્મ ૧ તોલો ઘી અને ૧ તોલો સાકર સાથે મેળવી દિવસમાં ૨ કે ૩ વાર આપવાથી ફાયદો થાય છે. પરંતુ માથાના દરદ-

વાળા રોગીને કફ વધારે રહેતો હોય તો ગોદંતી સાથે ાા-ાા રતી સમીર-પન્નગ મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે.

ગોદંતીભસ્મમાં ગળો સત્વ (અમૃતાસત્વ) ના જેવો જીર્ણજ્વર, વિષમજ્વર, પિત્તપ્રકોપ અને પ્રદર મટાડવાનો ગુણ હોવાથી હાલમાં કેટલાક વૈદ્યો ગળોસત્વને બદલે પ્રતિનિધિ તરીકે આ ભસ્મ વાપરે છે. આ ભસ્મ સગર્ભા સ્ત્રી અને બાળકોને નિર્ભયતાપૂર્વક આપી શકાય છે. જો જીર્ણજ્વરમાં પિત્તપ્રકોપ વધારે હોય, અને સૂકી ખાંસી પણ રહેતી હોય તો પ્રવાલપિષ્ટિ મેળવી લેવી અને અનુપાન તરીકે બનફશાનું શરબત મેળવી દિવસમાં ૨-૩ વાર આપવું.

**નોંધ**—ભસ્મ બનાવવા માટે ઘાપાણ તેજસ્વી, પારદર્શક અને સારો જોઈ લેવો જોઈએ. મેલા રંગનો ઘાપાણ નુકસાનકારક છે. સારા ઘાપાણની ભસ્મ નાનાં બાળકો, સગર્ભી સ્ત્રી, સુવાવડી સ્ત્રી, યુવાન અને વૃદ્ધો વગેરે સૌને માટે ફાયદાકારક છે. આ બધાંમાં બાળકો માટે તો એ ઉત્તમ દવા છે. ધાવણના દોષથી જે બાળકોનાં શરીર દૂબળાં થઈ ગયાં હોય, તેમને થોડા દિવસ આ ભસ્મ આપવાથી શરીર પુષ્ટ અને તેજસ્વી બની જાય છે.

ઘાપાણ ગંધકનો ભેદ હોવા છતાં હરતાલના જેવો ફાયદો કરે છે. એટલા માટે ગોદંતીને ગોદંતી હરતાલ પણ કહે છે. ઘાપાણ મોટી માત્રામાં વારંવાર આપવાથી યકૃતને નુકસાન કરે છે, એટલા માટે માત્રા ઓછી આપવી જોઈએ.

## (૧૭) વજ્ર (હીરા)ભસ્મ

**વિધિ**—શોધનપ્રકરણમાં કહ્યા મુજબ શુદ્ધ કરેલ હીરાની કચ્ચરોને અભ્રકના પતરા પર રાખી અગ્નિમાં વારંવાર તપાવીને દેડકાના મૂત્રમાં બોળવી. લગભગ ૨૦-૨૫ વાર બોળવાથી હીરાનો રંગ બદલાઈ જશે. ચળકાટ મારતો બંધ થાય ત્યાં સુધી તપાવીને બોળવું. અભ્રકના પતરાને પણ દેડકાના મૂત્રમાં બોળવું, જેથી હીરાની કચ્ચરોને સહેલાઇથી બીજા પતરા પર લઈ શકાય. હીરાની કચ્ચરોને ચીપિયાથી ઊંચકવી, હાથ ન લગાડવો. હાથ લગાડવાથી હીરાનું ઝેર લાગી કોઢના જેવા ધોળા ડાઘા પડી જશે. વારંવાર અભ્રકનું પતરું બદલવું. (યો. ૨.)

દેડકાનું મૂત્ર મેળવવા માટે દેડકાને ચારે પગે બાંધી કાંસાની થાળીમાં ચત્તો રાખી થાળી દેવતા પર મૂકવી. તેની પીઠ પર ગરમી લાગવાથી તે મૂતરે છે. પછી તેને છોડી નાખવો. માત્ર એક જ દેડકાના મૂત્રથી હીરો નિસ્તેજ થઈ જશે.

ઉપરની વિધિથી ૫-૬ માસા કે વધારે હીરાની કચ્ચરોને નિસ્તેજ કરી સોનીની ટંકણખાર મેળવેલી માટીની નાની વાડકી લઈ તેમાં લીમડાનું અર્ધું પાન મૂકી ઉપર હીરાની કચ્ચરો ગોઠવી તેની પર લીમડાનું અર્ધું પાન મૂકી

દેવું. પછી તેની પર બીજી તેવડી જ વાડકી ઢાંકી મજબૂત કપડમટ્ટી કરી સૂર્યના તાપમાં સૂકવી લેવું. બાદ એક માટીનો ઘડો લેવો અને તેમાં ચારે બાજુ નાનાં નાનાં છિદ્રો કરવાં. પછી તેમાં રાા શેર બાવળના કોલસા ભરી વચ્ચે સંપુટ મૂકી અગ્નિ આપવાથી ભસ્મ બની જાય છે. સ્વાંગશીતળ થયે સંભાળીને સંપુટ બહાર કાઢવું. પછી તે ભસ્મને હિંગ અને સિંધવ નાખેલા કળથીના ઉકાળામાં ખરલ કરી નાની નાની ટીકડીઓ બનાવી શકાય તેવી રીતે સંપુટ કરી ૨–૩ છાણાંનો પુટ આપવો. આ રીતે ૭ પુટ આપવાથી હીરાની સુલાયમ ભસ્મ તૈયાર થાય છે. **( શ્રી. પંડિત નન્ને મિશ્ર )**

**માત્રા**—$\frac{1}{२००}$ થી $\frac{1}{१००}$ રતી સુધી સુવર્ણ કે અભ્રકભસ્મ સાથે અથવા પૂર્ણચંદ્રોદય રસ સાથે આપવી.

*ઉપયોગ*—*બધી જાતના વાતરોગ, પિત્તપ્રકોપ, કફવૃદ્ધિ, ત્રિદોષ, શોષ,* ક્ષય, ભ્રમ, ભગંદર, પ્રમેહ, મેદ, પાંડુરોગ, ઉદરરોગ, નપુંસકતા વગેરે રોગોનો એ નાશ કરે છે. ક્ષયની બીજી અવસ્થામાં તો આ ભસ્મ ફાયદો કરે છે જ. પણ ત્રીજી અવસ્થામાં સુદ્ધાં હીરા ભસ્મવાળા રસાયનથી તરત ફાયદો થાય છે. આ ભસ્મ વિવિધ પ્રકારના રોગોના જંતુઓનો નાશ કરે છે, વાતવાહિનીઓ અને એનાં કેન્દ્રસ્થાનોને મજબૂત બનાવે છે, અને જીવનીય શક્તિને બળવાન બનાવે છે. આ કારણોથી આ ભસ્મના યોગવાળા પ્રયોગો બીજા ભારે રોગોનો પણ નાશ કરે છે. તેમજ તે શારીરિક અને માનસિક નબળાઈ દૂર કરી શરીરને વજ્ર જેવું બળવાન અને કાંતિવાન બનાવે છે તથા આયુષ્યની વૃદ્ધિ કરે છે.

### (૧૮) માણેકભસ્મ ( ફુરતા યાકૂત )

**પહેલી વિધિ**—*શુદ્ધ માણેકને લોઢાના ખલમાં બારીક વાટી સૂક્ષ્મ ચૂર્ણ કરવું. પથ્થરના કે ચિનાઈ માટીના પાકા ખલમાં સરખે ભાગે ગંધક,

* વૈદ્યરાજ શ્રી. પં. સુખરામદાસ દી. ઓઝા સાહેબ વગેરે રત્નોની ભસ્મ વારંવાર બનાવે છે. તેઓ માણેક, પન્ના, પોખરાજ, નીલમ, વૈકાન્ત, ગોમેદમણિ, રાજાવર્ત અને વૈદૂર્યમાંથી જેની ભસ્મ બનાવવી હોય, તેના ૪૦ તોલા લઇ સોનું ગાળવાની વિલાયતી મૂસમાં ભરે છે. પછી તેને તીવ્ર અગ્નિ આપી ખૂબ તપાવી, ગુલાબજળમાં બોળે છે. ફરીથી તેને મૂસમાં મૂકી તીવ્ર અગ્નિ પર ખૂબ તપાવી, ગુલાબજળમાં બોળે છે. આ રીતે ગુલાબજળ કે કેવડાના અર્કમાં ૫૦–૧૦૦ વાર બોળી એક અઠવાડિયું ગુલાબજળમાં બોળી નાની નાની ટીકડીઓ કરી સંપુટમાં મૂકી ૧૦ શેર છાણાંનો પુટ આપે છે. આ રીતે ૭ પુટ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે. આ ભસ્મ તરત પ્રભાવ બતાવે છે.

મનઃશિલ અને હરતાલ આ ત્રણ ઔષધિઓ મેળવી ૧૨ કલાક સુધી કણસના રસમાં આનું ખરલ કરવું. પછી તેની ટીકડીઓ બનાવી સૂર્યના તાપમાં સૂકવવું. બાદ શરાવસંપુટ કરી ૨ શેર છાણાંનો પુટ આપવો. આ રીતે ૧૦ પુટ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ તૈયાર થશે. સોની ટંકણ અને માટી મેળવી જે શરાવ બનાવે છે, તે વાપરવું. (ર. ર. સ.)

માણેકનો રંગ લાલ હોય છે. જે માણેક લાલ રંગનું હોવા છતાં જાંબુડિયા રંગની છાયાવાળું હોય તે ઉત્તમ મનાય છે, ગુલાબી રંગવાળું માણેક હલકું મનાય છે. આ રત્ન સખ્ત છે. પણ હીરાથી એમાં કઠિનતા સહેજ ઓછી છે. માણેકના ટુકડા ગોળ, ત્રિકોણ, ચતુષ્કોણ, અષ્ટકોણ વગેરે હોય છે. ભસ્મ બનાવવા માટે નાના ટુકડાઓ વપરાય છે.

**માત્રા, અનુપાન અને ઉપયોગ**—બીજી વિધિ પ્રમાણે.

**બીજી વિધિ**—શુદ્ધ માણેકના ચૂર્ણને ૧૫ દિવસ ગુલાબજળમાં ઘૂંટવાથી પિષ્ટિ બને છે. આ પિષ્ટિ ભસ્મને બદલે વપરાય છે. ઘણા જુનાની હકીમો કેવડો, સુખડ અને ગુલાબને મેળવી તેનો અર્ક કાઢી, તેમાં ૧૦–૨૦ વાર ગરમ કરી ઝબોળી, તે જ અર્કમાં ખરલ કરી પિષ્ટિ બનાવે છે. (રસા. સા. સં.)

માત્રા—૦॥ થી ૧ રતી સુધી દિવસમાં ૧ થી ૨ વાર, મલાઇ સાથે અથવા સોનાનાં વરક અને મધ સાથે.

ઉપયોગ—આ ભસ્મ નપુંસકતા, ધાતુક્ષીણતા, હૃદયરોગ, વાતપિત્તવિકાર, વાતદોષ, ગ્રહબાધા અને ક્ષયનો નાશ કરી શરીરની બધી ધાતુઓને પુષ્ટ કરે છે. તે દીપન હોવાથી કફવાતજન્ય વિકારોને પણ શાંત કરે છે, તેમજ સૂર્યગ્રહની પીડા પણ દૂર કરે છે.

મધુમેહથી આવેલી નબળાઈમાં મોતીપિષ્ટિ અને ગુડમારના અર્ક સાથે માણિકપિષ્ટિ આપતા રહેવાથી નબળાઇ દૂર થાય છે, મગજ અને હૃદય બળવાન બને છે, અને લોહીમાંથી વિષ ઓછું થાય છે.

### (૧૯) ગોમેદમણિભસ્મ

**પહેલી વિધિ**—મનઃશિલ, હરતાલ અને ગંધકને સરખે ભાગે મેળવી તે બધાંની બરાબર શુદ્ધ ગોમેદમણિના બારીક ચૂર્ણને મેળવી ૧૨ કલાક ખાટા કણસના રસમાં ખરલ કરી ૨ શેર છાણાંનો પુટ આપવો. આ રીતે ૮ પુટ આપવાથી ભસ્મ બની જાય છે. (ર. ર. સ.)

'રસચૂડામણિ'ના લેખકે ગોમેદમણિને કણસના રસમાં ૭ વાર બોળી, સરખે ભાગે ગંધક મેળવી, કણસના રસમાં ઘૂંટી, ૧૦ શેર છાણાંનો ગજપુટ આપવાનું લખ્યું છે.

**માત્રા**—½ થી ૧ રતી સુધી દિવસમાં ૧ અથવા ૨ વાર, મલાઈ અથવા મધ સાથે.

**ઉપયોગ**—ગોમેદમણિ હિંદમાં સિલોનથી આવે છે. આ ભસ્મ કફપિત્તઘ્ન હોવાથી ક્ષય અને પાંડુરોગનો નાશ કરે છે. તે દીપનપાચન હોવાથી મંદાગ્નિ અને અરુચિ મટાડે છે. અમ્લ અને ઉષ્ણ ગુણવાળી હોવાથી તે વાયુના પ્રકોપનું શમન કરે છે. વળી, તે ચામડીના રંગને સુન્દર બનાવે છે અને બુદ્ધિને જાગ્રત કરે છે. એટલે ગોમેદમણિના સેવનથી બળ, વીર્ય અને આયુષ્યની વૃદ્ધિ થાય છે તથા રાહુગ્રહની બાધા શાન્ત થાય છે.

**બીજી વિધિ**—માણેકમાં કહેલી રીત પ્રમાણે સુખડ, ગુલાબનાં ફૂલ અને કેવડો ભેગો કરી અર્ક કાઢી તેની સાથે ખરલ કરી પિષ્ટિ બનાવી લેવી.

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે. ભસ્મના કરતાં પિષ્ટિ વધારે સૌમ્ય હોય છે.

## (૨૦) પન્ના ( તાર્ક્ષ્ય )ભસ્મ ( કુશ્તા જમુર્રદ )

**વિધિ**—મીંઢળના રસમાં અળસી અને સૂંઠને વાટી ચટણી બનાવવી. આ ચટણીની વચ્ચે પન્નાને મૂકી, સંપુટ કરી, ૨ શેર છાણાંની આંચ આપવી. આ રીતે ૨૦ પુટ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે. પન્ના વીખરાઈ જાય તો મીંઢળના રસમાં વાટી ટીકડીઓ બનાવી સંપુટ કરી ગજપુટ આપવો જોઇએ.

**(રસા. સા. સં.)**

પન્ના (એમરલ્ડ) ૭ ખૂણાવાળું મળે છે અને દક્ષિણ અમેરિકાની ખાણોમાંથી ખૂબ નીકળે છે. એનો રંગ લીલો છે. તપાવતી વખતે એ પહેલાં સફેદ અને પછી મેલા રંગનું થાય છે. આ રત્ન બહુ સખ્ત છે. ભસ્મ કરવા માટે નાના ટુકડાઓ વપરાય છે.

**બીજી વિધિ**—પન્નાના બારીક ચૂર્ણમાં સરખે ભાગે મનઃશિલ, હરતાલ અને ગંધક મેળવી, ફણસના રસમાં ખરલ કરી, ટીકડીઓ કરી, સૂર્યના તાપમાં સૂકવી, ૨ શેર છાણાંનો અગ્નિ આપવો. આ રીતે ૮ પુટ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે. (૨. ૨. સ.)

યુનાની હકીમો પન્નાને કુંવારના રસમાં ખરલ કરી ટીકડીઓ બનાવી ૧૦ શેર છાણાંમાં એક જ વખત ફૂંકી દઈ ભસ્મ તરીકે વાપરે છે.

**ત્રીજી વિધિ**—માણેકપિષ્ટિ પ્રમાણે ૧૫ દિવસ સુધી ખરલ કરી આની પિષ્ટિ બનાવી લેવી.

**માત્રા**—½ થી ૧ રતી સુધી, દિવસમાં ૨ વાર પીપર અને મધ સાથે.

ઉપયોગ—આ ભસ્મ ઓજને વધારનાર છે. જ્વર, સન્નિપાત, ઊલટી તૃષા, વિષવિકાર, અમ્લપિત્ત, શ્વાસ, પાંડુરોગ, કફજ્વિાત, અર્શ અને સોજાને તે નાશ કરે છે અને અગ્નિ પ્રદીપ્ત કરી ઓજને વધારે છે. પન્નાની ભસ્મ શીતળ ગુણવાળી છે, માટે ઉષ્ણ પ્રકૃતિવાળા માટે એ બહુ હિતકર છે. આમાશય અને હૃદયની નબળાઈનો એ નાશ કરે છે, તેમજ ક્ષય, બહુમૂત્ર અને મધુમેહમ પણ એ ફાયદો કરે છે, આયુષ્ય અને સ્મરણશક્તિને વધારે છે અને ભૂતબાધ અને બુધગ્રહની પીડા શાન્ત કરે છે. આ ભસ્મને સર્પવિષની ઉત્તમ ઔષધિ માની છે.

## (૨૧) વૈડૂર્યભસ્મ

વિધિ—વૈડૂર્ય (લસણિયો)ને માણેકની રીત પ્રમાણે ભસ્મ કે પિષ્ટિ બનાવી લેવી.

આ રત્ન બીજાં રત્નો જેટલું મહત્ત્વનું નથી. એના રંગ લીલો, પીળો, લીલો-પીળો, સફેદ, સોના જેવો, કાળો, ભૂરો વગેરે ઘણી જાતના હોય છે. આ રત્નને કપડા વગેરે પર ઘસવાથી વીજળી ઉત્પન્ન થાય છે.

માત્રા—ાા થી ૧ રતી ઘી અને સાકર સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

ઉપયોગ—વૈડૂર્યભસ્મ પિત્તવિકાર અને રક્તપિત્તમાં લોહી પડતું અટકાવે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે અને આયુષ્યની વૃદ્ધિ કરે છે. ક્ષય અને સંગ્રહણીમાં તે બહુ ફાયદો કરે છે અને કેતુગ્રહની પીડા શાન્ત કરે છે.

## (૨૨) પોખરાજભસ્મ.

વિધિ—પોખરાજના બારીક ચૂર્ણમાં સરખે ભાગે ગંધક, હરતાલ અને મનઃશિલ મેળવી, ખાટા પાકા ફણસના રસમાં ૧૨ કલાક ખરલ કરી, ટીકડીઓ બનાવી, સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી, ૫ શેર છાણાંનો અગ્નિ આપવો. આ રીતે ૮ પુટમાં ભસ્મ તૈયાર થાય છે. અથવા માણેકમાં લખેલી રીત પ્રમાણે પિષ્ટિ બનાવી લેવી. (ર. ર. સ.)

માત્રા—ાા થી ૧ રતી સુધી દિવસમાં બે વાર મધ અથવા રોગ અનુસાર અનુપાન સાથે.

ઉપયોગ—આ ભસ્મ હરતાલ અને મનઃશિલના યોગથી બનતી હોવાથી ઉગ્ર બને છે. આ ભસ્મ જંતુઘ્ન, પિત્તને વધારનાર અને શક્તિ આપનાર છે. પિષ્ટિ બનાવવાથી એ સૌમ્ય બને છે. પોખરાજ વિષવિકાર, ઊલટી, વાતપ્રકોપ કફવિકાર, દાહ, અર્શ, લોહીવિકાર, કુષ્ઠ અને મંદાગ્નિનો નાશ કરે છે, અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. વળી ક્ષય અને ધાતુશોષમાં એ ખૂબ જ હિતકર છે.

[illegible] થાય છે

## (૨૩) નીલમભસ્મ

વિધિ—પોખરાજમાં લખ્યા પ્રમાણે ભસ્મ અથવા માણેક પ્રમાણે પિષ્ટિ બનાવવી. આ રત્ન માણેકની ખાણમાંથી નીકળે છે. એનો આકાર જુદીજુદી જાતનો હોય છે. કાશ્મીર, પતિયાળા, બ્રહ્મદેશ, સિલોન અને સિયામમાં એ મળે છે.

માત્રા—¼ થી ૧ રતી દિવસમાં ૨ વાર, પીપર અને મધ સાથે અથવા માખણ અને સાકર સાથે આપવી.

ઉપયોગ—આ ભસ્મ વાજીકરણ, પાચન કરનાર અને ત્રિદોષનો નાશ કરનાર છે. શ્વાસ, ખાંસી, ત્રિદોષ, વિષમજ્વર, અર્શ વગેરે રોગોનો એ નાશ કરે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે અને બધી ધાતુઓને પુષ્ટિ આપે છે. નીલમભસ્મના સેવનથી શનિગ્રહની બાધા દૂર થઈ આયુષ્ય અને કાંતિની વૃદ્ધિ થાય છે.

## (૨૪) રાજાવર્તભસ્મ

વિધિ—શુદ્ધ રાજાવર્તને ખાંડણીમાં ખાંડી સરખા ભાગે ગંધક મેળવી, ૧૨ કલાક બિજોરાના રસમાં ઘૂંટી, ટીકડીઓ બનાવી, સૂર્યના તાપમાં સૂકવી લેવી. પછી શરાવસંપુટ કરી ગજપુટ આપવો. આ રીતે ૭ પુટ આપવાથી ઝાંખા લાલ રંગની ઉત્તમ મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. (ર. ર સ.)

માત્રા—એકથી બે રતી, દિવસમાં બેથી ત્રણ વાર, મલાઈ-સાકર, માખણ-સાકર અથવા રોગાનુસાર અનુપાન સાથે આપવી.

ઉપયોગ—પિત્તપ્રકોપ, અતિસાર, અર્શ, ક્ષય, પાંડુરોગ, કફદોષ, વાતવિકાર અને પિત્તપ્રધાન પ્રમેહ વગેરેનો આ ભસ્મ નાશ કરે છે અને પાચનશક્તિ વધારે છે. રાજાવર્ત શીતળ, ગુરુ, દીપન, પાચન, વૃષ્ય અને રસાયન છે.

બીજી વિધિ—શુદ્ધ રાજાવર્તને ખાંડી બારીક ચૂર્ણ કરી ૧૪ દિવસ સફરજનના રસ સાથે ઘૂંટવું. પછી સફરજનનો સ્વરસ પિષ્ટિ પર ૧ આંગળ રહે એટલો ભરી દેવો અને સંભાળપૂર્વક ૩ દિવસ ૩-૩ કલાક હલાવવું. બાદ ઉપરઉપરથી નીતરો સ્વરસ જેટલો નીકળી શકે તેટલો કાઢી નાખવો. બાકી રહે તેને ખરલ કરી સૂકવી લેવું. (શ્રી. પં. નન્ને મિશ્ર)

માત્રા—૧ થી ૨ રતી, દિવસમાં ૨-૩ વાર, મધ, ગુલકંદ કે આમળાંના મુરબ્બા સાથે આપવી.

ઉપયોગ—આ પિષ્ટિ ક્ષયરોગમાં, કફ, દાહ, પિત્તવૃદ્ધિથી થતા અતિસાર, અર્શ, પાંડુરોગ, પિત્તપ્રમેહ અને શરીરની અશક્તિનો નાશ કરી શરીર બળવાન બનાવે છે. મદાત્યયરોગમાં ઊંઘ ન આવવી, અરુચિ, આંખની લાલાશ, દાહ, બેચેની વગેરે ઉપદ્રવોનું શમન કરવામાં એ ઉપયોગી છે.

## (૨૫) વૈક્રાન્તભસ્મ

**વિધિ**—શુદ્ધ કરેલા વૈક્રાન્તને સાવચેતીથી ખાંડી અથવા ખરલ કરી બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં સમભાગે ગંધક મેળવી રાજાવર્તની માફક ખાટા લીંબુના રસમાં ખરલ કરી ગજપુટ આપવો. આ રીતે ૮ ગજપુટ આપવાથી ઝાંખા લાલ રંગની મુલાયમ ભસ્મ બને છે. મુલાયમ ન બને તો બે પુટ વધારે આપવા જોઇએ. (આ. પ્ર.)

**માત્રા**—$\frac{1}{8}$ થી $\frac{1}{4}$ રતી દિવસમાં ૨ થી ૩ વાર રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—વૈક્રાન્તમાં ઉત્તમ ગુણ હોવાથી તે હીરાનું ઉપરત્ન મનાય છે.

વૈક્રાન્તભસ્મ ત્રિદોષનો નાશ કરનાર છે, રસવાળી અને રસાયન ગુણવાળી છે. સર્વ ધાતુઓની નબળાઈ, ઉદરરોગ, પાંડુરોગ, જ્વર, શ્વાસ, ખાંસી, ધાતુવિકાર, ક્ષય, પ્રમેહ, વાત, પિત્ત અને કફના પ્રકોપને મટાડી તે આયુષ્યની વૃદ્ધિ કરે છે. હીરાની ભસ્મને અભાવે વૈક્રાન્તભસ્મ પણ લેવાય છે.

## (૨૬) મોતીભસ્મ

**પહેલી વિધિ**—૨ તોલા મોતીને શુદ્ધ કરી લોઢાના ખલમાં તેનું બારીક ચૂર્ણ કરવું. પછી પથ્થરના પાકા ખલમાં કે ચિનાઈ માટીના ખલમાં ૧૨ કલાક કુંવારના રસમાં ઘૂંટી ટીકડીઓ બનાવી સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી, ૨ શેર છાણાંનો અગ્નિ આપવો. બીજીવાર ગાયના દૂધમાં ખરલ કરી, ટીકડીઓ બનાવી, શરાવસંપુટ કરી ૨ શેર છાણાંની આંચ આપવાથી સફેદ રંગની મુલાયમ મોતીભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૦।। થી ૧ રતી દિવસમાં બે વાર દૂધ અને સાકર, મલાઇ, માખણ, ગુલકંદ, આમળાંનો મુરબ્બો, ચ્યવનપ્રાશાવલેહ અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—મોતીભસ્મ કફ, પિત્ત, ક્ષય, ખાંસી, શ્વાસ, મંદાગ્નિ, દાહ, ઉન્માદ, વાતરોગ, નપુંસકતા આ બધાનો નાશ કરી શરીરને પુષ્ટ બનાવે છે અને આયુષ્યની વૃદ્ધિ કરે છે.

અગ્નિપુટી મુક્તાભસ્મ કરતાં મોતીની પિષ્ટિ વિશેષ હિતકર છે. અગ્નિપુટી ભસ્મ શંખ, વરાટિકા કે શુક્તિની ભસ્મની અપેક્ષાએ અધિક છે, પણ એમાં અતિ અધિક અંતર નથી. માટે ગુલાબજળમાં ઘૂંટી પિષ્ટિ બનાવવાની પદ્ધતિ સારી છે. પિષ્ટિમાં જ મોતીના સાચા ગુણો જણાય છે. અગ્નિપુટીમાં ગુણ બહુ ઓછો થઈ જાય છે.

**બીજી વિધિ**—મોતીનો પહેલાં લોખંડના ખલમાં બારીક ભૂકો કરી પછી સિમાક પથ્થરના અથવા ચિનાઇ માટીના ખલમાં ૨૧ દિવસ ગુલાબજળ સાથે ઘૂંટવાથી પિષ્ટિ તૈયાર થાય છે.

**માત્રા**—૦॥ થી ૧ રતી દૂધ, સાકર, ગુલકંદ, ચંદનનું શરબત, ગુલાબનું શરબત અથવા સિતોપલાદિ ચૂર્ણ, ચાંદીનાં વરખ અને મધ સાથે આપવી.

ઉપયોગ—આ પિષ્ટિ નેત્રરોગ, ધાતુક્ષીણતા, ક્ષય, હૃદયની નબળાઇ, ખાંસી, જીર્ણજ્વર, હેડકી, ભ્રમ, નાકમાંથી લોહી પડવું, મગજની નબળાઈ, આંખોના બળતરા, માથાનું દરદ, પિત્તવૃદ્ધિ, દાહ, પ્રમેહ અને મૂત્રકૃચ્છ વગેરે રોગોનો નાશ કરે છે. મોતીના સેવનથી પિત્તની તીવ્રતા અને અમ્લતા ઓછી થાય છે અને આંખોનું તેજ વધે છે.

અગ્નિપુટી કરતાં આ પિષ્ટિ વધારે ગુણકારી છે. મૌક્તિક પિષ્ટિ શીતવીર્ય અને મૂત્રલ છે. મૂત્રમાર્ગ અને સર્વાંગનો દાહ તેમજ પિત્તવૃદ્ધિનું શમન કરે છે. કોઈ પણ રોગમાં ઊંઘ ન હોય ત્યારે મોતીપિષ્ટિથી ઊંઘ લાવવામાં મદદ મળે છે.

બહુ ત્રાસ, ખૂબ ક્રોધ, બહુ ઉજાગરો, ખૂબ અભ્યાસ, વધારે પડતો માનસિક શ્રમ, બહુ ગરમ પદાર્થોનું સેવન, સૂર્યના તડકામાં ફરવું, આ બધાથી મગજને ત્રાસ પડે છે; અથવા સહેજ વાતમાં ક્રોધ ચઢવો, વિચારશૂન્યતા, ઊંચો અવાજ, કઠોર સ્પર્શ, તીવ્ર વાસ, સહેજ બેસ્વાદ ભોજન, વિચિત્ર કે ભયંકર દેખાવ, મોટો અવાજ, આ બધા શબ્દ, સ્પર્શ વગેરે વિષયોની અસહિષ્ણુતા, સહેજ વિચાર કરતાં મગજ ફરી જવું, માથું અને આખા અંગમા દાહ, ઊંઘનો નાશ વગેરે બહુ વધી ગયેલા વિચારો પર મોતીપિષ્ટિ બહુ સારી વપરાય છે.

બહુ ભયંકર માનસિક આઘાત થવાથી દારૂ, ગાંજો, ધતૂરો વગેરે તીક્ષ્ણવીર્ય, ઉષ્ણ અને વિકાશી પદાર્થોના બહુ સેવનથી મગજમાં વિકૃતિ થઈ ઉન્માદ રોગ (ખાસ કરીને પિત્તજન્ય ઉન્માદ) થાય ત્યારે તેની ઉપર મોતીપિષ્ટિ બહુ સારી રીતે વપરાય છે. આ રોગમાં મોતીપિષ્ટિ અને સુવર્ણમાક્ષિક ભસ્મ અથવા મોતીભસ્મ અને પ્રવાલપિષ્ટિનું મિશ્રણ કોળાનો પાક અથવા બ્રાહ્મી ઘૃત સાથે આપવી જોઈએ. એવી જ રીતે ભૂતોન્માદમાં બહુ ત્રાસ આપનાર, ક્રોધી અને લડાયક રોગીઓ માટે મૌક્તિક ઉત્તમ ઔષધિ છે.

મોતી ઉત્તમ શીતવીર્ય છે. ગરમીમાં થનારી બળતરામાં મોતીનો આ ગુણ સારી રીતે અસર કરે છે. કેટલાક શ્રીમંત લોકો ઉનાળામાં બહુ બેચેન થઈ જાય છે, એટલે કે ગરમીના દિવસોની ઉષ્ણતા કરતાં શરીરની ઉષ્ણતા ઓછી હોવાને લીધે શરીર (ખાસ કરીને જ્ઞાનતંતુઓ)ની બાહ્ય શિરાઓ તદ્દન મૃદુ થઈ

જાય છે. આ સ્થિતિમાં દાહશામક બીજી ઔષધિઓ કરતાં મોતી ઉત્તમ રીતે વપરાય છે. કારણ આ પિષ્ટિ વાતવાહિનીઓ માટે પણ શામક ગુણવાળી છે.

ઉનાળાના દિવસમાં સખ્ત તાપથી, દેવતા પાસે લાંબો વખત કામ કરવાથી, તાપમાં ખૂબ ફરવાથી, બહુ ઉજાગરો કરવાથી કે અપથ્ય આહાર લેવાથી નાક, મોં, ગુદા, મૂત્ર કે બીજા માર્ગે લોહી પડે છે. સાથે સાથે હાથ-પગ અને આખા શરીરમાં દાહ, બેચેની વગેરે ઉપદ્રવો થાય છે. તે વખતે લોહી બંધ કરવા અને મગજને શાન્ત કરવા માટે મોતીપિષ્ટિ ઉત્તમ રીતે વપરાય છે.

મૂત્રમાર્ગનો દાહ, ઉપદંશ અથવા પરમિયા પછી થનારા અથવા બીજાં કારણોએ પિત્ત વધી મૂત્રનો દાહ થાય અથવા મૂત્રની તીવ્રતા, તીક્ષ્ણતા વધવાથી મૂત્રમાર્ગમાં દાહ થતો હોય તો તે દાહ મોતીના સેવનથી શમી જાય છે.

વધારે લોહી પડવાથી થનારા અંતર્દાહ અથવા બીજાં કારણોએ થનારા અંતર્દાહમાં પણ મોતી લાભદાયક છે. પરંતુ સ્ત્રીઓના યોનિસ્રાવમાં અથવા તે પછી થનારા અંતર્દાહમાં મોતી કરતાં બંગભસ્મ વધારે લાભદાયક છે. પ્રતમક શ્વાસમાં અંતર્દાહ થતો હોય તો મોતીપિષ્ટિ વાપરવી હિતકર છે.

વારંવાર આંખો દુખી આવવી, તેમાં પણ આંખો ખૂબ લાલ થઈ જવી, અંદરથી ગરમ ગરમ ઝાળ નીકળવી અને ગરમ પાણી ઝરવું વગેરે ઉપદ્રવોમાં મોતી બહુ સારી રીતે વપરાય છે.

પિત્તજ અને કફ-પિત્તજ કાસમાં જો દાહ વગેરે લક્ષણો થતાં હોય તો મોતીપિષ્ટિ આપવી જોઈએ.

ક્ષયરોગમાં જ્યારે દાહ, બેચેની, વધારે તાવ, બહુ તરસ વગેરે ઉપદ્રવો થતા હોય તો મોતીપિષ્ટિ આપવી જોઈએ. ક્ષયની તદ્દન શરૂઆતની અવસ્થામાં જ જે રીતે પ્રવાલપિષ્ટિ વપરાય છે તે જ રીતે ખાસ કરીને દાહ અથવા પિત્તપ્રધાન લક્ષણો થાય ત્યારે મોતી વપરાય છે.

કેટલાક શ્વાસના દરદીઓને મોતીપિષ્ટિથી વધારે ફાયદો થાય છે. શ્વાસની સાથે ગભરામણ, પેટમાં બળતરા, આખા શરીરમાં દાહ, તેમાં પણ હાથપગમાં બળતરા, ભયંકર શોષ, તરસ, ઊલટી વગેરે લક્ષણો હોય અને પંખાથી પવન નાખવાથી સારું લાગતું હોય તો બીજી ઔષધિઓ કરતાં મોતીપિષ્ટિથી શ્વાસ જલદી મટે છે.

પિત્તજન્ય અમ્લપિત્તને લીધે કંઠમાં દાહ, ગળામાં મરચું લાગ્યા જેવી બળતરા થવી, ગરમ, ખાટી અને કડવી ઊલટી, ઊલટી વખતે આંખોમાં પાણી [illegible]વી [illegible]વું અને ભયંકર ત્રા[illegible] થવો. મોંમાં ચાંદાં પડવાં [illegible] વિકારે [illegible] મે [illegible]

પિષ્ટિ ઉત્તમ રીતે વપરાય છે. તેમજ અમ્લપિત્તમાં મંદાગ્નિ અને દાહ થતો હોય તો મોતીનો ઉપયોગ જરૂર કરવો જોઈએ.

દાહયુક્ત અતિસારમાં પીળા રંગના ગરમ પાણી જેવા સખ્ત ઝાડા થવા, એથી પેટ, આંતરડાં, ગ્રહણીકળા અને ગુદામાર્ગ આ બધાં સ્થાનોમાં દાહ થવો વગેરે વિકાર થતા હોય તો મોતી આપવાથી પિત્તની વિષમતા દૂર થઈ સામ્યતા સ્થપાય છે અને અતિસાર બંધ થઈ જાય છે.

અતિસારની માફક રક્તાર્શમાં બળતરા, વેદના, ગરમ ગરમ લોહી પડવું અને પછી ભયંકર બળતરા થવી વગેરે ઉપદ્રવો થાય છે. કોઈકવાર આ બળતરાને લીધે રોગી બેભાન પણ થઈ જાય છે. તે વખતે મોતી બહુ સારી રીતે વપરાય છે.

મૂત્રકૃચ્છ્ર અથવા મૂત્રાઘાતમાં મૂત્ર સાથે લોહી પડતું હોય અને બળતરા થતી હોય તો મોતીપિષ્ટિ બહુ સારી રીતે વપરાય છે. અનુપાનમાં ગંગાવતીનો રસ આપવો જોઇએ.

અત્યાર્તવ અને યોનિમાર્ગના રક્તપિત્તને લીધે લોહી પડવું, દાહ, ખરજ અને ભયંકર ત્રાસ થવો વગેરે વિકારોમાં ધારોષ્ણ દૂધ અથવા ગુલકંદ સાથે મોતીપિષ્ટિ આપવી જોઇએ અને યોનિમાં સોવાર ધોયેલા ઘીનું પોતુ મૂકવું જોઇએ.

યોનિમાર્ગમાં બીજા કોઇ વખતે બળતરા, પુરુષસમાગમ વખતે ભયંકર વેદના અને બળતરા, કોઈ વખત દાહને લીધે પુરુષસમાગમ કરવો અશક્ય થઇ જવો વગેરે ઉપદ્રવો દાહ સાથે થતા હોય તો તેવા રોગમાં પણ મોતીથી ઉત્તમ ફાયદો થયાના ઘણા દાખલા મળે છે.

અનુલોમ ક્ષય ( રસક્ષય સંગ્રહણી–sprue )માં રસ ધાતુથી શરૂ થઇ રક્ત વગેરે બધી ધાતુઓ ઉત્તરોત્તર ક્ષીણ થઇ જાય છે અને તેને લીધે શરીર બહુ પાતળું અને અશક્ત થઇ જાય છે. સાથે સાથે અતિસાર પણ થાય છે, વારંવાર ગરમ પાણી જેવા મોટા ઝાડા થાય છે, મોંમાં ચાંદાં પડે છે અને આખા શરીરમાં બળતરા થાય છે. આ બધા ઉપદ્રવો પર મોતીપિષ્ટિ ઉત્તમ રીતે વપરાય છે. આ રસક્ષયમાં મોતીના સેવનથી દાહ ઓછો થઈ જાય છે અને રસ વગેરે બધી ધાતુઓ પુષ્ટ થઇ ધાતુપરિપોષણક્રમ સારી રીતે સુધરી જાય છે અને શરીર પુષ્ટ બને છે. આ રીતે મોતીના સેવનથી શક્તિ આવે છે અને શરીરનું બળ અને વર્ણ સારો બને છે.

સ્થૂળ રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ મોતી ચૂનાનો કલ્પ છે, પરંતુ જીવનરસાયનની દૃષ્ટિએ ચૂનો, મોતી, પ્રવાલ, શંખ, કોડી અને છીપ એ બધી જુદાજુદા ગુણો કરવાવાળી સ્વતંત્ર ઔષધિઓ છે.

મોતી પિત્તદોષ (ખાસ કરીને તીક્ષ્ણ, ઉષ્ણ અને અમ્લ ગુણની વૃદ્ધિમાં હિતકર), રસ, રક્ત, માંસ અને અસ્થિ દૂષ્ય, ચામડી, હૃદય, ભ્રમ (તરસ માટેનું સ્થાન), યકૃત, ષરોગ, અંતસ્ત્રાવ ગ્રંથિઓ અને બીજી સામગ્રંથિઓ એ સ્થાનો પર કાર્ય કરે છે. (ઓ. ગુ. ધ. શા.)

## (૨૭) પ્રવાલભસ્મ

**પહેલી વિધિ**—૧૬ તોલા પ્રવાલ લઇ બારીક ચૂર્ણ કરી તેમાં ૪ તોલા કળીચૂનાની મેળવી, ૧૨ કલાક કુવારપાઠાના રસમાં ખરલ કરી ટીકડીઓ બનાવવી ટીકડીઓ તડકે સુકાઇ જાય એટલે તેનો શરાવસંપુટ કરી ગજપુટ આપવાથી ગુલાબી ઝાયવાળી ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર આપવી

**અનુપાન**—સિતોપલાદિ ચૂર્ણ અને મધ, ગળોસત્ત્વ અને મધ, ગુલકંદ, મલાઈ અને સાકર, માખણ અને સાકર અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી

(૧) સૂકી ખાંસીમાં—સાકર સાથે

(૨) કફયુક્ત ખાંસીમાં—કફ બહાર કાઢવા માટે સાકર સાથે, કફ સૂકવવા માટે મધ સાથે

(૩) જીર્ણજ્વરમાં—સિતોપલાદિ ચૂર્ણ અને મધ સાથે.

(૪) જીર્ણજ્વર, ખાંસી, શ્વાસ, હેડકી અને પેટના વાયુ પર—હરડે અને મધ સાથે.

(૫) નવા તાવમાં (પિત્તજ્વર)—સુદર્શનચૂર્ણના ઉકાળા સાથે.

(૬) ધાતુક્ષયમાં—પાકા કેળા સાથે

(૭) કૃશતા પર—નાગરવેલના પાન સાથે

(૮) હરિદ્ર મેહ પર—ચોખાના ધોવણ અને સાકર સાથે

(૯) પ્રદરમાં—ગાયના ધારોષ્ણ દૂધ સાથે અથવા આમળાના રસ સાથે

(૧૦) વાતરોગમાં—તુળસીનો રસ, સાકર અને મધ સાથે

(૧૧) પિત્તજન્ય ખાંસીમાં—દાડમના રસ અને સાકર સાથે

(૧૨) અસ્થિભંગમાં—મધ સાથે

(૧૩) પિત્તપ્રકોપ અને ભ્રમમાં—પ્રવાલપિષ્ટિ, આમળાનો મુરબ્બો, ઘી અને સાકર મેળવીને આપવુ

(૧૪) ઉરઃક્ષતમાં—સિતોપલાદિ ચૂર્ણ, ઘી અને મધ સાથે

(૧૫) મૂત્રકૃચ્છ્રમાં—ચોખાના ધોવણ સાથે

(૧૬) આંખોની બળતરા અને ખૂજલી પર—ઘી અને સાકર સાથે અથવા ધારોષ્ણ દૂધ અને સાકર સાથે.

(૧૭) માથાની શળ પર—બદામની ખીર સાથે.

(૧૮) પિત્તજન્ય પાંડુરોગમાં—ઘી અને સાકર સાથે.

(૧૯) રક્તપિત્તમાં—આમળાંના મુરબ્બા સાથે.

(૨૦) મગજની નબળાઇ દૂર કરવા—બદામની ખીર સાથે.

(૨૧) ધાતુક્ષીણતામાં—મલાઈ સાથે આપવી.

ઉપયોગ—આ પ્રવાલભસ્મ ક્ષય, રક્તપિત્ત, ખાંસી, ધાતુદોષ, મૂત્રવિકાર, વિષવિકાર, ભૂતબાધા, શિરોરોગ, આંખોની બળતરા, રક્તાર્શ, કમળો, યકૃતવિકાર, યકૃતદોષથી થતી ઊલટી વગેરે રોગોનો નાશ કરે છે.

મોતી, પ્રવાલ, કોડી, છીપ, શંખ એ સર્વ સેન્દ્રિય ચૂનાના કલ્પ છે. એમાં પ્રવાલ ચૂનાનો કલ્પ હોવા છતાં પણ બહુ સૌમ્ય અને શીતવીર્ય છે. પરંતુ અગ્નિપુટી પ્રવાલમાં પ્રવાલપિષ્ટિ કરતાં સૌમ્યત્વ ગુણ ઓછો છે અને તેમાં દીપન ગુણ વધારે છે.

પ્રવાલભસ્મ કે પ્રવાલપિષ્ટિ લીંબુના રસ સાથે આપવાથી જલદી પચી જાય છે. મંદાગ્નિ કે અગ્નિસાદ અને અરોચક એ પિત્ત દૂષિત થવાથી પણ થાય છે અને કફ દૂષિત થવાથી પણ થાય છે.

પિત્તની દૂષિતતાથી થયો હોય તો પ્રવાલભસ્મ, કામદુધારસ કે પ્રવાલપંચામૃતરસ આપવો જોઈએ અને કફની દૂષિતતાથી થયો હોય તો અગ્નિકુમાર, હિંગ્વાદિચૂર્ણ વગેરે ઔષધિઓ સારું કામ આપે છે. ખાસ કરીને મોંમાં બેસ્વાદુપણું અને વિચિત્ર ગંધ મારવી, ગળામાં દાહ થવો, મોંમાં ફોલ્લા પડવા વગેરે લક્ષણો થતાં હોય તો પ્રવાલભસ્મ આપવી જોઈએ. એના પ્રયોગથી પાચનપિત્તનો સાવ ઉત્તમ અને વ્યવસ્થિત બની પાચનક્રિયા વધે છે અને મંદાગ્નિ દૂર થાય છે.

ઘણીવાર અગ્નિમાંદ્ય વગેરે રોગોને પરિણામે રસાજીર્ણ થઇ જાય છે. આ રોગમાં સામે ભોજન આવે કે તેના ઉપર અભાવ થઇ આવે છે. કેટલાકથી તો ખોરાકની વાસ પણ સહન નથી થતી. કેટલાક તો ખોરાકનું નામ લેતા રડવા માંડે છે. આખો વખત ઊબકા આવ્યા કરે છે અને પેટ સ્તબ્ધ થઈ જાય છે. આ લક્ષણો થતાં હોય ત્યારે અગ્નિપુટી પ્રવાલ આપવાથી જલદી ફાયદો થાય છે.

પ્રવાલભસ્મ ઉત્તમ દીપન ઔષધિ છે. એના પ્રયોગથી ઉદરમાં પાચનરસનું કાર્ય સારી રીતે થાય છે. પિત્તની દૂષિતતાથી થનારા અગ્નિસાદમાં પ્રવાલભસ્મની સારી અસર થાય છે. આ ભસ્મના પ્રયોગથી પિત્ત (આમાશયિક રસ Gastric

Juice)ની દૂષિતતા દૂર થઈ સામ્યતા સ્થપાય છે. આ રીતે આ ઔષધિથી દીપન-કાર્ય પણ થાય છે. પિત્તના પ્રકાર સંબંધી વિવેચન ઔષધિગુણધર્મ વિવેચનમાં કરેલું છે. આમાશય કે પક્વાશયમાં શળ, દાહ, અપચો અને તેને લીધે પાતળા ઝાડા થાય છે. એ લક્ષણોમાં પ્રવાલભસ્મ સારી રીતે વપરાય છે.

**( ઔ. ગુ. ધ. શા.ને આધારે )**

તાવ જૂનો થવાથી વધારે અશક્તિ આવી જાય છે, તેમજ જ્વર ધાતુમાં લીન થઈ જાય છે. જ્યારે જ્વર મજ્જાગત બને છે, ત્યારે ચક્કર આવવા, ઝીણો તાવ રહેવો, સાંધેસાંધામાં દુખાવા જેવું થવું, હાથપગની નાડીઓ ખેંચાવી, અરુચિ, ખાવાથી ઊલટી થવી વગેરે લક્ષણો થાય છે. તે ઉપર પ્રવાલભસ્મ ૧ રતી, ગળોસત્ત્વ ૨ રતી, આમળાં, ગળો અને નાગરમોથ ૪-૪ રતી મધ સાથે આપવું. આ રીતે દિવસમાં ૨ કે ૩ વાર મધ સાથે આપવાથી તાવ મટે છે.

**બીજી વિધિ**—પ્રવાલ ૨૦ તોલા, સૂકી મેંદીનાં પાન ૨૦ તોલા, અને સાકર ૧૦ તોલા આ ત્રણે એકત્ર કરી એક હાંડલીમાં ભરી સંપુટ કરી ગજપુટ આપવો. બીજે દિવસે હાંડી કાઢી પ્રવાલ વીણી લેવી. પછી ભેંસના દૂધમાં મેળવી, તેને ૩ કલાક ખરલ કરી, નાની નાની ટીકડીઓ બનાવી, તાપમાં સૂકવી, સંપુટ કરવો. હાંડલી સહેજ મોટી લેવી, કારણકે ગજપુટ આપવાથી ટીકડીઓ ફૂલે છે. આ ભસ્મ ચૂના જેવી સફેદ અને મુલાયમ થાય છે.

**( બ્ર. સ્વા. સદાનંદગિરિજી )**

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**ત્રીજી વિધિ**—પ્રવાલનું બારીક ચૂર્ણ કરી ૨૧ દિવસ સુધી ૧૨-૧૨ કલાક ગુલાબજળમાં ઘૂંટવું. આ રીતે ચંદ્રપુટી પ્રવાલભસ્મ અને પ્રવાલપિષ્ટિ તૈયાર થાય છે. કેટલાક વૈદ્યો માત્ર ૭ દિવસ ખરલ કરે છે, પણ જેટલું વધારે ઘૂંટાય તેટલો ગુણ વધે છે. પિષ્ટિ સારી રીતે ખરલ થવાથી વારિતર થાય છે અને તે જલદી ફાયદો કરે છે.

**સૂચના**—શુદ્ધ પ્રવાલને પહેલાં ઇમામદસ્તામાં કૂટી, લોઢાના ખલમાં ખરલ કરવી જોઈએ. પછી તેને એકવીસ દિવસ સુધી ગુલાબજળમાં ચિનાઈ માટીના ખલમાં ઘૂંટવું જોઈએ. સામાન્ય પથ્થરના ખલમાં ઘૂંટવાથી, ખલ ઘસાતાં, પથ્થરના અણુ પિષ્ટિમાં મળી જશે, અને એમ પિષ્ટિ દૂષિત થશે.

**માત્રા અને અનુપાન**—પહેલી વિધિ પ્રમાણે.

**ઉપયોગ**—પ્રવાલપિષ્ટિ ક્ષય, પિત્તવિકાર, રક્તપિત્ત, કાસ, શ્વાસ, વિષ, ભૂતબાધા, ઉન્માદ, નેત્રરોગ એ બધાને મટાડે છે. પ્રવાલ મધુર, અમ્લ, કફ, પિત્ત વગેરે દોષોનો નાશ કરનાર તેમજ વીર્ય અને કાંતિની વૃદ્ધિ કરનાર છે.

આ પિષ્ટિ ભસ્મના કરતાં વધારે પિત્તશામક, પિત્તવિકારને હણનાર, અને સૌમ્ય છે, તેથી પિત્તવાળી સૂકી ખાંસી, રક્તપ્રદર, રક્તપિત્ત, અમ્લપિત્ત, આંખોમાં દાહ, ઊલટી વગેરે રોગોમાં તે ભસ્મ કરતાં વધારે હિતકર છે.

પ્રવાલ મધુર અને અમ્લ હોવા છતાં પણ દીપન અને પાચન છે. મધુર છે એટલે સાકર જેવી નહિ, પણ એનું પરિણામ મધુરરસની માફક શામક, બૃંહણ અને પ્રસાદન આવે છે. પ્રવાલના શામક, શીતવીર્ય અને પ્રસાદન ગુણની અસર જુદાજુદા રોગોમાં સારી રીતે થાય છે.

જ્વરની શરૂઆતમાં આમઅવસ્થા હોય તો લંઘન કરાવવું જોઇએ. લંઘન પછી પાચન ઔષધરૂપે પ્રવાલ બહુ સારી રીતે વપરાય છે. જ્વર વગેરેના પાચન-ક્વાથમાં પ્રવાલપિષ્ટિ આપી શકાય છે. જ્વરનો વેગ તીવ્ર હોય ત્યારે પ્રવાલ સારી અસર કરે છે. પિત્તપ્રધાન જ્વરમાં દાહ, તૃષા, પરસેવો, માથામાં શળ, ઊંઘનો નાશ, બકવાટ, ચક્કર, ઊલટી વગેરે ચિહ્નો થતાં હોય તો પ્રવાલપિષ્ટિ સારી અસર કરે છે. એ વખતે પ્રવાલ ગળોસત્ત્વ સાથે આપવી જોઇએ. તેમજ બીજા સંક્રામક તાવ અથવા વિષમ જ્વરમાં પિત્તપ્રધાન લક્ષણો વધારે હોય, જ્વરનો વેગ તીવ્ર હોય એટલે કે ૧૦૩° થી ૧૦૬° સુધી હોય, તો પ્રવાલપિષ્ટિ વાપરવી જોઇએ. એટલો બધો પિત્ત જ્વર હોય ત્યારે ત્રિભુવનકીર્તિ જેવી તીવ્ર અને સ્વેદલ ઔષધિ ન આપવી સારી છે. આપવી જ હોય તો બહુ સંભાળીને આપવી અને તેની સાથે કે જુદી પ્રવાલપિષ્ટિ આપવી. પિત્તપ્રધાન સન્નિપાતમાં સન્નિપાત દોષઘ્ન ઔષધિ આપવાની સાથે પિત્તદોષ ઓછો કરવા અને તાવના વેગને મર્યાદામાં લાવવા પ્રવાલપિષ્ટિ અવશ્ય આપવી જોઈએ.

શીતળા, ઓરી, બીજા સાંસર્ગિક જ્વર કે જંતુજન્ય દૂષિત જ્વર અથવા આગંતુક જ્વરમાં ભયંકર દાહ, બેચેની, અને તીવ્ર જ્વર રહેતો હોય, તો પ્રવાલ-પિષ્ટિ આપવી જોઈએ. આ રીતે સેન્દ્રિય વિષની તીવ્રતાથી જ્વર ઉત્પન્ન થયો હોય તોપણ પ્રવાલપિષ્ટિ અપાય છે પ્રવાલના સેવનથી વિષપ્રકોપ અને જ્વર બંનેનું શમન થાય છે. ટૂંકમાં જ્વરમાં જ્યારે જ્યારે પિત્તની પ્રધાનતા હોય, ત્યારે ત્યારે પ્રવાલની ઉત્તમ અસર થાય છે.

ક્ષયની સૌથી પ્રથમ અવસ્થાથી તે ત્રીજી અવસ્થા સુધી પ્રવાલપિષ્ટિ વપરાય છે. ક્ષયની શરૂઆતમાં મોટે ભાગે આખા શરીરની નાડીઓ ખેંચાવી, સૂકી ખાંસી, અને ઝીણો તાવ વગેરે ઉપદ્રવો થાય છે. આ અવસ્થાની શંકા પડતાં જ પ્રવાલપિષ્ટિ વાપરવાથી બધાં અનિષ્ટો શમી જાય છે. પરંતુ ઘણાના લક્ષમાં આ અવસ્થા આવતી નથી. જ્યારે ખાંસી અને તાવ એકસરખાં વધવા માંડે છે અને રોગી ક્ષીણ થઇ જાય છે, ત્યારે જ ક્ષયની શંકા થવા માંડે છે. આ અવસ્થામાં

વધારે તાવ, શુષ્કતા, સૂકી ખાંસી, ફેફસાં દૂષિત થયાનાં પૂરાં લક્ષણો—એટલે કે શ્વાસ, ખાંસી, ફેફસાંમાં દુખાવો વગેરે લક્ષણો—જેને લાગે તેને પ્રવાલપિષ્ટિ આપવી ફાયદાકારક છે. તે વખતે પ્રવાલને ગળોસત્ત્વ અને શૃંગભસ્મ સાથે આપવી જોઈએ. ક્ષયની ત્રીજી અવસ્થામાં પણ આ મિશ્રણ આપવું હિતકર છે. બહુ ત્રાસદાયક તાવ આવવો, ભયંકર ખાંસી થવી, ઉરઃક્ષત થવાથી લોહી પડવું, લીલો પીળો અને ગંધાતો કફ પડવો, આખા શરીરે અને ખાસ કરીને કપાળે પરસેવો વળવો, મોટે ભાગે સવારમાં વધારે પરસેવો થવો, બેચેની અને તરસ વધારે લાગવાં, મોંની કાન્તિ ફિક્કી પડવી, અને દસ્ત તથા ભયંકર ક્ષીણતા આવવી વગેરે લક્ષણો થઈ ગયાં હોય, ત્યારે તે સ્થિતિમાં સુવર્ણભસ્મ અને ગળો-સત્ત્વ સાથે પ્રવાલ વાપરવી ફાયદાકારક છે. હા, એટલું ધ્યાનમાં રાખવું કે ત્રીજી અવસ્થામાં કોઈ પણ ઔષધિનો નિશ્ચિત રૂપે ઉપયોગ થતો નથી, છતાં પણ પ્રવાલથી વેદના ઓછી થાય છે.

ચંદ્રપુટી પ્રવાલ રક્તપિત્તમાં બહુ ઉપયોગી ઔષધિ છે. રક્તપિત્ત રોગ પિત્તના પ્રકોપને લીધે થાય છે. પહેલાં પિત્તદોષનો વિદાહ થાય છે, અને તેથી પિત્તનું આશ્રય રક્ત પણ વિદગ્ધ થાય છે. (**पित्तं विदग्ध स्वगुणैर्विदहत्याशु शोणितम**) રક્તનો વિદાહ થવાથી રક્ત દૂષિત થઈ પિત્તનો ઉષ્ણત્વ ગુણ વધે છે. તેથી રક્ત-વાહિનીઓ દૂષિત થઈ પાતળી થઈ જાય છે અને એની સ્થિતિસ્થાપકતા ઘટે છે. એટલે તેમાંથી લોહી બહાર ફૂટે છે. આ લોહી મોં, નાક, ગુદા, યોનિ કે રૂંવાડાંમાંથી નીકળે છે. કેટલાકને ચાલુ રહે છે, તો કેટલાકને થોડોક વખત બંધ રહી રહીને સ્રાવ ચાલે છે. આ રોગમાં જુદીજુદી પ્રકૃતિવાળામાં જુદા-જુદા દોષોના સંયોગથી જુદાંજુદાં લક્ષણો થાય છે. તેમાં ખાસ દોષના અનુ-ષંગને લીધે બીજી પણ ઔષધિઓ આપી શકાય છે. પરંતુ આ રોગના મૂળમાં રહેલું વિદગ્ધ પિત્ત માત્ર પ્રવાલપિષ્ટિના પ્રયોગથી જ નિયમિત થાય છે. આ પિષ્ટિના પ્રયોગથી પિત્તનો ઉષ્ણતા વગેરે ગુણ ઓછો થઈ સામ્યતા આવે છે, અને ચંદ્રપુટી પ્રવાલથી જ રક્તનું પ્રસાદન થાય છે. આ રોગમાં સુવર્ણમાક્ષિક-ભસ્મ અને હળદર સાથે પ્રવાલ આપવી જોઈએ. હળદરમાં સ્તંભક ગુણ છે માટે તદ્દન શરૂઆતમાં હળદર ન આપવી સારી છે. રક્તપિત્તના મિશ્ર અથવા ઉપદ્રવ-રૂપે રક્તસ્રાવ થતો હોય ( આંત્રિક સન્નિપાત વગેરે રોગોમાં એવું થાય છે ), તો પ્રવાલપિષ્ટિ સારું કામ કરે છે.

રક્તપિત્તમાં એક પ્રાકૃતિક ( haemophilia–હેમોફીલિયા) ભેદ છે. કેટલાક લોકોની પ્રકૃતિ એવી હોય છે કે સહેજ વાગે કે ઉનાળામાં નાકમાંથી લોહી પડે કે પછી લોહી જલદી બંધ જ ન થાય. લોહીનો મુખ્ય ધર્મ—રક્તાશયમાંથી

બહાર નીકળતા વાર જ જામી જવું અને દઢ થઈ જવું તે જતો રહે છે, અને ઘામાંથી નીકળ્યા જ કરે છે. આ પ્રકૃતિ અથવા વિકાર સ્ત્રીઓ કરતાં પુરુષોમાં વધારે દેખાય છે. જો સ્ત્રીઓની પ્રકૃતિ આવી હોય તો અટકાવને વખતે તેને ખૂબ રજસ્રાવ થાય છે અને ઘણા દિવસ સુધી રહે છે. આથી ઘણાને બહુ કંટાળો પણ આવે છે. આવી પ્રકૃતિવાળી સ્ત્રીઓને અને નીરોગી માણસોને માટે પ્રવાલ બહુ ઉપયોગી છે. તેમને પ્રવાલ સુવર્ણમાક્ષિક સાથે મેળવીને આપવાથી અમૃત સમાન ફાયદો થાય છે.

તીવ્ર રક્તપિત્તમાં પ્રવાલ વારંવાર મોટા પ્રમાણમાં આપવી જોઇએ. પરંતુ જૂના રોગમાં અને પ્રાકૃતિક ભેદમાં બહુ થોડી—સૂક્ષ્મ માત્રામાં આપવાથી સારી અસર થાય છે. જુદાજુદા અનુપંગો પ્રમાણે અનુપાન પણ જુદાંજુદાં આપવાં જોઇએ.

ઘણા માણસોને વારંવાર નાકમાંથી લોહી પડે છે. કેટલાકને માત્ર ઉનાળામાં જ વધુ પડે છે. કેટલીક સ્ત્રીઓને અટકાવ વખતે જ નાકમાંથી લોહી પડે છે અને ઘણી સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં નાકમાંથી લોહી પડે છે. આ બધી જાતના વિકારો પર પ્રવાલપિષ્ટિ અમૃત સમાન છે. લાંબો સમય લેવાથી જૂનો રોગ પણ મટી જાય છે.

ખાસ કરીને પિત્તજન્ય ખાંસીમાં પ્રવાલનો સારો ઉપયોગ થાય છે. છાતીમાં વિદાહ, ઝીણો તાવ, મોં સુક્કું અને કડવું, ભયંકર તરસ, બેચેની, પીળી, ખાટી અને ગરમ ઊલટી, ખાસ કરીને ખાંસી ખાતા ખાતા ઊલટી થવી, ફિકાશ, હાથપગમાં ખૂબ બળતરા બળવી, કેટલીક વાર તો એટલી બધી કે માણસ તદ્દન બેચેન થઇ જાય, હાથપગે મરચાં લાગ્યા જેવી લાય બળે, બધી ચામડી સુક્કી થઈ જાય, તેવી ખાંસીમાં સાકર સાથે અથવા મીઠા દાડમના રસ સાથે પ્રવાલપિષ્ટિ આપવી જોઇએ.

અધિજિહ્વા, ઉપજિહ્વા કે ગલશુંડિકા એ રોગોમાં ગળામાં બળતરા થાય છે, સૂકી ત્રાસદાયક ખાંસી આવે છે, ખાંસી ખાતા ખાતા ગરમ અને કડવી ઊલટી થઇ જાય છે, તે વખતે પ્રવાલની સારી અસર થાય છે.

નાનાં બાળકોના ઉંટાટિયામાં પ્રવાલપિષ્ટિ બહુ ઉત્તમ ઔષધિ છે. ખાસ કરીને ખાંસી બહુ જોરથી આવતી હોય, ખાંસીને લીધે નાક, મોં અને કાનમાંથી લોહી પડતું હોય, ખાંસી ખાતા બાળકનું મોં લાલ થઇ જતું હોય, ચહેરો ફૂલેલો અને સૂજેલો રહેતો હોય વગેરે લક્ષણો થતાં હોય તો પ્રવાલપિષ્ટિ બહુ સારી રીતે વપરાય છે. કારણ પ્રવાલથી કંઠ અને સસપથ (Pharynx)નો ક્ષોભ તરત

શમી જાય છે. ઉટાંટિયામાં પ્રવાલપિષ્ટિ, શૃંગભસ્મ, વાંસકપૂર, એલચીના દાણા અને ગળોસત્ત્વનું મિશ્રણ વિશેષ ગુણદાયક છે.

ઉરઃક્ષતજન્ય ખાંસીમાં પ્રવાલ ઉત્તમ લાભ આપે છે. ઉર ક્ષતમાં સૂકી ખાંસી, વિદાહ, લોહી પડવું વગેરે લક્ષણો થતાં હોય તો પ્રવાલપિષ્ટિ જરૂર આપવી જોઇએ. એથી ક્ષતના રોપણમાં પણ સહાયતા મળે છે. કેટલીકવાર એની સાથે લાખ કે એનો રસ આપવો પડે છે. કેટલીકવાર માત્ર પ્રવાલથી પણ કામ સરી જાય છે.

- સગર્ભા સ્ત્રીઓને થતી ખાંસી અને તેની સાથે થનારી ઊલટી પ્રવાલપિષ્ટિથી મટી જાય છે. સગર્ભાવસ્થામાં સ્ત્રીઓને પોતાના શરીરના ઘટકોમાંથી બાળકના અસ્થિઓના પોષણ માટે અસ્થિને પોષણ કરનાર દ્રવ્ય આપવું પડે છે. તેથી સ્ત્રીનાં લોહી, પાચનઇન્દ્રિય અને અસ્થિ પર તેની અસર થાય છે. પરિણામે સ્ત્રી નિસ્તેજ બનતી જાય છે. તેને ચાલતી વખતે પગમાં દુઃખાવો થાય છે, ઘૂંટણ સૂજી જાય છે, થોડું ખાય તોપણ સહેલાઇથી પચતુ નથી, પેટ ફૂલી જાય છે અને ઊલટી થાય છે. આવી અવસ્થામાં કે આવી જેવી પ્રકૃતિ હોય તેના પર, પ્રવાલપિષ્ટિ બહુ સારું કામ કરે છે. જે સ્ત્રીને જન્મથી જ વારંવાર રડ્યા કરતું, નબળું, નિસ્તેજ અને દુર્બળ બાળક હોય છે અને જેના શરીરની ચામડીમાં ઠેકઠેકાણે સળ પડી જતા હોય (સંકોચાઇ જતી હોય) તે બાળક થોડા જ દિવસમાં દગો દે છે. એવી સ્ત્રીઓને ગર્ભાવસ્થાની શરૂઆતથી અંત સુધી ગળોસત્ત્વ અને પ્રવાલપિષ્ટિ સિતોપલાદિચૂર્ણ સાથે આપવાથી બહુ સારો ફાયદો થાય છે. માતાની એવી નબળી તબિયતમાં બાળકનાં અસ્થિ, માંસ અને રક્તના અંશને યોગ્ય પ્રમાણમાં પોષણ નથી મળતું. પ્રવાલપિષ્ટિના સેવનથી આ વિકાર દૂર થાય છે. ગર્ભપાલરસનું કાર્ય આનાથી જુદી જાતનુ છે.

રસક્ષય (અનુલોમ ક્ષય)માં પ્રવાલપિષ્ટિ બહુ સારી રીતે વપરાય છે. એના પ્રયોગથી રસ વગેરે ધાતુઓના પાચનમાં વૃદ્ધિ થઇ બધી ધાતુઓ ઉત્તમ પ્રકારે તૈયાર થાય છે.

પિત્તાભિષ્યંદ રોગમાં આંખમાં લાલાશ, બળતરા, દુખાવો આંખો ફૂલીને ઊપસી આવવી, રાતદિવસ બળતરાને લીધે ઊંઘ ન આવવી વગેરે લક્ષણો થતાં હોય, તો પ્રવાલપિષ્ટિ સારી રીતે વપરાય છે. આ અભિષ્યંદ રોગમાં પ્રવાલ અને સુવર્ણમાક્ષિક ભસ્મ બંને મેળવીને ઘી અને સાકર સાથે અથવા દૂધ સાથે આપવી જોઇએ.

ખાસ કરીને ઉનાળામાં ગરમ પદાર્થના સેવનથી કે ઉજાગરાથી આંખ, હાથ, પગ અને મૂત્રમાં બળતરા ( તણખિયા પ્રમેહ કે પરમિયા સિવાયની ),

મૂત્રનો રંગ લાલ કે ખૂબ પીળો થઇ જાય, આખા શરીર અને ચામડીમાં પણ દાહ થતો હોય, ખાસ કરીને ગરમીના દિવસમા ઉષ્ણ પદાર્થના સેવનથી અથવા જાગરણથી આવો રોગ ઉત્પન્ન થયો હોય, તો પ્રવાલપિષ્ટિ આપવી જોઇએ આ સ્થિતિમા મોતીપિષ્ટિ પણ ઉપયોગી છે પણ તે બહુ શીતવીર્ય હોવાથી ખૂબ દાહ થતો હોય ત્યારે જ વાપરવી જોઇએ

પિત્તજન્ય ઉન્માદ અને ભૂતોન્માદમા પણ પ્રવાલ વપરાય છે ઉન્માદનુ કારણ પહેલા માનસિક અને પછી શારીરિક હોય છે અથવા પહેલુ શારીરિક કારણ ઉત્પન્ન થઇ પછી મનોદેશને દૂષિત કરે છે, તેથી ઉન્માદ ઉત્પન્ન થાય છે વિષ, જનદ દારૂ, ગાંજો વગેરેના સેવનથી ભયકર શારીરિક દોષ ઉત્પન્ન થાય છે, તેથી ઉન્માદ થઈ જાય છે આ બીજા પ્રકારના ઉન્માદનો દાખલો છે એકના માનસિક આઘાત, શોક, મનોઘાત વગેરેથી અસહ્ય માનસિક ક્લેશ થઇ ઉન્માદ થઇ જાય છે આને આપણે પહેલા પ્રકારનો ઉન્માદ કીશુ બીજા પ્રકારનો ઉન્માદ જેમા દુષ્ટિહેતુ પિત્ત હોય અને જનદ દારૂ કે તીવ્ર વિષના સેવનથી પિત્ત દૂષિત થયેલુ હોય, તેમા પિત્તની દૂષિતતા પ્રવાલપિષ્ટિના સેવનથી મટી જાય છે આ રીતે ઉન્માદમા પણ પ્રવાલ ફાયદાકારક છે

રોગમા રહેલા સેન્દ્રિય વિષના સયોગથી, ખાસ કરીને તેમા પિત્ત દૂષિત થવાથી, ઉન્માદ થાય છે કેટલા દરદીઓ તદ્દન ગાડા થઇ જાય છે એવો સેન્દ્રિય વિષજન્ય ઉન્માદ થયો હોય તો પ્રવાલપિષ્ટિ સાથે આરોગ્યવર્ધિની, ચદ્રપ્રભા કે શિલાજિત આપવો જોઈએ

ભૂતોન્માદમા પિત્ત અનુષગી હોય, તો પ્રવાલપિષ્ટિ આપવી જોઇએ ખાસ કરીને ક્રોધી, લડકણી, સાહસિક અને બીજાને સતાપ આપનારી સ્ત્રીઓ માટે આ ઔષધિ બહુ ઉપયોગી થઈ પડે છે ઉન્માદના હુમલા સાથે નાકમાથી લોહી પડવુ, ચહેરો લાલચોળ થઈ જવો, શિરાઓ ખેંચાવી વગેરે લક્ષણો થતા હોય, તો પ્રવાલપિષ્ટિ બહુ સારી રીતે વપરાય છે

*બાળકોના સુકતાન (Rickets)મા પ્રવાલપિષ્ટિ બહુ ઉપયોગી છે ૩-૪* માસના તદ્દન નાના બચ્ચાથી માડી મોટા બાળકો સુધી સવા માટે એ વપરાય છે આ રોગમા બાળકોના નિતબ પર કરચલી પડવી, હાથ અને પગનુ, ખાસ કરીને પગનું હાડકુ વાકુ વળી જવુ, વારવાર સહેજ સહેજ ઝાડો થવો, તાવ પણ આવવો, વગેરે લક્ષણો થતા હોય તો ગળોસત્ત્વ અને પ્રવાલપિષ્ટિ મેળવીને આપવા જોઇએ જો ખાસી હોય તો શૃગભસ્મ પણ મેળવાય છે પ્રવાલપિષ્ટિ ચૂનાનો સેન્દ્રિય સૌમ્ય રૂપ હોવાથી સુકતાનમા સારી રીતે વપરાય છે સુકતાનનુ મૂળ કારણ ચૂનાનુ ભીષણ છે જે દ્રવ્યની આ રોગમા ખોટ પડી છે તે પ્રવાલ આપવાથી

પુરાય છે. આ રોગની પ્રથમ અવસ્થાથી અંતિમ અવસ્થા સુધી પ્રવાલ સારી રીતે વપરાય છે.

પારિગર્ભિક રોગમાં બાળક બહુ અશક્ત થઈ જાય છે, અને તેથી ઊલટી થવી, કોઇ કોઇ વાર ઝાડા થવા, અત્યંત કૃશતા, તાવ રહેવો, આખો દિવસ રડ્યા કરવું વગેરે લક્ષણો થાય છે. તે વખતે પ્રવાલપિષ્ટિ ઉત્તમ રીતે વપરાય છે. જો અપચો અને ઝાડા હોય તો સર્વાંગસુંદર રસ આપવો જોઈએ.

બાળકોને દાંત આવતી વખતે થનારા વિકારોમાં પ્રવાલ બહુ ઉપયોગી છે. ખાસ કરીને વધારે વખત સુધી આ વિકાર રહ્યા હોય, તાવ, ઊલટી, પીળા પાતળા અને દુર્ગંધ મારતા ઝાડા વગેરે ચિહ્નો થતાં હોય, તો પ્રવાલપિષ્ટિ આપવી જોઈએ. જે બાળકના દાંત બહુ જડ થતા હોય તેને માટે પણ પ્રવાલ ઉપયોગી છે. જો દાંત આવવાના વિકારોમાં વાતપ્રધાન લક્ષણો થતાં હોય અને લીલા પાતળા દહીંના ફોદા જેવા ઝાડા થતા હોય, તો કનકસુન્દરરસ આપવો જોઇએ.

બાળકોના ધાવવાને લીધે ઘણી કોમળ સ્ત્રીઓનાં શરીર બહુ પાતળાં, નિસ્તેજ અને નબળાં પડી જાય છે. હાથપગના સાંધાઓમાં દુખાવો થાય છે તેમજ કેટલીય સ્ત્રીઓનાં સંતાનો એક પછી એક સુકતાનથી મરી જાય છે. આ પ્રકારના દોષમાં પ્રવાલપિષ્ટિનું સેવન કરાવવું જોઈએ. પ્રવાલમાં પિત્તની દૂષિતતા દૂર કરી સામ્યતા લાવવાનો બહુ મહત્ત્વનો ગુણ છે. તેથી પિત્તજન્ય અને ખાસ કરીને પિત્તના તીક્ષ્ણ, ઉષ્ણ વગેરે ગુણ વધવાથી ઉત્પન્ન થયેલા ઘણા રોગોમાં પ્રવાલપિષ્ટિનો બહુ ઉત્તમ ઉપયોગ થાય છે. પિત્તજન્ય મસ્તકશૂળ અને તેમાં ઊલટી, દાહ, વગેરે પિત્તપ્રધાન લક્ષણો થતાં હોય તો પ્રવાલપિષ્ટિ આપવી જોઇએ.

પિત્તજન્ય અમ્લપિત્તમાં વારંવાર કડવી, પીળી અને ગરમ ગરમ ઊલટી, ચક્કર, બેચેની, માથાનું દરદ વગેરે લક્ષણો થતાં હોય, તો પ્રવાલપિષ્ટિ આપવી જોઇએ.

પ્રવાલપિષ્ટિથી પિત્તની તીવ્રતા અને અમ્લતા દૂર થઈ દાહનું શમન થાય છે. એટલે કે પ્રવાલના યોગથી મધુરતા ઉત્પન્ન થાય છે. કામદુધારસથી પણ આ અસર થાય છે, પરંતુ તે સ્તંભક છે.

વીર્યસ્થાનના વિકારોમાં પણ પ્રવાલપિષ્ટિ ઉપયોગી છે. વીર્યના દોષ કરતાં વીર્યસ્થાનના દોષમાં એ ઉપયોગી છે, એમ કહેવું વધારે વાજબી છે. ગ્રંથિશુક્ર, પૂયશુક્ર વગેરે રોગમાં એ બહુ થોડી વપરાય છે. પરંતુ સહેજ તડકો, લાગે, દેવતા પાસે બેસવામાં આવે, સહેજ ઉજાગરો થાય, જરાક ઉત્તેજક પદાર્થ કે ગરમ મસાલો કે ખટાશ ખાવામાં આવે કે તરત રાત્રે સ્વપ્નાવસ્થા થઇ ખબર ન પડે તેમ વીર્યસ્રાવ થઈ જતો હોય, તો તેમાં પ્રવાલપિષ્ટિ સારી રીતે વપરાય છે.

કુટેવોને લીધે વીર્યસ્થાન એટલું બધું નબળું થઈ જાય છે કે મન પર સહેજ પણ આઘાત સહન થતો નથી. મનમાં સહેજ સ્ત્રીનો વિચાર જ આવે કે તરત વીર્યસ્રાવ થવા માંડે છે. વસ્તુતઃ એવા લોકો સાચી કામેચ્છા સમજતા જ નથી એમને માત્ર ઇન્દ્રિયોની લાલસા હોય છે. આ ઇંદ્રિયલાલસા અથવા મનની સ્થિતિ એટલે સુધી વધી જાય છે કે કોઈ કાંઇ કહી શકાતું નથી. સ્ત્રીજાતિમાંથી પછી ભલે બહેન દીકરી કેમ ન હોય, કોઈ નજરમાં આવે કે તરત તેના મનમાં અનિચ્છાએ વિકાર થઇ વીર્યસ્રાવ થઈ જાય છે. સ્ત્રીઓનાં ઘરેણાંનો અવાજ સંભળાયો કે વીર્યસ્રાવ થઇ ગયો. કોઇ સુન્દરીનાં દર્શન થયાં કે મન વિકૃત થઇ શુક્રસ્રાવ થઈ જાય છે. આ સ્થિતિ—ખાસ કરીને માનસિક સ્થિતિ—પ્રવાલપિષ્ટિના પ્રયોગથી બહુ સારી રીતે સુધરી જાય છે. બંગભસ્મ શુક્રસ્થાનને શક્તિ આપનાર છે અને પ્રવાલ શામક છે, એટલે ઘણીવાર આ બે ઔષધિઓ આપવી પડે છે.

જૂના પરમિયા કે ઉપદંશની મૂત્રમાર્ગ પર અસર થઇ વારંવાર પેશાબ થાય છે. મૂત્ર ખૂબ ગરમ થાય છે અને તેનો રંગ લાલ અને પીળો થઇ જાય છે. સાથે સાથે આખા શરીરમાં ખાસ કરીને હાથપગ અને આંખમાં ખૂબ બળતરા, દાંતોમાંથી લોહી નીકળવું, વારંવાર અવાળાં સૂજી આવવાં, વગેરે વિકારો થાય છે. આ પ્રકારમાં અનંતમૂળ સાથે પ્રવાલપિષ્ટિ આપવાથી સારો ફાયદો થાય છે. જો સ્ત્રીઓને પણ અતિ પુરુષપ્રસંગ, જૂનો પરમિયો અને ઉપદંશના વિકાર પછી મૂત્રમાર્ગનો આવો રોગ હોય તો તેમને પણ પ્રવાલ આપવી જોઇએ.

પરમિયો કે ગરમીને લીધે અથવા બીજા કારણે સ્ત્રીઓના યોનિમાર્ગમાં દાહ થઇ ફોલ્લા થાય છે અને ગર્ભાશયમાં દાહ થાય છે. આને કારણે ગર્ભાશયનું કાર્ય પણ બરોબર રીતે ન થતાં ગર્ભસ્રાવ કે ગર્ભપાત થઇ જાય છે; અથવા મુદત પહેલાં પ્રસવ થઇ જાય છે. એવાં લક્ષણો થતાં હોય ત્યાં પ્રવાલપિષ્ટિ બહુ સારી અસર કરે છે.

સ્ત્રીઓના ગર્ભાશય અને યોનિમાર્ગમાં ઘણી જાતની વિકૃતિ થવાથી પ્રદર રોગ ઉત્પન્ન થાય છે. અંદરની રક્તવાહિનીઓ ફાટી જવાથી રક્તપ્રદર થાય છે, અને શ્વેતપ્રદરમાં રક્તવાહિનીઓમાંથી સ્રાવ નથી થતો પણ શ્લૈષ્મિક કળામાંથી સ્રાવ થાય છે. આ રોગની ચિકિત્સા કરતી વખતે અંદર શો વિકાર થયો છે તે સારી રીતે જાણ્યા પછી જ ઉપચાર કરવા જોઇએ. ચિકિત્સા બે રીતે કરવી જોઇએઃ ઉત્તર બસ્તિ દ્વારા યોનિમાર્ગને શુદ્ધ અને સ્વચ્છ બનાવવો જોઇએ; તેમજ અંદર પણ ખાવાની દવા આપવી જોઇએ. પ્રદરમાં તદ્દન પાતળો પાણી જેવો, ગંધાતો અને ખૂબ ગરમ સ્રાવ થતો હોય, સાથે બળતરા થતી હોય,

અને પ્રદરનો સ્રાવ જ્યાં લાગે ત્યાં ફોલ્લીઓ થતી હોય, અથવા ચામડી ફાટી તેમાં દુખાવો થતો હોય, ખંજવાળ આવતી હોય, બળતરા થતી હોય (એટલી બધી બળતરા થતી હોય કે સંસારકર્મ પણ અશક્ય થઇ જાય), વગેરે ઉપદ્રવો થતા હોય તો આ રોગ પર પ્રવાલપિષ્ટિ આપવી જોઇએ. ઉશીરાસવની સાથે પ્રવાલપિષ્ટિ આપવાથી ઉત્તમ ઇલાજ થયાના ઘણા દાખલા મળી આવે છે. આ રીતે ઉપરના ઉપદ્રવોવાળા રક્તપ્રદર અને અત્યાર્તવમાં પણ પ્રવાલપિષ્ટિના સેવનથી સારો ફાયદો થાય છે. રક્તપ્રદરમાં પ્રવાલપિષ્ટિ, સુવર્ણમાક્ષિકભસ્મ અને બંગભસ્મ મેળવીને દાડિમાવલેહની સાથે આપવામાં આવે છે.

રક્તાર્શ અને પિત્તાર્શ આ બંને પ્રકારના અર્શમાં પિત્તનાં લક્ષણો વધારે થતાં હોય તો પ્રવાલપિષ્ટિ વાપરવી જોઇએ. આ બન્ને પ્રકારોમાં પ્રવાલ, ગળોસત્ત્વ અને નાગકેસર મેળવી માખણ અને સાકર અથવા બકરીના દૂધ સાથે આપવાથી સારો લાભ થાય છે.

વિષપ્રયોગ થઇ ગયા પછી ઝેરનો અંશ શેષ રહી જાય છે અને તે ઘણાને આખી જિંદગી ત્રાસ આપે છે. ખાસ કરીને સોમલ, રસકપૂર, વગેરે તીક્ષ્ણ અને તીવ્ર વિષની અસર બહુ ત્રાસદાયક હોય છે. વિષનાં લક્ષણો ઉગ્ર નથી હોતાં, પણ બેચેની રહ્યાં કરે છે, પેશાબ ખૂબ ગરમ થાય છે, પેટ, છાતી, પીઠ અને અને આખા શરીરમાં દાહ, હાથપગમાં વધારે બળતરા, નાકમાંથી વારંવાર લોહી પડવું, માથું ફરી જવું એવાં લક્ષણ થાય છે. આવા વિકારમાં પ્રવાલપિષ્ટિ બહુ લાભદાયક છે. (અનુપાન તરીકે ધમાસો અને ગોખરુ ૧–૧ તોલો અને સાકર ૨ તોલા મેળવી અષ્ટમાંશ કાઢો કરી ગાયનું ઘી મેળવી દિવસમાં ત્રણવાર આપતા રહેવું.)

પિત્તદોષનું તીક્ષ્ણત્વ, તીવ્રતા, અમ્લત્વ વગેરે ગુણોનું શમન કરવામાં પ્રવાલ બહુ ઉપયોગી છે. અસ્થિ, મજ્જા, શુક્ર, લોહી અને માંસ એ દૂષ્ય અને આમાશય, પચનેન્દ્રિય, વાતવહ મંડળ અને મનોદેશ એ સ્થાનો પર એ સારી અસર કરે છે. (ઔ. ગુ. ધ. શા.)

યકૃત્પિત્ત (પિત્તાશયમાંથી નીકળનારું પિત્ત) તીવ્ર થાય અને વધુ પ્રમાણમાં નીકળે ત્યારે પૈત્તિક શળ ઉત્પન્ન થાય છે. આ શળ જમતાં પહેલાં થાય છે અને ખાવાથી બંધ થઇ જાય છે. નલિકાની શ્લૈષ્મિક કલામાં વ્રણ થઇ જવાથી અથવા છોલાઇ જવાથી બહારથી દબાવવાથી દરદ થાય છે. આ વિકાર પર ગળોસત્ત્વ સાથે પ્રવાલપિષ્ટિ મેળવી આમળાંના રસ સાથે જમતાં પહેલાં ૧ કલાક અગાઉ દિવસમાં બે વાર આપવાથી શળ મટે છે. સાથે સાથે પિત્તનલિકાની શ્લૈષ્મિક કલાની વિકૃતિ દૂર કરવા માટે રાત્રે જમતી વખતે શરૂઆતમાં ત્રિફલાઘૃત લેતા રહેવું જોઇએ.

## (૨૮) શુક્તિભસ્મ

**વિધિ**—શુદ્ધ કરેલી મોતીની છીપ લઇ અધકચરી ખાંડવી. પછી કુંવારનો ગર્ભ લઇ એક હાંડલીમાં ભરી વચ્ચે છીપ મૂકી શરાવસંપુટ કરી ગજપુટ આપવો. સ્વાંગશીતળ થયે બહાર કાઢી ૬ કલાક લીંબુના રસમાં ખરલ કરી ટીકડીઓ કરી સંપુટમાં મૂકી ગજપુટ આપવાથી સફેદ રંગની ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે. ૨૦ તોલા છીપ હોય તો ૮૦ તોલા કુંવારનો ગર્ભ લેવો જોઇએ.

શ્રી પંડિત જાદવજી ત્રિકમજી આચાર્યે શુક્તિની પણ મોતી પ્રમાણે પિષ્ટિ બનાવવાનું લખ્યું છે. એનો ઉપયોગ મોતીપિષ્ટિ માફક થાય છે.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર, સાકર-માખણ અથવા મધ કે પાનમાં અથવા સિતોપલાદિ ચૂર્ણમાં મધ અને ઘી મેળવી તેની સાથે આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ ક્ષય, ખાંસી, જીર્ણજ્વર, આંખોનો દાહ, ઉદરવાયુ, પિત્તજન્ય ગુલ્મ, શ્વાસ, હૃદયરોગ ( પિત્તજન્ય દાહ ), પિત્તપ્રધાન અરુચિ, પિત્તજન્ય પરિણામશૂલ, યકૃતશૂલ, પિત્તજન્ય ઊલટી, પિત્તાતિસાર, અમ્લપિત્ત, વિદગ્ધાજીર્ણ, ઓડકાર, રક્તપ્રદર, અને અશક્તિનો નાશ કરે છે. શુક્તિમાં મોતીના જેવા જ પણ થોડા ઓછા ગુણ છે.

શુક્તિભસ્મ શંખભસ્મ કરતાં ઓછી તીવ્ર છે. ખરી રીતે સ્થૂલ રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ છીપ, શંખ અને કોડીની ભસ્મ એક જ જાતની છે. ત્રણેય ચૂનાના સેન્દ્રિય કલ્પ છે. પણ જીવનરસાયનશાસ્ત્ર અને ગુણધર્મશાસ્ત્રની દૃષ્ટિએ ત્રણેમાં થોડો થોડો ફેર છે. શંખ અને કોડીમાં અધિક સાધર્મ્ય છે, એ જ રીતે છીપ અને મોતીમાં પણ વિશેષ સાધર્મ્ય છે. એટલે જો શુક્તિને મોતીને રીતે જ શીતભાવનાપુટ વિધિથી જ તૈયાર કરવામાં આવે, તો તેમાં મોતી કરતાં સહેજ ઓછા ગુણ લાગશે. પણ એ રીતે શુક્તિપિષ્ટિ બનાવવાનો રિવાજ નથી. શુક્તિની ભસ્મ ગજપુટથી બનાવાય છે. એ કંઇક તીવ્ર બને છે. તોપણ શંખ અને કોડી કરતાં તો એ તીવ્રતા ઓછી જ રહે છે. એટલા માટે શુક્તિભસ્મ નાનાં બચ્ચાં તથા સુકોમળ અને નાજુક પ્રકૃતિવાળાં સ્ત્રીપુરુષોને અપાય છે.

શુક્તિભસ્મથી સ્વાદુતા ઉત્પન્ન થાય છે. એટલે અમ્લપિત્તમાં તેમજ પિત્તજન્યશૂળ, પરિણામશૂળ, અને અન્નદ્રવશૂળમાં શુક્તિના સેવનથી પિત્તની તીવ્રતા ઓછી થઇ જાય છે.

અમ્લપિત્તમાં મૌક્તિક અને શુક્તિ વાપરવાથી સારી અસર થાય છે. વિદગ્ધાજીર્ણમાં ખૂબ ખરાબ ઓડકાર આવતા હોય અને કંઠમાં બળતરા થતી હોય તો શંખના કરતાં શુક્તિ આપવી વિશેષ હિતકર છે. શુક્તિભસ્મથી રસાજીર્ણની તીવ્ર અને કષ્ટ અવસ્થામાં નાજુક દરદીઓને વધારે ફાયદો થાય છે.

પિત્તાતિસારમાં ઝાડાનું ખૂબ જોર હોય, વારંવાર ઝાડા થતા હોય, ઝાડાનો રંગ પીળો, કાળો કે લાલાશવાળો કાળો હોય, સાથે વિચિત્ર તરસ, વારંવાર ચક્કર આવવા, મૂર્છા, આખા શરીરમાં બળતરા, ગુદાના બહારના ભાગની ચામડી ફાટી જવી, અને ત્યાં નાની નાની ફોલ્લીઓ થવી વગેરે લક્ષણો થતાં હોય, તો શુક્તિભસ્મ આપવી જોઇએ. અનુપાન–દાડમપાક, કેરીનો મુરબ્બો કે રસ, માખણ કે દાડમના શરબત સાથે આપવી જોઇએ.

પિત્તજન્ય ઊલટીમાં શુક્તિભસ્મ વપરાય છે. ખૂબ ગરમ ગરમ, કડવી, પીળી કે કાળી ઊલટી, કંઠમાં બળતરા જેવું લાગવું, કંઠ અને પેટમાં દાહ, આંખે અંધારાં, ચક્કર આવવા વગેરે લક્ષણો થતાં હોય, તો શુક્તિભસ્મનું સેવન લાભદાયક છે.

પિત્તજન્ય ગુલ્મમાં શુક્તિભસ્મ હિતકર છે. મોં, આંખ અને આખું શરીર લાલ થઇ જવું, તાવ, તરસ, ખોરાક પચતી વખતે પેટમાં ભયંકર શૂળ મારવી, પાકેલાં ગૂમડાં માફક ગુલ્મ પર હાથ કે બીજી કોઇ વસ્તુનો સ્પર્શ સહન ન થવો, વગેરે લક્ષણોવાળા ગુલ્મમાં શુક્તિભસ્મ આપવી જોઇએ. ( આ ગુલ્મ અષ્ઠીલા કે વિદ્રધિ માફક માંસ વગેરેની વૃદ્ધિ થઈ થતો નથી. )

રક્તગુલ્મમાં પણ શુક્તિ વપરાય છે; માત્ર બીજા દોષ કરતાં પિત્ત વધારે હોવું જોઇએ. પિત્તજન્ય મસ્તકશૂલમાં પણ શુક્તિ વપરાય છે. મૂત્રકૃચ્છ્ર, દાંત કે બીજા રસ્તે લોહી પડવાની પ્રકૃતિ હોય, તો શંખ કે વરાટિકાભસ્મ અપાય છે. પણ નાજુક પ્રકૃતિવાળાને શુક્તિભસ્મ આપવી જોઇએ.

શુક્તિભસ્મથી પેટના વાયુ દૂર થાય છે. પેટના વાયુ સાથે શ્વાસ હોય તો શુક્તિ વાપરવી લાભદાયક છે. હૃદયમાં વાયુ રોકાયો હોય, હૃદયમાં વાયુને લીધે ભાર લાગતો હોય, દુખાવો થતો હોય, શૂળ મારતી હોય, કોઠામાં આગ બળતી હોય તેવું લાગતું હોય, હાથપગ બહેરા થઇ જઇ ઝણઝણાટ થતો હોય, આવાં લક્ષણો થતાં હોય અને ઓડકાર આવે એટલે દુખાવો ઓછો થઇ જાય અથવા મોટા ભાગે તદ્દન મટી જાય એવી સ્થિતિ હોય, ત્યારે શંખ અને વરાટિકા કરતાં શુક્તિથી વધારે સારી અસર થાય છે.

અરુચિમાં—ખાસ કરીને પિત્તપ્રધાન અરુચિમાં—શુક્તિભસ્મ વપરાય છે. આ ભસ્મના સેવનથી મોંનું બેસ્વાદપણું, મોંની વાસ, મોં કડવું, ખાટું, ખારું, તીખું થઇ જવું, મોંમાંથી ગરમ ઝાળ નીકળવી, વગેરે ઉપદ્રવો નાશ પામે છે.

શુક્તિભસ્મ પિત્ત અને સહેજ કફ દોષ, રસ, રક્ત, માંસ અને અસ્થિ દૂષ્ય અને આમાશય, યકૃત, પ્લીહા અને ગ્રહણી એ સ્થાનો પર ફાયદો કરે છે.

( આ. ગુ. ધ. શા. )

**સૂચના**—મોતી, પ્રવાલ, શુક્તિ, શંખ કોડી, વગેરે ભસ્મો ક્ષારરૂપ હોવાથી સૂકી ઔષધિઓ સાથે આપવાથી કોઇ કોઇનાં મોંમાં ચાંદી પડે છે. તેથી તે ઘી સાથે આપવી; અથવા ગળોસત્ત્વ અને મધ મેળવી આપવી. અથવા મોતીપિષ્ટિ કે પ્રવાલપિષ્ટિ આપવી જોઇએ.

## (૨૯) વરાટિકાભસ્મ

**વિધિ**—૪૦ તોલા શુદ્ધ કરેલી પીળી કોડીને ધુમાડા વગરના અંગારા પર લાલ થઈ જાય ત્યાં સુધી તપાવવી. જ્યારે કોડીઓ બરોબર ફૂલી જાય ત્યારે તેને સાવચેતીથી કાઢી લઇ કુંવારના રસમાં નાખવી. પછી તે જ રસમાં ખરલ કરી બબ્બે તોલાની ટીકડીઓ બનાવી, સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી ગજપુટ આપવાથી વરાટિકાભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૨ થી ૪ રતી સુધી દિવસમાં ૩ વાર ઘી–સાકર, કોકરવરણું પાણી, લીંબુનો રસ, મધ અથવા નાગરવેલના પાન સાથે કે અન્ય અનુકૂળ અનુપાન સાથે આપવી. કાન પાકતો હોય તો આ ભસ્મ મૂકી ઉપર લીંબુનો રસ મૂકવો.

**ઉપયોગ**—આ ભસ્મ પરિણામશૂળ, અન્નદ્રવશૂલ, રસાજીર્ણ, અમ્લપિત્ત, રસક્ષય, આફરો, શ્વાસ, ગુલ્મ, ઉદરવાત, જીર્ણજ્વર અને કાનમાંથી પરું નીકળવું વગેરે રોગોનો નાશ કરે છે. આ ભસ્મમાં મુખ્ય ગુણ પિત્તની અમ્લતા ઓછી કરવાનો હોવાથી તેનાથી આંખની ગરમી પણ ઓછી થાય છે.

કોડીભસ્મ ચૂનાનો સેન્દ્રિય કલ્પ છે. તેમાં સેન્દ્રિયત્વ હોવાથી બીજા નિરિન્દ્રિય કલ્પો કરતાં તે શરીરમાં જલદી અને સારી રીતે શોષાય છે. કોડીભસ્મ પેટમાં સ્વાદુતા ઉત્પન્ન કરે છે. શંખ અને શુક્તિ કરતાં કોડીમાં આ ગુણ ખાસ રહેલો છે. એટલે કોષ્ઠમાં વાયુ વધી આફરો ચઢવો, પેટ દુખવું, પેટમાં ચૂંક આવવી, ખોરાક ત્યાંનો ત્યાં જ જાણે સ્થિર જેવો રહેવો, વારંવાર સૂકા ઓડકાર આવવા, અકળામણ, દુર્ગંધયુક્ત ખોરાકની વાસવાળા ઓડકાર આવવા, બેચેની, ખાસ કરીને વાયડા, જડ અને તળેલા પદાર્થોના સેવનથી અજીર્ણ થઇ જવું. આવાં લક્ષણ સાથેના અપચામાં કોડીભસ્મનો ઉપયોગ હિતકારક છે. આ સ્થિતિમાં જો ઊલટી થતી હોય અને ઊલટી સાથે આફરો વધતો હોય અને ચૂંક વધારે આવતી હોય, તો કોડીભસ્મ દાડિમાવલેહ અથવા દાડમના રસ સાથે આપવી જોઇએ. એવી જ રીતે જેની રસાજીર્ણ થવાની પ્રકૃતિ હોય તેને પણ વરાટિકાભસ્મ આપવી હિતકર છે.

**પરિણામશૂળ**—ખાસ કરીને પિત્તજન્ય, વાતજન્ય અથવા વાતપિત્તજન્ય હોય, ત્યારે આ ભસ્મનું સેવન જોઇએ. પરિણામશૂળમાં મોટે ભાગે ગ્રહણી-

સ્થાનમાં વધારે વિકૃતિ હોય છે. કોડીથી આ દૂષિતના દૂર થાય છે. આ રીતે મુદ્રિકાદ્વાર પર વ્રણ થયો હોય અને વ્રણ બહુ મોટો ન હોય, તો કોડીભસ્મના સેવનથી વ્રણરોપણનું મહત્ત્વનું કાર્ય થાય છે.

અન્નદ્રવશૂળમાં પણ આ ભસ્મ હિતકારક છે. અન્નદ્રવશૂળમાં વાયુના પ્રકોપથી આફરો ચઢતો હોય ત્યારે શંખભસ્મ અને કોડીભસ્મ મેળવીને આપવી.

અમ્લપિત્તની તદ્દન શરૂઆતમાં જો ચીણવાળી ખાટી ઊલટી થતી હોય, તો કોડીભસ્મ આપવી જોઇએ. સાથે સુવર્ણમાક્ષિક ભસ્મ આપવાથી વધારે ફાયદો થાય છે.

સંગ્રહણીની તદ્દન શરૂઆતમાં અને આમાતિસારમાં આમના પાચન માટે કોડી ભસ્મ અપાય છે. શરૂઆતમાં એકબે દિવસ ઉપવાસ કરાવી કોડીભસ્મ આપવી જોઇએ. અથવા કોડીભસ્મ નાખેલી હોય તેવી જાતિફલાદિવટી, ગ્રહણી–કપાટરસ અથવા બીજી ઔષધિ આપવી જોઇએ. જાતિફલાદિવટી અને ગ્રહણી–કપાટમાં અફીણ મેળવેલું હોય છે તેથી તીવ્ર સ્તંભક ઔષધિ છે, માટે તે બહુ સાવચેતીથી વાપરવી જોઇએ. આમાતિસાર અને સંગ્રહણીમાં જો તીવ્ર શૂળ એટલે કે આમજન્ય-શૂળ હોય તો કોડીભસ્મથી બહુ સારી અસર થાય છે. પરંતુ સંગ્રહણીની જીર્ણ અવસ્થામાં આ ભસ્મ સારી અસર કરતી નથી. ખાસ કરીને આમ અને લોહી સાથે ઝાડો થતો હોય ત્યારે એ ન વાપરવી સારી. નવા રોગમાં પણ લોહીવાળો આમ પડતો હોય ત્યારે કોડીભસ્મ ન આપવી સારી છે. આપવી હોય તો બીજી સ્તંભક અને રક્તપ્રસાદક ઔષધિ સાથે મેળવીને આપવી જોઈએ.

રસક્ષયની શરૂઆતમાં થોડું ખાવા છતાં પણ પચતું નથી. વારંવાર ગળ્યા ખાટા કે ખાધેલું ન પચ્યાના ઓડકાર આવ્યા કરતા હોય, કબજિયાત પણ રહેતી હોય, તો કોડીભસ્મનું સેવન કરવાથી ફાયદો થાય છે.

રક્તપિત્ત અને ક્ષતક્ષય રોગમાં વરાટિકા, પ્રવાલ અને સોનાગેરુ મેળવીને આપવાં જોઇએ. એમાં ચૂનો હોવાથી અને મધુરતા ઉત્પન્ન કરવાનો ગુણ હોવાથી રક્ત અને રક્તવાહિનીઓનું સ્તંભન થઈ લોહી પડતું બંધ થઇ જાય છે.

જૂના મંદાગ્નિમાં કોડીભસ્મ ઘી સાથે અથવા બીજી પાચક ઔષધિ સાથે આપવી જોઇએ. જીર્ણ જ્વર અને બરોળની વૃદ્ધિમાં મંદાગ્નિ હોય, તોપણ કોડીભસ્મ આપવી હિતકર છે.

કાનમાં ફોલ્લા સાથે ચીકણો અને તીવ્ર સ્રાવ થતો હોય, તો કોડીભસ્મ વાપરવી જોઇએ. કાનમાં થોડી ભસ્મ નાખી ઉપર ગરમ કરી ઠંડું કરેલું તેલ,

જિહ્વાદિ તેલ કે ક્ષાર તૈલ નાખવું જોઇએ, અને દૂધ માથે કોડીભસ્મનું સેવન કરાવવું જોઈએ.

બળેલી ચામડી પર વરાટિકાભસ્મ બહુ સારી રીતે વપરાય છે. કોડીભસ્મ, ઓદારસંગ, સોનાગેરુ, ગળોસત્ત્વ, સફેદ ચંદન અને વાંસકપૂર સમભાગે મેળવી એરંડિયા તેલમાં ખરલ કરી કોમળ બ્રશ કે રૂનાં પોતાંથી દાઝેલી જગ્યાએ જાડો જાડો લેપ કરવો. જેમ જેમ લેપ લગાવાશે, તેમ તેમ ઠંડક વળતી જશે, ફોલ્લા નહિ ઉઠે અને ચામડી સારી રીતે સરસ થઇ જશે.

કોડીભસ્મ પિત્તશામક છે; ખાસ કરીને તે પિત્તની અમ્લતાનું શમન કરે છે. તે કોષ્ઠના વાયુને હરનાર, શૂલઘ્ન અને પાચક છે. એની અસર યકૃત, બરોળ, આમાશય અને ગ્રહણી એ સ્થાનો પર થાય છે. તેમજ રસ અને કોઇવાર રક્તદૂષ્ય પર તે ફાયદો કરે છે. (ઓ. ગુ. ધ. શા.)

સૂચના—કોડીભસ્મના સેવનથી છભ ફાટી જાય છે. માટે ઘી કે ગળોસત્ત્વ અને મધ અથવા બીજી ઔષધિ સાથે મેળવીને તે આપવા જોઇએ.

## (૩૦) શંખભસ્મ

વિધિ—૨૦ તોલા શુદ્ધ કરેલા શંખના ટુકડાને હાંડલીમાં ભરવા. ઉપરનીચે અડધો અડધો શેર કુંવારનો ગર્ભ રાખવો. પછી શરાવસંપુટ બનાવી, સારી રીતે છાણાં ભરી ગજપુટ આપવાથી ધોળા રંગની ભસ્મ બની જાય છે. ભસ્મ મુલાયમ ન બની હોય તો લીંબુના રસમાં ઘૂંટી બીજીવાર ગજપુટ આપવો. આ ભસ્મ સારી અસર કરે છે. તોપણ આકડાનાં પીળાં પાનના રસમાં ૬ કલાક ખરલ કરી ફરી એને એક ગજપુટ આપવામાં આવે તો વાળો અને ઉદરરોગમાં તે વધારે ફાયદો કરે છે.

**માત્રા**—૧ થી ૪ રતી દિવસમાં ૨ વાર. અજીર્ણમાં લીંબુના રસ અને સાકર સાથે અથવા ગરમ પાણી સાથે કે ૧ રતી હિંગ અને ૬ માસા ઘી સાથે આપવી. અતિસાર અને સંગ્રહણીમાં બીલીના મુરબ્બા સાથે આપવી. આંખના ફૂલા પર દિવસમાં ૨ વાર આંજવી. હેડકીમાં ૧ રતી કાકડાશિંગ અને ૨ રતી પીપરના ચૂર્ણ માથે ૧–૧ કલાકે ૩–૪ વાર આપવી. ત્રિદોષજન્ય શૂળ પર સંચળ, સેકેલી હિંગ, અને ત્રિકટુ મેળવી ડોકરવરણા પાણી સાથે આપવું.

ઉપયોગ—આ ભસ્મ પેટનો વાયુ, યકૃતની વૃદ્ધિ, બરોળ, ગુલ્મ, મંદાગ્નિ, અતિસાર, અજીર્ણ, આફરો, શૂળ, સંગ્રહણી અને આંખનાં ફૂલ વગેરે રોગોમાં બહુ ઉપયોગી છે. વાળો નીકળતો હોય ત્યારે ચાર દિવસ સુધી દિવસમાં ૨ વાર ૧–૧ માસો ભસ્મ આપવાથી લોહીમાં રહેલો અને બહાર નહિ નીકળેલો વાળો બળી જાય છે.

શંખભસ્મ એક જાતનો ક્ષાર છે. આ ભસ્મમાં મોટે ભાગે ક્ષારના ગુણધર્મો દેખાય છે. શંખ અને કોડીનાં ગુણો વધારે મળતા આવે છે. કારણ બંને ચૂનાના સેન્દ્રિય કલ્પ છે. છતાં શંખમાં જે જુદા ગુણ છે તે અહીં બતાવ્યા છે. શંખભસ્મમાં ગ્રાહી એટલે સ્તંભનનો ગુણ હોવાથી અતિસારમાં અને ખાસ કરીને પક્વાતિસારમાં શંખભસ્મ સારી રીતે અપાય છે. પક્વાતિસારમાં શંખભસ્મ, ફુલાવેલ ટંકણખાર, અફીણ અને જાયફળ યોગ્ય પ્રમાણમાં મેળવીને આપવાં વધારે હિતકર છે. આ પ્રયોગને શંખોદર કહે છે. સંગ્રહણીમાં શંખભસ્મ અપાય છે. ખાસ કરીને સંગ્રહણીમાં વારંવાર પાતળા ઝાડા થતા હોય તો શંખભસ્મ આપવી જોઇએ. તેમાં પણ કોલ્શળ અને ચૂંક સાથે જ પાતળા સહેજ સહેજ ઝાડા થતા હોય તો શંખભસ્મ સારી રીતે વપરાય છે.

પિત્તપ્રધાન કોષ્ઠશૂળ, પિત્તજન્ય અતિસાર, અને કફપિત્તજન્ય કોષ્ઠશૂળમાં યોગ્ય અનુપાન સાથે શંખભસ્મ વાપરવી જોઇએ. પેટમાં વાયુ થઇ આફરા જેવું લાગવું, ચૂંક આવવી, કોષ્ઠની ક્રિયા અટકી જઇ ખોરાક જ્યાંનો ત્યાં પડી રહ્યો હોય તેમ લાગવું, ગળ્યા, બળેલા કે ખોરાકના સ્વાદવાળા ઓડકાર આવવા વગેરે ઉપદ્રવો થાય ત્યારે શંખભસ્મ આપવાથી પેટનો વાયુ બેસી જાય છે, ખોરાક પચવા માંડે છે અને આફરો તરત બેસી જાય છે.

ખોરાક બરોબર ન પચવાથી આમાશયમાં અથવા પક્વાશયમાં ચૂંક આવતી હોય તો લીંબુનો રસ અથવા ઘી સાથે શંખભસ્મ આપવી જોઇએ. એ જ રીતે મૂળથી જ રસાજીર્ણની પ્રકૃતિવાળા માટે શંખભસ્મનું સેવન બહુ ફાયદકારક છે, પણ ઉષ્ણ પ્રકૃતિવાળા રોગીને આ ભસ્મ ન આપવી જોઇએ.

યકૃત અને બરોળની ક્રિયા મંદ પડવાથી થતા રોગોમાં પણ શંખભસ્મ વપરાય છે. યકૃત અને પ્લીહાની વૃદ્ધિમાં ક્ષાર સારી રીતે વપરાય છે. માત્ર કબજિયાત હોય ત્યારે સાથે એળિયો કે બીજી રેચક ઔષધિ આપવી જોઈએ, અથવા બીજો ક્ષાર વાપરવો જોઇએ. ઉદરના ગુલ્મ અને અષ્ઠીલા રોગમાં પણ શંખભસ્મ સારી રીતે વપરાય છે. અઘેડાનો ક્ષાર, જવખાર અને બીજા ક્ષારો કરતાં આમાં તીવ્રતા ઓછી છે.

કાલજ (ઋતુપરિવર્તનથી થનારો) અતિસાર અને અપચાથી કે જન્તુથી થયેલા કોલેરામાં તીવ્ર વેગ ઓછો થયા પછી શંખભસ્મ સારી રીતે અપાય છે. કોલેરા સુધારા પર આવ્યા પછી (ઝાડા-ઊલટી ઓછાં થાય ત્યારે) થોડા થોડા ઝાડા અને નબળાઇ રહી હોય ત્યારે શંખભસ્મ અને સુવર્ણમાક્ષિકભસ્મ મેળવીને આપવાથી સારી અસર થાય છે.

આંખનાં ફૂલામાં શંખભસ્મ વપરાય છે. એને આંજવાથી ફૂલું નાશ પામે છે. આ જગ્યાએ આ ભસ્મનો રોપણગુણ અસર કરે છે.

જુવાન સ્ત્રીપુરુષોનાં મોં ઉપરનાં ખીલ પર શંખભસ્મ ખાવા આપવાથી સારી અસર થાય છે.

શંખભસ્મ પિત્તદોષ, રસ, રક્ત અને અસ્થિ દૂષ્ય, તેમજ યકૃત, પ્લીહા ગ્રહણી, પક્વાશય, મોટાં આંતરડાં, કોષ્ઠગ્રંથિ, પચનેન્દ્રિય, નેત્ર અને મુખ એ સ્થાનો પર અસર કરે છે. (આો. ગુ. ધ. શા.)

અમ્લપિત્તમાં અપચો, પેટમાં ભાર, ખાટી ઊલટી અને ગળામાં બળતરા થતી હોય, તો શંખભસ્મ સાથે નારિયેળનો ક્ષાર અને નવસાર મેળવી જમ્યા પછી લીંબુના રસ સાથે આપવાથી વધુ ફાયદો કરે છે. પણ જેમને જમ્યા પછી દાહ વધી જતો હોય અને મોં આવેલું રહેતું હોય, તેમને જમ્યા પછી ૩-૩ કલાકે શંખભસ્મ, શુક્તિ અને ગળોસત્ત્વ મેળવી દાડમના શરબત સાથે આપવું.

હેડકીના રોગમાં જ્યારે વેગ વધી ગયો હોય, બેચેની, માથાનું દરદ, બળતરા અને વાતપિત્તપ્રધાન લક્ષણો દેખાતાં હોય, ત્યારે ૧-૧ કલાકે શંખભસ્મ આપવાથી અને સૂંઠનું વસ્ત્રગાળ ચૂર્ણ સૂંઘાડવાથી એક જ દિવસમાં હેડકી શમી જાય છે.

આ ઉપરાંત આ ભસ્મ પિત્તના વિદાહથી થનારા ઉદાવર્તમાં ફાયદાકારક છે. આ રોગમાં શૂળ, આફરો, દાહ, પાતળા ઝાડા, વ્યાકુળતા, માથાનું દરદ વગેરે લક્ષણો થાય છે. આ રોગમાં જૂના ગોળ સાથે શંખભસ્મનું સેવન કરાવવાથી થોડા જ દિવસમાં આ રોગ મટી જાય છે.

## (૩૨) અકીકભસ્મ

**પહેલી વિધિ**—શુદ્ધ કરેલા અકીકને ખાંડણીમાં ખાંડી, ગુલાબજળ સાથે અથવા કુંવારના રસમાં ખરલ કરી, ટીકડીઓ બનાવી, સંપુટ કરી, ગજપુટ આપવાથી ભસ્મ થઇ જશે. પછી દૂધમાં ઘૂંટી ટીકડીઓ વાળ્યા પછી ગજપુટ આપવાથી સંપુટમાં ટીકડીઓ ફૂલે છે. માટે થોડી જગ્યા રહે તેવા શરાવ લેવા જોઇએ. આ રીતે ૩ પુટ આપવાથી ભસ્મ મુલાયમ બને છે. કેટલાક વૈદ્યો ચોથો પુટ પણ દૂધનો આપે છે.

**બીજી વિધિ**—શુદ્ધ અકીકને ૭ દિવસ ગુલાબજળમાં ઘૂંટી પિષ્ટિ બનાવી લેવી.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર મધ સાથે આપવી.

ઉપયોગ—આ ભસ્મ હૃદયની બધી જાતની નબળાઈ અને ગરમી તથા હૃદયરોગ, નેત્રરોગ, રક્તપ્રદર વગેરેને દૂર કરી શરીરને બળવાન બનાવે છે.

થૂંકમાં લોહી આવતું હોય તો તેને બંધ કરે છે, અને માથાને શાન્ત કરે છે. લોહી બંધ કરવા અકીક પિષ્ટિ, તૃણકાંતમણિપિષ્ટિ, અભ્રકભસ્મ અને ગળોસત્ત્વ મેળવી આપવાથી જલદી ફાયદો થાય છે.

## (૩૨) જહરમોહરા ભસ્મ

**વિધિ**—હલકા વજનના જહરમોહરાને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી તેને ૬ કલાક દૂધમાં ખરલ કરી ટીકડીઓ બનાવી સૂર્યના તાપમાં સૂકવી શરાવ-સંપુટ કરી ગજપુટ આપવાથી ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૧ થી ૪ રતી દિવસમાં ૨ થી ૩ વાર મધ સાથે ચટાડવી.

**ઉપયોગ**—આ ભસ્મ શીતળ અને હૃદયને પુષ્ટ કરનાર છે. બાળકોના લીલા ઝાડા, અપચાથી થયેલો કૉલેરા, ઊલટી, અતિસાર વગેરેને મટાડે છે અને જ્ઞાનતંતુ તથા હૃદયને બળવાન બનાવે છે. કૉલેરામાં દર અર્ધા કલાકે એ આપવી. બાળકોને માત્રા ૦ાા-૦ાા રતી આપવી. સ્ત્રીઓને અતિરજઃસ્રાવ અને નિર્બળતામાં જહરમોહરાપિષ્ટિ, પ્રવાલપિષ્ટિ, અભ્રકભસ્મ, ગળોસત્ત્વ અને શુભ્રાભસ્મ મેળવીને મધ સાથે દિવસમાં ૨–૩ વાર આપવાથી રોગ નિર્મૂળ થાય છે.

લોહીનું દબાણ વધવાથી શરીરમાં ભારેપણું, આંખોમાં લાલાશ, ગભરામણ વગેરે લક્ષણો દેખાય તે વખતે જહરમોહરાપિષ્ટિ, સોડા બાઈ કાર્બ અને ગુલકંદ સાથે દિવસમાં ૩ કે ૪ વાર આપવાથી લોહીનું દબાણ ઓછું થાય છે.

જંતુજન્ય સખ્ત ઊલટી થતી હોય, વારંવાર ઊલટી થતી હોય, ઊલટી ગંધ મારતી હોય, તો જહરમોહરાપિષ્ટિ અને મોરપીછાની ભસ્મ ૨–૨ રતી મેળવી ફુદીનાના અર્ક સાથે અર્ધા અર્ધા કલાકે આપતા રહેવું જોઇએ. જંતુઓનો નાશ કરી ઊલટી બંધ કરવા માટે અને આમાશયને દોષરહિત અને બળવાન બનાવવા માટે આ ઉત્તમ ઔષધિ છે.

## (૩૩) તૃણકાંતમણિ (કેરબા) પિષ્ટિ

**વિધિ**—કેરબાનું બારીક ચૂર્ણ કરી ૪–૬ દિવસ ગુલાબજળમાં ખરલ કરવાથી પિષ્ટિ તૈયાર થાય છે. (સિ. ભે. મ. મા.)

**માત્રા**—૨ થી ૬ રતી પાણી સાથે દિવસમાં ૩ વાર આપવી.

**ઉપયોગ**—આ પિષ્ટિ પિત્તવિકાર, પ્રવાહિકા, રક્તાતિસાર, રક્તપ્રદર, આંતરડાંના રોગ, અર્શ અને રક્તપિત્ત વગેરે રોગોમાં લોહી બંધ કરવા માટે ઉત્તમ અને નિર્ભય ઔષધિ છે. માથામાં કીડા પડવાથી આખો દિવસ માથું દુખવું, નાકમાંથી લોહી પડવું, નાકમાંથી દુર્ગંધ આવવી, ઝીણો તાવ રહેવો, અરુચિ, દાહ, પ્રસ્વેદ, ચક્કર આવવાં વગેરે લક્ષણો થાય ત્યારે આ પિષ્ટિ

અપાય છે. એનાથી નાકમાંના કીડા ખરવા માંડે છે અને થોડા જ દિવસમાં દરદ શાંત થઈ જાય છે.

અર્શનું લોહી બંધ કરવા માટે આ પિષ્ટિ સાથે હીરાબોળની પર્પટી મેળવી દ્રાક્ષાવલેહ સાથે આપવી વધારે હિતકર થઇ પડે છે. જો અશક્તિ વધારે હોય અને કબજિયાત ન રહેતી હોય, તો આ પિષ્ટિ સાથે અભ્રકભસ્મ, ગળો-સત્ત્વ અને નાગકેસર મેળવીને આપવું જોઇએ.

યુનાની હકીમો કેરબા ૨ થી ૪ રતી આપે છે. તેઓ કેરબાને મગજ માટે નુકસાનકારક માને છે. વધારે પ્રમાણમાં લેવાથી માથાનું દરદ થઈ જાય છે. પિત્તની વૃદ્ધિથી હૃદયના વેગની વૃદ્ધિ થઈ હોય તો કેરબાપિષ્ટિ લેવાથી મટે છે. સગર્ભા સ્ત્રીના ગળામાં કેરબાની માળા પહેરાવવાથી હૃદયની નબળાઈ દૂર થાય છે અને ગર્ભસ્રાવ કે ગર્ભપાત થતો નથી. આ પિષ્ટિ ઘા પર છાંટવાથી લોહી બંધ થાય છે અને ઘા રુઝાઈ જાય છે.

**સૂચના**—તૃણકાંતમણિ વધારે લેવાથી માથામાં દરદ થયું હોય તો બન-ફ્સાનું શરબત લેવું.

## (૩૪) પિરોજાભસ્મ

**વિધિ**—૪૦ તોલા પિરોજાને ખાંડી ઝીણો ભૂકો કરવો. પછી ગળોના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૨–૨ તોલાની ટીકડીઓ વાળવી. બાદ તેને તડકે સૂકવી ગજપુટ આપવો. સ્વાંગશીતલ થયે કાઢી લઈ કુંવારના રસમાં ૧૨ કલાક ખરલ કરી, ટીકડીઓ વાળી, સૂકવી, ગજપુટ આપવાથી મુલાયમ અને અસરકારક ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૦ાા થી ૨ રતી ગાયના ઘી અને મરીના ચૂર્ણ સાથે મેળવી દિવસમાં ૨–૩ વાર આપવી.

**ઉપયોગ**—પિરોજાભસ્મના સેવનથી વિસ્ફોટકના ફોલ્લા જલદી મટી જાય છે. વિષવિકારમાં પણ આ ભસ્મ ઉપયોગી છે. પિરોજા તુરો, મધુર, દીપન અને સારક છે તેમજ સ્થાવર-જંગમ વિષ અને સંયોગજન્ય વિષવિકારનો જલદી નાશ કરી શરીરને નીરોગી બનાવે છે.

## (૩૫) હરતાલભસ્મ

**પહેલી વિધિ**—ક્ષારજલથી શુદ્ધ કરેલી તપકિયા હરતાલ ૫ તોલાને આકડાના દૂધમાં ૭ દિવસ ખરલ કરી, પૂરી જેવી પહોળી ટીકડી બનાવી, સૂર્યના તાપમાં સૂકવવી. પછી એક હાંડલીમાં પીપળો કે બાવળની રાખ ભરી તેની પર પૂરી જેવી ટીકડીને ચારે બાજુ મધ લગાડી મૂકી દેવી. તેની પર ૪–૫ આંગળ રાખ દબાવી દેવી. આ હાંડલીને ચૂલા પર મૂકી બોરડીના લાક-

આને ૧૨ કલાક અગ્નિ આપવો, અને રાખમાંથી હરતાલનો ધુમાડો નીકળતો તો નથી ને તે જોતા રહેવું. જો ધુમાડો નીકળે તો બીજી થોડી રાખ દબાવી દેવી. પછી સ્વાંગશીતળ થયે સંભાળપૂર્વક ઉપરની લાગેલી રાખ કાઢી અર્ધપક્વ હરતાલ ભસ્મ કાઢી લેવી. ફરી સાટોડીના રસમાં ૧૨ કલાક ખરલ કરી ટીકડીઓ બનાવવી. ટીકડીઓને સૂકવી, શરાવસંપુટ કરી, ૨ શેર છાણાંનો અગ્નિ આપવાથી મુલાયમ ભસ્મ બની જાય છે.

માત્રા—૧ થી ૨ ચોખાપૂર સવારસાંજ અથવા જરૂર હોય ત્યારે આપવી.

અનુપાન—(૧) વિષમજ્વર અને કફવાતપ્રધાન જ્વર પર—આદુના રસ સાથે.

(૨) કુષ્ઠમાં—આવળીના ચૂર્ણ સાથે, અથવા મંજિષ્ઠાદિ અર્ક સાથે.

(૩) તમકશ્વાસમાં—પીપર અને મધ સાથે.

(૪) જ્વર, ક્ષય, અને પાંડુરોગ પર—સાકર સાથે.

(૫) પ્રસૂતાની શૂળ અને વાતરોગ પર—આદુના રસમાં.

(૬) શરદી પર—કેસર અને જાવંત્રી સાથે.

(૭) સંધિવાતમાં—ચોપચિન્યાદિ ચૂર્ણ અને મધ સાથે.

(૮) લોહીવિકારમાં—આંબાહળદર સાથે.

(૯) વાતરોગમાં—સાકર સાથે.

(૧૦) વાતરક્તમાં—ગળોના ઉકાળા સાથે.

ઉપયોગ—આ ભસ્મ જુદાજુદા ઉપદ્રવો સાથે વાતરક્ત, બધી જાતના કુષ્ઠ, ઉપદંશમાંથી થયેલા કુષ્ઠ, વિસર્પ, ખરજ, ખસ, વિસ્ફોટક, ૮૦ પ્રકારના વાતરોગ, કફરોગ, પ્રમેહ અને ગુદાના રોગ મટાડે છે. આ ભસ્મના સેવન વખતે ખટાશ, મીઠું ન લેવું જોઇએ.

હરતાલભસ્મના સેવનથી ગલત્કુષ્ઠ ( Nodular Leprosy ), સુપ્તકુષ્ઠ ( Nervous Leprosy), ખરજવું, ઉપદંશ, વારંવાર ઊથલા મારીને આવનારો તાવ, શીતાંગ સન્નિપાત, શ્વાસ અને કફપ્રકોપ, વગેરે રોગો નાશ પામે છે. આ હરતાલભસ્મ સ્નિગ્ધ, ઉષ્ણ, કટુ, અગ્નિનું દીપન કરનાર અને કુષ્ઠનો નાશ કરનાર છે. આ એક સર્વોત્તમ રસાયન હોવાથી રસાયનવિધિ પ્રમાણે એનું સેવન કરવાથી એ ઘડપણની અશક્તિને દૂર કરે છે, કાન્તિ વધારે છે અને અકાળ મૃત્યુને દૂર કરી આયુષ્યની વૃદ્ધિ કરે છે.

વાતરક્ત રોગમાં હરતાલ ભસ્મ સારી રીતે વપરાય છે. ખાસ કરીને વાતપ્રધાન અને કફપ્રધાન વાતરક્તમાં આ ભસ્મ વધારે લાભદાયી છે. વાતરક્તની શરૂઆત હાથ કે પગના અંગૂઠાની પાસેથી થાય છે. પહેલાં અંગૂઠો સૂજી જાય છે, અને તેમાં દુખાવો થાય છે. પછી ધીરે ધીરે શરીરમાં વાતરક્ત ઉત્પન્ન થાય

છે. વાતરક્ત અને કુષ્ઠ બન્ને રોગો જુદા છે. બંનેના દોષ-દૂષ્યમાં બહુ ફેર છે. જો વાતરક્તમાં આખા અંગમાં—સાંધા, ધમનીઓ અને આંગળીઓમાં—વારંવાર બહુ ત્રાસદાયક શળ મારતી હોય, હાડકે હાડકાં તૂટવા જેવો દુખાવો, સોજો આવવો, સોજામાં ચામડી ફાટવા જેવી થઈ જવી અને તેનો રંગ મેલો કાળો અથવા સફેદ કાળો થઈ જવો, હાથપગની વાતવાહિનીઓ સંકોચાઈ જવી, હાથ કે પગની આંગળીઓ વાંકી થઇ જવી, હાથપગના સાંધા અંદરથી ખેંચાઈ જવા અને તેથી બરોબર હાલીચાલી ન શકાવું, આખું અંગ જકડાઇ જવું, કંપારી આવવી, સૂજેલો ભાગ બહેરો થઇ જવો, સ્પર્શ ન જણાવો, ઠંડો પવન, પાણી કે ખોરાક પર તિરસ્કાર આવવો, ઠંડા સ્પર્શથી રોગના ઉપદ્રવો વધવા વગેરે લક્ષણો સાથે વાતપ્રધાન વાતરક્ત હોય, તો ઘીની સાથે હરતાલભસ્મનું સેવન કરાવવું જોઇએ.

જો વાતરક્તમાં સોજાવાળા ભાગમાં જડતા, આખા શરીરમાં જડતા, શીતળના શક્તિનાશ અને શૂન્યતા, હાથ-પગ પર દેવતા વગેરેના સ્પર્શની પણ અસર ન થવી, હાથપગની ચામડી ચીકણી હોય તેવી લાગવી, આખા શરીરમાં ખંજવાળ આવવી, શરીર ઠંડું અને વેદના ઓછી વગેરે કફપ્રધાન લક્ષણો હોય તો કાંટાવાળા કરંજના પાનના રસમાં ઘી કે સાકર મેળવી તેની સાથે હરતાલભસ્મ આપવી જોઇએ.

પિત્તપ્રધાન વાતરક્તમાં હરતાલનો ઉપયોગ નહિ કરવો જોઇએ; નહિ તો રોગોનો ત્રાસ વધી જશે અને પિત્તપ્રકોપ થઇ રક્તપિત્ત થશે.

વાતરક્ત જેવા વાતરક્તના નીચેના ઉપદ્રવોમાં પણ હરતાલભસ્મ વપરાય છે: અનિદ્રા, અરુચિ, શ્વાસ, વાતજન્ય માંસકોથ, (જો પિત્તજન્ય કોથ હોય તો તાપ્યાદિલોહ અપાય છે), માથાની નસો ખેંચાવી, વારંવાર મૂર્છા આવવી, બેશુદ્ધિ, દૃષ્ટિમાંદ્ય, વધારે શળ મારવી, તૃષા, જ્વર, વિચારોમાં લીન થઇ જવું, આખું શરીર થરથર કંપવું, હેડકી, પાંગળાપણું, વિસર્પ, સોજો આવી પાકીને ફૂટવું, સોજાની જગ્યાએ સોય ભોંકાયા જેવી વેદના થવી, ચક્કર આવવા, થાક, આંગળીઓ વાંકી થઇ જવી, શરીર પર ગડગૂમડ થઈ જવાં, માથાનું દરદ, અને શિરાઓનો સંકોચ. આ બધા વાતરક્તના ત્રાસદાયક ઉપદ્રવોને પણ હરતાલભસ્મ દૂર કરે છે. આ ઉપદ્રવોમાં પણ વારંવાર બેશુદ્ધિ કે મૂર્છા આવવી એ બહુ જ ત્રાસદાયક ઉપદ્રવ છે. એને અસાધ્ય કહો તોપણ હરકત નથી.

વાતરક્તનો રોગ બહુ ત્રાસદાયક અને લાંબો વખત ટકનારો છે. થોડા દિવસ સારો થઇ ગયો હોય તેવો લાગે છે, પણ સહેજ જ કારણ મળતાં પાછો જોરથી ઊભળી આવે છે. બધાં લક્ષણો વિલક્ષણ જોરમાં હોય છે. કેટલાક

રોગીઓને વાતરક્ત મટી જઇ વિસર્પ, ખરજવું, ગડગૂમડ, ખંજવાળ, આખા શરીરમાં સૂકી ખરજ, લોહી દૂષિત થઇ ઠેરઠેર ચકામાં પડવાં, ગાંઠો બાઝવી, આખું શરીર કાળું પડી જવું વગેરે લક્ષણો થાય છે. આ વિકારો પર અનન્તમૂળ અને ચોપચીની વગેરે રક્તશોધક અનુપાન સાથે હરતાલભસ્મ આપવાથી સારો લાભ થાય છે.

વાતરક્તની માફક કુષ્ઠરોગમાં પણ હરતાલભસ્મ વપરાય છે. આયુર્વેદમાં ઘણા ચામડીના રોગોને કુષ્ઠમાં ગણી લીધા છે. પરંતુ ખસ, કચ્છુ, ઉગ્રા, દરાજ વગેરે નાના ચામડીના રોગોમાં હરતાલ કરતાં ગંધક રસાયન વાપરવું જ સારું છે. જો આમાં પણ કોઇ રોગ જૂનો અને દૃઢ થઈ ગયો હોય અને ત્રાસદાયક હોય તો તેના પર મંજિષ્ઠાદિ અર્ક સાથે હરતાલભસ્મ અપાય છે.

બાકીના મહાકુષ્ઠોમાં દોષ-દૂષ્ય જોઇ હરતાલ વાપરવી જોઇએ. હરતાલભસ્મ કુષ્ઠરોગમાં બહુ જ સુંદર ઔષધિ છે. માત્ર પિત્તપ્રધાન કે માત્ર રક્તદુષ્ટિ હોય ત્યારે હરતાલભસ્મની જોઇએ તેવી અસર નથી થતી. બાકી વાત અને કફપ્રધાન દુષ્ટિ અને ત્વચા, માંસ અને લસિકા દૂષ્ય હોય તેવા કુષ્ઠરોગમાં હરતાલ અમૃતરૂપ છે. યોગ્ય માત્રામાં અને રોગની અવસ્થા જોઇને જો હરતાલભસ્મ આપવામાં આવે તો કુષ્ઠરોગ મટે છે.

ચામડી કાળી કે લાલ કાળી, સૂકી, કઠોર, ઠેરઠેર ફાટેલી અને બહુ વેદના થતી હોય તેવા કુષ્ઠને વાતપ્રધાન દોષદુષ્ટિ સમજી હરતાલભસ્મ આપવી જોઇએ. કપાલ, ઉદુંબર, મંડલ, સિધ્મ, કાકણ, પુંડરીક અને ઋષ્યજિહ્વ એ સાત મહાકુષ્ઠ છે. આમાંથી ઉદુંબર કુષ્ઠમાં બળતરા, લાલાશ, ખંજવાળ, બહુ જ વેદના, શરીરના રૂંવાડાં કરમાઇ ગયાં જેવાં મેલાં થઇ જાય છે અને કુષ્ઠનો ભાગ પાકા ગૂલરના ફૂલ જેવો લાલ થઈ ઊપસી આવે છે. આ રોગમાં હરતાલભસ્મ નથી અપાતી. બાકીના બધા મહાકુષ્ઠો પર દોષ-દૂષ્યનો વિચાર કરી તે આપવી જોઇએ.

કુષ્ઠનો રંગ સફેદ કે લાલ, કુષ્ઠનું સ્થાન ઘટ્ટ, એના પર પ્રસ્વેદ આવ્યા કરવો અને ઊપસેલા તેજસ્વી ગોળ ચકામા જેવો તે મંડલકુષ્ઠ છે. આ કુષ્ઠને કુષ્ટસાધ્ય ગણેલો છે, તોપણ તેના પર હરતાલભસ્મ વપરાય છે.

જે કુષ્ઠની ચામડી મોટી, કિનારી લાલ રંગની, અંદરનો ભાગ કાળો, બહુ ફુપ્પાવાળાં અને લાંબાં ચકામાં હોય તે ઋષ્યજિહ્વ છે. જે કુષ્ઠ સફેદ જેવો લાલ રંગનો, કિનારી લાલ અને કમળના પાન જેવા ચકામાં આખા અંગ પર ફેલાયેલાં ઊપસી આવ્યાં હોય તેને પુંડરીકકુષ્ઠ કહ્યો છે. જે કુષ્ઠનો રંગ બરાબર ચણોઠી જેવો લાલ અને ભયંકર વેદના સાથે હોય તે કાકણકુષ્ઠ છે. આ બધા પર હરતાલભસ્મનું સેવન હિતકારક છે.

ઉપદંશની તીવ્ર અને જીર્ણ બન્ને અવસ્થામાં હરતાલભસ્મ સારી રીતે વપરાય છે. આ રોગની તદ્દન શરૂઆતમાં જ્યારે કોઇ પણ જગ્યાએ ચાઠાં ન પડ્યાં હોય ત્યારે પારાભસ્મ, રસકપૂર અને અમીરરસ એ બધાં સારી રીતે વપરાય છે. પરંતુ જો કોઈ ઉપદ્રવો ઉત્પન્ન થયા હોય કે થવાનો સંભવ હોય તો હરતાલભસ્મ આપવી જોઈએ. ઉપદંશનું વિષ દોષદૂષ્યમાં વધારે ઊંડું ન પહોંચ્યું હોય, ત્યારે તો પારાની બનાવટ હિતકારક છે. પરંતુ વિષ ઊંડાણમાં જઈ ત્વચા, માંસ વગેરે દૂષ્યોને જ્યારે દૂષિત કરે છે ત્યારે તાલભસ્મ સારી રીતે વપરાય છે. તીવ્ર અવસ્થામાં પારો અને જીર્ણ અવસ્થામાં હરતાલભસ્મ અને સોમલની બીજી બનાવટની ઔષધિઓ અવસ્થાક્રમથી વપરાય છે. અથવા તો રોગના દોષદૂષ્યની સરખામણી કરી દવા અપાય છે. એટલે પિત્તદોષ અને રક્તદૂષ્ય હોય ત્યારે (તેની પ્રધાનતા હોય ત્યારે) પિત્તપ્રશામક અને રક્તપ્રસાદન કરનાર ઔષધિના અનુપાન સાથે હરતાલભસ્મ આપવી જોઈએ.

ઉપદંશમાં પણ ઘણા ઉપદ્રવો થાય છે. ઉપદ્રવ એટલે કે રોગની પછી બીજા સ્પષ્ટ રોગો થાય છે તે. ઉપદંશના આવા ઘણા ઉપદ્રવોમાં ગલત્કુષ્ઠ અને ગુદકીલક (માંસકીલક–Condyloma) એ બંને પર હરતાલની ખાસ અસર થાય છે. બીજા ઉપદ્રવો પર હરતાલ નથી વપરાતી એમ નહિ. બીજા વિકારો પર પણ હરતાલની સારી જ અસર થાય છે, પરંતુ ઉપદંશજન્ય કુષ્ઠ પર જલદીથી સારો ફાયદો થાય છે. ઉપદંશજ કુષ્ઠ અને બીજા કુષ્ઠ વચ્ચે બહુ તફાવત છે. આ કુષ્ઠ ઉપદંશની પછી થાય છે. બીજા કુષ્ઠની માફક આમાં પોતાનાં દોષદૂષ્ય નથી હોતાં. અવસ્થાભેદ કે જાતિ અને લક્ષણથી તે જુદો નથી હોતો, પણ માત્ર એક પ્રકારનાં લક્ષણો થઇ, અને તેમાં વધારો થઈ, છેવટે ગલત્કુષ્ઠ થાય છે. પહેલાં તો કાનની બૂટ, નાકનું ટેરવું, અને ગાલ પર લાલ ચકામાં પડે છે. પછી આખા શરીર પર લાલ ચકામાં પડે છે. હાથપગની આંગળીઓ સુજી જાય છે. હાથપગની સંવેદનાશક્તિ ઓછી થઈ જાય છે, એટલે કે ચૂંટી ભરાય કે દેવતા લાગે તેની પણ પૂરી ખબર નથી પડતી. જ્ઞાનતંતુઓ બહેરા થઈ જાય છે. પછી સોજો ફૂટવા માંડે છે અને અંદરથી પરુ નીકળ્યા કરે છે. આખું શરીર સુજી જાય છે. આખું શરીર અને ચહેરો ભયંકર વિચિત્ર દેખાવા માંડે છે. આ અવસ્થામાં પણ હરતાલભસ્મનો સારો ઉપયોગ થાય છે. પરંતુ ગલત્કુષ્ઠમાં જ્યાં સુધી સોજા ફૂટી માત્ર પરુ જ વહેતું હોય, ત્યાં સુધી ઔષધિ કે બીજા ઉપચાર થઈ શકે છે. એક વખત અવયવ જીર્ણ થઇ તૂટી જઇ ખરી જવા માંડે, પછી જોઇએ તેવી અસર નથી થતી. આ જ નિયમ આનુવંશિક કુષ્ઠને પણ લાગુ પડે છે.

વાતાદિક દોષોથી દૂષિત કુષ્ઠ અને ઉપદંશજન્ય કુષ્ઠ બંનેમાં ઘણીવાર રોગ વધી જાય, ત્યારે વાતવાહિનીઓ દૂષિત થઈ સ્પર્શાસહત્વ થાય છે. એટલે કે સહેજ આઘાત થતા ભયંકર દુખાવો થાય છે, સહેજ પણ ધક્કો સહન નથી થતો. સહનશક્તિનો નાશ થવાથી આખા શરીરમાં ઝણઝણાટ થયા કરે છે. ઘણીવાર તો દરદી રડવા માંડે છે. અથવા કેટલાકની વાતવાહિનીઓ સંકોચાઈ જાય છે અને તેથી સ્નાયુ અને માંસનો પણ સંકોચ થઈ જાય છે. જે ભાગમાં દુષ્ટિ થઇ હોય તે સુકાયા જેવો થઇ જાય છે. આ પ્રકારના ઉપદ્રવોમાં પણ હરતાલભસ્મનો ઉપયોગ સારી રીતે થાય છે. એ જ રીતે ઉપદંશના ઉપદ્રવરૂપે થયેલા પ્રમેહ અને અર્શરોગ પણ હરતાલભસ્મના સેવનથી સારા થઈ ગયાના અનેક દાખલા છે.

વારંવાર ઊથલો મારીને આવનારો તાવ, જેને પરિવર્તિત જ્વર કહે છે, તે તાવમાં હરતાલ ખાસ વપરાય છે. તેમજ સાધારણ શીતપૂર્વક જ્વર (મેલેરિયા, વિષમજ્વર અને કફપ્રધાન જ્વર) પર પણ હરતાલભસ્મ વપરાય છે.

સન્નિપાતમાં પણ જ્યારે વાત અને કફનો પ્રકોપ દૂર કરવાની જરૂર હોય, ત્યારે હરતાલભસ્મ વપરાય છે. હરતાલભસ્મના સેવનથી બેશુદ્ધિ અને શરદી એકદમ શમી જાય છે, વાતવાહિનીઓ મજબૂત બને છે અને રોગી સચેત થઈ જાય છે. સન્નિપાતમાં આ ભસ્મ આદાના રસ સાથે આપવી જોઈએ.

આ ભસ્મ કફ અને વાતદોષ, રસ, રક્ત માંસ એ દૂષ્ય, અને ત્વચા, શાખા અને યકૃત એ સ્થાનો પર વધારે ફાયદો કરે છે. (ઔ. ગુ. ધ. શા.)

**સૂચના**—પિત્તપ્રધાન કુષ્ઠ અને પિત્તપ્રધાન વાતરક્તમાં હરતાલ ન આપવી જોઈએ. હરતાલભસ્મના સેવન દરમ્યાન સૂર્યનો તડકો, મીઠું, ખટાશ, તેલ, મરચું વગેરે નુકસાનકારક ચીજો ન લેવી. જરૂર હોય તો ખોરાકમાં થોડાં મરી અને સિંધવ નાખવાં.

કબજિયાત કે મૂત્રનો અવરોધ હોય તો હરતાલ ખાસ ફાયદો નથી કરી શકતી. માટે પહેલો કોઠો સાફ કરવો જોઈએ.

જૂના રોગમાં માત્રા ઓછી આપવી. તેમજ ઔષધિ રસરક્ત વગેરેમાં સારી રીતે મળી જાય માટે વારંવાર ૧૦–૧૫ દિવસ પછી દવા ૩–૩ દિવસ બંધ રાખવી.

**બીજી વિધિ**—ક્ષારજલથી શુદ્ધ કરેલી હરતાલ ૨ તોલા અને શુક્તિભસ્મ ૨ તોલા મેળવી કુંવારના રસમાં ૩ કલાક ખરલ કરી પૂરી જેવી ટીકડીઓ બનાવી તડકામાં સૂકવવી. પછી તેને શરાવસંપુટમાં મૂકી ૨ શેર છાણાંનો અગ્નિ

આપવો. ઠંડું પડ્યે ભસ્મ કાઢી લેવી. આમાંથી હરતાલ થોડી ઊડી જાય છે, તોપણ સારું કામ આપે છે.

**માત્રા**—½ થી ૨ રતી દિવસમાં ૨ વાર.

**ઉપયોગ**—આ ભસ્મ કુષ્ઠ, નવો તાવ, જીર્ણજ્વર અને વિષમજ્વરને મટાડે છે. વિષમજ્વર આવતાં પહેલાં ૩ કલાક અગાઉ ૩ માસા સાકર સાથે આપવી. ૨ કલાક પછી ફરી આપવી. આ ભસ્મને કુષ્ઠરોગ પર વધારે હિતકર માનેલી છે.

## (૩૬) મલ્લ (સોમલ) ભસ્મ

**પ્રથમ વિધિ**—સોમલની ભસ્મ બનાવવા માટે પહેલાં નીચે પ્રમાણે સૂરોખારની ભસ્મ તૈયાર કરવી.

સૂરોખાર ૩૨ તોલા અને હાથીદાંતનો ચૂરો ૩૨ તોલા લેવો. સૂરોખારમાં થોડાં પાણીનાં ટીપાં નાખી લાકડાની આંકણી પર કાગળ રાખી ચારે બાજુ લગાવી પોલી નળી બનાવવી. સુકાઈ જાય એટલે કડાઇમાં અથવા માટીના વાસણમાં થોડો હાથીદાંતનો ચૂરો પાથરી તેના પર નળી રાખી તેની અંદર હાથીદાંતનો બધો ચૂરો ભરી દેવો. પછી નીચે મંદ અગ્નિ આપવો, એટલે થોડા વખતમાં એક રસ થઈ નિર્ધૂમ ભસ્મ બની જશે. ત્યાર પછી નીચે ઉતારી, વાટી શીશીમાં ભરી લેવી.

ઉપરની ભસ્મમાંથી ૨ તોલા એક કોડિયામાં પાથરવી. ઉપર ૧ તોલા સોમલનો કટકો રાખવો. તેની ઉપર ૨ તોલા સૂરોખારની ભસ્મ પાથરી સોમલને બરાબર ઢાંકી દેવો. પછી ઉપર બીજું સરખું કોડિયું ઢાંકી, શરાવસંપુટ કરી, સુકાય એટલે કપોતપુટ આપવો. (કપોતપુટ: ૨–૪ છાણાંનો ભૂકો કરી, તેની વચ્ચે સંપુટ મૂકી અગ્નિ આપવો. પુટની ઊંચાઈ લગભગ ૮–૯ ઇંચ હોય છે.) સ્વાંગશીતળ થયે સંપુટ ખોલી સફેદ રંગની ભસ્મ કાઢી લેવી, અને ચારે તરફ લાગેલી મેલા રંગની સૂરોખારની ભસ્મ કાઢી નાખવી. મલ્લભસ્મમાં થોડી સૂરોખારની ભસ્મ મળી જવાથી વજન સહેજ વધી જાય છે; તો પણ આ ભસ્મ કામ બહુ સારું કરે છે.* ૨. ત.

---

* **મલ્લાદિહૈનાદિવટી**—'રસતરંગિણી'ના ટીકાકારે લખ્યું છે કે ઉપરની મલ્લભસ્મ ૧ રતી, અફીણ ૬ માસા, જુંદબેદસ્તર ૨ માસા, અંબર ૧ રતી અને કેસર ૮ માસા મેળવી ગાયના દૂધમાં ૬ કલાક ખરલ કરી ના–ના રતીની ગોળીઓ વાળી લેવી. માત્રા—૧ થી ૨ ગોળી સવારમાં દૂધ સાથે આપવી. આ વટી નપુંસકતાનો નાશ કરનાર અને શક્તિ વધારનાર છે. (આ ગોળી બનાવી ઉપર સોનાનાં વરક લગાડવાથી અથવા એમાં સુવર્ણભસ્મ ૧ માસો ઉમેરી લેવાથી વધારે ફાયદો કરે છે.

**નોંધ**—આવી જાતની મલ્લભસ્મની પરીક્ષા ભસ્મને અગ્નિ પર નાખી થતી નથી. જે ભસ્મમાંથી સોમલ પૂરેપૂરો ઊડી જાય છે, તે અગ્નિ પર નિર્ધૂમ રહે છે. આ ભસ્મમાંથી ધુમાડો નીકળે છે. આ ભસ્મની પરીક્ષા દરદીને કેટલો ફાયદો થાય છે તે પરથી થાય છે.

**માત્રા**—$\frac{1}{16}$ થી $\frac{1}{8}$ રતી સવારે દૂધની તર અને સાકર અથવા માખણ સાથે આપવી. શક્તિ લાવવા માટે દિવસમાં ૧ વાર આપવી. સન્નિપાતમાં આવશ્યકતા અનુસાર દિવસમાં ૨–૩ વાર ૩ દિવસ સુધી આપી શકાય છે.

**ઉપયોગ**—આ ભસ્મના સેવનથી શ્વાસ, કાસ, શીતજ્વર, કોઢ, પક્ષાઘાત અને નપુંસકતા વગેરે રોગો નાશ પામે છે.

સોમલ તીક્ષ્ણ અને ઉષ્ણવીર્ય હોવાથી કફ અને આમનું શોષણ કરે છે, પિત્તની વૃદ્ધિ કરે છે, તેમજ રક્તાભિસરણ ક્રિયાને વધારે છે. તે ઉપરાંત જંતુઘ્ન હોવાથી રક્ત, માંસ, અસ્થિ અને મજ્જામાં રહેલા વિષમજ્વર, ઉપદંશ અને કુષ્ઠ વગેરેના જંતુઓનો નાશ કરે છે. આ ભસ્મ ઉપદંશના વિષપ્રકોપથી ઉત્પન્ન થયેલા ઉપદ્રવો–ગુદચક (Condyloma), નાસાવ્રણ, તાલુવ્રણ, પક્ષ્મવ્રણ, નેત્રવ્રણ, નાડીવ્રણ, અતિસાર, અંત્રવિકાર, પક્ષાઘાત વગેરેને પણ મટાડે છે; તેમજ ફેફસાં, હૃદય અને વાતવાહિનીઓને ઉત્તેજના આપે છે. જો કફપ્રધાન સન્નિપાતમાં શરૂઆતથી જ સોમલ આપવામાં આવે તો રોગનું જોર વધી શકતું નથી. બેશુદ્ધિ, ગળામાં કફ બોલવો, મંદ નાડી, ઠંડું શરીર અને ભ્રમ વગેરે લક્ષણો હોય, વાતવાહિનીઓમાં કફને બહાર કાઢી નાખવાની શક્તિ ન રહી હોય, તે વખતે સોમલ તરત પોતાનો પ્રભાવ બતાવે છે. પરંતુ તાવ ૧૦૧°થી વધારે હોય, આંખો લાલ હોય, તેમજ બીજાં પિત્તપ્રધાન લક્ષણો દેખાતાં હોય તેવી સ્થિતિમાં સોમલ ન આપવો જોઈએ; નહીંતર રક્તાભિસરણક્રિયાનો વેગ વધી માથા પર લોહીનું દબાણ વધી જાય છે.

**સૂચના**—કાસ, શ્વાસ, વગેરે રોગોમાં કફ વધારે હોય ત્યારે સોમલની માત્રા ઓછી આપવી જોઈએ; નહીંતર કફનો પ્રકોપ, હૃદયનો અવરોધ, આંખોમાં દાહ, પેટમાં દુખાવો, માથામાં દરદ, સાંધાઓમાં દરદ, મૂત્રપિંડમાં ગરમી વગેરે વિકારો થવા માંડે છે, અને પેશાબ પીળો અને ઓછો થઈ તાવ આવી જાય છે. કદાચ એવું થાય તો મોતી અને શિલાજિત આપી ઉપદ્રવોનું શમન કરવું. તે પછી જરૂર હોય તો ૩ દિવસ પછી ફરીથી નાની માત્રામાં સોમલ આપવો શરૂ કરવો.

મલ્લભસ્મ ખાનારને મૂળા બિલકુલ ન આપવા. પિત્તપ્રકૃતિવાળાને, પિત્તવિકારવાળાને અને ગરમ ઋતુમાં આ ભસ્મ ન આપવી.

**બીજી વિધિ**—સોમલ, સૂરોખાર, ચૂનો, શુક્તિભસ્મ, ફુલાવેલો ટંકણખાર દરેક ૨–૨ તોલા અને નવસાર ૧૬ તોલા લેવો. પછી બધાંને બારીક ખરલ કરી આકડાનું દૂધ ૮ તોલા નાખી ખરલ કરી ૨–૨ તોલાની ટીકડીઓ વાળવી. પછી ટીકડીઓને શરાવસંપુટમાં મૂકી કપડમટ્ટી કરી સુકાઇ જાય એટલે ૨ાા શેર છાણાંની અગ્નિ આપવાથી કાળા રંગની ભસ્મ તૈયાર થશે. ભસ્મ વજનમાં ઓછી ઊતરે છે પણ ફાયદો સારો કરે છે. **(ધન્વંતરિ)**

**માત્રા**—ાા થી ૧ રતી આદાના રસ અથવા દૂધ–સાકર સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—વાતવ્યાધ, અર્ધાંગવાયુ, ગાંઠિયો વા, જીર્ણજ્વર, નવો વાતજ્વર, કફજ્વર, સન્નિપાત વગેરેને આ ભસ્મ મટાડે છે ન્યુમોનિયામાં એ ખૂબ ફાયદો કરે છે. એ પરસેવો લાવી તાવને ઘટાડે છે અને ગલગંડ અને અર્શમાં પણ ફાયદાકારક છે.

**ત્રીજી વિધિ**—સફેદ સોમલ ૧ તોલો અને શુક્તિભસ્મ ૨ તોલા લઇ આકડાના પાનના રસમાં ત્રણ કલાક ખરલ કરી, ટીકડીઓ બનાવી, સૂકવી ઉપર કહેલી રીત મુજબ ફૂંકી દેવી.

**માત્રા**—ાા–ાા રતી દિવસમાં ૨ વાર મધ સાથે ચટાડવી.

**ઉપયોગ**—આ ભસ્મ કફપિત્તાત્મક શ્વાસ, ખાંસી, મંદાગ્નિ, ઉદરરોગ, લોહીવિકાર, વાળો અને ચામડીના રોગમાં ફાયદાકારક છે. બહુ દારૂ પીનારને થતી ઊલટી, ઊબકા, પેટમાં બળતરા અને બેચેની એ મટાડે છે.

**સૂચના**—શ્વાસના દરદીને સવારમાં બે તોલા ઘી પિવરાવી અર્ધો કલાક પછી આ ભસ્મ આપવી. સાંજે ઘી પિવરાવવાની જરૂર નથી. અથવા ઘીને બદલે પીપર અને મધ સાથે ચટાડી ઉપર દૂધ પાવું જોઇએ.

## (૩૭) શૃંગભસ્મ

**વિધિ**—શુદ્ધ કરેલા સાબરશિંગાના ટુકડાના વજનથી ૪ ગણા આકડાનાં પાન લઇ ખાંડી લુગદી બનાવવી. તેમાંથી અર્ધી લુગદી કપડા પર બિછાવી સોપારી જેવડા કટકા મૂકી, ઉપર બાકીની લુગદી પાથરી પોટલી બાંધી ઉપર મજબૂત કપડમટ્ટી કરવી. પોટલીમાં સાબરશિંગના કકડા એકબીજાને અડકે નહિ એટલું સમાલવું. કપડમટ્ટી સુકાઇ જાય એટલે ગજપુટ અગ્નિ આપવાથી સફેદ રંગની મુલાયમભસ્મ તૈયાર થાય છે. જો ભસ્મમાં કોઇ ટુકડો કાળો અને કાચો રહી જાય તો તેને આકડાના રસમાં ૩ કલાક ખરલ કરી સંપુટ કરી બીજીવાર ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ બની જશે. **(બ્ર. સ્વા. સદાનંદજીગિરિ)**

ઉપરની રીતે કુંવારનો ગર્ભ પાથરી તેમાં સાબરશિંગાના ટુકડા પાથરીને પણ ભસ્મ બનાવાય છે.

**સૂચના**—સૂકી ખાંસીમાં શૃંગભસ્મ ન આપવી. આંકડાનાં પાનની લુગદીને બદલે કુંવારના ગર્ભમાં સંપુટ કરીને પણ ભસ્મ બનાવાય છે. તે સૌમ્ય હોય છે. તીક્ષ્ણ રોગમાં ઉગ્ર ભસ્મ લાભદાયક છે, પણ કોમળ પ્રકૃતિવાળાને માટે સૌમ્ય ભસ્મ હિતકારી છે.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર કફને બહાર કાઢવા માટે સાકર સાથે. પાતળા કફને સૂકવવા માટે મધ કે નાગરવેલના પાન સાથે. શળ પર પીપર મધ સાથે. અને ક્ષયના તાવમાં પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ સાથે આપવી. એવી જ રીતે બીજાં અનુપાનોની યોજના કરવી. મૃદ્દવસ્થિ રોગમાં પ્રવાલપિષ્ટિ કે ગોદંતી સાથે આપવી. શ્વસનક જ્વર (ન્યુમોનિયા)માં શૃંગભસ્મ, મોરપીંછની ભસ્મ અને ૧–૧ તોલો અષ્ટાંગ અવલેહ સાથે આપવી. ઉપર સૂંઠવાળી ચા પાવી.

**ઉપયોગ**—શૃંગભસ્મ શ્વાસ, ખાંસી, પડખામાં શળ, ફુફ્ફુસસન્નિપાત, બાળકોની વરાધ, નવો ફુફ્ફુસાવરણ શોથ, ઉરસ્તોય, વાતકફ જ્વર, જીર્ણજ્વર, સેન્દ્રિય વિષજનિત અસ્થિવિકાર, ક્ષયમાં તાવ, સળેખમ, હૃદયશળ, મંદાગ્નિ, મૂત્રપિંડનો વ્રણ, દાંતમાંથી પરુ નીકળવું ( Pyorrhea ) અને બાળકોનો મૃદ્દવસ્થિ રોગ આ બધા રોગોનું શમન કરે છે.

શૃંગભસ્મના મુખ્ય ગુણ જ્વરઘ્ન, શક્તિવર્ધક, કફના સ્રાવનું નિયમન કરવું, ફેફસાંમાં રહેલા કફદોષને સામ્ય અવસ્થામાં લાવી ફેફસાંના કોષોને શક્તિ આપવી, હૃદયને શક્તિ આપવી, ક્ષયની પહેલી અવસ્થામાં ક્ષયના જંતુઓનું નિયમન કરી ક્ષયને વધવા ન દેવો વગેરે છે. આમાં છેલ્લી અસર તો ફેફસાં કે બીજા સ્થાનના શારીરિક ઘટકો મજબૂત થઇ ક્ષયના જંતુઓનો અથવા ક્ષયના વિષનો નાશ થાય છે ત્યારે થાય છે. શૃંગભસ્મથી ક્ષયનું વિષ તદ્દન નષ્ટ થઇ જાય છે એમ નથી. ક્ષયજન્ય વિષને નિર્વિષ કરનાર અને ક્ષયના જંતુઓને મારનાર જંતુઘ્ન દવા તો સુવર્ણભસ્મ છે. પરંતુ શૃંગભસ્મનો ઉપયોગ જંતુઓની વૃદ્ધિ રોકવામાં થતો હોવાથી ક્ષયની શંકા પડે કે તરત શૃંગભસ્મ અને પ્રવાલભસ્મ મેળવીને આપવાથી ક્ષય થતો નથી અને દરદી ક્ષયથી બચી જાય છે. એવે વખતે આ ભસ્મ ૧ રતીથી શરૂ કરી ધીરે ધીરે ૬ રતી સુધી વધારવી જોઇએ.

શ્વાસનળીમાંથી પ્રમાણથી વધારે કફસ્રાવ થતો હોય તો શૃંગભસ્મ તેને નિયમિત કરી કફવિકારને દૂર કરે છે. અરડૂસી શ્વાસવાહિનીઓમાંથી કફનો વધારે સ્રાવ કરાવનાર છે, જેઠીમધ શ્વાસવાહિનીઓના સોજાને ઓછો કરે છે. એટલે તે મધુર, ચીકણો, પાતળો અને કોમળ રસ ઉત્પન્ન કરનાર હોવાથી સોજો ઓછો

થઇ જાય છે. જ્યારે ગળામાં બળતરા, સોજો, ફોલ્લીઓ, ઉપજિહ્વા વગેરે દોષોથી ખાંસી આવે છે, ત્યારે બહેડામાં સ્તંભક ગુણ હોવાથી તે ઉપયોગી થઇ પડે છે. આ રીતે ખાંસીનાં જુદાંજુદાં કારણો પ્રમાણે જુદીજુદી ઔષધિઓ વપરાય છે.

વાતજન્ય સૂકી ખાંસીમાં શૃંગભસ્મ ન આપવી જોઇએ. નહિ તો શૃંગભસ્મના યોગથી શ્વાસવાહિનીઓ સૂકી થઈ ખાંસી વધી જશે. પણ બાળકોના ઉંટાટિયામાં અને તેના જેવી સંસર્ગજન્ય ખાંસીમાં શૃંગભસ્મ સારી રીતે વપરાય છે. ફેફસાંના સોજા પછી કે શ્વાસવાહિનીઓના સોજા પછી થનારી ખાંસીમાં તેમજ કફસંચયને લીધે થનારી ખાંસીમાં શૃંગભસ્મ ઉત્તમ પ્રકારે વપરાય છે. (સાબરશિંગાની ભસ્મ કરતાં નાનાં બાળકો માટે હરણનાં શીંગડાંની ભસ્મ વધારે ઉપયોગી છે. હરણનાં શીંગડાંની ભસ્મ સાબરશિંગાની માફક કરાય છે.)

ફુફ્ફુસસન્નિપાત પછી ઘણું કરીને છાતીમાં કફનો વધારે સંચય થાય છે. આ કફ ઘણા દિવસ સુધી રહી ત્રાસ આપે છે. કફ દુર્ગંધવાળો, પીળા રંગનો અને ચીકણો નીકળે છે. એવા કફનો જલદી નિકાલ કરવો જોઇએ અને ફરીથી નવો દૂષિત કફ ઉત્પન્ન ન થવો જોઈએ. તેમજ અંદરના અવયવો નિર્દોષ અને બળવાન બનવાં જોઈએ. આ બધાં કામ માટે ઉત્તમ ઔષધિની યોજના કરવી હોય તો શૃંગભસ્મ અને રસસિંદૂર મેળવી અરડુસી, જેઠીમધ, બહેડા અને સાકરના ઉકાળા સાથે દિવસમાં ૨ થી ૩ વાર આપવું જોઇએ. પંચગુણતૈલ અને નારાયણતૈલને મેળવી, સહેજ ગરમ કરી, છાતી પર માલિસ કરવાથી તેમજ ગરમ પાણીથી શેક કરવાથી જલદી ફાયદો થાય છે.

કેટલીક વાર આ રીતે કફનો સ્રાવ ઓછો થયા છતાં કે કફની દુર્ગંધ કમી થયા છતાં, અંદરનો કોઈ એકાદ ભાગ દૂષિત રહી જાય છે અને તેથી કેટલાક વખત પછી તે ભાગમાં દોષસંચય વધે છે. દોષદુષ્ટિ વધી તાવ આવવા માંડે છે. એ જાતના તાવમાં વધારે ત્રાસ નથી પડતો પણ દરદીની શકિત ઘટી જાય છે. એની સ્થિતિમાં બીજી જ્વરઘ્ન ઔષધિઓ કરતાં શૃંગભસ્મ આપવી હિતકર છે. એની સાથે તદ્દન થોડા પ્રમાણમાં રસસિંદૂર આપવાથી ફેફસામાંના મલદ્રવ્ય અને દોષદુષ્ટિનો નાશ થવામાં સારી મદદ મળી જાય છે. આ દુષ્ટિ દૂર થાય એટલે તાવ એની મેળે શમી જાય છે.

શૃંગભસ્મ હૃદયને પુષ્ટિ આપનારી છે. હૃદયની ચળના જૂના રોગમાં હૃદયમાં ખાસ વિકૃતિ ન હોય, માત્ર હૃદયેન્દ્રિયની સામાન્ય અશક્તિ જ કારણ હોય, અને સ્નાયુ તથા જ્ઞાનતંતુઓ નબળા પડયા હોય, તેવી સ્થિતિમાં શૃંગભસ્મ જરૂર આપવી જોઇએ. તેમજ ઘણા દિવસના ઉપવાસને લીધે, રસ્તે ચાલવાને લીધે કે મગજના બહુ પરિશ્રમને લીધે નબળાઇ આવી હોય, તોપણ શૃંગભસ્મ આપવી

સારી છે. એવી અશક્તિ વખતે સહેજ જ કારણ મળતાં થનારી ગભરામણ, હૃદયનો વેગ વધી જવો, દરદીના કાનમાં અવાજ અને નાડીના ધબકારા લાગવા, એવા રોગમાં શૃંગભસ્મ અને સુવર્ણમાક્ષિક ભસ્મ મેળવીને આપવી ફાયદાકારક છે. હૃદયની નબળાઇને લીધે થયેલી ખાંસી, લોહીમાં આવેલી નબળાઇ, મોં અને આખા શરીર પર આવેલો કફજન્ય સોજો અથવા સોજા માફક મોં ફૂલેલું લાગવું વગેરે વિકારોમાં શૃંગભસ્મ આપવી ફાયદાકારક છે.

અમે ઘણીવાર નિર્જન્તુક ક્ષય અને જંતુજન્ય ક્ષય પર શૃંગભસ્મ વાપરી અનુભવ કર્યો છે. શૃંગભસ્મ આપવાથી ક્ષયરોગમાં આવનારો તાવ અને ખાંસી જલદી મટી જાય છે, એટલું જ નહિ પણ ક્ષયના જંતુઓનું નિયમન કરવાની અને વધવા ન દેવાની અસર પણ ક્ષયના જંતુઓ પર થાય છે. આ ભસ્મનું સેવન કરતાંની સાથે જ આગળ વધતા ક્ષયના જંતુઓના પગ પાછા પડે છે. ક્ષયમાં રોગી તદ્દન ગભરાઇ ન ગયો હોય, બળ અને માંસ તદ્દન ઘટી ગયાં ન હોય, તો શૃંગભસ્મનો બહુ સારો ઉપયોગ થાય છે. ક્ષયરોગની તદ્દન શરૂઆતની પહેલી અવસ્થામાં શૃંગભસ્મ આપવામાં આવે તો ક્ષયનો દરદી ઘણું કરીને સારો જ થઇ જાય છે. એટલા માટે ક્ષયરોગ માટેની અનેક ઔષધિઓમાંથી શૃંગભસ્મ એક ઉત્તમ ઔષધિ છે, એવું કહેવામાં અતિશયોક્તિ નથી. ક્ષયરોગમાં અભ્રકભસ્મ, સુવર્ણભસ્મ અને શૃંગભસ્મ એ ત્રણે એકઠી કરી આપવાથી જલદીથી વધારે ફાયદો થાય છે. તે જ પ્રમાણે શરીરમાં રહેલા ઝીણા તાવ માટે પણ આ ભસ્મ સારી રીતે વપરાય છે.

બાળકોનાં હાડકાં બહુ કમજોર થઈ જાય તેવી નબળાઇ, અને હાથપગ સુકાઇ જાય, પેટ ગાગર જેવું થઇ જાય, તેવા બાલશોષ રોગમાં શૃંગભસ્મ અને પ્રવાલપિષ્ટિના મિશ્રણનો સારો ઉપયોગ થાય છે.

મૂત્રપિંડના પૂયવ્રણ અને વૃક્કવ્રણ રોગમાં બંગભસ્મ અથવા બીજી ઔષધિઓ સાથે શૃંગભસ્મ આપવાથી પરુ જલદી સુકાવા માંડે છે અને રોગ કાબૂમાં આવી જાય છે, તથા દરદીને જો બહુ ત્રાસ થતો હોય તો તે પણ ઓછો થઈ જાય છે.

શૃંગભસ્મ કફદોષ, રસ, રક્ત, અસ્થિ, અને મજ્જા એ દૂષ્ય અને શ્વસનેન્દ્રિય, હૃદય અને મૂત્રપિંડ એ સ્થાનો પર ફાયદો કરે છે. (ઔ. ગુ. ધ. શા.)

શૃંગભસ્મ ૧ રતી અને શુદ્ધ નવસાર ૪ રતી કોકરવરણા પાણી સાથે આપવાથી નવા સળેખમમાં કફનો સ્રાવ જલદી થવા માંડે છે. પછી થોડા જ વખતમાં સળેખમ અને માથાનું દરદ મટી જાય છે.

જો શ્વાસમાં કફ ભરાઈ જવાથી બહુ ત્રાસ થતો હોય તો શૃંગભસ્મ સાથે મલ્લસિંદૂર (નં. ૨.) અને ત્રિકટુ મેળવી ૪-૪ કલાકે મધ સાથે આપવામાં આવે, અને ઉપર ચા પાવામાં આવે, તો એક જ દિવસમાં ગભરામણ દૂર થાય છે. પણ કફ જાડો હોય તેવા દરદીઓને મલ્લસિંદૂર ન આપવો. તેમને શૃંગ, અભ્રક, સમીરપન્નગ અને સિતોપલાદિચૂર્ણ મેળવી ૪-૪ કલાકે આપવું જોઈએ. સમીરપન્નગ મેળવવાથી કફ સહેલાઈથી બહાર નીકળી જાય છે.

લોહીમાં જંતુઓ અને સેન્દ્રિય વિષ દાખલ થવાથી નખની રચના અવ્યવસ્થિત અને વિકૃત થવા માંડે છે. ઘણેભાગે ઉપદંશના વિષથી તો એવું થાય છે જ. તેમજ પેટમાં લાંબો વખત સૂક્ષ્મ કૃમિઓ રહેવાથી પણ નખ બેડેલા, અનિયમિત, જાડાપાતળા થઈ જાય છે. એ ઉપર બપોરના જમતી વખતે ગળોસત્ત્વ, નાગરમોથ અને આમળાંના ચૂર્ણ સાથે શૃંગભસ્મ આપી ઉપર ૦॥ તોલો ભૃંગરાજ તેલ પીવા અપાય છે. આ રીતે લેવાથી ૧-૨ મહિનામાં નખનો રોગ મટે છે.

ખાંસીની સાથે કેટલાકને શ્વાસ પણ થાય છે. રોગ જૂનો થઈ જવાથી વારંવાર ખાંસી આવ્યા કરે છે અને ૧૦-૨૦ વાર જોર કર્યા પછી જ કફ નીકળે છે. કોઈ કોઈ વાર ઊલટી પણ થઈ જાય છે, બોલતા શ્વાસ ભરાઈ જાય છે અને શિયાળામાં તો બેઠા બેઠા રાત ગાળવી પડે છે. ઉનાળામાં ત્રાસ ઓછો થાય છે. આ રોગ પર ૨ રતી શૃંગભસ્મ સાથે ૧ રતી રસસિંદૂર મેળવી, તુળસીના રસ અને મધ સાથે દિવસમાં ૨ વાર આપવાથી, ધીમે ધીમે છાતી મજબૂત થઈ કાસ અને શ્વાસ બંને રોગો મટે છે.

### (૩૮) સંગયસબભસ્મ

વિધિ—શુદ્ધ કરેલા સંગયસબને ગાવઝબાનના ક્વાથમાં ૬ કલાક ખરલ કરી ૨-૨ તોલાની ટીકડીઓ વાળવી. પછી તેને સૂર્યના તાપમાં સૂકવી, શરાવમાં ઉપર નીચે ગાવઝબાનની લુગદી રાખી, સંપુટ કરી, સૂકવી, ગજપુટ આપવો. આ રીતે ૩ વખત ગજપુટ આપવાથી મુલાયમ ભસ્મ તૈયાર થાય છે.

**( શ્રી. પં. ગંગાદત્તજી પંત વૈદ્યરાજ )**

**બીજી વિધિ**—ગાવઝબાનના ક્વાથમાં ૧૪ વખત બૂઝવી અર્કગાવઝબાન અથવા કેવડા સાથે ૭ દિવસ ખરલ કરી પિષ્ટિ બનાવી લેવી.

માત્રા—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર મધ સાથે આપવી.

ઉપયોગ—હૃદયના ધબકારા અને ગરમી દૂર કરી હૃદયને બળવાન બનાવે છે. જ્ઞાનતંતુઓની નબળાઈ, મગજની ગરમી, પેટની અશક્તિ અને ધાતુની નબળાઈ દૂર કરી તે યાદશક્તિ વધારે છે.

હૃદય નબળું પડવાથી હૃદયના ધબકારા વધી જાય છે, ચહેરો ફિક્કો પડી જાય છે, પાચનક્રિયા મંદ પડી જાય છે, થોડી મહેનત કરતાં શ્વાસ ભરાઇ જાય છે, ઘણાના માથામાં દરદ થાય છે અને કેટલાકને કફ વધે છે. એને માટે સંગયશબ-ભસ્મ, જહરમોહરાપિષ્ટિ, રસસિંદૂર અને લવંગાદિ ચૂર્ણ મેળવી સાકર અને માખણ સાથે આપવું હિતકર છે.

સંગયશબને પાણીમાં વાટી દૂધ અને સાકર સાથે પણ પીવા અપાય છે. ઘણા મુસલમાનો સંગયશબનું તાવીજ બનાવી હૃદયના રક્ષણ માટે બાળકોને ગળામાં પહેરાવે છે.

## (૩૯) સંગજરાહતભસ્મ

**વિધિ**—ગાવઝબાનના કવાથમાં ૧૪ વખત બુઝવેલા ધાપણ જેવા ઊજળા સંગજરાહત (શંખજીરા)ના ૪૦ તોલા ટુકડા લઇ માટલીમાં ઉપરનીચે કુંવારનો ૨ શેર ગર્ભ ભરી, સંપુટ કરી, ગજપુટ આપવો. સ્વાંગશીતળ થયે કુંવારની રાખમાંથી શંખજીરાની ભસ્મ કાઢી વાટી લેવી.

**માત્રા**—૪ થી ૮ રતી દિવસમાં ૨ વાર આપવી.

**અનુપાન**—પરમિયામાં ૨૧ દિવસ સુધી સવારે માખણ સાથે આપવી. પ્રદરમાં ચોખાના ધોવણ સાથે આપવી. આંતરડાંમાં ચાંદાં અને સોજો આવી લોહી અને પરવાળા ઝાડા થતા હોય, તો ગળોસત્ત્વ અને મધ અથવા દહીં કે બકરીના દૂધ સાથે આપવી. તેમજ ઉરઃક્ષત, જીર્ણજ્વર, રક્તપિત્ત અને કફ-કાસમાં લોહી આવવું આ બધાંમાં મલાઇ અને સાકર સાથે અથવા સમાન સોનાગેરુ મેળવી દાડમના શરબત સાથે આપવી. આ ઉપરાંત છરી, ચક્કુ વગેરે વાગી લોહી નીકળતું હોય તો તે બંધ કરવા ઘા ઉપર આ ભસ્મને દબાવી દેવી.

**નોંધ**—દંતમંજનમાં નાખવા માટે કુંવારના રસની જરૂર નથી. શંખજીરું ૧–૧ શેર માટલીઓમાં ભરી ગજપુટ પર ૪–૬ માટલીઓ મૂકી ભઠ્ઠી કરવાથી દંતમંજનમાં મેળવવા યોગ્ય મુલાયમ ભસ્મ બને છે. મુલાયમ ન બની હોય તો ફરી ગજપુટ આપવો.

**ઉપયોગ**—આ ભસ્મ પરિમયો, શ્વેતપ્રદર, રક્તપ્રદર, ધાતુની નબળાઈ, ઉરઃક્ષત, અતિસાર, મોંનાં ચાંદાં, દાહ, રક્તપિત્ત, વગેરે મટાડે છે. દંતમંજનમાં મેળવવાથી તે દાંતને સફેદ બનાવે છે, અને પરુ નીકળતું હોય તે બંધ કરે છે. કર્ણસ્રાવમાં પણ આ ભસ્મને જ કાનમાં નાખી ઉપર લીંબુના રસનાં ૨ ટીપાં નાખવાથી થોડા જ દિવસમાં આરામ થાય છે.

## (૪૦) સંગયહૂદ (હજરૂલયહૂદ) ભસ્મ

**વિધિ**—સંગયહૂદને શુદ્ધ કરી ક્ષમાસાની લૂગદીમાં મૂકી સંપુટ કરવો. ૨૦

તોલા સંગયહૂદ માટે ૮૦ તોલા ધમાસાની લુગદી લેવી. સંપુટ સુકાઈ જાય એટલે ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે સંગયહૂદને કાઢી મૂળાના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી, નાની નાની ટીકડીઓ વાળી, સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી, ગજપુટ આપવાથી મુલાયમ ભસ્મ તૈયાર થાય છે.

**માત્રા**—૨ થી ૪ રતી શરબત બજૂરી અથવા સાકર સાથે ૧–૧ કલાક પછી ૨–૩ વાર આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ પથરી, શર્કરા અને પેશાબના અવરોધને મટાડે છે અને પથરીને તોડી નાખી તરત પેશાબ સાથે બહાર કાઢી નાખે છે. પથરી બહુ વધી ગઈ હોય તો ૮–૧૦ દિવસ રોજ સવારમાં વધારે માત્રામાં આપતા રહેવાથી ઓપરેશન વગર પથરીને તોડી કાઢી દરદ મટાડે છે.

ઘણા હકીમો સંગયહૂદને પાણી સાથે ઘસીને વાપરે છે. એવી જ રીતે પિષ્ટિ બનાવીને પણ ઉપયોગમાં લેવાય છે.

## (૪૧) પિત્તળભસ્મ

**વિધિ**—૨૦ તોલા શુદ્ધ પિત્તળના પતરાના નાના નાના કટકા કરવા. પછી ૨૦–૨૦ તોલા મન શિલ અને શુદ્ધ ગંધક લઇ લીંબુના રસમાં ખરલ કરી કટકા ઉપર તેનો લેપ કરવો. જો પિત્તળનો ભૂકો કર્યો હોય તો મન.શિલ અને ગંધક સાથે લીંબુના રસમાં ખરલ કરી ગોળો વાળવો, અને સૂર્યના તડકામાં સૂકવી ગોળાને અથવા પેલા લેપ કરેલા કટકાને શરાવસંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે કાઢી લઇ ફરી ઉપરોક્ત વિધિ પ્રમાણે મન શિલ અને ગંધક સાથે લીંબુના રસમાં ખરલ કરી ગોળો વાળી ગજપુટ આપવો. આ રીતે ૮ ગજપુટ આપવા. પછી એક જંબીરી લીંબુના રસનો પુટ આપવાથી ભસ્મ નિર્દોષ અને લાભદાયક બને છે. (ર. ર. સ.)

**માત્રા**—૦ા થી ૧ રતી દિવસમાં ૨ વાર મધ, મીઠા અનારદાણાના રસ કે રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—પિત્તળભસ્મ ઉષ્ણવીર્ય અને શીતળ છે. તેમજ રુક્ષ, લવણ રસવાળી, કડવી, દીપન અને પાચન કરનારી છે. રક્તપિત્ત, શ્વેતકુષ્ઠ, યકૃતદોષ, બરોળવૃદ્ધિ, લોહીવિકાર, પ્રમેહ, અર્શ, સંગ્રહણી, શૂળ, પાંડુરોગ અને કૃમિનો નાશ કરે છે. ખાસ કરીને પિત્તજન્ય રોગોમાં પિત્તળભસ્મ ઉપયોગી છે. આ ભસ્મ બહુ ઓછી વપરાય છે.

આ ભસ્મમાં તામ્રભસ્મ અને જસતભસ્મના મિશ્ર ગુણો છે. આ ભસ્મ તામ્રભસ્મ જેવી ઉગ્ર નથી તેમજ જસતભસ્મ જેવી શીતળ નથી. ઉદર રોગમાં જે દરદીઓ તામ્રભસ્મ સહન કરી શકતા નથી, તેમજ જેમને રસાયનીઓના

વિકારમાં અને શળ, સંગ્રહણી વગેરેમાં જસતભસ્મ ફાયદો ન કરતી હોય તેવા રોગીઓને પિત્તળભસ્મ ફાયદાકારક છે.

## (૪૨) કાંસ્યભસ્મ

**વિધિ**—શુદ્ધ કાંસાના ૨૦ તોલા ભૂકામાં તેટલો જ ગંધક અને ચોથો ભાગ હરતાલ નાખી લીંબુના રસમાં ખરલ કરી ગોળો વાળી તડકામાં સૂકવી મજબૂત સંપુટ કરી ૫ શેર છાણાંનો અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે કાઢી લઈ ફરી ફરી ઉપરની રીતે ૫ શેર છાણાંનો અગ્નિ આપવો. આ રીતે પાંચવાર પુટ આપ્યા પછી કુંવારના રસમાં ૧૨–૧૨ કલાક ખરલ કરી ગોળા વાળી ૩ ગજપુટ આપવાથી ઉત્તમ પ્રકારની મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. (ર.ર.સ.)

**માત્રા**—૧ રતી દિવસમાં ૨ વાર, મધ, ગુલકંદ અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—કાંસ્યભસ્મ લઘુ, તિક્ત (કડવી), ઉષ્ણ, લેખન, દૃષ્ટિ શુદ્ધ કરનાર, દીપન, હિતકર અને ખાસ કરીને વાતપિત્તજન્ય રોગોનો નાશ કરનારી છે. કૃમિ, કુષ્ઠ અને લોહીવિકાર વગેરેનું એ શમન કરે છે. કાંસ્યભસ્મથી ચામડી સુંવાળી બને છે. બહુમૂત્ર, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર વગેરે પેશાબના રોગોમાં પણ એ ફાયદાકારક છે. આંખો માટે પણ એ હિતકર છે.

આ ભસ્મમાં તામ્રભસ્મ અને બંગભસ્મના ભેગા ગુણો છે. આ ભસ્મ આંખોને માટે બહુ ફાયદાકારક છે. લોહીના સ્રાવના રોગો જેવા કે રક્તપિત્ત, અર્શ, ઝાડા અને ઊલટીમાં લોહી પડવું, પેશાબમાં લોહી પડવું, વગેરેમાં એ ફાયદાકારક છે. તેમજ આમનું એ શોષણ કરે છે, આંતરડાંમાં એકઠાં થયેલ સેન્દ્રિય વિષ અને જંતુઓનો નાશ કરે છે, આંતરવિદ્રધિના પરુને સૂકવવામાં એ ઉપયોગી છે અને પક્વાશય અને મૂત્રાશયની શ્લૈષ્મિક કલાઓને એ મુલાયમ બનાવે છે.

**સૂચના**—કાંસ્યભસ્મ સવારમાં લીધા પછી ૩ કલાકે ભોજન કરવું. સાંજે પણ ૩ કલાકનું અંતર રાખવું. વળી કાંસ્યભસ્મ લીધા પછી ૩ કલાક સુધી ઘીવાળો ખોરાક ન ખાવો. રોગને લીધે અપથ્ય ન હોય તો દૂધનું સેવન વધારે રાખવું. રોગમાં અપથ્ય ન હોય તો લીંબુ અને તલનું તેલ લઈ શકાય છે.

## (૪૩) વર્તલોહ (જર્મનસિલ્વર) ભસ્મ

**વિધિ**—શુદ્ધ જર્મનસિલ્વરને કાંસ્યભસ્મની વિધિમાં લખ્યા પ્રમાણે ગંધક અને હરતાલ મેળવી લીંબુના રસ કે આકડાના દૂધ સાથે ખરલ કરી ૫ ગજપુટ આપવાથી ભસ્મ તૈયાર થાય છે. (ર. ર. સ.)

**માત્રા**—૧ થી ૨ રતી મધ, પીપર ને મધ, ઘી, ગળોસત્ત્વ કે રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—જર્મનસિલ્વર કાંસું, તાંબું, પિત્તળ, લોઢું અને સીસું એ પાંચ ધાતુઓના મિશ્રણથી બને છે. એથી આ ભસ્મમાં પાંચે ધાતુના મિશ્ર ગુણ અને સંયોગજન્ય ગુણ રહેલા છે. આ ભસ્મને શાસ્ત્રકારોએ શીતળ, અમ્લ, તીખી, રૂક્ષ, કફપિત્તનાશક, રુચિ ઉત્પન્ન કરનાર, ચામડીના રોગોનો નાશ કરનાર, કૃમિઘ્ન અને આંખોને માટે હિતકારક તથા યોગવાહી માનેલી છે. અનુપાનભેદથી ઘણા રોગોને એ મટાડી શકે છે. તોપણ આ ભસ્મ બહુ થોડી વપરાય છે.

**સૂચના**—આ ભસ્મના સેવન વખતે ખાટા પદાર્થો ન ખાવા જોઇએ.

## (૪૪) તુત્થ ભસ્મ

**વિધિ**—મોરથૂથાનો ૩-૪ તોલાનો ૧ ટુકડો અને ૨૦ તોલા અરીઠાં લેવાં. અરીઠાંનાં લીલાં છોતરાં લઇ બારીક ભૂકો કરી લેવો. પછી સરખા માપવાળાં બે શરાવ લઈ એકમાં નીચે અડધો ભૂકો પાથરી ઉપર મોરથૂથુ મૂકી બાકીના અર્ધા ભૂકાથી મોરથૂથુ ઢાંકી દેવું. બાદ ઉપર બીજું શરાવ ઢાંકી કપડમટ્ટી કરવી. શરાવસંપુટમાં ખાલી જગ્યા ન રહેવી જોઇએ. સંપુટ સુકાઈ જાય એટલે ૧॥ શેર છાણાંની આંચ આપવાથી ભસ્મ તૈયાર થઇ જાય છે.

(શ્રી. પં. રામનાથજી ત્રિવેદી)

**માત્રા**—૩ થી ૬ રતી રોટલી કે પૂરીની વચ્ચે મૂકી ગળી જઈ ઉપર ૧૦ તોલા ઘી પીવું. લગભગ ૨ કલાક પછી ૧ ઝાડો થશે. તે વખતે ફરી ૫ તોલા ઘી પીવું. બીજીવાર ઝાડો થાય ત્યારે ફરી ૫ તોલા ઘી પીવું. આ રીતે વારંવાર ૫-૫ તોલા ઘી પીતા રહેવું. જ્યારે બરોબર જુલાબ લાગી એકલું ઘી જ નીકળે ત્યારે મગની ખીચડી ખાવી. ઘી કોઇવાર ૧૦-૧૨ વખત પાવું પડે છે. દરદીને પાણી ન પાવુ. ખીચડી સિવાય બીજી કોઈ ચીજ ન ખવરાવવી. બીજે દિવસે પણ એકલી ખીચડી જ ખવરાવવી. પછી અનુકૂળ આવે તેવું ભોજન કરાવવું.

**ઉપયોગ**—ઉપદંશનો રોગ એક જ દિવસમાં ચાલ્યો જાય છે. અશુદ્ધ રસકપૂરવાળી દવા લઈ જેના શરીરમાં જુદીજુદી જાતના ઉપદ્રવો ઉત્પન્ન થવા હોય, તેને માટે આ ઔષધિ ફાયદાકારક છે.

ઉપદંશ રોગમાં માસ સુધી દૂષિતતા થઈ હોય અને પિત્તનો પ્રકોપ વધારે પ્રમાણમાં હોય, તેના પર આ તુત્થભસ્મ બહુ ઉપયોગી છે. વિષવિકાર, દૂષી વિષપ્રકોપ, હૃદયનો દાહ, હૃદયશૂળ, કુષ્ઠ, ચિત્રકુષ્ઠ, અમ્લપિત્ત, કબજિયાત અને અર્શ વગેરે રોગોને આ મટાડે છે. તેમજ ઊલટી અને ઝાડા કરાવી એ શરીરને શુદ્ધ કરે છે.

સાપના ઝેર વખતે આંખમાં આંજવાથી બેશુદ્ધિ અને ઊંઘ નથી આવવા દેતી. એને પાણી મેળવી સૂંઘાડવાથી માથામાં ગયેલું ઝેર નાકમાંથી ટપકીને નીકળી જાય છે, અને ખાવા આપવાથી ઝાડા-ઊલટી કરાવી એ ઝેરને મટાડે છે. સાથે સાથે દંશના ભાગ પર નવસારનો ભૂકો નાખ્યા કરવો, જેથી દૂષિત રક્ત સાથે ઝેર બહાર નીકળ્યા કરે. દંશની ઉપર પાટો બાંધ્યો હોય ત્યાં સુધી નવસાર પાણીમાં મેળવી કપડાથી વારંવાર લૂછ્યા કરવું, જેથી ઝેરવાળું લોહી સાફ થયાં કરે.

કેટલાક વૈદ્યો તુત્થભસ્મ સાથે બીજી ઔષધિઓ મેળવી ઉપદંશકુઠારવટી બનાવી લે છે. એ બહુ ફાયદો કરે છે. વૈદરાજ શ્રી. શ્રીરામસિંહજી ચૌહાણ (શેંગાવ) મોરથૂથાને ૪ ગણા કેરીનાં અથાણાં સાથે ખરલ કરી ટીકડીઓ વાળે છે; પછી લઘુ ગજપુટ આપી ભસ્મ બનાવી લે છે. આ ભસ્મ લાલાશ પડતી કાળી બને છે. પછી તે ભસ્મ કાથો અને હિમજ ૫-૫ તોલા અને સમુદ્રફીણ ૨॥ તોલા મેળવી ૬૦ તોલા લીંબુના રસમાં ખરલ કરી ૨-૨ રતીની ગોળીઓ વાળી લે છે. આ ગોળીઓમાંથી ૧-૧ અથવા ૨-૨ ગોળી સવારે એક વખત અથવા સવાર-સાંજ બે વાર રોગ અને રોગીની શક્તિ મુજબ અથાણાંના અર્ધા લીંબુ સાથે આપે છે. ઉપરથી ૨૦ તોલા દહીં પાય છે. પછી તેલમાં તળેલા ૫-૭ અડદનાં વડાં ખવરાવે છે. આ રીતે આપવાથી જુદાજુદા ઉપદ્રવો સાથેનો અસાધ્ય ઉપદંશ નાશ પામે છે. નવો ઉપદંશ, જૂનો ઉપદંશ, મૂત્રેન્દ્રિયનું માંસ સડી ગયું હોય તેવો કોથ સાથેનો ઉપદંશ, ઉપદંશથી થયેલ કુષ્ઠ, વિદ્રધિ, નાડીવ્રણ, મસા વગેરે ઉપદ્રવો એ બધા આ ગોળીના સેવનથી નાશ પામે છે. નવો રોગ ૫-૭ દિવસમાં જ મટી જાય છે, અને જૂના વધી ગયેલા રોગમાં ૧૪ દિવસ દવા આપવી પડે છે.

કાચા રસકપૂર કે હિંગળોકના ધૂમ્રપાનથી કે અપથ્ય સેવનથી રસાયન ફૂટી નીકળ્યું હોય અથવા ભયંકર બળતરા થતી હોય, તો એવા રસાયન ખાનારાઓને પહેલાં રેચ આપી પેટ સાફ કરાવવું. પછી એક દિવસ રોટલી કે ભાત સાથે જંગલી ગાવઝબાનનું શાક ખવરાવવું. બાદ આ ગોળીઓ આપવાથી રસાયનથી ઉત્પન્ન થયેલ વિષ અને ઉપદંશથી થયેલ વિકાર બંને મટે છે. વૈદરાજ શ્રીરામસિંહજીએ આ ઔષધિ હજારો દરદીઓ પર વાપરી છે. એનાથી કોઇને નુકસાન થયું નથી. આ એક ખૂબ નિર્દોષ અને ઉત્તમ ઔષધિ છે.

**સૂચના**—આ ગોળીઓ લેતી વખતે ૧ મહિના સુધી દૂધ ન લેવું જોઇએ. ખાંડ, ગોળ, માંસ અને મૈથુનનો બે મહિના સુધી ત્યાગ કરવો જોઇએ; અને કેરી તથા ચણાના પદાર્થો એક વર્ષ સુધી ન લેવા જોઇએ.

જો કોઇ આ દવા લેતી વખતે આહાર-વિહારના નિયમનો ભંગ કરે છે તો સાંધે સાંધામાં દરદ થઇ જાય છે, તેમજ કેટલાકને સાંધાઓ પર સોજા પણ આવી જાય છે. તે ઉપર સૂંઠ અને મીઠું લેવાથી ૪-૬ દિવસમાં ઉપદ્રવ શાંત થઇ જાય છે.

**બીજી વિધિ**—શુદ્ધ મોરથુથુ, શુદ્ધ ગંધક અને ફુલાવેલો ટંકણખાર ત્રણે ૨-૨ તોલા લઇ, પાકા ફણસના રસમાં ૧૨ કલાક ખરલ કરી, ટીકડીઓ વાળી, સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી, કુકકુટપુટ આપવાથી મોરથૂથાની ભસ્મ થઇ જાય છે. (ર. ર. સ)

**માત્રા**—૪ થી ૮ રતી દહીં, જીરું અને સક્કર કે ગુલકંદ સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી. ઝાડાઊલટી માટે ૧ માસા કોકરવરણા પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ ભસ્મ બધી જાતના દોષ, વિષવિકાર, હૃદયરોગ, શૂળ, અર્શ, કુષ્ઠ, અમ્લપિત્ત, મળની ગાંઠ બાઝી જવી વગેરે રોગોને દૂર કરે છે. તેમજ આ ભસ્મ રસાયન હોવા છતાં ઊલટી અને ઝાડા કરાવે છે. ચિત્ર (સફેદ)કુષ્ઠ અને દૂષી વિષનો પણ એ નાશ કરે છે.

જો મોરથૂથુ સહન ન થઈ શકવાથી, કાંઈ રોગ થઈ જાય તો ૩ દિવસ લીંબુનો રસ લેવો અથવા ચોખાની ધાણીનો ઉકાળો પાવો.

## (૪૫) હરતાલ-ગોદંતી (મિશ્ર)ભસ્મ

**વિધિ**—૫ તોલા ઊંચી જાતની વરકી હરતાલના એક કકડાને પીળા ફૂલની તનમનીના ૧ શેર સ્વરસમાં નાખી એક માટલીમાં ભરવું. માટલીને એક ચૂલા પર મૂકી ૧૨ કલાક સુધી બહુ જ ધીમી આંચ આપવી. જો વચ્ચે રસ ખલાસ થઇ જાય તો બીજો નાખવો. પછી એક શરાવમાં ૨૫ તોલા ગોદંતી ભસ્મ લઈ વચમાં હરતાલ મૂકી ઉપર બીજું શરાવ ઢાંકી, મજબૂત કપડમટી કરી, સૂર્યના તાપમાં સૂકવી ૫ શેર છાણાંની આંચ આપવી. સ્વાંગશીતળ થયે બહાર કાઢી, કુંવારના રસમાં ૧૨ કલાક ખરલ કરી, ગોળો વાળી, સૂકવી, સંપુટ કરી, પાંચ શેર છાણાંની આંચ આપવી. આ રીતે ૨ વાર ગજપુટ આપવાથી ભસ્મ તૈયાર થાય છે. ટીકડીઓ કઠણ લાગે છે પણ વાટવાથી ભસ્મ મુલાયમ થઈ જાય છે,

(શ્રી. પં. નન્હે મિશ્ર)

**માત્રા**—ાા થી ૪ રતી દિવસમાં ૩ વાર આપવી.

**અનુપાન**—સન્નિપાતમાં આદુના રસ અને મધ સાથે મેળવી ચટાડવી. એક જ વાર આપવી હોય તો ૪ થી ૮ રતી સુધી આપવી. વધારે વખત આપવા માટે ૨-૨ રતી ૨-૨ કલાકે આપતા રહેવી. બાળકોના ઊંટાટિયામાં ડાંડલિયા થોરના પાનને ગરમ કરી, રસ કાઢી, તેની સાથે ાા-ાા રતી દિવસમાં બે વાર

આપવાથી ૩-૪ દિવસમાં જ ખાંસી મટી જાય છે. વિષમજ્વરમાં તુળસી, ઉપલસરી કે કૂવાના રસ સાથે આપવી. આ રીતે બીજા રોગોમાં વખત જોઇ યોગ્ય અનુપાન આપવું.

ઉપયોગ—આ ભસ્મ નવો તાવ, વિષમજ્વર, શીતજ્વર (Malaria), ફુફ્ફુસ સન્નિપાત, પ્રલાપક સન્નિપાત (Typhus), મોતીઝરો (Typhoid), વારંવાર ઉથલો મારીને આવનારો તાવ, કુષ્ઠ, લોહીવિકાર, વિસ્ફોટક, ઉપદંશ, વાતરક્ત, શ્વાસ, કાસ, બાળકોનું ઊંટાટિયું વગેરે રોગોને મટાડે છે. બધી જાતના સન્નિપાતમાં એ તરત પોતાની અસર દેખાડે છે. ગોદંતીના સંયોગથી હરતાલની ઉગ્રતા ઓછી થઇ જવાથી આ ભસ્મ કોઇ પણ જાતના ભય વગર વપરાય છે.

## (૪૬) શમ્બુકભસ્મ

વિધિ—નદીમાં ઉત્પન્ન થનારા નાના નાના શંખલા લઇ શંખશોધનમાં લખ્યા પ્રમાણે શુદ્ધિ કરવી. બાદ તેને ખાંડી બારીક ભૂકો કરવો. પછી એને પિત્તપાપડાના કવાથમાં ૩ દિવસ ખરલ કરી ટીકડીઓ બનાવી સૂર્યના તાપમાં સૂકવી, શરાવસંપુટ કરી, ગજપુટ અગ્નિ આપવો. આમ સફેદ રંગની મુલાયમ-ભસ્મ તૈયાર થાય છે. આ ઉપરાંત નદીઓમાં થનારી છીપોની ભસ્મ પણ આ શંખલાની ભસ્મ પ્રમાણે કરાય છે.

માત્રા—૧ થી ૬ રતી દિવસમાં ૨ વાર.

અનુપાન—(૧) પરિણામશૂળ ઉપર—કોકરવરણા પાણી સાથે.

(૨) વિષમજ્વરમાં—તુળસીના રસ સાથે.

(૩) સંગ્રહણી અને રક્તાતિસારમાં—બીલીના મુરબ્બા સાથે.

(૪) મંદાગ્નિમાં—ઘી અથવા મધ સાથે.

(૫) અજીર્ણમાં—લીંબુના રસ સાથે.

(૬) ગુલ્મમાં—જવખાર કે અઘેડાના ક્ષાર સાથે.

ઉપયોગ—કફજ્વર, ટાઢી સાથેનો વિષમજ્વર (મલેરિયા), અતિસાર, રક્તાતિસાર, સંગ્રહણી, કફપિત્તાત્મક પરિણામશૂળ, મંદાગ્નિ, શીતપિત્ત, વિસ્ફોટક વગેરેને એ મટાડે છે. આંખોમાં આ ભસ્મનું અંજન કરવાથી આંખનાં ફૂલાં દૂર થાય છે. આ ભસ્મ શીતળ, આંખનો દુખાવો મટાડનાર, તીક્ષ્ણ, ગ્રાહી, દીપન અને પાચન ગુણવાળી છે. આ ભસ્મ ફોલ્લા ઉપર લગાડવા માટે પણ અપાય છે. વિશેષ ગુણ શંખભસ્મ પ્રમાણે પણ સહેજ ઓછા છે.

૧ માસો સિંધાલૂણ મેળવી ૭ માસા મધ સાથે એ લેવાથી દુઃસહ સંગ્રહણી નાશ પામે છે.

**સૂચના**—પરિણામશૂળમાં મદ્યપાન, મૈથુન, વ્યાયામ, ઈર્ષ્યા, ભારે ભોજન તથા મળમૂત્રના વેગને રોકી રાખવું, એ બધું તજવું જોઈએ.

**(૪૭) કુકકુટાંડત્વક્ભસ્મ**

**વિધિ**—૫ તોલા ઇંડાંનાં શુદ્ધ ફોતરાં લઈ ખાંડી ભૂકો કરી એક શરાવમાં નાખી તે પલળે તેટલો ખાટી લૂણીનો રસ નાખવો. પછી બીજું શરાવ ઢાંકી સાધા બંધ કરી ૫ શેર છાણાંનો પુટ આપવો. સ્વાંગશીતળ થયે સંપુટને ખોલી સફેદ ભસ્મ કાઢી લેવી. અગ્નિ ઓછો પડશે તો રંગ કાળો થઈ જશે. એમ થાય તો ફરી ખાટી લૂણીનો રસ નાખી, ઘૂંટી, ટીકડીઓ વાળી, પુટ આપવાથી સરસ સફેદ રંગની મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. બાદ આ ભસ્મમાં ૧।। તોલો હિંગળોક નાખી કુંવારના રસમાં ૧૨ કલાક ઘૂંટી ટીકડીઓ બનાવવી. તેને સૂર્યના તાપમાં સૂકવી, ગજપુટ આપવો. આવી રીતે દરવખતે ફરી ફરી ૧।।–૧।। તોલો હિંગળોક મેળવી, ઘૂંટી, પુટ આપવાથી ચાર પુટમાં અત્યંત મુલાયમ અને ગુણકારી ભસ્મ તૈયાર થાય છે. **( ધન્વંતરિ )**

**માત્રા**—૧ થી ૨ રતી માખણ અને સાકર, મલાઈ, દૂધ, ચ્યવનપ્રાશાવલેહ, આમળાંનો રસ કે દાડમના રસ સાથે.

**ઉપયોગ**—આ ભસ્મ ઉત્તમ રસાયન અને વાજીકરણ છે. બધી જાતના વીર્યના વિકારોને મટાડે છે. બધી જાતના પ્રમેહોમાં ગુણકારી છે. એ કફપ્રકોપ, વાયુવિકાર, વીર્યની નબળાઈ અને પાતળાપણું, સ્વપ્નદોષ, હૃદયની અને માથાની નબળાઈ અને નપુંસકતા મટાડે છે.

સ્ત્રીઓનાં રક્તપ્રદર, શ્વેતપ્રદર, બહુમૂત્ર અને સોમરોગનો એ નાશ કરે છે. સ્ત્રીને પ્રસવ પછી થોડા દિવસ સુધી આ ભસ્મનું સેવન કરવવાથી તે સુંદર, સ્વરૂપવાન, બળવાન અને કુમારિકા જેવી બની જાય છે.

આ ભસ્મનું બ્રહ્મચર્યપૂર્વક ૨૧ દિવસ સેવન કરવાથી નિસ્તેજ અને વૃદ્ધ મનુષ્ય પણ તેજસ્વી અને બળવાન બની જાય છે. એનાથી રાતા કણો વધે છે, પાચનશક્તિ ખીલે છે અને મન પ્રસન્ન થાય છે. આ ભસ્મ ઘણે ભાગે બધી પ્રકૃતિવાળાઓને અને બધી ઉમરનાને ફાયદો કરે છે.

**(૪૮) શુભ્રા ભસ્મ**

**વિધિ**—૧૦ તોલા સફેદ ફટકડીને ૩ કલાક ઘેટાના મૂત્રમાં ઘૂંટી ટીકડીઓ બનાવી સૂર્યના તાપમાં સૂકવી લેવી. પછી ૬૦ તોલા કે તેથી વધારે પાણી રહી શકે એટલા મોટા માટીના શરાવમાં મૂકી ગજપુટ આપવો. સ્વાંગશીતળ થાય એટલે સફેદ રંગની મુલાયમ ભસ્મ બની જાય છે. સંપુટના શરાવ નાના હશે તો ફૂટી જશે.

**માત્રા**—૧થી ૪ રતી સાકર, મધ, શરબત બનફશા અથવા રોગ અનુસાર અનુપાન સાથે દિવસમાં ૨–૩ વાર આપવી જોઈએ.

**ઉપયોગ**—આ ભસ્મ પાર્શ્વશૂળ, ન્યુમોનિયામાંની શૂળ, કેડમાં શૂળ, જૂનું ઊંટાટિયું, ક્ષયમાં ઊલટી, લોહીની ઊલટી, કફ સાથે લોહી આવવું, વેગપૂર્વક ખાંસી આવવી, બહુ ખાંસીથી પડખાંમાં દુખાવો થવો, પરમિયો, માસિક રજોદર્શનમાં વધારે લોહી જવું, રક્તપ્રદર, ચિત્રકુષ્ઠ, વિસર્પ, યોનિશિથિલતા વગેરે રોગોને દૂર કરે છે. તેમજ આંત્રિક જ્વર, સીસાના વિષથી થતી શૂળ, જૂનો અતિસાર વગેરેમાં એ ફાયદાકારક છે.

આ ભસ્મ બહુ પ્રભાવશાળી છે. એનો મુખ્ય ગુણ સ્રોતસંકોચન અને રક્તસ્તંભન છે. આ ભસ્મ રક્તવાહિનીઓને સંકુચિત કરે છે અને નાડીઓમાં રહેલા દોષોને બહાર કાઢવામાં મદદ કરે છે. શ્વાસ અને કાસના વધેલા વેગને એ એકદમ ઘટાડે છે. ઘણીવાર તો ભસ્મ લેતા વારમાં જ વેગ બેસી જાય છે. ન્યુમોનિયાની બીજી અવસ્થામાં ફેફસાંના કોષો લસિકાસ્રાવથી ભરાઇ જાય છે. ફેફસાં પથ્થર જેવાં બની જાય છે. શરૂઆતમાં કફ પાતળો નીકળે છે, પછી ચીકણો પીળો રંગનો નીકળે છે. સાથે સાથે કોઈ વાર લોહી પણ આવે છે અને શૂળ પણ મારવા માંડે છે. આ બંને અવસ્થાઓમાં આ ભસ્મના સેવનથી કફનું સંશોધન થઇ ઘણા ઉપદ્રવો બેસી જાય છે.

ઘણીવાર જૂની ખાંસીમાં કફ ચીકણો પીળા રંગનો આવે છે અને સહેલાઇથી નીકળતો નથી. તે વખતે આ ભસ્મના સેવનથી સારો ફાયદો થાય છે.

કેટલાક ક્ષયના રોગીઓને ખાંસીથી સખ્ત ઊલટીઓ થયા કરે છે. આ ભસ્મ તેને તરત જ બંધ કરે છે.

ઊંટાટિયું લાંબો વખત દુઃખ આપનાર રોગ છે. આ રોગમાં બાળક બહુ નબળું પડી જાય છે, ખાધું કે તરત ખાંસી આવી ઊલટી થઈ જાય છે અને બાળક બહુ વ્યાકુળ થઈ જાય છે. આ રીતે વારંવાર સખ્ત ખાંસી આવી મોટા માણસોને પણ ઊલટી થઈ જતી હોય તો આ ભસ્મના સેવનથી ઊલટીઓ બંધ થઈ જાય છે અને ખાંસીના જંતુઓનો નાશ થઈ ખાંસી થોડા જ દિવસમાં મટી જાય છે.

મધુરા તાવમાં આંતરડાંની શ્લેષ્મકલા શિથિલ થઈ જાય છે. એમાં ચાંદાં પડે છે, અને કોઇ વાર ઝાડામાં લોહી પડવા માંડે છે. તે વખતે આ ભસ્મ દિવસમાં ૪ વાર કે તેથી વધુ વખત આપવાથી રક્તસ્રાવ બંધ થાય છે, ચાંદાં મટે છે, શ્લેષ્મકલાઓ મજબૂત બને છે અને આંતરડાંના વિકારોનું પણ શોધન થાય છે.

સીસાના વિષથી થતી ઉદરશૂળમાં આ ભસ્મ અફીણ અને કપૂર સાથે ૩–૩ કલાકે અપાય છે. પછી રાત્રે કે સવારે મૃદુ વિરેચન આપી કોષ્ઠ શુદ્ધ કરાય છે. નાગવિષજન્ય શૂળમાં બીજી ઔષધિઓ પણ અપાય છે, પરંતુ આ ભસ્મ એક મહાન ઔષધિઓ મનાય છે.

લાંબો વખત ઝાડા થવાથી જ્યારે આંતરડાં નબળાં પડી જાય છે ત્યારે લઘુગંગાધરચૂર્ણ અથવા દાડિમાવલેહ સાથે અથવા બીજા ગ્રાહી અનુપાન સાથે આ ભસ્મ આપવાથી આંતરડાં સંકુચિત થઈ નિયમિત કાર્ય કરવા માંડે છે.

પરમિયામાં કાગદી એલચી, ચણકબાબ અને સાકર સાથે આ ભસ્મ આપવાથી તેમજ મૂત્રપ્રસેકનલિકા ફટકડીની પિચકારીથી ધોવાથી ૨–૪ દિવસમાં જ સખ્ત દર્દ શમી જાય છે. આ પ્રમાણે નવા તીવ્ર પ્રદરમાં ૧ માસો જવખાર અને ઘી સાથે દિવસમાં ૩ વાર આ ભસ્મ આપવાથી તીવ્રતા અને દાહનું શમન થાય છે.

રજોદર્શન વખતે વધારે લોહી પડતું હોય તેમાં બોરસળીની છાલના ચૂર્ણ સાથે દિવસમાં ત્રણ વાર આ ભસ્મ આપવાથી અને ફટકડીના પાણીની ગર્ભાશયમાં ઉત્તરબસ્તિ આપવાથી જલદી ફાયદો થાય છે.

**સૂચના**—આ ભસ્મ વધુ માત્રામાં વધુ દિવસો સુધી ન આપવી જોઈએ. આ ભસ્મ વધારે લેવાથી આમાશય અને આંતરડાંની શ્લેષ્મકલામાં ઉગ્રતા અને પ્રદાહ થાય છે.

**લાલ ફટકડીની ભસ્મ**—સફેદ ફટકડી પ્રમાણે લાલ ફટકડીની ભસ્મ બનાવાય છે. તે આંત્રિક જ્વરમાં ફાયદાકારક છે. આ ઉપરાંત ૨ તોલા લાલ ફટકડીમાં ૧ તોલો હિંગળોક નાખી કુંવારના રસમાં ઘૂંટી ટીકડીઓ વાળવી. પછી મજબૂત શરાવસંપુટ કરી ૨॥ શેર છાણાંનો પુટ આપવો. આ રીતે ભસ્મ બનાવવામાં આવે તો તે ભસ્મ આંત્રિક જ્વર, તાવ પછીની અશક્તિ, શરીરની નબળાઈ, ખાંસી, રક્તસ્રાવ, પ્રમેહ અને ધાતુની નબળાઈ વગેરે પર વધારે ફાયદો કરે છે. આ જાતની ભસ્મ બનાવીને અમે ઘણીવાર વાપરી લાભ લીધો છે.

**ફુલાવેલી ફટકડી**—જે ફટકડીને ફુલાવીને વાપરવામાં આવે તો આંખના ફૂલામાં આંજી શકાય છે. નેત્રસ્રાવ પર ૪ રતી ફુલાવેલી ફટકડીને ૨॥ તોલા ગુલાબજળમાં નાખી સવારસાંજ ૨–૨ ટીપાં નાખવાથી આંખ ગળતી બંધ થઈ જાય છે. આ ઉપરાંત પાકેલા કાનમાં આ ફટકડીનું વસ્ત્રગાળ ચૂર્ણ સવાર-સાંજ નાખી સાવચેતીથી સાફ કરતા રહેવાથી થોડા જ દિવસમાં કાન પાકતો મટી જાય છે,

**કાચી ફટકડી**—કાચી ફટકડી જરૂર હોય ત્યારે દર કલાકે ૧ થી ૨ રતી આપી શકાય છે. કાચી ફટકડીમાં ગ્રાહી, રક્તસ્રાવ રોકનાર, ઊલટી કરાવનાર અને ક્ષતમાં દાહ કરનાર ગુણો છે. શરીરના કોઇ પણ ભાગ પર લગાડવાથી તે ભાગને તે સંકોચે છે. તે તે સ્થાનની શિરા વગેરેની પરિધિનો એ નાશ કરે છે. એટલે કે તે જે શિરાઓને સંકુચિત કરે છે, તે સ્થાન કઠણ અને પીળા રંગનું થઇ જાય છે અને તે સ્થાનના રસસ્રાવ વગેરે બંધ થઇ જાય છે. મોં અને કંઠમાં સ્થાનિક સંકોચ કરે છે. મોંમાં નાખવાથી એ ખૂબ તૂરી લાગે છે અને ગળું સુકાય છે. ખાવાથી આમાશયમાં રક્તરસ ( Plasma ) ને રોકે છે, શ્લેષ્મકલાઓનો સંકોચ કરે છે અને આંતરડાંના શ્લૈષ્મિક સ્રાવને ઓછો કરે છે.

જો લોહીનો સ્રાવ થતો હોય તો અટકી જાય છે. આ સંકોચનક્રિયા કરતાં સ્થાનિક અસર ખૂબ થાય છે. ફટકડી આંતરડાંથી શરીરમાં શોષાતી નથી, અને તેથી પછી ઊલટી જેવું કરાવે છે.

ફટકડી સીસાના ઝેરથી થતી ઉદરશૂળની એક મહાન ઔષધિ છે. દર બે કલાકે ૫–૫ રતી ૩–૪ વખત આપવાથી આ શૂળ મટી જાય છે. તેમજ જૂના મરડા અને ઝાડામાં ૨ થી ૫ રતી હીરાબોળમાં મેળવી દિવસમાં ૩ વાર અપાય છે. અર્શમાં લોહી રોકવા ફટકડીના પાણીની પિચકારી અપાય છે. કંઠરોહિણીમાં સળેખમ મટાડવા તેના સ્થાનિક પ્રયોગ થાય છે. ફટકડીનું ચૂર્ણ ઘસવા અને કોગળા કરવા અપાય છે. દરદ તીવ્ર હોય તો ચૂર્ણને ગળામાં છાંટવું જોઇએ. રોગ લાંબા વખતનો હોય તો કોગળા કરાવવા જોઇએ.

ઉપજિહ્વાના પ્રદાહમાં ( કાકડા ફૂલ્યા હોય ત્યારે ) અને રક્તજ્વરમાં ગળામાં ચાંદું પડે ત્યારે ફટકડી મધ સાથે લગાડાય છે.

પારાના વિષથી અવાળાંની નબળાઇ, મોંમાંથી લાળ પડવી, લોહીનો સ્રાવ થવો, અને ચાંદાંમાં ફટકડીના પાણીના કોગળા કરાવાય છે.

લાંબા વખતના સળેખમમાં ફુલાવેલી ફટકડીનું નસ્ય આપવાથી નાકનો સ્રાવ બંધ થાય છે.

મૂત્રાશય અને ગર્ભાશયમાંથી રક્તસ્રાવ, પ્રદર અને પરમિયામાં ફટકડીની પિચકારી આપવાથી લોહી, દૂષિત રસ અને પરુનો સ્રાવ ઓછો થાય છે.

યોનિકંડુમાં ફટકડીના ગાઢા મિશ્રણથી ધોવાથી ખૂજલી ઓછી થાય છે. યોનિમાં બળતરા થતી હોય તેમાં ફટકડી મેળવેલા પાણીની પિચકારીથી ધોવાથી બળતરા મટે છે.

યોનિમાંથી કમળ બહાર નીકળી આવતું હોય તે પર ૧ તોલો ફટકડી અને

૪ તોલા માજુફળના ચૂર્ણને મેળવી નાની નાની પોટલી બાંધી યોનિમાં રાખવાથી કમળ નીકળતું બંધ થઇ જાય છે. દોરો લટકતો રહે તેવી રીતે પોટલીને લાંબા દોરાથી બાંધવી જોઇએ. નવા રોગ પર આ પ્રયોગ ફાયદો કરે છે. જૂના રોગ પર ફાયદો થતો નથી.

આંખના જુદાજુદા પ્રદાહમાં ફટકડી બહુ હિતકર છે. ૨ કે ૪ રતી ફુલાવેલી ફટકડી ૨ાા તોલા ગુલાબજળમાં મેળવી સવારસાંજ ૨–૨ ટીપાં નાખવાથી પ્રદાહનું શમન થાય છે. બાળકોના પૂયયુકત ચક્ષુપ્રદાહમાં ફટકડીના પાણીનાં ટીપાં નાખવામાં આવે છે. આ રીતે આંખોના રોગોમાં બહાર લેપ કરવા પણ અપાય છે. ફટકડીને કડાઇમાં નાખી દેવતા પર મૂકવી. રસ થાય એટલે જંબીરી લીંબુનો રસ થોડો થોડો નાખતા જવો. એટલે કાળા રંગનો લોચો બનશે. તે સહેજ ગરમ હોય ત્યારે આંખની ચારે બાજુ લગાડવાથી અથવા આંખ ઉપર તેની પોટીસ મૂકવાથી જામેલું લોહી દૂર થાય છે અને રોગ મટે છે.

ક્ષયની સખ્ત ઊલટીમાં ભસ્મ ન હોય તો ૨ થી ૫ રતી ફટકડી સાકરમાં મેળવી આપવાથી ઊલટી બંધ થાય છે.

ખરજવામાં અફીણ અને ફટકડીને પાણીમાં મેળવી લેપ કરવાથી ખરજવાના જંતુએ નાશ પામે છે અને સ્રાવ બંધ થાય છે.

લોહી વહેતું હોય ત્યાં ફટકડીનો ભૂકો ભભરાવી ઉપર પાટો બાંધી દેવાથી લોહી બંધ થઈ જાય છે અને ઘા પાકતો નથી.

યોનિદાહમાં ફટકડીને પાણીમાં મેળવીને પિચકારી આપવાથી દાહ મટી જાય છે.

દંતવેષ્ટજન્ય શોથમાં ફટકડીને કોકરવરણા પાણીમાં મેળવી કોગળા કરાવવાથી સોજો ઊતરી જાય છે. લોહી બંધ થાય છે અને દાંત અને દાઢ મજબૂત બને છે.

ગુદભ્રંશમાં કોકરવરણા પાણીમાં મેળવી એનિમા લેવાથી ગુદભ્રંશ મટી જાય છે.

હજામત પછી ફટકડીનો ગોળો (જે ઘસી ચીકણો બનાવ્યો હોય) મોં પર ફેરવી લેવાથી અસ્ત્રાની તીવ્રતાથી થતા વિકારો નાશ પામે છે, અને એથી થતી ફોલ્લીઓ વગેરે થતી નથી.

પિત્તપ્રકોપમાં ના તોલો ફટકડી પાણીમા મેળવી પાઈ દેવાથી ઊલટી થઈ ઝેર નીકળી જાય છે.

વરસાદનું પાણી અથવા મુસાફરીમાં મેલું પાણી મળે ત્યારે તેમાં થોડી ફટકડી નાખવાથી મેલ નીચે બેસી જાય છે, અથવા ઉપર આવી જાય છે. પછી ગાળી લેવાથી પાણી ચોખ્ખું થઈ જાય છે.

ફટકડીના ચૂર્ણમાં આકડાનું દૂધ નાખી ૩ કલાક ઘૂંટી સૂકવી દેવું. પછી ઝીણો ભૂકો કરવો. આ ભૂકો દાંતે મંજન તરીકે ઘસવાથી દાંત અને દાઢનું દરદ બેસી જાય છે અને અવાળાં મજબૂત બને છે.

**સૂચના**—ફટકડી અંદર કે બહાર વધારે માત્રામાં આપવાથી ઉગ્રતા ઉત્પન્ન કરે છે. સ્થાનિક લેપ વધુ વખત રહે તો સોજો આવે છે. પરંતુ આ સોજો ચામડી પર નહિ પણ શ્લેષ્મકલા કે ક્ષત પર થાય છે.

આંખની શ્લેષ્મકલાના તીવ્ર પ્રદાહમાં કાચી ફટકડી ન વાપરવી જોઈએ.

ફટકડી ૪ માસા કે તેથી વધારે આપવાથી ઊબકા, ઊલટી, તેમ જ કોઈ વાર પેટમાં દરદ અને ઝાડા થાય છે.

કેટલોક વખત નિયમિત રીતે લેવાથી આમાશયમાં ભારેપણું અને વેદના લાગે છે અને આમાશયનો રસસ્રાવ ઓછો થઈ જઠરાગ્નિ મંદ પડી જાય છે.

# કૂપીપક્વ રસાયન

રસાયનમાં પારાને રસ કહે છે અને અયન એટલે માર્ગ. એટલા માટે જે જે ઔષધિઓમાં પારો આવતો હોય તે બધાંને રસાયન કહેવાય છે. તેમજ જે ઔષધિઓથી જરા અને વ્યાધિનો નાશ થઈ બળ, ઓજ અને બુદ્ધિ વધી, શરીર સુદૃઢ બને અને આયુષ્ય સ્થિર થાય, એને રસાયન કહે છે. આ બધા ગુણો પારામાં રહેલા હોવાથી પારાવાળી દવાઓને રસાયન કહે છે. પારો બહુ ચંચળ અને અક્ષય વીર્યવાળો છે. પારો બહુ સૂક્ષ્મ પરમાણુરૂપ થઈ, શરીરના બધા ભાગોમાં પહોંચી જઈ, ધારેલો ફાયદો આપે છે. તેમજ પારાવાળી દવાની માત્રા પણ બહુ ઓછી છે; એટલે અરુચિ પણ નથી થતી અને અસાધ્ય રોગોને પણ તે જલદી મટાડે છે. માટે શાસ્ત્રકારોએ બીજી ઔષધિઓ કરતાં રસાયનને શ્રેષ્ઠ માનેલ છે.

अल्पमात्रोपयोगित्वादरुचेरप्रसङ्गतः ।
क्षिप्रमारोग्यदायित्वादौषधिभ्योऽधिको रसः ॥

જૂના વખતમાં મહર્ષિઓએ પારાને ઘણી રીતે વાપરી જોયો છે. તેઓએ અનેક પ્રકારે શરીરને સ્વસ્થ કરનાર ઔષધિઓની વિધિ, સોનું બનાવવાની વિધિ, આયુષ્યની વૃદ્ધિ માટે અને વિવિધ પ્રકારની સિદ્ધિઓ મેળવવા માટેની રીતો તૈયાર કરેલી છે. તેમાંથી હાલના સમયમાં થોડી સાધારણ ઔષધિઓ બનાવવાની વિધિઓ સમાજમાં પ્રચલિત છે, અને બીજી દિવ્ય ક્રિયાઓ ભારતનાં સંતાનોના દુર્ભાગ્યથી લુપ્તપ્રાય થઈ છે. પ્રાચીન આચાર્યોએ પારાના અનેક પ્રકારના દિવ્ય ગુણોનો અનુભવ કરી સંસ્કૃત ભાષામાં ગુણ પ્રમાણે નામ રાખ્યા છે. એ શબ્દોની યાદી શબ્દકોષોમાં મળે છે; પણ તેના અલૌકિક ગુણો પ્રાપ્ત કરવાની વિધિનો તો લોપ થઈ ગયો છે.

પારાના ચાર પ્રકાર કહ્યા છેઃ લાલ, પીળો, કાળો અને સફેદ. લાલ પારો નબળાઈ દૂર કરી શરીરને પુષ્ટ બનાવે છે; પીળો સુવર્ણ વગેરે ધાતુઓમાં જ ઉપયોગી છે; કાળો સિદ્ધિ પ્રાપ્ત કરાવે છે; અને ધોળો બધા રોગોનો નાશ કરે છે. આ ચાર જાતના પારામાંથી હાલના વખતમાં માત્ર ધોળો પારો જ મળે છે. માટે આ ધોળો પારો જ વપરાય છે.

મૂર્છિત ( કજ્જલી કરેલો ) પારો બધી જાતના રોગોનો નાશ કરે છે. જારિત પારદ ( પૂર્ણચંદ્રોદયરસ વગેરે ) વૃદ્ધાવસ્થાને દૂર કરી શરીરને તેજસ્વી બનાવે છે. બદ્ધ પારદ ( પારાની ગોળી ) આકાશગમન વગેરે સિદ્ધિ આપે છે. મારેલો પારો ( પારદભસ્મ ) અજર—અમર બનાવે છે. અને ક્રામિત અને

રંજિત પારદ (સાધન-ભક્તિથી પ્રસન્ન કરેલો) ભક્તિ અને મોક્ષ અપાવે છે. માણસ અને પશુઓના અસાધ્ય રોગો જે બીજી દવાઓથી સારા ન થતા હોય, તે બધા પારાથી જરૂર નાશ પામે છે. એટલે જ પારાને બીજી ઔષધિઓથી શ્રેષ્ઠ કહ્યો છે:

साध्येषु भेषजं सर्वमीरितं तत्त्ववेदिभिः ।
असाध्येष्वपि दातव्यो रसोऽतः श्रेष्ठमुच्यते ॥

જમીનમાંથી નીકળેલા પારામાં સ્વાભાવિક રીતે મલ, વિષ, અગ્નિ, ગિરિદોષ અને ચપલતા દોષ રહેલા છે. કલાઇ અને સીસાના ભેગા થવાથી બે પ્રકારના સંયોગજન્ય આગંતુક દોષ પણ ભળેલા હોય છે. આ સાત દોષોમાંથી મલથી મૂર્છા, વિષથી મૃત્યુ, અગ્નિથી શરીરમાં બળતરા, ગિરિદોષથી જડતા, ચપલતાથી વીર્યનો નાશ, કલાઇના સંયોગથી કુષ્ઠ, લોહીવિકાર વગેરે અને સીસાના સંયોગથી નપુંસકતા થાય છે. એટલા માટે પારાને શુદ્ધ કરીને વાપરવો જોઇએ. સાધારણ રોગો દૂર કરવા માટેની દવાઓમાં હિંગળોકમાંથી કાઢેલો પારો વપરાય છે. કારણ કે ગંધક પારાના દોષોને ખાઇ જાય છે. એટલા માટે હિંગળોકમાંથી કાઢેલા પારાને શુદ્ધ માન્યો છે. પણ જેને દિવ્ય ગુણો મેળવવા હોય, અથવા અસાધ્ય રોગો મટાડવા હોય, તેણે તો પારાને આઠ સંસ્કાર આપી બુભુક્ષિત કરવો. પારો બુભુક્ષિત થવાથી જ તે સુવર્ણને પચાવી અસાધ્ય રોગો દૂર કરવા માટે સમર્થ બને છે; તેમજ તે રસાયનગુણની પ્રાપ્તિ કરાવે છે.

रसायने तु या शुद्धिः सा व्याधावपि कीर्तिता ।
रसायनस्य या शुद्धिः सैव कष्टतरा मता ॥

એટલે કે રસાયન માટે જે આઠ સંસ્કારવાળી શુદ્ધિ કહી છે તે બહુ અઘરી છે. તે દરેક રોગમાં હિતકારક જ છે.

શુદ્ધ પારાના સંયોગથી બે પ્રકારનાં રસાયન તૈયાર કરવામાં આવે છે: (૧) અગ્નિનો સંસ્કાર આપીને, અને (૨) અગ્નિનો સંસ્કાર આપ્યા સિવાય માત્ર ગંધક વગેરે ઔષધિઓ સાથે ખરલ કરી લેવું. પહેલા પ્રકારમાં પણ બે ભેદ છે: (૧) કૂપીપક્વ, અને (૨) પર્પટી. આમાંથી કૂપીપક્વરસાયનનું આ પ્રકરણમાં વિવેચન કરેલું છે. અગ્નિના સંસ્કારવગરનાને ખરલીય રસાયન કહે છે, અને તેનું વિવેચન જુદા પ્રકરણમાં કરવામાં આવશે.

કૂપીપક્વ રસાયન બનાવવા માટે સિદ્ધભઠ્ઠી, વાલુકાયંત્ર, અગ્નિ આપવો, દોરા મારવો, બાટલી તોડવી વગેરે કામો માટે ચોક્કસ રીતો વપરાય છે. જો મનફાવતી રીતે કામ થાય તો કૂપીપક્વ રસાયન નહિ બને. હાલમાં જેવી ભઠ્ઠી પ્રચલિત છે, તેવી પહેલાનાં વખતમાં ન હતી. પહેલાં સામાન્ય ચૂલા પર કૂપીપક્વ

રસાયન બનાવી લેતા હતા. પણ તેમાં બળતણનો ખર્ચ ખૂબ થતો હતો. તેમજ કોઇ કોઈ વાર, અકસ્માત્ શીશી ફાટી જઇ કામ કરનારને વાગી જતી હતી, અથવા પારાવાળો ગંધકનો ઝેરી ધુમાડો શ્વાસમાં જઇ ફેફસાંમાં પેસી નુકસાન કરતો હતો. એટલા માટે હાલના વિદ્વાનોએ વિશેષ અનુકૂળતાવાળી ભઠ્ઠીઓનો પ્રબંધ કર્યો છે. એમાં શીશી ફાટે નહિ તે માટે રસાયન બનાવવામાં વધારે અનુકૂળતા જ રહે છે.

પારાવાળી ઘણી ઔષધિઓ વાલુકાયંત્ર દ્વારા કાચની શીશીમાં તૈયાર કરવામાં આવે છે, તેને કૂપીપક્વ રસાયન કહે છે. આ કૂપીપક્વરસાયનોની બનાવટ બીજી બધી જાતની બનાવટો કરતાં શ્રેષ્ઠ અને જલદી ફાયદો કરનારી છે કૂપીપક્વ રસાયનમાં પારો અને ગંધક મુખ્ય દ્રવ્ય છે, અને એને તૈયાર કરવા માટે પારો, ગંધક અને બીજી ઔષધિઓ સંભાળપૂર્વક પૂરેપૂરી શુદ્ધ કરીને વાપરવી જોઇએ. કારણ કે દોષવાળી ઔષધિઓથી ફાયદાને બદલે નુકસાન થવાનો સંભવ છે.

સુવર્ણ અને બંગ સિવાયનાં બીજાં કૂપીપક્વરસાયનો ઘણું કરીને વાતકફ પ્રકૃતિવાળાને જ વધારે અનુકૂળ આવે છે. પિત્તપ્રકૃતિવાળાને તે ઓછાં અનુકૂળ આવે છે. જો કોઈ વાર પિત્તપ્રકૃતિવાળાને પિત્તવર્ધક ઋતુમાં અથવા પિત્તપ્રકોપમાં આપવાની જરૂર હોય, તો બીજી ઠંડી ઔષધિઓ મેળવીને તે આપવું. અથવા થોડા દિવસ આપી ૪-૬ દિવસ બંધ કરી, ફરી શરૂ કરવું. આ રીતે સાવચેતીથી વાપરવું જોઇએ.

**(૧) સિદ્ધ ભઠ્ઠી બનાવવાની રીત**—કૂપીપક્વરસાયન બનાવવા માટે ભઠ્ઠી બહારથી ચોરસ અને અંદરથી ગોળ બનાવવી જોઇએ. અંદરથી નીચેના ભાગમાં ગોળાઇ સહેજ વધારે અને ઉપરના ભાગમાં સહેજ ઓછી રાખવી, જેથી દેવનાની ઝાળ બરોબર લાગે. પહેલાં ૨૮ ઇંચ ચોરસ જમીનમાં ૮ ઇંચ ઊંડો ખાડો ખોદી તેને છાણ-માટીથી લીપી લેવો. પછી વચ્ચે ગોળ રહે તેવી રીતે દીવાલ ચણાવી નીચે ચોરસ ભાગ ૨૮ ઇંચ અને ઉપર ૧૫ ઇંચ રાખવો. એટલે જમીનથી દીવાલ સહેજ વાંકી બનાવવી પડશે. જમીનની બરોબર દીવાલ થઈ જાય એટલે દીવાલની બરોબર વચ્ચે લાકડાં નાખવા માટે એક ૭ ઇંચ પહોળું અને ૮ ઇંચ ઊંચું મોઢું રાખવું જોઇએ. મોઢાની ઉપર પણ દીવાલ ચણવી પડશે. દીવાલની ઊંચાઈ ખાડામાંથી ૨૪ ઇંચ અને જમીન પરથી ૧૬ ઇંચ રહેશે. ઉપરના ભાગમાં દીવાલની પહોળાઈ ૬ ઇંચ રહે તેવી રીતે રાખવું. નીચેની પહોળાઇ ૮ ઇંચ અને ઉપરના ભાગની દીવાલોની પહોળાઈ ૬-૬ ઇંચ જાડી રહેવાથી વચ્ચે વાલુકાયંત્ર મૂકવા માટે ૧૨ ઇંચની ગોળાકાર જગ્યા ખાલી રહેશે. વાલુકાયંત્ર મૂકવા માટેના મોઢાવાળી

દીવાલ સિવાયની બાકીની દીવાલોમાં જમીનથી ૧૦ ઇંચ ઊંચાઇએ ૯-૯ ઇંચ લાંબા અંગૂઠા જેવડા જાડા લોઢાના સળિયા ઘાલવા. એ સળિયાનો ૩-૩ ઇંચ જેટલો ભાગ ભઠ્ઠીની અંદર રહેશે અને ૬-૬ ઇંચ દીવાલમાં આવી જશે. જે ૩ ઇંચના સળિયા અંદર રહે તેની પર વાલુકાયંત્ર રહેશે. સળિયાની ઉપર ૬ ઇંચની દીવાલ રહેશે, એટલે વાલુકાયંત્રની કિનારીઓનો થોડો ભાગ બહાર દેખાતો રહેશે. વાલુકાયંત્રનું માટલું એવું લેવું જોઇએ કે તેની ચારે તરફ દેવતાની ઝાળ અને ધુમાડો નીકળવા ૧-૧ આંગળ જગ્યા ખાલી રહે. ભઠ્ઠીની અંદર અને બહાર માટીનું પ્લાસ્ટર કરી દેવાથી ભઠ્ઠી ઘણાં વર્ષ સુધી સારી રહે છે. આ ભઠ્ઠીની લંબાઇ પહોળાઇ ૨૪ ઔંસ કાચી શીશી મૂકવા માટે લખી છે. આ પ્રમાણે મોટી શીશી અથવા આતશી શીશી ( *Flask* ) માટે મોટી ભઠ્ઠી બનાવવી જોઇએ.

જમીનમાં જે ૮ ઇંચ ઊંડો ખાડો રહે છે તેમાં થોડાં છાણાંની વચમાં પોલાદ કે અભ્રકનો સંપુટ મુકાય છે. છાણાં સળગી ગયા પછી લાકડાના કોયલા પડશે, તેનાથી અગ્નિ લાગ્યા કરશે. એક જ વખતમાં ૩ ગજપુટ જેટલી આંચ લાગે છે. જો વચમાં સંપુટ કાઢવો હોય તો બીજી દીવાલમાં એક મોઢું બનાવી રાખવું જોઇએ.

આ ભઠ્ઠીમાં ત્રણ દિવસની આંચથી પણ વધારે કોયલા ન પડવાથી કામ કરનારાઓને મહેનત પડતી નથી. એકીસાથે ભસ્મ અને કૂપીપક્વરસાયન બે તૈયાર થાય છે. તે ઉપરાંત યંત્ર ભઠ્ઠીની અંદર હોવાથી અકસ્માત્ શીશી ફૂટી જાય તોપણ કામ કરનારાઓને નુકસાન થવાનો ભય નથી રહેતો. અમારી રસાયન શાળામાં ઘણાં વર્ષથી આ સિદ્ધ ભઠ્ઠી વપરાય છે. ( સિદ્ધ ભઠ્ઠીનું ચિત્ર પુસ્તકને છેડે આપ્યું છે. )

**સૂચના**—ભીંતમાં જે લોઢાના સળિયા ઘાલવાના છે તે પાતળા હશે તો વાલુકાયંત્રના ભારથી અને દેવતાની ઝાળ લાગવાથી વળી જશે.

ભઠ્ઠી બનાવવા માટેનું મકાન વધારે બારીબારણાંવાળું અને ઊંચું હોવું જોઇએ, જેથી ધુમાડો કે દેવતાની ગરમીથી કામ કરનારને બહુ હેરાનગતિ ન થાય. આ ઉપરાંત અકસ્માત્ કોઇ વખત શીશી ફાટે તોપણ કામ કરનારા પોતાની જાતને બચાવી શકે. ભઠ્ઠી તદ્દન ખુલ્લા ભાગમાં ન રાખવી; નહિ તો ચોમાસામાં વરસાદ અને ઉનાળામાં તાપ સહન કરવો પડશે. આ ઉપરાંત ખુલ્લામાં કોઇ કોઇ વાર સખ્ત પવન લાગવાથી તાપ પણ બરોબર નહિ લાગે.

જરૂર હોય ત્યારે શીશીને ઊંચકી લેવા માટે એક સાણસી, એક ચીપિયો અને એક લોઢાની સળી તૈયાર રાખવી જોઇએ. લોઢાની શલાકા છત્રીની લોઢાની દાંડીથી બમણી જાડી, સવા હાથ લાંબી અને ઉપરના ભાગમાં લાકડાના હાથા-

વાળી હોવી જોઇએ. તેમજ શલાકાની નીચેના છેડાનો ભાગ સહેજ અણીદાર રાખવો જોઇએ.

એક માટીની ઠીબના તળિયામાં વાલુકાયંત્રની શીશીનું મોં બરાબર આવી જાય એવડું કાણું કરીને તેને વાલુકાયંત્ર પર ગોઠવવી, જેથી અકસ્માત્ ઊભરો આવે તો દવા બચી જાય; નહિ તો દવા રેતીમાં પડી નકામી થઇ જશે. વળી આવી ઠીબ મૂકવાથી દેવતાની ઝાળથી શીશીના ઉપરના ભાગને નુકસાન નહિ થાય.

**(૨) વાલુકાયંત્રની વિધિ**—વાલુકાયંત્રને માટે ભઠ્ઠીની અંદર આવી જાય અને ચારે બાજુ એક એક આંગળ જગ્યા રહે તેવું લોઢાનું કે માટીનું વાસણ લેવું જોઇએ ૧–૧ આંગળ જગ્યા ખાલી રાખવાથી અગ્નિની ઝાળ ચારે બાજુ સરખી લાગે છે અને ધુમાડો નીકળ્યા કરે છે. વાસણની ઊંચાઇ લગભગ ૧૨ ઇંચ અને પહોળાઇ શીશી અંદર ગોઠવતા ચારે બાજુ ૨–૩ ઇંચ જગ્યા ખાલી રહે તેટલી હોવી જોઇએ. કેટલાંક માટીનાં વાસણો સખ્ત આંચ વખતે ઓગળી જવાનો ભય રહે છે, અને લોઢાના વાસણમાં મંદાગ્નિ વખતે પણ સખ્ત આંચ લાગવાનો સંભવ રહે છે; માટે સમયને અનુકૂળ લોઢાનું વાસણ કે માટીનો પાકો ઘડો લેવો. જો લોઢાનું વાસણ કે માટીનો કાચો ઘડો હોય તો તેની પર બેત્રણ કપડમટ્ટી કરી લેવી, અને માટીના વાસણના મોઢા પર લોઢાનો તાર બાંધવો કે જેથી ફૂટવાનો ભય ન રહે. લોઢાના વાસણમાં અથવા માટીના ઘડાને તળિયે બરાબર વચમાં એક પૈસા જેવડું કાણું રાખવું, અને કાણાની ઉપર ગોળ અભ્રકનો કે નળિયાનો પાતળો કટકો મૂકી શીશી સ્થિર રહે અને રેતી પડી જઇ નીચે ન આવી જાય એટલા માટે ચારે બાજુ માટી લગાડી દેવી. માટી સુકાઇ જાય એટલે એક કપડમટ્ટી કરેલી આતશી શીશી અભ્રકના કકડા પર સીધી ગોઠવી ચારે તરફ થોડી થોડી માટી લગાડી દેવી. પછી યંત્રમાં શીશીની આજુબાજુ રેતી ભરી દેવી. કેટલાક વૈદ્યો બે ઇંચ પહોળું કાણું પાડે છે તેમજ અભ્રકનું પતરૂં પણ નથી રાખતા આ રીતે યોજના કરવાથી રસાયન જલદી પાકી જાય છે.

નદીમાંથી રેતી મંગાવી બહુ ગોટી અને બહુ ઝીણી કાઢી નાખી મધ્યમ હોય તે વાપરવી. સમુદ્રકિનારાની ખારી રેતીનો ઉપયોગ ન કરવો. રેતી ભઠ્ઠીમાં ૩–૪ વખત કામ આપે છે. કોઇ વખત અચાનક વાલુકાયંત્ર તૂટી જાય તો રેતી માટે દોડાદોડ ન કરવી પડે. એટલા માટે ૧–૨ પીપ વધારાનાં ભરી રાખવાં. યંત્રમાં આતશી શીશી મૂકયા પછી તળિયેની માટી સુકાઇ જાય ત્યારે શીશીના ગળા સુધી રેતી ભરવી. શીશીના ગળાની ઉપરનો ભાગ ખાલી રાખવો. વાલુકાયંત્રમાં રેતી ભરતી વખતે શીશીના મોઢા પર દાટો લગાવી દેવો કે જેથી રેતી શીશીમાં

ન પડે. કજ્જલી ભરતી વખતે કાચની ગળણી મૂકી અથવા કાગળની ગળણી બનાવી શીશી પર મૂકી કજ્જલી ભરવી, જેથી કજ્જલી રેતીમાં ન પડે.

**(૩) આતશી શીશી વિષે સૂચના**—કૂપીપકવરસાયન બનાવવા માટે શીશી સરખા તળિયાવાળી અને પહોળી લેવી જોઇએ. તળિયે ખાડાવાળી શીશી ન લેવી જોઇએ. વિલાયતી દારૂની શીશી આવે છે તે ચાલી શકે છે. વિલાયતી પાકી આતશી શીશી આવે છે તે ફૂટવાનો ભય બહુ ઓછો રહે છે. પરંતુ તીવ્ર અગ્નિ આપતા તે વળી જાય છે. વિલાયતી આતશી શીશી એક શેર પાણી રહે તેવડી મોટી આવે છે. એકીસાથે વધારે ગંધક મેળવી કૂપીપકવરસાયન બનાવવું હોય, તો વિલાયતી અથવા દેશીમાંથી જે અનુકૂળ પડે તે લેવી.

શીશી પર એક એક વેંતના નાના કપડાના કકડા લઈ માટીમાં પલાળી કપડમટ્ટી કરવી. ૭ કપડમટ્ટી કરી શીશીને વપરાશમાં લેવી. પાતળી આતશી શીશી હોય તો ૩ કપડમટ્ટી વધારે કરવી. એક કપડમટ્ટી સુકાય ત્યારે બીજી કરવી. એકીસાથે ૭ કે ૧૦ કપડમટ્ટી ન કરવી જોઈએ; કારણ કે પાતળી શીશી માટીના વજનથી તૂટી જવાનો ભય રહે છે. ઉપરાંત એકીસાથે કરેલી કપડમટ્ટી મજબૂત પણ નથી થતી. ૭ કપડમટ્ટીમાં શીશી પર લગભગ ૦ાા થી ૦ાાા ઇંચ જેટલી જાડાઇ જશે. વારંવાર વધારે માટી ન લગાડવી,

કપડમટ્ટી કરવામાં આવેલી ચીકણી માટી સાથે થોડું છાણ અને ઘોડાની લાદ મેળવવાથી વધારે મજબૂત બને છે, અથવા પલાળીને ગાળેલી માટી ૮ શેર, રતી ૨ શેર, રાખોડી ૧ શેર અને મીઠું ૦ાા શેર મેળવી ગારો કરવો. પછી કપડાના ૮–૯ ઇંચના નાના કટકા કરી, બોળી, શીશી પર લપેટવા; અથવા મુલતાની માટીથી કપડમટ્ટી કરવી. કેટલાક વૈદ્યો કપડાને બદલે રૂને માટીમાં બોળી કપડમટ્ટી કરે છે. તે પણ મજબૂત રહે છે.

**સૂચના**—શીશીમાં ઔષધિ ⅓ થી ½ ની વચ્ચે ભરવી અને બાકીની જગ્યા ખાલી રાખવી. કારણ કે વધારે ઔષધિ ભરવાથી ઊભરો આવવાનો ભય રહે છે. શીશીમાં કજ્જલીવાળી ઔષધિ તદ્દન સૂકી નાખવી, કારણ કે લીલી દવાથી શીશી ફૂટવાનો ભય રહે છે.

**(૪) અગ્નિ આપવાની વિધિ**—અગ્નિ આપવા માટે બાવળનાં હાથના કાંડા જેવડાં જાડાં લાકડાં લેવાં. પહેલાં લાકડાં એકઠાં કરી રાખવાં કે જેથી રાત્રે લાકડાં લેવા માટે એકાએક દોડવું ન પડે. ૪ દિવસ અગ્નિ આપવા માટે લગભગ ૫ મણ લાકડાં જોઇએ. પહેલે દિવસે લગભગ ૧ મણ, બીજે દિવસે ૧ાા મણ અને ત્રીજા દિવસે ૨ાા મણ જોઇએ, એવું સાધારણ અનુમાન છે. જો ચૂલો

અગ્નિ

આપતી વખતે નિયમથી ઓછો તાપ લાગશે તો ઔષધિ કાચી રહી જશે. જો અગ્નિ વધારે તીવ્ર અપાશે. તો શીશી ઓગળી જશે; અથવા તો ઔષધિ બળી જઈ થોડી ઊડી જશે. એટલા માટે ખૂબ સાવચેતીથી અગ્નિ આપવો. વિલાયતી પાતળી શીશીને થોડો ઓછો અગ્નિ આપવો પડે છે એ વાતનું ધ્યાન રાખવું. તીવ્ર અગ્નિથી શીશી ઓગળી જવાનો ભય રહે છે. સાદી કાળી શીશામાં તીવ્ર અગ્નિ વધારે પ્રમાણમાં આપવો પડે છે.

અગ્નિ પહેલાં મંદ, પછી મધ્યમ અને પછી તીવ્ર આપવો. ૨–૩ કલાક અગ્નિ આપ્યા પછી યંત્ર ગરમ થઇ શીશીમાંથી ગંધકનો ધુમાડો નીકળવા માંડે છે. ૬ કલાક પછી ગંધક ઓગળે છે. તે વખતે અગ્નિ સહેજ વધારવો. જો વધારે તીવ્ર થઇ જશે તો કજ્જલી ઊભરાઇને બહાર નીકળી જશે. જો કોઇવાર આ પ્રમાણે કજ્જલી ઊભરાઇને બહાર નીકળવા માંડે, તો નીચેથી લાકડાં બહાર ખેંચી લેવાં અને તરત લોઢાની શલાકાથી હલાવવું, એટલે ઊભરો તરત બેસી જશે. જો ભૂલ થઈ જશે અને ૧૫–૨૦ મિનિટ નીકળી જશે તો શીશી ઉપરને છાપરે લાગી ઘર સળગાવી મૂકશે અને કામ કરવાવાળાને પણ હરકત પડશે. અથવા કજ્જલી રેતીમાં દબી જઇ નકામી થઇ જશે.

લગભગ ૧૨ કલાક પછી જ્યારે ધુમાડો વધારે પ્રમાણમાં જોરથી નીકળવા માંડે ત્યારે લોઢાની શલાકાને દેવતામાં તપાવી શીશીના મોઢામાં નાખી પરીક્ષા કરી જોવી. જો બરાબર રસ થઈ ગયો હશે, તો મોઢા પર ગંધકનો દીવો ચેતશે અને બરાબર રસ નહિ થયો હોય તો દીવા માફક સળગી હોલાઈ જશે. દીવા માફક સળગ્યા કરે તો તાપ સહેજ વધારે સખ્ત કરવો. દીવો હોલાઇ જાય તો તાપ થોડો ધીમો કરવો. ગંધકની ઝાળ બળવી શરૂ થયા પછી લગભગ ૧૨ કલાક સુધી બળ્યા કરે છે. પહેલાં ગંધકની ઝાળ મોઢા પર બળતી દેખાય છે અને થોડા વખત પછી શીશીના ગળામાં જવા માંડે છે. જેમજેમ ઔષધિ પાકતી જાય અને ધુમાડો ઓછો થતો જાય, તેમતેમ તાપ સખ્ત કરતા જવો કે જેથી વખતસર ઔષધિ તૈયાર થઈ જાય.

જ્યારે બધો ગંધક બળી જઇ દીવા જેવી ઝાળ બંધ થઇ જાય અને ધુમાડો થોડો થોડો નીકળતો દેખાય, ત્યારે વારંવાર અર્ધા અર્ધા કલાકે લોઢાની શલાકા તપાવી શીશીનું ગળું સાફ કરતાં રહેવું. જો ઔષધિમાં ક્ષાર મેળવેલો હોય તો ગંધકમાંથી ક્ષાર નીકળી વારંવાર શીશીના ગળામાં ચોંટી જાય છે. કદાચ આ ક્ષારથી શીશીનું મોઢું બંધ થઇ જાય તો શીશી ફાટવાનો કે ઊછળવાનો ભય રહે છે. એટલા માટે સાવચેતીથી લોઢાની શલાકાથી ગળામાં લાગતો ક્ષાર અંદર પાડી નાખવો. આ રીતે વારંવાર શલાકાથી શીશીનું મોઢું સાફ

કરવામાં આવશે તો ઔષધિમાં ક્ષારનો ભાગ ઓછો થશે અને ઔષધિ પાકી પણ જલદી જશે.

પણ ખાસ યાદ રાખવું કે તળિયેની ઔષધિને વારંવાર શલાકાથી ન હલાવવી; માત્ર ગળાને સાફ કરવું. જો કે તપાવેલી શલાકાથી વારંવાર તળિયેની ઔષધિને ન હલાવવાથી ઔષધિ પાકવામાં થોડો વધારે વખત લાગે છે, તોપણ દવા બનતા જેટલો વધારે વખત લાગે છે તેટલો જ દવામાં ગુણ વધારે આવે છે.

ઔષધિ પાકી કે નહિ તે જોવા માટે તપાવેલી શલાકા અંદર હલાવી બહાર કાઢી સૂંઘવી. જો ગંધકની વાસ જરા પણ ન આવે તો સમજી લેવું કે ઔષધિ પાકી ગઈ છે. એટલું ધ્યાનમાં રાખવું કે પાક થવા માંડે પછી શીશીમાં શલાકાથી ન હલાવવું. કારણ પાક થતી વખતે ઔષધિને હલાવ્યા કરવાથી તૈયાર થયેલી ઔષધિમાંથી પારાનો ભાગ બહાર નીકળી ઊડવા માંડે છે.

**દાટો લગાડવાની વિધિ**—બધો ગંધક બળી જઈ ધુમાડો નીકળતો બંધ થાય અને ઔષધિ ઉપરથી જોતાં લાલ દેખાવા માંડે, ત્યારે ઈંટ કે ખડીના દાટા ઉપર ચૂનો અને મધ મેળવી કપડાનો કકડો તેમાં બોળી શીશી પર લગાવી દેવો. કોઈવાર થોડો ધુમાડો શીશીની અંદર રહી જવાને લીધે દાટો જોરથી ઊડી જાય તો ગભરાવું નહિ. ફરી અર્ધો કલાક પછી દાટો માર્યા પછી એક બીજી કપડાની પટ્ટી ચૂનો અને મધમાં બોળી શીશીના મોંઢા પર લગાડી દેવી, જેથી સાંધા બરોબર બંધ થઈ જાય.

આતશી શીશીમાં લગાડવા માટે ૧।-૧॥ ઈંચ લાંબો ખડી કે માટીનો દાટો પહેલેથી બનાવી મૂકવો. ૧ ઈંચ દાટો શીશીની અંદર જાય અને બાકીનો ભાગ બહાર રહે એવડો હોવો જોઈએ.

ઔષધિ પાકી ગયા પછી પરીક્ષા માટે તપાવેલી લોઢાની સળી શીશીમાં નાખવાથી એકદમ લાલ ઝાળ દેખાય છે. જો ગંધકનો ભાગ અંદર રહી ગયો હશે તો ઝાળ લીલી નીકળશે.

જો સોમલ, હરતાલ કે મનઃશિલવાળી ઔષધિ હશે તો ઝાળ લાલ નહિ પણ ધોળી નીકળશે. આ રીતે પરીક્ષા કરી લાલ કે સફેદ ઝાળ દેખાય એટલે દાટો મારી દેવો. જો દાટો વખતસર નહિ મારવામાં આવે તો ચંદ્રોદય વગેરે ઔષધિનો મોટો ભાગ ઊડી જશે.

કલકત્તાના ઘણા મોટા મોટા વૈદરાજો શીશી પર દાટો મારતા નથી, પણ તાપ ધીમો કરી દે છે. ખાસ કરીને તે લોકો પથ્થરના કોલસાનો તાપ આપે છે, અને તેથી ઔષધિ જલદી, માત્ર ૨૦-૨૨ કલાકમાં, તૈયાર થઈ જાય છે. દાટો ન લગાડવાની જે રીત છે તેમાં ઔષધિ થોડી ઓછી ઊતરે છે. તે લોકો લોઢાની

સળાથી ઔષધિ હલાવતા નથી અને ઔષધિ પક્વ થયે ૬ માસા સૂરોખાર નાખે છે. તેથી ગળામાં ઔષધિ ચોંટી જાય, મોઢું બંધ થઈ જાય, ઔષધિ ઉપર જ પાકે છે, અને ઉપર ઔષધિ સુકાઇ જાય એટલે તે લોકો તાપ આપવો બંધ કરે છે. આ રીતે તૈયાર કરેલી ઔષધિ ઓછા ગુણવાળી હોય છે.

નવા વૈદ્યોએ શીશીના મોઢા પર દાટો મારવા માટે એવું કરવું કે ધુમાડો નીકળતો બંધ થઇ જાય કે તરત દાટો મારી દેવો. અર્ધો કલાક પછી દાટો કાઢી જોવો. જો ધુમાડો અંદર રહ્યો હશે તો એકદમ બહાર નીકળી જશે. જો ધુમાડો નહિ હોય તો દાટાના મોઢા પર થોડી પારાવાળી ઔષધિ લાગેલી હશે. બસ, એવું નક્કી થઇ જાય એટલે તરત દાટો મારી દેવો. દાટો લગાડ્યા પછી એકાદ કલાક તાપ ધીમો કરી દેવો. પછી ધીરે ધીરે સખ્ત કરતા જવો. છેવટે ૧૨ થી ૩૬ કલાક સુધી તીવ્ર અગ્નિ આપવાથી ઔષધિ તૈયાર થઈ જાય છે.

**સૂચના**—જો ઔષધિમાં પહેલેથી નવસાર કે બીજો કોઈ એવો ક્ષાર મેળવેલો હોય, તો ધુમાડો નીકળવા માંડે ત્યારથી જ શીશીનું મોઢું સાફ કરતા રહેવું; કારણ કે નીચે પડેલો ક્ષાર ધુમાડો નીકળતાની સાથે જ વારંવાર ઉપર ચઢવા માંડે છે.

કૂપીપક્વરસાયનમાં તાપ ઓછો લાગશે તો તળિયે કાચી દવા રહી જશે અને ઉપર લાગેલી દવા ઉખેડતાં બહુ મહેનત પડશે. એટલા માટે તાપ સંભાળપૂર્વક અને હિસાબથી આપવો. વારંવાર શીશીની અંદર જોયા ન કરવું, નહિ તો આંખના તેજને નુકસાન પહોંચશે.

**(૫) ઔષધિ કાઢવાની વિધિ**—અગ્નિ બંધ કર્યા પછી બે દિવસે યંત્ર સ્વાંગશીતળ થઇ જાય એટલે નીચે ઉતારી શીશી તોડવી. શીશીને તોડવા માટે એક સૂતળીનો કટકો ઘાસતેલમાં બોળી શીશીના પેટ પર બાંધી સળગાવવો. જ્યારે તે હોલાઈ જવા માંડે ત્યારે સૂતળીની જગ્યાએ બેચાર ટીપાં પાણી નાખવું, એટલે શીશીના બે કકડા થઇ જશે. નાના નાના કટકા થઈ ઔષધિમાં કાચ ન મળી જાય એ ધ્યાનમાં રાખવું. જો કાચનો ટુકડો ઔષધિ સાથે મળી જઇ ખાવામાં આવી જશે તો આંતરડાંમાંથી લોહી નીકળવું શરૂ થશે. એટલા માટે શીશી તોડતી વખતે સાફ જમીન પર એક મોટી થાળીમાં શીશી રાખી તોડવી. તોડતી વખતે શીશીમાંથી ધુમાડો નીકળી શ્વાસમાં ન જાય તેનું ધ્યાન રાખવું. શ્વાસોચ્છ્વાસમાં ધુમાડો જવાથી ખાંસી કે દમ થઇ જાય છે.

શીશીના મોઢા પર તૈયાર ઔષધિનો ટુકડો લાગેલો હોય તે સંભાળીને કાઢી લેવો. દવાના ગઠ્ઠા પર થોડા મેલભાગ હોય તેને ચપ્પુથી ખોતરી જુદો રાખવો. અને જ્યારે બીજી વાર એ જ ઔષધિ બનાવવી હોય ત્યારે કજ્જલીમાં

નાખી દેવો. તળિયામાં જે થોડી ગંધકની રાખોડી રહે છે તે નકામી છે. વજનદાર રાખ હોય તો તેમાં પારાનો ભાગ હશે. જો તાપ ઓછો પડવાને લીધે તળિયામાં લીલી–કાળી ભસ્મ અથવા ગઠ્ઠી રહી જાય, તો તેને બીજી વખત કજ્જળીમાં નાખી ઔષધિ બનાવી લેવી.

જો કજ્જલીમાં સોનું મેળવેલું હોય તો તેની કાળીભસ્મ બની તળિયે રહી જાય છે. એને સુવર્ણભસ્મમાં બતાવેલી રીતે પાણીથી ધોઇ ભસ્મ કરી લેવી. અથવા એસિડના પ્રયોગથી શોધન કરી એનું શુદ્ધ સોનું બનાવી લેવું.

**ઔષધિપરીક્ષા**—જે કૂપીપક્વરસાયન શીશીમાંથી સહેલાઇથી નીકળી જાય તે પાકું મનાય છે. જેને કાઢતાં વધારે મહેનત પડે, એકીસાથે વધુ પ્રમાણમાં ન નીકળે અને બહુ મહેનતે થોડું થોડું નીકળે, તે કાચું ગણાય છે. જો બરોબર પરિપક્વ થયા વગરના રસાયનનું સેવન કરવામાં આવશે, તો મોઢામાંથી પાણી છૂટવું, અવાળાં ફૂલી જવાં, દાંત હાલી જવા વગેરે વિકારો ઉત્પન્ન થશે.

જે રસાયન કાચું રહી ગયું હોય તેને બીજીવાર સરખે ભાગે ગંધક મેળવી, આતશી શીશીમાં ભરી ૨૪ કલાક અગ્નિ આપી તૈયાર કરી લેવું જોઇએ.

**પારદશોધન**—શાસ્ત્રમાં પારાને શુદ્ધ કરવા માટે ૧૮ સંસ્કાર કહ્યા છે, તેમાં ઔષધિ બનાવવા માટે ૮ સંસ્કાર કહ્યા છે. બાકીના સંસ્કારો સોનું વગેરે બનાવવા માટેના છે. માટે એ આઠ સંસ્કારોનું અહીં વર્ણન કર્યું છે. આ આઠ સંસ્કારો સ્વેદન, મર્દન, મૂર્છન, ઉત્થાપન, પાતન (ઊર્ધ્વપાતન, અધઃપાતન અને તિર્યક્‌પાતન), બોધન, નિયમન અને સંદીપન છે. (અહીં ઔષધિઓનું પ્રમાણ ૮૦ તોલા પારા માટે આપેલું છે.)

**(૧) સ્વેદન**—ચિત્રકના મૂળ, સૂંઠ, મરી, પીપર, સિંધવ, રાઈ, મૂળા અને આદુ સરખે ભાગે લઇ ૪૦ તોલા કરવું. પછી તેમાં ૮૦ તોલા પારો મેળવી કાંજી સાથે ૩ દિવસ ખરલ કરી ગોળો બનાવવો. એ ગોળાને કેળ કે કમળના પાનમાં વીંટી ઉપર સૂતર વીંટાળી ચોવડા મજબૂત કપડાની પોટલીમાં મૂકવો. કાંજીથી એક ઇંચ ઉપર રહે એ રીતે એ પોટલીને લટકાવવી. કાંજી પારાને ન લાગવી જોઇએ. કેવળ વરાળ જ એને લાગે. એ રીતે ૩ રાતદિવસ દોલાયંત્રથી સ્વેદન કરવું. વારંવાર કાંજી નાખતા જવી. લગભગ ૧ મણ કાંજી જોઇશે. એટલા માટે પહેલાંથી જોઇએ તે પ્રમાણમાં કાંજી તૈયાર કરી રાખવી. ત્રણ દિવસ પછી પારાને કાઢી ડમરયંત્રથી આપી ૫–૭ તોલા ઉડાડી લેવો. એટલે માટલી ઠંડી પડ્યે બાકીનો પારો કાકાદિ ઔષધિઓની રાખથી એની

મેળે જુદો પડી જશે. જો રાખમાં થોડો અંશ રહી જાય તો ફરી ડમરુયંત્રથી તે ઉડાડી લેવો. આ રીતે પારાને સ્વેદિત કરવાથી પહેલો સંસ્કાર પૂરો થાય છે.

**(૨) મર્દન**—લાલ ઈંટનો ભૂકો, હળદર, ઘરનો ધુમાડો, કામળા કે ઊનની કાળી રાખોડી અને કડવી દૂધીનાં બી આ દરેક પારાથી ૧/૧૬ ભાગના લઈ પારા સાથે મેળવી લીંબુનો રસ નાખતા જઈ ૩ દિવસ ઘૂંટવું. પછી ડમરુયંત્ર વડે ઉડાડી લેવાથી પારો સીસાના દોષથી મુક્ત થાય છે.

પછી તે પારાને ઇંદ્રવરણનાં મૂળ અને અંકોલનાં મૂળ દરેક ૧/૧૬ મેળવી કાંજી સાથે ૧ દિવસ ખરલ કરી ડમરુયંત્રથી ઉડાડી લેવાથી પારો બંગના દોષથી મુક્ત થાય છે.

**(૩) મૂર્છન**—પારાને અનુક્રમે કુંવારનો રસ, ત્રિફળાનો કવાથ, અને ચિત્રકના મૂળના કવાથમાં ૭–૭ દિવસ ખરલ કરવો. કુંવારથી મલ, ત્રિફળાથી દાહ અને ચિત્રકમૂળથી વિષદોષ દૂર થાય છે. આ રીતે ૨૧ દિવસ ખરલ કરવાથી પારો મૂર્છિત થઈ જાય છે.

**(૪) ઉત્થાપન**—મૂર્છિત પારાને ૧૨ કલાક સુધી લીંબુના રસ સાથે સૂર્યના તાપમાં ખરલ કરવો. પછી ડમરુયંત્રથી પારો ઉડાડી લેવો.

**(૫) પાતનસંસ્કાર**—પાતનના ૩ પ્રકાર (ક) ઊર્ધ્વ, (ખ) અધઃ, અને (ગ) તિર્યક્ છે.

**(ક) ઊર્ધ્વ પાતન**—પારાથી ત્રીજો ભાગ તાંબાનો ભૂકો મેળવી, લોઢાના ખલમાં લીંબુના રસ સાથે ૬ કલાક ખરલ કરી ગોળો વાળવો. પછી ડમરુયંત્રથી પારો ઉડાડી લેવો.

(ખ) **અધઃપાતન**—હરડે, બહેડાં, આમળાં, ચિત્રકમૂળ, મીઠું, રાઇ અને સરગવાની છાલ આ બધાં સમભાગે મેળવી પારાથી અર્ધું વજન કરવું. પછી તેની સાથે પારો મેળવી કુંવારના રસમાં ઘૂંટવું. જ્યારે પારાના અણુઓ ન દેખાય ત્યારે માટીના ઘડામાં લેપ કરી ડમરુયંત્ર બનાવી લેવું. લેપવાળા ઘડાને ઉપર રાખવો. નીચેનો ઘડો જમીનમાં દાટી દેવો. ઉપરના ઘડાનો પણ ચોથો ભાગ જ બહાર રહેવો જોઇએ. નીચેનો ઘડો પાણીમાં ડૂબેલો રહે અને વારંવાર વાસણની આજુબાજુ ઠંડું પાણી જઇ શકે, એટલા માટે વાંસની બે હાથ લાંબી ભૂંગળી જમીનમાં દાટવી. એનું એક મોઢું નીચેના ઘડા સાથે અડકેલું રહે અને બીજું ઉપરના ઘડાથી ૧–૧॥ હાથ દૂર રહે તેમ રાખવું. આ નળીને પાણીથી ભરેલી રાખવી. જેમ જેમ તે ખાલી થતી જાય, તેમ તેમ પાણી નાખતા જવું. આ રીતે ગોઠવ્યા પછી ઉપરના ઘડા પર છાણાં સળગાવવાં. આમ ૧૨

કલાક મધ્યમ અગ્નિ આપવાથી પારો નીચે આવી જશે. અથવા ભૂધરયંત્રથી પારાનું અધઃપાતન કરવું.

(૩) તિર્યક્‌પાતન—પારાથી ચોથા ભાગની ધાન્યાભ્રક મેળવી ૧૨ કલાક



તિર્યક્‌પાતન યંત્ર

કાંજીમાં ખરલ કરી, નાડી ભરવાના લાંબી ડોકવાળા અને અંદરથી પહોળા ઘડિયામાં લેપ કરી, બીજું તેવું જ ઘડિયું લઈ, ડમરુયંત્રની માફક મજબૂત કપડ-મટ્ટીથી બંધ કરવું. પછી પારાવાળું ઘડિયું ચૂલા પર મૂકવું અને ખાલી ઘડિયું પાણી ભરેલી બાલ્ટીમાં રાખવું. બાલ્ટી પણ થોડી ઊંચી રાખવી પડશે. વારંવાર ઘડિયાં પર પાણી છાંટતા જવું, અથવા ભીનો કટકો ફેરવતા જવો. અથવા ખાલી ઘડિયામાં અર્ધું પાણી ભરવું. પારાવાળા ઘડિયાની ઉપર કપડમટ્ટી કરવી અને અંદર ચારે બાજુ ટંકણખાર અને લાખનો રસ લગાડવો કે જેથી પારાવાળા ઘડિયાના ઉપરના ભાગ પર પાણીવાળું કપડું ફેરવવાથી ફૂટી ન જાય. આવી રીતે ગોઠવવામાં નહિ આવે તો પારો ઘણો ઊડી જશે. અથવા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે માટી કે ચિનાઈ માટીનું યંત્ર બનાવી તિર્યક્‌પાતન કરવું. આ પ્રમાણે ૧૨ કલાક યુક્તિથી અગ્નિ આપવાથી પારો બીજા ઘડિયામાં ચાલ્યો જશે. દેવતાની ઝાળ ઘડાના ઉપલા ભાગને ન લાગે તેની પહેલેથી ગોઠવણ કરવી જોઈએ.

આ રીતે ઊર્ધ્વ, અધઃ અને તિર્યક્ ત્રણ સંસ્કાર થવાથી એક પાતન-સંસ્કાર પૂર્ણ થાય છે.

હાલમાં લાંબી, વળેલા મોંઢાવાળી શીશી ( Retort ) આવે છે, એના મોઢા સાથે બીજી શીશી ( Receiver )ને જોડી તેમાં પારો ભરી સ્પીરીટ લૅમ્પ પર તિર્યક્પાતન કરવાથી પારાનું નુકસાન નથી થતું અને શોધન સરલતાથી થાય છે.

**(૬) બોધન**—ઉપરના સંસ્કારોથી પારો શુદ્ધ થયા છતાં પણ પંઢ થઈ જાય છે. એટલે તેની શક્તિ વધારવા બોધનસંસ્કાર કરવો જોઈએ. પીઠવણનું પંચાગ અને કમળનો કંદ સરખે ભાગે મેળવી પાણીમાં ખરલ કરી કલ્ક તૈયાર કરવો. આ કલ્કનો એક વાડકા જેવો આકાર બનાવી તેમાં પારો ભરવો અને ઉપર કલ્કથી બંધ કરી ગોળો બનાવવો. ગોળાની ચારે બાજુ ભોજપત્ર કે કમળના પાન સારી રીતે વીંટાળી ઉપર સૂતર વીંટાળવું. પછી ચોવડા કપડાની પોટલીમાં મૂકી દોલાયંત્રમાં લટકાવી ૩ દિવસ સુધી કાંજીનું સ્વેદન આપવું. બાદ પારાને કાઢી લઇ ગરમ પાણીથી ધોઈ લેવાથી પારો બોધિત થાય છે.

**(૭) નિયમન**—નોળવેલનો કંદ, આમલી, વાંઝણી કંટોલીનો કંદ, ભાંગરો, નાગરમોથ અને ધતૂરાનાં બી સમભાગે લઈ ક્વાથ કરવો. પારાને દોલાયંત્રમાં આ ક્વાથમાં ૧૨ કલાક સ્વેદન આપવાથી પારાની ચંચળતા દૂર થઈ પારો સ્થિર થાય છે. પછી કાઢી લઈ કાંજીથી ધોઈ લેવો. નોળવેલ ન મળે તો રાસ્નાનાં મૂળ લેવાં.

**(૮) સંદીપન**—પારાના વજનથી બમણું સિંધવ, મીઠું, રાઇ, ટંકણખાર, સરગવાની છાલ, મરી, પીપર, જવખાર, સાજીખાર, ચિત્રકના મૂળ અને બિજોરાનું સમભાગે ચૂર્ણ કરવું. તેને પારા સાથે મેળવી લીંબુના રસમાં ૭ દિવસ ખરલ કરી ગોળો વાળવો. તેના પર ભોજપત્ર વીંટી સૂતર વીંટાળવું. બાદ મજબૂત કપડાની પોટલીમાં બાંધી દોલાયંત્ર વિધિથી ૩ દિવસ કાંજી સાથે સ્વેદન આપવું. કાંજી વારંવાર ઉમેરતા જવી. પારાને ગરમ પાણીથી ધોઇ કાચના પવાલામાં લીંબુનો રસ ભરી, તેમાં નાખી, ૧૨ કલાક સૂર્યના તડકે રાખવો. બીજે દિવસ ગરમ પાણીથી ધોઈ લેવાથી પારો સંપૂર્ણ રીતે દોષોથી મુક્ત અને શુદ્ધ બની જાય છે.

**સૂચના**—ધોતી વખતે કેટલોક પારો પાણીમાં મળી જાય છે. તેને પાણી સ્થિર થાય એટલે તળિયેથી કાઢી લેવો જોઇએ. જો પારો કાંજીમાં મળી ગયો હોય તો તે મિશ્રણને ઉકાળી ગાઢું કરી પારો ઉડાડી લેવો જોઇએ.

પારા પર આઠ સંસ્કાર કરવામાં મહેનત અને વખત બહુ લાગે છે, તેમજ પારામાંથી મોટો ભાગ ઊડી જાય છે, તોપણ આઠ સંસ્કારથી જે રહે તે પારાથી

ફાયદો ખૂબ મળી શકે છે. ઉપરની વિધિથી શુદ્ધ કરેલા પારા વડે પૂર્ણચંદ્રોદય રસ વગેરે બનાવવાથી શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે ફળ મળી શકે છે.

**પારદ બુભુક્ષિત કરવાની વિધિ**—આઠ સંસ્કાર કરેલો શુદ્ધ પારો ન હોય તો હિંગળોકમાંથી કાઢેલા પારાને આકડાનું દૂધ, થૂવેરનું દૂધ, ધતૂરાનાં પાનનો રસ, દૂધિયા વછનાગના મૂળનો કવાથ, કારેલાના મૂળનો કવાથ, ધોળી ચણોઠીનો કવાથ અને અફીણનો રસ ( અફીણને ૧૬ ગણા પાણીમાં ઓગાળી તૈયાર કરેલું પાણી )માં અનુક્રમે ૭–૭ દિવસ ખરલ કરવો. આમ એક એક વિષમાં ખરલ કર્યા પછી દરેક વાર ડમરુયંત્રથી પારો ઉડાડી લેવો. પછી બીજા વિષમાં ખરલ કરવો. છેવટે ¼ ખીરણહળદી અને ¼ સિંધવ મેળવી ૭ દિવસ લીંબુના રસમાં ખરલ કરી ડમરુયંત્રથી ઉડાડી લેવાથી પારાને સુવર્ણ વગેરે ધાતુઓનું ભક્ષણ કરી શકે તેવા મુખની પ્રાપ્તિ થાય છે.

**પારદનું જારણ કરવાની વિધિ**—ઉપરની વિધિથી મુખોત્પત્તિ કરેલો પારો ૩૨ તોલા અને સોનાનાં વર્ક ૮ તોલા એકત્ર કરવાં. પછી તેમાં ૧૬૦ તોલા ગંધક મેળવી કજ્જલી કરી વડની વડવાઈના કવાથની ભાવના આપી, નલિકાડમરુયંત્રમાં ૨૪ કલાક મધ્યમ અગ્નિ આપવો. ગંધક બળી જાય એટલે અગ્નિ આપવો બંધ કરવો. પછી ગંધકવાળા પારાને કાઢી લઇ બીજીવાર ૧૬૦ તોલા ગંધક મેળવી, કજ્જલી કરી, વડની વડવાઇના કવાથની ભાવના આપી, નલિકાડમરુયંત્રમાં ગંધક બાળવો. ફરી ત્રીજીવાર ૧૨૮ તોલા ગંધક મેળવી, વડની વડવાઈના કવાથની ભાવના આપી, નલિકાડમરુયંત્ર વડે ગંધકનું જારણ કરવું. આવી રીતે ૩ વખત ગંધક જારણ કર્યા પછી ૬૪ તોલા ગંધક મેળવી, શીશીમાં ભરી, આગળ આપેલી વિધિ પ્રમાણે પૂર્ણચંદ્રોદય રસ બનાવી લેવો. આ રીતે ષોડશગુણ ગંધક જારિત પૂર્ણચંદ્રોદય પ્રમાણે શતગુણ ગંધકનું જારણ કરવાથી શતગુણ જારિત પૂર્ણચંદ્રોદય રસ બને છે. જેટલું ગંધકનું જારણ વધારે થશે તેટલો પૂર્ણચંદ્રોદય વધારે ફાયદાકારક બનશે. કેટલાક પ્રાચીન ગ્રંથકારોએ ષડ્‌ગુણ ગંધક જારણ સુધીની વિધિ લખી છે, અને કેટલાક નવા ગ્રંથકારોએ શતગુણ જારણ સુધી લખેલું છે.

**પારાના શોધનની સરલ વિધિ**—લાલ ઇંટનો ભૂકો, કામળાની રાખોડી, કાચો ( પકાવેલો નહિ ) ચૂનો, રસોડાની ધુંવાસ અને હળદર એ પાંચ ચીજો સરખે ભાગે લેવી. બધાથી અર્ધા વજનનો પારો મેળવી ૧ દિવસ લીંબુના રસમાં ખરલ કરી ડમરુયંત્રમાં મૂકી ૩ કલાક અગ્નિ આપી, ઉડાડી લેવાથી પારો શુદ્ધ થઈ જાય છે. તે કૂપીપકવ રસાયન અને મલમ માટે વાપરી શકાય છે. પણ પારા-

નું જેટલું વધારે શોધન કરવામાં આવે છે, તેટલો વધારે તે ફાયદાકારક બની શકે છે. વધારે શોધનક્રમ ઉપર આપ્યો છે. (૨. સા.)

જર્મનીથી ડમરુયંત્ર વડે બે વાર ઉડાડેલો પારો આવે છે તે શુદ્ધ હોવાથી સામાન્ય મલમ વગેરેમાં તેમજ સાધારણ કૂપીપક્વ રસાયન બનાવવામાં શુદ્ધ કર્યા વગર જ વાપરવો હોય તોપણ ચાલી શકે છે.

**રસાયન (પારાવાળી) ઔષધિ સેવન કરનારા માટે પથ્ય**—ઘી, સિંધવ, ધાણા, જીરું અને આદુ વગેરે મસાલા નાખી તૈયાર કરેલા પદાર્થો, તાંદળજાનું શાક, પરવળ, દૂધી વગેરે શાક, ઘઉં, જૂના શાલિ ચોખા, ગાયનું ઘી, દૂધ, દહીં, હંસોદક (સૂર્યના તડકા અને ચંદ્રની ચાંદનીમાં મૂકી તૈયાર કરેલું પાણી), મગનો યૂષ આ બધા પદાર્થોનું સેવન કરવું જોઈએ. આ પથ્યવર્ગ અહીં ટૂંકામાં આપ્યો છે. (૨. ૨. સ.)

**પારો સેવન કરનાર માટે અપથ્ય**—ઊભી ભોંયરીંગણી, બીલી, ભૂરું કોળું, નેતરના અંકુર, કારેલાં, અડદ, મસૂર, વટાણા, કળથી, સરસવ, તલ એ બધા પદાર્થો, ઉપવાસ, ઉદ્વર્તન (માલિસ), સ્નાન, મરઘાનું માંસ, દારૂ, આસવો, અનૂપ દેશોના જીવોનું માંસ, કાંજી, કેળનાં પાન, કાંસાના વાસણમાં ખાવું, ભારે બાદી કરનાર, બહુ જ તીક્ષ્ણ અને બહુ ગરમ પદાર્થો—આ ચીજોનું સેવન અને ક્રિયાઓ પારાનું સેવન કરનારે ન કરવાં જોઈએ.

કકારાદિ ગણ—ભોંયરીંગણીનાં ફળ, કાંજી, સારફળનું શાક, કાચબાનું માંસ, તેલ, રાઈ, લીંબુ, નિર્મળી, તરબૂચ, ભૂરું કોળું, કાકડી, મોર અને મરઘાનું માંસ, કારેલાં, વાંઝ કંકોડા, વેંગણ અને કોહું આ સમૂહને કકારાદિ ગણ કહે છે. આ કકારાદિ ગણ દેવીશાસ્ત્રમાં કહેલો છે. તેવી જ રીતે કાંગ, ઘલોડાં, બોર, મરઘા, મોર અને સૂવરનું માંસ, કળથી, ભોંયરીંગણીનાં ફળ, સરસિયું, તેલ, કાળી ગલક નામની માછલી, કાચબાનું માંસ, વટાણા, પીપર, ભૂરું કોળું, કારેલાં, નિર્મળીનાં ફળ, વાંઝ કંકોડા, કાકડી, તુવેર અને કાંજી આ કકારાદિ ગણ શ્રી કૃષ્ણદેવ નામના આચાર્યે કહેલો છે. જે જે રસમાં કકારાદિ ગણના પદાર્થોનું સેવન કરવાની ના કહી હોય, તે તે રસ પર ઉપર કહેલા ગણના પદાર્થો ન લેવા જોઈએ, અને સાથે બીજા પણ ગુણ વગરના પદાર્થો પણ છોડી દેવા જોઈએ. (૨. ૨. સ.)

समे गन्धे तु रोगघ्नो द्विगुणे राजयक्ष्मजित् ।
जीर्णे तु त्रिगुणे गन्धे कामिनीदर्पनाशनः ॥
चतुर्गुणे तु तेजस्वी सर्वशास्त्रार्थसिद्धिदः ।
भवेत्पंचगुणे सिद्धः षड्गुणे मृत्युजिद् भवेत् ॥

**ગંધક જારિત પારાના ગુણ**—સમાન ગંધક જારણ કરવાથી પારાનો ગુણ સોગણો વધી જાય છે, અને બધા રોગોનો નાશ કરે છે. બમણો ગંધક જારણ કરવાથી કફ, ક્ષય અને કુષ્ઠ વગેરે રોગોનો નાશ કરે છે. ત્રણગણો ગંધક જારણ કરવાથી નપુંસકતા અને નબળાઇ દૂર કરે છે. ચારગણો ગંધક જારણ કરવાથી ઘડપણની નબળાઈ દૂર કરીને શરીરને તેજસ્વી બનાવે છે. પાંચગણો ગંધક જારણ કરવાથી ક્ષયરોગનો નાશ કરે છે અને સંકલ્પસિદ્ધિ આપે છે. અને છગણો ગંધક જારણ કરવાથી તે પારાની સામે કોઈ પણ રોગ ટકી શકતો નથી, એટલે કે બધા જ રોગોનો નાશ કરે છે, તેમજ મનુષ્ય મૃત્યુજિત્ બને છે.

આધુનિક ચિકિત્સકોના મત અનુસાર પારદવાળી ઔષધ ખાવા ( ગ્રે ઓઈલ વગેરેનાં ઇંજેકશન )માં અને મલમ લેપ વગેરે બાહ્ય પ્રયોગમાં વાપરવાથી પારો રક્તમાં મળી જઈ રક્તનું શોધન કરે છે, રક્તાભિસરણક્રિયા વધારે છે અને લોહીમાં રક્તકણો વધારે છે. રક્તઅણુઓ વધારવા માટે બહુ થોડી માત્રામાં તેનું કેટલાક દિવસ સેવન કરવું જોઇએ. પરંતુ જો દૂષિત પારાનું સેવન કરવામાં આવે અથવા વધારે પ્રમાણમાં લેવામાં આવે, તો રક્તકણોનો નાશ થાય છે અને લોહીનું પૌષ્ટિક તત્ત્વ ( Fibrin ) ઓછું થઈ જાય છે. વળી મોંમાં છાલાં, મોંનો સ્વાદ પિત્તના પ્રકોપ-સૂચક થવો, દાંતના મૂળની નબળાઈ અને દરદ થવું, લાળ વધારે નીકળવી, મોંમાંથી દુર્ગંધ આવવી, નાકમાંથી ઊનો શ્વાસ નીકળવો, ગળામાં લસિકાગ્રંથિઓની વૃદ્ધિ થવી, પારદ શોષાઇ જવા પછી શરીરની બધી ગ્રંથિઓના સ્રાવની વૃદ્ધિ થવી, બહુ પરસેવો થવો, કોઈ કોઇને પાતળા ઝાડા થવા, કોઇને વૃક્કસ્થાનમાં દરદ થવું, હાથપગ હલાવતા કંપ થવો, શરીરમાં શુષ્કતા અને નિસ્તેજતા આવી જવી, વગેરે લક્ષણો દેખાય છે.

કોઈ વખત વાતસંસ્થાન પર અસર થવાથી હાથ-પગ અને માથાની માંસપેશીઓનું ફરકવું, અથવા પક્ષાઘાતની શરૂઆતનાં લક્ષણો કે ધીમી વેદના થાય છે; કોઇક લવારો કરે છે. એટલે પારો લાંબો વખત વાપરવો હોય તો વચ્ચે વચ્ચે થોડા દિવસ બંધ કરવો જોઇએ. ડાકટરી પારદની બનાવટોમાં જેટલા નુકસાનનો ભય છે, તેટલો આયુર્વેદિક બનાવટમાં નથી,તોપણ સંભાળીને રહેવું એ લાભદાયક છે.

મોટા માણસો કરતાં છોકરા-છોકરીઓ પારો વધારે સહન કરે છે. બાલ્યઅવસ્થામાં પારાવાળી ઔષધિનું સેવન કરવાથી થોડા જ દિવસમાં શરીર મોટું બની જાય છે.

**સૂચના**—પારો સેવન કરાવતી વખતે ૪-૪ અથવા ૬-૬ દિવસે અવાળાં જોવાં જોઇએ કે તેના પર આસમાની રંગની રેખાઓ તો દેખાતી નથી ? તેમજ

લાળ તો વધારે નીકળતી નથી ને? જો એવું લાગે તો તરત પારાવાળી ઔષધિ બંધ કરી દેવી જોઇએ. આમાં પારાથી વિપરીત ગુણવાળી પ્રવાલ, મોતી, સુવર્ણ-માક્ષિક, ગળોસત્ત્વ, સિતોપલાદિ, ચ્યવનપ્રાશ વગેરે શામક ઔષધિઓ લેવી જોઇએ. અથવા જરૂર હોય તો પહેલાં રેચ લઇ લેવો જોઇએ.

## (૧) પૂર્ણચંદ્રોદય રસ

**વિધિ**—ખીરખટ્ટી અને ૭ ઉપવિષોથી બુભુક્ષિત કરેલો પારો ૮ તોલા, સોનાનાં વરક ૧ તોલો અને શુદ્ધ ગંધક ૧૬ તોલા લેવો. પહેલાં પારો અને સોનાનાં વરક એકત્ર કરી ૩ દિવસ લીંબુના રસમાં ખરલ કરવું. રોજ સવારમાં તેમાં ૧-૧ તોલો સિંધવ નાખતા જવો. ચોથે દિવસે પારાને ૩-૪ વાર પાણીથી ધોઈ ક્ષાર કાઢી નાખવો. પછી ગંધક મેળવી, કજ્જલી કરી, લાલ કપાસના ફૂલનો રસ ( ફૂલનો રસ સ્વરસ યંત્રથી કાઢવો ) અને કુંવારના રસમાં ૩-૩ દિવસ ખરલ કરી, સૂકવી, આતશી શીશીમાં ભરી, વાલુકાયંત્રમાં ૬૦ કલાક અગ્નિ આપવો. લગભગ ૩૬ કલાકમાં દાટો મારવો પડશે. દાટો માર્યા પછી ૨૪ કલાક તીવ્ર અગ્નિ આપવાથી ઔષધિ પાકીને તૈયાર થઇ જશે. નીચે ગંધક અને ક્ષારની થોડી પીળી ભસ્મ રહેશે. જો પારો બુભુક્ષિત નહિ હોય, તો તળિયે ગંધકવાળી સોનાની કાળી ભસ્મ રહેશે અને સોનું ઉપર નહિ ચઢે.

ઘણાં વર્ષ સુધી રહેનાર કપાસનો લાલ ફૂલોનો સ્વરસ લેવો જોઇએ. ચોમાસુ કપાસના ફૂલનો રસ ઉપયોગી નથી.

**સેવન કરવાની રીત**—૪ તોલા ચંદ્રોદય અને ૪ તોલા કપૂર× ખરલ કરી મેળવી લેવું. પછી જાયફળ, સમુદ્રશોષ ( વરધારા )નાં બી, લવંગ અને કસ્તૂરી ૩-૩ માસા મેળવી સારી રીતે ખરલ કરી શીશીમાં ભરી લેવું.

અથવા ચંદ્રોદય, અભ્રકભસ્મ, શુદ્ધ કપૂર, કેસર, અક્કલગરો, સમુદ્રશોષ અને પીપર દરેક ૧-૧ તોલો અને કસ્તૂરી ૩ માસા મેળવી, ખરલ કરી, શીશીમાં ભરી લેવું. અથવા નાગરવેલના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૧ અથવા ૨ વાર મધ સાથે ચટાડવું. અથવા નાગરવેલના પાનના રસ સાથે આપવું. અથવા ગોળી ખવરાવી ઉપર

---

× બજારમાં કપૂર મિકસચર્ડ કેમ્ફર, પ્યૉર કેમ્ફર અને રિફાઈન્ડ કેમ્ફર એમ ૩ જાતનું આવે છે. એમાંથી રિફાઈન્ડ કેમ્ફરને શુદ્ધ કરીને વાપરવું. અથવા ચીનથી જે ભીમસેની કપૂર આવે છે તે વાપરવું. આ બધાંમાં ભીમસેની કપૂર સૌથી વધારે ફાયદાકારક છે.

દૂધ પાવું. તાવ વગેરે રોગોમાં હૃદયને શક્તિ આપનાર તરીકે આપવું હોય તો ૦ાા થી ૧ રતી દિવસમાં ૨ કે ૩ વાર ચંદ્રોદય પીપર અને મધ સાથે આપવો.

ઉપયોગ—આ પૂર્ણચંદ્રોદય રસ હૃદયને પુષ્ટિ આપનાર, વાજીકર, રસાયન, બળ આપનાર, રક્તપ્રસાદક, જંતુઘ્ન, વિષશામક અને યોગવાહી છે. રાજયક્ષ્મા, કફપ્રકોપથી થયેલા વ્યાધિઓ અને વીર્યની નબળાઇ નાશ કરવામાં એ બહુ ફાયદાકારક છે. વીર્યસ્રાવ, સ્વપ્નદોષ, ધાતુક્ષીણતા, માનસિક નબળાઇ, નપુંસકતા, હૃદયની નબળાઇ, જીર્ણજ્વર, ક્ષય, શ્વાસ, પ્રમેહ, વિષવિકાર, મંદાગ્નિ, અપસ્માર આ બધાને મટાડી એ બળ અને વીર્યની વૃદ્ધિ કરે છે અને આયુષ્યને વધારે છે.

રતિકાળ વખતે અથવા રતિ અંતે જો આ ચંદ્રોદયનું સેવન કરવામાં આવે તો સો મદોન્મત્ત સ્ત્રીઓના ગર્વ ઉતારવા જેટલી એ શક્તિ આપે છે. આ રસાયનના સેવન વખતે ઘી, ઉકાળીને જાડું બનાવેલું દૂધ, જડમાંસ, માંસરસ, અડદની બનાવટો અને આનંદવર્ધક આહારવિહાર પથ્ય છે. આ રસાયનનું એક વર્ષ સુધી સેવન કરવાથી કૃત્રિમ, સ્થાવર કે જંગમ કોઇ પણ પ્રકારનું વિષ નુકસાન કરી શકતું નથી. જે રીતે મૃત્યુંજય ક્રિયા કે મંત્રથી નિવારણ થાય છે, તે રીતે આ રસાયનનું રોજ સેવન કરવાથી મનુષ્યને જરા અને મૃત્યુનો ભય સતાવી શકતો નથી.

સુવર્ણ અને સુવર્ણમિશ્રિત ઔષધિઓ હૃદયને શક્તિ આપે છે અને લોહીને નિર્વિષ બનાવે છે. સુવર્ણ યોગવાહી હોવાથી હેમગર્ભપોટલી રસ વગેરે ઉત્તેજક ઔષધિઓના સંયોગથી હૃદય પર ઉત્તેજક અને શામક અસર બતાવે છે. પૂર્ણચંદ્રોદય રસમાં પણ ઉત્તેજક ગુણ રહેલો છે. સુવર્ણના યોગને લીધે એ રસાયન કીટાણુજન્ય ક્ષયમાં વપરાય છે. રાજયક્ષ્માની બીજી અવસ્થામાં એ સારી રીતે વપરાયાના દાખલા મળી આવે છે. આ રસાયનની અસર ક્ષયના જંતુઓ પર સીધી થાય છે; એટલે ક્ષયની તીવ્ર અવસ્થાઓમાં એ જલદી ફાયદો કરે છે.

માત્ર રાજયક્ષ્માનો વહેમ પડે અને તરત જ જો પૂર્ણચંદ્રોદય રસ આપવાની શરૂઆત કરવામાં આવે, તો આ ઔષધિ ઉત્તેજક હોવાથી કેટલીક વખત રક્તવાહિનીઓ, સ્રોતો અને રક્તધાતુ પર ઉત્તેજક અસર દેખાય છે અને કોઈ કોઇ લક્ષણો વધી ગયાં હોય તેવું લાગે છે. પણ સુવર્ણનો ક્ષાર જેમ જેમ લોહીમાં મળે છે તેમ તેમ લોહી બળવાન બનતું જાય છે અને ધીમે ધીમે ક્ષયના જંતુઓ નાશ પામવા માંડે છે. કેટલીક વાર પૂર્ણચંદ્રોદયના સેવનથી તાવ વધી જાય છે. તે વખતે માત્રા ઓછી કરવી જોઈએ.

આ કલ્પ શરીરના ઘટકોનો નાશ નથી કરતો, પણ માત્ર શરીરને નુકસાન કરનાર જંતુઓનો જ નાશ કરે છે. એ દૃષ્ટિએ જંતુનાશક ઔષધિઓમાં પૂર્ણચંદ્રોદય રસ ઉત્તમ પ્રકારની ઔષધિ છે. જૂના ઉરઃક્ષતમાં લોહી પડવાની અવસ્થામાં આ રસાયન લોહીને શક્તિ આપી રક્તવાહિનીઓને સુદૃઢ બનાવે છે, તેમજ વ્રણરોપણનું મહત્ત્વનું કાર્ય પણ કરે છે. ક્ષયની ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં ઉત્પન્ન થનારા ઉરઃક્ષતોમાંથી ઘણામાં આ રસાયન વપરાય છે.

આ રસાયનમાં જંતુજન્ય વ્યાધિઓમાં લોહીમાં મળેલા જંતુઓનો નાશ કરી લોહીને સશક્ત બનાવવાનો ગુણ રહેલો છે. આ કારણ આંત્રિક સન્નિપાત, ફુફ્ફુસ સન્નિપાત, ફુફ્ફુસાવરણશોથ (ઉરસ્તોય) અને આ જાતના બીજા સંક્રામક જ્વરોમાં જ્યારે જ્યારે જંતુઓના વિષને લીધે હૃદયની ક્રિયા બગડી હોય, ધીમી કે ક્ષીણ થઇ હોય ત્યારે બીજી કોઇ પણ ઔષધિ કરતાં પૂર્ણચંદ્રોદય રસ આપવો વિશેષ હિતકર છે. ઉમર સાથે શરીર વધતું ન હોય ત્યારે શરીર ઠીંગણું લાગે છે, મોઢું સૂજેલું અને નિસ્તેજ જેવું લાગે છે, ચામડી, નખ વગેરે સુક્કા લાગે છે, જનનેન્દ્રિય અને નિતમ્બના ભાગ ન વિકસવાથી મોટી ઉમર હોવા છતાં યુવાન સ્ત્રી નાની છોકરી જેવી લાગે છે. એટલે કે વય પ્રમાણે અવયવો વધતા નથી. આ રીતે સ્તન વગેરે અવયવોનો વિકાસ પણ નથી થતો. પુરુષોના અંડકોષનો પૂરતો વિકાસ ન થવાથી વીર્ય ઉત્પન્ન થતું નથી, શરીર પર તેજ આવતું નથી. બધાં અંગો યોગ્ય પ્રમાણમાં ન વધવાથી અંગો સંકોચાયેલા જેવાં લાગે છે, આંખો નિસ્તેજ લાગે છે અને નાડી ધીમી ચાલે છે. આ સ્થિતિમાં આયુર્વેદમાં બે ઔષધિઓ સારી અસર કરે છેઃ એક પૂર્ણચંદ્રોદય રસ અને બીજી આરોગ્યવર્ધિની. આમાં વાતપ્રધાન વિકારવાળાને આરોગ્યવર્ધિની અને કફપ્રધાન વિકારવાળાને પૂર્ણચંદ્રોદય રસ ઉપયોગી છે.

કોઇ પણ કારણે આવેલી ઇંદ્રિયશિથિલતાને આ રસાયન દૂર કરે છે. અહીં ઇંદ્રિયોનો અર્થ જ્ઞાનગ્રહણ શક્તિ અને આજ્ઞાપ્રદાન શક્તિ કર્યો છે. શરીરના અવયવો ઇંદ્રિયોને અધીન રહે છે. જેમકે આંખ નેત્રેન્દ્રિયને અધીન છે. જીભ રસનેન્દ્રિયને અને ચામડી ત્વચેન્દ્રિયને અધીન છે. આ જ્ઞાનેન્દ્રિયોની શક્તિથી માણસને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનું જ્ઞાન થાય છે. એની શિથિલતાથી આંખે બરોબર જોઇ શકાતું નથી અને કાનથી સાંભળી શકાતું નથી. આ શિથિલતા વાત અને પિત્ત ધાતુઓની વિકૃતિથી થાય છે. ધાતુઓની અસર જે રીતે શરીરના અવયવો અને ઘટકો પર થાય છે, તે જ રીતે મન, બુદ્ધિ, મનોદેશ અને જ્ઞાનેન્દ્રિય પર પણ થાય છે. આ કારણે ધાતુસામ્યતા સ્થપાવાથી ઇન્દ્રિયોની શિથિલતા દૂર થાય છે અને શરીરના અવયવો વ્યવસ્થિત રીતે કામ કરવા માંડે છે.

જ્ઞાનેન્દ્રિય માફક બીજા અવયવોમાં રહેલી શક્તિ ઓછી થઇ જાય છે, તે પણ પૂર્ણચંદ્રોદય રસથી ઉત્તેજિત થાય છે આ કારણે નપુંસકતા પર પણ પૂર્ણચંદ્રોદય રસથી ફાયદો થાય છે આ રસાયનના સેવનથી ઇન્દ્રિયની શિથિલતા દૂર થાય છે અને મનમાં પણ સ્ફૂર્તિ આવે છે

આ પૂર્ણચંદ્રોદય રસમાં કપૂર બહુ મોટી માત્રામાં મેળવેલું છે તેમજ જાયફળ, સમુદ્રશોષના બીજ વગેરે બીજી ઔષધિઓ મેળવવાથી સંયોગજન્ય ધાતુપુષ્ટિકર ગુણ બહુ મોટા પ્રમાણમાં વધી જાય છે યોગ્ય વિચાર કરવામાં આવે તો આ ગુણ નથી, પણ એને દોષ કહેવાય કારણ કે આ ગુણની અસર થવાથી પુરુષને કામવાસના સિવાય બીજો વિચાર જ આવતો નથી અને વિષય-વાસનાની તૃપ્તિ થતી નથી માટે ખૂબ કામોત્તેજક દવાઓનો ઉપયોગ કરવો હોય ત્યારે ખૂબ સંભાળપૂર્વક કરવો જોઇએ

કૃત્રિમ વિષ, શરીરમાં ઉત્પન્ન થનાર વિષ કે સ્થાવર જંગમ વિષની તીવ્ર અવસ્થામાં વિષઘ્નચિકિત્સા કર્યા પછી તેના દોષ લાંબો વખત ન રહે તે માટે પૂર્ણચંદ્રોદય રસનું સેવન હિતકર છે આ રસાયનથી રક્તનું પ્રસાદન થઇ શરીર નિર્વિષ બને છે (આ. ગુ. ધ. શા.)

સન્નિપાતમાં કફપ્રકોપ થાય ત્યારે પૂર્ણચંદ્રોદય રસની સારી અસર થાય છે કફ દૂષિત હોય અને એમાં ત્ર થયેલ હોય તો રોગીના ઓરડામાં જવાની સાથે જ દુર્ગંધ લાગવા માંડે છે, ગળામાં ઘરૂ-ઘરરૂ અવાજ, આંખમાં લાલાશ, કર્ણનિપાત, કફ અને ઝાડામાં લોહી, જાણનો નાશ, જીભ કાળી અને કાંટાવાળી, ચિત્તભ્રમ, લવારો વગેરે લક્ષણો થાય છે કોઇક વાર મસ્તિષ્કાવરણનો સોજો થાય છે, તે વખતે ગળું દબાવવું વરણીની અંદર સોજો અને વધારે ઉન્માદ જેવા લક્ષણો દેખાય છે તે વખતે પૂર્ણચંદ્રોદય, શૃંગભસ્મ, પ્રવાલપિષ્ટિ અને સુવર્ણમાક્ષિક ભસ્મ મેળવી દિવસમાં ૩ વાર મધ સાથે થોડી થોડી માત્રામાં અપાય છે તે ઉપરાંત જેઠીમધ, બહેડાં, દ્રાક્ષ, અરડૂસો અને વરિયાળીનો અષ્ટમાંશ ક્વાથ કરી આપતા રહેવાથી કફની જલદી શુદ્ધિ થવામાં મદદ મળે છે (આ રોગમાં પેટ સાફ કરવા માટે તીવ્ર વિરેચન કદી પણ ન આપવું જોઇએ)

**સૂચના**—પૂર્ણચંદ્રોદય રસ સેવન કરતી વખતે ઘીવાળા મધુર પદાર્થો લેવાથી વધારે ફાયદો થાય છે જેની હૃદય અને નાડીની ગતિ મંદ હોય અને કફપ્રધાન પ્રકૃતિ હોય, તેને પૂર્ણચંદ્રોદય રસ વધારે અનુકૂળ પડે છે પિત્તપ્રધાન પ્રકૃતિવાળા, અને જેની નાડી તથા હૃદયની ગતિ વધારે તીવ્ર હોય અને અંદર ગરમી રહેતી હોય તેને આ રસ ન આપવો જોઇએ

## (૨) રસસિંદૂર

**પહેલી વિધિ**—શુદ્ધ પારો ૧૬ તોલા અને શુદ્ધ ગંધક ૯૬ તોલા મેળવી કજ્જલી કરવી. પછી કુંવારના રસની ભાવના આપી, સુકવી, આતશી શીશીમાં ભરી, વાલુકાયંત્રમાં ૪ દિવસ અને રાત અગ્નિ આપવાથી રસસિન્દૂર તૈયાર થાય છે. લગભગ ૬૦ કલાકે દાટો લગાવવો પડશે. અને પછી ૨૪ કલાક તીવ્ર અગ્નિ આપવાથી રસસિંદૂર તૈયાર થાય છે. એકસાથે ૬ ગણો ગંધક જારણ કરવાને બદલે બમણો ગંધક ત્રણ વખત જારણ કરવામાં આવે, તો રસસિંદૂર વધારે અસરકારક બને છે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર અભ્રકભસ્મ, પીપર અને મધ સાથે આપવું. અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવું.

**રસસિંદૂરના શાસ્ત્રમાં કહેલાં અનુપાન**—(૧) વાતરોગમાં—પીપર અને મધ, માંસરસ તેલ કે લસણ સાથે,

(૨) પિત્તરોગમાં—આમળાં અને સાકર સાથે.

(૩) કફરોગમાં—આદુના રસ અને મધ સાથે.

(૪) લોહીવિકારમાં—મધ સાથે, હળદર અને સાકર સાથે.

(૫) અતિસાર અને મરડામાં—તાંદળજાની ભાજીના રસમાં અથવા કાચા બીલાના ચૂર્ણ સાથે. અથવા લવંગ, હિંગળોક, અફીણ અને ભાંગ સાથે.

(૬) કમળો, પાંડુરોગ અને મંદાગ્નિ પર—ત્રિફળા, ત્રિકટુ અને અરડૂસીના રસ સાથે.

(૭) મૂત્રકૃચ્છ્ર પર—શિલાજિત, એલચી અને સાકર સાથે,

(૮) ધાતુવૃદ્ધિ માટે—લવંગ, કેસર અને હિંગળોક સાથે મેળવી નાગરવેલના પાન સાથે અથવા વિદારીકંદના ચૂર્ણ સાથે.

(૯) ઊલટી બંધ કરવા—ભાંગ અને અજમો ૩–૩ રતી સાથે અથવા ધાણી સાથે.

(૧૦) ઉદરરોગ પર—સંચળ, હળદર, ભાંગ અને અજમાના ૧॥–૧॥ માસા ચૂર્ણ સાથે.

(૧૧) કૃમિ પર—૧॥ માસા ખાખરાફળના ચૂર્ણ અને ગોળ સાથે.

(૧૨) મંદાગ્નિ પર—સંચળ અને અજમા સાથે.

(૧૩) શક્તિ વધારવા—ગળોસત્ત્વ સાથે.

(૧૪) હૃદયની નબળાઇ દૂર કરવા—પીપર અને મધ સાથે.

(૧૫) વાતજન્ય પ્રમેહ પર—મધ અને પીપર સાથે.

(૧૬) પિત્તજન્ય પ્રમેહ પર—ત્રિફળા અને સાકર સાથે.

(૧૭) કાસ, શ્વાસ, અને શૂળ પર—ત્રિકટુ, ભારંગમૂળ અને મધ સાથે, મધ અને પીપર સાથે અથવા શ્વાસમાં ભાંગરાના રસ સાથે.

(૧૮) મંદાગ્નિ, કબજિયાત અને હૃદયરોગ પર—પીપર, ચિત્રકમૂળ, હરડે અને સંચળ સાથે.

(૧૯) વીર્યવૃદ્ધિ માટે—કપૂર ૦॥ રતી, લવંગ, કેસર જાવંત્રી, અક્કલગરો, પીપર અને ભાંગ દરેક ૨–૨ રતી અને સાકર ૧ માસા સાથે ૧ થી ૨ રતી આપવો. અથવા કેળાં સાથે.

(૨૦) બધી જાતના જ્વર પર—લવંગ, કરિયાતુ, હરડે અને સંચળ સાથે અથવા જીરું અને પીપર સાથે.

(૨૧) જ્વર અને સન્નિપાતમાં—યોગ્યતા મુજબ ચતુઃસમચૂર્ણ (સુખડ, અગર, કેસર, અને કસ્તૂરી) અથવા નગોડના પાનના રસ સાથે.

(૨૨) રક્તપિત્તમાં—સાકર અને દ્રાક્ષ સાથે.

(૨૩) રાજયક્ષ્મામાં—ઘી સાથે.

(૨૪) ધાતુક્ષયમાં—કાસૂંદ્રો અને આદાના રસ સાથે.

(૨૫) અરુચિમાં—બિજોરાના રસ સાથે.

(૨૬) મદાત્યયમાં—લીમડાના મદ અને સાકર સાથે.

(૨૭) મૂર્છામાં—નારિયેળનું પાણી અથવા પિત્તપાપડાના કવાથમાં.

(૨૮) અપસ્મારમાં—કલ્યાણઘૃત સાથે.

(૨૯) કોલેરામાં—સૂંઠ, જીરું અને જાવંત્રી સાથે.

(૩૦) અજીર્ણ અને અંગતોડમાં—ધાણા અને સૂંઠના કવાથમાં.

(૩૧) સંગ્રહણીમાં—ચૂકાના રસ અથવા સેકેલી હરડે અથવા સૂંઠના ચૂર્ણ સાથે.

(૩૨) પીનસમાં—મરીના ચૂર્ણ સાથે,

(૩૩) કુષ્ઠરોગમાં—બાવચી અને કુંવાડિયાનાં બી અથવા ખેરના કવાથ સાથે.

(૩૪) મુખપાકમાં—સફેદ ચંદનના કવાથમાં.

(૩૫) વાતરક્તમાં—એખરાનાં બીના ચૂર્ણ સાથે.

(૩૬) દાંતના રોગોમાં—દાતણ માટેના ઝાડોના રસમાં.

(૩૭) કબજિયાતમાં—એળિયા સાથે.

(૩૮) હેડકી અને આફરામાં—કળથીના કવાથમાં.

(૩૯) હૃદયરોગ, રક્તસ્રાવ અને ઉદરરોગોમાં—સાદડની છાલના રસ અને મધ સાથે.

**ઉપયોગ**—રસસિંદૂર ધાતુક્ષીણતા, હૃદયરોગ, કફપ્રધાન પ્રમેહ, ક્ષય, શ્વાસ, કાસ, વાતરોગ, ઉદરરોગ, મૂર્છા, અર્શ, ભગંદર, પાંડુરોગ, દુષ્ટવ્રણ, શૂળ, ઊલટી, જ્વર, સંગ્રહણી, સન્નિપાત, મંદાગ્નિ, મગજની નબળાઈ, સ્ત્રીઓના ગર્ભાશયના રોગ, શોથ, ગુલ્મ, બરોળના રોગ અને ત્રિદોષનો પ્રકોપ વગેરે રોગો પર બહુ ફાયદાકારક છે.

રસસિંદૂરની અસર ખાસ કરીને ફેફસાં અને શ્વાસવાહિનીઓ પર થતી હોવાથી કફસ્રાવ કરાવનારી ઔષધિઓ સાથે આપવાથી જો દૂષિત કફ એકઠો થયો હોય તો તે સડેલાઇથી છૂટો પડી બહાર નીકળી જાય છે, કફધાતુ દોષરહિત બને છે, અને ફેફસાંનો સોજો ઊતરી જઈ ફેફસાં બળવાન બને છે. એટલા માટે કફપ્રધાન સન્નિપાત, ફુફ્ફુસ સન્નિપાત, ઈંફ્લુએંઝા, શ્વાસરોગ, જૂનો કફ, ખાંસી અને સળેખમમાં કફનો સંચય થયો હોય ત્યારે વિષઘ્ન અને કફઘ્ન તરીકે રસસિંદૂર વાપરવો હિતકર છે.

કફસ્રાવ કરાવવામાં રસસિંદૂરની ઉત્તેજક અસર કામ કરે છે. આ કફપ્રકોપને બદલે જ્યારે સૂકી ખાંસી હોય ત્યારે આ રસાયન બિલકુલ ન વાપરવું જોઇએ. નહિ તો ખાંસી વધી જશે અને ક્ષોભ વધારે થશે. એવી સૂકી ખાંસીમાં પ્રવાલપિષ્ટિ, બ્રાહ્મી, જેઠી મધ, એલચી વગેરે શામક કફસ્રાવ કરાવનાર ઔષધિઓ આપવી જોઇએ.

જો કફસંચય થઈ ખાંસી થતી હોય તો કફસ્રાવી અનુપાન સાથે રસસિંદૂર આપવાથી કફનો સ્રાવ દૂર થાય છે અને ખાંસી પણ ઓછી થઈ જાય છે. જો કફનો સંચય દૂર કરવામાં ન આવે તો અંદરના સ્રોતો બગડે છે અને પછી તાવ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. એવું શ્લૈષ્મિક સન્નિપાત (ઇન્ફ્લુએંઝા)-માં ઘણી વાર માલૂમ પડયું છે. શ્લૈષ્મિક સન્નિપાતની તીવ્ર અવસ્થા મટી જ્યારે પૂર્વવત્ સ્થિતિ પર આવી જાય છે ત્યારે ફેફસાંના કોઇ ભાગમાં કફ ભરાઈ રહે છે. તે થોડાક વખતમાં ગંધાતો પરુવાળો બની જાય છે. પછી જે કફ નીકળે છે તે લીલો–પીળો અને ગંધાતો નીકળે છે. જો પરુયુક્ત ન થાય તો કફ સફેદ પણ ચીકણો અને જાડો નીકળે છે. આ રીતે કફ વિકૃત થાય એટલે તાવ આવવા માંડે છે. આ તાવ કફનો સંચય અને દુષ્ટિ પ્રમાણે ઓછોવત્તો હોય છે. આ કફવિકાર પર રસસિંદૂર અને શૃંગભસ્મ મેળવીને અપાય છે.

કેટલાક માણસોને વારંવાર સળેખમ થઇ આવે છે. તેઓને ખાસ કરીને નાકની શ્લેષ્મકલા, સ્વરયંત્ર અને શ્વસનિકામાં ક્ષોભ થઈ સળેખમ થઇ આવે છે. એવી પ્રકૃતિવાળાને રસસિંદૂરનું સેવન કરાવવાથી સળેખમ મટે છે.

ઉરસ્તોયમાં ફેફસાના આવરણમાં પાણી ભરાય છે. આ પાણીમાં વિકૃતિ થવાથી તાવ આવવા માંડે છે. જો પાણીનો સંચય વધારે હોય તો શસ્ત્રક્રિયા વડે કઢાવવું જોઇએ. અને જલ-સંચય મર્યાદિત હોય તો આરોગ્યવર્ધિની, શૃંગભસ્મ અને લઘુમાલિનિ વસંત સાથે રસસિંદૂર આપવો જોઇએ. કફની વૃદ્ધિ અને તાવ હોય ત્યારે રસસિંદૂર સારો ઉપયોગી થઇ પડે છે.

ઉરઃક્ષતમાં જો લોહી ન પડતું હોય, પણ માત્ર પીળો ગંધાતો કફ પડતો હોય, તો વાસાવલેહ અથવા બીજી મણરોપણ ઔષધિ સાથે રસસિંદૂર આપવાથી ક્ષત જલદી ભરાઇ આવે છે. એવી જ રીતે જંતુજન્ય ક્ષય વગેરે રોગોમાં સોનાનાં વરક અને અભ્રકભસ્મ સાથે રસસિંદૂર આપવાથી જંતુઓનો નાશ થાય છે અને શરીરની શક્તિનું રક્ષણ થાય છે. જોકે જંતુજન્ય ક્ષયની ત્રીજી અવસ્થામાં ઉરઃક્ષત થાય તેની પર કોઈ પણ ઔષધિ વપરાતી નથી. પરંતુ બીજી અવસ્થા સુધી અને ત્રીજી અવસ્થાની શરૂઆતના કાળમાં કફની પ્રધાનતા હોય ત્યારે સુવર્ણ, અભ્રકભસ્મ અને રસસિંદૂરથી ફાયદો થયાના ઘણા દાખલા મળે છે.

રસસિંદૂર હૃદયની શક્તિ વધારે છે, રક્તાભિસરણ ક્રિયાને ઉત્તેજિત કરે છે અને સ્નાયુઓને પણ દૃઢ બનાવે છે. આ કારણે જ્યારે હૃદયના બળના સંરક્ષણની જરૂર હોય ત્યારે અનેક રોગોમાં રસસિંદૂર વપરાય છે.

વિષ્ટબ્ધાજીર્ણ અથવા આમાજીર્ણને લીધે થનારા જીર્ણ મંદાગ્નિ રોગમાં રસસિંદૂરનો પ્રયોગ વધારે હિતકર છે. તેમજ જીર્ણ આમાતિસાર કે જીર્ણ આમસંગ્રહણીમાં પણ કફની પ્રધાનતા હોય તો કુટજારિષ્ટ કે બીજી ગ્રાહી ઔષધિઓ સાથે રસસિંદૂર આપવો ફાયદાકારક છે.

રસસિંદૂર કફદોષ, રસ, રક્ત અને માંસ એ દૂષ્ય, તેમજ ફેફસાં, શ્વાસવાહિની, હૃદય અને આમાશય વગેરે કફસ્થાનો પર વધારે અસર કરે છે.

(ઔ. ગુ. ધ. શા.)

**સૂચના**—પિત્તપ્રધાન પ્રકૃતિવાળા માટે, પિત્તપ્રધાન સૂકી ખાંસીમાં અથવા બીજા પિત્તપ્રધાન રોગોમાં રસસિંદૂર ન આપવો.

**બીજી વિધિ**—શુદ્ધ પારો ૧૬ તોલા અને શુદ્ધ ગંધક ૩૨ તોલા મેળવી કજ્જલી કરી, કુંવારના રસની ભાવના આપી, ઉપરની વિધિ પ્રમાણે આતશી શીશીમાં ભરી, ૩ દિવસ અગ્નિ આપી, રસસિંદૂર તૈયાર કરવો. આ રસને 'દ્વિગુણગંધક જારિત રસસિંદૂર' કહે છે. (ર. ચં.)

**ત્રીજી વિધિ**—શુદ્ધ પારો ૧૬ તોલા અને શુદ્ધ ગંધક ૧૬ તોલા મેળવી, કજ્જલી કરી, વડના અંકુરના કવાથની અથવા કુંવારના રસની ભાવના આપવી.

પછી કપડમટ્ટી કરેલી શીશીમાં ભરી, ૪૮ કલાક અગ્નિ આપી વાલુકાયંત્ર દ્વારા તૈયાર કરી લેવું. આ રસાયનને 'સમગુણ ગંધકજારિત રસસિંદૂર' કહે છે. (યો. ૨.)

**ચોથી વિધિ**—શુદ્ધ પારો ૮ તોલા, શુદ્ધ ગંધક ૨ તોલા અને નવસાર ૬ માસા મેળવી કજ્જલી કરી, લીંબુના રસની ભાવના આપવી. પછી તેને સૂકવી આતશી શીશીમાં ભરી, ઉપરોક્ત વિધિથી ૩૬ કલાક અગ્નિ આપી રસસિંદૂર તૈયાર કરી લેવો. ( યો ૨. )

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે.

**સૂચના**—ક્ષાર મેળવી રસસિંદૂર બનાવવામાં ધુમાડો નીકળવવાની શરૂઆત થાય ત્યારથી તપાવેલી શલાકાથી શીશીનું ગળું સાફ કરતા રહેવું. જો ગળું ક્ષારથી બંધ થઇ જશે તો શીશી ફૂટી જશે.

## (૩) હરગૌરી રસ

**વિધિ**—શુદ્ધ પારો ૧૫ તોલા અને શુદ્ધ ગંધક ૫ તોલા મેળવી, કજ્જલી કરવી. પછી નવસાર ૧॥ તોલો મેળવી, ધતૂરાના પાનના રસની ૩ ભાવના આપી, સૂકવી લેવું. બાદ આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં ૩૬ કલાક અગ્નિ આપવાથી હરગૌરી રસ તૈયાર થાય છે. ૧૨ કલાકના મંદ અગ્નિથી ગંધક જીર્ણ થઇ જાય એટલે દાટો મારી ધીમે ધીમે અગ્નિ વધારવો. આ રીતે ૨૪ કલાક સુધી અગ્નિ આપવાથી હરગૌરી રસ તૈયાર થાય છે.

**માત્રા અને ઉપયોગ**—રસસિંદૂર પ્રમાણે, પરંતુ હરગૌરી રસમાં ધતૂરાની ક્ષારની અસર રહેવાથી કફ બહાર કાઢવામાં, વાયુ મટાડવામાં, આમશોધનમાં અને તાવ ઉતારવામાં રસસિંદૂર કરતાં એ વધારે કામ આપે છે. વળી તે હૃદયને પણ જલદી ઉત્તેજન આપે છે. તે ઉપરાંત આ રસમાં કંઇક વાજીકરણ ગુણ હોવાથી બીજી કામોત્તેજક અને પૌષ્ટિક ઔષધિઓ સાથે આપવાથી જલદી ફાયદો કરે છે. આ રસાયન વાત અને કફ પ્રકૃતિવાળાને જ હિતકર છે. મૂળગ્રંથકારે ('રસકામધેનુ'ના) આ રસાયનને વાતવ્યાધિમાં લખ્યું છે અને એમાં વાતશામક ગુણ વધારે હોવાનું જણાવ્યુ છે.

**સૂચના**—આ રસાયન બનાવતી વખતે ક્ષાર પહેલેથી જ ગળામાં બાઝવા માંડે છે. માટે સાવચેતીથી વારંવાર ગળાને સાફ કરતાં રહેવું જોઇએ.

## (૪) મલ્લસિંદૂર

**પહેલી વિધિ**—શુદ્ધ સોમલ ૫ તોલા, શુદ્ધ પારો ૧૦ તોલા અને શુદ્ધ ગંધક ૧૦ તોલા લેવો. પહેલાં પારા અને ગંધકને મેળવી કજ્જલી કરવી. પછી સોમલનું બારીક ચૂર્ણ કરી મેળવી ફરી ૬ કલાક ખરલ કરવું. બાદ કુંવારના રસની

ભાવના આપી, સૂકવી આનશી શીશીમાં ભરવું. પછી વાલુકાયંત્રમાં મૂકી ૩૬ થી ૪૮ કલાક અગ્નિ આપી ઔષધિ તૈયાર કરી લેવી. મલ્લસિંદૂર બનાવતી વખતે વારંવાર શીશીનું ગળું સાવચેતીથી સાફ કરતાં રહેવું. લગભગ ૧૨ કલાક પછી ગંધકનો ધુમાડો બંધ થઇ માત્ર થોડો થોડો સોમલનો ધુમાડો નીકળતો હોય અને તપાવેલી શલાકાથી જોવાથી સફેદ રંગની બત્તી જેવું સળગે કે તરત દાટો મારી દેવો જોઇએ, વાર લાગશે તો સોમલ ઊડી જશે. ઉતાવળ થશે તો ધુમાડાના જોરથી દાટો ઊડી જશે. દાટો લગાવ્યા પછી ઔષધિ અને અગ્નિનો વિચાર કરી ૨૪ થી ૩૬ કલાક અગ્નિ આપવો. ગંધકનો ધુમાડો નીકળતો હોય છે ત્યારે શીશીમાં કાળા કીચડ જેવું દેખાય છે. ગંધક બળી ગયા પછી તેવું દેખાતું નથી. મલ્લસિંદૂર કાળા ચળકતા રંગનો અને સખ્ત હોય છે.

**માત્રા**—ા થી ાા રતી દિવસમાં ૨ વાર મધ અને પીપર સાથે આપવું, અથવા ખરલીય રસાયન પ્રકરણમાં લખ્યા પ્રમાણે મલ્લસિંદૂરવટી બનાવી લેવી.

હિસ્ટીરિયા પર—મલ્લસિંદૂર કસ્તૂરી, કેસર, એરકોયલાં, ધોળાં મરી અને અક્કલગરા સાથે આપવો.

જૂના પક્ષાઘાત પર—મલ્લસિંદૂર શુદ્ધ એરકોયલા અને આસનને મેળવી દિવસમાં ૨ વાર ઘી અને મધ સાથે આપવું. ઉપરથી રાસ્નાદિ અર્ક પાવો.

**ઉપયોગ**—મલ્લસિંદૂર શ્વાસ, કાસ, સન્નિપાત, ઉન્માદ, અપતંત્રક, હિસ્ટીરિયા, આમવાત, બાળકોની વરાધ, કોલેરા, વાતરોગ, પ્રમેહ અને બધી જાતના કફ રોગોનો નાશ કરે છે.

મલ્લસિંદૂર તીક્ષ્ણ અને ઉગ્રવીર્ય છે. ફેફસાં, વાતવાહિનીઓ અને હૃદય પર ઉત્તેજક અસર કરે છે. આ રસાયન કફવૃદ્ધિ અને આમવૃદ્ધિથી થનારા રોગો અને વાયુના પ્રકોપ પર વપરાય છે. કફોલ્વણ સન્નિપાત, જૂના શ્વાસ કે કાસના કફપ્રકોપમાં દેશ અને ઋતુ પ્રતિકૂળ હોવાથી કે પ્રકૃતિ બહુ નબળી હોવાથી, વધારે ઉગ્ર હોવાને લીધે મલ્લભસ્મ કે મલ્લપુષ્પ જ્યાં ન આપી શકાય ત્યાં મલ્લચંદ્રોદય અને મલ્લસિંદૂર આપવામાં વધુ ભય રહેતો નથી. મલ્લસિંદૂર કફ અને આમનું શમન કરી રોગને પણ મટાડે છે.

તાવ ૧૦૦ ડીગ્રીથી વધારે ન હોય, આખા શરીરમાં પરસેવો, શ્વાસનો ઘરર્-ઘરર્ અવાજ, છાતીમાં કફનો સંચય, નાડીમાં ક્ષીણતા, તંદ્રાની વૃદ્ધિ વગેરે લક્ષણો થાય ત્યારે મલ્લસિંદૂર અપાય છે. જો સાથે વાતાક્ષેપકનો ઝાટકો હોય તો મલ્લસિંદૂરને બદલે પંચસૂત આપવો જોઇએ. આ રીતે સૂકો કફ અને શ્વાસ હોય તો સમીરપન્નગ ફાયદાકારક મનાય છે.

ઉપદંશથી થયેલા પક્ષાઘાતમાં તેમજ અન્ય હેતુથી થયેલા પક્ષાઘાતમાં વારંવાર આવતા આક્ષેપકોને રોકવા માટે આ રસાયન ઉત્તમ લાભદાયી છે. એના સેવનથી વિષ અને કીટાણુ નાશ પામે છે, અને ફરી હુમલો થવામાં પ્રતિબંધ થાય છે. એ જ રીતે આના સેવનથી હિસ્ટીરિયાનો હુમલો ખાળી દેવાય છે.

આ રસાયન જંતુઘ્ન હોવાથી પરિવર્તિત વિષમ જ્વર અને જીર્ણ જ્વરમાં લોહીમાં રહેલા જંતુઓનો નાશ કરી તાવને મટાડે છે. જૂના આમવાતમાં જ્યારે તીક્ષ્ણ પ્રકોપ ન હોય, તાવ સાધારણ રહેતો હોય, ત્યારે પેટ સાફ કરી મલ્લસિંદૂર આપવો લાભદાયક છે. તેમજ અજીર્ણથી ઉત્પન્ન થનાર જંતુવગરની વિષૂચિકામાં અને જંતુજન્ય વિષૂચિકામાં અંદરની શક્તિનું રક્ષણ કરવાની જરૂર હોય ત્યારે આ રસાયન આપવું ફાયદાકારક છે. આ રસાયનના સેવનથી હૃદયમાં ઉત્તેજના આવે છે, નાડીનો વેગ વધે છે, શરદી ઓછી થાય છે અને આમાશયના દોષનું શમન થાય છે.

બાળકોની વરાધમાં ફેફસાં અને શ્વાસનળીઓમાં કફ બહુ ભરાઇ ગયો હોય તો ગળામાં કફ ઘરર-ઘરર બોલતો હોય, પણ તાવ ઓછો હોય, તો બીજી રોગશામક ઔષધિઓ સાથે $\frac{1}{16}$ રતી સુધી મલ્લસિંદૂર આપવાથી જલદી ફાયદો થાય છે.

**સૂચના**—જ્યારે તાવની ગરમી બહુ વધી ગઇ હોય ત્યારે આ રસાયન ન આપવું જોઇએ. પિત્તપ્રધાન રોગોમાં આ રસાયન ન વાપરવું જોઇએ. તેમજ પેશાબ બરોબર ન થતો હોય તો તેવા વૃક્કરોગના દરદીને પણ આ રસાયન ન આપવું જોઇએ.

સોમલવાળો ધુમાડો આંખમાં ન લાગે એ સંભાળવું. જ્યાં સુધા ગંધક ઊડતો હોય ત્યાં સુધી તો સોમલ ઊડતો નથી, પણ ગંધક ઊડી ગયા પછી તરત સંભાળવું જોઇએ.

મલ્લસિંદૂર બનાવવા માટેના પારા સાથે અગાઉથી પારાના ચોથા ભાગનું સોનું મેળવવામાં આવે તો તે મલ્લચંદ્રોદય કહેવાય છે.

મલ્લચંદ્રોદય સુવર્ણયુક્ત હોવાથી મલ્લસિંદૂર કરતાં થોડો સૌમ્ય છે. જો મલ્લચંદ્રોદયમાં બુભુક્ષિત પારદ લઇ સુવર્ણ ઉપર ચઢાવ્યું હોય તો તે વધારે ગુણકારી બને છે.

**બીજી વિધિ**—શુદ્ધ સોમલ ૫ તોલા, શુદ્ધ પારો ૧૦ તોલા, શુદ્ધ ગંધક ૧૦ તોલા અને રસકપૂર ૧૦ તોલા મેળવી કુંવારના રસની ભાવના આપવી. પછી સૂકવી શીશીમાં ભરી, ઉપરોક્ત વિધિ પ્રમાણે વાલુકાયંત્રમાં ૩૬ થી ૪૮ કલાક અગ્નિ આપી મલ્લસિંદૂર બનાવી લેવો.

માત્રા—૦ા થી ૦ાા રતી ઘી અને મધ અથવા આદુનો રસ અને મધ સાથે.

ઉપયોગ—મલ્લસિંદૂર ઉપદંશ, પક્ષાઘાત, કુષ્ઠ, લોહીવિકાર, ઉપદંશના અનુબંધવાળી વાઇ, સન્નિપાત, શ્વાસ, કાસ અને સંધિવા વગેરે બધી જાતના વાતરોગોનો નાશ કરે છે.

પહેલી વિધિ પ્રમાણેની મલ્લસિંદૂરની ઔષધિઓ સાથે રસકપૂર મેળવી આ રસાયન બનાવાય છે. એટલે પહેલી વિધિના રસાયન કરતાં આ વિધિમાં રસકપૂરના ગુણ પણ મળેલા છે. આ રસાયન પ્રલાપક, ભુગ્નનેત્ર, કફલ્ડીવી વગેરે કફોલ્વણ સન્નિપાતમાં નાડીઓ અને ફેફસાંમાં રહેલા દૂષિત કફને બહાર કાઢવામાં મદદ કરે છે, જંતુઓનો નાશ કરે છે તેમજ ફેફસાં અને હૃદયને ઉત્તેજન આપી રોગનું શમન કરે છે.

જ્યારે જ્વર કફપ્રધાન સન્નિપાત છે એવું નક્કી થાય, ત્યારથી યોગ્ય અનુપાન સાથે મલ્લસિંદૂર આપવાથી સન્નિપાતની બધી અવસ્થાઓમાં દરદીને બહુ ત્રાસ નથી પડતો અને સન્નિપાતનું જોર બહુ વધતું નથી. પણ ઔષધિના સેવન સાથે ઉપવાસ વગેરેની પણ જરૂર રહે છે. કંઠમાં કફનો ઘરરરર અવાજ, થોડી ઉધરસ, આંખ અડધી ખૂલવી અથવા આંખની પૂતળી ઊંચી ચડી, તંદ્રાવસ્થા આવવી, પ્રલાપ, ભ્રમ, બેહોશી, વચમાં વચમાં ઊંઘ આવી જવી, વગેરે લક્ષણો હોય અને તાવ મર્યાદામાં હોય, તો મલ્લસિંદૂર આપવો જોઇએ.

ન્યુમોનિયા અને ઇન્ફ્લુએંઝામાં કફસંચય થયો હોય તે અવસ્થામાં આ રસાયન વધારે ફાયદાકારક છે.

કફસંચય થયો હોય ત્યારે ફેફસાંની અશક્તિ કે ફેફસાંની વાતવાહિનીઓની અશક્તિને લીધે કફ બહાર કાઢવામાં ત્રાસ પડતો હોય એવી અવસ્થામાં આ રસાયન વાપરવું જોઇએ.

ઇન્ફ્લુએંઝા પછી ફેફસાંની શક્તિ ઓછી થઇ જવાથી શ્વાસોચ્છ્વાસ ઉત્તરોત્તર મંદ થાય છે, તે વખતે મલ્લસિંદૂર સારી રીતે વપરાય છે. મલ્લસિંદૂરથી હૃદય અને ફેફસાંને ઉત્તેજન મળે છે. તેમજ આ અવયવોનું નિયંત્રણ કરનાર વાતવહ નાડીકેંદ્ર અને વાતવાહિનીઓ ઉત્તેજિત થાય છે. તેથી રોગોની બગડતી હાલત સુધરવા માંડે છે. જો પિત્તની પ્રધાનતાથી થૂંક સાથે લોહી પડતું હોય અને પેટમાં બળતરા, ઊલટી વગેરે લક્ષણો હોય તો મલ્લસિંદૂર ન આપવો જોઇએ.

તાવનો વેગ વધારે હોય ત્યારે આ રસાયન ન આપવું જોઇએ. નહિ તો રક્તાભિસરણક્રિયા વધી જઇ માથા પર લોહીનું દબાણ વધી જાય છે.

જો આંત્રિક સન્નિપાત (મોતીઝરા)મા ન્યુમોનિયા કે કફપ્રકોપ થઈ બકવાટ, ભ્રમ; તંદ્રા વગેરે લક્ષણો થાય, તો મલ્લસિંદૂરની ૧-૨ માત્રા આપવી જોઇએ.

મલ્લસિંદૂર ઉત્તમ કફશોષક છે. આ કારણે ફેફસાંમાં કફનો સંચય, શ્વાસોચ્છ્વાસમાં ઘર–ઘર અવાજ, શ્વાસ લેવા મૂકવામાં શ્રમ પડવો, નાડી મંદ, કપાળ પર પરસેવો, હાથ–પગ ઠંડા, ઘેન, બેશુદ્ધિ, આંખનો ડોળો ઊંચે ચઢી ગયો હોય અને જીભ જડ થઈ જવાથી સ્પષ્ટ ઉચ્ચાર ન થઇ શકવા વગેરે લક્ષણો દેખાતાં હોય તો દરદીનું જીવન અનિશ્ચિત થઈ જાય છે. એવી અવસ્થામાં છાતીમાંનો કફ ઓછો થાય તો દરદી બચવાની આશા રહે છે. આ કાર્ય મલ્લસિંદૂરથી થાય છે.

પરિવર્તિત જ્વરમાં જો સમવાયી કારણ કફદોષ હોય તો મલ્લસિંદૂરનું સેવન કરાવવાથી તેમના જંતુઓ (Spirochaeta Obermeieri) નો નાશ થઇ રોગનું શમન થાય છે. (ઔ. ગુ. ધ. શા.)

ઉપદંશ અને પરમિયો મટી ગયા પછી પણ તેના વિષની અસર રહી જાય છે અને તેથી લોહીવિકાર, સંધિવા, પક્ષાઘાત, ગુદભ્રંશ, આંખોમાં દાહ, કુષ્ઠ, વ્રણ, વગેરે અનેક ઉપદ્રવો વારંવાર ઉત્પન્ન થાય છે. આ રસાયન એ મૂળકારણરૂપ વિષનું શમન કરે છે અને તેથી શરીર નીરોગી બની જાય છે.

**સૂચના**—જૂના ઉપદંશમાં આ રસાયન જ્યારે પંદરથી વધારે દિવસ આપવું હોય, ત્યારે ૧૫ દિવસ પછી ૫–૭ દિવસ બંધ રાખી પ્રવાલ વગેરે શીતળ અને વિષનાશક ઔષધિ આપવી જોઇએ. પછી ફરી ૧૫ દિવસ આ રસાયન આપવું. આ રીતે વચ્ચે વચ્ચે છોડી દઇને સંભાળપૂર્વક લેવું જોઇએ. જો કોઇને આંખો પર સોજો કે દાહ વધી જાય તો તરત આ દવા બંધ કરી દેવી. ઉપદંશ અને પરમિયાના રોગીને મલ્લસિંદૂરના સેવન સાથે શિલાજિત પણ આપવામાં આવે તો તે વધારે હિતકર છે.

## (૫) તાલસિંદૂર

**વિધિ**—શુદ્ધ હરતાલ ૫ તોલા, શુદ્ધ પારો ૧૦ તોલા અને શુદ્ધ ગંધક ૧૦ તોલા મેળવી કજ્જલી કરવી. પછી કુંવારના રસમાં ખરલ કરી, સૂકવી, આતશી શીશીમાં ભરી, વાલુકાયંત્રમાં મૂકી, ૪૮ કલાક અગ્નિ આપવાથી તાલસિંદૂર તૈયાર થાય છે. દાટો લગાડ્યા પછી ૩૬ કલાક તીવ્ર અગ્નિ આપવો પડે છે. કારણ કે હરતાલ જલદી ઊડતી નથી. ગંધક ઊડી ગયા પછી દાટો તુરત મારી દેવો. નહિ તો હરતાલ ઊડવા માંડે છે. તાલસિંદૂર બનાવવામાં પહેલાં પારા સાથે સોનાનાં વરક મેળવે તો તાલચંદ્રોદય બને છે. તાલસિંદૂરમાં પણ મલ્લસિંદૂર પ્રમાણે ૧૨ થી ૧૫ કલાક પછી સફેદ બત્તી દેખાય ત્યારે દાટો મારવો પડે છે. (રસા. સા. સં.)

**સૂચના**—કુંવારના રસની ભાવના મૂળગ્રંથમાં નથી. પરંતુ અમે હિતકારક સમજીને વધારી છે.

**માત્રા**—૧ થી ૨ રતી આદુના રસ અને મધ અથવા ઘી સાથે મેળવીને લેવું. અથવા ખરલીય રસાયન પ્રકરણમાં લખ્યા પ્રમાણે લવંગાદિ તાલસિંદૂર કે મંજીષ્ઠાદિ તાલસિંદૂર બનાવી વાપરવા.

**ઉપયોગ**—તાલસિંદૂર કુષ્ઠ, વાતરક્ત, ઉપદંશ, લોહીવિકાર, ચામડીના રોગો, સોજા, ક્ષય, કાસ, ઉરઃક્ષત, કફપ્રધાન જલોદર, વિષમ જ્વર, પરિવર્તિત જ્વર વગેરે રોગો મટાડે છે. આ રસાયનમાં મુખ્ય વસ્તુ હરતાલ છે. હરતાલ રસ અને વિપાકમાં કટુસ્નિગ્ધ અને કષાય રસવાળી છે, તથા કફઘ્ન, કંડુઘ્ન અને કુષ્ઠઘ્ન છે. હરતાલના આ બધા ગુણો આ રસાયનમાં આવે છે. આ તાલસિંદૂર તાલભસ્મ અને તાલપુષ્પ કરતાં ઓછો ઉગ્ર હોવાથી જ્યાં તાલભસ્મ કે તાલપુષ્પ ન આપી શકાય તેમ હોય ત્યાં નિર્ભયતાપૂર્વક એ આપી શકાય છે. આ રસાયનમાં કુષ્ઠઘ્ન, કફઘ્ન અને કંડુઘ્ન ગુણો હોવાથી કફપ્રધાન અને કફવાતપ્રધાન કુષ્ઠરોગમાં, ઉપદંશજન્ય કુષ્ઠ અને ઉપદંશજન્ય બીજા ઉપદ્રવો—લોહીવિકાર, સંધિવા, વાતરક્ત, ચામડીના રોગો વગેરેમાં સારું કામ આપે છે. તેમજ કફઘ્ન ગુણને લીધે ફેફસાંના કોષોમાં કફ ભરાઈ જવાથી જ્યારે હૃદયની મંદગતિ, આખા શરીરમાં શૂળ, અરુચિ, બેચેની અને નબળાઈ આવી ગઈ હોય ત્યારે આ રસ વાપરવો બહુ ફાયદાકારક છે.

આ રસાયનમાં કફઘ્ન અને જંતુઘ્ન ગુણ હોવાથી શ્વાસ, કાસ અને ક્ષયની પહેલી અને બીજી અવસ્થામાં ફેફસાં અને નાડીઓનું શોધન, સ્રાવનું શમન અને જંતુઓનો નાશ આ ત્રણે કાર્ય કરવામાં મદદ કરે છે.

જ્યાં સુધી ક્ષયમાં સૂકી ખાંસી હોય ત્યાં સુધી આ રસાયનનો ઉપયોગ ન કરવો જોઈએ. કદાચ વાપરવું હોય તો પ્રવાલપિષ્ટિ મેળવી વાપરવું. અને કફસ્રાવ થાય તેની પર તાલસિંદૂર વાપરવો હોય ત્યારે શૃંગભસ્મ અને સાકર સાથે આપવાથી કફ અને જંતુઓનો જલદી નાશ કરે છે.

તેમજ જ્વરઘ્ન, જંતુઘ્ન, કફઘ્ન અને ઉષ્ણ હોવાથી શીતાંગ સન્નિપાત, વારંવાર ઊથલો મારી આવનારો પરિવર્તિત જ્વર, એકાંતરિયો અને ચોથિયો વગેરે વિષમ જ્વર અને ઠંડી વાઈ આવનારા જીર્ણજ્વરમાં જંતુઓનો એ નાશ કરે છે. એ આમ અને દૂષિત કફને બાળી દે છે અને લોહીને નિર્વિષ બનાવી તાવ મટાડે છે. તેમજ વિષનું શમન થયા પછી જીર્ણજ્વરથી ઉત્પન્ન થનારા વાતવ્યાધિ, ધનુર્વા, આક્ષેપ, શૂળ વગેરે ઉપદ્રવોનું પણ એ શમન કરે છે.

આ રસાયનમાં ઉષ્ણ, યકૃતને શક્તિ આપનારો અને હૃદયને ઉત્તેજના આપવાનો ગુણ હોવાથી યકૃત અને હૃદયના રોગથી ઉત્પન્ન થયેલા સોજા અને જલોદરમાં એના સેવનથી હૃદય અને યકૃતની ક્રિયા વધે છે અને તેથી રક્તાભિસરણક્રિયા બળવાન બને છે અને દુષ્ટ રસનું પોષણ થાય છે.

છાતીમાં કફ ભરાવાથી સ્રોતોનો અવરોધ થયો હોય અને તેથી હૃદયની ક્રિયામાં મંદતા, આખા શરીરમાં શૂળ મારવી, અરુચિ, જીભ પર સફેદ છરી જામવી, ઊબકા, હાથ-પગ સૂન થઈ જવા, જડતા, પગમાં ભારેપણું, હાથપગના તળિયાની શક્તિ ઘટી જવી વગેરે લક્ષણો દેખાતાં હોય તો તાલસિંદૂર વપરાય છે.

**(ઔ. ગુ. ધ. શા. ને આધારે)**

કેટલાક વાત અને કફપ્રકોપવાળા દરદીઓને મૂત્રપિંડનો રોગ હોવાથી મલ્લસિંદૂર કે મલ્લસિંદૂરવાળી બીજી દવાઓ સહન ન થઈ શકે ત્યારે આ તાલસિંદૂર વપરાય છે.

તાલસિંદૂર લેતી વખતે ઘી વધારે ખાવું જોઈએ. મરચું, તેલ, મીઠું, ગોળ અને ખટાશ છોડી દેવાં જોઈએ અને કુષ્ઠમાં મીઠું અને દૂધ પણ છોડાવી દેવાં જોઈએ. સોજાના દરદીને મીઠું ન આપવું જોઈએ.

## (૬) શિલાસિંદૂર

વિધિ—શુદ્ધ મનઃશિલ ૫ તોલા, શુદ્ધ પારો ૧૦ તોલા અને શુદ્ધ ગંધક ૧૦ તોલા મેળવી કજ્જલી કરવી. પછી કુંવારના રસમાં ઘૂંટી સૂકવી લેવું, અને તેને આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મૂકી ૨।। દિવસ અગ્નિ આપી, મલ્લસિંદૂરમાં લખેલી રીતે પ્રમાણે શિલાસિંદૂર બનાવી લેવો. શલાકાથી સફેદ બત્તી જેવું દેખાય ત્યારે દાટો મારવો. પછી ૩૬ કલાક સુધી તીવ્ર અગ્નિ આપવો, કારણ કે મનઃશિલ વધારે સખ્ત વસ્તુ હોવાથી મંદ અગ્નિથી ઊડતો નથી. આ ઔષધિ સાથે સોનાનાં વરક મેળવવાથી શિલાચંદ્રોદય બને છે. શિલાસિંદૂરરસ કાળાશ પડતો ચળકતો હોય છે. **(આ. નિ. મા.)**

**માત્રા**—૧ થી ૨ રતી મધ સાથે આપવું. અથવા ખરલીય રસાયન પ્રકરણમાં લખ્યા પ્રમાણે શિલાસિંદૂરવટી બનાવી વાપરવી.

ઉપયોગ—શિલાસિંદૂર શ્વાસ, કાસ, મેદરોગ, કુષ્ઠ, વિસર્પ, કંઠમાળ, લોહીવિકાર વગેરે રોગો દૂર કરે છે.

આ રસાયનમાં મુખ્ય વસ્તુ મનઃશિલ છે. મનશિલ ગુરુ, વર્ણ્ય, સારક, ઉષ્ણ, લેખન, કટુ, તિક્ત, અને સ્નિગ્ધ છે. વળી એ વિષ, શ્વાસ, કાસ, ભૂત બાધા અને લોહીવિકારનો નાશ કરનાર છે. એના આ બધા ગુણો આ રસા-

ામાં આવે છે. કટુ, લેખન અને કફઘ્ન ગુણવાળો હોવાથી એ મેદનો નાશ . છે, નાડીઓમાં રહેલા કફને બાળે છે તેમજ શ્વાસ અને કાસને મટાડે છે.

મેદ વધવાથી પેટના ભાગ પર ચરબી વધી જાય છે, થોડું ચાલતાં શ્વાસ ભરાઇ ય છે, પરસેવો દુર્ગંધ મારે છે, ભૂખ તરસ રોકવાની શક્તિ ઘટી જાય છે અને ાળસ તથા ઊંઘ વધે છે. તે વખતે આ રસાયનનું સેવન કરવાથી પાચનક્રિયા ળવાન બને છે, ધીમે ધીમે ચરબી ઓગળે છે અને રોગ મટવામાં મદદ મળે . દરદીને ખોરાકમાં બની શકે તેટલાં ઘી, સાકર અને ચોખા ઓછાં કરાવવાં ાઇએ, અને શક્તિ અનુસાર મહેનત (હરવુંફરવું અને કાંઇ કામ કરવું) કરાવવી ાઈ એ.

આ રસાયનમાં જંતુઘ્ન અને વિષઘ્ન ગુણ હોવાથી કંઠમાળ, અપચી, રસોળી, ીસર્પ, કફપ્રધાન કુષ્ઠ, ખરજવું, રક્તવાહિનીઓમાં ઠેરઠેર લોહી જામી જવું, ાહીવિકાર અને ચામડીના રોગો વગેરેમાં ફાયદાકારક છે. આ રસાયનના સેવનથી ષ્ઠ, કંઠમાળ વગેરેના જંતુઓ નાશ પામે છે, વિષનું શમન થાય છે, દુષ્ટ કફ ને દુષ્ટ આમનું શોષણ થાય છે અને રક્તનું પ્રસાદન થઈ રોગો ધીમેધીમે મટે છે. ંઠમાળ, અપચી અને ગલગંડ બહુ જૂના ન હોય અને લોહીમાં વિષ વધારે .માણમાં ન હોય ત્યાં સુધી દવાથી ફાયદો થાય છે. રોગ બહુ વધી ગયા પછી ાણું કરીને રોગ મટી શકતો નથી.

આ રસાયનમાં ઉત્તેજક, જંતુઘ્ન, સારક અને સ્નિગ્ધ ગુણ હોવાથી એ ાાંતરડાં અને આમાશયમાં રહેલા આમજંતુઓ અને વિષનો નાશ કરે છે અને આંતરડાંને બળવાન બનાવી કબજિયાત દૂર કરે છે.

આ રસાયનમાં ભૂતબાધા શમાવવાના ગુણ હોવાથી વાતવાહિનીના ક્ષોભથી ાનારા ઉન્માદમાં બીજી રોગશામક ઔષધિઓ સાથે શિલાસિંદૂર મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે. (ઔ. ગુ. ધ. શા.)

### (૭) માણિક્યરસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ મનઃશિલ અને શુદ્ધ સીસું ૮-૮ તોલા લેવું. પહેલાં કઢાઇમાં સીસાનો રસ કરી પારો મેળવી લેવો. પછી તેમાં ગંધક મેળવી કજ્જલી કરવી. પછી મનઃશિલ મેળવી ૬ કલાક ઘૂંટી, કુંવારના રસની ભાવના આપી, સૂકવી, આતશી શીશીમાં ભરી, વાલુકાયંત્રમાં રાખી ૨ા દિવસ અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે શીશીના ગળાગાં લાગેલો લાલ રંગનો સિંદૂર કાઢી લેવો. (ર. ચં.)

**માત્રા**—ાા થી ૧ રતી સાકર અને માખણ, મધ અથવા નાગરવેલના પાન સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવો.

સૂચના—કેટલાયે ગ્રંથકારોએ આ રસાયનમાં હરતાલ પણ મેળવી છે. અમે હરતાલ મેળવ્યા વગર બનાવીએ છીએ. નીચે જે સીસાની ભસ્મ વધે છે તેને વધારે પુટ આપી અમે નાગભસ્મ બનાવી લઈએ છીએ.

ઉપયોગ—માણિક્યરસ ક્ષયરોગ, તાવ, અને ખાંસી મટાડી શરીરનું વજન અને શક્તિ વધારે છે અને શ્વાસ, કાસ, વગેરે રોગો મટાડે છે. આ રસાયનથી વીર્યનું સ્તંભન થાય છે, વિવિધ રોગો મટે છે, ક્ષયરોગ જડમૂળથી મટી જાય છે અને વૃદ્ધ પુરુષ પણ જુવાન બની જાય છે.

વારંવાર અર્ધો કલાકે સૂકી ખાંસી આવે છે અને તેમાં કફ નથી નીકળતો તથા રાત્રે દરદીને બહુ ત્રાસ પડે છે, તેના પર આ રસાયન આપવું સારું છે. આ રસાયનથી કફ જલદી છૂટી જાય છે. ઉરસ્તોયમાં ફેફસાંના આવરણની અંદર પાણી ભરાવું, સૂકી ખાંસી થવી અને તાવ વધવો વગેરે ઉપદ્રવોનું એ શમન કરે છે. ક્ષયરોગમાં કફને પાતળો કરી જલદી બહાર કાઢી નાખે છે અને વધેલા તાવને ઓછો કરે છે.

યકૃતના પિત્તનું અમ્લત્વ વધી જવાથી કલેજામાં દુઃખાવો, પિત્તનો સ્રાવ, પાતળા ઝાડા, પેશાબ ઓછો થવો, મોંમાં ચાંદીઓ, તાવ આવવો વગેરે ચિહ્નો થાય છે. એ બધા આ રસાયનના સેવનથી મટી જાય છે. ઘડપણમાં ઘણું કરીને વાતવાહિનીઓની વિકૃતિને લીધે બહુમૂત્રનો રોગ થાય છે. જે રોગમાં મૂત્રનું વિશિષ્ટ ગુરુત્વ ઓછું હોવાથી વારંવાર થોડો થોડો પીળા રંગનો પેશાબ થતો હોય, તે રોગમાં લોહીમાં વિષ કે ક્ષાર જામી જાય છે, અને તેથી શરીર નિર્માલ્ય થઈ જાય છે. આ રસાયનના સેવનથી તે રોગો શાન્ત પડી જાય છે, કારણ કે આ દવાના પ્રયોગથી મૂત્રપિંડ, મૂત્રવહ નળી અને મૂત્રવહ સ્રોતોને ઉત્તેજન મળે છે અને ક્ષાર યોગ્ય પ્રમાણમાં મૂત્રમાં મળી જાય છે.

રસાયનનું કાર્ય ઉત્તેજક અને શક્તિ વધારનાર હોવાથી વૃદ્ધ અને નબળા માણસો માટે આ ઔષધિ અમૃતરૂપ છે. આ રસાયન કફ અને પિત્ત દોષ, રસ, રક્ત અને માંસ દૂષ્ય, યકૃત, ફેફસાં, આમાશય, વાતવાહિની નમો અને મૂત્રસ્થાન પર ખાસ અસર કરે છે.

## (૮) સુવર્ણબંગ

વિધિ—શુદ્ધ કલાઇ ૫ તોલા, શુદ્ધ પારો ૫ તોલા, શુદ્ધ ગંધક ૫ તોલા, નવસાર ૪ તોલા અને સુરોખાર ૧ તોલો લેવો. પહેલાં કઢાઈમાં કલાઇનો રસ કરી અંદર પારો મેળવવો. પછી સિંધવનું પાણી મેળવી બે દિવસ ઘૂંટી ૫–૭ વાર પાણીથી ધોઇ ક્ષારનો ભાગ કાઢી નાખવો. વળી કલાઈવાળા પારાના ભૂકાને

પનમાં આવે છે. કટુ, લેખન અને કફઘ્ન ગુણવાળો હોવાથી એ મેદનો નાશ કરે છે, નાડીઓમાં રહેલા કફને બાળે છે તેમજ શ્વાસ અને કાસને મટાડે છે.

મેદ વધવાથી પેટના ભાગ પર ચરબી વધી જાય છે, થોડું ચાલતાં શ્વાસ ભરાઇ જાય છે, પરસેવો દુર્ગંધ મારે છે, ભૂખ તરસ રોકવાની શક્તિ ઘટી જાય છે અને આળસ તથા ઊંઘ વધે છે. તે વખતે આ રસાયનનું સેવન કરવાથી પાચનક્રિયા બળવાન બને છે, ધીમે ધીમે ચરબી ઓગળે છે અને રોગ મટવામાં મદદ મળે છે. દરદીને ખોરાકમાં બની શકે તેટલાં ઘી, સાકર અને ચોખા ઓછાં કરાવવાં જોઇએ, અને શક્તિ અનુસાર મહેનત (હરવુંફરવું અને કાંઇ કામ કરવું) કરાવવી જોઈએ.

આ રસાયનમાં જંતુઘ્ન અને વિષઘ્ન ગુણ હોવાથી કંઠમાળ, અપચી, રસોળી, વિસર્પ, કફપ્રધાન કુષ્ઠ, ખરજવું, રક્તવાહિનીઓમાં ઠેરઠેર લોહી જામી જવું, લોહીવિકાર અને ચામડીના રોગો વગેરેમાં ફાયદાકારક છે. આ રસાયનના સેવનથી કુષ્ઠ, કંઠમાળ વગેરેના જંતુઓ નાશ પામે છે, વિષનું શમન થાય છે, દુષ્ટ કફ અને દુષ્ટ આમનું શોષણ થાય છે અને રક્તનું પ્રસાદન થઈ રોગો ધીમેધીમે મટે છે. કંઠમાળ, અપચી અને ગલગંડ બહુ જૂના ન હોય અને લોહીમાં વિષ વધારે પ્રમાણમાં ન હોય ત્યાં સુધી દવાથી ફાયદો થાય છે. રોગ બહુ વધી ગયા પછી ઘણું કરીને રોગ મટી શકતો નથી.

આ રસાયનમાં ઉત્તેજક, જંતુઘ્ન, સારક અને સ્નિગ્ધ ગુણ હોવાથી એ આંતરડાં અને આમાશયમાં રહેલા આમજંતુઓ અને વિષનો નાશ કરે છે અને આંતરડાંને બળવાન બનાવી કબજિયાત દૂર કરે છે.

આ રસાયનમાં ભૂતબાધા શમાવવાના ગુણ હોવાથી વાતવાહિનીના ક્ષોભથી થનારા ઉન્માદમાં બીજી રોગશામક ઔષધિઓ સાથે શિલાસિંદૂર મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે. (ઔ. ગુ. ધ. શા.)

### (૭) માણિક્યરસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ મનઃશિલ અને શુદ્ધ સીસું ૮–૮ તોલા લેવું. પહેલાં કઢાઇમાં સીસાનો રસ કરી પારો મેળવી લેવો. પછી તેમાં ગંધક મેળવી કજ્જલી કરવી. પછી મનઃશિલ મેળવી ૬ કલાક ઘૂંટી, કુંવારના રસની ભાવના આપી, સૂકવી, આતશી શીશીમાં ભરી, વાલુકાયંત્રમાં રાખી ૨॥ દિવસ અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે શીશીના ગળામાં લાગેલો લાલ રંગનો સિંદૂર કાઢી લેવો. (ર. ચં.)

**માત્રા**—૦॥ થી ૧ રતી સાકર અને માખણ, મધ અથવા નાગરવેલના પાન સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવો.

**સૂચના**—કેટલાયે ગ્રંથકારોએ આ રસાયનમાં હરતાલ પણ મેળવી છે. અમે હરતાલ મેળવ્યા વગર બનાવીએ છીએ. નીચે જે સીસાની ભસ્મ વધે છે તેને વધારે પુટ આપી અમે નાગભસ્મ બનાવી લઈએ છીએ.

**ઉપયોગ**—માણિક્યરસ ક્ષયરોગ, તાવ, અને ખાંસી મટાડી શરીરનું વજન અને શક્તિ વધારે છે અને શ્વાસ, કાસ, વગેરે રોગો મટાડે છે. આ રસાયનથી વીર્યનું સ્તંભન થાય છે, વિવિધ રોગો મટે છે, ક્ષયરોગ જડમૂળથી મટી જાય છે અને વૃદ્ધ પુરુષ પણ જુવાન બની જાય છે.

વારંવાર અર્ધો કલાકે સૂકી ખાંસી આવે છે અને તેમાં કફ નથી નીકળતો તથા રાત્રે દરદીને બહુ ત્રાસ પડે છે, તેના પર આ રસાયન આપવું સારું છે. આ રસાયનથી કફ જલદી છૂટી જાય છે. ઉરસ્તોયમાં ફેફસાંના આવરણની અંદર પાણી ભરાવું, સૂકી ખાંસી થવી અને તાવ વધવો વગેરે ઉપદ્રવોનું એ શમન કરે છે. ક્ષયરોગમાં કફને પાતળો કરી જલદી બહાર કાઢી નાખે છે અને વધેલા તાવને ઓછો કરે છે.

યકૃતના પિત્તનું અમ્લત્વ વધી જવાથી કલેજામાં દુઃખાવો, પિત્તનો સ્રાવ, પાતળા ઝાડા, પેશાબ ઓછો થવો, મોંમાં ચાંદીઓ, તાવ આવવો વગેરે ચિહ્નો થાય છે. એ બધા આ રસાયનના સેવનથી મટી જાય છે. ઘડપણમાં ઘણું કરીને વાતવાહિનીઓની વિકૃતિને લીધે બહુમૂત્રનો રોગ થાય છે. જે રોગમાં મૂત્રનું વિશિષ્ટ ગુરુત્વ ઓછું હોવાથી વારંવાર થોડો થોડો પીળા રંગનો પેશાબ થતો હોય, તે રોગમાં લોહીમાં વિષ કે ક્ષાર જામી જાય છે, અને તેથી શરીર નિર્માલ્ય થઈ જાય છે. આ રસાયનના સેવનથી તે રોગો શાન્ત પડી જાય છે, કારણ કે આ દવાના પ્રયોગથી મૂત્રપિંડ, મૂત્રવહ નળી અને મૂત્રવહ સ્રોતોને ઉત્તેજન મળે છે અને ક્ષાર યોગ્ય પ્રમાણમાં મૂત્રમાં મળી જાય છે.

રસાયનનું કાર્ય ઉત્તેજક અને શક્તિ વધારનાર હોવાથી વૃદ્ધ અને નબળા માણસો માટે આ ઔષધિ અમૃતરૂપ છે. આ રસાયન કફ અને પિત્ત દોષ, રસ, રક્ત અને માંસ દૂષ્ય, યકૃત, ફેફસાં, આમાશય, વાતવાહિની નસો અને મૂત્રસ્થાન પર ખાસ અસર કરે છે.

## (૮) સુવર્ણબંગ

**વિધિ**—શુદ્ધ કલાઇ ૫ તોલા, શુદ્ધ પારો ૫ તોલા, શુદ્ધ ગંધક ૫ તોલા, નવસાર ૪ તોલા અને સૂરોખાર ૧ તોલો લેવો. પહેલાં કઢાઈમાં કલાઇનો રસ કરી અંદર પારો મેળવવો. પછી સિંધવનું પાણી મેળવી બે દિવસ ઘૂંટી ૫–૭ વાર પાણીથી ધોઇ ક્ષારનો ભાગ કાઢી નાખવો. વળી કલાઇવાળા પારાના ભૂકાને

સૂકવી ગંધક સાથે ખરલ કરી કજ્જલી કરવી. સૂરોખાર અને નવસાર મેળવી આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મૂકી ૨૪ કલાક અગ્નિ આપી ઔષધિ તૈયાર કરી લેવી. શીશીના ગળામાં પહેલેથી ક્ષાર લાગવા માંડે છે, એટલા માટે સાવચેતીથી તપાવેલી શલાકાથી વારંવાર ગળું સાફ કરતા રહેવું. ૮–૧૦ કલાકમાં ગંધક જારણ થઇ જાય એટલે દાટો મારી ૧૬ કલાક અગ્નિ આપવાથી ઔષધિ તૈયાર થઈ જાય છે. આ સુવર્ણ બંગને 'મૃગાંક' પણ કહે છે. શીશીને તોડવાથી તળિયે સોના જેવી તેજસ્વી હલકા વજનની સુવર્ણબંગ અને ગળામાં ક્ષાર તથા બંગસિંદૂર (રાજમૃગાંક) મળશે. આ ત્રણે ચીજો ઉપયોગી છે.

(રસા. સા. સં.)

**સૂચના**—સુવર્ણબંગને તાપ સખ્ત ન આપવો જોઇએ, નહિ તો સૂરોખાર સળગી જશે અને તેથી બંગ કાળી પડી જશે. કદાચ ભૂલમાં સળગી જાય તો તરત શીશીના મોઢા પર બેચાર મિનિટ દાટો લગાડી દેવો એટલે અગ્નિ ઓલવાઈ જશે.

જો ગંધક જીર્ણ થયા પછી સૂરોખાર નાખવામાં આવે તો શીશીમાં આગ લાગવાનો ભય નથી રહેતો. આ રસાયનનો રંગ ગીનીના સોના જેવો લાલાશ પડતો પીળો હોય છે. જો શુદ્ધ સોના જેવો પીળો રંગ લાવવો હોય તો સુવર્ણબંગને કપડામાં રાખી ગરમ પાણીમાં બોળી તરત કાઢી સૂકવી દેવી. આ રીતે ધોવાથી રંગ ઓછો થાય છે પણ ક્ષાર ધોવાઇ જવાથી ગુણમાં વધારો થાય છે.

**માત્રા**—૨ થી ૩ રતી મધ, મલાઈ અથવા માખણ અને સાકર સાથે આપવું.

**ઉપયોગ**—આ ઔષધિ બળ આપનાર, પ્રમેહનો નાશ કરનાર, કાંતિ, બુદ્ધિ અને જઠરાગ્નિને વધારનાર છે અને મધુમેહ, સ્વપ્નદોષ, ખાંસી, ધાતુક્ષીણતા વગેરે રોગો મટાડી શરીરને બળવાન બનાવે છે. ક્ષાર મધમાં મેળવી આપવાથી સૂકી ખાંસી પાકી જાય છે અને મંદાગ્નિ, મૂત્રકૃચ્છ્ર અને યકૃતના રોગોને મટાડે છે. બંગસિંદૂર મલાઈ અથવા માખણ સાથે આપવાથી કાસ અને શ્વાસ મટાડી શરીરને પુષ્ટ કરે છે. બંગભસ્મ કરતાં સુવર્ણબંગનો રંગ તો સુંદર છે, અને સંસારમાં તેનો મહિમા પણ બહુ ગવાયો છે. પરંતુ અમને બંગભસ્મ કરતાં સુવર્ણબંગના ગુણમાં વિશેષતા નથી લાગી, એવું 'રસયોગસાગર'ના કર્તાનું કહેવું છે. એથી વિરુદ્ધ 'ઔષધિગુણધર્મશાસ્ત્ર'ના કર્તાનું કહેવું છે. સાચું શું છે તેનો નિર્ણય ચિકિત્સકો કરશે.

સુવર્ણબંગ જૂના પરમિયામાં સારી અસર કરે છે. એ પરમિયાના વિષને દૂર કરે છે અને પોતાના રસાયનગુણથી શરીરને બળવાન બનાવે છે. તેમજ પરમિયા સાથેના ઉપદંશ, નપુંસકતા, ચામડીના રોગ વગેરેને પણ એ મટાડે છે.

સુવર્ણબંગ લોહીમાં એકઠા થયેલા વિષને પેશાબ દ્વારા બહાર કાઢી નાંખે છે, મૂત્રેન્દ્રિય અને મૂત્રયંત્રોને બળવાન બનાવે છે અને મૂત્રાશયવિકૃતિને ધીરે ધીરે દૂર કરે છે.

પચનેન્દ્રિયમાં વિકૃતિ થવાથી સેન્દ્રિય વિષ થયા કરે છે, તેમજ ગુરદા નબળા થઇ જવાથી વિષ બહાર નીકળી શકતું નથી. આ કારણે થયેલા બહુમૂત્ર કે મધુમેહ સિવાયના પ્રમેહથી શરીર ધીમે ધીમે ગળી જાય છે. તે વખતે વિષની ઉત્પત્તિને રોકનાર અને સંચિત વિષને બહાર કાઢનાર ઔષધિ આપવી જોઇએ. આ રસાયનથી આ બંને કામ થાય છે. તે વખતે ભૂલથી સ્તંભક દવા આપવામાં આવશે, તો ફાયદાને બદલે નુકસાન થશે.

પ્રમેહ અને પરમિયો બંને મૂત્રસ્થાનમાં દેખાય છે. પરંતુ બંનેમાં બહુ ફેર છે. મૂત્રની ઉત્પત્તિ અને ઉત્સર્ગ કરનાર અવયવોમાં શરીરના દોષોની વિકૃતિ થવાથી પ્રમેહ થાય છે, અને પરમિયો અંડાકૃતિ જંતુ (Gonococcus) થી થાય છે. પરમિયો થયેલા સ્ત્રી કે પુરુષના સંસર્ગથી તે રોગ લાગુ પડે છે. આ રોગમાં મૂત્રનળીમાં પ્રદાહ, સોજો, વ્રણ અને પરુ થાય છે.

પરમિયાની તીવ્ર અવસ્થામાં સુવર્ણબંગ વપરાતી નથી. પણ પરુ ઓછું થયા પછી એનાથી સારો ફાયદો થાય છે. એના સેવનથી આંતરિક ક્ષતિ પુરાય છે અને બળતરા, હાથપગ ફાટવા, મૂત્રનળીમાં બળતરા અને વ્યાકુળતા વગેરે દૂર થાય છે.

જીર્ણ અવસ્થામાં સુવર્ણબંગ, પ્રવાલપિષ્ટિ, શિલાજિત, બેરજો અને ગળો-સત્ત્વ મેળવીને દિવસમાં ૨ વાર આપવાથી વિષનું શમન થઇ સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે. જો પરુ બિલકુલ ન આવતું હોય તો સુવર્ણબંગ,' રૌપ્ય ભસ્મ, વાંસકપૂર અને ગળોસત્ત્વ મેળવીને સાકર અને મલાઇ સાથે આપવામાં આવે છે.

આ રસાયન પરમિયા સાથેના ઉપદંશની બીજી અને ત્રીજી અવસ્થામાં ઉપયોગી છે. માત્ર એની સાથે અષ્ટમૂર્તિ રસાયન કે મલ્લસિંદૂર નં. ૨ આપવો જોઇએ. એના સેવનથી શરીર પરની ફોલ્લીઓ અને ધાબાં જલદી સારાં થઇ જાય છે. પહેલી અવસ્થામાં તો પારદભસ્મ, અમીરરસ અને વ્યાધિહરણ રસ વધારે હિતકર છે. અને બીજી અને ત્રીજી અવસ્થામાં રોગ અસ્થિ સુધી પહોંચ્યો હોય ત્યારે અષ્ટમૂર્તિ રસાયન અને ઉપદંશસૂર્ય વધારે હિતકર છે. તે વખતે સુવર્ણબંગથી ફાયદો થતો નથી. પરંતુ જૂના ઉપદંશમાં ઉપલસરી કે મજીઠના ઉકાળા કે અર્ક સાથે સુવર્ણબંગ આપવાથી સારો ફાયદો થાય છે.

બીજી જાતના વિષથી થયેલા ચામડીના રોગોમાં સુવર્ણબંગ સારી રીતે વપરાય છે. એટલે જૂની ખસ, વારંવાર થતા વ્રણ, પાણી ઝરતું ખરજવું,

અરૂંષિકા વગેરે ત્રાસદાયક અને જામી ગયેલા ચામડીના રોગોમાં આ રસાયન સારી રીતે વપરાય છે. આ જાતના રોગોમાં ૭ દિવસ એ આપવી અને ૭ દિવસ બંધ રાખવી. ફરી ૭ દિવસ આપવી અને ૭ દિવસ બંધ રાખવી. આ રીતે યોજના કરવી જોઇએ. તેમજ પેટ સાફ કરવા એરંડિયું કે બીજું કોઈ સૌમ્ય વિરેચન આપવું જોઇએ.

પરમિયાના કેટલાક દરદીઓને નપુંસકતા આવી જાય છે. સુવર્ણબંગના સેવનથી એ નપુંસકતા મટે છે.

સુવર્ણબંગ સંધિવાની ઉત્તમ દવા છે. આ સંધિવા અને આમવાતમાં બહુ ફેર છે. પરમિયો, ઉપદંશ, દંતવેષ્ટ ( Pyorrhoea ) વગેરે રોગોથી ઉત્પન્ન થનારા સંધિવાતમાં પરુ કારણ છે અને આમવાતમાં આમ કારણરૂપ છે. આમવાતમાં મહાયોગરાજ ગુગળ, રાસ્નાદિ કપાય, અરલુની છાલ, વગેરે આમનાશક ઔષધિઓ ફાયદાકારક છે. સંધિવાતમાં પરનાશક ગુણવાળી સુવર્ણબંગ ઉપયોગી છે. જૂના પરમિયામાં સોજો આવ્યો હોય તો તે પણ એથી મટી જાય છે. એ જ પ્રમાણે પરમિયાથી થનારા આંખના પૂયાભિષ્યંદ રોગમાં પણ આ ઉત્તમ ઔષધિ છે.

પિત્તપ્રધાન કાસમાં પણ સુવર્ણબંગ સારી રીતે વપરાય છે. સૂકી ખાંસી, ગળામાં બળતરા, ખાંસી પછી ઊલટી થઇ જવી, આંખ, કંઠ અને નાકમાંથી સ્રાવ થવો, દાહ, ચક્કર, સ્વરયંત્ર, ગ્રસનિકા, ઉપજિહ્વા, મુખ આગળનો ભાગ એ બધું લાલ થઇ જવું વગેરે લક્ષણો થાય ત્યારે કેરીના મુરબ્બા સાથે સુવર્ણબંગ આપવાથી સારો ફાયદો થાય છે.

કોઇ પણ સ્થાનમાં વાત અને પિત્તની વૃદ્ધિ, ખાસ કરીને પિત્તની વૃદ્ધિ પર બંગેશ્વર બહુ સારું કામ કરે છે. આ રીતે કોઇ પણ ગ્રંથિની વૃદ્ધિ થાય ત્યારે પણ બંગેશ્વર અપાય છે.

ધાતુપરિપોષણક્રમમાં શરીરમાં ખૂટતી વસ્તુ ઉમેરવી એ મુખ્ય કામ છે. રોજના શારીરિક વ્યાપારથી જે ક્ષતિ થાય છે તે ધાતુની ઉત્પત્તિથી પુરાય છે. આ રીતે ધાતુસામ્યતા થાય છે અને ધાતુસામ્યતા પર આરોગ્યનો આધાર છે. પરંતુ કોઇ કોઇ વખત ઘણાં કારણોથી આ ક્ષતિ પુરાતી નથી, પણ ઊલટો વધારે હ્રાસ થતો જાય છે. આ રીતે શરીરમાં લોહી વગેરેનું પ્રમાણ પણ ઓછું થવા માંડે છે. ઓછી ઉત્પત્તિ અને વધારે નાશથી શરીર સુકાય છે. આ સ્થિતિનાં ઘણાં કારણ હોય છે. માટે જે કારણ હોય તે નક્કી કરી દૂર કરવું જોઇએ. પરંતુ જ્યારે કોઈ નિશ્ચિત કારણ ન જડે અને શરીર સુકાતું જતું હોય, ત્યારે સુવર્ણબંગ આપવી એ સારામાં સારો રસ્તો છે. સુવર્ણબંગથી શારીરિક વ્યાપાર

નિયમિત બની જાય છે અને કૃશતા ઘટતી જાય છે. આ દૃષ્ટિએ સુવર્ણબંગ જીવનીય ઔષધિ છે.

આ રસાયન સાથે શિલાજિત, લોહભસ્મ અને પ્રવાલપિષ્ટિ મેળવવાનો પણ રિવાજ છે આ મિશ્રણથી સારો ફાયદો થાય છે, પરંતુ એના કરતાં એકલી બંગેશ્વર આપવી વધારે હિતકર છે.

સુવર્ણબંગ શક્તિ વધારનાર, ધાતુપરિપોષણક્રમ નિયમિત કરનાર અને સુધારનાર, પૂયનાશક, જૂના પરમિયા અને ચાંદીમાં ઉપયોગી છે તેમજ મૂત્રેન્દ્રિયને એ નિર્વિષ બનાવે છે.

આ રસાયન વાત અને પિત્ત એ દોષ, રક્ત, માંસ એ દૂષ્ય તથા મૂત્રેન્દ્રિય, જનનેન્દ્રિય, મૂત્રાશય અને વૃક્ક એ સ્થાનો પર ફાયદો કરે છે. (આ. ગુ. ધ. શા.)

શ્વેતપ્રદરથી આવેલી નબળાઇ, ફીકાશ અને ગરમીમાં સુવર્ણબંગ સુવર્ણ માક્ષિક ભસ્મ અને ગોદંતી ભસ્મ સાથે મેળવી મધુકાદ્યવલેહ સાથે આપવાથી પ્રદર અને તેનાથી ઉત્પન્ન થયેલા બધા ઉપદ્રવો દૂર થાય છે,

કફ રોગમાં કફ બહાર કાઢવા માટે સુવર્ણબંગ વાસાક્ષાર, જેઠીમધ અને બહેડાંના ચૂર્ણ સાથે અપાય છે. તેમજ વારંવાર ખાંસી આવતી હોય તો જહરમોહરા પિષ્ટિ અને લોબાનનાં ફૂલ સાથે આપવાથી જલદી ફાયદો કરે છે. મંદાગ્નિ, ગભરામણ અને કફની ઉત્પત્તિને રોકવા માટે ગંઠોડા અને મધ સાથે આપવાથી રાત્રે ત્રાસ ઓછો થાય છે અને ગભરામણ મટે છે.

ત્વચાગત વાયુ કુપિત થવાથી ચર્મકીલ રોગ થાય છે. તેથી ચામડીના રંગના કઠણ નાના નાના મસા અને કોઇવાર ઘણા મસા પાસે પાસે થઈ જાય છે. પછી દરદી લાંબો વખત ઉપચાર કરતો નથી. એવા જૂના રોગ પર પીલુના પાનની પોટીસ અથવા લેપ સાથે સુવર્ણબંગ ૦। રતી, જવખાર અને ત્રિફળાચૂર્ણ ૨–૨ રતી મેળવી દિવસમાં ૨ વાર જમ્યા પછી આપવાથી જલદી ફાયદો થાય છે. જો નવા નવા મસા થતા હોય તો બંધ થઇ જાય છે.

**બીજી વિધિ**—પારો, સિંધવ અને નવસાર ત્રણે ચીજો ૫–૫ તોલા લઇ ખરલ કરવી. પછી તેને ડમરુયંત્રમાં મૂકી ચાર પ્રહર અગ્નિ આપવો. યંત્ર એની મેળે ઠંડું પડે ત્યારે ખોલી ઉપર લાગેલાં પારાવાળાં નવસારનાં ફૂલ જેટલો કાનસથી તૈયાર કરેલો શુદ્ધ કલાઇનો ભૂકો અને બન્નેની બરોબર શુદ્ધ ગંધક મેળવી કપડમટ્ટી કરેલી આતશી શીશીમાં ભરવું. પછી વાલુકાયંત્રમાં મૂકી ૧॥ થી ૨ દિવસ સુધી અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે સોનાના જેવો સુવર્ણબંગ (મૃગાંક) કાઢી લેવો. (ર. ચો. સા)

**માત્રા**—૨-૨ રતી એલચી અને મધ સાથે.

**ઉપયોગ**—કોઈ ગ્રંથકારે લખ્યું છે કે આ ભસ્મ સુવર્ણભસ્મ કરતાં સોગણો ફાયદો કરે છે. આ ઔષધિ વૃષ્ય, આયુષ્યવર્ધક અને કામોત્તેજક છે. બધી જાતના પ્રમેહોનો તેમજ મધુમેહનો એ નાશ કરે છે.

## (૯) સમીરપન્નગરસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ સોમલ, શુદ્ધ મન શિલ અને શુદ્ધ હરતાલ ૧૦-૧૦ તોલા લઈ કજ્જલી કરવી. પછી ૩ દિવસ તુળસીના રસ કે કુંવારના રસની ભાવના આપી સૂકવી લેવું. બાદ આતશી શીશીમાં ભરી ૬૦ કલાક અગ્નિ આપી શીશીના ગળામાંથી કાળો તેજસ્વી અને સખ્ત સમીરપન્નગ રસ લઇ લેવો. લગભગ ૧૬ કલાક મંદાગ્નિ આપવાથી ગંધકનું જારણ થઇ જાય છે. ફરી દાટો લગાવી ૩૬ કલાક તીવ્ર અગ્નિ આપવો પડે છે. મૂળ ગ્રંથકારે ૮ પ્રહર સુધી ક્રમે ક્રમે અગ્નિ આપી તલસ્થ રસાયન બનાવવાનું લખ્યું છે.

(ઔ. ગુ. ધ. શા.)

**નોંધ**—કેટલાક વૈદ્યો ૨॥ તોલા સોનાનાં વરક મેળવી ૪૮ કલાક મંદાગ્નિ આપી તલસ્થ રસાયન બનાવે છે. એને 'સુવર્ણ સમીરપન્નગ' કહે છે. એમાં સુવર્ણ મળી જવાથી અને મંદાગ્નિ પર પાક થવાથી રસાયનની ઉગ્રતા વધારે હોતી નથી. ઉપયોગ કરતાં એ ફાયદાકારક માલમ પડયો છે.

**માત્રા**—૦॥ થી ૧ રતી દિવસમાં ૨ થી ૩ વાર નાગરવેલના પાનમાં અથવા આદાના રસ અને મધ સાથે. શ્વાસાવરોધ કે શ્વાસમાં કફનો સ્રાવ કરાવવા માટે અરડૂસીનાં પાન, જેઠીમધ, બહેડાં, ભારંગમૂળ અને સાકરના ક્વાથ સાથે.

**ઉપયોગ**—સમીરપન્નગ રસ ત્રિદોષ અને ન્યુમોનિયામાં ગભરાટ, સંધિવા, ઉન્માદ, કાસ, શ્વાસ, જ્વર, સળેખમ વગેરે રોગોને મટાડે છે. આ રસાયનમાં સોમલ, હરતાલ અને મનઃશિલ મેળવેલો છે. એ ત્રણે બહુ જ ઉગ્ર અને ઉષ્ણવીર્ય છે. આ ત્રણેમાં સોમલ જ મુખ્ય છે. છતાં પણ મલ્લભસ્મ, મલ્લપુષ્પ અને મલ્લસિંદૂર કરતાં આ રસાયન ઓછું તીવ્ર છે. જ્યાં મલ્લભસ્મ આપવામાં નુકસાન થવાનો ભય રહેતો હોય ત્યાં સમીરપન્નગ આપવામાં બહુ ભય નથી રહેતો.

આ રસાયનમાં સોમલ છે. તોપણ તેની માત્રા વધારે આપવાથી સોમલના વિષનાં ચિહ્નો દેખાતાં નથી. રાસાયનિક મિશ્રણથી સોમલની ઉગ્રતા ઓછી થાય છે. સમીરપન્નગ, મલ્લસિંદૂર અને પંચસૂત ત્રણેમાં સોમલ આવે છે. એટલે ત્રણે ઔષધિઓ વીર્યવાન છે, અને ત્રણેના ગુણો સરખા પણ છે ને વિશિષ્ટ પણ છે. મલ્લસિંદૂર બહુ તીક્ષ્ણ વિસ્ફોટ કરનાર અને શ્લૈષ્મિક કલા પર ઉગ્રતા લાવનાર છે. પંચસૂતમાં મલ્લસિંદૂર કરતાં તીક્ષ્ણતા ઓછી છે અને શ્લેષ્મકલાને

ઓછું નુકસાન કરે છે, તેમજ સંચિત કફનું શોષણ કરી રૂપાંતર કરે છે. સમીરપન્નગ પણ સોમલથી બનતો હોવા છતાં બંને કરતાં ઓછો તીવ્ર, ઓછો વિસ્ફોટ કરનાર અને ઓછો દાહક છે.

સમીરપન્નગ શ્વાસવાહિનીઓ અને ફેફસાંનાં કોષોની અંદરની શ્લેષ્મકલા પર સોજો લાવ્યા વગર કફનો સ્રાવ કરાવે છે. તેમજ દોષ નીકળી ગયા પછી તે સ્થાનના ઘટકોને મજબૂત બનાવવામાં મદદ કરે છે.

શ્વાસનળીની અંદર થયેલો દુષ્ટ વ્રણ કફ કે વાતજન્ય હોય તો સમીરપન્નગ આપવાથી કફસ્રાવ થઇ મટી જાય છે, એટલે જૂની ખાંસી અને કફપ્રધાન વિકારમાં વાયુ અને કફની પ્રધાનતા હોય ત્યારે સમીરપન્નગ સારી અસર કરે છે.

મલ્લસિંદૂરથી કફનું શોષણ થાય છે અને કંઠ અને શ્વાસવાહિનીઓ સુકી થઈ જાય છે. પંચસૂતથી એકઠા થયેલા કફમાંથી દુર્ગંધ ઓછી થાય છે અને જલદ્રવ્ય ઘટી કફ ઓછો થાય છે. સમીરપન્નગથી શ્વાસવાહિનીઓ અને ફેફસાંના કોષો ઉત્તેજિત થાય છે અને કફ છૂટી કફસ્થાન ચોખ્ખું થાય છે. એટલે જ્યાં કફનો સ્રાવ કરાવવો હોય ત્યાં અને કફવાતજન્ય શ્વાસ–કાસમાં સમીરપન્નગ સારી અસર કરે છે.

જો ઉરસ્તોય કે કુક્ષિશૂળ હોય તો તેમાં સમીરપન્નગ કરતાં પંચસૂત વધારે હિતકર છે. કારણ ઉરસ્તોયમાં સંચિત થયેલા દ્રવનું શોષણ અને રૂપાંતર કરવાનો ગુણ જેટલો પંચસૂતમાં છે તેટલો સમીરપન્નગમાં નથી.

વાતકફપ્રધાન શ્વાસરોગમાં સમીરપન્નગ સારી રીતે વપરાય છે. પંચસૂત બહુ વપરાતો નથી. એ શ્વાસમાં સમીરપન્નગ આપવાથી તરત કફનો સ્રાવ થાય છે. એ માટે સમીરપન્નગ ૦॥ થી ૧ રતી અને ફુલાવેલો ટંકણખાર મેળવી મધ સાથે આપવું. તેની ઉપર જેઠીમધ, બહેડાં, સાકર અને અરડૂસીનાં પાનનો ઉકાળો પાવો. જરૂર હોય તો ઉકાળો દર અર્ધો કલાકે ૨–૩ વાર પાવો. આ કવાથ વેગનું શમન કરનાર અને કફનો સ્રાવ કરાવનાર છે. સમીરપન્નગ સાથે આ ઉકાળો હોવાથી કફ જલદી છૂટવા માંડે છે અને શ્વાસનો વેગ બેસી જાય છે. તીક્ષ્ણ વેગ મટયા પછી આ રસાયન નાગરવેલના પાનમાં આપવાથી આંતરિક શક્તિ બળવાન બને છે.

સમીરપન્નગ ઉત્તેજક અને બળ વધારનાર હોવાથી પાંડુરોગ અને વિષમજ્વર પછી આવેલી નબળાઈમાં લોહભસ્મ સાથે બહુ ઓછી માત્રામાં ($\frac{1}{8}$ રતી) આપવાથી સારો ફાયદો કરે છે.

જૂની ખાંસીમાં ઘણા પ્રકાર છે. કેટલાક લોકોને ચોમાસામાં ખાંસી થાય છે. કેટલાકને શિયાળામાં અને કોઈ કોઇને ઉનાળામાં પણ થાય છે. જે કારણ હોય

તે પ્રમાણે દોષો પ્રકુપિત થાય છે. કોઈ વાર ખાંસી મટી ગઇ છે તેવું લાગે છે, દોષ ધાતુઓમાં લીન થાય છે, અને ફરીફરી પ્રકોપકાળમાં ઊભળી આવે છે. દાખલા તરીકે, ઠંડા પવનમાં રહેવું, લૂણવાળા મકાનમાં કે ભેજવાળા મકાનમાં રહેવું—આવાં કારણોથી કફપ્રધાન ખાંસી થઈ આવે છે. આ ખાંસી તરત મટી જાય તો સારી, નહિ તો દોષ લીન થઈ જાય છે અને અનુકૂળતા મળતાં રોગ ફરી ઊભળી આવે છે. જો તેમાં મકાન કારણ લાગે તો મકાન બદલવું. નહિ તો ચોમાસામાં ઠંડી હવા લાગતાં અને ઠંડી ઋતુમાં વરસાદ થતાં વારંવાર ખાંસી ત્રાસ આપે છે. રોગ ધીમે ધીમે જૂનો થતો જાય છે. અને જીવનીય શક્તિ ઘટતી જાય છે. પછી ગમે તેટલા મકાન બદલો કે પરહેજી પાળો પણ ખાંસી મટતી જ નથી. કારણ દોષો અત્યંત સૂક્ષ્મ બીજરૂપે રહી જાય છે. ટૂંકમાં આ બધાં કારણો દરદની સૌથી પહેલી ઉત્પત્તિ થાય ત્યારે જ એકત્ર થયેલાં હોય છે. આ મિશ્રણથી દોષ–દૂષ્ય સંયોગની અસર શરીરના ઘટકો પર થાય છે, એટલે વારંવાર તેનાં લક્ષણો દેખાયાં કરે છે.

વિરુદ્ધ કારણોથી ઉત્પન્ન થયેલી શારીરિક પરિસ્થિતિમાં દોષ–દૂષ્ય સંયોગ દબાઈ રહે છે. પણ બીજને થોડી પણ અનુકૂળતા મળે કે તરત પોતાનો પ્રભાવ દેખાડે છે. ઉનાળામાં જેમ ઘાસનાં બી તાપથી સુકાઈ કે દેવતાથી બળી ગયા છતાં ચોમાસામાં પાછાં ઊગે છે, તેમ રોગ પણ શમી જઈ ફરી અસલ સ્વરૂપે દેખાય છે. આ રીતે આ રોગ પ્રાકૃતિક બની જાય છે. આવા પ્રાકૃતિક રોગ ઘણા છે. તેમાં જૂની ખાંસી બહુ ત્રાસદાયક છે. કફસ્થાનનો સ્વભાવ કફનો સ્રાવ કરાવવાનો હોવાથી શ્લેષ્મકલામાંથી વારંવાર કફનો સ્રાવ થયા કરે છે. જૂની ખાંસીમાં શ્વાસનલિકા, શ્વાસપ્રણાલિકા, શ્વાસવાહિની જાળ અને ફેફસાંના કોષોમાં દૂષિત થાય છે એ શ્લેષ્મકલામાં સહેજ ઉગ્રતા આવે છે અને ઝીણા ક્ષત પડી જાય છે. એટલે સંચિત કફનો સ્રાવ થઈ જવાથી થોડો વખત આરામ થયો છે એવો ભ્રમ થાય છે. રોગનું બીજ તેવું ને તેવું જ અંદર રહી જાય છે. એવી પરિસ્થિતિમાં રોગના બીજનો નાશ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

પ્રાકૃતિક રોગના બીજા પણ ઘણા પ્રકાર છે. આમાં એક ચામડીના રોગ છે. ખંજવાળ, ખસ, ખરજવું, દરાજ, ચર્મદલ,' વિસ્ફોટક, પીટિકા વગેરે કેટલાક લોકોને નાનપણથી જિંદગી સુધી ત્રાસ આપે છે. એક વખત એક જગ્યાએ તો બીજી વખત બીજા સ્વરૂપે બીજી જગ્યાએ થાય છે. એમાં ખંજવાળવાની રીત, ચાલવાની રીત, મંદતા, અસ્થિરતા, માનસિક ચંચળતા વગેરેમાં સહેજ ઉતાવળાપણું લાગે છે. આ જાતના ચામડીના રોગોમાં વિશિષ્ટતા એ હોય છે કે ખાંસી અને ચામડીના રોગ વારાફરતી આવે છે. જ્યારે ચામડીનો રોગ

બળવાન હોય છે ત્યારે ખાંસી ઓછી થાય છે, અથવા તો તદ્દન ચાલી જાય છે અને ચામડીનો રોગ દબાય ત્યારે કફપ્રધાન રોગ બળવાન થાય છે. ચામડી પરના ફોલ્લાનાં અને ભાવી કફનાં લક્ષણો એક જ જાતની દોષ-દૂષ્ય વિકૃતિથી ઉત્પન્ન થાય છે. આ રીતે કફ અને કફવાતપ્રકોપથી ઉત્પન્ન થનારા રોગોમાં સમીરપન્નગ સારી રીતે વપરાય છે. સમીરપન્નગ દિવસમાં એકવાર આપવો જોઇએ, અને બીજી કોઇ પણ દવા ન આપવી જોઇએ. બીજી દવા આપવાથી સમીરપન્નગની અસર થતી રોકાય છે.

આ રસાયન ઉપદંશ કે પરમિયાના ઉપદ્રવરૂપ સંધિવા, લોહીવિકાર, ચામડીના રોગ, જૂનો પક્ષાઘાત અને બીજા ઉપદ્રવોનો નાશ કરે છે અને અર્દિત, જિહ્વાસ્તંભ, ધનુર્વા અને બીજા વાતરોગોમાં જ્યારે કફનો અનુબંધ હોય ત્યારે આ સમીરપન્નગના સેવનથી સારો ફાયદો થાય છે. તેમજ વાતપ્રધાન આક્ષેપ માટે પણ સમીરપન્નગ બહુ હિતકર છે. આ રીતે સ્તંભસંકોચ, શળ વગેરે વાતરોગમાં આ બહુ ઉપયોગી છે. તે વખતે એ બૃંહણ અનુપાન સાથે આપવો જોઇએ. તેમજ કફપ્રધાન ઉન્માદમાં પણ વાત અને કફની વૃદ્ધિનું શમન કરી રોગોને મટાડે છે. રસાજીર્ણમાં ઘણું કરીને પિત્તસ્રાવ ઓછો થાય છે અને કફનો સ્રાવ વધારે થાય છે. તે રોગમાં સમીરપન્નગની સારી અસર થાય છે. ઉદરમાં જડતા, અન્નવિદ્વેષ, ઊબકા, મોઢામાં મીઠાશ, ચીકણું થૂંક, પેટમાં વાયુ ભરાવો વગેરે લક્ષણો થાય ત્યારે સમીરપન્નગ બહુ હિતકર છે.

કોલેરામાં ઝાડા–ઊલટી વધારે થવાથી શક્તિ ઘટી જાય છે. હાથ–પગ ઠંડા, નાડી ખૂબ મંદ થઇ જવી, નિશ્ચેષ્ટ શરીર અને આખા શરીરે પરસેવો થઇ જાય છે એવી સ્થિતિમાં સૂંઠ અને કાયફળ શરીરે ઘસવામાં આવે છે, તેમજ સમીરપન્નગ $\frac{1}{2}$ રતી, મંડૂરભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ અને પ્રવાલપિષ્ટિ સાથે મેળવી તુળસીનો રસ, આદુનો રસ અને મધ મેળવી ૧૦–૧૦ મિનિટે આપતા રહેવાથી રોગી સચેત બને છે અને શરીર ગરમ થાય છે. પછી સૂતશેખર અને સંજીવની વટી આપવાથી રોગી સારો થાય છે.

લાંબો વખત કબજિયાત રહેવાથી કીટાણુઓની સંખ્યા વધી જાય છે, પછી તેનાથી કોઇ કોઇને આક્ષેપ આવવા માંડે છે. તીવ્ર અવસ્થામાં છાતીમાં ધડકન, શ્વાસોચ્છ્વાસમાં મહેનત, માથામાં દરદ અને ગભરામણ વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. આક્ષેપની આ તીવ્ર અવસ્થામાં સમીરપન્નગ $\frac{1}{2}$ રતીના પ્રમાણમાં લસણના રસ સાથે દિવસમાં ૩ વાર આપવાથી અને સહેજ ગરમ ચંદનબલાલાક્ષાદિ તૈલનું માલિસ કરવાથી રોગ શાંત પડે છે. પરંતુ પહેલાં દિવેલ આપી પેટ સાફ કરી લેવું.

સેન્દ્રિય વિષના પ્રકોપથી અને વારંવાર ખાવાની ટેવવાળાનું આમાશ શિથિલ થઈ જાય છે. પછી જ્યાં સુધી ખાવામાં ન આવે ત્યાં સુધી એક પ એક ઓડકાર આવ્યા કરે છે. વધારે ઓડકાર આવવાથી છાતીમાં દરદ, મંદાગ્નિ અશક્તિ વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. આ રોગ પર સમીરપન્નગ, શંખભસ્મ અને જેઠીમધના ચૂર્ણને કેરીના મુરબ્બામાં મેળવી લેવું. પછી ભોજન વખ નાના નાના કોળિયા મેળવી આપવાથી થોડા જ દિવસમાં ફાયદો થાય છે.

છાતીમાં કફ સુકાઈ જવાથી વાયુ કુપિત થઈ શૂળ મારે છે. આ શૂળ ખાંસ આવે ત્યારે મારે છે. વાયુનો પ્રકોપ હોવાથી અંદર કફ સુકાઈ ખાંસી સૂકી થ જાય છે. આ રોગ પર સમીરપન્નગ જેઠીમધનો શીરો, આદુનો રસ અને મ સાથે મેળવી સવાર સાંજ ભોજન સાથે આપવાથી શૂળ મટે છે અને કફ છૂટે પડી બહાર નીકળી જાય છે.

સમીરપન્નગ કટુ રસવાળો, કટુવિપાકી, ઉષ્ણ, તીક્ષ્ણવીર્ય, ઉત્તેજક, બલ્ય કફઘ્ન, કફવાતઘ્ન અને ચામડીના રોગોનો નાશ કરનાર છે. આ રસાયનની અસર કફ અને કફવાત એ દોષ, રસ, રક્ત અને માંસ એ દૂષ્ય, ઉર, આમાશય, યકૃત, બરોળ, વાતવાહિની નસો, વાતવાહિનીઓનું કેન્દ્રસ્થાન, મસ્તક અને ચામડી આ સ્થાનો પર થાય છે.

**નોંધ**—આ રસાયનને ઘણા ચિકિત્સકો ૨૪ કલાક અગ્નિ આપી તળિયે જ સિદ્ધ કરે છે. શીશીમાં તળિયે સિદ્ધ કરેલા રસાયનમાં કાળાશ વધારે હોય છે, અને કંઠસ્થ રસાયન કરતાં ઉગ્ર પણ વધારે હોય છે.

**બીજી વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, સોમલ અને હરતાલ આ ચારે ઔષધિઓ સમભાગે લઈ તુળસીના રસની ૩ કલાક ભાવના આપી, વાલુકાયંત્રમાં મૂકી ૨૪ કલાક મંદાગ્નિ આપી તલસ્થ રસાયન તૈયાર કરી લેવું. (ર. ચં.)

**માત્રા અને ઉપયોગ**—પહેલી વિધિ પ્રમાણે. આ રસાયન પહેલી વિધિના કરતાં વાતવાહિનીઓની વિકૃતિથી થતા રોગો પર જલદી ફાયદો કરે છે. આ બીજી વિધિવાળું ઊર્ધ્વલગ્ન રસાયન સ્વામી શ્રી હરિશરણાનંદજીએ અર્ધાંગવાત અને ગૃધ્રસી પર મધ સાથે અનેકવાર વાપર્યું છે. અર્ધાંગવાત પર આ રસાયન જેટલો ફાયદો કરે છે તેટલો બીજી કોઈ પણ ઔષધિ કરતી નથી. એ રીતે જૂનામાં જૂના ગૃધ્રસીના રોગી આનાથી સારા થઈ ગયા છે. અર્ધાંગવાત અને ગૃધ્રસીમાં લોહીનું દબાણ વધી જાય છે. એને ઓછું કરવા સાથે એ રોગ પણ મટાડે છે.

પહેલી વિધિ કરતાં આ રસાયન ઉગ્ર છે અને રંગમાં પણ કાળું વધારે હોય છે. ઘણા વૈદ્યો આ રસાયનને હેમગર્ભ પોટલી રસ માફક વાત કફપ્રધાન સન્નિપાતમાં તુળસીના રસમાં ઘસીને પાય છે.

**સૂચના**—આ બીજી વિધિ પ્રમાણે સમીરપન્નગ શીશીમાં બંધ કરી તૈયાર કરવો હોય તો દાટો મારવો, પણ મુખમુદ્રા લગાડી પાકો બંધ ન કરવો. અગ્નિ બહુ ધીમો આપવો, અથવા વચ્ચે વચ્ચે બંધ કરી દેવો. અડધે અડધે કે એક એક કલાકે દાટો ખોલી ફરી લગાડવો, એટલે જે ધુમાડો ઉત્પન્ન થયો હશે તે નીકળી જશે. નહિ તો જો ગંધકનો ધુમાડો વધુ પ્રમાણમાં ભેગો થઈ જશે તો શીશી ફૂટી જશે. જ્યારે ગંધકનું જારણ થઇ જાય ત્યારે આ રસાયન પક્વ થયું માનવું જોઇએ. અગ્નિ પર પક્વ થતાં કોઇ વાર ૨–૪ કલાક વધારે લાગે છે અથવા કોઇ વાર ૨–૪ કલાક ઓછો વખત લાગે છે.

જો તલસ્થ સમીરપન્નગ રસનો રંગ ચળકાટવાળો કાળો ન બન્યો હોય અને બહુ સખત ન હોય તો કાચો સમજી જરૂર પ્રમાણે ૪–૬ કલાક મંદ અગ્નિ આપી પરિપક્વ બનાવી લેવો. જો આ રસાયનમાં કચાશ રહી જશે તો થોડા જ દિવસમાં તેમાંથી સંચળ જેવી દુર્ગંધ મારશે અને રસાયનની ઉપર સફેદ રંગનો ક્ષાર જામી જશે. જો રસાયન એવું દૂષિત હોય તો તે ન વાપરવું. પણ ફરી ગંધક મેળવી ભાવના આપી ઔષધિને ઉડાડી લેવી જોઇએ.

## (૧૦) સુવર્ણભૂપતિ રસ

**વિધિ**—શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક ૧–૧ ભાગ, તામ્રભસ્મ ૨ ભાગ, અભ્રકભસ્મ, પોલાદ ભસ્મ, કાન્તલોહ ભસ્મ (અભાવે પોલાદ ભસ્મ), સુવર્ણભસ્મ, રજતભસ્મ, અને શુદ્ધ વછનાગ ૧–૧ ભાગ લઇ બધાંને મેળવી હંસરાજના રસમાં ૧૨ કલાક ખરલ કરી સૂકવી લેવું. પછી આતશી શીશીમાં ભરી ખડીનો દાટો મારી મજબૂત રીતે બધ કરવું. બાદ વાલુકાયંત્રમાં મૂકી ૨ પ્રહર મંદાગ્નિ આપી ઔષધિ તૈયાર કરી લેવી. તળિયે જ ઔષધિઓ મળી જઇ જામી જાય છે. જ્યારે રેતી અને શીશીનો ઉપરનો ભાગ ગરમ થઈ જાય ત્યારે અગ્નિ આપવો બધ કરવો. યંત્ર એની મેળે ઠંડું પડ્યે તળિયેથી સુવર્ણભૂપતિ રસ કાઢી લઈ વાટી શીશીમાં ભરી લેવો (યો. ૨.)

**માત્રા**—૧ થી ૩ રતી આદાના રસ અને મધ સાથે અથવા પીપર અને મધ સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવું.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતના સન્નિપાત અને ક્ષયની બીજી અવસ્થામાં બહુ લાભદાયક દવા છે. આમવાત, ધનુર્વા, લંગડાપણું, ઊરુસ્તંભ, પાંગળાપણું, કંપવા, કટિવાત, મંદાગ્નિ, બધી જાતની શૂળ, ગુલ્મ, ઉદાવર્ત, ભયંકર સંગ્રહણી, પ્રમેહ, ઉદરરોગ, બધી જાતની પથરી, કબજિયાત, મૂત્રનો અટકાવ, ભગંદર, બધી જાતનાં કુષ્ઠ, વિષવિકાર, વધી ગયેલો વિષપ્રકોપ, વિદ્રધિ, શ્વાસ, કાસ, અજીર્ણ બધી જાતના તાવ, કમળો, પાંડુરોગ, માથાના રોગ વગેરે

બધા વાતપ્રધાન રોગો આ ઔષધિને અનુકૂળ અનુપાન સાથે આપવાથ છે. મહારાષ્ટ્રમાં ઘણા ચિકિત્સકો આ એક જ ઔષધિ ઘણા રોગો પર છે. મહારાષ્ટ્રની આ પ્રસિદ્ધ ઔષધિ છે.

આ સુવર્ણભૂપતિ રસમાં સુવર્ણ, રૌપ્ય, તામ્ર, લોહ અને અભ્રક એ જુદા-જુદા ગુણોવાળી ધાતુઓનું મિશ્રણ હોવાથી આ રસાયન વાતપિત્ત અને કફ એ ત્રણે દોષોના રોગોને મટાડવામાં પ્રભાવશાળી છે. સન્નિપાતમાં શ્વાસનળી કફથી છવાઈ ન ગઈ હોય, વાયુ અને પિત્તદોષ વધારે હોય, કફવિકૃતિ થોડા પ્રમાણમાં હોય, એવા બધા સન્નિપાતમાં સુવર્ણભૂપતિ ફાયદો કરે છે. ક્ષયની બીજી અવસ્થા સુધી આ રસાયન વપરાય છે. ક્ષયમાં ઓછી માત્રામાં આપવાથી જંતુઓનો નાશ, વાતપ્રકોપ, તાવ અને ખાંસીનું શમન તેમજ બળની તીવ્ર વૃદ્ધિ અને શાન્તિ પ્રાપ્ત થાય છે.

આ રસાયનમાં તામ્રનો ભાગ વધારે પ્રમાણમાં હોવાથી યકૃત, પ્લીહા અને મૂત્રપિંડને શુદ્ધ કરવા, એકઠા થયેલા સેન્દ્રિય વિષને બહાર ફેંકી દેવું અને કફ અને આમનું પાચન કરવું એ ગુણો વિશેષ રૂપે મળે છે. એના સેવનથી અજીર્ણ, પેટની શૂળ, આખા શરીરમાં મારનારી શૂળ, અને આમવાતનું શમન થાય છે.

આ રીતે રૌપ્યના પ્રભાવથી વાતવાહિનીઓ અને વાતપ્રકોપ પર ફાયદો થાય છે, તેમજ વિવિધ પ્રકારના કંપ, કલાયખંજ, આક્ષેપક, આંખોનો વાતવિકાર, વાયુ વધી ચક્કર આવવા, મૂર્છા, સૂકી ખાંસી અને શૂળ વગેરે પર એ વપરાય છે. કોઇવાર સાથે ઝેરકોચલાં મેળવવામાં આવે છે, અને અનુપાન તરીકે દશમૂળ કવાથ કે રાસ્નાદિ કવાથ આપવામાં આવે છે.

લાંબા વખત સુધી આહાર–વિહારમાં અનિયમિતતા થવાથી આમાશય, યકૃત, ફેફસાં, હૃદય કે શુક્રાશય વગેરે અવયવો શિથિલ થઇ જાય છે. તે વખતે તેઓના કાર્યમાં ન્યૂનતા ન આવે માટે વાતવાહિનીઓના તંતુ લાંબા અને પાતળા બની આ અવયવોનું રક્ષણ કરે છે. પરંતુ જ્યારે વાતવાહિનીઓની શક્તિ ક્ષીણ થાય છે ત્યારે પક્ષાઘાત વગેરે વિવિધ પ્રકારના વાતરોગોનું આક્રમણ થાય છે. આ બધા વાતરોગોમાં તીવ્ર અવસ્થા મટયા પછી વાયુ, પિત્ત અને કફ ત્રણે ધાતુ, બધા આશયો અને વાતવાહિનીઓને બળવાન બનાવી રોગને સંપૂર્ણ રીતે મટાડવા માટે આ રસાયન બહુ ઉપયોગી છે.

પાચનક્રિયામાં વિકૃતિ થઇ સેન્દ્રિય વિષ ઉત્પન્ન થાય છે અને પછી એ વિષને લીધે ધમનીઓમાં ફરનારા લોહીમાં મલિનતા આવી જાય છે તથા લોહી શૈરિક ભાવને પામે છે, ત્યારે વાતાક્ષેપ ઉત્પન્ન થાય છે. આ અવસ્થામાં પાચન-

ક્રિયાને સુધારી અને સેન્દ્રિય વિષનો નાશ કરી આક્ષેપ મટાડવાનું કામ આ સુવર્ણ-ભૂપતિ રસથી થાય છે.

આ ઉપરાંત માનસિક આઘાત લાગવાથી વાયુનો પ્રકોપ થાય છે. એને પણ સુવર્ણભૂપતિ મટાડે છે. આ રસાયનથી વાતકફપ્રધાન ઊરુસ્તંભ અને વાતવાહિનીઓની વિકૃતિથી થનારા વાતરોગ, યકૃત અને આંતરડાંના દોષથી ઉત્પન્ન થનારા વાતરોગ, ઉદાવર્ત, માથાના રોગ, ગુલ્મ, ઉદરરોગ, કાસ અને શ્વાસ પણ મટે છે.

આ ઔષધિમાં વાયુ વગેરે ત્રણે દોષોને નિયમિત કરવાનો અને સેન્દ્રિય વિષનો નાશ કરવાનો ગુણ હોવાથી મધુમેહ સિવાયના બધી જાતના પ્રમેહોનો એ નાશ કરે છે. કાચા આમને એ પરસેવો અને પેશાબ મારફત બહાર કાઢે છે અને બાળે પણ છે. એથી દિવસો સુધી આવ્યા કરનારા નવા અને જૂના તાવનું શમન થાય છે અને મળ–મૂત્રનો અવરોધ અને અજીર્ણ નાશ પામે છે.

આ રસાયનમાં સંયોગજન્ય ગ્રાહી અને દીપન–પાચન ગુણ હોવાથી અતિસાર મટાડવા માટે એ ઉપયોગી છે. આ ઉપરાંત આ ઔષધિનું વિયોજન પર્પટીની માફક આંતરડાંમાં થાય છે, એટલે આંતરડાના સોજા સાથેની સંગ્રહણી, વાત, પિત્ત અને કફોલ્બણ સંગ્રહણી, આંતરડાંના વ્રણ સાથેની રક્તજ સંગ્રહણી અથવા જે સંગ્રહણીમાં પરુ આવતું હોય તેવા આંત્રક્ષય આ બધાનો એ નાશ કરે છે. વળી આ રસાયનમાં લોહનું મિશ્રણ હોવાથી લોહીમાં રહેલા રક્તકણોને વધારી પાંડુરોગ અને કમળાને પણ મટાડે છે.

બધા રોગોનું મૂળ વાત, પિત્ત અને કફ દોષ અને રસ રક્ત વગેરે દૂષ્યોની વિકૃતિ છે. આ બધા પર પ્રત્યક્ષ અથવા પરોક્ષ રૂપે આ રસાયનની અસર થાય છે. આમાશય, યકૃત, પ્લીહા, હૃદય, આંતરડાં, ફેફસાં, રક્તવાહિની, વાતવાહિની, મસ્તક, માંસગ્રંથિઓ, પિપાસાસ્થાન, વૃક્ક, વીર્યસ્થાન વગેરે જે જે શરીરના સંરક્ષણ માટે મહત્ત્વનાં સ્થાનો છે, તે બધાંને સુવર્ણભૂપતિ રસ શક્તિ આપે છે. એટલા માટે શાસ્ત્રમાં લખ્યું છે કે **सर्वरोगविनाशाय सर्वेषां स्वर्णभूपतिः**–અર્થાત્ સર્વ રોગોનો નાશ કરવા માટે સુવર્ણભૂપતિ સૌથી ઉત્તમ ઔષધિ છે.

(ઔ. ગુ. ધ. શા.)

## (૧૧) અષ્ટમૂર્તિ રસાયન

**વિધિ**—શુદ્ધ પારો ૧ તોલો, શુદ્ધ ગંધક ૬ તોલા, શુદ્ધ હિંગળોક ૧ તોલો, શુદ્ધ મનઃશિલ ૧ તોલો, શુદ્ધ સોમલ ૧ તોલો, શુદ્ધ હરતાલ ૬ માસા, શુદ્ધ રસકપૂર ૯ તોલા, ખોદારસંગ ૬ માસા, ફુલાવેલી ફટકડી ૧ તોલો, સોનાનાં વરક ૬ માસા અને ચાંદીનાં વરક ૬ માસા લેવાં. બધાંને મેળવવાથી ૨૨ તોલા

વજન થાય છે. પહેલાં પારા સાથે સોનું મેળવવું. પછી ચાંદી અને પછી ગંધક મેળવી કજ્જલી કરવી. તે પછી બાકીની ચીજો મેળવી આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મૂકી ૩૦ દિવસ સુધી મધ્યમ અને તીવ્ર અગ્નિ આપી ઔષધિ બનાવી લેવી. લગભગ ૧૦ થી ૧૨ કલાક પછી ગંધકનો ધુમાડો નીકળી જાય એટલે તરત દાટો મારી ૨૦ કલાક તીવ્ર અગ્નિ આપવો. યંત્ર એની મેળે ઠંડું પડયા પછી શીશીના ગળામાં લાગેલો અષ્ટમૂર્તિ રસાયન કાઢી લેવો.

(ઓ. ગુ. ધ શા.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર જરૂર પ્રમાણે આદાના રસમાં ઘસી મધ મેળવી આપવો.

**ઉપયોગ**—જૂનો ઉપદંશ, પરિવર્તિત જ્વર, વિષમજ્વર, સન્નિપાત, ક્ષય, સંન્યાસ ( રક્તજ મૂર્છા ) ભૂતોન્માદ, અપસ્માર, મૂત્રાઘાત, લંગડાપણું, અપતાનક, અપતંત્રક, ધનુષ્કંપ વગેરે વાયુના રોગોનો નાશ કરે છે.

આ અષ્ટમૂર્તિ રસાયન જૂના ફિરંગરોગ (Syphilis)ના ઉપદ્રવોના શમન માટે બહુ જ ઉત્તમ ઔષધિ છે.

જે ઉપદંશના દરદીનો રોગ અસ્થિ સુધી પહોંચી ગયો હોય, અસ્થિવ્રણ, દાંતોમાં ક્ષત, અવાળાંમાં સોજો, તાળવામાં વ્રણ, મોંમાંથી લાળ ગળવી વગેરે ઉપદ્રવો થઇ ગયા હોય, એવા કૃશ અને ક્ષીણ થઈ ગયેલા દરદીને આ રસાયન ફાયદાકારક છે. તેમજ ઉપદંશના અનુબંધ રૂપે થયેલા ક્ષય, માથામાં લોહીનું દબાણ વધવાથી સંન્યાસ થવો, સ્ત્રીને બાળક જન્મીને મરી જવું, ઉન્માદ, અપસ્માર, વાતરક્ત કે વાતકુંડલી, મૂત્રાઘાત, કલાયખંજ ( જેમાં માણસ સીધો ઊભો રહી નથી શકતો ), અપતાનક, અપતંત્રક, ધનુષ્કંપ અને આયામ વગેરે વાતરોગો અથવા ઉપદંશના વિષથી જે બીજા રોગો ઉત્પન્ન થયા હોય તે બધા અષ્ટમૂર્તિ રસાયનના સેવનથી મટી જાય છે. જો આક્ષેપક વાતરોગ કોઇ બીજા રોગ સાથે ન હોતા એકલો અને જૂનો હોય એટલે કે ઉપદંશ સાથે તેને સંબંધ ન હોય, તો પણ તેના આક્ષેપો શમાવવા માટે આ રસાયન સારું ઉપયોગી છે.

વારંવાર ઊથલો મારી આવનાર પરિવર્તિત જ્વરમાં રોગી બહુ પાતળો, દૂબળો અને હતાશ થઈ ગયો હોય, આખા શરીરમાં દાહ થતો હોય, શરીરનો રંગ કાળો પડી ગયો હોય, નખ વિકૃત અને લીલા થઇ ગયા હોય, ઠેકઠેકાણે લોહીના ધાબા પડયા હોય, આખા શરીરમાં નાની નાની ફોલ્લીઓ થઇ હોય તેવા રોગમાં આ રસાયન આપવું બહુ ઉત્તમ પ્રકારનું મનાય છે.

કૃષ્ણજ્વર જેમાં ચામડી તદ્દન કાળી પડી જાય છે, ઠંડી વાઇ તાવ આવે છે, ફીણવાળી ઊલટી, મૂત્ર પહેલાં લાલ રંગનું અને પછી કાળું અથવા ખૂબ

લાલ કે ખૂબ કાળું થવું વગેરે વિકાર હોય, તાવ જૂનો થવાથી દરદીનું શરીર અશક્ત થઈ ગયું હોય તેવા દરદીને પણ અષ્ટમૂર્તિ રસાયન નવું જીવન આપે છે.

જૂના શીતજ્વરમાં જ્યારે શરીર કૃશ થઇ ગયું હોય અને આંત્રિક સન્નિપાતમાં જ્યારે વાતપ્રધાન લક્ષણો વધારે પ્રમાણમાં લાગતાં હોય, શરીર કૃશ અને દુર્બળ થઇ ગયું હોય, તેવા રોગીઓને અષ્ટમૂર્તિ રસાયન આપવું ફાયદાકારક છે. પણ જો સન્નિપાતમાં દોષ ખાસ કરીને રક્તમાં રહેલા હોય એટલે કે દાહ, લોહીની ઊલટી, મોહ, શરીર પર ચકામાં વગેરે હોય, તો આ રસાયન આપ્યા પછી પ્રવાલ, મૌક્તિક કે બીજી શીતળ ઔષધિ પણ આપતા રહેવું જોઇએ.

ઉન્માદ અને ખાસ કરીને ભૂતોન્માદના આક્ષેપમાં આ રસાયન ઘણીવાર બહુ સારી રીતે વપરાય છે. આ રસાયનના સેવનથી માથામાંના વાતવાહિનીઓના કેન્દ્ર પર તરત અસર થાય છે. તેમજ હૃદયની ક્રિયા ઉત્તેજિત થાય છે અને સેન્દ્રિય વિષ નાશ પામી ઉન્માદ મટે છે.

ઉપદંશનું વિષ લોહીમાં મળી જવાથી ગર્ભાશય અને એના સંબંધવાળા અવયવોમાં વિકૃતિ થવાથી પ્રસવ વખતે બહુ ત્રાસ થાય છે અને સંતાન પણ જીવતાં નથી, જીવે છે તો ઉપદંશના વિષથી અનેક પ્રકારના વ્યાધિઓ થાય છે. આવી સ્થિતિ વારંવાર થતી હોય અને ઉન્માદ થયો હોય તો દરદી હતાશ, દીન, કૃશ અને નિર્બળ બની જાય છે. રોગીની મરજી વિરુદ્ધ સહેજ પણ કાંઇ થાય કે તરત તે બેભાન થઇ જાય છે અને તાણ આવે છે. આ બધાં લક્ષણો થતાં હોય ત્યારે અષ્ટમૂર્તિ રસાયન બહુ સરસ કામ કરે છે.

કલાયખંજ રોગમાં માણુસ સીધી રીતે ચાલી શકતો નથી, પગ વાંકા પડે છે, સાંધા ઢીલા થઈ જવાથી ચાલ વિચિત્ર લાગે છે, અને પગ અશક્ત થઇ જાય છે. રોગી મહામહેનતે ચાલી શકે છે અને સારી રીતે ઊભો પણ રહી શકતો નથી. ઊભો રહે ત્યારે પગ કંપે છે. આ રોગમાં ત્રિકાસ્થિ પર રહેલા કરોડના પહેલા અને બીજા મણકામાં સુષુમ્ણામુખ અને તેની પાસે રહેલી વાતવાહિનીઓની વિકૃતિ લાગે છે. આ રોગનાં ઘણાં કારણોમાં ઉપદંશનું વિષ પણ એક કારણ છે. જો આ રોગનું મૂળ ઉપદંશ હોય તો અષ્ટમૂર્તિ રસાયન આપવું જોઇએ. અષ્ટમૂર્તિથી ફાયદો થયાના ઘણા દાખલા મળી આવે છે.

અષ્ટમૂર્તિ રસાયન શક્તિ વધારનાર, ઓજ વધારનાર, હૃદયને ઉત્તેજન આપનાર, ખાસ કરીને જંતુઘ્ન, બળ—માંસ વધારનાર અને આક્ષેપ હરનાર છે. ખાસ કરીને વાત અને સહેજ પિત્તદોષ, રક્ત, માંસ, અસ્થિ અને મજ્જા એ દૂષ્ય તેમજ સહસ્રાર, શિરોગ્રહ, સુષુમ્ણામુખ, બીજાં નાડીચક્ર, વાતવાહિની, સ્નાયુ, ફેફસાં, હૃદય અને મૂત્રપિંડ પર અસર કરે છે.

## (૧૨) વ્યાધિહરણ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ સોમલ, શુદ્ધ હરતાલ, શુદ્ધ મનઃશિલ અને શુદ્ધ રસકપૂર ૫–૫ તોલા લઈ કુંવારના રસમાં ૩ દિવસ ખરલ કરી સૂકવી લેવું. પછી તેને આતશી શીશીમાં ભરી, વાલુકાયંત્રમાં મૂકી ૫૨ કલાક અગ્નિ આપી, વ્યાધિહરણરસ તૈયાર કરી લેવો. લગભગ ૧૬ કલાકમાં ગંધકનું જારણ થઈ જાય છે. ગંધક બળી જાય એટલે ૩૬ કલાક મંદ, મધ્યમ અને તીવ્ર અગ્નિ આપી ઔષધિ ઉડાડી લેવી. છેવટે અગ્નિ ખૂબ તીવ્ર હશે તો જ ઔષધિ ઊડશે. નહિ તો મનઃશિલ વગેરે ચીજો તળિયે રહી જાય છે.

( રસા. સા. સં. )

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર મધ કે ઘી સાથે લેવો.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી નવો અને જૂનો ઉપદંશ રોગ જડમૂળથી નાશ પામે છે. તેમજ ઉપદંશથી થયેલા લોહવિકાર, સંધિવા, કુષ્ઠ, નાસાવણ, નાડીવ્રણ વગેરે બધા ઉપદ્રવો મટી જાય છે. ઉપદંશ જૂનો થવાથી હાડકાં સુધી વિષ ફેલાઈ ગયું હોય તો પણ થોડા જ દિવસ આ રસાયનનું સેવન કરવાથી શરીર સંપૂર્ણ નીરોગી બની જાય છે.

**બીજી વિધિ**—શુદ્ધ પારો ૮ તોલા, શુદ્ધ ગંધક ૮ તોલા અને શુદ્ધ રસકપૂર ૧૬ તોલા લેવું. બધાંને મેળવી કજ્જલી કરી વાલુકાયંત્રમાં મૂકી ૨૪ કલાક અગ્નિ આપી આ રસાયન બનાવી લેવું. ( નિ. ૨. )

**નોંધ**—આ રસાયનમાં ચાંદવેલના રસમાં ખરલ કરી વાલુકાયંત્રમાં રાખવાનું લખ્યું છે અને નામ 'ભગંદરહર' રસ આપ્યું છે.

**માત્રા**—ાા થી ૧ રતી દિવસમાં ૨ વાર નાગરવેલના પાનમાં અથવા ઘી કે મધ સાથે આપવો.

**ઉપયોગ**—આ રસાયન ઉપદંશ રોગ, એના વ્રણ વગેરે ઉપદ્રવો અને નપુંસકતા વગેરે રોગોને મટાડે છે. તેમજ હૃદયશૂળ, વાતકફરોગ અને વલીપલિપલિતનો નાશ કરે છે. આ રસાયનમાં મુખ્ય ગુણ રસકપૂરનો છે. રસકપૂર બહુ તીવ્ર હોવાથી ઘણાનાં મોં આવી જાય છે. એ દોષ આ રસાયનમાં ન હોવાથી નવા ઉપદંશ પર નિર્ભયતાથી વપરાય છે. આ રસાયનથી ઉપદંશ ઉપદ્રવો સાથે મટી જાય છે. ઉપદંશ થયા પછી આખા શરીર પર લાલ ચાઠાં, સ્વરભેદ, મોંમાં ચાંદાં, ગુદભ્રંશ ( ગુદા પર ઘણા અંકુરો નીકળવા ), ગાંઠો નીકળવી, વાળ ખરી જવા, તાવ, માથાનું દરદ, ઊંઘ ન આવવી, પાંડુરોગ, આંખોમાં લાલાશ, વારંવાર આંખો આવવી, આંખોમાં નાના નાના દાણા પડી જવા, અસ્થિગત વ્રણ, વૃક્કશોથ, નખ વાંકા થઈ જવા, સંધિવા, અંડકોષ પર સોજો આ બધા ઉપ-

દ્રવો ૧ થી ૨ વર્ષની અંદરના હોય અને જો બહુ ઊંડા ન હોય, તો વ્યાધિહરણ રસથી મટી જાય છે.

ઉપદંશના વિષની અસર સંતાન પર પણ થાય છે. તેમજ ગર્ભાશય અને ગર્ભ પર પણ થાય છે. એનાથી બાળકને ચામડીના જુદાજુદા રોગ, હાડકાના રોગ, માંસગત રોગ, ગ્રંથિવૃદ્ધિ, યકૃતવૃદ્ધિ વગેરે થાય છે. આ રોગો થતા રોકવા માટે વિષપ્રકોપ થતા પહેલાં વ્યાધિહરણ વાપરવો જોઇએ. જો દોષો અસ્થિ સુધી પહોંચ્યા હોય તો વ્યાધિહરણ નં. ૧ આપવાથી લોહી, ગર્ભાશય વગેરે શુદ્ધ થાય છે.

વ્યાધિહરણ રસની અસર વાત્ત, પિત્ત અને કફ ત્રણે ધાતુઓ ને રસ, રક્ત. વગેરે સાતે દૂષ્યો પર થાય છે. આ રસાયન ઉપદંશના વિષનો નાશ કરનાર અને શક્તિ આપનાર છે. (ઔ. ગુ. ધ. શા.ને આધારે.)

## (૨૩) પંચસૂત

**વિધિ**—શુદ્ધ પારો ૪ તોલા, શુદ્ધ હિંગળોક ૮ તોલા, સુવીર (સોમલ) ૨ તોલા, શુદ્ધ ગંધક ૪ તોલા, રસકપૂર ૮ તોલા અને રસસિંદૂર ૬ તોલા લેવો. બધાંને મેળવી કજ્જલી કરી, નાની દૂધેલીના રસની ૩ ભાવના આપી, સૂકવી, આતશી શીશીમાં ભરવું. પછી અનુક્રમે મંદ, મધ્યમ અને તીવ્ર અગ્નિ આપી ઔષધિ તૈયાર કરી લેવી. ૬ થી ૮ કલાક પછી દાટો મારી ૨૭ કલાક તીવ્ર અગ્નિ આપવાથી શીશીના ગળામાં ઔષધિ આવી જાય છે. (ઔ. ગુ. ધ. શા.)

**માત્રા**—ાા રતી મધ, આદુનો રસ, તુળસીનો રસ અથવા જેઠીમધ, બહેડાં, અરડૂસીનાં પાન અને સાકરના ઉકાળા સાથે દિવસમાં ૨ થી ૩ વાર આપવો.

**ઉપયોગ**—પંચસૂત શ્વાસ, કાસ, આમથી ઉત્પન્ન થનાર શૂલ, દુષ્ટ વાતરોગ, ઉરસ્તોય, સન્નિપાત વગેરે ભયંકર રોગોનો નાશ કરે છે. પંચસૂતનો મુખ્ય ગુણ કફશોષક છે. ખાસ કરીને ફેફસાંના આવરણ અને બીજાં સ્થાનોમાં સંચિત થયેલા દોષોનું એ શોષણ કરે છે. મલ્લસિંદૂર તેમજ પંચસૂત બંને કફશોષક અને ઉત્તેજક છે. પણ પંચસૂતમાં મલ્લસિંદૂર જેવી તીક્ષ્ણતા કે ઉષ્ણતા નથી. વાતવાહિનીઓની ક્રિયામાં શિથિલતા આવી વ્યત્યય થાય છે અને બીજી જાતના દોષો ઉત્પન્ન થાય છે, એવા વાતરોગોમાં પંચસૂત ઉત્તમ ઔષધિ છે. ફેફસાંના આવરણમાં સોજો હોવાથી શારીરિક ક્રિયાઓ શિથિલ થઈ જાય છે. હૃદય તદ્દન અશક્ત થઇ જાય છે, અને રોગ જૂનો થાય એટલે ફેફસાંના આવરણમાં પાણી ભરાય છે. આ રોગને ઉરસ્તોય અથવા કુક્ષ્યુદર પણ કહે છે. આ રોગમાં કેડમાં શૂળ, સૂકી ખાંસી અને તાવ પણ રહે છે. કેટલાકને એટલો ત્રાસ થાય છે કે રોગી ખાંસી પણ ખાઇ શકતો નથી. આ તીવ્ર અવસ્થા પછી પાણી ભરાય છે,

અને ઘણાને ફેફસાંના આવરણની જેમ મગજના આવરણમાં સોજો આવી પાણી ભરાય છે. પંચસૂત આ પાણીનું શોષણ કરનાર, જળનું રૂપાન્તર કરનાર, કફને દોષરહિત બનાવી સામ્ય અવસ્થામાં લાવનાર અને તાવ, સોજો અને દુખાવાને હરનાર ઉત્તમ રસાયન છે.

ન્યુમોનિયાના વેગનું શમન થયા પછી જો ફેફસાંના કોષોમાં કફ ભરાય છે તો ફેફસાંની ક્રિયા રોકાય છે. શ્વાસ લેતી વખતે ઘરરૂ-ઘરરૂ અવાજ થાય છે. તેવી વખતે પંચસૂત બહુ સારું કામ આપે છે; કારણ કે પંચસૂત હૃદય અને ફેફસાંને ઉત્તેજન આપે છે, એની ક્રિયાને સુધારે છે અને ફેફસાંમાં જામેલા કફનું શોષણ કરી રૂપાન્તર કરે છે. પરંતુ જો ન્યુમોનિયામાં લોહી પડતું હોય તો પંચસૂત ન આપવો.

પંચસૂત ઉત્તમ હૃદયોત્તેજક છે. ઘણીવાર હૃદ્ય દવાઓનાં ઇંજેકશનો લઇ કંટાળી ગયેલા દરદીઓ સમીરપન્નગ અને પંચસૂતથી બચ્યા છે. ખરી રીતે પંચસૂતમાં સમીરપન્નગ કરતાં હૃદ્ય ગુણ કાંઇક ઓછો છે. તો પણ તે કફસ્થાનો પર પોષક અસર વધારે પ્રમાણમાં કરે છે. શ્વાસવાહિનીઓમાં કફ ભરાઇ શ્વાસ લેવામાં હરકત, ઘરરૂ-ઘરરૂ અવાજ, શ્વાસ રોકાવો, છિન્નશ્વાસ, નાડીનાં વિષમવેગ વગેરે લક્ષણો થાય, તે વખતે પંચસૂત આપવાથી શ્વાસવાહિનીઓમાંથી કફને બહુ જલદી સૂકવી નાડીઓને સરળતાથી શુદ્ધ કરે છે. જ્યારે સમીરપન્નગની અસર આથી ઊલટી છે. સમીરપન્નગ કફનો સ્રાવ કરાવવા માટે અને કફને બહાર કાઢી નાખવા માટે શ્વાસવાહિનીઓને શક્તિ આપવામાં મદદ કરે છે. આ ઉપરાંત સમીરપન્નગની અસર વાતવાહિનીઓ ઉપર પણ થાય છે.

કફયુક્ત શ્વાસરોગમાં પણ પંચસૂત વપરાય છે. પરંતુ સૂકી ખાંસી સાથેના પિત્તશ્વાસમાં એ આપવો નુકસાનકારક છે. પંચસૂતથી કફનું વધારે શોષણ થઇ શ્વાસ વધી જાય છે. સમીરપન્નગથી કફ છૂટી શ્વાસ ઓછો થાય છે. તંદ્રા અને મૂર્છામાં વધારે કફ અને જડતાનાં લક્ષણો હોય, તો પંચસૂત રસ આપવો ફાયદાકારક છે. જૂના પક્ષાઘાતની જ્યારે તીવ્ર અવસ્થા જતી રહે છે, ત્યારે પંચસૂત રસ આપવાથી જલદી ફાયદો થવા માંડે છે.

નાનાં બાળકોના સ્કંદગ્રહ, અહિપૂતના, શીતપૂતના વગેરે બાલગ્રહ રોગો મગજના આવરણની વિકૃતિથી એટલે મગજમાં રહેલા વાયુની વિકૃતિથી થયા હોય તો તીવ્ર અવસ્થા પછી કફપ્રધાન લક્ષણો હોય ત્યારે પંચસૂત અમૃત સમાન ગુણકારી છે.

બાલગ્રહનાં ઘણાં કારણો છે. આમાં ૧૦ કારણ મુખ્ય છે: (૧) પેટ કે આંતરડાંમાં વિકૃતિ કે વાયુનો સંચય; (૨) દાંત આવવા; (૩) કૃમિ; (૪) મૂત્ર-

દ્વારની ચામડી ચોંટી જવાથી પેશાબનું રોકાણુ; (૫) કાન પાકવો (૬) સુકતાન; (૭) શીતળા; વિસ્ફોટક, ઓરી વગેરે યુક્ત જ્વર; (૮) ઊંટાટિયું; (૯) મસ્તિષ્કાવરણ શોથ; અને (૧૦) ધનુર્વા કે અપસ્મારનું પૂર્વરૂપ. આમાં પહેલો વિકાર વિકૃત દૂધ કે આહારજન્ય વિકૃતિથી થાય છે. પછી બાલગ્રહ માફક વારંવાર આક્ષેપ આવતા હોય તેવી સ્થિતિમાં પેટમાં રહેલા વાયુના કોપનું શમન કરવા પંચસૂત આપવો જોઇએ.

*માના ધાવણની વિકૃતિથી અથવા માનસિક વિકારથી બાળકને મરડો કે તાણુ* થઇ હોય અથવા જંતુજન્ય વિષથી મરડો થયો હોય ત્યારે ધાવણની વિકૃતિ, જંતુવિષ અને વાતસંચય આ બધાનું શમન કરવા માટે સૌમ્ય વિરેચન અને યકૃત્-ઉત્તેજક ઔષધિ આપવી જોઇએ. આ બધા ગુણો પંચસૂતમાં રહેલા છે. પંચસૂત સૌમ્ય વિરેચક અને યકૃતઉત્તેજક પણ છે. આ રીતે પંચસૂતથી નિરાશાજનક સ્થિતિવાળા બચ્ચાં પણ બચી જાય છે. પંચસૂતથી યકૃતને ઉત્તેજના મળે છે તેથી તીવ્ર યકૃતરોગમાં પણ વપરાય છે.

પંચસૂત આંતરડાંમાં અને કોઠામાં રહેલા જંતુજન્ય વિષનો નાશ કરે છે. આ ગુણને લીધે ગર્ભવાત, તીવ્ર યકૃત્સંકોચ અને આંત્રજંતુજન્ય વિકૃતિથી ઉત્પન્ન થયેલા ઉદરવાતરોગમાં જ્યારે વ્યાધિ તીવ્ર હોય ત્યારે પંચસૂત વાપરવો જોઇએ. જીર્ણ વ્યાધિમાં આ રસાયન ન વાપરવું જોઇએ.

પંચસૂત કફવાત અને કફપ્રધાનદોષો, રસ, રક્ત અને માંસ એ દૂષ્ય, અને ફેફસાં, ફેફસાંના આવરણ વગેરે કફસ્થાન, પકવાધાન, પિત્તધરા કલા (ઉન્ડુક), ગ્રહણી, સહસ્રાર, સહસ્રાવરણ, વાતવાહિની નસો અને સ્નાયુ પર ખાસ અસર કરે છે. આ રસાયનનું મુખ્ય કામ શોષણનું છે; એટલે ફુફ્ફુસાવરણ વગેરે સ્થાનોમાં સંચિત થયેલા દ્રવનું શોષણ કરે છે.

**સૂચના**—પંચસૂત તીવ્ર ઔષધિ હોવાથી સંભાળીને વાપરવી. પિત્તપ્રધાન રોગમાં પંચસૂત આપવાથી મોં આવવું, અવાળું સૂજી જવું, લોહી પડવું વગેરે ઉપદ્રવો થાય છે. એટલે આંત્રસન્નિપાત ( *Typhoid fever* )માં પણ એ ન આપવો જોઇએ. જો જરૂર હોય તો શામક ઔષધિ સાથે આપવો.

## (૧૪) ત્રિપુરભૈરવ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ હિંગળોક, નવસાર અને રસકપૂર ૧૦–૧૦ તોલા લેવું અને ફુલાવેલી ફટકડી ૫ તોલા મેળવી કજ્જલી કરી આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મૂકી ૨ દિવસ અગ્નિ આપવો. પહેલેથી જ ક્ષાર ગળામાં લાગવા માંડે છે. માટે ગળું વારંવાર સાફ કરતાં રહેવું. ગંધકનો ધુમાડો નીકળી જાય એટલે દાટો મારી ૨૪ કલાક તીવ્ર અગ્નિ આપવાથી સુંદર લાલ રંગનો ત્રિપુરભૈરવરસ તૈયાર થાય છે. ( વૈ. સા. સં. )

**માત્રા**—॥ થી ૨ રતી દિવસમાં ૨ વાર ઘી સાથે આપવો.

**ઉપયોગ**—ઉપદંશજન્ય રોગો, લોહીવિકાર, નાડીવ્રણ, કંઠમાળ, પક્ષાઘાત વગેરે રોગો આ રસ મટાડે છે. પક્ષાઘાત, સંધિવા, આંખોની વિકૃતિ, અસ્થિગત વ્રણ, ગાંઠ, છાતી અને પાંસળીઓમાં શળ મારવી વગેરેને એ મટાડે છે.

આ રસ ખાસ કરીને ઉપદંશજન્ય વિકારો પર વપરાય છે. આ રસાયન ઉપરાંત પારદભસ્મ, રસકપૂર, વ્યાધિહરણ, અષ્ટમૂર્તિ અને મલ્લસિંદૂર વગેરે ઘણી ઔષધિઓ ઉપદંશ રોગને માટે લખી છે. પણ આ બધાના ગુણ અને ઉપયોગમાં સહેજ સહેજ ફેર છે. થોડા દિવસના ઉપદંશમાં પારદભસ્મ ઉપયોગી છે. પહેલી અવસ્થાના ઉપદ્રવો સુધી વ્યાધિહરણ રસ નં. ૨ ફાયદો કરે છે. અને આ ત્રિપુરભૈરવરસ બીજી અવસ્થાના ઉપદંશ અને તેના ઉપદ્રવો મટાડવામાં ઉપયોગી છે. અષ્ટમૂર્તિ, વ્યાધિહરણ નં. ૧ અને મલ્લસિંદૂર (બીજી વિધિવાળો) ત્રીજી અવસ્થામાં હિતકર છે. ઉપદંશથી થયેલા કે ઉપદંશ વગરના જૂના અસ્થિગત વ્રણ, હાડકાંના છેડા મોટા થઇ જવા, છાતીમાં દરદ થવું, હાડકાંમાં જંતુઓ ઉત્પન્ન થવા અને ઉપદંશના બીજા વિકારોમાં પણ આ રસાયન ઉપયોગી છે.

આ ઉપરાંત વાતપ્રધાન કે કફપ્રધાન સન્નિપાતમાં જો બીજી દવા તૈયાર ન હોય તો આ રસાયન અપાય છે.

પક્ષવધ, અર્દિત વગેરે રોગોમાં આ રસાયન સારો ફાયદો કરે છે. પરંતુ એ રોગોની તીવ્ર અવસ્થા મટયા પછી આપવું જોઇએ.

**સૂચના**—ત્રિપુરભૈરવરસમાં ફુલાવેલી ફટકડી જ મેળવવી. જો કાચી ફટકડી મેળવવામાં આવશે તો ગળું બંધ થઇ જઈ શીશી ફૂટી જશે.

## (૧૫) સંઘાતસિંદૂર રસ

**વિધિ**—કૂપીપકવ રસાયનો બનાવવામાં શીશી તોડતી વખતે ચંદ્રોદય, રસસિંદૂર, મલ્લસિંદૂર વગેરે બધી જાતના રસોમાં કાચના ટુકડા મળી ગયા હોય તેવા ભૂકામાં સરખે ભાગે ગંધક મેળવી, લોખંડના ખલમાં કુંવારના રસ સાથે ખરલ કરી, આતશી શીશીમાં ભરી, વાલુકાયંત્રમાં મૂકી, ૩૬ કલાક અગ્નિ આપી, રસ ઉડાડી લેવો. આમ કરવાથી કાચના ટુકડા બધા નીચે રહી જશે. આ સિંદૂરમાં બધી જાતનાં રસાયનો હોવાથી વધારે ગુણકારી બને છે. (ર. સા.)

**માત્રા**—૧ થી ૨ રતી રોગ અનુસાર અનુપાન સાથે આપવો.

**ઉપયોગ**—દ્વિગુણ ગંધક જારિત રસસિંદૂર પ્રમાણે આ રસ વાપરવો જોઇએ. આ રસાયન રસસિંદૂરથી વધારે ઉત્તેજક છે.

**સૂચના**—રસકર્પૂરમિશ્રિત ઔષધિઓમાંથી જુદું રસાયન બનાવવું અને એનો ઉપયોગ વ્યાધિહરણરસની માફક કરવો.

# પર્પટીપ્રકરણ

રસાયનવિધિમાં પર્પટી બહુ અગત્યની ગણાય છે. પારા અને ગંધકની કજ્જલી કરી અથવા તેની સાથે બીજી ઔષધિઓ મેળવી અગ્નિ આપી પર્પટી બનાવવામાં આવે છે.

પારા અને ગંધકવાળી પર્પટી ખાસ કરીને આંતરડાંના રોગ મટાડવામાં બહુ ઉપયોગી છે. પર્પટી આંતરડાંની દુર્ગંધી દૂર કરે છે, જંતુઓનો નાશ કરે છે, અને આંતરડાંની શક્તિ વધારે છે. આંતરડાંના વિકારો માટે બીજી દવાઓ કરતાં પર્પટીની બનાવટ સૌમ્ય, વધારે હિતકર અને જલદી ફાયદો કરનારી છે. પર્પટી બનાવવાથી કજ્જલી અને બીજી ચીજો આમાશયમાં જુદી નથી પડતી, પરંતુ પકવાશય, ગ્રહણી અને મોટા આંતરડામાં ગયા પછી છૂટી પડે છે. આને લીધે ગ્રહણીરોગમાં પર્પટી પોતાનો ખાસ પ્રભાવ બતાવે છે.

પારા સાથેની બધી પર્પટી જંતુઘ્ન, પાચક, વ્રણશોધક, વ્રણરોપણ અને શક્તિવર્ધક છે. અને અંદર જે જે દ્રવ્યો મેળવવામાં આવે તેના ગુણ પણ તેમાં મળી જાય છે. લોખંડના વાસણમાં પર્પટી બનાવવાથી તેમાં લોહનો ગુણ આવે છે. લોખંડના વાસણના સંયોગથી લોહીના રકતાણુઓ વધવામાં મદદ થાય છે. તાંબાના વાસણમાં તૈયાર કરવાથી યકૃત, બરોળ અને મૂત્રપિંડની નબળાઇ દૂર કરવાના અને પિત્તવિસર્જનક્રિયાને સુધારવાના ગુણવાળી બને છે. એટલે જે ધાતુનાં વાસણ વાપરવામાં આવે છે, તે ધાતુનો ગુણ પર્પટી સાથે સહેજ આવે છે.

**પર્પટીને માટે પારો શુદ્ધ કરવો**—આઠ તોલા પારાને કુંવારના રસમાં ખરલ કરવાથી તેના મલદોષ દૂર થાય છે. ત્રિફળાના કવાથમાં ઘૂંટવાથી તેનો અગ્નિદોષ દૂર થાય છે. ચિત્રકના મૂળના કવાથમાં ઘૂંટવાથી તેનો વિષદોષ દૂર થાય છે. આ પ્રમાણે પારાના દોષ દૂર કરવા માટે અરણીનાં પાન, એરંડાનાં પાન, આદુ અને પીલુડીનાં પાનના રસોમાં જુદો જુદો મેળવી, ક્રમશઃ પથ્થરના ખલમાં ઘૂંટી, સૂકવતા જવું. આ રીતે પારાની ખાસ શુદ્ધિ કરવાથી પર્પટી વિશેષ ગુણ બતાવે છે.

**પર્પટી માટે ગંધક તૈયાર કરવાની રીત**—શુદ્ધ ગંધક ૮ તોલા લઇ તેના ચોખા જેવડા નાના ટુકડા કરી પથ્થરના ખરલમાં ભાંગરાના રસની ૭ ભાવના આપવી અને ૭ વાર તડકે સૂકવવાથી પર્પટીને લાયક ગંધક તૈયાર થાય છે. ભાંગરાની ભાવનાથી યકૃતને ઉત્તેજના આપવાનો ગુણ વધે છે તેથી સંગ્રહણી વગેરેમાં હિતકારક છે.

પર્પટી બનાવવા માટે કડાઈ કે કડછીમાં ઘી ચોપડી કજ્જલી વગેરે દ્રવ્યો નાખવી. પછી ચૂલા પર ચઢાવી લોઢાની કે તાંબાની સળીથી સંભાળપૂર્વક હલાવવું. અને બોરડીના લાકડાનો નિર્ધૂમ અગ્નિ આપી રસ કરવો. બાદ જમીન પર છાણ પાથરી ઉપર કેળનાં પાન પાથરવાં. ઉપર કહ્યા પ્રમાણેનો રસ તૈયાર થયે કેળનાં પાન પર નાખી ઉપર કેળનું પાન ઢાંકી, તેની પર છાણ પાથરી દેવું. થોડા વખત પછી ઠંડું પડયે પર્પટી કાઢી લેવી. કડછીમાં જે કઠણ ભાગ રહી જાય તે ન લેવો. પર્પટીનો રંગ મોરપીંછ જેવો બને તે ઉત્તમ મનાય છે.

શ્રી જાદવજી ત્રિકમજી આચાર્યના મત પ્રમાણે ચૂલા પર એક તવો મૂકવો. તેના પર એક આંગળ જાડો રેતીનો થર કરવો. પછી તેની પર કડાઇ મૂકવી. આ રીતે પર્પટી બનાવવાથી વધારે અસર કરે છે.

પર્પટી બનાવવામાં મૃદુ, મધ્યમ અને ખર ત્રણ જાતના પાક થાય છે. મૃદુ બનવાથી વીખરાઇ જાય છે અને સારી રીતે ભાંગતી નથી. મધ્યમ પાકમાં ચળકાટવાળા અને ચાંદી જેવા ટુકડા બની જાય છે. ખર પાક થાય તો રુક્ષ, ચીકણી અને સહેજ લાલાશવાળી દેખાય છે અને જલદી તૂટતી નથી. મૃદુ અને મધ્યમ પાકમાં પારો દેખાય છે અને ખર પાક થવાથી પારો ઊડી જાય છે. માટે મૃદુ અને મધ્યમ પાકનું સેવન કરવું જોઇએ. અને ખર પાકને ઝેર જેવી માની ન લેવી જોઇએ. ખર પાક થવાથી પારો ઊડી જાય છે માટે કડછીમાં ચોંટી રહેલી ખર પાકવાળી પર્પટી પણ કાઢી નાખવાનું કહ્યું છે.

**પર્પટીમાં અપથ્ય**—પારાવાળી પર્પટી સેવન કરનારા માટે પવન, તડકો, ક્રોધ, માનસિક ચિંતા, વખત-બેવખત ખોરાક લેવો, કસરત, બહુ મહેનત, નાહવું, બહુ બોલવું, એ અહિતકારક છે. તેમજ પાકાં કેળાં, તેની છાલ અને મૂળ, લીમડાથી માંડી બધી કડવી ચીજો, ગરમ અનૂપ દેશોના જીવોનું માંસ, પાણીમાં રહેનારા જીવોનું માંસ, પક્ષીઓનું માંસ, માછલી, કાળી માછલીઓમાં ગડક નામની માછલી, ખાટા પદાર્થો, દહીં અને શાક વગેરે કદી પણ ન ખાવાં જોઇએ. તેમજ આ પર્પટી ખાનારે સ્ત્રીઓ સાથે વાતચીત પણ ન કરવી જોઇએ. તેમજ ગોળ, ખાંડ, શેરડીના રસની બનાવટો અને શેરડી, કારેલાનાં પાન, કારેલાં અને બીલી પણ કદી ન ખાવાં જોઇએ.

પર્પટી સેવન કરતી વખતે અનાજ અને મીઠું ન લેવાય તો વધારે સારું. જો એમ ન બની શકે તો મીઠાવાળો ખોરાક બે કલાક ન લેવો જોઇએ. મીઠાવાળા દહીંના મઠાનો વાંધો નથી, પણ અનુપાનરૂપે મઠો લેવો હોય તો અંદર મીઠું ન નાખવું સારું. કારણ કે પારો અને મીઠું ભેગું થવાથી પારદલવણ

(મરક્યુરી ક્લોરાઇડ) બની નુકસાન કરે છે, અથવા તો બરોબર ફાયદો નથી થઈ શકતો.

**પર્પટી ખાનાર માટે પથ્ય**—(જેઓ અનાજ ન છોડી શકે તેવાઓ માટે) થોડું ઘી, જીરું, ધાણા અને બીજા મસાલા અને સિંધવ નાખી બનાવેલું શાક, જૂના સાઠી ચોખાનો ભાત, કાળાં વેંગણ, કાળી પાટના પાનનું શાક, ટીંડો, આખા મગ, કેળનાં પાન, પરવળ, સોપારી, આદુ, પીલુડીના પાનનું શાક, લવઈંડાં, બતક, તેતર અને મોરનું માંસ, મુદ્દગર, રોહિત અને કાળી માછલી, સમભાગે મેળવી ગરમ કરેલું પાણી અને દૂધ, એ પદાર્થો હિતકારક છે.

પર્પટીનું સેવન કરતી વખતે આગ્રહપૂર્વક બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. દારૂ, સિગરેટ, ચા વગેરેનું વ્યસન હોય તો જેટલું બની શકે તેટલું ઓછું કરવું જોઇએ. ચા પીવી હોય તો ઠંડી કરીને જ પીવી. વ્યસન છોડી શકાય તો વધારે લાભદાયક ગણાશે. દરદી પૂરેપૂરો આરામ લે તો જલદી ફાયદો થાય છે.

પર્પટી પર ઘી થોડું ખાવું જોઇએ અને ઇચ્છાનુસાર પથ્ય ખોરાક લેવો જોઇએ. ભૂખ લાગે તો જરૂર ખોરાક લેવો. જો અર્ધી રાતે ભૂખ લાગે તો તે વખતે પણ ખાવું જોઇએ. જો ખાવાનો વખત બદલવાથી તાવ અને ઝાડા થાય તો દૂધમાં સમભાગે અથવા વધારે પાણી ઉકાળી પીવું જોઇએ. જો ઊલટી થાય તો નારિયેળનું પાણી કે દૂધ પીવું જોઇએ. જો સ્વપ્નમાં ધાતુસ્રાવ થઈ જાય તો દૂધ પીવું જોઇએ.

ભૂખ લાગી છે કે નહિ તેની પરીક્ષા આ પ્રમાણે કરવી જોઇએ: જ્યારે શરીરમાં અશક્તિ લાગે, માથામાં શળ અને ઝણઝણાટ વગેરે માલૂમ પડે, ત્યારે ભૂખ લાગી છે એમ જાણવું.

## (૧) રસપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો ૫ તોલા અને શુદ્ધ આમલસારો ગંધક ૫ તોલા મેળવી કજ્જલી કરી લોઢાની કડાઇ કે કડછીમાં ઉપર લખ્યા મુજબ પર્પટી બનાવી લેવી. (ર. કા.)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ થી ૩ વાર, શક્તિ અનુસાર માત્રા ધીરે ધીરે વધારી, હિંગ અને જીરા સાથે અથવા ઘી કે દૂધ સાથે આપવી. પીવા માટે પાણીને બદલે દૂધ જ આપવું અને મીઠું, પાણી અને ખોરાક છોડાવી દેવો. પર્પટી ઉપર સોપારીના કકડા અવડાવવા. આ રીતે ૪૦ દિવસ સુધી સેવન કરાવવું જોઈએ.

**ઉપયોગ**—આ પર્પટી સંગ્રહણી, આંતરડાંનો સોજો, મણ, આંતરડાંના સોજા સાથેનો અતિસાર, અપચો, શળ, અર્શ, વગેરેને પણ મટાડે છે.

જ્યારે પિત્તનો સાવ ઓછો થવાથી ખોરાક બરોબર ન પચે અને આંતરડાંમાં સોજો થવાથી વારંવાર થોડા થોડા પાતળા ઝાડા થયા કરે, અને તેમાં થોડું થોડું અપક્વ અન્ન પણ નીકળે, પાચનક્રિયા વિકૃત થઇ જાય, દસ્ત અમ્લ અને ખરાબ ગંધવાળો થાય, રોગીની જીભ પર સફેદ છારી આવી જાય, જીભની કિનારી લાલ થઇ જાય, અને પાચનક્રિયા દૂષિત થઇ જાય, તે વખતે રસપર્પટી વધારે હિતકર છે.

ઉનાળાના દિવસોમાં દૂધ જલદી બગડી જાય છે. એવું બગડેલું દૂધ બાળકોને પાવાથી તેમના પેટમાં કૃમિ ઉત્પન્ન થઇ ઝાડા થઇ જાય છે. ઝાડા ચોખાના ધોવણ જેવા કે ખડી જેવા થાય છે. કોઇ વાર ઊલટી પણ થાય છે. તાવ મોટે ભાગે હોતો નથી. આવાં ચિહ્નો લાગે તે વખતે બાલસંજીવનરસ બહુ હિતકર છે. પણ જ્યારે બાલસંજીવન રસથી ફાયદો નથી થતો, ત્યારે રસપર્પટી અપાય છે. જો બાળકને પ્રવાહિકા થાય છે તો બાલસંજીવન રસ કામ આપતો નથી. તેવે વખતે બાલાતિસારહર ચૂર્ણ સાથે રસપર્પટી જ ફાયદો કરે છે.

જો અતિસારમાં કૃમિ હોય તો પહેલાં કૃમિઘ્ન ઔષધિઓ અને વિરેચ આપી કોઠાને શુદ્ધ કરી લેવો જોઇએ. તે પછી રસપર્પટી આપવાથી જલદી ફાયદો થાય છે.

જૂના ઝાડાના રોગમાં આંતરડાંની ગ્રાહી શક્તિ બહુ ઓછી થઈ જાય છે. તે વખતે અફીણ કે બીજી સ્તંભક ઔષધિથી આંતરડાંની શ્લૈષ્મિક કલાને શક્તિ આપવાનો અને મળને રોકવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પરંતુ આ જાતની ઔષધિઓની અસર કામચલાઉ હોવાથી ખરેખરો ફાયદો થતો નથી. કોઇ વાર થોડા જ વખતમાં ખૂબ વેગવાળો અતિસાર થઇ જાય છે. તે વખતે રસપર્પટી આપવાથી ગ્રાહી શક્તિ વધી રોગનો નાશ થાય છે.

ઉપદંશમાં ઉપદ્રવ તરીકે ઝાડા થઇ જાય છે. તેવા રોગીઓને અતિસારની ચિકિત્સા કરવાથી રોગ મટતો નથી. ઉપદંશના વિષનો પણ નાશ કરવો જોઇએ. આ બંને કામ રસપર્પટીના પ્રયોગથી સારી રીતે થઈ શકે છે. આંતરડાંમાં સોજો થઇ એક જાતનો વિષપ્રકોપ થવાથી તાવ આવવા માંડે છે. આ તાવમાં સમાન વાયુ કુપિત થાય છે. તાવ શરૂ થયા પછી તેની બધી અવસ્થાઓ પૂરી થતાં ૩ થી ૬ અઠવાડિયાં લાગે છે. આ રોગમાં આગળ જતાં આંતરડાંનો સોજો ઓછો થઇ મણ પડી જાય છે. આ જાતના તાવ અને આંત્રિક જ્વરમાં ઘણી રીતે સરખાપણું છે. આ તાવનું મુખ્ય લક્ષણ ઝાડા છે. આ ઝાડા બહુ ત્રાસ આપનારા અને લાંબો વખત ટકનારા હોય છે. વારંવાર ખૂબ ઝાડો થયા કરે છે. એનો રંગ ધોળો કે પીળાશ પડતો હોય છે. એવા અતિસારમાં રસપર્પટી

ઉત્તમ અસર કરે છે. રસપર્પટીથી સોજો ઓછો થાય છે, વ્રણ રુઝાય છે, પાચનક્રિયા સુધરે છે, ઝાડા ઓછા થાય છે, પેટ સાફ થાય છે અને ગુદા આગળની ફાટેલી ચામડી પણ સારી થઈ જાય છે. રોગનું વિષ નાશ પામે છે અને સમાનવાયુ સામ્ય થઇ તેનું અનુલોમન થાય છે. (આ. ગુ. ધ. શા.)

જૂના અતિસારમાં રસપર્પટી, જાતિફલાદિ ચૂર્ણ અને લઘુ ગંગાધર ચૂર્ણ મેળવીને દિવસમાં ૩ વાર આપતા રહેવાથી થોડા જ દિવસમાં સારો ફાયદો થાય છે.

જૂના આમાતિસારમાં રસપર્પટી લઘુ ગંગાધર ચૂર્ણ, હિંગ્વષ્ટક ચૂર્ણ અને કડાછાલના ચૂર્ણ સાથે મેળવીને દિવસમાં ૩ વાર મઠા સાથે આપતા રહેવાથ આમની ઉત્પત્તિ ઓછી થઇ પાચનક્રિયા બળવાન બને છે.

**સૂચના**—રસપર્પટી પિત્તપ્રકોપજન્ય રોગોમાં અનુકૂળ આવતી નથી, કારણ એ જાતે જ પિત્તને વધારનાર છે. આ પર્પટીનું સેવન કરતી વખતે વિદાહી પદાર્થો, તેલ, કેળાં, સ્ત્રીસેવન વગેરેનો આગ્રહપૂર્વક ત્યાગ કરવો જોઇએ. જો આ પ્રકરણની શરૂઆતની નોંધમાં પથ્યઅપથ્ય લખ્યાં છે તેનું આગ્રહપૂર્વક પાલન કરવામાં આવે તો વધારે ફાયદો થાય છે.

## (૨) સુવર્ણપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો ૪ તોલા, શુદ્ધ ગંધક ૪ તોલા અને સુવર્ણભસ્મ અથવા સોનાનાં વરક ૧ તોલો લેવાં. પહેલાં પારો અને સોનાનાં વરક મેળવી પછી લીંબુના રસમાં ૬ કલાક ખરલ કરી ગરમ પાણીથી ૩ વાર ધોઈ નાખવું. પછી ગંધક મેળવી કજ્જલી કરવી. જો સુવર્ણભસ્મ મેળવવી હોય તો પારા અને ગંધકની કજ્જલી સાથે જ મેળવી લેવી. પછી કઢાઇમાં થોડું ઘી નાખી ઉપરની વિધિ પ્રમાણે સુવર્ણપર્પટી બનાવી લેવી. ૫–૧૦ મિનિટ પછી કાઢી લઇ ખરલ કરી લેવું.

પારાને બદલે રસસિંદૂર મેળવવામાં આવે તો સુવર્ણપર્પટીનો રંગ રાતો થાય છે. મળનો રંગ ધોળો અને દુર્ગંધ મારતો હોય ત્યારે યકૃતમાંથી પિત્તનો સ્રાવ વધારે કરાવવો જરૂરી હોય તો રસસિંદૂરવાળી પર્પટી વધારે હિતકર છે. પરંતુ સૂકી ખાંસી હોય તો તે ન આપવી.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર ત્રિકટુ અને મધ સાથે આપવી. માત્રા ત્રણ રતી સુધી ધીરે ધીરે વધારવી જોઇએ. સંગ્રહણીમાં પ્રવાલપંચામૃત ૨–૨ રતી, ત્રિકટુ અને મધ સાથે દાડિમાવલેહ સાથે.

**ઉપયોગ**—આ પર્પટી પિત્તનું શોધન કરનાર, જંતુઘ્ન અને બળ વધારનાર છે. બધી જાતની સંગ્રહણી, શોથ, ક્ષય, કાસ, શ્વાસ, પાંડુરોગ, પ્રમેહ,

થળ, અતિસાર અને મંદાગ્નિનો નાશ કરી એ જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે અને બળ અને વીર્યને વધારે છે.

પર્પટીઓમાં સુવર્ણપર્પટી બહુ મહત્ત્વની અગ્રગણ્ય ઔષધિ છે. તદ્દન હાડપિંજર અને મરવા જેવા થયેલા દરદીઓ પણ એના સેવનથી સ્વસ્થ થાય છે. સુવર્ણપર્પટી સાથે દૂધ ખાસ ફાયદાકારક છે.

જે જૂના અને ત્રાસદાયક અતિસારમાં પેટની અંદર દરદ ન થતું હોય પણ જેમ નળનો દાટો ખોલતાં પાણીની ધાર પડે તે પ્રમાણે મોટા ઝાડા થયા કરે છે, શૌચ વખતે જોર નથી કરવું પડતું, એકીસાથે ઘડો ખલવાય તેમ દિવસમાં ૪–૫ ઝાડા થયા કરે છે, તેવા અતિસારમાં આંતરડાંની ગ્રાહકશક્તિ બહુ જ ક્ષીણ થાય છે અને યકૃતરસ અને આંતરડાંનો રસસ્રાવ વધારે થાય છે. દરદી અત્યંત ક્ષીણ, દૂબળો અને તદ્દન હાડપિંજર જેવો બની જાય છે. એનામાં બોલવાની પણ શક્તિ રહેતી નથી, તેમજ બળ અને માંસ તદ્દન ઘટી જાય છે. એવી સ્થિતિમાં સુવર્ણપર્પટી જાદુ જેવું કામ કરે છે. એવા અનેક દરદીઓના એણે પ્રાણ બચાવ્યા છે.

એવા અતિસારના ઉપદ્રવ રૂપે ઉત્પન્ન થનાર ખાંસી, શ્વાસ, પાંડુતા, હેડકી કે જેમાં રસથી શુક્ર સુધી કે શુક્રથી રસ ધાતુઓ ક્રમથી ક્ષીણ થતી હોય તેવા નિર્જંતુક અનુલોમ પ્રતિલોમ ક્ષય આ બધાં પર આ પર્પટી સારી ઉપયોગી છે. સુવર્ણપર્પટી આપવા માટેના દરદીઓની માત્રા માનસિક સ્થિતિનો વિચાર કરવો જોઇએ. માનસિક સ્થિતિ વિકૃત ન થઇ હોય તો સુવર્ણપર્પટી જરૂર ફાયદો કરે છે.

સંગ્રહણી—અનુલોમ ક્ષયમાં ખાસ કરીને જીભથી ગુદનલિકા સુધી આખી પચનેન્દ્રિય સંસ્થાની શ્લૈષ્મિક કલા પર ઝીણાં ઝીણાં છાલાં પડી જાય છે. આ છાલાં વિસ્ફોટક જેવાં બહુ તીવ્ર નથી હોતાં, પરંતુ એથી વિચિત્ર રીતે સૌમ્ય હોય છે. આ કારણથી દરદીને મોટા, સફેદ રંગના અને ગરમ ગરમ ઝાડા થાય છે. જીભનો સ્વાદ નાશ પામે છે અને જીભ લાલ કાંટાવાળી થઇ જાય છે. કેટલાક દરદીઓની જીભ ફાટયા જેવી લાગે છે. જીભની નીચેના ભાગની, ગાલ, ગળું અને આખા મોંની અંદરની ચામડી લાલ થઇ જાય છે. મીઠું કે પાણીનો સ્પર્શ પણ સહન થતો નથી. થોડો વખત મોં આવે અને પછી સારું થઇ જાય છે. એવો ક્રમ જ્યાં સુધી વિષ રહે ત્યાં સુધી વર્ષો સુધી ચાલ્યા કરે છે. મોં મટી જાય ત્યારે ઝાડા પણ ઓછા થઇ જાય છે અને રોગ મટી ગયો હોવાનો ભ્રમ થાય છે. પરંતુ સહેજ કારણ મળતાં ફરી પાછાં બધાં લક્ષણો પહેલાંની માફક ઊભળી આવે છે. આ રોગમાં અન્નનો રસ જ સારી રીતે બનતો નથી.

જો બને છે તો આમાશય અને આંતરડાં સ્ફોટવાળાં હોવાથી શોષણ બરાબર થતું નથી. આ કારણે પોષણ ન મળવાથી દરદી દિવસે દિવસે દૂબળો, ઉત્સાહવગરનો અને નિસ્તેજ થતો જાય છે.

આ રોગના મુખ્ય કારણ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. કેટલાક વિદ્વાનોના મત અનુસાર આ રોગનું કારણ યકૃતના પિત્તસ્રાવની વિકૃતિ છે. આ કારણે આધુનિક વિદ્યા જાણનારા ગોરોચન માછલીનું પિત્ત અને બળદના પિત્તને દહીં કે મઠા સાથે આપે છે.

આયુર્વેદના મત પ્રમાણે કોઇ પણ રોગમાં આ જાતના રાસાયનિક દ્રવ્ય કરતાં તેનું ઉત્પાદન અને નિયમન કરનાર ત્રણ ધાતુ અને ત્રણ દોષને વધારે મહત્ત્વ અપાયું છે. આ દૃષ્ટિએ યકૃતનો પિત્તસ્રાવ ઓછો થવાથી કે તેને અનુરૂપ બીજા અંદરના સ્રાવોની ન્યૂનતાને લીધે આંતરડાંમાં વિકૃતિ થઇ હોય એમ માની લઇએ, તો પણ આયુર્વેદની દૃષ્ટિએ આવી સ્થિતિ પિત્તદોષથી માનેલી છે. જ્યારે પિત્તદોષની દૂષિતતા દૂર થાય અને પિત્તનું સમ્યક્ નિયમન થઈ પિત્તના વધી ગયેલા અમ્લત્વ, ઉષ્ણત્વ અને દ્રવત્વ ગુણ ઓછા થાય ત્યારે રોગ એની મેળે મટી જાય છે. આ મહત્ત્વનું કામ સુવર્ણપર્પટી કરે છે. પણ આ યકૃત અથવા બીજા પિત્તસ્થાનની મંદતાને લીધે તે સ્થાનમાં ઉત્પન્ન થનાર પિત્તની ઉત્પત્તિ જ ઓછી થતી હોય અને તે સ્થાનમાંથી આંતરડાંમાં પિત્તનો સ્રાવ જ ઓછો થતો હોય, તો પંચામૃતપર્પટી આપવી જોઇએ.

આંતરડાંમાં ક્ષયના કીટાણુની ઉત્પત્તિ હોય, તો હાથપગ પર સોજા આવી જાય છે; કાસ અને શ્વાસ વગેરે ઉપદ્રવ થાય છે; તેમજ શરીર કૃશ અને નિસ્તેજ બની જાય છે. આવી સંગ્રહણી (અનુલોમ ક્ષય–Sprue) અને પ્રતિલોમ ક્ષયમાં માનસિક અવસ્થા અવિકૃત હોય, તો આ સુવર્ણપર્પટીના સેવનથી અવશ્ય લાભ થાય છે. અનુપાનરૂપે દાડિમાવલેહ આપવો.

આ સુવર્ણપર્પટી શીતળ હોવાથી પિત્તપ્રધાન વિકારમાં સરસ કામ કરે છે. જ્યારે યકૃતમાંથી પિત્તની ઉત્પત્તિ પૂરી થવા છતાં સ્રાવ ઓછા અંશે હોય છે, અથવા બીજા અંતઃસ્રાવની ન્યૂનતાને લીધે આંતરડાંમાં વિકૃતિ ઉત્પન્ન થાય છે, ખૂબ પરિમાણમાં મળ એકસાથે નીકળે છે, અને દસ્તની સંખ્યા અધિક હોતી નથી, તેવે વખતે સુવર્ણપર્પટી પિત્તધાતુને પ્રકૃતિસ્થ નિયમિત કરવાનું મહત્ત્વનું કાર્ય કરે છે.

આ સુવર્ણપ્રધાન રસાયનથી સંગ્રહણી ઉપરાંત પિત્તજ પ્રમેહ, પાંડુ, પિત્તપ્રધાન ઉદરશૂળ, ઉન્માદ, શોષ, અને રાજયક્ષ્મા વગેરે રોગો પણ નાશ પામે છે. એનું સવિસ્તર વર્ણન સુવર્ણભસ્મમાં કર્યું છે.

આંતરડાંના ક્ષયના રોગીને તાવ સાથે મોં આવેલું રહેતું હોય, ખાટા ઓડકાર આવ્યા કરતા હોય તો સુવર્ણપર્પટી સાથે જસતભસ્મ, અતિવિષાનું ચૂર્ણ અને લવંગચતુ:સમચૂર્ણ ( લવંગ, જાયફળ, જીરું અને ફુલાવેલો ટંકણખાર ) મેળવીને આપવું જોઇએ.

ગ્રહણીમાં ક્ષત ( Duodenal Ulcer ) થવાથી ખાસ કરીને પિત્તજન્ય પરિણામશૂળ ઉત્પન્ન થાય છે. જમ્યા પછી ૩-૪ કલાકે ઊલટી થઇ જાય છે. ઊલટી બહુ ખાટી હોય છે, તરસ વધારે લાગે છે; ઊલટી થયા પછી દરદ નથી થતું, દસ્ત સાફ નથી આવતો, આંતરડાંમાં ક્ષત થઈ ગયા પછી દબાવવાથી દરદ થાય છે, જીભ લાલ થઈ જાય છે અને આંખો પીળી લાગે છે. આ રોગ પર સુવર્ણપર્પટી, કામદુધારસ અને સંગજરાહત ભસ્મ મેળવીને દિવસમાં ૩ વાર આપતા રહેવાથી અને કબજિયાત હોય તો સ્વાદિષ્ટ વિરેચન આપતા રહેવાથી રોગ મટી જાય છે. જો પેટમાં વાયુ ભરાતો હોય તો બાવળના કોયલાની કાળી રાખ ૪ રતી મેળવી આપવી જોઇએ.

## (૩) તામ્રપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો ૪ તોલા, શુદ્ધ ગંધક ૪ તોલા, અને તામ્રભસ્મ ૨ તોલા લેવી. પહેલાં પારા અને ગંધકને મેળવી કજ્જલી કરવી. પછી તામ્રભસ્મ નાખી ઉપર મુજબ લખેલી રીતે રસ કરી પર્પટી બનાવી લેવી. ( ર. યો. સા )

ગ્રંથકારે તામ્રપર્પટી તૈયાર થાય એટલે ભાંગરાનો રસ, અરડૂસીનાં પાનનો રસ, સૂંઠ, મરી, અને પીપરનો ઉકાળો, હરડે અને આમળાંનો ઉકાળો, આદુનો રસ, સરગવાના મૂળનો કવાથ, તમાલપત્રનો કવાથ, ભોંયરીંગણીનો સ્વરસ, વછનાગનો કવાથ અને ચંદનનો કવાથ આ બધાની ૭-૭ ભાવના આપવાનું લખ્યું છે. જો રોગ અનુસાર ભાવના આપી ઉપયોગ કરવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૩ વાર.

**અનુપાન**—સંગ્રહણીમાં સેકેલું જીરું ૪ રતી, ધોયેલી ભાંગ ૧ રતી, કાગદી એલચીનું ચૂર્ણ ૨ રતી, અને મઠા સાથે આપવી. કુષ્ઠમાં ખેરના કવાથ સાથે અને પ્રમેહમાં ત્રિફળા અને મધ સાથે તથા સન્નિપાતમાં આદાના રસ સાથે. પેટના દુખાવામાં દિવેલ સાથે, અર્શમાં નાગકેસરનું ચૂર્ણ, માખણ અને સાકર સાથે.

**ઉપયોગ**—આ પર્પટી સંગ્રહણી, બરોળ અને યકૃતની વૃદ્ધિ, વાતકફજ્વર, સન્નિપાતજ્વર, મૂત્રપિંડનો સોજો ( Bright Disease ), વાતરક્ત, કુષ્ઠ, વાતપિત્ત પ્રકોપ, શોથ, મંદાગ્નિ, અતિસાર, પાંડુરોગ વગેરેનો નાશ કરવામાં હિતકર છે.

તામ્રપર્પટીમાં તામ્રભસ્મ પ્રધાન છે. તામ્રભસ્મની અસર ખાસ કરીને યકૃત, બરોળ અને મૂત્રપિંડ પર થાય છે. તેથી મૂત્રપિંડના વિકારથી થયેલા રોગોમાં તામ્રપર્પટી ફાયદો કરે છે. પિત્તવિસર્જન ક્રિયામાં પ્રતિબંધ થવાથી થયેલો અતિસાર, સંગ્રહણી વગેરે રોગોમાં તામ્રપર્પટી વાપરવી બહુ ફાયદાકારક છે. આ પર્પટીમાં ખાસ ગુણ તાંબાનો છે, અને એનું વર્ણન તામ્રભસ્મમાં થઈ ગયું છે. કયારેક યકૃતની વૃદ્ધિ જૂની થવાથી અતિસાર થાય છે, તે વખતે આ પર્પટી આપવાથી અતિસાર અને યકૃતવૃદ્ધિ બંને મટે છે.

## (૪) વિજયપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને તામ્રભસ્મ ૪–૪ તોલા અને શુદ્ધ વછનાગ ૧ તોલો લેવો. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરવી. પછી તામ્રભસ્મ અને વછનાગ મેળવી ગાયના ઘીમાં કલ્ક બનાવવો. બાદ લોઢાની કડછીમાં કલ્ક નાખી મંદાગ્નિ પર રસ કરવો. રસ રાતા રંગનો થઈ જાય એટલે કેળના પાન પર નાખી પર્પટી બનાવી લેવી. ગ્રંથકારે આ રસને 'મહાવિજયપર્પટી' કહ્યો છે. (ર. કા.)

**માત્રા**—ાા થી ૨ રતી દિવસમાં ૨ થી ૩ વાર.

**અનુપાન**—સંગ્રહણીમાં પંચકોલ (સૂંઠ, ચિત્રક, પીપર, ચવક અને અને પીપળીમૂળ) ના ચૂર્ણ અને મધ સાથે આપવી. રાજયક્ષ્મામાં મધ અને પીપર સાથે, શૂળમાં દિવેલ સાથે, પેટના વાયુમાં કુંવારના રસ સાથે, સન્નિપાતમાં આદાના રસ સાથે, પાંડુરોગમાં ત્રિફળાના પાણી સાથે, દરાજમાં બાવચીના રસ સાથે, પ્રમેહમાં ત્રિફળા અને મધ સાથે અને કુષ્ઠરોગમાં ખેરની છાલના ક્વાથ સાથે આપવી.

**ઉપયોગ**—આ પર્પટી સન્નિપાતમાં ગરમી, લોહીનું દબાણ અને નાડીના વેગનો વધારો તથા અતિસાર, બેશુદ્ધિ વગેરે ઉપદ્રવો મટાડી તરત રોગનું શમન કરે છે. તેવી જ રીતે સંગ્રહણી, શૂળ, પેટનો વાયુ, પ્રમેહ અને કુષ્ઠ વગેરે રોગોનો તે નાશ કરે છે.

ઉપરની તામ્રપર્પટીના ગુણ આ પર્પટીમાં છે. ઉપરાંત તેમાં વછનાગના ગુણ (શરીરમાંના દોષોને પરસેવા અને પેશાબ રસ્તે બહાર કાઢવા, વેદનાનું શમન કરવું, વધી ગયેલ નાડીની ગતિને ઓછી કરવી વગેરે) મળેલા છે. મંદાગ્નિ, યકૃત, પ્લીહા, મૂત્રપિંડ વગેરેના રોગ પછી તાવ સાથે અતિસાર કે સંગ્રહણી થઈ હોય તો તેવે વખતે વિજયપર્પટી તરત તેનો નાશ કરે છે,

જો યકૃત, પ્લીહા અને મૂત્રપિંડના રોગ પછી રાજયક્ષ્મા થયો હોય તો આ પર્પટી મૂળ કારણરૂપ એ અવયવોને સશક્ત બનાવી, તાવને દૂર કરી

પક્ષમાનું શમન કરે છે. તેમજ તે તે અવયવોના વિકારથી થતી ચૂંક, પેટનો વાયુ, પાંડુરોગ, પિત્તજન્ય અને કફજન્ય પ્રમેહ તથા કુષ્ઠ વગેરે રોગોનો પણ નાશ કરે છે.

**સૂચના**—આ પર્પટીમાં વછનાગ અને તામ્રભસ્મ બંને વધારે પ્રમાણમાં હોવાથી બહુ ઓછી માત્રા વાપરવી.

## (૫) લોહપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને લોહભસ્મ આ ત્રણે ચીજો સરખે ભાગ લેવી. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી પછી લોહભસ્મ મેળવવી. પછી પહેલાં કહેલી રીતે લોઢાની કડાઈમાં ઘી ચોપડી કજ્જલીનો રસ કરી કેળના પાન પર પર્પટી બનાવી લેવી. (ભૈ. ર.)

આ લોહપર્પટીમાં બમણો ગંધક લેવામાં આવે તો પર્પટી વધારે સૌમ્ય બને છે. એ પર્પટી નાનાં બાળકો અને સુવાવડી સ્ત્રીઓ માટે વધુ હિતકર છે.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૩ વાર દહીં અને જીરા સાથે અથવા ધાણા અને જીરુંના ઉકાળા સાથે આપવી. ૧ રતીથી શરૂ કરી ધીમે ધીમે વધારવી.

**ઉપયોગ**—આ પર્પટી સંગ્રહણી, અતિસાર, પાંડુરોગ, કમળો, આમવાત, કુષ્ઠ, શૂળ, બરોળની વૃદ્ધિ, આમાશયની નબળાઇ, મંદાગ્નિ, ઉદાવર્ત, શોથ અને સ્ત્રીઓના સુવારોગને મટાડે છે.

લોહપર્પટીમાં રસપર્પટી અને લોહભસ્મના ગુણ મળેલા છે. લોહભસ્મનો મુખ્ય ગુણ રાતા કણોને વધારવાનો છે. રસપર્પટી કરતાં એ ગુણ આ પર્પટીમાં વધારે છે. પાંડુરોગવાળાને લોહપર્પટી વધારે અનુકૂળ પડે છે. જ્યારે સંગ્રહણી, બરોળની વૃદ્ધિ, પાંડુરોગ, કમળો કે લોહીમાં રક્તાણુઓ ઓછા હોય ત્યારે લોહ-પર્પટી સારું કામ આપે છે. આ પર્પટીમાં દીપન-પાચન ગુણો હોવાથી મંદાગ્નિ, આમવાત, શૂળ, પિત્તજન્ય પ્રમેહ અને ઉદરવાત વગેરેનું શમન થાય છે. લોહીમાં રહેલા દૂષિત અણુઓનો નાશ કરી એ શુદ્ધ રક્તાણુઓને વધારે છે, અને તેથી પિત્ત-પ્રધાન કુષ્ઠરોગમાં પણ એ ફાયદો કરે છે, અને સોજો મટાડે છે. તે ઉપરાંત સુવા-વડી સ્ત્રીનો તાવ, અતિસાર, સંગ્રહણી, આમશૂળ, પ્લીહા, પાંડુરોગ, મંદાગ્નિ, આમવાત વગેરેને એ મટાડે છે.

## (૬) બોલપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો ૨ તોલા, શુદ્ધ ગંધક ૨ તોલા અને હીરાબોળ ૪ તોલા લેવો. હીરાબોળને થોડા દૂધનો હાથ દેવો. પહેલાં કડછીમાં કજ્જલીનો રસ કરી હીરાબોળનું ચૂર્ણ નાખી તરત ઉપરની વિધિ પ્રમાણે કેળના પાન પર પર્પટી બનાવી લેવી. જો એકાદ મિનિટ વાર લાગશે તો હીરાબોળ બળી જઈ

પર્પટી ઓછા ગુણવાળી બનશે. જો દૂધનો હાથ નહિ દીધો હોય તો પર્પટી વધારે કઠણ બનશે અને હીરાબોળનું સત્ત્વ પણ કેટલુંક ઊડી જશે. (યો. ર.)

**માત્રા**—૨ થી ૮ રતી સાકર અને મધ, માખણ અને સાકર, ગુલકંદ, અશોકારિષ્ટ અથવા બીજા રોગ અનુસાર અનુપાન સાથે દિવસમાં ૨ થી ૩ વાર આપવી. માત્રા ધીરે ધીરે વધારવી જોઇએ.

**ઉપયોગ**—આ બોલપર્પટી બોલબદ્ધ રસ કરતાં રક્તાતિસાર, રક્તપિત્ત, રક્તાર્શ, રક્તપ્રદર, અત્યાર્તવ, વગેરે રોગોમાં રક્તસ્રાવ બંધ કરવા માટે જલદી ફાયદો કરે છે.

બોલપર્પટીના પ્રયોગથી રક્તવાહિની નસો સંકોચાય છે, અને તેથી રક્તપિત્ત, ઉરઃક્ષત, અર્શ અને સ્ત્રીઓના પ્રદર વગેરે રોગોમાં પણ જલદી ફાયદો થાય છે. ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થતો હોય તેને પણ બંધ કરે છે, અને રક્તાર્શમાં પણ લોહી પડતું અટકાવે છે. લોહી પડતું હોય ત્યારે લોહી બંધ કરવા માટે આ પર્પટી સાથે અકીકપિષ્ટ અને તૃણકાંતમણિપિષ્ટિ મેળવીને આપવાથી વધારે ફાયદો થાય છે.

**બીજી વિધિ**—શુદ્ધ પારો ૨ તોલા અને શુદ્ધ ગંધક ૨ તોલા મેળવી કજ્જલી કરવી. કજ્જલીને કડછીમાં નાખી વિધિ પ્રમાણે રસ કરવો. રસ થાય એટલે બોળિયાનું ચૂર્ણ ૪ તોલા નાખી તરત કેળના પાન પર નાખી દબાવી દેવું.

(ઔ. ગુ. ધ. શા.)

**માત્રા**—૧થી ૬ રતી દિવસમાં ૨ વાર મધ અને ઘી, મધ અને સાકર સાથે આપવી.

**ઉપયોગ**—આ પર્પટી સ્ત્રીઓના દૂષિત રક્તનો સ્રાવ કરાવી ગર્ભાશયને શુદ્ધ અને બળવાન બનાવે છે. જો કે ગર્ભાશયમાંથી રક્તસ્રાવ કરાવવા કપાસના મૂળની છાલનો ક્વાથ કે અરિષ્ટ અપાય છે, પરંતુ કપાસના મૂળની છાલ ગર્ભાશયને ઉત્તેજિત કરી રક્તસ્રાવ કરાવે છે. પણ આ સ્રાવ પોતાની મેળે બંધ થતો નથી. આ પર્પટીમાં એ દોષ નથી. આ પર્પટી દૂષિત રક્તનો સ્રાવ કરાવી સ્તંભન પણ કરે છે. એટલા માટે આ પર્પટીથી વધારે પડતો સ્રાવ થતો નથી.

આ પર્પટીમાં પિત્તસ્થાનમાંથી પિત્તનું સમ્યક્ વિસર્જન કરવાનો ગુણ છે. એટલા માટે આ પર્પટી યકૃતપિત્તનો સ્રાવ બરોબર ન થવાથી થતા ઝાડા કે આફરાને અને આમાશયમાં પિત્તનો સ્રાવ બરોબર ન થવાથી થતા અપચા વગેરે રોગોને મટાડે છે.

જેવી રીતે યકૃતની નબળાઇથી થનારા જુદા જુદા રોગોમાં આ પર્પટી ફાયદો કરે છે, તેવી જ રીતે આંતરડાંની વાતવાહિનીઓને શક્તિ આપી પુરઃસરણ

ક્રિયાને ઉત્તેજિત કરે છે. એટલે આ પર્પટી કબ્જિયાતમાં સારું કામ કરે છે, ખાસ કરીને ઉપદંશજન્ય કબ્જિયાતમાં એ સારો ફાયદો કરે છે.

તે ઉપરાંત એ ગર્ભાશયને બળવાન બનાવે છે. એટલે ગર્ભાશયવિકૃતિ અને યુવાન સ્ત્રીઓને થનારા હારિદ્રક અને હલીમક પાંડુરોગમાં એ ઉપયોગી છે. તેમજ નષ્ટાર્તવ અને પીડિતાર્તવમાં પણ એ સારો ફાયદો કરે છે.

( ઓ. ગુ. ધ. શા. )

## ( ૭ ) પંચામૃતપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો, લોહભસ્મ, અભ્રકભસ્મ અને તામ્રભસ્મ ૨–૨ તોલા અને શુદ્ધ ગંધક ૮ તોલા બધાને વિધિપૂર્વક મેળવી કજ્જલી કરવી. પછી કડાઈમાં ઘીનો હાથ મારી કજ્જલી નાખવી. નીચે બોરડીના લાકડાની ધીમી આંચ આપવી અને લોઢાની સળીથી સંભાળપૂર્વક હલાવતા રહેવું. જ્યારે કજ્જલી પીગળીને લોચા જેવી થઈ જાય ત્યારે છાણ પર કેળનું પાન રાખી તેની ઉપર નાંખી દેવું—અને ઉપર બીજું પાન મૂકી છાણ દબાવી દેવું. ઠંડું પડ્યે પર્પટી કાઢી લેવી. (યો. ર.)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ર થી ૩ વાર કડાછાલ, પીપર અને મધ સાથે ચટાડવી. ૧ રતીથી શરૂ કરી માત્રા ધીરે ધીરે વધારવી.

**ઉપયોગ**—આ પર્પટી આમ અને લોહીવાળો મરડો, સંગ્રહણી, ઝાડા, ઊલટી, અર્શ, તાવ, કૃમિ, સોજો, ક્ષય, પાંડુરોગ, અમ્લપિત્ત અને પ્રસૂતા સ્ત્રીઓના તાવ, અતિસાર, સંગ્રહણી માથાનું દરદ અને સોજો મટાડે છે.

બધી કજ્જલીવાળી પર્પટીઓમાં પંચામૃતપર્પટી શ્રેષ્ઠ છે. પંચામૃતપર્પટી મધ્ય કોષ્ઠમાં પચનેન્દ્રિયને શક્તિ આપવાનું, આંતરડાંના દોષ નાશ કરવાનું અને જંતુઓનો નાશ કરવાનું એમ ત્રણ રીતે કામ કરે છે. પંચામૃતપર્પટીનું જુદાં-જુદાં સ્થાનોમાં વિયોજન થાય છે. ઉંડુક ( Cecum )માં થોડા ભાગનું શોષણ થવાથી ત્યાંના ઉપતાપનું શમન થાય છે. તેમજ કેટલોક ભાગ યકૃત અને પક્વાશયમાં શોષાઈ ફાયદો કરે છે. આમાંથી ખાસ કરીને તામ્રભસ્મ યકૃતમાં જઈ પોતાનું કામ કરે છે અને લોહભસ્મ પક્વાશયમાં સ્તંભક અને શક્તિ આપનારી અસર કરે છે. પારો, ગંધક અને લોહની અસર આંતરડાંની શક્તિ વધારવામાં થાય છે. અભ્રક શ્વસનેન્દ્રિય, શ્વાસવહ સ્રોત, શ્વાસવહ કેન્દ્ર, ધાતુપરિપોષણ ક્રમ અને મનોદેશમાં ફાયદો કરે છે.

પંચામૃતપર્પટી પિત્તપ્રધાન રોગોમાં પણ અપાય છે. કારણ કે તામ્ર પિત્તને બહાર કાઢે છે અને પિત્તનો પ્રતિબંધ દૂર કરે છે. જ્યારે પિત્તના સ્થાનની ગંદતાને લીધે સ્રાવ કે ઉત્પત્તિ ઓછી થઈ ગઈ હોય ત્યારે પંચામૃતપર્પટી

વધારે ફાયદાકારક છે. જૂની સંગ્રહણી, જૂનો ક્ષયજન્ય અતિસાર, જૂના અમ્લ-પિત્તથી ઉત્પન્ન થયેલ આમ અને લોહી વગરના અતિસારમાં દરદીની પ્રકૃતિ અનુસાર મઠા અથવા દૂધ સાથે આપવાથી રોગ જલદી મટી જાય છે.

. ક્ષયમાં થનારા જૂના અતિસાર અને જૂના સંગ્રહણીમાં પંચામૃતપર્પટી ઉત્તમ રીતે વપરાય છે. બહુ ક્ષીણ થઇ ગયેલા દરદીને સુવર્ણપર્પટી પણ અપાય છે. પણ સુવર્ણપર્પટી જ્યારે તાવ વધારે ન હોય અને માનસિક સ્થિતિ વિકૃત ન થઇ હોય, ત્યારે અપાય છે. માત્ર ક્ષયના વિષથી આંતરડાંમાં વિકૃતિ થઇ અતિસાર થયો હોય, એનાથી દરદી બહુ ક્ષીણ થઈ ગયો હોય અને બળ-માંસ ઘટી ગયાં હોય તો સુવર્ણપર્પટી સારી રીતે વપરાય છે. સુવર્ણપર્પટી ક્ષયના વિષનો નાશ કરનાર અને સ્તંભન કરનાર છે. એનામાં શોધન કરવાનો ગુણ બિલકુલ નથી. પંચામૃતપર્પટીમાં થોડો શોધન ગુણ રહેલો છે. આ ગુણ પણ કોમળ પ્રકૃતિવાળા પર દેખાય છે. માટે શોધનની જરૂર હોય ત્યારે પંચામૃત-પર્પટી અપાય છે.

નિર્જંતુક ક્ષયમાં પંચામૃતપર્પટીનું કામ વિષનો નાશ કરવાનું અને ધાતુ-પરિપોષણ ક્રમને વ્યવસ્થિત કરવાનું છે. આ કારણથી ફેફસાં, આંતરડાં અને યકૃત આ ત્રણ સ્થાનોમાંથી જ્યાં ક્ષય લાગુ પડયો હોય ત્યાં પોતાની અસર કરે છે. પણ જંતુઓના વિષથી ક્ષય થયો હોય તેમજ આખા શરીરમાં ફેલાઈ ગયો હોય, એને લીધે શરીર દૂબળું થઇ ગયું હોય, ખૂબ ઝાડા થતા હોય તો સુવર્ણ-પર્પટી આપવી જોઇએ. સુવર્ણપર્પટી ખાસ કરીને આંતરડાંના વિકારમાં અસર કરે છે અને પંચામૃતપર્પટી આંતરડાં, યકૃત અને ફેફસાં ત્રણેમાં અસર કરે છે.

સંગ્રહણી—અનુલોમ ક્ષય—નું કારણ યકૃતના પિત્તની ઉત્પત્તિ ઓછી થવી કે આંતરડાંમાં પિત્તનો સ્રાવ ઓછો થવો એ હોય, તો આ પર્પટી અપાય છે. જ્યારે સંગ્રહણીમાં ઝાડા સફેદ, બાજરીના લોટ મેળવેલા પાણી જેવા અને ગંધાતા થતા હોય, ઝાડો થતી વખતે કરાંજવું પડતું હોય અને માનસિક આઘાત લાગતાં રોગ વધી જતો હોય, તો પંચામૃતપર્પટી હિતકર છે. મોટા-મોટા ઝાડા, ક્ષયના જંતુ અને બળ અને માંસનો અભાવ વગેરે લક્ષણો હોય તો સુવર્ણપર્પટી આપવી જોઈએ.

**નોંધ**—શ્રી જાદવજી ત્રિકમજી આચાર્યે લખ્યુ છે કે આ પંચામૃતપર્પટીમાં અંગભસ્મ અને યશદભસ્મ ૨-૨ તોલા મેળવીને સપ્તામૃતપર્પટી બનાવી છે. આ પર્પટી પંચામૃતપર્પટી કરતાં વધારે ગુણકારી છે. આંતરડાંના ક્ષયમાં સપ્તામૃત-પર્પટી એકલી અથવા સુવર્ણપર્પટી સાથે મેળવીને આપવાથી વધારે ફાયદો થાય છે.

જો અમ્લપિત્તના રોગીને પર્પટી આપવી હોય તો જહરમોહરાપિષ્ટિ અને દ્રાક્ષાવલેહમાં મેળવીને આપવી જોઇએ. જઠરાગ્નિ બહુ જ મંદ હોય, આમાશયમાં પાચન બહુ ઓછું થતું હોય, તો પંચામૃતપર્પટી સાથે પપૈયાનું સત્ત્વ (Papain) અને જાતિફલાદિચૂર્ણ મેળવીને આપવું જોઇએ.

જો સંગ્રહણીના દરદીને ટાઢ વાઇ તાવ આવતો હોય, અશક્તિ બહુ આવી ગઇ હોય, પાચનશક્તિ પણ બહુ મંદ થઈ ગઈ હોય, તો પંચામૃતપર્પટી સાથે અભ્રકભસ્મ, સાતવીણનું ઘન, પપૈયાનું સત્ત્વ અને જાતિફલાદિ ચૂર્ણ મેળવીને આપવું જોઇએ.

વાતજન્ય સંગ્રહણીમાં તાળવામાં શોષ, ચક્કર આવવાં, ખૂબ અશક્તિ, કાનમાં ધમકારા થવા, એકે એક હાડકું દુખવું, શળ મારતી હોય તેવું દરદ, સ્વાદિષ્ટ ભોજનની ઇચ્છા થવી, આફરો ચઢવો, ફીણવાળો ઝાડો થવો વગેરે લક્ષણો થાય છે. આ રોગ પર પંચામૃતપર્પટી સંચળ મેળવેલા મઠા સાથે આપવી જોઇએ.

**બીજી વિધિ**—શુદ્ધ ગંધક ૮ તોલા, શુદ્ધ પારો ૪ તોલા, લોહભસ્મ ૨ તોલા, અભ્રકભસ્મ ૧ તોલો અને તામ્રભસ્મ ૬ માસા લઈ બધાને વિધિપૂર્વક મેળવી કજ્જલી કરી ઉપર મુજબની વિધિથી પર્પટી બનાવી લેવી. (ર. કા.)

**માત્રા**—૧ થી ૪ રતી દિવસમાં ૩ વાર કડાછાલ, પીપર અને મધ અથવા મધ અને ગાયનું ઘી અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી. ૧ રતીથી શરૂ કરી માત્રા ધીરે ધીરે વધારવી.

**ઉપયોગ**—આ પર્પટી વિવિધ પ્રકારની સંગ્રહણી, અરુચિ, દુષ્ટ અર્શ, ઊલટી, જૂનો અતિસાર, જ્વરાતિસાર, રક્તપિત્ત, ક્ષય વગેરે રોગોને મટાડે છે. આ પર્પટી વૃષ્ય, હૃદ્ય, આયુષ્યવર્ધક, વલિતપલિતનો નાશ કરનાર અને સર્વ-રોગનો નાશ કરનારી છે. અગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી નવા રોગની ઉત્પત્તિની શંકા જ નથી રહેતી.

પહેલી અને બીજી વિધિમાં ઔષધિઓ એક છે, પણ પ્રમાણમાં ફેર છે. સંગ્રહણીમાં જ્યારે યકૃત, બરોળ અને મૂત્રપિંડને વધારે શક્તિ આપવાની અને વધારે પિત્તસ્રાવ કરાવવાની જરૂર હોય ત્યારે પહેલી વિધિવાળી પર્પટી આપવી સારી છે. જ્યારે આની ઓછી જરૂર હોય અને હૃદયને શક્તિ અને ઉત્તેજન આપી કફ કઢાવવાની જરૂર વધારે હોય ત્યારે બીજી વિધિ પ્રમાણેની ઉપયોગી છે. આ રીતે, બીજા રોગો માટે પણ સહેજ ફેર પડે છે.

## (૮) પ્રાણદાપર્પટી

**વિધિ**—શુદ્ધ પારો, અભ્રકભસ્મ, લોહભસ્મ, નાગભસ્મ, બંગભસ્મ, મરી, શુદ્ધ વચ્છનાગ ૨–૨ તોલા અને શુદ્ધ ગંધક ૧૪ તોલા લેવો. પારા–ગંધકની કજ્જલી સાથે બાકીની ચીજો મેળવી લોઢાની કઢાઇમાં થોડા ઘી સાથે નાખી બોરડીના અંગારા પર મૂકવું. તેને સંભાળપૂર્વક લોઢાની સળીથી હલાવતા રહેવું. રસ થાય એટલે પ્રકરણની શરૂઆતમાં લખેલી વિધિ પ્રમાણે પર્પટી બનાવી લેવી. (નિ. ર.)

**માત્રા**—૧ થી ૩ રતી મધ અને પીપર અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી. સંગ્રહણીમાં માત્રા ૧ રતીથી શરૂ કરી ધીમે ધીમે વધારવી, પણ ૩ રતીથી વધારે ન આપવી; કારણ કે આ પર્પટીમાં હૃદયનું અવસાદન કરનાર વચ્છનાગ આવે છે.

**ઉપયોગ**—આ પર્પટી પાંડુરોગ, મરડો, સંગ્રહણી, જ્વરાતિસાર, ખાંસી, ક્ષય, પ્રમેહ અને મંદાગ્નિ મટાડે છે.

આ પર્પટી આમનું પાચન કરનાર, ઉષ્ણ, જંતુઘ્ન અને તાવ મટાડનાર છે, આમ અને કફને બાળી દે છે, અને નવી ઉત્પત્તિને રોકે છે. એ સેન્દ્રિય વિષને પરસેવો અને પેશાબ મારફત બહાર કાઢી નાખે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે તેમજ જ્વરાતિસાર, મરડો, કફજન્ય ખાંસી, ક્ષયમાં થનારો અતિસાર, મંદાગ્નિ અને કફ–પ્રમેહનો નાશ કરે છે.

આમાશયિક રસમાં જ્યારે લવણામ્લની ઉત્પત્તિ ઓછી થઇ જાય છે ત્યારે આમની ઉત્પત્તિ વધે છે. તે વખતે અપથ્ય ખોરાક, વધારે ખોરાક, લાંબા વખતે પચનાર ખોરાક અથવા જમ્યા પર ફરી ખાવામાં આવે તો આમ બહુ વધી જાય છે. પછી મળ સાથે થોડો થોડો આમ નીકળ્યા કરે છે અને કેટલોક આંતરડાંની અંદર ચોંટતો જાય છે. જ્યારે આંતરડાંમાં આમનો સંગ્રહ વધી જાય છે ત્યારે દ્રવ ભાગનું શોષણ બરાબર થઈ શકતું નથી. પછી દ્રવ વધી જવાથી આમાતિસારના કારણરૂપ બને છે. તે વખતે અરુચિ, ભૂખ ન લાગવી, વ્યાકુળતા, ઊબકા, ઊલટી (કોઈકને ખાટી ઊલટી) અને ઊંઘનો નાશ વગેરે લક્ષણો થાય છે. એવી સ્થિતિમાં પહેલાં દિવેલનો રેચ આપી આમને કાઢી નાખવો પડે છે, અને પછી આમની ઉત્પત્તિને રોકનાર અને અતિસાર મટાડનાર ઔષધિ અપાય છે. પરંતુ વારંવાર આહાર–વિહારમાં ભૂલ થવાથી રોગ જૂનો થઈ જાય છે, અને થોડા થોડા દિવસે—આમનો સંગ્રહ થાય એટલે—આક્રમણ થયા કરે છે. એવી સ્થિતિમાં છાશ લઇ શકે તેવા દરદીને છાશનો પ્રયોગ કરાવવામાં આવે છે, અને

પ્રાણુદાપર્પટી ચતુઃસમચૂર્ણ (લવંગ, જાયફળ, સૂંઠ અને ફુલાવેલો ટંકણખાર) સાથે આપવામાં આવે છે.

જો મોં આવેલું હોય, ખાટી ઊલટી અને દાહ વગેરે લક્ષણો હોય તો છાશનો પ્રયોગ નહિ પણ દૂધનો પ્રયોગ કરાવવો જોઇએ. જો પ્રવાહિકા હોય તો દૂધનો પ્રયોગ પણ દરદીથી સહન નથી થતો. એવી સ્થિતિમાં હલકા ખોરાક સાથે ઓછી માત્રામાં પ્રાણુદાપર્પટી ૨–૪ મહિના સુધી આપવામાં આવે છે. જમ્યા પછી જીરકાદ્યરિષ્ટ કે ચવિકાસવ બેમાંથી જે અનુકૂળ હોય તે એક અથવા બંને મેળવી આપવી જોઇએ. આમની ઉત્પત્તિમાં જલદી ફાયદો થાય એ માટે બની શકે તો પાણી ગરમ કરીને ઠંડું કરેલું પીવા કહેવું.

કેટલાક દરદીઓને આમસંગ્રહણી સાથે મરડો થાય છે. એથી પેટમાં ચળ મારી આમ સાથે થોડો થોડો ઝાડો થાય છે. એવી સ્થિતિમાં પ્રાણુદાપર્પટી સાથે કુટજાદિવટી મેળવીને આપવી જોઈએ. જમ્યા પછી કુટજારિષ્ટ આપવો જોઇએ અને છાશ કે બકરીનું દૂધ પણ આપતાં રહેવું જોઈએ.

જો પેટમાં સખ્ત દરદ થતું હોય, ઝાડામાં લોહી અને આમ બંને પડતાં હોય, તો પ્રાણુદાપર્પટી સાથે અફીણવાળી જાતિફલાદિ વટી (પ્રવાહિકા માટેની) થોડા થોડા પ્રમાણમાં મેળવી આપવી જોઈએ.

જો આમ સંગ્રહણી ૫–૭ વર્ષથી વધારે જૂની હોય, શરીરની શક્તિ બહુ ક્ષીણ થઇ ગઇ હોય, રસ, રક્ત વગેરે બધી ધાતુઓ ક્ષીણ થઈ ગઇ હોય અને રોગી વારંવાર અપથ્યનું સેવન કરતો હોય તો કોઇ પણ દવા ફાયદો કરી શકતી નથી. તો પણ અપથ્યના સેવનથી આશુકારી આમાતિસાર થયો હોય તો દિવેલથી પેટ સાફ કરી પ્રાણુદાપર્પટી ૪–૬ દિવસ આપવાથી રોગ મટી જાય છે.

## (૯) શીતલપર્પટી

વિધિ—સૂરોખાર તોલા ૨૦ અને શુદ્ધ ગંધકનો તેજાબ (Acid Sulphuric) ૨ તોલા લેવો. બંનેને એનેમલના એક વાસણમાં નાખી કોયલાના નિર્ધૂમ અંગારા પર મૂકવું. અગ્નિ ધીમો આપવો. અંદરની દવાને લોઢાની સળીથી સંભાળપૂર્વક હલાવવી. અને ગંધકનો ધુમાડો શ્વાસમાં ન જાય તેનું ધ્યાન રાખવું. જ્યારે ધુમાડો નીકળી રહે અને પાતળો ઘોળો રસ થઇ જાય ત્યારે વાસણને નીચે ઉતારી તેમાં જ પર્પટીને ચારે બાજુ ફેલાવી દેવી. ઠંડી પડ્યે પર્પટીને ઉખેડી લેવી. (શ્રી. પં. વંશીધરજી આયુર્વેદાચાર્ય)

**માત્રા**—૬ થી ૧૨ રતી સવારમાં જીરાના ચૂર્ણ સાથે આપી ઉપર પાણી પાવું. જરૂર હોય તો એક કલાક પછી બીજી માત્રા આપી શકાય છે.

ઉપયોગ—આ પર્પટી મૂત્રકૃચ્છ્ર કે બીજા કોઇ કારણથી થયેલા મૂત્રના

અવરોધને તરત દૂર કરે છે. તેમજ અમ્લપિત્ત, ઊલટી, પેટની શૂલ, મૂત્રપિંડની શૂળ, અજીર્ણ, યકૃતરોગ વગેરેમાં હિતકારક છે.

અમ્લપિત્તના દરદીને જમ્યા પછી હૃદયમાં શૂળ મારતી હોય તો આ પર્પટી જમ્યા પછી દિવસમાં ૨ વાર ઠંડા પાણી સાથે આપવી જોઇએ. આ પર્પટીના સેવનથી દૂષિત પિત્તનું રૂપાન્તર થાય છે, પેશાબ સાફ આવે છે અને દાહ, શૂળ અને બેચેની મટે છે.

આયુર્વેદના મત પ્રમાણે સૂરોખાર ઘણો જ ઉષ્ણ, તીક્ષ્ણ, અગ્નિ પ્રદીપ્ત કરનાર, દાહક, શોધક, વાયુનો નાશ કરનાર અને પિત્તકારક છે. તેમજ બરોળ, મૂત્રકૃચ્છ્ર, આંખોના રોગ, વાતરક્ત, કુંભકામલા, શ્વાસ, શૂળ, આફરો, પિટિકા વગેરેમાં હિતકારી છે.

ડૉક્ટર વસુ લખે છે કે થોડી માત્રામાં સૂરોખાર લાળ કાઢનાર, અગ્નિ પ્રદીપ્ત કરનાર, બળ આપનાર, શીતલ, રસાયન ( પરિવર્તક ), પિત્ત કાઢનાર અને ક્ષારનો નાશ કરનાર છે અને ભૂખ વધારે છે તથા શક્તિ લાવે છે. વધારે માત્રામાં લેવાથી સોજો અને દાહ-વિપક્રિયા ઉત્પન્ન કરે છે. પછી મોંની અંદર શ્લેષ્મકળા પીળી થઈ જાય છે.

સૂરોખારના આ ગુણ આ પર્પટીમાં રહેલા છે. માટે એને મોટી માત્રામાં ન વાપરવી જોઇએ.

## (૧૦) મલ્લપર્પટી ( પર્પટીરસ )

**વિધિ**—સફેદ રાળ ૧૬ તોલા અને સોમલ ૨ તોલા લેવો. પહેલાં લોઢાની કઢાઇમાં થોડું ઘી લગાડી રાળનો રસ કરી નીચે ઉતારી સોમલનું ચૂર્ણ મેળવવું. પછી પહેલાં કહેલી રીત મુજબ કેળના પાન પર નાખી દબાવી દેવું.

( સિ. ભે. મ. )

**માત્રા**—ાા થી ૧ રતી દિવસમાં ૨ વાર મધ સાથે આપવી.

**ઉપયોગ**—મલ્લપર્પટી કફજ્વર, તાવમાં ચક્કર આવવા, શ્વાસનો અવરોધ, કફવૃદ્ધિ અને હૃદયનો અવરોધ વગેરે રોગોને દૂર કરે છે.

આ પર્પટીમાં સોમલ આવે છે તે તીક્ષ્ણ અને ઉષ્ણવીર્ય છે અને ફેફસાં અને વાતવાહિનીઓ પર તેની ઉત્તેજક અસર થાય છે. એટલે જ્યારે જ્યારે વાતકફના પ્રકોપથી તાવ કે બીજા ઉપદ્રવો થતા હોય ત્યારે આ દવા સારું કામ આપે છે. વધારે વર્ણન મલ્લભસ્મમાં જોવું.

**સૂચના**—પિત્તપ્રકોપમાં આ ઔષધિ ન આપવી. તાવનો વેગ બહુ વધી ગયો હોય ત્યારે પણ ન આપવી. નહિ તો લોહીનું દબાણ વધી માથે લોહી બહુ

ચડી જશે અને બેશુદ્ધિ, ભ્રમ વગેરે લક્ષણો વધી જશે. માટે તાવ ઓછો થાય ત્યારે આપવી.

## (૧૧) અભ્રપર્પટી

**વિધિ**—અભ્રકભસ્મ ૧ ભાગ, શુદ્ધ પારો ૨ ભાગ અને શુદ્ધ ગંધક ૪ ભાગ લેવો. બધાને યથાવિધિ મેળવી કજ્જલી કરવી. પછી એક લોઢાની કડછીમાં થોડું ઘી નાખી તે કજ્જલી નાખી બોરડીના નિર્ધૂમ કોયલાનો મંદ અગ્નિ આપવો. કજ્જલીને સાવચેતીથી લોઢાની સળીથી હલાવતા રહેવું. રસ થાય એટલે પ્રકરણની શરૂઆતમાં લખ્યા પ્રમાણે કેળના પાન પર ફેલાવી પર્પટી બનાવી લેવી.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ થી ૩ વાર સૂંઠ, મરી, પીપર અને મધ સાથે આપવી.

**ઉપયોગ**—આ પર્પટી કફપ્રધાન કાસ, ક્ષયરોગમાં અતિસાર, ગર્ભિણીનો અતિસાર, સંગ્રહણી, શ્વાસ, અરુચિ, પાંડુરોગ અને બધી જાતના કફપ્રધાન રોગોનો નાશ કરે છે. ઘણીવાર આ પર્પટી લોહપર્પટી સાથે મેળવીને અપાય છે.

**સૂચના**—ખોરાક મધુર અને હલકો આપવો. ક્ષાર, ખટાશ, તીક્ષ્ણ પદાર્થ, વેંગણનું શાક અને દાળ ન લેવાં.

# ખરલીય રસાયન

પારાને રસ કહે છે. એટલે જે જે ઔષધિઓમાં પારો અથવા તેનું ખનિજ દ્રવ્ય હિંગળોક મેળવવામાં આવે છે, તે બધી રસ પ્રકરણમાં આવે છે અને તે બધા રસાયન કહેવાય છે.

પહેલા પ્રકરણમાં રસાયનોના બે વિભાગ—કૂપીપકવ અને પર્પટી—લખ્યા છે. એટલા માટે આ પ્રકરણનું નામ ખરલીય રસાયન રાખ્યું છે. પારાવાળી ઔષધિને જેમ વધારે ઘૂંટવામાં આવે છે તેમ પારાના પરમાણુઓ સૂક્ષ્મ બને છે અને જલદી ફાયદો થાય છે. પારાવાળી ઔષધિ લાંબા વખત સુધી ગુણકારી રહે છે અને થોડી માત્રામાં જલદી અસર કરે છે.

ઘણી ઔષધિઓ પારાવાળી ન હોવા છતાં પણ રસાયન જેવા ગુણવાળી હોવાથી તેઓને આ પ્રકરણમાં લીધી છે.

પારો, ગંધક અને ઝેરી વસ્તુઓને શુદ્ધ કરીને જ ઔષધિપ્રયોગમાં વાપરવી જોઇએ. ખાવા માટે આમલસારો ગંધક જ વાપરવો. ખાવામાં બનાવટી લાકડિયો ગંધક હિતકર નથી. ફટકડી અને ટંકણને ફુલાવીને વાપરવાં, હિંગને સેકીને ઉપયોગમાં લેવી.

ઔષધિ બનાવવામાં પારો, ગંધક, ભસ્મ અને કાષ્ટાદિક સાથે હોય તો પહેલાં પારા અને ગંધકને ૧૨ કલાક ખરલ કરી કજ્જલી કરવી. પછી ભસ્મો અને તે પછી ઝેરી વસ્તુઓ નાંખવી. છેવટે કાષ્ટાદિ વસ્તુઓનું વસ્ત્રગાળ ચૂર્ણ નાંખવું. શિલાજિત, અફીણ અને ગૂગળ સહેજ પાણીમાં નાખી એક રસ કરી મેળવવાં.

જો રસાયનના ગુણમાં વધારે કરવો હોય તો પારા અથવા કજ્જલીને રોગનું શમન કરનાર ઔષધિઓના ક્વાથ કે સ્વરસની ભાવના આપવી. પછી પ્રયોગ બનાવવો. એટલે જ્વર મટાડવા માટે જ્વરઘ્ન ઔષધિઓના ક્વાથની ભાવના, પિત્તપ્રકોપમાં પિત્તશામક, વાતવૃદ્ધિમાં વાતનાશક, કફશમન માટે કફનો સ્રાવ કરાવનાર, કુષ્ઠનો નાશ કરાવવા કુષ્ઠઘ્ન, અતિસાર મટાડવા ગ્રાહી, તેમજ મધુમેહ મટાડવા ગુડમાર, જાંબુની છાલ કે વડ વગેરે ઔષધિઓના ક્વાથની ભાવના આપવાથી તે તે રસાયનો જલદી ફાયદો કરે છે.

રસ, ગુટિકા વગેરે ઔષધિઓમાં જ્યાં ભાવના માટે વનસ્પતિનો તાજો રસ મળી શકે ત્યાં ઔષધિ સારી રીતે પલળે એટલો સ્વરસ નાંખી તે સુકાઇ જાય ત્યાં સુધી ઘૂંટવું. આને એક ભાવના કહે છે. જો સ્વરસ ન મળે તો જે વનસ્પતિના ક્વાથની ભાવના આપવી હોય તેને ભાવના આપવાની હોય ત્યારે

તેના સમાન વનૌષધિ લઇ તેમાં આઠગણું પાણી નાખી, ક્વાથ કરી, ⅛ રહે ત્યારે ભાવના આપવી. જો એટલા ક્વાથથી ઔષધિને બરાબર ભાવના ન અપાય તો ક્વાથની ઔષધિ બમણી લઈ ક્વાથ કરવો.

જ્યારે રસાયન કે કોઈ પણ ઔષધિ ખલમાં હોય અને ઘૂંટાતી ન હોય અથવા કે રાત્રે ઘૂંટવાનું બંધ રહે, ત્યારે મોટું કાર્ડબોર્ડ કે પાટિયું ઢાંકી દેવું જોઈએ. અને તે ઢાંકણની વચ્ચે દસ્તો ઊભો રહી શકે તેવડું કાણું કરાવવું. આ રીતે ઢાંકી રાખવાથી ઔષધિમાં બહારનો કચરો અને સૂક્ષ્મ જંતુઓ નહિ પડે. તે ઉપરાંત ભાવના માટે મેળવેલો રસ અમસ્તો સુકાઈ જઈ નકામા ક્ષારની વૃદ્ધિ નહિ કરે. દાખલા તરીકે સુવર્ણમાલિની વસંત ઘણા દિવસ સુધી ઘૂંટાય છે. એ ઔષધિવાળા ખલને રાત્રે ઢાંકવામાં ન આવે તો તેમાં લીંબુના રસનો ક્ષાર વધારે પ્રમાણમાં રહી જાય અને તેથી ઔષધિનો ગુણ ઓછો થઇ જાય. ભાવના માટે સાંજ સુધીમાં સુકાય એટલો જ રસ મેળવવો. વારંવાર વધારે રસ રહેવાથી ઔષધિઓમાં કેટલીક વિક્રિયા થાય છે. ઔષધિઓને ભાવના આપ્યા પછી ગોળીઓ બનાવી જ્યાં કચરો ન ઊડે તેવી જગ્યાએ છાંયડામાં સૂકવવી. સુકાઈ જાય એટલે સ્વચ્છ અને સારા દાટાવાળી શીશીમાં ભરી લેવી. જો ગોળીઓ લીલી ભરાશે તો ઔષધિમાં વિક્રિયા થઈ થોડા જ દિવસમાં તેમાંથી દુર્ગંધ આવશે, અને ઔષધિ બરાબર સુકાઇ ગયા પછી ખુલ્લી રાખવામાં આવશે તો તેમાંથી સત્ત્વાંશ ઊડી જઈ ઔષધિ થોડા જ મહિનામાં હીનવીર્ય થઈ જશે.

રસાયનવાળી ઔષધિઓ ઘૂંટવા માટે પાકા પથ્થરના ખલનો ઉપયોગ કરવો, લોખંડના ખલમાં ક્ષારવાળી ઔષધિઓ મેળવવાથી અથવા લીંબુ વગેરેના રસની ભાવના આપવાથી ઔષધિમાં લોઢાનો કાટ ઊતરશે.

### (૧) વિષ્મતાપહરણ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, તામ્રભસ્મ, સૂંઠ, મરી, પીપર અને અક્કલગરો આ વસ્તુઓ સરખે ભાગે લઈ ખરલ કરવી. પછી કારેલીના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી અડદના જેવડી ગોળીઓ વાળવી.

(આ. નિ. મા.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર જીરું અને સાકર ૬–૬ રતી લઈ તે સાથે પાણીમાં મેળવી આપવી.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતના વિષમજ્વર, જીર્ણજ્વર, પિત્તજ્વર, કફજ્વર અને વાતજ્વરને મટાડવામાં બહુ ઉપયોગી છે. ઘણા દિવસ સુધી એકસરખો રહેનારો તાવ થોડા જ દિવસમાં ચાલ્યો જાય છે. જેમાં શરદી રહેતી હોય તેવા નવા અને જૂના તાવમાં આ રસથી જલદી ફાયદો થાય છે. રસ, રક્ત,

માંસ વગેરેને આશ્રયે થઈ કુપિત થનાર અને જુદીજુદી જાતના ઉપદ્રવો કરનાર મુદતિયા તાવને આ રસાયન બધા ઉપદ્રવો સાથે થોડા જ દિવસમાં દૂર કરે છે, બરોળ અને યકૃતની વૃદ્ધિ મટાડે છે, કાચા આમને બાળી દે છે અને વિષમ-જ્વરના જંતુઓનો નાશ કરી તાવ મટાડે છે.

મલેરિયાના કેટલાક દરદીઓ વારંવાર ક્વિનીન લીધા કરે છે પણ તાવ મટતો નથી. ૪–૮ દિવસે ફરી ફરી મલેરિયા આવ્યા કરે છે. કોઈ કોઈને ક્વિનીન લેવાથી ઊંઘનો નાશ, પેશાબ ઓછો ઉત્પન્ન થવો, ગભરામણ, લોહીનો સ્રાવ વગેરે થાય છે. એવા દરદીઓને આ રસાયનથી ફાયદો થાય છે.

એલોપથીમાં ક્વિનીન મલેરિયાની સર્વોત્તમ ઔષધિ મનાય છે. પણ લોહીનું દબાણ વધારે રહેતું હોય, મૂત્રપિંડના સોજા અને પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને ક્વિનીન ન આપવું જોઈએ. કારણ એવી સ્થિતિમાં ક્વિનીન આપવાથી તાવ ૧૦૫° સુધી વધી જાય છે અને તેથી બહુ જ વ્યાકુળતા, ઊંઘનો નાશ, હૃદયમાં ધબકારા, ઊબકા, આમાશયમાં પિત્ત ખાટું થઈ ઉષ્ણ થઈ જવું, ખાટી ખાટી ઊલટી થવી, ઊલટી વખતે ગળામાં બળતરા થવી, આંખમાં પાણી આવી જવાં, પેશાબમાં બળતરા થવી, દિવસે પેશાબ અટકવો અને રાત્રે થોડો થોડો થતો રહેવો, તરસ ખૂબ જ લાગવી, મોં કડવું રહેવું વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. એવી સ્થિતિમાં તરત સૂતશેખર અને પ્રવાલપિષ્ટિ આપવાથી વ્યાકુળતા શમી જાય છે. પછી બીજા દિવસથી તાવ માટે સપ્તપર્ણઘનાદિવટી કે વિશ્વતાપહરણ રસ બેમાંથી એક ઔષધિ આપવી જોઈએ. હૃદયનું સ્પંદન તીવ્ર હોય અથવા ઉત્તેજક ઔષધિ આપવાથી ગતિ વધતી હોય તેવા દરદીઓને સપ્તપર્ણઘનાદિવટી પણ નથી આપી શકાતી, કારણ તેમાં ઝેરકોચલાં આવે છે.

બહુ ઉગ્ર નહિ અને ધીમે ધીમે સ્થિર કામ કરે તેવી ઔષધિ વિશ્વતાપ-હરણ રસ છે. આ રસાયન શરૂ કરવાથી તે જ દિવસે સંતાપ ઓછો થાય છે, ઊંઘ આવે છે, મન પ્રસન્ન થાય છે અને દરદીને વિશ્વાસ બેસી જાય છે કે આ દવા મને ફાયદો કરશે. પછી ૨–૪ દિવસમાં તાવ મટી શરીર સ્વસ્થ બની જાય છે.

પરહેજમાં અમે દરદીને સવાર સાંજ દૂધ પીવા આપીએ છીએ અને બપોરે મોસંબી આપીએ છીએ. ઝાડો સાફ થતો હોય તો મોસંબીનો રસ, નહિ તો મોસંબી જ આપીએ છીએ.

## (૨) શીતભંજી રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, તામ્રભસ્મ, સૂંઠ, મરી અને પીપર સરખે ભાગે લઈ મેળવવું. પછી તેને ચિત્રકના મૂળના ક્વાથની ૩,

આદાના રસની ૭, અને પાનના રસની ૩ ભાવનાઓ આપી મરી જેવડી ગોળીઓ વાળવી. (આ. નિ. મા.)

**માત્રા**—૧ થી ૨ ગોળી આદુના રસ અને મધ અથવા પાણી સાથે ૩ વાર આપવી.

**ઉપયોગ**—આ રસાયન કફજ્વર, શીતાંગજ્વર, ત્રિદોષ, સતતજ્વર વગેરેને મટાડે છે. કફ અને શરદીને દૂર કરી ૧૫-૨૦ મિનિટમાં શરીર ગરમ કરે છે, તે ઉપરાંત સતત રહેતા તાવમાં દિવસમાં ૩ વાર પાણી સાથે આપવાથી તાવ મટાડી શરીર ઠંડું પાડે છે.

વિશ્વતાપહરણ રસ કરતાં આ રસાયનમાં ચિત્રકમૂળ વગેરે દીપન ઔષધિઓની ભાવનાઓને લીધે આમનું શોષણ કરવાનો ગુણ વધારે પ્રમાણમાં છે. શીતભંજી રસ નાડીઓમાં ભરેલા કફ (મલ)ને જલદી દૂર કરે છે અને પાચનક્રિયા સુધારે છે. સન્નિપાતના ઘેનમાં આ રસ સૂંઘાડવા માટે ઉપયોગી છે.

મલેરિયાના કેટલાક દરદીઓથી ક્વિનીન સહન નથી થતું. એમને ક્વિનીન આપવાથી લોહીના દબાણમાં વધારો, ઊંઘનો નાશ, નાકમાંથી લોહી પડવું, આંખોમાં લાલાશ, પેશાબ અટકવો, બહેરાપણું અને ગભરામણ વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. એવાઓને શીતભંજી રસ આપવો જોઈએ. જો કે ક્વિનીન આપવાથી મલેરિયાના જંતુઓ જલદી નાશ પામે છે. આ રસાયનથી એટલો જલદી ફાયદો થતો નથી, તો પણ આ રસ અંદરની શક્તિ વધારે છે અને લોહી વગેરે ધાતુઓને નિર્વિષ બનાવે છે. આ કામ ક્વિનીનથી નથી થતું.

આ રસાયનમાં તામ્રભસ્મ હોવાથી યકૃત અને બરોળ પર વધારે અસર કરે છે. યકૃત અને બરોળ વધેલાં હોય તો વૃદ્ધિ ઓછી કરે છે અને પિત્તનો સ્રાવ યોગ્ય પ્રમાણમાં થવા માંડે છે. એથી આંતરડાંમાં રહેલા જંતુઓ અને આમવિષનો નાશ થઈ આંતરડાં શુદ્ધ થાય છે. પછી તાવ સહેલાઈથી મટે છે. કફજ્વર આવવાથી કફની વૃદ્ધિ, પવન સહન ન થવો, રૂંવાડાં ઊભાં થઈ જવાં, ભૂખ ન લાગવી, ચામડી ચીકણી થઈ જવી, જીભ પર મેલની સફેદ છારી બાઝી જવી. માથું ભારે થઈ જવું, છાતીમાં ગભરામણ, શરીરમાં જડતા, આળસ, ઊબકા, ઊંઘ ખૂબ આવવી, હાડકાંમાં ફાટ ચાલવી, કબજિયાત વગેરે લક્ષણો થાય છે. એની પર આ રસાયન જલદી અસર કરે છે. આ રીતે કફપ્રધાન સન્નિપાતમાં પણ આ રસાયનના સેવનથી સારો ફાયદો થાય છે.

**નોંધ**—જ્યારે માથામાં લોહીનું દબાણ, આંખોમાં લાલાશ, તાવ ૧૦૪° અથવા એથી વધારે, બહુ જ પરસેવો થવો, દાહ, ખૂબ તરસ લાગવી, ગભરામણ, અને નાડી બહુ જલદી ચાલવી વગેરે લક્ષણો હોય, ત્યારે બની શકે ત્યાં સુધી આ

રસાયન ન વાપરવું જોઇએ. એ સ્થિતિમાં સૂતશેખર વધારે હિતકર છે.

વૈદ્યરાજ શ્રી. પં. કાંતિલાલજી આચાર્ય આ રસાયન ઘણાં વર્ષથી મોટા પ્રમાણમાં વાપરે છે. તેઓ આ રસાયન બનાવતી વખતે પારાના વજન જેટલો ફુલાવેલો ટંકણખાર પણ મેળવી લે છે. ટંકણખાર મેળવવાથી જંતુઘ્ન અને શોધનગુણમાં વધારો થાય છે. તેઓ હંમેશાં ઘણા દરદીઓ પર સફળતાપૂર્વક આ રસાયન વાપરે છે. એમને જે ખાસ અનુભવ મળ્યો છે તે અહીં ટૂંકમાં આપીએ છીએ.

એક ૫૦ વર્ષની સ્ત્રી કે જેને ૧૫ વર્ષથી વારંવાર ગાંડપણ આવતું હતું અને મન અસ્વસ્થ રહેતું હતું, તે અકસ્માત્ બેશુદ્ધ થઈ ગઇ. શરીર ઠંડું પડી ગયું હતું, કાંઇ પણ ભાન ન હોતું, અને ૧૦–૧૫ મિનિટે તાણ આવતી હતી. એવી સ્થિતિમાં દર બે કલાકે શીતભંજી રસની ૬ માત્રા આપવાથી તે શુદ્ધિમાં આવી ગઈ. પછી ૩ દિવસ રોજ ૩ વખત આપવાથી તે સ્વસ્થ થઈ ગઈ અને તાણ અને માથાની ફરિયાદ દૂર થઇ.

એક હૃદયરોગજન્ય શ્વાસ ( Cardiac Asthma ) એટલે કે હૃદયના રોગથી ઉત્પન્ન થયેલા શ્વાસના અવરોધના દરદીને જોયો. એને યકૃત અને બરોળની વૃદ્ધિ અને પાંડુતા પણ હતી. તેમજ કેટલાક વખતથી કબજિયાત, ઊંઘ અને ભૂખનો નાશ પણ થયેલ હતો. એક અનુભવી વિદ્વાન ડૉક્ટર અને એક વિદ્વાન વૈદ્ય એની ચિકિત્સા કરતા હતા. બંનેનો મત એવો હતો કે દરદી ૧૨ કલાકથી વધુ વખત નહિ જીવી શકે. એવી ભયંકર સ્થિતિમાં શીતભંજી રસ આપવામાં આવ્યો. થોડા જ વખતમાં દરદીને ઊંઘ આવી અને ૧૦ મિનિટ પછી જાગ્યો. પછી ઝાડો પણ થયો. બીજા દિવસથી ૧૫ દિવસ સુધી સવાર સાંજ શીતભંજી રસ આપવામાં આવ્યો. પરિણામે શ્વાસનો અવરોધ, કબજિયાત, ઊંઘ અને ભૂખનો નાશ ચારે ફરિયાદ દૂર થઇ અને યકૃત અને બરોળને પણ ફાયદો થયો.

ડબલ ન્યુમોનિયામાં બંને ફેફસાં દૂષિત થઇ ગયેલા એક દરદીને જોયો. એની ચિકિત્સા વિલાયત પાસ થયેલા ચાર ડૉક્ટરની સલાહથી થતી હતી. એમણે દરદીને ઑક્સિજન પર રાખ્યો હતો. એટલે કે હંમેશાં ઑક્સિજન શ્વાસમાં આપવામાં આવતો હતો. તો પણ સ્થિતિ વધારે ને વધારે ખરાબ થતી જતી હતી. લાંબો વખત ચત્તા સૂઇ રહેવાથી શય્યાવ્રણ ( Bed–Sore ) થઇ ગયા હતા. છાતી પર ટરપેન્ટાઇન માલિસ કરવાથી ઉપરની ચામડી ઊખડી ગઈ હતી. એવી સ્થિતિમાં રોગ એકદમ વધ્યો. ડૉક્ટરોએ આશા છોડી દીધી હતી. એમણે મસ્તિષ્કકલા પ્રદાહ ( Meningitis ) થયો હોવાનો નિર્ણય

આપ્યો. પેશાબમાં લોહી આવતું હતું, દરદી બેશુદ્ધ હતો, ધીમો ધીમો બકવાટ કરતો હતો અને બેશુદ્ધિમાં પાતળા ઝાડા થતા હતા. એવી અંતિમ સ્થિતિમાં શીતભંજી મધ સાથે દિવસમાં ૨ વાર આપવાનો શરૂ કર્યો. પરિણામે રોગી થોડા જ દિવસમાં સ્વસ્થ થઇ ગયો.

૧૮ વર્ષની ઉંમરના એક યુવકને તાવ આવતો હતો. શરીરની ગરમી ૧૦૩° થી ૧૦૪°, મગજ પર લોહીનું દબાણ, ખૂબ બકવાટ, ઊઠી ઊઠીને નાસવું, મારવું, નાસી જવા માંડવું, કબજિયાત, પરિચિત માણસોને ન ઓળખવા વગેરે પિત્તપ્રધાન લક્ષણો હતાં. અને શીતભંજી રસની ૨ માત્રા આપવાથી બકવાટ વગેરે ત્રિદોષપ્રકોપનાં લક્ષણો મટી ગયાં.

એક યકૃત–પ્રદાહનો દરદી કે જેને પહેલાં ઉપદંશ થયો હતો તેને કોલેરા જેવા ઝાડા–ઊલટી, કમળો, પેટના દરદ, તાવ, સળેખમ વગેરે ઉપદ્રવો પણ થયા હતા. એને આરોગ્યવર્ધિની (નં. ૧) અને શીતભંજી રસ મેળવીને દિવસમાં ૨ વાર આપવામાં આવતો હતો. ૫ દિવસમાં બધા ઉપદ્રવો સાથે યકૃતનો પ્રદાહ મટી ગયો. માત્ર ઉપદંશનું વિષ લોહીમાં રહ્યું હતું.

એક સ્ત્રીને મુંબઇના સૂતિકાગૃહમાં ધીરે ધીરે તાવ આવવા માંડ્યો. ૧૦ દિવસ પૂરા થતા તાવ ૧૦૪° થી ૧૦૫° સુધી વધી ગયો. ઉન્માદ, પાંડુતા ઊંઘ ન આવવી, આખા શરીરે સોજો અને કફનો પ્રકોપ વગેરે લક્ષણો દેખાત હતાં. એવી સ્થિતિમાં સૂતિકાગૃહમાંથી રજા આપવામાં આવી. વિદ્વાન ડોકટરો એ આશુકારી રાજયક્ષ્મા હોવાનો મત આપ્યો. એવી કષ્ટસાધ્ય સ્થિતિમાં દેવદાર્વ્યાદિ કવાથ સાથે શીતભંજી રસ આપવો શરૂ કર્યો. એક અઠવાડિયામાં કફપ્રકોપનાં બધાં લક્ષણો અને સોજા સાથે તાવ મટી ગયો. માત્ર ઉન્માદ, પાંડુતા અને અશક્તિ રહ્યાં હતાં. પછી દશમૂળ કવાથ સાથે સ્મૃતિસાગર રસ આપવાથી અને હૃદય પૌષ્ટિક દવાઓ આપવાથી તે સ્ત્રી ૪૦ દિવસમાં સ્વસ્થ થઈ ગઇ.

શ્રી. પં. કાંતિલાલજી આચાર્યના મત પ્રમાણે આ રસાયન મુખ્યત્વે વાત અને કફ અને ગૌણ રીતે પિત્તના પ્રકોપ પર સારું કામ કરે છે. આ રસન સેવનથી શાંત ઊંઘ આવે છે તથા ઉન્માદ અને બકવાટ મટી જાય છે. એનાથી પચનસંસ્થામાં રહેલા આમનું પચન થાય છે અને દસ્ત થઇ પેટ સાફ થાય છે. આ રીતે મૂત્રનો અવરોધ અને આફરો હોય તો તે પણ મટે છે. રક્તમાં એકત્ર થયેલ વિષને બાળી તાવ મટાડે છે. સૂતિકાને વાયુનો પ્રકોપ થઇ ઉન્માદ થયો હોય તો તેને પણ મટાડે છે.

દરરોજ આવનારા વિષમજ્વરમાં સુદર્શનના કવાથ સાથે શીતભંજી રસ આપવાથી ક્વિનીન માફક નુકસાન નથી થતું અને આમનું પચન થઈ તાવ મટે છે.

અપચાથી આવેલો તાવ એક જ દિવસમાં મટે છે. સળેખમ સાથેના તાવ–ઇન્ફ્લુએંઝામાં બનફશાના શરબત સાથે આ રસાયન આપવાથી તરત પોતાનો ગુણ બતાવે છે. તાવમાં દરદીને લંઘન કરાવવું જોઇએ.

કફપ્રધાન શ્વાસમાં થનારી ગભરામણ દૂર કરવા માટે આ રસ વપરાય છે. આક્ષેપકના વારંવાર હુમલા આવતા હોય ત્યારે ૨–૨ કલાકે આ રસની ૩–૪ માત્રા આપવાથી હુમલો અટકે છે. નાકમાં પથરી, સળી, લાકડાની કચ્ચર વગેરે પેસી જાય ત્યારે શીતભંજી રસ સુંઘાડવાથી ૨–૪ છીંકો આવી તે વસ્તુ બહાર નીકળી આવે છે. સન્નિપાતના ઘેનમાં શીતભંજી રસનું નસ્ય આપવાથી થોડા જ વખતમાં શુદ્ધિ આવે છે. આ રીતે આ રસાયન બીજા રોગ પર પણ વપરાય છે.

ઉપરના અનુભવ મુજબ બીજી ઔષધિઓનું વર્ણન કરવામાં આવે તો સામાન્ય જ્ઞાનવાળા ચિકિત્સકોને બહુ સહાય મળે છે. પણ પુસ્તકનું કદ વધી જાય એ ઠીક નહિ હોવાથી એમ નથી કરી શકતા.

**બીજી વિધિ**—બંગભસ્મ, નાગભસ્મ, શુદ્ધ પીળો સોમલ, શુક્તિભસ્મ અને શુદ્ધ મોરથૂથુ આ પાંચ ઔષધિઓ સરખે ભાગે લઈ, કારેલીના પાનના રસની ૭ ભાવના આપી મગ જેવડી ગોળીઓ વાળવી. **(ર. કા.)**

**માત્રા**—૧–૧ ગોળી જીરું અને સાકર સાથે અથવા બીજા અનુપાન સાથે આપવી. અમુક પાળીએ આવતા તાવમાં તાવ આવતા પહેલાં ૬ કલાક પહેલાં એક માત્રા અને ૩ કલાક પહેલાં બીજી માત્રા આપવી. જીર્ણજ્વરમાં દૂધ સાથે ગોળી ગળાવવી.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતના વિષમજ્વર, સંતત, સતત, એકાંતરિયો, તરિયો, ચોથિયો તાવ, શીતજ્વર, જીર્ણજ્વર, કફ, શ્વાસ, આમ, મંદાગ્નિ આ બધાને મટાડે છે. આ ઔષધિથી ઘણા દિવસથી આવનારો અને વારંવાર ઊથલો મારનારો તાવ પણ મટી જાય છે.

### (૩) સૂતરાજ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ અને ફુલાવેલો ટંકણખાર દરેક ૧–૧ તોલો લેવો. બધાને એક દિવસ ખલમાં ઘૂંટી ધતૂરાનાં બીજ અને વછનાગના ઉકાળાની ૩–૩ ભાવના આપવી. પછી સૂંઠ, મરી અને પીપરના ક્વાથની પાંચ ભાવના આપી અડદના જેવડી ગોળીઓ વાળવી. આ ઔષધિને 'મૃતપ્રાણદાયી સૂતરાજ' પણ કહે છે. **(ર. યો. સા.)**

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે, આદુનો રસ અને સાકર સાથે અથવા તુળસીના રસ સાથે આપવી. તાવ સાથેના અતિસારમાં નાગરમોથના ઉકાળા સાથે, સંગ્રહણી અને અર્શમાં મધ અને સાકર સાથે, વાયુના

કોપમાં સૂંઠ, મરી, પીપર અને ચિત્રકમૂળના ઉકાળા સાથે, અને કંપવાત, અવબાહુક, એકાંગવાત, અપસ્માર અને ઉન્માદમાં ધતૂરાનાં બીજ નંગ ૫ અને સાકર સાથે આપવી.

ઉપયોગ—આ રસાયન શીતાંગ સન્નિપાત, કફજ્વર, વાતજ્વર, વાતશ્લેષ્મ, ફુફ્ફુસસંનિપાત, સળેખમ, કફના પ્રકોપથી થનારા બધા રોગો, જ્વરાતિસાર, આમાતિસાર, નવી કફપ્રધાન સંગ્રહણી, અર્શ, કંપવાત, અવબાહુક, એકાંગવાત, અપસ્માર અને ઉન્માદને નાશ કરવામાં ઉપયોગી છે.

આ રસાયનના સેવનથી નાડીઓમાં ભરાયેલો કફ અને આંતરડાંમાં રહેલા આમનું શોષણ થાય છે; મળમૂત્રનો અવરોધ દૂર થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે; અને તેથી આમાશય, ફેફસાં, આંતરડાં અને મૂત્રાશય શુદ્ધ થઇ પોતાની ક્રિયાઓમાં નિયમિત થઇ જાય છે.

આ રસના સેવનમાં દૂધ, ખીર, દહીંના પદાર્થો, મઠો, ચોખા અને સાકર વગેરે પદાર્થો પથ્ય ગણાય છે. તોપણ રોગ અને દરદીની પ્રકૃતિનો વિચાર કરી ભોજન આપવું.

**સૂચના**—આ રસાયનમાં વછનાગની માત્રા વધારે છે, માટે નબળા હૃદયવાળાઓને આ રસાયન ન આપવું જોઇએ. વછનાગ હૃદયની ગતિને શિથિલ કરે છે.

## (૪) કસ્તૂરીભૈરવ રસ

વિધિ—શુદ્ધ હિંગળોક, શુદ્ધ વછનાગ, ફૂલવેલો ટંકણખાર, જાવંત્રી, જાયફળ, મરી, પીપર અને કસ્તૂરી સરખે ભાગે લેવાં. પહેલાં કસ્તૂરી સિવાયની બાકીની વસ્તુઓ મેળવી, બ્રાહ્મીના ક્વાથમાં ૩ દિવસ ઘૂંટવું. પછી તેમાં કસ્તૂરી નાખી, નાગરવેલના પાનના રસમાં ૩ કલાક ઘૂંટી, મરી જેવડી ગોળીઓ વાળવી. મૂળ ગ્રંથકાર ભાવના આપવાનું લખતા નથી, પણ અમને અનુકૂળ લાગવાથી એટલું વધાર્યું છે. (ર. રા. સું.)

**નોંધ**—આ રસાયનના પાઠમાં મુંબઇના સુપ્રસિદ્ધ કવિરાજ આયુર્વેદમાર્તંડ શ્રી જાદવજી ત્રિકમજી આચાર્ય 'કપૂર' મેળવે છે. કપૂર નાખવાથી પ્રયોગ વધારે અસરકારક બને છે. કસ્તૂરીભૈરવ ખાસ કરીને શરીર ઠંડું હોય ત્યારે અપાય છે. કપૂર મેળવવાથી કસ્તૂરી અને હિંગળોકની અસર વધારે થાય છે. પરિણામે શરદી તરત મટી જઈ ઉત્તેજના આવી જાય છે, અને હૃદય નિયમિત રીતે કામ કરવા માંડે છે.

**માત્રા**—૨ થી ૩ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન જ્વરની તરુણ અવસ્થામાં આમના પાચન માટે અને તાવના શમન માટે આપવામાં આવે છે. આ ઔષધિના સેવનથી ૧૪ દિવસનો મુદતિયો તાવ, પ્રલાપક સન્નિપાત, ૨૧ દિવસનો મુદતિયો તાવ અને આંત્રિક સન્નિપાતમાં રોગીની શક્તિ ટકી રહે છે અને મુદતે તાવ મટી જાય છે. જેમની જીવવાની આશા મૂકી દીધી હોય તેવા મોતીઝરાના ઘણા દરદીઓ બ્રાહ્મીના ક્વાથ સાથે આ ઔષધિ આપવાથી સુધરી ગયા છે. આ રસાયન નાજુક પ્રકૃતિવાળા રોગી અને બાળકોને પણ હિતકર છે. કફ અને વાતપ્રધાન સન્નિપાતમાં બકવાટ, શરદી, નિદ્રાનાશ અને વાયુના પ્રકોપને શમાવવામાં પણ સારું કામ આપે છે.

સુવાવડીના ધનુર્વાત, કંપ, દાંત બંધાઈ જવા, શ્વાસ, કાસ, અને હૃદયાવરોધને મટાડે છે. હિસ્ટીરિયા, અપસ્માર, ઉન્માદ અને મૂર્છામાં પણ મગજને શાંત રાખે છે અને હૃદયને બળવાન બનાવે છે.

### (૫) સૂચિકાભરણ રસ

**વિધિ**—રસસિંદૂર, શુદ્ધ સર્પવિષ અને કસ્તૂરી આ ત્રણે સરખે વજને લઇ, મેળવી, ધતૂરાના રસમાં ૧૨ કલાક ઘૂંટી સૂકવી ચૂર્ણ કરી લેવું.

(૨. યો. સા.)

**ઉપયોગ**—સોયની અણી પર સહેજ ($\frac{1}{16}$ રતી) લઈ માથા પરના વાળ કાઢી નાખી, લોહી કાઢી, તેમાં લગાડી આપવાથી અને તેટલા જ પ્રમાણમાં સાકર સાથે ખાવા આપવાથી સન્નિપાત ને બેભાન અવસ્થા અને ઇંદ્રિયોની શૂન્યતા એકદમ મટી જાય છે.

**સૂચના**—જો રોગીને દાહ લાગે તો સાકર નાખેલું દૂધ અથવા શરબત પાવું.

### (૬) જ્વરકેસરીવટી

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, સૂંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળાં અને શુદ્ધ નેપાળો—આ દરેક સરખે ભાગે લઇ, ભાંગરાના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ૨.)

'નિઘંટુરત્નાકર'માં ભાંગરાની ભાવનાને બદલે કૂબાના રસની ભાવના આપવાનું લખ્યું છે. તાવ મટાડવા માટે તે વધારે સારી પડે છે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર ૫ થી ૭ મરી સાથે લેવી, અને ઉપર ઘૂંટડો પાણી પીવું. બાળકોને સરસવની બરોબર આપવી.

મૂળ ગ્રંથમાં જુદાંજુદાં અનુપાનો લખ્યાં છે, પણ બધી જાતના તાવમાં નારિયેળનું પાણી, પિત્તજ્વરમાં સાકર, સન્નિપાતમાં મરી અને દાહજ્વરમાં પીપર અને જીરા સાથે આપવી.

**ઉપયોગ**—જ્વરકેસરી રસ બધી જાતના નવા તાવ, વાતજ્વર, પિત્તજ્વર, દાહજ્વર, વિષમજ્વર, સન્નિપાત, ભૂતાનુબંધયુક્ત જ્વર, બરોળની વૃદ્ધિથી આવનારા જ્વર, બધી જાતના પિત્તપ્રધાન કુષ્ઠરોગ, ગુલ્મ, કબજિયાત, મંદાગ્નિ, અજીર્ણ સોજા, શૂળ અને સર્વ પ્રકારના પિત્ત અને રક્તદોષને મટાડે છે.

ઘણુંખરું ઘણી જાતના તાવ કબજિયાત થવાથી ઉત્પન્ન થાય છે. કબજિયાત થવાથી આમ અને સેન્દ્રિય વિષની વૃદ્ધિ થાય છે. પછી આમ અને વિષને બાળવા માટે જીવન સંરક્ષક શક્તિ ગરમી વધારે છે. એને શાસ્ત્રકારોએ જ્વર નામ આપ્યું છે. આ જ્વરના પ્રકૃતિ અને લક્ષણોના ભેદથી જુદાજુદા પ્રકાર થાય છે. વાતજ, પિત્તજ, કફજ કે ત્રિદોષજ ગમે તે જાતનો તાવ હોય પણ કબજિયાત તેનું કારણ હોય તો પછી બધાના મૂળ કારણરૂપ કબજિયાત દૂર કરવા માટે અને તાવ મટાડવા માટે આ નિર્ભય ઔષધિ છે.

**સૂચના**—આ ઔષધિ બાળક, યુવાન અને વૃદ્ધ સર્વને આપી શકાય છે. માત્ર ગર્ભિણી સ્ત્રી અને અતિસારના દરદીને ન આપવી.

### (૭) નારાયણ જ્વરાંકુશ રસ

**વિધિ**—શુદ્ધ સોમલ, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ, શુદ્ધ વછનાગ, શુદ્ધ ધતૂરાનાં બી, કોડીભસ્મ, ફુલાવેલો ટંકણખાર, ભાંગ, સૂંઠ, મરી અને પીપર સરખે ભાગે લેવાં. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરવી પછી તેમાં સોમલ મેળવવો. સોમલ બરોબર મળી જાય પછી હરતાલ નાખવી. અર્ધો કલાક ઘૂંટયા પછી વછનાગ ઉમેરવો. અને પછી બાકીની વસ્તુઓ મેળવી આદાના રસમાં ૩ દિવસ ઘૂંટી જુવારના દાણા જેવડી ગોળીઓ વાળવી.

(યો. ર.)

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ ઠંડી લાગી આવનારા બધી જાતના વિષમજ્વર, સન્નિપાત, જૂના તાવ અને કોલેરાનો નાશ કરે છે. બધી જાતના કફપ્રધાન અને વાતપ્રધાન જ્વરમાં આ રસાયન વપરાય છે.

**સૂચના**—આ ઔષધિમાં સોમલ છે માટે ખાવામાં અપથ્ય ન આપવું. જૂનો તાવ હોય તો ઘી અને દૂધ જરૂર આપવાં. નવા તાવમાં દવા આપી કપડું ઓઢાડી દેવાથી પરસેવો થઈ તાવ ઊતરી જાય છે. ગ્રીષ્મ અને શરદ્‌ઋતુમાં પિત્તપ્રકૃતિવાળાને અને જ્વરના તીવ્ર વેગમાં આ રસ ન આપવો.

### (૮) મહાજ્વરાંકુશ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને શુદ્ધ વછનાગ દરેક ૧-૧ ભાગ, શુદ્ધ ધતૂરાનાં બી ૩ ભાગ અને સૂંઠ, મરી અને પીપર દરેક ૨-૨ ભાગ લઈ,

વિધિ પ્રમાણે મેળવી, આદુંના રસ અને લીંબુના રસની એક એક ભાવના આપી એક એક રતીની ગોળીઓ વાળવી. (બ. રા.)

**માત્રા**—૧-૧ રતી દિવસમાં ૨ વાર આદુના રસ અને મધ સાથે આપવું.

કફપ્રધાન જ્વરમાં મહાજ્વરાંકુશ, શૃંગભસ્મ, કફકુઠાર અને નવસારને મેળવી દિવસમાં ૩ વાર આપવું અને ઉપર પિપ્પલ્યાદિ ક્વાથ પાવો.

**ઉપયોગ**—આ રસ વાતજ્વર, બધી જાતના વિષમજ્વર, રોજ આવનારા એકાંતરિયા, તરિયા અને ચોથિયા તાવનો નાશ કરે છે. તેમ જ સન્નિપાતનું પણ શમન કરે છે. ઠંડી લાગ્યા સિવાય આવનારા, લાગલગાટ રહેનાર અને વધઘટ થતા તાવમાં પણ આ રસાયન બહુ ઉપયોગી છે. તાવ સાથેનું અજીર્ણ, પાતળા ઝાડા, પેટમાંનો દુખાવો અને આફરો મટાડે છે. જૂના સંધિવામાં આ રસ ફાયદાકારક છે. આ રસ વેદનાશામક, સહેજ સ્વેદલ અને પાચક છે.

અજીર્ણ અથવા અપથ્ય ભોજનથી પચનસંસ્થાની વિકૃતિ થઇ ઉત્પન્ન થયેલા તાવમાં આ રસાયન ઉત્તમ અસર કરે છે. ખાસ કરીને આ ઔષધિ વેદના સહન ન કરી શકે તેવા ચંચળ પ્રકૃતિના દરદીને આપવામાં આવે છે.

આખા અંગમાં કંપ, જ્વરનો વેગ સરખો ન હોવો, ઊંઘ ન આવવી, વારંવાર છીંકો આવવી, શરીર અકડાઈ જવું, હાથપગ ફાટવા, સાંધેસાંધામાં વેદના થવી, માથું અને કપાળના ભાગમાં દરદ થવું, મોંમાં ફિક્કાશ આવી જવી, કબજિયાત, આખું શરીર ભારે થઈ જવું, હાથપગ જાણે બહેર મારી જવા, કાનમાં ધુમકારા થવા, દાંત કકડવા, વ્યાકુળતા, સૂકી ખાંસી, ઊબકા આવવા, રૂંવાડાં ઊભાં થઇ જવાં, તરસ, ચક્કર આવવાં, બકવાટ, પેશાબનો રંગ લાલ, પીળો કે ઝાંખો થઈ જવો, પેટમાં શળ, આફરો, વારંવાર ઊબકા આવવા, લક્ષણો વધે તેમ રોગી વધારે બબડે (પૂછવાથી દરદી કહે કે આમ બોલ્યા કરવાથી સારું લાગે છે) વગેરે લક્ષણો થાય ત્યારે મહાજ્વરાંકુશ રસ આપવામાં આવે છે.

તાવનો વેગ ઓછો, શરીરમાં જડતા, આળસ, ઊંઘ વધવી, અંગ જકડાઇ ગયેલું લાગવું, કપડાં કાઢી નાખતાં ઠંડી લાગવી, મોંમાં પાણી છૂટયા કરવું, ઊબકા, ઊલટી, પેટનું ભારેપણું, આંખે અંધારાં, તડકે બેસવાની કે તાપવાની ઇચ્છા, તડકે બેસવાથી સારું લાગવું, ખાંસી, અરુચિ, બેચેની વગેરે લક્ષણો હોય ત્યારે આ જ્વરાંકુશ સારી રીતે વપરાય છે.

કફવાતજ્વર હોવાથી અંગમાં જડતા અને ખૂબ ઢીલાપણું, માથું જકડાઇ ગયેલું લાગવું, હાડકે હાડકાં તૂટવાં, ઘેન, સળેખમ માફક નાક ગળવું, ખાંસી, પરસેવો ન થવો, હાથપગ અને આંખમાં બળતરા, ભય લાગવો, ક્રોધ આવવો

થાક જેવું લાગવું વગેરે લક્ષણોમાં તાવ ખાસ કરીને મર્યાદિત હોય છે. તેના પર આ રસાયન બહુ ફાયદાકારક છે.

સંતત વિષમજ્વર એટલે કે ૭ કે ૧૦ દિવસ રહેનારા તાવમાં બહુ જડતા, હાથપગ તૂટવા, બહુ તરસ (આ તરસ ગરમ પાણી અથવા સૂંઠ કે લવંગ વગેરે ગરમ પદાર્થોના સેવનથી ઓછી થાય છે), વગેરે લક્ષણો થાય છે. આ તાવમાં અને એક દિવસના અંતરે આવનારા એકાંતરિયા તાવમાં આ મહાજ્વરાંકુશ ફાયદાકારક છે.

અજીર્ણ કે અપથ્ય સેવનથી આવવાના તાવમાં કોઠમાં વિકૃતિ થાય છે. પછી ઊબકા, લાળ ગળવી, પેટમાં વાયુ ભરાઇ જવો, અરુચિ, પેટમાં ધીમી શળ, સહેજ સહેજ ઝાડો થયા કરવો, મંદાગ્નિ, કોઇ પણ પ્રકારના ખોરાકની ઇચ્છા ન થવી, મર્યાદિત જ્વર, સાંધેસાંધામાં વેદના વગેરે લક્ષણો દેખાય છે. આ તાવ ઉપર મહાજ્વરાંકુશ રસની સારી અસર થાય છે. **(ઔ. ગુ. ધ. શા.)**

## (૯) રત્નગિરિ રસ

**વિધિ**—શુદ્ધ મનઃશિલ, શુદ્ધ હિંગળોક, લવંગ અને જાયફળ સરખે ભાગે લઇ આદુના રસની બે ભાવના આપી ૧-૧ રતીની ગોળીઓ વાળવી.

**( આ. નિ. મા. )**

**માત્રા**—૧ થી ૩ ગોળી બાળકોને ½ થી ½ રતી સુધી આપવું.

**અનુપાન**—ધાણા અને સાકર દરેક ૦॥ તોલો લઇ અધકચરા કરી ૧ કલાક સુધી નવટાંક પાણીમાં પલાળી રાખવાં. પછી મસળી પાણી ગાળી લઇને ઔષધિ સાથે આપવું, જીર્ણજ્વરમાં દૂધ સાથે આપવી.

**ઉપયોગ.**—આ ઔષધિ મોટા માણસ અને બાળકોને રહેનારા તાવમાં તાવ ઉતારવા માટે અમૂલ્ય છે અને નિર્ભયતાપૂર્વક આપી શકાય છે,

આ રસાયનને ધાણા સાકરના હિમ સાથે આપવાથી પરસેવો લાવે છે, લોહીમાં રહેલા વિષને બાળી પરસેવા સાથે બહાર કાઢી નાખે છે તેમજ કોઠમાં સંચિત થયેલા આમ-વિષનું પચન તાવના મૂળનો નાશ કરે છે.

આ રત્નગિરિ રસમાં વછનાગ ન હોવાથી નબળા હૃદયવાળા માટે વધારે ઉપયોગી છે. મુદતિયા તાવમાં જ્યારે વછનાગવાળી ઔષધિ આપવાથી નુકસાન થવાનો સંભવ રહે છે, ત્યારે આ રત્નગિરિ રસનો ઉપયોગ બહુ હિતકર છે.

ખેતરમાં કામ કરનારાઓને અને ગામડામાં ફરનારાઓને ચોમાસામાં ઘણીવાર અસ્વચ્છ પાણી પીવું પડે છે. અને ઋતુના પ્રકોપને લીધે પાચનક્રિયા પણ બરાબર કામ આપતી નથી. પછી ઘણાને આમનો સંગ્રહ થઈ તાવ આવે

છે. આ રોગીઓને રત્નગિરિ રસ આપવાથી વિષ બળી જઈ થોડા જ વખતમાં તાવ મટે છે.

મિથ્યા આહાર–વિહાર, અપચો અને ઋતુનો પ્રકોપ વગેરે કારણોથી આમ અને મળ ભરાઈ તાવ આવી જાય છે. આ તાવને મટાડવા માટે પહેલાં ગરમાળો વગેરે ઔષધિઓનો ક્વાથ અથવા જ્વરકેસરી વટીથી આમ અને મળને દૂર કરી ધાતુઓને નિર્દોષ બનાવવી જોઈએ. પરંતુ અનુભવ વગરના ડૉક્ટરો અને તેમના અનુયાયીઓ એને મલેરિયા માની ક્વિનીન વગેરે આપ્યા કરે છે. એથી જ્વરનું વિષ કુપિત થઈ ધાતુઓમાં મળી જાય છે અને પછી લાંબો વખત હેરાન કરે છે. સામાન્ય રીતે માથામાં દરદ, આંખોમાં ફિક્કાશ, જીભ પર છારી, બહુ થાક, મંદાગ્નિ, અરુચિ, પીળો પેશાબ, કબજિયાત વગેરે લક્ષણો દેખાય છે. તેમ જ રોજ ૨–૪ કલાક માટે તાવ વધી જાય છે. જો આવી સ્થિતિમાં ક્વિનીન આપવામાં આવે તો મગજે ગરમી, બહેરાશ, મૂત્રપિંડના કાર્યમાં અવરોધ આવી મૂત્રનો અવરોધ થવો, ઊંઘનો નાશ વગેરે ઉપદ્રવો થાય છે. આ દરદીઓને ધાણાસાકરના ફાંટ કે હિમ સાથે રત્નગિરિ રસ આપવાથી ધાતુઓમાં મળી ગયેલ જ્વરનું વિષ બહાર આવે છે; ૨–૪ કલાક સુધી તાવ ૧૦૨° થી ૧૦૪° સુધી વધી જાય છે, પછી પરસેવો લાવી વિષને બહાર કાઢી નાખે છે અને તાવ મટાડે છે.

સુવાવડમાં બરોબર સંભાળ ન રાખવાથી અને પાચનશક્તિનો વિચાર કર્યા વગર ગોળ–ઘી ખાવા આપવાથી સુવાવડી સ્ત્રીને તાવ આવે છે. સામાન્ય રીતે તાવ ૧૦૨° સુધી રહે છે. તેમ જ માથામાં દરદ, ગભરામણ, અરુચિ, પેટમાં ભાર, જનનેન્દ્રિયમાંથી પાણીનો સ્રાવ થવો, કોઇ કોઇને પાતળા ઝાડા થવા વગેરે લક્ષણો થાય છે. એવી સ્ત્રીઓને રત્નગિરિ રસ આપવાથી આમવિષ જલદી બળી જાય છે અને તાવ મટે છે.

## (૧૦) અશ્વકંચુકી રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, ફુલાવેલો ટંકણખાર, શુદ્ધ હરતાલ, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર અને શુદ્ધ નેપાળો, આ બધાં સમભાગે લઇ, ભાંગરાના રસમાં ૨૧ દિવસ ઘૂંટી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (૨. રા. સું.)

માત્રા—૧ થી ૪ ગોળી સવારે પાણી સાથે આપવી.

ઉપયોગ—જ્વરકેસરી વટીમાં હરતાલ અને ટંકણ ઉમેરવાથી અશ્વકંચુકી રસ બને છે. અશ્વકંચુકીમાં ભાંગરાના રસની ભાવનાઓ જેટલી વધુ અપાશે

તેટલો તેમાંથી વિરેચનગુણ ઓછો થઈ ઔષધિ સૌમ્ય બનશે. ભાંગરાના રસના વધારે પુટથી કલેજાને વધારે ફાયદો થાય છે. નેપાળાની ઉગ્રતા પણ શમાઈ જઈ બળતરા, ઊબકા અને ઊલટી કરવાની શક્તિ ઘટી જાય છે અને હરતાલની ઉગ્રતા પણ ઓછી થાય છે.

આ અશ્વકંચુકી રસને 'અશ્વચોળી' અને 'ઘોડાચોળી' પણ કહે છે. સામાન્ય જનતા એમ માને છે કે આ રસાયન બધા રોગ પર વપરાય છે, પણ શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરીએ તો એ માન્યતા ખોટો ભ્રમ છે. એટલું સાચું છે કે આ એક વીર્યવાન અને પ્રભાવશાળી ઔષધિ છે તથા ઘણા જ રોગોમાં હિતકર છે.

અશ્વકંચુકી રસ તીક્ષ્ણ, ઉષ્ણ, જ્વરઘ્ન, સારક, વિકાસી, વ્યવાયી, પ્રમાથી, ક્ષરણ અને લેખન કરનાર અને ભેગા થયેલા દોષોનું ભેદન કરનાર છે. કફ, વાતકફ અને પિત્તકફ દોષને દૂર કરનાર છે. અનૂપ દેશમાં વિશેષ અને જાંગલ દેશમાં ઓછો ઉપયોગી છે. સગર્ભા, સુવાવડી સ્ત્રી, નાનું બાળક અને વૃદ્ધ માણસ માટે સાધારણ તાવમાં આ ઔષધિ ન વાપરવી જોઇએ. તેમ જ રક્તપિત્ત, ઉરઃક્ષત, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતના રોગીને પણ આ રસ ન જ આપવો જોઈએ.

કફનો પ્રકોપ થઇ પેટમાં આફરો ચઢવો, ઊબકા આવવા, અને શ્વાસ અને ખાંસી સાથે ઘેન હોય ત્યારે આ ઔષધિ વાપરવી જોઇએ. એ રીતે આમાશય, ઉરઃસ્થળમાં કફની વૃદ્ધિ થઈ ચોમાસાની શરૂઆતમાં કે વચ્ચે થનારો શ્વાસ અને દરવર્ષે ચોમાસામાં થનારા શ્વાસમાં આ અશ્વકંચુકી વપરાય છે. આ શ્વાસમાં કફપ્રધાન લક્ષણો થાય છે. વારંવાર ઘટ્ટ અને સફેદ કફની ગાંઠો જેવા ગળફા નીકળે છે, શ્વાસનો વેગ તીવ્ર નથી હોતો અને ગભરામણ પણ બહુ નથી હોતી. આવાં લક્ષણો હોય ત્યારે આ ઔષધિ આપવી જોઇએ.

૭ મહિનાના બાળકની વરાધમાં એની છાતી ભારે થઈ જાય છે. શ્વાસોચ્છ્વાસ જલદી ચાલે છે. આ રોગમાં દરેક શ્વાસે શ્વાસે પેટમાં ખાડો પડે છે, બાળક આકુળવ્યાકુળ થઇ જાય છે, તાવ સામાન્ય હોય છે અને પેટ સાફ આવતું નથી. આ રોગમાં આ રસ માના ધાવણ સાથે અથવા કારેલીના રસમાં અપાય છે. બાળકને થનારા શ્વસનક સન્નિપાતમાં કફનો સંચય વધારે થવાથી શ્વાસોચ્છ્વાસનો વેગ વધી જાય છે, તેની પર આ અશ્વચોળી વપરાય છે. આ રોગની પહેલી અવસ્થામાં આ ઔષધિ આપવાથી કફનું લેખન થાય છે અને રોગનું બળ મોટેભાગે ઘટી જાય છે. દરદી એકદમ દગો નથી દેતો અને કેટલાક રોગીઓની સ્થિતિ વહેલી સુધરી જવાના દાખલા પણ મળ્યા છે. નાનાં બચ્ચાં

માફક મોટા માણસોને પણ કફપ્રધાન દોષ હોય ત્યારે જ આ અશ્વચોળીથી ફાયદો થાય છે.

વારંવાર કફવાળી ઊલટી થવી, પેટમાં જડતા, મોંમાં પાણી છૂટવું, લાળ ઝરવી, ગળી, ફીણવાળી અને જાડી ઊલટી થવી, આળસ, મોં થોથરાવું વગેરે લક્ષણો હોય ત્યારે અશ્વકંચુકી રસ વપરાય છે.

નાનાં બાળકોની યકૃતની વૃદ્ધિમાં આ ઔષધિ સારો ફાયદો કરે છે. આ રોગમાં મુખ્યત્વે કફવૃદ્ધિનાં લક્ષણો હોવાં જોઇએ. યકૃતમાં જડતા, આંખો ભારે લાગવી, ઘેન, ખાંસી (એટલી બધી ખાંસી થાય છે કે છાતી હંમેશાં ભરેલી લાગે છે ), ગળામાં ઘર–ઘર અવાજ થવો, ઝાડો પીળો, આખા શરીર પર પીળાશ, મોં, હાથ, પગ પર સહેજ સોજા જેવું લાગવું વગેરે લક્ષણો હોય ત્યારે અનૂપ દેશમાં રહેનારાઓ માટે આ દવા સારો ફાયદો કરે છે. જો આ રોગમાં પિત્તપ્રધાન લક્ષણ—અધિક પ્રસ્વેદ, દાહ, શુષ્કકાસ, શરીરમાં ગરમી, મળમૂત્રમાં પીળાપણું વગેરે—હોય તો આ ઔષધિનો ઉપયોગ ન કરવો.

યકૃતવૃદ્ધિ માફક કફપ્રધાન પ્લીહાવૃદ્ધિમાં પણ આ ઔષધિ ફાયદાકારક છે. આ રોગની અંતિમ અવસ્થાએ પહોંચેલા દરદીઓ પણ આ ઔષધિથી સારા થયાના દાખલા મળે છે. દારૂડિયા સિવાયના મોટા માણસોની યકૃતવૃદ્ધિમાં જો કફપ્રધાન લક્ષણો હોય તો આ ઔષધિ સારી અસર કરે છે.

હાલમાં આ દવાના દુરુપયોગ થયાના દાખલા મળી આવે છે. રોગના દોષ–દૂષ્યનો બરાબર વિચાર કર્યા વગર માત્ર રોગની જ ચિકિત્સા કરવાથી વિપરીત પરિણામ આવે છે. જેમકે યકૃતવૃદ્ધિમાં કફવિકૃતિનાં લક્ષણો અને પિત્તપ્રકોપનાં લક્ષણો પણ હોય છે. પિત્તપ્રધાન લક્ષણો હોય ત્યારે આ ઔષધિ ન વાપરવી જોઈએ, નહીંતર દરદીને નુકસાન થાય છે.

જૂની યકૃતવિદ્રધિમાં છેલ્લી અવસ્થા ન હોય અને દારૂનું વ્યસન આ રોગમાં કારણરૂપ ન હોય, તો આ ઔષધિ વાપરવી જોઇએ. કોઈવાર સંગ્રહણીમાં યોગ્ય ઉપચાર ન થવાથી અથવા યોગ્ય ઉપચાર હોવા છતાં જંતુઓના પ્રકોપથી યકૃતવિદ્રધિ થયેલી હોય અને રોગ જૂનો થઈ ગયો હોય તો કડાછાલનો અર્ક કે કુટજારિષ્ટ અને અશ્વકંચુકી રસનું મિશ્રણ બહુ ઉપયોગી છે. આમાં પણ કફપ્રધાન લક્ષણો હોવાં જોઇએ.

બાળકોના યકૃદુદર અને પ્લીહોદરમાં કફપ્રધાન લક્ષણો થાય અને તેમાં જળોદર થયા પછી પણ આ દવાથી ઘણા રોગીઓએ નવજીવન પ્રાપ્ત કર્યું છે. દરદીને ઘેન, આળસ, પાંડુતા, કબજિયાત, ઝાડામાં આમ પડવો, મળ ચીકણો

અને જાડો, હાથ, પગ અને મોં ઉપર સોજા અને પેશાબ પ્રમાણમાં વધારે થવો વગેરે લક્ષણો થાય છે.

આ રોગનાં કારણોમાં લાંબા વખતનો શીતજ્વર, માટી ખાવી અથવા વારંવાર પેટમાં કૃમિ થવા, કબજિયાત, મધુર, સ્નિગ્ધ અને જડ ખોરાક અથવા માના ધાવણની વિકૃતિ છે. પણ હૃદય કે મૂત્રપિંડનો રોગ એ જળોદરમાં કારણરૂપ હોય ત્યારે આ ઔષધિ ન વાપરવી જોઈએ.

મધ્યમ કોષ્ઠશૂળ ઘણેભાગે જૂના આમસંચય અથવા કફજન્ય સ્રોતાવરોધને લીધે થાય છે. અને આ શૂળ સાથે કબજિયાત હોય છે. આ રોગ બહુ બેઠાડુ કે આળસુ, સ્નિગ્ધ ભોજન કરનાર કે માંસાહારીઓને થાય છે. આ રોગમાં રોગીનાં આંતરડાંમાં મળ ભેગો થવાથી પુરઃસરણક્રિયા મંદ પડી જાય છે, કબજિયાત રહ્યા કરે છે અને પછી તેથી પાચનક્રિયા મંદ પડે છે. તેમ જ રસ યોગ્ય પ્રમાણમાં ઉત્પન્ન થતો નથી. રસનું શોષણ યોગ્ય રીતે ન થવાથી રક્ત વગેરે ધાતુને પૂરતું પોષણ મળતું નથી, પેટ વધી જાય છે અને રોગી તદ્દન નબળો પડી જાય છે. આ સ્થિતિમાં અશ્વકંચુકી સારી રીતે વપરાય છે.

કફગુલ્મમાં અશ્વચોળી વાપર્યાના ઘણા દાખલા મળી આવે છે. ગુલ્મનો આ પ્રકાર મધ્યમ કોષ્ઠશૂળમાં લખેલાં કારણોએ થયો હોવો જોઈએ, અને અનૂપ દેશમાં રહેનારાને થયો હોય, તો અશ્વકંચુકી વપરાય છે. આ ગુલ્મ જડ, મોટો અને ભારે હોય છે. બાકીનાં લક્ષણો કફપ્રધાન હોય છે.

આ ઔષધિ વાતગુલ્મ અને પિત્તગુલ્મમાં ઉપયોગી નથી. જૂના અતિસારમાં વારંવાર સફેદ ચીકણા ઝાડા થયા કરે છે અને પેટ ભારે રહે છે. આ રોગમાં મોટા અને નાના આંતરડાની શ્લૈષ્મિક કલા ફૂલી જાય છે. તેમાંથી સ્રાવ થયા કરે છે. આ સ્રાવ કફપ્રધાન વિકૃતિથી થાય છે. જ્યારે આ શ્લૈષ્મિક કલાનો ફુલાવો ઓછો થાય અને સ્રાવ બંધ પડે, ત્યારે આ અતિસાર મટી શકે છે. તે ઉપરાંત સ્તંભક, દીપન-પાચન વગેરે સામાન્ય ઉપચારો કરવાથી રોગ મહિનાઓ સુધી ચાલુ રહે છે. આમાં મૂળ દોષ અંદર ભરાઈ રહે છે તેને બહાર કાઢી નાખવો જોઈએ. આ કાર્ય અશ્વકંચુકીના પ્રયોગથી સારી રીતે થઈ જાય છે.

માત્ર સ્તંભક ઔષધિઓથી એકત્ર થયેલા શલ્યરૂપ દોષનું વધારે ને વધારે સ્તંભન થઈ દૃઢ થાય છે અને રોગ દિવસે દિવસે દૃઢ થતો જાય છે. એટલા માટે આ જગ્યાએ દોષને બરાબર રીતે બહાર કાઢી નાખવો જોઈએ. આ સિદ્ધાંત નવા કફાતિસારને માટે પણ લાગુ પડે છે. જૂના સંગ્રહણીમાં મોટા આંતરડામાં જ્યાં વ્રણ થાય છે ત્યાંથી હંમેશા મળ સાથે શ્લૈષ્મિક કલા અને લોહી આવે છે. આ રોગમાં બની શકે ત્યાં સુધી આ હરતાલવાળી ક્ષિપ્ર ઔષધિ ન વાપરવી

જોઇએ. આ જગ્યાએ સંચિત દોષને કાઢવા જ માટે દિવેલ કે નારાચઘૃત વાપરવું જોઈએ.

આયામ અને અપતાનક એ વાતરોગોમાં કોષ્ઠમાં મળનો સંચય થવાથી વાયુની વૃદ્ધિ થાય છે. પછી રોગીને અચાનક તાણ આવવા માંડે છે અને બેશુદ્ધિ આવી જાય છે, મોંમાંથી ફીણ નીકળે છે, ગળામાં ઘરર-ઘરર અવાજ થાય છે, મળ ભરાવાથી પેટ કઠણ અને મોટું થઈ જાય છે, વા સરતો નથી અને કોઇક વાર ઊલટી પણ થઈ જાય છે. વારંવાર તાણ આવવાથી રોગી આકુળવ્યાકુળ થઇ જાય છે. કોઈ કોઇવાર એટલી જોરથી આવે કે બરડો કમાન માફક વળી જાય છે. આ વાતરોગમાં પહેલા કોષ્ઠશુદ્ધિ કરવી જોઈએ. આ માટે ઉદરમાં રહેલા મળ અને સેન્દ્રિય વિષને બહાર કાઢનારી ઔષધિઓમાં અશ્વચોળી ઉત્તમ છે.

ભૂતોન્માદ રોગમાં દરદી બેશુદ્ધ અને વ્યાકુળ થઈ ગયો હોય, રોગીની છાતી, પેટ, ગળું વગેરેમાં કફપ્રધાન મળસંચય વધારે થવાથી ભાન જતું રહ્યું હોય, હૃદયાધરિક પ્રદેશ ( Epigastric Region )ની પાસેનો ભાગ ખૂબ ફૂલ્યો હોય, ગળામાં વિચિત્ર ઘરર-ઘરર અવાજ થતો હોય અને દરેક શ્વાસ સાથે મોંમાંથી થૂંકના પરપોટા થતા હોય અને લાળ પડતી હોય તો આ અશ્વકંચુકી રસ મધ સાથે આપવાથી આશ્ચર્યજનક ફાયદો થયાના દાખલા મળે છે.

મૂર્છારોગમાં ખાસ કરીને પિત્તનો અનુબંધ હોય ત્યારે માત્ર પિત્તશામક ઉપચાર કરવાને બદલે પિત્તવિરેચન ઔષધિ આપવી વધારે હિતકર છે. આ સાથે લોહીનું દબાણ પણ ઘટવું જરૂરી છે. આ કાર્ય બહુ જલદી થવું જોઈએ. ઘણા દિવસ વાપરવાથી આરોગ્યવર્ધની અને ચંદ્રપ્રભા પણ લોહીનું દબાણ ઘટાડે છે. પણ જલદી કામ કરનારી ઔષધિ અશ્વકંચુકી છે. આનાથી બેશુદ્ધિ પણ મટે છે.

યકૃતના રોગથી કે યકૃતની ક્રિયાની વિકૃતિ થવાથી શરીર પર કાળાં કાળાં ચકામાં થાય છે. કેટલીક વખત ફોલ્લા પણ થાય છે. બાકીનાં લક્ષણો કુષ્ઠ જેવાં લાગે છે. પણ આ રોગોમાં ચામડીની બહેરાશ અને કુષ્ઠના જંતુઓ હોતા નથી. આ રોગ પર અશ્વકંચુકી આશ્ચર્યકારક અસર કરે છે.

ક્ષુદ્ર કુષ્ઠ એટલે કે ચામડીના રોગમાં ઉત્પન્ન થનારા ચકામાં, ઘા, ફોલ્લીઓ, ચીકણુ પાણી ઝરવું, ખરજ વગેરે રોગોમાં હળદર કે ત્રિફળાના ઉકાળા સાથે અશ્વકંચુકી આપવાથી સારો ફાયદો થાય છે.

ચોથિયા તાવમાં દોષ રસથી મેદ ધાતુ સુધી પહોંચી જાય છે. આ રોગમાં કફજ્વરાતિસાર, બરોળ વધવી વગેરે વિકારો હોય છે. જો દર ચોથે દિવસે તાવ આવતી વખતે કોષ્ઠમાં જડતા અને છાતીમાં કફનો ભરાવો વગેરે ચિહ્નો હોય

તથા ઘણા દિવસોથી તાવ હેરાન કરતો હોય તો આ રસાયન અગથિયાના પાનના રસ સાથે આપવું જોઇએ. આ રીતે બીજી જાતના વિષમજ્વરોમાં પણ તીવ્ર અવસ્થા ગયા પછી જીર્ણ અવસ્થામાં બરોળ વધતી, મંદાગ્નિ અને પાંડુતા વગેરે લક્ષણો હોય ત્યારે અશ્વચોળી આપવી જોઈએ.

કોઠામાં મળસંચય થવાથી માથામાં શૂળ અને તેની સાથે આંખોમાં શૂળ, આમાશયમાં કફસંચય થાય ત્યારે શૂળ વધારે તીવ્ર ન હોય અને મળનો સંચય વધારે હોય તો આ ઔષધિ આપવી જોઈએ.

શરીરમાં રસગ્રંથિઓની વૃદ્ધિ અને સાથે સાથે કફદોષની વૃદ્ધિ થવાથી કોઠામાં ધીમી ધીમી શૂળ મારે છે. કોષ્ઠમાં ગ્રંથિઓ વધ્યા જેવું લાગે છે. કોઠ જડ થઇ જાય છે. આ સ્થિતિમાં અશ્વકંચુકી વાપરવી જોઇએ. આ રોગમાં જસતભસ્મ પણ વપરાય છે. પરંતુ શરીરમાં દાહ, હાથપગ તૂટવા, ઝીણો તાવ, અને પિત્તની વૃદ્ધિનાં લક્ષણો લાગતાં હોય તો જસદભસ્મ આપવી. કફપ્રકોપનાં લક્ષણોમાં અશ્વકંચુકી અને પિત્તપ્રકોપમાં જસદભસ્મ. બંનેમાં આ તફાવત છે.

(ઓ. ગુ. ધ. શા.)

**સૂચના**—આ રસાયન પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને ન આપવું જોઇએ. પિત્ત-પ્રધાન રોગ અને પિત્તપ્રધાન ઋતુમાં વાપરવું હોય તો શીતળ ઔષધિઓ સાથે મેળવીને વાપરવું જોઇએ.

ગર્ભવતી સ્ત્રી, સુવાવડી સ્ત્રી, નાનાં બાળકો અને બહુ ઘરડા માણસોને સામાન્ય તાવમાં આ દવા ન આપવી જોઈએ. તે ઉપરાંત મૂત્રાઘાતના દરદીઓને અશ્વકંચુકી ન આપવી જોઇએ.

## (૧૧) ત્રિભુવનકીર્તિ રસ

વિધિ—શુદ્ધ હિંગળોક, શુદ્ધ વછનાગ, સૂંઠ, મરી, પીપર, ફૂલવેલો ટંકણખાર અને પીપળીમૂળ સરખે ભાગે લઇ, ઝીણું વાટી, તુલસીનો રસ, આદાનો રસ અને ધતૂરાના રસની ૩–૩ ભાવના આપી ૦।।–૦।। રતીની ગોળીઓ વાળવી.

(યો. ર)

ત્રિભુવનકીર્તિ રસના પાઠમાં વૃદ્ધપરંપરા અનુસાર 'ઔષધિગુણધર્મશાસ્ત્ર'ના કર્તાઓ જીરું અને વરિયાળી એ બે ઔષધિઓ વધારે નાખે છે. અમે ગુણ-વિવેચન પણ તે પ્રમાણે કર્યું છે.

કેટલાક વૈદ્યો ધતૂરાના રસની ભાવનાને બદલે દારૂડીના રસની ભાવના આપે છે. તેઓ એમ માને છે કે દારૂડીના રસની ભાવનાથી મલેરિયા પર વધારે ફાયદો થાય છે. કફાન્વિત હોય તો તે મટાડે છે અને કફનો સ્રાવ વધારે કરાવે છે. અમારે ત્યાં ધતૂરાનો રસ જ વપરાય છે.

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર આદુના રસ અને મધ સાથે અથવા અન્ય રોગ અનુસાર અનુપાન સાથે આપવી. સન્નિપાતમાં જરૂર હોય તો ૩–૩ કલાકે ૧–૧ ગોળી આપવી. કફપ્રધાન જ્વરમાં સુવર્ણભંગ અને આંકડાના મૂળની છાલ સાથે મેળવી મધ સાથે દિવસમાં ૨ કે ૩ વાર આપવું.

**ઉપયોગ**—આ રસાયન જ્વરઘ્ન, કફઘ્ન, સ્વેદલ અને વેદનાહર છે. બધી જાતના કફપ્રધાન અને વાતપ્રધાન નવા તાવ, વાતકફ જ્વર, ટાઢ વાઈને આવનારા સંતત અને સતતજ્વર, તેમજ કફપ્રધાન સન્નિપાતનો નાશ કરે છે. ઓરીમાં જ્યારે બહુ ત્રાસ થતો હોય, દાણા બહાર દેખાતા હોય ત્યારે અંદરનું વિષ બહાર કાઢવા માટે સહાયક ઔષધિ સાથે આ રસ આપવાથી માત્ર ૩–૪ દિવસમાં જ રોગ શમી જાય છે. તેવી જ રીતે કફપ્રધાન શોથ, ગળાની ગાંઠનો શોથ, શ્વાસનળીનો સોજો અને બીજા કફવિકારથી આવનારા તાવ, એવી જ રીતે વાયુના કોપથી આવનારા તાવ આ બધા રોગોનો આ રસ નાશ કરે છે.

આ ત્રિભુવનકીર્તિ વાતજ્વર, કફજ્વર અને વાતકફજ્વરની બહુ ઉત્તમ ઔષધિ છે.

આ રસ વછનાગવાળી ઔષધિઓમાં એક બહુ જ ઉત્તમ બનાવટ છે. આ રસ વાતજન્ય, કફજન્ય અને વાતકફજન્ય જ્વરોમાં તેમજ કફદોષપ્રધાન વિષમજ્વરોમાં અને સન્નિપાત જ્વરોમાં વપરાય છે. આ બનાવટ તીક્ષ્ણ ગુણવાળી હોવાથી પિત્તપ્રધાન સન્નિપાતમાં કે બીજા પિત્તપ્રધાન જ્વરોમાં ન વાપરવી જોઇએ. જો વાપરવી હોય તો પ્રવાલપિષ્ટિ જેવી પિત્તશામક ઔષધિ સાથે ઓછી માત્રામાં વાપરવી જોઇએ.

રોમાંતિકા, બીજા કફપ્રધાન સોજા અને અંતરેન્દ્રિયના ઉપતાપથી થનારા તાવ ( ગળામાં રહેલી ગડિના સોજાથી આવતો તાવ અથવા શ્વાસનળીના સોજાથી આવતો તાવ કે બીજી આંતરિક વેદનાથી આવતા તાવ )—આમાં કફપ્રધાન દોષ હોય ત્યારે આ ઔષધ અદ્ભુત કામ કરે છે.

ત્રિભુવનકીર્તિ રસમાં જ્વર મટાડવાનો ગુણ વછનાગનો છે. પરંતુ વછનાગમાં હૃદયનું અવસાદન કરવાનો દોષ છે. એ દોષ દૂર કરવા અને સ્વેદન અને જ્વરઘ્ન ગુણ વધારવા માટે બીજી ઔષધો મેળવી તુળસી, આદુ અને ધતૂરાના પાનના રસની ભાવના આપી છે. આ ભાવનાઓને લીધે આ બનાવટ વાતકફનો નાશ કરનાર બની છે.

ત્રિભુવનકીર્તિની બનાવટ બહુ સાવધાનીપૂર્વક કરેલી છે. તો પણ વછનાગ ઉગ્ર હોવાથી તેનો ગુણ તરત દેખાઇ આવે છે. વછનાગથી રોગીની નાડી મંદ થઈ જાય છે. જો કે નાડી ધીમી ન પડે માટે ગંઠોડા, પીપર, સૂંઠ, મરી, તુળ-

સીનો રસ અને આદુનો રસ આ હૃદયને શક્તિ આપનાર દવાઓ નાંખેલી છે, તો પણ વછનાગનો એ દોષ તદ્દન જતો રહેતો નથી.

ત્રિભુવનકીર્તિ રસનું સેવન કરવાથી હૃદય, માથામાં રહેલું હૃદયકેન્દ્ર, ચામડી અને મૂત્રપિંડ પર તરત અસર થાય છે. નાડીનો વેગ અને બળ ઓછાં થાય છે, ચામડી અને સ્વેદગ્રંથિઓ ઉત્તેજિત થાય છે, પરસેવો થવા માંડે છે, પેશાબ વધારે આવવા માંડે છે, હૃદયના ધબકારા અને શક્તિ ઓછાં થાય છે, નાડી શિથિલ થઈ જાય છે, શ્વાસોચ્છવાસની ક્રિયા ધીમી પડે છે, બધાં સ્થાનોની વેદના ઓછી થાય છે, વાતવાહિનીઓના અંતિમ ભાગ બહેર મારી જાય છે, તેમજ ઉપતાપ અને શોથમાંથી લોહી પાછું પોતાને સ્થળે આવવા માંડે છે.

આખા અંગમાં કંપ, નાડીનો વિષમ વેગ, નાડી તીવ્ર અને દૃઢ, માથામાં વિચિત્ર વેદના, જડતા, વારંવાર છીંકો આવવી, અંગ જકડાઈ જવાં, માથું, છાતી અને પીઠમાં શૂળ મારવી, સહેજ ચાલવામાં આવતાં શૂળ વધી જવી, ગરમ પાણી અને ગરમ ખોરાકની ઇચ્છા, ગરમ પદાર્થના સેવનથી સારું લાગવું, મોં બેસ્વાદ થઇ જવું, પગમાં ખાલી, કાનમાં ધુમકારા, સુક્કી, ત્રાસદાયક અને અસહ્ય વેગવાળી ખાંસી, ખાંસી સાથે ગળામાં દુખાવો, ખાંસીથી છાતી અને પીઠમાં શૂળ મારવી, ગળાની ગ્રંથિઓના સોજાથી ખાંસી આવવી, ઘાંટો એટલો બધો બેસી જવો કે બરોબર બોલાય પણ નહિ, સ્વરયંત્ર, પ્રસનિકા, કંઠ અને માથામાં શૂળ મારવી, રુંવાડાં ઊભાં થઇ જવાં, સાંધે-સાંધામાં દરદ થવું, નાકમાં વેદના થવી, આ લક્ષણોવાળા નવા નિરામ તાવમાં ત્રિભુવનકીર્તિ રસ વાપરવો જોઇએ. જ્યાં સુધી આમજ્વરના લાલાસ્રાવ વગેરે લક્ષણો હોય, ત્યાં સુધી આ રસ ન આપવો જોઈએ.

જ્વરનો વેગ તીવ્ર ન હોય, આખા અંગમાં ખૂબ જડતા, બિલકુલ ચાલવાની ઇચ્છા ન થવી, આળસ, આફરો, પેટ ડક થઇ જવું, આખા શરીરમાં મંદ વેદના, ખાંસી, છાતી ભારે અને અકડાઇ જવી, મોં અને નાકમાંથી કફનો સ્રાવ, સળેખમ, ગળામાં દરદ, હાથપગ તૂટવા, સાંધે સાંધામાં દરદ, માથું ભારે થઈ જવું, ડોકમાં દરદ, પરસેવો ન થવાથી શિથિલતા અને જડતા લાગવી, આ લક્ષણો હોય ત્યારે ત્રિભુવનકીર્તિ રસ આપવો જોઇએ.

વિષમ જ્વરમાં, સતત અને સંતત જ્વરમાં આ ઔષધિ વપરાય છે. અન્યેદ્યુ, તરિયા અને ચોથિયા તાવમાં શીતભંજી, મહાજ્વરાંકુશ, નારાયણ જ્વરાંકુશ વગેરે ઉપયોગી છે. સંતતજ્વર ૮-૧૦ દિવસ રહે છે અને વચ્ચે ઊતરતો નથી. સતત જ્વર દિવસમાં થોડીવાર ઊતરી જાય છે અને પાછો ચઢી જાય છે. પીઠમાં કળતર થઈ તાવ ચઢવો, નાડીનો વિષમ વેગ, ઓછો પરસેવો, આખા

અંગમાં વ્યથા, શુદ્ધિ રહેવી, બકવાટ, બકવાટ કરવાથી સારું લાગવું, મૂંગા રહેવાથી ગભરામણ થવી, મોં સુકાઈ જવું, ઠંડા કરતાં ગરમ પાણીની ઇચ્છા, ગરમ પાણી પીવાથી તરસ મટવી અને સારું લાગવું, આ લક્ષણો હોય ત્યારે ત્રિભુવનકીર્તિ રસ તુળસીનો રસ અને મધ અથવા તુળસીના ઉકાળા સાથે આપવો જોઇએ.

શ્લૈષ્મિક અને શ્વસનક સન્નિપાતમાં આ રસ સારી રીતે વપરાય છે. ( ન્યુમોનિયામાં આ રસાયન સાથે અભ્રકભસ્મ, શૃંગભસ્મ અને ચંદ્રામૃત રસ મેળવીને આપવાથી સારો ફાયદો થાય છે. ) આંત્રિક જ્વરમાં ખાસ કરીને પિત્ત-પ્રકૃતિવાળાને આ ઔષધિ આપવાથી વધારે ત્રાસ થાય છે. આંત્રિક સન્નિપાતમાં જ્વરનો વેગ વધારે હોય અને નાડી દૃઢ અને તીવ્ર હોય ત્યારે પ્રવાલપિષ્ટિ, ગળો-સત્ત્વ અને સિતોપલાદિ ચૂર્ણ સાથે ત્રિભુવનકીર્તિ રસ અપાય છે.

શ્વસનક અને શ્લૈષ્મિક સન્નિપાતમાં જ્વરનો વેગ મર્યાદામાં હોય, નાડી મંદ અને ભારે, શરીરમાં ખૂબ કળતર, કમર અને બરડામાં શૂળ અને દુખાવો, ઠંડા પવન, પાણી કે ઉપચારથી દરદ થવું અને બધાં લક્ષણો વધી જવાં, ગળામાં દરદ અને સહેજ સોજા જેવું લાગવું, ખાંસી, પાંસળામાં દુખાવો, ખાંસી આવે ત્યારે વધારે દુખાવો થવો, શ્વાસ લેવામાં અડચણ, શ્વાસ લેતાં છાતી દબાઈ ગઇ છે એવું લાગવું, વગેરે લક્ષણો હોય ત્યારે ત્રિભુવનકીર્તિ રસ આપવો જોઇએ.

વાતકફપ્રધાન શ્લૈષ્મિક સન્નિપાતમાં ત્રિભુવનકીર્તિ રસ સારી રીતે વપરાય છે. ગભરામણ, દાહ વગેરે પિત્તનાં લક્ષણો ન હોય, આખા શરીરમાં ધીરી શૂળ, આંગળીઓના સાંધા અને શરીરના બાધા સાંધાઓમાં દરદ, હાથ-પગ તૂટવા, સળેખમ થઈ સુક્કી ત્રાસદાયક ખાંસી, ગળાની શ્લેષ્મકળામાં ક્ષોભ, કોઈ વાર ક્ષોભ વધી ફુફ્ફુસ કે ફુફ્ફુસાવરણ શોથ થઇ જવો, અને તેની સાથે તેનાં બીજાં લક્ષણો થવાં, વગેરે ચિહ્નો હોય તો ત્રિભુવનકીર્તિ રસ બહુ સારી રીતે ઉપયોગી છે.

રોમાંતિકા રોગ જેવો દેખાય છે તેવો મામૂલી નથી. એની ફોલ્લીઓ પૂરે-પૂરી બહાર નીકળી ન જાય તો ભવિષ્યમાં જુદી જુદી જાતના વ્યાધિઓ ઉત્પન્ન કરે છે. ઝીણી ફોલ્લીઓ, આંખમાંથી પાણી ઝરવું, વારંવાર છીંકો આવવી, સળેખમ, નાકમાંથી કફનો સ્રાવ, તાવ, મોંમાં લાલ દાણા જેવી ફોલ્લીઓ થવી અને વ્યા-કુળતા આ બધાં રોમાંતિકાનાં સામાન્ય લક્ષણો છે. આ અવસ્થામાં ત્રિભુવનકીર્તિ રસ આપવાથી રોમાંતિકાનું વિષ બહાર નીકળી આવે છે. આ રોગમાં મોટે ભાગે ૩-૪ દિવસમાં તાવ, ખાંસી વગેરે વધી જાય છે, શ્લૈષ્મિક અને શ્વસનક સન્નિપાતનાં કોઇ કોઇ ચિહ્નો દેખાય છે, અને ફોલ્લીઓ અર્ધી બહાર આવી જાય

છે. એવી વધેલી સ્થિતિમાં ત્રિભુવનકીર્તિ રસ સારી રીતે વપરાય છે.

(આ. ગુ. ધ. શા.)

**સૂચના**—પિત્તપ્રધાન જ્વરમાં આ ઔષધિ ન આપવી જોઇએ. જો આપવી હોય તો પ્રવાલપિષ્ટિ જેવી પિત્તશામક ઔષધિ સાથે આપવી જોઇએ.

### (૧૨) ત્રૈલોક્યચિન્તામણિ રસ

**વિધિ**—રસસિંદૂર, હીરાભસ્મ, સુવર્ણભસ્મ, રૌપ્યભસ્મ, તામ્રભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, શુદ્ધ ગંધક, મૌક્તિકભસ્મ, શંખભસ્મ, પ્રવાલભસ્મ, શુદ્ધ હરતાલ અને શુદ્ધ મનઃશિલ આ ૧૩ ઔષધિઓ સરખે વજને લઈ ચિત્રકના મૂળના ઉકાળામાં ૪ દિવસ ઘૂંટવું. પછી આકડાનું દૂધ, નગોડનો ઉકાળો, સૂરણનો રસ અને થૂવેરનું દૂધ, એ ચારેમાં ક્રમે કરી ૩–૩ દિવસ ઘૂંટવું. પછી એ ઔષધિને શુદ્ધ કરેલી મોટી પીળી કોડીઓમાં ભરવી, અને ટંકણખાર ને આકડાના દૂધમાં ઘૂંટી તેનાથી કોડીઓનું મોં બંધ કરી દેવું. આ કોડીઓને શરાવમાં મૂકી સંપુટ કરી ગજપુટ આપવો. સ્વાંગશીતળ થયે બહાર કાઢી કોડી સાથે જ ખરલ કરવું. પછી તેમાં સમાન ભાગે રસસિંદૂર અને રસસિંદૂરથી ½ વૈક્રાન્તભસ્મ મેળવી સરગવાના મૂળના ઉકાળાની ૭, ચિત્રકમૂળના કવાથની ૨૧, આદાના રસની ૭ અને જંબીર અથવા બિજોરાના રસની ૭ ભાવના આપવી. પછી બારીક ચૂર્ણ થયે તેમાં બધાથી ચોથો ભાગ ફુલાવેલ ટંકણખાર, ટંકણખાર જેટલો શુદ્ધ વછનાગ અને મરી તથા લવિંગ, સૂંઠ, હરડે, પીપર અને જાયફળ દરેક વછનાગથી ચોથો ભાગ લઇ, બધું મેળવી, બિજોરાના રસની અને આદાના રસની ૧–૧ ભાવના આપવાથી આ રસ તૈયાર થાય છે. (યો. ૨.)

**સૂચના**—રસસિંદૂર, હીરાભસ્મ વગેરે ૧–૧ તોલો લેવાથી એનું વજન લગભગ ૯ શેર થઇ જાય છે.

**માત્રા**—½ થી ૨ રતી મધ અને પીપર અથવા આદુનો રસ અને મધ અથવા સૂંઠનો ઉકાળો અને ગોળ સાથે આપવું.

**ઉપયોગ**—આ રસાયન બધા રોગો પર જુદાંજુદાં અનુપાનો સાથે અપાય છે. આ રસ અગ્નિ, બલ, તેજ અને વીર્યને વધારે છે, વિષનો નાશ કરે છે અને શરીર મજબૂત બનાવે છે. એનું હંમેશાં સેવન કરવાથી વૃદ્ધાવસ્થા અને અકાળ મૃત્યુ દૂર થાય છે અને શરીર પુષ્ટ થાય છે. ખાંસી, ક્ષય, શ્વાસ, વાયુ, વિદ્રધિ, પાંડુરોગ, શૂળ, ગ્રહણી, રક્તાતિસાર, પ્રમેહ, પ્લીહા, જળોદર, પથરી, તૃષા, શોથ, હલીમક, ઉદરરોગ, લૂતાવિષ, મૂત્રકૃચ્છ્ર, વિવિધ-જાતના જ્વર, અર્શ, કુષ્ઠ, સાધ્ય અને અસાધ્ય વ્યાધિઓ આ બધા ત્રૈલોક્યચિંતામણિ રસના સેવનથી નાશ પામે છે.

આ ત્રૈલોક્યચિંતામણિ રસ તીક્ષ્ણ અને ઉષ્ણ છે. અંદરના અવયવો— ખાસ કરીને હૃદય, ફેફસાં, વાતવાહિનીઓ અને વાતવાહિની કેન્દ્ર આ બધાંને તરત ઉત્તેજિત કરે છે અને શરીરમાં નવી શક્તિનો સંચાર કરે છે. આ દૃષ્ટિએ આ રસ બલ્ય, વીર્યવર્ધક, ઓજ વધારનાર અને જીવનીય છે. આ રસ વાપરતી વખતે એટલું ધ્યાનમાં રાખવું કે પિત્તદોષની વૃદ્ધિ તો નથી થઈ ને? અને અનુબંધ તરીકે પિત્ત તો નથી ને? કફની વૃદ્ધિ, પ્રકોપ કે અનુબંધ હોય ત્યારે આ ઔષધિ સારી રીતે વપરાય છે.

શ્લૈષ્મિક સન્નિપાત અને શ્વસનક સન્નિપાત તથા કફવૃદ્ધિના વિવિધ પ્રકારો પર આ રસ સારી રીતે વપરાય છે. ખાસ કરીને આ રોગોની અંતિમ અવસ્થામાં આ રસ વાપરવો જોઇએ.

જે રીતે બીજી ઉત્તેજક ઔષધિઓ પહેલાં ઉત્તેજના કરી પછી અવસાદન કરે છે તે રીતે આ રસથી ઉત્તેજના થયા પછી હૃદય કે નાડીમાં પાછી ક્ષીણતા આવતી નથી. આ જ આ ઔષધિનો મહાન ગુણ છે. આ દવાથી હૃદયની પાસેની રક્તવાહિનીઓ વિકસિત થઈ હૃદયનું કાર્ય સારી રીતે થાય છે.

હૃદયની શૂળ પર આ રસ સારી રીતે વપરાય છે. કફપ્રધાન કે કફવાતપ્રધાન દોષ હોય ત્યારે આ રસ વપરાય છે.

લોહીનું દબાણ કે જરૂરી પ્રાણવાયુ ન મળવાથી અંદરના અવયવો અશક્ત થઇ જાય છે અને પછી તે અવયવો પોતાનું કાર્ય નિયમિત રીતે કરી શકતા નથી. આવી સ્થિતિમાં ત્રૈલોક્યચિંતામણિ રસ વપરાય છે.

જ્યારે અકસ્માત્ ચોટ કે માનસિક આઘાત લાગવાથી હૃદયની ક્રિયા ક્ષીણ થાય છે અને મંદ નાડી, પરસેવો, ચક્કર, બેશુદ્ધિ, ભયંકર વ્યાકુળતા વગેરે લક્ષણો થાય છે ત્યારે તે સ્થિતિમાં ત્રૈલોક્યચિંતામણિ રસ બહુ સારી અસર કરે છે. કારણ હૃદ્ય ઔષધિઓમાં આ રસનું સ્થાન બહુ ઊંચું છે. આ રસની અસર હૃદય, ફેફસાં અને મધ્યમ કોષ્ઠ પર અધિકાર રાખનારી વાતવાહિનીઓના કેન્દ્રસ્થાન અને સહસ્રાર પર થાય છે. આ બધાને આ રસાયન શક્તિ આપે છે અને બધાને સારી રીતે પ્રાણવાયુ પૂરો પાડે છે. આને લીધે બધી ઇન્દ્રિયો ઉત્તેજિત થાય છે.

શ્વસનક અને શ્લૈષ્મિક સન્નિપાત સ્વતંત્ર હોય ત્યારે તેમજ વાતકફજ્વર, આંત્રિક જ્વર કે બીજા જ્વરના ઉપદ્રવરૂપે હોય ત્યારે ઉરઃસ્થાનમાં સોજો અને કફસંચય થયેલો લાગે છે. આ સન્નિપાતોમાં પહેલાં થોડા દિવસ દોષ–દૃષ્ય જોવા પડે છે. પણ ઉપદ્રવો થયા પછી છેવટે એક જ અવસ્થા લગભગ થાય છે. અને તે ઉરઃસ્થાનમાં કફનો સંચય થઇ ફેફસાંના કોષો અને શ્વાસવાહિનીઓ કફથી

ભરાઈ જાય છે. પછી તેને જરૂરી પ્રાણવાયુ મળી શકતો નથી. પરિણામે હૃદય-ની ચારેબાજુ સારી રીતે લોહી ફરી શકતું નથી અને એને લીધે વાતવાહિની-ઓથી મળનારો વાયુ પણ આ અવયવસમૂહોને પૂરતો મળી શકતો નથી. આગળ જતાં આ કફનો સંચય વધી જઇ, શ્વાસમાર્ગ, રક્તાભિસરણ માર્ગ અને વાતમાર્ગ રૂંધાઇ જઈ રોગી મૃત્યુ પામે છે. આ સ્થિતિમાં ત્રૈલોક્યચિંતામણિ રસ સરસ કામ કરે છે. આ રસના પ્રયોગથી શ્વાસવાહિનીઓ ઉત્તેજિત થઇ સંચિત કફને બહાર કાઢવા માંડે છે, હૃદય પાસેની રક્તવાહિનીઓ વિકસિત થઇ અભિ-સરણક્રિયા બરોબર થવા માંડે છે, અને વાતવાહિનીઓ ઉત્તેજિત થઇ સારી રીતે પ્રાણવાયુ પહોંચાડે છે. આ રીતે આ ઔષધિની અસર ત્રણે રીતે થવા માંડે છે.

હૃદયશળમાં સ્તંભન, આખું અંગ ભારે થવું, હાથ-પગ બહેરા થઈ જવા અને ભારે થઇ જવા, જીભ બહેર મારી જવી, પીડ અને આખા અંગમાં ઝણ-ઝણાટી, મોંમાં પાણી છૂટવું વગેરે લક્ષણો થાય છે. આ હૃદયની શળમાં શીત ઉપચાર કે ચોમાસામાં વરસાદ થયા પછીનો ઠંડો પવન કારણરૂપ હોય અથવા શ્વાસ કે ખાંસી પછી કફસંચય થઈ અથવા ઘણા દિવસ રહેનાર સન્નિપાતક જ્વર પછી કફનો સંચય થઇ તેનાથી હૃદયશળ થઇ હોય તો ત્રૈલોક્યચિંતામણિ રસ વાપરવો જોઇએ.

આ રસ અગ્નિ પ્રદીપ્ત કરે છે. પરંતુ આ અસર હિંગ્વષ્ટક ચૂર્ણ જેવી એકાએકની દીપન અસર નથી. હિંગ્વષ્ટક ચૂર્ણ કે અમ્લરસથી આમાશયની શ્લેષ્મકલા અને પિત્તોત્પાદક ગ્રંથિઓ માત્ર તે વખત પૂરતી જ ઉત્તેજિત થઈ પાચકપિત્તનો સ્રાવ થાય છે. આ અસર વધારે વખત માટે નથી રહેતી. જ્યારે ત્રૈલોક્યચિંતામણિ રસની અસર પ્રભાવશાળી, વીર્યવાન અને સ્થિર થાય છે. આ રસની અસર આમાશય, ગ્રહણી, યકૃત, અગ્ન્યાશય અને આંતરડાં પર થાય છે એટલું જ નહી પણ આંતરડાંમાં રહેલી રસાંકુરિકાઓ ( Intestinal villi )ની શોષણક્રિયા, રસ રક્તમાં મળ્યા પછી તેની રૂપાંતર ક્રિયા અને ઉત્તરોત્તર ધાતુ બનાવવાની ક્રિયા પર પણ તે અસર કરે છે. આ બધામાં કફવિકાર ખાસ કરીને ગાઢો, ચીકણો અને સ્થિર કફથી વધી નાડીઓ રૂંધાઈ ગઈ હોય અને તેથી રક્ત અને પ્રાણવાયુ પૂરતો ન મળતો હોય અને તેથી મંદાગ્નિ થયો હોય તો ત્રૈલોક્ય-ચિંતામણિ રસ આપવાથી કફની વિકૃતિ નાશ પામે છે, બધા અવયવોને લોહી અને પ્રાણવાયુ સારી રીતે મળવા માંડે છે, અને અગ્નિ પ્રદીપ્ત થઈ પાચન સારી રીતે થાય છે. આ દૃષ્ટિએ મૂળ ગ્રંથમાં **अग्निं दीपयते** આ ગુણ બતાવ્યો છે.

સ્નાયુઓ વડે શરીરની જુદીજુદી ક્રિયાઓ સરળતાથી થવાથી શરીર મજ-બૂત રહે છે. પરંતુ જ્યારે સ્નાયુઓ પર વાયુની ખૂબ અસર થાય અને કફ

રૂંધાવાથી વાયુ સારી રીતે કામ ન કરી શકે ત્યારે અશક્તિ આવે છે. એવી સ્થિતિમાં ત્રૈલોક્યચિંતામણિ આપવાથી કફનો અવરોધ દૂર થઈ વાયુ સારી રીતે કાર્ય કરી શકે છે અને શક્તિ વધે છે.

આયુર્વેદે શુક્રધાતુના સત્ત્વરૂપ ઓજની સ્પષ્ટ કલ્પના કરી છે. એના જેવી કલ્પના આધુનિક વૈદકમાં નથી. આ ઓજ હૃદયમાં છે અને આખા શરીરમાં ફેલાયેલું છે. એની સારી સ્થિતિ પર શરીરના બધા વ્યાપારો આધાર રાખે છે. ત્રૈલોક્યચિંતામણિ રસ વડે આ ઓજ ઉત્પન્ન કરી આખા શરીરમાં ફેલાવવાનું કાર્ય સારી રીતે થાય છે. આ કારણે જ્યારે હૃદય નબળું પડવા માંડે છે ત્યારે એકદમ ઉત્તેજના આપવા માટે આ રસાયન વપરાય છે.

શરીરમાં ઉત્પન્ન થનારા વિવિધ મેન્દ્રિય વિષો લોહીમાં શોષાઇ કફપ્રધાન કે કફવાતપ્રધાન લક્ષણો ઉત્પન્ન થાય ત્યારે આ ઔષધિની સરસ અસર થાય છે. કફપ્રધાન ખાંસી અને શ્વાસમાં આ રસાયન સારી રીતે વપરાય છે.

પક્ષાઘાતની અંતિમ અવસ્થા કે બીજા વાતરોગોના અંતે દરદી બહુ જ ક્ષીણ, નિર્બળ અને ઓજક્ષયવાળો થાય ત્યારે આ રસાયન આપવું જોઇએ.

ટૂંકમાં ત્રૈલોક્યચિંતામણિ રસ હૃદ્ય, ઓજસ્કર, અગ્નિ પ્રદીપ્ત કરનાર, બળ વધારનાર અને ધાતુસામ્યતા લાવનાર છે. અત્યંત વીર્યવાન અને તીવ્ર હોવાથી ખાસ કરીને કફપ્રધાન અને કફવાતપ્રધાન વિકૃતિ પર વપરાય છે. જ્યારે સ્રોતોમાં કફ ભરાય છે ત્યારે આ રસાયન વાપરવું જોઇએ.

( ઓ. ગુ. ધ. શા.ને આધારે )

### (૧૩) જયમંગલ રસ

**વિધિ**—હિંગળોકમાંથી કાઢેલો પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણખાર, તામ્રભસ્મ, બંગભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, સિંધવ અને સફેદ મરી દરેક ૧-૧ તોલો, સુવર્ણભસ્મ ૨ તોલા, લોહભસ્મ ૧ તોલો અને રૌપ્ય ભસ્મ ૧ તોલો લઇ બધું મેળવી, ખરલ કરી, ધતૂરાના પાનનો રસ, હાડસાંકળના પાનનો રસ, દશમૂળનો ઉકાળો અને કરિયાતાનો ઉકાળો દરેકની અનુક્રમે ૩-૩ ભાવના આપી અર્ધી અર્ધી રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ૨.)

**માત્રા**—½ થી ૧ રતી દિવસમાં ૨ થી ૩ વાર જીરું અને મધ સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે.

**ઉપયોગ**—આ એક મહાન દિવ્ય ઔષધિ છે. બધી જાતના તાવનો નાશ કરે છે અને માથે ચઢી ગયેલી તાવની ગરમી મટાડી મગજ શાન્ત કરે છે. બહુ વખતનો જૂનો મહાઘોર તાવ, જીર્ણજ્વર, સાધ્ય અને અસાધ્ય આઠ પ્રકારના જ્વર, વાતપિત્ત વગેરે જુદાજુદા દોષોથી આવનારા બધી જાતના જ્વર, બધી

જાતના વિષમજ્વર, મેદોગત જ્વર, માંસગત જ્વર, અસ્થિ અને મજ્જાગત જ્વર, આંતરવેગ અને બાહ્ય વેગવાળો ઉગ્રજ્વર, વિવિધ પ્રકારના દોષોથી ઉત્પન્ન થનારો જ્વર, શુક્રગત જ્વર, તેમજ બધી જાતના તાવોનો નાશ કરે છે. એ બળ અને વીર્યની વૃદ્ધિ કરે છે અને સર્વ રોગોનો નાશ કરે છે.

જ્યારે વિષમજ્વર લાંબો વખત સુધી ત્રાસ આપ્યા કરતો હોય, ઔષધિ કે પથ્યમાં ભૂલ થવાથી મુદતિયો તાવ બે મહિના કે તેથી વધુ વખતનો થઇ ગયો હોય, બીજી કોઈ પણ જાતનો જ્વર જૂનો, માંસ વગેરે ધાતુને આશ્રયે થઇ ગયો હોય અને ગરમ કે શીતળ ઉપચાર કરવાથી વધી જતો હોય, તેવા તાવોનો નાશ કરવામાં આ રસ અદ્વિતીય છે.

આ રસના સેવનથી અંદર રહેલા જ્વરના કીટાણુઓ નાશ પામે છે. સેન્દ્રિય વિષ બળી જાય છે, ઊંઘ આવવા માંડે છે, દાહ શમી જાય છે. કફ સરળતાથી નીકળી જાય છે. દુષ્ટ કફ ઉત્પન્ન થતો અટકી જાય છે, જ્ઞાનતંતુઓ બળવાન થવા માંડે છે, મન પ્રફુલ્લિત બને છે તેમજ ભૂખ લાગે છે, તેથી થોડા જ દિવસમાં શરીર નીરોગી, પુષ્ટ અને તેજસ્વી બની જાય છે.

જ્યારે જ્વરનું વિષ રક્ત વગેરે ધાતુઓમાં મળી જાય છે, વાત, પિત્ત અને કફ ત્રણે ધાતુઓ નિર્બળ થઇ જવાથી જીવનીય શક્તિ જ્વરના વિષ કે જંતુઓનો નાશ કરવા શક્તિમાન રહેતી નથી, હૃદયની નબળાઇને લીધે વછનાગવાળી ઔષધિ અનુકૂળ ન રહેતી હોય અથવા ખૂબ અવસાદન કરતી હોય, ત્યારે જ્વર અને વિષનો નાશ કરનાર હૃદ્ય, શક્તિવર્ધક અને પચતેન્દ્રિયનું શોધન કરનાર ગુણવાળી ઔષધિની જરૂર છે. એ બધા ગુણો જયમંગલ રસમાં રહેલા છે.

સળેખમ કે શરદી લાગવાથી કફનો પ્રકોપ થઈ તાવ આવે છે. પછી વખતસર યોગ્ય ઉપચાર ન થાય કે વિરુદ્ધ આહાર–વિહારથી કફ દૂષિત થાય છે અને ચીકણો અને ગંધાતો બની જાય છે; પછી ખાંસી થયા કરે છે અને શ્વસનસંસ્થામાં ખેંચ થયા કરે છે. અંદરથી કફની ગંધ આવતી હોય એવું દરદીને વારંવાર લાગ્યા કરે છે. તાવ લગભગ ૧૦૦° સુધી રહે છે. આ કફને સરળતાથી બહાર કાઢવા માટે સિતોપલાદિ અને લઉક સપિસ્તાં અથવા કફકર્તન રસ વગેરે અપાય છે. પણ નવા ઉત્પન્ન થતા કફને અટકાવવા અને તાવ દૂર કરવા સાથે સાથે જયમંગલ આપવો આશીર્વાદ સમાન થઈ પડે છે. આ રસના સેવનથી ક્ષયનો ભય દૂર થાય છે અને રોગ સરળતાથી મટી જાય છે,

જ્યારે રાજ્યક્ષ્મામાં તાવનો વેગ વધારે રહેવાથી વ્યાકુળતા અને નબળાઈ વધારે આવી હોય ત્યારે સુવર્ણવાળી બીજી ઔષધિઓ વાપરી શકાતી નથી, પરંતુ આ રસ નિર્ભયતાથી આપી શકાય છે. આ રસના સેવનથી ક્ષયના જંતુઓ અને

વિષ નાશ પામે છે અને શારીરિક ઉત્તાપ પણ મર્યાદિત થઈ જાય છે.

બાળક, સ્ત્રીઓ કે નાજુક પ્રકૃતિવાળા પુરુષો રાત્રે કવખતે કે ગમે તેવી જગ્યાએ કોઈવાર એકલા જતા હોય ત્યારે વાતવાહિનીઓ અને મન પર આઘાત લાગી તાવ આવી જાય છે. પ્રલાપ, ભય, ખરાબ સ્વપ્નાં, જાગ્રત સ્થિતિમાં પણ ભય લાગવો, કંપ, હૃદયમાં ધ્રુજારી અને ઉન્માદનાં લક્ષણો સાથે તાવ હોય છે. આવી સ્થિતિમાં જયમંગલ રસ આપવાથી એકદમ ઉત્તમ પ્રકારનો ફાયદો થાય છે.

તાવમાં કે તાવ વગર શોક વગેરેથી માનસિક આઘાત લાગવાથી સન્નિપાત જ્વર થઈ જાય છે. સંનિપાત સાથે ઘણાં લક્ષણો મળી જાય છે અને સહેજ સહેજ ફેર પણ રહે છે. વાતવાહિનીઓ, વાતવહ કેન્દ્ર, સહસ્રાર અને મન વગેરે દૂષિત થાય છે. પ્રલાપ, અરુચિ, વિચારશક્તિનો નાશ, ઊંઘ ન આવવી, કોઈવાર તાવ કે ઝાડા અથવા કોઈવાર ઝાડા ન થવા, આંખમાં વારંવાર આંસુ આવી જવાં, મોં નિસ્તેજ થઇ જવું વગેરે લક્ષણો થાય, ત્યારે જયમંગલ રસ આપવો જોઇએ. જયમંગલ રસથી હૃદય, મન અને વાતવાહિનીઓના કેન્દ્રસ્થાનનું રક્ષણ થાય છે અને રોગ દૂર થવામાં સહાયતા મળે છે.

## (૨૪) દુર્જલજેતા રસ

**વિધિ**—શુદ્ધ વછનાગ ૨ તોલા, કોડીભસ્મ ૫ તોલા અને મરી ૯ તોલા લઇ, ખરલ કરી, ૬ કલાક આદુના રસમાં ઘૂંટી મગ જેવડી ગોળીઓ વાળવી.

(યો. ર.)

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન દૂષિત પાણી કે પવનથી આવેલો તાવ, સળેખમ સાથેનો તાવ, શીતજ્વર, અજીર્ણ, મંદાગ્નિ, આમવૃદ્ધિ, આફરો, કબજિયાત, શૂળ, શ્વાસ, કાસ વગેરે રોગો મટાડવામાં બહુ ઉપયોગી છે.

દુર્જલજેતા રસથી કફદોષદૃષ્ટિ ઓછી થાય છે, પેશાબ સાફ આવે છે, પાચક પિત્તની શુદ્ધિ થાય છે અને અજીર્ણ તથા અતિસાર મટી જાય છે.

આ રસાયન ચોમાસાના કાદવના વિષથી ઉત્પન્ન થનાર તાવ પર બહુ સારું વપરાય છે. તાવ આવે ત્યારે જડતા, અંગ પર ભીનાશ, મોં ચીકણું અને ગળ્યું રહેવું, અંગ જકડાઇ જવાં, પેટમાં વાયુ ભરાઈ રહેવું અને ભારે રહેવું. ભૂખ મરી જવી, ગળ્યા અને દૂષિત ઓડકાર આવવા, કબજિયાત, પીઠમાંથી કમરમાં શૂળ આવતી હોય તેવું લાગવું, સળેખમ, માથું ભારે થઈ જવું વગેરે કફપ્રધાન લક્ષણો દેખાય છે તે વખતે જ્વરનો વેગ વધારે ન હોય ત્યારે આ રસાયન આપવું જોઇએ.

આમાશયનો કફદોષ વિકૃત થવાથી આમાશયના સ્રાવમાં અમ્લતા અને

પિચ્છિલતા ઓછી થાય છે. અને તેથી પેટમા ભારેપણુ, ભૂખ મરી જવી, ઊબકા, મોમાં મીઠું પાણી ઝર્યા કરવું, થોડુ ખાવા છતા પણ બરોબર ન પચવુ, પેટમા આફરો અને ધીમી ધીમી ચૂંક, ગધાતો પાતળો અને અયોગ્ય મિશ્રણવાળો મળ વગેરે લક્ષણો થાય છે. આના ઉપર દુર્જલજેતા રસ અપાય છે. આ રસના સેવનથી સાવ નિયમિત થાય છે, કફવિકાર નાશ પામે છે અને પછી અપચો અને અતિસાર પણ મટી જાય છે.

આ ઔષધિમાં પારો ન હોવા છતા રસાયન જેવા ગુણ હોવાથી શાસ્ત્રકારો આ રસને દુર્જલજેતા રસ કહે છે

## (૧૫) હેમગર્ભ પોટલી રસ

વિધિ—પારો ૧ તોલો, તામ્રભસ્મ ૧ તોલો, ગધક ૧ તોલો, સોનાનાં વરક, ચાદીની ભસ્મ, લોહભસ્મ અને રસસિંદૂર ૬–૬ માશા લઇ મેળવી થોરના દૂધની ત્રણ ભાવના આપવી પછી ગોગડી બનાવી, સૂકવી, નવા રેશમી કાપડમા બાધી એક દોરાથી બાધી હાડલીમા લટકાવવી હાડલીમા નીચેના ભાગમા એટલો લાકડિયો ગધક નાખવો કે ગંધક ઓગળે એટલે પોટલી અદર ડૂબી જાય. પછી કપડાનો કાકડો કરી તેમાં બોળી તેનો તાપ આપવો લગભગ અર્ધો કલાકે ગધક ઓગળી જાય એટલે પોટલી બહાર કાઢી ગોગડીઓને ગરમ પાણીથી ધોઈ લેવી. (વૈ. ચિ. સા.)

**માત્રા**—$\frac{1}{2}$ થી ૧ રતી પાણી કે આદુના રસમા ઘસીને પાવી. જરૂર હોય તો દર બે કલાકે દિવસમા ૪ વાર આપવી

**ઉપયોગ**—હેમગર્ભ પોટલી રસ, ત્રિદોષ, મૂર્છા, શીતાગ, શ્વાસ, કફ અને ન્યુમોનિયા વગેરે રોગોનો નાશ કરે છે અને દરદીને સચેત બનાવે છે. શ્વસનક સન્નિપાત, આત્રિક સન્નિપાત (મધુરો) ના ઉપદ્રવો, હૃદયની નબળાઇ, શરીરમા ખૂબ શીતતા, શ્વાસનો વેગ મંદ અને રોગીની નાડીનો વેગ ખૂબ ક્ષીણ થઇ જાય ત્યારે આ રસ એવા તીવ્ર ઉપદ્રવોને શમાવી દે છે. તેમજ જ્યારે સન્નિપાત વગેરે રોગોમા જ્ઞાનતંતુઓ શૂન્ય થઇ રોગી બેહોશ થઇ જાય છે ત્યારે આ ઔષધિ અમૃત સમાન ગુણકારી છે, અને ક્ષય, શ્વાસ, કફવિકાર, વાતપ્રકોપ, મદાગ્નિ વગેરે રોગોનો નાશ કરે છે. આ રસ હૃદયને ઉત્તેજિત કરે છે, આંતરડામા ઉત્પન્ન થયેલા સેન્દ્રિય વિષનો નાશ કરે છે અને રોગીને સચેત બનાવે છે.

**બીજી વિધિ**—શુદ્ધ પારો ૪ તોલા, શુદ્ધ ગધક ૭ તોલા, સુવર્ણભસ્મ ૧ તોલા, તામ્રભસ્મ ૩ તોલા અને સમીરપન્નગ ૦॥ તોલો લઈ બધાને મેળવી કુંવારના રસમા ૭ દિવસ ખરલ કરી ગોગડી વાળવી અને પછી તેને પહેલી રીતમા લખ્યા મુજબ પકવવી. (ઔ. ગુ. ધ શા.)

માત્રા—½ થી ૧ રતી જરૂર હોય ત્યારે ઘસીને આપવી.

ઉપયોગ—આ રસાયન બહુ ઉગ્ર અને ઉષ્ણવીર્ય છે. માટે બહુ સંભાળપૂર્વક વાપરવું જોઇએ. આયુર્વેદના અમૂલ્ય ઔષધરત્નોમાંનું આ એક ઉત્તમ રત્ન છે. આ રસાયને ઘણીવાર અંતિમ પરાકાષ્ઠાએ પહોંચેલા અસાધ્ય અને મૃત્યુના મુખમાં પ્રવેશવા તૈયાર દરદીઓને જીવતદાન આપ્યું છે. આટલું હોવા છતાં આનો દુરુપયોગ થવાથી રોગીને ઊલટો વધુ ત્રાસ થાય છે. આ રસાયનના સેવનથી નાડીનો વેગ એકદમ વધી જાય છે, નાડીના ધબકારા નિયમિત થઈ જાય છે અને રક્તાભિસરણ ક્રિયા બળવાન બની જાય છે.

સન્નિપાત જ્વરની અંતિમ અવસ્થામાં હેમગર્ભ રસનો ઉપયોગ બહુ સારો થાય છે. આંત્રિક સન્નિપાત (મોતીઝરો), શ્વસનક સન્નિપાત, શ્લેષ્મક જ્વર અને બીજા સન્નિપાતની અંતિમ દશામાં શરીર ઠંડું થવા માંડે છે, શ્વાસ વધી જાય છે, નાડી બહુ મંદ અને છિન્નભિન્ન થઈ જાય છે, ઘેન આવે છે, શરીરમાં અને ખાસ કરીને કપાળ પર ઠંડો પરસેવો થાય છે, પરસેવો વધવા માંડે છે અને હાથપગ ઠંડા થવા માંડે છે, વગેરે લક્ષણો થાય છે. આવી સ્થિતિમાં આ રસાયન બહુ ઉપયોગી છે. આ સ્થિતિમાં શારીરિક ઉત્તાપ બહુ ઓછો હોવાથી આ રસાયનનું કાર્ય બહુ સારું થાય છે. ખાસ કરીને શ્વસનક અને શ્લૈષ્મિક સન્નિપાતમાં તો આ રસ બહુ જ ઉત્તમ મનાય છે. પરંતુ આવી સ્થિતિમાં ઉપયોગી થનાર હૃદયોત્તેજક ઔષધિ શ્લેષ્મક વગેરે સન્નિપાતોની તદ્દન પ્રાથમિક અવસ્થામાં કે બીજી અવસ્થામાં આપવાથી બહુ નુકસાન થાય છે, તાવ ખૂબ વધી જાય છે, નાડી વેગથી ચાલવા માંડે છે અને કોઈ કોઈ દરદીના મોંમાંથી લોહી પડવા માંડે છે.

ઋતુપરિવર્તનથી થનારા અતિસાર (અપચાથી થનાર વિસૂચિકા) અને જંતુજન્ય વિસૂચિકામાં બહુ વધારે ઝાડા થાય ત્યારે નાડી અને હૃદયની ગતિ ક્ષીણ થઇ જાય છે, શ્વાસપ્રકોપ થાય છે, પેટ બેઠેલું લાગે છે, ભયંકર તરસ, વ્યાકુળતા, તેમજ હાથ, પગ અને આખું શરીર ઠંડું થઇ જાય છે. ઊલટે નાડી તદ્દન મંદ અને છિન્નભિન્ન થાય છે. કોઇક વાર તો નાડી હાથ લાગતી નથી. આ સ્થિતિમાં હેમગર્ભ રસ બહુ ઉપયોગી છે. આ રસાયન આદુના રસમાં ઘણી થોડું મધ મેળવી આપવું જોઇએ. જેમ જેમ માત્રા શોષાય છે તેમ તેમ સ્થિતિ સુધરતી જાય છે.

તમક, પ્રતમક, ઊર્ધ્વ અને મહાશ્વાસમાં હેમગર્ભ સારી રીતે વપરાય છે. પરંતુ ખૂબ સાવચેતીપૂર્વક ઓછી માત્રા આપવી જોઇએ.

અપતંત્રક વગેરે વાતરોગમાં તંદ્રા, ભ્રમ, સંન્યાસ વગેરે લક્ષણો થાય અને કફ વધારે હોય તો હેમગર્ભનો બહુ ઉત્તમ ઉપયોગ થાય છે.

ઉરસ્તોય અને કુક્ષિશૂળ રોગમાં તાવ ઓછો થાય અને નાડીની ક્ષીણતા વધે ત્યારે હેમગર્ભ પોટલી રસ આપવો જોઈએ.

પ્રસૂતાના વાતપ્રકોપમાં હેમગર્ભ રસ બહુ ઉપયોગી છે. પ્રસવ વખતે વેદના ઓછી થઇ નાડી ક્ષીણ થાય ત્યારે હેમગર્ભ પોટલી રસ અપાય છે.

( ઔ. ગુ. ધ. શા. ને આધારે. )

**સૂચના**—જરૂર ન હોય તેને હેમગર્ભ પોટલી રસ આપવાથી શરીરની ગરમી ખૂબ વધી જાય છે. કોઇવાર મૃત્યુ પછી પણ શરીરની ઉષ્મા વધારે રહે છે. હેમગર્ભ આપ્યા પછી બીજી ઔષધિની અસર બહુ થઈ શકતી નથી. હેમગર્ભની શરીર પર થનારી અસર નષ્ટ થયા પછી જ બીજી ઔષધિ વાપરી શકાય છે.

## (૧૬) પંચવક્ત્ર રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણખાર, પીપર, મરી અને શુદ્ધ વછનાગ આ ૭ ઔષધિઓ સરખે ભાગે લઈ, કાળા ધતૂરાના પાનના રસમાં એક દિવસ ખરલ કરી ( ટીકાકારના મત પ્રમાણે ૭ ભાવના આપવી ), મગ જેવડી ગોળીઓ વાળવી. ( શા. સં. )

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર ત્રણ ત્રણ કલાકે આદુના રસ અને મધ સાથે આપવી. ઉપર ત્રિકટુ નાખેલો અર્કમૂલ કવાથ આપવો.

**ઉપયોગ**—પંચવક્ત્ર રસ બહુ ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, વ્યવાયી અને પીડાશામક છે. કફપ્રધાન સન્નિપાતમાં વાયુ અનુબંધરૂપે હોય ત્યારે પંચવક્ત્ર રસ આપવો બહુ ફાયદાકારક છે. પિત્તાનુબંધમાં ન વાપરવો જોઇએ. કફવાત સન્નિપાત, વાતકફજ્વર, અને મંદાગ્નિમાં આ રસ વિશેષ લાભદાયક છે. પરમિયાના તીક્ષ્ણ દરદ, મૂત્રનો અવરોધ, પરુ અને સોજામાં પણ પંચવક્ત્ર રસ આપવાથી પેશાબ ચોખ્ખો આવી તીક્ષ્ણ દરદ જલદી મટી જાય છે.

કફપ્રધાન સન્નિપાતમાં કફનો સંચય થાય ત્યારે આ રસ વાપરવો જોઇએ. કફનો સંચય થવાથી ગળામાં ઘરર-ઘરર અવાજ, નાડી ભારે અને તીવ્ર, શ્વાસોચ્છ્વાસના વેગની વૃદ્ધિ, જ્વરનો વેગ મધ્યમ, ભ્રમ, પ્રલાપ, હાથ-પગ પછાડવા, માથું હલાવ્યા કરવું, કફ નીકળે ત્યારે સહેજ સારું લાગવું, કફ ન નીકળે ત્યારે બહુ ત્રાસ થવો, તંદ્રા, શરીર ભારે લાગવું, ચામડીમાં સહેજ ચીકાશ વગેરે લક્ષણો થાય છે. તેના પર આ રસનો ઉત્તમ ઉપયોગ થાય છે.

કફ સન્નિપાતની આ અવસ્થામાં ત્રૈલોક્યચિંતામણિ, હેમગર્ભ, કાલકૂટ, પંચમૃત, સમીરપન્નગ, મલ્લસિંદૂર આ બધાં જુદાંજુદાં લક્ષણો પ્રમાણે વપરાય છે. પંચવક્ત્ર માટે ખાસ લક્ષણ એ છે કે કફ સાથે વાયુનો અનુબંધ હોવો જોઇએ.

શ્વસનક સન્નિપાતમાં તદ્દન શરૂઆતથી આ રસ સારી રીતે વપરાય છે. પડખાંમાં તીક્ષ્ણ શળ મારી ચારેબાજુ ફેલાતી, સાથે સાથે શ્વાસ લેવામાં ત્રાસ, શ્વાસ લેતાં દુખાવો થવો, સહેજ ચાલતાં દરદ થવું, સ્થિર હોય ત્યાં સુધી પડખાનો દુખાવો ઓછો લાગવો, સેક કરવાથી સારું લાગવું, સ્નેહસ્વેદ સારા હોવા છતાં શરૂઆતમાં ઠીક લાગી પાછું પહેલાં જેવું દરદ થવા માંડવું, દરદની જગ્યાએ દાબીને બાંધવાથી દરદ ઓછું લાગવું, સાંધે સાંધામાં (આંગળીઓના સાંધામાં પણ) વેદના, આંખો પર ભાર, ઊંઘ ન આવવી, શરીર અકડાઈ જવું, સ્પર્શ પણ ન સહન થવો, જ્વરનો વેગ મધ્યમ હોવા છતાં પણ સહન ન થવો, ધીમો ધીમો પ્રલાપ અને અર્ધી બેશુદ્ધિ વગેરે લક્ષણો થાય છે. આ સન્નિપાત જ્વરમાં પંચવક્ત્ર રસનો ઉપયોગ ઉત્તમ પ્રકારે થાય છે.

વાતકફપ્રધાન જ્વર અને શ્લૈષ્મિક સન્નિપાતમાં વેદના વધારે, તંદ્રા, આળસ, આખા અંગમાં પીડા, સાંધામાં તોડ, શરીર પર ચીકાશ વગેરે લક્ષણો થાય ત્યારે આ રસ વાપરવો બહુ હિતકર છે. (ઓ. શુ. શ્ર. શા.)

**સૂચના**—કોઇને ધતૂરાનું ઘેન આવે તો દહીંભાત ખવરાવવાં અથવા લીંબુનો રસ પાવો.

## (૧૭) મૃત્યુંજય રસ

**વિધિ**—લીંબુના રસમાં શુદ્ધ કરેલો હિંગળોક ૨ તોલા, શુદ્ધ વછનાગ, ગંધક, મરી, ફુલાવેલો ટંકણખાર અને પીપર આ દરેકને ૧-૧ તોલો લઈ, મેળવી આદુના રસમાં ૩ દિવસ ખરલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી.

(યો. ૨.)

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૩ વાર આદુના રસ કે પાણી સાથે આપવી.

**વિવિધ અનુપાન**—બધી જાતના તાવમાં—મધ સાથે.

વાતજ્વરમાં—દહીંની તર સાથે.

દારુણ સન્નિપાતમાં—આદાના રસ સાથે.

અજીર્ણજન્ય જ્વરમાં—જંબીરી લીંબુના રસ સાથે.

વિષમજ્વરમાં—કાળી જીરી અને ગોળ સાથે.

પક્ષાઘાતમાં અને આમવાતમાં—બીલીના પાનના રસ અને મધ સાથે.

વાતજ્વર અને કફજ્વરમાં—લવંગાદિ પાચન સાથે.

**અનુપાનમાં કહેલું લવંગાદિ પાચન**—લવંગ ૧ માસા, મરી ૩ માસા, વરિયાળી, કુદીનો, જેઠીમધ, સૂંઠ અને ગળો ૧-૧ તોલો લઇ બધાને મેળવી કવાથ કરી ૩ ભાગ કરવા. દિવસમાં ૩ વાર ૩-૩ માસા સાકર મેળવી પાવું.

ઉપયોગ—આ રસાયન બધી જાતના વાત અને કફપ્રધાન નવાતાવ, વિષમજ્વર, જીર્ણજ્વર, અને સન્નિપાતનો નાશ કરે છે. અતિસાર અને કૃમિરોગમાં પણ એ ઉપયોગી છે.

આ રસાયન સંબંધમાં 'રસચંડાશુ'ના લેખકે લખ્યું છે કે :

अव्यक्तः सिद्धिदः शुद्धो रोगघ्नः कीर्तिवर्धनः ।
यशप्रदः शिवः साक्षात् मृत्युञ्जयरसः स्मृतः ॥

આ મૃત્યુંજય રસ અવ્યક્ત, સિદ્ધિદાતા, રોગહારી, કીર્તિવર્ધન, અને યશ આપનાર સાક્ષાત્ મૃત્યુંજય શિવરૂપ છે.

આ રસ કફઘ્ન અને સ્વેદલ છે. આ રસ આમ અને આંતરડાંમાં રહેલા મળનું પાચન કરી વિષને પરસેવો અને પેશાબદ્વારા બહાર કાઢી તાવને મટાડે છે. પરમિયાના તીક્ષ્ણ પ્રકોપ, પેશાબમાં બળતરા અને મૂત્રનળીના સોજાને ૧-૨ દિવસમાં જ એ દૂર કરે છે.

કફજ્વરમાં નાક, ગળું, શ્વાસવાહિનીઓ અને ફેફસાંમાં કફદુષ્ટિ હોય—અને તે પણ ઉપર ઉપરથી હોવી જોઇએ—તાવનો વેગ મધ્યમ, આળસ, મોંમાં મીઠાશ અને ચીકાશ, વારંવાર પેશાબ થવો, પેશાબનો રંગ સફેદ, શરીર ભારે, હાથ-પગ તૂટવા વગેરે લક્ષણો દેખાય, ત્યારે મૃત્યુંજય રસ આદુના રસ અને મધ સાથે આપવો જોઇએ.

વાતકફપ્રધાન તાવમાં સળેખમ, ખાંસી અને આખું શરીર તૂટવું એ લક્ષણો હોય ત્યારે મૃત્યુંજય રસ આપવો ફાયદાકારક છે.

અપચાથી આવેલા તાવમાં આ રસ જંબીરી લીંબુના રસ સાથે આપવાથી કલેદક કફની શુદ્ધિ થાય છે, પાચકપિત્ત બળવાન બને છે અને અજીર્ણ દૂર થઈ તાવ મટી જાય છે.

શ્લૈષ્મિક અને શ્વસનક સન્નિપાતની શરૂઆતની અવસ્થામાં કફ વધારે હોવાથી આ રસ વપરાય છે. પિત્તની અધિકતા હોય અને લોહીવાળો કફ પડતો હોય ત્યારે આ રસ ન વાપરવો જોઇએ.

મલેરિયામાં ક્વિનીન સારો ફાયદો કરે છે, તો પણ કોઈ કોઇને નુકસાન કરે છે. એવા દરદીઓને ક્વિનીન વધારે દિવસ આપવાથી જ્વર વધારે કુપિત થાય છે અને ધાતુઓમાં લીન થઇ જાય છે, પછી જલદી છોડતો નથી. ક્વિનીન માફક અપથ્યનું સેવન કરનારનો મલેરિયા જ્વર પણ ધાતુઓમાં લીન થઈ દૃઢ થઇ જાય

છે. તાવ ૧૦૧° થી ૧૦૪° સુધી વધી જાય છે. એવી સ્થિતિમાં ઘણાને માથામાં ભારેપણું, સળેખમ, કફજ ખાંસી વગેરે લક્ષણો થાય છે. એવા તાવના લીન થયેલા અને ઊભળેલા વિષને બાળી તાવને મટાડવા માટે મૃત્યુંજય રસ બહુ હિતકર છે. ૧-૧ રતી રસ સૂંઠ, નાગરમોથ અને ધાણાના કવાથ સાથે દિવસમાં ૨ વાર આપતા રહેવાથી બીજે જ દિવસે તાવ ઓછો થવા માંડે છે. ગરમી વધારે હોય તો ૨-૨ રતી પ્રવાલપિષ્ટિ મેળવીને આપવી.

**સૂચના**—કફપ્રધાન ઘોર તીવ્ર જ્વરમાં પૂરી માત્રા આપવી. પણ વધારે પડતી આપવાથી હૃદયને નુકસાન કરે છે. સ્ત્રી, બાળક, વૃદ્ધ અને નિર્બળ માણસોને શક્તિ અનુસાર અર્ધી કે પા માત્રા આપવી. યોગ્ય માત્રામાં નાનાં બાળકોને પણ અપાય છે.

ખોરાક વધવાથી તાવ આવે તેમાં આ રસ ન આપવો.

## (૧૮) મહામૃત્યુંજય રસ

**વિધિ**—શુદ્ધ સોમલ, શુદ્ધ હરતાલ, શુદ્ધ વછનાગ અને શુદ્ધ નેપાળો ૧-૧ તોલો અને હિંગળોક અને સફેદ કાથો ચાર ચાર તોલા લેવાં. બધાને બારીક ખરલ કરી દારૂડીના રસમાં ૧ કલાક ખરલ કરી ૦ાા-૦ાા રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં ૩ વાર આદુંના રસ સાથે આપવી.

**ઉપયોગ**—ગ્રંથિક સન્નિપાત ( Plague ) ને મટાડવામાં બહુ ઉપયોગી છે. આ રસ હૃદયને ઉત્તેજિત કરે છે, નાડીઓમાં રહેલાં કફ અને આમનું શોષણ કરે છે, મળમૂત્રના અવરોધને દૂર કરે છે, લસિકાગ્રંથિઓ અને લોહીમાં ઉત્પન્ન થયેલા જંતુઓનો નાશ કરી પ્લેગને પણ મટાડે છે. બીજા કફપ્રધાન સન્નિપાતમાં કફ અને મળની શુદ્ધિ માટે આ મહામૃત્યુંજય રસ હિતકર છે.

**સૂચના**—જ્વરનો વેગ સખ્ત હોય, લોહી પડતું હોય અને પાતળા ઝાડા થતા હોય ત્યારે આ રસ ન આપવો.

## (૧૯) ગદમુરારિ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ મનઃશિલ, લોહભસ્મ, અભ્રકભસ્મ અને તામ્રભસ્મ દરેક ૧-૧ તોલો અને વછનાગ ૨ માસા લઈ, પહેલાં પારો અને ગંધકની કજ્જલી કરી, પછી ભસ્મો અને વછનાગ મેળવી, આદાના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૦ાા-૦ાા રતીની ગોળીઓ વાળવી. ઘણા આચાર્યો આ રસને 'જ્વરમુરારિ' પણ કહે છે. ( નિ ૨. )

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં ૨ વાર ગરમ પાણી, આદુનો રસ, તુળસીનો રસ અથવા બીજા રોગ અનુસાર અનુપાન સાથે.

**ઉપયોગ**—આ ગદમુરારિ રસ આમ વગેરે જ્વરોનું શમન કરે છે. અને ઘણા દિવસ સુધી રહેનાર તાવોમાં ધાતુઓના પરિપોષણ ક્રમને સુધારી વ્યાધિનું શમન કરે છે. જે જ્વરમાં રસધાતુમાં દોષ રહેલો હોય તેમાં આ વાપરવો બહુ જ હિતકર છે. રસગતજ્વર, પિત્તજ્વર અને જીર્ણ સન્નિપાતની સારી રીતે ચિકિત્સા ન થઇ હોય તેવો બહુ વખતનો જૂનો વિષમજ્વર, ક્ષયની પ્રથમ અવસ્થાનો તાવ, અતિસાર સાથેનો જીર્ણજ્વર વગેરે રોગો આ રસાયનના સેવનથી નાશ પામે છે.

રસગત જ્વરમાં શરીરમાં જડતા, હાથપગ તૂટવા, ઊબકા, ઊલટી, અરુચિ, છાતીમાં ભાર, મેં નિસ્તેજ અને કૃશ વગેરે લક્ષણો થાય છે. એવાં લક્ષણો હોય ત્યારે ગદમુરારિ રસ આપવો જોઇએ.

કફ સાથે લોહી પડવું, થૂંકમાં લોહી આવવું, લોહી પડવા છતાં શ્લૈષ્મિક કે શ્વસનક જ્વરનાં લક્ષણો ન હોવાં અને ફેફસાં વગેરેમાં વિકૃતિ પણ ન હોવી, તરસ, શરીરમાં દાહ, નકામા વિચાર આવ્યા કરવા, ઊલટી, ચક્કર, બેશુદ્ધિ, પ્રલાપ, સાંધેસાંધામાં દરદ વગેરે લક્ષણો થાય, ત્યારે ગદમુરારિ રસ બ્રાહ્મીનો કવાથ, અરડૂસીનો સ્વરસ કે દૂર્વાના મૂળના ફાંટ સાથે આપવો જોઇએ.

બહુ જ તરસ, વારંવાર ઝાડો અને પેશાબ, આખા શરીરમાં દાહ, હાથ–પગના તળિયામાં બળતરા, હાથ–પગની નાડીઓ ખેંચાવી, હાથ–પગ પછાડવા, બહુ જ વ્યાકુળતા, પંખાથી પવન નાખવાથી સહેજ સારું લાગવું વગેરે લક્ષણો હોય ત્યારે જ્વરમુરારિ રસ નાગરમોથના કવાથ સાથે આપવો જોઇએ.

બહુ પરસેવો, બહુ તરસ, વારંવાર મૂર્છા, પ્રલાપ, ઊલટી, મોંમાંથી દુર્ગંધ આવવી, પરસેવો ગંધાવો, અરુચિ, શરીરના કોઈ પણ ભાગમાં સ્પર્શ સહન ન થવો વગેરે લક્ષણો હોય ત્યારે જ્વરમુરારિ રસ મધ અને પાણી સાથે આપવાથી સારો ફાયદો થાય છે.

હાથ–પગની નાડીઓ ખેંચાવી, આખા અંગમાં પીડા, શ્વાસ બેચેની, ઊલટી, ઝાડા વગેરે લક્ષણો હોય ત્યારે જ્વરમુરારિ રસ પ્રવાલપિષ્ટિ અને શૃંગભસ્મ સાથે મેળવી કાંટાસળિયાના રસ અથવા કવાથ સાથે આપવો જોઈએ.

ચક્કર આવવાં, હેડકી, ખાંસી, શરદી લાગવી, અથવા શરીર ઠંડું થઇ જવું, હાથ–પગ બહેર મારી જવા, ઊલટી, અંદર દાહ, હૃદય, મૂત્રાશય અને પડખામાં દરદ, બહુ લાંબો શ્વાસ લેવો વગેરે લક્ષણો હોય ત્યારે જ્વરમુરારિ રસને સુદર્શન ચૂર્ણના કવાથ સાથે આપવાથી તરત ફાયદો થાય છે.

ન્યુમોનિયા, ઇન્ફ્લુએંઝા અને મધુરો તાવ બહુ જૂના થયા પછી તેમાં તીવ્ર ઔષધિ આપી શકાતી નથી. તે વખતે ધીરેધીરે અસર કરનાર સૌમ્ય ઔષધિ

આપવી જોઇએ. એવી ઔષધિ ગદમુરારિ રસ છે. આ રસ કર્ણક, ભુગ્નનેત્ર, ચિત્તવિભ્રમ અને અભિન્યાસ સન્નિપાતની જીર્ણઅવસ્થામાં પણ વપરાય છે.

વિષમજ્વરની યોગ્ય ચિકિત્સા ન થવાથી અથવા શરૂઆતથી ચિરકારી હોવાથી તે લાંબો વખત રહે છે. આ તાવમાં ચોક્કસ પ્રકારનું લક્ષણ હોતું નથી. એટલે કે ચોથિયા પ્રમાણે ચોથે દિવસે કે સંતત પ્રમાણે રોજ આવે છે એમ નહિ. દિવસે કોઈ પણ વખતે અનિયમિત આવવો, કોઈવાર ઓછો, કોઇ વાર વધારે, કોઇવાર ઠંડી લાગી, કોઇવાર ઠંડી વગર, કોઇવાર વધારે તરસ, કોઇવાર તરસ ન લાગવી, વગેરે અનિયમિતતા હોય છે, તાવ આવે ત્યારે આખા અંગમાં દુખાવો, તાવ ઊતરી જાય ત્યારે સારી રીતે હરવુંફરવું વગેરે લક્ષણો હોય છે. આ જાતના તાવમાં વિષમજ્વરના જંતુઓ કે સેન્દ્રિય વિષરૂપ કારણ સ્પષ્ટ જણાતું નથી, અને માત્ર તાવ લાંબો વખત રહે છે. પરિણામે કૃશતા, ગ્લાનિ, અપચો, નબળાઈ, નિસ્તેજપણું, કબજિયાત વગેરે લક્ષણો થાય છે. એવા રોગમાં જ્વરમુરારિ રસ વાપરવો જોઇએ.

ક્ષયની પહેલી અવસ્થામાં સામાન્ય તાવ, સુકકી ખાંસી, આખા શરીરમાં દરદ, નાડીનો તીવ્ર વેગ, તૃષા, દાહ વગેરે લક્ષણો હોય ત્યારે જ્વરમુરારિ રસ સાથે પ્રવાલપિષ્ટિ અને શૃંગભસ્મ આપવાથી સારો ફાયદો થાય છે.

જૂનો શોથ, અંદરના અવયવોનો શોથ જેમાં ખાંસી, છાતી અને પાંસળાંમાં શળ મારવી, ચોક્કસ વખતે ઝીણો તાવ, શરીર ભારે, કૃશતા, પેટમાં ધીમું દરદ થવું, આમ પડવો, મળ બરાબર ન બધાવો વગેરે લક્ષણો ગૌણ હોય અને મુખ્ય લક્ષણ તાવ હોય તો જ્વરમુરારિ રસ વાપરવો જોઇએ.

( ઔ. ગુ. ધ. શા. )

## (૨૦) કાલકૂટ રસ

વિધિ—શુદ્ધ વછનાગ ૧ ભાગ, શુદ્ધ પારો ૩ ભાગ, શુદ્ધ આમલસારો ગંધક ૫ ભાગ, શુદ્ધ મન શિલ ૬ ભાગ, તામ્રભસ્મ ૪ ભાગ, ફુલાવેલો ટંકણખાર ૬ ભાગ, શુદ્ધ હરતાલ ૯ ભાગ, ચિત્રકમૂળ ૯ ભાગ, સૂંઠ, મરી અને પીપર ૧૨ ભાગ, હરડે, બહેડાં અને આમળાં ૧૦ ભાગ, સેકેલી હિંગ ૧ ભાગ અને ઘોડાવજ ૧ ભાગ લેવી. પહેલાં પારો અને ગંધક મેળવી કજ્જલી કરવી. પછી અનુક્રમે તામ્રભસ્મ, મન શિલ હરતાલ, ટંકણ અને વછનાગ મેળવવો. પછી બાકીની વસ્તુઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવી બધુ ખરલ કરવું. પછી આદુનો રસ, ચિત્રકમૂળનો ક્વાથ, જંબીરી લીંબુનો રસ, લસણનો રસ, કરંજના પાનનો રસ, આકડાના મૂળનો ક્વાથ, કલગારીના મૂળનો ક્વાથ, ધતૂરાના મૂળનો ક્વાથ, નાગરવેલના પાનનો રસ, અંકોલના મૂળનો ક્વાથ, સરગવાના મૂળનો ક્વાથ,

પંચકોલ (પીપર, ગંઠોડા, ચવક, ચિત્રકમૂળ અને સૂંઠ)નો ક્વાથ, બૃહત પંચમૂળ (બીલી, અરણી, અરલુ, સીવણ અને કાંકચની છાલ)નો ક્વાથ, આ તેર ઔષઓની ૧-૧ પ્રહર સુધી ભાવના આપી ૧।।-૦।। રતીની ગોળીઓ વાળવી.

( ર. યો. સા. )

માત્રા—૧-૧ ગોળી દિવસમાં ૩ વાર આદુના રસમાં આપવી.

ઉપયોગ—કાલકૂટ રસ બધી જાતના જ્વર અને સન્નિપાતોનો નાશ કરે છે. આ ઔષધિના પાઠ સાથે લખ્યું છે કે આ રસ આપ્યા પછી દરદીને સ્નાન કરાવવું અને ચંદનનો લેપ કરવો. તેમજ ખોરાકમાં દહીં, ખજૂર વગેરે અને પાન આપવાં.

આ રસ બહુ તીક્ષ્ણ, ઉષ્ણ, વિકાશી અને વ્યવાયી છે. એમાં નાખેલાં દ્રવ્યો અને ઉગ્ર ભાવનાઓને લીધે આ રસ બહુ ઉગ્ર બને છે. આ રસ વાપરતાં ખૂબ સંભાળ રાખવી જોઈએ. જ્યારે નાડી પૂરી ભરેલી અને હાથથી માલમ ન પડે તેવી હોય તેમજ હૃદયનું અવસાદન દેખાડતી હોય, કોઇ જગ્યાએથી લોહીનો સ્રાવ ન થતો હોય ત્યારે આ રસ વાપરવો જોઇએ. નહીંતર કાલકૂટ રસમાં તીક્ષ્ણ વગેરે ગુણને લીધે રક્તસ્રાવ વધી જાય છે.

આ રસના સેવનથી અર્ધો કલાકમાં હૃદય ઉત્તેજિત થઇ નાડીના ૨૦ થી ૩૦ ધબકારા વધી જાય છે. અને પછી લોહીનું દબાણ પણ વધે છે. એટલે આંખમાં લાલાશ વગેરે લક્ષણો હોય તો આ રસ ન આપવો જોઇએ. ભૂલ થવાથી કોઈ કોઈવાર આ રસની તીવ્રતાથી રક્તવાહિનીઓ ફૂટી રક્તસ્રાવ પણ થવા માંડે છે. રોગનાં લક્ષણો સાથે દવાની ઉગ્રતા અને તેથી થતા નુકસાનનાં ચિહ્નો પણ દેખાવા માંડે છે. સન્નિપાત શબ્દથી જ એ રોગની ચિકિત્સાની મુશ્કેલી સમજાય છે. તો પછી તેવે વખતે ભળતી જ દવા અપાય તો તો દરદીના ત્રાસનું પૂછવું જ શું? એટલે ખરાબ અસરોને બરોબર સમજ્યા પછી જ આ રસ વાપરવો જોઇએ. એટલે દુરુપયોગથી બચવા તેની ખરાબ અસરો અને તેથી વિરુદ્ધ જીવતદાન રૂપ સારી અસરો વિસ્તારપૂર્વક સમજાવીને લખવી પડે છે. જે સ્થાન પર નુકસાન થશે એવો વહેમ હોય ત્યાં આ રસ ન વાપરવો જોઇએ.

આ રસ કફપ્રધાન અને વાતસંસર્ગવાળા સન્નિપાતની ઉત્તમોત્તમ ઔષધિ છે. આનો મુખ્ય ઉપયોગ ગ્રંથિક સન્નિપાત પર થાય છે અને એનાથી ગ્રંથિક સન્નિપાતમાં સારો ફાયદો મળે છે. પરંતુ આ રસના અવગુણનો વિચાર કર્યા વગર વધારે માત્રામાં વારંવાર આપવામાં આવે તો નુકસાન થવાનો ભય રહે છે.

કફપ્રધાન સન્નિપાતમાં નીચે લખેલાં લક્ષણો હોય ત્યારે કાલકૂટ રસ આપવો જોઇએ. નાડી બહુ મંદ અને ભારે, આખું શરીર, માથું અને મગજ ખૂબ

ભારે–એટલે સુધી કે માથા પર જાણે પથ્થર બાંધ્યો હોય તેવું લાગવું, માથું હલાવતા કરતાં પણ ભારે લાગવું (હલાવતા કરતાં મહેનત પડે, માથું હલાવતા પહેલાં માથું નથી એમ જ લાગે, જે વિચાર આવે તે બીજાનો જ છે એવું લાગવું, જ્ઞાન, વિજ્ઞાન, સંજ્ઞા વગેરે સર્વ ભાવનાઓમાં જડતા આવી જવી, એટલે કે બહુ લાંબા વખતે બહુ મહેનતે થોડા વિચાર આવવા, માથામાં બહુ દરદ નહિ હોય, પણ હોય તો બહુ ગંભીર હોવું, આંખો નિસ્તેજ અને ભારે, કીકીઓ જડ, કોઈ તરફ ન જોવાની ઇચ્છા, પ્રકાશ ગમવો, અંધકાર, ઠંડો સ્પર્શ અને ઠંડું પાણી ન ગમવું, કોઇ કોઈવાર આંખોમાંથી જાડો ચીકણો સ્રાવ થવો, આંખોમાં મોટો કાંકરો પડ્યો હોય તેવું લાગવું, કોઇ કોઇવાર નાકમાંથી કફનો સ્રાવ થવો, નાકથી સૂંઘી ન શકાવું, જીભ સૂજેલી અને જડ થઈ જવાથી સ્પષ્ટ બોલી ન શકાવું, ગરમ પદાર્થ કે તમાકુ સૂંઘવાથી સારું લાગવુ, જીભ પર સફેદ છારી આવી જવી, દાંત અને જીભ પર સહેજ બહેરાશ, જડપણું ભારે અને કોઈ વાત પર ધ્યાન આપવાની ઇચ્છા ન થવી, વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ ઉત્તમ રીતે વપરાય છે.

કફવાત વિકૃતિ હોય ત્યારે શ્વાસોચ્છવાસ બહું મહેનતે ચાલે છે, શ્વાસમાર્ગમાં કોઈ પ્રતિબંધ નથી હોતો, કફસ્થાનની વિકૃતિ ઓછી થઇ કફદોષની વિકૃતિ વધારે હોય છે. એટલે શ્વાસોચ્છવાસ બહુ ધીરેધીરે ચાલે છે, ખાંસી પણ વધારે નથી હોતી. પણ જો આવે તો ગંભીર હોય છે. ગળફો સફેદ, ગાઢો, ચીકણો અને મોટો હોય છે. કફમાં ગળ્યો કે ખાટો કોઈ સ્વાદ હોતો નથી, નાડી મંદ અને ભારે હોય છે અને નાડીના ધબકારા એક મિનિટમાં માત્ર ૪૦ થી ૫૦ હોય છે. આ જાતનાં લક્ષણો હોય ત્યારે કાલકૂટ રસ જરૂર આપવો જોઇએ.

હાથ–પગ જડ અને બહેરા, હાથ–પગ હલાવતાં ત્રાસ કે અશક્તિ અને અંદર વાતવાહિનીઓની વિકૃતિથી ધીમીધીમી ખેંચ થવી અને તંદ્રા વગેરે લક્ષણો હોય ત્યારે કાલકૂટ રસ આપવો જોઇએ.

વાતકફ પ્રધાન જ્વરમાં કફનો સંસર્ગ અને વાતનાં લક્ષણો હોય ત્યારે કાલકૂટ રસ આપવો જોઇએ. વાતનાં લક્ષણોનુ વર્ણન પહેલાં સન્નિપાતમાં કરેલું છે. આ જ્વરની શરૂઆતમાં ગુડૂચ્યાદિ કવાથ ('ચિકિત્સાતત્ત્વપ્રદીપ' પૃ. ૫૬૬) સાથે ત્રિભુવનકીર્તિ રસ બહુ સારી રીતે વપરાય છે. પહેલેથી જ જો આ રસ વાપરવામાં આવે તો રોગ વધતો નથી. જો પહેલેથી ધ્યાન ન રાખવામાં આવે તો કફ અને વાયુનાં લક્ષણો વધી જાય છે. વાયુનાં લક્ષણોમાં બે પ્રકાર છે. એકમાં રોગી અર્ધો બેશુદ્ધ, પ્રલાપ, ભ્રમ, બહુ પરસેવો, ડોક હાલ્યા કરવી, કોઈ કોઈ-વાર બૂમ પાડવી અને શરીરની ગરમી ૧૦૨ થી ૧૦૪ ડીગ્રી રહેવી વગેરે લક્ષણો

હોય છે. તેની પર મહાવાતવિધ્વંસન રસ આપવો જોઇએ. બીજી જાતનાં વાત લક્ષણોમાં ધીમો લવારો, જડતા, ધીમી હાલ-ચાલ, ઝીણો તાવ, નાડી મંદ વગેરે દેખાય છે. આની ઉપર કાલકૂટ રસ આપવો જોઇએ. જો સ્મૃતિનો નાશ અને તાણ હોય તો સ્મૃતિસાગર રસ આપવો જોઇએ.

કાલકૂટ રસ એ ધનુર્વાની સુંદર ઔષધિ છે. જો ધનુર્વામાં કફપ્રધાન દુષ્ટિ હોય તો કાલકૂટ રસ ઉત્તમ ફાયદાકારક છે. ગર્ભપાત પછી થનારા ધનુર્વામાં આ રસ વપરાય છે. ગર્ભપાત થાય ત્યારે શરીરના ઉપચારોની વ્યવસ્થા સારી હોય તો તો કોઈ રોગ ઉત્પન્ન થતો નથી. પણ અવ્યવસ્થા થાય—ગંદા હાથ કે કપડાં લાગવાથી ધનુર્વા ઉત્પન્ન થાય છે. આ જાતના ધનુર્વામાં રક્તસ્રાવ બહુ નથી થતો અથવા તો બિલકુલ નથી હોતો. આ વાત પહેલેથી નક્કી કરી લેવી. જો રક્તસ્રાવ તદ્દન ઓછો કે બિલકુલ ન હોય તો કાલકૂટ રસ આપવો જોઇએ. કાલકૂટ રસથી શરીરમાં ધનુર્વાના જંતુઓનો નાશ કરનાર પ્રતિવિષ અને પ્રતિકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે.

ગર્ભપાત પછી જે રીતે ધનુર્વા ઉત્પન્ન થાય છે તે જ રીતે સુવાવડી સ્ત્રીને પણ થાય છે. આયુર્વેદ ચિકિત્સા અનુસાર આ રોગમાં જુદીજુદી અવસ્થાઓમાં લક્ષણોના ભેદ પ્રમાણે જુદીજુદી ઔષધિઓ—સૂતિકારિ, સૂતિકાભરણ, પ્રતાપલંકેશ્વર, તાપ્યાદિલોહ અને કાલકૂટ રસ વગેરે ઔષધિઓ અપાય છે. મક્કલશલ વગેરે વાતપ્રધાન લક્ષણો વધારે હોય તો પ્રતાપલંકેશ્વર, વારંવાર તાણ અને પિત્તની પ્રધાનતા હોય તો તાપ્યાદિલોહ, ધનુર્વા વગેરે લક્ષણો ઓછાં અને સૌમ્ય હોય ત્યારે સૂતિકાભરણ, વાતકફ પ્રધાન લક્ષણો હોય ત્યારે સૂતિકારિ અને કફપ્રધાન જડતા, બેશુદ્ધિ વગેરે લક્ષણો હોય ત્યારે કાલકૂટ રસ આપવો જોઇએ.

નાનાં બાળકોને થનારા પૂયવૃક્ક રોગમાં આ રસ સિંધવ અને હરડે સાથે અપાય છે. આ રોગની શરૂઆતમાં તાવ વધારે હોય છે. હાથ-પગ પર સોજા, મોં અને આખા શરીરનો રંગ રાખોડિયો થઇ જવો, પેશાબ થોડો, લાલ અને પરુંવાળો થાય છે. પછીથી તંદ્રા, ધીમી તાણ, જડતા અને ભયંકર સ્થિતિ થાય છે. આ બીજી અવસ્થામાં કાલકૂટ રસ ઉત્તમ અસર કરે છે.

ભુગ્નનેત્ર સન્નિપાતની તીવ્ર અવસ્થામાં આ રસ સારી રીતે વપરાય છે.

(ઔ. ગુ. ધ. શા.)

**સૂચના**—આ રસાયન બહુ તીવ્ર હોવાથી સગર્ભા સ્ત્રીઓને ન આપવું જોઇએ. નાનાં બાળકોને બહુ થોડી માત્રામાં સંભાળપૂર્વક આપવું જોઇએ, અને મોટા માણસને પણ વિચારપૂર્વક આપવું. તેમજ ઘણા દિવસ ચાલુ ન રાખવું જોઇએ.

કોઈકવાર કાલકૂટ રસથી ગળામાં ચાંદાં પડે છે, જીભ ફાટી જાય છે-અને ખૂબ ગરમી થઈ જાય છે.

## (૨૧) લક્ષ્મીનારાયણ રસ

વિધિ—શુદ્ધ હિંગળોક, અભ્રકભસ્મ, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણખાર, શુદ્ધ વચ્છનાગ, નગોડનાં બીજ, અતિવિષા, પીપર, કડાછાલ, અને સિંધવ આ દરેક સરખે ભાગે લઈ, ચૂર્ણ કરી, દંતીમૂળનો કવાથ અને ત્રિફળાના કવાથની ૩–૩ ભાવના આપી, સૂકવી, ચૂર્ણ કરી લેવું. અથવા ૧–૧ રતીની ગોળીઓ વાળવી.

( યો. ૨ )

માત્રા—૧ થી ૨ રતી આદુના રસ અને મધ સાથે આપવું.

ઉપયોગ—લક્ષ્મીનારાયણ રસ દુષ્ટ જ્વર, સન્નિપાત, વિસૂચિકા, વિષમજ્વર, અતિસાર, સંગ્રહણી, રક્તાતિસાર, પ્રમેહ, શળ, સૂતિકા રોગ, વાતવ્યાધિ, બાળકોનો ધનુર્વાત વગેરે રોગોનો નાશ કરે છે.

આ રસ ઉત્તમ જ્વરઘ્ન, સ્વેદલ (પરંતુ અવસાદક નહિ), પાચક, સેન્દ્રિય-વિષનાશક અને જંતુઘ્ન છે. આ રસ અને રક્તધાતુગત જ્વરો પર ખાસ કરીને મુદતિયા તાવની તીવ્ર અવસ્થામાં આ રસ બહુ સારી રીતે વપરાય છે. લક્ષ્મી-નારાયણ રસ સ્વેદલ હોવા છતાં હૃદયને નબળું નથી પાડતો. ધનુષ્કંપ, અપતાનક, આક્ષેપક વગેરે જ્ઞાનતંતુઓની વિકૃતિથી થયેલા વાતરોગમાં જ્યારે તાવ આવવા માંડે છે, ત્યારે લક્ષ્મીનારાયણ રસ આપવાથી તાવ અને વાતપ્રકોપ બંનેનું શમન થાય છે. તેમજ બાળકો માટે ખાસ ભયંકર આંકડીઓ આવે છે, ત્યારે લક્ષ્મી-નારાયણ રસથી આક્ષેપો શમી જઈ ૩–૪ દિવસમાં રોગ દૂર થાય છે. કેડમાં શળ મારતા વ્યાધિમાં તાવ, તાવનો દાહ, સોજા અને બેચેની હોય ત્યારે લક્ષ્મી-નારાયણ રસ સારો ફાયદો કરે છે.

સૂતિકાજ્વર એક ભયંકર વ્યાધિ છે. પ્રસવ વખતે અથવા પછીથી કોઈ કારણને લીધે ગંદા હાથ કે ગંદું વસ્ત્ર લાગવાથી યોનિમાર્ગે જંતુઓ પેસી જઈ ચાંદાં પાડે છે અને તેમાંથી ગર્ભાશય અને યોનિમાર્ગમાં વિકૃતિ ફેલાય છે. જો આ રોગને સંભાળવામાં ન આવે તો તે આખા શરીરમાં ફેલાય છે અને તેને લીધે તાવ આવે છે. ખાસ કરીને તાવનો વેગ તીવ્ર રહે છે. જો જ્વર તીવ્ર હોય અને સાથે સાથે માથામાં દરદ, તરસ, કોઈવાર બેશુદ્ધિ, ધનુર્વાત, વગેરે ઉપદ્રવો હોય ત્યારે દશમૂલારિષ્ટ સાથે લક્ષ્મીનારાયણ રસ આપવાથી શોષણદ્વારા લોહીમાં મળેલા વિષને બાળવાનું અને તાવ ઉતારવાનું કાર્ય સારી રીતે થાય છે. સાથે સાથે ઉત્તરબસ્તિ દ્વારા ગર્ભાશય, ગર્ભમાર્ગ અને યોનિમાં ઉત્પન્ન થનારા વિષને રોકી દેવું જોઈએ. જ્વર ઓછો અને વાયુનો કોપ વધારે હોય તો લક્ષ્મીનારાયણ

રસ ન આપવો જોઇએ. તે વખતે પ્રતાપલંકેશ્વર અને ગર્ભાશયની શુદ્ધિ માટે સાથે દશમૂલારિષ્ટ આપવો. આ રીતે સુતિકાવિષથી ઉત્પન્ન થનારા તાવમાં લક્ષ્મીનારાયણ ઉત્તમ જ્વરઘ્ન અને વિષઘ્ન ઔષધિ છે.

આંત્રિક સન્નિપાત (૨૧ દિવસનો મુદતિયો તાવ–મધુરો)ની શરૂઆતમાં લક્ષ્મીનારાયણ રસ આપવાથી આંતરડાંના વિષનું શમન, દોષપાચન અને જ્વરઘ્ન કાર્ય કરે છે. બીજા અને ત્રીજા અઠવાડિયામાં દુર્ગંધ મારતા ઝાડા સાથે તાવ ૧૦૪થી ૧૦૫ ડીગ્રી વધી જાય ત્યારે મધુરાંતકવટી સાથે લક્ષ્મીનારાયણ રસ આપવાથી દાહ અને વિષ શમાવવાનું અને અતિસાર રોકવાનું કામ કરે છે અને તાવ વધારી રોગીની શક્તિનો ક્ષય થવા નથી દેતો. લક્ષ્મીનારાયણ રસ વધારે માત્રામાં ન આપવો જોઇએ. વિષ બહુ વધી ગયુ હોય તો લક્ષ્મીનારાયણ અને મધુરાંતકવટી દિવસમાં ૨ વાર અને મધ સાથે પ્રવાલપિષ્ટિ દિવસમાં ૩ વાર આપવાથી કોષ્ટનો દાહ, વિષ, બકવાટ, ઝાડા તાવનો વેગ વગેરે એકદમ ઘટી જાય છે.

આ આંત્રિક જ્વરમાં વિચિત્ર–વિચિત્ર ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. તે વખતે ઉપદ્રવ પ્રમાણે દવા અપાય છે. પરંતુ લક્ષ્મીનારાયણ આપવો બંધ ન કરવો જોઇએ.

જેમને આંત્રિક સન્નિપાતમાં લક્ષ્મીનારાયણ નથી અપાતો તેવામાંથી કેટલાક દરદીઓને ભયંકર અતિસાર થઇ જાય છે. દરદી કહે છે કે આવા ઝાડા કરતાં કબજિયાત સારી. ઝાડાથી શક્તિ બહુ ઓછી થઇ જાય છે. ઝાડા પાણી જેવા પાતળા અને ગંધાતા થાય છે અને ઝાડો થતા પહેલાં પેટમાં ભયંકર વાયુ થાય છે. આ અતિસાર પણ લક્ષ્મીનારાયણ રસથી મટી જાય છે.

શ્લૈષ્મિક અને શ્વસનક સન્નિપાતમાં તેમજ બીજી જાતના સન્નિપાતોમાં તે તે સન્નિપાતનો નાશ કરનાર ઔષધિઓ સાથે જ્વરઘ્ન, સ્વેદલ અને સેન્દ્રિય વિષઘ્ન ગુણો માટે લક્ષ્મીનારાયણ રસ અપાય છે. વિષમજ્વરમાં જે જ્વરઘ્ન ઔષધિમાં ધાતુગત દોષનો નાશ કરવાનો હોય છે તે જ ઉપયોગી થઈ પડે છે. આ બંને સેન્દ્રિયવિષ અને ધાતુ દોષનો નાશ કરવાના ગુણો આ રસાયનમાં હોવાથી જેમાં તાવની સાથે આખા અંગમાં જડતા, મોંમાં મોળ છૂટવી, ઊલટી, ઊબકા, અરુચિ, દાહ, ચક્કર, તરસ વગેરે ઉપદ્રવો રહેતા હોય તેવો સંતતજ્વર (રોજ આવીને ઊતરી જનારો) એકાહિક, તૃતીયક અને ચાતુર્થિક આ બધી જાતના વિષમ જ્વરમાં સુદર્શનના અર્ક સાથે લક્ષ્મીનારાયણ રસ આપવાથી ધાતુગતદોષનું શમન થઇ તાવ જલદી મટી જાય છે. આ બધી જાતોના તાવોમાં તાવ ન હોય તો સાત્વીણસત્ત્વ જેવી ઔષધિ આપવાથી અને તાવમાં લક્ષ્મીનારાયણ રસ આપવાથી રોગ મટી જવાના ઘણા દાખલા મળી આવે છે.

વર્ષો પર્યંત વારંવાર થોડા થોડા દિવસે અનિયમિત આવનારા પરિવર્તન જ્વરમાં કફપ્રધાન લક્ષણો હોય ત્યારે હરતાલ કે સોમલવાળી ઔષધિ અપાય છે, પણ પિત્તપ્રધાન હોય અને જેમાં શરૂઆતમાં એકદમ ઠંડી લાગી તાવ આવે અને તે સાથે તરસ, બેચેની, દાહ, માથામાં દરદ વગેરે ઉપદ્રવો હોય તો હરતાલ કે સોમલના પ્રયોગ કરતાં લક્ષ્મીનારાયણ જ વધારે ફાયદો કરે છે.

પરિવર્તિતના જેવા બીજી જાતના જંતુજન્ય તાવમાં જો પિત્ત વધારે હોય તો લક્ષ્મીનારાયણ રસ આપવાથી જંતુઓ નષ્ટ થઈ તાવ મટી જાય છે.

આંત્રિક જ્વર પછી ઉત્પન્ન થનારા સંગ્રહણીમાં તેમજ દૂષિત પવન કે પાણીથી થનારા અને જેમાં પેટમાં દરદ થોડું થાય પણ વારંવાર થોડા આમ અને લોહી સાથે ઝાડા થાય એવા અતિસાર વગેરે વિકારોમાં લક્ષ્મીનારાયણ રસ બહુ જ હિતકર છે.

તીવ્ર જ્વર પછી સંગ્રહણી થાય તેની પર લક્ષ્મીનારાયણ અને કનકસુન્દર બહુ ઉપયોગી ઔષધિ છે. પેટમાં ધીમી ચૂંક થઈ વારંવાર ઝાડો થવો, સહેજ આમ અને લોહી પડવું, અને મળ બિલકુલ ન નીકળવો, કોઇ વાર સહેજ ઝાડો થવો, વારંવાર પેશાબ થવો, સાથે સાથે તાવ પણ રહેવો, વગેરે લક્ષણો હોય ત્યારે લક્ષ્મીનારાયણ રસ સારી રીતે વપરાય છે.

આ લક્ષ્મીનારાયણ રસનું કાર્ય ખાસ કરીને આંતરડાં, યકૃત અને બરોળ એ સ્થાનો પર અને રસ, રક્ત, માંસ અને ચામડીમાંના સ્વેદપિંડો પર થાય છે. પિત્તની તીવ્રતાના શમન માટે આ રસ ઉપયોગી છે.

( ઔ. ગુ. ધ. શા.ના આધારે )

કેટલીકવાર રોમાન્તિકા આખા શહેરમાં ફેલાઈ જાય છે. એક મકાનમાં કોઇ એક બાળકને થવાથી બીજાં બાળકોને પણ થાય છે. આ રક્તધાતુગત વાતપિત્તાત્મક જ્વર છે. આ રોગ ૩ મહિનાના બાળકથી ૮ વર્ષની ઉંમર સુધીનાં બાળકોને થાય છે. તાવ ૧૦૩°–૧૦૪° સુધી વધી જવો, સફેદ જીભ, ફૂલેલી આંખો, સૂકી ખાંસી, કોઇકને સળેખમ, મોટે ભાગે ચોથે દિવસે ચહેરા પર અને ગળા પર પિટિકાઓ દેખાય છે. પાંચમે દિવસે આખા શરીર પર દેખાય છે. આ રોગ પર ગોરોચન, પ્રવાલ, શૃંગભસ્મ, ગળોસત્ત્વ અને સિતોપલાદિ ચૂર્ણ મેળવી દિવસમાં ૩ વાર આપી ઉપર મસૂરિકામાં કહેલ નિમ્બાદિકવાથ પીવાં આપવાથી કાંઇ પણ હેરાનગતિ વગર રોગ મટી જાય છે.

## (૨૨) મધુરાંતક વટી

વિધિ—મોતીપિષ્ટિ ૧ માસો, કસ્તૂરી ૨ માસા, કેસર ૩ માસા, જાયફળ ૪ માસા, જાવંત્રી ૫ માસા, લવંગ ૬ માસા, તુલસીનાં પાન ૭ માસા

અને અભ્રકભસ્મ ૮ માસા લેવાં. આ બધાંને મેળવી, ૩૦ કલાક આદુના રસમાં ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—oા થી ૨ રતી દિવસમાં ૩ થી ૪ વાર ત્રણ ત્રણ કલાકે આદુના રસ કે પાણી સાથે.

**ઉપયોગ**—આ વટીથી ૨૧ દિવસના મુદતિયા તાવ (Typhoid)માં મધુરાના દાણા જલદી નીકળી ભરાઈ મટી જાય છે. મધુરાની બધી અવસ્થામાં આ ઉપયોગી છે. એ વિષનું શમન કરે છે, આંતરડાંને બળવાન બનાવે છે અને દાહને શાન્ત કરે છે. અપથ્ય સેવનથી કે દવામાં ભૂલ થવાથી દાણા બહાર આવતા નથી અને વિષ શરીરમાં ફેલાઈ જુદાજુદા વિકારો ઉત્પન્ન કરે છે. તેવી સ્થિતિમાં પણ આ ઔષધિ જાદુ જેવો ફાયદો કરે છે.

## (૨૩) સંચેતની ગુટિકા

**વિધિ**—સૂંઠ, પીપરીમૂળ, વાવડિંગ, ચિત્રક, તજ, તમાલપત્ર, જાવંત્રી, શુદ્ધ ઝેરકોચલાં, શુદ્ધ વછનાગ, સોમલભસ્મ, તામ્રભસ્મ અને કસ્તૂરી આ બધી વસ્તુઓ સરખે ભાગે લઇ, ખાંડી વસ્ત્રગાળ કરી, ભાંગરાના અર્કમાં ઘૂંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. (ધન્વંતરિ)

**માત્રા**—૧-૧ ગોળી જ્વર પ્રમાણે ગરમ પાણી સાથે દિવસમાં ૩-૪ વાર ત્રણ ત્રણ કલાકે આપવી.

**ઉપયોગ**—આ રસાયન સન્નિપાતમાં બેશુદ્ધિ દૂર કરવામાં બહુ ઉપયોગી છે. મરતો રોગી પણ એક વાર શુદ્ધિમાં આવી જાય છે. આ વટી કફ, આમ અને વાયુના કોપને મટાડે છે, હૃદયની ગતિને ઉત્તેજિત કરે છે અને ત્રણેય દોષને સમ કરે છે.

આ રસાયન બહુ ઉગ્ર, ઉષ્ણવીર્ય, સ્વેદલ, વિકાશી, હૃદયોત્તેજક, સેન્દ્રિય વિષનો નાશ કરનાર અને જંતુઘ્ન છે. જે ગુણ હેમગર્ભપોટલી રસમાં છે તે ગુણ આ વટીમાં છે. વાતપ્રધાન, કફપ્રધાન અને વાતકફપ્રધાન સન્નિપાતની પાછલી અવસ્થામાં આ રસાયન અમૃત સમાન ફાયદો કરે છે. આ રસાયન મસ્તિષ્કમાંના કેન્દ્રને ઉત્તેજિત કરી બેશુદ્ધિ તરત દૂર કરે છે. મૃત્યુના મુખમાં ગયેલા ઘણા દરદીઓ આ રસાયનના સેવનથી બચી ગયાના દાખલા મળે છે.

**સૂચના**—પિત્તપ્રધાન વિકારમાં તેમજ શારીરિક ગરમી વધારે હોય ત્યારે આ રસાયન ન વાપરવું જોઇએ. ઊલટું માથામાં લોહીનું દબાણ વધી ફાયદાને બદલે નુકસાન થશે.

## (૨૪) લક્ષ્મીવિલાસ રસ

વિધિ—અભ્રકભસ્મ ૪ તોલા, શુદ્ધ પારો ૨ તોલા, શુદ્ધ ગંધક ૨ તોલા, કપૂર, જાયફળ, જાવંત્રી, વરધારાનાં બી, શુદ્ધ ધતૂરાનાં બી, ગાંજાનાં બી, ભોંયકોળું, શતાવરી, ગંગેટી, કાંગસી, ગોખરુ, નેતર (જલબેત)નાં બી આ દરેક ૧–૧ તોલો લેવાં. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી અભ્રક મેળવવી. પછી બધી કાષ્ઠ ઔષધિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, મેળવી, નાગરવેલના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ર. યો. સા.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર દૂધ, દહીં, છાશ, મધ અથવા બીજા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

ઉપયોગ—આ રસાયન સુખસાધ્ય, કૃચ્છ્રસાધ્ય, યાપ્ય અને પ્રત્યાખ્યેય એ ચારે પ્રકારના સન્નિપાતથી ઉત્પન્ન થનારા ઉપદ્રવોનો નાશ કરે છે. એવો નિયમ નથી કે વાત અને પિત્તપ્રધાન દોષને જ દૂર કરે. બધા પ્રકારો પર આ રસાયન ઉપકારક છે.

વળી, ૧૮ જાતના કુષ્ઠ, ૨૦ જાતના પ્રમેહ, નાસૂર, દુષ્ટ વ્રણ, ગુદારોગ, ભગંદર, રક્ત અને માંસાશ્રિત હાથીપગું, મેદગત, ધાતુગત, જૂનો અથવા વંશપરંપરાગત મળેલો ગલશોથ, અંત્રવૃદ્ધિ, ભયંકર અતિસાર, બધી જાતના આમવાત, જિહ્વાસ્તંભ, ગલગ્રહ, ઉદરરોગ, કાન, નાક અને આંખના રોગો, ખાંસી, પીનસ, રાજયક્ષ્મા, અર્શ, મેદવૃદ્ધિ, પરસેવો દુર્ગંધ મારવો, કુક્ષિશૂળ, માથામાં શૂળ, સુવાવડી સ્ત્રીઓની વાતજન્ય મક્કલશૂળ, વગેરે બધી જાતના રોગો અને પુરુષોના ધ્વજભંગ વગેરેનો નાશ કરે છે. વૃદ્ધોને જુવાન બનાવે છે. હંમેશાં સેવન કરનારની ઇંદ્રિયો નબળી નથી પડતી અને વાળ ધોળા થતા નથી.

આ લક્ષ્મીવિલાસ રસ આયુર્વેદિક ઔષધિઓમાં એક ઉત્કૃષ્ટ અને વીર્યવાન ઔષધિ છે. આ ઔષધિ હૃદયને બળ અને ઉત્તેજન આપનાર છે. તીવ્ર રોગમાં રક્તવાહિનીઓને મોટી કરી શાંતિપૂર્વક ઉત્તેજન આપે છે અને જૂના રોગમાં હૃદ્ય અસર કરે છે. હૃદ્ય ગુણ હોવાથી હૃદયની સંકોચ–વિકાસની ક્રિયા નિયમિત થવાથી ધડકારો મટી જાય છે અને હૃદયને શાન્તિ મળે છે. હૃદયના આવરણ, ડાબા અને જમણા પાર્શ્વપટલ અને હૃદયના આલિંદ–નિલય આ વિભાગો પર આ ઔષધિની અસર સારી રીતે થાય છે.

જે રીતે બ્રાંડી વગેરે ઔષધિઓમાં હૃદયની ઉત્તેજના પછી એટલા જ જોરથી અવસાદન થાય છે તેવી રીતે આ રસની બહુ પ્રતિક્રિયા થતી લાગતી નથી. આ રસમાં આ વિશેષતા છે. આ રસથી નાડી સુધર્યા પછી લાંબો વખત સુધી તેવી જ રહે છે.

શ્રમનક અને શ્લૈષ્મિક સન્નિપાતમાં હૃદયની નબળાઈ સંબંધી શંકા થાય ત્યારે આ રસ વાપરવાથી સારી અસર થાય છે. આગળ પણ જરૂર હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ આપવાથી ખાંસી, શ્વાસ, વધારે તાવ, ફેફસાંનો સોજો, નાડી અને હૃદયનો વેગ વધવો એ બધાં લક્ષણો દૂર થાય છે, ફેફસાંનો સોજો ઓછો થઈ શ્વાસનો વેગ અને ખાંસી મટે છે. જો આ સન્નિપાતની ત્રીજી અવસ્થામાં ગળામાં ઘરર-ઘરર અવાજ, તંદ્રા, બેશુદ્ધિ વગેરે લક્ષણો થાય તો લક્ષ્મીવિલાસ ન આપતાં મલ્લસિંદૂર, પંચસૂત કે સમીરપન્નગ આપવો જોઈએ.

આંત્રિક સન્નિપાત (મધુરા)માં હૃદયની ક્ષીણતા, આખા અંગમાં શૂળ, ભ્રમ, પ્રલાપ, બેશુદ્ધિ, નિસ્તેજતા, સૂકી ખાંસી વગેરે લક્ષણો થાય, અથવા મુદત પૂરી થયા પછી પણ રોગ તેવો ને તેવો જ કાયમ રહે, અથવા સૂકી ખાંસી વગેરે લક્ષણો વધે, તો લક્ષ્મીવિલાસ રસ આપવાથી આંત્રદોષઘ્ન અને હૃદ્ય બંને જાતની અસર થાય છે અને થોડા જ દિવસમાં દરદી સારો થઈ જાય છે.

આંત્રિક સન્નિપાતના બીજા અને ત્રીજા અઠવાડિયામાં કોઈક વાર સૂકી ત્રાસદાયક ખાંસી ખૂબ વધી જાય છે. સાથે સાથે નાડી ક્ષીણ અને મંદ થઈ જાય છે અને બીજાં લક્ષણોમાં ફેર નથી હોતો. છતાં પણ જો ખાંસી તરફ બેદરકારી રાખવામાં આવે તો પછી હૃદય અને નાડી વધારે ક્ષીણ થાય છે. માટે ખાંસીની શરૂઆત થતાં જ લક્ષ્મીવિલાસ આપવાથી ખાંસી મટે છે અને દરદી ધીમે ધીમે સારો થઈ જાય છે.

આંત્રિક સન્નિપાતમાં કોઈકવાર આળસથી મુદત વધી જાય છે. તેવે વખતે રોગીની સ્થિતિ બહુ કરુણાજનક થઈ જાય છે. મન પર મહેજ વિરોધી વિચાર આવતાં જ મન અસ્વસ્થ થઈ જાય છે, જ્વરના વિષ સાથે યુદ્ધ કરતાં જીવનીય શક્તિ ક્ષીણ થઈ જાય છે, અને માથું જુદીજુદી જાતની વેદનાથી થાકી જાય છે. શરીરમાં માત્ર હાડકાં અને ચામડી જ રહે છે. હૃદય બહુ નિર્બળ, ક્ષીણ અને મંદ થઈ જાય છે. આવી સ્થિતિમાં લક્ષ્મીવિલાસ રસ આપવાથી ઘણાને જીવનદાન મળેલું છે. આ આંત્રિક સન્નિપાતને અંતે હૃદયની ક્ષીણતા, મંદ નાડી, નિસ્તેજ મોં, ભ્રમ, મનમાં ધીમો લવારો વગેરે લક્ષણો થાય ત્યારે લક્ષ્મીવિલાસ રસ સારી અસર કરે છે.

વાતકફજ્વરમાં આ રસ સારો વપરાય છે. તદ્દન પ્રાથમિક અવસ્થામાં આ રસને બદલે શુંઠ્યાદિ કવાથ (ચિ. ત. પ્રદીપ, પ્રથમ ખંડ, પૃ. ૫૬૬) સાથે ત્રિભુવનકીર્તિ રસ વાપરવો વધારે હિતકર છે. પણ ખાંસી, શ્વાસ, મંદ નાડી અને હૃદયવિકાર વગેરે લક્ષણો થાય ત્યારે જ આ રસ વધારે ઉપયોગી છે.

ખૂબ ઠંડી લાગવી, કોઈ જળાશયમાં ડૂબવાથી કે ઠંડા ઉપચારોથી કે બીજાં કારણોથી મંદનાડી અથવા વાતકફપ્રધાન જ્વરમાં પ્રબલ અંગતોડ, આખા અંગમાં શૂળો મારવી આ લક્ષણો સાથે હાથ-પગમાં ખાલી ચડવી, હાથ-પગ વાંકા થઈ જવા, આંગળીઓ બહેરી થવી જવી, મોં અને બીજી જગ્યાઓના સ્નાયુઓ તદ્દન વાંકા થઈ જવા તથા નાડી વિચિત્ર રીતે ચાલવી અને તેની ક્ષીણતા હોય તો લક્ષ્મીવિલાસ રસ આપવો જોઈએ. આ લક્ષણો સાથે હૃદયની આજુબાજુના ભાગમાં શૂળ હોય તો આ રસ સારામાં સારો ફાયદાકારક છે.

હૃદયનું અનિયમિત સ્પંદન કે વધારે સ્પંદન થવાથી ગભરામણ અને વ્યાકુળતા થાય છે. ગભરામણનું બીજું કારણ ન હોય અને સાથે સહેજ હૃદયશૂળ હોય તો લક્ષ્મીવિલાસ રસ આપવો જોઈએ.

ગભરામણને લીધે શુદ્ધિ અંદર જતી રહેતી હોય, શ્વાસ અવરોધાતો લાગતો હોય, સાથે માથે હાથ-પગ ઠંડા, નાડી મંદ અને ક્ષીણ, આખા શરીરમાં ખાસ કરીને કપાળ પર પરસેવો વગેરે લક્ષણો હોય તો લક્ષ્મીવિલાસ રસ અપ્રતિમ ફાયદો કરે છે. આ ગભરામણ વગેરે લક્ષણો સાથે સૂકી ત્રાસદાયક ખાંસી, વારંવાર ખાંસી આવવી, સહેજ પણ મહેનતથી ખાંસી વધી જવી વગેરે લક્ષણો હોય અને એનું કારણ હૃદય કે તેના આવરણની વિકૃતિ હોય તો લક્ષ્મીવિલાસ રસ જરૂર આપવો જોઈએ.

આ રીતની વારંવાર ગભરામણ અને વ્યાકુળતા ઉપરાંતનાં બીજાં કારણોથી હૃદય અને નાડી ક્ષીણ થઈ રક્તાભિસરણ ક્રિયા મંદ થઈ હોય અને તેથી કરીને આખા શરીરમાં શરદી અને શરીરનો રંગ એક જાતનો કાળાશ પડતો રાખોડિયા રંગનો થઈ ગયો હોય તો લક્ષ્મીવિલાસ રસ વાપરવો જોઈએ.

આ લક્ષણો સાથે અથવા તેના વગર હૃદયની અશક્તિને લીધે શરૂઆતમાં વારંવાર ચક્કર આવવાં અને પછી ભ્રાંતિ, તંદ્રા અને બેશુદ્ધિ વગેરે લક્ષણો હોય તો પણ લક્ષ્મીવિલાસ રસ આપવો જોઈએ. આ લક્ષણો સાથે કોઈવાર છિન્નશ્વાસ હોય છે. શ્વાસની નિયમિતતા જતી રહી પહેલાં એકદમ જોરથી લાંબા લાંબા ઊંડા શ્વાસ ચાલવા અને પછી ઊંડા ન થતા ઉપરઉપરથી ચાલવા, ૨-૨ કે ૪-૪ શ્વાસ પછી ૪-૬ કે ૮ સેકન્ડ માટે શ્વાસ અટકી જવો, આ સ્થિતિને છિન્નશ્વાસ કહે છે. આ રોગ તદ્દન અસાધ્ય છે. પરંતુ આ રોગ બહુ વધ્યો ન હોય તો પહેલી અવસ્થામાં લક્ષ્મીવિલાસ રસ અપાય છે.

ખાંસીના ઘણા પ્રકાર છે. એમાં સૂકી ત્રાસદાયક ખાંસી સાથે ખૂબ ગભરામણ, સહેજ મહેનત કરી, સહેજ ચાલવું પડ્યું, સહેજ વજન ઊંચક્યું કે તરત સૂકી ખાંસી આવવા માંડે છે અને શ્વાસ ભરાઈ જાય છે તથા હૃદયના ધબકારા

વધી જાય છે. આ લક્ષણો સાથે સહેજ સોજા આવે છે અને સોજા ખાસ કરીને હાથ-પગ પર હોય છે. સોજાની વિશેષતા એ કે સોજાને દબાવવાથી ત્યાં ખાડો પડે છે. આ જાતની ખાંસીમાં લક્ષ્મીવિલાસ રસ બહુ સારી અસર કરે છે.

ઇન્ફ્લુએંઝાનો તીવ્ર વેગ શમ્યા પછી દિવસો સુધી સૂકી ખાંસી રહે છે. આ ખાંસીમાં કફ બહુ ઓછો પડે છે અને ગભરામણનું ચિહ્ન હોય તો લક્ષ્મીવિલાસ રસ આપવો જોઇએ.

જૂના હૃદયરોગના વિકારમાં હૃદયના આવરણ, સ્નાયુ, બંને અંત પટલ કે નાડીઓની વિકૃતિ—ખાસ કરીને કફપ્રધાન વિકૃતિથી આ અવયવોનું કાર્ય મંદ થવાથી આખા શરીરમાં સોજા આવવા, સહેજ મહેનતથી ગભરામણ, હૃદયની ક્રિયા અને સ્પંદન મંદ અને અનિયમિત અને આ રોગને લીધે યકૃત, બરોળ અને ગુરદાને નુકસાન થવું વગેરે લક્ષણો થાય છે. એની પર લક્ષ્મીવિલાસ રસ આપવો જોઇએ.

હૃદય કે રક્તાભિસરણ ક્રિયાની વિકૃતિથી કુષ્ઠ વગેરે લાંબો વખત રહેનારા રોગોની વૃદ્ધિ થતી હોય તો લક્ષ્મીવિલાસ રસ વાપરવો જોઇએ.

આયુર્વેદમાં પ્રમેહના ૨૦ પ્રકાર કહ્યા છે. એ બધા અને મધુમેહ એક નથી. પ્રમેહના ઘણા પ્રકાર છે. આમાં મુખ્ય "कफकृच्च सर्वम्" આ કારણથી ઉત્પન્ન થયો હોય, રોગની તીવ્ર અવસ્થા પછી આખા શરીરમાં શિથિલતા, અશક્તિ, હૃદયની મંદતા, સહેજ પણ મહેનત ન થવી, બહુ બોલવાની પણ શક્તિ ન રહેવી, પેશાબ ખૂબ વાર અને વધારે પ્રમાણમાં થવો, પેશાબ થયા પછી અશક્તિ કે શક્તિ જતી રહી છે એવું લાગવું, વગેરે લક્ષણો થાય ત્યારે લક્ષ્મીવિલાસ રસ આપવો જોઇએ.

નાડીવ્રણ, દુષ્ટવ્રણ અને ભગંદર એ રોગો લાંબો વખત રહે છે. આનું કારણ શરીરના ઘટકો (Tissues) અને એના ચિત્પરમાણુઓની અશક્તિ છે. જેના ઘટકો બળવાન અને નિર્દોષ હોય છે તેના વ્રણ જલદી રુઝાઇ જાય છે, ઘા ઘણુંખરું પાકતા નથી અને પાકે છે તો થોડા જ વખતમાં ભરાઇ જાય છે. નબળા ઘટક અને ચિત્પરમાણુઓવાળાના ઘા જલદી ભરાતા નથી અને ઘા ઊંડો જતો જાય છે. આ ઘટકો અને ચિત્પરમાણુઓની અશક્તિનાં ઘણાં કારણો છે. આમાં રક્ત, રક્તાભિસરણ ક્રિયા કે હૃદયની અશક્તિ કારણરૂપ હોય તો વ્રણરોપણ ઔષધિ સાથે લક્ષ્મીવિલાસ રસનું સેવન કરાવવાથી ઘા સારી રીતે રુઝાય છે.

હાથીપગામાં ગંધક રસાયન, ગૂગળની બનાવટો અને લક્ષ્મીવિલાસ રસ ઉત્તમ ઔષધિઓ છે. આમાં લક્ષ્મીવિલાસ રસનું કાર્ય વ્યાપક છે. એ વાપરતી વખતે

હૃદય અને રક્તાભિસરણની અશક્તિ છે કે નહિ તેનું ધ્યાન રાખવું જોઇએ. ત્વચાગત વિકારોમાં ગંધક રસાયન અને રક્તાભિસરણ અને તેને લીધે થતા વિકારો પર લક્ષ્મીવિલાસ રસ અસર કરે છે. ( ગૂગળ આમવિષનો નાશ કરવા માટે વપરાય છે.)

મંદાગ્નિ, મોં, જીભ અને તાળવું ચીકણું રહેતું હોય,-પેટ ભારે, ખોરાક લેવાની ઇચ્છા ન થવી, અન્ન પર અરુચિ, નિસ્તેજતા, પાચનઇન્દ્રિયને પૂરતું લોહી ન મળવું વગેરે લક્ષણો હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ આપવો જોઇએ. વાતકફ જ્વર પછી ઉપદ્રવરૂપે મંદાગ્નિ હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ અપાય છે. જો મોંમાં પાણી છૂટતું હોય તો અગ્નિકુમાર રસ આપવો જોઇએ.

મંદાગ્નિ પછીના અતિસાર અને મંદાગ્નિ સિવાયના બીજા કારણે થયેલા અતિસારમાં લક્ષ્મીવિલાસ રસ અપાય છે. અતિસારમાં ખૂબ પ્રમાણમાં પાતળા, પાણી જેવા ઝાંડા થતા હોય, દરેક ઝાડા સાથે શક્તિ ઘટવી, હાથપગે ખાલી અને તોડ, આખા શરીરે શરદી, પરસેવો અને મંદ નાડી વગેરે લક્ષણો હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ બહુ ઉત્તમ ઔષધિ છે.

વિષૂચિકામાં મંદ નાડી, કે શરદી અને પરસેવો એ લક્ષણો હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ ફાયદાકારક છે.

ઉદરરોગ, આખા શરીરમાં સોજા અને જળોદરમાં હૃદય કે તેના વિભાગોની વિકૃતિ કારણરૂપ હોય તો તેની જીર્ણ અવસ્થામાં લક્ષ્મીવિલાસ રસ ઉપયોગી છે. હૃદયના રોગ સાથે કે તે પછી યકૃતની વૃદ્ધિ, આખા શરીરે સોજા અને રોગની જીર્ણ અવસ્થામાં જળોદર વગેરે ઉપદ્રવો હોય ત્યારે સાટોડી, ગોખરુ અને અનંતમૂળ અથવા શિલાજિત જેવી મૂત્રલ ઔષધિ સાથે આ રસ આપવો જોઇએ. આ લક્ષણો સાથે ગભરામણ, ખૂબ પરસેવો, સહેજ મહેનતથી શ્વાસ ચઢી જવો, પેટમાં આફરો, ચેતનાશક્તિ અંદર ખેંચાવી, હૃદયનું સ્પંદન વધવું, આખા શરીરે અને ખાસ કરીને હાથ-પગે સોજા, માથું ભારે, ચક્કર આવવા, માથાનું દરદ વગેરે ઉપલક્ષણો હોય તો લક્ષ્મીવિલાસ રસ આપવો હિતકર છે.

મેદરોગમાં વ્યાયામનો અભાવ અને મેદ ઉત્પન્ન કરે તેવા ખોરાકો આ બે કારણો હોય છે. આમાં કોઇ અપવાદો પણ હોય છે. આ ઉપરાંત અંડકોષ અને રક્તવાહિનીઓની વિકૃતિથી પણ મેદ વધી જાય છે. આ મેદવૃદ્ધિથી હૃદય પર અસર થાય છે. હૃદય પર મેદ ચઢવા માંડે છે. હૃદયની ચારે બાજુ મેદ ભરાય છે અને હૃદયના ધટકોમાં પણ મેદ મળી જાય છે. આમાં શ્વાસ ભરાઈ જવો, આખા શરીરે પરસેવો થયા કરવો, કોઈ પણ કામ કરવાની ઇચ્છા ન થવી, મહેનત બિલકુલ સહન ન થવી, સહેજ મહેનત કરતાં પણ શ્વાસ ભરાઇ જવો અને તે એટલો બધો કે છાતી પવનથી ભરાઈ ગઈ હોય તેવું લાગવું, પૂરો શ્વાસ

નાકથી ન લેવાવાથી મોંથી જોરથી શ્વાસ લેવો વગેરે લક્ષણો થાય ત્યારે લક્ષ્મીવિલાસ રસ ઉપયોગી થાય છે. માર્ગો મેદથી આવૃત્ત થવાથી આ લક્ષણો થાય છે. આ રોગમાં મેદ પછીની ધાતુઓ બરાબર બનતી નથી. આથી શરીર ફૂલેલું લાગે છે. બગલ, સાંધા, કેડ વગેરે ભાગમાં પરસેવો થઇ તે ગંધાય છે. આ રોગમાં લક્ષ્મીવિલાસ રસ ફાયદાકારક છે.

કેડ, કાખ અને પડખાંની શળ મોટે ભાગે ફુફ્ફુસાવરણની વિકૃતિથી થાય છે. રોગ જલદી ફેલાનારો હોય ત્યારે શળ તીવ્ર હોય છે અને દીર્ઘકાળ રહેનાર હોય તો શળ ધીમી હોય છે. આ રોગ ઠંડી કે સખ્ત ઠંડી હવા લાગવાથી થયો હોય, કેડ, કાખ અને પડખામાં તીવ્ર શળ મારતી હોય, એક જગ્યાએ સોય ભોંકાતી હોય તેવી વેદના થવી, કોઈ પણ સ્થિતિમાં ચેન ન પડવું, તે ભાગ દાબીને બેસી રહેવું, ગરમ પાણી કે એવો સેક કરવાથી સહેજ સારું લાગવું, શળ સાથે આખા શરીરમાં અસર થવી કે તાણ આવવી, વગેરે લક્ષણો હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ આપવો જોઇએ.

વાતજન્ય માથાની શળમાં ખૂબ જોરથી સોય ભોંકાયા જેવી વેદના થયા પછી થોડા વખત માટે ઓછી થઇ જવી એટલે કે તાણ માફક વારંવાર દરદ થવું વગેરે લક્ષણો હોય તો મહાવાતવિધ્વંસન રસ આપવો જોઇએ. પરંતુ એકસરખું દરદ થવું, સાથે સાથે ગળું, કપાળ, ભમર અને પીઠ તરફ દરદ ફેલાવું, ખાલી જેવું દરદ, સેકવાથી સારું લાગવું, ઠંડા પવનથી વધવું વગેરે લક્ષણો હોય તો લક્ષ્મીવિલાસ રસ બહુ જ સારી રીતે વપરાય છે.

પ્રસવ પછી થનારી શળને સામાન્ય વ્યવહારમાં મક્કલશળ કહે છે. આ શળ પર મહાયોગરાજ ગૂગળ, મહાવાતવિધ્વંસન રસ, પ્રતાપલંકેશ્વર અને લક્ષ્મીવિલાસ રસ ઉપયોગી ઔષધો છે. ખાલી જેવી વેદના અને હૃદયની શળ કે અશક્તિ હોય તો લક્ષ્મીવિલાસ રસ આપવો જોઇએ. (આમવૃદ્ધિમાં મહાયોગરાજ ગૂગળ, સ્થાન સ્થાન પર શળ મારતી હોય તેમાં મહાવાતવિધ્વંસન અને ગર્ભાશયમાં સંગ્રહિત થયેલા દોષ પર પ્રતાપલંકેશ્વર.)

આ લક્ષ્મીવિલાસ રસ વાજીકરણ છે. આ રસ અંડકોષમાં લોહીનું દબાણ બરોબર ન થવાથી આવેલી નપુંસકતા મટાડે છે. આ રીતે શરીરની વધારે અશક્તિથી આવેલી નપુંસકતા પણ મટાડે છે.

આ રસ ખાસ કરીને વાત અને વાતકફદોષ, રસ, રક્ત અને માંસ એ દૂષ્ય, વાયુના લઘુત્વ, શીતત્વ, ચલત્વ એ ગુણ, હૃદયાવરણ, ધમનીઓ, શિરાઓ, ફેફસાં અને તેના આવરણ આ બધા સ્થાન પર વપરાય છે. (ઔ. ગુ ધ. શા.)

મધુરા તાવની છેલ્લી સ્થિતિમાં નાડી બંધ થવા માંડે છે. એવી મરણોન્મુખ સ્થિતિમાં છિન્નશ્વાસ ઉત્પન્ન થાય છે. એવી સ્થિતિમાં એલોપથીમાં ફેફસાંમાં પ્રાણવાયુ ભરે છે. પણ હૃદય ક્ષીણ હોવાથી એની અસર થતી નથી. કારણ ઓકિસજનને લઈ જનાર રાતા કણ બહુ જ શિથિલ અને મૃતતુલ્ય સ્થિતિમાં હોવાથી ઓકિસજન યોગ્ય જગ્યા પર પહોંચી શકતો નથી. એવી સ્થિતિમાં હૃદયને લાગેલી રક્તવાહિનીઓનો વિકાસ કરી રક્ત અને વાયુ આપવો જોઇએ. લક્ષ્મીવિલાસ રસથી આ કામ સારી રીતે થયાના દાખલા મળે છે.

ન્યુમોનિયા અને કેટલાયે સન્નિપાતમાં કેટલીકવાર અકસ્માત્ નાડી ક્ષીણ થઈ પરસેવો થવા માંડે છે અને શરીરની ગરમી ઓછી થઈ જાય છે. આ લક્ષણ ઘણીવાર પ્રાણઘાતક નીવડે છે. તાવ એકદમ ઊતરી જવો, પરસેવો થઇ ઠંડું પડી જવું, નાડી ખૂબ મંદ થઈ જવી, બહુ જ ગભરામણ વગેરે લક્ષણો થાય છે. આ લક્ષણોની શરૂઆત થતાં જ લક્ષ્મીવિલાસ, શૃંગભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ ત્રણે ૧–૧ રતીને ૦ાા તોલો કેરીના મુરબ્બા સાથે મેળવી આપવામાં આવે અને થોડો થોડો અર્જુનારિષ્ટ પિવાડવામાં આવે તો કાંઈ પણ હરકત વગર રોગી સારો થઈ જાય છે.

**સૂચના**—આ રસથી કોઇકવાર કોઇકનો નાડીનો વેગ વધી જાય છે, તેવું થાય ત્યારે સુવર્ણમાક્ષિક ભસ્મ આપવી જોઇએ.

## (૨૫) બ્રાહ્મીવટી

**વિધિ**—બ્રાહ્મી ૫ તોલા, રસસિંદૂર ૨ તોલા, અભ્રકભસ્મ, બંગભસ્મ, શુદ્ધ શિલાજિત, મરી, પીપર અને વાવડિંગ દરેક ૧–૧ તોલો લઈ, મેળવી, બ્રાહ્મીના ક્વાથમાં ૩ દિવસ ખરલ કરી, ચણા જેવડી ગોળીઓ વાળવી. બ્રાહ્મી ૨ાા તોલા અને પાણી ૨૦ તોલા લઈ, ઉકાળી, ૧૦ તોલા બાકી રહે ત્યારે ઉતારી તે ક્વાથ વાપરવો.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં બે વાર દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી તાવ પછીની નબળાઈ, અશક્તિ, સ્મરણશક્તિ ન હોવી, ધાતુસ્રાવ વગેરે રોગો મટાડે છે. તાવ ઉતારવામાં પણ ઉપયોગી છે. મોતીઝરાની ખાસ બેચેની, બકવાટ, ઝાડા, પેટમાં ચૂંક વગેરે ઉપદ્રવોમાં પણ આ ગોળી હિતકર છે; વાતપ્રધાન અને કફપ્રધાન સન્નિપાતમાં એ હૃદય અને માથાનું રક્ષણ કરે છે, અને દોષ પકવવામાં મદદ કરે છે.

## (૨૬) મલ્લપુષ્પ

**વિધિ**—સોમલ ૧૦ તોલા લઇ લીંબુના રસમાં ૧ દિવસ ખરલ કરવો. પછી તેમાં ૧૦ તોલા લાલ ફટકડી મેળવી, ખરલ કરી, એક નાની માટલીમાં

મૂકી, ઉપર એક માટલી ઢાંકી ડમરયંત્ર તૈયાર કરવું. પછી સારી રીતે સંધિબંધ કરી ચૂલા પર મૂકી ૬ કલાક મંદ અગ્નિ આપવો. ઉપરની માટલી પર વારંવાર ભીનું કપડું બદલતા રહેવું. ૬ કલાક પછી સ્વાંગશીતળ થયે સાવચેતીથી ખોલી ઉપરની માટલીમાં લાગેલાં ફૂલ લઇ લેવાં. નીચે ફટકડીનું ફૂલું રહેશે. તેની જ્વરારિ વટી બનાવી લેવી. ( ૨. સા. )

**માત્રા**—૧ ચોખાપૂર સૂંઠના ઘસારા સાથે પતાસામાં અથવા બીજા રોગ અનુસાર અનુપાન સાથે.

**ઉપયોગ**—મલ્લપુષ્પ શ્વાસ, કાસ, જીર્ણજ્વર, કુષ્ઠ, ત્રિદોષ, લોહીવિકાર, ન્યુમોનિયા, ઉપદંશ, સંધિવા વગેરેનો નાશ કરે છે. સન્નિપાતમાં કફવૃદ્ધિ ખૂબ થઇ ગળામાં કફ ભરાઇ જાય છે, ત્યારે આ મલ્લપુષ્પ આપવાથી જલદી નીકળી જાય છે.

**સૂચના**—આ પુષ્પ પિત્ત પ્રકૃતિવાળાને અને ૧૦૨ ડીગ્રીથી વધારે તાવ હોય ત્યારે ન આપવાં. અને દવા સાથે દૂધઘીનું સેવન ખૂબ રાખવું. પરહેજી સહેજ પણ તોડવી નહિ.

## (૨૭) મલેરિયાવટી

**પ્રથમ વિધિ**—ધાપાણુ ભસ્મ, શુદ્ધ હરતાલ, ગળોસત્ત્વ, વાંસકપૂર અને કાગદી એલચી આ દરેક સરખે ભાગે લઇ, સહદેવીના રસમાં ૧૨ કલાક ખરલ કરી જુવારના દાણા જેવડી ગોળીઓ વાળવી. ( ધન્વંતરિ )

**માત્રા**—૧ ગોળી તાવ આવતાં પહેલાં ૪ કલાક અગાઉ અને ૨ ગોળી ૨ કલાક અગાઉ થોડી સાકર સાથે આપવી. દિવસમાં દૂધ સાથે ૨ વાર આપવી.

**ઉપયોગ**—બધી જાતના વિષમજ્વર (મલેરિયા) સંતત, સતત, એકાંતરિયો, તરિયો વગેરે અને બીજા જ્વરો મટાડવામાં બહુ ઉપયોગી છે.

કોઇ કોઇ વખત ચોથિયો તાવ મટયા પછી દર ચોથે દિવસે હિસ્ટરીયા મિશ્રિત અપસ્માર ( Hystero epilepsy ) ઉત્પન્ન થાય છે. રોગ તીવ્ર અવસ્થામાં ન હોય ત્યારે જડતા, બકવાટ, પછી મૂર્છા, મોંમાંથી ફીણ નીકળવું, પછી દાંત કચકચાવવા વગેરે લક્ષણો થાય છે. દસ્ત સાફ આવતો નથી તેમજ પેટમાં દુખાવો થાય છે. એની પર સવારે અમૃતારિષ્ટ સાથે આ મલેરિયાવટી અને સાંજે અશ્વકંચુકી રસ આપવાથી રોગ મટી જાય છે.

**બીજી વિધિ**—ક્વિનીન બાઈ હાઇડ્રોક્લોરાઇડ ૭ાા માસા, ગળોસત્ત્વ ૨ તોલા, વાંસકપૂર ૧ તોલો, એલચીદાણા ૬ માસા, અને કેસર ૧ માસો લઇ બધાને મેળવી ખરલ કરવું. પછી લીમડાની ગળો ૨ તોલા, ધાણા ૧ તોલો, રક્તાંજલિ, કમળ અને લીમડાનાં કુમળાં પાન ૬–૬ માસા, બધાંને મેળવી કવાથ

કરવો. તે ક્વાથમાં ઉપરની ઔષધિઓને ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી.

**( શ્રી. ડૉ. રામરક્ષપાલજી શુકલ )**

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૩ વાર દૂધ કે પાણી સાથે. જેનાથી ક્વિનીન સહન ન થતું હોય તેને દૂધ પાઈ ઉપર આપવી. અને એવા દરદીઓના જૂના તાવ અને ઝીણા તાવમાં જમ્યા પછી આપવી.

**ઉપયોગ**—આ વટી બધી જાતના વિષમજ્વર, જેમાં બળતરા અને ઠંડી બન્ને લાગતાં હોય તેવો રોજિયો, એકાંતરિયો, તરિયો, ચોથિયો વગેરે બધી જાતના તાવોનો નાશ કરે છે, વધેલી બરોળને ઓછી કરે છે, અને શરીરમાં શાંતિ લાવે છે.

## (૨૮) મલ્લાદિ વટી

**વિધિ**—શુદ્ધ સફેદ સોમલ ૧ તોલો, શુદ્ધ હિંગળોક ૧ તોલો અને પીપર ૨॥ તોલા લઈ, બારીક ખરલ કરી, આદાના રસમાં ૩ કલાક ઘૂંટી મગ જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં ૨ વાર આદુના રસ અને મધ અથવા નાગરવેલના પાનનો રસ અને મધ સાથે.

**ઉપયોગ**—આ રસના સેવનથી શીતજ્વર, એકાંતરિયો, ચોથિયો વગેરે વિષમજ્વર સન્નિપાત અને જીર્ણજ્વરનો નાશ થાય છે. હિસ્ટીરિયામાં પણ પેટ સાફ કરી આ ગોળી આપવાથી બહુ ફાયદો થાય છે.

તાવ ન હોય ત્યારે થોડું દૂધ પી પછી ઉપર ગોળી લેવી જોઇએ.

**બીજી વિધિ**—શુદ્ધ સોમલ અને શુદ્ધ હરતાલ આ બંનેને સરખે ભાગે મેળવી, કારેલાના રસમાં ૩ દિવસ ખરલ કરી નાના મગ જેવડી એટલે કે ⅛ રતીની ગોળીઓ વાળવી.⊙ (ર. યો. સા.)

**માત્રા**—૧ ગોળી તાવ આવવાની ૨ કે ૩ કલાક પહેલાં તુળસીનાં પાન અને મરી અથવા ભાંગ ૧ રતી અને બેઠી ભોંયરીંગણીનું ચૂર્ણ ૧॥ માસો અને ધતૂરાનું બે ઇંચ જેટલું ગોળ પાન, નાગરવેલના પાનમાં કાથો ચૂનો લગાવી તેમાં મૂકી ગોળી અંદર રાખી આપવું. ૨-૩ કલાક સુધી પાણી ન પીવા દેવું. જૂના ખરાબ સળેખમમાં મળશુદ્ધિ કર્યા પછી દૂધ સાથે, કફવૃદ્ધિમાં સાકર સાથે અને આમવૃદ્ધિમાં આદાના રસ સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી ટાઢ વાઈ આવનારા બધી જાતના વિષમજ્વર, એકાંતરિયો, ચોથિયો, તરિયો વગેરેને એક જ દિવસમાં રોકી દે છે. તેમજ જૂનો સળેખમ, કફવૃદ્ધિ, કફવૃદ્ધિથી થનારી અરુચિ, મંદાગ્નિ, ઝીણો તાવ, શ્વાસ, ખાંસી અને આમવૃદ્ધિ વગેરેનો નાશ કરે છે.

**સૂચના**—પિત્તપ્રધાન રોગીને અને નવા સળેખમમાં આ ઔષધિ ન આપવી. જો કે મૂળ શ્લોકમાં કારેલીના રસની ભાવના લખી છે પણ તેને બદલે કંકોડાનો રસ લેવામાં આવે તો વધારે કામ કરે છે એવો 'રસયોગસાગર'ના કર્તાનો અનુભવ છે.

## (૨૯) ભૂતભૈરવ રસ

**વિધિ**—શુદ્ધ હરતાલ ૯ તોલા, છીપની ભસ્મ ૯ તોલા, અને શુદ્ધ મોરથુથુ ૧ તોલો લઈ, કુંવારના રસમાં ૩ દિવસ ખરલ કરી ટીકડીઓ બનાવવી. સુકાઈ જાય એટલે મજબૂત શરાવસંપુટ કરી ૨॥ શેર છાણાનો પુટ આપવો. સ્વાંગશીતળ થયે કાઢી લઈ ખરલ કરી બારીક ચૂર્ણ કરવું. (૨. ચં.)

**માત્રા**—૧ રતી ચૂર્ણને ૩ માસા ખાંડની વચ્ચે રાખી તાવ આવવાની અગાઉ ૨ વાર ત્રણ કલાક પહેલાંથી દર કલાકે લેવી. ઉપર થોડું પાણી પીવું. તાવનો વખત જતો રહે એટલે દહીં ને ભાત ખવરાવવાં.

**ઉપયોગ**—આ રસાયનથી બધી જાતના વિષમજ્વર, ટાઢ વાઈને આવનારો એકાંતરિયો, ચોથિયો વગેરે એક જ દિવસમાં મટી જાય છે. આ ઔષધિથી કદાચ કોઈને ઊલટી થાય તો તેથી ગભરાવું નહિ.

## (૩૦) ચંદનાદિ લોહ

**વિધિ**—રતાંજળી, વાળો, કાળીપાટ, ખસ, પીપર, હરડે, સૂંઠ, કમળનો કંદ, આમળાં, નાગરમોથ, ચિત્રકમૂળ અને વાવડિંગ આ ૧૨ ઔષધિઓ ૧–૧ તોલો અને બધાની બરાબર લોહભસ્મ મેળવી ખરલ કરી લેવું. (૨. રા. સં.)

**માત્રા**—૨ થી ૪ રતી દિવસમાં ૨ વાર મધ સાથે લઈ ઉપર તુળસી, મરી અને નાગરમોથનો ઉકાળો પાવો.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતના વિષમજ્વર અને જીર્ણજ્વરને મટાડે છે. થોડા દિવસ આવે ને થોડા દિવસ ન આવે એવા લાંબો વખત વારંવાર આવનારા તાવમાં આ ચૂર્ણ સારો ફાયદો કરે છે. તેમજ આ ઔષધિથી આંખોની બળતરા, બરોળની વૃદ્ધિ, કલેજાના વિકાર, મંદાગ્નિ, માથાનું દરદ, દાહ, કૃમિ વગેરે દોષો દૂર થઈ શરીર સ્વસ્થ અને બળવાન બને છે. જ્યારે રક્ત, રક્તાભિસર કે હૃદયની નબળાઈથી જીર્ણજ્વર મટતો ન હોય ત્યારે આ ઔષધિના સેવનથી જલદી ફાયદો થાય છે.

## (૩૧) સુવર્ણ માલિની વસંત

**વિધિ**—સુવર્ણભસ્મ અથવા સોનું અથવા સોનાનાં વરક ૧ તોલો, મોતીપિષ્ટિ ૨ તોલા, હિંગળોક ૩ તોલા, ધોળાં મરી ૪ તોલા અને શુદ્ધ ખાપરિયું અથવા જસતભસ્મ ૮ તોલા લેવાં. પહેલાં સુવર્ણભસ્મ કે સોનાનાં વરક અને

હિંગળોકને મેળવવાં. પછી બાકીની વસ્તુઓ મેળવી ગાયના કાચા દૂધમાંથી કાઢેલું માખણ ૨॥ તોલા મેળવી ૩ કલાક ઘૂંટવું. જ્યાં સુધી ચીકાશ રહે ત્યાં સુધી લીંબુનો રસ નાંખી ઘૂંટવું. લગભગ ૭–૮ દિવસ ઘૂંટવું પડશે. પછી ૧–૧ રતીની ગોળીઓ અથવા ૧–૧ માસાની ટીકડીઓ બનાવવી. (ભૈ. ૨.)

સુવર્ણભસ્મના અભાવે સોનું કે સોનાનાં વરક લેવાં. મોતીપિષ્ટિને અભાવે મોતીની છીપની ભસ્મ લેવી, ખાપરિયાને અભાવે જસતભસ્મ લેવી, ખનિજ હિંગળોક શુદ્ધ કરીને વાપરવો. અથવા દ્વિગુણ ગંધક જારિત રસસિંદૂર મેળવવો. ઘણા વૈદ્યો ૪ તોલા માખણ મેળવી ૪૦ દિવસ લીંબુના રસમાં ઘૂટે છે. પરંતુ એથી લીંબુનો ક્ષાર ઔષધિમાં વધી જાય છે. (ચો. ૨.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર પીપર અને મધ અથવા ગળો-સત્ત્વ, પીપર અને મધ (અથવા ચ્યવનપ્રાશઅવલેહ) સાથે આપવી.

ક્ષયની પહેલી અવસ્થામાં અને જૂના તાવ પર સુવર્ણવસંત, અભ્રકભસ્મ, શૃંગભસ્મ અને સિતોપલાદિ ચૂર્ણ મેળવી મધ સાથે દિવસમાં ૩ વાર આપવું.

**ઉપયોગ**—આ રસાયન ક્ષય, જીર્ણજ્વર, ધાતુગત વિષમજ્વર, પ્લીહાવૃદ્ધિ, યકૃતવિકાર, મંદાગ્નિ, સ્ત્રીઓનો પ્રદરરોગ, મગજની નબળાઇ, ખાંસી, ધાતુ-ક્ષીણતા, હૃદયરોગ, માથામાં શળ વગેરેમાં હિતકર છે. જૂના રોગોમાં શાન્તિ-પૂર્વક સેવન કરવાથી ચોક્કસ ફાયદો થાય છે. સુવર્ણમાલિની વસંતના સેવનથી કોઇ પણ રોગથી કે કસરત, થાક કે વૃદ્ધાવસ્થાથી આવેલી અશક્તિ નિશ્ચય-પૂર્વક મટે છે.

આ રસાયન રસવાહિનીઓ, રસ ઉત્પન્ન કરનાર પિંડ, યકૃત, બરોળ વગેરેના રોગોમાં અકસીર છે. યકૃત અને બરોળના રોગ (વૃદ્ધિ અને નબળાઇ)ને દૂર કરી પાચનક્રિયા નિયમિત કરે છે. આ ઔષધિનું એ મુખ્ય કાર્ય છે, અને તેથી થોડા વખતમાં શરીર સશક્ત બને છે. આ ઔષધિ અનુપાનભેદથી અનેક રોગોમાં ફાયદો કરે છે.

આ ઔષધિ બાળક, વૃદ્ધ અને સગર્ભા સ્ત્રી બધાને માટે હિતકર છે. વસંતમાલિની બધી ઋતુમાં, બધા દેશમાં બધી જાતની પ્રકૃતિવાળાને કોઇ પ્ર જાતના ભય વગર આપી શકાય છે. જુવાન સ્ત્રીઓને અટકાવ વખતે વધુ રક્તસ્રાવ થવો, રક્તપ્રદર અથવા શ્વેતપ્રદર પછી થનારી પાંડુતામાં આ સુવર્ણ માલિની વસંત બહુ જ ઉત્તમ ઔષધિ છે.

સુવર્ણમાલિની વસંતમાં રસાયન, બળ આપનાર, ક્ષય અને જંતુઓનો ના કરનાર અને રક્તપ્રસાદન ગુણ છે. આ રસાયનમાં વાતવહમંડળ, સહસ્રા નાડીચક્ર વગેરેથી લઇ શરીરના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવયવસમૂહોને શક્તિ આપવા

મહત્ત્વનો ગુણ રહેલો છે. આ રસાયન અંદરના અવયવોની અશક્તિથી ઉત્પન્ન થનારા બધા રોગોમાં વપરાય છે. એટલે જ મૂળ ગ્રંથકારે આ રસાયનના ગુણમાં '**सर्वरोगे वसन्तः**' એટલું જ કહ્યું છે.

ગેરકોચલાંથી જે તાત્કાલિક ઉત્તેજના થાય છે તેને પણ શક્તિ આવી કહે છે. પણ વિચાર કરતાં શક્તિ અને ઉત્તેજનામાં બહુ ફેર છે. ગેરકોચલાંથી વાતવાહિનીઓનું સ્પંદન વધી ઉત્તેજના આવે છે અને તે ક્ષણિક હોય છે, તેમજ ધાતુસામ્યતા વડે આવેલી નથી. જ્યારે સુવર્ણમાલિની વસંતથી જે શક્તિ આવે છે, તે સ્થિર છે અને ધાતુસામ્યતા થઈ આવે છે. બધા અવયવસમૂહોના ઘટકોને જરૂરી ઘટકદ્રવ્ય મળી શક્તિ આવે છે. એ એક નિયમ છે કે આહારમાંથી તૈયાર થયેલું દ્રવ્ય તે તે સ્થાનના ધાત્વગ્નિના યોગથી પાચન થઈ તે ધાતુમાં મળી જાય ત્યારે શક્તિ આવે છે. પહેલીમાંથી બીજી ધાતુ બને છે તેમાં પહેલી ધાતુ બીજી ધાતુ માટે આહારરૂપ છે. એ કારણે પહેલી ધાતુમાંથી રૂપાંતર થઈ બીજી ધાતુ બને છે. આ રીતે ધાતુઓનું પોષણ થાય છે. ધાતુઓનું પોષણ વ્યવસ્થિત થવાથી શક્તિ આવે છે. સુવર્ણમાલિની વસંતના પ્રયોગથી રસથી શુક્ર અને ઓજ સુધી બધી ધાતુઓને પોષણ, બધી ધાતુઓમાં રહેલા ધાત્વગ્નિ પોતાનું કાર્ય બરોબર કરે તેથી ધાતુપરિપોષણ ક્રમ વ્યવસ્થિત અને બળવાન થાય છે. કારણ એનું પણ પોષણ તો થવું જ જોઇએ. ત્રણે ધાતુઓના સામ્ય પર શરીરના ઘટક અને મંડળના બળનો આધાર છે. ત્રણે ધાતુઓ સમ અને બળવાન હોય ત્યારે જ રસ, રક્ત વગેરે દૂષ્યં અને વાતવહમંડળ વગેરે બળવાન રહી શકે છે. આ રીતે આ રસાયન વાતવહમંડળને શક્તિ આપે છે.

દરદી કોઈ ભયંકર રોગમાંથી ઊઠ્યો છે એનો અર્થ એ કે ત્રાસદાયક લક્ષણો મટી ગયાં છે અથવા ઓછાં થયાં છે. પરંતુ રોગ સાથે લડતાં લડતાં શરીરની બધી ધાતુઓ ક્ષીણ થઈ જાય છે અને શક્તિ પણ ઘટી જાય છે. મંદાગ્નિ થવાથી ખોરાક બરોબર પચતો નથી. એવી સ્થિતિમાં વૃદ્ધ વૈદ્યો સુવર્ણ વસંત વાપરે છે. આ રીતે '**सर्वरोगे वसन्तः**' એ વચન સાર્થક થાય છે.

વસંત માલતીથી પાચક રસની ઉત્પત્તિ અને ક્રિયા સારી રીતે થાય છે. ધાતુઓની અંદર રહેલા અગ્નિ પણ બળવાન બને છે. આ કારણે ખોરાક પચે છે અને પછી રસ, રક્ત વગેરે ધાતુ સારી રીતે બને છે, એક પછી એક ધાતુઓ બળવાન બનતી જાય છે, ઓજની વૃદ્ધિ થાય છે, તેજ વધે છે અને શરીરનો રંગ પણ સુન્દર બને છે.

વસંત માલતીથી ક્ષયમાં—ખાસ કરીને જંતુજન્ય ક્ષયની પહેલી અવસ્થામાં-શરીરની શક્તિ અને પ્રતિકારશક્તિ વધારવાનું કાર્ય થાય છે. પ્રતિકારશક્તિ

વધવાથી ક્ષયના જંતુઓ નાશ પામે છે. આ અસર વસંત માલતીમાં રહેલા સુવર્ણ અને મોતીના યોગથી થાય છે.

કફક્ષયની પહેલી અવસ્થામાં સૂકી ખાંસી, ઝીણો તાવ, ખાસ કરીને સાંજે શરીરની ગરમી વધવી, દિવસે દિવસે શક્તિ ઘટતી જવી અને સવારે પરસેવો થવો વગેરે લક્ષણો થાય ત્યારે સુવર્ણ વસંત આપવો જોઈએ. આ અવસ્થામાં આ રસાયનની સારી અસર થયાના ઘણા દાખલા મળે છે. (પ્રવાલપિષ્ટિ અને સિતોપલાદિ ચૂર્ણ સાથે મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે.)

કફક્ષયની બીજી અવસ્થામાં સુવર્ણ વસંત કરતાં સુવર્ણભસ્મ, પૂર્ણચંદ્રોદય રસ વગેરેનું મિશ્રણ વધારે વપરાય છે.

કંઠમાળ અથવા બીજા કોઈ ભાગ—બગલ, પેટ, વળાંમાં ગાંઠ થઈ તેમાંથી પાણી ઝરે, ઝીણો તાવ હોય, ધીમે ધીમે તાવ વધતો જાય, ભયંકર સૂકી ખાંસી, બહારની ચામડી તદ્દન રુક્ષ થઈ જવી, આખા શરીરમાં રુક્ષતા, અશક્તિ, માંસ-ક્ષીણતા, હાથ–પગ લાકડી જેવા થઈ જવા વગેરે લક્ષણો થાય છે. આ સ્થિતિમાં વસંત માલતી બહુ ઉપયોગી છે. ઉપલાં લક્ષણો સાથે માણસ જાડો અને પુષ્ટ હોય તો જસદભસ્મ આપવી જોઈએ.

જીર્ણજ્વર સાથે બરોળની વૃદ્ધિ અને મંદાગ્નિ ખાસ લક્ષણો હોય, તો એમાં ક્ષયનો સંબંધ હોતો નથી. ઘણા દિવસ સુધી શીતજ્વર તેમજ આંત્રિક કે સન્નિપાત જ્વર આવ્યા પછી જીર્ણજ્વર રહી ગયો હોય તો તેની પર વસંત માલતી ઉત્તમ અસર કરે છે.

જૂના અને આગ્રહી શીતજ્વરના કેટલાક એવા દરદીઓ હોય છે કે જેમને ઘણીવાર, ઘણા દિવસો સુધી ક્વિનીન, સોમલ અને લોહની વિવિધ બનાવટોથી સતત ચિકિત્સા કરવા છતાં પણ શીતજ્વર ન જતો હોય, વારંવાર આવ્યા કરતો હોય અને ત્રાસ આપ્યા કરતો હોય, તો એનું કારણ એ છે કે તેને ઔષધિ વ્યસન જેવી થઈ જઈ શરીરમાં પ્રતિકારશક્તિ વધારી શકાતી નથી. આવી સ્થિતિમાં વસંત માલતીથી અપૂર્વ લાભ થયાના ઘણા દાખલા મળે છે. આ જાતના રોગમાં બરોળ વધેલી હોય તો એકવાર વસંત માલતી અને એકવાર રોહિતારિષ્ટ આપવાથી બહુ સારો ફાયદો થાય છે.

ધાતુક્ષયના બે પ્રકાર છે : અનુલોમ અને પ્રતિલોમ. રસથી શુક્ર સુધી થતી ક્ષીણતાને અનુલોમ અને શુક્રથી રસ ધાતુ સુધી થતી ક્ષીણતાને પ્રતિલોમ ક્ષય કહે છે. રક્તસ્રાવ વધારે થાય ત્યારે બીજી ધાતુઓનો પણ ક્ષય થાય છે. પછી ફીકાશ, અશક્તિ અને મંદાગ્નિ વગેરે લક્ષણો થાય છે. સ્ત્રીઓને માસિક રજ વધારે જવાથી અથવા પ્રસવ પછી વધારે લોહી જવાથી ધાતુક્ષીણતા થઈ ફીકાશ

આવે છે. કોઈ પણ કારણથી ધાતુક્ષીણતા થઈ બલ, માંસ ઘટયા હોય, આખું શરીર ફાટવું, હાથ-પગમાં બળતરા, આંખોમાં બળતરા, ઉત્સાહ ન હોવો, કોઈ પણ કામ કરવાની ઇચ્છા ન થવી વગેરે ચિહ્નો થાય તો સુવર્ણવસંત સાથે મંડૂર-ભસ્મ કે લોહભસ્મ મેળવીને અથવા જુદી આપવી જોઈએ. જો પાંડુતા સાથે આખા શરીરે સોજો, આખું શરીર તેલ લગાડયું હોય તેવું ચળકવું, તેમજ મોં, ગાલ વગેરે પર સોજો અને ચીકાશનું તેજ હોય તો લોહની બનાવટ અને સુવર્ણ-માલિની વસંત આપવી વધારે હિતકર છે.

વીર્યનો નાશ ઘણી રીતે થાય છે. બહુ મૈથુન, વિરુદ્ધ મૈથુન ( હસ્તમૈથુન વગેરે ) વગેરે કારણોથી વીર્યનો નાશ થાય છે. વીર્ય ક્ષીણ થવાથી ઓજ ક્ષીણ થાય છે. અને પછી શક્તિ ઘટી બીજી ધાતુઓની પૂર્તિ ન થઈ શકવાથી ધાતુઓ ક્ષીણ થાય છે. પરિણામે સહસ્રાર વગેરે બુદ્ધિની ઇન્દ્રિયો બરોબર કાર્ય કરી શકતી નથી તથા બુદ્ધિ, સ્મૃતિ અને ધારણાશક્તિ ત્રણે મંદ થઈ જાય છે. ઓજક્ષય અને શુક્રક્ષય થવાથી મનમાં જુદાજુદા ભ્રમ થવા માંડે છે. કોઈ પણ વાત બહુ યાદ રહેતી નથી. દરદી બોલતા પણ અચકાય છે, વિચાર કરતાં થાકી જાય છે, વિચાર એકધારા આવતા નથી, ભ્રમિત માફક કોઈ એક જગ્યાએ મૂઢ માફક બેસી રહે છે કે બહેરામૂંગા જેવો લાગે છે, અને મગજમાં કોઈ વિચાર જ ન હોય તેમ ગાંડા જેવો લાગે છે. આ રીતે શુક્રધાતુ ક્ષીણ થવાથી બીજી ધાતુઓ ક્ષીણ થઈ આવી સ્થિતિ થાય છે. ધાતુ ક્ષીણ થવાથી અંદરના અવયવો પણ અશક્ત અને કૃશ થઈ જાય છે. મન અને બુદ્ધિને શક્તિ આપનાર શુક્રધાતુનો જેટલો ક્ષય થાય છે તેટલું સહસ્રારને નુકસાન થાય છે. આ પ્રકારની વિકૃતિમાં સુવર્ણ વસંત બહુ ઉત્તમ ઔષધિ છે.

મૈથુનની લાલસા બહુ વધી ગઈ હોય અને તેની તૃપ્તિ ન થવાથી તેમાં જ ચિત્ત રહે એ પણ એક આપત્તિ છે. વૈદ્યોને આનું નિદાન કરવું પણ અઘરું પડે છે. આમાં પણ સ્ત્રી દરદી હોય તો તો પૂછવું જ શું? આમાં વાતવાહિની-ઓ, તેનાં કેન્દ્રો અને ચક્રમાં ક્ષોભ એ ખાસ કારણ હોય છે. આ પ્રકારની વિકૃતિઓમાં સુવર્ણમાક્ષિક ભસ્મ કે બ્રાહ્મી, જટામાંસી જેવી શામક ઔષધિઓ સાથે સુવર્ણમાલિની વસંત વાપરવી જોઈએ.

સ્ત્રીઓના શ્વેતપ્રદરમાં સુવર્ણ વસંત ફાયદાકારક છે. ખરું જોતાં શ્વેત-પ્રદરમાં પણ ઘણી જાતો છે. આમાં ગર્ભાશય કે યોનિમાર્ગની શ્લૈષ્મિક કલામાં ગરમી થઈ પ્રદર થયો હોય અને રોગ નવો હોય તો ગળોસત્ત્વ અને મધ સાથે સુવર્ણ વસંત આપવાથી ફાયદો થાય છે. બીજાશયની વિકૃતિ અને વ્રણથી

થયો હોય તો પ્રદરાંતક લોહ, પ્રદરાંતક રસ વગેરે ઔષધિઓનું સેવન અને બહારના ઉપચાર કરવા જોઈએ.

કંઠમાળ વધે તો તેથી ઝીણો તાવ આવે છે, આખું શરીર તૂટે છે, ક્ષીણતા આવી જાય છે. એવી સ્થિતિમાં સુવર્ણ વસંત સારું કામ કરે છે. જો તાવ વધારે હોય તો આ રસાયન ન આપવું જોઈએ. ઝીણો તાવ, સૂકી ખાંસી, શુષ્કતા અને હાથ-પગમાં તોડ વગેરે લક્ષણો થાય ત્યારે વસંત માલતી સારું કામ કરે છે.

ગળા માફક પેટમાં ગાંઠ વધવાથી જો ઝીણો તાવ વગેરે ઉપર કહેલાં લક્ષણો હોય, તો સુવર્ણ વસંત જરૂર આપવી જોઈએ. જો માણસ બળવાન અને પુષ્ટ હોય અને ગાંઠ મોટી હોય તો જસતભસ્મ આપવી જોઈએ.

જૂનો અતિસાર, સાથે સાથે આખા શરીરમાં રુક્ષતા, શુષ્કતા હોય તો શક્તિ વધારવા અને ટકાવી રાખવા માટે સુવર્ણ વસંત આપવી જોઈએ. આમાં વધારે વાર ઝાડા થતા નથી. પણ દરેક વખતે હોજનો દાટો ખોલીએ ને એકદમ પાણી વહે તેમ પાતળો ખૂબ પ્રમાણમાં અને એકાએક ઝાડો થઈ જાય છે. એનું કારણ આંતરડાંની સંગ્રાહક અને ધારણશક્તિની ન્યૂનતા છે. એવા અતિસારમાં સુવર્ણવાળો લક્ષ્મીવિલાસ રસ અપાય છે. પણ લક્ષ્મીવિલાસ રસ આપવામાં મળ ઓછો હોય અને ઘણીવાર ઝાડા થાય છે કે નહિ તે જોવું પડે છે.

જૂના સંગ્રહણીમાં પર્પટી મુખ્ય બનાવટ છે. પરંતુ બળમાંસનો ક્ષય થઈ આંતરડાંની શક્તિ ઘટતી જતી હોય તો શક્તિ સાચવવા માટે સુવર્ણવસંત આપવી બહુ ફાયદાકારક છે.

જૂનું અજીર્ણ, તેનાથી ઉત્પન્ન આમવિષ, તેથી થનારા આમયુક્ત રોગ આ બધામાં વસંત માલતી ઉત્કૃષ્ટ ઔષધિ છે. આનાથી પાચન અવયવોની શક્તિ વધી જાય છે, પાચક રસનો સ્રાવ સમ્યક્ થાય છે અને આમવિષ ઓછું થઇ જાય છે. આ ઉપપત્તિની દૃષ્ટિએ જૂના આમવાત અને તેનાથી ઉત્પન્ન થનાર ઉપદ્રવોના વિકારોમાં પણ સુવર્ણવસંત ઉપયોગી છે.

આ રસાયન કફ અને પિત્તદોષ, રસ, રક્ત, માંસ, શુક્ર અને ઓજ એ દૂષ્ય તથા કોષ્ઠના અવયવસમૂહ આ બધા પર ફાયદાકારક છે. (ઔ. ગુ. ધ. શા.)

જૂના તાવમાં આંખોમાં બળતરા, હાથ-પગમાં બળતરા, કબજિયાત, જીભ પર સફેદ છારી, મંદ નાડી, પીળો પેશાબ વગેરે લક્ષણો થાય છે. આમાં કફ-પ્રકૃતિવાળાને ૦।।–૦।। રતી સુવર્ણમાલિની વસંત સાથે જેઠીમધ, સિતોપલાદિ ચૂર્ણ અને ગળોસત્ત્વ મેળવીને મધ સાથે આપવું જોઇએ. અને સવારે કચૂરો,

વાળો, બેઠી ભોંયરીંગણીનાં મૂળ, સૂંઠ અને સાકરનો ઉકાળો મધ મેળવી આપવો. તેમજ જરૂર હોય ત્યારે પેટ સાફ કરવા રાત્રે આરગ્વધાદિ ક્વાથ કે મધુકાદિ કષાય આપવો જોઈએ.

**સૂચના**—જો સુવર્ણમાલિનીથી કોઈને પિત્ત વધતું હોય કે લોહી પડતું હોય તો સાથે પ્રવાલપિષ્ટિ મેળવીને આપવી જોઈએ.

કોઇ કોઇને તીવ્ર સૂકી ખાંસીમાં સુવર્ણમાલિની સહન નથી થતી. એમને પહેલાં મોતી, પ્રવાલ અને ગળોસત્ત્વ કે કામદુધા આપી વધારે ઉગ્રતાનું શમન કરવું જોઇએ. પછી સુવર્ણમાલિની આપવાથી પૂરો ફાયદો થાય છે.

આ રસાયનમાં મેળવવા માટે પાકાં પીળાં તાજાં લીંબુનો રસ કપડાની ચોવડી ગડીથી ગાળી પ્યાલામાં ભરવો. ૮–૧૦ કલાક પછી કચરો તળિયે બેસી જાય ત્યારે ફીલ્ટર પેપરથી ગાળી ઉપયોગ કરવો. સુવર્ણમાલિની વસંત તૈયાર થાય ત્યારે ૩ માસા કસ્તૂરી અને ૧ તોલો કેસર મેળવી લેવાથી તે વધારે અસરકારક બને છે.

૧ તોલા સોનામાંથી ૨૮ તોલા સુવર્ણમાલિની વસંત બને છે. એમાં ૩ માસા કસ્તૂરી મેળવવાથી ૧ તોલામાં પોણી રતી આવે છે. એટલે કે ૧ રતીની માત્રામાં $\frac{1}{128}$ રતી કસ્તૂરી હોય છે. તેથી સગર્ભા સ્ત્રીઓને નિર્ભયતાથી આપી શકાય છે. તોપણ સગર્ભા સ્ત્રીઓને માટે જેઓને કસ્તૂરી ન મેળવવી હોય તે ન મેળવે.

## (૩૨) મધુમાલિની વસંત

**વિધિ**—પહેલાં હિંગળોક ૨૦ તોલા લઇ દાડમના રસમાં ૭ દિવસ ખરલ કરી સૂકવી લેવો. પછી હિંગળોકને લોખંડની કડાઈમાં મરઘીનાં ઈંડાં નંગ ૨૦ નો રસ નાખી, તેમાં મૂકી, ચૂલા પર ચઢાવી મંદાગ્નિ આપવો અને લોખંડના તવેથાથી હલાવતા રહેવું. રસ ચુસાવાથી હિંગળોકની વારંવાર ગોળીઓ થઈ જશે તેને તવેથાથી ભાંગી નાખવી. જ્યારે રસ તદ્દન સુકાઇ જાય ત્યારે કડાઇને ચૂલા પરથી ઉતારી લેવી. પછી હિંગળોકથી અર્ધા ભાગે કચૂરો, ધોળાં મરી અને ઘઉંલા (દરેક) મેળવી પાકા ફણસના (અથવા દાડમના) રસમાં ૭ દિવસ ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ર. ચં.)

**માત્રા**—૧ થી ૨ ગોળી ઘી અને સાકર અથવા દૂધ સાથે દિવસમાં ૨ વાર આપવી. બાળકોના સુકતાનમાં મંડૂરભસ્મ અને શૃંગભસ્મ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન બૃંહણ; બળ આપનાર, ઓજ વધારનાર, અને સૂક્ષ્મ સ્રોતોમાં સ્નેહન કરનાર છે. બાળક, સગર્ભા સ્ત્રી, અશક્ત અને સુંવાળા માટે એ વધારે ઉપયોગી છે.

સગર્ભા માતું ધાવણ ધાવવાથી બાળકોને પારિગર્ભિક રોગ થાય છે. એમાં બાળકને પોષણ મળતું નથી. ખાંસી, મંદાગ્નિ, અરુચિ, ગ્લાનિ, ચક્કર વગેરે લક્ષણો થાય છે. બાળક વારંવાર રડયા કરે છે. શરીરમાં બળ અને માંસ ઘટે છે, પેટ મોટું થઇ જાય છે અને હાથપગ પાતળા થઇ જાય છે. આ રોગમાં દીપન-પાચન ઔષધિ સાથે આ રસાયન વાપરવું જોઇએ. જો મંદાગ્નિ વધારે હોય તો આ દવા સારું કામ આપતી નથી. રોગનું કારણ દૂર કરવા માટે માતું ધાવણ બંધ કરવું જોઇએ અને મધુમાલિનીનું સેવન કરાવવું જોઇએ.

નાનાં બાળકોના સુકતાનમાં બીજી અસ્થિપોષક વસ્તુઓ સાથે આ રસાયન આપવું જોઈએ. આ રોગમાં હાડકાં નરમ થઇ વાંકાં થઇ જાય છે અને કૃશતા, પાંડુતા, માંસક્ષીણતા અને કુબ્જતા વગેરે લક્ષણો થાય છે. તેમજ હાડકાંમાંથી ચૂનો ઓછો થઇ જવો, પેટ મોટું, હાથ-પગ પાતળા, માનસિક વિકૃતિ, બાળક ક્રોધી અને હઠીલું થઈ જવું, દાંત આવે ત્યારે થાય છે તેવો અવયવોનો ક્ષોભ થઇ ઇન્દ્રિયોનો વ્યાપાર વિકૃત થવો, પાચનક્રિયાની વિકૃતિ થવાથી કોઇ વાર ઝાડા અને કોઈ વાર કબજિયાત થવી વગેરે લક્ષણો હોય ત્યારે રક્ત, માંસ અને અસ્થિનું બળ વધારનાર ચિકિત્સા કરવી જોઇએ. એટલે તે વખતે મંડૂરભસ્મ, શૃંગભસ્મ અને મધુમાલિની વસંતનું મિશ્રણ આપવું જોઈએ.

ગર્ભિણીની અસ્થિધાતુ ક્ષીણ થવાથી ગર્ભની અસ્થિધાતુ પણ ક્ષીણ થાય છે. આગળ જતાં બાળકને સુકતાન થવાનો સંભવ રહે છે. એવી સ્થિતિમાં અસ્થિધાતુના પોષણ માટે સગર્ભા સ્ત્રીને ઉપરનું મિશ્રણ આપવું જોઇએ, જેથી બાળકને સુકતાન થવાનો ભય ન રહે.

સ્ત્રીઓની અશક્તિને લીધે ગર્ભનું પોષણ બરાબર થતું નથી અને તેથી સગર્ભા સ્ત્રી દિવસે દિવસે નબળી પડતી જાય છે તેમજ ગર્ભની વૃદ્ધિ થતી નથી. તેમજ રુક્ષ આહાર-વિહારના સેવનથી કે વધારે યોનિસ્રાવ થવાથી પણ ગર્ભ બરાબર પોષાતો નથી. આ અવસ્થાને આચાર્યોએ નાગોદર અને કેટલાકે ઉપ-શુષ્કક (ઉપવિષ્ટક) કહી છે. આ સ્થિતિમાં ગર્ભ અને ગર્ભિણી બંનેના પોષણની ખાસ જરૂર છે. એની ચિકિત્સા શ્રી વાગ્ભટના નીચેના વચન પ્રમાણે કરવી જોઇએ·

तयोर्बृंहण-वातघ्न-मधुर-द्रव्यसंस्कृतैः ।
घृत-क्षीररसैस्तृप्तिरामगर्भाश्च खादयेत् ॥

એટલે કે આ સ્થિતિમાં બૃંહણ અને વાતઘ્ન ગુણવાળા ઘી, દૂધ, સાકર, દ્રાક્ષ વગેરે મધુર દ્રવ્યો અને કાચા ગર્ભથી સગર્ભા સ્ત્રીને તૃપ્ત કરવી જોઇએ. આ કાર્ય મધુમાલિની વસંતના સેવનથી બહુ જ સારી રીતે સિદ્ધ થાય છે, કારણ કે તેને કાચા ગર્ભ (ઈંડાં)ની ભાવના આપેલી છે.

સ્ત્રીઓના શ્વેતપ્રદરમાં સ્રાવ વધારે થતો હોય અને બળ, માંસ અને ઓજ ઘટી ગયા હોય તો મધુમાલિની વસંત આપવી જોઇએ. આ રીતે પ્રસવ પછી બહુ વધારે સ્રાવ થવાથી શક્તિ ઓછી થઈ લાગતી હોય તો શક્તિ લાવવા માટે આ રસાયન આપવું જોઇએ.

ટાઢિયા તાવ પછી બળ–માંસ ઘટી ગયું હોય તેમાં આ રસાયન ઉપયોગી છે. રાતા કણોના નાશ થઈ આવેલી પાંડુતામાં લઘુમાલિની અને મંડૂરભસ્મનું મિશ્રણ વધારે હિતકર છે. પણ કૃશતા બહુ હોય અને શક્તિ ખૂબ ઘટી ગઇ હોય તો મધુમાલિની વસંત આપવી જોઇએ.

જીર્ણજ્વરમાં પહેલા મોટે ભાગે ટાઢ વાઇ તાવ આવે છે. તે ઓછો થાય કે ઘણા દિવસ થાય એટલે જીર્ણજ્વર થઈ જાય છે. એમાં ખરોળ વધે છે, મંદાગ્નિ થાય છે અને રોગી અશક્ત થઇ જાય છે. આ રોગમાં મંદાગ્નિ ઓછો હોય અને ખરોળ અને માંસહીનતા વધારે હોય તો મધુમાલિની આપવી જોઈએ.

કોઈ પણ રોગ લાંબો વખત રહેવાથી બળ અને માંસ ઘટી જાય ત્યારે મધુમાલિની જરૂર વાપરવી જોઈએ. આ યોગ નાજુક પ્રકૃતિવાળા, કૃશ, બાળક અને ગર્ભિણીને શક્તિ આપનાર અને માંસ વધારનાર છે. માત્ર જઠરાગ્નિનો વિચાર કરીને વાપરવો જોઇએ. (ઓ. ગુ. ધ. શા. ના આધારે)

મજ્જાક્ષય અને શુક્રક્ષય થવાથી શરીર ફિક્કું પડી જાય છે, તેમજ સાંધે સાંધામાં દરદ, લૂખી ચામડી, ચક્કર આવવા, કબજિયાત, સ્ત્રી સમાગમની ઇચ્છા ન થવી, હૃદયમાં કંપ, મોટો અવાજ પણ સહન ન થવો વગેરે લક્ષણો દેખાય છે. આ રોગ પર મધુમાલિની વસંત પ્રવાલભસ્મ અને ગળોસત્ત્વ મેળવી કેરીના મુરબ્બા સાથે આપવાથી થોડા જ દિવસમાં રોગ મટી જાય છે.

જૂનો તાવ લાંબો વખત રહેવાથી ઓજક્ષય થાય છે. પછી દરદી બીકણ બની જાય છે. તેમજ બહુ જ અશક્તિ, શુષ્કતા, નિસ્તેજતા ઉત્પન્ન થાય છે. એવી સ્થિતિમાં દૂધ સાથે મધુમાલિની વસંત આપવાથી જૂનો તાવ, ઓજક્ષય, માંસક્ષય, મંદાગ્નિ વગેરે વિકારો મટી જાય છે.

## (૩૩) લઘુમાલિની વસંત

વિધિ—શુદ્ધ ખાપરિયું (કારવેલક અથવા કેલેમેના પ્રેપરેટા) ૮ તોલા, ધોળાં મરી ૪ તોલા અને શુદ્ધ હિંગળોક ૮ તોલા લઈ, બધાંને મેળવી ખરલ કરવું. સારી રીતે ખરલ કર્યા પછી ગાયનું માખણ ૨ તોલા નાખી ખરલ કરવું. પછી ૧૦૦ લીંબુનો રસ કાઢી, ફીલ્ટર પેપરથી ગાળી થોડો થોડો નાખી ખરલ કરતાં જવું. લગભગ ૫–૬ દિવસમાં માખણની ચીકાશ નીકળી જાય એટલે ૨–૨ રતીની ગોળીઓ વાળી લેવી. (આ. ક. નિ.)

**માત્રા**—૧ થી ૨ ગોળી સુધી દિવસમાં ૩ વાર મધ અને પીપર સાથે.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી જીર્ણજ્વર, ધાતુગતજ્વર, વિષમજ્વર, અતિસાર, ક્ષય, અર્શ, તાવ, મંદાગ્નિ, શૂળ, વાતરોગ, પ્રદર, રક્તાર્શ અને આંખોના રોગોનો નાશ થાય છે.

આ લઘુવસંત માલિનીમાં સુવર્ણમાલિનીના જેવા જ પણ ઓછા ગુણ છે. કારણ બંનેમાં ખાપરિયું મુખ્ય દવા છે. જ્યારે રસવાહિની અને રસોત્પાદક પિંડમાં વિકાર થાય છે, ત્યારે આ રસાયન અમૃત સમાન ગુણ કરે છે. તેમજ જૂના વિષમજ્વરમાં દોષ રસ, રક્ત, માંસ વગેરે ધાતુઓમાં પ્રવેશે છે ત્યારે શુક્રગત જ્વર સિવાય બીજી ધાતુઓમાં રહેલા જ્વરને મટાડવામાં આ લઘુવસંત સારો ફાયદો કરે છે. જીર્ણજ્વરમાં બરોળ વધવી, રસ ધાતુગતજ્વર, મંદાગ્નિ, હાથપગમાં સહેજ ગરમી રહેવી વગેરેમાં લઘુવસંત સારો ફાયદો કરે છે. જૂનો શીતજ્વર જ્યારે ક્વિનીનથી ન જાય ત્યારે લઘુવસંતથી લોહીના અણુઓની શુદ્ધિ અને વૃદ્ધિ થઇ જીર્ણજ્વર મટી જાય છે. શીતજ્વર કે બીજા જ્વર પછીની મંદાગ્નિ, પાતળા ઝાડા કે કબજિયાત અને શરીરમાં આવેલી પાંડુતા મંડૂરભસ્મ સાથે લઘુવસંત આપવાથી જલદી મટી જાય છે.

**બીજી વિધિ**—ખાપરિયું ૮ તોલા અને ધોળાં મરી ૪ તોલા લઈ ખરલ કરી મેળવી દેવાં. પછી ૧। તોલો ગાયનું માખણ મેળવી ઘૂંટી, ૪ દિવસ લીંબુના રસમાં ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (યો. ર.)

કેટલાક ગ્રંથકારોએ આ રસાયનનું નામ જ્વરમુરારિ રાખ્યું છે. 'રસસારસંગ્રહ'ના કર્તાએ 'રસરાજ' નામ આપ્યું છે. કોઇ ગ્રંથકારે 'નવજ્વરારિ' અને 'વ્યાધિગજકેસરી' નામ લખ્યું છે. જૂનો તાવ અને શોષરોગની આ ઉત્તમ ઔષધિ છે. બાળક, સગર્ભા સ્ત્રી, સુવાવડી સ્ત્રી, વૃદ્ધ વગેરે બધાને આ નિર્ભયતાપૂર્વક આપી શકાય છે.

**માત્રા**—૧ થી ૨ ગોળી દૂધ અથવા પીપર અને મધ સાથે આપવી. સગર્ભા સ્ત્રીને જાઇના ફૂલના રસ સાથે દિવસમાં બે વાર આપવી.

**ઉપયોગ**—આ ઔષધિ જીર્ણજ્વર, ધાતુગતજ્વર, વિષમજ્વર, પિત્તવિકાર, રક્તાતિસાર, નેત્રરોગ, પ્રદર, રક્તાર્શ, બાલશોષ, તાવ પછીની નબળાઇ વગેરે વિકારો રૂપી હાથીઓને માટે સિંહ સમાન છે. નાનાં બચ્ચાં અને ગર્ભિણી સ્ત્રીઓ માટે એ બહુ જ હિતકર છે.

પહેલી વિધિ કરતાં આ બનાવટ વધારે સૌમ્ય છે. પહેલી વિધિવાળી ઔષધિ પિત્તપ્રકૃતિવાળાને ઓછી અનુકૂળ આવે છે, જ્યારે આ વધારે ફાયદો કરે છે.

આ રસાયન જીર્ણજ્વરની ઉત્કૃષ્ટ ઔષધિ છે. જીર્ણજ્વરમાં બરોળ વધવી,

રસગત ઝીણો તાવ અને લાંબો વખત મંદાગ્નિ એ લક્ષણો હોય છે. નાડી જોતાં તાવ લાગે છે અને થર્મોમીટરમાં આવતો નથી. દરદીના હાથ–પગ ફાટવા, બેચેની, સહેજ શુષ્કતા આવી જવી, આંખોમાં બળતરા, પીળો પેશાબ, ચામડી ફિક્કી, ભૂખ ન હોવી, બરોળ વધવી, મોં થોથરાયેલું, ફિક્કું, પીળાશવાળું લાગવું અને થોડું ખાતાં પેટ ભારે થઈ જવું, વગેરે લક્ષણો થાય ત્યારે લઘુ-માલિની વસંત ખૂબ ઉપયોગી છે.

કોઈ કોઈ વાર જૂના શીતજ્વરમાં માત્ર શીતજ્વરના ઉપાયો કરવા છતાં લાંબા વખત સુધી ફાયદો થતો નથી. ક્વિનીન જેવી ઔષધિ ખૂબ આપવા છતાં પણ તાવ જતો નથી. એનું એક કારણ એ છે કે ક્વિનીન શીતજ્વરના જંતુ-ઓનો નાશ કરનાર હોવા છતાં બહુ લાંબો વખત લેવામાં આવે તો જંતુઓને તે સાત્મ્ય થઈ જાય છે, અને જંતુઓ ત્યાં ઠરી જાય છે. તેવે વખતે આ લઘુ-વસંત બહુ ઉપકારક છે. આ રસાયનથી જઠરાગ્નિનું બળ વધી પાચનક્રિયા સુધરે છે, રસ–રક્ત ધાતુ સબળ બને છે, દરેક ધાતુકણ શક્તિવાન બને છે અને પછી આગંતુક જંતુઓ મરી જાય છે. આ રીતે જીર્ણજ્વરના ઘણા રોગીઓ સારા થયા છે. રોગના પ્રભાવથી કે શીતજ્વર પછી કે બીજા કોઈ તાવ પછી લોહીના રાતા કણો ઘટી શ્વેતતા કે પાંડુતા આવી હોય તો લઘુવસંત અને મંડૂરભસ્મનું મિશ્રણ સરસ કામ કરે છે. પાંડુરોગની તદ્દન પહેલી અવસ્થામાં આ લઘુવસંત વપરાય છે.

યુવાન સ્ત્રીને થનાર પાંડુરોગમાં આ રસાયન વપરાય છે. વધારે આર્તવ, શ્વેતપ્રદર કે રક્તપ્રદર પછી આવેલી પાંડુતામાં આ રસાયન ઉત્તમ અસર કરે છે.

નાનાં બાળકોને માટી ખાવાની ટેવથી પાંડુરોગ થાય છે. એમાં પહેલાં બોદારસંગ વગેરે મૃદુ વિરેચન દવાઓ આપવી જોઇએ અને પછી લઘુવસંત અને મંડૂર મેળવીને અપાય છે.

કૃમિથી ઉત્પન્ન થયેલ જ્વર, ખાવાની ઇચ્છા ન થવી, ભૂખ ન હોવી, પાંડુતા વગેરે લક્ષણો હોય ત્યારે પહેલાં કૃમિઘ્ન ઔષધિ અપાય છે, અને પછી વસંત–મંડૂર મિશ્રણ આપવું જોઇએ.

બાળકોને ૧૬ વર્ષની ઉમર સુધી આ રસાયન શક્તિ આપનાર છે. તદ્દન ધાવણાં બાળકોને લઘુવસંત ન આપવી જોઇએ. પરંતુ દૂધ અને ખોરાક લેતા બાળકને નિર્ભયતાથી આપી શકાય છે. એટલે આ વસંતને બાલમિત્ર કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી.

ઝીણો તાવ અને તેની પછી કે સાથે અશક્તિ, સુવાનની અશક્તિ અથવા ક્ષીરાલસક (ત્રિદોષથી દૂષિત ધાવણથી થનારો તાવ જેમાં ઊલટી, નાક–મોંમાં

ગરમી વગેરે પણ થાય છે. ), પારિગર્ભિક રોગથી આવેલી અશક્તિ વગેરે રોગોમાં સ્નાયુઓની નબળાઈનો નાશ કરનાર અને બીજી ધાતુઓને પુષ્ટ કરનાર ઔષધિઓમાં લઘુવસંત સૌથી ઉત્તમ શક્તિ આપનાર છે. આ સ્થિતિમાં વસંત–મંડૂર મિશ્રણ વાપરવું જોઇએ.

જીર્ણજ્વરમાં અગ્નિનો નાશ એ મુખ્ય લક્ષણ છે. તેમજ જીર્ણજ્વર પછી કે બીજા રોગો પછી સ્નાયુઓ કે બીજી ધાતુઓ અશક્ત થઈ જાય છે અને બળ–માંસ ઘટી જાય છે. આનું કારણ પણ મોટે ભાગે અગ્નિનો નાશ હોય છે. અગ્નિ એટલે પાચનમાં સહાય કરનાર પિત્તનો અંશ દરેક ધાતુમાં રહે છે, એવો આયુર્વેદનો સિદ્ધાન્ત છે. આ નિયમ પ્રમાણે અહીં એનો અર્થ દરેક ધાતુની અંદર રહેલી પાચનશક્તિ ક્ષીણ થવી એ છે. આ રીતે રસ વગેરે ધાતુ ક્ષીણ થવાથી ત્યાંની ધાતુકણો બનાવવાની અને પોતાનામાં મેળવી દેવાની શક્તિ ક્ષીણ થતી જાય છે. આ સ્થિતિમાં લઘુવસંત ઉત્તમ ઔષધિ છે. તોપણ મોટી ઉંમરના માટે પણ રસાજીર્ણ વારંવાર થાય તો તે પર લઘુવસંત બહુ ઉપયોગી છે. અન્ન પર દ્વેષ, પેટ અને પેઢાનો ભાગ સખ્ત થવો, ઊબકા, મોંમાં ગીકણું પાણી આવ્યા કરવું અને નિરુત્સાહ વગેરે લક્ષણો હોય ત્યારે લઘુવસંત આપવી જોઇએ.

પાચનઇન્દ્રિય અશક્ત થઇ જવાથી અને અગ્નિ મંદ થઇ જવાથી ખોરાક બરોબર પચતો નથી, અને પછી ઝાડા થઈ જાય છે. થોડા દિવસ ઝાડા થાય છે, થોડા દિવસ નથી થતા. ફરી પાછા થોડા દિવસ થઇ જાય છે. આ રીતે વારંવાર ઊથલા મારે છે. સાથેસાથે ઝીણો તાવ, શરીરમાં તોડ, દાહ, રસવાહિનીઓની વિકૃતિ, મોં બેસ્વાદ, ઊબકા, સફેદ સફેદ ઝાડો થવો, મળ સફેદ રંગનો હોવો, ખાટી વાસ આવવી, અશક્તિ, ભૂખ મરી જવી, થોડું ખાવા છતાં ન પચવું વગેરે લક્ષણો હોય ત્યારે લઘુવસંત આપવાથી જઠરાગ્નિ બળવાન થઈ ખોરાક સારી રીતે પચવા માંડે છે. અને પછી ઝાડા મટી જાય છે. આ ઝાડા જીર્ણવ્યાધ જેવા જ હોય છે.

શરીરનું સંચાલન સારી રીતે થઈ શકે તેટલા માટે તેને પૂરતો પ્રાણવાયુ મળવો જોઈએ. અને રક્તાભિસરણ ક્રિયા સારી રીતે થઇ બધાં સ્થાનોએ લોહી પૂરતા પ્રમાણમાં મળવું જોઇએ. રક્ત સશક્ત ન હોવાથી ઇન્દ્રિયોમાં અશક્તિ આવી જાય છે. અને લોહી પૂરતા પ્રમાણમાં ન મળવાથી ઇન્દ્રિયો બરોબર કામ કરી શકતી નથી. એટલે જ "रक्तं जीव इति स्थितिः" એ વચન યોગ્ય જ છે. લઘુવસંતથી લોહી સશક્ત બનાવવાનું અને બધી જગ્યાએ પર પહોંચાડવાનું કાર્ય સારી રીતે થાય છે. એટલે જુદીજુદી ઇન્દ્રિયોની અશક્તિ પર લઘુવસંત બહુ ઉપકારક છે.

પ્રદરમાં શ્વેત અને રક્ત એમ બે પ્રકાર છે. અપચો કે યોનિમાર્ગની સૂક્ષ્મ ગ્રંથિઓના ક્ષોભથી પણ શ્વેત પ્રદર થાય છે. જો અપચાથી શ્વેતપ્રદર થયો હોય તો લઘુવસંત બહુ સારો ફાયદો કરે છે. જો સૂક્ષ્મ ગ્રંથિઓના ક્ષોભનું કારણ હોય તો બંગભસ્મ અને ત્રિવંગભસ્મ વધારે હિતકર છે. આ જાતના પ્રદરમાં પાણી જેવો પાતળો સ્રાવ ચાલુ જ રહે છે. તેથી માથું ભમતું હોય તેવું લાગે છે, માથાનું દરદ, ગળું સુકાવું અને ચીકણું થઈ જવું, શ્વાસ બરાબર ન લેવાવો, વારંવાર દીર્ઘ શ્વાસ લેવાવા, હૃદયના સ્પંદનમાં વધારો, પેટમાં આફરો, ઊબકા, મંદાગ્નિ નાનાં અને મોટાં આંતરડાંમાં વધારે આફરો, અનિયમિત મળશુદ્ધિ (કોઇ વાર ઝાડો સાફ થાય અને કોઇ વાર વધારે ઝાડા થઇ જાય), ઝાડામાં ખાટી વાસ આવવી, તેનો રંગ ધોળા જેવો હોવો વગેરે લક્ષણો સાથેના પ્રદરમાં લઘુવસંત આપવી જોઈએ.

ધાતુગત જ્વરનું કારણ આયુર્વેદમાં બહુ નવીન છે. જ્વર જુદાં જુદાં કારણોથી ઉત્પન્ન થાય છે. કોઈ પણ જ્વર ઉત્પન્ન કરનાર કારણથી વિકૃતિ થઈ રસ, રક્ત વગેરે દૂષ્યો અને સ્થૂલ ધાતુઓમાં જઈ જુદીજુદી જાતના જ્વરો ઉત્પન્ન કરે છે. આ આયુર્વેદિક સંપ્રાપ્તિ છે. આયુર્વેદે આ પદ્ધતિથી રસગતજ્વર, રક્તગત-જ્વર વગેરે વિભાગો કરેલા છે. આમાંના શુક્રગત સિવાયના બીજા ધાતુગત જ્વરોમાં જ્વરની તીવ્રતા ઓછી હોય ત્યારે લઘુમાલિની વસંત બહુ ઉત્તમ અસર કરે છે. મોં બેસ્વાદ, ઊબકા, શરીર ભારે, અંગ તૂટવાં, વારંવાર ઊલટી, ચહેરો નિસ્તેજ અને દીન આ રસગત જ્વરનાં લક્ષણો છે. દાહ, થૂંકમાં સહેજ લોહી આવવું, નકામા વિચારો આવ્યા કરવા, ચક્કર આવવાં, આખા શરીરમાં ચૂંક, તૃષા, શુષ્કતા આ રક્તગત જ્વરનાં લક્ષણો છે. વારંવાર મૂર્છા, પ્રલાપ, ઊલટી, પરસેવામાં સડવાની ગંધ, બહુ ગ્લાનિ, અરુચિ, સહનશીલતા ઓછી થઇ જવી, બહુ પરસેવો, બહુ શુષ્કતા આ મેદસ્થ જ્વરનાં લક્ષણો છે. આ બધા પર લઘુ-વસંત બહુ સારી રીતે વપરાય છે. આ જાતના ધાતુગત વિષમજ્વરોમાં લઘુ-વસંત બહુ ઉત્તમ છે.

આંખના રોગોમાં પોથકી રોગની જીર્ણઅવસ્થામાં લઘુવસંત સારી વપરાય છે. જીર્ણ પોથકીરોગથી મંદાગ્નિ અને કોઇ દૂષ્ટિ થતી હોય તો તે વિકૃતિ લઘુ-વસંતથી મટી જાય છે.

આ લઘુવસંતમાલિની નાનાં બચ્ચાં અને સગર્ભા સ્ત્રીઓની અશક્તિથી ઉત્પન્ન થનારા બધા રોગો મટાડે છે, એટલા માટે મૂળ ગ્રંથકારે રોગફળમાં "**सर्वरोगहरः शिशोः**" એટલે કે બાળકોના બધા રોગો મટાડનાર કહી છે.

કેટલીક સ્ત્રીઓને વારંવાર ગર્ભપાત થયા કરે છે. ચોથા મહિના સુધી

ગર્ભસ્રાવ થાય છે, પછી ગર્ભપાત થાય છે. માનસિક અસ્વસ્થતા અને ગર્ભાશયની અશક્તિ એ એનાં કારણો હોય છે. જો ગર્ભાશયની અશક્તિ હોય (ગર્ભાશયમાં ઉપદંશ કે બીજા વ્યાધિજન્ય વિષની વિકૃતિ ન હોય) તો પહેલા મહિનાથી લઘુવસંત શરૂ કરવી જોઇએ. માનસિક અસ્વસ્થતાનું કારણ હોય તો ગર્ભપાલ રસ, આખા શરીરમાં ખાસ કરીને માંસક્ષીણતા હોય તો મધુમાલિની વસંત, અને ઉપદંશજન્ય વિષ હોય તો અષ્ટમૂર્તિ રસાયન, અભ્રક અને સિતોપલાદિનું મિશ્રણ આપવું જોઈએ. લઘુવસંતથી ગર્ભનું પોષણ સારી રીતે થાય છે, ગર્ભોદક સારું બને છે, વિકૃત ગર્ભનિર્માણ થતું નથી અને સગર્ભા સ્ત્રીનો જીર્ણજ્વર પણ મટે છે.

ઉરસ્તોયમાં ફુફ્ફુસાવરણમાં જળનો સંચય થોડા પ્રમાણમાં હોય તો લઘુવસંતથી તે જળ શોષાઈ જાય છે અને ફેફસાંના આવરણ પોતાનું કાર્ય કરવા માટે બળવાન બને છે.

પાર્શ્વશૂળની તીક્ષ્ણ અવસ્થામાં આ રસાયન વપરાતું નથી. પણ શૂળ મટી ગયા પછી ફેફસાંના આવરણની ત્વચા જાડી થઇ જવી, સૂકી ખાંસી અને શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં ત્રાસ થતો હોય ત્યારે લઘુવસંત લાભદાયક છે.

**સૂચના**—આ ઔષધિ ૨–૩ મહિના સુધી વધારે માત્રામાં આપવાથી મોં આવવું, ગળામાં દુ:ખાવો, પેટમાં દુખવું અને લાલાશ પડતો પેશાબ થવો વગેરે ચિહ્નો થાય છે. તેવી વખતે દવા થોડા દિવસ બંધ કરવી અને ગળોસત્ત્વ સાથે પ્રવાલપિષ્ટિ આપવી. તેથી આ ઔષધિનો દોષ નીકળી જશે. બાકીના ગુણો પહેલી વિધિમાં લખ્યા પ્રમાણે છે. **( ઔ. ગુ. ધ. શા. ને આધારે )**

## (૩૪) સંશમની વટી

**પ્રથમ વિધિ**—ગળોનું ઘન તોલા ૧૦, લોહભસ્મ ૧ તોલો, અભ્રકભસ્મ ૧ તોલો અને સુવર્ણમાક્ષિક ભસ્મ ૬ માસા લઇ, બધાંને મેળવી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. **(વૈ. ચિ. સા.)**

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવી જોઇએ.

**ઉપયોગ**—આ વટી જીર્ણજ્વર, ક્ષય, પાંડુરોગ, ખાંસી, પ્રદર, ધાતુસ્રાવ, ધાતુક્ષીણતા, અશક્તિ વગેરે રોગો મટાડી શરીરમાં શક્તિ લાવે છે. બાળકો માટે પણ બહુ લાભદાયક છે. જ્ઞાનતંતુઓ, માંસગ્રંથિઓ અને મગજને બળવાન બનાવે છે, યાદશક્તિ વધારે છે અને શરીરમાં સ્ફૂર્તિ લાવે છે. બગડેલા ધાતુપરિપોષણ ક્રમને સુધારવા, જીર્ણજ્વર દૂર કરવા અને પાચનક્રિયા વધારવા માટે આ વટી બહુ હિતકર છે.

## (૩૫) નીલકંઠ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણખાર અને ફુલાવેલું મોરથૂથુ આ ચાર વસ્તુઓને સરખે ભાગે મેળવી, કૂકડવેલના ફૂલના સ્વરસમાં ૧ દિવસ ખરલ કરી ૨-૨ રતીની ગોળીઓ વાળવી. (ર. ચં.)

**માત્રા**—૧ થી ૩ ગોળી સાકર સાથે મેળવી કોકરવરણા પાણી સાથે આપવી.

**ઉપયોગ**—ઊલટી કરાવવા માટે આ રસ ઉપયોગી છે. પિત્ત તેમજ જ્વરવિષ વગેરે દૂર કરી તરત તાવનું શમન કરે છે; અમ્લપિત્ત, શ્વાસ, વિષસેવન, કાસ, હેડકી વગેરે રોગોમાં ઊર્ધ્વભાગનું શોધન કરી શરીરને નીરોગી બનાવે છે. જે જે રોગ પિત્તપ્રકોપ અને કફવૃદ્ધિજન્ય હોય અને ઊલટીથી સારા થાય એમ હોય તે બધા માટે આ રસ ઉપયોગી છે.

## (૩૬) ઇચ્છાભેદી રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણખાર, સૂંઠ અને મરી ૧-૧ ભાગ અને શુદ્ધ નેપાળો ૩ ભાગ લેવો. બધાંને એકત્ર કરી લીંબુના રસમાં ૬ કલાક ઘૂંટી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી સવારમાં ઠંડા પાણી સાથે અથવા શરબત સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયનની ગોળીથી ૫-૭ ઝાડા થઈ આંતરડાં સાફ થઈ જાય છે. વાતરોગ, લોહીવિકાર, ચામડીના રોગો, શ્વાસ, કાસ, હેડકી, ગુલ્મ, ઉપદંશ, કુષ્ઠ, અજીર્ણ, આફરો, શળ, ઉદરરોગ, આમવૃદ્ધિ, કબજિયાત, કૃમિ, વિસ્ફોટક, કફપ્રધાન જળોદર વગેરે રોગોમાં જુલાબ આપવા માટે વપરાય છે. આ ઇચ્છાભેદી રસ તીવ્ર વિરેચન કરનાર, કફવાત, શળ અને વિષનો નાશ કરનાર અને મોટા આંતરડામાં રહેલા સેન્દ્રિય વિષનું શોધન કરનાર છે.

જળોદરમાં અને ખાસ કરીને કફપ્રધાન જળોદરમાં ઉદરકળામાં સંચિત થયેલા જળને બહાર કાઢવા માટે અને શોષવા માટે વિરેચન તરીકે આ રસ અપાય છે.

તીવ્ર જાતના પિષ્ટિ થઇ જાય તેવા ખોરાક ખાવાથી થનારા કબજિયાત અને આફરામાં આ રસનો ઉત્તમ ઉપયોગ થાય છે. જો આફરો જૂનો હોય કે વારંવાર થતો હોય તો ઇચ્છાભેદી જેવી તીવ્ર ઔષધિ ન આપવી જોઇએ. જો મળ એકઠો થઈ સૂકા ગઠ્ઠા બાઝી ગયા હોય અને એનાથી શળ મારતી હોય તો પહેલાં સ્નેહન કરી પછી રેચ આપવો જોઇએ.

અપતાનક, અપતંત્રક અને આક્ષેપકમાં કફનો અનુબંધ હોય ત્યારે કોષ્ઠ અને કફથી રૂંધાયેલા સ્રોતોને શુદ્ધ કરવા માટેની વિરેચન ઔષધિઓમાં ઇચ્છાભેદી બહુ ફાયદાકારક છે.

મોટા આંતરડામાં મળનો સંચય થવાથી બધાં આંતરડાં દૂષિત થાય છે અને તેમાં સેન્દ્રિય વિષ બને છે. આ વિષ બહુ તીવ્ર હોય છે. આ વિષ શરીરમાં શોષાય એટલે રસ, રક્ત વગેરે ધાતુઓ વિકૃત થઈ કુષ્ઠ જેવો રોગ થાય છે. ખાસ કુષ્ઠરોગ અને કબજિયાતથી થતો કુષ્ઠ જેવો રોગ એ બંનેનાં કારણો અને લક્ષણોમાં ફેર છે. આ રોગમાં આખા શરીર પર મોટા કાળા કે લાલ ધાબા પડે છે અને એમાં ખંજવાળ આવે છે. આ રોગમાં વિરેચનની જરૂર હોય ત્યારે ઇચ્છાભેદી રસ સરસ કામ કરે છે.

હિક્કા (હેડકી) રોગમાં આમાશયમાં પિત્ત કે કફ વધી જવાથી વારંવાર હેડકીથી ખૂબ ત્રાસ થાય છે. તે વખતે વમન–વિરેચનથી આમાશય શુદ્ધ કરવાની જરૂર હોય છે. ઇચ્છાભેદી રસથી વમન અને વિરેચન બંને સારી રીતે થાય છે.

વિરુદ્ધ ખોરાક, ખોરાક પચ્યા પહેલાં ફરી ખાવું કે વિષ (સૂક્ષ્મવિષ) સેવનથી વારંવાર હેડકી આવ્યા કરે છે અને કોઇ વાર ઊલટી પણ થઇ જાય છે. તે વખતે ઇચ્છાભેદી આપવાથી કોઠો શુદ્ધ થાય છે અને ગરમી નષ્ટ થઈ રોગ મટે છે. (ઔ. ગુ. ધ શા.)

લોહીનું દબાણ વધવાથી માથાનું દરદ ઉત્પન્ન થાય છે, મગજમાંની રક્તવાહિનીઓ લોહીથી ખૂબ ભરાઇ જાય છે. દબાણ બહુ વધવાથી માથું ફાટી જશે કે શું એવું લાગ્યા કરે છે. એવે વખતે તાત્કાલિક ઉપચાર ન કરવામાં આવે તો કોઇ મોટી રક્તવાહિની તૂટી પક્ષાઘાત કે સંન્યાસ રોગ થઇ જાય છે. આ રોગ પર ૫–૭ ઝાડા થઈ જાય તેવો રેચ અપાય છે. આ માટે ૨ રતી ઇચ્છાભેદી રસ અને ૦ા તોલો નસોતર મેળવીને શરબત સાથે આપવું જોઇએ. અર્ધો કલાક પછી વરિયાળીનો અર્ક ૫ તોલા પાવો. જરૂર હોય તો સાંજે બીજી વાર રેચ આપવો. આ રીતે ૨–૪ દિવસ રેચ આપવાથી મોટા આંતરડા સાફ થઇ લોહીનું દબાણ ઘટી જાય છે. ખોરાકમાં ખીચડી આપવી.

સૂચના—નવા તાવવાળા, ઝાડાના દરદી, જૂના આફરામાં જે રોગીઓને વારંવાર આફરો ચઢી આવતો હોય તેમને અને સગર્ભા સ્ત્રીને આ રસ ન આપવો. વધારે જુલાબ લાગે તો શરબત પાવું.

પથ્ય—ખીચડી અને ઘી અથવા દહીં ને ભાત.

### (૩૭) આનંદભૈરવ રસ

વિધિ—શુદ્ધ હિંગળોક, સૂંઠ, મરી, પીપર, ફૂલવેલો ટંકણખાર, વછનાગ અને ગંધક સરખે ભાગે લઇ, લીંબુના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ર.)

જલદી મટે છે. વિષૂચિકામાં દૂષિત મળ નીકળી ગયા પછી દર બે કલાકે આપવાથી ઝાડા અને ઊલટી બંને મટે છે.

પિત્તાતિસાર, તેની સાથે જ્વર, દાહ, તૃષા, ચક્કર વગેરે લક્ષણો હોય અને મળ પીળો, લીલો અને ગુલાબી રંગનો હોય, ત્યારે આ રસ સારો વપરાય છે. બીજી બધી જાતના અતિસારમાં આ રસ આટલો સારો લાભ નથી કરતો.

બધી જાતની સંગ્રહણી પર આ રસ વપરાય છે એમ મૂળ ગ્રંથકર્તા લખે છે. પણ પિત્ત અને વાતજન્ય સંગ્રહણીમાં જ આ રસ સારી રીતે વપરાય છે, કફજન્યમાં નહિ.

વાતજન્ય સંગ્રહણીમાં ખોરાક સારી રીતે પચતો નથી, ખાટી વાસવાળા ઉગ્ર ઓડકાર આવ્યા કરે છે, અને ગળું અને મોં સુકાય છે, તેમજ તરસ, આંખે અંધારાં, કાનમાં ધુમકાર, ગળું, પડખાં, જાંઘ, ઘૂંટણ વગેરેના સાંધામાં-દરદ, પેટમાં સોય ભોંકાતી હોય તેવી વેદના, હૃદયમાં વ્યથા, નબળાઈ, કૃશતા, મોં બેસ્વાદ, બધી જાતના ખોરાકની ઇચ્છા થવી પણ ખાતા વારમાં પેટમાં કાપ્યા જેવી વેદના થવી, રોગના હિસાબે ભૂખ સારી લાગવી, હાથ-પગ ગળી જવા, ઉદાસીનતા, ખોરાક પચ્યા પછી આફરો, ઘણીવાર પાતળા ઝાડા થવા, મોટા અવાજ સાથે ચીકણો આમવાળો મળ નીકળવો, બહુ કરાંઝયા પછી ઝાડો થવો, પેટ બરાબર સાફ ન થવું, ઝાડો થવાની આશંકા રહેવી, વારંવાર ઝાડો થયા કરવો વગેરે લક્ષણો થાય છે. સહેજ જોર કરવાથી ઝાડો થાય છે. એથી સહેજ સારું પણ લાગે છે, પણ ફરીથી ઝાડો થવાની આશંકા રહ્યા જ કરે છે. આ સ્થિતિમાં ઉત્તમ પ્રકારની શામક ઔષધિ હોવી જોઇએ અને તે કર્પૂર રસ છે. આ રસમાંની અફીણ, જાયફળ વગેરે શામક ઔષધિઓથી વાતવાહિનીઓનો ક્ષોભ ઓછો થાય છે અને તેથી ઝાડાની શંકા પણ ઓછી થાય છે.

પિત્તપ્રધાન સંગ્રહણીમાં લીલો-પીળો, લોહીવાળો ગંધાતો ઝાડો થાય છે, બહુ દરદ થતું નથી, કરાંઝવું પડતું નથી. પણ પેટમાં દાહ, શૌચ વખતે બળતરા, શૌચ પછી પણ ગુદામાં દાહ, ગુદપાક, આખા શરીરમાં દાહ, અરુચિ, તૃષા વગેરે લક્ષણો વધારે હોય છે. આ સ્થિતિમાં કર્પૂર રસ સારો ઉપયોગી છે.

રક્તાતિસારમાં અફીણ જેવી તીવ્ર સ્તંભન ઔષધિને બદલે ઘઉંલા, લોધર, સાદડ કે ધાવડીનાં ફૂલ જેવી રક્તનું સ્તંભન અને પ્રસાદન કરનાર ઔષધિઓ આપવી વધારે હિતકર છે. અફીણ બહુ તીવ્ર શામક હોવાથી આંતર ઇન્દ્રિયોના વ્યાપાર બહુ મંદ થઇ જાય છે અને ઘણીવાર એની ક્રિયાશક્તિ લગભગ નાશ પામે છે. એને નિયમિત કરતાં બહુ લાંબો વખત લાગે છે. એટલે આ રોગમાં બની શકે ત્યાં સુધી અફીણવાળી ઔષધિ ન આપવી એ સારું છે. (આ. ગુ. ધ. શા.)

**સૂચના**—કર્પૂરરસમાં અફીણ અને જાયફળ બહુ સ્તંભન કરનાર ઔષધિઓ હોવાથી અતિસાર અને સંગ્રહણીની આમઅવસ્થામાં ન વાપરવી જોઇએ.

નવા રક્તાતિસારની શરૂઆતમાં આ કર્પૂરરસ ન વાપરવો જોઇએ. નહિતર દોષ અંદર રહી જવાથી ૧–૨ મહિના પછી ગડ–ગૂમડ વગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે.

## (૩૯) અગસ્તિસૂતરાજ રસ

**વિધિ**—શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક ૧–૧ તોલો, શુદ્ધ હિંગળોક ૨ તોલા, શુદ્ધ ધંતૂરાનાં બી ૪ તોલા અને શુદ્ધ અફીણ ૪ તોલા લેવું. બધાંને વિધિપૂર્વક મેળવી, ભાંગરાના રસમાં ૭ દિવસ ખરલ કરી ૦ાા–૦ાા રતીની ગોળીઓ વાળવી. (યો. ૨.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર, અતિસારમાં જીરું અને જાયફળ સાથે, અને મંદાગ્નિ, ઊલટી, શૂળ, કફ અને વાતવિકારમાં સૂંઠ, મરી ને પીપર અને મધ સાથે, પ્રવાહિકામાં મરી અને ઘી સાથે.

**ઉપયોગ**—અગસ્તિસૂતરાજ રસ શામક, વેદના હરનાર, જંતુઘ્ન અને આંતરડાંમાં ઉત્પન્ન થનાર જળધાતુની વૃદ્ધિને ઓછી કરનાર છે. પક્વ અતિસાર અને નિરામ સંગ્રહણીમાં આ રસ વાપરવો વધારે ફાયદાકારક છે. નવી કફપ્રધાન અને વાતપ્રધાન સંગ્રહણીમાં જો રોગીને માત્ર દહીંના મઠ્ઠા પર રાખવામાં આવે તો અગસ્તિસૂતરાજ રસથી દરદી થોડા જ દિવસમાં સારો થઈ જાય છે. આમ-સંગ્રહણી અથવા આમાતિસારની આમઅવસ્થામાં આ રસ ન વાપરવો જોઇએ. લંઘન કરાવી આમનું પાચન કરી પછી સંભાળપૂર્વક વાપરવો જોઇએ.

પક્વાતિસારમાં વાત અને કફવાતજન્ય પ્રકોપમાં આ રસ સારો વપરાય છે. ખાસ કરીને ખૂબ પ્રમાણમાં ઝાડા થવા, પેટમાં તાણ જેવી ચૂંક, રહી રહીને ચૂંક આવવી અને પાછી થોડો વખત બેસી જવી વગેરે લક્ષણો હોય, તો અગસ્તિસૂતરાજ રસ સરસ કામ કરે છે. જો આ રોગમાં ફીણવાળી અને સહેજ ગંધાતી ઊલટી થતી હોય તો અનુપાન તરીકે ત્રિકટુ અને મધ આપવું જોઇએ.

સંગ્રહણીમાં આમઅવસ્થા પૂરી થયા પછી આ રસ સારી રીતે વપરાય છે. વાતપ્રધાન અને કફપ્રધાન સંગ્રહણીમાં રોગીને દહીંના મઠા પર રાખી આ રસ આપતા રહેવાથી સારો ફાયદો થાય છે. એવા ઘણા રોગીઓને ફાયદો થયાના દાખલા મળે છે.

કફપ્રધાન સંગ્રહણીમાં વેદના થાય છે પણ તીવ્ર નથી હોતી. મળ ગંધાતો, ચીકણો અને કફ જેવો નીકળે છે. આ સ્થિતિમાં આ રસથી સારો ફાયદો થાય છે. કજ્જલી અને હિંગળોકથી મળની ગંધ ઓછી થાય છે અને પિત્તનો સ્રાવ

-

યોગ્ય પ્રમાણમાં થવાથી મંદાગ્નિ ઓછો થાય છે. ધતૂરાનાં બીથી કફ સાથેનો અંદરનો અપ્ધાતુનો સ્રાવ નિયમિત થાય છે.

વાતપ્રધાન સંગ્રહણીમાં ધતૂરાથી ક્ષોભ અને શળ મટે છે અને અફીણથી શમી જાય છે. વાતસંગ્રહણીમાં જો શળ ભયંકર હોય તો અફીણ એકદમ મટાડે છે. આ રસ આપતી વખતે બસ્તિ આપવાથી જલદી અસર થાય છે. ખાસ કરીને અનુવાસન બસ્તિ (કે દિવેલની પિચકારી) આપવી જોઇએ. સંગ્રહણીમાં પહેલાં મંદાગ્નિ હોવાથી ઘી કે બીજા સ્નેહનો ઉપયોગ ન કરવો એ સારું છે.

અતિસાર કે સંગ્રહણી પછી કે કોઈ વાર શરૂઆતમાં ઉપેક્ષા કરવાથી વારંવાર ઝાડા થયા કરે છે. અને એને લીધે ગુદામાર્ગ અને આખા કોઠની ગ્રાહક શક્તિ તદ્દન ક્ષીણ થઇ જાય છે. પછી અંદર મળ રહી શકતો નથી અને જલદી બહાર નીકળી જાય છે. આ સ્થિતિમાં અગસ્તિસૂતરાજ રસ સારી રીતે વપરાય છે.

પ્રવાહિકા—અજાણતા વારંવાર ઝાડા થઈ જવા—આ રીતે કોઇ વાર કરાંઝતાં અને કોઈ કોઇને વધારે કરાંઝતા ગુદા બહાર નીકળી આવવી, કોઈ કોઈ દરદીને વેદનાથી મૂર્છા આવી જવી વગેરે લક્ષણો થાય, ત્યારે આ રસનો બહુ સારો ઉપયોગ થાય છે. ધતૂરો અંતઃસ્રાવ અને આક્ષેપને ઓછો કરે છે અને અફીણ વેદના મટાડે છે.

મૂત્રમાર્ગમાં શર્કરા (નાની કાંકરી) કે સિકતા (રેતી) જવાથી આશયો પર બહુ આઘાત લાગે છે. એથી શળ ઉત્પન્ન થાય છે. આ શળ કેટલાક દરદીઓને બહુ ભયંકર છે. આ વખતે સિકતા અને શર્કરા ન રહે, નવી ઉત્પન્ન ન થાય અને થયેલી પેશાબ વાટે બહાર સરળતાથી નીકળી જાય એવી જાતની ઔષધિ આપવી જોઇએ. પરંતુ એવી ચિકિત્સામાં વખત વધારે લાગે છે, અને શળની વેદના ત્રાસદાયક હોય છે. એટલે **"पश्चाच्चिकित्सेत्तूर्णं वा बलवन्तमुपद्रवम्"** આ ન્યાયે બળવાન ઉપદ્રવને પહેલાં મટાડવો જોઈએ. એટલે કે શળ મટે તેવી ચિકિત્સા પહેલી કરવી જોઇએ. આ જગ્યાએ અગસ્તિસૂતરાજ રસ મૂત્રલ અનુપાન સાથે આપવો જોઈએ. ઉશીરાસવ, ચંદનાસવ, સારિવાસવ, અરવિંદાસવ, કે એવી બીજી ઔષધિઓ અનુપાન તરીકે વધારે અનુકૂળ પડે છે. આ રસથી સ્તંભન થઇ મૂત્રનું પ્રમાણ ઓછું થવાનો સંભવ રહે છે. તેથી મૂત્રલ અનુપાન આપવું પડે છે.

યકૃતનું પિત્ત ગાઢું થઈ જવાથી પિત્તાશયમાં અશ્મરી થાય છે. કોઇ વાર એક ગોળ મોટી પથરી હોય છે તો કોઇ વાર ૨–૫ કે ૧૦૦૦–૨૦૦૦ કે તેથી વધારે બાજરીના દાણા જેવી હોય છે. આમાંથી કોઈ કણ પિત્તનલિકામાં થઈ ગ્રહણીમાં જવા પ્રયત્ન કરે ત્યારે શળ મારે છે. આ શળ વાતપ્રધાન હોય છે.

એનુ મૂળ કારણ પિત્તસ્રાવની ન્યૂનતા છે. એટલે પિત્ત સુકાઈ જામી જાય છે. ચિકિત્સા કારણ પ્રમાણે કરવી જોઇએ. એટલે આ સ્થિતિ દૂર કરી પિત્તને પોતાના મૂળ ગુણવાળું બનાવવું જોઇએ. આ કામ તામ્રવાળી ઔષધિથી થાય છે. તામ્રભસ્મ કારેલાના રસ કે કડુ સાથે અપાય છે અથવા સૂતશેખર રસ અપાય છે. પણ કોઇ વાર શૂળ એટલી ભયંકર હોય કે પહેલાં શૂળ જ મટાડવાની જરૂર હોય ત્યારે વેદનાનું શમન કરવા માટે અગસ્તિસૂતરાજ રસ બહુ ઉપયોગી ઔષધિ છે. (ઔ. ગુ. ધ્ર. શા. ને આધારે)

**સૂચના**—આ રસમાં અફીણનું પ્રમાણ વધારે છે. માટે સાવચેતીથી થોડી માત્રામાં વાપરવો.

## (૪૦) કનકસુંદર રસ

**વિધિ**—શુદ્ધ હિંગળોક, મરી, શુદ્ધ ગંધક, પીપર, ટંકણખાર, શુદ્ધ વછનાગ અને શુદ્ધ ધતૂરાનાં બીજ બધાને સરખે ભાગે મેળવી, ભાંગના કવાથમાં ૪ પ્રહર ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (ભ. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર છાશ સાથે.

**ઉપયોગ**—કનકસુંદર રસ જ્વરાતિસાર, અતિસાર અને સંગ્રહણીને મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે.

કનકસુંદર રસ નાનાં બાળકો માટે ઉત્કૃષ્ટ ઔષધિ છે. બાળકોના દાંત નીકળતી વખતે થતાં ત્રાસદાયક લક્ષણોને ઓછાં કરવા માટે આ રસ વાપરવો બહુ લાભદાયક છે.

દાંત નીકળતી વખતે ખાસ કરીને, વાતવિકૃતિજન્ય લક્ષણો થાય છે. બાળક ડરપોક બને છે, વારંવાર રડ્યા કરે છે અને એની પાચનક્રિયા બગડે છે. અને તેથી કરીને પેટમાં આફરો અને ઊલટી કે ઝાડા થાય છે, ઝાડા મોટે ભાગે લીલા, ફેદા જેવા અને દૂધ અને પાણી જુદું નીકળતું હોય તેવા લાગે છે. માનસિક સ્થિતિ અસ્થિર થાય છે તેથી ચેન પડતું નથી. બચ્ચું એકથી બીજા પાસે અને બીજાથી ત્રીજા પાસે જવા કરે છે. ધીમેધીમે રડવું, જોરથી રડવું, બૂમો પાડવી, કરડવું, પાઢિયાં પર જોરથી હાથની મુઠ્ઠી ઘસવી, ઊંઘ ન આવવી, અને એથી આંખો ભારે થવી વગેરે લક્ષણો થાય છે. આ રોગ પર કનકસુંદર રસ બહુ સારી રીતે વપરાય છે. દંતોદ્‌ભવજ્વરમાં જો તાવની ગરમી બહુ વધારે ન હોય તો કનકસુંદર રસ આપવો જોઈએ. આ રસમાંના ધતૂરાનાં બીથી વાતપ્રકોપનું શમન થઈ તાવ મટે છે.

સંગ્રહણીની નિરામ અવસ્થામાં આ રસ વપરાય છે. કાચો આમ પડતો હોય ત્યાં સુધી એક બે દિવસ લંઘન કરાવવું જોઈએ. પછી ઔષધિ આપવી જોઈએ. દરેક ઝાડામાં લોહી સાથે થોડો કાચો આમ પડવો, તે સાથે પેટમાં

ખૂબ ચૂંક થવી, જોરથી કરાંઝવાથી સહેજ સારું લાગવું, કોઈ કોઈ વાર ઝાડા માટે લાંબો વખત બેગી રહી કરાંઝયા કરવું, ત્યાંથી ઊઠવાની ઇચ્છા ન થવી વગેરે લક્ષણો થતાં હોય, તેવી સ્થિતિમાં અફીણ જેવી સ્તંભક ઔષધિ આપવાથી આંતરડામાં રહેલી સૂક્ષ્મ માંસપેશીઓનું સ્તંભન થઈ કાચો આમ અને મળ સારી રીતે બહાર નીકળતો નથી. આમ અને મળનો થોડો ભાગ અંદર રહી જવાથી તે બળવાન વિકાર ઉત્પન્ન કરે છે. કનકસુંદર રસ આપવાથી તેમાં રહેલા ભાંગ અને ધતૂરો વેદનાનું શમન કરે છે, માંસપેશીઓનું સ્તંભન નથી થતું પણ ઊલટું મળ નીકળવામાં સહાય થાય છે. હિંગળોક જંતુઘ્ન હોવાથી વિષની નિવૃત્તિ થાય છે એટલે આ રસ મોટા માણસોની સંગ્રહણી કરતાં નાનાં બાળકોની સંગ્રહણી પર વધારે લાભદાયક છે. મોટી ઉંમરના ખાસ કરીને વાયુ પ્રકૃતિવાળા માટે વધારે ઉપયોગી છે. જૂના રોગ કરતાં નવામાં આ રસ વધારે ઉપયોગી છે.

અતિસારમાં વાતપ્રધાન લક્ષણો હોય ત્યારે આ રસ સારી રીતે વપરાય છે. અતિસારમાં આંતરડાંની શ્લૈષ્મિક કળામાંથી સ્રાવ વધારે થાય છે. આ સ્રાવને માત્ર સ્તંભક દવાથી અટકાવવા પ્રયત્ન કરવાથી તે આંતરડાંમાં જ રહી જાય છે. પછી થોડા વખતમાં વિકૃત થઈ અતિસાર વધારે છે. એટલા માટે આ રોગમાં માત્ર સ્તંભક દવાઓ ન આપતાં આંતરડાંની શ્લૈષ્મિક કળાનો સ્રાવ ઓછો કરે એવી દવા આપવી જોઈએ. ધતૂરો આ સ્રાવને નિયમિત કરે છે. માટે ધતૂરાવાળી ઔષધિ—કનકસુંદર રસ—સાવચેતીથી અપાય છે. વાતાતિસાર અને વાતકફાતિસાર બંને પર આ કનકસુંદર રસ વપરાય છે.

ઘણા દિવસો સુધી અતિસાર ચાલુ રહેવાથી કુંડલિકા (Sigmoid Colon) અને ગુદનલિકા (Rectum)ની આંતરત્વચામાંથી એક જાતનો પરુ જેવો સ્રાવ મળ સાથે નીકળ્યા કરે છે. આંતરડા અને મળને દબાવતાં આ સ્રાવ વધારે ને વધારે નીકળતો જાય છે. તેવી સ્થિતિમાં બીલાના ઉકાળા સાથે કનકસુંદર રસ આપવાથી સારી અસર થાય છે.

વાયુને વધારનાર પદાર્થો વધારે ખાવાથી વિકૃત અન્નરસ ઉત્પન્ન થાય છે અને પછી અતિસાર થઈ જાય છે. આ અતિસારમાં તાવ પણ રહે છે. તેમજ વારંવાર ઓડકાર આવવા અને પેટમાં આફરો વગેરે લક્ષણો હોય, તો કનકસુંદર રસ આપવો જોઈએ.

આમાશય તદ્દન શિથિલ થઈ જવાથી પાચક પિત્ત બરોબર ઉત્પન્ન થતું નથી અને મંદાગ્નિ થાય છે, ધીમે ધીમે આખી પાચનઇન્દ્રિય પર અસર થઈ બધી જાતના પાચકપિત્ત (આમાશય, પિત્તાશય, આંતરડાં અને અગ્નાશયમાંથી નીકળતા પિત્ત) બરોબર તૈયાર થતાં નથી અને પાચનક્રિયા બગડી જાય છે. આ

રીતે મંદાગ્નિથી અતિસાર થાય છે. આમાં ગંધાતા ખૂબ પ્રમાણમાં ઝાડા થાય છે. આ રોગમાં કનકસુંદર રસ એક અમૂલ્ય ઔષધિ છે.

**( ઔ. ગુ. ધ. શા. ને આધારે )**

અતિસાર અને સંગ્રહણીમાં વારંવાર કરાંજવાથી ગુદભ્રંશ–આમળુ બહાર નીકળવી–થાય છે. કોઈને ગુદાના ભાગમાં શૂળ મારે છે. એની પર કનકસુંદર, પંચામૃત પર્પટી અને વરિયાળી સાથે દિવસમાં ૨ વાર ભોજનની વચ્ચે આપવાથી અને મેંદો પાવાથી રોગ થોડા જ વખતમાં મટી જાય છે. બહારના ઉપચાર તરીકે ભાતમાં ઘી નાખી સેક કરવાથી અને માજુફળ મધમાં મેળવી લેપ કરવાથી જલદી ફાયદો થાય છે.

## (૪૧) ગ્રહણીકપાટ રસ

**વિધિ**—શુદ્ધ પારો ૨ ભાગ, શુદ્ધ ગંધક ૧૦ ભાગ, શુદ્ધ વછનાગ ૧ ભાગ, શુદ્ધ અફીણ ૪ ભાગ, કોડીભસ્મ ૭ ભાગ, મરી ૮ ભાગ, અને શુદ્ધ ધતૂરાનાં બી ૨૦ ભાગ લેવા. બધાંને વિધિ પ્રમાણે મેળવી ઘૂંટવું. પછી પોસ્તદોડાના કવાથની ૩ ભાવના આપી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (મૂળગ્રંથમાં ભાવના લખેલી નથી પણ અમે અનુકૂળ માની વધારી છે.) **(ર. રા. સું.)**

**માત્રા**—૨–૨ રતી દિવસમાં ૨ વાર ०। તોલો જીરું અને ०॥ તોલો મધ સાથે મેળવી ચટાડવું. અથવા મઠા સાથે આપવું.

**ઉપયોગ**—ગ્રહણીકપાટ રસ ઉગ્ર સંગ્રહણી, ભયંકર અતિસાર અને મંદાગ્નિ મટાડે છે અને કાચાં આમનું પાચન કરે છે.

આ રસ તીવ્ર વેદના સાથેના સંગ્રહણીમાં ફાયદાકારક છે. જ્વર, મુખપાક, દાહ, પેટમાં દરદ થઇ વારંવાર આમ અને લોહીવાળો ઝાડો થતો હોય ત્યારે ગ્રહણીકપાટ રસ વધારે ફાયદાકારક છે. આ રસથી આમનું પાચન થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, સોજો મટે છે અને થોડા જ દિવસમાં સંગ્રહણી મટી જાય છે. આ રસમાં ધતૂરાનું પ્રમાણ વધારે છે તેથી ગ્રહણીની પિચ્છિલ ત્વચામાંથી જે અપધાતુનો સ્રાવ થાય છે તે નિયમિત થાય છે. અફીણમાં સ્તંભન અને વેદનાનો નાશ કરવાનો ગુણ હોવાથી વારંવાર થતા ઝાડા અને ચૂંક તરત બંધ થઈ જાય છે. થોડા દિવસ નિયમિત રીતે આ ગ્રહણીકપાટ રસ લેવાથી સંગ્રહણી મટી જાય છે. વાતસંગ્રહણી, પિત્તસંગ્રહણી, કફસંગ્રહણી, રક્ત અને પૂયયુક્ત સંગ્રહણી બધી જાતની નવી સંગ્રહણીમાં આ રસ સારું કામ આપે છે.

**સૂચના**—આ રસાયનમાં અફીણ આવે છે. માટે રોગની શરૂઆતમાં જ્યાં સુધી કાચો આમ પડતો હોય ત્યાં સુધી આ રસ ન વાપરવો.

**બીજી વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અતિવિષા, હરડે, અભ્રકભસ્મ,

જવખાર, સાજીખાર, ફુલાવેલો ટંકણખાર (બીજા મત પ્રમાણે કાચલવણ), મોચરસ, વજ અને શુદ્ધ ભાંગ આ ૧૧ ઔષધિઓ સરખે ભાગે લઈ, ૧૨ કલાક જંબીરી લીંબુના રસમાં ઘૂંટી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (યો. ર.)

**માત્રા**—૧ થી ૪ રતી દિવસમાં ૩ વાર શમ્બુકભસ્મ, ઘી અને મધ અથવા મઠા સાથે. બાળકોને ૦॥ થી ૧ રતી આપવું.

**ઉપયોગ**—આ રસ નવી સંગ્રહણી પર બહુ જ હિતકર છે. નવી સંગ્રહણીમાં કજ્જલીવાળી, હિંગળોક અને કજ્જલીવાળી અને હિંગળોકવાળી આમ ૩ પ્રકારની દવાઓ રોગના ભેદ પ્રમાણે વપરાય છે. માત્ર આંતરડાંમાં દોષ હોય ત્યારે કજ્જલીવાળી, આમાશય અને આંતરડાંમાં દોષ હોય ત્યારે હિંગળોક અને કજ્જલીવાળી, અને માત્ર આમાશયમાં દોષ હોય ત્યારે હિંગળોકવાળી બનાવટ વાપરવી જોઈએ. આ રસ ખાસ કરીને બાળકોને વધારે અનુકૂળ રહે છે. તેમજ મોટા માણસોને પણ અપાય છે. જ્યારે ઝાડો સફેદ રંગનો, કાચા અન્નવાળો, સફેદ ગાઢા અને ફીણવાળા આમ સાથેનો, સહેજ લોહીવાળો અને બરોબર બંધાયા વગરનો થતો હોય, ઝાડા ઓછા થતા હોય પણ દર વખતે મળનું પ્રમાણ વધારે હોય, ઝાડો થતી વખતે ત્રાસ થતો હોય, સહેજ પ્રવાહ જેવો, ખાસ કરીને ખબર પડ્યા વગર ઝાડો થઈ જવો અથવા અકસ્માત્ ઝાડો થવો, ઝાડા સાથે ઊલટી, ઊલટીમાં ખાટું અપક્વ ગંધાતું અન્ન નીકળવું, આ ઉપરાંત વધારે ઝાડા થવાથી તાવ આવવો વગેરે લક્ષણો હોય ત્યારે ગ્રહણીકપાટ રસ આપવો જોઈએ.

મોટી ઉમરનાને માનસિક આઘાત કે શોકથી ઉત્પન્ન થયેલા અતિસાર અને સંગ્રહણીમાં ગ્રહણીકપાટ રસ સારો વપરાય છે. શોક અને મનના આઘાતથી ઉત્પન્ન થનાર રોગ ચિકિત્સા કરવા યોગ્ય ગનાતા નથી. આ રોગોમાં મનોદેશ ખૂબ ક્ષુબ્ધ થઈ જાય છે અને તેથી શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે. આ જાતના દરદીને કોઈ પણ જગ્યાએ ચેન નથી પડતું. વારંવાર મનમાં એક જ વિચાર આવ્યા કરે છે અને તેનું જ ચિંતન થયા કરે છે. આથી કરીને ઇન્દ્રિયોનો વ્યાપાર મંદ પડી જાય છે અને વાતધાતુમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે. પછી પાચનક્રિયા બગડે છે. આ રોગ પર મનોદેશ પર ફાયદો કરે તેવી, પાચક અને ગ્રહણી પ્રદીપ્ત કરનાર ઔષધિની જરૂર છે. આ રસથી આ કામ બહુ જ ઉત્તમ રીતે થાય છે.

ક્ષયના ઉપદ્રવ રૂપે થયેલો અતિસાર કે સંગ્રહણી વધારે ભયંકર છે. આ રોગમાં મોટાં આંતરડાં તદ્દન શિથિલ થઇ જાય છે અને પાચનક્રિયા મંદ થઈ જાય છે. પછી અજાણપણામાં જ સફેદ રંગના આમવાળા ઝાડા થવા માંડે છે. આ રોગમાં ગ્રહણીકપાટ હિતકર છે.

કેટલીક વાર સંગ્રહણી જૂની થવાથી કે સંગ્રહણી સાથે શ્વાસનો ઉપદ્રવ થાય છે આ શ્વાસ પર પણ ગ્રહણીકપાટ સારી રીતે વપરાય છે

ગ્રહણીકપાટ રસમા કજ્જલી જતુઘ્ન, રસાયન અને યોગવાહી છે અતિ વિષા શક્તિ વધારનાર, યકૃતમાથી પિત્તનો સ્રાવ કરાવનાર, પાચક અને તાવનો નાશ કરનાર છે. અભ્ર ભસ્મ શક્તિ વધારનાર, રસાયન, મનોદેશની દુષ્ટિનો નાશ કરનાર અને ક્ષયરોગમા હિતકર છે. ત્રણે ક્ષાર પાચક અને યકૃતને ઉત્તેજના આપનાર છે મોચરસ સ્તંભક, ઉપલેપક અને સંગ્રાહી છે ભાગ સંગ્રાહી, દીપક અને પાચક છે જબીરી લીંબુનો રસ પાચક અને અગ્નિ પ્રદીપ્ત કરનાર છે હરડે દીપન, પાચન અને રસાયન છે વજ આમશૂળનો નાશ કરનાર, મનના દોષો દૂર કરનાર અને આક્ષેપનો નાશ કરનાર છે (ઔ. ગુ. ધ શા.ને આધારે)

(૪૨) દુગ્ધવટી

વિધિ—શુદ્ધ વછનાગ ૧૨ રતી, શુદ્ધ અફીણ ૧૦ રતી, લોહભસ્મ ૫ રતી અને અભ્રકભસ્મ ૬૦ રતી લેવા બધાને મેળવી બકરીના દૂધમા ૧ દિવસ ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી (ભૈ ર.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમા ૨ વાર દૂધ સાથે આપવી

ઉપયોગ—આ ઔષધિના સેવનથી અનેક પ્રકારના શોથ રોગ (સોજા), સોજા સાથેની સંગ્રહણી, અતિસાર, મરડો, વિષમજ્વર, મંદાગ્નિ, પાડુરોગ વગેરે રોગોનો નાશ થાય છે સંગ્રહણીના જે રોગીને સોજા અને તાવ રહેતો હોય અને દહીં અનુકૂળ ન આવતુ હોય તેને માટે આ ઔષધિ લેતી વખતે મીઠુ અને પાણી ન લેવાથી સંગ્રહણી થોડા જ વખતમા મટી જાય છે

(૪૩) લાહીચૂર્ણ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, સેકેલી હિંગ, એલચી, તજ, તમાલપત્ર, સુગંધી વાળો, જાયફળ, લવિંગ, કડુ, સેકેલુ ટંકણ, કુલંજન, સૂંઠ, મરી, પીપર, મોચરસ, બીલીનો ગર્ભ, કનોટ ટંકણ, સચળ, સિંધવ, સાભર લૂણ, કાચલવણ, બિડલવણ અને મીઠુ-આ બધાને સરખે ભાગે લઇ ચૂર્ણ કરવુ અને બધા ચૂર્ણ બરોબર સેકેલી ભાગ મેળવવી (ર શા. સં.)

માત્રા—સવાર સાજ ૧ થી ૨ માસા ટંકણ, સિંધવ અને ગાયની છાશ સાથે આપવુ

ઉપયોગ—આ રસાયન વાતજન્ય, કફજન્ય અને આમયુક્ત સંગ્રહણી, અતિસાર, ઉદરરોગ, મંદાગ્નિ વગેરેનો નાશ કરી પાચનશક્તિ વધારે છે જો સંગ્રહણીમા તાવ, શ્વાસ, ખાસી, ઊંઘ ન આવવી, અરુચિ, નબળાઈ વગેરે ઉપદ્રવો હોય તો તેને પણ મટાડી શરીરની શક્તિનુ એ રક્ષણ કરે છે.

નવી આમ સાથેની સંગ્રહણી અને પેટના જુદાજુદા રોગો મટાડવા માટે આ ઉત્તમ ઔષધિ છે. આ ચૂર્ણ પાચનક્રિયાની વૃદ્ધિ કરે છે. જ્વર, ખાંસી, શ્વાસ, ઊંઘનો નાશ અને અરુચિ દૂર કરે છે, અને શૂળ સાથેના આમાતિસાર અને રક્તાભિસારને મટાડે છે.

આ રસાયનમાં મુખ્ય ઔષધિ ભાંગ છે. એટલે આ ચૂર્ણમાં પિત્ત વધારવાનો, આમનું પાચન કરવાનો, કફનો નાશ કરવાનો, વાતનું શમન કરવાનો, અગ્નિ પ્રદીપ્ત કરવાનો અને ગ્રાહી ગુણ રહેલા છે. જો વાતપ્રકોપજન્ય અને કફવૃદ્ધિજન્ય સંગ્રહણીમાં મંદાગ્નિ થઇ જાય અથવા બહુ ભારે ખોરાકથી મોંમાં અરુચિ, ખરાબ ઓડકાર આવવા, પેટમાં વાયુ ભરાઇ રહેવો, ઝાડામાં કાચો આમ પડવો, ચૂંક મારવી, પેટમાં ભારેપણું, વારંવાર ઝાડા થવા છતાં પણ પેટ સાફ ન થવું, વગેરે લક્ષણો થતાં હોય તો આ ચૂર્ણના સેવનથી પાચનક્રિયા બળવાન થઈ સંગ્રહણી મટી જાય છે.

નવી સંગ્રહણીમાં આ ચૂર્ણ એકલું જ ફાયદો કરે છે. અને જૂના રોગમાં પર્પટી સાથે દિવસમાં ૩ વાર થોડી થોડી માત્રામાં આપવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત કરવામાં સારી મદદ કરે છે.

**સૂચના**—આ રસના સેવનથી કોઈ કોઈને તરસ વધી જાય છે. તેમજ શક્તિ કરતાં માત્રા વધારે હોય તો માદક અસર કરે છે. એવું થાય ત્યારે મરી વધારે લેવા જોઇએ અને માત્રા ઓછી કરવી જોઇએ.

### (૪૪) લઘુ લાહીચૂર્ણ

*વિધિ*—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, સૂંઠ, મરી, પીપર, અજમો, સેકેલું જીરું, શાહજીરું, સંચળ, સિંધવ, સેકેલી હિંગ અને બિડલૂણ આ બધું સરખે ભાગે લઇ, બધાની બરોબર કડાછાલ (બીજા મત પ્રમાણે સેકેલી ભાંગ) મેળવી બારીક ચૂર્ણ કરવું.

**માત્રા**—૨ થી ૩ માસા દિવસમાં ૩ વાર છાશ સાથે.

**ઉપયોગ**—આ ચૂર્ણ નવી વાતજન્ય, પિત્તજન્ય અને આમયુક્ત સંગ્રહણી, શૂળ, આફરો, મરડો અને બધી જાતના શૂળ સાથેના અતિસારને મટાડે છે, રક્તાતિસાર અને ઉદરશૂળનું શમન કરે છે, અને ખોરાકને સારી રીતે પચાવી મળને બાંધે છે. જેને ભાંગ અનુકૂળ ન આવતી હોય, આંત્રની સંધારણશક્તિ નબળી થઇ જવાથી વારંવાર ઝાડા થતા હોય, તેને કડાછાલવાળી આ ઔષધિ બહુ હિતકર છે.

### (૪૫) શંખવટી

*વિધિ*—આમલીનો ક્ષાર ૪ તોલા અને પંચલવણ ૪ તોલા લઈ બધાને

૨૦ તોલા લીંબુના રસમાં ઓગાળવું. પછી ૪ તોલા શુદ્ધ શંખને ભૂકો થઇ જાય ત્યાં સુધી દેવતામાં તપાવી તપાવીને બોળવા અથવા શંખભસ્મ મેળવવી. બાદ સેકેલી હિંગ, સૂંઠ, મરી અને પીપર ૪–૪ તોલા, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને શુદ્ધ વછનાગ ત્રણે ૧–૧ તોલો લેવાં. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી શંખભસ્મ સાથે મેળવવી. પછી બાકીની ઔષધિઓ મેળવી ત્રણ દિવસ લીંબુના રસમાં ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (યો ર.)

**માત્રા**—૧ થી ૪ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી ક્ષય, સંગ્રહણી, અજીર્ણ, પંક્તિશળ વગેરે રોગોનો નાશ કરી અગ્નિને પ્રદીપ્ત કરે છે.

આયુર્વેદની પાચન ઔષધિઓમાં શંખવટી એક ઉત્તમ ઔષધિ છે. વિષ્ટબ્ધાજીર્ણથી થયેલ આફરો, પેટનું દરદ, શળ અને બેચેની પર શંખવટી સારી રીતે વપરાય છે. બહુ જમ્યા પછી પેટ ભારે લાગે કે તેમાં દરદ થાય ત્યારે શંખવટી બહુ હિતકર છે. વાયડા અને જડ પદાર્થો ખાવાથી પેટ કેટલીક વાર ખેંચાતું હોય તેવું લાગે છે, શ્વાસ લેતાં અઘરું પડે છે અને હાલવું–ચાલવું લગભગ અશક્ય થઇ જાય છે. આ રોગ પર શંખવટી આપવાથી આમાશય–બંધને ઉત્તેજના મળે છે અને આમાશયમાં ભરાઈ રહેલા અન્નને આગળ ધકેલવામાં મદદ થાય છે. એટલે પેટનું ખેંચાણ અને દરદ ઓછાં થાય છે. મધ્યમ કોષ્ઠશળમાં પણ આવું જ હોય છે, તે પર પણ શંખવટી સારી અસર કરે છે. શંખવટીથી આંતરડાંની પુરઃસરણક્રિયા વધે છે, અવરોધ દૂર થાય છે, અને ખોરાકને આગળ ચલાવવામાં સરળતા થાય છે. આ રીતે શળનું કારણ નાશ પામવાથી શળ એની મેળે બેસી જાય છે. મોટા અને નાના આંતરડાનાં સાંધામાં અપક્વ અન્ન ભરાઇ આફરો અને ચૂંક થાય, તે પર શંખવટી સારી રીતે વપરાય છે. આ બધી વિષ્ટબ્ધાજીર્ણની અવસ્થાઓ છે અને શળ અજીર્ણથી થાય છે.

વિદગ્ધાજીર્ણમાં ગળામાં બળતરા, ખાટા ઓડકાર, પેટમાં બળતરા, જમ્યા પછી કલાકો સુધી અન્ન પેટમાં તેવું ને તેવું જ પડી રહેવું વગેરે લક્ષણો થાય છે. આ સ્થિતિમાં શંખવટી સારી રીતે વપરાય છે.

અપક્વ ખોરાક, વિદગ્ધ અન્નથી થતી મૂર્છા, બહુ વધારે ખાવું, ભારે ખોરાક લેવો, કાચો અને અર્ધપક્વ ખોરાક, શીતળ કે ગંધાતો ખોરાક લેવાથી અતિસાર થઈ જાય છે. આ અતિસાર અન્નવિષથી થાય છે. આ અન્નવિષથી વિષ્ટંભ, વેદન, માથામાં દરદ, મૂર્છા, ભ્રમ, પીઠ અને કમર જકડાઈ જવી, બગાસાં આવવાં, હાડકાં તૂટવાં, તૃષા, જ્વર, ઊલટી, પ્રવાહિકા, અરુચિ, અપચો વગેરે વિકારો થાય છે. આ અન્નવિષથી વિદાહ થઈ આંતરડાંની શ્લેષ્મકલા વિકૃત થાય છે

અને અપ્ધાતુ વધે છે. પછી અપકવ ખોરાકમાં અપધાતુ મળી ખૂબ પરિમાણમાં ઝાડા થાય છે. ઝાડા સાથે પેટમાં આફરો પણ થાય છે. પેટમાં બધે ધીમું ધીમું દરદ થાય છે કે ચૂંક આવે છે. આ અન્નવિષથી થતા ક્ષોભથી થાય છે. આ અપચાથી થતા અતિસારમાં શંખવટી ઉત્તમ અસર કરે છે.

સંગ્રહણીની તીવ્ર અવસ્થામાં આ વટી બહુ વપરાતી નથી. પરંતુ સંગ્રહણી થતાં પહેલાં મંદાગ્નિ, અજીર્ણ, અન્નવિષનો સંચય વગેરે પર સારી રીતે વપરાય છે. સંગ્રહણીની તીવ્ર અવસ્થામાં કફપ્રધાન લક્ષણો અને શળ હોય ત્યારે શંખવટી સારું કામ કરે છે.

મંદાગ્નિમાં અરુચિ અને શળ વધારે હોય ત્યારે શંખવટી બહુ સારી રીતે વપરાય છે.

પરિણામશળમાં કબજિયાત, આફરો અને પેટમાં ચૂંક એ લક્ષણો થાય છે. અથવા આમાશયમાં અન્ન વધારે વખત રહેવાથી શળ ઉત્પન્ન થાય છે. આ રોગ પર શંખવટી અપાય છે.

જૂના કબજિયાતમાં નાના અને મોટા આંતરડાના સંયોગસ્થાન, આંત્રપુચ્છ, મોટાં આંતરડાં આ સ્થાનોમાં આફરો, કબજિયાત થઇ સખત ત્રાસ, ચૂંક, ગભરામણ કે અસ્વસ્થતા વગેરે લક્ષણો થતાં હોય તો શંખવટી સારી રીતે વપરાય છે.

શંખવટી વાત અને કફદોષ, રસ દૂષ્ય અને આમાશય, યકૃત, બરોળ, નાનાં મોટાં આંતરડાં આ સ્થાનો પર ફાયદો કરે છે.

**સૂચના**—આ વટી વધારે લેવાથી મોં આવવું, દાંતમાં દરદ, કોઇ વાર અર્શ અને લોહી વધારે પડવું વગેરે ઉપદ્રવો થાય છે. ( ઔ. ગુ. ધ. શા. )

### (૪૬) શંખોદર રસ

**વિધિ**—શંખભસ્મ ૪ તોલા અને શુદ્ધ અફીણ, જાયફળ અને ફુલાવેલો ટંકણખાર ૧-૧ તોલો લેવાં. બધાંને મેળવી ખરલ કરી લેવું. ( ર. યો. સા. )

**માત્રા**— oll થી ૧ રતી દિવસમાં ૩ થી ૪ વાર સાકર, માખણ કે મધ સાથે, અથવા ગોળ કે બીલીના ઉકાળા સાથે.

**ઉપયોગ**—આ રસ રક્તાતિસાર, રક્તાર્શ, પકવાતિસાર, ભયંકર શળ સાથે પાતળા, પીળા, લીલા કે લાલ કષ્ટસાધ્ય ઝાડા, આમ, ગુદામાં બળતરા અને અનેક જાતની ઉગ્ર શળોનો જલદી નાશ કરે છે.

શંખોદર રસમાં સ્તંભક કરતાં વેદનાશામક ગુણ બહુ સારો છે. એટલા માટે શળ સાથેનો અતિસાર, તીવ્ર પકવાતિસાર અને નિરામ સંગ્રહણીમાં આ રસ વપરાય છે. અજીર્ણ, વિદગ્ધ આહાર, વિષ, ગર, કૃમિ વગેરે ક્ષોભ કરનાર ત્રાસદાયક કારણોથી ઉત્પન્ન થનારા અતિસારમાં મૂળ ક્ષોભ ઉત્પન્ન કરનાર કારણ-

ને જ દૂર કરવુ એ જ એની મારામા સારી ચિકિત્સા છે આ ઉપરાત બીજા પક્વ અતિસાર, આમાતિસાર અથવા આમમગ્રહણીની પડેલી અવસ્થા સિવાયની બાકીની અવસ્થાઓમા આ રસ ઘણુ જ સરસ રીતે વપરાય છે જો વાયુ કે પિત્તના પ્રકોપથી ક્ષોભ ઉત્પન્ન થઇ અતિસાર થયો હોય, તો આ રસ વાપરવો હિતકર છે

પીળા-પાતળા-ખૂબ પરિમાણમા ગરમ-ગરમ ઝાડા, લીલા-લાલ રંગના ઝાડા, બહુ તરસ, કોઇવાર મૂર્છા, આમાશય વગેરેમા દાહ, ગુદામા બળતરા અને પાક, શૌચ વખતે ખૂબ બળતરા, લોહી પડવુ, બેચેની વગેરે લક્ષણો થાય ત્યારે સાકર અને માખણ સાથે આ રસ આપવો જોઇએ

લાલ રંગનુ ફીણ અને ફીણવાળો થોડો મળ એવા ઝાડા, બહુ કરાઝવુ, વારવાર ઝાડા થવા, પેટમા ભયકર દર્દ, ભયકર ચૂક આવી ઝાડો થવો અને શૌચ વખતે બહુ જ સખ્ત અસહ્ય દરદ વગેરે લક્ષણો થાય, ત્યારે શખોદર રસ સારી રીતે વપરાય છે

જો અતિસારમા દર વખતે કરાઝવાથી થોડો ઝાડો થતો હોય, ઝાડામા ખાસ કરીને આમ અને મહેજ લોહી હોય, ગુદામા બળતરા અને સ્પર્શ પણ સહન ન થવો વગેરે લક્ષણો હોય તેમા શખોદર રસ આપવો જોઇએ

આ રસ વાયુ અને પિત્તદોષ, રસ, રક્ત, માસ એ દૂષ્ય અને યકૃત નાના અને મોટા આતરડા આ સ્થાનો પર ફાયદો કરે છે

(ઔ. ગુ. ધ. શા. ને આધારે)

**સૂચના**—આ રસમા અફીણ હોવાથી ઓછી માત્રામા જ આપવો જોઇએ કોઈને અફીણનુ ઘેન આવે તો લીબુનો રસ પાવો સગર્ભા સ્ત્રીને આ રસ ન આપવો જોઇએ

## (૪૭) જાતિફલાદિ વટી

**વિધિ**—જાયફળ, સિંધવ, શુદ્ધ હિંગળોક, કોડીભસ્મ, સૂઠ, શુદ્ધ અફીણ, શુદ્ધ ધોળા ધતૂરાના બી અને પીપર સરખે ભાગે મેળવી બારીક ચૂર્ણ કરવુ પછી લીંબુનો રસ, ધતૂરાના બીનો ઉકાળો અને ભાગના ઉકાળાની એક એક ભાવના આપી ૦।।-૦।। રતીની ગોળીઓ વાળવી (વૈ સા સં.)

**માત્રા**—૧-૧ ગોળી દિવસમા ત્રણવાર મધ અથવા પાણી સાથે ઊલટી સાથેના ઝાડામા લીંબુનો રસ અને સાકર સાથે આપવાથી થતી વિષૂચિકામા હિંગ અને સિંધવ નાખેલા દહીંના મઠા સાથે

**ઉપયોગ**—આ વટી પક્વાતિસાર, નિરામ ગ્રહણી, અજીર્ણજન્ય વિષૂચિકા અને શૂળરોગનો નાશ કરે છે આ વટી શામક, સ્તંભક અને પાચક છે

અજીર્ણજન્ય વિષૂચિકામાં નાનાં બાળકોને થોડી માત્રામાં અપાય છે. નવી સંગ્રહણીમાં આમનો અનુબંધ ન હોય ત્યારે જાતિફલાદિ વટી વપરાય છે. આ વટી અજીર્ણજન્ય શૂળ, અતિસારમાં થનાર તીવ્ર શૂળ અને મધ્યમશૂળ આ બધાંને જલદી મટાડે છે.

અતિસારમાં પીળા રંગના ખૂબ પરિમાણમાં ઝાડા થતા હોય, પેટમાં ચૂંક કે ભયંકર દરદ થતું હોય, પહેલાં દરેક વખતે સરળ રીતે ઝાડો થવો અને પછી પેટમાં ખૂબ દરદ થવું, હાંક ચડવી, ખાટી ખાટી ઊલટીઓ થવી, વગેરે લક્ષણો થાય છે. આ રોગ પર જાતિફલાદિ વટી લીંબુના રસ અને સાકર સાથે કે મધ સાથે આપવી જોઇએ.

નાનાં બાળકોને અજીર્ણજન્ય વિષૂચિકા થઇ અતિસાર થાય ત્યારે આ વટી અપાય છે. જો શૂળ તીવ્ર હોય, વારંવાર ખૂબ ઝાડો થતો હોય, બેચેની ખૂબ હોય પણ પેટમાં દોષનો સંચય વધુ ન હોય તો આ વટી આપવી જોઇએ.

સંગ્રહણીમાં આમનો અનુબંધ હોય અને રોગ નવો હોય તો આ વટી વપરાય છે. પણ જૂના સંગ્રહણી અને આમસંગ્રહણીમાં આ વટી ન વાપરવી જોઇએ.

વિષૂચિકામાં બે પ્રકાર છેઃ જંતુજન્ય અને નિર્જંતુક. જંતુજન્ય વિષૂચિકામાં સંજીવની વટી વપરાય છે. નિર્જંતુક વિષૂચિકામાં—અને ખાસ કરીને અપચાથી ઉત્પન્ન થયેલ હોય ત્યારે—આ જાતિફલાદિ વટી વપરાય છે. આમનાં લક્ષણો—એટલે કે ઊબકા, મોંમાં પાણી છૂટવું અને આફરો વગેરે લક્ષણો—હોય તો આ જાતિફલાદિ વટી ન આપવી જોઇએઃ

મધ્યમકોષ્ઠશૂળ, અપચાથી થનારો અતિસાર અને સંગ્રહણીમાંથી થયેલ તીવ્ર ત્રાસદાયક શૂળ આ વટીથી જલદી શમી જાય છે.

**સૂચના**—અતિસારમાં જ્યાં સુધી કાચો આમ પડતો હોય ત્યાં સુધી આ ઔષધિ અથવા બીજી અફીણવાળી સ્તંભક ઔષધિ ન આપવી જોઇએ.

### (૪૮) હિંગુલ વટી

**વિધિ**—શુદ્ધ, હિંગળોક, કાચી હિંગ, સોપારીનાં ફૂલ, જાવંત્રી અને અફીણ ૨–૨ તોલા લઈ બારીક ચૂર્ણ કરવું. પછી ૪ મોટાં પાકાં, ખાટાં દાડમ લઇ, વચ્ચે ખાડા કરી, અંદર ઔષધિ ભરી બંધ કરી સૂતર લપેટવું. બાદ ઘઉંના લોટની પાણીથી કણક બાંધી દાડમ ઉપર ૦ા ઈંચ જાડો લેપ કરવો. (બહારથી દેખાવ ભાખરી જેવો લાગશે.) તેને ભાખરીની રીતે સેકી ૩૦ શેર છાણાના નિર્ધૂમ અગ્નિની નીચે ખાડામાં દાબી દેવું. (ખાડામાં દાડમની બાટી રાખી, ઉપર ૧–૧ ઈંચ ધૂળ અથવા રાખોડી ભરી, પછી ઉપર નિર્ધૂમ અગ્નિની રાખોડી ભરી દેવી.) ૨ દિવસ પછી અગ્નિ તદ્દન હોલાઇ જાય પછી દાડમ સાથે

ઔષધિ ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. (શ્રી. પં. રામનાથજી ત્રિવેદી)

સૂચના—ખાડાની અંદર દાડમ દાટતી વખતે કાપેલો ભાગ ઉપરની બાજુએ રાખવો. નહિ તો રસ બહાર નીકળી જઈ ગુણ બહુ ઓછો થઈ જશે.

માત્રા—૧-૧ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ વટી પ્રવાહિકા, પેટની શળ, રક્તાતિસાર, અતિસાર, સંગ્રહણી, કોલેરા, મંદાગ્નિ, નબળાઈ, બહુ પેશાબ થવો, ઊલટી, ધાતુક્ષીણતા અને શ્વાસ વગેરે રોગોને નાશ કરે છે.

આ વટી સ્તંભક, પાચક અને વાયુનો નાશ કરનાર છે. આ વટીથી નાના અને મોટા આંતરડામાં રહેલી જલધાતુનું શોષણ થાય છે, આમનું પાચન થાય છે, અને પેટમાંનો વાયુ બહાર નીકળે છે, આંતરડાંનો ક્ષોભ શમી જાય છે અને તેથી અતિસાર, રક્તાતિસાર, પ્રવાહિકા, નવી સંગ્રહણી, અજીર્ણજન્ય વિષૂચિકા, ઊલટી, ઝાડા અને પેટની શળ મટી જાય છે. પિત્તની વિકૃતિ અને પેટમાં વાયુ ભરાવાથી પેશાબ ચોખ્ખો ન આવતો હોય અને વારંવાર થોડો થોડો થતો હોય તેવો બહુમૂત્રરોગ આ વટીથી મટી જાય છે.

કોલેરામાં દૂષિત મળ નીકળી ગયા પછી ૨-૨ કલાકે ૧-૧ ગોળી આપતા રહેવાથી ૬-૮ કલાકમાં રોગ મટી જાય છે.

ઋતુપરિવર્તનથી થતા અતિસાર અને સંગ્રહણી કોઇ કોઈ વખત ઉગ્ર થઈ જાય છે. આ રોગમાં ૫૦-૧૦૦ ઝાડા થાય છે. વારંવાર થોડો થોડો ઝાડો થવો, પેટમાં જોરથી ચૂંક આવવી, ઝાડામાં થોડો આમ અને લોહીવાળો મળ નીકળવો, ગભરામણ, થાક લાગવો, બેચેની, મોંમાં પાણી છૂટ્યા કરવું, ઊબકા આવવા, કોઈ વાર ઝીણો તાવ રહેવો વગેરે લક્ષણો હોય ત્યારે આ હિંગુલ વટી બહુ સારી અસર કરે છે.

રક્તાતિસારમાં પેટમાં ચૂંક આવી લોહીવાળો ઝાડો થવો, ગુદાદ્વાર આગળ ચૂંક આવવી અને ઝણઝણાટ થવો, પેશાબ લાલ અને થોડો થવો, નાડી કોઇ વાર ધીમી અને કોઈ વાર જલદી ચાલવી, ઝાડા વખતે કરાંઝવું, વગેરે લક્ષણો હોય ત્યારે આ વટી અપાય છે.

સૂચના—જ્યાં સુધી જૂનો દૂષિત મળ નીકળતો હોય ત્યાં સુધી આ કે બીજી અફીણવાળી ઔષધિ ન આપવી જોઈએ.

## (૪૯) રામબાણ રસ

વિધિ—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ વછનાગ ૧ ભાગ, લવિંગ ૧ ભાગ, મરી ૨ ભાગ અને જાયફળ અર્ધો ભાગ લેવું. બધાંને મેળવી, પાછી આમલીના રસમાં ૧૨ કલાક ઘૂંટી મગ જેવડી ગોળીઓ વાળવી. (ભૈ. ૨.)

બીજા ગ્રંથકારોએ આમલીના રસની ભાવના પછી બિજોરું, સંતરં, દાડમ, આકડાનાં ફૂલ અને આદુ આ બધાંના રસમાં ૧–૧ દિવસ ખરલ કરવાનું લખ્યું છે. આ રીતે ૬ ઔષધિઓની ભાવના આપવાથી આ રસ વધારે ફાયદો કરે છે. અમે આ રીતે બનાવીને પણ વાપર્યો છે.

આ રસ કફના શમન માટે આદુના રસમાં, વાયુના શમન માટે નગોડના રસમાં, પિત્તનાશ માટે ધાણાના હિમમાં, શ્વાસ પર ત્રિકટુ અને અરડૂસીના રસ સાથે, ઉદરરોગમાં સૂંઠ, સિંધવ અને હરડે સાથે, શોથમાં સાટોડીના ક્વાથમાં, પાંડુરોગમાં ગોમૂત્ર કે ત્રિફળા કે ત્રિકટુના ક્વાથમાં, ક્ષય પર મધમાં, વિષમ વાતવેદના અને બધા વાતરોગો પર દિવેલ સાથે આપવો જોઇએ.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર મધ કે પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ ઉત્તમ દીપન, પાચન અને ગ્રાહી છે. નવી આમસંગ્રહણી, અજીર્ણજન્ય અતિસાર, આમવાત, મંદાગ્નિ, શ્વાસ, કાસ, જ્વર, વમન, સળેખમ અને કૃમિનો નાશ કરે છે. આ રસ કોઇની અપધાતુનું શોધન કરે છે, દૂષિત ભાગ પેશાબ અને પરસેવા વાટે બહાર કાઢી નાંખે છે, અને પાચનક્રિયા વધારે છે. અને તેથી બધા આમજન્ય રોગો નાશ પામે છે.

આ રસાયન વાતજ, કફજ અને વાતકફજ વિકારો પર ફાયદાકારક છે. પિત્તપ્રકોપમાં આ રસ ન વાપરવો જોઇએ. જ્યારે આમાશયના પિત્તનો સાવ ઓછો થઈ અગ્નિ મંદ થઈ જાય છે ત્યારે અપચો થાય છે, આમ ઉત્પન્ન થવા માંડે છે, વારંવાર થોડો થોડો ઝાડો થવો, પેટ ભારે રહેવું, ઊલટી અને કોઇ વખત સળેખમ થઈ જવો વગેરે લક્ષણો થાય છે. એની પર આ રસાયન લાભદાયક છે. આ રસાયનના સેવનથી આમાશયનો પિત્તનો સાવ વધી જાય છે અને તેથી મંદાગ્નિ વગેરે વિકારો દૂર થાય છે.

જો યકૃતના પિત્તની ઉત્પત્તિ ઓછી થવાથી અતિસાર થયો હોય તો વારંવાર થોડો થોડો ઝાડો થાય છે. મળ સફેદ રંગનો અને ગંધાતો નીકળે છે. કોઇ વાર મળમાં ઝીણા કૃમિ પણ હોય છે. એની પર આ રસાયન હિતકર છે. આ રસાયનના સેવનથી પિત્તની ઉત્પત્તિ વધી અતિસાર મટી જાય છે.

જો અપચાથી તાવ ઉત્પન્ન થયો હોય અથવા અગ્નિ મંદ થવાથી શ્વાસરોગ થયો હોય અથવા આમ અને કફ વધવાથી ખાંસી થઇ હોય તો આ રસથી તે બધાં મૂળ કારણ (મંદાગ્નિ અને અજીર્ણ) દૂર થવાથી મટી જાય છે.

### (૫૦) નિત્યોદિત રસ

**વિધિ**—રસસિંદૂર, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ અને શુદ્ધ વછનાગ બધા સરખે ભાગે લઈ, બધાની બરોબર બિલામા મેળવી, સૂરણના

રસમાં ૩ દિવસ ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (ર. રા. સું.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં બે વાર ઘી લગાડી ગળી જવી (કબજિયાતવાળાને ૨ા–૨ા તોલા માખણ સાથે વધારે ફાયદાકારક છે.)

**ઉપયોગ**—આ રસના સેવનથી અર્શનો સોજો, બળતરા, લોહી પડવું વગેરે મટી મસા ચિમળાઈ જાય છે.

અર્શમાં નિત્યોદિત અને અર્શકુઠાર એ બે રસ મુખ્ય છે. પણ બંનેના કાર્યમાં અંતર છે. અર્શકુઠાર આમાશય અને યકૃત બંનેની વિકૃતિ અને સખ્ત કોઠાવાળા માટે ઉપયોગી છે. પરંતુ આ નિત્યોદિત ખાસ કરીને યકૃતની નબળાઇથી ઉત્પન્ન થયેલા મંદાગ્નિ, કબજિયાત અને આમપ્રકોપ પર અને રક્તાર્શ પર ખાસ વપરાય છે.

યકૃત નબળું થઈ જવાથી જરૂરી પિત્ત ઉત્પન્ન થતુ નથી અને આમવિષ લોહીમાં દાખલ થયા કરે છે. પછી આળસ, ઊંઘ વધવી, ઘેન, વ્યાકુળતા, ધીમો ધીમો તાવ રહેવો, મળ દુર્ગંધ મારવો, મળનો રંગ જોઇએ એવો પીળો ન હોવો અને સફેદ અને મેલો થઈ જવો વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. તેમજ આંતરડાંની વાતનાડીઓ નબળી પડવાથી પેટમાં વાયુ ઉત્પન્ન થયા કરે છે, કેટલાકને પેટ વાયુથી ભરેલું જ રહે છે અને બહુ મહેનતે સહેજ સહેજ બહાર નીકળે છે. આ સાથે કબજિયાત રહેવાથી અર્શના મસા પર દબાણ આવે છે અને તેથી કઠણ મળ ઘસાવાથી વારંવાર લોહી પડે છે. એને લીધે શરીરમાં પાંડુતા આવી જાય છે, ચહેરો નિસ્તેજ થઈ જાય છે, આંખો ઊંડી જતી રહી હોય તેવું લાગે છે, પેશાબ મોટે ભાગે પીળો થઈ જાય છે, જીભ પર મેલની છારી બાઝી જાય છે, ખાવાની રુચિ થતી નથી, મોંમાં ગળપણનો સ્વાદ લાગ્યા કરે છે, થોડું ચાલવાની કે કામ કરવાની ઇચ્છા નથી થતી, વગેરે લક્ષણો દેખાય છે. એવી સ્થિતિમાં આ નિત્યોદિત રસ અમૃત જેવું ઉપકારક છે. જો તાવ વધારે હોય તો દહીંની તર સાથે અને કબજિયાત અને ઝીણો તાવ હોય (અથવા ન હોય) તો માખણ સાથે આપવું જોઇએ.

શક્તિ લાવવા માટે આ રસમાં રસસિંદૂર મેળવવામાં આવે છે, એટલે તે હૃદય અને યકૃતને બળવાન બનાવે છે અને સાથે રહેલી ઔષધિઓના ગુણને વધારે છે. ગંધક જંતુઘ્ન, વિષઘ્ન અને લોહી શુદ્ધ કરનાર છે. અભ્રકભસ્મ વાતનાડી, માંસ અને મગજને પોષણ આપે છે, લોહભસ્મ લોહી વધારે છે અને લોહીમાં રતાશ પણ વધારે છે. તામ્રભસ્મ યકૃતને બળવાન બનાવે છે અને જરૂરી પિત્તનો સ્રાવ કરાવી આમનું પાચન કરાવે છે અને પેટની દુર્ગંધનો પણ નાશ કરે છે. વછનાગ લોહી વગેરે ધાતુઓમાં દાખલ થયેલા આમવિષને બાળી તાવ મટાડે છે.

બિલાંમાં અને સૂરણ આમાશયની શક્તિ વધારે છે, પાચનક્રિયા સુધારે છે, પેટમાં ભરાયેલા વાયુને બહાર કાઢી નાખે છે અને આંતરડાંની પરિચાલન ક્રિયાને બળવાન બનાવે છે. આ ઉપરાંત ઘી, માખણ અને મઠાના યોગથી મળ કઠણ નથી થતો અને રક્તાર્શમાં પડનાર લોહીને અટકાવે છે.

**સૂચના**—રસ કાઢતી વખતે, ઘૂંટતી વખતે અને ગોળીઓ વાળતી વખતે હાથે ઘી લગાડવું જોઇએ.

## (૫૨) અર્શકુઠાર રસ

**વિધિ**—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ, લોહભસ્મ અને અભ્રકભસ્મ ૩-૩ ભાગ, બીલીનો ગર્ભ, ચિત્રકમૂળ, કલગારી, સૂંઠ, મરી, પીપર, પિત્તપાપડો અને દંતીમૂળ દરેક ૧-૧ ભાગ, ફુલાવેલો ટંકણખાર, જવખાર અને સિંધવ ૫-૫ ભાગ બધાને મેળવી, ૩૨ ભાગ ગાયના મૂત્રમાં નાખી પકાવવું. પછી ચોધારા થૂવેરનું દૂધ ૩૨ ભાગ નાખી ધીમી આંચે પકાવી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (ચો ૨.)

**માત્રા**—૧ થી ૨ ગોળી ૨૧ દિવસ સુધી સવારમાં કુટજાવલેહ, ગુલકંદ કે પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતના અર્શને છેદવામાં કુહાડી જેવો છે. આ રસથી દસ્ત બરોબર સાફ આવે છે, પાચનશક્તિ બળવાન બને છે અને શરૂ કરતાં જ બળતરા શમી જાય છે.

અર્શમાં અગ્નિ મંદ થઇ જાય છે. પેટમાં વાયુ ઉત્પન્ન થાય છે, ઝાડો સહેલાઇથી થતો નથી અને કબજિયાત રહે છે. યકૃત નબળું પડી જવાથી પિત્તાશયમાંથી પિત્તનો સ્રાવ ઓછો થાય છે અને અર્શના બધા દરદીઓમાં અરુચિ, વ્યાકુળતા, નબળાઈ વગેરે લક્ષણો થોડેઘણે અંશે થાય છે જ. તે ઉપરાંત વાતજ અર્શમાં દરદ કે શૂળ સાથે ઝાડો થવો, પિત્તજ અર્શમાં ગુદપાક, બળતરા, તરસ અને લોહી સાથે ઝાડો થવો અને કફજ અર્શમાં ઊબકા, માથું ભારે થઈ જવું, ચહેરો નિસ્તેજ, આમ અને કફની વૃદ્ધિ, માંસના ધોવણ જેવો મળ નીકળવો વગેરે લક્ષણો થાય છે. રક્તજ અર્શમાં ગુદાના ભાગ પર સખ્ત દરદ થાય છે અને મળ સુકાઇ જવાથી ગરમ ગરમ લોહી પડે છે. એ ઉપરાંત મિશ્રદોષજ અર્શમાં મિશ્ર લક્ષણો થાય છે. આ બધી જાતના અર્શ પર અર્શકુઠાર રસ ફાયદો કરે છે.

આ રસમાં પારો અને ગંધક જંતુઘ્ન અને રોગનાશી છે. લોહભસ્મ લોહીના રાતા કણ અને રાતો રંગ (Haemoglatin) વધારે છે અને શક્તિ આપે છે. અભ્રકભસ્મ હૃદય અને મગજને પુષ્ટિ આપનાર છે. ત્રિકટુ અને ચિત્રકમૂળ યકૃ-

તની શક્તિ વધારનાર અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે. કલગારી આમનું પાચન કરનાર જંતુઘ્ન અને શક્તિ વધારનાર છે. બીલીનો ગર્ભ સારક, શિથિલ આંતરડાંને શક્તિ આપનાર અને દાહનું શમન કરનાર છે. પિત્તપાપડો આમનું પાચન કરનાર, જંતુઘ્ન અને વિષઘ્ન છે. દંતીમૂળ, થૂવેરનું દૂધ અને ગાયનું મૂત્ર વિષઘ્ન છે, આમનું પાચન કરનાર, દીપન અને મળશુદ્ધિ કરનાર છે. ફુલાવેલો ટંકણખાર, જવખાર અને સિંધવ આમવિષની ઉત્પત્તિ રોકનાર અને તેનું પાચન કરનાર છે.

રક્તાર્શ પર અનુપાન તરીકે કુટજાવલેહ અને છાશ આપવી જોઈએ. કબજિયાતમાં ગુલકંદ, દ્રાક્ષ, હરડેનો મુરબ્બો કે તાજો મઠો હિતકર છે. રોગ જૂનો થઈ ગયા પછી જો કોઈ ખાસ લક્ષણ ન દેખાય તો આ રસ માત્ર પાણી કે મઠા સાથે અપાય છે.

## (૫૨) જાતિફલાદિ વટી

**વિધિ**—જાયફળ, લવંગ, પીપર, સિંધવ, સૂંઠ, ધતૂરાનાં બી. હિંગળોક અને ફુલાવેલો ટંકણખાર સરખે ભાગે લઈ, જંબીરી લીંબુના રસમાં ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ર. રા. સું.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર ૬ માસા તલ અને ૧ તોલો માખણ સાથે અથવા પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટીથી અર્શમાં લોહી પડવું અને બળતરા બંધ થાય છે, ઝાડો સાફ આવે છે અને પાચનક્રિયા બળવાન બને છે. વધારે દિવસ સુધી આ વટીનું સેવન કરવાથી મસા ચિમળાઈ જાય છે.

## (૫૩) બોલબદ્ધ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને ગળોસત્ત્વ દરેક ૧–૧ ભાગ અને હીરાબોળ ૩ ભાગ લઇ મેળવવું. પછી શીમળાના રસમાં અથવા શીમળાની છાલના ઉકાળામાં ખરલ કરી ૪–૪ રતીની ગોળીઓ વાળવી. (નિ. ર.)

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર સાકર અને માખણ અથવા મધ સાથે.

**ઉપયોગ**—બોલબદ્ધ રસ રક્તજન્ય અર્શ, પિત્તજન્ય અર્શ, પિત્તજન્ય વિદ્રધિ, ભગંદર, રક્તપિત્ત, રક્તપ્રદર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ અને વાતરક્તને મટાડે છે. આ ઔષધના સેવનથી નાક, મોં, ગુદા કે યોનિમાંથી લોહી પડતું હોય તે તરત બંધ થઈ જાય છે.

આ બોલબદ્ધ રસ શીતવીર્ય અને રક્તસ્તંભક છે. રક્તવાહિનીઓ અને ગર્ભાશયને સંકુચિત અને બળવાન બનાવે છે. ગર્ભાશય, મૂત્રેન્દ્રિય, પાચનઇંદ્રિય,

વિષૂચિકામાં બે ભેદ છે—અજીર્ણજન્ય અને જંતુજન્ય. જંતુજન્ય વિષૂચિકામાં લહશુનાદિ વટી, મંજીવની, વિષૂચિકાહર વટી વગેરે વધારે વપરાય છે. પરંતુ અજીર્ણજન્ય વિષૂચિકાનાં લક્ષણો—પેટમાં ભયંકર શૂળ, આફરો, મોંમાં વારંવાર પાણી ભરાઇ આવવું, વારંવાર ઊલટીઓ થવી, પેટ ડક્ થઇ જવું વગેરે હોય ત્યારે અગ્નિકુમાર આપવો જોઇએ. અજીર્ણજન્ય વિષૂચિકામાં કફ કે પિત્તનો પ્રકોપ થાય ત્યારે ઊલટીઓ થાય છે. આમાં કફથી ચીકણી, ગંધાતી ઊલટી થતી હોય ત્યારે અગ્નિકુમાર સારી અસર કરે છે, ખાટી અને ગરમ ઊલટી થતી હોય ત્યારે પ્રકોપ માની શંખભસ્મ, કોડીભસ્મ, શુક્તિભસ્મ વગેરેનું સેવન કરાવવું જોઇએ.

સળેખમ થઇ ઊબકા કે ઊલટી થવી, વારંવાર લાળ ઝરવી અને સાથે આફરો હોય ત્યારે નાગગુટિકા કરતાં અગ્નિકુમાર વધારે ઉપયોગી છે. વારંવાર સળેખમ થયા કરવો અને સાથે સાથે આફરો થઇ સળેખમ થવો, આ રોગોપર અગ્નિકુમાર ઉત્તમ ઔષધિ મનાય છે.

સળેખમ પછી થનારી ખાંસી અને સળેખમ ન થતાં શ્વાસવાહિનીઓમાં કફ થઈ થનારી ખાંસી, સાથે સાથે આફરો, ઊબકા, જીભ પર સફેદ છારી બાઝવી, મોં બેસ્વાદ થઈ જવું, કોઈ પણ વસ્તુનો બરોબર સ્વાદ ન જણાવો, તૂરી ચીજો વધારે ભાવવી, સ્નિગ્ધ અને સ્વાદિષ્ટ વસ્તુઓ જોતાં મોંમાં પાણી આવવું વગેરે લક્ષણો થાય, ત્યારે અગ્નિકુમાર આપવો જોઇએ. કારણ ઊર્ધ્વગતિશીલ કફ રોગમાં અગ્નિકુમાર લાભદાયક મનાય છે.

ગુદામાર્ગની અશક્તિને લીધે (અતિસાર—વારંવાર થોડો મળ નીકળવો) અપાનવાયુનો અને જડતા વગેરે થાય છે. આ વિકાર ગુદામાર્ગનો પ્રદાહ થઈ સ્તંભન અને ધારણશક્તિ ઓછી થવાથી થાય છે. આ ગુદવાત રૂપી વિકારમાં અગ્નિકુમાર રસ સારી અસર કરે છે. આ રસના સેવનથી કફગુલ્મ અને કફવાત ગુલ્મથી પેટમાં થનારા વાતપ્રધાન ઉપદ્રવો શાંત થાય છે. આ રસથી ગુલ્મ મટતો નથી પણ તેનાથી ઉત્પન્ન થયેલ વાયુનું શમન થાય છે.

ઉદરમાં આમ કે કફ એકઠો થઈ વરંવાર ઊબકા આવી ઊલટી થાય છે. ઊલટીમાં કાંઇક ગળ્યું, ચીકણું કે બેસ્વાદ પાણી કે ફીણ નીકળે છે. પેટ ભારે થઈ જાય છે. ગમે તેટલી વાર ઊલટી થાય પણ પેટ હલકું પડતાં વધારે ડફ થતું જાય છે. સાથે સાથે આફરો વગેરે લક્ષણ હોય તો અગ્નિકુમાર રસ આપવો જોઇએ. અગ્નિકુમાર પિત્તનો બરોબર સ્રાવ કરાવી પેટમાં ભરાયેલા દ્રવનો નાશ કરે છે. કેટલીક વાર કફ લીન થઇ જવાથી દિવસો સુધી ઊલટીઓ થયા જ કરે છે. એવું થાય ત્યારે પહેલાં અંતઃપરિમાર્જન (વમન વગેરે કર્મ) કરાવી પછી અગ્નિકુમાર આપવો જોઇએ.

આ રસથી કહોળ, મેદો અને પીઠાંની ચીજો, ભારે ખોરાક વગેરે સહેલાઇથી પચી જાય છે. આ ચીજો ન પચવાથી ખૂબ પરિમાણમાં ઝાડા, પેટમાં વાયુ ભરાવો, આમણ બહાર નીકળવી વગેરે લક્ષણો થાય ત્યારે અગ્નિકુમાર રસ આપવો જોઇએ. (ઓ. ગુ. ધ. શા)

## (૫૫) ક્રવ્યાદ રસ

**વિધિ**—શુદ્ધ ગંધક ૮ તોલા, શુદ્ધ પારો ૪ તોલા, તામ્રભસ્મ ૧ તોલો અને લોહભસ્મ ૧ તોલો લેવી. પહેલા પારા અને ગંધકની કજ્જલી તૈયાર કરવી. પછી ભસ્મો મેળવવી. પછી પર્પટી પ્રકરણમાં લખ્યા પ્રમાણે બોરડીના લાકડાના કોયલાના નિર્ધૂમ મંદ અગ્નિ પર કજ્જલીનો રસ કરી એરંડાના પાન પર નાખી પર્પટી તૈયાર કરવી. પછી પર્પટી ઠંડી પડે એટલે તેને એક લોખંડની કડાઇમાં નાખી, ચૂલા પર મૂકી ધીમી આંચ આપવી, અને વારંવાર થોડો થોડો જંબીરી લીંબુનો રસ નાખતા જવો. પં શેર રસ પી જાય એટલે કડાઇ નીચે ઉતારી લેવી. પછી પીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રકના મૂળ, સૂંઠ અને અમ્લવેદના કવાથની ૫૦ ભાવના આપવી. પછી બધા ચૂર્ણ જેટલો ફુલાવેલો ટંકણખાર નાખવો. અને ટંકણખારથી અધી સંચળ અને બધાની બરોબર મરી નાંખવાં. બાદ તેને ચણાના ક્ષાર સાથે ૭ દિવસ ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વળવી.

**માત્રા**—૨ થી ૪ રતી મઠા અને સિંધવ સાથે આપવું.

**ઉપયોગ**—ક્રવ્યાદ રસ અત્યંત દીપન અને પાચનશક્તિ વધારનાર છે. મધ્ય-મકોષ્ઠની બધી પાચન ઇન્દ્રિયોની શિથિલતા દૂર કરી ઉત્તેજના આપે છે અને પાચનક્રિયા બળવાન બનાવે છે. માંસાહારી અને જડ ખોરાક ખાનારાઓ માટે આ રસ બહુ ઉપયોગી છે. ક્રવ્યાદ રસ માંસાહાર કે ભારે ખોરાક બરોબર ન પચવાથી થનાર અલસક (પેટમાં ખોરાક પથ્થર માફક પડી રહે અને તીક્ષ્ણ શૂળ મારે તેવુ અજીર્ણ), વિલમ્બિકા (વાતકફ દોષથી ખોરાક પેટમાં પથ્થર માફક પડી રહે પણ શૂળ ન મારે તેવું અજીર્ણ), વિષૂચિકા વગેરે અજીર્ણના રોગોમાં મઠા અને મીઠા સાથે આપવાથી જલદી આરામ કરે છે.

ખોરાક બરોબર ન પચવાથી અન્ન–રસ બરોબર તૈયાર થતો નથી. પછી આ રસનું પણ બરોબર રૂપાંતર ન થવાથી આમ ઉત્પન્ન થાય છે. આ સંચય ધીમે ધીમે વિકૃત થવા માંડે છે અને તેથી જુદી જુદી જાતના આમના વિકારો ઉત્પન્ન થાય છે. આમાં આમાજીર્ણ અને રસશેષાજીર્ણ એ તીવ્ર પ્રકારના છે: જો આમનો સંચય વધારે હોય છે તો શૂળ, અતિસાર, સંગ્રહણી, કબજિયાત વગેરે-રોગો ઉત્પન્ન થાય છે. આ ક્રવ્યાદ- રસથી આ રોગોમાંના દુષ્ટ-આમનુ

પાચન કરી શોષણ કરવાનું કાર્ય સારી રીતે થાય છે. પહેલાં ઉપવાસ કરાવી પછી આ રસ આપવો જોઇએ.

ધાતુપરિપોષણનો ક્રમ એ જાતનો છે કે પહેલી ધાતુમાંથી બીજી ધાતુ પોતાને જરૂરી અંશ લઇ પોતાનામાં મેળવી દે છે. આ રીતે બીજી ધાતુની ક્રિયાથી પહેલી ધાતુમાં એટલી ન્યૂનતા થાય છે. આથી તે ધાતુ પોતાની પહેલાંની ધાતુમાંથી સત્ત્વ ખેંચે છે. આ રીતે શુક્ર, મજ્જા, અસ્થિ, મેદ, માંસ, રક્ત અને રસ આ ધાતુઓની ક્રિયાઓ સતત ચાલ્યાં કરે છે. આ બધાંનો આધાર યોગ્ય અન્ન-રસ પર છે. જો આ નિયમનો ભંગ થાય છે, તો મેદ વગેરે કોઈ ધાતુ વધતી જાય છે અને તેની પછીની ધાતુને પોષણ મળતું નથી. જો મેદની વૃદ્ધિ થાય છે તો માણસ ફૂલી ગયા જેવો-જાડો થાય છે. આ સ્થૂલતા મટાડવા માટે પૂર્વધાતુના સત્ત્વને પરધાતુને યોગ્ય બનાવવા માટે પાચનક્રિયાને વધારવી જ જોઇએ. આ પાચનક્રિયા વધારવાનું કામ ક્રવ્યાદ રસ કરે છે. આ રસથી ધાતુની અંદરનો પચનગુણ પણ વધે છે.

મધ્યમ કોષ્ટમાં લાંબો વખત અજીર્ણ રહેવાથી અન્નનો કીટ ભાગ કે જૂનો મળ ભરાઇ જાય છે. આથી જુદી જુદી જાતનાં સેન્દ્રિયવિષ તૈયાર થાય છે. આ વિષ લાંબો વખત આંતરડાંમાં રહેવાથી આખા શરીરને દૂષિત કરે છે. વિરુદ્ધ, દૂષિત અને અપથ્ય આહારથી આ વિષ ઉત્પન્ન થાય છે. વાસી, બગડેલા, તાંબુ વગેરે ધાતુથી કટાયેલા કે સડેલા માંસથી વિષ વધારે બને છે. કૃત્રિમ વિષ એટલે કે નિર્વિષ પદાર્થમાં જ વિકૃતિ થઇ તેમાંથી થનાર વિષને ગર કહે છે. આ ગર-વિષની માફક જ અને કોઇ વાર તો તેથી પણ વધુ ભયંકર છે. ગરનાં લક્ષણો દોષ પ્રમાણે જુદાંજુદાં થાય છે. જે ગરથી કફપ્રધાન કે કફવાતપ્રધાન લક્ષણો થાય છે, તે બધા પર ક્રવ્યાદ રસ સારું કામ કરે છે.

અર્શમાં કફપ્રધાન દોષ હોય, મસા મોટા અને સફેદ રંગના હોય, મસામાં દરદ હોય, ચીકણો ફીણવાળો મળ નીકળતો હોય, શૌચ જવાની ઇચ્છા થયા કરતી હોય, વગેરે લક્ષણો હોય ત્યારે ક્રવ્યાદ રસ મઠા સાથે આપવો જોઇએ.

જૂના અજીર્ણમાં, ખાસ કરીને ભારે અને સ્નિગ્ધ ખોરાક વધારે ખાવાથી થનારા અજીર્ણમાં આમનો સંચય થઈ વારંવાર શળ મારતી હોય અને પેટ ભારે, પેટમાં દરદ, મોં ફિક્કું રહેવું અને મોં થોથરાયેલું લાગવું વગેરે લક્ષણો હોય તો ક્રવ્યાદ રસ આપવો જોઇએ. આ રસ આપવાથી આમનું પાચન થઈ શળ બંધ થાય છે.

વાતગુલ્મ અને કફગુલ્મ પર આ રસ વપરાય છે. જીર્ણજ્વર પછી બરોળની વૃદ્ધિ અને મંદાગ્નિ આ બે લક્ષણો પ્રબળ હોય અને તાવનો વેગ ઓછો

થઈ આળસ, તંદ્રા, ગુરુતા, હૃદયનો ઉત્કલેશ, ઊલટી, અંગ ગળાઇ જવાં, અરુચિ વગેરે લક્ષણો હોય અને બરોળ કઠણ, સ્થિર અને મોટી હોય તો ક્રવ્યાદ રસથી સારો ફાયદો થયાના ઘણા દાખલા મળી આવે છે. તે વખતે ક્રવ્યાદ રસ હરડેના હિમ કે કુમારી આસવ સાથે આપવો જોઈએ. જૂની પ્લીહાવૃદ્ધિમાં જ આ રસ વપરાય છે. નવી પ્લીહાવૃદ્ધિ, જ્વર, હાથ-પગમાં બળતરા, બધાં અંગ તૂટવાં વગેરે લક્ષણો હોય તો આ રસ ન વાપરવો જોઈએ.

પ્લીહાની માફક યકૃતની વૃદ્ધિમાં પણ ક્રવ્યાદ રસ વપરાય છે. યકૃતવૃદ્ધિ જૂની હોય ત્યારે બધાં લક્ષણો કફપ્રધાન હોવાં જોઇએ.

સંગ્રહણીમાં ખોરાક બહુ મહેનતે પચતો હોય તેમજ મોંમાં પાણી છૂટવું, ઊબકા, અરુચિ, મોંમાં ચીકાશ અને મીઠાશ, ખાંસી, વારંવાર મોંમાં લાળ થઈ ચીકણું ફીણ જેવું થૂંક નીકળવું, નાક પાક્યું હોય તેવું લાગવું, સળેખમ જેવું થવું, પેટ ભારે અને પાણી ભરાયા જેવું લાગવું, ગળ્યા ગંધાતા ઓડકાર આવવા, શરીર તૂટવું, શરીર બહુ ન સુકાયા છતાં ખૂબ નબળાઈ આવી જવી, અશક્તિ એટલી બધી કે સહેજ ચાલતા દરદ થવું, વારંવાર આમ અને કફયુક્ત ઝાડા થવા વગેરે લક્ષણો હોય તો દીપન-પાચન ઔષધિ આપવી જોઇએ. આવી સ્થિતિમાં ક્રવ્યાદ રસ ઉત્તમ ઔષધિ છે.

વાતાષ્ઠીલામાં ક્રવ્યાદ રસ આપવો જોઇએ.

કોઈ કોઈ વાર શ્વાસરોગ અપચાથી પણ ઉત્પન્ન થાય છે. પેટમાં વધારે ને વધારે વાયુ ભરાઈ જાય છે અને વારંવાર ઓડકાર આવ્યા કરે છે. તો પણ આફરો ઓછો ન થાય, કબજિયાત, સહેજ હલકો ખોરાક લેતા પણ આફરો ચઢી કબજિયાત થવી આ સ્થિતિમાં વાતઘ્ન અને મળશુદ્ધિ કરનાર ઔષધિ તરીકે ક્રવ્યાદ રસ સારી અસર કરે છે. આ રીતે અપચો ઓછો થવાથી શ્વાસ પણ ઓછો થઇ જાય છે.

જળોદરમાં નિમિત્ત કારણ તરીકે સ્નિગ્ધ ભોજન અથવા માંસાહારથી અપચો થઈ યકૃત વધવું. તેમાં હાથ-પગ અને મોં પર સોજા, મોં તદ્દન ફિક્કું પડી જવું. અંગ ગળાઈ જવાં, જડતા, આખા શરીરમાં ઝણઝણાટ, બહુ ઊંઘ, પેટ ભારે અને ખેંચાયા કરવું, પેટમાં પાણી ભરાવું અને તેથી ખાંસી આવવી, શ્વાસ અને થોડું ચાલતા પણ અધરું પડવું વગેરે લક્ષણો હોય ત્યારે ક્રવ્યાદ રસ આપવો જોઈએ. આ રસ આસવ-અરિષ્ટ સાથે વાપરવો જોઈએ. જો પાણી વધારે ભરાઈ ગયુ હોય તો જળોદરારિ રસ ઊંટડીના દૂધ સાથે આપવો જોઇએ.

**સૂચના**—પિત્તપ્રધાન રોગોમાં ક્રવ્યાદ રસ ન આપવો જોઈએ.

(ઓ. ગુ. ધ. શા.)

## (૫૬) અગ્નિતુંડી વટી

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, હરડે, બહેડાં, આમળાં, સાજીખાર, જવખાર, ચિત્રકમૂળ, સિંધવ, જીરું, અજમો, મીઠું, વાવડિંગ, સંચળ, સૂંઠ, મરી અને પીપર સરખે ભાગે લેવાં અને બધાંની બરાબર શુદ્ધ કરેલાં ઝેરકોચલાં લેવાં. બધાંને વિધિપૂર્વક મેળવી લીંબુના રસમાં ૧૨ કલાક ખરલ કરી મરી જેવડી ગોળીઓ વાળવી. (શા. સં.)

માત્રા—૧-૧ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ રસ મંદાગ્નિ, આફરો, શૂળ, આમાતિસાર, અજીર્ણ, હડકાયા કૂતરાનું ઝેર, નબળાઈ, સ્વપ્નદોષ, હૃદયરોગ, વાતરોગ અને સંગ્રહણીમાં લાભદાયક છે. સર્વાંગશૂળ અને પરિણામશૂળનો નાશ કરે છે, તેમજ ખાસ કરીને આમવાતનો નાશ કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે.

અગ્નિતુંડી વટી શૂલઘ્ન, દીપક અને પાચક છે. રસાજીર્ણ વગેરે જૂના ત્રાસદાયક રોગોમાં બહુ લાભદાયક છે. કફપ્રધાન રોગમાં ખાસ કરીને આમાશયમાં કફ વધે છે અને તેમાં પણ કફમાં ભારેપણું, ચીકાશ વગેરે ગુણ વધવાથી થયેલાં કફપ્રધાન લક્ષણોમાં પણ એ ખાસ ઉપયોગી છે. આ ઉપરાંત મધ્યમ કોષ્ઠગત વાયુ દૂષિત થઈ વાયુના શીતત્વ, ચલત્વ વગેરે ગુણ વધે ત્યારે પણ આ વટી હિતકર છે.

રસાજીર્ણના સ્વભાવવાળા રોગીઓને મોટે ભાગે અગ્નિવિદ્વેષ થાય છે, પેટ જડ અને ભારે લાગે છે, મન પ્રસન્ન રહેતું નથી, કોઈ વાર પેટની જડતા એટલી બધી વધી જાય છે કે પેટ પથ્થર જેવું કઠણ લાગે છે, આંખોનું તેજ ઘટે છે, કોઈ પણ કામમાં ઉત્સાહ રહેતો નથી, ખોરાક બરોબર પચતો નથી, મધુર અને ખાધેલા અન્નના ખરાબ સ્વાદવાળા ઓડકાર આવ્યા કરે છે, જીભનો સ્વાદ ચાલ્યો જાય છે, જીભ પર સફેદ છારી બાઝી જાય છે, ખાતા વારમાં જ ઊલટી થઈ જાય છે, ઊલટીમાં જમેલો ખોરાક અને મીઠું પાણી નીકળે છે, આમાશયમાં જેટલી પિત્ત (પાચક રસ–Gastric Juice)ની ઉત્પત્તિ થવી જોઈએ તેટલી થતી નથી અને પેટની અંદરની પિચ્છિલ ત્વચા પર શ્લેષ્મકલાનું આવરણ આવી જાય છે. આવી સ્થિતિમાં અગ્નિતુંડી વટી ઉત્તમ કાર્ય કરે છે.

યકૃત નબળું પડવાથી યકૃતમાંના પિત્તનો સ્રાવ ઓછો થઈ જાય છે, અથવા પિત્તનો પાચક ગુણ ઓછો થઈ જાય છે. એથી ખોરાક સારી રીતે પચતો નથી, મધ્યમ કોષ્ઠમાં એક જાતની જડતા લાગે છે, કોઈ કોઈ વાર પેટમાં ચૂંક આવે છે, તેમજ અપક્વ દૂષિત અન્નનો સંચય થવાથી અતિસાર પણ થઈ જાય છે. આ અતિસારમાં વારંવાર ગંધાતો, સફેદ જેવો, કાળો મળ નીકળ્યા કરે છે. આવાં લક્ષણો દેખાય ત્યારે અગ્નિતુંડી વટી આપવી જોઈએ.

યકૃતની વૃદ્ધિમાં અગ્નિતુંડી વટી વપરાય છે. પણ બાળકો માટે આ વટી બને તેટલી ઓછી વાપરવી જોઇએ. ખાસ કરીને કફપ્રધાન અને કફવાતપ્રધાન યકૃતવૃદ્ધિમાં ચામડી, નખ, આંખ, હોઠ, મોં વગેરે સફેદ—ફિક્કાં થઇ જાય છે, ગાલ ફૂલેલા લાગે છે, ગાલ પર એક જાતની ચીકાશ લાગે છે, યકૃતના છેડા મોટા થઇ જાય છે, આ ભાગમાં બધે જડતા આવી જાય છે, આમાશયમાં જડતા, પિચ્છિલ સ્રાવ, પેટ ભારે લાગવું, ધીમી ધીમી ચૂંક આવવી, પાચક અગ્નિ બહુ મંદ થઈ જવો, મળ બાજરીનો લોટ કે તલનો ખોળ પાણીમાં મેળવેલ હોય તેવો સફેદ દૂષિત અને અપક્વ થઈ જવો વગેરે લક્ષણો થાય છે. કોષ્ઠમાં તીવ્ર શળ હોતી નથી પણ બેચેની રહે છે. આમાં વિશેષતા તો એ છે કે બધાં લક્ષણો સાથે એક પ્રકારની સ્તબ્ધતા આવી જાય છે. આખા શરીરમાં જડતા લાગે છે. મન પણ જડ જેવું થઇ જાય છે. બુદ્ધિ પણ એક રીતે મંદ થઇ જાય છે અને વિચારશક્તિ પણ ઘટે છે. આ પ્રકારના રોગમાં અગ્નિતુંડી સારી રીતે વપરાયાના ઘણા દાખલા મળી આવે છે. અગ્નિતુંડી સાથે કુમારી આસવ, વજ્રક્ષાર કે બીજી મૃદુ વિરેચન ઔષધિ આપવામાં આવે તો બહુ સારી અસર થાય છે.

મધ્યકોષ્ઠ અને ગ્રહણીમાં પુર:સરણ ક્રિયા મંદ પડવાથી અન્ન જ્યાંનું ત્યાં અટકી જાય છે અને પછી પેટમાં જડતા આવી જાય છે. અને તે ભાગોમાંના વાયુના પ્રેરકત્વ અને પિત્તના ઉષ્ણત્વ અને તીક્ષ્ણત્વ વગેરેથી જે જુદા જુદા રસો ઉત્પન્ન થાય છે તેમાં મંદતા આવવાથી ખોરાક સારી રીતે પચતો નથી. અન્નરસ થોડે ઘણે અંશે દૂષિત થવા માંડે છે. પરિણામે કોષ્ઠમાં વધારે તીવ્ર શળ ન હોય તો પણ બેચેની ઉત્પન્ન કરે તેવી શળ મારે છે, અન્ન આગળ વધતું નથી અને જ્યાંનું ત્યાં પડી રહે છે. આથી આફરો આવી પેટ ખેંચાવા માંડે છે. ઓડકાર કે અપાનવાયુની છૂટ રહેતી નથી. મોંમાં વારંવાર પાણી છૂટયા કરવું, ઊબકા આવ્યા કરવા વગેરે લક્ષણો હોય ત્યારે અગ્નિતુંડી વટી સારી રીતે વપરાય છે.

કબજિયાત લાંબો વખત રહેવાથી લઘુ અંત્ર, શેષાંત્રક (Ileum) અને અંત્રપુચ્છ પાસેના પ્રદેશમાં નબળાઈ આવી જાય છે. એટલે અર્ધપક્વ અન્ન આંતરડાંમાં જરૂર કરતાં વધારે વખત રહે છે તેમજ પુર:સરણ ક્રિયા બરોબર થતી નથી. પરિણામે અજમલ વિકૃત થવા માંડે છે અને પછી ત્યાં શળ મારે છે, જડતા આવે છે અને તે ભાગ ફૂલેલા જેવો લાગે છે. આ રોગમાં અગ્નિતુંડી વપરાય છે.

અંત્રપુચ્છ પ્રદાહનાં જુદાં જુદાં નિમિત્ત કારણ હોવા છતાં ઉપાદાન-સમવાયી-કારણ તો દોષોનો પ્રકોપ જ છે, દોષોના ભેદ પ્રમાણે લક્ષણોમાં પણ ફેર પડી જાય છે. કફપ્રધાન કે કફવાતપ્રધાન પ્રદાહમાં લક્ષણો બહુ તીવ્ર નથી હોતાં.

તાવ અને શૂળ મર્યાદામાં હોય છે. અંત્રપુચ્છ એટલે ઉદરના દક્ષિણ વંક્ષણોત્તરિક પ્રદેશ (Right Iliac Region)માં પથ્થર બાંધ્યો હોય તેવી જડતા આવે છે અને તે ભાગ ઊપસે છે. વારંવાર ઊબકા આવી મીઠી ચીકણી ઊલટીઓ થાય છે. કેટલાક રોગીઓને તે સ્થાન પર બહુ જ તીવ્ર શૂળ મારે છે. તે સહન પણ થઈ શકતી નથી. પણ તેની સાથે તાવ, દાહ વગેરે લક્ષણો મર્યાદિત હોય છે. આ પ્રકારના રોગમાં અગ્નિતુંડીએ અદ્ભુત અસર કર્યાના દાખલા મળી આવે છે. રોગ જૂનો હોય તો અગ્નિતુંડી એટલી અસર કરતી નથી. જૂના રોગોમાં આરોગ્યવર્ધિની વધારે હિતકર છે.

કફજન્ય ઉદરરોગમાં હાથ, પગ, મોં, આંખો, નખ, ચામડી એ બધાં ફિક્કાં થઈ જાય છે. પેટ ટક, ઊપસેલું અને સ્તબ્ધ લાગે છે. ઉદર્યાકલામાં અધિક પાણી ભરાવાથી આખા શરીરમાં સોજા, તેમાં પણ હાથ–પગે વધારે સોજા અને હૃદયમાં ક્ષીણતા આવી જાય છે. તેમજ બધા યંત્રો–અવયવોનો વ્યાપાર મંદ પડી જવાથી આખું શરીર જડ જેવું બની જાય છે. પેશાબ સારા શરીર જેવો તો નહીં પણ ઠીક થાય છે અને તેનો રંગ ધોળો કે સહેજ પીળાશ પડતો ધોળો થાય છે. આ સ્થિતિમાં અગ્નિતુંડી વટી વપરાય છે.

પક્ષાઘાતની શરૂઆતની તીવ્ર અવસ્થા પછી વપરાતી દવાઓમાં અગ્નિતુંડી ગણી શકાય. હાથ–પગમાં પક્ષાઘાતની અસર થવાથી વાતવાહિનીઓ બોધશૂન્ય થઈ જાય છે અને તેથી કોઈ પણ વસ્તુ ઉઠાવવાની શક્તિ રહેતી નથી. ઝણઝણાટ, જડતા અને ભારેપણું વગેરે લક્ષણો થાય છે. આ સ્થિતિમાં અગ્નિતુંડી આપવી જોઈએ.

જો મન, મસ્તક (સહસ્રાર–Brain), વાતવાહિની કેન્દ્ર વગેરેમાં વિકૃતિ થઈ હોય, મન વિચાર કરી શકવા અશક્ત થઈ ગયું હોય, નકામા વિચારો આવ્યા કરતા હોય તો સ્મૃતિસાગર અથવા સુવર્ણવાળી ઔષધિ–સુવર્ણભૂપતિ કે મલ્લચંદ્રોદય આપવી જોઈએ. તેમજ વાતવાહિનીઓ અને માંસતંતુઓમાં ક્ષીણતા વધારે થઈ ગઈ હોય એટલે કે વાયુની ક્ષીણતાને લીધે કે કફવાતના સંયોગથી વાયુના પ્રેરકત્વ વગેરે ગુણો ઓછા થઈ વાતવાહિનીઓ અને સ્નાયુઓ પરનો તેમનો કાબૂ ઓછો થઈ ગયો હોય અને લૂલાપણું આવી ગયું હોય તો અગ્નિતુંડી વટી આપવી જોઈએ. (ઔ. ગુ. ધ. શા.ને આધારે)

કોઈવાર અંત્રપુચ્છ પ્રદાહ સામાન્ય હોય છે અને તે જગ્યાની આજુબાજુ ગોળ કૃમિ વિષ ફેલાવે છે. તે વખતે પેટમાં જમણી બાજુએ અંત્રપુચ્છની જગ્યા ઊપસેલી લાગે છે, ઝાડો બરાબર થતો નથી, રેચ લેવા છતાં પણ ઝાડો બરાબર થતો નથી અને પેટમાં શૂળ વધ્યા કરે છે, વારંવાર ઓડકાર આવ્યા કરે છે

અને પેટમાં દરદ થયાં કરે છે. એવા રોગીઓને ૦ાા–૦ાા રતી અગ્નિતુંડી રસ દિવસમાં ૬ વાર કોકરવરણા પાણી સાથે આપવો અને સોજાવાળી જગ્યાએ હળદર, સાટોડી, ગૂગળ અને સાબરસિંગાને ઘસી સહેજ ગરમ કરી દિવસમાં ૩ વાર લેપ કરતા રહેવું. આ રીતે ઉપચાર કરવાથી કૃમિ દૂર થાય છે અને અંત્રપ્રદાહ મટે છે.

એ ઉપરાંત હડકાયા કૂતરાના જૂના વિષમાં આ વટી આપવાથી દોષ બળી જાય છે અને આરામ થાય છે.

**સૂચના**—આ વટીમાં ઝેરકોચલું અર્ધોઅર્ધ છે. માટે એકીસાથે ૧૫ દિવસથી વધારે ન આપવી. જરૂર હોય તો ૮ દિવસ બંધ રાખી પછી આપવી, અને વધારે પ્રમાણમાં ન આપવી જોઇએ. આ રીતે વારંવાર થોડા થોડા દિવસ છોડીને સેવન કરાવવું.

## (૫૭) કૃમિમુદ્‌ગર રસ

**વિધિ**—શુદ્ધ પારો ૧ તોલો, ગંધક ૨ તોલા, અજમો ૩ તોલા, વાવડિંગ ૪ તોલા, શુદ્ધ ઝેરકોચલાં ૫ તોલા અને પિત્તપાપડો (ખાખરાનાં બી) ૬ તોલા લઇ, મેળવી બારીક ચૂર્ણ કરવું. અથવા મધ મેળવી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. **( યો. ૨. )**

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ થી ૩ વાર નાગરમોથના ઉકાળા સાથે આપવો. આ રીતે ૩ દિવસ આપ્યા પછી ચોથે દિવસે જુલાબ આપવો.

**ઉપયોગ**—કૃમિમુદ્‌ગર રસ બહુ તીવ્ર હોવાથી કફજન્ય અને પુરીષજન્ય કૃમિ માટે ખાસ ઉપયોગી છે. કૃમિને લીધે અરુચિ, અપચો, ઊલટી, તાવ, મૂર્છા, આફરો, વારંવાર હેડકી આવવી, છીંક આવવી, પેટમાં દુખવું વગેરે ઉપદ્રવો થાય ત્યારે કૃમિમુદ્‌ગર રસ આપવો. કફવૃદ્ધિથી ઉત્પન્ન થનારા કૃમિ ખાસ કરીને આમાશયમાં ઉત્પન્ન થાય છે અને આમાશયમાં રહે છે. આ કૃમિને મટાડવા કૃમિમુદ્‌ગર રસ બહુ ફાયદાકારક છે. આ રસથી આંતરડાંમાં રહેલા કૃમિ બહાર નીકળી આવે છે અને આંતરડાં નિર્દોષ અને બળવાન બને છે.

આ રસમાં ઝેરકોચલું હોવાથી કોઠશિથિલતા અને તેથી અંદરના કૃમિ બહાર કાઢવાની અશક્તિ બંને મટે છે. ખાસ કરીને મોટાં આંતરડાં અને પક્વાશયને ઉત્તેજના મળવાથી અશક્તિ દૂર થાય છે. ઘણીવાર કૃમિઘ્ન ઔષધિઓની સારી અસર થતી નથી તેનું કારણ કોઠના અવયવોની અશક્તિ છે. કોઈ પણ અવયવ પોતાનું કાર્ય સારી રીતે કરવા માંડે, ત્યારે તેને જીવનીય શક્તિની મદદની જરૂર રહે છે. અંદરના અવયવોમાંથી આવી મદદ ન મળવાથી કાર્ય સારી રીતે થતું

નથી. એટલે કે ખસેલા કૃમિઓ ત્યાં જ સ્થિર રહી જાય છે. આ વાત ધ્યાનમાં રાખીને જ આયુર્વેદે દ્રવ્યસંયોગની યોજના ખૂબ માર્મિકતાથી કરી છે.

જ્યારે કૃમિથી વાતક્ષીણતાનાં લક્ષણો થાય ત્યારે કૃમિમુદ્દગર રસ વપરાય છે. અજમો અને વાવડિંગ મેળવેલાં હોવાથી કોઠામાં ખાખરાનાં બીથી કાંઇ અડચણ પડતી નથી, પણ પોતાની અસર સારી રીતે કરે છે.

કફજન્ય કૃમિ ખાસ કરીને આમાશયમાં ઉત્પન્ન થાય છે. એ કૃમિ વધીને આમાશયના બધા ભાગોમાં ફર્યા કરે છે. કૃમિ મોટા હોય છે. આમાંના કોઈ અળશિયા જેવા, કોઈ અનાજના અંકુર જેવા, કોઇ બહુ ઝીણા અને કોઈ ખૂબ લાંબા હોય છે. આ કૃમિ લાલ, ધોળા, કાળા, લીલા કે જુદા જુદા રંગના હોય છે. આ કૃમિઓ ઊબકા, અરુચિ, ખોરાક સારી રીતે ન પચવો, મોંમાં પાણી છૂટવું વગેરે લક્ષણોથી સમજાય છે. જ્યારે કૃમિ ખૂબ વધી જાય છે અથવા દોષો ખૂબ વધે છે, ત્યારે સતત ઊલટી, જ્વર, મૂર્છા, આફરો, વારંવાર હેડકી વગેરે લક્ષણો થાય છે. આ કૃમિઓ શરીરમાં લાંબો વખત રહેવાથી રસ વગેરે ધાતુઓની બરોબર ઉત્પત્તિ થતી નથી અને પછી મનુષ્ય સુકાઇ જાય છે. વારંવાર સળેખમ, છીંકો આવવી, ખાંસી, પેટમાં દરદ વગેરે ઉપદ્રવો થયા કરે છે. આ રીતે જિંદગી બહુ દુઃખમય બને છે. આ બધા પર કૃમિમુદ્દગર રસ વપરાય છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૫૮) કૃમિકુઠાર રસ

**વિધિ**—કપૂર ૮ ભાગ, ઇંદ્રજવ, ત્રાયમાણ, અજમો, વાવડિંગ, શુદ્ધ હિંગળોક શુદ્ધ વછનાગ અને નાગકેસર એ ૭ ઔષધિઓ ૧–૧ ભાગ લેવી. બધાંને મેળવી, ભાંગરાના રસમાં ૬ કલાક ખરલ કરી સૂકવી દેવું. પછી બધા ચૂર્ણની બરોબર ખાખરાના બીનું ચૂર્ણ મેળવી, ઉંદરકની અને બ્રાહ્મીના રસની ૧–૧ ભાવના આપી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (નિ. ર.)

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ વાર દારૂડીના મૂળના ઉકાળા કે મધ સાથે લેવી. મધ સાથે લેવી હોય તો ૨–૩ દિવસ પછી જુલાબ આપવાથી કરમ પડી જાય છે.

**ઉપયોગ**—ગોળ અને લાંબા સિવાય પેટના બધી જાતના કૃમિ, હૃદય-કૃમિ, કફજન્ય કૃમિ, પુરીષજન્ય કૃમિ વગેરે બધી જાતના કૃમિ આ કૃમિકુઠાર રસથી નાશ પામે છે. કૃમિને લીધે પેટમાં આવતી ચૂંક, માથાનો દુખાવો, પાંડુ-રોગ અને વાયુરોગ મટી જાય છે. નાનાં બાળકોની ખાંસી અને આંચકી કૃમિથી થતી હોય તો આ રસથી તે પણ શમી જાય છે.

આયુર્વેદે કૃમિ ૨૦ જાતના કહ્યા છે. તે ઉપરાંત હાલમાં પણ ઘણી જાતના કૃમિઓની શોધ થઈ છે. કેટલાક કૃમિઓ દેખાય તેવા અને કેટલાક ન દેખાય તેવા

—બહુ સૂક્ષ્મ હોવાથી આંખોથી ન જોઇ શકાય તેવા—હોય છે. આ કૃમિઓથી જુદાજુદા વ્યાધિઓની ઉત્પત્તિ થાય છે. આ બધા વ્યાધિઓમાં કૃમિઓ નિમિત્ત-કારણ છે. બહારથી આવેલા કૃમિઓથી દોષોનો પ્રકોપ અને દોષોના પ્રકોપથી રોગ—આ પરંપરા કેટલીક જગ્યાએ તો દેખાય છે. આ સિવાય કેટલીક જગ્યાએ પહેલાં મળ ભરાઈ તેમાંથી કૃમિ ઉત્પન્ન થાય છે. કફજન્ય કૃમિ અને પુરીષજન્ય કૃમિ આ રીતે ઉત્પન્ન થાય છે. કેટલીક જાતના કૃમિઓથી કોષ્ઠમાં શળ, ઝાડા, તાણ વગેરે થાય છે. જો કૃમિ સૂક્ષ્મ, ગોળ, ધાન્યના અંકુર જેવા હોય તો પેટમાં શળ, ઝાડા અને વાતરોગ ઉત્પન્ન થાય છે. એવી વખતે કૃમિકુઠાર રસ એ ઉત્કૃષ્ટ ઔષધિ છે.

સૂક્ષ્મદર્શક યંત્રથી દેખાતા સૂક્ષ્મ જંતુઓ, તેનાથી થનાર પાંડુરોગ અને અતિસાર, સાથે સાથે આંખો પર સોજો, ભમર પર પણ સોજો, કાન પાસે સોજો, હાથ-પગ, નાભિ અને મૂત્રેન્દ્રિય વગેરે પર સોજો, ચહેરો ફિક્કો-સફેદ થઈ જવો અને આમ અને લોહી સાથે ઝાડો વગેરે લક્ષણો થાય છે. આ વિકાર પર કૃમિકુઠાર રસ સારી અસર કરે છે.

પક્વાશય અને મોટા આંતરડામાં પુરીષજન્ય કૃમિ ઉત્પન્ન થવાથી જ્વર, ઊબકા, નાક અને આખા શરીરે ખુજલી, ઠેરઠેર શીળવા જેવાં લોહીનાં ધાબાં પડી જવાં વગેરે લક્ષણો થાય છે. આ રોગ પર કૃમિકુઠાર રસ વાપરવો જોઇએ.

કૃમિજન્ય હૃદયરોગ એ ખરું જોતાં હૃદયરોગ નથી પરંતુ હૃદયની પાસેનો—આમાશયનો—રોગ છે. આમાશયમાં કફનો સંચય થવાથી અથવા જૂનો વ્રણ લાંબો વખત રહેવાથી તેમાં સૂક્ષ્મ કૃમિઓ ઉત્પન્ન થાય છે. તેથી પેટમાં ખૂબ દરદ, અમ્લપિત્ત જેવી ખાટી ઊલટીઓ, વારંવાર ઊલટી, ખોરાક ન પચવો, દિવસે દિવસે નબળાઈ વધતી જવી, વગેરે લક્ષણો હોય ત્યારે શરૂઆતમાં કૃમિનો નાશ કરવા કૃમિકુઠાર રસ અપાય છે. પછી કામદુધા રસ, સૂતશેખર રસ વગેરે અપાય છે. ખરું જોતાં આ કૃમિઓ જલદી નાશ પામતા નથી. એટલે લાંબો વખત આ રસ વાપરતા રહેવો જોઇએ.

મધ્યમ કોષ્ઠમાં જુદાજુદા પ્રકારના કૃમિઓથી કોઇ કોઇવાર ક્ષયનાં લક્ષણો લાગે છે. પણ બરોબર તપાસતા અને પેટ જોવાથી ચોક્કસ નિદાન કરી શકાય છે. કૃમિ નક્કી થાય તો કૃમિકુઠાર રસ આપવો જોઇએ. પછીથી રેચ આપવો. આ રીતે પ્રયોગ કરવાથી ઘણા રોગીઓ સારા થયા છે.

નાનાં બાળકોની તાણ, મોટી ઉંમરનાની તાણ, માથાનો દુખાવો, કોષ્ઠમાં શળ, ખાસ કરીને અંત્રપુચ્છ પાસેની શળ, કબજિયાત, પાંડુતા વગેરે રોગોમાં કૃમિઓ કારણરૂપ હોઈ શકે છે. કૃમિ નક્કી થાય તો કૃમિકુઠાર રસ અપાય છે.

કૃમિકુઠારમાં કપૂર અને ખાખરાનાં બી હોવાથી કફનો સ્રાવ કરાવવાનો ગુણ પણ દેખાડે છે. એટલે નાનાં બાળકોની ખાંસીમાં પણ ઉપયોગી છે. આ રસ સહેજ હૃદયને પુષ્ટિ આપનાર પણ છે.

**સૂચના**—કૃમિકુઠાર રસ વધારે પ્રમાણમાં આપવાથી પરસેવો, આળસ, બગાસાં, હાથ-પગ બહેર મારી જવા વગેરે લક્ષણો થાય છે. માટે એ થોડી માત્રામાં આપવો જોઇએ.

## (૫૯) તાપ્યાદિ લોહ

**વિધિ**—હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર, ચિત્રકમૂળ અને વાવડિંગ દરેક ૨॥-૨॥ તોલા, નાગરમોથ ૧॥ તોલો, પીપળીમૂળ, દેવદાર, દારુહળદર, તજ અને ચવક ૧-૧ તોલો, શુદ્ધ શિલાજિત, સુવર્ણમાક્ષિક ભસ્મ, રૌપ્યભસ્મ અને લોહભસ્મ ૧૦-૧૦ તોલા, મંડૂરભસ્મ ૨૦ તોલા અને સાકર ૩૨ તોલા લઈ, વિધિપૂર્વક ખાંડી, ખરલ કરી મેળવી લેવું.* (**ઔ. ગુ. ધ. શા.**)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર મૂળાના રસ સાથે અથવા ગોમૂત્ર સાથે આપવી. નવા બાલગ્રહમાં દિવેલ સાથે અને જૂનામાં બ્રાહ્મીના રસ સાથે આપવી.

**નોંધ**—મૂળ મરાઠી ગ્રંથકારે માત્રા ૧ થી ૩ રતી લખી છે, પણ ઘણા દરદીઓને એટલી માત્રાથી ફાયદો થઈ શકતો નથી. એવાઓને ૧ માસો કે તેથી વધારે પ્રમાણમાં આપવી પડે છે.

**ઉપયોગ**—આ રસાયન શીતજ્વર પછી થનારો પાંડુરોગ, સ્ત્રીઓનો પાંડુરોગ, હૃદયની નબળાઈ, શરીર પર થોડો થોડો સોજો, જમ્યા પછી આફરો ચઢવો, અટકાવની અનિયમિતતા, નાનાં બાળકોને માટી ખાવાથી થતો પાંડુરોગ, કૃમિજન્ય પાંડુરોગ, અરુચિ, ઊલટી, યકૃત ઉપરના માંસાર્બુદ વગેરે રોગોનો નાશ કરે છે. આ રસાયનથી લોહીમાં રાતાકણો વધી અભિસરણક્રિયા સુધરે છે અને હૃદય અને ઇંદ્રિયો બળવાન થઈ અનેક રોગો નાશ પામે છે.

આ તાપ્યાદિ લોહ રક્તાભિસરણની ક્રિયાની મંદતાથી થનારા રોગો પર ફાયદાકારક છે. તાપ્યાદિ લોહના પ્રયોગથી રક્તકણોની વૃદ્ધિ થઈ રક્તાભિસરણક્રિયા સુધરે છે અને હૃદય વગેરે ઇન્દ્રિયો બળવાન બની અનેક રોગોનો નાશ કરે છે.

* મૂળ ગ્રંથમાં શિલાજિત, સુવર્ણમાક્ષિક ભસ્મ, રૌપ્યભસ્મ અને લોહભસ્મ એ ચાર ઔષધિઓ ભૂલથી ૧-૧ તોલો લખાઈ છે. પણ ગુણનું વર્ણન કરતાં 'આ ઔષધિમાં શિલાજિત વધારે પ્રમાણમાં છે' એવું ગ્રંથકારે લખ્યું છે. એટલે જરૂર પ્રમાણે ઉપરની ચાલે ૧૦-૧૦ તોલા લખી છે.

પ્રાચીન શાસ્ત્રકારોએ તાપ્યાદિ લોહનો મુખ્ય ઉપયોગ પાંડુરોગ પર લખ્યો છે. આ ઔષધિની બનાવટ ઉપર નજર નાખવાથી એટલું જણાય છે કે લોહીની નબળાઈ અને રકતાભિસરણક્રિયાની મંદતાને લીધે થનારા રોગોમાં એ વાપરી શકાય છે. આયુર્વેદમાં જેને પાંડુરોગ કહે છે એ રોગની જુદીજુદી અવસ્થામાં જુદાંજુદાં કારણો હોય છે. કોઈ પણ રોગના સખ્ત આઘાતથી લોહીમાં રહેલા રકતાણુઓનો નાશ થઈ લોહીમાં એક પ્રકારની ફીકાશ આવી જાય છે, અને તેથી ચામડી ફિક્કી પડી જાય છે. મોં અને શરીર પર સોજો આવે છે. આવાં લક્ષણોયુક્ત અવસ્થાને પાંડુરોગ કહ્યો છે. આ અવસ્થા અથવા રોગ કોઈ કોઈ વાર બીજા તીવ્ર રોગોના ઉપદ્રવરૂપે પણ થાય છે. આ પ્રકારના પાંડુરોગમાં આ ઔષધિના પ્રયોગથી રક્તકણોની વૃદ્ધિ અને દઢતા થાય છે, અભિસરણક્રિયા સુધરે છે અને હૃદય વગેરે અભિસરણ કરનારી ઇન્દ્રિયો બળવાન થઈ રોગનો નાશ થાય છે.

ઘણા દિવસ સુધી શીતજ્વર આવવાથી જે પાંડુતા આવે છે તેના પર તાપ્યાદિ લોહ વપરાય છે. એવી અવસ્થામાં શાસ્ત્રકારોએ લોહભસ્મવાળી ઔષધિ આપવાનું કહ્યું છે. આયુર્વેદમાં લોહભસ્મ કરતાં મંડૂરવટક, નવાયસલોહ, ત્રિફળાલોહ વગેરે લોહવાળી ઔષધિ આપવાનો રિવાજ છે અને તે ઉત્તમ છે. આ તાપ્યાદિ લોહ એવી જ ઔષધિઓમાંની એક છે.

જુવાન સ્ત્રીઓને થનારા પાંડુરોગમાં આ તાપ્યાદિ લોહ વપરાય છે. આ પાંડુરોગમાં ચામડીનો રંગ એક જાતનો લીલો-પીળો થઈ જાય છે. સ્ત્રી તદ્દન અશક્ત, કોઇ પણ જાતની ઇચ્છા ન થવી, કોઇ પણ કામ કરવાનો ઉત્સાહ ન થવો, બેસે તો બેસી જ રહે, હૃદયમાં ગભરાટ અને થડકારો, હૃદયના ધબકારાનો વધારો, હૃદયની નબળાઈ, હૃદયના એક ભાગમાંથી બીજા ભાગમાં લોહી જવાની ક્રિયામાં વિકૃતિ, મોં, હાથપગ, આંખો, હોઠ અને ગાલ પર થોડો સોજો, અપચો, થોડું ખાતા પેટ ફૂલી જવું, ખરાબ ઓડકાર આવવા, વખતસર અટકાવ ન આવવો વગેરે લક્ષણો થાય ત્યારે તાપ્યાદિ લોહ આપવી જોઇએ.

નાનાં બાળકો અને કેટલાક મોટાઓને માટી ખાવાની ટેવ હોય છે. આ રીતે માટી ખાવાથી પણ પાંડુરોગ થાય છે. આ માટી ખાવાથી થતા પાંડુરોગમાં પહેલાં મૃદુવિરેચન આપવું જોઇએ. પછી તાપ્યાદિ લોહ અથવા ચરકમાંના યોગરાજ રસનું સેવન કરાવવાથી પાંડુરોગ મટી જાય છે.

કૃમિજન્ય પાંડુરોગમાં હાથ-પગ પર સોજા, હૃદયમાં ગભરાટ, નાડીની ગતિ વધવી, બેચેની, મળ આમ, લોહી અને ફીણવાળો, શૌચ ઓછી વાર થાય પણ મળ વધારે નીકળે, અપચો, અરુચિ, કોઇ વાર ઊલટી, પેટમાં સહેજ સહેજ દુખાવો, ચામડી લોહીવગરની સફેદ અને ફિક્કી પડી જવી, મગજની અસ્થિરતા,

ઉત્સાહ ન રહેવો, નિર્માલ્યતા અને દૂબળાપણું વગેરે લક્ષણો થાય તો ઉદરમાં અને ખાસ કરીને ગ્રહણીમાં સૂક્ષ્મ-સૂક્ષ્મ કૃમિઓ છે એમ જાણવું. આ કૃમિનો નાશ કરવા માટે પહેલાં કૃમિઘ્ન ઔષધિ આપવી, પછી અગર સાથે સાથે તાપ્યાદિ લોહ આપવી.

તાપ્યાદિ લોહમાં યકૃતની શક્તિ વધારનાર, પાચન કરનાર અને અગ્નિ પ્રદીપ્ત કરનાર ચિત્રક વગેરે ઔષધિઓ હોવાથી તે કમળામાં પણ સારી રીતે વપરાય છે. યકૃત ઉપર થનારા માંસાર્બુદ (કર્કરોગ) ને લીધે જો કમળો થયો હોય તો પણ તાપ્યાદિ લોહ સહેજસાજ અસર કરે છે. પણ એ સિવાયના બધી જાતના કમળામાં તાપ્યાદિ લોહ બહુ જ સારી રીતે વપરાય છે.

આખા અંગમાં પીળાશ અને નખ, મૂત્ર, આંખો, ચામડી આ બધાં એટલાં બધાં પીળાં કે પહેરેલાં કપડાં અને બેસવાની ગાદીની ચાદર પણ પીળી થઇ જાય. મૂત્રનો રંગ ખૂબ પીળો અને ગંદો, કોઇ વાર ગંદો થઈ બહુ લાલ પણ થઇ જાય; મળ મેલા સફેદ રંગનો, ચીકાશ વગરનો, ફીણવાળો અને પાતળો હોય. અન્ન પર અરુચિ, મંદાગ્નિ, બળહીનતા વગેરે લક્ષણો થાય. ત્યારે તાપ્યાદિ લોહ કેરીના મુરબ્બા સાથે કે મૂળાના રસમાં સાકર નાખી તેની સાથે આપવાથી ઉત્તમ અસર કરે છે. માત્ર તેની સાથે ગરમાળાનો ગોળ કે બીજું કોઇ મૃદુ વિરેચન આપવું જોઇએ.

મૂળ સંસ્કૃત ગ્રંથમાં ગુણમાં "**विशेषाद्धन्त्यपस्मारं कामलां गुदजानि च**" એવો ખાસ ગુણ કહ્યો છે. જૂના અપસ્માર પર એ કેટલી વપરાય છે એ પ્રશ્ન વિચારવા જેવો છે. પરંતુ નવો રોગ ઉત્પન્ન થયેલો હોય તો આ ઔષધિ સારી રીતે વપરાય છે. (અપસ્મારનો અર્થ સ્મૃતિનો નાશ—એકદમ સ્મૃતિનો નાશ—થવો થાય છે.) એકાએક ઝટકો લાગી બેશુદ્ધિ આવવી, મોંમાં ફીણ આવવું, મોં વાંકું થઈ જવું, બીભત્સચેષ્ટા, હાથપગ અને આખું શરીર વાંકું થઈ જવું, વારંવાર નાડીઓ ખેંચાવી અને પહેલાંનાં કોઇ પણ ચિહ્ન ન હોવા છતાં કોઈ પણ વખતે કોઈ પણ સ્થિતિમાં એકાએક ઝાટકો મારી પથ્થર માફક બેશુદ્ધ થઈ જવું વગેરે ચિહ્નો થતાં હોય તેમાં તાપ્યાદિ લોહ ઉપયોગી છે. અભ્રકભસ્મ મનના આઘાતથી થનાર અપસ્મારમાં ઉપયોગી છે, અને તાપ્યાદિ લોહ શારીરિક દોષ દૂષિત થવાથી થનારા અપસ્મારમાં ઉપયોગી છે.

નાનાં બાળકોના બાલગ્રહ (ધનુર્વાત) નામના રોગમાં આ ઔષધિ સારું કામ કરે છે. માત્ર એની સાથે દિવેલ કે બીજી કોઇ મૃદુ વિરેચક ઔષધિ આપવી જોઇએ. બાલગ્રહનો તીવ્ર ઝાટકો આવી ગયા પછી આનો ખાસ ઉપયોગ થયાના

ઘણા દાખલા મળી આવે છે. જૂનો બાલગ્રહ, ઉન્માદ રોગી, ડરપોક, ક્રોધી અને નબળા મનવાળી માતાના બાળકને થનારો બાલગ્રહ, અપચાથી થનાર બાલગ્રહ, આ બધા પર તાપ્યાદિ લોહ સારી રીતે કામ કરનાર ઔષધિ છે. જૂના બાલગ્રહમાં અનુપાન તરીકે બ્રાહ્મીનો રસ આપવો.

આ ઔષધિમાં શિલાજિત વધારે પ્રમાણમાં હોવાથી મૂત્રરોગ પર પણ વપરાય છે. મૂત્રમાં રહેલા ઘણી જાતના ક્ષારો શરીરમાં ભેગા થઇ થનારા જુદીજુદી જાતના રોગો, ખાસ કરીને વાતવિકાર અને તેમાંયે જૂના વાતવિકારમાં, આ ઔષધિ સારી રીતે વપરાય છે.

શિલાજિત મૂત્રલ, આમનું પાચન કરનાર, રક્તદોષહર અને શરીરમાં સંચિત થયેલા મૂત્રના અદ્દભુત ક્ષારોને છુટા પાડી મૂત્ર દ્વારા બહાર કાઢનારી સેન્દ્રિય ઔષધિ છે. શિલાજિત સેન્દ્રિય દ્રવ્ય હોવાથી શરીરમાં જતાની સાથે જ પચી જઇ પોતાનું કામ કરવા માંડે છે. શિલાજિતના આ ગુણને લીધે આ દવા (તાપ્યાદિ લોહ) જૂના આમવાત અને વાતરક્ત તેમજ તેમાંથી થનારા સ્નાયુસંકોચ અને વાતવાહિનીઓની શુષ્કતા વગેરે રોગોમાં બહુ સારું કામ આપે છે.

આ કારણે પ્રમેહ વગેરે રોગોથી થનારા કોથ (Gangrene)ની તદ્દન શરૂઆતની અવસ્થામાં તાપ્યાદિ લોહ આપવાથી પછીનાં બધાં અરિષ્ટો દૂર થાય છે, એવો અનુભવ થયો છે. ચામડીમાં કે ચામડીની અંદરના ભાગમાં ભયંકર બળતરા, કાળાશ, સાથે સાથે ઝીણો તાવ, બેચેની, ગભરાટ, માનસિક અસ્વસ્થતા, તરસ વગેરે ઉપદ્રવો વધવાથી ચામડી તદ્દન ડામર જેવી કાળી થઈ જાય છે. તેવી વખતે સાથે સાથે ઘટકોનો કોથ પણ વધતો જાય છે. આ રીતે કોથ રોગ બહુ જ વધી ગયો હોય ત્યારે આ ઔષધિ બહુ નહિ વાપરી શકાય. પણ શરૂઆતમાં જો આ ઔષધિ આપવામાં આવે તો રોગ આગળ વધતો અટકી જાય છે, અને ધીમે ધીમે ઓછો થઇ જાય છે. શરીર પર ભયંકર ખંજવાળ, નાની નાની ફોલ્લીઓ થવી, ચામડી પર કાળા ચકામાં પડવાં, ફોલ્લીઓનું વિષ ફેલાઈને દરાજની માફક ખંજવાળ આવ્યા કરવી, કોઈ વખત આ વિકાર વધી જાય અને કોઇ વખત ઓછો થઇ જાય, ચામડીનો રોગ ઓછો થાય ત્યારે ઝાટકા વધી જાય અને ઝાટકા ઓછા થાય ત્યારે ચામડીનો રોગ વધી જાય, એવી સ્થિતિમાં તાપ્યાદિ લોહ સારી રીતે વપરાય છે. ખાસ કરીને ચામડીના એવા રોગોમાં ગંધક રસાયન કરતાં તાપ્યાદિ લોહ યોગ્ય ઔષધિ છે.

આયુર્વેદમાં અમ્લપિત્ત રોગમાં જુદાંજુદાં કારણોનો એટલે કે શરીરના અવયવોની વિકૃતિનો સમાવેશ થાય છે. સાધારણ રીતે પિત્ત વધારે ઉત્પન્ન થવાથી થનારો, પિત્ત વધારે તીવ્ર હોવાથી થનારો, પિત્તોત્પાદક પિંડના ક્ષોભથી થનારો,

અંદર મળ થઈ ઉદરની આકૃતિ વધવાથી થનારો—આ રીતે અમ્લપિત્તના અનેક પ્રકાર હોય છે. આમાં ઉદરની આકૃતિ વધવાથી થનારા અમ્લપિત્તમાં સવારમાં ઊલટી જરૂરથી કરાવવી જ પડે છે, એ ખાસ ચિહ્ન છે. ઊલટી જાતે થતી નથી. ગળા અને પેટમાં બળતરા, કોઇ વાર પેટમાં દુખાવો, ઊલટી થાય ત્યારે સારું લાગવું વગેરે લક્ષણો થાય, ત્યારે માખણ અને સાકર સાથે તાપ્યાદિ લોહ આપવી જોઇએ. અને અંતઃપરિમાર્જન (આમાશયનું શોધન) પણ કરવું જોઇએ.

કબજિયાત રોગ આંતરડાંની નબળાઇને લીધે થાય છે, અને ખોરાક સારી રીતે ન પચવો, દસ્ત સાફ ન થવો, ખાધેલા અન્નનો વિદાહ થવો અને કોઠામાં સેન્દ્રિય વિષ ભેગું થઈ આમનો સંચય થવો વગેરે કારણોથી થાય છે. આમાંથી હાલમાં આંતરડાંની નબળાઇથી અને તેની સંચાલનક્રિયા ઓછી થઈ જવાથી થનારો કબજિયાત મોટે ભાગે થાય છે. આંતરડાંની શક્તિ ઓછી થઇ જવાથી કોઇ પણ જાતની વિરેચન ઔષધિ સારી અસર નથી કરતી—બલકે ખરાબ અસર કરે છે. કારણ રેચક ઔષધિથી આંતરડાંની શક્તિ ઘટે છે અને સેન્દ્રિય વિષ વધે છે, તેથી કરી આમનો સંચય થઈ આંતરડાંમાં નબળાઈ આવી જાય છે અને તેથી કબજિયાત થાય છે. એવા કબજિયાતના રોગીને રેચ આપવાથી કબજિયાત વધે છે એવો અનુભવ મળે છે. આવા કારણને લીધે કબજિયાતના એવા રોગીને વિરેચન ઔષધિ ન આપવી જોઇએ. ઊલટું આંતરડાંને બળવાન બનાવી મળને કાઢનારી દવા આપવાનો પ્રયત્ન કરવો વધારે હિતકર છે. આવી સ્થિતિમાં તાપ્યાદિ લોહના સેવનથી આંતરડાં બળવાન બની કબજિયાતની ટેવ ઓછી થઇ જાય છે. જો આ તાપ્યાદિ લોહ આપવા છતાં પણ કોઇ વાર કબજિયાત રહે તો બહુ જરૂર હોય ત્યારે બસ્તિ આપવી પણ વિરેચન ઔષધિ ન આપવી જોઇએ.

આ તાપ્યાદિ લોહમાં કોઈ અવયવમાં લોહીનું દબાણ વધી જાય તેનું પ્રસાધન કરવાનો એક મોટો ગુણ છે. એનો આ ગુણ શિલાજિત, રૌપ્યભસ્મ અને સુવર્ણમાક્ષિકભસ્મ આ ઔષધિઓને લીધે દેખાય છે. આ ગુણને લીધે રક્તજન્ય મૂર્છા, પક્ષાઘાત અને આંત્ર સંનિપાત આ રોગોમાં થનારા દુષ્ટ રક્તજન્ય વાતપ્રકોપના શમન માટે તાપ્યાદિ લોહ બહુ ઉપયોગી છે.

પક્ષાઘાતની તદ્દન શરૂઆતના ૧-૨ દિવસમાં રોગી બેશુદ્ધ થાય, આંખોમાં લાલાશ, તાવ, અશક્તિ, હાથપગ તદ્દન અશક્ત થઈ જવા, જડતા, જીભની બોલવાની શક્તિ ઓછી થઈ જવી, શરીરનો એક બાજુનો અર્ધો ભાગ અચાનક અશક્ત થઈ લાકડા જેવો થઇ જવો આ લક્ષણો હોય છે. એ પક્ષાઘાતના ૧-૨ દિવસ પછી રોગ સ્થિર થાય તે વખતે તાપ્યાદિ લોહ વાપરવી હિતકર છે. પક્ષાઘાતની આ તીવ્ર અવસ્થામાં એકાંગવીર કરતાં તાપ્યાદિ લોહ વધારે સારી રીતે વપરાય

છે. પરંતુ પક્ષાઘાતની જીર્ણ અવસ્થામાં આ ઔષધિ જોઇએ તેવું કામ આપતી નથી. જૂના રોગમાં આ ઔષધિનું રક્તપ્રસાદન કાર્ય અનુભવમાં તો થયેલું લાગે છે, પણ કેટલાક જૂના રોગમાં દોષ રક્ત કરતાં બીજી ધાતુઓમાં વધારે ચાલ્યો ગયો હોય છે એટલા માટે આ ઔષધિ બરોબર કામ નથી આપતી.

રક્તપ્રસાદન ગુણને લીધે રક્તજન્ય જ્વર, સૂતિકાજ્વર અને પૂયજન્ય જ્વરમાં ઝાટકા, આંચકી, ઘેન અને મૂર્છા વગેરે વિકારોમાં તાપ્યાદિ લોહ સારી રીતે વાપરી શકાય છે. તેમજ આ ઔષધિમાં રક્તપ્રસાદન અને કબજિયાતનો નાશ કરવાનો ગુણ હોવાથી અર્શની શરૂઆતની અવસ્થામાં ઉત્પન્ન થનારા મસા પર તે બહુ સારી રીતે વપરાય છે. પણ મસા મોટા થઇ જાય અથવા બહુ સોજો આવી જાય ત્યારે બહારના ઉપચાર દ્વારા કાઢી નાખવા સિવાય બીજો ઉપાય નથી.

ધનુર્વાત રોગમાં આયુર્વેદે ધનુષ્કંપ, અંતરાયામ, બહિરાયામ એવાં જુદાં-જુદાં નામ આપ્યાં છે. ચોટ લાગવી, ગર્ભપાત અને સૂતિકારોગ, કપાયેલો ઘા કુપિત થવો, વગેરે કારણોથી આ રોગ થાય છે એ આયુર્વેદને માન્ય છે. આ રોગ વાગેલા ઘામાંથી એક પ્રકારનું જંતુજન્ય વિષ શરીરમાં ફેલાવાથી થાય છે. આ રોગની ચિકિત્સા કરવામાં બે વાતનું ધ્યાન રાખવું પડે છે. પહેલી વાત જે સ્થાનમાંથી આ પ્રકારના જંતુઓ શરીરમાં ગયાં હોય તે સ્થાનને સ્વચ્છ રાખવું, અને બીજી વાત આખા શરીરમાં ફેલાયેલું વિષ નષ્ટ કરવું. ઘાને સ્વચ્છ કરવામાં મધવાળું રૂનું પોતું રાખવાથી પહેલી વાત સિદ્ધ થાય છે. બીજી વાતને માટે જો આખા શરીરમાં વિષનો પ્રકોપ થઇ ગયો હોય અને વિષ તીવ્ર હોય તો કાલકૂટ રસ આપવો ફાયદાકારક છે. આ રસની વિષાક્ત જંતુઓ પર ચોક્કસ અસર થાય છે એમાં શંકા નથી. પરન્તુ કાલકૂટ રસ બહુ તીવ્ર છે અને તેથી રક્ત-પ્રસાદન જેટલું થવું જોઇએ તેટલું નથી થતું. એટલા માટે તીવ્ર અવસ્થા ઓછી થાય ત્યાં સુધી જ કાલકૂટ રસ વાપરવો જોઇએ. પછી મંદ અવસ્થામાં રક્તપ્ર-સાદન કરીને નિર્વિષ કરનારી ઔષધ આપવી જોઇએ. એવી ઔષધિ તાપ્યાદિ લોહ છે. આ તાપ્યાદિ લોહના સેવનથી ધનુર્વાતના અવશેષ ઉપદ્રવો અને વિષ નાશ પામે છે. આ રસાયન કાલકૂટ રસ જેટલું ઉષ્ણ પણ નથી.

વિષપ્રયોગમાં પહેલાં વિષનાશક વમન વગેરે પ્રયોગ અને વિષને નિર્વિષ કર-નાર ચોખ્ખું પ્રતિવિષ આપી જીવ બચાવવો પડે છે. પણ પછી તે વિષની ખરાબ અસર શરીરમાં રહી જાય છે તે ઘણા દિવસ—કેટલીકવાર વર્ષો સુધી દુઃખ આપે છે. આ અવસ્થામાં તાપ્યાદિ લોહ વાપરવી જોઇએ. તાપ્યાદિ લોહના સેવનથી વિષની ખરાબ અસરના લાંબો વખત રહેનાર શેષ ભાગનો નાશ કરવામાં મદદ મળે છે, એ એનો મહત્ત્વનો ગુણ છે.

હૃદયની અશક્તિથી અને હૃદયના સ્પંદનના વિકારથી ઉત્પન્ન થનારી ખાંસીમાં ફેફસાંમાં સોજો, ઝીણો તાવ, મોં, સુકાઇ જવું (કેટલીક વાર સુકારો એટલો વધી જાય છે કે માણસ તદ્દન બેચેન બની જાય છે), ગમે તેટલું પાણી પીએ તોયે ધરાય નહિ, ખાંસી ખાતા ખાતા પીળી, કડવી, ખાટી અને ગરમ ઊલટી થઈ જવી, વેગ આવે એટલે ખૂબ ખાંસી આવ્યા કરવી, મોં અને આખું શરીર ફિક્કું અને પીળું પડી જવું, વારંવાર ખાંસી ખાવાથી મોં અને ખાસ કરીને ગાલ સહેજ ફૂલેલા લાગવા, અને ગભરાટ વગેરે લક્ષણો હોય છે. આ લક્ષણવાળી ખાંસીમાં દાડિમાવલેહ સાથે તાપ્યાદિ લોહ આપવી જોઇએ.

ક્ષતક્ષયમાં ઉપર પ્રમાણે ઊલટી થઈ જાય એવી ત્રાસદાયક ખાંસી થાય, વારંવાર પીળો, લીલો, ગરમ, કોઇવાર લોહીવાળો કફ પડતો હોય, ખાંસી ખૂબ જ આવતી હોય, ત્યારે આ ઔષધિ વાપરવી જોઈએ.

વિષમજ્વરમાં તાવ આવવાની રીત, ઊતરવાની રીત, એકંદરે ચિહ્નોનો પ્રકાર આ બધામાં ભૂતજ્વરની માફક કોઈ પણ જાતનો નિયમ ન હોય; જેમકે આજે સહેજ ટાઢ વાઈ એકદમ જલદીથી તાવ ચઢી જાય, તાવ વધારે પણ હોય, બીજે દિવસે વધારે ઠંડી વાઈ તાવ આવતો, કયારેક તાવ ન પણ આવે, તો કોઈ વાર અકસ્માત્ તાવ આવે—એવા અનિયમિત તાવની અવસ્થામાં વાતપિત્તનાં લક્ષણો વધારે હોય, ત્યારે આ ઔષધિ વાપરવી જોઇએ.

આમાશય, પક્વાશય, ઊર્ધ્વગ્રહણી અને મધ્યમગ્રહણી આ સ્થાનોમાં સમાન વાયુનું કાર્ય સારી રીતે ન થવાથી વારંવાર અપચો થવાની ટેવ પડી જાય છે. તેની સાથે અરુચિ, ઊબકા, પેટ ડક્ મારી જવું, ખાવાનું પાસે આવતાં મોંમાં પાણી આવી જવું, વગેરે લક્ષણો વધારે હોય તેમજ માપસર થોડું ખાવા છતાં પણ અપચો થતો હોય, તો આ રોગમાં તાપ્યાદિ લોહ સારું કામ કરે છે.

કાલમેહ, નીલમેહ, હારિદ્રમેહ, માંજિષ્ઠમેહ આ પ્રમેહોમાં ખાસ કરીને પિત્તપ્રધાન લક્ષણો થાય છે. તેની ઉપર ચંદ્રપ્રભા, નાગભસ્મ અને તાપ્યાદિ લોહ વપરાય છે. અપચાથી થનારા રોગવાળાને કે આ રોગવાળાને વધારે અપચો રહેતો હોય, લક્ષણો સ્થિર, ચોક્કસ અને વધારે ન હોય, ઉપદ્રવો ચંચળ રહેતા હોય, તો એમાં તાપ્યાદિ લોહનું સેવન ફાયદાકારક નીવડે છે.

લોહીની નબળાઈને લીધે શરીર ફૂલીને આખા અંગમાં આવેલો સોજો, અર્શ અથવા બીજા રસ્તે વધારે લોહી પડવાથી આવેલો સોજો, યકૃત અને પ્લીહાની વૃદ્ધિ, કર્ણજ્વાત અને ગુરદાના વિકારથી થયેલો સોજો, તેમજ વધારે રક્તસ્રાવ થવાથી આવેલી નબળાઈ અને તેનાથી ઉત્પન્ન થયેલો ક્ષય, ખાસ

રક્તધાતુનો ક્ષય અને તેમાં આવેલો સોજો આ બધી જાતના સોજા પર તાપ્યાદિ લોહ ઉત્તમ અસર કરે છે.

ટૂંકામાં આ તાપ્યાદિ લોહ પાંડુરોગ, કમળો, અપસ્માર, બાળકોનો બાલ-ગ્રહ, જૂનો વાતરોગ, કોથ, ખૂજલી, અમ્લપિત્ત, કબજિયાત, વાતપ્રકોપ, નવો પક્ષાઘાત, પૂયજન્ય જ્વર, સૂતિકાજ્વર, દુષ્ટ રક્તજન્ય જ્વર, ધનુર્વાત, જૂનો વિષ-પ્રકોપ, હૃદયના વિકારથી થનારી ખાંસી, ક્ષતક્ષય, અનિયમિત વિષમજ્વર, જૂનો અજીર્ણ રોગ, પિત્તપ્રધાન પ્રમેહ, સોજા, લોહીમાં વિષ અથવા ક્ષારની વૃદ્ધિ, સ્ત્રીઓના ગર્ભાશયનો દોષ, મૂર્છા, ચામડીના રોગ વગેરેને મટાડવામાં બહુ જ ફાયદાકારક મનાય છે.

તાપ્યાદિ લોહમાં રક્તપ્રસાદન, રક્તકણો વધારવાનો, મૂત્રલ, બળ આપ-વાનો, રસાયન, આક્ષેપનાશક, પાચક અને દીપક ગુણ છે. તેમાં સુવર્ણમાક્ષિક પાચક, દીપક, આક્ષેપ હણનાર, પાંડુત્વનાશક, રક્તકણવર્ધક, બળ આપનાર અને રસાયન છે. શિલાજિત રસાયન, ધાતુના પરિપોષણક્રમને મદદ કરનાર અને પ્રમેહનાશક છે. રૌપ્ય મૂત્રલ, વૃષ્ય અને આક્ષેપ હરનાર છે. મંડૂર લોહીની વૃદ્ધિ કરનાર, રક્તસ્તંભક, રક્તકણ વધારનાર અને એ કારણે ધાતુવર્ધક છે. ચિત્રક પાચક, અગ્નિ પ્રદીપન કરનાર, વાતનાશક અને અર્શ હણનાર છે. ત્રિફળા રસાયન, મૃદુ સારક અને પાચન ઇન્દ્રિયને શક્તિ આપી પાચનક્રિયાને વધારનાર છે. ત્રિકટુ પાચક અને અગ્નિ પ્રદીપક છે. વાવડિંગ કૃમિઘ્ન અને પાચક છે.

(ઔ. ગુ. ધ. શા. ને આધારે.)

## (૬૦) નવાયસ ચૂર્ણ

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, નાગરમોથ, વાવડિંગ અને ચિત્રકમૂળ આ બધી ઔષધિઓ ૧–૧ તોલો અને લોહભસ્મ ૯ તોલા લેવી. બધાને મેળવી એકત્ર કરવું. (ચ. ચિ.)

**માત્રા**—૨ થી ૪ રતી ઘી અને મધ સાથે અથવા મઠા સાથે દિવસમાં ૨ વાર આપવી. માત્રા ધીરે ધીરે વધારવી. કફ વધારે હોય તો આદાના રસમાં આપવી.

**ઉપયોગ**—આ રસાયન કમળો, પાંડુરોગ, સોજા, હૃદયરોગ, ઉદરરોગ, કૃમિ, કુષ્ટ, ભગંદર, મંદાગ્નિ, અર્શ અને અરુચિનો નાશ કરે છે અને શક્તિ-વર્ધક, અગ્નિ પ્રદીપ્ત કરનાર અને પાચક છે. તેમજ લોહીમાં રાતા કણો વધારે છે અને યકૃતને શક્તિ આપી યકૃતની ક્રિયાને સુધારે છે.

ઠંડો પવન લાગવાથી, જૂના અપચાથી કે ઘણા દિવસ તાવ રહેવાથી કમળો થયો હોય તેના પર નવાયસ રસાયન ઉત્તમ લાભદાયક છે. આ રીતે ઉત્પન્ન

હોય તો ઉશીરાસવ અથવા ધારોષ્ણ દૂધ સાથે આપવો. ક્ષયની પ્રથમ અવસ્થા, તાવ, તરસ, છાતીમાં દુખાવો અને લોહીની ઊલટી થતી હોય તો ચાંદીનાં વરખ ૦ા રતી મેળવી દાડિમાવલેહ સાથે; રક્તપ્રદરમાં અશોકારિષ્ટ સાથે; આખા શરીરમાં બળતરા થતી હોય, પેશાબમાં પણ ભયંકર બળતરા અને પેશાબ લાલ રંગનો થોડો થોડો થતો હોય તો બ્રાહ્મી, અનંતમૂળ અને પિત્તપાપડાના હિમ સાથે આપવો.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતનાં રક્તપિત્ત, અમ્લપિત્ત, રક્તપ્રદર, મૂત્રકૃચ્છ્ર, પથરી, કષ્ટસાધ્ય પ્રમેહ, અંતરદાહ, બાહ્યદાહ, ભ્રમ, મૂર્છા, લોહીની ઊલટી અને તાવ વગેરે રોગોનો નાશ કરે છે. આ રસ શીતળ હોવા છતાં પણ જઠરાગ્નિ મંદ નથી પડતો. વાતપિત્ત પ્રકોપ, ઊર્ધ્વગામી અને અધોગામી રક્ત-પિત્તમાં ઉનાળા જેવી ગરમ ઋતુમાં પણ આ રસ શક્તિ આપનાર છે.

ચંદ્રકળા રસ રક્તવાહિનીઓ માટે રક્તપ્રસાદન અને સ્તંભક બન્ને કામ કરે છે. મુખ્ય કાર્ય આખા રુધિરાભિસરણ અને રક્તવાહિની પર શામક અને પ્રસાદનનું છે. લોહીનું દબાણ વધવાથી અંતરદાહ, બહિર્દાહ અને રક્તવાહિનીઓ ફૂલી ચક્કર, મૂર્છા, ભ્રમ વગેરે ઉત્પન્ન થાય છે, અથવા લોહીમાં પિત્ત મળી રક્ત વિદગ્ધ કરે છે. એથી અંતર્દાહ અને રક્તવાહિનીઓની વિકૃતિ થવાથી જુદા જુદા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. આ રોગ પર ચંદ્રકળા રસ સારી રીતે વપરાય છે.

તીવ્ર સેન્દ્રિય વિષથી રક્ત વિકૃત થઇ ભ્રમ, પ્રલાપ, જ્વર વગેરે લક્ષણો થાય ત્યારે ચંદ્રકળા અપાય છે. આ જ રીતે પિત્તની તીવ્રતા, અમુક ખાસ સેન્દ્રિય વિષ કે કોઇ ખાસ જંતુઓથી મૂત્રમાર્ગ વિકૃત થઇ મૂત્રકૃચ્છ્ર કે મૂત્રાઘાત થાય ત્યારે આ રસ અપાય છે. આ ઉપરાંત મસ્તક, મધ્યમ કોઇ, મધ્યમ રોમમાર્ગ, મૂત્રમાર્ગ અને ખાસ કરીને રક્ત આમાં પિત્તના તીક્ષ્ણ અને ઉષ્ણ ગુણ વધવાથી થતા જુદાજુદા રોગો પર આ રસ એક ઉત્તમ ઔષધિ છે.

ચક્કર, દાહ, આંખોમાં દરદ, આંખો લાલ-લાલ થઇ જવી, માથાની નસો ખેંચાવી, શિરાઓ મોટી, ભારે અને લોહીથી ભરાવી, ગમે તેમનો લવારો અને તાવ વગેરે થવા, બૃહદ્ મસ્તિષ્ક, લઘુ મસ્તિષ્ક, વાતવાહિનીઓના કેન્દ્રસ્થાન અને તેની પાસે આવેલાં બધાં સ્થાનોની રક્તવાહિનીઓ મોટી થઈ તેનું દબાણ તે અવયવો પર પડે, એવી સ્થિતિમાં લોહીનું દબાણ ઓછું કરવાનું કામ ચંદ્રકળા રસથી સહેલાઇથી થાય છે.

આવી જાતની તીવ્ર અવસ્થા કેટલાક સન્નિપાત જ્વરોમાં પણ થાય છે. તાવની ગરમી બહુ જ વધી જાય છે, રોગી બેશુદ્ધ થઈ જાય છે અને આંખો લાલ

થઇ જાય છે. તેમજ માથાનું દરદ, ડોકું હાલ્યા કરવું, મોટી મોટી બૂમો મારી ડોકું આમતેમ હલાવવું, માથું ફૂટયું હોય કે ભાલો વાગતો હોય તેવી વેદના થવી, રોગી ચોખ્ખું સમજાવી ન શકે તો પણ ચહેરો, દીન, ભયભીત, અશક્ત અને દુઃખી લાગવો, વગેરે ચિહ્નો થાય છે. દરદી જ્યાં સુધી શુદ્ધિમાં હોય છે ત્યાં સુધી આ જાતની ફરિયાદો કરે છે. આ બધાં લક્ષણો સન્નિપાત જ્વરના મૂળ કારણરૂપ દોષોના પ્રકોપથી થાય છે. એટલે આ જગ્યાએ તે તે દોષોનો નાશ કરવાની ચિકિત્સા કરવી જોઇએ. આ જાતની ચિકિત્સા સાથે જ આ રસ આપવો જોઇએ.

કોઈ કોઈ વખત આંત્રિક જ્વરમાં મગજમાં ગરમી વધારે લાગે છે. પછી તાવ મટયા પછી પણ ઉન્માદની અસર લાગે છે. ખાસ કરીને બપોરના વખતે ગમે તેમ લવારો કરવો, આંખો લાલ-લાલ થઇ જવી, ગભરામણ, આખા શરીરે પરસેવો વગેરે લક્ષણો દેખાય છે. એની પર ચંદ્રકલા રસ ૦ાા રતી, ભાંગરાનો રસ ૩ માસા અને કેરીનો મુરબ્બો ૬ માસા મેળવીને આપવું. આ રીતે ૨-૩ વાર આપવાથી પિત્તનું શમન થઇ ઉન્માદ મટી જાય છે.

જો ક્ષયજન્ય વિષથી આ લક્ષણો થયાં હોય તો ચંદ્રકળા રસ કયાં સુધી અસર કરે એ ચોક્કસ કહી શકાય તેમ નથી. પરંતુ આંત્રિક સન્નિપાતની આવી અવસ્થામાં આ રસની સારી અસર થયાના ઘણા દાખલા મળી આવે છે.

સૂર્યના તાપમાં ફરવું, દેવતા પાસે લાંબો વખત કામ કરવું, દારૂ કે બીજા ગરમ પીણાનું ખૂબ સેવન, બહુ વ્યાયામ વગેરેમાં અતિયોગ થવાથી લોહીનું દબાણ વધી ઉપર લખ્યા પ્રમાણે લક્ષણો થાય છે. આ રોગ પર ચંદ્રકળા રસ વાપરવો જોઇએ. આ જાતના રોગમાં તો માત્ર ચંદ્રકળા રસ જ ફાયદો કરે છે. પણ સન્નિપાત જ્વરમાં ખાસ સન્નિપાતની અવસ્થાઓ પ્રમાણે બીજી ઔષધિઓ પણ અપાય છે. આ રીતે બંને અવસ્થાઓની ચિકિત્સામાં ફેર પડી જાય છે.

તાવની ગરમી બહુ વધી જવાથી માથામાં દરદ થઇ નાકમાંથી લોહી નીકળવા માંડે છે. કેટલાક દરદીઓને દાહ બહુ વધવાથી મોંમાંથી લોહી નીકળવા માંડે છે. આવાં લક્ષણો થાય ત્યારે આ રસ સાકર નાખેલા દૂધ સાથે આપવો જોઇએ. પછીથી ઉપર ઉશીરાસવ, સારીવાવલેહ અથવા હળદરનો અર્ક અને પાણીનું મિશ્રણ આપવું જોઇએ.

ગળામાં દરદ અને બળતરા, છાતીમાં દરદ અને બળતરા તથા સોજો આવ્યો હોય તેવું લાગવું, આખા શરીરમાં દાહ, લોહી પડવું, જ્વર, તૃષા વગેરે લક્ષણો થાય ત્યારે દાડિમાવલેહ સાથે આ રસ આપવાથી સારી અસર થાય છે,

ક્ષય રોગની શરૂઆતમાં કે વચ્ચે લોહીની ઊલટી થઇ રોગ વધતો હોય તો ઊલટીમાં લોહી બંધ કરવા અને ક્ષયના વેગને અટકાવવા માટે ચાંદીનાં વરખવાળા

દાડિમાવલેહ કે દાડમના શરબત સાથે આ રસ આપવો જોઇએ.

ઊર્ધ્વ રક્તપિત્તમાં આ રસ સારી અસર કરે છે. રક્તપિત્ત એટલે સતત ચાલુ રહેનાર રક્તસ્રાવમાં પિત્તના તીક્ષ્ણતા વગેરે ગુણો વધી જાય છે. એટલે રક્તવાહિનીઓની શ્લેષ્મકલા પાતળી અને વિકૃત થઈ ફાટે છે અને રક્તસ્રાવ થાય છે. ઊર્ધ્વ રક્તપિત્તમાં ખાસ કરીને નાક અને મોંમાંથી લોહી નીકળે છે. થોડા દિવસ આ લોહી બંધ થઇ જાય છે અને ફરી પાછું શરૂ થાય છે.

કેટલીક વાર રક્તપિત્ત બીજા રોગોના ઉપદ્રવ રૂપે પણ થાય છે, અને કેટલીક વાર સ્વતંત્ર રોગ તરીકે થાય છે. આંત્રિક જ્વરમાં વિષના પ્રભાવથી ઊર્ધ્વ, અધોગત અને ત્વચાગત રક્તપિત્ત પણ થઈ જાય છે. પિત્તપ્રધાન વિષવાળા સાપના દંશથી પણ આ જાતનું રક્તપિત્ત થાય છે. આ રીતે રક્તપિત્તના નિમિત્ત કારણો લાંબા વખત સુધી રહે છે. એટલા માટે રક્તપિત્તની ચિકિત્સામાં આ વિષનો નાશ કરવાની યોજનાની જરૂર છે. જો આ વિષ કારણ ન હોય અને માત્ર દોષોના પ્રકોપથી જ આ રોગ થયો હોય, તો ચંદ્રકળા રસ બહુ ફાયદો કરે છે.

રક્તપિત્ત સાથે પેટમાં દરદ વગેરે લક્ષણો હોય અને દરદ થઈ ઊલટીમાં લોહી પડતું હોય, મોં સુકાવું, પેટમાં બળતરા જેવું લાગવું, આખા શરીરમાં દાહ, તરસ લાગ્યા કરવી, વારંવાર પેટમાં દુખી આવી ઊલટી થવી વગેરે પિત્તના ખૂબ પ્રકોપનાં લક્ષણો હોય ત્યારે આ રસ જરૂર આપવો જોઇએ.

અધોમાર્ગી રક્તપિત્ત સ્વતંત્ર અને ઉપદ્રવરૂપે એમ બે જાતના હોય છે. આમાં પેશાબ અને ઝાડા વાટે લોહી પડે છે. આમાં ગુદામાર્ગે લોહી પડવાના બે પ્રકાર છે. આંતરડાંમાં વ્રણ, આંત્રિક સન્નિપાત, બહુ ઊંડાણમાં રક્તાર્શ અને ક્ષોભક કારણોથી અચાનક શિરાઓ ફાટી જવી વગેરેથી લોહી પડે છે, કોઇવાર બીજા રોગના ઉપદ્રવ તરીકે પણ રક્તપિત્ત થાય છે. ઉપદ્રવરૂપે હોય ત્યારે તે રોગોનો નાશ કરનાર ઔષધિ સાથે ચંદ્રકળા રસ આપવો જોઇએ, અને સ્વતંત્ર વ્યાધિરૂપે રક્તપિત્ત હોય ત્યારે માત્ર આ રસ એકલો જ આપવો જોઇએ.

અધોગત રક્તપિત્તમાં મૂત્રમાર્ગે લોહી પડવામાં ખાસ કરીને ગુરદાનો સોજો, ગુરદામાંથી સિકતા કે શર્કરા ગબિની રસ્તે મૂત્રાશયમાં આવવી, મૂત્રાશય, મૂત્રમાર્ગ અને બસ્તિનો ક્ષોભ અને દાહ આ બધાં કારણો છે. આ બધાંમાં પણ પિત્તદોષની વૃદ્ધિ જ કારણ છે. આવી જાતના રક્તપિત્તની બધી અવસ્થાઓમાં અનુપાનભેદથી આ રસ અપાય છે. ગુરદાના સોજામાં અનંતમૂળ જેવું શામક, સૌમ્ય અને મૂત્રલ અનુપાન આપવું જોઇએ. સિકતા અને શર્કરા બહાર કાઢી નાખવા માટે તૃણપંચમૂળના ઉકાળા જેવું મૂત્રવિરેચક અને મૂત્રમાર્ગના દાહમાં ગોખરુ, ધમાસો અને ધાણાના ઉકાળા જેવું દાહશામક અને મૂત્રલ અનુપાન આપવું જોઇએ.

સ્ત્રીઓના રક્તપ્રદરમાં આ રસ સારી અસર કરે છે. શૂળ સાથેનો રજ:-સ્રાવ અને અત્યાર્તવ આ બંને રક્તપ્રદરમાં આવી જાય છે. સ્ત્રીઓનાં બીજાશય, ગર્ભાશય અને યોનિમાં કોઈ પણ કારણથી ક્ષોભ થઈ રક્તસ્રાવ થવા માંડે છે, તેને રક્તપ્રદર કહે છે. આ રોગ પર આ રસ આંબો, અશોક અને કપાસના મૂળ આ ત્રણેની છાલના ઉકાળા સાથે આપવાથી રક્તપ્રદર ઓછો થઈ જાય છે. જો રોગ બહુ પ્રબળ અને ભયંકર હોય તો ભીનની રાખ અપાય છે.

રક્તપિત્ત (scurvy) થાય ત્યારે કોઇ કોઇને દાંતનાં મૂળ અને અવાળાંમાં સોજો અને દરદ થઇ લોહી નીકળવા માંડે છે. તેમજ કેટલાક દરદીઓને આ ત્રાસ એટલો બધો વધી જાય છે કે ચામડીના રૂંવાડાંમાંથી ટીપું ટીપું લોહી નીકળે છે. આ વિકાર બહુ ત્રાસદાયક અને પ્રાણઘાતક છે. પરંતુ તેમાં પણ ઉપલસરીના ઉકાળા સાથે આ રસ આપવાથી ફાયદો થાય છે.

આ રસ દાહનાશક હોવાથી બહુ દાહ થઈ ઉન્માદ થયો હોય, મૂત્રમાર્ગ, હાથ-પગ અને આંખોમાં દાહ કોઈ કોઈ વાર મૂત્રમાર્ગ કે બીજે માર્ગે લોહીનો સ્રાવ થવો, મૂત્રમાં ચીકણો કફ નીકળવો, પેશાબ લાલ અને ઓછો થવો વગેરે લક્ષણો હોય તો બ્રાહ્મી, અનંતમૂળ, પિત્તપાપડો વગેરે અનુપાન સાથે આ રસ આપવો જોઇએ.

પિત્તજન્ય પ્રમેહો, ખાસ કરીને કાલમેહ, નીલમેહ, હારિદ્રમેહ અને માંજિષ્ઠમેહમાં આ રસ ઉત્તમ ઔષધિ છે. આ રોગોમાં પેશાબનો રંગ અનુક્રમે કાળો, નીલ, બહુ પીળો અને મજીઠના ઉકાળા જેવો હોય છે. આખા શરીરમાં ખૂબ દાહ થાય છે, બહુ તૃષા, પેશાબ પ્રમાણમાં ઓછો પણ વધારે વાર થવો, ચક્કર આવવાં, શુષ્કતા, બહુ દાહ, પંખાથી આખો વખત પવન નાંખ્યા કરવો, વગેરે લક્ષણો થાય છે. પંખો બંધ થતાં રોગી બૂમો પાડે છે. આ જાતના દાહમાં પિત્તનો તીક્ષ્ણ ગુણ વધી જઇ ત્વચા અને રક્તમાં આશ્રય લે છે. આ જાતના રોગોમાં ચંદ્રકળા રસ સારી રીતે વપરાય છે.

પિત્તમાં તીક્ષ્ણ અને ઉષ્ણ ગુણ વધે ત્યારે ચંદ્રકળા તેનો નાશ કરે છે અને સામ્યતા લાવે છે. આ રસ દાહનો નાશ કરનાર, મૂત્રલ, શામક કોષ્ઠમાંના પિત્તનો યોગ્ય પ્રમાણમાં સ્રાવ કરાવનાર, યકૃતને શક્તિ આપી પિત્તની સામ્યતા લાવનાર, સહસ્રાર, વાતવાહિનીઓના કેન્દ્રસ્થાન, વાતવાહિનીઓ વગેરે સ્થાનોના ક્ષોભનું શમન કરનાર અને સૌમ્ય છે. આ રસ આ રીતે શીતળ હોવા છતાં મંદાગ્નિ કરતો નથી અને આખા શરીરમાં ઉત્પન્ન થયેલા ક્ષોભ, દાહ અને વેદનાનું શમન કરે છે. આ રસ કફપ્રધાન અને કફવાતપ્રધાન રોગોનું શમન કરનાર ઉત્તમ અને વીર્યવાન ઔષધિ છે. પિત્તના વિસ્રત્વ, સરત્વ, દ્રવત્વ અને

અમ્લત્વ ગુણ વધે ત્યારે સૂતશેખર રસ ઉપયોગી છે અને તીક્ષ્ણ અને ઉષ્ણ ગુણ વધે ત્યારે ચંદ્રકળા રસ ઉપયોગી છે. બંનેમાં આ અંતર છે.

( ઓ. ગુ. ધ શા. ને આધારે )

ઘાનો બરાબર ઉપચાર ન થાય તો જંતુઓ અંદર પેસી આક્ષેપક વાત થઈ જાય છે. પછી તેના ઉપચારમાં ભૂલ થવાથી—બળતા ઈન્જેક્શનો આપવાથી રોગ બહુ ભયંકર સ્વરૂપ પકડે છે. આખા શરીરે ફોલ્લીઓ, ચામડી લાલ થઈ જવી, ઊંઘ ન આવવી, તાવ, બળતરા, ગભરામણ, આખા શરીરમાં સોય ભોંકાયા જેવી વેદના થવી, કાનમાં બહેરાશ, વાયુનો પ્રકોપ, હૃદયમાં ભારેપણું લાગવું વગેરે લક્ષણો થાય છે. એની ચિકિત્સા જલ્દી ન કરવામાં આવે તો પક્ષાઘાત કે મૃત્યુ થવાનો ભય રહે છે. એવી સ્થિતિમાં મૂળ કારણરૂપ જંતુઓ અને વિષનો નાશ કરવા માટે ચંદ્રકળા રસ, પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ મેળવીને દાડિમાવલેહ સાથે દિવસમાં ૩ વાર આપવાથી, ઘા પર બહારથી ઉપચાર કરવાથી અને દરદીને માત્ર દૂધ પર રાખવાથી વિષનું જલ્દી શમન થાય છે. વ્રણ – ઘાના શોધન માટે લીમડાના પાન, દારૂડી અને સમડીના પાનનો મલમ બહુ ફાયદાકારક માલૂમ પડ્યો છે. વિષ શમી ગયા પછી જે લક્ષણો બાકી રહે તેને માટે કેટલોક વખત મહાયોગરાજ ગૂગળ આપતા રહેવું જોઈએ.

### ( ૬૨ ) મહામૃગાંક રસ

**વિધિ**—સુવર્ણભસ્મ ૧ ભાગ, પારદભસ્મ ૨ ભાગ, મોતીભસ્મ ૩ ભાગ, શુદ્ધ ગંધકભસ્મ ૪ ભાગ, સુવર્ણ માક્ષિકભસ્મ ૫ ભાગ, રૌપ્યભસ્મ ૪ ભાગ, પ્રવાળ ભસ્મ ૭ ભાગ અને ફુલાવેલો ટંકણખાર ૨ ભાગ લેવો. બધાંને વિધિસર મેળવી બિજોરાના રસમાં ૩ દિવસ ખરલ કરવું. પછી ગોળા વાળી સૂર્યના તાપમાં સુકવવો. પછી ગોળાને એક મીઠું ભરેલા ઘડામાં મૂકી, ઘડા પર કોડિયું મૂકી, માટીથી બંધ કરી ૧૨ કલાક અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થયે ગોળાને બહાર કાઢી, ૬૪ મો ભાગ હીરાભસ્મ અને ૧૬ મો ભાગ વૈક્રાન્તભસ્મ મેળવી, ખરલ કરી શીશીમાં ભરી લેવું.

**માત્રા**—૦ાા થી ૧ રતી દિવસમાં ૨ વાર મરી અને ઘી અથવા મધ અને પીપર સાથે આપવું.

**ઉપયોગ**—આ રસાયન વિવિધ જાતના ઉપદ્રવ સાથેનો ક્ષય-જ્વર, ગુલ્મ, વિદ્રધિ, મંદાગ્નિ, સ્વરભેદ, કાસ, અરુચિ, મૂર્છા, ભ્રમ, આઠ પ્રકારના મહારોગ, ગ્રહબાધા, પાંડુરોગ, કમળો, અને પિત્તપ્રકોપથી થનારા બધા રોગોનો નાશ કરે છે. આ ઔષધિ ક્ષયની બધી અવસ્થાઓમાં ફાયદો કરે છે.

જંતુઓનો નાશ કરી અને માથાને શાંત કરી એ ઊંઘ લાવે છે: મગજની

ક્ષેચેની મટાડે છે, જંતુઓનો નાશ કરી અને વિષને બાળી તાવનું શમન કરે છે, અને શરીરમાં શક્તિ વધારી થોડા જ દિવસમાં દરદીને આશાતીત તેવો ફાયદો કરે છે.

જે રોગીઓનાં હાડકાંમાં બહુ અશક્તિ આવી હોય અને જે રોગીને ઊંઘનો નાશ, મૂત્રપિંડની વિકૃતિ, વાતવાહિનીઓમાં ક્ષોભ અને શુક્રક્ષય વગેરે લક્ષણો હોય તેવા ક્ષયના રોગી માટે આ રસાયન અમૃતસમાન હિતકારક છે.

**સૂચના**—શક્તિ અને વીર્યને વધારનાર ભોજન કરવું. પારાથી વિરુદ્ધ કરેલા અને કકારાદિવર્ગના પદાર્થો, હિંગ, વેંગણ, ખીલા, બહુ મીઠું, ક્ષાર અને તીક્ષ્ણ પદાર્થો ન લેવા અને આગ્રહપૂર્વક બ્રહ્મચર્યનું પાલન કરવું.

## (૬૩) હેમગર્ભપોટલી રસ

**વિધિ**—શુદ્ધ પારો ૪ તોલા, શુદ્ધ ગંધક ર તોલા, સોનાનાં વરક ૧ તોલો અને તામ્રભસ્મ ૩ તોલા લઇ, બધાંને વિધિસર મેળવી, કુંવારના રસમાં ૩ દિવસ ખરલ કરી સોગઠીઓ બનાવવી. બરાબર સુકાઇ જાય એટલે સારા રેશમી કપડાના કટકા પર થોડો ગંધક પાથરી, તેની પર સોગઠી મૂકી બાંધી દેવું. આવી બધી સોગઠીઓને ઍફીસાથે દોરાથી મજબૂત બાંધી લેવી. પછી એક નાની માટલીમાં પોટલીના વજન જેટલો જ લાકડિયો ગંધક નાંખી, ઉપર પોટલી રાખવી, અને ઉપર થોડો ગંધક નાખી, માટલીનું મોં ઢાંકણુ મૂકી બંધ કરી દેવું. ઢાંકણામાં એક-નાનું કાણું રાખવું, જેથી અંદર લોઢાની સળી નાખી જોઇ શકાય. પછી તે માટલીને વાલુકાયંત્રમાં મૂકી લગભગ ૧॥ કલાક મંદ અગ્નિ આપવો. જ્યારે અંદર નીચેના ગંધકનો રસ થઇ જાય ત્યારે ઉતારી અંદરની સોગઠીઓને તરત પાણીથી ધોઈ લેવી. (ર. ચં.)

**માત્રા**—॥ થી ૧ રતી દિવસમાં ર થી ૩ વાર પીપર અને મધ સાથે.

**ઉપયોગ**—આ રસાયન કફ સાથેની ભયંકર ખાંસી, શ્વાસ, ક્ષય, કફપ્રકોપ, વાતરોગ, સંગ્રહણી વગેરે રોગોમાં આપવો. પિત્તવિસર્જન ક્રિયામાં દોષ ઉત્પન્ન થઈ સંગ્રહણીયુક્ત ક્ષય થયો હોય તો તેમાં પિંડોની વિકૃતિને સુધારી ક્ષય અને સંગ્રહણી મટાડવામાં આ રસ બહુ ફાયદાકારક છે.

**બીજી વિધિ**—શુદ્ધ પારો ૪ ભાગ અને સોનાનાં વરક ૪ ભાગ મેળવી બારીક ખરલ કરવું. પછી ૧૨ ભાગ શુદ્ધ ગંધક નાખી કજ્જલી કરવી. પછી મોતીપિષ્ટ ૧૬ ભાગ, શંખભસ્મ ૨૪ ભાગ અને ફુલાવેલો ટંકણખાર ૧ ભાગ મેળવી પાકા તાજા લીંબુના રસમાં ખરલ કરી ગોળો બનાવી સૂકવી લેવો. બાદ એક શરાવમાં મૂકી બાકીની ખાલી જગ્યામાં સિંધવવાળી રાખોડી ભરી દઇ સંપુટ કરવો. સુકાઈ જાય એટલે એક હાથનો ગજપુટ આપવો. ઠંડું પડવે બહાર કાઢી ખરલ કરી લેવું. (શા. સં.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર ગાયનું ઘી અને મધમાં ૨૯ મરી સાથે મેળવી ચાટવું.

**ઉપયોગ**—આ રસાયન ક્ષયની બધી અવસ્થાઓમાં લાભદાયક છે, તથા ક્ષય, ખાંસી, કફ, સંગ્રહણી અને વાતજન્ય અતિસાર વગેરે સર્વ રોગો એથી મટે છે. ક્ષયની બધી અવસ્થાઓમાં ૧૦૦ ડીગ્રીથી વધારે તાવ ન હોય ત્યારે આ રસ ફાયદો કરે છે. ક્ષયમાં થનારી સંગ્રહણીને એ મટાડે છે અને પાચનશક્તિ વધારે છે. ક્ષયમાં પિત્તપ્રકોપ, મોં આવવું, સૂકી ખાંસી, ઝાડા અને ઉપદ્રવરૂપે થનારી સંગ્રહણીને એ મટાડે છે અને પાચનશક્તિ વધારે છે. પેટમાં વાયુનો પ્રકોપ હોય, પિત્તમાં અલ્પતા અને ઉષ્ણતા ખૂબ વધી ગઇ હોય, આંતરડાંની ધારણશક્તિ નબળી થઈ ગઇ હોય, ત્યારે આ રસ આપવો બહુ જ હિતકર છે.

## (૬૪) લક્ષ્મીવિલાસ રસ

**વિધિ**—સુવર્ણભસ્મ, રૌપ્યભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, બંગભસ્મ, લોહભસ્મ, મંડૂરભસ્મ, કાન્તભસ્મ (તેને અભાવે લોહભસ્મ), નાગભસ્મ, શુદ્ધ વછનાગ અને મોતીભસ્મ આ ૧૧ ઔષધિઓ ૧–૧ તોલો અને બધાની બરોબર રસસિંદૂર લેવો. બધાને મેળવી મધ સાથે ખરલ કરી, પૂરી જેવડી પાતળી અને મોટા થાળા જેવડી પહોળી બે પર્પટી બનાવી, સૂર્યના તાપમાં સૂકવવી. ૩–૪ દિવસમાં સુકાઇ જાય એટલે શરાવસંપુટ કરી ૪–૫ અડાયા છાણાનો અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થયે કાઢી લઇ, ચિત્રકમૂળના કવાથમાં ૮ પ્રહર ખરલ કરી ૦।।–૦।। રતીની ગોળીઓ બનાવવી. (યો. ૨.)

**સૂચના**—રસાયનનો રંગ લાલ થઇ રહે એટલો જ અગ્નિ આપવો જોઇએ. વધારે તાપ લાગવાથી રંગ કાળો પડી જાય છે અને પારો ઊડી જાય છે અને તેથી વજન ઓછું થઈ જાય છે.

**માત્રા**—½ થી ૧ રતી દિવસમાં ૨ વાર આપવી.

**અનુપાન**—ક્ષયમાં પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ સાથે. નપુંસકતામાં બંગભસ્મ અને સોજામાં પીલુડીના અર્ક સાથે. શક્તિ વધારવા પીપર અને મધ અથવા ચ્યવનપ્રાશઅવલેહ સાથે.

**ઉપયોગ**—આ રસ ત્રિદોષજન્ય ક્ષય, પાંડુરોગ, કમળો, બધા વાતરોગો, સોજો, સળેખમ, શુક્રક્ષય, અર્શ, શૂળ, કુષ્ઠ, મંદાગ્નિ, સન્નિપાત, શ્વાસ, કાસ વગેરે રોગોનો નાશ કરે છે અને શરીરને જુવાનીરૂપી લક્ષ્મી આપે છે.

આ રસ શક્તિ વધારનાર, ક્ષય મટાડનાર અને ક્ષયના જંતુઓનો નાશ કરનાર છે. વૈદ્યો આ રસ શક્તિ લાવવા માટે વાપરે છે.

પાણી વગર ચિમળાઈ જતા છોડના મૂળમાં પાણી રેડતાં પ્રફુલ્લ થઈ પાન-

ફળ-ફૂલ વગેરે વિકસવા માંડે છે તેમ આ રસથી જીવનદીપ પ્રકાશિત બને છે.

ક્ષયની તદ્દન શરૂઆતની અવસ્થામાં આ રસ આપવાથી અશક્તિ દૂર થાય છે; રક્ત વગેરે ધાતુઓ જલદી વધવા માંડે છે અને શક્તિ વધે છે. આ રીતે ક્ષયની બીજી અવસ્થામાં પણ આ રસ સારી અસર કરે છે. માત્ર ત્રીજી અવસ્થામાં જ્યારે ઉરઃસ્થાનમાં મોટા મોટા ક્ષત હોય ત્યારે આ રસ ખાસ અસર કરતો હોય તેમ લાગતું નથી.

વેગ રોકવા, ધાતુઓનો ક્ષય, સાહસ અને આહારવિહારમાં વિષમતા આ ક્ષયનાં નિમિત્ત કારણો છે. આમાં ક્ષય—એટલે કે રસ, રક્ત વગેરે ધાતુઓનો હ્રાસ થવાથી ઉત્પન્ન થયેલા ક્ષયમાં આ લક્ષ્મીવિલાસ રસ સારી અસર કરે છે. જો જંતુઓ કારણરૂપ હોય તોપણ શારીરિક શક્તિઓ ઘટયા વગર જંતુઓ શરીરમાં વધી શકતા નથી. લોહી, શુક્ર કે રજનો બહુ સ્રાવ થાય, લાંબો વખત રજસ્રાવ ચાલુ રહે ત્યારે અને બીજાં કારણોથી ધાતુઓનો ક્ષય થાય છે ત્યારે ક્ષયના જંતુઓને ક્ષેત્ર મળે છે અને ક્ષયનો વિકાસ થાય છે.

ક્ષયમાં માંસક્ષીણતા, કૃશતા, નબળાઈ અને મર્યાદિત જ્વર હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ આપવો જોઇએ. એવી સ્થિતિમાં આ રસ પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ સાથે આપવો જોઇએ. અથવા સવારે આ રસ આપવો અને સાંજે બીજી જ્વરઘ્ન ઔષધિ આપવી જોઇએ. સવારમાં જો તાવ વધારે હોય તો આ રસ ન આપતાં ત્રૈલોક્યચિંતામણિ કે જયમંગલ રસ આપવો જોઇએ.

ક્ષય ઉપરાંત જૂની કફજન્ય ખાંસીમાં પણ આ રસ સારી અસર કરે છે. રોગ બહુ જૂનો હોય, રોગી કૃશ અને બળ-માંસહીન થઈ ગયો હોય, ચામડી સુકી થઇ ગઈ હોય, કફ ગાઢો, ચીકણો, પીળો અને ગંધાતો નીકળતો હોય અને ત્રાસદાયક ખાંસી સાથે શ્વાસ પણ હોય એવા જુવાન હાડપિંજર જેવા નબળા શ્વાસના દરદી માટે આ બહુ ઉપયોગી ઔષધિ છે. આ રસથી જીવનીય શક્તિ બળવાન બને છે અને પછી રોગના જંતુઓ કે વિષ સાથે તે સહેલાઇથી યુદ્ધ કરી શકે છે.

જો કોઈ પણ ઇન્દ્રિયનું બળ કે આકૃતિ વખત પ્રમાણે બરોબર વિકાસ ન પામે તો તે ઇન્દ્રિય વહેલી અશક્ત અને ક્ષીણ થઈ જાય અને એનો વ્યાપાર સારી રીતે નહિ થઈ શકે. પછી બળાત્કારે મહેનત કરવાથી શક્તિનો ક્ષય વધે અને પૂર્તિ ઓછી થાય એવી સ્થિતિ થાય છે. આ સ્થિતિમાં ફેફસાંની ક્રિયા બરોબર ન થતી હોય ત્યારે કફદોષ દૂષિત થઇ ખાંસીનો રોગ ઉત્પન્ન થાય છે. કોઇવાર સાથે શ્વાસ પણ હોય છે. આ પ્રમાણે ફેફસાં માફક હૃદય અશક્ત થઇ જવાથી શ્વાસ, હાથપગે ખાલી, હાથ-પગ અને મોં પર સહેજ સોજા અને

કોઇવાર વાત કરતાં જ હાંફ ચઢવી, ધાંટો તદ્દન તણાઇ જવો અને મહામહેનતે બોલાવું, વગેરે લક્ષણો હોય ત્યારે લક્ષ્મીવિલાસ રસ સારો ફાયદો કરે છે. પહેલાં આપેલો અભ્રકપ્રધાન લક્ષ્મીવિલાસ રસ ( નંબર–૨૫ )માં હૃદયને ઉત્તેજના આપવાનો ગુણ વધારે છે; જ્યારે આ રસસિંદૂરવાળા રસમાં શક્તિ વધારવાનો ગુણ વધારે છે. આ ઉત્તેજક હોવા છતાં પણ હૃદયને વધારે ઉત્તેજના આપતો નથી.

હૃદયની અશક્તિને લીધે રક્તની અભિસરણક્રિયા સારી રીતે ન થવાથી આખા શરીરમાં અશક્તિ આવી જાય છે. આ સ્થિતિમાં આ રસ બહુ જ હિતકર મનાય છે.

આમાશયની અશક્તિને લીધે આમાશય રસ ( Gastric Juice ) બરોબર ઉત્પન્ન થતો નથી. એટલે એ પાચક રસ ઉત્પન્ન કરનાર કોષ–સમૂહ અશક્ત થઇ જવાથી આમાશયના પિત્તની ઉત્પત્તિ બરોબર થતી નથી. આથી ખોરાક પણ બરોબર પચતો નથી. ગ્રહણી, અગ્ન્યાશય, યકૃત અને લઘુ અંત્ર નબળાં થઈ જવાથી ત્યાં પાચક રસ પણ બરોબર કાર્ય ન કરવાથી ખોરાક જેવો જોઇએ તેવો પચતો નથી. અન્નનો વિદાહ થાય છે. ખોરાક ન પચવાથી રસધાતુ બરોબર થતી નથી. પરિણામે શરીરના સજીવ ઘટકોને પોષણ મળતું નથી અને શોષાય છે. આથી તેમની વૃદ્ધિ કે સ્વસ્થ સ્થિતિ બગડે છે, રોગી દિવસે દિવસે દૂબળો પડતો જાય છે, સહેજ ખોરાક લેતાં પેટ ભારે થઈ જાય છે, અને ખોરાક પર અરુચિ થાય છે. એવી સ્થિતિમાં લક્ષ્મીવિલાસ રસ સારી અસર કરે છે. આ રસથી આખી પાચનસંસ્થાના પિત્ત ઉત્પન્ન કરનાર કોપાણુઓ બળવાન બને છે, અન્નનો વિદાહ અટકે છે, ખોરાક સારી રીતે પચવા માંડે છે અને નવી અણુભવન ક્રિયા ( Anabolism ) નિયમિત રીતે થવા માંડે છે.

યકૃતની અશક્તિને લીધે યકૃતપિત્ત ( Bile )નો સ્રાવ પૂરતો ન થવાથી પક્વાશયમાં ખોરાક બરોબર પચતો નથી અને રસનું શોષણ થતું નથી. આથી શરીરમાં પાંડુતા આવી જાય છે. આ જાતની પાંડુતામાં પેટમાં આફરો, અપચો, પેટ ભારે, આંતરડાંમાં ગગડાટ અને ધીમો દુખાવો વગેરે લક્ષણો થાય છે. આ બધામાં મંદાગ્નિ મુખ્ય હોય છે. આવી જાતના રોગ પર આ રસ સારું કામ કરે છે.

કમળો આશુકારી અને ચિરકારી બે જાતનો થાય છે. ચિરકારી ( લાંબો વખત રહેનાર ) કમળામાં યકૃતના કોપાણુઓ ( Cells )માંની ધાતુક્રિયામાં વિકૃતિ થાય છે. પછી પિત્ત વિકૃત થઇ રસ અને રક્ત ધાતુમાં મળે છે અને તેથી કમળો થાય છે. આ જાતના કમળામાં અશક્તિ વધારે હોય છે. આ રોગ લાંબો વખત રહે છે. આખા શરીરમાં પીળાશ, પેશાબમાં આશુકારી પ્રકારના કરતાં ઓછી પીળાશ, મંદાગ્નિ, અરુચિ, કોઈ વાર ઊલટી, દિવસે દિવસે માંસ ઘટતું

જવું વગેરે લક્ષણો વધારે હોય છે. આ જાતના કમળામાં લક્ષ્મીવિલાસ રસ સારું કામ કરે છે.

વાતરોગમાં ઘણા ભેદ છે. આ રોગનાં કારણો જુદાંજુદાં અને લક્ષણો પણ વિચિત્ર હોય છે. વાતરોગમાં આશુકારી અને ચિરકારી એ પ્રકાર છે. આશુકારીમાં પક્ષાઘાત, અપતાનક, અને આક્ષેપક અને ચિરકારીમાં કલાયખંજ, સર્વાંગવાત, ગૃધ્રસી, વિશ્વાચી, ખલ્લી વગેરે આવે છે. આમાં વાતસ્થાનની અશક્તિથી ઉત્પન્ન થનારા ચિરકારી વાતરોગોમાં લક્ષ્મીવિલાસ રસ ફાયદો કરે છે. આશુકારી પક્ષાઘાત વગેરે રોગોની તીવ્ર અવસ્થામાં આ રસ વપરાતો નથી. પરંતુ જીર્ણઅવસ્થામાં અને સાથે સાથે આખા શરીરમાં અશક્તિ આવે ત્યારે આ રસ વપરાય છે. આ રીતે માથાની શૂળ, કાનમાં અવાજ, કોઇ પણ ઇન્દ્રિય અશક્ત થઈ જઇ પોતાનું કાર્ય સારી રીતે ન કરી શકવી, કોઈ પણ અંગ અશક્તિથી સુકાઇ જઇ પાતળું થઇ જવું, સ્મૃતિનો નાશ થવો વગેરે રોગોમાં અને ઉપર કહેલા ચિરકારી રોગોમાં લક્ષ્મીવિલાસ રસ બહુ લાભદાયક છે.

હૃદયની નબળાઇથી આખા શરીરે સોજા આવ્યા હોય ત્યારે મૂત્રલ અનુપાન સાથે આ રસ આપવાથી હૃદય બળવાન બને છે અને રસત્વચામાં એકત્ર થયેલો રસ રક્તમાં શોષાઇ જઇ સોજા મટી જાય છે.

એક જાતના દુષ્ટ પ્રતિશ્યાયમાં સતત પાણી નીકળ્યા કરે છે. રાતદિવસ આ પ્રમાણે સ્રાવ ચાલુ જ રહે છે. આ એકલું પાણી હોય તે પણ ગાઢું હોય છે. આ સ્રાવ નાકમાંની રસવાહિનીઓ અને શ્લેષ્મકલાઓમાંથી થાય છે. કોઈ પણ રીતે આ સ્રાવ અટકતો નથી. થોડા વખત માટે આ સ્રાવ બંધ થઈ જાય છે. પણ જ્યારે થાય છે ત્યારે કેટલાક દિવસો સુધી ચાલુ રહે છે. આ વિકાર પર આ રસ વપરાય છે. આ રસથી રસવાહિનીઓ અને શ્લેષ્મકલા પર નિયમન કરવાની શક્તિ આવે છે અને ફરીથી વારંવાર સળેખમ ઊભળતો નથી

નપુસકતામાં ઘણાં કારણો હોય છે. આમાંનુ એક કારણ અંડકોષના કોષાણુઓની પુબીજ અને ઓજ બનાવવાની શક્તિ ઘટી જવી એ છે. આ કોષાણુની અશક્તિને લીધે રક્તાભિસરણક્રિયા પણ સારી રીતે થતી નથી. પછી શુક્રમાંથી ઓજ (શુક્ર ધાતુનું વિશિષ્ટ તેજ તે ઓજ) બરોબર બનતુ નથી. આથી નપુસકતા આવે છે. રોગી તદ્દન નિસ્તેજ અને નિર્માલ્ય લાગે છે. ચહેરો ઉદાસ રહે છે, આખો દિવસ વિચારમાં ડૂબેલો રહે છે, કોઇ પણ કામ માટે તેને ઉત્સાહ રહેતો નથી અને ચહેરા પર કોઈ પણ મનોવૃત્તિ ચોક્કસ માલમ પડતી નથી. આ રોગ પર બંગભસ્મ સાથે લક્ષ્મીવિલાસ રસ આપવાથી પુરુષત્વ વધી ઉત્સાહ આવે છે. આ રસથી અંડકોષો બળવાન બને છે અને પુરુષબીજ અને ઓજ

બનાવવામાં મદદ મળે છે. આ રસથી નપુંસકત્વ, નષ્ટ વીર્યત્વ અને શીઘ્રપતન આ ત્રણે રોગો નાશ પામે છે અને તારુણ્યરૂપી લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

આ રસ સન્નિપાતની તીવ્ર અવસ્થામાં વપરાતો નથી. તોપણ સન્નિપાતજ્વર ઊતરી ગયા પછી તેના બીજા અંશો કે ઉપદ્રવો દૂર કરવા માટે આ રસ લાભદાયક છે. જુદીજુદી જાતના વિષમજ્વરોમાં સંતતજ્વર ઊતરે ત્યારે, શ્લૈષ્મિક સન્નિપાતમાં તાવનો વેગ મટે ત્યારે, આંત્રિકજ્વરમાં શારીરિક ઉત્તાપ તદ્દન ઘટી જાય ત્યારે, અને બીજી જાતના જ્વરમાં વેગ શમી ગયા પછી નાડીમાં ક્ષીણતા આવી જવી, આખા શરીરમાં ચીકાશ અને શિથિલતા, હૃદયમાં ક્ષીણતા, શ્વાસ વધારે હોવા છતાં પણ દરદી પૂરો શુદ્ધિમાં હોવો—આવી પ્રાણઘાતક સ્થિતિમાં જો નાડીનો વેગ ક્ષણેક્ષણે ઘટતો જતો હોય તો તે વખતે હેમગર્ભપોટલી રસ હિતકર છે. પરંતુ તીવ્ર ઘાતક અવસ્થા શમી ગયા પછી શારીરિક ઉત્તાપ ઓછો હોય, શરદી વધારે હોય, નાડી ક્ષીણ હોય અને સ્પંદન વધારે હોય એવી સ્થિતિમાં લક્ષ્મીવિલાસ રસ બહુ ઉપયોગી છે. કોઈ કોઈ વખત સન્નિપાતની શરદીવાળી ભયંકર સ્થિતિ ૮–૧૦ દિવસ રહે છે. આ વખતે આ રસ અપૂર્વ કાર્ય કરે છે. આ રીતે આ રસે ઘણા મનુષ્યોને ફરીથી જીવતદાન આપ્યું છે.

અતિસાર રોગમાં આમાશયથી મોટાં આંતરડાંના અંતભાગ સુધી અપ્ધાતુ વધી ખૂબ પ્રમાણમાં ઝાડા થાય છે, પરંતુ મળક્ષયના રોગમાં મળ બરોબર નીકળે છે. થોડો થોડો મળ નીકળ્યા જ કરે છે પણ તદ્દન બંધ થઈ જતો નથી. આ રોગ પર આ રસ સારો ફાયદો કરે છે. આ રીતે ક્ષયરોગના ઉપદ્રવરૂપે થયેલા અતિસારમાં પણ આ રસ ફાયદો કરે છે. માત્ર શરીરની ઉષ્ણતા મર્યાદામાં હોવી જોઈએ.

ટૂંકમાં આ રસ કોઈ પણ કારણથી આવેલી અશક્તિમાં બધી ઇન્દ્રિયો અને અવયવોને યોગ્ય પ્રમાણમાં પોષક દ્રવ્ય અપાવી બળવાન બનાવનાર અમૂલ્ય ઔષધિ છે. આથી શરીરનો ક્ષય કરનાર ઘણા રોગોમાં આ રસ વપરાય છે.

(ઔ. ગુ. ધ. શા.)

શ્વસનક જ્વર (ન્યુમોનિયા)માં આ રસાયન લાભદાયક છે. આ રસાયન સાથે મોરપીંછની ભસ્મ, તજ, જેઠીમધ અને બહેડાં મેળવી આદુનો રસ અને મધ સાથે સવારમાં આપતા રહેવું જોઈએ. જો અશક્તિ વધારે હોય તો ½ રતી કસ્તૂરી પણ મેળવી લેવી જોઈએ. રાત્રે સમીરપન્નગ રસ આપતા રહેવું. આ રીતે ઉપચાર કરવાથી રોગ શાંતિથી મટી જાય છે.

### (૬૫) ચંદ્રામૃત રસ

વિધિ—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, ચવક, ધાણા, જીરું

અને સિંધવ આ ૧૦ વસ્તુઓ ૧-૧ તોલો લઈ, ખાંડી, બારીક ચૂર્ણ કરી, બકરીના દૂધમાં ૬ કલાક ખરલ કરવું. પછી શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને લોહભસ્મ ૨-૨ તોલા, ફુલાવેલો ટંકણખાર ૪ તોલા અને મરી ૨ તોલા લઈ મેળવી લેવું. પહેલાં પારો અને ગંધક મેળવી કજ્જલી કરવી. પછી અનુક્રમે ભસ્મ અને ચૂર્ણ મેળવવાં. પછી બકરીના દૂધમાં મેળવેલા ઉપલા ચૂર્ણ સાથે મેળવી, બકરીના દૂધમાં ૩ કલાક ખરલ કરી ૩-૩ રતી ગોળીઓ વાળવી. (ર. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર લેવી.

**અનુપાન**—બકરીનું દૂધ, કળથીનો ઉકાળો, કમળનો રસ, મધ, પીપર કે આદાના રસ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન વાતપિત્તપ્રધાન, વાતકફપ્રધાન, પિત્તકફપ્રધાન, વાતજ અને પિત્તજ ખાંસી, રક્તયુક્ત ખાંસી, સૂકી ખાંસી, કફવાળી ખાંસી, શ્વાસ સાથેની ખાંસી, તાવ સાથેનો શ્વાસ, તૃષા, દાહ, ભ્રમ, બરોળવૃદ્ધિ, ગુલ્મ, ઉદરરોગ, આફરો, કૃમિ, હૃદયરોગ, પાંડુરોગ, જીર્ણજ્વર વગેરે રોગોનો નાશ કરે છે. સખ્ત ખાંસીનેએ ૧-૨ દિવસમાં જ મટાડી દે છે, અને અગ્નિ, બળ અને વીર્યને વધારનાર પણ છે.

ફેફસાંમાં કફ બહુ ભરાઇ ગયો હોય અને તાવ પણ રહેતો હોય તો અરડૂસી, ગળો, ભારંગમૂળ, નાગરમોથ અને બેઠી ભોંયરીંગણી સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરી જમ્યા પછી ૧॥-૧॥ માસો મધ સાથે ઉપરની દવા લેતી વખતે અને પછી લેતા રહેવાથી અથવા અનુપાન રૂપે અરડૂસી વગેરેનો કવાથ લેતા રહેવાથી ફેફસાં દોષવગરનાં અને બળવાન બની જાય છે. આ દવા અમે જુદીજુદી જાતની ખાંસીમાં ઘણીવાર વાપરી છે. બહુ જ પ્રભાવશાળી અકસીર દવા છે.

### (૬૬) કફકુઠાર રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, સૂંઠ, મરી, પીપર, તામ્રભસ્મ અને લોહભસ્મ એ સર્વ સરખે વજને લેવાં. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી ભસ્મો મેળવવી. પછી સૂંઠ, મરી અને પીપરનું કપડછાણ ચૂર્ણ કરી બેઠી ભોંયરીંગણીના ફળના રસમાં ૬ કલાક ખરલ કરવું. પછી કફુના કવાથ અને ધતૂરાના પાનના રસની ૧-૧ ભાવના આપી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (ર. રા. સું.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર નાગરવેલના પાનના રસ સાથે આપવી.

**ઉપયોગ**—કફકુઠાર રસ બહુ જ તીક્ષ્ણ છે. છાતીમાં કફ બહુ ભરાઈ ગયો હોય, વારંવાર ખાંસી આવી કફ થોડો થોડો નીકળતો હોય અને તાવ હોય ત્યારે

ખાંસીનો વેગ ઓછો કરવા માટે, કફ કાઢી નાંખવા માટે અને શ્વાસવાહિની પર શામક અસર કરવા માટે કફકુઠાર રસ બહુ જ સરસ કામ કરે છે.

આ રસ પ્રકુપિત કફ અને તેથી થતી ખાંસી સાથેના તાવ પર વપરાય છે. છાતીમાં કફ બહુ ભરાઈ જવાથી વારંવાર ખાંસી આવી બહુ ગાઢો, ચીકણો, ગાંઠો જેવો કફ નીકળતો હોય ત્યારે તેની ચિકિત્સામાં મુશ્કેલી પડે છે. ખાંસી બહુ ત્રાસ આપનારી અને વારંવાર આવતી હોવાથી કોઇ કોઇવાર અફીણવાળી બનાવટ આપવી પડે છે. અફીણમાં સ્તંભક અને શામક ગુણ હોવાથી ખાંસી સહેજ નરમ લાગે છે પણ પરિણામે નુકસાન વધારે થાય છે. કારણ દુષ્ટ કફ અંદર વધારે દૂષિત થઈ નુકસાન કરે છે. આથી એવી ત્રાસદાયક ખાંસીમાં અફીણ જેવી શામક વસ્તુ એકલી ન આપવી જોઇએ. કફનો સ્રાવ કરાવે અને શ્વાસવાહિનીઓ પર શામક અસર કરે તેવી ધતૂરાવાળી બનાવટ વધારે ઉપયોગી થઇ પડે છે. આ રસમાં ધતૂરા ઉપરાંત બેઠી ભોંયરીંગણી અને કડુ હોવાથી ઉત્તેજના કરી કફને પાતળો બનાવવો અને તેનો સ્રાવ કરાવવો એ બંને કામ સરળતાથી થાય છે.

કફ વધારે વખત ભરાઈ રહેવાથી કોઈ વખત કુપિત થઈ તાવ ઉત્પન્ન કરે છે. તે વખતે કફ જેમ જેમ ઘટતો જાય છે, તેમતેમ તાવનું જોર પણ ઘટતું જાય છે. આ જ્વરમાં તાવનો વેગ વધુ હોવા છતાં નાડીનો વેગ તેટલો વધતો નથી. આખું શરીર ગોળા જેવું અને ભારે લાગે છે. આળસ વધારે આવે છે, આખું શરીર, ખાસ કરીને છાતી જકડાઈ જાય છે, આગળ પર ખાંસી જેમ જેમ વધતી જાય છે તેમ તેમ છાતીમાં શળ પણ મારવા માંડે છે. ખાંસી ખાતાં શળ વધારે મારે છે અને પાંસળીઓ ખેંચાઈ ગભરામણ જેવું થાય છે. કફ છૂટતાં દુખાવો ઓછો થાય છે અને રોગી અશક્ત અને ફિક્કો થઇ જાય છે. આવું થાય ત્યારે કફકુઠાર રસ સારી અસર કરે છે.

કફકુઠાર રસમાં તામ્ર વેદના શમાવનાર, આક્ષેપનો નાશ કરનાર અને કફની ઉત્પત્તિ ઓછી કરનાર છે અને ધતૂરો ખાંસીનો વેગ ઓછો કરી કફ બહાર કાઢવામાં મદદ કરે છે. એ વાતવાહિનીઓ માટે શામક છે અને અંતરસ્રાવ નિયમિત કરે છે. ભોંયરીંગણી ઉત્તેજક અને કફનો સ્રાવ કરનાર છે, અને કડુ કફને પાતળો કરનાર અને ઊલટી કરાવનાર છે. પીપર કફનો સ્રાવ કરનાર છે. સૂંઠ અને મરી પાચન અને દીપન કરનાર છે. લોહભસ્મ શક્તિ વધારનાર અને કજ્જલી યોગવાહી અને રસાયન છે. (ઓ. ગુ. ધ. શા.)

## (૬૭) અગ્નિરસ

વિધિ—શુદ્ધ પારો ૧ તોલો, શુદ્ધ ગંધક ૨ તોલા, પીપર ૩ તોલા, હરડે ૪ તોલા, બહેડાં ૫ તોલા અને અરડૂસીનાં પાન ૬ તોલા લેવાં. બધાંને વિધિસર

એકઠાં કરી, બાવળની છાલના ઉકાળાની ૨૧ ભાવના આપી, સૂકવી, ચૂર્ણ કરી લેવું. અથવા ૨-૨ રતીની ગોળીઓ વાળવી. ઘણા ગ્રંથકારોએ આમાં ભારંગમૂળ ૭ તોલા મેળવી 'ભાગો-તરવટી' એવું નામ આપ્યુ છે. (ર. ર. સ.)

જો અગ્નિરસ આપતી વખતે સાથે ૨-૨ રતી ભારંગમૂળ મેળવી લેવામાં આવે તો કફસ્થાનની શક્તિ ઘણી વધી જાય છે અને એથી કફ સરળતાથી બહાર નીકળી જાય છે. સૂકી ખાંસીવાળાઓ માટે ભારંગમૂળ ન મેળવવું જોઇએ.

**માત્રા**—૪ થી ૬ રતી દિવસમાં ૩ વાર મધ સાથે ચટાડવું. સવાર સાંજ બે વખત ઉપર બકરીનું દૂધ પાવું. બપોરે દૂધ ન પાવું.

**ઉપયોગ**—આ રસ શ્વાસવાહિનીઓમાંથી કફનો જલદી સ્રાવ કરાવે છે, અને કફ સાથેની ખાંસી, શ્વાસ, ક્ષય, અને ઉરઃક્ષતમાં બહુ ફાયદાકારક છે. કફને જલદીથી બહાર કાઢે છે. ગળું અને જીભના દોષનું શમન કરે છે, અને લોહી નીકળતું બંધ કરે છે. ક્ષય અને જૂની ખાંસીમાં કફ સાથે લોહી પડતું હોય અથવા ફેફસાંમાં આઘાત લાગવાથી થૂંકમાં લોહી આવતું હોય ત્યારે આ રસ સારો ફાયદો કરે છે. શ્વાસવાહિનીઓમાંથી કફ જલદી કાઢી નાખે છે, કંઠ અને જીભના દોષનું શમન કરે છે, અને લોહી નીકળતું બંધ કરે છે. વારંવાર ખાંસી થયા કરતી હોય તેવી સૂકી ખાંસીમાં પણ આ રસ ફાયદાકારક છે. આ રસ શામક હોવાથી ખાંસીના વેગનું શમન કરે છે.

## (૬૮) લવંગાદિ તાલસિંદૂર

**વિધિ**—કૂપીપક્વ રસાયન પ્રકરણમાં લખ્યા પ્રમાણે બનાવેલો તાલસિંદૂર ૫ તોલા અને સાકર વગરનું લવંગાદિ ચૂર્ણ ૫ તોલા મેળવી ખરલ કરવું. પછી ૫ તોલા લવંગાદિ ચૂર્ણનો કવાથ કરી, તેની ૩ ભાવના આપી મગ જેવડી ગોળીઓ વાળવી. (આ. નિ. મા.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર આદુના રસ અને મધ સાથે અથવા પાનમાં આપવી.

**ઉપયોગ**—આ રસ ફેફસાંના વાયુકોષ અને શ્વાસપ્રણાલિકાઓને મજબૂત બનાવે છે. એમાં ભરાયેલા કફને બહાર કાઢી નાખે છે, અને નવો કફ થતો રોકે છે. આ લવંગાદિ તાલસિંદૂર શ્વાસ, ક્ષય, ખાંસી, ઉરઃક્ષત વગેરે ફેફસાં અને હૃદયના બધા રોગોનો નાશ કરે છે. ખાવામાં ઘી વધારે ખાવું અને પરહેજી પાળવી. વધારે ગુણો તાલસિંદૂરના વર્ણનમાં લખ્યા છે. પરંતુ લવંગાદિ ચૂર્ણના સંયોગથી તાલસિંદૂરની ઉગ્રતાનું શમન થઈ જાય છે અને લવંગાદિ ચૂર્ણના ગુણમાં વધારો થાય છે.

## (૬૯) શ્વાસકુઠાર રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, ફુલાવેલો ટંકણખાર, અને મનઃશિલ ૧–૧ તોલો અને મરી ૮ તોલા લેવાં. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરવી, પછી વછનાગ, ટંકણખાર, અને મરી વારાફરતી મેળવવાં. મરી ૧–૧ નાખતા જવું અને ખરલ કરતા જવું. પછી સૂંઠ, મરી અને પીપરનું ૧–૧ તોલો બારીક ચૂર્ણ મેળવી શીશીમાં ભરી લેવું. કેટલાક વૈદ્યો આ રસની નાગરવેલના પાનના રસમાં ખરલ કરી ગોળીઓ વાળે છે.

**માત્રા**— ૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર નાગરવેલના પાનમાં આપવું. અથવા આદુનો રસ અને સાકર સાથે અથવા બેઠી ભોંયરીંગણીના ક્વાથ સાથે આપવું.

**ઉપયોગ**—આ રસ શ્વાસ, કાસ, મંદાગ્નિ અને વાતકફપ્રધાન રોગોનો નાશ કરે છે. આ રસ સન્નિપાત, મૂર્છા, અપસ્માર, બેશુદ્ધિ વગેરેમાં સુંઘાડવાથી દરદી તરત શુદ્ધિમાં આવી જાય છે. ઉરસ્તોયમાં જ્યાં સુધી પાણી ભરાતું નથી, ત્યાં સુધી આ રસ ફાયદો કરી શકે છે. સૂર્યાવર્ત, આધાશીશી અને અસહ્ય માથાનું દરદ, સળેખમ, ૧૧ પ્રકારના ક્ષય, હૃદયરોગ, શૂળ, ભયંકર સ્વરભેદ વગેરેમાં આ રસ રોગ પ્રમાણે અનુપાન સાથે આપવાથી બધા રોગોનો નાશ કરે છે.

શ્વાસકુઠાર રસ શ્વાસરોગમાં સારી અસર કરે છે. શ્વાસ રોગ ઉપરાંત બીજા રોગોના પૂર્વરૂપ, ઉપદ્રવ કે લક્ષણ તરીકે પણ શ્વાસ થાય છે. હૃદયરોગ અથવા આખા શરીરમાં શોથ બંને રોગોમાં શ્વાસની સંપ્રાપ્તિ આવી જાય છે, એવા લક્ષણરૂપ શ્વાસમાં આ રસ અસર કરતો નથી.

ઘડપણ કે જુવાનીમાં જ ખાંસી અને તેની સાથે શ્વાસ હોય ત્યારે આ રસ વપરાય છે. આ શ્વાસમાં ગભરામણ વધારે હોય છે, શ્વાસોચ્છ્વાસ વેગથી ચાલે છે અને શ્વાસ કરતાં આ ઉપદ્રવ વધારે હોય છે. શ્વાસનો વેગ આવતાં દરદી એકદમ બેચેન બની જાય છે, પાસેના થાંભલા કે માણસને પકડીને બેસવાથી કાંઈક શાંતિ વળશે એમ લાગે છે. આમ ધારી જે કાંઈ હોય તે પકડી લે છે. કફ છૂટવા માટે જે કાંઇ મળે તે મોંમાં રાખે છે. આ શ્વાસનું કોઇ નક્કી કારણ નથી. કોઇને ઠંડો પવન કે શિયાળામાં, તો કોઇને ચોમાસામાં, શિયાળામાં બરફ કે વરસાદ થાય અને ઠંડો પવન વાય ત્યારે વગેરે કારણથી શ્વાસ ઊભળે છે. કોઈ કોઇને ઉનાળામાં સખ્ત ગરમી પડે તેનાથી શ્વાસ વધી જાય છે. આ રીતે ખોરાક–રહેણીકરણીથી પણ શ્વાસ વધે છે. કોઇ કોઇને સહેજ ખાટું દહીં ખાતા શ્વાસ વધે છે અને પ્રકૃતિભેદથી કોઇને દહીં ખાતા ફાયદો થઇ જાય છે.

સળેખમ થઇ શ્વાસવાહિનીઓમાં કફ ઉત્પન્ન થઇ કેટલાક વખતમાં કફનો

અવરોધ થાય છે. તે પછી જો શ્વાસ ઉત્પન્ન થયો હોય તો આ રસ વાપરવો જોઇએ. આ રોગમાં શ્વાસ ઉત્પન્ન થઈ વારંવાર ચક્કર આવી આંખે અંધારાં આવી જાય છે અને મંદાગ્નિ, ખાંસી વગેરે લક્ષણો થાય છે. કફ ન પડે ત્યાં સુધી બહુ ત્રાસ પડે છે અને વારંવાર ખાંસી આવ્યા કરે છે. કફ નીકળતાં થોડી વાર સારું લાગે છે. ગળામાં કાંઇક ચીજ ભરાઇ હોય તેમ લાગે છે. ખાંસી અને શ્વાસનો વેગ આવતા બોલવું પણ અઘરું પડે છે, ઊંઘ આવતી નથી. જો સહેજ આંખ મળે તો થોડી જ વારમાં શ્વાસનો વેગ વધી વધારે ગભરામણ થાય છે. આ ગભરામણ કફ રોકવાથી થાય છે. રોગી ખાટલા પર સીધો સૂઇ શકતો નથી. તેને બેસી રહેતા ઠીક લાગે છે અને આગળપાછળ કાંઇક આધાર રાખવાથી સહેજ શાંતિ વળે છે. જો સહેજ સૂવે તો એકદમ વેગ આવવાથી બેઠા થઈ જવું પડે છે. ગરમ પાણી, ગરમાગરમ ચા, સેક, સગડી, ઓઢવા ગરમ ધાબળો વગેરેથી સારું લાગે છે. સહેજ ઠંડી લાગતા શ્વાસનો વેગ અને બેચેની વધી જાય છે. વેગ બહુ હોય ત્યારે આંખો અર્ધી મીંચેલી રહે છે, આંખોની કીકી સહેજ ઉપર ચઢેલી લાગે છે, પરસેવો ખાસ કરીને કપાળ પર, મોં સુકકું, અવાજ બેસી જવો, વગેરે લક્ષણો થાય છે. આ શ્વાસમાં શ્વાસકુઠાર રસ લાભદાયક છે.

આકાશમાં વાદળાં, વરસાદ, ઠંડો કે ભીનો પવન વગેરેથી શ્વાસ સહેજ વધે છે. આ રીતે ભીની જમીન પર બેસવાથી, ઠંડું કે કફ વધારે તેવું ખાવાથી શ્વાસ વધી જાય છે. શીતવીર્ય અને ઠંડી ચીજોને અડકવાથી શ્વાસ વધે છે. આ રીતના શ્વાસરોગોમાં શ્વાસકુઠાર રસ સારો વપરાય છે. આ જાતના રોગોમાં સમીર-પન્નગ રસ પણ લાભદાયક છે.

શ્વાસ ઉપરાંત મોહ, મૂર્છા, ભ્રમ વગેરેમાં બેશુદ્ધિ થાય ત્યારે આ રસ નસ્ય તરીકે પણ વપરાય છે. **( ઔ. ગુ. ધ. શા. )**

**સૂચના**—(૧) પિત્તજન્ય કાસમાં આ રસ ન વાપરવો જોઇએ. (૨) કોઈ કોઈવાર શ્વાસકુઠારથી કેટલાક દરદીઓને ગરમી વધી જાય છે. તે વખતે પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ કે દાડિમાવલેહ કે સાકરવાળું દૂધ આપવું જોઇએ.

### (૭૦) શ્વાસરોગાંતક વટી

**વિધિ**—શુદ્ધ સોમલ ૧ તોલો, શૃંગભસ્મ ૧૧ તોલા અને ફુલાવેલો ટંકણ-ખાર અને ધોળાં મરી ૨–૨ તોલા લેવાં. ચારે ઔષધિઓ મેળવી નાગરવેલના પાનના રસમાં ૩ દિવસ ઘૂંટી ૧–૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર મધ સાથે અથવા સાકર નાખેલા દૂધ સાથે અથવા ઘી સાથે આપવી.

**ઉપયોગ**—નવા અને જૂના શ્વાસરોગ કે જેમાં કફ બહુ પડતો હોય, ફેફસાં

અને શ્વાસનળી કફથી ભરેલી રહેતી હોય, અને સહેજ મહેનત કરતાં શ્વાસ રોકાતો હોય, એવા રોગમાં આ વટીથી બહુ જલદી ફાયદો થાય છે. જે રોગીઓની પાચનક્રિયા બહુ બગડી ન હોય તેમને ખાસ કરીને જૂના રોગમાં આ વટી ઘી સાથે અપાય છે. ઘી ૨–૪ તોલા પાવામાં આવે છે.

**સૂચના**—પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને આ ઔષધિ ન આપવી. મૂત્રપિંડ દૂષિત થવાથી મૂત્ર બરોબર ઉત્પન્ન ન થતું હોય, તો પણ આ રસાયન ન આપવું. યકૃત નબળું હોવાથી પિત્તનો સ્રાવ ઓછો થતો હોય તો ઘી વધારે ન આપવું, દૂધ પાવું.

**બીજી વિધિ**—શુદ્ધ વછનાગ, શુદ્ધ હિંગળોક, ફુલાવેલો ટંકણખાર અને પીપળીમૂળ ૨–૨ તોલા, પીંપર, ધોળાં મરી, દ્રાક્ષ, હીમજ, અને જેઠીમધ ૫–૫ તોલા, કાળી તંબાકુની ડાંખળીના કોયલા ૧૦ તોલા અને કેસર ૬ માસા લેવું. બધાંને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવી નાગરવેલના પાનના રસમાં ૧૨ કલાક ઘૂંટી ૦॥–૦॥ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી, મધ અથવા નાગરવેલના પાન સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી તંબાકુના વ્યસનથી થતી ખાંસી અને શ્વાસને મટાડે છે. કફજન્ય ખાંસી, શ્વાસ અને શૂળને એ જલદી ફાયદો કરે છે. સળેખમ, અરુચિ, મંદાગ્નિ, કબજિયાત, ઝીણો તાવ અને અતિસારનો પણ એ નાશ કરે છે.

**સૂચના**—તંબાકુની ડાંખળીના નાના નાના કટકા કરી એક માટીના વાસણમાં બાળવા. ધુમાડો નીકળતો બંધ થાય એટલે ઉપર ઢાંકણું ઢાંકી દેવું, નહિ તો રાખોડી થઈ જશે. જે દિવસે કોયલા કરવામાં આવે તે જ દિવસે ગોળીઓ વાળી લેવી.

## (૭૧) મલ્લાદિ વટી

**પ્રથમ વિધિ**—શુદ્ધ સોમલ, વાસકપૂર, એલચી અને જાવંત્રી ૨–૨ તોલા લઇ ગુલાબજળમાં ૨ દિવસ ઘૂંટી જુવારના દાણા જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—કફ, શ્વાસ, સળેખમ, જીર્ણજ્વર, ઊલટી, પ્રમેહ, અને વાતવિકાર વગેરેનો નાશ કરે છે. સોમલની ઉષ્ણતા બીજી શીતળ દવાઓના સંયોગથી ઓછી થઈ જાય છે, તેથી જે રોગીઓથી ઉગ્ર ઔષધિ સહન ન થતી હોય, તેમને પણ આ વટી આપી શકાય છે. ખૂબ બીડી પીવાથી કે બીજા કોઈ કારણે કફપ્રકોપ થયો હોય અને તેથી શ્વસનસંસ્થામાં લાંબા કાળથી કફ ભરાઈ રહ્યો હોય, ત્યારે કફ પીળો અને ચીકણો બની જાય છે. ખૂબ મહેનતે અને થોડો થોડો એ બહાર નીકળે છે. ગળામાં ને શ્વાસનળીમાં કફ ચોંટી રહે છે. બહાર નીકળવાની ઇચ્છા

છતાંય તેનાથી બહાર નીકળી શકાતું નથી. આ સ્થિતિમાં આ મલ્લાદિ વટી દૂધની મલાઈ કે ગાયના ઘી સાથે આપવામાં આવે છે, તો કફ સરળતાથી નીકળે છે. તેમજ કફની ઉત્પત્તિ પણ ઓછી થઇ જાય છે. આ વટી જૂના વાતપ્રકોપ પર સારો ફાયદો કરે છે, હૃદયને બળવાન બનાવે છે, અને અશક્તિ દૂર કરે છે. આ વટી શ્રી. પં. સુખરામદાસજી ટી. ઓઝા પ્રાણાચાર્ય પણ સળેખમ અને કફના પ્રકોપ પર ઘણાં વર્ષોથી વાપરે છે.

**બીજી વિધિ**—શુદ્ધ સોમલ ૧ તોલો અને સિંધવ ૭ તોલા લઇ, મેળવી, કુંવારના રસમાં ૩ દિવસ ઘૂંટી મગ જેવડી ગોળીઓ વાળવી. (અ. યો. મા.)

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર પાણી દૂધ કે ઘી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી ઉદરશૂળ, વાન્તિ–વિષમજ્વર, કફદોષ, શ્વાસ, આમવાત, અપચો અને વાતરોગનો નાશ કરે છે. અપચો થવાથી આમાશયની શ્લૈષ્મિક કલામાં પ્રદાહ થઇ જાય છે ત્યારે પેટમાં દુખાવો થાય છે. પેટ ભારે પણ લાગે છે અને ઊલટી પણ થાય છે. આ અપચાથી થનાર પેટનો દુખાવો મટાડવા માટે ઓછી માત્રામાં આ વટી વાપરવાથી ફાયદો થઇ જાય છે.

## (૭૨) શ્વાસદમન ચૂર્ણ

**વિધિ**—શુદ્ધ મન શિલ, સેકેલી હિંગ, વાવડિંગ, કઠ, મરી અને સિંધવ સરખે ભાગે લઈ, મેળવી બારીક ચૂર્ણ તૈયાર કરવું. (ર. ર. સ.)

**માત્રા**—૧–૧ માસો દિવસમાં ૨ વાર મધ અને ઘી સાથે.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી શ્વાસ, હેડકી અને ખાંસીમાં જલદી ફાયદો થાય છે; હૃદયનો અવરોધ અને શ્વાસનું રોકાણ તરત ઓછું થઇ જાય છે; તેમજ હેડકી અને કફ સાથેની ખાંસીનો પણ નાશ કરે છે. ગભરામણ હોય ત્યારે આ ચૂર્ણ તરત ફાયદો કરે છે.

આ ઔષધિ દમના હુમલા વખતે શ્વાસના વેગને શમાવવા માટે વાપરવામાં આવે છે. જોકે એફેડ્રિન (Ephedrine) કે જે સોમલ (Ephedra Vulgaris) નું ક્ષારીય સત્ત્વ છે તેના કરતાં ઓછું કામ કરે છે. પરંતુ બહુ ઉગ્ર ઔષધિઓનું સેવન કરવાથી રોગ સાચી રીતે દબાતો નથી, પણ આખી જિંદગી વારંવાર તેનું સેવન કરવું પડે છે. આથી ઊલટું આયુર્વેદિક દવાથી તરત ફાયદો નથી થઈ શકતો, થોડો વખત લાગે છે, પણ રોગનિરોધક શક્તિ શિથિલ નથી થતી. પરહેજી સાથે કેટલોક વખત આયુર્વેદિક ઔષધિ લેવાથી રોગ હંમેશ માટે મરી જાય છે.

આ ઔષધિમાં આક્ષેપ હરનાર મુખ્ય ઔષધ કઠ છે અને હિંગ મદદ કરનાર

છે. મનઃશિલ વગેરે બાકીની ઔષધિઓ કફઘ્ન છે. જો અપચો, આફરો, ચળ અને ગભરામણ હોય તો તે પણ મટે છે. આક્ષેપ વખતે આ ઔષધિ ૧-૧ કલાકે ૩ વાર અને આક્ષેપ ન હોય ત્યારે દિવસમાં ૨ કે ૩ વાર આપવામાં આવે છે.

જે રીતે આ ચૂર્ણ શ્વાસના હુમલા વખતે વપરાય છે, તે જ રીતે હેડકી અને હૃદયરોગથી થનાર શ્વાસના અવરોધ ( Cardiac Asthma ) પર પણ વપરાય છે.

આ ચૂર્ણ પિત્તને વધારનાર હોવાથી અમ્લપિત્ત, મોં આવવું, કંઠમાં સોજો અથવા બીજા પિત્તપ્રધાન વિકારો સાથેના શ્વાસ અને ખાંસીમાં નથી વપરાતું, તેમજ ઘી મેળવ્યા વગર નથી લેવાતું. નહિતો ગળામાં સોજો આવી જાય છે.

**બીજી વિધિ**—શુદ્ધ મનઃશિલ ૫ તોલા અને ગોદંતીભસ્મ ૨૦ તોલા મેળવી ખરલ કરી લેવું. **(શ્રી. પં. કાંતિલાલજી આચાર્ય)**

**માત્રા**—૨ રતી દિવસમાં ૨-૩ વાર અથવા જરૂર પ્રમાણે ૧-૧ કલાકે ૩ વાર મધ કે ઘી અને મધ સાથે આપવું. જરૂર હોય ત્યારે સિંધવ મેળવી લેવો.

**ઉપયોગ**—આ રસાયન પિત્ત પ્રકૃતિવાળાને કફના પ્રકોપથી થનારા શ્વાસમાં અપાય છે. આ ઔષધિથી કફ સરળતાથી બહાર નીકળે છે, અને પછી શ્વાસનો અવરોધ અને ગભરામણ મટે છે. પહેલી વિધિ કરતાં આ ઔષધિ સૌમ્ય છે. આક્ષેપ તીવ્ર હોય, સાથે અપચો હોય અને ગરમ દવા સહન થતી હોય, ત્યારે પહેલી વિધિવાળું શ્વાસદમન અપાય છે. ગરમ પ્રકૃતિ, ગરમ ઋતુ, તમાકુના વ્યસનવાળા, મોં આવેલું હોય તેવા અને અમ્લપિત્તના દરદીઓને આ બનાવટ વધારે અનુકૂળ પડે છે.

## (૭૩) હિક્કાંતક રસ

**વિધિ**—સુવર્ણભસ્મ, મોતીપિષ્ટિ, તામ્રભસ્મ અને લોહભસ્મ આ બધાં સરખે ભાગે મેળવી, બિજોરાના રસની ૩ ભાવના આપી, ૧-૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૩ રતી બિજોરાનો રસ, મધ અને સંચળ સાથે અથવા કારણ અનુસાર અનુપાન સાથે ૨-૨ કલાકે ૨-૩ વાર આપવું.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતની હેડકીનો ચોક્કસ રીતે નાશ કરે છે 'રસચંડાંશુ'ના લેખકે આ રસાયનનું નામ 'સુવર્ણભસ્માદિ યોગ' લખ્યું છે.

આ રસાયન યમલા, ગંભીરા અને મહાહિક્કા ત્રણે પર વપરાય છે. આમ ખાસ કરીને યમલા પર વધારે અસર કરે છે. આ ત્રણે હેડકીઓની ઉત્પત્તિ જુદાંજુદાં કારણોથી થાય છે. એટલે મૂળ કારણ ઉપર ધ્યાન રાખીને અનુપાન અને પથ્યની યોજના કરવી જોઇએ.

યમલાની ઉત્પત્તિ ઉદરમાંના અવયવો (અન્નનલિકા, આમાશય, નાનાં આંતરડાં, મોટાં આંતરડાં, યકૃત કે ઉદર્યાકલા)ના પ્રદાહ કે ગર્ભધારણ વગેરે કારણોથી મહાપ્રાચીરાપેશીનો આક્ષેપ થવાથી થાય છે. આમાશયમાં પ્રદાહ થવાથી મોં આવવું, છાતીમાં બળતરા, ખાટી ઊલટી થયા કરવી, અરુચિ અને આમાશયમાં ભારેપણું વગેરે, નાનાં આંતરડાંમાં પ્રદાહ થવાથી અતિસાર વગેરે, મોટાં આંતરડાંમાં ચાંદા સાથે પ્રદાહ થવાથી પ્રવાહિકા, લોહીના ઝાડા વગેરે અને આ બધામાં પ્રદાહ ફેલાઇ જાય ત્યારે મિશ્ર લક્ષણો સાથે યમલા હેડકી ઉત્પન્ન થાય છે. ઉદર્યાકલામાં વ્યાપક પ્રદાહ થવાથી પેટ દબાવવાથી વધારે દરદ (પીડનાક્ષમતા), આફરો, શળ, કબજિયાત, ઊલટી, પરસેવો વગેરે લક્ષણો સાથે હેડકી થાય છે. ગર્ભાધાનથી હેડકી થાય તો તેનાં લક્ષણો મળે છે.

યમલાના આ બધા વિકારો પર હિક્કાંતક રસ ઉપકારક છે. આમાશયના પ્રદાહમાં હિંગ, સૂંઠ, મીઠું વગેરે ઉગ્ર ઉપચારો ફાયદો નથી કરી શકતા. શામક ઉપચાર જ કરવા જોઇએ. એટલે મૂળ ગ્રંથકારે બિજોરાનો રસ, મધ અને સંચળ (માત્રા ૧–૨ રતી)ના અનુપાનની યોજના કરી છે. એની સાથે એ આપવો. પણ જેનાથી ખાટું અનુપાન સહન ન થઈ શકે તેમને ત્રિફળા અને મધ સાથે અપાય છે.

નાના આંતરડાના પ્રદાહમાં દાડિમાવલેહ કે વિન્ધ્યાવલેહ સાથે, આમાશય અને નાના આંતરડાના પ્રદાહ બંનેમાં જીરકાદ્યરિષ્ટ કે કનકાસવ સાથે અથવા હરડેવાળા તાલિસાદિ ચૂર્ણ સાથે આપવું જોઇએ. મોટા આંતરડાના પ્રદાહમાં કુટજારિષ્ટ કે કુટજાવલેહ સાથે આપવું વધારે હિતકર છે. રક્તાતિસાર હોય તો જરૂર પ્રમાણે ગ્રહણીકપાટ રસ કે કર્પૂરરસ મેળવીને આપવું જોઇએ.

આંતરડાંમાં દૂષિત મળ, જંતુ, કૃમિ કે વિષ હોય તો પહેલા બેત્રણ દિવસ ત્રિફળાના ફાંટ સાથે આરોગ્યવર્ધિની આપી પેટ સાફ કરી લેવું જોઇએ. પછી હિક્કાંતક રસ આપવાથી જલદી ફાયદો થાય છે.

ઉદર્યાકલાનો વ્યાપક પ્રદાહ હોય, તો દરદ ઓછું કરવા માટે પૂરેપૂરી માત્રામાં અફીણ આપતા રહેવું જોઇએ. એની સાથે હેડકી મટાડવા માટે હિક્કાંતક રસ, ખસખસનો અવલેહ કે કર્પૂરરસ સાથે આપવો જોઇએ.

ફુફ્ફુસાન્તરાલમાં ઉત્પન્ન થયેલા અર્બુદ પર દબાણ આવવાથી મહાપ્રાચીરાપેશીનો આક્ષેપ થવાથી ગંભીરા હિક્કા ઉત્પન્ન થાય છે. આમાં અર્બુદ પરનું દબાણ સૌમ્ય હોય અથવા ધમનીમાં અર્બુદનું દબાણ હોય તો હિક્કાંતક રસ આપવાથી જલદી ફાયદો થાય છે. સાચા અર્બુદો પર અનુપાન તરીકે કટફલાદિ ક્વાથમાં મધ, હિંગ અને આદુનો રસ મેળવીને આપવાથી શ્વાસનો અવરોધ, પડખાંની શળ વગેરે લક્ષણો સાથેની હેડકી મટે છે. ધમની પર અર્બુદ હોય તો

અનુપાન તરીકે લસણનો રસ અને મધ કે હરડેનો ઉકાળો આપવો જોઇએ. સાચા અર્બુદનું દબાણ થવાથી ગાત્રનીલિતા થાય છે, ધમન્યર્બુદમાં એ નથી થતી. એ પરથી એ બેનો ભેદ જણાય છે.

મસ્તિષ્કપ્રદાહ (Encephalitis Lettargica) અને મસ્તિષ્કાર્બુદ (Cerebral Tumour)થી મહાહિક્કા થાય છે. એમાં મસ્તિષ્કપ્રદાહ જંતુઓથી થાય છે. એમાં મુખ્ય લક્ષણો માથાના પાછલા ભાગમાં દરદ, ચક્કર આવવાં, ડેવાડાં ઊભાં થવાં, શરૂઆતમાં ૧૦૨° થી ૧૦૫° ડીગ્રી તાવ અને આખા શરીરમાં અશક્તિ સાથે હેડકી આવે છે. એના પર મૂળ રોગ મટાડનાર સૂતરાજ રસ કે મહાવાતવિધ્વંસન રસ સાથે હિક્કાંતક રસ આપતા રહેવાથી ફાયદો થાય છે.

જો ગંભીર વ્યાપક ઉદર્યાકલાપ્રદાહથી યમલા ઉત્પન્ન થઈ હોય, ફુફ્ફુસાન્તરાલના ઘાતક અર્બુદથી ગંભીરા ઉત્પન્ન થઈ હોય અને મસ્તિષ્કના ઘાતક અર્બુદથી મહાહિક્કા ઉત્પન્ન થઈ હોય, તો મૂળ કારણનું નિવારણ નહિ થઇ શકે. એથી લક્ષણ કે ઉપદ્રવરૂપ હેડકી મટતી નથી. તો પણ હરડેવાળા લઘુમંજિષ્ઠાદિ કવાથ સાથે હિક્કાંતક રસ આપવાથી હેડકીના વેગનું શમન થાય છે અને દરદીનું મન પ્રસન્ન થાય છે. આ રીતે અસાધ્ય હિક્કામાં પણ હિક્કાન્તક રસનો સફળ ઉપયોગ મનાય છે.

**સૂચના**—પ્રાદાહિક હિક્કામાં ગરમ કરીને ઠંડું કરેલું પાણી આપવું. કૂવા કે નદીનું તાજું પાણી આપવાથી હેડકી વધી જાય છે.

## (૭૪) વાંતિહૃદ્ રસ

**વિધિ**—લોહભસ્મ, શંખભસ્મ, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક ૫-૫ તોલા લઈ કજ્જલી તૈયાર કરવી. પછી કુંવાર, ધતૂરાના પાન અને ચાંગેરીના રસની ૧-૧ ભાવના આપી ગોળો વાળવો. ગોળો સુકાઇ જાય એટલે માટીના એક કરવડામાં મૂકી, મોં બંધ કરી, ઉપર ૭ કપડમટ્ટી કરી, ૨ શેર છાણાનો અગ્નિ આપવો. સ્વાંગશીતળ થાય એટલે કાઢી, ખરલ કરી શીશીમાં ભરી લેવું. (ર. ચં.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૩ અથવા વધારે વાર મધ સાથે આપવું. ઉપર પીપળાના ઝાડની રાખને પાણીમાં ભીંજવી, નિતારેલું પાણી પાવું. કૃમિરોગમાં ઊલટી થતી હોય તો વાવડિંગ, અજમો અને મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ રસ જૂની ઊલટી, અપચાથી થતી ઊલટી, પિત્તપ્રકોપજન્ય ઊલટી અને કૃમિરોગનો નાશ કરે છે.

જુદાજુદા રોગોમાં ઊલટી થાય છે. સામાન્ય રીતે ઊલટીનાં કારણો ૩ જાતનાં હોય છે:

(૧) આમાશય અને તેની પાસેનાં સ્થાનોની-સ્થાનિક વિકૃતિ.
(૨) વાતવાહિનીઓ, વાતવાહકેન્દ્ર અને મનની વિકૃતિ.
(૩) દોષ-દૂષ્યના સંયોગથી ગુરદા, ગર્ભાશય વગેરેની વિકૃતિ.

આમાંથી પિત્તજન્ય આમાશય વિકૃતિ—ખાસ કરીને પિત્તના તીવ્રત્વ, અમ્લત્વ અને દ્રવત્વ ગુણો વધે ત્યારે આ રસ વપરાય છે. જૂની ઊલટી, ગળામાં બળતરા સાથે વધારે પરિમાણમાં ઊલટી થવી, સાથે સાથે આદરો, ખાના વારમાં ઊલટી, શરીર ફિક્કું પડી જવું, વગેરે લક્ષણો થાય ત્યારે આ રસ ઉત્તમ ઔષધિ છે.

દૂષિત ખોરાક, વાસી ગંધાતો ખોરાક, ગર વિષ, ફાટી ગયેલું દૂધ કે તાંબા વગેરેના વાસણમાં રાખેલો ખોરાક લેવાથી ઊલટી થાય છે. તે વખતે શરૂઆતમાં વમન કરાવી શોધન કરવું જોઇએ. પછી વિષ પ્રમાણે તેનો નાશ કરનાર ચિકિત્સા કરવી જોઇએ. આ રોગ પર આ રસ વપરાતો નથી, માત્ર શારીરિક કારણોમાં આ રસ ઉપયોગી છે.

અમ્લપિત્ત, પિત્તજન્ય પરિણામશૂળ, અન્નદ્રવ શૂળ વગેરે રોગોમાં ત્રાસદાયક ઊલટી થાય ત્યારે આ રસ અપાય છે. આ રીતે બીભત્સ વસ્તુઓ જોવાથી, ખોરાકમાં માખી આવી જવાથી કે બીજાં માનસિક કારણોથી થનાર ઊલટીમાં પણ આ રસ થોડોઘણો વપરાય છે.

આખા શરીરે સોજા, પાંડુરોગ, હૃદયરોગ, યકૃતની વૃદ્ધિ અને જીર્ણજ્વર વગેરે જૂના વ્યાધિઓમાં સ્થાનિક વિકૃતિ થઇ ઊલટી થતી હોય તો આ રસ સારી અસર કરે છે. ખાસ કરીને આ રસ પિત્તપ્રધાન રોગો પર સારો ફાયદો કરે છે.

જૂનો કૃમિજન્ય હૃદયરોગ અને કૃમિજન્ય પાંડુરોગ પર આ રસ વાપરી નિર્ણય કરવો જોઇએ. કૃમિજન્ય તીવ્ર રોગોમાં તો આ રસ ન વપરાવો જોઇએ, એમ અનુમાન છે.

ટૂંકમાં આ રસ પિત્તનો નાશ કરનાર, આમાશયના પિત્તનું શમન કરનાર, જૂના રોગોમાં હિતકર, પાચક, કૃમિઘ્ન અને શક્તિ આપનાર છે. (ઓ. ગુ. ધ. શા.)

**સૂચના**—દૂષિત ભોજન કે વિષ લેવાથી ઊલટી થતી હોય તેમાં અને ઉપદંશ અને જૂના પરમિયાના રોગવાળાને આ રસ ન આપવો. કર્ણજ્યાતના રોગીને પણ આ ન આપવો જોઇએ. ગર્ભિણી સ્ત્રીને પણ આ રસ ન અપાય તો સારું. જૂના ઊલટીના રોગમાં પીવા માટે પાણી ન આપવું. પીપળાની છાલને બાળી રાખોડી કરી ૧૬ ગણા પાણીમાં ઓગાળવી. ૩ કલાક પછી ઉપરથી ચોખ્ખું પાણી નિતારી લઈ માટીના ઘડામાં ભરવું. તેમાંથી થોડું થોડું પાણી પાવું. આમ કરવું વધુ હિતકર છે.

## (૭૫) રસાદિ ચૂર્ણ

**વિધિ**—શુદ્ધ પારો ૧ તોલો, શુદ્ધ ગંધક ૨ તોલા, કપૂર ૩ તોલા, શુદ્ધ શિલાજિત ૪ તોલા, સુગંધી વાળો ૫ તોલા, ધોળાં મરી ૬ તોલા અને સાકર ૭ તોલા લઇ, બધાંને મેળવી ચૂર્ણ તૈયાર કરવું. (ભૈ. ૨.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૩ વાર ઠંડા પાણી સાથે લેવું.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી બહુ જ વધી ગયેલી તરસ જલદી શમી જાય છે. આ કારણે તૃષારોગમાં તેમજ બીજા રોગના તરસરૂપી ઉપદ્રવમાં આ ચૂર્ણ વપરાય છે. મધુમેહ, વિષૂચિકા, અતિસાર, મદાત્યય, દાહ અને વિષપ્રકોપ વગેરે રોગોમાં અથવા બીજા કારણે તરસ વધી ગઈ હોય, ત્યારે આ ઔષધિ આપવાથી જલધાતુની પ્રવૃત્તિ નિયમિત થઈ તરસ શમી જાય છે.

## (૭૬) કુમુદેશ્વર રસ

**વિધિ**—તામ્રભસ્મ ૪ તોલા અને વનસ્પતિથી મારેલી બંગભસ્મ ૨ તોલા લઈ, મેળવી, જેઠીમધના કવાથની ૭ ભાવના આપી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (૨. ચં.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૩ વાર લેવું. ઉપર ધોળું ચંદન અનંતમૂળ, નાગરમોથ, કાગદી એલચી અને નાગકેસર દરેક ૧–૧ તોલો અને ડાંગરની ધાણી ૫ તોલા લઈ મેળવી ૧૬ ગણા પાણીમાં નાખી અર્ધું રહે ત્યાં સુધી ઉકાળી ગાળી લેવું. તેમાં સાકર અને મધ મેળવી ઉપર થોડું થોડું પાવું. જો આમના પ્રકોપથી તરસ લાગતી હોય તો જેઠીમધના ઉકાળા સાથે આપવું.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી પિત્તપ્રકોપ, આમપ્રકોપ, અથવા મધુમેહ રોગો અથવા બીજા કોઈ કારણે ઉત્પન્ન થયેલી તૃષા મટી જાય છે. તેમજ ઊલટી થતી હોય તો તે પણ મટી જાય છે.

મૂળ ગ્રંથમાં આ રસ તૃષાની ચિકિત્સામાં આપેલો છે. તરસ એ સ્વતંત્ર રોગ નથી પણ ઉપલક્ષણ છે. આ રસનો પાઠ અને ભાવના પર વિચાર કરતાં આ રસ માત્ર પિત્તજન્ય તૃષા પર જ નહિ પણ મધુમેહની તૃષા અને આમજન્ય તૃષા પર પણ ઉપયોગી છે. યકૃતની અશક્તિથી મધુમેહ થતાં વારંવાર ખૂબ પેશાબ થતો હોય અને રોગી કૃશ થઈ વધારે ઓજક્ષય થયો હોય ત્યારે પણ આ રસના સેવનથી ફાયદો થાય છે.

વીર્યસ્રાવ થયા કરવાથી અપચો અને કબજિયાત વગેરે રોગો થાય છે. સહેજ ભારે ખોરાક ખાતાં પચતો નથી અને અપચો થતાં વારંવાર વીર્યસ્રાવ થાય છે, ચહેરો ઉદાસ રહે છે અને જિંદગી પર કંટાળો આવ્યા જેવું થાય છે.

આ રોગ હાલના જમાનામાં બધે ખૂબ જ વધી ગયો છે. આ કુમુદેશ્વર રસથી આ રોગમાં બહુ જલદી ફાયદો થાય છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૭૭) રાજાવર્ત રસ

**વિધિ**—રાજાવર્તભસ્મ, પારદભસ્મ (રસસિંદૂર), તામ્રભસ્મ અને સુવર્ણ-માક્ષિકભસ્મ આ સર્વ સરખે ભાગે લઈ, મેળવી, થોડા ઘી સાથે મંદ અગ્નિ પર ૨–૩ મિનિટ ચઢાવી લેવું. (ર. ચં.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર માખણ અને સાકર કે ઘી અને મધ અથવા ધારોષ્ણ દૂધ સાથે આપવું.

**ઉપયોગ**—આ રસ બધી જાતના મદાત્યય રોગ, દાહ, માથાનું દરદ અને પિત્તવિકારને મટાડે છે અને હૃદયને બળવાન બનાવે છે.

મદાત્યય રોગમાં શરીર અને મનમાં નબળાઈ અને નિસ્તેજતા આવી જાય છે. રોગીનું મોં મલિન થઈ જાય છે, તથા ઊંઘ ન આવવી, પ્રલાપ, આંખ લાલ થઈ જવી, દાહ, ટાઢ વાવી, કંપ આવવો, ભયપ્રદ દર્શન થવાં, હૃદયમાં જુદીજુદી જાતની શંકાઓ થવી, બહુ પરસેવો થવો, શ્વાસમાં ગંધ આવવી, આમાશયમાં ઉગ્રતા આવી જવી વગેરે લક્ષણો થાય છે. કોઈવાર રોગી વધારે દારૂ પીએ તો તેને ચોરી, લૂંટ, ખૂન, વ્યભિચાર વગેરે ભયંકર કામો કરવાની ઇચ્છા થાય છે. આ વિકારથી હૃદયમાં મેદની વૃદ્ધિ, ગુરદાની વિકૃતિ, ધ્વજભંગ, ઉન્માદ, માનસ-યંત્રમાં વિકૃતિ, વાઈ, પક્ષાઘાત વગેરે થઈ જીવનનો ક્ષય થાય છે. આ રોગમાં ઊંઘનો નાશ, દાહ, બેચેની વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ સારી અસર કરે છે. આ રસના સેવનથી મસ્તક અને હૃદય બળવાન બને છે, અને તેથી દાહ, પરસેવો અને આમાશયની ઉગ્રતાનું શમન થાય છે. પછી રોગી દરદથી ધીમે ધીમે મુક્ત થઈ તેજસ્વી અને બળવાન બને છે.

## (૭૮) કામદુધા રસ

**વિધિ**—મોતીપિષ્ટિ, પ્રવાલપિષ્ટિ, શુક્તિભસ્મ, કોડીભસ્મ, શંખભસ્મ, સોનાગેરુ અને ગળોસત્ત્વ આ સાત ચીજો સરખે ભાગે લઈ, મેળવી ખરલ કરી લેવું. (ર. યો સા.)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર જીરું અને સાકર સાથે. અમ્લ-પિત્તમાં આમળાંના ચૂર્ણ અને ઘી સાથે.

**ઉપયોગ**—કામદુધા રસ શીતવીર્ય, ક્ષોભનો નાશ કરનાર અને શક્તિ આપનાર છે, અને પાચનક્રિયા, રક્તાભિસરણ, વાતવહનક્રિયા અને મૂત્રમાર્ગ પર શામક અસર કરે છે. આ રસથી જીર્ણજ્વર, પિત્તવિકાર, અમ્લપિત્ત, દાહ, મૂર્છા, ભ્રમ, ચક્કર, ઉન્માદ, અપસ્માર, માથાની શૂળ, મોમરોગ, પ્રદર, લોહી

પડવું વગેરે મટે છે. મગજની નબળાઇ, પેશાબમાં બળતરા, મોં આવવું, રક્તાર્શ, સગર્ભા સ્ત્રીની ઊલટી અને માનસિક ત્રાસનું પણ એ શમન કરે છે.

આ રસ શીતવીર્ય હોવાથી પાચનક્રિયા, રક્તાભિસરણ, વાતવહનક્રિયા અને મૂત્રમાર્ગ પર શામક અસર કરે છે. આ રસ આપવાથી આ બધા અવયવ-સમૂહોમાં થયેલ દાહ ઓછો થઇ જાય છે. આ રસ ભ્રમ, ચક્કરથી શરૂ કરી ઉન્માદ સુધીના મસ્તિષ્કના રોગો, આમાશયથી શરૂ કરી મહાસ્રોતના બધા રોગો, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, મૂત્રોત્સર્ગ વગેરે મૂત્રરોગો અને સામાન્ય લોહી નીકળવું, નાકમાંથી લોહી નીકળવું વગેરેથી શરૂ કરી ભયંકર રક્તપિત્ત સુધીના રક્તાભિસરણના રોગો આ બધાં પર જુદીજુદી રીતે અસર કરે છે.

આ રસમાં મુખ્યત્વે ચૂનો હોવાથી સામાન્ય રીતે શક્તિ આપનાર તરીકે એ વપરાય છે. જીર્ણજ્વરથી ગમે તેટલી શક્તિ ઘટી ગઈ હોય તો પણ આ રસથી શક્તિ આવી જાય છે. શંખ અને કોડીભસ્મો હોવાથી બરોળ વધી હોય તેને અસલ સ્થિતિમાં લાવે છે, તથા મંદાગ્નિ દૂર કરી એ સારી રીતે ભૂખ લગાડે છે. ટાંઢી વાઈ આવનારા તાવોમાં સામાન્ય રીતે કડવી દવાઓ વપરાય છે. આમાં ક્વિનીન વધારે આપવાથી બહેરાશ, મંદાગ્નિ, ભ્રમ, અરુચિ, ખોરાકની ઇચ્છા ઓછી થઈ જવી વગેરે લક્ષણો થાય, ત્યારે આ રસ સારી રીતે ફાયદો કરે છે. જો આ ચિહ્નો સાથે પીકાશ, ઊબકા, પેટમાં દરદ થઈ ખૂબ પરિમાણમાં ઊલટીઓ થવી વગેરે લક્ષણો હોય તો આ રસ સાથે સુવર્ણમાક્ષિકભસ્મ આપવી જોઇએ.

પિત્ત વિદગ્ધ થતાં રક્ત પણ વિદગ્ધ થાય છે, અને તેથી રક્તવાહિનીઓની શ્લેષ્મકલા વિકૃત થઈ દીવાલો પાતળી થઈ જાય છે. પછી રક્તવાહિનીઓ ફૂટી લોહી બહાર નીકળવા માંડે છે. આ સ્થિતિમાં અંદરનો ચૂનાનો ભાગ બહુ ઓછો થઈ જાય છે. આ રક્તપિત્ત સાથે આખા શરીરે દાહ, ચક્કર, આંખો ઉઘાડતાં બધું ફરતું હોય તેવું લાગવું, આથી આંખો બંધ કરી પડી રહેવું, નબળાઈ ખૂબ લાગવી, પેશાબમાં બળતરા, જ્યાંથી લોહી નીકળતું હોય ત્યાંથી ગરમ ગરમ લોહી નીકળવું અને ત્યાં દરદ થવું વગેરે પિત્તપ્રધાન લક્ષણો હોય ત્યારે કામદુધા રસ સારી રીતે વપરાય છે.

પિત્તપ્રધાન અને વાતપ્રધાન મસ્તકશૂળમાં આ રસ સારો ફાયદો કરે છે. કેટલાકને દિવસો સુધી માથાનું દરદ થયા કરે છે. માથામાં દરદ થઈ છેવટે ઊલટી થાય ત્યારે ઓછું થાય છે. આ સ્થિતિમાં આ રસ આપવો જોઇએ. જો ઊલટી થવા છતાં માથાનું દરદ રહેતું હોય તો સૂતશેખર રસ આપવો જોઇએ.

પિત્તપ્રધાન માથાની શૂળમાં રોગી બહુ ક્રોધી, ત્રાસ પામેલો, સહેજ કારણ

મળતાં માથું ફૂટે તેમજ જોરથી હસે, જોરથી બોલે, બાળકનું રડવું, વાજાં વગેરેનો અવાજ, પક્ષીઓ વગેરેના અવાજો વગેરે સહન ન થવા, રોગીની માનસિક સ્થિતિ તદ્દન નાજુક થઈ જવી વગેરે લક્ષણો થાય છે. આવા રોગીને સૂતશેખર કરતાં કામદુઘા વધારે હિતકર છે. આ રોગમાં પિત્તપ્રકોપ થાય છે તે આ રસથી શમી જાય છે. સૂતશેખરથી પિત્તની ઉત્પત્તિ નિયમિત થાય છે એટલે કે પિત્ત જલદીથી અને વધુ પ્રમાણમાં ઉત્પન્ન થતું નથી. કામદુઘાથી પિત્તની તીક્ષ્ણતા અને અમ્લતા ઓછી થઇ પિત્તની પ્રબળતા નાશ પામે છે. એટલે જ્યારે પિત્તની તીક્ષ્ણતાથી દરદ થતું હોય ત્યારે આ કામદુઘા રસ વાપરવો જોઈએ.

ઉજાગરો, બહુ માનસિક શ્રમ, બહુ અભ્યાસ, અગ્નિ પાસે કે તડકામાં વધારે રહેવું, વગેરે કારણોથી આંખોને ત્રાસ થાય છે અને માથામાં દરદ થવા માંડે છે. તેના પર આ રસ બહુ લાભદાયક છે. જો ક્ષોભ વધી જવાથી મગજની વિચારશક્તિ અને સ્મરણશક્તિ ઓછી થઇ ગઇ હોય તો તેવી સ્થિતિમાં કામદુઘા રસ જેવી ક્ષોભનાશક અને શક્તિ આપનાર દવા અપાય છે.

આમાશયમાંના પિત્તની વૃદ્ધિ થવાથી બળતરા, ખાટા ઓડકાર, માથામાં દરદ, ચક્કર વગેરે થઇ ખાટી અને કડવી ઊલટી થાય તેને અમ્લપિત્ત કહે છે. આ રોગમાં પિત્તનો સ્રાવ જરૂર કરતાં વધારે થાય છે અને પિત્તની તીવ્રતા વધે છે. પિત્તનો સ્રાવ વધવાથી ખાધેલો ખોરાક ખાટો થઇ જાય છે અને ખાટી ઊલટીઓ થાય છે. તે વખતે સૂતશેખર રસ વધારે વપરાય છે. પરંતુ પિત્તની તીવ્રતા વધી ઊલટીમાં ત્રાસ થવો, થોડું થોડું પિત્ત નીકળવું વગેરે લક્ષણો હોય, ત્યારે કામદુઘા રસ આપવો જોઇએ. એના અનુપાન તરીકે આમળાં અને ઘી અથવા નાગકેસર અને ઘી મેળવી આપવુ જોઇએ. એથી પિત્તની તીવ્રતાને કાંઇ નુકસાન ન થતાં અમ્લપિત્તનું શમન થાય છે. આ અમ્લપિત્ત વધી જાય ત્યારે પિત્તની તીવ્રતા અને અન્નના વિદાહથી આમાશયની શ્લેષ્મકલામાં ક્ષોભ અને દાહ થાય છે. પછી કોઇકવાર અંદર નાના નાના વ્રણ થાય છે. આ જાતના અમ્લપિત્તજન્ય વિકારો પર કામદુઘા રસ સારી રીતે વપરાય છે.

આ રસ શીતવીર્ય—શામક—હોવાથી પિત્તની તીક્ષ્ણતાનું શમન કરી તેને સૌમ્ય બનાવે છે. આ રસમાં ગેરુ વગેરે શામક અને સ્તંભક ઔષધિઓ હોવાથી પિત્તનો સ્રાવ પણ ઓછો થઈ જાય છે. આ રસથી રક્ત અને રક્તવાહિનીઓનું પ્રસાદન થાય છે અને પછી ક્ષોભ મટે છે. પિત્તાતિસાર અને રક્તાતિસારમાં પણ આ શામક અસર દેખાય છે. રક્તાતિસાર અને પિત્તાતિસારમાં નાનાં અને મોટાં આંતરડાંની અંદરની ત્વચામાં ક્ષોભ થાય છે અને પેટમાં દાહ થયા કરે છે, વારંવાર પાણીની ઇચ્છા, અને શૌચ વખતે ગુદામાં બળતરા થાય છે. આ બધાં

પિત્તપ્રકોપનાં લક્ષણો હોય ત્યારે આ રસ સારું કામ કરે છે.

વિદગ્ધ પિત્તથી રક્ત વિદગ્ધ થાય છે, અને તેથી રક્તમાં પિત્તના તીક્ષ્ણત્વ વગેરે ગુણો વધે છે. આવું લોહી જ્યારે રક્તવાહિનીઓમાં ફરે છે, ત્યારે રક્તવાહિનીઓની અંદરની ત્વચા વધારે પાતળી થતી જાય છે. પછી કોઈ ક્ષોભનું કારણ મળતાં ફૂટી અંદરથી લોહી નીકળવા માંડે છે. આ બધામાં વિદગ્ધ પિત્ત એ કારણ છે અને વિદગ્ધ રક્ત એ કાર્ય છે. આ રક્તપિત્તમાં પ્રવાલ, મોતી વગેરે ઔષધિઓ વપરાય છે. પરંતુ આ ચીજોમાં સ્તંભક ગુણ ઓછો હોવાથી કેટલીક ખાસ અવસ્થામાં કામદુધા રસ આપવો જોઇએ. વારંવાર લોહી પડયા જ કરવું, લોહી બંધ થાય તો પણ થોડા જ વખત માટે, એક જગ્યાએ બંધ થાય તો બીજી જગ્યાએ શરૂ થાય, લોહી જામી જઇ સંધાનક્રિયા ઓછી થઈ જવાથી લોહી વહ્યા જ કરવું, આખા શરીરમાં દાહ, હાથ-પગ, આંખો અને પેશાબમાં બળતરા, પંખાથી પવન ખાધા કરવો, માથું ફરતું હોય તેવું લાગવું, કોઈક વાર ચક્કર આવી મૂર્છા આવી જવી, વગેરે લક્ષણો હોય ત્યારે કામદુધા રસ સરસ કામ કરે છે.

પિત્તદોષની વિકૃતિથી પાચનક્રિયા બગડે છે, અને તેથી ઉદરમાં સેન્દ્રિય વિષ તૈયાર થાય છે. આ વિષ પિત્તપ્રધાન હોય છે. આ વિષનો પ્રકોપ થવાથી ઉન્માદ જેવો રોગ થાય છે. દોષનો ખૂબ સંચય થવાથી તેની અસર મન પર થાય છે અને તેથી નબળા મનવાળા માણસનું મન ચલિત થાય છે. તેને આ સ્થિતિમાં ભ્રમ થવા માંડે છે. એને જ આપણે ઉન્માદ કહીએ છીએ. આ રોગમાં બુદ્ધિનો ભ્રમ, મનની અસ્થિરતા, દૃષ્ટિની અસ્થિરતા, ફરતી અને વ્યાકુળ આંખો, ધૈર્ય ન રહેવું, જેમ આવે તેમ લવારો કર્યાં કરવો, હૃદય અચાનક શૂન્ય થઈ જવું, વારંવાર ચક્કર આવવાં, ચક્કર આવી મૂર્છા આવી જવી, વગેરે લક્ષણોવાળા ઉન્માદ પર કામદુધા રસ સારું કામ કરે છે.

હૃદયના રોગમાં જ્યારે પિત્તપ્રકોપનાં લક્ષણો વધારે હોય ત્યારે આ રસ આપવો જોઇએ. એમાં હૃદય અને નાડીની ગતિ વધવી, વારંવાર ચક્કર આવવાં, હૃત્સ્પંદન અને બીજાં પિત્તનાં લક્ષણો વધી જવાં, વગેરે લક્ષણો થાય છે. આવી સ્થિતિમાં આ રસ હિતકર છે.

સર્વાંગશોથમાં બેચેની, ચક્કર, કારણ વગર થાક, ઊબકા, ઊલટી, માથાનું દરદ, પેટમાં દાહ વગેરે પિત્તલક્ષણો દેખાતાં હોય અને પેશાબનું પ્રમાણ બહુ ઓછું હોય, પેશાબ લાલ અને ગાઢો હોય તો તીવ્ર ક્ષારવાળી મૂત્રલ ઔષધિ ફાયદો કરી શકતી નથી. તીવ્ર ઔષધિ આપવામાં ગુરદામાં દાહ વધી સોજો વધે છે. એટલા માટે ત્યાં શામક ઔષધિ આપવામાં આવે છે. જો શામક મૂત્રલ

ઔષધિ આપવામાં આવે, તો ગુરદાને વધારે કામ કરવું પડે છે તે પણ કેટલીક વાર ઠીક થતું નથી. માટે માત્ર ક્ષોભનાશક, શીતવીર્ય અને પ્રસાદક ઔષધિ વધારે વપરાય છે. આ અસર કામદુધા રસથી થાય છે. આ રસ શીતવીર્ય હોવાથી મૂત્રપિંડને થનારો ત્રાસ ઘણે ભાગે ઓછો થઈ જાય છે. તેમજ આ રસ શામક હોવાથી રક્તનું પ્રસાદન કરી સોજો ઓછો કરે છે. એટલા માટે મૂત્રપિંડની વિકૃતિથી થયેલા પિત્તપ્રધાન સર્વાંગશોથમાં આ કામદુધા રસ આપવો જોઇએ.

ગવિનીઓ ( Ureters )માંથી પેશાબ નીકળતી વખતે દાહ અને વેદના થવી, સોતો ફેલ્લા સાથે ફાટયા હોય તેવા થવા વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ આપવો જોઈએ.

સ્ત્રીઓના રક્તપ્રદરમાં કામદુધા રસ વપરાય છે. સગર્ભાવસ્થામાં જે કડવી, ખાટી અને બળતરા કરે તેવી ઊલટી થતી હોય તો આ રસથી મટી જાય છે.

બાળકોના ઊંટાટિયા પર વપરાતી ઔષધિઓમાં આ રસ એક ઉત્તમ ઔષધિ છે. બહુ નબળાઇ આવી જવાથી અને આમાશયમાં ઉગ્રતા વધી જવાથી બીજી દવાઓ નિષ્ફળ જાય છે ત્યારે આ રસ ફાયદો કરે છે.

(ઔ. ગુ. ધ. શા.ને આધારે)

## (૭૯) ગંધક રસાયન

**વિધિ**—શુદ્ધ ગંધકને ગાયનું દૂધ, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસરનો ઉકાળો, ગળોનો સ્વરસ, હરડેનો ઉકાળો, બહેડાંનો ઉકાળો, આમળાંનો ઉકાળો, ભાંગરાનો રસ અને આદુનો રસ આ દરેકની ૮-૮ ભાવના આપી છેવટે સૂકવી લઈ બારીક ચૂર્ણ કરી લેવું. ( યો. ર. )

**માત્રા**—૦ાા થી ૧ માસા ચૂર્ણને દિવસમાં ર વાર સમભાગે સાકર મેળવી દૂધ સાથે આપવું. કુષ્ટરોગમાં દારહળદર, હળદર, મજીઠ, અનંતમૂળ, આમળાં, ગોખરુ, ગળો, કાળા ખેરની છાલ, ચોપચીની અને લીમડાની લિંબોળીના ઉકાળા સાથે એક મહિના સુધી આપવું. પછી એક મહિનો બંધ રાખવું. ફરી પાછું શરૂ કરવું. આ રીતે ત્રણ વર્ષ સુધી સેવન કરાવવાથી બધી જાતના કુષ્ઠ રોગ મટી જાય છે.

**ઉપયોગ**—આ ગંધક રસાયનના સેવનથી વીર્યની વૃદ્ધિ થાય છે, શરીર મજબૂત બને છે અને પાચનશક્તિ બળવાન બને છે. માત્ર ર મહિનાના સેવનથી ખૂજલી, કુષ્ટ, અને ઉગ્ર વિષદોષ નાશ પામે છે. ભયંકર અતિસાર, સંગ્રહણી, લોહી અને શળ સાથે સંગ્રહણી, જીર્ણજ્વર, બધી જાતના પ્રમેહ, બધી જાતના વાતરોગ, બધી જાતના ઉદરરોગ, અંડકોષની વૃદ્ધિ અને સોમરોગનો પણ એ નાશ કરે છે. ૭ મહિના સુધી આ રસાયનનું સેવન કરવાથી વાળ કાળા થઈ જાય છે

અને યુવાની જેવું બળ આવે છે. ટૂંકમાં આ રસાયન બધી જાતના વ્યાધિઓનો નાશ કરે છે. તદ્દન મરવા જેવા શરીરવાળાને પણ આ ઔષધિ બળવાન, નીરોગી અને દીર્ઘાયુષ્યવાળા બનાવે છે, વીર્યની વૃદ્ધિ કરે છે. વાત, પિત્ત અને કફ આ ત્રણે દોષોમાંથી જે વધે તેને એ ઘટાડે છે અને ઘટે તેને વધારે છે. જીર્ણજ્વર, બધી જાતના જૂના રોગો, ક્ષય, પ્રમેહ, પાંડુરોગ, રાજયક્ષ્મા, શ્વાસ, અર્શ વગેરે બધા રોગો દૂર કરી શરીરને તેજસ્વી બનાવે છે.

*આ રસાયન સાથે જો રસસિંદૂર કે સુવર્ણભસ્મ આપવામાં આવે તો શક્તિ વધારવામાં ખાસ ફાયદો કરે છે.*

આ ગંધક રસાયનના ગુણોમાં ઘણી જાતના રોગોનો નાશ કરનાર છે એવું કહ્યું છે, પણ આ રસાયન વાપરવા માટે અમુક જાતની દોષ–દૂષ્યતા હોવી જોઇએ. આ રસાયનનું કાર્યક્ષેત્ર રક્ત અને ત્વચા છે. આ રસાયનનો મુખ્ય ગુણ કોઈ પણ કારણથી રક્ત દૂષિત થયું હોય તો તેને શુદ્ધ કરવાનો છે. તેવી જ રીતે શરીરમાં એકત્ર થયેલા વિકૃત દ્રવ્યોનું રૂપાંતર અને ભેદન કરી તેને શુદ્ધ કરવાનું કામ પણ એ કરે છે.

રક્ત અશુદ્ધ થવાથી રસ વગેરે સાતે ધાતુઓમાં મલિનતા થતાં તેમના જરૂરી તત્ત્વોનું શોષણ અને રૂપાંતર કરી પોતાનામાં મેળવી દેવાના ગુણો મંદ થઈ જાય છે. તે વખતે રક્તને શુદ્ધ કરી આ ક્રિયા ફરીથી ચાલુ કરવાની જરૂર રહે છે. આ રસાયનથી આ કાર્ય સારી રીતે થઇ શકે છે.

આખા શરીરમાં પ્રસરેલું વિશિષ્ટ પ્રકારનું વિષ લાંબો વખત રહેવાથી સાતે ધાતુઓમાં લીન થઈ લાંબો વખત રહેનારા હઠીલા રોગો ઉત્પન્ન કરે છે. દોષ-દૂષ્યના આ જાતના જૂના સંયોગમાં ગંધકરસાયન અમૃત સમાણ ગુણ કરે છે.

આ જગ્યાએ વિષના બે પ્રકાર દેખાય છે: (૧) સ્થાવર જંગમાત્મક તીવ્ર વિષ, અને (૨) શરીરની અંદર સૂક્ષ્મ કોષાણુઓથી ઉત્પન્ન થનાર તીવ્ર અથવા મંદ સામાન્ય વિષ અને ઉપદંશ, પરમિયો વગેરે રોગોનું વિશિષ્ટ વિષ. આ બંને પ્રકારના વિષની જીર્ણ અવસ્થામાં આ રસાયન સારી રીતે વપરાય છે.

ગંધક રસાયન જે રોગોમાં વપરાય છે તેમાં મુખ્ય લક્ષણ દાહ હોવો જોઇએ. પેશાબમાં, હાથ-પગમાં, ઉદરમાં, આખા શરીરમાં, માથામાં, ગળામાં, જીભ ઉપર, શૌચ જતી વખતે બળતરા થવી, પેશાબ ખૂબ ગરમ થવો, અધોવાયુ ગરમ નીકળવો, સહેજ ચાલતાં આખા શરીરમાં બળતરા જેવું થવું, કોઈ પણ જગ્યાએ હાથ-પગ રાખતા બળતરા થવી, હાથ-પગ પર ઠંડા પાટા મૂકી રાખવાની ઇચ્છા થવી, વગેરે લક્ષણો થાય ત્યારે પિત્તની તીક્ષ્ણતા વધી છે એમ જાણવું. આવાં લક્ષણો કોઈ વિશિષ્ટ પ્રકારના જંતુઓ શરીરમાં ભેગા થાય ત્યારે પણ

થાય છે. ઉપદંશની જીર્ણ અવસ્થામાં ગંધક રસાયન ઉપરાંત ઉપદંશસૂર્ય, અષ્ટમૂર્તિ-રસાયન, મલ્લસિંદૂર, વ્યાધિહરણ વગેરે ઔષધિઓ વપરાય છે. પરંતુ દાહ વધારે હોય ત્યારે આ બધી બનાવટો વપરાતી નથી. ઉપદંશસૂર્ય વગેરે સોમલવાળી ઔષધિઓ ઉપદંશના જંતુઓ નાશ કરે છે, તો પણ આયુર્વેદની દૃષ્ટિએ દોષ-દૂષ્યના સંયોગ પ્રમાણે જુદીજુદી જાતની ચિકિત્સા કરવી પડે છે. આ ઉપદંશ અથવા પરમિયાનું વિષ ક્ષુદ્ર કુષ્ટનું કે બીજા સેન્દ્રિય વિષ આમાંના ગમે તેનાથી પિત્તદોષ વધી રક્તમાં સ્થિત થઇ દાહનાં ઉપર કહેલાં લક્ષણો ઉત્પન્ન કરે છે. આ દોષ દૂષ્ય સંયોગમાં ગંધક રસાયન ખાસ ઉપયોગી છે.

ચામડી પર નાની નાની ફોલ્લીઓ અને ફોલ્લા, તદ્દન સૂકી ખંજવાળ, ઝાડો સાફ ન થવો, શરીર પર ખૂબ ખંજવાળવાથી બળતરા થવી, કોઇવાર લોહી નીકળવું વગેરે લક્ષણો હોય, ત્યારે ગંધક રસાયન સાકર સાથે આપવું જોઇએ.

ખૂજલીમાં ખાસ જાતના જંતુઓ હોય છે. તે જંતુઓ બહુ હઠીલા અને ત્રાસ આપનારા હોય છે. આ રસાયનના સેવનથી તે જંતુઓને પોષણ મળતું બંધ થાય છે, અને તેથી ત્વચા અને રક્તમાં જંતુઓનું બળ ઓછું થઈ રોગ મટે છે. સૂકી ખંજવાળ માફક લાંબો વખતની અને ત્રાસદાયક ખસ પર પણ ગંધક રસાયન સારી રીતે વપરાય છે. આ રસાયન લેવાથી બેત્રણ દિવસમાં ખસ વગેરેના ફોલ્લા મોટા થઈ જાય છે. આથી દરદ વધે છે એવો ભ્રમ થાય છે. પરંતુ ખરી રીતે તો ગંધક રસાયનની અસર થવા માંડ્યાનું એ ચિહ્ન છે. વર્ષો સુધી ત્રાસ ભોગવનાર દરદી ગંધક રસાયનના સેવનથી સુધરી ગયા છે. રોગ જેમ જૂનો તેમ ગંધક રસાયન વધુ અસર કરે છે.

ખસ માફક બીજા પણ ક્ષુદ્રકુષ્ઠમાં આ રસાયન વપરાય છે. માત્રા ૧ થી ૨ રતી આપવી જોઈએ. રોગ જેમ ઘટતો જાય તેમ માત્રા ઓછી કરવી. એટલે સુધી કે ચામડી તદ્દન સાફ થાય ત્યાં સુધી છેવટે એક અઠવાડિયે ૧ રતી સુધી જ આપવું જોઈએ.

માથામાં ફોલ્લો થઈ તેમાંથી ગંધાતી ગાંઠ નીકળવી, સફેદ કે પીળું પરુ નીકળવું વગેરે વિકારો પર ગંધક રસાયન કરતાં રસપર્પટી વધારે હિતકર છે. પણ આ ફોલ્લામાં પણ ખરજ, શુષ્કતા, ઉપરથી સફેદ ચામડી નીકળી જવી, ખંજવાળતા ખૂબ બળતરા થવી વગેરે લક્ષણો હોય, ત્યારે ગંધક રસાયન એક અમૂલ્ય ઔષધિ છે. માથામાં ઇન્દ્રલુપ્ત હોય અને તેમાં બળતરા થતી હોય, તો ગંધક રસાયન સારી રીતે વપરાય છે.

મહાકુષ્ઠમાં અને ખાસ કરીને પિત્તપ્રધાન મહાકુષ્ઠમાં આ રસાયન સારી રીતે વપરાય છે. પરંતુ એમાં પણ ખાસ લક્ષણ દાહ હોવો જોઇએ. કુષ્ઠ શુષ્ક અને

અને યુવાનીં જેવું બળ આવે છે. ટૂંકમાં આ રસાયન બ'.. .... .....
નાશ કરે છે. તદ્દન મરવા જેવા શરીરવાળાને પણ આ ઔષધિ બળવાન, નીરોગી અને દીર્ઘાયુષ્યવાળા બનાવે છે, વીર્યની વૃદ્ધિ કરે છે. વાત, પિત્ત અને કફ આ ત્રણે દોષોમાંથી જે વધે તેને એ ઘટાડે છે અને ઘટે તેને વધારે છે. જીર્ણજ્વર, બધી જાતના જૂના રોગો, ક્ષય, પ્રમેહ, પાંડુરોગ, રાજયક્ષ્મા, શ્વાસ, અર્શ વગેરે બધા રોગો દૂર કરી શરીરને તેજસ્વી બનાવે છે.

આ રસાયન સાથે જો રસસિંદૂર કે સુવર્ણભસ્મ આપવામાં આવે તો શક્તિ વધારવામાં ખાસ ફાયદો કરે છે.

આ ગંધક રસાયનના ગુણોમાં ઘણી જાતના રોગોનો નાશ કરનાર છે એવું કહ્યું છે, પણ આ રસાયન વાપરવા માટે અમુક જાતની દોષ–દૂષ્યતા હોવી જોઇએ. આ રસાયનનું કાર્યક્ષેત્ર રક્ત અને ત્વચા છે. આ રસાયનનો મુખ્ય ગુણ કોઈ પણ કારણથી રક્ત દૂષિત થયું હોય તો તેને શુદ્ધ કરવાનો છે. તેવી જ રીતે શરીરમાં એકત્ર થયેલા વિકૃત દ્રવ્યોનું રૂપાંતર અને ભેદન કરી તેને શુદ્ધ કરવાનું કામ પણ એ કરે છે.

રક્ત અશુદ્ધ થવાથી રસ વગેરે સાતે ધાતુઓમાં મલિનતા થતાં તેમના જરૂરી તત્ત્વોનું શોષણ અને રૂપાંતર કરી પોતાનામાં મેળવી દેવાના ગુણો મંદ થઈ જાય છે. તે વખતે રક્તને શુદ્ધ કરી આ ક્રિયા ફરીથી ચાલુ કરવાની જરૂર રહે છે. આ રસાયનથી આ કાર્ય સારી રીતે થઇ શકે છે.

આખા શરીરમાં પ્રસરેલું વિશિષ્ટ પ્રકારનું વિષ લાંબો વખત રહેવાથી સાતે ધાતુઓમાં લીન થઈ લાંબો વખત રહેનારા હઠીલા રોગો ઉત્પન્ન કરે છે. દોષ-દૂષ્યના આ જાતના જૂના સંયોગમાં ગંધકરસાયન અમૃત સમાણુ ગુણ કરે છે.

આ જગ્યાએ વિષના બે પ્રકાર દેખાય છે: (૧) સ્થાવર જંગમાત્મક તીવ્ર વિષ, અને (૨) શરીરની અંદર સૂક્ષ્મ કીટાણુઓથી ઉત્પન્ન થનાર તીવ્ર અથવા મંદ સામાન્ય વિષ અને ઉપદંશ, પરમિયો વગેરે રોગોનું વિશિષ્ટ વિષ. આ બંને પ્રકારના વિષની જીર્ણ અવસ્થામાં આ રસાયન સારી રીતે વપરાય છે.

ગંધક રસાયન જે રોગોમાં વપરાય છે તેમાં મુખ્ય લક્ષણ દાહ હોવો જોઇએ. પેશાબમાં, હાથ-પગમાં, ઉદરમાં, આખા શરીરમાં, માથામાં, ગળામાં, જીભ ઉપર, શૌચ જતી વખતે બળતરા થવી, પેશાબ ખૂબ ગરમ થવો, અધોવાયુ ગરમ નીકળવો, સહેજ ચાલતાં આખા શરીરમાં બળતરા જેવું થવું, કોઈ પણ જગ્યાએ હાથ-પગ રાખતા બળતરા થવી, હાથ-પગ પર ઠંડા પાટા મૂકી રાખવાની ઇચ્છા થવી, વગેરે લક્ષણો થાય ત્યારે પિત્તની તીક્ષ્ણતા વધી છે એમ જાણવું. આવાં લક્ષણો કોઈ વિશિષ્ટ પ્રકારના જંતુઓ શરીરમાં ભેગા થાય ત્યારે પણ

થાય છે. ઉપદંશની જીર્ણઅવસ્થામાં ગંધક રસાયન ઉપરાંત ઉપદંશસૂર્ય, અષ્ટમૂર્તિ-રસાયન, મલ્લસિંદૂર, વ્યાધિહરણ વગેરે ઔષધિઓ વપરાય છે. પરંતુ દાહ વધારે હોય ત્યારે આ બધી બનાવટો વપરાતી નથી. ઉપદંશસૂર્ય વગેરે સોમલવાળી ઔષધિઓ ઉપદંશના જંતુઓ નાશ કરે છે, તો પણ આયુર્વેદની દૃષ્ટિએ દોષ-દૂષ્યના મંયોગ પ્રમાણે જુદીજુદી જાતની ચિકિત્સા કરવી પડે છે. આ ઉપદંશ અથવા પરમિયાનું વિષ ક્ષુદ્ર કુષ્ટનું કે બીજા સેન્દ્રિય વિષ આમાંના ગમે તેનાથી પિત્તદોષ વધી રક્તમાં સ્થિત થઇ દાહનાં ઉપર કહેલાં લક્ષણો ઉત્પન્ન કરે છે. આ દોષ-દૂષ્ય મંયોગમાં ગંધક રસાયન ખાસ ઉપયોગી છે.

ચામડી પર નાની નાની ફોલ્લીઓ અને ફોલ્લા, તદ્દન સૂકી ખંજવાળ, ઝાડો સાફ ન થવો, શરીર પર ખૂબ ખંજવાળવાથી બળતરા થવી, કોઇવાર લોહી નીકળવું વગેરે લક્ષણો હોય, ત્યારે ગંધક રસાયન સાકર સાથે આપવું જોઇએ.

ખૂજલીમાં ખાસ જાતના જંતુઓ હોય છે. તે જંતુઓ બહુ હઠીલા અને ત્રાસ આપનારા હોય છે. આ રસાયનના સેવનથી તે જંતુઓને પોષણ મળતું બંધ થાય છે, અને તેથી ત્વચા અને રક્તમાં જંતુઓનું બળ ઓછું થઈ રોગ મટે છે. સુકી ખંજવાળ માફક લાંબો વખતની અને ત્રાસદાયક ખસ પર પણ ગંધક રસાયન સારી રીતે વપરાય છે. આ રસાયન લેવાથી બેત્રણ દિવસમાં ખસ વગેરેના ફોલ્લા મોટા થઈ જાય છે. આથી દરદ વધે છે એવો ભ્રમ થાય છે. પરંતુ ખરી રીતે તો ગંધક રસાયનની અસર થવા માંડયાનું એ ચિહ્ન છે. વર્ષો સુધી ત્રાસ ભોગવનાર દરદી ગંધક રસાયનના સેવનથી સુધરી ગયા છે. રોગ જેમ જૂનો તેમ ગંધક રસાયન વધુ અસર કરે છે.

ખસ માફક બીજા પણ ક્ષુદ્રકુષ્ઠમાં આ રસાયન વપરાય છે. માત્રા ૧ થી ૨ રતી આપવી જોઇએ. રોગ જેમ ઘટતો જાય તેમ માત્રા ઓછી કરવી. એટલે સુધી કે ચામડી તદ્દન સાફ થાય ત્યાં સુધી છેવટે એક અઠવાડિયે ૧ રતી સુધી જ આપવું જોઈએ.

માથામાં ફોલ્લો થઈ તેમાંથી ગંધાતી ગાંઠ નીકળવી, સફેદ કે પીળું પરુ નીકળવું વગેરે વિકારો પર ગંધક રસાયન કરતાં રસપર્પટી વધારે હિતકર છે. પણ આ ફોલ્લામાં પણ ખરજ, શુષ્કતા, ઉપરથી સફેદ ચામડી નીકળી જવી, ખંજવાળતા ખૂબ બળતરા થવી વગેરે લક્ષણો હોય, ત્યારે ગંધક રસાયન એક અમૂલ્ય ઔષધિ છે. માથામાં ઇન્દ્રલુપ્ત હોય અને તેમાં બળતરા થતી હોય, તો ગંધક રસાયન સારી રીતે વપરાય છે.

મહાકુષ્ઠમાં અને ખાસ કરીને પિત્તપ્રધાન મહાકુષ્ઠમાં આ રસાયન સારી રીતે વપરાય છે. પરંતુ એમાં પણ ખાસ લક્ષણ દાહ હોવો જોઇએ. કુષ્ઠ શુષ્ક અને

ફૂટેલ ન હોવા જોઈએ. તેમજ કુષ્ઠનું વિષ ત્વચા અને રક્ત સુધી ગયેલું હોય, શરીર પર પડતા ડાઘા કે ફોલ્લામાં લાલાશ, ખંજવાળ અને દાહ વધારે હોય, અને આખી ચામડીમાં બળતરા થતી હોય, ત્યારે ગંધક રસાયન આપવું જોઇએ. આ કુષ્ઠમાં શરૂઆતમાં અનુપાનમાં આપેલા દાર્વ્યાદિ ક્વાથ સાથે આપવાથી કુષ્ઠ મટી ગયાના દાખલા મળી આવે છે. આ પ્રયોગ સતત ત્રણ વર્ષ સુધી કરવો પડે છે.

ખસ દબાઈ જવાથી ઘણા વિકારો ઉત્પન્ન થતા દેખાય છે. કેટલીક વાર તો ખસ અને બીજા રોગ વારાફરતી થાય છે અને મટે છે. એટલે કે ખસ મટે ત્યારે બીજો રોગ ઉત્પન્ન થાય છે અને તે મટે છે ત્યારે ખસ થાય છે. આ ક્રમ લાંબા વખત સુધી ચાલ્યા જ કરે છે. આ વિકારો પર આ રસાયન એક ઉત્તમ ઔષધિ છે. કેટલીક વાર ખસ તદ્દન શમી જઈ બીજા રોગનું કારણ બને છે. ફરીથી ખસ થતી નથી પણ નવો રોગ લાંબો વખત સુધી રહે છે. અતિસાર, સંગ્રહણી, માથાની શૂળ, મોં આવવું, પેટમાં વાયુનો ગગડાટ અને દાહ વગેરેમાંથી કોઈ પણ રોગ થાય તેમાં આ રસાયન હિતકર છે. ઓછી માત્રામાં આપવાથી સારું કામ કરે છે.

ઉપદંશનું જૂનું વિષ, બીજા દૂષીવિષ, પારદનું વિષ (ખરાબ રસકપૂર લેવાથી અથવા હિંગળોકવાળું ધૂમ્રપાન કરવાથી થતું વિષ) અને બીજા જંગમ વિષની જીર્ણ અવસ્થા વગેરે કારણોથી ભયંકર અતિસાર કે સંગ્રહણી થવી, સાથે લોહી અને આમ પડવું, પેટમાં વાઢ ચાલવી અથવા ચૂંક આવવી વગેરે લક્ષણો થાય, ત્યારે ગંધક રસાયન સારું કામ કરે છે.

ઉપદંશ અથવા બીજા સેન્દ્રિય વિષની જીર્ણ અવસ્થામાં થયેલ બરોળની વૃદ્ધિ અને મંદાગ્નિમાં જો આખા શરીરમાં દાહ હોય તો ગંધક રસાયન આપવું જોઈએ.

પ્રમેહ અને મધુમેહ એ રોગો જાડા અને બહુ પાતળા માણસોને પણ થાય છે. જાડા માણસોને ગૂગળ, શિલાજિત, ત્રિફળા વગેરે વધારે હિતકર છે અને પાતળા માણસોને જો આ પહેલાં જનનેન્દ્રિયનો કોઇ રોગ થયો હોય અને તેમાંથી આ રોગ થયો હોય તો ગંધક રસાયન આપવું જોઇએ.

ઉપદંશ વગેરે રોગોનું વિષ જૂનું થવાથી વાતવાહિનીઓ પર અસર કરે છે. તેથી વાતવાહિનીઓની વિકૃતિ થઈ સર્વાંગવાત, પક્ષાઘાત અથવા બીજા શરીરના વ્યાપારનો નાશ કરનાર રોગો ઉત્પન્ન થાય છે. આવા રોગો પર ગંધક રસાયન સારી અસર કરે છે. આ શારીરિક વ્યાપારની ન્યૂનતાની અસર આંતરડાં પર થઈ આંતરડાં તદ્દન નબળાં પડી જાય છે. પછી કબજિયાત, ઝાડામાં સોપારી

જેવી ગાંઠો નીકળવી, આંતરડાંમાં ગાંઠો બહાર કાઢવાની શક્તિ ન રહેવી, ઉદરમાં અશક્તિ અને દાહ વગેરે લક્ષણો હોય, ત્યારે પહેલાં સ્નેહન કરાવી ગંધક રસાયન આપવું જોઇએ.

ઉપદંશની જીર્ણ અવસ્થામાં સાંધાઓમાં સોજો, દાંતમાંથી લોહી નીકળવું, આખા શરીરમાં ઠેરઠેર ગાંઠો નીકળવી, રક્તવાહિનીઓ ફૂલી મોટી થઈ ઊભા રહેવાની શક્તિ ચાલી જવી, હાથ-પગ કાંપવા, ઊભા રહેવાની શક્તિ ન રહેવી, કોઇકોઈ વાર રોગ વધી જતાં જમીન પર પડ્યા રહેવું, છાતી અને આખા શરીરમાં શૂળ મારવી, છાતીમાં ખૂજલી આવવી, ઝીણી ઝીણી ફોલ્લીઓ નીકળવી, વગેરે લક્ષણો થાય ત્યારે ગંધક રસાયન સારી રીતે કામ કરે છે.

પૂયશુક્રની જીર્ણઅવસ્થામાં આખા શરીરે દાહ, અંડકોષ વધી તેમાં દરદ થવું, અને થોડો સોજો આવવો, પેશાબ કરતી વખતે મૂત્રપ્રસેક નલિકામાં દાહ થવો, મૂત્રાશયનું મુખ અને મૂત્રપ્રસેક નલિકા પર દબાણ થવાથી દરદ થવું અને તેમાંથી થોડું થોડું પરુ નીકળવું વગેરે લક્ષણો થાય છે. આ વિકારો પર ગંધક રસાયને ઘણીવાર ફાયદો કર્યો છે. ક્યારેક પૂયશુક્રના વિષથી આંખમાં શૂળ, સમગ્ર શરીરમાં શૂળ અને દૃષ્ટિમાંદ્ય વગેરે ઉપદ્રવો થાય છે આ રસાયન એ ઉપદ્રવોને દૂર કરે છે. આવી તીવ્ર અવસ્થામાં ગંધક રસાયનની સાથે ખખસાનાં ફૂલ ૬-૬ માસા તથા પ્રવાલપિષ્ટિ ૧-૧ રતી મેળવી દિવસમાં ત્રણ વાર આપવાથી ફાયદો તુરત થાય છે. સાથે બાહ્ય ઉપચાર પણ કરવા જોઇએ.

અજ્ઞાન મનુષ્યો સ્ત્રીઓના પરમિયા અને પ્રદરને એક જ માને છે. પરંતુ પરમિયો એ મૂત્રાશય અને મૂત્રનળીનો રોગ છે, જ્યારે પ્રદર એ ગર્ભાશય, બીજાશય અને યોનિનો રોગ છે.

પરમિયાનો સ્રાવ મૂત્રમાર્ગે અને પ્રદરનો સ્રાવ યોનિમાર્ગે થાય છે. પરમિયો જૂનો થવાથી તેના જંતુઓ યોનિમાર્ગે ગર્ભાશયમાં પહોંચી જઇ તેને પણ દૂષિત કરે છે. પછીથી ગર્ભાશયમાંથી પણ પરુ નીકળવા માંડે છે. પરંતુ આ સ્રાવમાં અને પ્રદરના સ્રાવમાં બહુ ફેર છે. આ સ્રાવ પીળો, ગંધાતો અને બળતરા કરનાર હોય છે, અને તેની સાથે બળતરા, આખા શરીરમાં દાહ, શિથિલતા, હાથ-પગમાં કળતર વગેરે પિત્તપ્રધાન લક્ષણો હોય છે. આ જાતના રોગોમાં ગંધક રસાયન સારી રીતે વપરાય છે.

અર્શ ઘણાં કારણોથી ઉત્પન્ન થાય છે. જો કબજિયાતથી થયા હોય તો આરોગ્યવર્ધિની હિતકર છે. મોટા આંતરડાના કુંડલિકા (Sigmoid Colon) અને ઉન્ડુક ( Caecum ) માં શિથિલતા આવી ત્રિવલી પર દબાણ આવી અર્શ થયા હોય, તો તાપ્યાદિ લોહ અને ચિત્રક અને છાશનો પ્રયોગ સારો ફાયદો કરે

છે. પરંતુ સેન્દ્રિય વિષ, વિશિષ્ટ વિષગર વગેરેથી કફજ્વિયાત થઈ અથવા કફ-જ્વિયાત થયા વગર ગુદામાં વ્રણ થઈ અર્શ ઉત્પન્ન થયા હોય, કિનારી સૂજી ગઈ હોય, ગરમ ગરમ લોહી પડતું હોય, કુંડલિકા અને ઉન્દુકમાં દાહ, બેચેની વગેરે લક્ષણો હોય, ત્યારે ગંધક રસાયન સારી રીતે વપરાયાના ઘણા દાખલા મળી આવે છે.

અર્શરોગ આનુવંશિક પણ હોય છે. એ રીતે બીજા રોગોના ઉપદ્રવરૂપે પણ એ થાય છે. કોઇ કોઇ રોગીમાં અર્શ, કાસ અને શ્વાસ, કોઇમાં અર્શ અને સંગ્રહણી, તો કોઇમાં અર્શ અને અપસ્માર એમ વિકારોનાં દ્વન્દ્વ થાય છે. એટલે એક મટે છે, ત્યાં બીજો ઊભળે છે. આ દ્વન્દ્વો પર ગંધક રસાયન સારો ફાયદો કરે છે.

આંખોની કિનારી લાલ થઇ જવી, અંદરથી તીક્ષ્ણ ઝાળ નીકળતી હોય તેવું લાગવું, આંખોમાં ખૂબ ખંજવાળ આવવી, અને દાહ થયા પછી પૂયાભિષ્યંદ થઇ જાય છે. જો રોગનું મૂળ કારણ પારદનું વિષ કે ઉપદંશ કે પરમિયાનું વિષ હોય તો ગંધક રસાયન આપવું જોઇએ.

દાહ સાથે શુષ્ક નાસાવ્રણ, દાહ સાથે અધિજિહ્વ અને ઉપજિહ્વા, નાના બાળકોને થનાર તાલુકંટક, તાળવામાં કાણું પડવું, ગળામાં ફોલ્લીઓ થવાથી સૂકી ખાંસી થવી અને દાહ થવો વગેરે રોગો પર ગંધક રસાયન સારી રીતે વપરાય છે.

જૂનો નાડીવ્રણ, જૂનો અસ્થિવ્રણ, જૂનો માંસગતવ્રણ આ રોગોમાં પરુ ઓછું હોય, પણ બળતરા સાથે પાણી જેવું ઝરવું, વ્રણની જગ્યાએ ભયંકર બળતરા થવી, એટલી બધી કે દિવસ–રાત ચેન ન પડવું, વ્રણની દરેક કિનારી પર મરચું લાગ્યું હોય તેવી બળતરા થવી વગેરે લક્ષણો હોય ત્યારે ગંધક રસાયનથી જલદી ફાયદો થયાના ઘણા દાખલા મળી આવે છે.

દંતવ્રણ (Pyorrhoea) અથવા દંત પુટપુટમાં અવાળાંમાં સોજો, અવાળાં પર સહેજ ધક્કો લાગતાં લોહી નીકળવા માંડવું, પરુ નીકળવું, પછીથી આ રોગ જૂનો થાય ત્યારે મંદાગ્નિ, ઊલટી, શૂળ, વિષ આંતરડાંમાં જાય ત્યારે સંગ્રહણી, અતિસાર, યકૃત વગેરેના ચિરકારી રોગો થવા, તેમાંથી દૂષિત ઉદરરોગ થવા અને તેમાં ગભરામણ, પેશાબ તદ્દન ઓછો થઈ જવો, પેશાબ લાલ થઇ જવો, આખા શરીરમાં દાહ વગેરે લક્ષણો થાય છે. આ વિકાર પર ગંધક રસાયન સારું કામ કરે છે. બીજી જાતના દૂષ્યોદરમાં જો પિત્તનાં લક્ષણો વધારે હોય તો ગંધક રસાયન બહુ જ સારી અસર કરે છે.

ખાસ કોઇ કારણ ન હોવા છતાં દરદી દિવસે દિવસે નબળો પડતો જાય છે અને બળ–માંસ ઘટતા જાય છે. અંતર ઇન્દ્રિયમાં જે જે અવયવ–સમૂહો અશક્ત થઈ જાય છે તે તે અવયવ–સમૂહોના રોગો એટલે કે પિત્તપ્રધાન રોગો થવા માંડે

છે. ગમે તેટલી ઊંડી તપાસ કરવામાં આવે તોપણ રોગનું કારણ જડતું નથી. આનું સામાન્ય કારણ અસાત્મ્ય ઇન્દ્રિયાર્થ સંયોગ લાગે છે. આવા રોગમાં ઘટી ગયેલ બળ અને માંસ, નાશ પામેલું વીર્ય, હરાઇ ગયેલી શક્તિ, મંદ પડેલો અગ્નિ અને શિથિલ પડેલા સ્નાયુઓ આ બધાને સમસ્થિતિમાં લાવી પોતાનું કાર્ય કરે તેવા બનાવવાની શક્તિ ગંધક રસાયન અને ષડ્ગુણજારિત રસસિંદૂરમાં છે. રસસિંદૂર કોને આપવો તેનું વર્ણન રસસિંદૂરમાં કરેલું છે. જો પિત્તપ્રધાન લક્ષણો હોય તો ગંધક રસાયન અને કફપ્રધાન લક્ષણો હોય તો રસસિંદૂર આપવો લાભદાયક છે. (ઔ. ગુ. ધ. શા ને આધારે)

**પથ્ય-અપથ્ય**—સાકર, સાઠી ચોખા, ગાયનું ઘી, કેળાં, સિંધવ, પાકી કેરી, તજ, જૂનું મધ, માંસ, નાગરવેલનું પાન, સોપારી, કાથો વગેરે પથ્ય છે. મીઠું, ખાટા પદાર્થો, શાકભાજી, બધી જાતની દાળ, ચા, કોફી, તેલ, ગોળ, બીડી, સિગારેટ, સ્ત્રીપ્રસંગ, સ્વારી કરવી અને કસરત અપથ્ય છે. તેમજ અગ્નિ અને તડકાથી બને તેટલા આઘા રહેવું જોઈએ.

ગંધક રસાયનમાં મુખ્ય દ્રવ્ય ગંધક છે. ગંધકનું સેવન કરતી વખતે એમાંથી મળ, મૂત્ર, ધાવણ, પરસેવો અને શ્વાસ મારફત કાંઇ પણ પરિવર્તન થયા વગર નીકળે છે. મળમાં ૫૫ થી ૮૦% અને મૂત્રમાં ૧૦ થી ૪૦%, શ્વાસમાં નીકળતા દુર્ગંધ અને પરસેવામાંથી નીકળતા ચાંદીનાં ઘરેણાં અને ચામડી પર કાળાશ આવી જાય છે.

ગંધક આંતરડાંની પરિચાલનક્રિયાને ઉત્તેજિત કરે છે, મળને નરમ બનાવે છે અને પેટમાં ગંધકવાળો હાઇડ્રોજન વાયુ ઉત્પન્ન કરે છે એથી ઝાડા અને અપાનવાયુમાં દુર્ગંધ આવે છે.

**ગંધકના વિષની લાંબે ગાળે થતી અસર**—લોહીમાં ગંધકનું શોષણ સલ્ફાઇડ (દ્વિવિધ પ્રતિક્રિયાયુક્ત ગંધક મિશ્રણ) અને ગંધકયુક્ત હાઇડ્રોજન કે જે એક પ્રબલ વિષ છે એ રૂપે થાય છે. તે પહેલા રાતા રંગને ઘટાડે છે. પછી રાતા રંગનું વિશ્લેષણ થવાથી શરીર પર નીલિમા, બેશુદ્ધિ અને માંસપેશીઓની શિથિલતા થાય છે. માટે ગંધક વધારે માત્રામાં ન લેવો જોઇએ.

ગંધક લોહીમાં જવાથી ચામડીના રોગો (ખરજવું, ખસ, ખરજ વગેરે) ઉત્પન્ન કરનાર જંતુઓનો નાશ કરે છે.

ગંધક આંતરડાંમાં જતાં ત્યાં રહેલા નુકસાનકારક જંતુઓ અને આમવિષને બાળી દે છે. અપચો, સળેખમ, અંત્રશોથ, સીસાનું વિષ, જૂનો આમવાત, વાતરક્ત, સાંધાઓનો પ્રદાહ અને આમવિષથી ઉત્પન્ન થનાર ઘણા રોગોમાં વિકૃતિને બાળવા માટે ગંધક ઉપયોગી છે.

ગંધકનું ગંધક રસાયન બનાવવાથી ગંધકની તીવ્રતાનું કાંઇક અંશે શમન થાય છે. તેથી લોહીના રાતા રંગને નુકસાન નથી થતું, પેટમાં હાઇડ્રોજન ઉત્પન્ન થતો નથી અને માંસપેશીઓનું બળ ઘટતું નથી. લાંબા વખતના જૂના રોગોમાં ગંધકના કરતાં ગંધક રસાયન ઓછી માત્રામાં લાંબો વખત લેવાથી દુરાગ્રહી સ્થિર રોગોમાં પણ સારું પરિણામ આવે છે.

યકૃત અને પિત્તાશયના પ્રદાહ વગેરે રોગોમાં યકૃતને વધારે શ્રમ ન આપવો જોઇએ. એટલા માટે ઘી તેલ વગેરે ઓછાં આપવામાં આવે છે. તે ઉપરાંત યકૃત ઉત્તેજિત ન થાય તે પણ સંભાળવું પડે છે. આ કારણે સૂંઠ, મરી, પીપર વગેરે ઉત્તેજક ઔષધિઓ કે ઉત્તેજક ખોરાક પણ નથી અપાતો. એવી સ્થિતિમાં શામક અનુપાન–લીંબુ, સંતરું, મોસંબી કે દાડમના રસ સાથે ગંધક રસાયન આપવું જોઇએ.

જો આમાશયમાં અમ્લતા વધી હોય કે તેની ઉગ્રતા વધી હોય, લોહીની પ્રતિક્રિયા અમ્લ હોય, વિકાર અપચા સાથે હોય, તો લોહીને ક્ષારીય બનાવે એવું મિશ્રણ બનાવી ગંધક રસાયન અપાય છે. એ પર મોતી, છીપ, શંખ, કોડી વગેરે સુધાવાળા પ્રયોગનું મિશ્રણ બહુ હિતકર છે. આ દૃષ્ટિએ પ્રવાલ પંચામૃત મેળવીને અપાય છે. ખોરાકમાં ચોખા ઓછા આપવામાં આવે છે. ખાટાં ફળ, ખાટું દહીં અને ગરમ ગરમ ખોરાક છોડાવી દેવામાં આવે છે. આમાશય રસ અમ્લ થાય ત્યારે આમળાં અને કોળું બંને હિતકર છે. એટલા માટે અનુપાન તરીકે આમળાં કે કોળાનું શરબત આપવામાં આવે છે.

ચામડીના રોગો થાય ત્યારે હંમેશાં ઝાડો સાફ આવે એવી દવા અને ખોરાક આપવો જોઇએ. એટલા માટે ચામડીના રોગોમાં ગંધક રસાયન ગુલકંદ કે આમળાંના મુરબ્બા સાથે આપવામાં આવે છે.

કફ કે આમની વૃદ્ધિ હોય તેમાં પીપર અને મધનું અનુપાન જલદી અસર કરે છે.

*સૂચના—જો કદાચ શક્તિ કરતાં વધારે ગંધક લેવામાં આવશે તો નસકોરી* થઈ જશે. એટલા માટે થોડી માત્રામાં વધુ દિવસ લેવો સારો છે, અથવા તો માત્રા ધીમે ધીમે વધારવી જોઇએ.

## (૮૦) ઉન્માદગજકેસરી રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને શુદ્ધ મનઃશિલ ૧–૧ તોલો અને શુદ્ધ ધતૂરાનાં બી ૩ તોલા લેવાં. બધાંને વિધિસર મેળવી, ઘોડાવજ અને રાસ્નાના કવાથની ૭–૭ ભાવના આપી, સૂકવી, ચૂર્ણ કરી લેવું. 'રસરાજસુંદર'માં રાસ્નાને બદલે બ્રાહ્મીની ભાવના લખી છે. બાકીનું સરખું છે. (યો. ૨)

માત્રા—૧ થી ૪ રતી દિવસમાં ૨ વાર માખણ અને સાકર અથવા ઘોળાં મરી અને ઘી સાથે આપવું.

ઉપયોગ—આ રસાયન ઉન્માદ, અપસ્માર, ભૂતોન્માદ, તાવ વગેરેનો નાશ કરે છે. મન, ઇન્દ્રિય અને બુદ્ધિને પ્રસન્ન કરે છે, અને બધી ધાતુઓની વિકૃતિનું શમન કરી પ્રકૃતિને સામ્ય બનાવે છે. વાયુનો પ્રકોપ વધારે હોય અને તેમાં શરીર કૃશ, રુક્ષ અને શુષ્ક થઈ ગયું હોય, રંગ સહેજ કાળો પડી ગયો હોય, ખોરાક પચી ગયા પછી રોગનું જોર વધતું હોય, તો તેના પર અને અપસ્મારમાં આ રસ ફાયદાકારક છે. આ તીવ્ર લક્ષણોમાં રાસ્નાયુક્ત ભાવના લાભદાયક છે. અને જેમાં તાવ, દાહ, નિદ્રાનો નાશ અને બુદ્ધિનો વિકાર વધારે હોય અને વાયુના પ્રકોપનાં લક્ષણો સામાન્ય જેવા હોય તેને માટે બ્રાહ્મીની ભાવના હિતકર છે.

પહેલાં મેળવેલું જ્ઞાન યાદ આવે એટલે વિદ્વત્તાભરેલું ભાષણ આપે અથવા વાતચીત કરે અને વેગનો સમય નિશ્ચિત ન હોય તેવો ભૂતોન્માદ, અરુચિ, ફીકાશ, બહુ ઊંઘ, ઊલટી અને લાળ પડવી વગેરે લક્ષણોવાળો કફોન્માદ આ બંને જાતના ઉન્માદમાં પણ બ્રાહ્મીની ભાવનાવાળો રસ સારું કામ કરે છે. ક્રોધ, ઊંઘ ન હોવી, રાતો વર્ણ થઇ જવો, દોડાદોડી, મારપીટના વિકારવાળા માનસિક ચિંતાથી થયેલા અને પિત્તજન્ય ઉન્માદમાં બહુ જ થોડી માત્રામાં બ્રાહ્મીઘૃત કે તાજા દૂધ સાથે આપવું જોઈએ. અથવા તાપ્યાદિ લોહનું સેવન કરાવવું જોઇએ.

સૂચના—પથ્ય ભોજન આપવું. સૂર્યનો તડકો, અગ્નિનું સેવન, બીડી પીવી, માનસિક ચિંતા આ બધું છોડાવી દેવું. મનને આનંદમાં રાખવા પ્રયત્ન કરવો.

### (૮૧) ભૂતભૈરવ રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ તપકિયા હરતાલ, શુદ્ધ મનઃશિલ, લોહભસ્મ, શુદ્ધ કાળો સુરમો અને તામ્રભસ્મ દરેક ૧-૧ તોલો અને શુદ્ધ ગંધક ૧૨ તોલા લેવો. પહેલાં પારો અને ગંધક મેળવી કજ્જલી કરવી. પછી બાકીની ચીજો મેળવી, માણસના, ગાયના અથવા બકરાના મૂત્રમાં દહીં જેવો રગડો કરી, કડાઇમાં નાખી, મંદ અગ્નિ પર મૂત્ર સુકાઇ જાય ત્યાં સુધી રાખી ઉતારી લેવું. (ચો. ૨.)

માત્રા—૨ થી ૪ રતી દિવસમાં ૨ વાર ગાયના ઘી સાથે ચાટવું. જરૂર હોય તો થોડું મધ મેળવવું અને ઉપર સૂંઠ, મરી અને પીપરનો ઉકાળો બનાવી હિંગ અને ઘી નાખી પાવો અથવા ધતૂરાનાં શુદ્ધ કરેલાં બી નંગ ૫ સાથે ખવરાવી ઉપર અધોળ ઘી પાવું. ધતૂરાના બીવાળું અનુપાન આંતરડાના દોષવાળા સ્થૂળ રોગીને માટે ખાસ હિતકારક છે.

ઉપયોગ—આ રસાયનથી ભૂતોન્માદ અને માનસિક ચિન્તાથી થયેલો ઉન્માદ, અપસ્માર, હિસ્ટીરિયા વગેરે જ્ઞાનતંતુઓ સાથે સંબંધ રાખનારા સર્વ રોગો મટી જાય છે. આ ઔષધિથી કબજિયાત દૂર થાય છે અને ઊંઘ આવવા માંડે છે અને થોડા જ દિવસમાં ઉન્માદ મટી જાય છે.

## (૮૨) વાતકુલાંતક રસ

વિધિ—કસ્તૂરી, શુદ્ધ મનઃશિલ, નાગકેસર, બહેડાં, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, જાયફળ, એલચી અને લવિંગ દરેક ૨–૨ તોલા લઈ પાણીમાં ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (રસે. સા. સં.)

માત્રા—૧-૧ ગોળી દિવસમાં ૨ વાર જટામાંસીના ઉકાળા સાથે-આપવી.

ઉપયોગ—આ રસાયન ખૂબ ભયંકર અપસ્માર (વાઈ), હિસ્ટીરિયા, મૂર્છા, સખ્ત હેડકી, ધનુર્વાત, સૂતિકારોગમાં આક્ષેપ સાથેના વાતરોગ, નિદ્રાનાશ આ સર્વને મટાડે છે અને મનને પ્રસન્ન કરે છે. તેમજ સન્નિપાત, ન્યુમોનિયા વગેરે રોગોમાં બુદ્ધિભ્રંશ, મૂર્છા, કંપ આક્ષેપ, પ્રલાપ વગેરે ઉપદ્રવોનું શમન કરી ઊંઘ લાવવા માટે પણ હિતકર છે.

માનસિક વિકારથી થયેલા અપસ્મારમાં ૧-૧ રતી અભ્રકભસ્મ મેળવતા રહેવાથી જલદી ફાયદો થાય છે. તેમજ માનસિક આઘાતજન્ય મૂર્છામાં પણ અભ્રકભસ્મની સાથે આપવી વધારે હિતકર મનાય છે. તેમજ બાળકોને દાંત આવતી વખતે તીવ્ર આક્ષેપ (લોહી વધારે ન હોય તો) કંઠ, આમાશય, આંતરડાં, મૂત્રનલિકા, પિત્તાશય, પિત્તનલિકા, મહાપ્રાચીરા પેશી વગેરેના આક્ષેપનું આ રસાયન એકદમ શમન કરે છે. ધનુર્વાત, બાલકંપ, હૃદયકંપ વગેરે વાતવાહિનીઓના વિકારો પર આ રસાયન બહુ હિતકારક છે.

## (૮૩) નિદ્રોદય રસ

વિધિ—રસસિંદૂર, વાંસકપૂર અને અફીણ એ ત્રણ ૬–૬ માસા અને ધાવડીનાં ફૂલ અને આમળાં ૨–૨ તોલા લેવાં. બધાંને મેળવી, ભાંગના રસની ૩ ભાવના આપવી. પછી બી કાઢી નાખેલી દ્રાક્ષ ૧૨ તોલા મેળવી ૧-૧ માસાની ગોળીઓ વાળવી. (ર. યો. સા.)

માત્રા—૧ ગોળી સાંજે દૂધ સાથે આપવી.

ઉપયોગ—જ્યારે કોઈ પણ રોગમાં ઊંઘ ન આવતી હોય, ત્યારે આ રસના સેવનથી શાંત ઊંઘ આવી જાય છે, તેમજ વીર્યનું સ્તંભન અને બળ, વર્ણ, તેજ વગેરેની વૃદ્ધિ થાય છે.

સૂચના—જો ઉન્માદના રોગીને ઊંઘ લાવવા માટે આ રસ આપવો હોય તો આંખમાં બહુ લાલાશ અને કબજિયાત ન હોય તો જ આ રસ આપવો.

## (૮૪) અમરસુન્દરી વટી

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, લોહભસ્મ, શુદ્ધ વછનાગ, રેણુકબીજ, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, પીપળીમૂળ, ચિત્રકમૂળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, વાવડિંગ, અક્કલગરો અને નાગરમોથ આ બધી ચીજો સરખે ભાગે લેવી. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરવી. પછી લોહભસ્મ અને વછનાગ મેળવવાં. પછી બાકીની ચીજોનું બારીક ચૂર્ણ કરી મેળવવું. બાદ બધી ચીજોથી બમણો ગોળ નાખી, ઘૂંટી, ચણા જેવડી ગોળીઓ વાળવી. (નિ. ર.)

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી અપસ્માર, સન્નિપાત, શ્વાસ, ખાંસી, અર્શ અને બધી જાતના વાયુના રોગોનો નાશ કરે છે. સ્ત્રી, વૃદ્ધ અને બાળક વગેરેને અજીર્ણજ્વર, કફપ્રધાન સન્નિપાત વગેરેમાં કોઇ પણ જાતના ભય વગર આપી શકાય છે. આ દવા અજમેર જિલ્લામાં વધારે વપરાય છે. અમે પણ ઘણીવાર વાપરી લાભ લીધો છે.

**બીજી વિધિ**—આ રસનું નામ ઘણા ગ્રંથકારોએ' વિજયભૈરવ' રસ રાખ્યું છે એમ 'રસયોગસાગર' પરથી જણાય છે. 'નિઘંટુરત્નાકર'ના પાઠમાં પીપળીમૂળ અને તજ છે તેની જગ્યાએ 'રસયોગસાગર'માં અભ્રકભસ્મ અને તામ્રભસ્મ લખી છે. બાકીનો પાઠ સરખો છે.

**ઉપયોગ**—કાસ, શ્વાસ, ક્ષય, ગુલ્મ, પ્રમેહ, વિષમજ્વર, સૂતિકારોગ, સંગ્રહણી, મંદાગ્નિ, શૂળ, પાંડુરોગ અને હાથપગના રોગો પર આ વટી સારી છે. અભ્રકભસ્મ અને તામ્રભસ્મ મેળવવાથી આ રસ જલદી અસરકારક બને છે એ ચોક્કસ છે.

અભ્રક અને તામ્રભસ્મ મેળવવાથી કફયુક્ત શ્વાસ અને કાસ, પરિણામશૂળ, બરોળ અને યકૃતની વૃદ્ધિ, પાંડુરોગ, વિષમજ્વર, નવો અજીર્ણજ્વર, તરિયો તાવ, સૂતિકાજ્વર, સુવાવડી સ્ત્રીનો વાત અને કફપ્રકોપ, દાંત બંધાઇ જવા, શ્વાસ, કાસ, અતિસાર, જ્વર, અરુચિ, સન્નિપાત પ્રલાપ વગેરે ઉપદ્રવ, કફપ્રધાન સન્નિપાત, કફગુલ્મ, વાતગુલ્મ કફપિત્તગુલ્મ, યકૃત રોગ સાથેની સંગ્રહણી અને પાંડુરોગ, હાથપગની નસો ખેંચાવી, ચક્કર, વાતવૃદ્ધિ, અર્શ, અપસ્માર વગેરે રોગોનો જલદી નાશ કરે છે. કફપ્રધાન રોગોમાં આદાનો રસ અનુપાનરૂપે આપવાથી તેમજ સન્નિપાતમાં તુળસીનો રસ કે આદુના રસ સાથે આપવાથી સારો ફાયદો થાય છે.

## (૮૫) મહાવાતવિધ્વંસન રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, નાગભસ્મ, બંગભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, પીપર, કુલાવેલો [illegible]

૧-૧ તોલો અને શુદ્ધ વચ્છનાગ ૪॥ તોલા લેવો. પહેલાં કજ્જલી કરી ભસ્મ નાખવી. પછી કાષ્ઠાદિક ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવી, સૂંઠ, મરી અને પીપરનો ક્વાથ, હરડે, બહેડાં અને આમળાંનો ક્વાથ, ચિત્રકમૂળનો ક્વાથ, ભાંગરાનો રસ, કડનો ઉકાળો, નગોડના પાનનો રસ, આકડાનું દૂધ, આમળાંનો સ્વરસ, આદુનો રસ અને લીંબુના રસની ૩-૩ ભાવના આપી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (૨. ચં.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર; તીવ્ર વાતરોગમાં આદુનો રસ, ભાંગરાનો રસ, અથવા મધ સાથે, આમવાત પર દિવેલ, ઘી અથવા ગરમ પાણી સાથે.

**ઉપયોગ**—વાતરોગ, શૂળ, કફના પ્રકોપથી થનારા રોગો, સંગ્રહણી, સન્નિપાત, મૂઢતા, અપસ્માર, મંદાગ્નિ, શરીર ઠંડું થઇ જવું, પિત્તોદર, બરોળવૃદ્ધિ, કુષ્ઠ, અર્શ, સ્ત્રીઓને ગર્ભાશયની વિકૃતિથી થનારા રોગ આ બધાનો નાશ કરે છે.

આ વાતવિધ્વંસન રસ વાતવૃદ્ધિ અને વાતવાહિનીઓના ક્ષોભનું શમન કરનારી ઉત્તમ શામક ઔષધિ છે. તેમજ તેમાં શૂળને મટાડવાનો ગુણ પણ વધારે પ્રમાણમાં છે. આ રસ જ્ઞાનતંતુઓના ક્ષોભમાં ઉપયોગી હોવાથી અપતાનક, અપતંત્રક, આક્ષેપક અને તીવ્ર વેગવાળા આશુકારી પક્ષાઘાતમાં, વાતવૃદ્ધિનાં લક્ષણ વધારે હોય ત્યારે આ રસના સેવનથી વાયુના કોપનું શમન થઇ વાતસામ્યતા સ્થપાય છે. કોઇ પણ રોગમાં કોઈ પણ કારણથી વાતવૃદ્ધિ કે વાતવાહિનીઓમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે, ત્યારે તેની તીવ્ર અવસ્થામાં આ વાતવિધ્વંસન રસ અપાય છે. માત્ર વાયુની વિકૃતિ હોય ત્યારે આ રસ અપાય છે. પણ જો વાતપિત્તાત્મક દુષ્ટિ હોય તો સૂતશેખર રસ આપવો જોઈએ.આ બેમાં આ ભેદ છે.

આ રીતે વાતવાહિનીઓના કાર્યમાં કોઇ પણ કારણથી રોકાણ થાય તો ક્ષોભ થાય છે. આ રીતે કોઇ પણ અવયવમાં શૂળ મારતી હોય ત્યારે આ વાતવિધ્વંસન રસ અપાય છે. પરંતુ આમવાત અને સંધિવાની જીર્ણ અવસ્થામાં તો યોગરાજ ગૂગળ અને ગોક્ષુરાદિ ગૂગળ હિતકર છે. પણ વીંછી કરડ્યો હોય તેવી ભયંકર વેદના થતી હોય, સોજા આવેલા ભાગમાં ભયંકર વેદના થતી હોય, અને બેચેની તથા પ્રલાપ વગેરે લક્ષણો હોય, ત્યારે આ મહાવાતવિધ્વંસન રસથી આમશોષક અને વેદનાશામક બન્ને કાર્ય થાય છે, અને દરદીને થોડા જ દિવસમાં બહુ ફાયદો થઈ જાય છે. આમવાતની તીવ્ર અવસ્થામાં પણ આ એક અપ્રતીમ ઔષધિ છે. શ્લેષ્મક અને શ્વસનક સન્નિપાતની પ્રથમ અવસ્થામાં માનસિક રોગોમાં પણ જ્ઞાનતંતુઓના ક્ષોભથી દરદ થાય છે. અપસ્માર, ઉન્માદ, મનનો આઘાત વગેરેમાં થનારી વેદના એની મેળે જ ઉત્પન્ન થયેલી છે. આ રોગોમાં

ખાસ કરીને દ્રાક્ષારિષ્ટ કે અભ્રકવાળી દવાઓ અપાય છે. શરીરમાંના દોષો અને ખાસ કરીને વાયુથી શળ ઉત્પન્ન થઇ હોય તો તેની પર આ રસ અસર કરે છે. આ રસથી વાયુનો પ્રકોપ શમી સામ્યતા સ્થપાય છે. આ કારણથી કોઈ પણ જાતની શળમાં આ રસ સારી અસર કરે છે. સ્થાન અને દૂષ્યતા પ્રમાણે અનુપાન આપવું જોઈએ.

માત્ર વાયુના ક્ષોભથી થનાર માથાનું દરદ બહુ ત્રાસદાયક હોય છે. તેમાં બેચેની રહે છે, માથામાં ખીલો ઠોકાનો હોય તેવું દરદ થાય છે, દરદી માથું આમતેમ ફેરવ્યા કરે છે, બિલકુલ ચેન પડતું નથી, અને ખાસ કરીને માથાની જમણી બાજુ વધારે દરદ થાય છે. દરદથી કંટાળી રોગી માથું કૂટે છે અને રડી પડે છે. પછી દરદ એની મેળે બેસી જાય છે. એટલે કે દરદ સહન થાય તેટલું જ હોય છે. ફરી પાછું પહેલાં માફક દરદ થાય છે. આ પ્રમાણે આક્ષેપ માફક તીવ્ર વેગ આવે છે. આ દરદ પર આ રસ લાભદાયક છે.

માથાની શળ પ્રમાણે કુક્ષિશળ, ઉરઃશળ, અને પાર્શ્વશળ આ રોગોમાં પણ તીવ્ર વેદના થાય છે. થોડા સમય માટે દરદ ઓછું થઇ દરદીને આરામ લાગે છે, અને ફરી પાછું માથાની માફક અસહ્ય દરદ ઊપડે છે અને દરદી રડવા માંડે છે. દરદ વધે ત્યારે છરા વાગતા હોય તેવું દરદ થાય છે. આ જાતના રોગો પર આ વાતવિધ્વંસન રસ કફઘ્ન અનુપાન સાથે આપવો જોઇએ.

હૃદયની શળમાં ઉપર જણાવ્યા મુજબનું દરદ થતું હોય ત્યારે આ રસ અપાય છે, પરંતુ જ્યારે દરદ છાતીમાંથી નીકળી ડાબા હાથ તરફ ફેલાતું હોય અને સાથે સાથે ગભરામણ, પરસેવો વગેરે લક્ષણો હોય, ત્યારે આ રસ અપાતો નથી. ( આમાં ઓછી માત્રામાં સૂતરાજ રસ અથવા મોતી કે પ્રવાલવાળી ઔષધિ આપવી જોઇએ. ) જો વાયુના ક્ષોભથી છાતી કે પીઠમાં શળ મારતી હોય તો મહાવાતવિધ્વંસન રસ આપવો જોઇએ. આ રીતે ફેફસાંના સોજાની શરૂઆતમાં છાતીમાં શળ મારતી હોય અને આ શળ વાયુના ક્ષોભથી થતી હોય, શળ સાથે તાવ અને સોજો મર્યાદામાં હોય તો વાતવિધ્વંસન રસ આપવો જોઇએ.

માત્ર વાયુના ક્ષોભથી પેટમાં શળ મારતી હોય તો આ રસ ઉપયોગી છે. પેટનું દરદ એ એક વિચિત્ર રોગ છે. આમાં પેટમાંના જુદાજુદા અવયવો, તેની ક્રિયા અને તેમાંથી થતા રોગો વગેરેનો સંબંધ હોય છે. એટલે કારણ નક્કી કરતાં બહુ અઘરું પડે છે. પેટ તપાસવામાં પચનેન્દ્રિયના રોગ, મૂત્રમાર્ગ કે મૂત્રાશયના રોગ, આંતરડાંના વિકાર કે તેમાં કાંઈ અટકાયત કરતી વસ્તુ, આખા કોષ્ઠમાં વાતવાહિનીઓની વ્યાપક વિકૃતિ, સ્ત્રી સગર્ભા હોય તો ગર્ભાશયના રોગ આ બધાનો વિચાર કરવો પડે છે. આમાં વાયુના ક્ષોભથી શળ ઉત્પન્ન

થઈ હોય તો વાતવિધ્વંસન રસ વપરાય છે. આ શૂળ પણ તાણ માફક બહુ જોરથી આવે છે અને એટલા જ જોરથી બેસી જાય છે.

શ્લૈષ્મિક અને શ્વસનક સન્નિપાતની પહેલી અવસ્થામાં જો કફવિકૃતિ સામાન્ય અને વાયુનો પ્રકોપ વધારે હોય તો વાતવિધ્વંસન રસ લાભદાયક છે. પણ ગળામાં ઘરરર અવાજ થયા કરતો હોય ત્યારે આ રસથી બહુ ફાયદો થતો નથી.

આંત્રિક સન્નિપાત (મધુરો), ગ્રંથિક સન્નિપાત (પ્લેગ) અને મંથિક સન્નિપાતમાં દરદી બેશુદ્ધ હોય, ગળાનો અવાજ બેસે, લવારો, ચિત્ત ઠેકાણે ન હોવું, આંખો ભારે લાગવી, જીભ સુક્કી (કોઈ વાર કાળી થઈ જાય છે) અને જીભ પર કાંટા, આવી વાયુના ક્ષોભવાળી અવસ્થામાં વાતવિધ્વંસન રસ જેવો ફાયદો કરનારી બીજી કોઈ પણ ઔષધિ નથી.

સુવાવડી સ્ત્રીઓને તાવ ન હોવા છતાં પણ મક્કલશૂળ થાય છે. તેમાં ભયંકર માથાનું દરદ, બસ્તિ, કોષ્ઠ અને ગર્ભાશયમાં તીવ્ર શૂળ કે આક્ષેપ જેવી વેદના, ગર્ભાશયમાંથી શૂળ નીકળી બસ્તિ અને ઉદરના ભાગમાં ફેલાઇ જવી વગેરે લક્ષણો થાય છે. આ શૂળ પર આ રસ ઉત્તમ લાભદાયક છે.

મહાવાતવિધ્વંસન રસ વાતવાહિનીઓ, વાતવહમંડળ અને વાતસ્થાનોના ક્ષોભનો નાશ કરે છે. આ રસ વાતદોષ અને માંસ અને અસ્થિ એ દૂષ્ય પર ફાયદો કરે છે. આ રસમાં કજ્જલી રસાયન યોગવાહી અને જંતુઘ્ન છે. નાગ, બંગ અને લોહભસ્મ શક્તિ વધારનાર અને એ રીતે વાયુનું શમન કરનાર છે. તામ્ર આક્ષેપનો નાશ કરનાર અને વાયુનું શમન કરનાર છે. અભ્રકભસ્મ વાતવાહિનીઓને બળ આપનાર અને શામક છે. ટંકણખાર જંતુઘ્ન અને શામક છે, અને વછનાગ અવસાદક અને શૂળ તથા ક્ષોભનો નાશ કરનાર છે.

(ઓ. ગુ. ધ. શા. ને આધારે)

ગૃધ્રસી રોગને એલોપથીમાં વાતનાડીશૂલ (Neuralgia)ની અંદર ગણી લેવાય છે. આ રોગની શરૂઆતમાં બેચેની, પગમાં ઝણઝણાટ, નાડીઓ ખેંચાવી વગેરે થાય છે. પછી નિતમ્બ, જાંઘની આગળ, પાછળ કે બહાર શૂળ મારવા માંડે છે. આ રોગમાં અસહ્ય દરદ થાય છે. ઊંઘ નથી આવતી અને એવી સ્થિતિમાં કેટલાંક અઠવાડિયાં કે મહિના નીકળી જાય છે. આ રોગમાં કોઈકને તાવ આવે છે. તાવ ૧૦૨°–૧૦૩° કે ૧૦૫° સુધી વધી જાય છે. પછી ઊલટી, ગભરામણ, માથામાં ભયંકર દરદ, છાતીમાં દુખાવો અને બેશુદ્ધિ વગેરે લક્ષણો થાય છે. એવી સ્થિતિમાં મહાવાતવિધ્વંસન રસ ૦ાા રતી, કેરીનો મુરબ્બો ૦ા તોલો અને ભાંગરાનો રસ ૧ તોલો મેળવી તેમાંથી થોડું થોડું ૩–૪ વાર ચાટવા આપવું. આ રીતે બે વખત ચાટણ તૈયાર કરી આપવું. તેમજ વિષગર્ભ-

તેલ, ટરપેન્ટાઇન અને કપૂર ભેળવીને માલિસ કરતા રહેવાથી દુખાવો જલદી મટી જાય છે.

## (૮૬) વાતગજાંકુશ રસ

વિધિ—રસસિંદૂર, લોહભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, શુદ્ધ હરતાલ, હરડે, કાકડાશિંગ, સૂંઠ, મરી, પીપર, અરણીની છાલ અને ફુલાવેલો ટંકણખાર આ બધા સરખે ભાગે લેવા. બધાને વિધિસર મેળવી, ગોરખમુંડી અને નગોડના પાનના રસની ૧–૧ ભાવના આપી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (રસે. સા. સં.)

માત્રા—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર પીપર સાથે લઇ ઉપર મજીઠ અને હરડેનો ઉકાળો પાવો, અથવા રાસ્ના, ગળો, દેવદાર, સૂંઠ અને એરંડાના મૂળના કવાથમાં થોડો ગૂગળ નાખી સહેજ ગરમ ગરમ આ રસના અનુપાન તરીકે લેવો.

ઉપયોગ—આ રસાયન બધી જાતના વાતરોગોનો નાશ કરે છે. આ રસ ત્રિદોષજન્ય ભયંકર વાતકફાત્મક ગૃધ્રસી રોગને સાત જ દિવસમાં મટાડી દે છે. તેમજ ક્રોષ્ટુશીર્ષક (વાતરક્તાત્મક જાંઘનું દરદ), અપબાહુક (વાતકફજન્ય હાથનું દરદ), ઊરુસ્તંભ (કફ, મેદ અને વાતપ્રકોપજન્ય આઢ્યવાત), હનુસ્તંભ, મન્યાસ્તંભ (વાતકફજન્ય ગળાનું દરદ), પક્ષાઘાત (કફવિકાર સાથે થનારો અર્ધાંગવાત) આ બધા માટે બહુ ઉત્તમ ઔષધિ છે.

વાતરોગમાં જ્યારે કફનો સંબંધ હોય છે ત્યારે નવી અને જૂની બંને અવસ્થામાં આ રસ ફાયદો કરે છે. કેવળ વાતવિકૃતિ હોય ત્યારે વાતવિધ્વંસન, વાતપિત્તવિકૃતિ હોય ત્યારે સૂતશેખર, અને આમનો વધારે સંબંધ હોય ત્યારે યોગરાજ ગૂગળ ઉપયોગી છે. પરંતુ જ્યારે કફનો અનુબંધ હોય ત્યારે વાતગજાંકુશ રસથી વધારે ફાયદો થાય છે.

## (૮૭) સમીરગજકેસરી

વિધિ—શુદ્ધ હિંગળોક, મરી, શુદ્ધ અફીણ અને શુદ્ધ ઝેરકોચલાં આ *બધાં સરખે ભાગે લઈ, આદાના રસમાં ૬ કલાક ખરલ કરી મગ જેવડી ગોળીઓ* વાળવી. મૂળ ગ્રંથમાં હિંગળોક નથી; પણ ગુણ વધારવા માટે અમે ઉમેર્યો છે. (ર. ચં.)

માત્રા—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર નાગરવેલના પાનમાં કે પાણી સાથે આપવી જોઇએ.

ઉપયોગ—આ રસાયન બધી જાતના જૂના વાતરોગ, આમવાત, કટિશૂળ, સળેખમ, અરુચિ, ઉદરશૂળ, સંગ્રહણી વગેરે બધા રોગોને પણ દૂર કરે છે. તથા

કુબ્જતા, લંગડાપણું, બધી જાતની ગૃધ્રસી, અપબાહુક, શોથ, અપતાનક, અપસ્માર, કોલેરા વગેરેનો નાશ કરે છે. જ્યારે નાડીઓમાં રહેલા દોષ, કફ, મેદ કે આમનું શોષણ કરવું હોય, વાતવાહિની નસોનો ક્ષોભ દૂર કરવો હોય, હૃદયને શક્તિ અને ઉત્તેજના આપવી હોય, ત્યારે આ રસ અમૃત સમાન ગુણકારી છે. પરંતુ તીવ્ર આક્ષેપ થતો હોય ત્યારે આ રસ ન આપતાં મહાવાતવિધ્વંસન રસ આપવો જોઇએ.

સળેખમ અને નજ્લામાં રસધાતુ વધારે દૂષિત થાય છે. તેથી નાકમાંથી પીળો અને ગાઢો સ્રાવ ગળવા માંડે છે અને વિષ મગજમાં ચઢી આંખો અને માથાને નુકસાન કરે છે. તે આ ઔષધિના સેવનથી અટકી જાય છે. નવા તીવ્ર પ્રકોપમાં આ રસ ન આપવો જોઇએ. તીવ્રતા ઓછી થયા પછી તે અપાય છે.

જંતુપ્રકોપ કે મંદાગ્નિ અને અજીર્ણ થઈ કાચો રસ અપક્વ રહી જઈ આમ બને છે. ત્યારે આમ સાથે થોડો થોડો ઝાડો થાય છે. તેમજ આહાર-વિહારના દોષથી નાડીઓમાં જઇ આમવાત ઉત્પન્ન કરે છે, તેમાં ભયંકર વેદના થાય છે અને હૃદયની ગતિ મંદ પડી જાય છે. આ રોગની જીર્ણ અવસ્થામાં આ સમીરગજકેસરી આપવાથી દોષનું શોષણ થઇ નાડીઓ શુદ્ધ થઈ જાય છે તથા શૂળ, આમાતિસાર અને આમવાતનો પણ નાશ થાય છે.

સૂચના—જો પેટમાં દૂષિત મળ હોય તો પેટ સાફ કર્યા પછી આ ઔષધિ આપવી જોઈએ.

નિતમ્બમાં વાતનાડી પ્રદાહ થવાથી ગૃધ્રસીની શૂળ ઉત્પન્ન થાય છે. નિતમ્બ-પ્રદેશથી જે ગૃધ્રસી નાડી (Sciatic Nerve) પગની બાજુ જાય છે એની અંદર દુખવા માંડે છે અને પગની નાડીઓ ખેંચાય છે. એને લીધે રાત્રે ઊંઘ પણ નથી આવતી. ઘણા દરદીઓને નિરુપાયે પગના નીચેના ભાગ પર કપડાનો પાટો ખેંચીને બાંધવો પડે છે. આ દુખાવો બંધ કરવા સમીરગજકેસરી આપવામાં આવે છે.

ગૃધ્રસીશૂળની માફક પિત્તાશયશૂલ, વૃક્કશૂલ, ઉપાંત્રશૂલ અને અંત્રશૂલ વગેરે પર આ રસાયન વપરાય છે. આ શૂળોમાં મોટે ભાગે ઊલટી થયા કરે છે, અને રોગી બહુ અકળાઇ જાય છે. અફીણવાળી દવા આપવાથી દુખાવો મટાડવામાં મદદ મળી જાય છે.

હૃદયવિકારજન્ય શ્વાસાવરોધ (Cardiac Asthma) થાય ત્યારે દરદીને બહુ જ અકળામણ થાય છે. શ્વાસ લેવો અઘરો પડે છે, શ્વાસ પૂરો મુકાતો નથી અને શાંતિથી સ્થિર બેસાતું પણ નથી. એવી સ્થિતિમાં ૨–૨ કલાકે સમીરગજકેસરી ૨–૩ વાર આપવાથી શ્વાસનો અવરોધ મટે છે.

ચિંતા, શોક, પશ્ચાત્તાપ વગેરેથી મનમાં આઘાત લાગે ત્યારે અને ઉન્માદની પહેલી અવસ્થામાં નજર સામે અઘટિત વિચારોની હારમાળા આવીને ઊભી રહે છે. કોઈ કોઈવાર દરદી શોકથી કે ક્રોધથી મરવા–મારવાનો વિચાર કર્યા કરે છે. એને બિલકુલ ઊંઘ આવતી નથી, પાચનક્રિયા બગડે છે, કબજિયાત કે ઝાડા થઈ જાય છે, હાથ–પગમાં શક્તિ નથી રહેતી અને ઉત્સાહ નાશ પામે છે. એવી સ્થિતિમાં સવાર–સાંજ સમીરગજકેસરી આપવામાં આવે છે. સાંજે એની સાથે કે રાત્રે મૃદુ વિરેચનવટી પણ અપાય છે. એટલે દરદીને ઊંઘ આવી જાય છે, ઉત્તેજના દૂર થાય છે અને સવારમાં બરાબર ઝાડો થાય છે.

૩૦–૩૫ વર્ષની સ્ત્રીને કોઈ કારણથી અશક્તિ ન આવવા છતાં પણ માસિકધર્મ કવખતે બંધ થઈ જાય છે. એવી વખતે સંતાનની ઇચ્છાવાળી સ્ત્રીના મનને આઘાત લાગે છે અને તેથી શોકોન્માદ (*Melancholia*) થાય છે. તે સ્ત્રી બધી વાતો સાંભળે છે પણ જવાબ આપતી નથી, અથવા બહુ વારે ટૂંકો જવાબ આપે છે અને મોં ઉદાસ રહે છે. આ લક્ષણો સાથે મંદાગ્નિ કે કબજિયાત ન થઈ ગયેલ હોય, તો સમીરપન્નગ આપતા રહેવાથી શરીર મજબૂત બને છે, માસિકધર્મ આવવા માંડે છે અને ઉન્માદ દૂર થઈ જાય છે.

**નોંધ**—જો કોઈ ખાસ રોગ હોય તો એને મટાડવાનો પ્રયત્ન પણ કરવો જોઇએ.

## (૮૮) બૃહદ્યોગરાજ ગુગળ

**વિધિ**—સૂંઠ, પીપર, ચવક, પીપળીમૂળ, ચિત્રકમૂળ, સેકેલી હિંગ, અજમો, સરસવ, જીરું, શાહજીરું, રેણુકબીજ, ઇન્દ્રજવ, કાળીપાટ, વાવડિંગ, ગજપીપર, કડુ, અતિવિષા, ભારંગમૂળ, ઘોડાવજ અને મોરવેલ એ ૨૦ ઔષધિઓ ૧–૧ તોલો લેવી. હરડે, બહેડાં અને આમળાં ૪૦ તોલા, શુદ્ધ ગૂગળ ૬૦ તોલા, બંગભસ્મ, ચાંદીભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ અને રસસિંદૂર આ દરેક ૪–૪ તોલા લેવું. પહેલાં ગૂગળને પાણીમાં નાખી ગરમ કરવો. ગૂગળ અવલેહ જેવો થઇ જાય ત્યારે કાષ્ઠાદિ ઔષધિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ અંદર નાંખી દેવું. પછી ભસ્મો મેળવવી અને પથ્થરના ખલમાં થોડું ઘી નાખી ખાંડવું. જ્યારે ગોળી વાળવા જેવું સુંવાળું થઈ જાય ત્યારે વટાણા જેવડી ગોળીઓ વાળવી. (શા. સં.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર. વાતરોગમાં રાસ્નાદિ કવાથ અથવા પાણી સાથે આપવી. તીવ્રરોગમાં ૩ માસા યોગરાજ ગૂગળને નવટાંક દિવેલમાં ગરમ કરવો. પછી ૦ાા શેર ગરમ દૂધમાં નવટાંક સાકર નાંખી તે મેળવી પી જાય તો સાત દિવસમાં ભયંકર વાતવ્યાધિનો નાશ થાય છે.

સોજો, સ્નાયુઓ મોટા અને કમજોર થઇ જવા, નાડીઓ આમવાળી મોટી થઈ જવી, આખા શરીરમાં શળ મારવી વગેરે ઉપદ્રવોમાં આ રસ સારુ કામ કરે છે. તેમજ જેમાં રસ વગેરે ધાતુઓના વિકારથી ઉત્પન્ન થયેલા આમ સહિત વાતવિકાર હોય તેવા જૂના વાતવ્યાધિમાં પણ આ સારો ફાયદો કરે છે. મહાયોગરાજ ગૂગળની ખાસ અસર જ્યાં દોષો ધાતુઓની અંદર મળી ગયા હોય તેવા આમવાત, પક્ષાઘાત, વારંવાર આયામ, આક્ષેપક, ખલ્લી, ગૃધ્રસી આ બધાની જીર્ણ અવસ્થામાં જ ખાસ થાય છે.

વાતાર્શમાં સૂકા અને લૂખા મસા હોય તો આ રસના સેવનથી દરદ શાંત પડે છે. તેમજ બધી જાતના વાતજન્ય પ્રમેહ કે જેમાં વાયુના કાર્યની અનિયમિતતા કારણરૂપ હોય અને આમજન્ય પ્રમેહ કે જે લાંબા વખતના અપચાથી આમનો સંચય થઇ ઉત્પન્ન થાય છે તેને માટે આ ગૂગળ બહુ હિતકર છે.

પ્રાચીન ગ્રંથોમાં આમજન્ય પ્રમેહનો ઉલ્લેખ નથી મળતો. તો પણ લાંબા વખતના અપચાથી આમનો સંચય થઇ પ્રમેહ થયાના ઘણા દાખલા મળી આવે છે. આ જાતનો પ્રમેહ વધારે સાકર, કઠોળ કે મેદાની બનાવટો ખાવાથી થાય છે. અન્નરસમાં એક પ્રકારની સાકર છે, તે વધી જાય ત્યારે તેનું શોષણ કરી રૂપાંતર કરવાનું કાર્ય યકૃત કરે છે. પરંતુ યકૃતમાં આમથી વિકૃતિ થઇ હોય કે સ્રોતોમાં અવરોધ થયો હોય તો રૂપાંતર થઇ શકતુ નથી. તે સાકર અભિસરણમાં મળી જવાથી પ્રમેહ થાય છે. આ રોગ પર આ રસ સારુ કામ કરે છે.

કુષ્ઠરોગમાં આમનો અનુબંધ હોય તો આ રસ ફાયદો કરે છે. જૂના ક્ષુદ્રકુષ્ઠ, ખસ કે કષ્ટસાધ્ય જેવો ક્ષુદ્રકુષ્ઠ દબાઈ જવાથી વાતરોગ થયો હોય તેના પર આ મહાયોગરાજ ગૂગળ ઉપયોગી છે.

વાતરક્તનું કારણ આમ ઉત્પન્ન થઈ તેનો સંચય થાય અને તેથી વાતપ્રકોપ થઇ રક્ત વિકૃત થાય એ છે. આમનો સંચય થયા વગર વાતરક્ત થતો નથી. ખાસ કરીને વાતરક્તની શરૂઆતમાં પેટમાં આફરો, અપચો, આમાશય અને આંતરડાંમાં શળ કે દરદ, વારંવાર કબજિયાત, પછી ઝાડા, પેશાબ ઓછો થઇ જવો, પેશાબમાં ખૂબ કદણ પદાર્થ જવો, શરીર અને મનનું બળ ઘટી જવું, સ્વભાવ ચીડિયલ થઇ જવો વગેરે લક્ષણો થાય છે. સામાન્ય રીતે પાચનેન્દ્રિયમાં આમ ઉત્પન્ન થયા જ કરે છે. આથી વાતરક્તનો દરદી હંમેશ માટે હેરાન થયા જ કરે છે. આ વાતરક્ત અને આમવાત બંને ભાઇઓ છે. વાતરક્તની શરૂઆત હાથ કે પગના અંગૂઠાથી થાય છે અને સોજો વધવા માંડે છે. બધી આંગળીઓ ફૂલી જાય છે. તેમજ ભૂખ ન લાગવી, બહુ તરસ લાગવી, પેશાબ લાલ, ચોખ્ખો અને ઓછો થવો, શળ, ફરકવું, કાંપવું, સ્ક્ષતા, કાળાં

ચકામાં, ઓછોવત્તો સોજો, વાતવાહિનીઓ અને સાંધાઓ અકડાઈ જવા અને ખેંચાવા, સખ્ત દરદ, ઠંડી કે ઠંડો સ્પર્શ સહન ન થવો વગેરે લક્ષણો થાય છે. મહાયોગરાજ ગૂગળ આ રોગનો નાશ કરે છે. આ રસ વાતરક્તમાંથી ઉત્પન્ન થનારા જુદાજુદા ઉપદ્રવો—માથાની શૂળ, ડોક કે જડબું અકડાઈ જવું—ને પણ મટાડે છે. પ્રણુ વાતરક્તમાં જ્યારે ઊંઘ ન આવતી હોય અને માંસ સડતું હોય ત્યારે આ રસ નથી વપરાતો. જોકે વાતરક્તમાં અમૃતા ગૂગળ કે કિશોર ગૂગળ વપરાય છે, તો પણ એ નવા રોગની તીવ્ર અવસ્થામાં ઉપયોગી છે. જીર્ણ અવસ્થામાં તો આ મહાયોગરાજ વિશેષ ઉપયોગી છે. બંનેમાં આટલો ફેર છે.

કોષ્ઠમાં સંચિત થયેલા આમથી નાભિપ્રદેશમાં વારંવાર શૂળ મારવી, કબજિયાત, મળસંચય, અરુચિ, આમમિશ્રિત ઝાડો થવો એવા લક્ષણવાળા કોષ્ઠશૂળમાં આ રસ સારો ફાયદાકારક છે. ભગંદર જો એકમાર્ગી હોય અને બહુ ઊંડું ન હોય, ખાસ કરીને આમજન્ય અને વાતજન્ય હોય, તો ગૂગળવાળી ઔષધિ લાભદાયક છે. નવો રોગ હોય તો સપ્તવિંશતિ ગૂગળ અને જૂનો હોય તો મહાયોગરાજ ગૂગળ ફાયદાકારક છે. ભગંદરમાં જે શતપોનક અને શમ્બૂકાવર્ત છે, તે કઠણ છે, મોટે ભાગે તે શસ્ત્રસાધ્ય છે.

ઉદાવર્ત રોગમાં મોટા આંતરડામાં મળ ભરાઈ અથવા અપક્વ ખોરાક રહી જઈ અવરોધ થવાથી પેટમાં આફરો, અપાનવાયુ અને શૌચપ્રવૃત્તિનો નિરોધ, છાતીમાં શૂળ, મોંમાં પાણી છૂટવું, બેચેની, પેશાબ ઓછો થવો, બસ્તિ પેશાબથી ભરાઈ જવી, શ્વાસ, કાસ, દાહ, તરસ, ઊલટી, તાવ, હેડકી, માથાનું દરદ, ભ્રમ, કર્ણનાદ, આખા અંગમાં પીડા વગેરે લક્ષણો થાય, ત્યારે પહેલાં તીક્ષ્ણ સ્નેહબસ્તિથી મળશુદ્ધિ કરી મહાયોગરાજ ગૂગળ આપવામાં આવે તો સારું કામ કરે છે.

વાતગુલ્મમાં ખાસ કરીને આમનો અનુબંધ હોય, ગળું અને મોં સુકાઈ જવું, વારંવાર ટાઢિયો તાવ આવવો, અધોવાયુ પ્રવૃત્ત ન થવો, મળસંચય, ખોરાક પચ્યા પછી ગુલ્મના સ્થાનમાં દુખાવો, ગુલ્મ ચલિત—ઘડીમાં મોટો, ઘડીમાં નાનો—થઈ જવો, રુક્ષ, તૂરા અને કડવા પદાર્થ સહન ન થવા, ઉદર વગેરેમાં વેદના થઈ, મોં અને કંઠમાં શુષ્કતા, ચામડીનો રંગ બદલાઈ જવો, ઠંડી વાઈ તાવ આવવો, વગેરે સ્થિતિમાં મહાયોગરાજ ગૂગળ ઘી સાથે આપવો જોઈએ. આ રોગમાં રુક્ષ, તૂરા અને કડવા પદાર્થો સહન થતા નથી, તેથી તેમનો ત્યાગ કરવો જોઈએ.

મંદાગ્નિ અને કબજિયાતથી સેન્દ્રિય વિષ ભેગું થઈ ઘણા રોગો ઉત્પન્ન થાય છે. પેટમાં, ખાસ કરીને મોટા આંતરડામાં, મળ ભરાય છે. તેમાંથી સેન્દ્રિય

વિષ ઉત્પન્ન થઈ શરીરમાં શોષાવા માંડે છે, અને પછી જુદાજુદા રોગો ઉત્પન્ન થાય છે. આ બધાંનું કારણ કોષ્ઠમાંનું આમવિષ કે ભયંકર અન્નવિષ હોય છે, અને તેનું કારણ મંદાગ્નિ હોય છે. આ જાતના મંદાગ્નિમાં આ રસ ભાંગરાના રસ (૦ાા તોલો) સાથે આપવાથી બહુ સારું કામ કરે છે.

આમવાતથી હૃદ્ગ્રહ થાય છે ત્યારે હૃદય જકડાઈ ગયું હોય તેવું લાગે છે અને કોઇએ છાતી બાંધી દીધી હોય તેવું લાગે છે. આ રોગ પર આ રસ ઉપયોગી છે.

જૂની વૃદ્ધ પરંપરાપદ્ધતિ પ્રમાણે પક્ષાઘાત વગેરે જુદાજુદા વાતરોગોમાં આ રાસ્નાદિ ક્વાથ સાથે અપાય છે. વાતરોગમાં આમનો અનુબંધ હોય ત્યારે રાસ્નાદિ ક્વાથ સાથે આ રસ આપવાથી એ જરૂર સારું કામ કરે છે.

આમવાત અને વાતરક્તમાંથી થયેલા માથું, દાંત, કાન, પીઠ, સાંધા, હાડકાં અને મૂત્રમાર્ગમાં શૂળ અને આમવાતથી થનાર હૃદયરોગ અને તેનાથી થનાર શ્વાસ, કાસ આ બધા પર આ રસ ફાયદો કરે છે.

સ્ત્રીઓની આર્તવશૂળ, અનાર્તવ, સાથે પાંડુતા, કહેવા પૂરતો જ અટકાવ બહુ ત્રાસપૂર્વક આવે, કમ્મર, બરડો, પેટમાં સખ્ત દુખાવો આ બધા પર મહાયોગરાજ ગૂગળ ફાયદાકારક છે. જો વાયુની અધિકતાને લીધે ગર્ભ રહેવામાં અટકાયત થતી હોય તો મહાયોગરાજ ગૂગળ સાથે બંગભસ્મ આપવી. સ્ત્રીઓને પ્રસવ વખતે અચાનક વેણ બંધ થઈ જઈ ગર્ભ બહાર આવતો અટકી જાય તો તેમાં આ મહાયોગરાજ ગૂગળ કામ આપે છે. માત્ર આ અસર પરોક્ષ રીતે થાય છે, એટલે કયા નિયમ પ્રમાણે થાય છે તેનો નિર્ણય નથી થઇ શકયો.

આંત્રિક સન્નિપાતમાં આખા અંગમાં જડતા, હાથ–પગના સાંધામાં બોજા જેવું લાગવું અને જડતા, જીભ મોટી અને જડ, ગળું જડ, આંખ પર પડદા આવી જવા, પાંપણ ઉઘાડવા બંધ કરવામાં થાક લાગવો, છાતી ભરાઇ જવી, અને જડ થઈ જવી, નાડીનો વેગ ધીમો, ધીમાધીમી કોષ્ઠશૂળ, પેટ ડફ થઇ જવું લાગવું, થોડો બકવાટ, કોઇ વાર બેશુદ્ધિ, મન નબળું પડી જવું વગેરે લક્ષણોમાં મહાયોગરાજ ગૂગળ સારું કામ કરે છે. (એ આમવિષનો નાશ કરી મધુરા તાવને મટાડે છે. આ રોગ પર અનુપાન તરીકે ભાંગરાનો રસ આપવો જોઇએ.)

ઝેરી ઉંદર કરડવાથી તેના ઝેરની અસર શરીરમાં ધીમેધીમે થાય છે. ૧૫–૧૬ મે દિવસે દંશની જગ્યાએ સોજો આવે છે. શરીર પર લાલ–કાળા ચકામાં, તાવ, તરસ, ઊબકા વગેરે લક્ષણો થાય છે. તેમાં મહાયોગરાજ ગૂગળ કાળીપાટના ઉકાળા કે વાંઝણી કંકોડીના મૂળના ઉકાળા સાથે આપવો. તેમજ ભમરી કે ગધમાખના ઝેર પર પણ ચોપડવા અને ખાવાને માટે મહાયોગરાજ ગૂગળ ફાયદાકારક છે.

આ રસાયન ખાસ કરીને રસ અને આમદ્રવ્ય તથા યકૃત, પ્લીહા, હૃદય અને મસ્તિષ્કના પર કામ કરે છે. (ઓ. ગુ. ધ. શા ને આધારે)

મસ્તિષ્કમા ગેન્દ્રિય વિષ પહોચવાથી ભ્રમરોગ (ચક્કર) ઉત્પન્ન થાય છે ચક્કર આવે ત્યારે આખે અધારા આવી જાય છે અને દરદી ઊભો હોય ત્યાથી પડી જાય છે. કેટલાક દરદીઓને આવા ચક્કર ૫–૧૦ મિનિટ સુધી રહે છે આ રોગ પર પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ મેળવીને મહાયોગરાજ ગૂગળ મધ સાથે આપવાથી અને ઉપર ધમાસાનો ઉકાળો પાવાથી ફાયદો થાય છે

## (૮૯) એકાગવીર

વિધિ—રસસિંદૂર, શુદ્ધ ગધક, કાતલોહભસ્મ, બગભસ્મ, નાગભસ્મ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, સૂઠ, મરી અને પીપર આ ૧૧ ઔષધિઓ સરખે ભાગે મેળવી ખરલે, મહેડા અને આમળા, સૂઠ, મરી અને પીપર, નગોડ, આદુ, ચિત્રકના મૂળ, સરગવાની છાલ, ભાગ્ર, આમળા, એરંડાવલ્લ, આકડાનુ મૂળ, ધોળાસાટોડી અને આદુ આ ૧૭ ઔષધિઓના ક્વાથ કે રસની ક્રમે ક્રમે ૨–૩ ભાવના આપવી અને પછી તેની ૧–૧ રતીની ગોળીઓ વાળવી (નિ ૨.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમા ૩ વાર રાસ્નાદિ અર્ક સાથે

ઉપયોગ—આ રસ પક્ષાઘાત, અર્દિત, ધનુર્વાત, અર્ધાગવાત, ગૃધ્રસી, વિશ્વાચી, અપતાનક વગેરે બધી જાતના વાતરોગોને જરૂર મટાડે છે

આ રસ બહુ જ તીક્ષ્ણ હોવાથી વાતપ્રધાન અને વાતકફપ્રધાન વિકૃતિમા હિતકર છે આ રસમા બૃહણ, અને વાયુનુ શમન કરવાનો, જીવનીય, રસાયન અને વિષ તથા જતુઓનો નાશ કરવાનો ગુણ રહેલો છે વારવાર આક્ષેપ આવતો હોય તેવા અર્ધાગવાત, પક્ષાઘાત, ધનુર્વાત, ગૃધ્રસી વગેરે રોગો આ રસથી મટે છે,

પક્ષાઘાતનો અર્થ સામાન્ય રીતે ઐચ્છિક માસપેશીઓની ક્રિયા અથવા શક્તિનો લોપ થવો એવો થાય છે આખા આખા શરીરની કે અમુક સ્થાનની ચેતનાશક્તિ જતી રહે છે અથવા તો ઘટી જાય છે સચાલન અને ચેતના બન્ને ન હોય ત્યારે સપૂર્ણ પક્ષાઘાત અને બેમાથી એક ન હોય તેને અપૂર્ણ અથવા તો આશિક પક્ષાઘાત કહે છે આ પક્ષાઘાતની અનેક જાતોમા એક અર્ધાગવાત (Hemiplegia) છે આ રોગ ત્રાસ અને સતાપ આપનાર અને લાબો વખત રહેનાર છે ખાસ કરીને ઉપદશ વગેરે રોગોથી જેની રક્તવાહિનીઓ અને વાતવાહિનીઓ દૂષિત થઈ જાય છે તેને આ રોગ થાય છે કોઈવાર વિના પ્રકોપ કે દ્દીને લીધે પણ થઇ જાય છે નબળા હૃદયવાળા અને સહનશીલતા વગરના માણસોને પોતાના વિચાર વિરુદ્ધ વાત કે કામ થાય ત્યારે એકદમ મનમા સતાપ થઈ આખા શરીરમા વિકૃતિ થઇ જાય છે, અને તેથી મગજ અને વાતવહકેન્દ્રો

પર લોહીનું દબાણ વધી પક્ષાઘાત થાય છે અને રક્તવાહિનીઓ ફાટી રક્તસ્રાવ થાય છે. જો જ્ઞાનકેન્દ્ર પાસે લોહીનો ભરાવો થાય છે, તો રોગીની મગજશક્તિ તદ્દન કે થોડા પ્રમાણમાં નાશ પામે છે. સ્નાયુઓના બળથી શરીર હાલે-ચાલે છે. પરંતુ આ સ્નાયુઓ પરનો કાબૂ ઓછો થઇ જાય છે અને તેની ક્રિયાઓ શિથિલ થઇ જાય છે અને દરદી ઢીલો થઈ જાય છે. હાલવા-ચાલવામાં અડચણ પડે છે, એટલા માટે આયુર્વેદે આ રોગને વાતરોગમાં ગણેલો છે. આ રોગમાં સામાન્ય રીતે અવસ્થા પ્રમાણે બે જાતની ચિકિત્સા કરવામાં આવે છે. તીવ્ર અવસ્થામાં રક્તવાહિનીઓ ફાટી રક્તસ્રાવ થાય છે, એટલે તે વખતે રક્તનું પ્રસાદન કરવું અને ફાટેલી રક્તવાહિનીઓ માટે નવા ઘટકો ઉત્પન્ન થાય તેવી વ્યવસ્થા કરવી, આ બે કામ કરવાં જોઇએ. જીર્ણ અવસ્થામાં રક્તવાહિનીઓ ફૂલવાની કે ફાટવાની સ્થિતિનો નાશ કરવામાં આવે છે. આયુર્વેદમાં રક્તનું પ્રસાદન કરનાર ઔષધિઓમાં તાપ્યાદિલોહ, સુવર્ણમાક્ષિક ભસ્મ, શિલાજિત અને ગૂગળ મુખ્ય છે. આ દવાઓના પ્રયોગથી તૂટેલી રક્તવાહિનીઓ સંધાય છે. પછી થોડો વખત સારું રહે છે. પણ ફરી પહેલાંની માફક કાંઈ કારણ મળતાં પક્ષાઘાત થઈ જાય છે. આ હુમલાને રોકવા માટે રક્તવાહિનીઓ ફાટે નહિ તેવી દવાઓ આપવી જોઇએ. આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે વાયુના પ્રેરકત્વથી લોહી ફરે છે. વાયુ વધે ત્યારે લોહી પણ વધારે વેગથી ફરે છે. આ વહનક્રિયાને મર્યાદામાં લાવવાથી રક્તવાહિનીઓ ફાટતી બંધ થઈ જાય છે. આ કામ એકાંગવીર રસથી સારી રીતે થાય છે. અર્ધાંગવાયુ પ્રમાણે કોઈ કોઈ વાર એક હાથ, એક પગ, કેડની નીચેનો ભાગ, ચહેરાની એક બાજુ અથવા બીજા કોઇ એક ભાગમાં પક્ષાઘાત થાય છે. આ બધા પર એકાંગવીર રસ જુદાંજુદાં અનુપાનો સાથે અપાય છે.

શરીરના કોઇ પણ ભાગમાં વાગવાથી અથવા બીજી રીતે વ્રણ થયા પછી વ્રણચિકિત્સા પ્રમાણે તેની ચિકિત્સા ન થાય તો તેમાં ધનુર્વાત ઉત્પન્ન કરનારા જંતુઓ પેસી જાય છે અને તે વાયુનો પ્રકોપ કરે છે. પછી વાયુ સ્નાયુઓ અને રક્તવાહિનીઓમાં જઇ શરીરને ધનુષ્ય માફક વાળી દે છે. આ રોગને ધનુર્વાત કહે છે. આ રોગને જ અપતાનક, આયામ વગેરે કહેવાય છે. આ રોગની પહેલી અવસ્થામાં ખૂબ તાણ આવી શરીર ખેંચાય છે અને દાંત ભીંસાય છે. ભાન આવે ત્યારે ગળે કાંઈ ઊતરતું નથી. આ અવસ્થામાં કાલકૂટ રસ સારો ઉપયોગી છે. પરંતુ તીવ્ર અવસ્થા મટયા પછી આખા શરીરમાં ઢીલાપણું આવી ગયું હોય અને સ્નાયુઓની શક્તિ ઘટી ગઈ હોય, તો એકાંગવીર રસ વપરાય છે.

ગૃધ્રસી રોગમાં નિતંબથી શરૂ કરી કેડ, જાંઘ, ઘૂંટણ અને પગ સુધી વારંવાર શળ મારવી, આખો પગ અક્કડ થઈ જવો, લંગડાતો થઇ જવો, કોઈ

વાર સખ્ત દરદ થવું, પગ અક્કડાઈ જવો અને થોડો વખત ઊભા રહેતા અંદર ધબકારા શરૂ થવા વગેરે લક્ષણો થાય છે. આ રોગમાં વાતપ્રધાન લક્ષણો હોય ત્યારે આ એકાંગવીર રસ આપવો જોઇએ.

હાથની આંગળીઓથી દરદ વધતાં હાથ ભારે થઇ જવો, આંગળીઓથી કાંઈ કામ ન થઈ શકવું, સહેજ કાંઈક ઉઠાવ્યું કે આંગળીઓમાં ઝણઝણાટ થઈ વસ્તુ પડી જવી, ક્યારે પડી તે ખબર ન પડવી, વગેરે લક્ષણો હોય તેવી સ્થિતિમાં એકાંગવીર રસ સારી રીતે વપરાય છે. (ઓ. ગુ. ધ. શા ને આધારે)

સૂચના—વાતરોગમાં જ્યારે પિત્તનો અનુબંધ હોય ત્યારે આ ઔષધિ ન આપવી. અથવા સાવચેતીપૂર્વક પ્રવાલપિષ્ટિ કે શિલાજિત વગેરે શીતલ ઔષધિઓની સાથે આપવી.

## (૯૦) મલ્લસિંદૂર વટી

વિધિ—પહેલી વિધિવાળો મલ્લસિંદૂર, સૂંઠ, મરી પીપર, પીપળીમૂળ, અક્કલગરો, જાયફળ, એલચી લવંગ અને કેસર દરેક ૧–૧ તોલો લેવું. કાષ્ટાદિક ઔષધિઓનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. મલ્લસિંદૂરને ખલમાં ખરલ કરી, થોડું થોડું ચૂર્ણ ધીરેધીરે નાખી બધું ચૂર્ણ મેળવી દેવું. પછી નાગરવેલનાં ૧૦૦ પાનનો રસ નાખી, ખરલ કરી મગના દાણા જેવડી ગોળીઓ વાળવી.

(આ નિ. મા)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર, પાણી સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

ઉપયોગ—આ વટીના સેવનથી બધી જાતના વાતવ્યાધિ, ઉન્માદ, કફદોષ, શ્વાસ, ત્રિદોષ વગેરે મટે છે. આ ઔષધિ સાથે રોગ પ્રમાણે પરહેજી પાળવી. અપથ્ય કરવાથી નુકસાન નથી થતું પણ રોગ મટવામાં પૂરતો ફાયદો નથી થતો, અથવા વધારે વખત લાગે છે.

જેના શરીરમાં કફ કે મેદ વધારે હોય, થોડું ચાલતામાં જ શ્વાસ ભરાઈ જતો હોય, પાચનશક્તિ ખામી પડી ગઈ હોય, પેટમાં વાયુનો ગગડાટ થયા કરતો હોય, હૃદયની ગતિ અને નાડી મંદ થઇ ગઇ હોય, ઊંઘ અને આળસ આવતાં હોય, અને સ્મરણશક્તિ વધારે નબળી પડી ગઇ હોય તેને માટે આ રસ બહુ ફાયદાકારક છે.

જૂનો વિષમજ્વર શરીરમાં સૂક્ષ્મ રીતે રહી ગયો હોય અને કોઇ કોઈ વાર વધારે પ્રમાણમાં આવી જતો હોય, તો આ રસથી મટી જાય છે.

જો મલ્લસિંદૂર નં. ૨ મેળવી આ રસ બનાવવામાં આવે તો ઉપદંશજન્ય ઉપદ્રવોમાં તેમજ સન્નિપાતના કફપ્રકોપ અને બેશુદ્ધિમાં સારું કામ કરે છે.

વાતપ્રકોપ, પક્ષાઘાત, કંપવાત, અર્ધાંગવાત, જ્ઞાનતંતુઓની નબળાઈ વગેરેમાં આ બીજી રીત પ્રમાણે બનાવેલા મલ્લસિંદૂરવાળો રસ વધારે ફાયદો કરે છે.

ઉન્માદ, અપસ્માર અને હિસ્ટીરિયામાં આ મલ્લસિંદૂર વટી બ્રાહ્મી અને જટામાંસીના કવાથ સાથે આપવાથી સારો ફાયદો કરે છે. જો કબજિયાત રહેતી હોય તો રાત્રે સૂતી વખતે સવારમાં એક સાફ દસ્ત આવે એવી મૃદુ વિરેચન ઔષધિ આપવી જોઇએ.

## (૯૧) લાંગલ્યાદિ લોહ

વિધિ—શુદ્ધ દુધિયા વછનાગના મૂળ, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર, દ્રાક્ષ અને ગૂગળ આ સર્વ સરખે ભાગે લઈ ઝીણું ચૂર્ણ કરી બધાની બરોબર વજને લોહભસ્મ મેળવવી. પછી બિજોરાનો રસ અને હરડે, બહેડાં અને આમળાંના કવાથની ૩–૩ ભાવના આપી વટાણાના જેવડી ગોળીઓ વાળવી.

(રસે. સા. સં.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર મધ સાથે આપવી. ઉપર લઘુ-મંજિષ્ઠાદિ કવાથ પાવો.

ઉપયોગ—આ લાંગલ્યાદિ લોહ પગના તળિયે ઘા થઇ પરુ નીકળવું, આખા શરીરમાંથી ઠેરઠેર ચામડી ફાટી લોહી અને પરુ નીકળવું તથા ઘૂંટણ સુધી અથવા આખા અંગમાં વ્યાપેલા સાધ્ય અને અસાધ્ય બધી જાતના વાત-રક્તનો નાશ કરે છે.

## (૯૨) આમવાતપ્રમથિનિ વટી

વિધિ—સૂરોખાર, આકડાનું મૂળ, શુદ્ધ ગંધક, લોહભસ્મ અને અભ્રકભસ્મ આ પાંચ ચીજો સરખે ભાગે મેળવી, ૩ દિવસ ગરમાળાના ઉકાળામાં ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (ર. યો સા.)

માત્રા—૧–૨ ગોળી સવારે ૬ માસાથી ૧ તોલો નસોતરના ઉકાળા સાથે આપવી અને સાંજે આદુનો રસ અને મધ સાથે આપવી.

ઉપયોગ—આ ઔષધિ આમવાત, આમવાતજન્ય રોગ, કફવૃદ્ધિ, કફ-પ્રકોપથી થનારા રોગ આ બધાનું શમન કરે છે. તથા તીવ્ર આમવાતમાં જ્યારે વીંછી કરડયા જેવું સખ્ત દરદ થતું હોય ત્યારે તથા જીર્ણ અવસ્થા બંને અવસ્થામાં આ ઔષધિ કામ આપે છે.

## (૯૩) શૂલવજ્રિણી વટી

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને લોહભસ્મ ૨–૨ તોલા, તામ્રભસ્મ, ફુલાવેલો ટંકણખાર, સેકેલી હિંગ, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, કચૂરો, તજ, એલચી, તમાલપત્ર, તાલીસપત્ર, જાયફળ, લવંગ, અજમો, જીરું

અને ધાણા આ બધી વસ્તુઓ ૧–૧ તોલો લઇ ઝીણું ચૂર્ણ કરવું. પછી કજ્જલી અને ભસ્મો મેળવી એની સાથે ચૂર્ણ મેળવી બકરીના દૂધમાં ૧૨ કલાક ખરલ કરી ૧–૧ માસાની ગોળીઓ વાળવી. (ર. ચં.)

**માત્રા**—૧ થી ૪ ગોળી દિવસમાં ૩ વાર બકરીના દૂધ અથવા પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ શૂલવજ્રિણી વટી આઠે પ્રકારની શૂળ, ગુલ્મરોગ, યકૃતવૃદ્ધિ, નવો અને જૂનો આમવાત, યકૃત અને પ્લીહાની વૃદ્ધિ સાથેનો પાંડુરોગ, કમળો, કંઠાવરોધ, દૂષિત પાણી ભરાવાથી થનારી વૃષણવૃદ્ધિ, હાથીપગું, કફપ્રધાન ખાંસી, શ્વાસ, વ્રણ, રસ, રક્ત અને માંસ આશ્રિત દોષ હોય તેવો નવો કુષ્ઠરોગ, નાના નાના ઉદરકૃમિ, હેડકી, અરુચિ, અર્શ, સંગ્રહણી, બધી જાતના અતિસાર, કૉલેરા, ખૂજલી, મંદાગ્નિ, તૃષારોગ અને પીનસ રોગને મટાડે છે. રોગ ભલે એક દોષ, બે દોષ કે ત્રિદોષજન્ય હોય, એ સર્વ રોગોનો નાશ કરે છે. રોજ સેવન કરવાથી બુદ્ધિ, કાન્તિ અને આયુષ્યની વૃદ્ધિ થાય છે.

આ વટી બહુ દિવ્ય છે. વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક અને કફપિત્તજન્ય પરિણામશૂળ, આમશૂળ, પાર્શ્વશૂળ, હૃદયશૂળ, શિર શૂળ અથવા બીજા કોઈ રોગના ઉપદ્રવરૂપ શૂળ આ બધાનું શમન કરી પાચનક્રિયાને નિયમિત કરે છે, વાયુનું શમન કરે છે, આમ અને કફનું શોષણ કરે છે, પિત્તને શુદ્ધ કરી રક્તકણોને વધારે છે, વાયુ અને મળ–મૂત્રનો અવરોધ દૂર કરે છે અને આંતરડાની ક્રિયા નિયમિત બનાવે છે. આ રીતે મૂળ ત્રણે ધાતુઓને નિયમિત બનાવે છે અને રોગોત્પાદક દોષોનો નાશ કરે છે અને તેથી અગ્નિ પ્રદીપ્ત થઈ શાસ્ત્રમાં કહેલા બધા રોગોનો નાશ થઈ શરીર નીરોગી, બળવાન અને તેજસ્વી બની જાય છે.

## (૯૪) હિંગુલ રસાયન

**વિધિ**—હિંગળોકનો ૫ તોલાનો કટકો ઇંદ્રવરણાના ફળમાં મૂકી ઉપર કપડમટ્ટી કરવું. માટીનો લેપ ૧–૧ આંગળ જાડો કરવો. પછી તે ગોળાને અગ્નિમાં પકાવવો. માટી સારી રીતે પાકી જાય ત્યારે ગોળો કાઢી લેવો. સ્વાંગશીતળ થયે હિંગળોકને સંભાળપૂર્વક કાઢી બીજા ઇંદ્રવરણામાં બંધ કરી ફરી તે જ રીતે પકાવવો. આ રીતે ૨૧ વાર કરવાથી ઉત્તમ પ્રકારનું હિંગુલ રસાયન તૈયાર થાય છે.

**માત્રા**—૨ થી ૪ ચોખાપૂર દિવસમાં ૨–૩ વાર નાગરવેલના પાન સાથે.

**ઉપયોગ**—આ રસાયનથી સુવાવડી સ્ત્રીઓના બધા રોગો મટી જાય છે. ગર્ભાશયમાં દૂષિત રક્ત રહી જવાથી કે જંતુઓ દાખલ થવાથી આવતો તાવ, મક્કલશૂળ, ધનુર્વાત, મંથિવાત, અર્દિત, માથાનું દરદ, અરુચિ, મંદાગ્નિ, બેચેની, વગેરે લક્ષણો થાય છે. આના ઉપર આ રસાયન લીધાથી ગર્ભાશયમાં ઉત્તેજના

આવી દૂષિત રક્ત બહાર નીકળી જાય છે, અને કીટાણુ નષ્ટ થાય છે. આથી તાવ વગેરે લક્ષણો શમી જાય છે, તેમજ શક્તિ, તેજ અને ઉત્સાહની પણ વૃદ્ધિ થાય છે.

કેટલાક વૈદ્યો ઈંદ્રવરણાને બદલે વેંગણ લે છે. વેંગણમાં તૈયાર થયેલ રસાયન મંદાગ્નિ, અતિસાર, સંગ્રહણી, અર્શ અને વાયુનો પ્રકોપ મટાડે છે, અને ઈંદ્રવરણાવાળામાં આંતરડાંમાં શોધન કરવાનો ગુણ વધારે હોય છે.

**બીજી વિધિ**—લવંગ તોલા ૪૦ લઇ ચૂર્ણ કરી કાંદાના રસ સાથે બારીક ખરલ કરી ૧ પ્યાલા જેવો આકાર બનાવી લેવો. પછી કાંદાનો ૫ શેર રસ કાઢી તૈયાર કરવો. પછી તે પ્યાલાને એક કઢાઈમાં મૂકી તેમાં ૨૦ તોલા હિંગળોકનો કટકો મૂકી કડાઇને ચૂલા પર મૂકવી, અને ઉપર કાંદાના રસનું વાસણ લટકાવવું. વાસણના તળિયે એક નાનું કાણું રાખવું જેથી, કાંદાનો રસ એક એક ટીપું હિંગળોક પર પડ્યા કરે. અગ્નિ એવી રીતે આપવો કે કાંદાનો રસ પડતાં જ સુકાઇ જાય અને આ રીતે ૫ શેર રસ ૧૨ કલાકમાં પૂરો થઈ જાય. પછી હિંગળોકને બારીક વાટી શીશીમાં ભરી લેવો. (આ. નિ. મા. ને આધારે)

**માત્રા**—½ થી ૧ રતી દિવસમાં ૨ વાર મધ કે રોગાનુસાર અનુપાન સાથે.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી ઉદરશૂળ, મંદાગ્નિ, અરુચિ, ઊલટી, જીર્ણજ્વર, વિષૂચિકા, અતિસાર, આમવૃદ્ધિ, કફવૃદ્ધિ, કૃમિ, વાતદોષ વગેરે દૂર થઈ શરીર લાલચોળ બની જાય છે. પ્રસૂતા સ્ત્રીનો અતિસાર, અરુચિ અને વાતવૃદ્ધિનો પણ નાશ કરે છે. અશક્ત માણસોને આપવાથી આ રસાયન રસસિંદૂર કરતાં વધારે ફાયદો કરે છે.

**ત્રીજી વિધિ**—અશુદ્ધ હિંગળોક ૨૦ તોલા, ભિલામા ૮૦ તોલા, ગાયનું ઘી, દિવેલ અને મધ ૬૦-૬૦ તોલા લેવું. હિંગળોકના નાના નાના કટકા કરવા. ભિલામાને અધકચરાં ખાંડી લેવાં. ભિલામાના અર્ધા ભૂકાને એક પહોળા તળિયાવાળી કડાઇમાં પાથરી, ઉપર હિંગળોકના કટકા છુટા છુટા પાથરી, ઉપર બાકીનો ભિલામાનો ભૂકો ઢાંકી દેવો; અને ઉપરે ઘી, દિવેલ અને મધ નાખી, ચૂલા પર મૂકી, ૪ કલાક સામાન્ય તાપ આપવો. જ્યારે અર્ધું બળી જાય ત્યારે બાકીના અર્ધા પર ઘાસ સળગાવી કડાઇમાં સળગાવવું. એથી ભિલામા બળીને ભસ્મ થઇ જશે. સ્વાંગશીતલ થયે કડાઈ ઉતારી, ઉપરથી રાખ કાઢી નાંખી, સંભાળપૂર્વક હિંગળોકના કટકા કાઢી લેવા. (શ્રી. પં. રાધેશ્યામજી ગોસ્વામી)

**માત્રા**—ાા થી ૩ રતી જાયફળ, જાવંત્રી અને લવંગ ત્રણેના વસ્ત્રગાળ ચૂર્ણ સરખે ભાગે અને મધ સાથે દિવસમાં ૨ વાર આપવું. અથવા ૨-૩ બદામની મીંજ સાથે ાા થી ૧ રતી હિંગુલ રસાયનવાટી, થોડા મધ સાથે મેળવી

દિવસમાં બે વાર ચટાડવું. અથવા આદુના રસ અને મધ સાથે અથવા રોગાનુસાર અનુપાન સાથે આપવું.

**સૂચના**—આ ઔષધિ લેતી વખતે મઠો વધારે લેવો જોઇએ. જ્યારે જ્યારે તરસ લાગે ત્યારે ત્યારે મઠો જ લેવો. ઉનાળામાં ૧-૨ વાર પાણી પણ પીવું. ખોરાકમાં મઠા સાથે જુવાર કે બાજરીનો રોટલો લઇ શકાય છે. સંગ્રહણીમાં માફક આવે એવાં શાક પણ લઈ શકાય છે.

ભિલામાને ખાંડતી વખતે હાથ ન લગાડવો લોઢાની કડછીથી હલાવવું. ગોળી વાળતી વખતે હાથે તેલ લગાડી ગોળી વાળવી, નહીંતર ફોલ્લા પડી જશે. ભિલામાની ઝાળ શરીરે ન લાગે તેનું ધ્યાન રાખવું.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી સંગ્રહણી, આમાતિસાર, શૂળ, જીર્ણ-જ્વર, સન્નિપાત, વાતરોગ, સંધિવાત, લોહીવિકાર, કૃમિદોષ વગેરે મટે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, શરીરમાં લાલી આવે છે અને મન ઉત્સાહી બને છે. અનુપાન-ભેદથી ઘણા વાતજન્ય અને કફજન્ય રોગો પર આ વપરાય છે.

### (૯૫) ગુલ્મકુઠાર રસ

**વિધિ**—નાગભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ એ બધી સરખે ભાગે લઈ, બધા જેટલી તામ્રભસ્મ લેવી. તે બધાને, જંબીરી લીંબુના રસમાં ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (યો. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર મધ, કેરીનો મુરબ્બો, આદુનો રસ, જવખાર અને સાજીખાર સાથે આપવી. રક્તજ અને પિત્તજ ગુલ્મમાં તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસરના ઉકાળા સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ બધી જાતના ગુલ્મ, અજીર્ણ, આમવિકાર, પિત્તજન્ય અમ્લપિત્ત, હૃદયશૂળ, પાર્શ્વશૂળ, ઉદરશૂળ વગેરે રોગોનો નાશ કરે છે. આ રસમાં પારો ન હોવા છતાં રસાયન જેવા ગુણ હોવાથી ગુલ્મકુઠાર રસ એવું નામ આપ્યું છે. આ રસ જૂના રોગો અને ક્ષીણ થઇ ગયેલા દરદીઓ પર વપરાય છે.

શોક અથવા મનમાં આઘાત લાગવાથી અપચો થઇ મંદાગ્નિ થાય છે. આ મંદાગ્નિ ત્રાસદાયક અને વિચિત્ર હોય છે. આવો મંદાગ્નિ વધારે દિવસ રહેવાથી વાયુનો ક્ષોભ થઈ વાતગુલ્મ ઉત્પન્ન થાય છે. આ ગુલ્મમાં બીજાં લક્ષણો સાથે દીનતા, માનસિક અસ્થિરતા, કાંઇ પણ વાત ગમવી નહિ, નિરાશા, નિસ્તેજતા, ચહેરાની કાંતિ બદલાઈ જવી વગેરે લક્ષણો થાય છે. આ જાતના ગુલ્મ પર આ રસ સારું કામ કરે છે.

માંસને આશ્રય રહેલો ગુલ્મ, સાથે જ્વર, ખૂબ તરસ, પાણી પીવા છતાં તરસ ન છીપવી, ઠંડી ચીજો અને ઠંડા પાણીની ઇચ્છા થયા કરવી, મોં અને

શરીર પર એક જાતની લાલાશ, ખોરાક પચતી વખતે તીવ્ર શૂળ, વારંવાર ખૂબ પરસેવો થવો, અન્નનો વિદાહ, ગુલ્મ બહુ કઠણ ન થવો, ગુલ્મ ઉપર સ્પર્શ ન સહેવાવો, વ્રણના સોજા પ્રમાણે સ્પર્શ થતાં વેદના વધી જવી, ગુલ્મ પર સહેજ વાગતાં ભયંકર દરદ થવું, કોઈવાર વધારે દરદથી બેશુદ્ધિ આવી જવી વગેરે લક્ષણોવાળા પિત્તપ્રધાન ગુલ્મ પર આ રસ તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસરના ઉકાળા સાથે આપવો જોઈએ અને દોષ તીવ્ર હોય તો મજીઠ, સફેદ ઉપલસરી, કાળી ઉપલસરી, રાસ્ના અને દ્રાક્ષના ઉકાળા સાથે આપવો જોઈએ.

સ્ત્રીઓને થનાર રક્તગુલ્મ અને ગર્ભ નક્કી કરવામાં ઘણીવાર બહુ મુશ્કેલી પડે છે; કારણકે રક્તગુલ્મ પણ ગર્ભની માફક ધીમેધીમે મોટા થાય છે. ગર્ભ રહેવાથી જેવાં લક્ષણો થાય છે તેવાં જ લક્ષણો—ઊલટી થવી, અંગ ગળવાં, પેટમાં જડતા, મોં પડી જવું અને માસિક અટકાવ ન આવવો વગેરે થાય છે. એમાં ફેર માત્ર એટલો જ છે કે ચોથે મહિને ગર્ભમાં એક પ્રકારનું સ્પંદન (ફરકવું) થાય છે જ્યારે ગુલ્મમાં આવું કાંઈ થતું નથી. ગુલ્મ બસ્તિ પાસેના એક ભાગમાં ચોંટી રહી વધ્યા કરે છે. એ ઉપરથી કોઈ કોઈ વાર નક્કી અનુમાન કરી શકાય છે. જો ઝીણવટથી જોવામાં આવે તો રક્તગુલ્મ અને પિત્તગુલ્મનાં લક્ષણોમાં બહુ સરખાપણું હોવાથી નક્કી કરી શકાય છે. ગર્ભ રહ્યો હોય તો જ્વર, તરસ, લાલ ચાઠાં, પેટમાં દરદ, દાહ, ગળામાં બળતરા, ખરાબ ઓડકાર, ખાટી ઊલટી, પરસેવામાં એક જાતની દુર્ગંધ વગેરે લક્ષણો હોતાં નથી. આ લક્ષણો હોય ત્યારે રક્તગુલ્મ માની આ ગુલ્મકુઠાર રસ આપવો જોઈએ.

શાસ્ત્રકારોએ રક્તગુલ્મની ચિકિત્સા દસ મહિના પછી કરવાનું કહ્યું છે. આ રીતે "रक्तगुल्मे पुराणत्वं सुखसाध्यस्य लक्षणम्" આ વચનથી રક્તગુલ્મ જેટલો જૂનો તેટલો વધારે સહેલાઈથી મટે છે તેવું પણ કહ્યું છે. પરંતુ આ બંને સૂચના વધારે સાવચેતી રાખવા માટે છે. જો રક્તગુલ્મ ચોક્કસ નક્કી થઈ જાય તો તરત ચિકિત્સા શરૂ કરવાથી ગુલ્મ વધતો અટકી જાય છે અને ચિકિત્સા કરવી સહેલી પડે છે. પરંતુ જ્યાંસુધી નક્કી નિર્ણય ન કરી શકાય ત્યાં સુધી આચાર્યોનું વચન જરૂર માનવું જોઈએ.

કોઈક વાર રક્તગુલ્મ અને ગર્ભ એકીસાથે હોય છે. ગર્ભાશયમાં ગર્ભ વધે છે અને બીજાશયમાં રક્તગુલ્મ વધે છે. એવી સ્થિતિમાં રક્તગુલ્મ વધતાં ગર્ભાશય રોકાય છે અને ગર્ભને વધવામાં અડચણ પડે છે. રક્તગુલ્મ વધારે ન વધવા દેવાનું મહત્ત્વનું કામ આ ગુલ્મકુઠાર રસ ગર્ભને કાંઈ પણ નુકસાન કે ત્રાસ આપ્યા વગર સારી રીતે કરે છે. આ રસ સાથે અનુપાન તરીકે ઉશીરાસવ, સારિવાસવ કે બીજી પિત્તનું શમન કરનાર ઔષધિ આપવી જોઈએ. ગુલ્મરોગ

અને પિત્તજન્ય વિદગ્ધાજીર્ણ જેને વારંવાર થતું હોય તેને આ ગુલ્મકુઠાર રસ આપવો જોઇએ.

પિત્તજ અમ્લપિત્તમાં ગળામાં બળતરા, ખાટા ઓડકાર, પેટમાં દાહ અને આફરો, વારંવાર ઓડકાર આવવા, પેટ ભારે થઈ જવું, આંતરડાંમાં ગડગડાટ થવો, વારંવાર અમ્લપિત્ત થઇ આવી શક્તિ ઘટી ગયેલી લાગવી વગેરે લક્ષણો થાય ત્યારે ગુલ્મકુઠાર રસ આપવો જોઇએ. આ રોગોમાં આ રસ આદુનો રસ અને મધ સાથે અથવા સહેજ જવખાર અને સાજીખાર સાથે આપવો જોઇએ.

પિત્તજન્ય પરિણામશૂળમાં હૃદય પાસે, પડખામાં અને પેટમાં ખોરાક પચતી વખતે શૂળ મારવી, પેટમાં આફરો વગેરે લક્ષણો થાય ત્યારે આ ગુલ્મકુઠાર રસ આપવો જોઇએ. ( ઔ. ગુ. ધ. શા. )

**સૂચના**—આ રસમાં તામ્રભસ્મ અર્ધો ભાગે હોવાથી વધારે માત્રામાં ન આપવો જોઇએ. જે રોગીઓને ઊબકા અને બેચેની રહેતી હોય તેમને આમળાં અને લીંબુ સાથે આપવો જોઇએ. તામ્રભસ્મ સારી હોવા છતાં આમાશયની શ્લેષ્મ-કલામાં ઉત્તેજના લાવી ઊબકા અને બેચેની ઉત્પન્ન કરે છે. માટે આનો સંભાળપૂર્વક ઉપયોગ કરવો જોઇએ.

## (૯૬) ગુલ્મકાલાનલ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ, તામ્રભસ્મ અને ફુલાવેલો ટંકણખાર ૨-૨ તોલા, જવખાર ૧૦ તોલા અને નાગરમોથ, પીપર, સૂંઠ, મરી, ગજપીપર, હરડે, ઘોડાવજ અને કઠ ૧-૧ તોલા લેવાં. બધાને વિધિપૂર્વક મેળવી પિત્તપાપડો, આદુ, અઘેડો, નાગરમોથ અને કાળીપાટ દરેકના ક્વાથની અનુક્રમે ૭-૭ ભાવના આપી ૨-૨ રતીની ગોળીઓ વળવી. ( ભૈ ર. )

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર હરડેના ઉકાળા સાથે આપવી

**ઉપયોગ**—આ રસ ખાસ કરીને વાતગુલ્મ, વાતકફગુલ્મ અને કફપિત્ત-ગુલ્મમાં વપરાય છે. પિત્તગુલ્મમાં ખાસ ફાયદો કરતો નથી.

આંતરડામાં જે જુદી જુદી જાતના ગાંઠો જેવાં દરદ થાય છે તેને આયુર્વેદમાં ગુલ્મ એવું નામ આપેલું છે. માત્ર માંસ વધવું કે બીજાં કારણોથી અંદર ગાંઠ વધવી એને જ ગુલ્મ નથી કહેવાતો. આંતરડામાં વારંવાર વાયુ સંચિત થઈ ગોળો ચઢી આવવો અને બેસી જવો એને પણ ગુલ્મ કહે છે. માંસલ તંતુઓ એક બીજા સાથે જાળાં માફક બાઝી જઈ અંદર ગાંઠ થવી, અંદર મેદ જેવું અને બહાર શ્લેષ્મકલા જેવું થઇ ગાંઠ વધવી અથવા માત્ર આફરો આવી ગાંઠ થવી આ બધા ગુલ્મના જુદાજુદા પ્રકાર છે. પહેલાને પિત્તગુલ્મ, બીજાને કફગુલ્મ અને

ત્રીજાને વાતગુલ્મ કહે છે. દ્વંદ્વજ ગુલ્મમાં બે દોષ ભેગા હોય છે. સ્ત્રીઓને થનાર રક્તગુલ્મ આ બધાથી જુદો છે. રક્તગુલ્મ બીજાશય (Ovary) અથવા ગર્ભાશય (Uterus) પર થાય છે. એ પિત્તગુલ્મની જાતિનો છે. એનાં અને પિત્તગુલ્મનાં લક્ષણો સરખાં છે.

આ રસ વાતગુલ્મ પર વપરાય છે એમ મૂળ ગ્રંથકાર કહે છે. વાતગુલ્મ એટલે આંતરડામાં ઉત્પન્ન થનાર આફરો. આ ગુલ્મ બહુ જલદી વત્તોઓછો થાય છે. કબજિયાત, અપાનવાયુ રોકાવો, ઝીણા તાવ જેવું લાગવું, છાતી, પેટ, પડખાં કે માથામાં કોઈ કોઈ વાર શૂળ મારવી, ખોરાક પચ્યા પછી પેટ ખેંચાવું, થોડું ખાવાથી સારું લાગવું, મહેનત ન થઇ શકવી, લૂખા પદાર્થો ખાવાથી વધારે હેરાન ગતિ થવી વગેરે લક્ષણો હોય ત્યારે ગુલ્મકાલાનલ રસ ઘી સાથે આપવો જોઇએ.

આ રસ પિત્તગુલ્મમાં કેટલી અસર કરે છે એ શંકાસ્પદ છે. પિત્તગુલ્મની તદ્દન શરૂઆતની અવસ્થામાં ગુલ્મ પાકયો ન હોય, પિત્તગુલ્મમાં થનાર તાવ, તરસ વગેરે લક્ષણો પૂર્વરૂપ તરીકે ઉત્પન્ન ન થયાં હોય, તે વખતે વિરેચન વડે પિત્તનો સંચય ઓછો કરવા માટે આ રસ મધુર અને શામક અનુમાન સાથે આપવો જોઇએ.

કફજ, કફવાતજ અને કફપિત્તજ ગુલ્મ પર આ રસ વપરાય છે. ખાસ કરીને આ ગુલ્મોમાં ટાંઢી વાઈ તાવ આવવો, ગુલ્મ કઠણ, ગોળ, મોટો, ઊપસેલો, સરખી કિનારીવાળો, ખાસ કરીને યકૃત અને બરોળ બે સિવાયના મધ્યકોષ્ઠમાં ગુલ્મ થવો વગેરે લક્ષણો થાય છે. આ ગુલ્મ પર આ રસ આપવાથી તેમાં રહેલા જવખાર, હરતાલ અને તામ્રભસ્મમાંના ક્ષારગુણને લીધે કફગુલ્મના દૃઢ બની ગયેલા ઘટકો ઝરવા માંડે છે અને ગુલ્મ ધીમેધીમે ઓછો થવા માંડે છે. ગુલ્મ બહુ વધી ગયો હોય, બહુ જૂના વખતનો હોય તો ઔષધિઓથી ફાયદો થતો નથી, તેના પર તો શસ્ત્રક્રિયા જ કરાવવી જોઇએ.

રક્તગુલ્મ તદ્દન સ્વતંત્ર વ્યાધિ છે. એની સંપ્રાપ્તિ પણ સ્વતંત્ર હોવાથી આ રસ તેમાં વપરાતો નથી.

આ રસથી શીતજ્વર (મલેરિયા) અને તેનાથી બરોળ વધવી, મંદાગ્નિ, યકૃતની થતી વૃદ્ધિ વગેરે પર પણ ફાયદો મળવા સંભવ છે. માત્ર એ રોગોમાં કફ દોષની પ્રધાનતા હોવી જોઇએ. ( ઓ. ગુ. ધ. શા. )

## (૯૭) પ્રવાલપંચામૃત રસ

વિધિ—પ્રવાલ ૨ તોલા અને મોતી, શંખ, મોતીની છીપ અને કોડી દરેક ૧–૧ તોલો લઇ ખાંડી વાટી બારીક ચૂર્ણ કરી પછી ૬ તોલા આકડાના

દૂધમાં ખરલ કરી ગોળો વાળવો અને સંપુટ કરી ગજપુટ આપવાથી મુલાયમ ભસ્મ તૈયાર થાય છે. (યો. ર.)

કેટલાક વૈદ્યો આકડાના દૂધને બદલે ગાયનું દૂધ લે છે. આ રીતે બનાવેલ રસ વધુ સૌમ્ય અને પિત્તશામક બને છે. આકડાના દૂધવાળી બનાવટ થોડી ઉગ્ર હોય છે. આ ઔષધિમાં પારો નથી છતાં પણ રસાયન જેવા ગુણવાળો હોવાથી શાસ્ત્રકારોએ પ્રવાલપંચામૃત રસ નામ રાખ્યું છે.

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર પીપર અને મધ, ગુલકંદ, એકલું મધ, લીંબુનો રસ કે દાડમના રસ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ આફરો, ગુલ્મ, ઉદરરોગ, પ્લીહા, બદ્ધોદર, કાસ, શ્વાસ, મંદાગ્નિ, કફવાત પ્રકોપથી થનારા રોગ, અજીર્ણ, ઓડકાર, હૃદયરોગ, સંગ્રહણી, અતિસાર, બાળકોના ગ્રહ રોગ, પ્રમેહ, બધી જાતના મૂત્રરોગ, મૂત્રકૃચ્છ્ર, પથરી આ સર્વનો નાશ કરે છે.

આ રસની અસર ખાસ કરીને મધ્યમકોઇ, યકૃત, પ્લીહા અને ગ્રહણી પર સારી થાય છે. પાચક પિત્તમાં દ્રવત્વ ઓછું થવાથી અન્નનો ભાર રહેતો હોય અથવા આફરો થતો હોય તો આ રસથી તે મટે છે.

પાચકપિત્તમાં દ્રવત્વ ઓછું થવાથી ખોરાક પચવવાનો ગુણ ઓછો થાય છે, અને પછી અન્નનો વિદાહ અને અપચો થવા માંડે છે. આથી પેટમાં કોઇ કોઇ વાર આફરો ચઢે છે. વારંવાર ખાટા ઓડકાર, જમ્યા પછી સહેજ વારે પેટમાં ભાર લાગવો, પેટ ખેંચાવું, પેટ પર પથ્થર બાંધ્યો હોય તેવી જડતા, મોટે ભાગે ચૂંક કે દરદ ન હોવું, બેચેની, મધ્યમકોઇમાં ખોરાક તેવો ને તેવો જ પડી રહ્યો છે એવું લાગવું વગેરે લક્ષણો થાય ત્યારે આ રસ લીંબુના રસ કે બીજા અમ્લવર્ગ સાથે આપવો જોઇએ. જૂના રોગમાં ઓછી માત્રામાં લાંબો વખત આપ્યા કરવો જોઈએ. જો ગળામાં બળતરા, ખાટા ઓડકાર વગેરે પિત્તની અમ્લતાનાં લક્ષણો વધારે હોય તો દાડમના રસ કે દાડિમાવલેહ સાથે આ રસ આપવો જોઇએ.

આ રીતે કબજિયાતથી મધ્યમકોઇમાં વાતગુલ્મ જેવો વત્તોઓછો આફરો ચઢે છે. આ વાયુ મોટા આંતરડામાં ભરાય છે. તેના પર આ રસ સારી રીતે વપરાય છે.

પિત્તગુલ્મની શરૂઆતમાં થોડો તાવ, તરસ, ચહેરો અને આખું શરીર લાલ થઇ જવું, જમ્યા પછી બે કલાકે પેટમાં ભયંકર શૂળ મારવી, પરસેવો થવો, અન્નનો વિદાહ થવાથી ગળામાં બળતરા, પેટ પર દરદની જગ્યાએ હાથ પણ ન લગાડાવો વગેરે લક્ષણો હોય ત્યારે પ્રવાલપંચામૃત રસ ઘી ઉપર રહેલ સત્ત્વ અને આમળાંના કવાથ કે ફાંટ સાથે આપવાથી સારી અસર કરે છે.

ઉદરરોગમાં યકૃતવૃદ્ધિ કારણ હોય અને પિત્તપ્રધાન લક્ષણો–આંખો, ચામડી, નખ અને પેશાબ પીળા, હાથ–પગ અને મોં પર સહેજ સોજા, પેટમાં વાયુ ભરાઈ રહેવો, પેટ વધવું અને તેમાં થોડું પાણી ભરાવું, યકૃતના છેડા મોટા થવા, વારંવાર ગભરામણ, તરસ; હાથ–પગ, આંખો અને માથું તપ્યા જેવાં લાગવાં, પેશાબ થોડો અને બહુ પીળો કે લાલ થવો, મળ કાચો, સફેદ અને ગંધાતો નીકળવો, ઝાડો સાફ ન થવો, કોઈ કોઈવાર ગળામાં બળતરા અને ગભરામણ થઈ ઊલટી થવી વગેરે લક્ષણો થાય ત્યારે આ રસ આપવો હિતકર છે. દહીંના પાણી સાથે આપવાથી પિત્તનો પ્રકોપ જલદી બેસી જાય છે. આ રીતે બરોળ વધ્યા પછી થયેલા ઉદરરોગમાં પણ પિત્તપ્રધાન લક્ષણો હોય તો આ ઔષધિ સારી અસર કરે છે.

શ્વાસ અને ખાંસીમાં બહુ ગભરામણ, અન્નનો વિદાહ, બેચેની, ઠંડા પદાર્થો અને ઠંડા પવનની ઇચ્છા થવી અને તેનાથી સારું લાગવું, દૂધ, દાડમ વગેરે પિત્તશામક ચીજો સારી લાગવી, અગ્નિ કે ગરમ ઉપચારોથી વધારે હેરાનગતિ થવી વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ આપવો જોઇએ.

મંદાગ્નિ જૂનો થવાથી પચનેન્દ્રિય સંસ્થા અશક્ત થઇ જાય છે, અને તેથી પાચક રસ બરોબર તૈયાર થતો નથી. અપચો, પેટમાં ભારેપણું, આફરો, ખરાબ ઓડકાર, રસધાતુ બરોબર ઉત્પન્ન ન થવાથી રક્ત વગેરે ધાતુઓમાં ક્ષીણતા આવી શરીર કૃશ અને અશક્ત થઈ જવું વગેરે લક્ષણો થાય તેના પર આ રસ સારી રીતે વપરાય છે.

પિત્તની વિકૃતિથી અતિસાર ઉત્પન્ન થયો હોય અને તેમાંથી સંગ્રહણી થઈ ગઈ હોય તો પણ આ રસ આપવો જોઈએ. એવી સ્થિતિમાં પંચામૃત પર્પટી પણ વપરાય છે. પણ તેમાં પારાવાળી કજ્જલી હોવાથી પિત્તની અમ્લતા અને તીવ્રતા વધી જાય છે, જ્યારે પ્રવાલપંચામૃતથી પિત્તપ્રધાન અતિસાર અને સંગ્રહણીમાં પિત્તના પ્રકોપનું શમન થઇ રોગ મટી જાય છે.

પ્રમેહમાં જૂનો અપચો એ કારણ હોય અને તીવ્ર પિત્તદોષ વધારે હોય ત્યારે આ રસ ખૂબ જ સારું કામ કરે છે. બહુ તરસ, એ રીતે પેશાબ વધારે અને વારંવાર થવો; તેનો રંગ કાળો, ભૂરો, બહુ પીળો કે બહુ લાલ હોવો, ચીકણો પરસેવો થવો, આખા શરીરે અને હાથ–પગના તળિયે બળતરા, વારંવાર ગળું સુકાવું, પાણી પીતાં પણ સંતોષ ન થવો વગેરે લક્ષણો થાય ત્યારે પ્રવાલપંચામૃત રસ આપવો જોઇએ. (ઓ. ગુ. ધ. શા. ને આધારે)

## (૯૮) પ્રભાકર વટી

**વિધિ**—સુવર્ણમાક્ષિકભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, વાંસકપૂર અને શુદ્ધ શિલાજિત આ બધી ચીજો સરખે ભાગે લઈ, સાદડની છાલના કવાથમાં ૩ દિવસ ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર મધ સાથે લેવી અને ઉપર દૂધ કે સાદડની છાલનો ઉકાળો પીવો.

**ઉપયોગ**—આ વટી હૃદયશૂળ, હૃદયનો થડકારો, હૃદયાવરોધ, હૃદયના આવરણનો દાહ વગેરે દોષો દૂર કરી હૃદયને બળવાન બનાવે છે. તેમજ પિત્તકાસ, દાહ, ખાટા ઓડકાર, મંદાગ્નિ, ચક્કર આવવાં, શરીર ફિક્કું થઈ જવું વગેરે વિકારોનો નાશ કરે છે.

મંદાગ્નિ, લોહી ઓછું થઈ જવું, લોહીની અશક્તિ, વાતવાહિનીઓની વિકૃતિ, માનસિક આઘાત, ગુરદાના રોગ, વાયુ કે પિત્તનો પ્રકોપ, વિષમજ્વર કે બીજા ચેપી રોગો વગેરે કારણોથી હૃદય અશક્ત થઈ જાય તેના પર આ વટી સારું કામ કરે છે. આ વટીથી ગભરામણ, થડકારો, દાહ વગેરે દૂર થઈ હૃદય બળવાન થાય છે, તેમજ ઉત્સાહ, કાંતિ, સ્ફૂર્તિ, વીર્ય અને બળની વૃદ્ધિ થાય છે.

## (૯૯) ત્રિનેત્ર રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને અભ્રકભસ્મ સરખે ભાગે મેળવી ખરલ કરવું. પછી સૂર્યના તડકામાં સાદડની છાલના કવાથની ૨૧ ભાવના આપવી. વારંવાર તડકે સુકવવું. પછી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી અથવા સૂકવીને ચૂર્ણ તૈયાર કરવું. (યો. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર મધ સાથે ચાટવી.

**ઉપયોગ**—ત્રિનેત્ર રસ બધી જાતના હૃદ્રોગ (વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક અને કૃમિજન્ય) અને ફેફસાંના રોગોનો નાશ કરે છે.

ત્રિનેત્ર રસ હૃદયમાંથી નીકળતી રક્તવાહિનીઓને મજબૂત બનાવે છે. હૃદયની ઉષ્ણતા, શૂળ અને કૃમિનો નાશ કરે છે. ફેફસાં અને માંસગ્રંથિઓને પુષ્ટ કરે છે અને યાદશક્તિ વધારે છે. આ ઉપરાંત હૃદયનો વેગ વધવાથી થનારો મંદાગ્નિ, મેદવૃદ્ધિ, શૂળ, શોથ, પ્રમેહ, પ્રદર, અપસ્માર, કુષ્ઠ, ઉદરરોગ, દુષ્ટવ્રણ, ભગંદર વગેરે રોગો આ ઔષધિના સેવનથી જ નાશ થઈ જાય છે.

## (૧૦૦) હેમનાથ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ આમલસારો ગંધક, સુવર્ણભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ દરેક ૧–૧ તોલો, લોહભસ્મ, કપૂર, પ્રવાલભસ્મ અને બંગભસ્મ દરેક ૬–૬ માસા લેવાં. પહેલાં પારા અને ગંધકને મેળવી કજ્જલી કરવી. પછી બધી

ભરમો મેળવી અફીણનો રસ ( અફીણને ૧૬ ગણા પાણીમાં નાખી ૧ ઊભરો આવે ત્યાં સુધી ગરમ કરવું ), કેળનું પાણી અને ગૂલરનો રસ ( ગૂલરના ઝાડના મૂળ આગળ ખાડો કરી એક ઘડો રાખવો, ઉપર ઢાંકણું ઢાંકી મરોડી દબાવી દેવી. ઘડો ભરાઈ જાય એટલે બીજે દિવસે સવારે કાઢી લેવો )ની વારાફરતી ૭–૭ ભાવના આપી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ૨ )

માત્રા—૧ થી ૨ રતી દૂધ અને સાકર સાથે અથવા ધાત્રીઘૃત સાથે.

ઉપયોગ—આ રસાયન ભયંકર બહુમૂત્રરોગ, બધી જાતના પ્રમેહ, મધુમેહ, સોમરોગ, ક્ષય, ઉરક્ષત, સ્વપ્નદોષ, શ્વાસ, કાસ, સંગ્રહણી વગેરેનો નાશ કરે છે.

અફીણને લીધે કબજિયાત થાય છે માટે, માત્રા પ્રકૃતિ અનુસાર આપવી. પારો અને ગંધકને બદલે ષડ્ગુણજારિત રસસિંદૂર નાખવાથી વધારે ફાયદો થાય છે એમ મૂળ ગ્રંથકાર લખે છે.

## (૨૦૧) મૂત્રકૃચ્છ્રાંતક રસ

**પહેલી વિધિ**—શુદ્ધ પારો ૧ તોલો, શુદ્ધ ગંધક ૧ તોલો અને જવખાર ૪ તોલા લઇ મેળવી ચૂર્ણ કરવું. (૨ ચં. )

**માત્રા**—૧–૧ માસો દિવસમાં ૧ વાર સવારે છાશ અને સાકર અથવા મદ્ય સાથે.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતના મૂત્રકૃચ્છ્રને દૂર કરે છે અને પેશાબ ચોખ્ખો લાવે છે. મૂત્રાશયમાં પથરીની નાની કાંકરી ( શર્કરા કે રેતી ) થઈ ગઇ હોય તો આ રસથી નીકળી જાય છે.

**બીજી વિધિ**—અર્ધી તપેલી પાણી ભરી મોં પર પાતળો કપડાનો કકડો દોરાથી બાંધી દેવો અને તેની પર દોઢપાશેર બેરજો પાથરવો. પછી તપેલી ચૂલા પર મૂકી ધીમી આંચ આપવી. જ્યારે પાણીની વરાળથી તપીને બેરજો કપડામાંથી ગળાઇને તપેલીમાં પડી જાય એટલે તપેલી ચૂલા પરથી નીચે ઉતારી લેવી. જ્યારે પાણી ઠંડું પડી જાય ત્યારે તપેલીના તળિયે લાગેલો બેરજો કાઢી લેવો. આવી રીતે શુદ્ધ કરેલો બેરજો ૪ તોલા અને મકરધ્વજ અથવા ષડ્ગુણ ગંધકજારિત રસસિંદૂર ૬ માસા લઇ બંનેને મેળવી, ખરલ કરી શીશીમાં ભરી લેવું. (૨. સા. )

**માત્રા**—૨–૨ માસા દિવસમાં ૨ વાર તાજા દૂધ, પાણી સાથે અથવા સાકર સાથે લેવો.

ઉપયોગ—આ રસના સેવનથી પરમિયો નાશ પામે છે. ૮–૧૦ દિવસ સેવન કરવાથી અંદરનો નવો ઘા મટી જાય છે, પરુ આવતું બંધ થાય છે અને

પેશાબની બળતરા મટી જાય છે. જૂના રોગમાં વધારે દિવસ સેવન કરવાથી ફાયદો થાય છે.

**સૂચના**—જો મકરધ્વજ કે રસસિંદૂર ન મળે તો એકલો શુદ્ધ કરેલો બેરજો પણ ફાયદાકારક છે.

## (૧૮૨) વસંતકુસુમાકર રસ

**વિધિ**—પ્રવાલપિષ્ટિ, રસસિંદૂર, મોતીપિષ્ટિ અને અભ્રકભસ્મ ૪–૪ ભાગ, રૌપ્યભસ્મ અને સુવર્ણભસ્મ ૨–૨ ભાગ, લોહભસ્મ, નાગભસ્મ અને બંગભસ્મ ૩–૩ ભાગ લેવી. પછી બધાને સારી રીતે મેળવી અરડૂસીનો રસ, હળદરનો ક્વાથ, શેરડીનો રસ, કમળના ફૂલનો રસ, માલતી પુષ્પનો રસ, ગાયનું દૂધ, કેળનુ પાણી, કસ્તૂરી અને ચન્દનનો * ફાંટ, આ દરેકની જુદીજુદી ૭–૭ ભાવના આપી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. ઘણા વૈદ્યો આ રસને ખસ અને સુગંધી વાળાની ભાવના પણ આપે છે.× (ર. યો. સા.)

**નોંધ**—કસ્તૂરીની ભાવનાને બદલે અમે છેલ્લે દિવસે ૨ તોલા કસ્તૂરી મેળવી ૬ કલાક ખરલ કરી ગોળીઓ વાળીએ છીએ.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૨ વાર દૂધ અને સાકર અથવા માખણ અને સાકર સાથે આપવુ.

**વિશેષ અનુપાન**—(૧) ક્ષયમાં–મરી અને મધ.

(૨) પ્રમેહમાં—હળદર, સાકર અને મધ.

(૩) રક્તપિત્તમા—ચન્દનનુ ચૂર્ણ અને સાકર અથવા અરડૂસીનો રસ, સાકર અને મધ.

(૪) શક્તિ માટે—તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર સાથે અથવા સુખડના ૧ માસા ચૂર્ણ સાથે મેળવી મધ સાથે આપવુ.

---

* ચંદનના ૧ તોલા ભૂકાને ૧૬ ગણા ઉકળતા પાણીમા નાખી ૧–૨ મિનિટ ઉકાળવુ પછી નીચે ઉતારી ઢાંકી દેવુ પછી લગભગ ૧૬ થી ૨૦ કલાક પછી ગાળીને ઉપયોગમા લેવુ.

**સૂચના**—ચંદનને વધારે ઉકાળી ક્વાથ ન કરવો નહીતર કેટલુંક સુગંધીવાળુ દ્રવ્ય ઊડી જશે

રસ ક્વાથ અને દૂધને બેવડા જાડા કપડાથી ગાળી લેવુ જોઇએ નહીં તો નકામું વજન વધી જશે અને રસાયન ઓછા ગુણવાળું બની જશે

× શ્રી. પં સુખરામદાસ ટી ઓઝા વસંતકુસુમાકરમા અકીકભસ્મ, સંગેયશબ ભસ્મ, લાજવર્દભસ્મ, અને માણિક્યભસ્મ ૨–૨ તોલા નાખે છે અને કેસરની પણ ૭ ભાવના આપે છે એમના અનુભવ પ્રમાણે આ રીતે બનાવેલુ રસાયન સામાન્ય કરતા વધારે હૃદ્ય અને જલદી અસરકારક બને છે મધુમેહમા જ્યારે વધારે નબળાઈ આવી જાય છે, ત્યારે આ રસાયન તરત ફાયદો બતાવે છે.

(૫) ઊલટીમાં—શંખાવળીના રસ સાથે.
(૬) અમ્લપિત્તમાં—શતાવરીનો રસ, સાકર અને મધ સાથે.
(૭) પ્રમેહપિટિકામાં—શિલાજિત સાથે.
(૮) માનસિક નબળાઇમાં—તજ, તમાલપત્ર અને એલચીના ઉકાળા સાથે.
(૯) પ્રાકૃતિક રક્તપિત્તમાં—મોગરો કે ગુલદાવરીના રસ સાથે.
(૧૦) મગજની નબળાઇમાં—કુષ્માંડાવલેહ સાથે.
(૧૧) વીર્યવૃદ્ધિ માટે—શતાવરી, આસન અને સાકર સાથે આપવું.

ઉપયોગ—આ વસંતકુસુમાકર રસ અંડકોષ, હૃદય, મસ્તક અને ફેફસાં માટે પૌષ્ટિક, વીર્યવર્ધક, કામોત્તેજક, મધુમેહઘ્ન અને માનસિક નબળાઇનો નાશ કરે છે. જૂના મધુમેહ અને તેના ઉપદ્રવરૂપ હૃદયવિકાર, શ્વાસ, કાસ, ઇંદ્રિયદૌર્બલ્ય, તેમજ પ્રમેહપિટિકા ( Cerbuncle ), શુક્રક્ષય પછીની અશક્તિ, સહેજ વિચાર આવતાં જ વીર્યસ્રાવ થઈ જવો, નપુંસકતા, મૂત્રપિંડની વિકૃતિ, યાદશક્તિ ઘટી જવી, ભ્રમ, નિદ્રા ન આવવી, જૂનું રક્તપિત્ત, હૃદયની નબળાઈ, સૂકી ખાંસી, સહેજ મહેનત કરતાં શ્વાસ ચઢી જવો, ઘડપણમાં શ્વાસ, કાસ, હૃદય કે યકૃતની વિકૃતિ, થનારા એટલે વાતજન્ય અને પિત્તજન્ય જીર્ણ સર્વાંગશોથ, સ્ત્રીઓનો નવો શ્વેત કે જૂનો રક્તપ્રદર; આ બધા રોગો મટાડવામાં આ રસ બહુ ઉપયોગી છે

મધુમેહમાં આ રસ બહુ હિતકર છે. બહુ સ્ત્રીસેવન અને ઓજક્ષયથી થનારા જૂના મધુમેહમાં નબળાઇ, માનસિક નબળાઈ, શબ્દસ્પર્શ વગેરે ગ્રાહક ઇન્દ્રિયોની શક્તિનો ક્ષય, મોટો અવાજ કે બહુ તેજ સહન ન થવું, વાતવાતમાં ક્રોધ ચઢી આવવો, અનિશ્ચિત વૃત્તિ, ઇન્દ્રિયોની શિથિલતા વગેરે ઉપદ્રવ હોય ત્યારે આ વસંતકુસુમાકર રસ બહુ જ હિતકર છે. મધુમેહથી થનારા હૃદ્વિકાર, શ્વાસ, કાસ, પ્રમેહપિટિકા, મૂર્છા, સંન્યાસ વગેરેને પણ આ રસ મટાડે છે. પ્રમેહપિટિકામાં આ રસ શિલાજિત સાથે આપવો જોઇએ. મધુમેહમાં છેવટે થનાર સંન્યાસ અને અશક્તિમાં આ રસ અમૃત સમાન ગુણ કરે છે.

અતિ સ્ત્રીસેવનથી શોષ થાય તેમાં ભ્રમ, કાર્શ્ય અને શરીરમાં નબળાઈ આવી જવાથી સ્ત્રી દેખાય કે માત્ર અવાજ સંભળાય તેથી જ મનમાં વિકાર ઉત્પન્ન થાય છે અને જનનેન્દ્રિય તદ્દન શિથિલ થઇ જાય છે. તેમાં વસંતકુસુમાકર રસ અત્યંત હિતકર છે.

બહુ સ્ત્રીસંગથી હૃદયની નબળાઈ, સૂકી ખાંસી, શ્વાસ, સહેજ મહેનત કરતાં શ્વાસ ચઢી જવો, ધમની અથવા હૃદયના પડદાના વિકાર, કોઇ વખત મૂત્રપિંડના વિકાર; આ વિકારો પર આ રસ બહુ ઉપયોગી છે.

મગજને વધારે શ્રમ પડવાથી માથાનું દરદ અને ચક્કર થઇ આવી મગજની નબળાઇ વધી ગઈ હોય તેમજ મસ્તક, વાતવાહિનીઓ અને તેના કેન્દ્રસ્થાનોની વિકૃતિના લક્ષણો–વિચાર કરતાં મગજ ઘૂમ થઈ જવું, બહારનો અવાજ સહન ન થવો, બેચેની રહેવી, વિચાર કરતાં ત્રાસ લાગવો વગેરે લક્ષણો–થતા હોય પણ લોહીનું દબાણ વધ્યું ન હોય તો આ રસ ફાયદાકારક છે. અનુપાન તરીકે તજ, તમાલપત્ર અને એલચીનો ઉકાળો કે કોળાનો રસ આપવો જોઇએ. આ સાથે ઊંઘ ન આવતી હોય અને તેને લીધે જુદાજુદા વિચારો આવ્યા કરતા હોય તોપણ આ રસથી આરામ થાય છે.

જ્યારે રક્તપિત્ત (મોં, નાક, ગુદા કે પેશાબ વાટે થતો રક્તસ્રાવ) જોરદાર હોય ત્યારે ચંદ્રકળા (કે ચંદ્રપ્રભા), પ્રવાલ કે મોતીનું મિશ્રણ અપાય છે. પરંતુ શરૂઆતનો વેગ ઘટી ગયા પછી રોગ જૂનો થાય છે અથવા રક્તપિત્ત વારંવાર થયા જ કરે છે અથવા તો ખોરાકમાં સહેજ ફેરફાર થતાં કે સૂર્યના તાપમાં ફરતાં નસકોરી ફૂટે છે. આ જાતના રક્તપિત્તમાં પિત્તની વિદગ્ધતા વધારે હોય છે. આ વારંવાર થવાની પ્રકૃતિને દૂર કરવા વસંતકુસુમાકર રસ ઉત્તમ ઔષધિ છે.

કેટલીક સ્ત્રીઓને કાંઇ પણ વાગે કે લોહી નીકળ્યા જ કરે છે અને જલદી બંધ થતું નથી. માસિક અટકાવ પણ જલદી અટકતો નથી. એટલું જ નહિ પણ સોય લાગી જાય તોપણ લોહી નીકળવા માંડે છે અને પછી જલદી બંધ નથી થતું. આ જાતના પ્રાકૃતિક રક્તપિત્ત (Haemophilia) પર વસંતકુસુમાકર રસ સારું કામ કરે છે. અનુપાન તરીકે મોગરાના ફૂલોનો અવલેહ આપવો જોઇએ.

ઘડપણમાં થનારી વૃદ્ધાવસ્થાની ખાંસીમાં આ રસ બહુ ઉપયોગી છે. એક પક્ષ એમ માને છે કે આ સ્થિતિ એ વૃદ્ધાવસ્થાનું એક સામાન્ય પરિણામ છે. જ્યારે બીજો પક્ષ એમ માને છે કે ઘડપણમાં પણ એ વ્યાધિ જ કહેવાય. આયુર્વેદ બીજો મત માને છે. ઘડપણમાં પણ ખાંસી થવાના ઘણા કારણો છે. આમાં એક કારણ બધા અવયવ સમૂહોની અને ખાસ કરીને અંતઃસ્રાવક પિંડોની શક્તિ ઓછી થઈ જવી એ છે. આથી અંદરના અવયવસમૂહો અશક્ત થઇ જાય છે. એની અસર હૃદય અને ફેફસાં પર થઈ ખાંસી, શ્વાસ થાય છે. આ રોગો પર વસંતકુસુમાકર રસ ઉપયોગી છે.

આયુર્વેદમાં શોથ—હૃદયની વિકૃતિથી ઉત્પન્ન થયેલ વાતજ શોથ, યકૃતની વિકૃતિથી થનાર પિત્તજ શોથ, ગુરદાની વિકૃતિથી થનાર કફજ શોથ અને સર્વાંગશોથ આમ ચાર જાતના કહ્યા છે. આમાં પાછા તીવ્ર અને જીર્ણ એવા બે ભેદ છે. આમાં તીવ્ર અવસ્થામાં આ રસ વપરાતો નથી. પરંતુ જીર્ણ અવસ્થામાં ખાસ કરીને વાતજ અને પિત્તજ શોથમાં આ રસ સારી અસર કરે છે.

સ્ત્રીઓના જનનેન્દ્રિયના રોગમાં આ રસ વપરાય છે. આ રસ નાની ઉંમર કરતાં મોટી ઉંમરના રોગીને વધારે અસર કરે છે. બહુ વ્યવાયથી થનાર પ્રદર, આખા શરીરમાં શિથિલતા, હૃદયની અશક્તિ, વાતવાહિનીઓ અને વાતવહમંડળની શિથિલતા, સ્વભાવ ક્રોધી થઇ જવો વગેરે લક્ષણો થાય ત્યારે આ રસ બહુ સારો ફાયદો કરે છે. પ્રદર જ્યારે લાંબા વખત સુધી ચાલુ રહે છે ત્યારે ઉત્સાહ ન રહેવો, કૃશતા, નિસ્તેજતા, નિર્માલ્યતા વગેરે થાય છે. આ લક્ષણો પર આ રસ સારી રીતે ઉપયોગી છે.

ટૂંકમાં આ રસ શક્તિ આપનાર, વાજીકરણ, મધુમેહનો નાશ કરનાર, માનસિક નબળાઈ અને વાતવહમંડળ, સહસ્રાર અને વાતવાહિનીઓના કેન્દ્રની અશક્તિ મટાડે છે. **( ઓ. ગુ. ધ. શા. )**

**સૂચના**—વસંતકુસુમાકર રસ બહુ કામોત્તેજક હોવાથી વધારે કામેચ્છાવાળાને ન આપવો જોઇએ. નહીંતર એના મન પર ખરાબ અસર થઈ વધારે વીર્યનો ક્ષય થાય તેવું થશે.

## (૧૦૩) ત્રિવિક્રમ રસ

**વિધિ**—તામ્રભસ્મ ૧૦ તોલા લઈ ૧૦ તોલા બકરીના દૂધમાં નાખી ધીમી આંચ આપવી. દૂધ સુકાઈ જાય એટલે ૧૦ તોલા પારો અને ૧૦ તોલા ગંધક મેળવી કજ્જલી કરવી. પછી કાળા ફૂલવાળી નગોડની છાલના ઉકાળામાં ૩ દિવસ ખરલ કરી ગોળો વાળવો. ગોળો સુકાય એટલે શરાવસંપુટમાં બંધ કરી મજબૂત ૫–૭ કપડમટ્ટી કરવી. સુકાઇ જાય એટલે વાલુકાયંત્રમાં મૂકી ૧ પ્રહર તીવ્ર અગ્નિ આપવો. સ્વાંગશીતળ થયે ઔષધિ બહાર કાઢી ખરલ કરી લેવું. **( ર. ર. સ. )**

**સૂચના**—રસ તૈયાર થતાં ગંધક બળી જાય છે અને પારાનો સિંદૂર બની જાય છે. જો ગંધક રહી ગયો હોય તો ફરી ૧–૨ કલાક અગ્નિ આપવો જોઇએ.

**માત્રા**—૨–૨ રતી દિવસમાં ૨ વાર મધ સાથે આપવું. ઉપર લગભગ ૬ માસાજ બિજોરાના મૂળને પાણીમાં ઘસી પાવું. અથવા હરડે, બહેડાં, પાષાણભેદ, ધમાસો, ધાણા અને ચીભડાના બીના ઉકાળા સાથે આપવું.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતની પથરી, શર્કરા, વૃકકશળ વગેરે રોગોનો એક મહિનામાં નાશ કરે છે. પથરી તૂટીને પેશાબ વાટે બહાર નીકળી જાય છે.

## (૧૦૪) પાષાણવજ્રક રસ

**વિધિ**—શુદ્ધ પારો ૧ ભાગ અને શુદ્ધ ગંધક ૨ ભાગ લઈ કજ્જલી કરવી. પછી ધોળી સાટોડીના રસમાં ૩ દિવસ ખરલ કરી ગોળો વાળી સુકવવો. પછી

શરાવસંપુટ કરી ભૂધરયંત્રમાં ૧૨ કલાક આંચ આપવી. સ્વાંગ શીતળ થયે ગોળો કાઢી ખરલ કરી લેવું.

**માત્રા**—૧-૧ માસા ચૂર્ણ રોજ સવારે પાષાણભેદના ચૂર્ણ સાથે લેવું. ઉપર ૪ તોલા પપૈયાના મૂળનો ઉકાળો મધ નાખી પીવો અથવા કળથીનો ક્વાથ પીવો અને રાત્રે ગોખરું, વાંસકપૂર અને નાગરમોથનો ઉકાળો પીવો.

**ઉપયોગ**—આ રસના સેવનથી ૧ અઠવાડિયામાં બધી જાતની પથરી તૂટીને નીકળી જાય છે. મૂત્રપિંડમાં શળ મારતી હોય તો તે પણ આ રસથી દૂર થાય છે.

પથરીનું ભેદન કરવા અને તેની ઉત્પત્તિ રોકવા માટે ખાસ કરીને ત્રિવિક્રમ રસ અને પાષાણવજ્રક રસ એ બે રસાયન વપરાય છે. યકૃત નબળું પડી જાય ત્યારે પિત્તનો સ્રાવ બરાબર ન થતો હોય તો યકૃતને શક્તિ આપનાર ઔષધિ આપવી જોઇએ. તામ્રભસ્મ યકૃતને ઉત્તેજના આપે છે અને મજબૂત બનાવે છે. એ કારણથી એવી સ્થિતિમાં ત્રિવિક્રમ રસ વધારે ઉપયોગી છે. પરંતુ વધારે બીડી પીનારના મૂત્રપિંડ જ્યારે બરાબર કામ કરતા નથી, યકૃતપિત્ત દૂષિત થઇ જાય છે અને દારૂના વ્યસન વાળાઓને યકૃતમાં લોહી વધારે ભરાઈ ગયું હોય ત્યારે મૂત્ર ઉત્પન્ન કરનાર ઔષધિ વધારે વપરાય છે. એ કારણે આવી સ્થિતિમાં પાષાણવજ્રક રસ વધારે ઉપયોગી થઈ પડે છે. આ રસાયનના સેવનથી યકૃત-પિત્તની રચના સુધરે છે. એટલા માટે નવું ઉત્પન્ન થતું બંધ થઈ જાય છે. બહુ ઊલટી થઇ આમાશયમાં ઉગ્રતા આવી હોય તો તે શાંત થઇ જાય છે. મૂત્રપિંડ અને મૂત્રાશય બંને પર આ ઔષધિ કામ કરે છે.

**સૂચના**—જો પથરી વાતજન્ય (ઓક્ઝલેટ) હોય અને જૂની થઇ ગઈ હોય તો ઔષધિથી તૂટતી નથી. પિત્તજ અને કફજ તૂટી જાય છે.

### (૧૦૫) અશ્વિનીકુમાર રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ, ફૂલાવેલો ટંકણખાર, શુદ્ધ નેપાળો, શુદ્ધ અફીણ, શુદ્ધ વછનાગ, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, પીપળી મૂળ અને લવિંગ—આ ૧૫ ચીજો ૧-૧ તોલા લેવી. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરવી. પછી અનુક્રમે હરતાલ, વછનાગ, અફીણ, નેપાળો અને ટંકણખાર મેળવવો. પછી બાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવી ૩૨ તોલા ગોમૂત્રમાં અને ૩૨ તોલા ભાંગરાના રસમાં ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (અનુ.ત.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર રોગ અનુસાર અનુપાન સાથે અથવા પાણી સાથે આપવી. પિત્તમેહમાં હળદર સાથે, મૂત્રકૃચ્છમાં જીરા સાથે, શક્તિ માટે મધ સાથે અને તાવમાં આદુના રસ અને મધ સાથે આપવી.

ઉપયોગ—આ રસના સેવનથી પિત્તજન્ય પ્રમેહ, મૂત્રકૃચ્છ અને બધી જાતના પિત્તપ્રધાન વિષમજ્વરોનો નાશ થઇ શક્તિ વધે છે. આ અશ્વિનીકુમાર રસ આમાશય (મેદા), પક્વાશય (નાના આંતરડા) અને મલાશય (મોટા આંતરડા) માં દોષસંચય થવાથી જલ ધાતુની વૃદ્ધિ થઈ થનારો સળેખમ, નજલો તેમજ બહુમૂત્ર, પ્રમેહ, કોષ્ઠશૂળ અને તેને લીધે થનારો અતિસાર અને જ્વરનો નાશ કરે છે.

આમાશય, પક્વાશય અને મોટા આંતરડામાં દોષનો સંચય થવાથી સેન્દ્રિય વિષ ભરાય છે અને તેથી જુદી જુદી જાતના રોગો ઉત્પન્ન થાય છે. આ બધા રોગોમાં આ રસ લાભદાયક છે. કબજિયાતમાં આ રસ આપતો નથી પણ મળ ભેગો થવાથી જલધાતુ વધી તેનાથી થનારા રોગો મટે છે. તેમજ કોષ્ઠમાંના સેન્દ્રિય વિષની અસર બીજા સ્થાનો પર થઇ તેથી થનારા પ્રમેહ અને સળેખમને પણ મટાડે છે. આ રસના સેવનથી કોષ્ઠમાંના સેન્દ્રિય વિષનું શમન થાય છે. પાચનક્રિયા વધે છે, કોષ્ઠ બળવાન થાય છે અને અંદરનો મળ બહાર નીકળી જઇ કોષ્ઠ શુદ્ધ થાય છે.

પ્રમેહનું મુખ્ય કારણ કોષ્ઠમાંનો મળનો સંચય છે. આ પ્રમેહોમાં પણ ખાસ કરીને પિત્તનું દ્રવત્વ વધી થનારા પ્રમેહોમાં એટલે કે કાલમેહ, નીલમેહ, માંજિષ્ઠમેહ અને હારિદ્રમેહમાં પેશાબનો રંગ અનુક્રમે કાળો, ભૂરો, લાલ કે પીળો હોય ત્યારે આ રસ વપરાય છે. મૂત્રનો ઉપર પ્રમાણે રંગ, વારંવાર પેશાબ થવા છતાં બરોબર ન થયો હોય તેવું લાગવું, તરસ, ખાસકરીને ઠંડુ પાણી પીવાની ઇચ્છા થવી, હાથપગના તળિયે બળતરા, આખા શરીરમાં બળતરા, આખા શરીરે અને ખાસકરીને બગલમાં ચીકણો, ગંધાતો પરસેવો થઇ ગંધક બળતો હોય તેવી વાસ આવવી વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ હળદર સાથે આપવો જોઇએ.

મૂત્રકૃચ્છમાં વારંવાર પેશાબની શંકા થાય છે, બહુ પેશાબ થશે એવું લાગે છે પણ પેશાબ કરવા પ્રયત્ન કરવા છતાં કે કરાંઝવા છતાં બરોબર પેશાબ થતો નથી. મૂત્રપ્રસેકનલિકામાં દાહ, ક્ષોભ કે શોથ વધારે ન હોવા છતાં આવું થતું હોય તો આ રસ તેની ઉત્તમ ઔષધિઓમાંનો એક છે.

કોષ્ઠમાં મળનો સંચય થઇ કોષ્ઠશૂળ, અતિસાર કે જ્વર ઉત્પન્ન થાય ત્યારે આ રસ સારી અસર કરે છે. ભયંકર ત્રાસદાયક શૂળ, પેટમાં છરા માર્યા જેવું દરદ, પેટમાં દરદ થઈ ચૂંક આવવી અને ઝાડાની શંકા થવી, શૌચ જતાં થોડો પાણી સાથે સહેજ મળ નીકળવો, આ જાતના ત્રાસથી તાવ આવવો, તાવ વધારે ન

હોવો પણ થોડા તાવથી હેરાનગતી વધારે થવી વગેરે લક્ષણો હોય ત્યારે અશ્વિનીકુમાર રસ એક ઉત્તમ ઔષધિ છે.

વિષમ જ્વરોમાં રોજ આવનાર, એકાંતરિયા, તરિયા અને ચોથિયા તાવમાં પિત્તદોષ મુખ્ય હોય તો જુદા જુદા અનુપાન સાથે આ રસ આપવો જોઇએ.

( ઔ. ગુ. ધ. શા. )

## (૨૦૬) હરિશંકર રસ

**વિધિ**—અભ્રકભસ્મ ૨ તોલા, રસસિંદૂર ૨ તોલા અને ફૂલાવેલું મોરથુથુ ૧ તોલો લઈ ત્રણેને મેળવવાં. પછી આમળાંનો સ્વરસ અને હળદરના ઉકાળાની ૭–૭ દિવસ ભાવના આપી ૨–૨ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ ગોળીથી શરૂ કરી ૩ ગોળી સુધી વધારવી. અનુપાન તરીકે પાણી ત્રિફળા અને મધ, અરડૂસીનો રસ, નાગરવેલનું પાન અને સાકર અથવા તલનું તેલ આપવું.

**ઉપયોગ**—પ્રમેહમાં આ રસ બહુ ઉપયોગી છે. પરમિયા અને પ્રમેહની તીવ્ર વેદના, પેશાબમાં આવતું લોહી અને પરુ, પેશાબમાં બળતરા વગેરે ઉપદ્રવોનો નાશ કરે છે. ગોળી આપી ઉપર ૪ તોલા તેલ પાવાથી ઊલટી, ગભરાટ વગેરે કાંઇ પણ થતું નથી. અને ૨–૪ કલાકમાં જ સખ્ત બળતરા શાન્ત થઇ જાય છે. તેલ પીવાવાળાએ ઘી, સાકર, હિંગ અને ચણાની વસ્તુઓ ન ખાવી જોઇએ.

આમળાંના સ્વરસની વધારે ભાવના આપવાથી મોરથુથુની ઊલટી કરાવવાની શક્તિ શમી જાય છે અને દવા પૂરેપૂરો ફાયદો કરે છે. જો આમળાંના રસની ભાવના ઓછી આપી હશે તો ઔષધિ લેવાથી બેચેની લાગશે.

આ ઔષધિ લીધા પછી ૩ કલાક સુધી ખોરાક, ચાહ, કોફી વગેરે કાંઇ પણ ન લેવું જોઇએ, બહુ જ જરૂર હોય તો ઠંડું પાણી પીવું.

## (૨૦૭) બૃહદ્દ્બંગેશ્વર રસ

**વિધિ**—બંગભસ્મ, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, રૌપ્યભસ્મ, કપૂર અને અભ્રકભસ્મ ૧–૧ તોલો, સુવર્ણભસ્મ અને મોતીપિષ્ટિ ૩–૩ માસા લઇ, ભાંગરાના રસમાં ૩ દિવસ ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (**રસે. સા. સં.**)

**માત્રા**—૧ થી ૨ રતી સુધી દિવસમાં ૨ વાર ગાય અથવા બકરીના દૂધ કે દહીં અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવું.

**ઉપયોગ**—આ રસાયન બધી જાતના સાધ્ય અને અસાધ્ય પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, પાંડુરોગ, ધાતુગતજ્વર, હલીમક, રક્તપિત્ત, વાતપિત્ત અને કફપ્રધાન સંગ્રહણી, આમદોષ, મંદાગ્નિ, અરુચિ, બહુમૂત્ર, મૂત્રાતિસાર, સ્તંભનનો અભાવ, સોમરોગ વગેરેનો નાશ કરે છે. શરીરને પુષ્ટ બનાવે છે; બળ, ઓજ, તેજ, વર્ણ અને

રુચિ ઉત્પન્ન કરે છે. વીર્યની ઉત્પત્તિ અને વૃદ્ધિ માટે બહુ લાભદાયક છે. આ રસ બાળક, યુવાન અને વૃદ્ધ સર્વને આપી શકાય છે. શુક્રસ્થાન અને તેનો સંબંધ ધરાવનાર વાતવાહિનીઓને મજબૂત બનાવે છે અને શુક્રના ક્ષયથી થતી હૃદયની નબળાઈ દૂર કરે છે. બહુ સંભોગથી ઉત્પન્ન થતા વીર્યક્ષયની આ એક ઉત્તમ ઔષધિ છે.

## (૧૦૮) પ્રમેહાંતક વટી

**પ્રથમ વિધિ**—વાંસકપૂર, શુદ્ધ શિલાજિત, રૂમમસ્તકી, ઇસેસ, રાળ, ચણકબાબ, એલચી અને હળદર સમભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. પછી તેને ચંદનના તેલમાં ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (આ. નિ. મા.)

**નોંધ**—આ વટીમાં તેલનું પ્રમાણ ઘણું વધારે રહે છે. એટલા માટે અમે ૧૬ તોલા ઔષધિઓમાં ૨ તોલા ચંદનનું તેલ નાખીએ છીએ. પછી ૨ તોલા રસવંતીનું પાણી કરી તેમાં ૩ કલાક ખરલ કરી ગોળીઓ વાળીએ છીએ.

**માત્રા**—૨-૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી. સવારે ૨ માસા કડિયા ગુંદર સાથે આપવાથી જલદી ફાયદો થાય છે.

**ઉપયોગ**—આ વટી પૂયપ્રમેહ, પેશાબમાં બળતરા, પરુ આવવું. ટીપે ટીપે પેશાબ થવો. મૂત્રનળીનો સોજો વગેરે બધી જાતના રોગોમાં બહુ ઉપયોગી છે. ૧-૨ દિવસમાં બળતરા શાંત થઈ જાય છે અને પરુ તથા સોજો ૫-૭ દિવસમાં મટી જાય છે. આ ઔષધિ નવા પરમિયાની વેદના એકદમ દૂર કરે છે. પણ રોગ વધી ગયો હોય તો નિર્મૂળ નથી કરી શકતી છતાં દરદ શાંત કરે છે.

**સૂચના**—ઔષધિ લીધા પછી ૧ કલાક સુધી ખાવું નહિ કે પાણી પણ પીવું નહિ.

**બીજી રીત**—બંગભસ્મ ૧ તોલો, અક્કલગરો ૩ માસા, નારિયેળનું કોપરું ૧ તોલો, ખારેક ૧ તોલો, કેસર ૪ માસા, બદામનો મગજ ૯ માસા, જાયફળ ૧ તોલો, અને સાકર ૩ તોલા લેવી. પહેલાં બંગભસ્મ વગેરે ચીજો દૂર રાખવી, બાકીની ૭ ચીજો ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. આ ચૂર્ણમાં લોહ અને બંગભસ્મ મેળવવી પછી શિલાજિતને પાણીમાં મેળવી તેમાં ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (ચિ. ચ)

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી બધી જાતના પ્રમેહ રોગોમાં ઉપયોગી છે. થોડા દિવસ સેવન કરવાથી પ્રમેહના બધી જાતના દોષો દૂર થઈ વીર્ય શુદ્ધ થાય છે. બહુમૂત્ર, સ્ત્રીઓનો સોમરોગ, વૃદ્ધાવસ્થામાં મૂત્રાશયની નબળાઇને લીધે વારંવાર પેશાબ થવો, પેશાબમાં બળતરા, પીળાશ, મૂત્રદોષને લીધે માથાનું દરદ, ચક્કર

આવવા, અરુચિ, મંદાગ્નિ, નબળાઇ વગેરેનો નાશ કરી શરીરને નીરોગી અને સુદૃઢ બનાવે છે.

**ત્રીજી રીત**—કાચો બેરજો ૧ શેર લઇ ૧૦૧ વાર પાણીથી ધોવો. પછી તેમાં ૧ શેર શંખજીરું ઝીણું વાટી મેળવી ચણીબોરના જેવડી ગોળીઓ વાળવી. (શ્રી પં. મંગુલાલજી)

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં ૨ વાર આપવી. રાત્રે એક માટીના વાસણમાં ગોળના શરબતમાં ૧ તોલો તુખ્મબાલુંગ પલાળવાં. સવારે પેટ ભરાય એટલું ગોળનું શરબત તૈયાર કરવું. સવારે તેને ગાળી શૌચ જતા પહેલાં પી લેવું. ૧ કલાક પછી તાજા પાણી સાથે ૧ ગોળી લેવી. અને સાંજે શૌચ જઈ આવ્યા પછી ૧ ગોળી પાણી સાથે લેવી. (સાંજે ગોળનું શરબત ન લેવું.)

**સૂચના**—સવારે આ દવા લીધા પછી ૩ કલાક ખોરાક ન લેવો.

**ઉપયોગ**—નવો અને જૂનો પરમિયો આ ગોળીથી ૧૭ દિવસમાં મટી જાય છે.

ખાવામાં ચણાની રોટલી, ઘી, ચોખા અને ખૂરું લેવું. મીઠું અને દૂધ પણ ન લેવું.

**ચોથી રીત**—હીરા કખ્ખણ ૧૫ તોલા, અફીણ ૧ તોલો, તજ ૪ તોલા, જસતભસ્મ અથવા ઝીંક સલ્ફેટ (Zink Sulphate) ૧૨ તોલા અને કપૂર ૬ તોલા લેવું. બધાને મેળવી પાણી સાથે ખરલ કરી ૨-૨ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૨-૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—પરમિયો જૂનો થાય ત્યારે તેમાં પરુ આવવું, મૂત્રનળીનો સોજો, બળતરા, મંદાગ્નિ, સંધિવાત, આંખોની નબળાઇ વગેરે ઉપદ્રવો થાય છે. આ પ્રમેહાંતક વટીથી તે બધા શમી જાય છે અને લોહીમાં રહેલા જંતુઓનો પણ નાશ થાય છે. કેટલાક વખત સુધી શાંતિથી આ દવા લેવી જોઇએ.

## (૨૦૯) જાતિફલાદિ વટી (મધુમેહ)

**વિધિ**—જાયફળ, જાવંત્રી, લવંગ, કેસર, શુદ્ધ ધતૂરાના બી અને શુદ્ધ અફીણ સરખે ભાગે લેવાં. બધાના જેટલો, શુદ્ધ શિલાજિત અને શિલાજિતથી અર્ધી લોહભસ્મ લેવી. બધાને ખાંડી, બારીક ચૂર્ણ કરી શિલાજિતના પાણીમાં અડદ જેવડી ગોળીઓ વાળવી. (ધન્વંતરિ)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર ગુડમાર (મધુનાશિની)ના ચૂર્ણ અને ગાયના દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી મધુમેહમાં તરસ અને પેશાબની સાકર ઓછી કરી

રોગને મટાડે છે, અતિસારમાં પણ ફાયદાકારક છે તેમજ મૂત્રાતિસારમાં પણ હિતકર છે.

આ ગોળીનું કાર્ય ઇક્ષુમેહ અને મધુમેહ આ બંનેમાં પેશાબમાં જનારી સાકર ઓછી કરવાનું અને મૂત્રને નિયમિત બનાવવાનું છે. તેમજ મૂત્રાતિસારમાં વારંવાર અર્ધે અર્ધે કલાકે પેશાબ થતો હોય તેને પણ નિયમિત કરે છે તેમજ વૃદ્ધાવસ્થામાં મૂત્રાશયની નબળાઇને લીધે વારંવાર થોડો થોડો પેશાબ આવવો, મધુમેહ થવો, ૪૦ વર્ષથી મોટી ઉંમરનાનો મધુમેહ જીર્ણ થાય તેમાં વારંવાર પાણી પીવું પડે અને વારંવાર પેશાબ થાય, શરીર ફિક્કું, નબળું અને પાતળું પડી જવું, માનસિક ઉત્સાહ નષ્ટ થઇ જવો વગેરે લક્ષણોમાં આ જાતિફલાદિ વટી સારી અસર કરે છે.

મધુમેહ જૂનો થાય અને તેમાં પ્રમેહપિટિકા (અદીઠ–Carvancle) થઇ હોય તેનો પણ આ વટી નાશ કરે છે.

આ ઔષધિથી હૃદય, વાતવાહિની અને મસ્તિષ્ક ઉપર ઉત્તેજક, શામક અને પોષક અસર થાય છે. યકૃતની સાકર બનાવવાની વધી ગયેલી ક્રિયા નિયમિત બને છે તથા શરીર, ઇન્દ્રિયો અને મન ત્રણેય બળવાન બની ધીમેધીમે રોગનો નાશ થાય છે.

આ ઔષધિમાં અફીણ તિક્ત, સાતે ધાતુઓનું પોષક, ઉત્તેજક, શક્તિવર્ધક, પરસેવો લાવનાર, તૃષાશામક, માદક અને સ્તંભક છે. લોહભસ્મ મધુર, કષાય ગુણવાળી, તરસ મટાડનાર, સ્તંભક, યકૃત, લોહી અને વીર્યને બળ આપનારી છે. શિલાજિત તિક્ત ગુણ વાળો, વિપાકમાં કટુ, રસાયન, કફ અને મેદને હણનાર, મૂત્ર અને ધાતુપરિપોષણ ક્રમને નિયમિત કરનાર છે. ધતૂરાનાં બી હૃદ્ય, પીડાશામક, નાડીશોધક, માદક અને અફીણની કબજિયાત કરવાની અસરને ઓછી કરનાર છે. જાયફળ, જાવંત્રી, લવીંગ અને કેસર હૃદ્ય, વૃષ્ય, તરસને શમાવનાર અને સ્નિગ્ધ છે.

## (૧૧૦) ચંદનાદિલોહ (પ્રમેહ)

વિધિ.—સુખડ, શીમળાનાં ફૂલ, તજ, એલચી, તમાલ પત્ર, હળદર, દારૂ હળદર, સફેદ અનંતમૂળ, કાળાં અનંતમૂળ, નાગરમોથ, વાળો, જેઠીમધ, આમળાં, સોનામુખી; વાંસકપૂર. ભારંગમૂળ, દેવદાર અને મોટી હરડેની છાલ–આ ૧૮ ચીજો સરખે ભાગે મેળવી, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી ખૂબ બારીક વાટવું. પછી બધાથી બમણી લોહભસ્મ મેળવી ખરલ કરી લેવું. (ચો. ૨)

માત્રા—૨થી ૩ રતી દિવસમાં ૨ વાર મધ સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણના સેવનથી ૨૦ જાતના પ્રમેહ, શ્વાસ, કાસ, જીર્ણ-જ્વર, અર્શ અને કમળો વગેરેનો નાશ થાય છે. જ્યારે માથે ગરમી, પેશાબમાં પીળાશ, ફીકાશ, ઊંઘ બરાબર ન આવવી, આળસ આવ્યા કરવું, ઝીણો તાવ રહેવો, ઉત્સાહ બરાબર ન રહેવો, પાચનશક્તિ મંદ પડી જવી, શ્વાસ, કાસ વગેરે ઉપદ્રવો હોય ત્યારે આ ચૂર્ણના સેવનથી તરત ફાયદો થાય છે.

આ રસાયનમાં લોહભસ્મ મુખ્ય ઔષધિ છે. લોહભસ્મની સાથે દીપન, પાચન અને મૂત્ર મસ્થા પર અસર કરનાર બીજી ઔષધિઓ મેળવી છે. એટલે આ રસાયન હૃદય અને યકૃતને બળ આપનાર, લોહીને પુષ્ટિ આપનાર, રક્ત-પ્રસાદન કરનાર, દીપન, પાચન અને મૂત્ર ઉત્પન્ન કરનાર છે. એટલા માટે પ્રમેહ વગેરે રોગો પર ઉપકારક બને છે.

વાતજ, પિત્તજ અને કફજ પ્રમેહો ઘણું ખરુ અપચો, પાંડુતા અને લોહીની વિકૃતિથી થાય છે. આ પ્રમેહોમાં પેશાબ સાથે કફ, વસા, જુદા જુદા ક્ષાર, શુક્ર, લોહી, (લોહીનો) રાતો રંગ, પિત્ત અને મજ્જા જાય છે. એમાંથી પિત્તજ અને કફજ પ્રમેહો પર ચંદનાદિ લોહ વપરાય છે.

**નોંધ**—જો મંદાગ્નિ અને પાંડુતા સાથે જૂની કબજિયાત હોય તો આ રસાયન બહુ વપરાતું નથી. એવી સ્થિતિમાં પહેલાં પેટ અને પચન મંસ્થાને શુદ્ધ કરવા ત્રિફળાના ક્વાટ સાથે આરોગ્યવર્ધિની અપાય છે. તેમજ હસ્તમૈથુન વગેરે કૃત્રિમ ઉપાયોથી શુક્રમેહ થયો હોય તો આ રસાયન ન વાપરવું જોઈએ. એ વિકાર પર પહેલાં વીર્યશોધક વટી અને પછી વૃદ્ધદંડ ચૂર્ણ કે વીર્યસ્તંભન વટીનો પ્રયોગ વધારે સફળ થાય છે.

પિત્તાશય નલિકાપ્રદાહ કે પિત્ત નલિકામાં અવરોધ થવાથી કમળો થાય છે. કમળો થાય એટલે આંખોની શ્લેષ્મકલામાં પીળાશ, મૂત્રમાં પીળાશ, મળ મોટે ભાગે સફેદ-મેલા રંગનો, લોહીમાં પિત્ત વધારે મળી ગયું હોય તો ચામડીમાં પીળાશ વગેરે લક્ષણો દેખાય છે એની શરૂઆતની અવસ્થામાં ઉપચારના બે પ્રકાર છેઃ પાપડખાર (કે સોડા બાય કાર્બ) ને દહીં કે લીંબુના રસમાં મેળવી પાઈ દેવો તેમજ દરદીને દહીં અને ભાત પર રાખવો. પરંતુ જે દરદીઓને તાવ, સોજો, અધિવા, રક્તપિત્ત, અમ્લપિત્ત કે કફપ્રધાન શ્વાસ વગેરે રોગો હોય તેમને છાશ કે ક્ષારવાળા ઉપચાર નથી થતા. એવાઓને ચંદનાદિલોહ કે બીજી લોહની બનાવટ અપાય છે અને દરદીને દૂધ કે દૂધભાત પર રખાય છે. જો પિત્તનલિકામાં અવરોધ હોય અને પિત્તાશયમાં દુખાવો થતો હોય તો અનુપાન રૂપે મૂળાના પાનનો રસ ૪ તોલા અપાય છે.

કફધાતુની વિકૃતિ અને પચન સંસ્થાની વિકૃતિ થવાથી શ્વાસરોગ વધારે થાય છે. કોઇકોઇને લોહીની અંદર મૂત્રમાં જનાર મલદ્રવ્યનો સંગ્રહ થાય છે. પછી પાંડુતા આવી શ્વાસ થાય છે. પેશાબમાં પીળાશ, છાતીમાં ધબકારા, સહેજ મહેનત કરતાં શ્વાસ ચઢી જવો, નબળાઈ, ચહેરો નિસ્તેજ થઇ જવો, શરીરની ગરમી ઓછી રહેવી, ઠંડું અને ઊનું સહન ન થવું, મંદાગ્નિ વગેરે લક્ષણો થાય છે. આ રોગપર ચંદનાદિ લોહ વપરાય છે.

જ્યારે લોહી વગેરે ધાતુઓમાં મૂત્રવિષ કે આમવિષ લીન થાય છે ત્યારે લાંબા વખત સુધી ઝીણો ઝીણો તાવ રહે છે. આ જાતના તાવમાં શરીરની ગરમી થોડી મહેનત કરતાં અને ઘણું કરીને રાત્રે વધી જાય છે. રાત્રે ૯૯ સુધી થઇ જાય છે. સવારે ૯૭ કે એથી પણ ઓછી થાય છે. મંદાગ્નિ, કબજિયાત, કફપ્રકોપ, ખાંસી, માથાનું દરદ, આળસ આવ્યા કરવું, પેશાબમાં પીળાશ વગેરે લક્ષણો થાય છે, આ રોગપર ચંદનાદિ લોહ (પ્રમેહ) કે ચંદનાદિ લોહ (જ્વર) વપરાય છે. આ રસાયન મૂત્રનું શોધન કરવામાં વધારે મદદ કરે છે. જ્વરમાં લખેલી ચંદનાદિ લોહ આમનું પાચન કરનાર અને દીપન ગુણ ખાસ બતાવે છે, માટે જે વધારે મદદ કરે તે વાપરવી જોઇએ.

અર્શ અજીર્ણ પછી મોટે ભાગે મળ-મૂત્રનો અવરોધ, ગુદનલિકા અને મોટા આંતરડાની શ્લેષ્મકલાની ઉગ્રતા, પેટમાં વાયુ ભરાઈ રહેવો અને લોહીમાં વિષની વૃદ્ધિ થવાથી થાય છે. આ ઔષધિ મૂળ કારણ રૂપ મળમૂત્રના અવરોધને દૂર કરે છે અને રક્તનું પ્રસાદન કરે છે. એ કારણને લીધે અર્શવાળાઓ માટે હિતકર છે. છાશ અનુકૂળ હોય તો ચંદનાદિ લોહ છાશ સાથે આપવી જોઇએ.

## (૧૧૧) ત્ર્યુષણાદ્યલોહ

વિધિ—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, ચવક, ચિત્રક, બિડલવણ, બાવચી, સિંધવ, સંચળ અને લોહભસ્મ એ ૧૩ ચીજો સરખે વજને લઇ, કાષ્ટાદિક ચીજોને ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી, લોહભસ્મ મેળવી શીશીમાં ભરી લેવું.

(યો. ૨.)

માત્રા—૧-૧ માસા દિવસમાં ૨ વાર ઘી અને મધ સાથે ચાટવું.

ઉપયોગ—આ ઔષધિ મેદરોગ, પ્રમેહ, કફવૃદ્ધિ અને તેને લીધે થનાર કુષ્ઠરોગ વગેરે મટાડે છે. આહારવિહારમાં ખાસ નિયમ રાખવાની જરૂર નથી. છતાં પણ સવાર સાંજ ફરવાનું રાખે અને ઘી અને ચોખા ઓછા ખાય તો જલદી ફાયદો થાય છે. આ લોહ અગ્નિને પ્રદીપ્ત કરી મેદદોષને દૂર કરી શરીરને બળવાન અને તેજસ્વી બનાવે છે.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી ૨૦ જાતના પ્રમેહ, શ્વાસ, કાસ, જીર્ણ-જ્વર, અર્શ અને કમળો વગેરેનો નાશ થાય છે. જ્યારે માથે ગરમી, પેશાબમાં પીળાશ, ધીકાશ, ઊંઘ બરોબર ન આવવી, આળસ આવ્યા કરવું, ઝીણો તાવ રહેવો, ઉત્સાહ બરોબર ન રહેવો, પાચનશક્તિ મંદ પડી જવી, શ્વાસ, કાસ વગેરે ઉપદ્રવો હોય ત્યારે આ ચૂર્ણના સેવનથી તરત ફાયદો થાય છે.

આ રસાયનમાં લોહભસ્મ મુખ્ય ઔષધિ છે. લોહભસ્મની સાથે દીપન, પાચન અને મૂત્ર સંસ્થા પર અસર કરનાર બીજી ઔષધિઓ મેળવી છે. એટલે આ રસાયન હૃદય અને યકૃતને બળ આપનાર, લોહીને પુષ્ટિ આપનાર, રક્ત-પ્રસાદન કરનાર, દીપન, પાચન અને મૂત્ર ઉત્પન્ન કરનાર છે. એટલા માટે પ્રમેહ વગેરે રોગો પર ઉપકારક બને છે.

વાતજ, પિત્તજ અને કફજ પ્રમેહો ઘણું ખરું અપચો, પાંડુતા અને લોહીની વિકૃતિથી થાય છે. આ પ્રમેહોમાં પેશાબ સાથે કફ, વસા, જુદા જુદા ક્ષાર, શુક્ર, લોહી, (લોહીનો) રાતો રંગ, પિત્ત અને મજ્જા જાય છે. એમાંથી પિત્તજ અને કફજ પ્રમેહો પર ચંદનાદિ લોહ વપરાય છે.

**નોંધ**—જો મંદાગ્નિ અને પાંડુતા સાથે જૂની કબજિયાત હોય તો આ રસાયન બહુ વપરાતું નથી. એવી સ્થિતિમાં પહેલાં પેટ અને પચન સંસ્થાને શુદ્ધ કરવા ત્રિફળાના ફાટ સાથે આરોગ્યવર્ધિની અપાય છે. તેમજ હસ્તમૈથુન વગેરે કૃત્રિમ ઉપાયોથી શુક્રમેહ થયો હોવ તો આ રસાયન ન વાપરવું જોઈએ. એ વિકાર પર પહેલાં વીર્યશોધક વટી અને પછી વૃદ્ધદંડ ચૂર્ણ કે વીર્યસ્તંભન વટીનો પ્રયોગ વધારે સફળ થાય છે.

પિત્તાશય નલિકાપ્રદાહ કે પિત્ત નલિકામાં અવરોધ થવાથી કમળો થાય છે. કમળો થાય એટલે આંખોની શ્લેષ્મકલામાં પીળાશ, મૂત્રમાં પીળાશ, મળ મોટે ભાગે સફેદ-મેલા રંગનો, લોહીમાં પિત્ત વધારે મળી ગયું હોય તો ચામડીમાં પીળાશ વગેરે લક્ષણો દેખાય છે એની શરૂઆતની અવસ્થામાં ઉપચારના બે પ્રકાર છે: પાપડખાર (કે સોડા બાય કાર્બ) ને દહીં કે લીંબુના રસમાં મેળવી પાઇ દેવો તેમજ દરદીને દહીં અને ભાત પર રાખવો. પરંતુ જે દરદીઓને તાવ, સોજો, ગંધિવા, રક્તપિત્ત, અમ્લપિત્ત કે કફપ્રધાન શ્વાસ વગેરે રોગો હોય તેમને છાશ કે ક્ષારવાળા ઉપચાર નથી થતા. એવાઓને ચંદનાદિલોહ કે બીજી લોહની બનાવટ અપાય છે અને દરદીને દૂધ કે દૂધભાત પર રખાય છે. જો પિત્તનલિકામાં અવરોધ હોય અને પિત્તાશયમાં દુખાવો થતો હોય તો અનુપાન રૂપે મૂળાના પાનનો રસ ૪ તોલા અપાય છે.

કફધાતુની વિકૃતિ અને પચન સંસ્થાની વિકૃતિ થવાથી શ્વાસરોગ વધારે થાય છે. કોઇકોઇને લોહીની અંદર મૂત્રમાં જનાર મલદ્રવ્યનો સંગ્રહ થાય છે. પછી પાંડુતા આવી શ્વાસ થાય છે. પેશાબમાં પીળાશ, છાતીમાં ધબકારા, સહેજ મહેનત કરતાં શ્વાસ ચઢી જવો, નબળાઈ, ચહેરો નિસ્તેજ થઇ જવો, શરીરની ગરમી ઓછી રહેવી, ઠંડું અને ઊનું સહન ન થવું, મંદાગ્નિ વગેરે લક્ષણો થાય છે. આ રોગ-પર ચંદનાદિ લોહ વપરાય છે.

જ્યારે લોહી વગેરે ધાતુઓમાં મૂત્રવિષ કે આમવિષ લીન થાય છે ત્યારે લાંબા વખત સુધી ઝીણો ઝીણો તાવ રહે છે. આ જાતના તાવમાં શરીરની ગરમી થોડી મહેનત કરતાં અને ઘણું કરીને રાત્રે વધી જાય છે. રાત્રે ૯૯° સુધી થઇ જાય છે. સવારે ૯૭° કે એથી પણ ઓછી થાય છે. મંદાગ્નિ, કબજિયાત, કફ-પ્રકોપ, ખાંસી, માથાનું દરદ, આળસ આવ્યા કરવું, પેશાબમાં પીળાશ વગેરે લક્ષણો થાય છે, આ રોગપર ચંદનાદિ લોહ (પ્રમેહ) કે ચંદનાદિ લોહ (જ્વર) વપરાય છે. આ રસાયન મૂત્રનું શોધન કરવામાં વધારે મદદ કરે છે. જ્વરમાં લખેલી ચંદનાદિ લોહ આમનું પાચન કરનાર અને દીપન ગુણ ખાસ બતાવે છે, માટે જે વધારે મદદ કરે તે વાપરવી જોઇએ.

અર્શ અજીર્ણ પછી મોટે ભાગે મળ-મૂત્રનો અવરોધ, ગુદનલિકા અને મોટા આંતરડાની શ્લેષ્મકલાની ઉગ્રતા, પેટમાં વાયુ ભરાઈ રહેવો અને લોહીમાં વિષની વૃદ્ધિ થવાથી થાય છે. આ ઔષધિ મૂળ કારણ રૂપ મળમૂત્રના અવરોધને દૂર કરે છે અને રક્તનું પ્રસાદન કરે છે. એ કારણને લીધે અર્શવાળાઓ માટે હિતકર છે. છાશ અનુકૂળ હોય તો ચંદનાદિ લોહ છાશ સાથે આપવી જોઇએ.

## (૧૧૧) ત્ર્યુષણાદ્યલોહ

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, ચવક, ચિત્રક, બિડ-લવણ, બાવચી, સિંધવ, સંચળ અને લોહભસ્મ એ ૧૩ ચીજો સરખે વજને લઇ, કાષ્ટાદિક ચીજોને ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી, લોહભસ્મ મેળવી શીશીમાં ભરી લેવું. (યો. ર.)

**માત્રા**—૧-૧ માસા દિવસમાં ૨ વાર ઘી અને મધ સાથે ચાટવું.

**ઉપયોગ**—આ ઔષધિ મેદરોગ, પ્રમેહ, કફવૃદ્ધિ અને તેને લીધે થનાર કુષ્ઠરોગ વગેરે મટાડે છે. આહારવિહારમાં ખાસ નિયમ રાખવાની જરૂર નથી. છતાં પણ સવાર સાંજ ફરવાનું રાખે અને ઘી અને ચોખા ઓછા ખાય તો જલદી ફાયદો થાય છે. આ લોહ અગ્નિને પ્રદીપ્ત કરી મેદદોષને દૂર કરી શરીરને બળવાન અને તેજસ્વી બનાવે છે.

## (૧૧૨) પ્લીહાંતક ગુટિકા

**વિધિ**—ફૂલાવેલી ફટકડી, ફૂલાવેલો ટંકણખાર, ગળોસત્ત્વ, લોહભસ્મ અને શંખભસ્મ દરેક ૧-૧ તોલો, એળિયો અને શુદ્ધ ગંધક ૨-૨ તોલા લેવા. બધાને કુંવારના રસમાં ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૨ થી ૩ ગોળી દિવસમાં ૨ વાર ગરમ પાણી સાથે.

**ઉપયોગ**—આ વટી બરોળ અને યકૃતની વૃદ્ધિ, ઉદરશૂળ, કમળો, બરોળ વધવાથી આવનારો તાવ અને કબજિયાત મટાડે છે. બાળક અને મોટા બંને માટે ફાયદાકારક છે. બહુ વધી ગયેલી બરોળ થોડા જ દિવસમાં ઓગળી જાય છે અને પાચનક્રિયા સુધરે છે.

## (૧૧૩) આરોગ્યવર્ધિની ગુટિકા

**પહેલી વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ અને તામ્રભસ્મ ૧-૧ તોલો, ત્રિફળા ૬ તોલા, શુદ્ધ શિલાજિત ૩ તોલા, શુદ્ધ ગૂગળ ૪ તોલા, ચિત્રકમૂળની છાલ ૪ તોલા અને કડુ ૨૨ તોલા લઈ, મેળવી, લીમડાના પાનના રસમાં ૩ દિવસ ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી.* (ર. ર. સ)

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી બધી જાતના કુષ્ઠ અને વાયુ, પિત્ત તથા કફથી ઉત્પન્ન થનારા જુદાજુદા જ્વરોનો નાશ કરે છે. આ વટી દીપન, પાચન, પથ્યકારક, હૃદ્ય, મેદ ઓછો કરનાર, પેટ સાફ લાવનાર, ખૂબ ભૂખ લગાડનાર અને સામાન્ય રીતે બધા રોગોમાં હિતકર છે. શ્રી. નાગાર્જુન યોગીએ બધા રોગો માટે આ વટી તૈયાર કરી છે.

આ વટી ખાસ કરીને કુષ્ઠરોગમાં વપરાય છે. આ ઔષધિના ગુણ વર્ણવતાં શરૂઆતમાં જ 'हन्ति कुष्ठान्यशेषतः' લખ્યું છે. અને પછી જુદાજુદા તાવ પર વાપરવાનું લખ્યું છે.

---

* મૂળ ગ્રંથમાં આરોગ્યવર્ધિનીનો નીચે આપેલો એક જ પાઠ છે. પણ હાલમાં વૈદ્યો જુદા અર્થો કરી બે રીતે બનાવે છેઃ

रसगन्धकलोहाभ्रशुल्वभस्मसमांशकम् ।
त्रिफला द्विगुणा योज्या त्रिगुणं तु शिलाजतु ॥१॥
चतुर्गुणं पुरं शुद्धं चित्रमूलं च तत्समम् ।
तिक्ता सर्वे समा ज्ञेया सर्वे सचूर्ण्य यत्नतः ॥२॥
निम्बवृक्षदलाम्भोभिर्मर्दयेद् द्विदिनावधि ।
ततश्च वटिकाः कार्या राजकोलफलोपमाः ॥३॥

ઉપરઉપરથી વિચાર કરતાં એક બીજાથી વિરુદ્ધ લાગતા રોગોમાં આરોગ્યવર્ધિની કેવી રીતે કામ કરશે—એવો પ્રશ્ન ઊઠે છે. એટલે આ બાબતમાં કાંઈક વધારે સ્પષ્ટીકરણ કરવું જોઇએ.

આયુર્વેદના મત પ્રમાણે કુષ્ઠ વાયુ વગેરે ત્રણે દોષો ખૂબ દૂષિત થઈ ત્વચા, રક્ત, માંસ અને જલધાતુ દૂષિત થાય ત્યારે થાય છે. દ્રવ્ય–સંગ્રહ સપ્તકથી કુષ્ઠ ઉત્પન્ન થાય છે. વાયુ વગેરે દોષો જે કહ્યા છે તેમાં વાયુની વિકૃતિ પહેલી થતી હોવાથી 'વાયુ વગેરેથી' એમ કહ્યું છે. પછીથી બીજા દોષો કુપિત થઈ રક્ત, માંસ અને જલધાતુ દૂષિત થઇ કુષ્ઠરોગ થાય છે.

મોટા આંતરડાની વિકૃતિથી ૭ મહાકુષ્ઠ અને ૧૧ ક્ષુદ્રકુષ્ઠ ઉત્પન્ન થાય છે. મોટા આંતરડાનું કામ સારી રીતે ન થવાથી મળ રોકાય છે અને પછી નાના અને મોટા આંતરડાનો વાયુ દૂષિત થાય છે. આ રીતે પાચકપિત્ત પણ દૂષિત થાય છે. મોટા આંતરડામાં પુરઃસરણ ક્રિયાને મદદ કરનાર કફ પણ દૂષિત થાય છે. આથી મળ આગળ ચાલવામાં વાર લાગે છે અને તેથી સેન્દ્રિય વિષ ઉત્પન્ન થાય છે. આ વિષ અંદરની ત્વચા અને રક્ત, માંસ વગેરે ધાતુઓમાં શોષાય છે અથવા સૂક્ષ્મ પરમાણુઓમાં શોષાઈ ધાતુઓને દૂષિત કરે છે. આ જગ્યાએ વાયુ વિકૃત થાય છે અને ધીમેધીમે તે આખા શરીરમાં ફેલાય છે. પછી વાયુ વગેરે કુપિત થયેલા દોષો કુષ્ઠરોગ ઉત્પન્ન કરે છે. વાયુના સ્થાનોમાં નાનાં અને મોટાં આંતરડાં મુખ્ય છે.

આરોગ્યવર્ધિનીની બનાવટ સામાન્ય રીતે નાના અને મોટા આંતરડાની વિકૃતિનો નાશ કરનાર છે. મોટા આંતરડામાં અને પક્વાશયમાં જ દુષ્ટિ થઇ સેન્દ્રિય વિષ ઉત્પન્ન થઇ કુષ્ઠરોગ થાય છે. આથી કુષ્ઠમાં આરોગ્યવર્ધિની ફાયદો કરે છે. કુષ્ઠમાંથી જ્યારે ગલત્કુષ્ઠ થાય છે ત્યારે આ વટી વપરાતી નથી. તદ્દન શરૂઆતની અવસ્થામાં આ વટી આપવાથી બહુ જલદી અને ચોકકસ ફાયદો કરે છે. આ વટી આપતી વખતે રોગીને માત્ર દૂધ પર રાખવો જોઇએ. (આ મત ઔષધિ ગુણધર્મ શાસ્ત્રનો છે.) આ વટી આપતી વખતે બસ્તિ પણ આપવી જોઇએ. શરૂઆતમાં થોડા દિવસ જો એકલું પાણી જ લેવામાં આવે તો દૂધ લેવા કરતાં પણ વધારે ફાયદો થાય છે. આરોગ્યવર્ધિની બધા કુષ્ઠો પર વપરાય છે પણ ખાસ કરીને વાતપ્રધાન અને વાતકફપ્રધાન કપાલ, મંડલ, એકકુષ્ઠ, કિટિભ, વિપાદિકા, ચર્મદલ અને અલસક પર વધારે ફાયદો કરે છે. કુષ્ઠમાં હરતાલ ભસ્મ પણ ખાસ ઉપયોગી છે. પણ કબજિયાત, મંદાગ્નિ અને પેશાબનું રોકાણ વધારે હોય ત્યારે તે અપાતી નથી.

શરીર પર લૂખા, રંગ વગરના કઠણ ચકામા, ચામડી બહેર મારી જવી, વારંવાર રૂંવાડાં ઊભાં થઇ જવા, બહુ પરસેવો થવો આ ચામડીની વિકૃતિનાં લક્ષણો છે. આ સ્થિતિમાં ચકામા ખૂબ લાલ અને પાકા ગૂલરના ફૂલ જેવા ઉપસેલા હોય તો આરોગ્યવર્ધિની કાંઈ પણ અસર કરી શકતી નથી. તે વખતે ગંધકરસાયન સહેજ અસર કરે છે. જબરી ખંજવાળ, ખંજવાળતાં ચકામા થવા, તેમાં પરુ થવું વગેરે લક્ષણો થાય ત્યારે આ વટી મંજિષ્ઠાદિ કવાથ સાથે આપવાથી સારો ફાયદો કરે છે. ચકામા કઠણ, મોં ખૂબ જ સૂકું, ચકામા પરથી કઠણ ચામડી ઊતરી જવી કે ફાટયા જેવી કઠણ થઈ જવી, તેના પર નાની નાની ફોલ્લીઓ થવી, સોય ભોંકાયા જેવું કે ફાટયા જેવું દરદ થવું વગેરે લક્ષણો હોય ત્યારે હળદરના ઉકાળા કે દૂધ સાથે આરોગ્યવર્ધિની આપવી જોઇએ. આ બધા લક્ષણો માંસાશ્રિત દોષના છે. રોગ એથી આગળ વધે છે તો આ વટી વપરાતી નથી.

વાત, પિત્ત અને કફથી ઉત્પન્ન થતા જુદાજુદા તાવમાં આ વટી વપરાય છે. દરેક જ્વર જુદાજુદા એક જ દોષથી ઉત્પન્ન થયેલો હોવો જોઇએ. આ વટી ચેપી કે સન્નિપાત જ્વરો પર વપરાતી નથી. એટલે સંતત વગેરે જ્વરો અને આંત્રિક વગેરે સન્નિપાતો પર આ વટી અપાતી નથી. એકલા વાયુ, પિત્ત કે કફથી ઉત્પન્ન થયેલા જ્વર પર આ વટી આપવી જોઈએ. દોષો ધાતુગત થયેલા હોય અને તેથી જ્વર આવતો હોય તેના પર પણ આ રસ વપરાય છે.

આરોગ્યવર્ધિનીનું કામ ખાસ કરીને મોટા આંતરડાનું શોધન કરવાનું અને સેન્દ્રિય વિષનો નાશ કરવાનું હોવાથી મોટા આંતરડા અને આખા કોઠામાં રહેલા દોષોથી ઉત્પન્ન થનાર અનિયમિત જ્વરો પર પણ આ વટી વપરાય છે. કબજિયાતથી આવતો તાવ, અપચાથી આવતો તાવ, વારંવાર ઊથલો ખાઇ આવનારો તાવ, પિત્તની વિષમતાથી ઉત્પન્ન થયેલ તાવ–આ બધા પર આ ઔષધિ લાભદાયક છે.

વારંવાર મોંમાં પાણી આવવું, મોટા પ્રમાણમાં ફીણવાળી ઊલટી થવી, ઉદરમાં જડતા, ભૂખ ઓછી થઈ જવી, ખાતાવારમાં ઊલટી થવી, ખાંસી, સફેદ ચીકણો કફ નીકળવો વગેરે લક્ષણો સાથે ઝાડો, પેશાબ બરોબર ન થતા હોય તો આરોગ્યવર્ધિની આપવી જોઇએ.

આ ગોળી પાચન એટલે મળ વગેરેનું પાચન કરનાર છે. મળમાંથી જેટલો ભાગ શરીરમાં લેવા માટે ફેરવવા યોગ્ય હોય તેને ફેરવે છે. એનો અર્થ એ છે કે નાના અને મોટા આંતરડામાં અન્નનો મોટો ભાગ અપક્વ રહી જાય છે. આંતરડાના વચ્ચેના ભાગમાં થોડો કિટ્ટ અને સહેજ સાર ભાગ રહી જાય છે. આમાંના ઉપયોગી ભાગનું રૂપાંતર થઇ શોષણ કરાવવું જોઇએ. અને પછી બાકીના

કિટ્ટ ભાગને બહાર કાઢી નાખવો જોઇએ. હાલમાં કિટ્ટને બહાર કાઢી નાખવા માટે સ્નિગ્ધ વિરેચન વપરાય છે. પણ તેનાથી જલદી અસર થતી નથી. આ સ્થિતિમાં આરોગ્યવર્ધિની ત્રિફળાના હિમ સાથે આપવી વધારે લાભદાયક છે. કબ્જિયાત ખૂબ જૂના વખતથી હોય તેમાં મધ્યમ અંત્રમાં જડતા આવી મળનો સંચય વધારે થાય ત્યારે આ વટી અપાય છે.

આ વટી દીપન એટલે પાચક રસ પૂરતા પ્રમાણમાં સારીરીતે ઉત્પન્ન કરનાર છે. પાચક વગેરે પિત્તનું પ્રમાણ ઓછું થવાથી અથવા તો એમાંનો પાચક અંશ ઘટી જવાથી અપચો ઉત્પન્ન થાય છે. હાલમાં આ રોગ બહુ વધી ગયો છે. આ રોગમાં પાચક એટલે અમ્લ ઔષધિઓ વપરાય છે. પણ એની અસર થોડો વખત રહે છે. આ જાતની દવાઓથી આ રોગ ખરેખર મટતો નથી અને સાચી ભૂખ પણ લાગતી નથી. આરોગ્યવર્ધિનીનું કામ પ્રસાદ ધાતુઓની વૈષમ્યતાનો નાશ કરવાનું છે. તેથી ધાતુઓ દ્દઢ બને છે, તેમનામાં શક્તિ આવે છે અને વધુ કામ કરવા શક્તિમાન થાય છે. આ પ્રસાદ ધાતુઓની ક્રિયા પર જ જુદા જુદા રસોની અસર આધાર રાખે છે. આ ધાતુઓની સામ્યતાથીજ રસો સારીરીતે ઉત્પન્ન થાય છે અને કામ પણ મારું કરવા માંડે છે. આરોગ્યવર્ધિનીનું દીપન કાર્ય કાયમ રહે તેવું છે. આ રસાયનનું કામ માત્ર પાચક રસ ઉત્પન્ન કરવાનુંજ નહિ પણ ધાતુઓની અંદર એકમાંથી બીજી ધાતુ બનાવનાર અગ્નિ છે તેને પ્રદીપ્ત કરવાનું છે.

આરોગ્યવર્ધિની હૃદ્ય છે. આયુર્વેદમાં હૃદ્યના બે અર્થ છેઃ હૃદયને હિતકર અને મનને પ્રિય અથવા તો મનમાં હર્ષ ઉત્પન્ન કરનાર. ઔષધિ ગુણધર્મ-શાસ્ત્રમાં પહેલો અર્થ જ લેવાયો છે. હૃદયની નબળાઇમાં આરોગ્યવર્ધિની સારી અસર કરે છે. હૃદયેન્દ્રિયમાં સ્પષ્ટ વિકૃતિ થયેલી હોય ત્યારે આ વટીએ અસર કરી હોય એવું જાણમાં નથી. પરંતુ હૃદયની અશક્તિ અને તેથી ઉત્પન્ન થયેલા સોજા પર વપરાય છે. આ સ્થિતિમાં આરોગ્યવર્ધિની અને સાટોડી બંને સારી ઔષધિઓ છે. આ વટીની હૃદ્ય અસર જીર્ણ અવસ્થામાં થાય છે. આરોગ્યવર્ધિની વટી અભ્રકભસ્મવાળા લક્ષ્મીવિલાસ, સમીરપન્નગ અને સૂતશેખર પ્રમાણે તીવ્ર રોગમાં ઉત્તેજન લાવી હૃદ્ય અસર કરતી નથી, પણ જૂના સર્વાંગશોથમાં આ રસાયન વપરાય છે. સર્વાંગશોથમાં હૃદયને શક્તિ આપી શક્તિનું રક્ષણ કરવું અને પેશાબ વાટે જલઅંશ કાઢી નાખવો આ બંને કામ આ વટીથી થાય છે. આ રીતે પાંડુરોગમાં પણ હૃદ્ય અસર કરે છે. યકૃતની વૃદ્ધિમાં હૃદય અશક્ત હોય ત્યારે આરોગ્યવર્ધિની આપવી જોઇએ.

મેદ બે રીતે વધે છેઃ રક્તવાહિનીઓમાં કઠોરતા આવી લોહીમાંથી શક્તિ

ઘટી જઈ મેદ વધારે ઉત્પન્ન થાય છે. અને નિષ્કંઠમણિ (બાલ ગ્રૈવેયક ગ્રંથિ—Thymus Gland) અશક્ત થવાથી પાચનશક્તિ ઘટી મેદ વધે છે. આયુર્વેદ મત પ્રમાણે ધાતુક્રિયા મુખ્ય મેદ સુધીની ધાતુઓ બને છે, તેમાં મેદ વધારે પ્રમાણમાં બને છે. આને લીધે માણસ તદ્દન નબળો પડી જાય છે. આ રોગ પર આરોગ્યવર્ધિની આપવાથી મેદનો નાશ કરે છે. આ અસર દીપન-પાચન કાર્ય સારીરીતે વધવાથી થાય છે. સાથે સાથે આરોગ્યવર્ધિનીથી મેદનું રૂપાંતર થઈ બીજી ધાતુઓ સારીરીતે બનવામાં પણ મદદ મળે છે.

મલશુદ્ધિ અને વિરેચન બેમાં બહુ ફેર છે. વિરેચનની અસર તાત્કાલિક અને સખત હોય છે. એટલે ઉદર રોગ વગેરે રોગો, માથાની શૂળ, જડતા, સ્પંદન વગેરે તીવ્ર રોગોમાં મધ્યમ કોષ્ઠ શુદ્ધ કરવાની જરૂર હોય ત્યારે વિરેચન આપવું પડે છે. આવો તીવ્ર રોગ ન હોય અને ઊંઘ ઊડી જવી વગેરે ચિરકારી રોગોમાં સખત રેચ અપાતો નથી. કેટલાક રોગો એવા ચમત્કારિક અને ભયંકર હોય છે કે તેનું વર્ણન જ ન થઇ શકે. રોગીને ભયંકર ત્રાસ થાય પણ શું થાય છે એજ ચોક્કસ ખબર ન પડે, શરીરમાં ખૂબ કળતર થાય પણ તાવ ચોખ્ખો ન દેખાય, કામ કરવું પડે પણ ઉત્સાહ ન હોય, ખાવું પડે પણ ભૂખ લાગી હોવા છતાં બરોબર ખવાય નહિ, ગમે તેવું સ્વાદિષ્ટ અને ભાવતું ભોજન મળે પણ તેમાં સ્વાદ ન આવે, આનંદવિનોદ બધું થાય પણ મનમાં ભાવ નહિ; માત્ર શરીરના ધર્મ તરીકે જ આ ક્રિયાઓ થાય છે, ચહેરો પીળો અને ફિક્કો તથા ઉત્સાહ વગરનો અને શરીર ભારે જેવું થઇ જાય છે—આ બધા લક્ષણો ઓછા વત્તા કબજિયાતથી થાય છે. આ કબજિયાતના ઘણા કારણો છે. આવા કબજિયાતમાં રેચ નથી અપાતો, કારણ તે નુકસાનકારક છે. આ જગ્યાએ મળશોધન કરે તેવી સૌમ્ય ઔષધિ આપવી જોઇએ. આ કામ આરોગ્યવર્ધિનીથી થાય છે.

કબજિયાતના ઘણા પ્રકારોમાંના એક પ્રકારમાં મોટા આંતરડાની અંદર મળનો સંચય થઇ થર પર થર જામી જાય છે, પછી કબજિયાતથી સેન્દ્રિય વિષ ઉત્પન્ન થઇ શોષાય છે, તેથી મોટા આંતરડાની દિવાલો કઠણ બની જાય છે; દિવાલોની કોમળતા અને કામ કરવાની શક્તિ ઓછી થાય છે—એ બંને ત્રાસદાયક છે. આવી સ્થિતિમાં રેચ અપાતો નથી. અહીં બસ્તિ આપીને આંતરડાં સાફ કરવાં હિતકર મનાય છે. એક બાજુ બસ્તિથી અને બીજી બાજુ આરોગ્યવર્ધિનીથી શોધન કરવાથી મળના થર જુદા થવામાં મદદ મળે છે અને મળના સૂકા થર પાછળ રહેલા સેન્દ્રિય વિષનો નાશ થાય છે. તે પછી મોટા આંતરડાં કોમળ અને કાર્ય કરતાં થાય છે. આરોગ્યવર્ધિની સાથે ત્રિફળા કે બીજી સંશોધન કરનાર ઔષધિ આપવી જોઇએ.

કબજિયાત થવાની ટેવનો નાશ કરી મલશુદ્ધિ કરવી એ એક રીત છે. આરોગ્યવર્ધિનીથી બીજી રીતની મલશુદ્ધિ થાય છે. દાંતમાં ભરાઈ રહેલો મેલ, નાકમાં એકઠો થયેલો કિટ્ટ અને દુર્ગંધ થવાથી મોં ગંધાવું, નાકમાં શુષ્કતા આવી જવી, દાંત પર મેલની છારી બાઝી જવી વગેરે લક્ષણો થાય છે તે રોગપર આરોગ્યવર્ધિની સારી અસર કરે છે.

દંતવ્રણ ( Pyorrhoca ) માં વાતકફપ્રધાન લક્ષણો થતા હોય ત્યારે આરોગ્યવર્ધિની વપરાય છે.

પુરુષની જનનેન્દ્રિયની ચારે બાજુ ફૂલની ચામડીની નીચે એક જાતનો ગંધાતો મેલ ભરાય છે. કેટલાક માણસોમાં આ મેલ વધારે ભરાય છે અને દુર્ગંધ પણ ખૂબ મારે છે. પુરુષ માફક સ્ત્રીઓની યોનિમાંથી પણ એવીજ દુર્ગંધ મારે છે. તેમજ શરીર, બગલ, જાંઘ વગેરેમાંથી પણ ઘણાને ખૂબ દુર્ગંધ મારે છે. તે તે સ્થાનોમાં મળનો સંચય થવાથી દુર્ગંધ મારે છે. આ બધા પર બહારની શુદ્ધિ સાથે આરોગ્યવર્ધિની બહુ સારી અસર કરે છે. આ રીતે બીજી ધાતુઓમાં મળનો સંચય થાય ત્યારે આરોગ્યવર્ધિની વટી આપવી જોઇએ.

મંદાગ્નિમાં ભૂખ ન લાગતી હોય ત્યારે આ રસાયન આપવું જોઇએ. પ્રભાવશાળી હોંશિયાર વૈદ્ય જુદા જુદા રોગોમાં આરોગ્યવર્ધિની વટી વાપરી લાભ લઈ શકે છે તે ચોક્કસ છે.

આ વટી બધા રોગોના મૂળરૂપ ત્રિદોષની વિકૃતિ અને પચનેન્દ્રિયની અશક્તિ દૂર કરે છે, માટે મૂળગ્રંથકારે તેના ગુણોનું વર્ણન કરતાં '**बहुनात्र किमुक्तेन सर्वरोगेषु शस्यते**' અને '**सर्वरोगप्रशमनी**' એમ કહ્યું છે. આ વટી બધા રોગોમાં વપરાય છે. આ વચન શાસ્ત્રીય દ્રષ્ટિએ સંગત નથી પણ ગ્રંથકર્તાની ભાવના પ્રમાણે વ્યવસ્થા કરવાથી સ્પષ્ટીકરણ થઈ જાય છે.

નિકંઠમણિની વિકૃતિ થવાથી શરીરની વૃદ્ધિમાં અટકાયત થાય છે. આખું શરીર બગડી ગયેલા વેંગણ જેવું મુડદાલ અને નરમ ઘેંસ જેવું થઈ જાય છે. આંગળીઓ મોટી, પગ નાના અને ભારે, શરીર ન વધતાં સ્ત્રી કે પુરુષને જુવાનીના ચિહ્નો ન દેખાવાં વગેરે લક્ષણો થાય ત્યારે આરોગ્યવર્ધિની વપરાય છે.

સર્વાંગશોથ, ખાસ કરીને નિકંઠમણિની વિકૃતિથી ઉત્પન્ન થયો હોય તેમાં અમુક ચોક્કસ જાતનાં લક્ષણો થાય છે. બહુ સોજો, મોં, ડોક, હાથ અને પગના ઘૂંટણો પર વધારે સોજો, મંદાગ્નિ, મંદ નાડી, આખા શરીરની ક્રિયાઓ મંદ થઇ જવી વગેરે લક્ષણો થાય છે. આ રોગપર આરોગ્યવર્ધિની વપરાય છે.

જળોદર રોગમાં આ વટીના મૂત્રલ અને મળ શુદ્ધ કરનાર ગુણની અસર થયાના ઘણા દાખલા મળી આવે છે.

ગુરદાના રોગથી ઉત્પન્ન થયેલા સર્વાંગશોથની તીવ્ર અવસ્થામાં સાટોડી, કાળી ઉપલસરી અને રેચકક્ષાર ( ગોમૂત્રક્ષાર કે મેગ્નેશિયમ સલ્ફાસ વગેરે ) નું મીઅણુ અને તીવ્ર મૂત્રલ ઔષધિઓ વગેરે અપાય છે. પરંતુ તીવ્ર અવસ્થા ગયા પછી ચંદ્રપ્રભા, તાપ્યાદિલોહ અને આરોગ્યવર્ધિની આપવી હિતકર છે. જો કબજિયાત અને અપચો મુખ્ય લક્ષણો હોય તો આરોગ્યવર્ધિની આપવી જોઈએ.

પ્રમેહમાં કબજિયાત અને અપચો મુખ્ય કારણ હોય અથવા પ્રમેહમાં આ મુખ્ય લક્ષણો હોય તેવા પ્રમેહમાં આરોગ્યવર્ધિની જરૂર આપવી જોઈએ.

કબજિયાતની આમાશય અને પક્વાશય પર તો અસર થાય છે જ પણ ઘણીવાર ફેફસાં પર પણ થાય છે. કબજિયાતથી પેટ સાફ ન થવાથી મોટું આંતરડું ફૂલે છે અને સેન્દ્રિય વિષ ઉત્પન્ન થાય છે. પછી વાયુનો પ્રકોપ થઈ શ્વાસ જેવો રોગ થાય છે. એવા શ્વાસ રોગપર આરોગ્યવર્ધિની વપરાય છે. બહુ ભયંકર કબજિયાત અને તેની સાથે તેવોજ શ્વાસ આ બંને સાથે હોય ત્યારે આરોગ્યવર્ધિની ઉત્તમ ઔષધિ છે. આવા કબજિયાત સાથેના શ્વાસમાં શ્વાસકુઠાર કે સમીરપન્નગ અસર કરતાં નથી.

ટૂંકમાં આરોગ્યવર્ધિની વટી કબજિયાત અને કોષ્ઠગત વાયુનો નાશ કરનાર, દીપન, મૂત્રલ, આમનું પાચન કરનાર, હૃદ્ય, આંતરડાના સેન્દ્રિય વિષનો નાશ કરનાર અને જંતુઘ્ન છે. આ ગુણોને લીધે આ વટી મધ્યમ કોષ્ઠમાંના વાતપ્રધાન, કફપ્રધાન અને ક્ષીણપિત્ત દોષોપર ઉપયોગી છે. આ વટી સોજાનો નાશ કરનાર, મૂત્રલ, વાયુનું અનુલોમન કરનાર, કોષ્ઠગત વાયુનું શમન કરનાર, પિત્તનો બરોબર સ્રાવ કરાવનાર તેમજ સેન્દ્રિય વિષ અને ગરનો નાશ કરનાર છે. આ વટી કુષ્ઠ, વિષમજ્વર, અપચો, જૂની કબજિયાત, હૃદયની અશક્તિ, મેદરોગ, મળનો સંચય, શરીરમાંથી દુર્ગંધ મારવી, મંદાગ્નિ, સર્વાંગશોથ, પ્રમેહ અને શ્વાસપર વપરાય છે.

(ઔ. ગુ. ધ. શા.)

વૈદ્યરાજ શ્રી. જાદવજી ત્રિકમજી આચાર્યે 'સિદ્ધ યોગસંગ્રહ'માં લખ્યું છે કે આરોગ્યવર્ધિની ઉત્તમ દીપન, પાચન, શરીરના સ્રોતોનું શોધન કરનાર, હૃદયને શક્તિ આપનાર, મેદને ઓછો કરનાર અને દોષોની શુદ્ધિ કરનાર છે. આ વટીથી યકૃત, બરોળ, મૂત્રપિંડ, ગર્ભાશય, આંતરડાં, હૃદય વગેરે શરીરના કોઈપણ અવયવની અંદર સોજો, જળોદર, જૂનો તાવ અને પાંડુરોગમાં ખાસ ફાયદો કરે છે.

યકૃતની વૃદ્ધિ થવાથી સોજો આવ્યો હોય તો રગત રોહીડાની છાલ અને શરપંખાનાં મૂળ પુનર્નવાષ્ટક કવાથમાં ૧-૧ ભાગ વધારે મેળવી અનુપાન તરીકે વાપરવાં. મૂત્રપિંડના સોજાથી આખા શરીરમાં સોજા આવ્યા હોય તો મૂત્રલકવાથ સાથે આપવું. હૃદયરોગથી સોજો આવેલ હોય તો આરોગ્યવર્ધિની સાથે ડિજિટાલીસના

પાનનું ચૂર્ણ ½ થી ૧ રતી અને જંગલી કાંદાનું ચૂર્ણ ૧–૨ રતી મેળવી પુનર્નવાદિ કે દશમૂળક્વાથ આપવો.

જૂના કુક્કુસાવરણ શોથમાં આ રસાયન સાથે શૃંગભસ્મ ૪–૮ રતી મેળવી ભારંગમૂળ, સાટોડી, દેવદાર અને અરડૂસીના ઉકાળા સાથે આપવું.

મેદ ઓછો કરવા માટે દરદીને માત્ર ગાયના દૂધ પર રાખી 'શારંગધર' માં કહેલા મહામંજીષ્ઠાદિ કવાથના અનુપાન સાથે આ રસાયન આપવું.

પુનર્નવાષ્ટક કવાથ એટલે સાટોડીનાં મૂળ, હરડે, લીમડાની અંતરછાલ, દારૂહળદર, કડુ, પરવળનું પંચાંગ, ગળો અને સુંઠ–આ બધાને સમભાગે મેળવી કરેલો ક્વાથ. (શા. સં.)

**નોંધ**—પાંડુરોગમાં જો પાતળા વધારે ઝાડા થતા હોય તો આ રસાયન ન આપતાં પર્પટી આપવી જોઇએ. આખા શરીરના સોજામાં અને ઉદરરોગમાં, ખાસકરીને જલોદરમાં દરદીને માત્ર દૂધ પર રાખી આ રસાયન આપવું જોઇએ.

યકૃત રોગમાં આરોગ્યવર્ધિની સાથે અધેડાની રાખ અને નવસાર મેળવીને આપવાથી વધારે ફાયદો થાય છે. મંદાગ્નિ, કબજિયાત અને પેટમાં ઝીણી ચૂંક આવ્યા કરતી હોય તેવી સ્થિતિમાં આરોગ્યવર્ધિની સાથે વજ્રક્ષાર મેળવીને અપાય છે.

મેદવૃદ્ધિમાં શરીર જાડું થઈ જાય છે પણ શક્તિ હોતી નથી, ભૂખ કે તરસ વેઠાતી નથી અને વખતસર ખાવા ન મળતાં જાતજાતના વાયુના પ્રકોપનાં લક્ષણો દેખાય છે. એવી સ્થિતિમાં શિલાસિંદૂર અને બાવચીના ચૂર્ણ સાથે આરોગ્યવર્ધિની દિવસમાં ૨ વાર આપી ઉપર ત્રિફળાનો ફાંટ પાતા રહેવાથી મેદ ધીમે ધીમે ઓછો થઈ જાય છે.

લોહીનું દબાણ વધવાથી કેટલાક દરદીઓને આંખોમાં શળ મારે છે. સાથે સાથે આંખોમાં લાલાશ, માથામાં દરદ, ઊંઘ બિલકુલ ન આવવી, કબજિયાત અને બહુજ અકળામણ વગેરે લક્ષણો થાય છે. એવા દરદીઓને ગરમાળાના ગોળથી સિદ્ધ કરેલા દૂધ સાથે થોડી માત્રામાં આરોગ્યવર્ધિની દિવસમાં ૩–૪ વાર આપતા રહેવાથી થોડાજ દિવસમાં આ વિકાર મટી જાય છે.

લોહીનું દબાણ વધવાથી કોઈ કોઈ સ્ત્રીને માસિકધર્મ વખતે ખૂબ લોહી આવે છે. જો લોહીના દબાણથી થયેલ સ્રાવમાં સ્તંભન ઔષધિ આપી લોહી બંધ કરવામાં આવે તો માથાનું ભયંકર દરદ અને હાડકામાં ફાટ ચાલે છે. માટે મૂળ કારણને દૂર કરવું જોઇએ. એને માટે ગરમાળાથી સિદ્ધ કરેલા દૂધ સાથે આરોગ્યવર્ધિની અને ચંદ્રપ્રભા મેળવીને દિવસમાં બે વાર આપતા રહેવાથી લોહીનો સ્રાવ અને દબાણ મટે છે. ઉપદંશ મટી ગયા પછી એનું વિષ લોહી વગેરે ધાતુઓમાં લીન થઈ રહી જાય છે. તક મળતાં એ વિષ જુદી જુદી જાતના ઉપદ્રવો

ઉત્પન્ન કરે છે. આમાં પચન સંસ્થામાં (આંતરડામાં) વ્રણ થઈ જાય તો સંગ્રહણી રોગ થઇ જાય છે. પછી આંતરડાના ક્ષય જેવા લક્ષણો દેખાય છે. દિવસમાં ૨–૩ પાતળા સફેદ ઝાડા થવા પણ મળ વધારે પડવો, પછી બહુ અશક્તિ આવી જવી, શરીર દૂબળું થઇ જવું, ઝાડા વખતે પેટમાં દુખાવો થવો અને પીળો પેશાબ વગેરે લક્ષણો થાય છે. તે ઉપર તાંદળજો, વાંકેરી મૂળ કે ધરોના મૂળના રસ કે ઉકાળા કે બીજા લોહી સુધારક ઉકાળા સાથે આરોગ્યવર્ધિની દિવસમાં બે વાર આપવાથી અને ખદિરાદિ તૈલ પાવાથી થોડા જ દિવસમાં રોગ મટી જાય છે.

યકૃતમાંથી પિત્તસ્રાવ થનારી અને પિત્તાશયમાંથી નીકળનારી નલિકાના માર્ગમાં અવરોધ થવાથી કમળો થાય છે. અવરોધ વધારે ન હોય તો કમળો ધીરે ધીરે થાય છે. પછી આંખો, પેશાબ, ચામડી, નખ અને ચહેરો પીળો થઈ જાય છે અને દાહ, અપચો, કબજિયાત, તરસ, ગભરામણ વગેરે લક્ષણો થાય છે. એ રોગ પર મૂળાના રસ સાથે આરોગ્યવર્ધિની ૨–૨ રતી અને કડુ ૩–૩ માસા મેળવી દિવસમાં ૩ વાર આપવાથી રોગ જલદી મટી જાય છે.

જો દહીં અને ઘી વધારે ખાવાથી કમળો થયો હોય, વધારે અભિષ્યંદી પદાર્થો લેવાથી માર્ગનો અવરોધ થયો હોય, યકૃતની વૃદ્ધિ કે અંદર મેદ ભરાયો હોય અને પછીથી દસ્ત પીલાયેલા તલ જેવો થતો હોય, પેટમાં આફરો રહેતો હોય અને ચહેરો, આંખો, પેશાબ વગેરે પીળાં હોય તો મૂળાના રસ સાથે આરોગ્યવર્ધિની અપાય છે. દહીં અને ઘીથી થયેલા આફરા અને માર્ગના અવરોધમાં દરદીને છાશ પર જ રાખવો જોઇએ.

આ ગોળી હેડકીના રોગ પર વપરાય છે અને એનાથી તરત ફાયદો થયાના દાખલા મળી આવે છે.

**સૂચના**—સગર્ભા સ્ત્રી તેમજ દાહ, મોહ, તૃષા, ભ્રમ અને પિત્તપ્રકોપ વાળા દરદીને આરોગ્યવર્ધિની ન આપવી જોઇએ.

**બીજી રીત**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ અને તામ્રભસ્મ દરેક ૧–૧ તોલો, ત્રિફળા ૧૦ તોલા, ચિત્રકમૂળ ૨૦ તોલા, શુદ્ધ ગૂગળ ૨૦ તોલા, શુદ્ધ શિલાજિત ૧૫ તોલા અને કડુ ૭૦ તોલા લેવું. શિલાજિતને થોડા પાણીમાં મેળવી, બધું એકત્ર કરી, ૩ દિવસ લીમડાના પાનના રસમાં ઘૂંટવું. છેવટે સુકાઈ જાય એટલે ચૂર્ણ કરી શીશીમાં ભરી લેવું.

**માત્રા**—૧ થી ૩ માસા દિવસમાં ૨ થી ૩ વાર દૂધ અથવા પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આમાં પણ પહેલી વિધિ પ્રમાણેના જ ગુણ છે. જ્યારે ઉદરરોગ,

સોજા, લોહીવિકાર અને કુષ્ઠ વગેરે રોગોમાં વિરેચનની વધારે જરૂર હોય ત્યારે પહેલી વિધિ કરતાં આનાથી જલદી ફાયદો થાય છે.

## (૧૧૪) જલોદરારિ રસ

**પ્રથમ વિધિ**—શુદ્ધ પારો ૨ તોલા, શુદ્ધ ગંધક ૪ તોલા, મનઃશિલ, હળદર, શુદ્ધ નેપાળો, ત્રિફળા, ત્રિકટુ, અને ચિત્રકમૂળ—એ ૧૦ ઔષધિઓ ૨–૨ તોલા લેવી. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી મન.શિલ મેળવવો. પછી બાકીની દવાઓનું બારીક ચૂર્ણ કરી દંતીમળનો ઉકાળો, થૂવેરનું દૂધ અને ભાંગરાના રસની ૭–૭ ભાવના આપી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. **(ભૈ. ર.)**

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૧ કે ૨ વાર દશમૂળના ઉકાળા સાથે અથવા ઊંટડીના દૂધ સાથે આપવાથી પાણી જેવા પાતળા ઝાડા થઈ તીવ્રશૂળ અને સર્વાંગશોથયુક્ત જલોદરનો નાશ થાય છે. આ ઔષધિના સેવનથી અનેક રોગીઓ સુધરી ગયા છે. આ એક બહુ જ દિવ્ય ઔષધિ છે.

ખોરાકમાં માત્ર ઊંટડીનું દૂધ કે દૂધ-ભાત આપવાથી જળોદર મટી જાય છે, યકૃતની ક્રિયા નિયમિત બને છે, અગ્નિ પ્રદિપ્ત થાય છે અને આમની વૃદ્ધિ દૂર થાય છે.

## (૧૧૫) લોકનાથ રસ

**વિધિ**—શુદ્ધ બુભુક્ષિત પારો અને શુદ્ધ ગંધક ૨–૨ ભાગ લઈ કજ્જલી કરવી. પછી પારાથી ચાર ગણી શુદ્ધ પીળી કોડીઓ લઈ તેમાં કજ્જલી ભરવી. પછી એક ભાગ કાચો ટંકણખાર લઈ, ગાયના દૂધમાં ખરલ કરી, તેનાથી કોડીઓનું મોં બંધ કરવું. બે શરાબની અંદર ચૂનો ચોપડી, શુદ્ધ કરેલા શંખના ટુકડા ૮ ભાગ લઇ, તેની વચમાં કોડીઓ મૂકી મજબૂત સંપુટ કરવો. સંપુટ સુકાઇ જાય એટલે એક હાથના ખાડામાં મૂકી અડાયા છાણાનો પુટ આપવો. સ્વાંગશીતળ થયે શંખ અને કોડીઓ સાથે દવાને ખરલ કરી શીશીમાં ભરી લેવી. **(શા. સં.)**

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર આપવું.

**અનુપાન**—વાતરોગમાં મરી અને ઘી, પિત્ત વિકારમાં માખણ, કફરોગમાં મધ અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન અતિસાર, ક્ષય, અરુચિ, સંગ્રહણી, કૃશતા, મંદાગ્નિ, કાસ, શ્વાસ, ગુલ્મ એ સર્વનો નાશ કરે છે.

જ્યારે શરીરમાં કફપ્રકોપ કે કફવૃદ્ધિ થઈ રોગ ઉત્પન્ન થાય છે ત્યારે કફ કાઢી નાખવા, શોષવા અને તેનું રૂપાન્તર કરવા વગેરે માટે લોકનાથ રસ ઉપયોગી છે.

ક્ષય રોગમાં ઉત્પન્ન થનારી ગાંઠ અથવા ગાંઠના ક્ષયમાં આ રસ વધારે વપરાય છે. ગળાની પાસે થનારી ગાંઠ કરતાં પેટમાં થનારી ગાંઠ પર વધારે

ફાયદાકારક છે. બગલમાં થનારી ગાંઠમાં પણ ફાયદો કરે છે. આ રસના પ્રયોગથી ગાંઠ ધીમે ધીમે ઓછી થતી જાય છે. કોઈકોઈ વાર પિત્તાધિક રોગ હોય તેના પર આ ઔષધિ આપવાથી તાવ વધી જાય છે, તે વખતે પિત્તનાશક અનુપાન આપવું.

ક્ષયમાં ઉરઃક્ષત બહુ મોટું ન હોય અથવા હોય જ નહિ અને ફેફસામાં માત્ર જડતા જ આવી હોય, કફદોષની પ્રધાનતા હોય અને તે ઉપરાંત ખાંસી, અરુચિ, મંદાગ્નિ, મોંમાંથી લાળ પડવી, કંઠ બેસી જવો, ગળું જડ થઈ જવું વગેરે ઉપદ્રવ હોય તો લોકનાથ રસ આપવો વધારે ફાયદાકારક છે.

કફપ્રકોપથી અરુચિ, મોંમાં પાણી આવવું, ખોરાકની બિલકુલ ઇચ્છા ન થવી, વારંવાર સફેદ રંગના આમવાળા અને ગંધાતા ઝાડા થવા, ચહેરો, આંખો અને ચામડી પર ફીકાશ આવી જવી વગેરે સાથેના જૂના અતિસારમાં લોકનાથ રસ સારું કામ કરે છે.

આમજન્ય સંગ્રહણી, ખાસકરીને જૂની હોય તેમાં મોટા આંતરડાના વળાંક આગળ દૂષિતતા થઈ કફ જેવો ગંધાતો મેલા રંગનો આમ પડે છે, ઝાડા વધારે નથી થતા; થોડા જ થાય છે અને મળ પકવ હોય છે, પેટમાં સહેજ ચૂંક આવે છે અને કરાંઝવું પડે છે, ઝાડામાં મળ કરતાં આમ વધારે હોય છે. એમાં મંદાગ્નિ, બેચેની, કોઇપણ વાતપર ધ્યાન ન ચોંટવું, ખોરાકની ઇચ્છા ન થવી, પેટમાં કાંઇક ચોંટી રહ્યું છે અથવા કોઈ નક્કર ચીજ બાંધેલી છે તેવું લાગવું, પેટનો ભાર ઓછો થયે 'ખૂબ ખાઇશું' એવી ઇચ્છા થવી વગેરે લક્ષણો હોય ત્યારે લોકનાથ રસ સારું કામ કરે છે.

લોકનાથ રસ ચામડીના રોગોપર એક ઉત્તમ ઔષધિ છે. આ રસ ખાસ કરીને ચામડી પર મોટાં મોટાં ચાઠાં, ગાંઠો કે સફેદ કાળા ડાઘ પડવા —આ બધાનો નાશ કરે છે. કોઇકોઇ માંસવાળા ભાગમાં માંસની વૃદ્ધિ થઈ હોય તો લોકનાથ રસના સેવનથી તે પણ ધીમે ધીમે નાશ પામે છે.

વૃક્કવિદ્રધિ અને યકૃતવિદ્રધિ અપકવ હોય ત્યારે અને પાકતી વખતે તેમજ બાહ્યવિદ્રધિ પાકતો હોય ત્યારે લોકનાથ કસ સારું કામ કરનાર ઔષધિ છે.

કફજન્ય ખાંસી અને શ્વાસરોગમાં કફની સફેદ અને કઠણ ગાંઠો નીકળવી, તેમાં ચીકાશ વધારે હોવી, મોંમાં ગુંદર ચોપડચો હોય તેવી ચીકાશ લાગવી, ખાંસીથી થાક પણ ખૂબ લાગવો, માથામાં જડતા અને ભારેપણું હોવા છતાં દરદ ઓછું હોવું, આખા અંગમાં જડતા, શરીર ભારે લાગવું, ખાવાની બહુ ઇચ્છા ન થવી, અરુચિ વધારે, ઉદરમાં જડતા, ચામડી પર સોજા જેવું લાગવું વગેરે લક્ષણો હોય ત્યારે લોકનાથ રસ આપવો જોઇએ.

કફજન્ય ગુલ્મના સ્થાન પર દરદ, ગુલ્મ એક જગ્યાએ સ્થિર લાગવો અને ચીકણો લાગવો, તે જગ્યાએ દરદ ઓછું થવું, તે જગ્યાપર કોઇ ઠંડી ચીજ બાંધી હોય તેવું લાગવું, ગુલ્મ કઠણ, મોટો અને ઉપસેલો લાગવો, અંગ ગળાઈ જવાં, વારંવાર ઊબકા આવવા અને ખાંસી, અરુચિ, જડતા વગેરે લક્ષણો થાય છે. આ રોગપર લોકનાથ રસ સારું કામ કરે છે.

હાલમાં કંઠની ગાંઠો વધી જવાનો રોગ વધારે માલમ પડે છે. આમાંથી કેટલાક દરદીઓની ગાંઠ ખૂબ લાલ દેખાય છે. એના ઉપર સફેદ ડાઘા કે સફેદાઈ હોતી નથી; પણ કેટલાક દરદીઓમાં ગાંઠપર સફેદાઇ આવી જાય છે અથવા સફેદ ડાઘા પડી જાય છે. આમાં મોંમાં ચીકાશ, લાળ વધારે પડવી, અવાજ ભારે થઇ જવો, ગળામાં કાંઇક અટકાયત જેવું લાગવું વગેરે લક્ષણો હોય ત્યારે લોકનાથ રસ આપવાથી સારી અસર થાય છે.

સૂતિકાજ્વરનું કારણ સૂતિકાવિષ છે. આ વિષથી કફધાતુ દૂષિત થઇ કફ-સ્થાન વિકૃત થાય છે. પછી ખાંસી, સળેખમ, શ્વાસ, મંદાગ્નિ અને અરુચિ વગેરે લક્ષણો સાથે તાવ આવે છે. આ જ્વર પર લોકનાથ રસ બહુજ સારું કામ કરે છે. આ રસથી સૂતિકાવિષ ધીમે ધીમે નાશ પામી બધાં લક્ષણો મટી જાય છે

ટૂંકમાં લોકનાથ રસ બહુજ વીર્યવાન અને તીવ્ર ઔષધિ છે. શ્લેષ્મકલા, કફદોષ અને કફસ્થાન પર એ અમર કરે છે. કફપ્રકૃતિવાળા મનુષ્યોને આ રસ વધારે અસર કરે છે. આ રસથી કફ ઓગળી જઈ નાશ પામે છે અને કફનું રૂપાંતર થવામાં મદદ મળે છે એટલે ધાતુસામ્યતા સ્થપાય છે. આ રસ યકૃત, ગુરદા, શ્લેષ્મકલા, ફેફસાં, ફેફસાંના આવરણ, બીજા કફ-સ્થાનો, માંસપેશીઓ અને ગ્રંથિવાળા સ્થાનો પર વધારે અસર કરે છે. કફ-દોષમાં ખાસ કરીને રુક્ષત્વ અને સાંદ્રત્વ વધે ત્યારે આ રસ વપરાય છે. આ રસ ખાસ કરીને રસ, માંસ અને અસ્થિ એ દૂષ્યો પર અસર કરે છે.

**(ઔ. ગુ. ધ. શા.)**

*આ રસાયન અતિસારની અમૂલ્ય ઔષધિ છે. તાવ હોય તો તાવ સાથે* અતિસાર મટી જાય છે.

**માત્રા**—૨-૨ રતી દિવસમાં ૩ વાર મધ સાથે આપવી. ઉપર સૂંઠ, વજ, અતિવિષા, દેવદાર અને નાગરમોથનો ક્વાથ પાવો.

ધમની અને હૃદયની વિકૃતિથી થનારો રક્તાર્બુદ શરીરના કોઇપણ ભાગમાં ગાંઠ જેવો નીકળે છે. એ પાકતો નથી, રોગ વધી જાય ત્યારે હૃદયને નબળું પડી આખું શરીર ફિક્કું બનાવી દે છે. આ રોગપર લોકનાથ રસ સારો ફાયદો કરે છે.

હૃદયરોગથી આવેલો સોજો પહેલા પગ અને હાથ પર શરૂ થાય છે. પહેલી અવસ્થામાં સોજો દિવસે વધે છે અને રાત્રે આરામ મળતાં મટી જાય છે. તરત ઉપચાર ન કરવાથી સોજો આખા શરીર પર ફેલાતો જાય છે. પછી શરીર ઠંડુ રહેવું, હૃદયમાં ભારેપણું, આળસ, વધારે ઊંઘ અને કબજિયાત વગેરે લક્ષણો થાય છે. આ રોગ પર તક્રમંડૂર વપરાય છે.

**નોંધ**—જે દરદીઓને અમ્લપિત્ત, રક્તપિત્ત કે વૃક્કપ્રદાહ ન હોય એવાઓને મંડૂર છાશ સાથે આપવામાં આવે છે. મીઠું છોડી દેવાથી લોહીમાં વધેલું વિષ અને પાણી પેશાબ મારફત વધારે પ્રમાણમાં બહાર નીકળે છે અને દરદી થોડા જ દિવસમાં સારો થઈ જાય છે.

જો સોજા સાથે યકૃત અને બરોળની વૃદ્ધિ, આફરો, પેટમાં શૂળ મારવી વગેરે ઉપદ્રવો પણ ઉત્પન્ન થયા હોય, પરંતુ ઉદરમાં વ્રણ, વિદ્રધિ, કર્કસ્ફોટ અને પરવાળો રોગ ન હોય તો તે બધા ઉપદ્રવો પણ મટી જાય છે. પછી રક્તપ્રસાદન અને વૃદ્ધિ થઈ શરીર તંદુરસ્ત અને બળવાન બની જાય છે.

વિષમજ્વર લાંબો વખત રહેવાથી પ્લીહામાં જ્વરનું વિષ દાખલ થઇ જાય છે અને તેથી બરોળ વધે છે. સાથે સાથે કેટલાક દરદીઓનું યકૃત નબળું પડી જાય છે. પછી લોહીની રચનામાં વિકૃતિ અને લોહી ઘટી જઈ પાંડુતા આવી જાય છે. હૃદયના ધબકારા વધી જાય છે, હૃદય અને આખા શરીરની માંસપેશીઓ શિથિલ થઇ જાય છે, સહેજ પણ મહેનત થઇ શકતી નથી, ચક્કર આવે છે, ઊંઘ, ઘેન અને આળસ વધી જાય છે, કોઈ કોઇને આફરો ચઢે છે અને મૂત્રનો અવરોધ થાય છે. આવા દરદીઓને ૪૦ દિવસ સુધી છાશના પ્રયોગ સાથે તક્રમંડૂર આપવામાં આવે છે. પ્રયોગ વખતે જરૂર હોય તો સુવર્ણમાલિની કે સુવર્ણવાળો લક્ષ્મીવિલાસ રસ પણ અપાય છે.

**સૂચના**—(૧) યકૃત વધવાથી દસ્તમાં દુર્ગંધ મારતી હોય, મળનો રંગ સફેદ કે કાળો હોય તો છાશમાંથી માખણ કાઢી લેવું જોઇએ. પછી દસ્તનો રંગ પાળો થતો જાય તેમ માખણ ઓછા પ્રમાણમાં કાઢવું જોઇએ. બરોબર પીળો રંગ થાય એટલે બધુ માખણ રહેવા દેવું.

(૨) જો સોજો ન આવેલો હોય પણ માત્ર પાંડુતા આવી હોય અને સંગ્રહણી થઈ હોય તો છાશમાં સિંધવ નાખવો જોઇએ. જો પેશાબનો અટકાવ હોય તો સવારે ૧ વાર સુરોખાર કે જવખાર મેળવીને આપવી જોઇએ.

સંગ્રહણી નવી હોય, દિવસમાં ૫–૭ ઝાડા થતા હોય, પેટમાં ગડગડાટ, મંદાગ્નિ, અરુચિ, પાંડુતા વગેરે લક્ષણો દેખાતા હોય તો છાશના પ્રયોગ સાથે તક્રમંડૂર આપવાથી આંતરડાં શુદ્ધ અને બળવાન બને છે અને રોગ મટે છે

પ્રવાહિકામાં આંતરડામાં ક્ષત પડે છે અને પછી કઠણુ કે તીક્ષ્ણ વસ્તુનો સ્પર્શ થવાથી પેટમાં શળ મારે છે, રોગ જૂનો થાય ત્યારે પેટની શળ વધે છે. પછી મંદાગ્નિ, આમ સાથે થોડો થોડો મળ પડવો, શરીરની અશક્તિ, પાંડુતા વગેરે લક્ષણો દેખાય છે. આ સ્થિતિમાં છાશના પ્રયોગ સાથે તક્રમંડૂર આપવામાં આવે છે અને સાથે સાથે અફીણવાળો ગ્રહણીકપાટ રસ પણ આપવામાં આવે છે.

**સૂચના**—જો ઉપદંશ, પરમિયો અથવા બીજા મૂત્રરોગ, તૃષા, જ્વર, દાહ, મૂર્છા, દુર્બળતા, ભ્રમ, ક્ષય કે રક્તપિત્તના કોપયુક્ત ઉપદ્રવ હોય તો તક્રમંડૂર કે છાશનું સેવન ન કરાવવું. તેવા ઉપદ્રવોવાળા શોથમાં દુગ્ધવટી ફાયદાકારક છે.

## (૧૧૭) પુનર્નવા મંડૂર

**વિધિ**—સાટોડીનું મૂળ× નસોતર, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, દેવદાર, કઠ, હળદર, ચિત્રકમૂળ, હરડે, બહેડાં, આંમળાં, દંતીમૂળ, ચવક, ઇંદ્રજવ, કડુ, પીપળીમૂળ, નાગરમોથ, કાકડાશિંગ, કલોંજીજીરું, અજમો અને કાયફળ—આ બધી ઔષધિઓ સરખે ભાગે લેવી. એ ઔષધિનું ચૂર્ણ તથા મંડૂરના જેટલો ગોળ મેળવીને પાક કરવો. ગોળ બાંધવા લાયક બને ત્યારે કડાઇને નીચે ઉતારી ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળી લેવી. (ભા. પ્રા.)

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર થોડા ગોળ સાથે આપવી. ઉપર મઠો કે પાણી પાવું. આમવાળા કબજિયાતમાં હરડેનું ચૂર્ણ સાથે મેળવી આપવી જોઈએ. જો એમાં યોગરાજ ગૂગળ મેળવવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

**ઉપયોગ**—આ ઔષધિ સોજા, પાંડુરોગ, કમળો, ઉદરરોગ, આફરો, શળ, શ્વાસ, ખાંસી, ક્ષય, જ્વર, બરોળ, અર્શ, સંગ્રહણી, કૃમિ, વાતરક્ત અને કુષ્ઠનો નાશ કરે છે.

પાંડુરોગ અથવા કુંભકામલા રોગ વધારે દિવસ રહેવાથી આખા અંગમાં સોજા આવ્યા હોય, સોજા પર દબાણ કરવાથી ત્યાં ખાડો પડતો હોય અને

× સાટોડીમાં ધોળી અને રાતી બે જાત છે. બને જાતના પેટાભેદ પણ છે. રાતી સાટોડીમાં જે મોટી છે, જેના મૂળ આપવાથી ગળું પકડે છે અને જેનું લેટિન નામ Bocrhavia Diffusa આપેલું છે, તે મૂત્રલ છે. સોજો મટાડવામાં બીજી જાત કરતાં આ વધારે ગુણકારી છે.

સફેદ સાટોડી જેનું લેટિન નામ Trianthema Portulacostrum છે, તે યકૃતની વૃદ્ધિ વગેરે યકૃતના રોગો પર વધારે ફાયદો કરે છે. માટે યકૃદ્દાલ્યુદર, જૂનો કમળો, યકૃતમાંથી પિત્તનો સ્રાવ ઓછો થવો, યકૃતમાં લોહી ભરાવું અને બરોળ વધવી વગેરે રોગોમાં પુનર્નવા મંડૂર વાપરવી હોય તો સફેદ સાટોડી વાપરવી જોઇએ અથવા અનુ-પાન તરીકે સફેદ સાટોડીનો રસ કે ઉકાળો આપવો જોઇએ.

જલદી પુરાતો ન હોય તેવા સોજાના રોગ પર આ પુનર્નવા મંડૂર જલદી ફાયદો કરે છે. આ ઔષધિના સેવનથી પાંડુરોગ પણ નાશ પામે છે, સોજાની સાથે આફરો, ઝીણો–ઝીણો તાવ, અરુચિ, લોહીમાં રક્તકણ ઘટી જવા, નબળાઈને લીધે શ્વાસ ચઢી જવો, બરોળની વૃદ્ધિ વગેરે ઉપદ્રવો હોય તે પણ આથી દૂર થાય છે. આ ઔષધિના સેવનથી આંતરડાંની નબળાઈ, આંતરડાંમાં મળ સુકાઈ ગયા પછી વાયુનો કોપ થઈ તેથી આવતી ચૂંક તેમજ સૂક્ષ્મ કૃમિરોગ વગેરે બધા રોગો નાશ પામે છે. આનાથી મળમૂત્રની શુદ્ધિ થાય છે અને રક્તાભિસરણ ક્રિયા નિયમિત બને છે. આ રીતે પક્વાશય, લોહી અને જલની શુદ્ધિ થવાથી, રક્તાભિસરણ ક્રિયા બળવાન બનવાથી તથા વાતદુષ્ટિનો નાશ થવાથી કુષ્ઠ અને વાતરક્તનું પણ શમન થાય છે. આ મંડૂર ગ્રહણીકળા અને આંતરડાંને બળવાન બનાવે છે અને તેથી નવી સંગ્રહણી અને અર્શને પણ મટાડે છે.

સોજો આવવાનાં મુખ્ય ત્રણ કારણો છે. હૃદય, મૂત્રપિંડ અને યકૃતની વિકૃતિ આ ત્રણે પ્રકાર પર અસર કરી શકે એવી રીતે આ રસાયનની યોજના કરી છે. મંડૂરથી હૃદય અને રક્ત પર વધારે ફાયદો થાય છે અને યકૃત બરોળ પર એથી ઓછો. ગોમૂત્ર યકૃત, મૂત્રપિંડ અને આંતરડાં વગેરે પાચન અવયવોને શક્તિ આપે છે, રક્તનું પ્રસાદન કરે છે, સૂક્ષ્મ કૃમિ, જંતુઓ અને વિષનો નાશ કરે છે અને આમનું પાચન કરવામાં મદદ કરે છે. નસોતર, દંતીમૂળ અને કડુ આંતરડાંમાં ચોંટી રહેલા જૂના મળને બહાર કાઢી આંતરડાં શુદ્ધ કરે છે. સૂંઠ, મરી, પીપર, ચિત્રકમૂળ, ગંઠોડા, શાહજીરું અને અજમો–આ બધાં દીપન, પાચન છે અને આમાશય અને યકૃત બંને સ્થાનોને ઉત્તેજના આપે છે. દેવદાર, કઠ, કાયફળ, અજમો વગેરે તેલીદ્રવ્યો વાતનાડીઓને પુષ્ટ બનાવે છે. હળદર આમનું પાચન અને રક્તનું પ્રસાદન કરે છે. ઇંદ્રજવ અને નાગરમોથ દીપન, પાચન અને ગ્રાહી ગુણ બતાવે છે. વાવડિંગ યકૃતને શક્તિ આપનાર અને કૃમિનો નાશ કરનાર છે. વાવડિંગથી કૃમિ ઉત્પન્ન થતા પણ અટકે છે. સાટોડી પેશાબ લાવનાર અને સારામાં સારી સોજો મટાડનાર ઔષધિ છે. આ રીતે આ પ્રયોગમાં સાટોડી વગેરે મૂત્રપિંડ, હૃદય, યકૃત, રક્ત, આમાશય અને આંતરડા પર અસર કરનાર ઔષધિઓનું મિશ્રણ હોવાથી સોજાની બહુ આગળ વધી ગયેલી સ્થિતિમાં પણ પોતાનો પ્રભાવ બતાવે છે.

જો સોજા સાથે તાવ રહેતો હોય અને આંતરડાંમાં મળ ભરાયો હોય તો આરોગ્યવર્ધિનીના ઉપયોગમાં આપેલા પુનર્નવાક્વાથ સાથે આ રસાયન આપવામાં આવે છે અને આરોગ્યવર્ધિની પણ અપાય છે. રોગ જેટલો જૂનો હોય

કબજિયાત, મળમાં દુર્ગંધ અને કોઈકને મૂત્રનો અવરોધ પણ થાય છે. પછી અર્શ ઉત્પન્ન થાય છે. આ રીતે અપચો અને મંદાગ્નિ થવા છતાં પણ વારંવાર વધારે ખોરાક લેવામાં આવે તો આંતરડાં શિથિલ થઈ જઈ સંગ્રહણી થઈ જાય છે. પછી કોઈક દિવસ કબજિયાત અને કોઈક દિવસ ઝાડા એમ ચક્ર ચાલ્યા જ કરે છે. આ વિકારોનું મૂળ પાચનશક્તિની વિકૃતિ અને હૃદયની શિથિલતા હોવાથી આ રોગો પર પણ પુનર્નવા મંડૂર ફાયદો કરે છે. માત્રા થોડી થોડી દિવસમાં ૩–૪ વાર આપવી જોઈએ. તેમજ પરહેજી સાથે લાંબો વખત ઔષધિ આપવી જોઈએ.

## (૧૧૮) વૃદ્ધિ બાધિકાવટી

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, લોહભસ્મ, બંગભસ્મ, તામ્રભસ્મ, કાંસ્યભસ્મ, હરતાળભસ્મ, મોરથૂથાની ભસ્મ, શંખભસ્મ, કોડીભસ્મ, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, ચવક, કચૂરો, વાવડિંગ, વરધારાનાં બી, પીપળીમૂળ, કાળીપાટ, શેરણી, ઘોડાવજ, એલચી, દેવદાર, મીઠું, સિંધવ, સાંભરલૂણ, બિડલૂણ અને સંચળ આ–બધી વસ્તુઓ સરખે ભાગે લેવી. પછી તેને વિધિપૂર્વક મેળવી, હરડેના ઉકાળામાં ૧૨ કલાક ખરલ કરી ૪–૪ રતીની ગોળીઓ વાળવી. (ભા. પ્ર.)

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી અસાધ્ય અંડવૃદ્ધિના બધા દોષો થોડા જ દિવસમાં મટાડે છે અને આંત્રવૃદ્ધિમાં પણ બહુ ફાયદાકારક છે. અંડકોષમાં વાયુ ભરાવાથી થનારું દરદ, નવો દૂષિત રસ ઊતરવો, લોહી ભરાવું કે બીજો કોઈ પણ જાતનો રોગ થયો હોય તેનો આ વટી નાશ કરે છે. જ્યારે અંડકોષમાં બહુ જ વધારે પાણી ભરાઈ ગયું હોય, ત્યારે આ વટી કામ નથી આપતી. પહેલી અવસ્થા માટે એ ઉપયોગી છે.

## (૧૧૯) ગંડમાલાકંડન રસ

**વિધિ**—શુદ્ધ પારો ૧ તોલો, શુદ્ધ ગંધક ૬ માસા, તામ્રભસ્મ ૧॥ તોલો, મંડૂરભસ્મ ૩ તોલા, સૂંઠ, મરી અને પીપર ૨–૨ તોલા, સફેદ સિંધવ ૬ માસા, કાંચનારની છાલ અને શુદ્ધ ગૂગળ ૧૨–૧૨ તોલા લેવો. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી ભસ્મો મેળવવી. પછી વનસ્પતિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવવું. ગૂગળને ગાયના ઘીમાં બોળી, ખાંડી પાતળો કરવો, અને પછી બાકીની ચીજો થોડી થોડી મેળવી, સારી રીતે ખાંડી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (નિ. ૨)

**માત્રા**—૧ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર, કાંચનાર, કાંટાસળિયો, કરંજ,

બેઠી ભોંયરીંગણી અને ઊભી ભોંયરીંગણીના કવાથ સાથે ૩-૪ મહિના આપવી. એક ગોળીથી શરૂ કરી માત્રા ધીરે ધીરે વધારવી.

ઉપયોગ—આ રસાયન ગલગંડ અને ભયંકર ગંડમાળાનો નાશ કરે છે. આ ગંડમાલાકંડન રસ ખાસ કરીને સ્થૂલ પ્રકૃતિવાળા રોગી માટે વધારે ફાયદાકારક છે. નવી અને જૂની કંઠમાળમાં પણ સારી અસર કરે છે. ગાંઠ ફૂટીને અપચી થઇ જાય છે અને સાથે ઝીણો તાવ રહે છે; તેના પર પણ આ રસ ફાયદાકારક છે. સાથે સાથે કબજિયાતને પણ મટાડે છે અને પાચનશક્તિને સુધારે છે. ઉપદંશ સિવાયની કફ કે મેદવિકારથી પણ ગાંઠ થાય છે. તેના પર પણ આ રસ ફાયદો કરે છે.

આયુર્વેદના મત પ્રમાણે કંઠમાળ આ રીતે ઉત્પન્ન થાય છે: ગળું અને બગલ અથવા કંઠ અને જાંઘમાં રહેલી ગાંઠોમાં કફ અને મેદ વધે તેને કંઠમાળ —ગંડમાળા કહે છે. માત્ર જાંઘ કે પેટમાં થનારી ગાંઠ કંઠમાળ કહેવાતી નથી. કંઠમાળ પહેલાં ગળામાં નીકળી પછી બીજી જગ્યાએ પથરાય છે.

આ રોગમાં ખાસ કરીને ઝીણો તાવ રહે છે. આખું શરીર ફાટવું, હાથ-પગ પાણી પાણી થઇ જવા, બળ અને માંસ ધીમેધીમે ઘટતાં જવાં વગેરે લક્ષણો થાય છે. ભૂખ તો પહેલેથી જ ઓછી લાગે છે. આ ગાંઠો ધીમેધીમે મોટી થઇ પાકીને ફૂટે છે. ગાંઠો ફૂટયા પછી રુઝાય છે અને ફરી પાછી ગાંઠો વધવા માંડે છે. ગાંઠો ફૂટયા પછી કેટલીક મટી જાય છે અને કેટલીક ફરી ભરાય છે. આમ વર્ષોસુધી ચાલ્યા કરે છે. આ સ્થિતિને અપચી કહે છે. કંઠમાળ ફાટે ત્યારે તેમાંથી સફેદ કલેદ સાથે પરુ નીકળે છે, પણ ફરી તે ભરાય છે અને પછી સહેજ લોહી સાથે પરુ નીકળે છે. આ રીતે આ રોગ બહુ ત્રાસદાયક છે. આ રોગની જો જલદી ચિકિત્સા ન કરવામાં આવે તો રોગ બહુ દૃઢ થઈ જાય છે. પછીથી તો શસ્ત્રક્રિયાથી પણ તે તદ્દન નાશ પામતો નથી.

આ રસનું સેવન શરૂ કરતાં રોગ ધીમે ધીમે ઘટવા માંડે છે. ખાસ કરીને જેનો ચહેરો થોથરાયેલો અને ફિક્કો હોય, હાથ-પગમાં નબળાઈ અને સહેજ સોજા હોય, અપચો, પાચન ઇન્દ્રિયની અશક્તિને લીધે કબજિયાત વગેરે લક્ષણો હોય, તેને આ રસ આપવો જોઇએ. (ઔ. ગુ. ધ. શા.)

## (૧૨૦) શિલાસિંદૂર વટી

વિધિ—શિલાસિંદૂર ૫ તોલા, આમળાં ૨॥ તોલા અને બાવચી ૨॥ તોલા લેવી. પહેલાં શિલાસિંદૂરને ૩ દિવસ ભાંગરાના રસમાં ખરલ કરવો. પછી આમળાં અને બાવચીનું ઝીણું ચૂર્ણ કરી એકત્ર કરવું. પછી આમળાં અને બાવચીનું ૧૦

-૧૦ તોલા ચૂર્ણ લઈ, ૬ ગણા પાણીમાં ક્વાથ કરી, અર્ધું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું. આ ક્વાથની ૫ ભાવના આપી વટાણા જેવડી ગોળીઓ વાળવી.

(આ. નિ. મા.)

**માત્રા**—૧ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ વટી કંઠમાળ, ગલગંડ, અપચી, અર્બુદ, કુષ્ઠ, મેદરોગ મેદરોગથી થનાર ગભરામણ, પરસેવો અને નબળાઇ વગેરે રોગોનો નાશ કરે છે. મેદરોગ પર આપતી વખતે સાકર, દહીં, વધારે ઘી, વધારે ભાત ખાવો વગેરે મેદને વધારનાર ખોરાક છોડાવી દેવો જોઇએ અને બની શકે તેટલી કસરત કરવી જોઇએ.

આ રસાયનમાં મુખ્ય ઔષધિ શિલાસિંદૂર છે. શિલાસિંદૂરમાં લેખન, જંતુઘ્ન, રક્તપ્રસાદન, મેદ, કફ અને વિષનાશક, વાયુનું શમન કરનાર, પિત્ત વધારનાર અને માંસને પુષ્ટિ આપવાનો ગુણ છે. એની સાથે ભાંગરો, આમળાં અને બાવચી મેળવી રક્તપ્રસાદન, કુષ્ઠ અને વિષ-નાશ કરવાનો ગુણ વધારાયો છે; તેમ જ રસાયન સૌમ્ય બનાવવામાં આવ્યું છે.

આ રસાયનમાં લેખન ગુણ હોવાથી કંઠમાળ, ગલગંડ, અપચી, રસોળી અને મેદરોગમાં ફાયદો કરે છે. આ બધા રોગોમાં એકત્ર થયેલા રસ કે મેદને બાળવાનું અને નવા ઉત્પન્ન થતા અટકાવવાનું કામ આ વટી આપવાથી થઇ જાય છે.

કંઠમાળની ગાંઠ પાકીને ફૂટી જાય ત્યારે અપચી કહેવાય છે. એમાંથી લાંબો વખત પરુ નીકળ્યા કરે છે. કોઈ કોઇ વખતે પરુ રક્તમાં શોષાય છે. એને લઇને ઠંડી વાઈ તાવ પણ આવી જાય છે. એના પર આ વટી આપવી હિતકર છે. આ વટી પૂય-કીટાણુઓનો નાશ કરી તાવ મટાડે છે.

મેદ વધવાનાં મુખ્ય ત્રણ કારણ છેઃ (૧) વંશપરંપરાગત; (૨) ઉપદંશના વિષ વગેરેથી ધમનીઓની દિવાલ કઠણ થઇ જવી, (Arterio sclerosis) અથવા ધમનીની દીવાલો મલથી લિપ્ત થઇ જવી; અને (૩) બાલગ્રૈવેયક ગ્રંથિ (Thymus gland)ના અંતઃસ્રાવમાં વિકૃતિ. આમાંથી વંશપરંપરાગત કારણોમાં ઔષધિ ખાસ ફાયદો કરી શકતી નથી. બીજાં કારણ—ધમનીઓની દીવાલની વિકૃતિ પર આ રસાયન કાંઈક અસર કરે છે. કારણ આ રસાયન ઉપદંશના જંતુઓ અને વિષનો નાશ કરે છે, રક્ત વગેરે ધાતુઓમાં રહેલા ધાત્વાગ્નિને પ્રદીપ્ત કરી વસા, કફ, આમ અને મળને બાળે છે અને નવો મેદ થતો અટકાવે છે. ત્રીજા કારણમાં જો બાલગ્રૈવેયક ગ્રંથિની નબળાઇ નવી હોય, બહુ શિથિલતા ન આવી હોય તો કાંઇક અંશે એ ફાયદો થાય છે. આ પ્રકારમાં

પાચક અગ્નિ બહુ મંદ હોય અને આંતરડાંમાં જૂનો મળ ચોંટયો હોય તો શિલાસિંદૂર વટીને બદલે આરોગ્યવર્ધિની આપવી વધારે હિતકર છે. બાલગ્રૈવેયક ગ્રંથિનો અંતઃસ્રાવ ન થતો હોય અથવા બહુ ઓછો થતો હોય, તો એલોપથીના મત પ્રમાણે ઘેટાની બાલગ્રૈવેયક ગ્રંથિનું સત્ત્વ અપાય છે. આ પ્રયોગ આખી જિંદગી કર્યા કરે છે.

**નોંધ**—મેદના દરદીને ઘી, સાકર, દહીં, ચોખા અને બીજા ચરબી વધારનાર પદાર્થો ઓછા આપવા જોઈએ અને બની શકે તેટલી શારીરિક મહેનત પણ કરાવવી જોઇએ.

લોહીમાં રક્તવર્ણ (*Haemoglobin*) ઓછું થવાથી શ્વેતકુષ્ઠ (Leukoderma) થાય છે. લોહીની અંદર વિષ કે મેદનો પ્રવેશ થવાથી આ વિકૃતિ થાય છે. આ રસાયન ધાત્વાગ્નિને પ્રદીપ્ત કરે છે એટલા માટે શ્વેતકુષ્ઠ, લોહીના વિકારથી ઉત્પન્ન થનાર ઉપકુષ્ઠ અને ચામડીના રોગો પર ફાયદો કરે છે. વિકૃતિ ઊંડી ઊતરી ગઈ હોય તો શિલાસિંદૂર વટી ૨–૪ મહિના સુધી આપવી પડે છે. જો મોટા આંતરડામાં મળ ભરાયેલો હોય તો શરૂઆતમાં તે સાફ કરવા માટે ત્રિફળાના ફાંટ સાથે આરોગ્યવર્ધિની અપાય છે.

શિલાસિંદૂરમાં કફ અને વિષનો નાશ કરવાનો ગુણ હોવાથી કફશ્વાસ, જૂનો શ્વાસરોગ, આમવાત, લોહીવિકાર અને ચામડીના રોગો પર તે સફળતાપૂર્વક વાપરી શકાય છે.

## (૧૨૧) નિત્યાનંદ રસ

**વિધિ**—હિંગળોકમાંથી કાઢેલો પારો, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ, બંગભસ્મ, શુદ્ધ હરતાલ, શુદ્ધ મોરથૂથુ, શંખભસ્મ, કાંસ્યભસ્મ, કોડીભસ્મ, લોહભસ્મ, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, સિંધવ, સંચળ, બિડલૂણ, કાચલવણ, મીઠું, ચવક, પીપળીમૂળ, શેરણી, ઘોડાવજ, કચૂરો, કાળીપાટ, દેવદાર, એલચી અને વરધારો (ન મળે તો નસોતર) એ ૩૧ ઔષધિઓ સમભાગે લઈ વિધિપૂર્વક મેળવવી. પછી નસોતર, ચિત્રકમૂળ, દંતીમૂળ અને હરડેના ક્વાથમાં ૧૨–૧૨ કલાક ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (ર. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર ઠંડા પાણી સાથે.

**ઉપયોગ**—નિત્યાનંદ રસ હાથીપગાની દિવ્ય ઔષધિ છે. કફજન્ય અને કફવાતજન્ય હાથીપગું જેમાં ચામડીનો રંગ કાળો, ઉપર ચીરા પડ્યા હોય, તડકામાં ઓછો થઇ જાય; પગ જડ, બહુ મોટા, ફિક્કા અને સફેદ રંગના હોય, બહુ ખંજવાળ આવતી હોય અને જેમાં ક્લેદ નીકળતો હોય તેવાં લક્ષણવાળા શ્લીપદ અને જે રસ, રક્ત, માંસ, મેદ કે શુક્રગત હોય તે સર્વનો આ રસ નાશ

કરે છે. તેમજ અર્બુદ, ગંડમાળા, બહુ જૂની આંત્રવૃદ્ધિ, વાતપિત્તજન્ય અને કફપિત્તજન્ય શુદરોગ, કૃમિરોગ આ બધાનો નાશ કરી અગ્નિ-પ્રદીપ્ત કરે છે અને બળ અને વીર્ય વધારે છે.

હાથીપગું બહુ પાણીવાળા પ્રદેશો અને ઠંડી ભેજવાળી જગ્યાઓમાં રહેનારને થાય છે. જે પાણીવાળી જગ્યાએ પાન, ફળ, ફૂલ વગેરે કચરો ભેગો થઇ ગંદકી થતી હોય તેની જગ્યાઓએ રહેનારાઓની ત્વચામાં રહેલા કફદોષમાં વિકૃતિ થાય છે. શરૂઆતમાં કોઇ જગ્યાએ ચામડી ફૂલે છે, હાથ-પગ, કાનની બૂટી, આંખોની પાંપણો, શિશ્ન, હોઠ, નાક વગેરેમાંની ચામડી સૂજે છે તેમજ ઝીણો તાવ આવે છે. તાવ રહેવાથી સોજો વધે છે. કફપ્રધાન ચિકિત્સા કરવાથી સોજો અને તાવ ઓછાં થઇ જાય છે.

પાશ્ચાત્ય મત પ્રમાણે આ રોગ ફાઇલેરિયા (Filaria) નામના જંતુઓથી થાય છે. આ રોગ બંગાળ, કોચીન, મલબાર વગેરે દેશોમાં વધુ થાય છે. આ રોગ પગ ઉપરાંત વૃષણ, લિંગ, હાથ વગેરે જગ્યાએ પણ થાય છે. તે સ્થાનની ચામડી રુક્ષ અને વિષમ થઈ જાય છે. એ જગ્યાના રૂંવાડાં રુક્ષ અને આછાં થઈ જાય છે. ચામડી નીચે રહેલી સંયોજક કલા સ્થૂલ થઇ જાય છે અને તેમાં ચીકણું પાણી ભરાય છે. માંસપેશીઓ, હાડકાં અને વાતવાહિનીઓમાં વિકૃતિ થતી નથી. રક્તપ્રણાલીઓ બધી મોટી થઇ જાય છે અને રસાયનીઓ પ્રસરી જાય છે. કોઈ કોઇવાર દરદવાળા સ્થાનની વિરુદ્ધ દિશાની બધી રસાયનીઓ કઠણ થઈ જાય છે અને મોટી થઇ જાય છે.

આ રોગ પર આ રસ લાંબો વખત લેવાથી જ ફાયદો થાય છે. (થોડા દિવસમાં નહિ.) સાથે સાથે ગર્જન તૈલનું માલિસ પણ કરવું જોઇએ. રોગ જૂનો થઈ જાય તો શસ્ત્રક્રિયા કરાવવી પડે છે

### (૧૨૨) કેશરાદિ વટી

**વિધિ**—શુદ્ધ રસકપૂર, કેસર, સાકર, સુખડ, લવિંગ અને જાવંત્રી સમભાગે લઈ, પાણી સાથે ખરલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી. (આ. ઔ.)

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર, ઘીમાં લપેટી ગળી જવી, દાંતે ન લાગવા દેવી.

**ઉપયોગ**—આ વટીના સેવનથી નવો અને જૂનો ઉપદંશ, વિસ્ફોટક, લોહીવિકાર, ઉપદંશજન્ય સંધિવા, પક્ષાઘાત વગેરે વાતરોગ, કુષ્ઠ, ભયંકર વ્રણ, નાસૂર, ગલગંડ, તાલુવ્રણ, વાતરક્ત અને ચામડીના નવા અને જૂના રોગો થોડા જ દિવસમાં નાશ પામે છે.

આ રસથી મોં નથી આવતું અને એક વર્ષ જૂના રોગોમાં પણ સારો

ફાયદો કરે છે. આ રસને મહામંજીષ્ઠાદિ ક્વાથ અથવા બીજા લોહીસુધારક અનુપાન સાથે આપવાથી જલદી ફાયદો થાય છે.

**સૂચના**—આ ઔષધિ રસકપૂરવાળી હોવાથી બરોબર પરહેજી પાળવી. તેલ, મરચું અને ખટાશ ન ખાવી. સિંધવ સહેજ લેવો. ઘી વધારે ખાવું. ખોરાકમાં ઘઉંની રોટલી, ઘી, સાકર, દૂધ અને ભાત લેવાથી જલદી ફાયદો થાય છે.

## (૧૨૩) ઉપદંશ સૂર્ય

વિધિ—સફેદ સોમલ ૬ માસા લઈ એક લોખંડની કડાઇમાં નાખી, બેઠી ભોંયરીંગણીના પંચાંગનો સ્વરસ અને લીંબુનો રસ ૧૨-૧૨ તોલા મેળવી ૪૨ દિવસ સુધી લીમડાના ડંડાથી ઘૂંટવું. મેળવેલો રસ થોડો થોડો નાખતા જવો. પછી મગ જેવડી ગોળીઓ વાળવી. રસ સુકાઇને ઓછો થઈ જાય તો બીજો મેળવવો જોઇએ. (વૃ. યો. ત.)

**માત્રા**—૧-૧ ગોળી સવારે ઘીની સાથે ગળી જવી. ખોરાકમાં ઘઉંની રોટલી, ઘી અને સહેજ સિંધવવાળી મગની દાળ ખાવી. તેલ, મરચું, ખટાશ, મીઠુ વગેરે તદ્દન બંધ કરવું. ઘી વધારે ખાવું.

ઉપયોગ—આ રસ ઉપદંશનો નાશ કરવા માટે સૂર્ય સમાન તેજસ્વી છે. આયુર્વેદમાં ઉપદંશના બે પ્રકાર બતાવેલા છે: એક સામાન્ય ઉપદંશ અને બીજો ફિરંગ-ઉપદંશ. સામાન્ય ઉપદંશ વધારે રતિસેવન; દાંત, નખ, શસ્ત્ર વગેરે વાગવું, વ્યવાય પછી બરોબર સાફ ન થવું અને યોનિદોષ (દીર્ઘ, કર્કશ કે રોમવાળી યોનિ) આ કારણોથી માત્ર પુરુષની જનનેન્દ્રિય પર જ થાય છે. પ્રાચીન આયુર્વેદ સંહિતાઓમાં ફિરંગ રોગનું વર્ણન મળી આવતું નથી. આનો ઉલ્લેખ નવા ગ્રંથોમાં જ છે. એના નામ પરથી જ સમજાય છે કે એ રોગ વિદેશીઓ આવ્યા પછી તેમના સંસર્ગથી જ ઉત્પન્ન થયો છે. આ રોગ સ્થાનિક નુકસાન કરતો નથી પણ આખા શરીરને કે જુદાજુદા અવયવસમૂહોમાં અનેક ઉપદ્રવો ઉત્પન્ન કરે છે. ફિરંગ રોગના વિશિષ્ટ પ્રકારનાં જંતુઓ હોય છે. સંસર્ગ થવાથી આ જંતુઓ શરીરમાં પ્રવેશી આશુકારી અને ચિરકારી અવસ્થાઓ ઉત્પન્ન કરે છે. આ રોગની તીવ્ર અવસ્થામાં પારાની બનાવટો ઉપયોગી છે અને ચિરકારી અવસ્થામાં જુદાજુદા સંસ્કારો આપેલ પારાની બનાવટો અને સોમલની બનાવટો લાભદાયક છે. આ રોગના બીજા પણ વિભાગો થઇ શકે છે. જંતુઓ જે જે અવયવમાં પેસે છે અને જે દોષ-દૂષ્ય સાથે જેટલે અંશે મળી જાય છે તે પ્રમાણમાં જુદીજુદી અવસ્થાઓ ઉત્પન્ન કરે છે. ઉપદંશનું વિષ માત્ર રક્ત અને ત્વચામાં ભેગું થવાથી શરીરની અનુભવક્રિયા (Anabolism) બરોબર થતી નથી. તે વખતે પારદ, સુવર્ણ, રૌપ્ય અને સોમલવાળું અષ્ટમૂર્તિ

રસાયન ઉપયોગી છે. પણ આ જ વિષ વધારે ઊંડું જઈ માંસ અને અસ્થિમાં રહી તેમાં વિકૃતિ ઉત્પન્ન કરે છે. આથી માંસગત વ્રણ, અસ્થિગત વ્રણ, ગલગંડ, અર્બુદ, ગાંઠ, હાડકામાં જંતુઓ પડી જવાં વગેરે જુદાજુદા ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. આ વિષ જેમ જેમ અંદર મળી જઇ વધારે ઊંડું ઊતરતું જાય છે તેમ તેમ તે વખતે પારા કરતાં સોમલની બનાવટો વધારે ઉપયોગી થઇ પડે છે. આ સોમલની બનાવટોમાં ઉપદંશ સૂર્ય એક ઉત્કૃષ્ટ ઔષધિ છે.

જૂનો ઉપદંશજન્ય વ્રણ બીજા વ્રણો કરતાં ખાસ જુદી જાતનો લાગે છે. થોડા દિવસ વ્રણ રુઝાઇ ગયા જેવું લાગે છે અને થોડા જ દિવસમાં બમણા જોરથી વ્રણ થઈ આવે છે. વ્રણની કિનારી મોટી અને કઠણ, વ્રણસંરક્ષકકલા (Scar Tissue) ઊંચી—નીચી અને જુદીજુદી જાતનો સ્રાવ થવો વગેરે લક્ષણો થાય છે. આ વ્રણ માંસનો આશ્રય કરી થોડા દિવસ ટકે છે. આ વ્રણ શરીરના બહારના ભાગો—મોં, હોઠ, શ્લેષ્મકલા અને જીભ પર પણ થાય છે. આ રોગ એટલો જૂનો અને ત્રાસદાયક હોય છે કે માણસને આખી જિંદગી હેરાન કરે છે. માંસને આશ્રયે રહેલો વ્રણ વધારે વખત રહે અને તેના પર બેદરકારી રાખવામાં આવે અથવા અયોગ્ય ઉપચારો કરવામાં આવે અથવા વિષ કે જંતુઓ ઊંડાણમાં ઊતરે તો હાડકાંમાં વિકૃતિ થાય છે. તે પછી અસ્થિવ્રણ થાય છે. કેટલાંક હાડકાંમાં જંતુઓ લાગી જાય છે. આમ વિષ અંદર જાય તો આંતરઇન્દ્રિયોમાં નાની નાની ગાંઠો બાઝી જાય છે. વાતવાહિનીઓ, વાતવહકેન્દ્ર અને મસ્તક સુધી વિકૃતિ પહોંચે છે અને રોગી નિર્માલ્ય ને અબૂધ જેવો થઇ અનિચ્છાએ દુ:ખપૂર્વક જીવન જીવે છે. આવી જાતના માંસાશ્રિત વ્રણ અને અસ્થિવ્રણ પર ઉપદંશ સૂર્ય સારી રીતે વપરાય છે. આ રસના સેવન વખતે ઘી કાંઇક વધુ ખાવું જોઇએ.

ગુદશૂક (Condyloma)માં ગુદાની બહાર ફૂલની પાંખડી જેવી સફેદ અને પાતળી ચામડીઓ વધે છે. આ વૃદ્ધિ એક પર એક થઇ ફૂલગોબીના જેવી ગુચ્છાદાર લાગે છે. આ રોગ ઉપદંશના વિષથી ઉત્પન્ન થાય છે. સામાન્ય રીતે દરદી આને અર્શ થયા એમ કહે છે. પરંતુ અર્શના મસા અને આમાં કાંઈ પણ સરખાપણું નથી. સંપ્રાપ્તિ અને લક્ષણોમાં બહુ ફેર છે. આ ગુદશૂક રોગ પર ઉપદંશ સૂર્ય સારી અસર કરે છે.

જૂનો તાલુવ્રણ ઉપદંશજન્ય હોય તો તેની પર ઉપદંશ સૂર્ય આપવાથી વ્રણ રુઝાવામાં મદદ મળે છે. ઉપદંશથી થયેલ દૃષ્ટિની મંદતા, અંધતા કે કનીનિકાવ્રણ, આંખોની લાલાશ, પક્ષ્મવ્રણ વગેરે ઉપદ્રવો થાય ત્યારે ત્રિફળા અને ઘી સાથે આ રસ આપવો જોઇએ. તેમજ ત્રિફળાના ક્વાથથી આંખો ધોવા

કરવી જોઇએ. આંખની પાંપણ પાસે થનાર જૂનો નાડીવ્રણ (નાસૂર) જુદાંજુદાં કારણોથી ઉત્પન્ન થાય છે. આમાં ઉપદંશથી થયેલ વ્રણ ઉપદંશ સૂર્ય રસથી મટી ગયાના દાખલા મળી આવે છે.

ઉપદંશના વિષની અસર વાતવહમંડળ, વાતચક્ર અને વાતવાહિનીઓ પર થઇ વાયુનો પ્રકોપ થાય છે. પછી કટાયખંજ અથવા પક્ષાઘાત જેવાં લક્ષણો થાય છે. કેટલાક રોગીઓમાં તદ્દન નિર્માલ્યતા આવી જાય છે. કફનો પ્રકોપ વધારે હોય ત્યારે ગભરામણ અને બેચેની રહે છે. રોગી એક જગ્યાએ પડયો રહે છે અને ઘેન, જડતા, વિચારશક્તિ ઘટી જવી વગેરે લક્ષણો થાય છે. આવી સ્થિતિમાં ઉપદંશ સૂર્ય સારિવાદિ શારકર કે રક્તશોધક અરિષ્ટ સાથે આપવો જોઇએ.

પરિવર્તિત જ્વર વારંવાર આવ્યા કરે છે. એક બે અઠવાડિયાં તાવ નથી આવતો અને ફરી પાછો ઊથલો ખાય છે. આ રીતે રોગીને ત્રાસ આપે છે. આ રોગમાં કફપ્રધાન લક્ષણો હોય તો ઉપદંશ સૂર્ય આપવો જોઇએ. માત્રા બહુ ઓછી આપવી જોઇએ.

પીતજ્વર (Yellow Fever) પર આ રસ આપવો જોઇએ. આ જ્વર ચેપી છે. ખાસ કરીને મોટી જાતના મચ્છર (Aedesaegypti) કરડવાથી થાય છે. આમાં આખા શરીરની ચામડી પીળી થઈ જાય છે. ઠંડી વાઈ તાવ આવે છે અને મોં, નાક અને આમાશયમાંથી કાળા રંગનો રક્તસ્રાવ થાય છે. અમેરિકાના ઉષ્ણતાપ્રધાન પ્રદેશોમાં આ તાવ આવે છે. ખાસ કરીને આપણા દેશમાં આ તાવ હોતો નથી. **(ઓ. ગુ. ધ. શા.)**

**બીજી વિધિ**—સોમલ ૨॥ તોલા અને થેરીનું દૂધ ૨॥ શેર લેવું. પછી સોમલને થોડુંથોડું દૂધ નાખી ખરલ કરતાં જવું. લગભગ ૨૦–૨૫ દિવસમાં બધું દૂધ મળી જાય અને રાબડી જેવું થઇ જાય ત્યારે ૫૦૧ ગુલાબનાં ફૂલ નાખી ખરલ કરવું. જ્યારે ગોળી વાળવા લાયક થાય ત્યારે ૧–૧ રતીની ગોળીઓ વાળવી. **(પં. લક્ષ્મીનારાયણજી આ. ભૂ.)**

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ જૂના ઉપદંશના ઉપદ્રવો–સંધિવા, પક્ષાઘાત, લોહીવિકાર, કુષ્ઠ, આંખમાં લાલાશ, તાલુવ્રણ, ગુલ્મક, દુષ્ટવ્રણ, વિદ્રધિ, આંતર્વિદ્રધિ વગેરે–નો થોડા જ દિવસમાં નાશ કરે છે. પહેલી વિધિની અને આ વિધિની બનાવટોના ગુણો લગભગ સરખા છે. દાહ, ગુરદાની વિકૃતિ, આમાશયરસની ઉગ્રતા વગેરે કારણોથી કેટલાક રોગીઓને પહેલી વિધિવાળી બનાવટ અનુકૂળ નથી આવતી ત્યારે આ બીજી વિધિવાળી અપાય છે.

**સૂચના**—ખાટુ ગરમ ખોરાક, ગરમ ચા, ખટાશ, મરચું, મીઠું ન ખાવું. ખોરાકમાં સહેજ સિંધવ લેવો.

### (૧૨૪) ઉપદંશકુઠાર વટી

**વિધિ**—ફુલાવેલું મોરથૂથુ, હીમજ, મોટી હરડે અને ફુલાવેલો ટંકણખાર ૧–૧ તોલો અને કોડીભસ્મ ૪ તોલા લેવી. બધાંને મેળવી, લીંબુના રસમાં ત્રણ દિવસ ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૪ ગોળી સવારમાં ૭ દિવસ ઠંડા પાણી સાથે.

**ઉપયોગ**—આ વટી નવા અને જૂના ઉપદંશ રોગને મટાડે છે. જૂના ઉપદંશ રોગના ઉપદ્રવ–દષ્ટિની મંદતા, આંખની લાલાશ, ગડગૂમડ, બંધિરતા, અતિસાર, સંગ્રહણી, મૂત્રપિંડની વિકૃતિ, લોહીવિકાર વગેરે આથી મટી જાય છે.

મોરથૂથુ ઊલટી કરાવે છે. તે દોષ લીંબુના રસના સંયોગથી ઓછો થઈ ગયો હોય છતાં કોઇને ઊબકા આવે તો તેલનું સેવન કરાવવું. વિશેષ સૂચના તુત્થ ભસ્મમાં જુઓ.

### (૧૨૫) રસકપૂર

**પહેલી વિધિ**—શુદ્ધ પારો, કાચી ફટકડી, સિંધવ અને હીરાકસી સરખે વજને લેવાં અને તેમાં ૨૦ મો ભાગ નવસાર મેળવી, કુંવારના રસમાં ૬ કલાક ખરલ કરી, ડમરુયંત્ર વડે અનુક્રમે ૧૨ કલાક મંદ, મધ્ય અને તીવ્ર અગ્નિ આપી રસકપૂર ઉડાવી લેવું. (આ. નિ. મા.)

**માત્રા**—$\frac{1}{16}$ થી $\frac{1}{8}$ રતી સુધી બીજી ઔષધિઓ સાથે મેળવીને આપવું.

**સૂચના**—ડમરુયંત્રને માત્ર ૨–૩ કલાક અગ્નિ આપી રસકપૂર ઉડાવી લેવું. પછી યંત્રને ખોલી ઉપર લાગેલા રસકપૂરને કાઢી ફરી બંધ કરી ૩ કલાક અગ્નિ આપી બાકીનું રસકપૂર ઉડાવી લેવું. પછી તે રસકપૂરને કપડમટ્ટી કરેલી શીશીમાં ભરી ઈંટનો મજબૂત દાટો મારી વાલુકાયંત્રમાં મૂકી ૧૨ કલાક મંદ અને મધ્યમ અગ્નિ આપી ઉડાવી લેવું. આ રીતે બીજીવાર ઉડાવી લેવાથી ઉત્તમ પ્રકારનું રસકપૂર બને છે. તીવ્ર અગ્નિ ન થાય એની સંભાળ રાખવી નહીંતર પારો જુદો થઈ જશે.

**માત્રા**—$\frac{1}{16}$ થી $\frac{1}{8}$ રતી બીજી ઔષધ સાથે મેળવીને આપવું.

**બીજી વિધિ**—એલોપથીમાં હાઇડ્રાર્જીરી પરક્લોરાઇડમ (Hydrargyri Perchloridum) નામની દવા આવે છે. એનું બીજું નામ કોરોસિવ સબ્લિમેટ (Corrosive Sublimate) છે. યૂનાનીમાં એને દાલચિકના કહે છે. આ પણ એક જાતનું રસકપૂર જ છે. એ બનાવવાની રીત નીચે પ્રમાણે છે.

શુદ્ધ પારો ૨૦ ઔંસ અને ગંધકનો તેજાબ ૧૨ ઔંસ લઈ તેને એક

એનેમલના વાસણમાં નાખી વાસણ ચૂલા પર મૂકવું. થોડી આંચ આપતાં એની મેળે આંચ લાગશે અને સફેદ ધુમાડો નીકળવા માંડશે. તેજાબ બળી જાય એટલે વાસણ ચૂલા પરથી નીચે ઉતારી લેવું. આ ઔષધિને એલોપથીમાં પરસલ્ફેટ ઑફ મરક્યુરી ( Persulphate of Mercury ) કહે છે.

આ પરસલ્ફેટ ઑફ મરક્યુરી ૨૦ ઔંસ લઇ તેને ૯૬ ઔંસ સિંધવ (Sodium Chloride) સાથે મેળવવો. પછી તેમાં ૧ ઔંસ બ્લેક ઑક્સાઇડ ઑફ મેંગેનીઝ ( Black Oxide of Manganese ) નાખી સારી રીતે ખરલ કરી એક લીલી આતસી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મૂકવું. પછી વિધિપૂર્વક ૧૨ કલાક અગ્નિ આપી ઉડાવી લેવાથી રસકપૂર તૈયાર થાય છે. આ રસકપૂરને ભૂરા કાચની શીશીમાં અથવા તો ભૂરો કાગળ મૂકેલી શીશીમાં ભરી સંભાળપૂર્વક રાખવું.

સ્વ. પં. હરિપ્રપન્નજીએ લખ્યું છે કે પારાથી ચાર ગણા ગંધકના તેજાબમાં ઉપરની રીતે ભસ્મ કરી ભસ્મ જેટલો સિંધવ મેળવી, આતસી શીશીમાં ભરી ૬ કલાક અગ્નિ આપવાથી ઉપર રસકપૂર ચોંટી જાય છે.

**ઉપયોગ**—આ રસકપૂર લોહીવિકાર, કુષ્ટ, ઉપદંશ વગેરે રોગોમાં ખાવા માટે, ઘા રુઝવવા જંતુઘ્ન મલમમાં અને ઘા ધોવાની દવાઓમાં મેળવવા માટે વપરાય છે. ઉપદંશની તો આ ખાસ દવા છે.

**સૂચના**—રસકપૂરવાળી ઔષધિ લેતી વખતે ઘઉંની રોટલી, ઘી, દૂધ, સાકર અને ભાત ખાવો. તેલ, મરચું, ખટાશ, મીઠું વગેરે છોડી દેવું. થોડો સિંધવ લેવો હોય તો ઘઉંના લોટમાં નાખવો.

રસકપૂર બહુ ઓછી માત્રામાં વાપરવું જોઇએ. વધારે પ્રમાણમાં આપવાથી મોં આવવું, પીઢિયાં-પેઢાં-ફૂલી જવાં, દાંતમાંથી લોહી પડવું, જીભ સૂજવી, શ્વાસમાં દુર્ગંધ મારવી, મોં પર સોજો, કોઠામાં અને પેશાબમાં બળતરા, થૂંકમાં લોહી આવવું, પેટમાં સખત ચૂંક વગેરે ઉપદ્રવો થાય છે. જો બહુ જ વધારે પ્રમાણમાં આપવામાં આવશે તો હૃદયનો અવરોધ, હોઠ કાળા પડી જવા, શરીર પરસેવે રેબઝેબ થઇ જવું, પેશાબ બંધ થઈ જવો વગેરે ઉપદ્રવો થઈ દરદી મરણ પામે છે.

જો રસકપૂરની તીક્ષ્ણ અસર થઇ જાય, મોં આવી જાય અથવા બીજા કોઈ ઉપદ્રવ થઇ જાય તો દૂધ, ઈંડાની સફેદી વગેરે પૌષ્ટિક પદાર્થોનું સેવન કરાવવું અને બાવળ કે બોરડીની છાલના ઉકાળામાં ફટકડી અને મોરથૂથુ નાખી કોગળા કરાવવા.

## (૧૨૬) અમીરરસ

**વિધિ**—રસકપૂર, હિંગળોક, દાલચિકના અને ચાંદીમાંથી બનેલ ચાંદીનો કસબ આ ચારે ચીજો ૧-૧ તોલો લેવી. પહેલી ૩ ચીજોને સહેજ ખાંડી મગ

જેવડા કટકા કરવા. કસબમાંથી સૂતર કાઢી નાખી કસબને કાપી નાના નાના કટકા કરવા. પછી એક લોખંડના ગોટા તવા પર ૪ તોલા સિંધવ પાથરી ઉપર રસકપૂરવાળા કટકા પાથરવા. એને કસબથી ઢાંકી દેવા. પછી ૮ તોલા સિંધવથી ચારે તરફની કિનારી એવી રીતે બાંધી લેવી કે મૂકેલી વાડકી બરાબર આવી રહે, પછી ચિનાઈ માટીની વાડકી ઢાંકી દેવી. બાદ ૪-૮ તોલા સિંધવ અને ૧ તોલા કડિયા ગૂંદરને પાણીમાં પલાળી તવા અને વાડકીના સાંધાને મજબૂત રીતે સંધિબંધ કરી સૂકવી લેવું. (કેટલાક વૈદ્યો કડિયો ગૂંદર નથી નાખતા.) યંત્રને ચૂલાપર મૂકી વારંવાર ઉપર ભીનું કપડું બદલતા રહેવું. ઓરડીના લાકડાની ધીમી આંચ ૧૨ કલાક સુધી આપવી. પછી સ્વાંગશીતળ થયે ઉપરની થાળીમાં લાગેલો અમીરરસ કાઢી લેવો. કેટલાક વૈદ્યો વાડકી મૂકતી વખતે અંદર છાશ ચોપડે છે.

(સિ. ભૈ. મ.)

**નોંધ**—મૂળ ગ્રંથકારે જે વિધિ લખી છે એ રીતે બનાવવાથી બહુ ઓછો બને છે અને ઘણીવાર પારો કાંઇક જુદો પડી જાય છે. આ રીતે પારો છૂટો પડવાથી એના સેવનથી મોં આવી જાય છે. માટે અમે બીજી રીતે બનાવીએ છીએ.

પારો છૂટો પડે તેવુ રસાયન લેવાથી મોં આવી જાય તો બાવળની છાલ, ઓરડીની છાલ કે ચમેલીના પાનના ઉકાળાથી દિવસમાં ૩-૪ વાર કોગળા કરાવવા. દરેક વખતે ૨૫-૫૦ કોગળા કરવા.

**બીજી વિધિ**—રસકપૂર, દાલચિકના અને હિંગળોક ૧૦-૧૦ તોલા, સોમલ ૨॥ તોલા અને સિંધવ ૫ તોલા લેવો. રસકપૂર અને દાલચિકના કલ્યાણ રસાયનશાળામાં તૈયાર કરાવીએ છીએ. સિંધવ પણ દાલચિકના સાથે મેળવેલો જ લઇએ છીએ. બધાંને મેળવી ગોટા પેડવાળી કપડમટ્ટી કરેલી આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મૂકી તૈયાર કરીએ છીએ. ધુમાડો નીકળે ત્યાં સુધી દાટો અડકાડી મૂકીએ છીએ. પછી દાટો મજબૂત કરી ૬ કલાક મધ્યમ અગ્નિ આપીએ છીએ.

આ રસાયન સુંદર સફેદ રંગનું બને છે. દાલચિકનામાં રહેલા ગંધકના તેજાબમાંથી કાંઇક ભાગ પીળા ગંધક રૂપે છૂટો પડી જાય છે.

કસબ મેળવાય તે નીચે રહી જાય છે અને અમીરરસમાં એનો કોઈ ખાસ ગુણ આવતો નથી. સોમલથી ગુણ ખૂબ વધે છે માટે અમે સોમલ મેળવીએ છીએ. તોપણ કોઇને કસબના તાર મેળવવા હોય તો બની શકશે.

**માત્રા**—૦॥ થી ૨ રતી દ્રાક્ષમાં મૂકી સવારે ગળી જવું. દાંતને ન લાગે એ સંભાળવું. ૭ થી ૧૪ દિવસ લેવું.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી ઉપદંશ, સંધિવા અને ઉપદંશજન્ય

એકએ વર્ષની અંદર થયેલા રક્ત અને માંસ સુધી પહોંચેલા ઉપદ્રવો મટી જાય છે. ઉપદંશ માટે આ બહુ ફાયદાકારક ઔષધિ છે. ખોરાકમાં ઘઉંની રોટલી, ગાયનું દૂધ અને સાકર સિવાય કાંઇપણ ન આપવું જોઇએ.

આ રસાયનમાં જંતુઘ્ન ઉપરાંત ઉત્તેજક કફઘ્ન ગુણ હોવાથી કફપ્રધાન સન્નિપાતમાં પણ વપરાય છે. જ્યારે કફ બહુ વધી ગયો હોય ત્યારે જંતુઓનો નાશ કરવો, કફને સૂકવવો, કફ થતો અટકાવવો અને ઉત્તેજના આપી ઉત્તાન કફને બહાર કાઢવો આ બધી ક્રિયાઓ વડે કફનો પ્રકોપ દૂર કરવો પડે છે. આ રસાયન રસકપૂર અને સોમલવાળું હોવાથી આ કામ સંતોષકારક રીતે થાય છે.

આ ગુણોને લીધે શ્વાસ(દમ)ના હુમલામાં ન્યુમોનિયા, ઇન્ફ્લુએંઝા અને બીજા કફપ્રકોપ સાથેના સન્નિપાતોમાં જ્યારે તાવ લગભગ ૧૦૦° હોય અને બેશુદ્ધિ કે ગભરામણ હોય ત્યારે આ રસ અપાય છે. ૧–૧ ચોખાપુર રસાયન દ્રાક્ષના કટકામાં લપેટી ગળાવવામાં આવે છે. જો મૂત્રપિંડ બરોબર કાર્ય ન કરે તેથી મોં પર સોજો આવ્યો હોય, મોં આવેલું રહેતું હોય અથવા ૧૦૨° થી વધારે તાવ રહેતો હોય તો અમીરરસ કે બીજી સોમલવાળી ઔષધિ નથી અપાતી.

## (૧૨૭) મલ્લાદિ વટી

**વિધિ**—ધોળો સોમલ ૧ તોલો અને સફેદ કાથો ૩ તોલા મેળવી કજ્જલી કરવી. પછી નાગરવેલના પાનના રસમાં ૩ દિવસ ખરલ કરી ૦॥–૦॥ રતીની ગોળીઓ વાળવી. (ર. યો. સા.)

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર નાગરવેલના પાન સાથે.

**ઉપયોગ**—આ વટી જૂના ઉપદંશના ઉપદ્રવ, સંધિવા, પક્ષાઘાત ગુદક્ષત, તાલુવ્રણ, વાતવિકાર, કફવૃદ્ધિ, મંદાગ્નિ, કુષ્ઠ, ગલત્કુષ્ઠ, લોહીવિકાર, નાડીવ્રણ, નેત્રવ્રણ, દુષ્ટવ્રણ વગેરે બધાનો ૧ મહિનામાં નાશ કરે છે. ઉપદંશમાંથી થયેલો ૫–૭ વર્ષનો જૂનો રોગ પણ આ વટીથી મટી ગયાના ઘણા દાખલા મળી આવે છે.

**સૂચના**—ખોરાકમાં માત્ર ગાયના દૂધ સિવાય કાંઇ ન આપવું.

આ વટી પ્રબળ જંતુઘ્ન અને વિષઘ્ન છે. એ ખાસ કરીને ઉપદંશના ઉપદ્રવો પર વપરાય છે. ઉપદંશનું વિષ લોહીમાં રહી જવાથી ધાતુઓમાં લીન થઈ થોડા મહિના કે વર્ષો પછી લોહીવિકાર, ગડગૂમડ, કુષ્ઠ, ચામડીના રોગ, ગુદક્ષત, તાળવામાં ક્ષત, પક્ષાઘાત, ધમનીદોષ કઠણ થઈ જવા, લોહીનું દબાણ વધવું અને નાક વગેરે જગ્યાએ મસા થવા વગેરે ઉપદ્રવો થાય છે. આ ઉપદ્રવોને મૂળ રોગ માની ઉપાય કરવાથી સાચો ફાયદો થઈ શકતો નથી. ઉપદંશના વિષને બાળવાથી જ એ ઉપદ્રવો નાશ પામે છે. આ વિષને બાળવામાં સોમલવાળી ઔષધિ શ્રેષ્ઠ મનાય છે. અષ્ટમૂર્તિ રસાયન, અમીરરસ, મલ્લસિંદૂર (નં. ૨),

ઉપદંશ સૂર્ય અને મલ્લાદિ વટી વગેરે સોમલની બનાવટો છે. એ બધી એક એકથી ઉગ્ર છે. માટે ઉંમર, પ્રકૃતિ, ઋતુ, રોગનું બળ, ઉપદ્રવ, પથ્યાપથ્ય, આર્થિક સ્થિતિ, સમયની અનુકૂળતા, શરીરની શક્તિ અને ધંધો વગેરેનો વિચાર કરીને યોજના કરવી જોઇએ.

રસવિકૃતિ, આમનો પ્રકોપ, કફપ્રકોપ, પૂયપ્રધાન જ્વર, નેત્રવ્રણ, નાસાવ્રણ, તાલુવ્રણ વગેરે પર આ વટી આપવી વધારે હિતકર છે; કારણકે આ વટીમાં કાથો નાખેલો છે જે ઉપરના વિકારોને દૂર કરવામાં વધારે મદદ કરે છે.

શ્વસનસંસ્થામાં જ્યારે બહુ કફ ભરાઇ જાય છે ત્યારે શરીરની ગરમી ઘણું કરીને ૯૬.૫° થી ૯૭° સુધી થઇ જાય છે. તેમજ મંદાગ્નિ, અરુચિ, અકળામણ, થોડો થોડો કફ નીકળ્યા કરવો, છાતી ભારે લાગવી, આળસ, થાક, નાડી બહુ મંદ ચાલવી, કબજિયાત અને કોઇ કોઇને સોજો આવી જવો વગેરે લક્ષણો થાય છે. એની પર દૂધની મલાઇ અને સાકર સાથે અથવા દૂધ સાથે આ વટી અપાય છે. જેને દૂધ માફક ન આવતું હોય તેને માખણ અને સાકર કે ઘી અનુપાન તરીકે અપાય છે.

**નોંધ**—યકૃત નબળું હોય તો વધારે ઘી ન આપવું જોઇએ. જે સરસિયું ખાઇ શકે તેને પકોડાં તળીને ખવરાવવાં જોઇએ. કફ બહાર કાઢવા અને છાતી શુદ્ધ કરવા માટે સરસિયું તેલ વધારે ઉપયોગી છે.

પાણી ગરમ કરીને ઠંડું કરેલું પાવું જોઇએ. ઠંડું પાણી અને ઠંડી હવા નુકસાનકારક છે.

બીડીનું વ્યસન હોય તો તે છોડાવી દેવું જોઇએ.

તડકો, મરચાં વગેરે ગરમ પદાર્થો, બહુ ગરમ ખોરાક અને શ્રા જેમ બને તેમ ઓછાં લેવા જોઇએ.

કફપ્રધાન સન્નિપાતમાં તાવ ૧૦૧° થી વધારે ન હોય, આંખમાં લાલાશ ન હોય, કબજિયાત ન હોય, પેશાબ સાફ આવતો હોય, ગળામાં કફ બોલતો હોય, અકળામણ, ધીમો બકવાટ, બેશુદ્ધિ અને છીછરો શ્વાસ વગેરે લક્ષણો થતાં હોય તેવી સ્થિતિમાં આ વટી નાગરવેલના પાન કે તુળસીના પાનના રસ અને મધ સાથે અપાય છે. મુખ્ય ઔષધિ સંચેતની વટી અને સમીરપન્નગ છે તોપણ એ ન હોય તો મલ્લાદિ વટી અપાય છે.

**સૂચના**—બરોબર શુદ્ધિ ન આવે ત્યાં સુધી ખાવા માટે કાંઈ પણ ન આપવું જોઈએ.

ગલત્કુષ્ઠ થાય ત્યારે પહેલી અવસ્થામાં લોહીમાં કુષ્ઠ કીટાણુઓ ( Bacillus Loprae ) લોહીમાં દાખલ થઇ પોતાનો અડ્ડો જમાવે છે. સંખ્યા વધતાં એમનું

વિષ માંસ વગેરે ધાતુઓમાં દાખલ થાય છે. પછી ચહેરો ફૂલેલો અને બેડોળ બની જાય છે. રોગ વધતાં ચામડી સુકાઇ સડવા માંડે છે. પછી આંગળીઓનાં ટેરવાં ગળી જઇ ખરવા માંડે છે. એમાંથી ગંધાતો સ્રાવ થયા કરે છે. અશક્તિ બહુ આવી જાય છે અને ઊંઘ, ઘેન અને આળસ આવ્યા કરે છે. આ રોગની પહેલી અવસ્થામાં પથ્યપાલન સાથે આ વટી આપવામાં આવે તો ફાયદો થાય છે.

**નોંધ**—(૧) ખોરાકમાં ઘઉં-ચણાની ભાખરી, દૂધ, ઘી અને સાકર, બહુ થોડા પ્રમાણમાં સિંધવ. દસ્ત નિયમિત સાફ આવવો જોઇએ. (૨) જો આ વટી લેતી વખતે મૂત્રનો અવરોધ થાય, રાત્રે ૨-૪ વાર પેશાબ કરવા ઊઠવું પડે કે તાવ આવી જાય અથવા મોં પર સોજો આવી જાય તો આ દવા છોડી દેવી જોઈએ. અને કુષ્ઠકુઠાર, આરોગ્યવર્ધિની, ચોલમોગરાનું તેલ કે બીજી કોઇ દવા લેવી જોઇએ.

લાંબા વખત સુધી ન રુઝાતા હોય તેવા નાડીવ્રણ, ભગંદર, આંતર્વિદ્રધિ અને દુષ્ટવિદ્રધિ કે જેથી તાવ આવી જતો હોય તેમાં બહારના ઉપચાર સાથે મલાઇ કે માખણ અને સાકર કે મધ સાથે આ વટી અપાય છે.

શ્રી પં. સુખરામદાસ ટી. ઓઝા આયુર્વેદમાર્તંડ, સફેદ સોમલ ૧ તોલો, સફેદ કાથો ૩ તોલા અને રમોડાની મેંશ ૧ તોલો મેળવી નાગરવેલના પાનના રસમાં ખરલ કરી ૦ાા-૦ાા રતીની ગોળીઓ બનાવે છે. આમાંથી ૧ થી ૪ ગોળી કફપ્રધાન શ્વાસના દરદીને ઠંડા પાણી સાથે આપે છે. ખોરાક સાથે ઘી, સરસિયા તેલનાં પકોડાં, કેરીનું અથાણું અને શાકમાં પણ સરસિયું તેલ આપે છે. દૂધ-દહીં નથી આપતા. કદાચ દરદીને દૂધ લેવું હોય તો થોડું આપે છે. સરસિયું તેલ જેટલું વધારે હોય તેટલું વધારે હિતકર છે.

## (૧૨૮) પંચનિંબ ચૂર્ણ

**વિધિ**—લીમડાની છાલ, મૂળ, પાન, ફૂલ અને ફળ એ પાંચે અંગ ૬૦ તોલા લઈ ચૂર્ણ કરવું અને લોહભસ્મ, હીમજ, કુંવાડિયાનાં બી, ચિત્રકમૂળ, ભિલામું, વાવડિંગ, સાકર, આમળાં, હળદર, પીપર, મરી, સૂંઠ, બાવચી, ગરમાળાનો ગોળ અને ગોખરુ એ ૧૫ ચીજો ૪-૪ તોલા લઇ ચૂર્ણ કરવું. પછી આ ચૂર્ણને લીમડાના ચૂર્ણ જોડે મેળવી, ભાંગરાના રસની અને ખેરની છાલના અષ્ટમાંશ ઉકાળાની ૧-૧ ભાવના આપવી. (શા. સં.)

**માત્રા**—૬ માસાથી ૧ તોલો ખેરની છાલના ઉકાળા સાથે આપવું.

**અનુપાન**—રોગબળ અધિક હોય અને પાચનશક્તિ પ્રબળ હોય, તો ખેરની છાલ અને વિજયસારના અષ્ટાવશેષ ક્વાથથી આપવું. સાથે સ્મરણ રાખવું કે 'કષાયપ્રધાન ઔષધિ'ના પાચનમાં પચનશક્તિને કાટ ચડે છે, તેથી રોગીના

બલાબલનો અવશ્ય વિચાર કરવો. યકૃત સબળ હોય અને દાહ હોય તો ઘીથી અને પાચનશક્તિ મંદ હોય તો દૂધથી આપવું.

ઉપયોગ—આ ચૂર્ણના સેવનથી બધી જાતના કુષ્ટરોગ ૧ મહિનામાં શમી જાય છે. દૂષીવિષના ઉપદ્રવરૂપ કુષ્ટ, પાચનક્રિયાના વિકારથી થનારો કુષ્ટ એ બધા મટી જાય છે. તેમજ ભગંદર, હાથીપગું, વાતરક્ત, નાડીવ્રણ, વિષપ્રકોપ, બધી જાતના પ્રમેહ, લોહીવિકાર, ઉપદંશના ઉપદ્રવરૂપ કુષ્ટ, પ્રદર, માથાનું દરદ, પેટ પર મેદ વધવો, ઉદરની કૃશતા વગેરે રોગોનો પણ નાશ થાય છે. આ ચૂર્ણના સેવનથી રોગી સર્વ પ્રકારના રોગ અને વૃદ્ધાવસ્થાની નબળાઈથી મુક્ત થઈ ચંદ્ર સમાન કાંતિવાળા બને છે.

### (૧૨૯) હરતાલ રસાયન (રસમાણિક્ય)

વિધિ—શોધન કર્યા વગરની હરતાલનો ભૂકો કરવો. પછી અભ્રકના બે સરખાં પતરાં લેવાં. મોટા કાગળ જેટલી પહોળાઈમાં એક અભ્રકના પતરાં પર હરતાલનો ભૂકો પાથરી બીજું પતરું ઢાંકી દેવું. પછી બન્નેને દબાવી છાણાના નિર્ધૂમ અગ્નિ પર મૂકવું અને ત્રણ ત્રણ મિનિટે ઊથલાવવું. ત્રણ વાર ઊથલાવવાથી હરતાલનો રંગ માણેક જેવો થઈ જાય છે. બરાબર ચોખ્ખો રંગ બની જાય એટલે દેવતા પરથી ઉતારી લેવું. ઠંડુ પડયે માણેક રસ કાઢી લેવો.

(આ. નિ. મા.)

માત્રા—૧ થી ૨ રતી તાવમાં નાગરવેલના પાન સાથે અને કુષ્ટમાં ખેરની છાલના ઉકાળા સાથે આપવો.

ઉપયોગ—આ રસાયન વાતકફજ્વર, વિષમજ્વર, સન્નિપાત, શ્વાસ, કાસ, હૃદયનો અવરોધ, ફૂટેલો કે ગલત્કુષ્ટ, વાતરક્ત, ભગંદર, નાડીવ્રણ, દુષ્ટવ્રણ, ઉપદંશ, વિચર્ચિકા, નાક અને મોંના રોગ, ભયંકર ઘા, પુંડરીક કુષ્ટ, ચર્મદલ કુષ્ટ, વિસ્ફોટક અને મંડલ કુષ્ટનો થોડા જ દિવસમાં નાશ કરે છે.

આ રસાયન બાળક, યુવાન, વૃદ્ધ, સુકુમાર સ્ત્રીઓ અને પ્રસૂતાને પણ અપાય છે. હરતાલની અંદર ગંધક અને સોમલ સ્વાભાવિક રીતે જ હોય છે. એની ભસ્મ બનાવવાથી ગંધક બધો ઊડી જાય છે અને સોમલનો થોડો ભાગ ઊડી જાય છે. રસમાણિક્ય બનાવવાથી ગંધક પરિપક્વ થઈ તેનું રૂપાન્તર થઈ જાય છે. સોમલ માત્ર ૨ % ઊડી જાય છે. આ રસાયનમાં સોમલ અને ગંધકનું એવી રીતે સંયોજન થાય છે કે એ લોહીમાં મળી જઈ જલદી પોતાનો પ્રભાવ બતાવે છે.

વરસાદમાં પલળવાથી કે શરદી લાગવાથી સ્વરયંત્ર, શ્વાસનલિકા અને ફેફસાંને આઘાત લાગે છે. પછી ઝીણા તાવ સાથે સળેખમ થાય છે. નાકમાંથી પાણી

પડે છે, વારંવાર છીંકો આવે છે અને ઘાંટો બેસી જાય છે. એવી સ્થિતિમાં મધ સાથે ૧–૧ રતી હરતાલ રસાયન સવારે અને રાત્રે આપવાથી બીજે જ દિવસે સળેખમ મટી જાય છે.

**સૂચના**—તાપમાં લૂ લાગી સળેખમ થાય તેની પર આ રસાયન ન વાપરવામાં આવે તો સારું. જે દરદીઓને મૂત્રપિંડનો પ્રદાહ હોય તેમને પારો, સોમલ કે હરતાલવાળી દવા વધારે દિવસ નથી અપાતી.

શરદી લાગવાથી છાતી જકડાઈ જાય છે. એનો તરત ઉપચાર કરવામાં ન આવે તો ફેફસાંમાં કફ ઉત્પન્ન થઈ તાવ આવી જાય છે અને ગભરામણ, ફેફસાં ખેંચાવાં, માથામાં દરદ, કબજિયાત વગેરે લક્ષણો થાય છે. એની શરૂઆતની અવસ્થામાં જો પીપર અને મધ સાથે સવારે અને રાત્રે હરતાલ રસાયન ૧–૧ રતી આપવામાં આવે તો આગળ થનારાં બધાં લક્ષણો રોકાઈ જાય છે. તાવ ઉત્પન્ન થયો હોય તો કબજિયાત મટાડે તેવું પંચસમચૂર્ણ વગેરે દવાઓ, શીતભંજી અથવા ત્રિભુવનકીર્તિ રસ જેવી જ્વરઘ્ન ઔષધિઓ કે વજ જેવી ઊલટી કરાવનાર દવા સાથે ૧–૧ રતી હરતાલ રસાયન આપવાથી જલદી ફાયદો થાય છે.

ઘણીવાર સળેખમમાંથી વાતશ્લેષ્મજ્વર (ઇન્ફ્લુએંઝા) થાય છે. આ તાવની પહેલી અવસ્થામાં આ રસાયન આપવાથી જંતુઓ નાશ પામે છે, કફ થતો બંધ થાય છે અને તાવ સરળતાથી મટી જાય છે.

કફપ્રધાન પ્રકૃતિ થવાથી જો દૂષિત કફ ફેફસાંમાં ભરાય છે તો તેમાંથી વિષ લોહીમાં શોષાય છે. લોહીમાં વિષ વધવાથી શ્વાસનો આક્ષેપ થાય છે અને બીજા વખતે પણ થોડી મહેનત કરતાં શ્વાસનો અવરોધ અને ગભરામણ વગેરે લક્ષણો થાય છે. એવા દરદીને દિવસમાં ૨ વાર મધ અને માખણ સાથે હરતાલ રસાયન ૧–૧ રતી ૧૫ દિવસ સુધી આપવાથી ફાયદો થાય છે. જો પૂરો ફાયદો ન થયો હોય તો ૧૫ દિવસ પછી ૧૦ દિવસ જવા દઈ ફરી હરતાલ રસાયન આપી શકાય છે.

**સૂચના**—જો દરદીને બીડીનું વ્યસન હોય તો તે છોડાવી દેવું જોઈએ. તેમજ ગોમૂત્રક્ષાર આપતા રહેવું જોઈએ.

કફપ્રધાન સન્નિપાતમાં કફનો પ્રકોપ વધારે રહે છે, શરીરની ગરમી કોઈવાર ૧૦૨° સુધી વધી જાય છે. ઘેન, ઊંઘ, આળસ, જીભ પર મેલની છારી જામવી વગેરે લક્ષણો સાથે કાંઈક બેશુદ્ધિ રહે છે. આ સ્થિતિમાં ૨–૨ રતીની માત્રામાં આ રસાયન મધ સાથે આપવાથી ફાયદો થાય છે.

ફુફ્ફુસ સન્નિપાત થાય ત્યારે ફેફસાંની અંદરથી ન્યુમોકોકાઈ જંતુઓ કફ સાથે બહાર નીકળ્યા કરે છે. આ રોગમાં કેટલાક દરદીઓ બહુ અશક્ત થઈ

જાય છે. એમનાં ફેફસાં સહેલાઇથી કફ બહાર ફેંકી શકતાં નથી અને નવો નવો કફ થયા જ કરે છે. એવા દરદીઓને મુખ્ય રોગશામક ઔષધિ સાથે આ રસાયન આપતા રહેવાથી કફ ઓછો ઉત્પન્ન થાય છે, ગભરામણ મટે છે અને કફ સહેલાઇથી બહાર નીકળવા માંડે છે.

**સૂચના**—જો કફ લોહીવાળો આવતો હોય તો આ રસાયન ન આપવું જોઇએ.

પરિવર્તિત જ્વર ખાસ કરીને ગરીબો અને બગડેલું અનાજ ખાનારાઓને થાય છે. તેમજ દુષ્કાળપિડિત વિસ્તારમાં આ રોગ વધારે થાય છે. આ તાવવાળાઓને ચોખ્ખા અનાજ સાથે આ રસાયન આપવામાં આવે તો થોડા જ દિવસમાં રોગ મટી જાય છે.

આ રસાયન વાતરક્ત, કુષ્ઠ, ઉપદંશ અને ચામડીના રોગો પર ફાયદો કરે છે. આ રોગો પર હરતાલ ભસ્મ પણ અપાય છે. એના ગુણો હરતાલ ભસ્મમાં બતાવ્યા છે. હરતાલ ભસ્મ ઉગ્ર હોવાથી જેનાથી સહન ન થતી હોય તેને ૨–૨ રતી માત્રામાં લોહી શુદ્ધ કરનાર અનુપાન સાથે આ રસાયન આપતા રહેવાથી અને પરહેજી પળાવવાથી જલદી ફાયદો થાય છે.

શ્વેતકુષ્ઠ પર લેપ કરવા માટે–૧ ભાગ હરતાલ રસાયન અને ૨ ભાગ બાવચીનું ચૂર્ણ મેળવી ગાયના મૂત્રમાં ખરલ કરી વર્તિ બનાવવી. પછી તેને ગોમૂત્રમાં ઘસી લેપ કરતા રહેવું. બે ત્રણ દિવસમાં ત્યાં ફોલ્લા ઊઠે છે. પછી ત્યાં આ દવા ન લગાડતાં માખણ લગાડતા રહેવું. ફોલ્લા મટી જાય એટલે ફરી લેપ કરવો. આ રીતે ૩–૪ વાર કરવાથી સફેદ ડાઘા મટી જાય છે.

**સૂચના**—કુષ્ઠ અને લોહીવિકારમાં દરદીને મીઠા વગરનો ખોરાક (દૂધ-ભાત) આપવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

આ રસાયનમાં તાલભસ્મ અને તાલસિંદૂરના ગુણ રહેલા છે. આ રસાયન પ્રસૂતા, વૃદ્ધ અને બાળકોને પણ નિર્ભયતાથી આપી શકાય છે. જંતુજન્ય, આમજન્ય અને વાતકફજન્ય રોગો પર આ રસાયન વપરાય છે. વાતરક્ત, કુષ્ઠ, ગલત્કુષ્ઠ, કફપ્રધાન શ્વાસ, આક્ષેપક વાત, પ્રસૂતાનો સન્નિપાત અને બાળકોની વરાધ પર આ રસાયન વધારે વપરાય છે. જે દરદીઓને વૃક્કપ્રદાહ હોય તેમને તાલસિંદૂર ઓછો અનુકૂળ રહે છે અને હરતાલવાળી ઔષધિ આપવાની જરૂર હોય ત્યારે આ રસાયન અપાય છે.

વાતરક્ત ઘણું ખરું કાયમ અથવા લાંબા વખત સુધી રહે છે. આ રોગ હાથ કે પગના અંગૂઠાથી શરૂ થાય છે. અંગૂઠો સૂજે છે અને એમાં દરદ થાય છે. પછી થોડા વખતમાં ઉપર વધી સાંધાઓ પકડે છે. એ વખતે ચામડી કાળી પડી જાય છે અને સખત દરદ, આખા શરીરમાં નસો ખેંચાવી, કંપ, શરીર

જકડાઈ જવું, એ જગ્યાની ચામડી બહેર મારી જવી વગેરે લક્ષણો થાય છે. કોઈ કોઈને આખા શરીરમાં સફી ખરજ, ગડગૂમડ કે ચામડીના રોગો પણ થઇ જાય છે. આ રોગ પર રક્તશોધક ક્વાથ સાથે અને પરહેજી સાથે માણિક્ય રસ આપતા રહેવાથી ૨–૩ મહિનામાં રોગ મટી જાય છે.

કફપ્રધાન તાવમાં છાતીમાં ખૂબ કફ, ગળામાંથી કફનો અવાજ આવવો, ૧૦૦° થી ૧૦૨° તાવ રહેવો, મોંમાં મીઠાશ અને ચીકાશ, આળસ, સળેખમ, નસો ખેંચાવી, વારંવાર પેશાબ થવો, પેશાબનો રંગ સફેદ થઇ જવો, આંતરડામાં ભાર, હાથપગ તૂટવા વગેરે લક્ષણો થાય છે. આ તાવ પર આદુનો રસ અને મધ સાથે માણિક્ય રસ અપાય છે. એનાથી કફ સહેલાઇથી બહાર નીકળે છે, આમનું પચન થાય છે, પેટમાં આફરો ચડ્યો હોય તો મટે છે અને પછી તાવ મટી જાય છે.

નાના બાળકોની વરાધમાં ફેફસાંમાં કફ ભરાઈ જાય છે. એ અવસ્થામાં એક ઊલટી અને એક ઝાડો કરાવનારી ઔષધ–ડબ્બાનાશક ગુટિકા–અપાય છે. તે પછી પણ ફેફસાંમાં શક્તિ ન આવી હોય અને કફનો પ્રકોપ થવાથી પેટમાં ખાડો પડતો હોય તે વખતે હરતાલ રસાયન મધ સાથે અપાય છે. જો એની સાથે અરડૂસીનો રસ મેળવવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

## (૧૩૦) મંજીષ્ઠાદિ તાલસિંદૂર

**વિધિ**—તાલસિંદૂર ૪ તોલા અને બૃહત્ મંજીષ્ઠાદિ ક્વાથનું ચૂર્ણ ૪ તોલા મેળવવું. પછી બૃહત્ મંજીષ્ઠાદિ ક્વાથના ૬–૬ તોલા ચૂર્ણમાં આઠગણું પાણી નાખી, અષ્ટમાંશ ક્વાથ કરી, ૩ ભાવના આપી મગ જેવડી ગોળીઓ વાળવી.

(આ. નિ. મા.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન કુષ્ઠ, ઉપદંશ, લોહીવિકાર અને ચામડીના રોગોને મટાડે છે. જૂના ઉપદંશમાં અને વાતકફપ્રધાન કુષ્ઠ રોગમાં થોડા જ દિવસમાં ફાયદો કરે છે. વિશેષ ગુણ તાલસિંદૂરમાં લખેલા છે.

## (૧૩૧) સૂતશેખર રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણખાર, શુદ્ધ વછનાગ, સુવર્ણભસ્મ, તામ્રભસ્મ, સૂંઠ, મરી, પીપર, શુદ્ધ ધતૂરાનાં બી, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, બીલીનો ગર્ભ, શંખભસ્મ અને કચૂરો એ બધા સરખે ભાગે લઇ, ભાંગરાના રસમાં ૧૨ કલાક ઘૂંટી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (યો. ૨.)

**સૂચના**—ભાંગરાનો રસ કાઢ્યા પછી સહેજ ઠરવા દેવો એટલે જાડો ભાગ નીચે બેસી જશે. પછી રૂના થર વડે ગાળી કામમાં લેવો.

વૃદ્ધ-પરંપરા પ્રમાણે સૂતશેખર ૨૧ દિવસ ઘૂંટવાનો રિવાજ છે. વધારે ઘૂંટવાથી વધારે ગુણકારી બને છે.

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર દૂધ, સાકર, ઘી અને મધ અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

અમ્લપિત્તમાં સૂતશેખર અપામાર્ગ ક્ષાર, સોડા બાઈકાર્બ અને ગુલકંદ સાથે દિવસમાં ૩ વાર આપવો. અથવા પ્રવાલપિષ્ટિ, ગળોસત્ત્વ અને દ્રાક્ષાવલેહ સાથે મેળવી સવારસાંજ આપવો જોઈએ.

**ઉપયોગ**—આ રસના સેવનથી અમ્લપિત્ત, ઊલટી, શૂળ, પાંચ પ્રકારના ગુલ્મ, પાંચ પ્રકારની ખાંસી, સંગ્રહણી, દાહ, ત્રિદોષજન્ય અતિસાર, શ્વાસ, મંદાગ્નિ, ભયંકર હેડકી, ઉદાવર્ત, જ્વર, ક્ષય વગેરે રોગો ૪૦ દિવસમાં ચોક્કસ મટી જાય છે.

સૂતશેખર પિત્તની અમ્લતા અને તીક્ષ્ણતાનું શમન કરે છે તેમજ વાયુનો પ્રકોપ પણ મટાડે છે. આથી વાતપિત્તજન્ય રોગો માટે આ રસ બહુ જ હિતકર છે. આ રસ આમાશય અને પિત્તાશયમાં પિત્તના પ્રકોપનું શમન કરી પિત્તની ઉત્પત્તિ નિયમિત બનાવે છે. તેથી અમ્લપિત્ત, ખાટી ઊલટી, પિત્તની વૃદ્ધિથી ઉત્પન્ન થનાર કોષ્ઠશૂળ, હેડકી, ઉદાવર્ત, પિત્તજન્ય માથાની શૂળ, દાહ, ગભરામણ, ચક્કર આવવાં, ઊંઘ ન આવવી, પિત્તજન્ય ઉન્માદ, નાકમાંથી લોહી પડવું, મોં આવી જવું, શીતપિત્ત વગેરે રોગો નાશ પામે છે. તેમજ આ રસ પિત્તનું શમન કરનાર હૃદ્ય અને સંગ્રાહી હોવાથી આંત્રસન્નિપાત, સૂતિકારોગ, ક્ષયની પહેલી અને બીજી અવસ્થા, પિત્તાતિસાર, રક્તાતિસાર, જ્વરાતિસાર, નવી પિત્તજન્ય સંગ્રહણી વગેરેમાં સેન્દ્રિય વિષનો નાશ કરી મળને બાંધે છે, દાહ ઓછો કરે છે અને જ્વરનું શમન કરે છે. આ રસ કલાકો સુધી આવ્યા જ કરે, કફ ન નીકળે અને સૂતી વખતે વધારે હેરાન કરે તેવી વાતપિત્તાત્મક ખાંસી અને પિત્તપ્રધાન શ્વાસ રોગને મટાડે છે. પિત્તાશય અશક્ત થઈ જવાથી પિત્ત ઓછું ઉત્પન્ન થાય છે અને તેથી જો અરુચિ, મંદાગ્નિ, અશક્તિ વગેરે રહેતાં હોય તો આ રસના સેવનથી બધું નિયમિત બની જાય છે.

સમીરપન્નગ, પંચસૂત અને મલ્લસિંદૂર એ ત્રણે કુપીપક્વ રસાયનો ઉત્તેજક છે. કજ્જલીની બનાવટોમાં મહાવાતવિધ્વંસન, એકાંગવીર, સ્મૃતિસાગર અને સૂતશેખર આ ચાર શામક છે. વાતવિધ્વંસન રસ વાતવાહિનીઓ અને વાતવહમંડળ પર શામક અસર કરે છે. એકાંગવીર વાતવાહિનીઓ અને સ્નાયુઓના ક્ષોભ પર ફાયદો કરે છે. સ્મૃતિસાગર કફપ્રધાન, પક્ષાઘાત, આક્ષેપક, અપતાનક વગેરે વાયુના પ્રકોપનું શમન કરે છે અને સૂતશેખર પિત્તજ અને વાતપિત્તજન્ય

રોગોમાં, ખાસ કરીને મધ્યમ કોષ્ઠમાં પાચનક્રિયા કરનારા અવયવસમૂહ પર શામક અસર કરે છે. આ શામક શબ્દનો અર્થ બરોબર સ્પષ્ટ કરવાની જરૂર છે.

આ રસ અફીણ જેવો તીવ્ર શામક નથી એટલે એ લીધા પછી તેની પ્રતિક્રિયા થતી નથી. અફીણ તીવ્ર શામક હોવાથી લીધા પછી થોડી જ વારમાં શામક અસર કરે છે અને દરદનું શમન કરે છે. પણ દરદ જેટલું જલદી બેસી જાય છે એટલું જ જલદી થવા માંડે છે, આથી રોગી ફરી હેરાન થાય છે. એટલું જ નહિ પણ કોઇકવાર દરદ વધી જતું પણ દેખાય છે. આવી શામક ઔષધિઓ વાતવાહિનીઓની સંવેદનાશક્તિ ઓછી કરે છે. આવી ઔષધિઓથી રોગનું કે દરદનું મૂળ કારણ નાશ પામતું નથી. થોડોક વખત સંવેદનાશક્તિ ઓછી થવાથી દરદ ઓછું માલમ પડે છે. શામક ઔષધિ જેટલી તીવ્ર હોય છે તેની પ્રતિક્રિયા પણ તેટલી જ તીવ્ર થાય છે. રબરનો દડો જેટલા જોરથી નાખો તેટલા જ જોરથી પાછો ઊછળે છે. આ ન્યાયે તીવ્ર શામક ઔષધિની પ્રતિક્રિયા પણ તીવ્ર જ થાય છે.

પરંતુ સૂતશેખર વગેરે શામક ઔષધિઓની શામકતા એવી જાતની છે, કે તેનાથી દરદના મૂળ કારણરૂપ જે રોગ હોય તેને જ મટાડે છે અને દરદ મટી જાય છે. દાખલા તરીકે અમ્લપિત્તમાં સૂતશેખર શામક છે. આમાં પેટમાં દરદ અને પેટમાં દરદ થઈ ઊલટી થઇ તેમાં ખારું પિત્ત નીકળે છે. આ રોગમાં વાયુ અને પિત્તના સંયોગથી પેટમાં દરદ થાય છે. આ જગ્યાએ શામક અને સંશોધક તરીકે જુદીજુદી ઘણી જાતની બનાવટો અપાય છે. આમાં તીવ્ર શામક અને માત્ર પિત્તની અમ્લતા ઓછી કરનાર સ્નિગ્ધ દ્રવ્યની અસર કામચલાઉ જ થાય છે. જો બરોબર સાચી ચિકિત્સા જ કરવી હોય તો દોષ પ્રમાણે ચિકિત્સા કરવી જોઈએ. વાયુ અને પિત્ત એ બે દોષો વધવાથી વેદના અને અમ્લતા આ બે મુખ્ય લક્ષણો થાય છે. આ જ દોષો પક્વાશયમાં વધવાથી જ જુદાંજુદાં લક્ષણો થાય છે. દરદ તો ત્યાં પણ થશે જ પણ અમ્લતાને બદલે જલધાતુની વૃદ્ધિ થશે અને અતિસાર થઇ જશે. અથવા સ્થૂલ વાયુ વધી આફરો ચડશે. આ સ્થાન પાચકપિત્ત અને સમાનવાયુનું કાર્યક્ષેત્ર હોવાથી તેમાં દૂષિતતા આવે છે અને ધાતુરૂપ પાચકપિત્ત અને સમાનવાયુ પોતાની સામ્યતા સ્થિર રાખવા પ્રયત્ન કરે છે. રોગને કાઢવા માટેનું યુદ્ધ ચાલુ થતાં આ લક્ષણો ઉત્પન્ન થાય છે. પાચકપિત્તમાં અમ્લતા વધવી એ પિત્તદોષનું લક્ષણ છે અને ખોરાક લેવામાં વિકૃતિ થવી એ સમાનવાયુના દોષનું લક્ષણ છે. આ દૂષિત અવસ્થા દૂર કરવા માટે જીવનીય શક્તિનો પ્રયત્ન ચાલુ રહે છે એથી અમ્લતા અને વેદના થાય છે. સૂતશેખરમાંની ચીજોની અસર પિત્તની અમ્લતા અને સમાન વાયુ બંને પર થાય

છે. જે ઔષધિ આમાશયની પિત્તવૃદ્ધિ પર વપરાય છે તે જ ઔષધિ પક્વાશયમાંની વાતપિત્તવૃદ્ધિ પર શામક અસર કરે છે. સૂતશેખરનું ખાસ કાર્ય આ સ્થાનોમાં મુખ્ય ધાતુઓની સામ્યતા સ્થાપન કરવાનું છે. આનાથી વાતવાહિનીઓ બહેર નથી મારી જતી અને તેમાં વાયુનું વહન સારી રીતે થાય છે. જેમ મીઠાથી પિત્તની અમ્લતા ઓછી થઇ મધુરતા આવે છે તેમ આ રસથી રૂપાંતર થયા વગર મૂળ પિત્તધાતુ વ્યવસ્થિત થાય છે. પછીથી અમ્લપિત્તમાં વધી ગયેલી અમ્લતાનું એની મેળે જ શમન થાય છે.

વધી ગયેલા દોષોની ચિકિત્સા કરવામાં જેની તત્કાલ પુરતી શામક અસર થતી હોય અને દોષોની વિષમતાનું શમન કરનાર હોય તેવી ઔષધિ આપવી જોઇએ. દોષનું શમન એટલે એક જગ્યાએ ઉત્પન્ન થયેલા વિકૃત દ્રવ્યનું શમન નહિ, તેમજ વિકૃત થયેલા અવયવોનું શમન પણ નહિ પણ જેનાથી અવયવોમાં વિકૃતિ ઉત્પન્ન થાય છે અને વિકૃત દ્રવ્ય ઉત્પન્ન થાય છે અને જે સમસ્થિતિમાં દેહને ટકાવે છે અને વિષમતા થતાં દોષ કહેવાય છે, તે મૂળ ધાતુઓની વિષમતાનો નાશ કરે. ધાતુઓને મૂળ સ્થિતિમાં લાવવી એનું જ નામ સાચું દોષનું શમન છે. આ અસર બહુ જ સૂક્ષ્મ પરમાણુઓ સુધી થાય છે. અમ્લપિત્તમાં અમ્લતા અને વેદનાનો એટલા ઊંડાણુ સુધી સંબંધ હોવાથી ઉપર-ઉપરથી કામ કરનાર તીવ્ર શામક ઔષધિ સાથે સૂતશેખર સરખાવાય નહિ. સૂતશેખર રસ ધાતુઓની વિષમતા દૂર કરી સામ્યતા સ્થાપે છે. જો કે સૂતશેખરની અસર થતાં સહેજ વાર લાગે છે પણ અસર થવા માંડે છે અને પ્રતિક્રિયા બહુ થતી નથી. આથી આ રસથી વધારે ખરાબ અસર દેખાતી નથી.

સૂતશેખર શામક હોવાથી હૃદ્ય પણ છે. આ રસની વાતવાહિનીઓ અને રક્તવાહિનીઓ બંને પર શામક અસર થાય છે. રક્તવાહિનીઓ સહેજ સંકોચાય છે અને તેથી હૃદયની જવાબદારી ઓછી થઈ તેને સહેજ આરામ મળે છે. આ રીતે આ રસ હૃદ્ય છે. આનું કાંઇક વધુ સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. કોઇ પણ જાતના સાન્નિપાતિક, ચેપી કે સેન્દ્રિય વિષથી આવેલ તાવમાં હૃદયની ગતિ બહુ વધી જાય છે; કારણકે રક્તમાં પ્રવેશેલું સેન્દ્રિયવિષ કે જંતુઓનો નાશ કરવા માટે અને એને અટકાવવા માટે રક્તાભિસરણક્રિયા જોરથી થાય છે. આથી હૃદયને વધારે કામ કરવું પડે છે. હૃદય અને નાડી બંને જોરથી વધારે કામ અને વધારે સ્પંદન કરે છે. આમ વધારે કામ કરવાથી હૃદયને થાક લાગે છે અને રોગી પણ થાકી જાય છે. પછી અશક્તિ આવે છે. પણ ડાહ્યા માણસોએ પહેલેથી જ હૃદયની સંભાળ રાખવી જોઇએ. આ કામ ઉત્તેજક ઔષધિથી થતું નથી. ઉત્તેજક ઔષધિ આપવાથી હૃદયને ઉત્તેજના મળી હૃદયની ક્રિયા જોરથી

થવા માંડે છે અને એને લીધે હૃદય થાકી જાય છે, પછી અશક્તિ આવે છે. હૃદયની આ સ્થિતિ વાયુ અને પિત્તને લીધે થાય છે. આવે વખતે હૃદયને ઔષધિ ન આપવી જોઇએ, આ એક જાતની હૃદયની ક્રિયા જ છે. સૂતશેખર જેવી ઔષધિથી હૃદયની ક્રિયા ઓછી થઇ તેને સહેજ આરામ મળે છે અને હૃદય બળવાન બને છે. આ દૃષ્ટિએ હૃદ્ય ઔષધિઓમાં સૂતશેખર બહુ ઉત્તમ ઔષધિ છે.

સન્નિપાત જ્વરોમાં ખાસ કરીને આંત્રિક સન્નિપાતમાં સૂતશેખર ખાસ અસર કરે છે. આ રસ આ રોગના કારણરૂપ જંતુઓનો સામનો કરે છે. લોહીમાં જંતુજન્ય વિષ અને દોષ પ્રકોપ થવાથી રક્તાભિસરણ ક્રિયા વેગથી થાય છે. આથી સન્નિપાતિક જ્વરોમાં સૂતશેખર રસની શામક અસર થાય છે.

(જ્યારે આંત્રિક સન્નિપાત–મધુરામાં પિત્તની પ્રધાનતા હોય ત્યારે આ રસાયન વપરાય છે. ઊંઘ ન આવવી, બહુ જ પીળા–ગરમ ગરમ પાતળા ઝાડા થવા, તરસ, ચક્કર આવવાં, માથામાં શૂળ, બકવાટ વગેરે લક્ષણો થાય ત્યારે સૂતશેખર, પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વ મેળવીને અપાય છે. આ રીતે રક્તપિત્તનાં લક્ષણો થાય અને લોહી પડવા માંડે તો કામદૂધા અને રાતા કમળના ફૂલના અવલેહ સાથે સૂતશેખર અપાય છે.)

જો આંત્રિકજ્વરમાં વધારે દાહ અને સૂકી ખાંસી હોય અને પેશાબમાં વધારે પીળાશ કે લાલાશ હોય તો ઉપલસરી, નાગરમોથ, કડુ, કરિયાતુ અને ધમાસો ૩–૩ રતી મેળવી ક્વાથ કરી પછી સાકર નાખી સવારસાંજ આપવાથી જ્વરવિષને દૂર કરવામાં સહાયતા મળી જાય છે.

સૂતશેખર રસ સહસ્રાર અને વાતવાહિનીઓ પર શામક અસર કરે છે. આમાં પણ ફેફસાં, આમાશય અને આંતરડાં પર અધિકાર રાખનારી વાતવાહિનીઓ પર ખાસ અસર કરે છે.

સૂતશેખર આપવા યોગ્ય રોગીના મસ્તકની સ્થિતિ બહુ વિચિત્ર હોય છે. આ રોગી ગાંડા જેવો ભ્રમિત અને જડ જેવો હોય છે. કાંઇક વિચિત્ર, ઠેકાણા વગરનું અને અસ્પષ્ટ બોલે છે. આવા રોગીના લવારામાં એક ખાસ વિચિત્રતા એ હોય છે કે રોગીને જાગૃત કરતાં તે શુદ્ધિમાં આવી જાય છે અને આંખો બંધ થાય, ઘેન આવે કે ઊંઘ આવવા માંડે કે તરત બબડવા માંડે છે. વાતવિધ્વંસન આપવા યોગ્ય રોગીનો લવારો બધી અવસ્થાઓમાં સરખો જ રહે છે. રોગીને ભાન રહેતું નથી અને બેભાનમાં લવારો કર્યા જ કરે છે. કોઇકવાર દરદી ગમે તેમ વર્તે, ક્રોધ કરી મારે, બચકાં ભરે, જોરથી બૂમો પાડે, રડે, દોડે એવું કરે છે. આ સ્થિતિ માત્ર વાયુની વૃદ્ધિથી થાય છે. આ સ્થિતિમાં દરદીને મહાવાતવિધ્વંસન રસ જ આપવો જોઇએ. આમાં સૂતશેખર અસર કરતો નથી.

• ઊંઘમાં બબડવું, પાસું ફેરવી સૂએ એટલે ઝુલવારો કરવો, આધાશીશી, આંખોમાં ઘેન વગેરે લક્ષણો સાથે અર્ધું ઘેન હોય ત્યારે સૂતશેખર રસ બહુ જ સુંદર ઔષધિ છે.

ભ્રમરોગમાં આ પૃથ્વી ફરતી હોય તેવું લાગે છે અથવા તો કુંભાર જેવી રીતે ચાકડો ફેરવે છે અથવા ત્રાજવામાં કોઇ ચીજ તોળવા માટે નાખતાં દાંડી જેમ ઉપર-નીચે થાય છે, એવી જાતનું ફરતું રોગીને લાગતું હોય તો તેની પર સૂતશેખર રસ બહુ સારું કામ કરે છે. આ ચક્કર એટલાં બધાં વધી જાય છે કે પથારીમાં પડ્યા પડ્યા પણ જાણે કોઇ ફેંકી દેતું હોય કે ચક્કર ચક્કર ફેરવતું હોય કે બાંધતું હોય તેવું લાગે છે. આ સ્થિતિમાં સૂતશેખર રસ અમૃત સમાન ગુણ આપનાર ઔષધિ છે.

કોઈ પણ કામ શરૂ કરતાં, ચોપડી વાંચતાં અને બીજા સાથે વાત કરતાં મગજ થાકી જવું, માથામાં વારંવાર ચક્કર આવવાં, તે એટલાં બધાં કે ચાલતાં ચાલતાં સમતોલપણું જતું રહી એક બાજુ પડી જવાશે કે શું એવું લાગવું-અહીં સમતોલપણું જતું રહેશે એવું લાગે છે પણ જતું નથી રહેતું અને જતું રહે તો-પણ દરદી ગબડી પડતો નથી. સમતોલપણું જતું રહી બેશુદ્ધિ આવી જતી હોય તો સ્મૃતિસાગર આપવો જોઇએ. આમાં સૂતશેખરથી બરોબર ફાયદો થતો નથી. સમતોલપણું જતું રહેવું કે ચક્કર વધારે આવવાં, આંખે અંધારાં આવવાં, બધે અંધકાર વ્યાપી રહ્યો અને હું આ અંધારામાં કયા ખુણામાં પડ્યો છું, એવું લાગવું, આવી સ્થિતિ સહેજ વાર રહી પછી અંધારાં ઓછાં થઈ જાય છે અને દરદી શુદ્ધિમાં આવી જાય છે. આવી સ્થિતિમાં સૂતશેખર રસ વપરાય છે.

આક્ષેપકમાં વાયુની તાણ વધારે આવતી હોય ત્યારે સૂતશેખર ઉપયોગી છે. આ રસથી તાણ આવતી બંધ થાય છે. માત્ર આ વિકાર વાતપિત્તજન્ય હોવો જોઇએ. નાના બાળકોની તાણમાં સૂતશેખર વધારે અસર કરવાનું જાણ્યું નથી. પરંતુ મોટા માણસો ખાસકરીને સ્ત્રીઓને થનાર ઉન્માદની સૌમ્ય ખેંચ અને હિસ્ટીરિયાની તાણ સૂતશેખરથી ઓછી થયાના દાખલા મળી આવે છે. સૂતશેખરથી ઉન્માદમાંનો તાણનો વેગ ઓછો થાય છે અને જે દોષ-દૂષ્યથી ઉન્માદ રોગ ઉત્પન્ન થયો હોય તેનું પણ શમન થાય છે.

પરંતુ ગંન્યાર-રક્તજ મૂર્છા-ની તાણમાં સૂતશેખર ન આપવો જોઇએ; કારણકે રક્તજ મૂર્છામાં મસ્તકમાં સહસ્રાર કે તેની પાસે લોહીનો જમાવ થાય છે. આ વખતે માથામાં લોહીનું દબાણ ઘટાડનારી, રક્તશામક, વિરેચક અને શામક ઔષધિ આપવી જોઇએ. ચિકિત્સા પણ આ સિદ્ધાન્ત પ્રમાણે જ કરવી જોઇએ; એટલે સૂતશેખરથી આ કામ થતું નથી. ઉન્માદનું-ચિત્તના ભ્રમનું કારણ વાત-

ધાહિનીઓનો ક્ષોભ હોય છે. એ વખતે ક્ષોભનો નાશ કરનાર અને વાયુનું શમન કરનાર ઔષધિ આપવી જોઈએ. સૂતશેખરમાં આ બંને ગુણો રહેલા છે.

કેટલીક સ્ત્રીઓને ગર્ભપાત થયા પછી અથવા કષ્ટાર્તવમાં ઉન્માદ જેવી તાણ આવે છે. ગર્ભાશય સંકોચાવાથી કે ગર્ભકોષ્ઠમાંથી લોહીના મોટા મોટા લોચા પડવાથી દરદ થાય છે અને બીજકોષોમાં શૂળ મારે છે. આથી સ્ત્રી થાકી જાય છે અને બેચેની લાગે છે. આ બેચેની બધે બધી વખતે એક સરખી નથી હોતી. કોઈક વખત વધી જાય છે અને કોઈવાર ઓછી પણ થઈ જાય છે. એટલે કે બેચેની અને દરદના હુમલા આવે છે. તેમજ ચક્કર આવવાં, છાતી બાંધી હોય તેવી ગભરામણ, બેચેની, વારંવાર થોડી ઊલટીઓ, ઊલટી થવામાં ખૂબ ત્રાસ, ઊલટી વખતે પેટમાં ચૂંક અને દરદ વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. આ વિકાર પર સૂતશેખર ફાયદો કરે છે. આવી જ રીતે બીજા કોઈ કારણથી વાયુની તાણ આવતી હોય અને રોગી તદ્દન બેભાન ન હોય તો સૂતશેખર આપવો જોઈએ.

માથાનું દરદ સામાન્ય સળેખમથી લઈ સહસ્રારના આવરણના સોજા સુધી જુદાજુદા નાનામોટા રોગમાં દેખાય છે. સામાન્ય રીતે લોકો માથાનાં દરદ વખતે સૂતશેખર લેવાનું વધારે રાખે છે. જો સળેખમથી માથાનું દરદ થતું હોય તો સૂતશેખર જેવી બળવાન ઔષધિ ન આપતાં બીજી સૌમ્ય ઔષધિ કે બહારના ઉપચારોથી મટાડવું સારુ છે. જો માથાના આવરણના કોઈ વિકારથી દરદ થતું હોય તો ત્યાંપણ સૂતશેખર કાંઈ ખાસ અસર કરતો નથી. આ બંને જગ્યાએ સૂતશેખર આપવો ઠીક નથી.

પિત્તના પ્રકોપથી ઉત્પન્ન થનારા માથાના દરદમાં સૂતશેખર વધારે વપરાય છે. પિત્તનો વધારે સંચય થવાથી ગળામાં બળતરા, ઊલટી, ઊલટી થયે માથાનું દરદ ઘટી જવું વગેરે લક્ષણો થાય ત્યારે સૂતશેખર સારી અસર કરે છે. જો કે વધેલા પિત્તનું કે પિત્તની અમ્લતાનું રૂપાંતર કરી સ્વાદુતા ઉત્પન્ન કરવાનો ગુણ સૂતશેખરમાં નથી. તોપણ પિત્ત વધી ઉદરમાં સંચિત થવાનું કાર્ય ઓછું થઈ જાય છે.

કેટલાક માણસોને માથાનું દરદ વારસામાં ઊતરે છે. આમાં પિત્તના પ્રકોપ કે સંચયનાં સ્પષ્ટ ચિહ્નો નથી થતાં. કાંઈક વિકૃતિ થઈ કે કોઈ જગ્યાએ દોષનો સંચય થયો કે તરત માથાનું દરદ થવા માંડે છે. આ આનુવંશિક દરદ પર સૂતશેખરની સારી અસર થયાના દાખલા મળી આવે છે.

વાયુની મસ્તકશૂળમાં વાયુનો પ્રકોપ કારણ હોય છે. વાયુના પ્રકોપથી દરદ બહુ સખત હોય છે અને દરદી બેચેન થઈ જાય છે. એમાં માથામાં બહારથી

કોઈ ખીલો કેમ ના ઠોક્તું હોય તેવું દરદ આખા માથામાં થાય છે. કોઈ કોઈવાર દરદ એટલું સખત થાય છે કે દરદી માથું પટકે છે અને જોરથી બૂમો પાડે છે કે રડવા માંડે છે. જો કોઈવાર ઊલટી થાય છે તો દરદ તરત બેસી જાય છે. વાતજન્ય માથાની શૂળમાં મોટે ભાગે ઊલટી થતી નથી અને જલદી બંધ પણ નથી થતી. આ રોગ પર સૂતશેખર રસ સારી અસર કરે છે.

ઉન્માદ કે જ્વરમાં ભ્રમ, ચક્કર, લવારો, માનસિક ભ્રમ અને ગાંડપણ જેવું થવું, કોઈ પણ વાત મનમાં આવે કે તેના પર જ ધ્યાન રહેવું અને આખો વખત તેનો જ વિચાર કર્યા કરવો અને તેના જ સવાલ અને લવારો કરવો વગેરે લક્ષણો થાય ત્યારે સૂતશેખર રસ સારી અસર કરે છે. આમાં ખાસકરીને લોહીનું દબાણ અને પિત્ત વધી ઉપરનાં લક્ષણો થાય છે. જે સ્થાનોમાં તાવની ગરમી વધવાથી લવારો વગેરે થાય છે તે સ્થાનો માટેની જ્વરઘ્ન ઔષધિ આપવી પડે છે. પણ તાવની ગરમી ઘટી ગયા પછી લવારો વગેરે લક્ષણો હોય તો લોહીમાં નુકસાનકારક તત્ત્વોનું મિશ્રણ હોય છે. આ દ્રવ્યો વાતવહકેન્દ્રમાં જઈ આવાં લક્ષણો ઉત્પન્ન કરે છે. એટલે કે આંત્રિક, શ્વસનક, શ્લૈષ્મિક વગેરે સન્નિપાત જ્વરોમાં સૂતશેખર જરૂર આપવો જોઈએ.

વારંવાર તાણ આવી હાથ–પગ ખેંચાઈ જવા, આંગળીઓ ખેંચાવી, શેક કરવાથી સહેજ સારું લાગવું, તાણનો વેગ એકદમ આવવો પણ જોરદાર ન હોવો, હાથ–પગમાં ખેંચ થવી એટલે કે હાથ–પગના સ્નાયુઓ કઠણ અને સંકુચિત થઇ જવા તેમજ ચેપી કોલેરામાં આખા શરીરમાં થતી ખેંચ આ બધા પર સૂતશેખર જલદીથી સારો ફાયદો કરે છે.

તીવ્ર અમ્લપિત્તમાં થનારી ગળાની બળતરા, ખાટા ઓડકાર, પેટમાં દાહ, જેમ દિવસ જતા જાય તેમ તેમ દરદ વધવું, સાથે સાથે કડવી–ખાટી ઊલટી થવી, ઊલટી વખતે ગળું, તાળવું, મોં જીભ વગેરે પર બળતરા થવી, ગળું અને મોં આવી જવું, પેટના દરદ સાથે માથાનું દરદ શરૂ થવું, ભયંકર બેચેની વગેરે લક્ષણો થાય છે. આ રોગની તીવ્ર અવસ્થામાં પહેલાં સુવર્ણમાક્ષિકભસ્મ, પ્રવાલપિષ્ટિ અને દાડમનો રસ વગેરે શામક ઔષધિઓ આપવી જોઇએ. તીવ્ર લક્ષણો ઓછાં થયાં પછી પેટમાં પિત્તમાં સ્રાવ વધારે થયા કરે છે અને તે તીવ્ર હોય છે. એ સ્રાવ ઓછો કરવા માટે સૂતશેખર આપવો જોઇએ.

આમાશયમાંની પિત્તોત્પાદક ગ્રંથિઓ જુદાંજુદાં કારણોથી વધારે આમાશય રસ ઉત્પન્ન કરવા માંડે છે અને તેમાં તીવ્રતા પણ વધારે હોય છે. આથી આમાશયની શ્લેષ્મકલા પર અસર થઇ સોજો અને ફોલ્લા જેવી સ્થિતિ થાય છે અને છેવટે તે સ્થાને પાતળા અને સૂક્ષ્મ વણ થઇ જાય છે. પછી તે સ્થાનોમાં

કઠણુ અન્ન ચોંટી જાય છે. તેમાં અન્ન પેસી સડવા માંડે છે, પેટમાં શળ મારે છે અને પછી ઉલટી થઇ અન્ન બહાર નીકળી જાય છે ત્યારે કાંઇક શાંતિ વળે છે. આને આયુર્વેદમાં 'અન્નદ્રવ શળ' કહે છે. આમાં આમાશયના વ્રણનું રોપણું થાય તેને જ સાચી ચિકિત્સા કહેવાય. સૂતશેખરથી પિત્તને સ્રાવ નિયમિત થાય છે અને વ્રણ રુઝાવામાં મદદ મળે છે. આ રીતે અગ્નાશયના આગ્નેય રસના વિકારથી થતી શળ પર પણુ સૂતશેખર રસ સારી અસર કરે છે.

પિત્તાશયમાંથી નીકળતું પિત્ત ગાઢું થઇ નાની નાની કાંકરીઓ બાઝી જાય છે. પછી એમાં એક જાતની તીવ્ર કોષ્ઠશળ ઉત્પન્ન થાય છે. ગ્રહણીમાં આવેલા પિત્તવહસ્રોતો અને પિત્તાશયમાંથી જ શળ મારવા માંડે છે. પિત્તાશ્મરીનાં કણુ વાગવાથી કે પિત્તથી થતા તીક્ષ્ણજ્વરથી શળ ઉત્પન્ન થાય છે. સૂતશેખરથી આ શળ પોતે બેસી જતી નથી તોપણુ સૂતશેખરથી પિત્તની અશ્મરી થતી અટકે છે: પિત્તની તીક્ષ્ણતા બહુ વધી હોય તોપણુ નિયમિત થાય છે. અહીં અનુપાન તરીકે ધમાસો, ગળો, દ્રાક્ષ, જેઠીમધ અને સાકરનો ઉકાળો આપવો જોઇએ. આની પહેલાં પિત્તનો સ્રાવ કરાવનાર ઔષધિ આપવી જોઇએ. આ રીતે પિત્તાશ્મરી ઉત્પન્ન થતી અટકી જાય છે.

વાતાતિસાર અને પિત્તાતિસાર બંનેમાં સૂતશેખર રસ સારી અસર કરે છે. વિદાહી ભોજક કે આમના સંચયથી અતિસાર ઉત્પન્ન થાય છે. ખોરાક બરાબર પચતો નથી. એમાં યકૃત પિત્ત પૂરતા પ્રમાણુમાં ન મળવાથી જે અન્ન આંતરડાંમાં જાય છે તેનો વિદાહ થાય છે, બરાબર વિયોજન થતું નથી અને શોષણુ પણુ બરાબર થતું નથી. આથી આંતરડાંમાં અન્નરસનો સંચય થઈ જલધાતુ વધે છે. પછી અતિસાર ઉત્પન્ન થઇ વિદગ્ધ અન્ન નીકળે છે. પિત્તનું સાંદ્રત્વ અને દ્રવત્વ વધવાથી પિત્તાતિસાર ઉત્પન્ન થયો હોય તો સૂતશેખર વધારે ઉપયોગી થઈ પડે છે. સૂતશેખરથી પિત્તનું નિયમન થાય છે એટલે કે વધુ ઉત્પત્તિ થતી અટકે છે અને પછી અતિસાર એની મેળે જ મટી જાય છે.

કોઇવાર પિત્તનો અતિરેક થવાથી તેની વિષમતા અને વૈગુણ્યતાને લીધે અતિસાર થાય છે. સ્વાસ્થ્યની દૃષ્ટિએ શરીરનું ધાતુદ્રવ્ય વિશિષ્ટ પ્રમાણુમાં અને વિશિષ્ટ ગુણુ અને વીર્યવાળું હોવું જ જોઇએ. આમાં વિષમતા થવાથી રોગ ઉત્પન્ન થાય છે. પ્રમાણુ ઘટે અને શક્તિ ઘટે એ એક પ્રકાર છે અને આ બંને વધે એ બીજો પ્રકાર છે. તીક્ષ્ણ, સાંદ્ર અને દ્રવ ગુણુવાળું પિત્ત બહુ વધારે પ્રમાણુમાં અન્નમાં મળવાથી આંતરડાંમાં સોજો અને ફોલ્લા જેવું થઇ જલધાતુ વધે છે અને પછી અતિસાર થઈ જાય છે. પિત્ત વધવાથી થતા અતિસારમાં ઝાડા ખૂબ પરિમાણુમાં, ગરમ-ગરમ અને પીળા રંગના હોય છે. ઝાડા વખતે

કરણુ અન્ન ચોંટી જાય છે. તેમાં અન્ન પેસી સડવા માંડે છે, પેટમાં શૂળ મારે છે અને પછી ઊલટી થઇ અન્ન બહાર નીકળી જાય છે ત્યારે કાંઇક શાંતિ વળે છે. આને આયુર્વેદમાં 'અન્નદ્રવ શૂળ' કહે છે. આમાં આમાશયના વ્રણનું રોપણું થાય તેને જ સાચી ચિકિત્સા કહેવાય. સૂતશેખરથી પિત્તનો સ્રાવ નિયમિત થાય છે અને વ્રણ રૂઝાવામાં મદદ મળે છે. આ રીતે અગ્નાશયના આગ્નેય રસના વિકારથી થતી શૂળ પર પણ સૂતશેખર રસ સારી અસર કરે છે.

પિત્તાશયમાંથી નીકળતુ પિત્ત ગાટું થઇ નાની નાની કાંકરીઓ બાઝી જાય છે. પછી એમાં એક જાતની તીવ્ર કોષ્ઠશૂળ ઉત્પન્ન થાય છે. ગ્રહણીમાં આવેલા પિત્તવહસ્રોતો અને પિત્તાશયમાંથી જ શૂળ મારવા માંડે છે. પિત્તાશ્મરીનાં કણુ વાગવાથી કે પિત્તથી થતા તીક્ષ્ણજ્વરથી શૂળ ઉત્પન્ન થાય છે. સૂતશેખરથી આ શૂળ પોતે બેસી જતી નથી તોપણુ સૂતશેખરથી પિત્તની અશ્મરી થતી અટકે છે. પિત્તની તીક્ષ્ણતા બહુ વધી હોય તોપણુ નિયમિત થાય છે. અહીં અનુપાન તરીકે ધમાસો, ગળો, દ્રાક્ષ, જેઠીમધ અને સાકરનો ઉકાળો આપવો જોઇએ. આની પહેલાં પિત્તનો સ્રાવ કરાવનાર ઔષધિ આપવી જોઇએ. આ રીતે પિત્તાશ્મરી ઉત્પન્ન થતી અટકી જાય છે.

વાતાતિસાર અને પિત્તાતિસાર બંનેમાં સૂતશેખર રસ સારી અસર કરે છે. વિદાહી ભોજક કે આમના સંચયથી અતિસાર ઉત્પન્ન થાય છે. ખોરાક બરાબર પચતો નથી. એમાં યકૃત પિત્ત પૂરતા પ્રમાણુમાં ન મળવાથી જે અન્ન આંતરડાંમાં જાય છે તેનો વિદાહ થાય છે, બરાબર વિયોજન થતુ નથી અને શોષણુ પણુ બરાબર થતું નથી. આથી આંતરડાંમાં અન્નરસનો સંચય થઈ જલધાતુ વધે છે. પછી અતિસાર ઉત્પન્ન થઇ વિદગ્ધ અન્ન નીકળે છે પિત્તનું સાંદ્રત્વ અને દ્રવત્વ વધવાથી પિત્તાતિસાર ઉત્પન્ન થયો હોય તો સૂતશેખર વધારે ઉપયોગી થઈ પડે છે. સૂતશેખરથી પિત્તનું નિયમન થાય છે એટલે કે વધુ ઉત્પત્તિ થતી અટકે છે અને પછી અતિસાર એની મેળે જ મટી જાય છે.

કોઇવાર પિત્તનો અતિરેક થવાથી તેની વિષમતા અને વૈગુણ્યતાને લીધે અતિસાર થાય છે. સ્વાસ્થ્યની દૃષ્ટિએ શરીરનુ ધાતુદ્રવ્ય વિશિષ્ટ પ્રમાણુમાં અને વિશિષ્ટ ગુણુ અને વીર્યવાળું હોવું જ જોઇએ. આમાં વિષમતા થવાથી રોગ ઉત્પન્ન થાય છે. પ્રમાણ ઘટે અને શક્તિ ઘટે એ એક પ્રકાર છે અને આ બંને વધે એ બીજો પ્રકાર છે. તીક્ષ્ણ, સાંદ્ર અને દ્રવ ગુણવાળું પિત્ત બહુ વધારે પ્રમાણુમાં અન્નમાં મળવાથી આંતરડાંમાં સોજો અને ફોલ્લા જેવું થઇ જલધાતુ વધે છે અને પછી અતિસાર થઈ જાય છે. પિત્ત વધવાથી થતા અતિસારમાં ઝાડા ખૂબ પરિમાણુમાં, ગરમ–ગરમ અને પીળા રંગના હોય છે. ઝાડા વખતે

કોઇ ખીલો કેમ ના ઠોકતું હોય તેવું દરદ આખા માથામાં થાય છે. કોઈ કોઈવાર દરદ એટલું સખત થાય છે કે દરદી માથું પટકે છે અને જોરથી બૂમો પાડે છે કે રડવા માંડે છે. જો કોઈવાર ઊલટી થાય છે તો દરદ તરત બેસી જાય છે વાતજન્ય માથાની શૂળમાં મોટે ભાગે ઊલટી થતી નથી અને જલદી બંધ પણ નથી થતી આ રોગ પર સૂતશેખર રસ સારી અસર કરે છે.

ઉન્માદ કે જ્વરમાં ભ્રમ, ચક્કર, લવારો, માનસિક ભ્રમ અને ગાંડપણ જેવું થવું, કોઈ પણ વાત મનમાં આવે કે તેના પર જ ધ્યાન રહેવું અને આખો વખત તેનો જ વિચાર કર્યા કરવો અને તેના જ સવાલ અને લવારો કરવો વગેરે લક્ષણો થાય ત્યારે સૂતશેખર રસ સારી અસર કરે છે. આમાં ખાસ કરીને લોહીનું દબાણ અને પિત્ત વધી ઉપરના લક્ષણો થાય છે જે સ્થાનોમાં તાવની ગરમી વધવાથી લવારો વગેરે થાય છે તે સ્થાનો માટેની જ્વરઘ્ન ઔષધિ આપવી પડે છે પણ તાવની ગરમી ઘટી ગયા પછી લવારો વગેરે લક્ષણો હોય તો લોહીમાં નુકસાનકારક તત્ત્વોનું મિશ્રણ હોય છે. આ દ્રવ્યો વાતવહકેન્દ્રમાં જઈ આવા લક્ષણો ઉત્પન્ન કરે છે. એટલે કે આન્ત્રિક, શ્વસનક, શ્લૈષ્મિક વગેરે સન્નિપાત જ્વરોમાં સૂતશેખર જરૂર આપવો જોઈએ.

વારંવાર તાણ આવી હાથ-પગ ખેંચાઈ જવા, આંગળીઓ ખેંચાવી, શેક કરવાથી સહેજ સારુ લાગવું, તાણનો વેગ એકદમ આવવો પણ જોરદાર ન હોવો, હાથ-પગમાં ખેંચ થવી એટલે કે હાથ-પગના સ્નાયુઓ કઠણ અને સંકુચિત થઈ જવા તેમજ ચેપી રોગોમાં આખા શરીરમાં થતી ખેંચ આ બધા પર સૂતશેખર જલદીથી સારો ફાયદો કરે છે.

તીવ્ર અમ્લપિત્તમાં થનારી ગળાની બળતરા, ખાટા ઓડકાર, પેટમાં દાહ, જેમ દિવસ જતા જાય તેમ તેમ દરદ વધવું, સાથે સાથે કડવી-ખાટી ઊલટી થવી, ઊલટી વખતે ગળું, તાળવું, મો જીભ વગેરે પર બળતરા થવી, ગળું અને મો આવી જવું, પેટના દરદ સાથે માથાનું દરદ શરૂ થવું, ભયંકર બેચેની વગેરે લક્ષણો થાય છે. આ રોગની તીવ્ર અવસ્થામાં પહેલાં સુવર્ણમાક્ષિકભસ્મ, પ્રવાલપિષ્ટિ અને દાડમનો રસ વગેરે શામક ઔષધિઓ આપવી જોઇએ. તીવ્ર લક્ષણો ઓછાં થયાં પછી પેટમાં પિત્તમાં સ્રાવ વધારે થયા કરે છે અને તે તીવ્ર હોય છે. એ સ્રાવ ઓછો કરવા માટે સૂતશેખર આપવો જોઇએ.

આમાશયમાંની પિત્તોત્પાદક ગ્રંથિઓ જુદાજુદાં કારણોથી વધારે આમાશય રસ ઉત્પન્ન કરવા માંડે છે અને તેમાં તીવ્રતા પણ વધારે હોય છે. આથી આમાશયની શ્લેષ્મકલા પર અસર થઇ સોજો અને ફોલ્લા જેવી સ્થિતિ થાય છે અને છેવટે તે સ્થાને પાતળા અને સૂક્ષ્મ વ્રણ થઈ જાય છે. પછી તે સ્થાનોમાં

કઠણુ અન્ન ચોંટી જાય છે. તેમાં અન્ન પેસી સડવા માંડે છે, પેટમાં શૂળ મારે છે અને પછી ઊલટી થઇ અન્ન બહાર નીકળી જાય છે ત્યારે કાંઈક શાંતિ વળે છે. આને આયુર્વેદમાં 'અન્નદ્રવ શૂળ' કહે છે. આમાં આમાશયના વ્રણનુ રોપણું થાય તેને જ સાચી ચિકિત્સા કહેવાય. સૂતશેખરથી પિત્તનો સ્રાવ નિયમિત થાય છે અને વ્રણ રુઝાવામાં મદદ મળે છે. આ રીતે અગ્નાશયના આગ્નેય રસના વિકારથી થતી શૂળ પર પણુ સૂતશેખર રસ સારી અસર કરે છે.

પિત્તાશયમાંથી નીકળતુ પિત્ત ગાઢું થઇ નાની નાની કાંકરીઓ બાઝી જાય છે. પછી એમાં એક જાતની તીવ્ર કોઇશૂળ ઉત્પન્ન થાય છે. ગ્રહણીમાં આવેલા પિત્તવહસ્રોતો અને પિત્તાશયમાંથી જ શૂળ મારવા માંડે છે. પિત્તાશ્મરીનાં કણુ વાગવાથી કે પિત્તથી થતા તીક્ષ્ણુજ્વરથી શૂળ ઉત્પન્ન થાય છે. સૂતશેખરથી આ શૂળ પોતે બેસી જતી નથી તોપણુ સૂતશેખરથી પિત્તની અશ્મરી થતી અટકે છે. પિત્તની તીક્ષ્ણતા બહુ વધી હોય તોપણ નિયમિત થાય છે. અહીં અનુપાન તરીકે ધમાસો, ગળો, દ્રાક્ષ, જેઠીમધ અને સાકરનો ઉકાળો આપવો જોઇએ. આની પહેલાં પિત્તનો સ્રાવ કરાવનાર ઔષધિ આપવી જોઇએ. આ રીતે પિત્તાશ્મરી ઉત્પન્ન થતી અટકી જાય છે.

વાતાતિસાર અને પિત્તાતિસાર બંનેમાં સૂતશેખર રસ સારી અસર કરે છે. વિદાહી ભોજન કે આમના સંચયથી અતિસાર ઉત્પન્ન થાય છે. ખોરાક બરોબર પચતો નથી. એમાં યકૃત પિત્ત પૂરતા પ્રમાણુમાં ન મળવાથી જે અન્ન આંતરડાંમાં જાય છે તેનો વિદાહ થાય છે, બરોબર વિયોજન થતુ નથી અને શોષણુ પણુ બરોબર થતુ નથી. આથી આંતરડાંમાં અન્નરસનો સંચય થઈ જલધાતુ વધે છે. પછી અતિસાર ઉત્પન્ન થઇ વિદગ્ધ અન્ન નીકળે છે. પિત્તનું સાંદ્રત્વ અને દ્રવત્વ વધવાથી પિત્તાતિસાર ઉત્પન્ન થયો હોય તો સૂતશેખર વધારે ઉપયોગી થઈ પડે છે. સૂતશેખરથી પિત્તનું નિયમન થાય છે એટલે કે વધુ ઉત્પત્તિ થતી અટકે છે અને પછી અતિસાર એની મેળે જ મટી જાય છે.

કેટલીકવાર પિત્તનો અતિરેક થવાથી તેની *વિષમતા અને વૈગુણ્યતાને લીધે* અતિસાર થાય છે. સ્વાસ્થ્યની દૃષ્ટિએ શરીરનું ધાતુદ્રવ્ય વિશિષ્ટ પ્રમાણુમાં અને વિશિષ્ટ ગુણ અને વીર્યવાળું હોવુ જ જોઇએ. આમાં વિષમતા થવાથી રોગ ઉત્પન્ન થાય છે. પ્રમાણુ ઘટે અને શક્તિ ઘટે એ એક પ્રકાર છે અને આ બંને વધે એ બીજો પ્રકાર છે. તીક્ષ્ણુ, સાંદ્ર અને દ્રવ ગુણવાળું પિત્ત બહુ વધારે પ્રમાણુમાં અન્નમાં મળવાથી આંતરડાંમાં સોજો અને ફોલ્લા જેવું થઇ જલધાતુ વધે છે અને પછી અતિસાર થઈ જાય છે. પિત્ત વધવાથી થતા અતિસારમાં ઝાડા ખૂબ પરિમાણુમાં, ગરમ-ગરમ અને પીળા રંગના હોય છે. ઝાડા વખતે

ઉદરમાં દાહ, ગભરામણ, બેચેની, બહુ તરસ, કોઈવાર ભ્રમ અને લવારો વગેરે લક્ષણો થાય છે. સૂતશેખરથી અતિસાર ઓછો થઇ જાય છે અને સાથે સાથે લવારો, ગભરામણ, તરસ, ભ્રમ, બેચેની વગેરે ઉપદ્રવો પણ બેસી જાય છે. આવી સ્થિતિમાં સૂતશેખર બહુ ઓછી માત્રામાં દર અર્ધા કે એક કલાકે આપવો જોઇએ.

આંતરડાના જુદાજુદા ઘણા રોગો પર સૂતશેખર રસ સારી અસર કરે છે. સૂતશેખરમાં ખાસ ગુણ એ છે કે શરીરનાં ઘટકોને નુકસાન ન થાય એ રીતે જંતુઓનો નાશ કરે છે. આ સૌમ્ય ગુણથી જંતુઓનો નાશ તો થાય છે જ અને શરીરનાં ઘટકો પર બિલકુલ ખરાબ અસર થતી નથી.

વિષૂચિકામાં અપચનથી થતો અને જંતુજન્ય એવા બે પ્રકાર છે. જંતુજન્ય કોલેરાની તદ્દન શરૂઆતની અવસ્થાથી ત્રીજી અવસ્થા સુધી દરેક વખતે સૂતશેખર બહુ સારી અસર કરે છે. કોલેરામાં બહુ ઝાડા થવાથી શરીરમાંની જલધાતુ ઓછી થઈ જાય છે. બહુ ઊલટીઓ થવાથી પણ આ સ્થિતિ થાય છે. તે પછી પેટ, પીંડ, પગ અને આખા શરીરમાં ખેંચ થાય છે. બધા સ્નાયુઓ નીચોવાઈ જતા હોય તેમ વળી જાય છે અને ભયંકર દરદ થાય છે. દરદી બહુ બેચેન થઇ જાય છે. એવી ત્રાસદાયક સ્થિતિમાં સૂતશેખર આપવાથી ૧૫–૨૦ મિનિટમાં ખેંચ બંધ થાય છે. આ રીતે મોટી મોટી ખાટા પાણી જેવી ઊલટીઓ થતી હોય અને તેમાં સખત દરદ, ચૂંક, પેટમાં ખેંચ વગેરે લક્ષણો થતાં હોય તો સૂતશેખર રસ અમૃત સમાન ગુણકારી છે.

કોલેરાની પહેલી અવસ્થાથી છેક છેવટની અવસ્થા સુધી આ રસ સારી રીતે વપરાય છે. આંતરડાંની શક્તિ ઘટી જવાથી કેટલાક દરદીઓને મોટા મોટા ઝાડા થાય છે, નળનો દાટો કાઢી નાખ્યો હોય અને પાણી છૂટે તેમ ઝાડા થાય છે. આંતરડાની સ્તંભન શક્તિ ઘટી જવાથી ગુદામાર્ગે સ્રાવ થયા-જ કરે છે. આ સ્થિતિમાં સૂતશેખર બહુ સારું કામ કરે છે.

આયુર્વેદમાં પેટમાં થનાર ગોળાને ગુલ્મ કહે છે. આમાંના કેટલાક ગુલ્મોમાં માંસ અને મેદનો સંચય થયો હોય છે. ધાતુપરિપોષણક્રમમાં કાંઈક વિકૃતિ થવાથી આવો સંચય થાય છે. સૂતશેખર આપવાથી પિત્તજ ગુલ્મની આ વિકૃતિ નાશ પામે છે. આ રીતે ગુલ્મનું કારણ નાશ પામવાથી ગુલ્મ વધતો અટકી જાય છે.

ખાંસી ઘણાં કારણોથી થાય છે. આમાં પિત્તજન્ય ખાંસી ખાસકરીને યકૃતની વૃદ્ધિને લીધે થઈ હોય ત્યારે સૂતશેખર આપવાથી બહુ સારી અસર થાય છે. અનુપાન તરીકે કેરીનો મુરબ્બો આપવો જોઇએ.

સંગ્રહણીમાં તીવ્ર અને જીર્ણ એવા બે પ્રકાર છે. નવી સંગ્રહણી પણ તાવ સાથે અને તાવ વગર એમ બે જાતની હોય છે. તાવવાળી સંગ્રહણીમાં કડાછાલ બહુ અસર કરતી નથી. તેમાં તાવ, લોહી સાથે આમ, વિચિત્ર જાતનું કરાંજવું, દિવસમાં ૧૦૦-૨૦૦ ઝાડા, દરેક વખતે કરાંજી-કરાંજી આમ કે લોહીનાં એક-બે ટીપાં પડવાં, મળ બિલકુલ ન નીકળવો, સાથેસાથે પેટમાં ચૂંક અને હાથ-પગમાં ખેંચ, દૃષ્ટિ સ્થિર ન રહેવી, બહુ પરસેવો થવો વગેરે લક્ષણો થાય ત્યારે સૂતશેખર રસ બહુ ઉત્તમ ઔષધિ છે. સૂતશેખર અને સુવર્ણમાક્ષિક ભસ્મ મેળવીને બીલીના મુરબ્બા સાથે આપવું જોઈએ. આ રોગમાં મળ નીકળવા માંડે છે કે તરત દરદીની તબિયત સુધરવા માંડે છે. રોગ જૂનો હોય તો પર્પટીઓ વપરાય છે.

સૂકી ખાંસી સાથે શ્વાસમાં પણ સૂતશેખર સારી રીતે વપરાય છે. સૂતશેખર શામક અને હૃદ્ય હોવાથી હૃદયરોગમાં ઉત્પન્ન થયેલ ખાંસી અને શ્વાસમાં સારો ફાયદો કરે છે.

ઘણી જાતના રોગોમાં હેડકી એક લક્ષણ હોય છે. આમાશયમાં બહારના દ્રવનો સંચય થઈ હેડકી થાય છે. તેમાં ઊલટી કરાવી તે વસ્તુ કાઢી નાખવાથી હેડકીનું કારણ જતું રહે છે. પણ પેટ અને મહાપ્રાચીરા પેશીથી હેડકી ઊપડ્યા કરતી હોય તો તે જલદી બેસતી નથી. તે વખતે સૂતશેખર રસની સારી અસર થાય છે. કોષ્ઠમાં શરીરના દોષોનો સંચય થઈ હેડકી આવે છે. તેમાં વાયુ અને પિત્તથી થનારી હેડકીમાં આ રસ સારું કામ કરે છે. હેડકી ભારે હોય છે. કૉલેરાની અંતિમ અને મધ્યમ અવસ્થામાં પણ હેડકી આવે છે. તેમાં પણ સૂતશેખર સારી ઉપયોગી ઔષધિ છે. ચંચળ સ્વભાવની, ક્રોધી અને સ્વચ્છંદી સ્ત્રીઓને ઘણીવાર હેડકી આવે છે. આ હેડકી બહારના કોઈ પણ ઉપચારથી કે બીજી દવાથી મટતી નથી. આ હેડકી પર સૂતશેખર પ્રભાવશાળી ઔષધિ છે.

ગંભીરા અને મહતી હેડકી બહુ ત્રાસદાયક હોય છે. આ હેડકી ૫-૭ દિવસ એકસરખી રહે છે. તેની પર સૂતશેખર ઉપયોગી છે. આધ્માન, આનાહ, છિદ્રોદર અને બદ્ધોદર આ રોગોમાં હેડકી ઉપદ્રવરૂપે હોય છે. આ હેડકી મોતનું આમંત્રણ મનાય છે. આના પર પણ આ રસ થોડોઘણો પણ ફાયદો કરે છે. આ જાતની હેડકીને ઉગ્રહિક્કા કહે છે.

હેડકી સાથે બહુ શુષ્કતા, સૂકા ઊબકા, પરસેવો થવો, આંખો વારંવાર ફરી જવી, ગળામાં બળતરા, ઠંડું પાણી કે પીણાથી કાંઈક સારું લાગવું અને પછી જોરથી હેડકી આવવા માંડવી વગેરે લક્ષણો થાય છે. આ હેડકી પર આ રસ બહુ સારું કામ કરે છે.

ઉદાવર્ત વાયુની વિકૃતિથી ઉત્પન્ન થાય છે. આ રોગમાં ખાસ કરીને અપાન

અને સમાન વાયુની વિકૃતિ થાય છે. અપાન વાયુ રોકાવાથી આંતરડાંની ક્રિયા વિપરીત ચાલે છે અને આંતરડાંની પુરઃસરણ ક્રિયા વિરુદ્ધ થવાથી આંતરડાં ફૂલવા માંડે છે, આફરો આવી પેટમાં દરદ થાય છે, શ્વાસ રોકાતો હોય તેવું લાગે છે. બેચેની, કબજિયાત અને કોઈવાર પેશાબનું પણ રોકાણ થાય છે. આમાં સૂતશેખર રસ ખાસ કામ કરે છે. આ રસથી વાયુનું અનુલોમન થાય છે, પુરઃસરણ ક્રિયા વ્યવસ્થિત થાય છે અને બેચેની મટે છે. આ રસ રેચક નથી પણ શામક હોવાથી વાયુનું શમન કરી તેનું અનુલોમન કરે છે.

ચામડીની અંદર રહેલી વાતવાહિનીઓ, ખાસ કરીને સંજ્ઞાવાહિનીઓમાં ક્ષોભ થઈ દાહ થાય છે. દારૂડિયાઓમાં આ દાહ બહુ ઉગ્ર હોય છે. બીજાં કારણોથી પણ ચામડીમાંની સંજ્ઞાવાહિનીઓ દૂષિત થઈ દાહ ઉત્પન્ન થાય છે. લોહીની વિકૃતિથી પણ દાહ થાય છે. આ બધા પર સૂતશેખર સારી રીતે વપરાય છે.

આંતરડાંમાં અન્ન સારી રીતે ન પચવાથી અન્ન સડવા માંડે છે. પછી તેમાંથી ભયંકર આમવિષ ઉત્પન્ન થાય છે. આ રીતે અંદરથી જ ઉત્પન્ન થયેલા સેન્દ્રિય વિષમાંથી જ જુદાજુદા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. આ વિષનો નાશ કરવા માટે સૂતશેખર એક ઉત્તમ ઔષધિ છે.

ટૂંકમાં સૂતશેખર રસ જંતુઘ્ન, ગ્રાહી, વાતવાહિનીઓ પર શામક, હૃદ્ય અને સેન્દ્રિય વિષનો નાશ કરનાર છે. આ રસ આમાશય, પક્વાશય, મોટાં આંતરડાં, યકૃત, અગ્ન્યાશય, પ્લીહા અને વાતવાહિનીઓ પર અસર કરે છે; તેમજ વાયુ અને પિત્તદોષનું શમન કરે છે. (ઓ. શુ. ધ. શા.)

### (૧૩૨) લઘુ સૂતશેખર રસ

વિધિ—શુદ્ધ સોનાગેરુ ૨૦ તોલા અને ઝીણી વાટેલી સૂંઠ ૧૦ તોલા મેળવી, નાગરવેલના પાનના રસમાં ૩ દિવસ ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી.

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર સાકરવાળા દૂધ સાથે આપવી.

ઉપયોગ—આ રસાયન પિત્તજન્ય માથાની શૂળ, અર્ધાવ ભેદક, સૂર્યાવર્ત વગેરે માથાની શૂળ, ખાટી ઊલટી, ઊંઘ ન આવવી, પિત્તજન્ય ઉન્માદ, દાહ, પરસેવામાં દુર્ગંધી, ઊર્ધ્વ રક્તપિત્ત, નાકમાંથી લોહી પડવું, મોં આવવું-વગેરે રોગોનો નાશ કરે છે.

લઘુ સૂતશેખર પિત્તધાતુની અમ્લતા અને તીક્ષ્ણતાનો નાશ કરનાર, પ્રસાદક અને સ્તંભક છે; તેમજ પિત્તપ્રકોપથી થનારા બધા રોગોમાં ફાયદાકારક છે. સામાન્ય દવા હોવા છતાં આ રસમાં દિવ્ય ગુણો રહેલા છે.

પિત્તજન્ય માથાની શૂળ, તેની સાથે ચક્કર, પેટમાં દરદ, બેચેની, ઊલટી થાય ત્યારે માથાનું દરદ ઓછું થવું વગેરે લક્ષણો હોય ત્યારે લઘુ સૂતશેખર આપવો

જોઈએ. અર્ધાવ ભેદક અને સૂર્યાવર્તમાં જેમ જેમ ગરમી વધે છે તેમ તેમ માથાનું દરદ પણ વધતું જાય છે અને ઊલટી થઈ ગયા પછી બેસી જાય છે. આવાં લક્ષણો હોય ત્યારે લઘુ સૂતશેખરરસ આપવો જોઈએ.

પિત્તજ ઉન્માદમાં બૈદ્ધિ ઓછી પણ ત્રાસ, બકવાટ, ઊંઘ ન આવવી, ચક્કર, ભ્રમ, આખા શરીરે અને કપાળે પરસેવો, પરસેવામાં એક જાતની દુર્ગંધ આવવી વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ સુવર્ણમાક્ષિકભસ્મ સાથે કોળાના રસમાં આપવાથી સારી અસર થાય છે.

ઊંઘનો નાશ પિત્તના પ્રકોપથી થાય છે ત્યારે આખા શરીરમાં દાહ થાય છે અને હાથ-પગ ફાટે છે. માથામાં ભ્રમ જેવું કે ઊંચકી ઊંચકીને કોઈ ફેંકતું હોય તેવું થવું અને પેટમાં દાહ વગેરે લક્ષણો હોય તો આ રસ આપવો જોઈએ.

નાકમાંથી લોહી પડવામાં પિત્ત વધારે હોય ત્યારે આ રસ વપરાય છે. લોહી પડતી વખતે કે પડ્યા પછી દાહ, આખા શરીરમાં બળતરા વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ ઉપયોગી છે. બહુ ઊલટીઓ થયા પછી આગળ સહેજ લોહી પડતું હોય તો આ રસ વાપરવો હિતકર છે. **( ઔ. ગુ. ધ. શા )**

## (૧૩૩) લીલાવિલાસ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ, અભ્રકભસ્મ અને લોહભસ્મ સરખે ભાગે લઈ આમળાંના રસ અને બહેડાંના રસમાં ૩–૩ દિવસ ખરલ કરવું. પછી ભાંગરાના રસમાં ૬ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. **( ભૈ. ર. )**

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં બેથી ત્રણ વાર મધ સાથે આપવી. અથવા દૂધ અને કોળાનો રસ એકઠો કરી ઉકાળી પાણી ગાળી લઈ ઉપર પાવું.

**ઉપયોગ**—આ રસ અમ્લપિત્ત, તૃષા, ચૂંક સાથેની ઊલટી, હૃદયનો દાહ, કૃમિ, પાંડુરોગ વગેરેનો નાશ કરે છે.

આ રસમાં પારો અને તામ્રભસ્મ તીક્ષ્ણ, ઉષ્ણ, વ્યવાયી અને સ્રોતોગામી છે. તે સાથે અભ્રકભસ્મ અને લોહભસ્મ મેળવી ઉષ્ણતાને જરા દબાવી છે. પછી બહેડાં, આમળાં અને ભાંગરાના રસની ભાવના આપી સેન્દ્રિય ઔષધિઓના ગુણો વધાર્યા છે. તેમજ દ્રવ્યસંયોગ અને સંસ્કાર વડે મુખ્ય વસ્તુઓના ગુણનું મિશ્રણ કરી અમ્લપિત્તનો નાશ કરનાર ગુણ વધાર્યો છે.

આમળાં અમ્લપિત્તનું શમન કરનાર ઉત્તમ શામક ઔષધિ છે અને આમાશયના પ્રકુપિત પિત્તનું શમન કરે છે. પણ એકલાં આમળાંનું સેવન કરવાથી પિત્તશામક ગુણની અસર થઈ ફાયદો થતાં બહુ વાર લાગે છે. તેમજ યકૃત અને રક્તમાં રહેલા મૃત ઘટકોને સજીવ ઘટકોથી જુદા કરી બહાર કાઢવા કે બાળી

દેવાનું કામ તામ્રભસ્મથી જેટલું જલદી થાય છે તેટલું આમળાંથી નથી થતું આથી શાસ્ત્રકારોએ તામ્રભસ્મ નાખી છે. પારો, તામ્રભસ્મ, અભ્રકભસ્મ વગેરે ઔષધિઓ યોગવાહી હોવાથી પોતાના ગુણો છોડી અંદર આવેલ સેન્દ્રિય ઔષધિઓના ગુણો વધારે છે. પિત્તપ્રધાન ગોતીઝરો વગેરે તાવ લાંબો વખત રહેવો, વધારે પડતો મીઠાનો ઉપયોગ, વિષ, જંતુપ્રકોપ કે તમાકુનું વ્યસન વગેરે કારણોથી આમાશય પિત્ત વધે છે; અને શ્લૈષ્મિક ત્વચા ઉત્તેજિત થાય છે અને યકૃત નબળું થઈ જવાથી પિત્તનો સ્રાવ બરોબર કરી શકતું નથી. પછી અમ્લપિત્તમાં કફના સંસર્ગને લીધે ઊલટીમાં ચીકાશ આવે છે અને શરીરમાં ભારેપણું, શીતળતા, અરુચિ, વધારે ઊંઘ વગેરે કફપ્રધાન લક્ષણો દેખાય છે. અથવા વાયુના સંસર્ગથી આમાશય, પિત્તાશય, હૃદય, આંતરડાં, બસ્તિ, પડખાં આ બધામાં શળ મારવી, ફીણવાળી ઊલટી, કંપારો, બકવાટ, મૂર્છા, ભ્રમ, અંધારાં આવવાં વગેરે લક્ષણો થાય છે. ઘણાને કબજિયાત પણ રહે છે. એવા કફ અને વાતપ્રધાન લક્ષણો પર આ લીલાવિલાસ રસ સારું કામ કરે છે.

વારંવાર ખૂબ વધારે ખોરાક લેવો, સૂર્યના તડકામાં વધારે રહેવું, વિષનો પ્રકોપ કે કોઈ રોગના કારણે નબળાઈ આવી જાય ત્યારે આમાશય અશક્ત થઈ જાય છે. પછી ખોરાક પચાવવા માટે વધારે પિત્તનો સ્રાવ કરવાથી અને ઉગ્ર પિત્તનો સ્રાવ કરવાથી અમ્લપિત્ત રોગ ઉત્પન્ન થાય છે. ન પચેલા ખોરાકનો વિદાહ થવાથી છાતીમાં બળતરા થવી, પેટ ભારે રહેવું વગેરે લક્ષણો થાય છે. એના પર લીલાવિલાસ રસ અપાય છે. ખોરાકમાં મીઠા ફળનો રસ અને હલકો ખોરાક લેવો. પણ મોં આવવું, ભયંકર તરસ, બહુ ખાટી અને ગરમ ઊલટી, વારંવાર ખૂબ પરિમાણમાં ઊલટી, આંખોમાં બળતરા, ગરમગરમ પાતળા ઝાડા, ખાધા પછી તરત ઊલટી થઈ જવી, વારંવાર ઊલટી થવી વગેરે પિત્તના પ્રકોપનાં ભયંકર લક્ષણો થતાં હોય તો સંશોધન કર્યા વગર લીલાવિલાસ રસ કે બીજી અમ્લપિત્તનાશક ઔષધિ ન આપવી જોઈએ. પહેલાં ઊલટી કરાવવી અથવા આમાશય–નલિકા (Stomach-pipe) વડે આમાશય શુદ્ધ કરવું. પછી સવારે અવિપત્તિકરચૂર્ણ, સાંજે લીલાવિલાસ રસ અને બપોરે પિત્તનું અમ્લત્વ અને દ્રવત્વ ઓછું કરનાર સહાયક ઔષધિ તરીકે પ્રવાલ, વરાટિકા, શુક્તિ, સૂતશેખર કે વાન્તિહૃદ્ રસમાંથી જરૂર પ્રમાણે આપવું જોઈએ. જો આમાશયમાં વ્રણ થઈ ઊલટી થતી હોય તો લીલાવિલાસ રસ ન આપવો જોઈએ. આ રોગ પર સુવર્ણ-માક્ષિકભસ્મ આપવી જોઈએ.

## (૧૩૪) સારિવાદિ વટી

વિધિ—અનંતમૂળ, જેઠીમધ, કઠ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર,

ધઉંલા, કમળનાં ફૂલ, ગળો, લવંગ, હરડે, બહેડાં, આમળાં આ બધી ચીજો ૧–૧ માસો અને અભ્રકભસ્મ અને લોહભસ્મ ૧૪–૧૪ માસા લેવી. ભસ્મ સિવાયની બાકીની ચીજો વસ્ત્રગાળ કરી પછી ભસ્મ મેળવવી. પછી ભાંગરાનો રસ, ધોળી સાદડની છાલનો ક્વાથ, જવનો ક્વાથ, પીલૂડીનો રસ અને ચણોઠીનાં મૂળનો ક્વાથ આ દરેકની ૧–૧ ભાવના આપી ૨–૨ રતીની ગોળીઓ વાળવી.

(૨. ચો સા.)

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં બે વાર ધારોષ્ણ દૂધ, સુખડનો અર્ક અથવા શતાવરીના ઉકાળા સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી કાન પાકવો, કાનમાં ધમકારો રહેવો, ઓછું સાંભળવું વગેરે કાનના રોગોમાં ફાયદાકારક છે. બધા પ્રમેહ, રક્તપિત્ત, ક્ષય, શ્વાસ, નપુંસકતા, જીર્ણજ્વર, અપસ્માર, મોહ, અર્શ, હૃદ્રોગ, મદાત્યય આ બધાને મટાડે છે. કોઈ ગરમ દવાના પ્રયોગથી કે બીજા કોઈ કારણે કાનમાં બહેરાશ આવી હોય અથવા જ્ઞાનતંતુમાં વિકાર થવાથી કાનનો રોગ થયો હોય તેમજ વાયુના પ્રકોપથી કાનમાં દુખાવો થતો હોય તેના પર આ રસ હિતકર છે. એની સાથે બાહ્ય ઉપચાર પણ કરતા રહેવું જોઈએ. જો લોહીમાં મૂત્રવિષની વૃદ્ધિ, ગરમી, આમવિષનો પ્રવેશ વગેરે કારણોથી ધમનીવિકાર કે હૃદયની અશક્તિ, ઓછું સાંભળવું કે કાનમાં અવાજ થવો વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થયા હોય તો આ રસાયન હૃદય અને ધમનીને બળવાન બનાવી કાનના રોગોને મટાડે છે.

## (૧૩૫) પ્રદરાંતક લોહ

**પહેલી વિધિ**—લોહભસ્મ, તામ્રભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ, કોડીભસ્મ, હરતાલ, સૂંઠ, મરી, હરડે, બહેડાં, આમળાં, ચિત્રકમૂળ, વાવડિંગ, સિંધવ, સંચળ, મીઠું, બિડલૂણ, કાચલવણ, ચવક, પીપર, શંખભસ્મ, ઘોડાવજ, શેરણી, કઠ, કચૂરો, કાળીપાટ, દેવદાર, પીપર, એલચી અને વરધારો આ ૩૦ ચીજો સરખે ભાગે લેવી. પહેલાં કાષ્ઠ–ઔષધિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી બધી ભસ્મો મેળવી, તેમાં આ ચૂર્ણ નાખી, ૬ કલાક ખરલ કરી શીશીમાં ભરી લેવું.

(૨. ૨.)

**માત્રા**—૧–૧ માસા ચૂર્ણ લઈ ૧ માસો સાકર, ૧ માસો ઘી અને ૩ માસા મધ સાથે મેળવી દિવસમાં બે વાર ચાટવું.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી રક્તપિત્ત, નીલ અને શ્વેતપ્રદર, કુક્ષિ-કટીશૂળ, શૂળ, યોનિશૂળ, બધી જાતની શૂળ, મંદાગ્નિ, અરુચિ, પાંડુરોગ, મૂત્રકૃચ્છ, શ્વાસ, કાસ વગેરે રોગો નાશ પામે છે અને અટકાવ સાફ આવે છે. આ પ્રદરાંતક લોહ બધા જૂના પ્રદર માટે બહુ ફાયદાકારક ઔષધિ છે. આમાશય, યકૃત, પ્લીહા

વગેરે અવયવો કાર્ય કરવાને અશક્ત થઈ ગયાં હોય, માંસગ્રંથિઓ, ફેફસાં અને જ્ઞાનતંતુ પણ ક્ષીણ થઈ ગયાં હોય, ગર્ભાશય અને બીજ ( Ovaries ) શિથિલ થઇ ગયાં હોય; મંદાગ્નિ, અરુચિ, માથાનું દરદ, કફયુક્ત ખાંસી, સહેજ મહેનત કરતાં હૃદય અને શ્વાસનો વેગ વધી જવો, કેડમાં કળતર થવું વગેરે ઉપદ્રવ હોય અને બધાં અવયવોમાં ખૂબ નબળાઈ આવી ચીકણો લાલ કે લીલો પ્રદરનો સ્રાવ થતો હોય તેવા વધી ગયેલા અસાધ્ય પ્રદરને પણ આ રસ મટાડે છે.

**બીજી વિધિ**—લોહભસ્મ ૨ તોલા, બંગભસ્મ, શુદ્ધ ખાપરિયું ( અભાવે જસતભસ્મ ), કેરબા, ઘીમાં શુદ્ધ કરેલો સોનાગેરુ, મોચરસ અને સફેદ રાળ એ ૬ ચીજો ૧–૧ તોલો લઇ, વિધિપૂર્વક મેળવી, ધરો, દાડમ અને આમળાંના રસની ૭–૭ ભાવના આપી સૂકવી ચૂર્ણ કરી લેવું. (ર. યો. સા.)

**માત્રા**—૨–૩ રતી દિવસમાં બે વાર પાષાણભેદના મૂળના ૩ માસા ચૂર્ણ સાથે આપવું. ઉપર સાકરવાળું દૂધ પાવું.

**ઉપયોગ**—આ રસ બધી જાતના પ્રદરોનો નાશ કરે છે. જે પ્રદર રોગને અસાધ્ય કરી વૈદ્યો અને ડૉક્ટરોએ છોડી દીધો હોય તે પણ આ રસથી સારો થઇ જાય છે. એમ રસયોગસાગરકારનો ઘણા વર્ષનો અનુભવ છે.

જો આ રસ તૈયાર ન હોય તો ૩ રતી શુદ્ધ ઓદારશિંગ ૨ માસા સાકર સાથે મેળવી આપવી. ઉપર પાષાણભેદના મૂળનું ચૂર્ણ ૧॥ માસો લઇ તેટલી જ સાકર મેળવી આપવું અને ઉપર દૂધ પાવું. આ પ્રયોગથી બહુ જ ચમત્કારિક ફાયદો થાય છે.

પરંતુ કાચી ઓદારશિંગ વધારે દિવસ ન આપવી, નહિ તો ઊલટી થવા માંડશે અને શરીરમાં એક જાતની ચૂંક સરી; માટે શુદ્ધ કરીને વાપરવી જોઇએ.

**ઓદાર શુદ્ધ કરવાની રીત**—ઓદારશિંગથી ચોથા ભાગનો સિંધવ નાખી ૧ પ્રહર ખરલ કરી ચારગણું પાણી નાખી રાખી મૂકવું. બીજે દિવસે સંભાળીને ઉપર ઉપરથી પાણી કાઢી નાખવું. પછી નવો સિંધવ મેળવી ખરલ કરવું, અને પાણી ભરી રાખી મૂકવું. આ રીતે ૨૧ દિવસ સુધી શોધન કરતા રહેવાથી ઓદારશિંગ બધા દોષોથી મુક્ત થઇ સફેદ થઇ જાય છે. ઉપદંશ રોગની આ ઉત્તમ ઔષધિ છે. (ર. યો. સા.)

### (૧૩૬) પ્રદરાંતક રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, રૌપ્યભસ્મ, બંગભસ્મ, કોડીભસ્મ, શંખભસ્મ, પ્રવાલભસ્મ, શંખજીરાની ભસ્મ અને રાળ બધાં સમભાગે લઇ, બધાંની બરોબર લોહભસ્મ લઈ બધાંને એકત્ર કરવું. પછી ધરો, દાડમ અને આમળાંના સ્વરસમાં ૩–૩ દિવસ ખરલ કરી પછી કુંવારના રસમાં ૧ દિવસ ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૨-૨ ગોળી દિવસમાં બે વાર આમળાંના સ્વરસ અને મધ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયનથી બધી જાતના નીલ, શ્વેત, રક્ત અને શ્યામ પ્રદર તથા સોમરોગ મટી જાય છે. માસિકધર્મ સાફ આવે છે અને શરીર નીરોગી અને તેજસ્વી બની જાય છે.

જે સ્ત્રીઓનાં શરીર-નિસ્તેજ હોય અને વારંવાર ચક્કર આવવાં, સહનશીલતા ન રહેવી, આંખોની ચારેબાજુ કાળાશ, હૃદયની અનિયમિત ગતિ, સહેજ મહેનત કરતાં હૃદયની ગતિ વધી જવી, હાથ-પગ તૂટવા, મન ઉદાસ રહેવું, દાહ, મંદાગ્નિ, કૃશણ ચીજો ન પચવી; પેટ ભારે રહેવું અને પ્રદરનો સ્રાવ ગરમગરમ પાતળો પાણી જેવો નીકળવો વગેરે લક્ષણો હોય તો પ્રદરાંતક રસ અમૃત સમાન ગુણદાયી છે.

## (૧૩૭) પ્રદરારિ-રસ

**વિધિ**—શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક ૧-૧ તોલો, નાગભસ્મ ૧ તોલો, રસાંજન ૩ તોલા અને લોધર ૬ તોલા લેવી. આ બધાને મેળવી, અરડૂસીના રસમાં ૬ કલાક ખરલ કરી ૩-૩ રતીની ગોળીઓ વાળવી. (ધો. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં બે વાર મધ અથવા ચોખાના ધોવણ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ શ્વેતપ્રદર, રક્તપ્રદર અને ગર્ભાશયના દોષો દૂર કરવામાં બહુ ફાયદાકારક છે અને પાચનશક્તિ પણ બળવાન બનાવે છે.

જો શરીરમાં આમનો સંચય વધારે થયો હોય તો પ્રદરની દવા કુમારીઆસવ સાથે આપવી વધારે લાભદાયક છે. તેમજ ઊંઘમાં જ સ્રાવ થઈ જતો હોય અને સ્રાવ થતાં તે સ્ત્રી જાગી જતી હોય ત્યારે પાચક અને મળ બહાર કાઢનાર કુમારીઆસવ અનુપાન તરીકે આપવો જોઇએ.

જો ગર્ભાશય વગેરે અવયવોની નબળાઇથી ઉત્તેજના થયા વગર વારંવાર સ્રાવ થયા કરતો હોય તો માત્રા વધારે આપવી જોઇએ. પણ વધારે માત્રાથી કબજિયાત થઈ જાય તો એકલી નાગભસ્મ આપવી અને સાથે આ રસ પણ આપવો જોઇએ.

ઘણી સ્ત્રીઓને બહુ વ્યવાય, અનુચિત વ્યવાય, તીખા પદાર્થો, કામોત્તેજક પદાર્થો અને દારૂના બહુ સેવનથી બહુ ત્રાસદાયક પ્રદરરોગ થઈ જાય છે. હાથ-પગ તૂટવા, દાહ, કૃશતા, કમર જકડાઇ જવી, સ્વભાવ ક્રોધી થઇ જવો, માનસિક ક્ષોભ થાય ત્યારે સ્રાવ થઇ જવો વગેરે લક્ષણો થાય છે; તેમાં આ રસ બહુ હિતકર છે. માત્રા ઓછી આપવી જોઇએ. વધી ગયેલા રોગમાં બ્રહ્મચર્ય અને પરેજીપૂર્વક આ રસ લાંબા વખત સુધી આપવો જોઇએ.

## (૧૩૮) ગર્ભચિંતામણિ રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને લોહભસ્મ ૨–૨ તોલા, અભ્રકભસ્મ ૪ તોલા, કપૂર બંગભસ્મ, તામ્રભસ્મ, જાયફળ, જાવંત્રી, ગોખરનાં બી. શતાવરી, કાંસકી અને ગંગેટી ૨–૨ તોલા લેવી. પહેલાં પારા–ગંધકની કજ્જલી કરી ભસ્મો મેળવવી. પછી કાષ્ઠાદિક ઔષધિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવવું. અને પછી શતાવરીના રસ કે ક્વાથ સાથે ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી.

માત્રા—૧–૧ ગોળી દિવસમાં બે વાર દૂધ સાથે આપવી.

ઉપયોગ—આ રસાયન ગર્ભિણીના તાવ, મંદાગ્નિ, દાહ, શ્વાસ, કાસ, નબળાઇ, ઊલટી, પ્રદર વગેરે દોષો દૂર કરી ગર્ભને બળવાન બનાવે છે. સતત ૩–૪ મહિના સેવન કરવાથી પ્રસવ વખતે દુ:ખ નથી પડતું અને બાળક પણ નીરોગી અને બળવાન જન્મે છે.

ઘણા ગ્રંથકારોએ પારા અને ગંધકને બદલે રસસિંદૂર અને રૌપ્યભસ્મ લીધી છે અને કેટલાક ગ્રંથકારોએ રસસિંદૂર અને હરતાલભસ્મ લીધી છે. પણ અમે જે રસ વાપરી અનુભવ કર્યો છે તે જ પાઠ આપ્યો છે.

નબળા અને કોમળ શરીર અને પિત્તપ્રધાન પ્રકૃતિવાળી સ્ત્રીઓ માટે પારો અને ગંધકવાળો ગર્ભચિંતામણિ રસ નિર્ભય અને વધારે હિતકર છે. સામાન્ય રીતે આ રસ બધી પ્રકૃતિવાળી સ્ત્રી પર વાપરી શકાય છે.

ઘણી સ્ત્રીઓનાં શરીર રોગોને લીધે કે વારંવાર સંતાન થવાથી અથવા નાનપણથી નબળાં રહેતાં હોય ત્યારે એને પોષણ આપવા માટે અને ગર્ભને પુષ્ટ બનાવવા પૌષ્ટિક ખોરાક અને પૌષ્ટિક દવા આપવી જોઇએ.

આ ગર્ભચિંતામણિમાં લોહ, અભ્રક, બંગ અને તામ્રભસ્મ મેળવેલી છે. એટલા માટે આ રસ રક્તસંસ્થા, માંસ અને વાતસંસ્થા, પ્રજનન અને મૂત્રસંસ્થા અને યકૃત, બરોળ અને મૂત્રપિંડ પર ફાયદો કરે છે. ગર્ભના પોષણ અને વૃદ્ધિ માટે માતાના શરીરમાંથી લોહી વગેરે ધાતુઓના સત્ત્વનું શોષણ થાય છે. એને પૂરવા અને યકૃત વગેરે અવયવોને બળવાન બનાવવા માટે આ રસાયન આશીર્વાદ સમાન છે.

જો સગર્ભા સ્ત્રીને ઊલટી થતી હોય તેથી આમાશયપિત્તનો સંચય થઇ મોં આવે છે તેમજ ગળું અને છાતીમાં બળતરા થયા કરે છે; તથા અગ્નિ મંદ પડી ગયો હોય તો મૂળ કારણ ઊલટી બંધ કરવા માટે આ રસાયન અપાય છે. અનુપાન-સૂંઠ, નાગરમોથ, ધાણા અને સાકરનો ક્વાથ.

સગર્ભા સ્ત્રીઓનું શરીર નબળું પડી જવાથી કેટલીક સ્ત્રીઓને સહેજ મહેનત કરતાં રાત્રે ઝીણો તાવ આવી જાય છે. પછી હાથ–પગ ફાટે છે,

પેશાબ પીળો થાય છે અને આળસ, થાક, ખૂબ ઊંઘ, મંદાગ્નિ, શ્વેત પ્રદર, કબજિયાત વગેરે લક્ષણો થાય છે. એવી સ્ત્રીઓને આ રસાયન ધાણાના ફાંટમાં દૂધ મેળવી તે સાથે અપાય છે.

કફ કે વાતપ્રધાન પ્રકૃતિવાળી નબળી સ્ત્રીઓને લોહીવિકાર, શ્વાસ, કફવિકાર, યકૃતની નબળાઈ, હૃદયની નબળાઇ, પહેલાં કોઈ જગ્યાએ પરું થયું હોય અથવા ચાંદી, પરમિયો વગેરે રોગ થયા હોય અને મૂત્રપિંડ નબળા હોય, તો રૌપ્યભસ્મ અને રસસિંદૂર સાથે ગર્ભચિંતામણિ આપવો હિતકર છે.

વાયુની વિકૃતિ, ચામડીના રોગ, વારંવાર તાવ આવવો, તાવની નબળાઈ અને યકૃતના પિત્તનો ઓછો સ્રાવ વગેરે ઉપદ્રવો હોય તેવી સગર્ભા સ્ત્રીઓને રસસિંદૂર અને હરતાલ (માણિક્ય રસ) સાથે ગર્ભચિંતામણિ આપવો હિતકર છે.

**સૂચના**—આ રસાયન સાથે પ્રવાલપિષ્ટિ અને સિતોપલાદિ ચૂર્ણ મેળવી લેવાથી ગર્ભિણી સ્ત્રીઓને અને ગર્ભમાંના શિશુ બંનેના હાડકાંને બળ મળે છે અને ગર્ભ બળવાન ને તેજસ્વી બને છે.

## (૧૩૯) ગર્ભપાલ રસ

**વિધિ**—શુદ્ધ હિંગળોક, નાગભસ્મ, બંગભસ્મ, તજ, તમાલપત્ર, એલચી, સૂંઠ, મરી, પીપર, ધાણા, શાહજીરું, ચવક, દ્રાક્ષ અને દેવદાર એ ૧૪ ચીજો ૧–૧ તોલો અને લોહભસ્મ ૬ માસા લેવી. બધાંને ખાંડી, વસ્ત્રગાળ કરી, મેળવી, સફેદ ગરણીના રસમાં ૭ દિવસ ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (ર. ચં.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં બે વાર દ્રાક્ષના પાણી સાથે આપવી. (દ્રાક્ષને પાણીમાં પલાળી ૨ તોલા સ્વરસ કાઢી ઉપર પાવો.)

**ઉપયોગ**—આ રસાયન ગર્ભસ્રાવ અને ગર્ભપાતથી બચાવે છે અને ગર્ભિણીના અતિસાર, જ્વર, પ્રદર, શ્વાસ, કાસ, ઊલટી, મંદાગ્નિ, અરુચિ, વાતવૃદ્ધિ, શળ, કબજિયાત, માથાનું દરદ વગેરે મટાડી ગર્ભને નીરોગી અને બળવાન બનાવે છે.

ઉપદંશ અને પરમિયાને લીધે ગર્ભાશયમાં વિકૃતિ થવાથી ગર્ભપાત થવાનો ખાસ સંભવ રહે છે. તેવે વખતે પહેલા રક્તશોધક દવા સાથે ગર્ભપાલ રસ આપવાથી ગર્ભિણી અને ગર્ભ બંનેનું રક્ષણ થાય છે. અથવા અંડકોષની પૂરેપૂરા પ્રમાણમાં વૃદ્ધિ ન થવાથી ગર્ભસ્રાવ કે ગર્ભપાત થઈ જતો હોય તો બંગ અથવા ત્રિબંગભસ્મ સાથે ગર્ભપાલ રસ આપવાથી ગર્ભની વૃદ્ધિ અને રક્ષણમાં મદદ મળે છે. ઘણી સ્ત્રીઓને ગર્ભ રહ્યા બાદ જન્મ્યા પછી ચૂંક, ઊલટી, ચક્કર, ગભરામણ, માથાનું દરદ, કમરમાં ફાટ વગેરે ઉપદ્રવો થાય છે. તે વખતે ગર્ભપાલ રસ સાથે કામદૂધા રસ, પ્રવાલભસ્મ અથવા માક્ષિકભસ્મ આપવાથી બધા ઉપ-

દ્રવોનું શમન થાય છે. કોઈ કોઈ સ્ત્રીને વારંવાર થોડા દિવસ કે થોડા મહિનામાં બાળક મરી જાય છે; તેમાં ઘણું કરીને સ્ત્રીના ધાવણમાં દોષ હોય છે. તે દોષ ગર્ભચિંતામણિ કે ગર્ભપાલ રસથી દૂર થાય છે.

## (૧૪૦) પ્રતાપલંકેશ્વર રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ ૧-૧ તોલો, મરી ૩ તોલા, અભ્રકભસ્મ ૧ તોલો, લોહભસ્મ ૪ તોલા, શંખભસ્મ ૮ તોલા અને જંગલી અડાયાની વસ્ત્રગાળ રાખ ૧૬ તોલા લઇ બધાને વિધિપૂર્વક મેળવી લેવું. મરીને બદલે ચિત્રકમૂળ મેળવવામાં આવે તો પ્રસૂતાના ગર્ભાશયમાં રહેલું દૂષિત લોહી બહાર કાઢવાનું કામ જલદી થઇ શકે છે. (યો. ર.)

માત્રા—૩ થી ૬ રતી દિવસમાં ૨ થી ૩ વાર આદુના રસ અને મધ સાથે અથવા તુળસીના રસ સાથે.

ઉપયોગ—આ રસ પ્રસૂતા સ્ત્રીનો તાવ, ઉન્માદ, ખાંસી, માથાનું દરદ, ઊલટી, કફદોષ, દાંત બંધાઈ જવા, આફરો, ગૃધ્રસી વગેરે વાયુના રોગો, ધનુર્વા, સળેખમ, શળ, ત્રિદોષ, અતિસાર વગેરે રોગો દૂર કરવામાં બહુ ફાયદાકારક છે.

પ્રતાપલંકેશ્વર રસ સૂતિકાજ્વરમાં સારું કામ કરે છે. આ રસ આપવાથી ગર્ભાશયમાં સંચિત થયેલા રક્તાશ્રિત દોષો નાશ પામે છે, વાતવાહિનીઓની ઉત્તેજના એકદમ ઓછી થઈ જાય છે અને લસિકાનો સ્રાવ બંધ થાય છે, ઊંઘ લાવવામાં મદદ કરે છે અને વાયુના પ્રકોપથી થનાર લવારો અને ભ્રાંતિને જલદી શાંત કરે છે. તેમજ સૂતિકાજ્વરથી ઉત્પન્ન થનારા શ્લૈષ્મિક અને સન્નિપાતજ્વરને જલદી મટાડે છે.

સૂતિકાજ્વર બહુ દુષ્ટ અને ભયંકર રોગ છે. એથી પ્રસવના પહેલા દિવસથી જ સુવાવડી સ્ત્રીની પૂરેપૂરી સંભાળ રાખવી જોઈએ. સુવાવડી સ્ત્રીને પહેરાવવાનાં કપડાં, ગોદડાં, પથારી, બાંધવાના પાટા વગેરે સ્વચ્છ હોવાં જોઇએ. મૂર્ખ અજ્ઞાન દાયણોથી સુવાવડ કરાવવાથી સ્વચ્છતા રહેતી નથી અને મલિનતા ઉત્પન્ન થાય છે. આથી જંતુઓ ગર્ભાશયમાં જઈ સૂતિકાજ્વર ઉત્પન્ન કરે છે. પ્રસવ વખતે દરદ, ગર્ભજલ, લસિકા અને લોહીનો સ્રાવ થાય છે. તેમજ ગર્ભાશયની પૂર્વવત્ સ્થિતિ કરવા જીવનીય શક્તિ સખત પ્રયત્ન શરૂ કરે છે. તે વખતે જો જંતુઓ કે અસ્વચ્છતા ગર્ભાશયમાં દાખલ થાય તો તે તીવ્ર ગતિથી વધી સેન્દ્રિય વિષ ઉત્પન્ન કરે છે. પછી તે વિષ રક્તમાં શોષાઈ ભયંકર લક્ષણોવાળો સૂતિકાજ્વર ઉત્પન્ન કરે છે.

આ તાવ ઠંડી વાઇ શરૂ થાય છે. મોમાં શુષ્કતા, બેચેની, ભ્રમ, પ્રલાપ, બેશુદ્ધિ, નાડી તીવ્ર અને ભારે, યોનિમાંથી થતા સ્રાવમાં એક જાતની દુર્ગંધ

આવવી, માથામાં દરદ વગેરે લક્ષણો થાય છે. કોઈ વખત દાંત બંધાઇ જવા કે પછી ધનુર્વા પણ થઈ જાય છે. આ રોગ પર પ્રતાપલંકેશ્વર રસથી જંતુજન્ય વિષ ઓછું થવામાં મદદ મળે છે. ગર્ભાશયને મૂળ સ્થિતિમાં લાવવા માટે પ્રતાપલંકેશ્વર જેવી કોઇ બળવાન ઔષધિ નથી. આ રસથી તાવ ઓછો થાય છે, વાતવાહિનીઓની વિકૃતિ નાશ પામે છે, ઊંઘ આવવામાં મદદ મળે છે અને વાયુના પ્રકોપથી થતો લવારો, ભ્રમ, ઊઠીઊઠીને નાસવું વગેરે લક્ષણો દૂર થાય છે. સૂતિકાજ્વરમાં બીજાં લક્ષણો બહુ તીવ્ર ન હોય પણ ઊંઘ જ ન આવતી હોય તો પ્રતાપલંકેશ્વર રસથી ઊંઘ આવવા માંડે છે એવો અનુભવ છે.

સૂતિકાજ્વરમાં કે સદ્યોવ્રણ પછી વ્રણમાં વિકૃતિ થઇ હનુસ્તંભ (દાંત બંધાઇ જાય) થાય તો તે ધનુર્વાનું પૂર્વરૂપ છે. પછી ધીમેધીમે ધનુર્વાની તાણ આવવા માંડે છે. એટલે હનુસ્તંભ થાય કે તરત પ્રતાપલંકેશ્વર આપવામાં આવે તો ધનુર્વા થતો અટકી બીજાં લક્ષણો પણ ધીમેધીમે ઓછાં થઈ જાય છે.

સુવાવડી સ્ત્રીનું માથાનું દરદ વાતવાહિનીઓની ઉત્તેજનાથી થાય છે. આ વખતે પ્રતાપલંકેશ્વર આપવાથી માથાનું દરદ બહુ જલદી મટી જાય છે.

સૂતિકાજ્વરમાં લક્ષણ તરીકે કે ઉપદ્રવરૂપે થનારા કફાત્મક શ્લૈષ્મિક સન્નિપાત, શ્વસનક સન્નિપાતમાં પ્રતાપલંકેશ્વર રસ જરૂર વાપરવો જોઈએ. બીજી વખતે થનારા શ્લૈષ્મિક કે શ્વસનક સન્નિપાત અને સૂતિકાજ્વરમાં થનારામાં સંપ્રાપ્તિની દૃષ્ટિએ બહુ ફેર છે. આ રોગનુ કારણ સૂતિકાવિષનો નાશ કરવો એ જ મુખ્ય ચિકિત્સા છે.

સૂતિકાજ્વર ન આવી અર્થાત્ દોષો ન વધતાં માત્ર પિત્ત વધવાથી કેટલીક સ્ત્રીઓને ઊલટીઓ થવા માંડે છે. ઊલટીથી બહુ ત્રાસ થાય છે, ઊલટી કરવાથી પેટમાં ચૂંક આવે છે. તે વખતે પ્રતાપલંકેશ્વર રસ સારી રીતે વપરાય છે.

ગૃધ્રસી, વિશ્વાચી અને ખલ્લીરોગમાં વાયુના ઉદ્વહનકાર્યમાં વિકૃતિ થાય છે અને વાતવાહિનીઓના કાર્યમાં વિકૃતિ થાય છે. એથી આ ત્રણમાંથી ગમે તે એક રોગ થાય છે. આ રસ આ રોગને દૂર કરી વાયુનું જલદીથી શમન કરે છે.

વાતજન્ય શ્વાસરોગમાં પ્રતાપલંકેશ્વર રસ એક ઉત્તમ ઔષધિ છે. આ રસ સગર્ભા સ્ત્રીઓને ન આપવો જોઇએ. નહીંતર ગર્ભપાત થવાનો ભય રહે છે. આ રસથી ગર્ભાશય સંકોચાવા માંડે છે. બીજા રોગીઓમાં આ રસની શ્વાસનાશક અને વાતનાશક અસર થાય છે. આ શ્વાસ મોટેભાગે શોક, ક્રોધ વગેરેથી વાતવાહિનીઓમાં ક્ષોભ થઈ ઉત્પન્ન થયો હોય છે.

સૂતિકાજ્વરમાં કફપ્રધાન દોષો કુપિત થઈ ખાંસી થાય કે કફપ્રધાન સન્નિપાત, શ્વસનક કે શ્લૈષ્મિક સન્નિપાત થાય અથવા કફપ્રધાન તૃષા, અરુચિ,

ઊલટી તીવ્ર હોય અને ગરમ પીણાથી બેસી જતાં હોય તો તેની પર પ્રતાપલંકેશ્વર સારી અસર કરે છે. (કફવૃદ્ધિ હોય તો અભ્રકભસ્મ, આદુનું સત્ત્વ અને ફુલાવેલો ટંકણખાર મેળવી આપવાથી જલદી ફાયદો થાય છે.)

સૂતિકારોગ પછી થનારા કફજન્ય ગુલ્મ કે કફપ્રધાન પરિણામશૂળ પરની ઉત્તમ ઔષધિઓમાં આ રસ ગણાય છે.

પ્રસૂતિ પછી ગર્ભાશય બરાબર શુદ્ધ ન થવાથી ગર્ભકોષ્ઠ ધીમેધીમે દૂષિત થઇ તે દુષ્ટિ આખા શરીરમાં ફેલાય છે. તેની અસર પક્વાશય અને મોટા આંતરડા પર પણ થાય છે. પછી શરૂઆતમાં ઊબકા આવવા, ઝીણો તાવ, કંપ, તૃષા, શરીર ભારે થઈ જવું વગેરે ચિહ્નો થાય છે. આ અવસ્થા આગળ વધે ત્યારે આખા શરીરમાં સોજા, કોષ્ઠમાં શૂળ અને અતિસાર, વારંવાર ત્રાસદાયક પાતળા મોટા મોટા ઝાડા થવા, કોઇ કોઇ સ્ત્રીને આમ કે લોહીવાળા ઝાડા થવા વગેરે લક્ષણો થાય ત્યારે પર્પટી કરતાં પ્રતાપલંકેશ્વર રસ વધારે વપરાય છે; કારણ કે આ રોગનું મૂળ કારણ ગર્ભાશયમાંનું સૂતિકાવિષ છે.

સુવાવડ દરમ્યાન થયેલા ઉન્માદમાં બીજી માદક ઔષધિઓ કરતાં આ રસની સારી અસર થયાના દાખલા મળે છે. આ રસથી માદક ઊંઘ ન આવતાં ઉન્માદના કારણરૂપ સૂતિકાવિષનું શમન કરી મનનો ભ્રમ દૂર થાય છે. એવા રોગોમાં પ્રતાપલંકેશ્વર ધમાસાનો ક્વાથ, કોળાનો રસ કે અનંતમૂળના અવલેહ સાથે આપવો જોઈએ. (ઔ. ગુ. ધ. શા. ને આધારે)

## (૧૪૧) સૂતિકારિ રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ અને તામ્રભસ્મ સરખે ભાગે લઇ બ્રાહ્મીના રસમાં ૩ દિવસ ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં બે વાર ત્રિકટુ અથવા આદુનો રસ અને મધ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ સુવાવડી સ્ત્રીનો તાવ, તૃષા, દાહ, મંદાગ્નિ, શ્વાસ, શોથ, ઉદરશૂળ, અરુચિ વગેરે ઉપદ્રવો જલદી મટાડી દરદીને શાંતિ આપે છે. આ રસ ગર્ભાશયમાં સંચિત થયેલું વિષ અને દૂષિત રક્ત તરત બહાર કાઢી નાખે છે, લોહીમાં પ્રવેશેલા જંતુઓનો નાશ કરે છે, વાતવાહિનીઓના ક્ષોભનું શમન કરે છે, યકૃત, પ્લીહા અને મૂત્રપિંડની વિકૃતિ દૂર કરે છે અને માથાને શાંત કરે છે. ટૂંકમાં સૂતિકારિ રસ વાતપિત્તાત્મક રોગોનું શમન કરવામાં બહુ લાભદાયક છે.

## (૧૪૨) ચંદ્રાંશુ રસ

**વિધિ**—શુદ્ધ પારો, અભ્રકભસ્મ, લોહભસ્મ, બંગભસ્મ અને શુદ્ધ ગંધક

સમભાગે લઈ, ગેળવી, કુંવારના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (૨. ચં.)

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં બે વાર જીરાનો કવાથ, દૂધ અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—બધી જાતના ગર્ભાશયના દોષ, યોનિશૂળ, યોનિમાં દરદ, યોનિદાહ, યોનિની સ્થાનભ્રષ્ટના, યોનિમાં ખરજ, સ્મરોન્માદ ( Hysteria ) વગેરે રોગોને આ ચંદ્રાંશુ રસ જલદી મટાડે છે અને ગર્ભાશય બળવાન બનાવે છે.

### (૧૪૩) કુમારકલ્યાણ રસ

વિધિ—રસસિંદૂર, મોતીપિષ્ટિ, સુવર્ણભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ અને સુવર્ણમાક્ષિકભસ્મ એ ૬ ચીજો સરખે ભાગે લઇ, ૧ દિવસ કુંવારના રસમાં ખરલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી. (ભૈ. ર.)

**માત્રા**—ાા થી ૧ ગોળી દિવસમાં ૨ વાર માના ધાવણ સાથે આપવી. અથવા ઘોડાવજ અને આદુના રસ સાથે અથવા મધ સાથે આપવી. અથવા રોગ અનુસાર અનુપાન આપવું.

**ઉપયોગ**—આ રસાયન તાવ, ખાંસી, ઊલટી, શ્વાસ, બાલશોષ, બાલગ્રહ, કમળો, વરાધ, દૂષિતજ્વર, અતિસાર, મંદાગ્નિ, નબળાઈ, કૃશતા આ બધાંને મટાડે છે. વ્યાધિની ભયંકર અવસ્થામાં શક્તિનું રક્ષણ કરવા અને હૃદયને ઉત્તેજન આપવા માટે લાભદાયક છે. આ રસનું નિત્ય સેવન કરવાથી બાળક પુષ્ટ અને ઉત્સાહી બને છે.

આચાર્યોએ આ રસાયનને કુમારકલ્યાણ નામ આપ્યું છે તે સાર્થક છે; કારણકે આ રસાયન નબળા, દૂબળા અને રોગીષ્ટ બાળકો માટે ખરેખર કલ્યાણકારક છે. આચાર્યોએ આ રસાયનની યોજના એવી રીતે કરી છે કે એ વાત, પિત્ત અને કફ ત્રણે પ્રકૃતિવાળા બાળકોને ફાયદો કરી શકે; તેમજ વાતજ, પિત્તજ અને કફજ વિકૃતિ પર પણ વાપરી શકાય. આ ત્રણે વિકૃતિઓમાં વાતજ અને કફજ વિકૃતિ પર એ વધારે અસર કરે છે. તેમજ પિતપ્રકોપમાં એની સાથે પ્રવાલપિષ્ટિ વગેરે શામક અને પૌષ્ટિક ઔષધિઓ મેળવવામાં આવે અથવા અનુપાન તરીકે અરવિંદાસવ આપવામાં આવે તો જલદી અસર કરે છે.

સામાન્ય રીતે બાળકને પારાવાળી ઔષધિ વધારે અનુકૂળ રહે છે. પારદવાળી ઔષધિથી ઇન્દ્રિયો પર જલદી ફાયદો થાય છે. આ રસ પારા(રસસિંદૂર)વાળો હોવાથી સુવર્ણ વગેરે ધાતુઓના ગુણ અનેકગણા વધારી દે છે અને જલદી ફાયદો થાય છે. રસસિંદૂર રસાયન, યકૃત, હૃદય અને રક્ત વગેરે માટે ઉપકારક અને જંતુઘ્ન છે. મોતી મગજ, આંખો, હૃદય, રક્ત અને અસ્થિને બળવાન બનાવે

છે અને પિત્તના પ્રકોપને દબાવે છે. સોનું શીતલ, રસાયન, મગજના જ્ઞાનતંતુઓ અને હૃદય માટે પોષક, વિષઘ્નશોધક, જંતુઘ્ન અને આયુષ્યવર્ધક છે. અભ્રક રસાયન, ઉત્તેજક, બધા રોગ હરનાર, વાતનાડી, માંસપેશીઓ અને હૃદય વગેરે માટે હિતકર અને જંતુઘ્ન છે. લોહભસ્મ લોહીને પુષ્ટિ આપનાર છે. સુવર્ણમાક્ષિક લોહીને પુષ્ટિ આપનાર, પિત્તશામક અને મગજ માટે હિતકર છે. કુંવારની ભાવના વડે આંતરડાં અને યકૃતની વિકૃતિ અને કબજિયાતમાં પણ ફાયદો થાય છે. આ રસાયનના સંયોગજન્ય ગુણ ધાતુપરિપોષણ ક્રમને નિયમિત બનાવવાનો, ઇંદ્રિયોને બળવાન બનાવવાનો અને જંતુવિષનો નાશ કરવાનો છે.

કોઇ પણ પ્રબળ રોગ થઇ જવાથી બાળકની જીવનીય શક્તિ ઓછી થઈ જાય છે. પછી ધાતુપરિપોષણ બરોબર થતું નથી. એ કારણથી યકૃત વગેરે અવયવો સબળ બનતા નથી. પછી દૂધ અને ખોરાકનું પાચન થતું નથી, રસની ઉત્પત્તિ લગભગ બંધ થઈ જાય છે અને બાળક રોજરોજ ગળાતું જાય છે. એને બાલશોષ કહે છે. એવી સ્થિતિમાં સુકો અને નિસ્તેજ ચહેરો, મ્લાન શરીર, દૂબળા હાથ-પગ, પેટ મોટું, નિતંબ પર સળ પડવા, આખો દિવસ રડ્યા કરવું, મંદાગ્નિ, અરુચિ, અપચો અને કબજિયાત વગેરે લક્ષણો થાય છે, મળ-મૂત્ર ગંધાય છે અને ઝાડામાં આમ દેખાય છે. એવી સ્થિતિમાં આ રસાયન આપવાથી પાચનક્રિયા સુધરે છે, અવયવો પોતાનું કામ નિયમિત રીતે કરવા માંડે છે. રસ, રક્ત વગેરે ધાતુઓની ઉત્પત્તિ નિયમિત થવા માંડે છે અને શરીર થોડા જ દિવસમાં બળવાન બની જાય છે.

જોકે આ રસાયન શ્વાસ, કાસ, ઊલટી, ત્રિદોષજ્વર, સન્નિપાત, વરાધ વગેરેની મુખ્ય ઔષધિ નથી તોપણ આ રોગોની તીક્ષ્ણ અવસ્થામાં હૃદયનું રક્ષણ કરવા માટે રોગ મટી ગયા પછી રોગનિરોધક શક્તિ વધારવા માટે અને શરીરના યંત્રોની ક્રિયા નિયમિત કરી શરીર મજબૂત બનાવવા માટે નિર્ભયતાથી આપી શકાય છે.

હાલમાં ભારતવર્ષમાં બહેન-દીકરીઓને યોગ્ય શિક્ષણ ન મળવાથી અને આર્થિક કારણોને લીધે કેટલીયે માતાઓ નબળી અને દૂબળી હોવાથી કે સગર્ભાવસ્થામાં બીમાર રહેવાથી ગર્ભનો યોગ્ય વિકાસ થતો નથી. શિશુ જન્મતાં જ નબળું અને પાતળું દેખાય છે. પછી માની અશક્તિને લીધે શિશુનું બરોબર પોષણ અને વિકાસ થાય એટલા પ્રમાણમાં ધાવણ આવતું નથી. જે થોડું ધાવણ આવે છે તે પણ પૌષ્ટિક હોતું નથી. એવી સ્થિતિમાં એ શિશુઓને આ રસાયન અરવિંદાસવ સાથે આપવામાં આવે અને માને કુમારકલ્યાણ, પ્રવાલપિષ્ટિ અને સિતોપલાદિ ચૂર્ણ મેળવીને આપવામાં આવે અને ખોરાકમાં દૂધ વધારે આપવા-

માં આવે તો બાળકને જલદી ફાયદો થાય છે. જો શૈશવ અવસ્થામાં ધ્યાન નહિ આપવામાં આવે તો પછી ૩ વર્ષ પછી પ્રયત્ન કરવા છતાં બરાબર ફાયદો નહિ થાય.

માતાઓના અજ્ઞાનને કારણે બાળકોનું બરાબર રક્ષણ થતું નથી. પોતાના પ્રિય સંતાનોને દાંત આવતા પહેલાં જ ઘી અને અનાજ ખવરાવવાનું શરૂ કરી દે છે. ખરું જોતાં ૩ વર્ષ સુધી બાળકને આંતરડાંમાં પચનાર ખોરાક ન આપવો જોઇએ. આમાશયમાં પચે એવો ખોરાક–દૂધ, ફળોના રસ વગેરે આપવો જોઇએ. આ ભૂલથી યકૃત વધે છે, આંતરડાં શિથિલ બની જાય છે અને શરીર અશક્ત થઇ જાય છે. પછી મંદાગ્નિ, અપચો, કોઇને કબજિયાત અને કોઇને ઝાડા થઈ જાય છે. એવા બાળકોને પથ્ય આહાર સાથે કુમારકલ્યાણ આપવામાં આવે અને જરૂર હોય તો કુમાર્યાસવ પણ આપવામાં આવે તો યકૃત બળવાન બની શરીરની બધી ક્રિયાઓને નિયમિત બનાવી દે છે અને તેથી થોડા જ દિવસમાં શરીર પુષ્ટ થઈ જાય છે. કોઇ કોઇને અનુપાન તરીકે હરડેનો ઘસારો વધારે અનુકૂળ રહે છે. કેટલાયે બાળકો વિષમજ્વર, મોનીઝરા અને વરાધ પછી અશક્ત રહે છે. પૌષ્ટિક ખોરાક આપવા છતાં પણ રસની ઉત્પત્તિ બરાબર થતી નથી. પછી શરીર દૂબળું પડી જાય છે; રોગનિરોધક શક્તિ નબળી પડી જવાથી સળેખમ રહે છે અથવા વારંવાર થયા કરે છે, નાકમાંથી કફનો સ્રાવ થયા કરે છે, ઝીણો ઝીણો તાવ રહે છે અને મન પણ પ્રસન્ન દેખાતું નથી. એવાં બચ્ચાંઓને આદુના રસ કે સૂંઠના ઘસારા અને મધ સાથે કુમારકલ્યાણ આપતા રહેવાથી રોગનિરોધક શક્તિ સબળ બને છે, ધાતુપરિપોષણક્રમ નિયમિત બને છે અને પછી થોડા જ દિવસમાં બાળક નીરોગી અને બળવાન બની જાય છે.

કેટલાંયે બાળકોથી શરદી (ઠંડા વાયુનો આઘાત) સહન થતી નથી. એથી એમને સહેજ ભૂલ થવાથી સ્વરયંત્ર, શ્વાસનલિકા કે ફેફસાંને પવન લાગી ખાંસી, શ્વાસ કે વરાધ થઈ જાય છે. એવા નિર્બળ (રોગનિરોધક શક્તિવાળા) બચ્ચાંને ગળામાં ઘરરૂ–ઘરરૂ અવાજ થયા કરે છે તેમજ કોઇ કોઇવાર ઝીણો તાવ, મંદાગ્નિ, અપચો વગેરે લક્ષણો પણ થાય છે. આવાં બાળકોની નબળાઇને દૂર કરવા માટે કુમારકલ્યાણ અમૃત સમાન ફાયદો કરે છે. આ સ્થિતિમાં અનુપાન તરીકે વજ અને સૂંઠનો ઘસારો અને મધ વધારે અનુકૂળ રહે છે. જો બાળકને આમાશય રસ બરાબર ન બનવાથી દૂધ પાવાથી ઊલટી થઈ જતી હોય (દૂધ દૂષિત ન હોય) અને એ કારણને લીધે શરીર નબળું રહેતું હોય તો જાયફળના ઘસારા સાથે કુમારકલ્યાણ રસ અપાય છે.

જો બાળકનો આમાશય રસ ઉગ્ર થઈ જવાથી વારંવાર ઉબ આવી જતી હોય અથવા આવેલી રહેતી હોય એને લીધે ઊલટી થતી હોય અને શરીર દૂબળું

રહેતું હોય તો કુમારકલ્યાણ સાથે પ્રવાલપિષ્ટિ પણ આપવી જોઇએ અને માતાને પ્રવાલપિષ્ટિ અને સિતોપલાદિ ચૂર્ણ આપવું જોઇએ. માતાને મરચાં, સખત ખટાશ, ગરમ ગરમ ખોરાક વગેરે ઓછું કરાવી નાખવું જોઇએ. આ રીતે માતાના ખોરાકનું પણ ધ્યાન રાખવાથી કુમારકલ્યાણ બાળકને જલદી ફાયદો કરે છે.

## (૧૪૪) બાલસંજીવન રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, જાયફળ, જાવંત્રી અને લવંગ સરખા વજને લેવાં. પહેલાં કજ્જલી કરી, તેમાં જાયફળ વગેરેનું બારીક ચૂર્ણ મેળવી ખરલ કરી લેવું. **(બા. ચિ.)**

**માત્રા**—ના થી ૧ રતી દિવસમાં બે વાર માના ધાવણ અથવા મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ રસાયન બાળકોના તાવ, ખાંસી, ઝાડા, ઊલટી, સળેખમ વગેરે રોગોમાં બહુ ફાયદાકારક છે. કબજિયાત હોય તો પેટ સાફ કરી આ રસ આપવો.

આ રસાયન બાળકો માટે બહુ હિતકર છે. એમાં જંતુઘ્ન, વિષઘ્ન, યકૃત-પોષક, મસ્તિષ્ક શામક, દીપન, પાચન અને ગ્રાહી ગુણ રહેલા છે. માટે જે બાળકોને વારંવાર ઝીણો તાવ, કફપ્રકોપ, અપચો, ગંધાતા ઝાડા, ઊલટી, સળેખમ અને પેટમાં કૃમિ થાય છે તેમને માટે આ નિર્ભય અને શ્રેષ્ઠ ઔષધિ છે. જરૂર હોય ત્યારે દિવસમાં ૩ વાર આપી શકાય છે.

કેટલાક બાળકોના શરીરમાં શુદ્ધ રસ ઉત્પન્ન થતો નથી અને વારંવાર કફનો પ્રકોપ અને સળેખમ થયા કરે છે. પછી શરીર પાતળું, નબળું અને નિસ્તેજ બની જાય છે અને પાચનક્રિયા બરાબર થતી નથી. મળ સુકાઇ ગાંઠો બાંઝી જાય છે, કોઇ કોઇને ફક્ક રોગ (Gee's Disease) થઇ આમ અને વસાવાળા ઝાડા થાય છે અને પેટ મોટું થઇ જાય છે. આ રસવિકૃતિને સુધારવા માટે લઘુવસંત નં. ૨ અને બાલસંજીવન રસનું મિશ્રણ બહુ હિતકર છે. એકાદ મહિના સુધી આ મિશ્રણનું નિયમિત સેવન કરાવવું જોઇએ. જો કફનો પ્રકોપ વધારે હોય તો સાથે શૃંગભસ્મ પણ મેળવી લેવી જોઇએ.

માતાના શરીરમાં લોહી ઓછું થવાથી બાળકને બરાબર પોષણ મળતું નથી. એથી વિકાસ બહુ ધીમો થઇ જાય છે. જો યકૃત નબળું હોય અને તે વધારે ઘી-તેલ ખાયા કરે તો ધાવણ મારફત તેની અસર બાળક પર પણ થાય છે. બાળક પાંડુરોગી થઈ જાય છે અને યકૃત પણ નબળું (મોટું) થઇ જાય છે. આવાં બાળકોને પુષ્ટ બનાવવા માટે બાલસંજીવન રસ અને મંડૂરમાક્ષિક મેળવીને આપ-

વામાં આવે છે. જો ઝીણો ઝીણો તાવ પણ આવ્યા કરતો હોય તો મંડૂરમાક્ષિકને બદલે લઘુવસંત નં. ૨ મેળવીને અપાય છે.

બચ્ચાંને જલદી બળવાન બનાવવાની આશાથી થોડી થોડી વારે વધારે દૂધ પાવાથી આમાશયની પાચનક્રિયા બગડી જાય છે. પછી પાચન બરોબર થતું નથી, પાતળા, ગંધાતા સફેદ્મેલા રંગના ઝાડા થાય છે, અને કોઇ કોઇને થોડો તાવ પણ રહે છે. આવાં બચ્ચાંને બાલસંજીવન અને ગોદંતીભસ્મ મેળવીને દિવસમાં ૨ વાર આપવાથી થોડા દિવસમાં તબિયત સુધરી જાય છે.

કેટલાંક બાળકોને આમાશયપ્રદાહ થઇ જવાથી દૂધ પાવાથી તરત ઊલટી થઇ જાય છે. એથી બાળકોને પૂરું પોષણ મળતું નથી. તેમજ પેટ ન ભરાવાથી બાળક આખો દિવસ રડ્યા કરે છે અને સુકાતુ જાય છે. આવાં બાળકોને દિવસમાં ૨–૩ વાર બાલસંજીવન રસ આપવાથી આમાશય પ્રદાહ મટી જઇ પાચનક્રિયા સુધરી જાય છે.

આ રસાયનમાં મેળવેલા પારામાં રસાયન, જંતુઘ્ન, વિકાસી અને યોગવાહી ગુણ છે. પારો બાળકોને વધારે અનુકૂળ રહે છે. પારો રસાયન ગુણને લીધે વિષનો નાશ કરી ઓછી થયેલ શક્તિને જલદી વધારે છે, જંતુઘ્ન ગુણથી રોગોત્પાદક જંતુઓનો નાશ કરે છે, વિકાસી ગુણને લીધે પણ રોગોત્પાદક જંતુઓ નાશ કરે છે અને યોગવાહી ગુણને લીધે સાથેની બીજી ઔષધિઓના ગુણમાં વધારો કરે છે. ગંધકમાં જંતુઘ્ન અને શોધન ગુણ રહેલો છે. જાયફળ, જાવંત્રી અને લવંગમાં દીપન–પાચન, સહેજ ગ્રાહી, જંતુઘ્ન, અને કફઘ્ન અને વાતહર ગુણ રહેલા છે. આ ત્રણેમાં ઉડ્ડયનશીલ તેલ રહેલું છે. આ તેલ પણ પારાની માફક શરીરના અણુએ અણુમાં ફેલાઇ જાય છે અને જંતુઓનો નાશ કરે છે. આ કાર્ય જાયફળ વગેરે નવાં લેવાથી થાય છે તેવું જૂના લેવાથી અથવા બાલસંજીવન રસ જૂનો થવાથી નથી થતું.

**સૂચના**—(૧) માતાના ખાનપાનને લીધે બાળકને હેરાનગતિ પડતી હોય તો તેમાં સુધારો કરાવવો જોઇએ. માતાના રોગના ઉપદ્રવરૂપે બાળકને રોગ થયો હોય તો માતાને પણ સાથે સાથે દવા આપવી જોઇએ. માનો રોગ બહુ બળવાન અને ત્રાસદાયક હોય તો ધાવણ છોડાવી દેવું જોઇએ અને અનુપાન તરીકે મધ મેળવવું જોઇએ.

(૨) રોગની અવસ્થામાં ઠંડી કે વરસાદથી આઘાત ન લાગી જાય એ સંભાળવું જોઇએ.

(૩) બાળકને અનાજ આપવામાં આવતું હોય અને અપચો થઇ ગયો હોય તો અનાજ અને ઘી ઓછું કરી દૂધ અને ફળના રસ વધારે પ્રમાણમાં આપવો જોઇએ.

### (૧૪૫) ચંદ્રશેખર રસ

**વિધિ**—રસસિંદૂર, અભ્રકભસ્મ, પોલાદની ભસ્મ, લોહભસ્મ (સામાન્ય લોખંડની), મંડૂરભસ્મ, ગોરોચન અને ફુલાવેલો ટંકણખાર સમભાગે લઈ, ગરણીના રસમાં ૧૨ કલાક ખરલ કરી અડદ જેવડી ગોળીઓ વાળવી. (ભૈ. ૨.)

**માત્રા**—ાા થી ૧ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયનથી બાળકોના બધી જાતના રોગો, તાવ, ધાવણના દોષથી થયેલો સન્નિપાત, ખાંસી, શ્વાસ, અજીર્ણ, ઊલટી, ઝાડા, ચળ, સળેખમ, ધનુર્વા, વરાધ વગેરે રોગો મટી જાય છે અને બાળક પુષ્ટ બને છે.

### (૧૪૬) બાલાર્ક ગુટિકા

**વિધિ**—શુદ્ધ ખાપરિયું, પ્રવાલભસ્મ, શૃંગભસ્મ, શુદ્ધ હિંગળોક, ફુલાવેલો ટંકણખાર, ધોળાં મરી, કચૂરો અને કેસર એ ૮ ઔષધિઓ સરખે ભાગે મેળવી પાણીમાં ખરલ કરી ાા–ાા રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧–૧ ગોળી માના ધાવણ સાથે અથવા વાવડિંગના ચૂર્ણ અને મધ સાથે આપવી.

**ઉપયોગ**—આ ગુટિકા બાળકોના વાતકફવિકાર, ઝીણો તાવ, સુકતાન, ખાંસી, શ્વાસ, કૃમિ, સળેખમ, મંદાગ્નિ, ઊલટી, ઝાડા વગેરે રોગો દૂર કરી બાળકને પુષ્ટ અને પ્રસન્ન બનાવે છે.

### (૧૪૭) દન્તોદ્ભેદગદાંતક રસ

**વિધિ**—પીપર, પીપળામૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, અજમો, અજમોદ, હળદર, જેઠીમધ, દેવદાર, દારુહળદર, વાવડિંગ, કાગદી એલચી, નાગકેસર, નાગરમોથ, કચૂરો, કાકડાશિંગ, બિડલવણ, અભ્રકભસ્મ, શંખભસ્મ, લોહભસ્મ અને સુવર્ણમાક્ષિકભસ્મ આ દરેક સમભાગે લઈ, વિધિપૂર્વક મેળવી, દૂધ સાથે ૬ કલાક ખરલ કરી ાા–ાા રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ૨.)

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે અથવા માના ધાવણ સાથે આપવી, અથવા ગોળીનું ચૂર્ણ કરી દિવસમાં ૩ વાર દાંતે ઘસવું.

**ઉપયોગ**—બાળકોને દાંત આવતી વખતે થનારા ઝાડા, તાવ, આંચકી વગેરે ઉપદ્રવો દૂર થઈ દાંત કાંઈ પણ અડચણ વગર અને જલદી ફૂટી બહાર આવે છે.

નાનાં બાળકોને દાંત આવતી વખતે પીદિયા–પેઢામાં ચળ આવે છે અને એક જાતનો વિષમય રસ ઉત્પન્ન થાય છે. એનાથી બાળક ગળાયો કરે છે. આ રસથી આમ યમાં થનારી પાચનક્રિયા વિમ્ત ...

વાથી જ્યારે આંતરડાંમાં યકૃતના પિત્તથી એ રસનું રૂપાન્તર નથી થઇ શકતું ત્યારે લીલા-પીળા ફાટેલા દૂધ જેવા ઝાડા થયા કરે છે. જો એ વિષ લોહીમાં શોષાય છે તો તાવ પણ આવે છે. વાતનાડીઓ અને વાતકેન્દ્ર પર વધારે અસર થાય તો તાણ આવે છે. આ બધા વિકારોનું મૂળ વિષમય રસ છે. આ રસાયન આમાશયમાં ઉત્પન્ન થનાર રસ ( Gastric Juice ) અને યકૃતપિત્તનો સ્રાવ વધારે છે તેમજ યકૃતને બળવાન બનાવે છે એટલે વિષમય રસનું રૂપાન્તર થઇ જાય છે. પછી તે તાવ, ઝાડા કે તાણ વગેરે વિકારોને ઉત્પન્ન કરી શકતો નથી.

## (૧૪૮) મૃદ્વિરેચન રસ

**વિધિ**—કાગદી એલચીના દાણા ૧ તોલો, શુદ્ધ ગંધક ૨ તોલા, બોદારસંગ ૨ તોલા અને વરિયાળી ૩ તોલા મેળવી બારીક ખરલ કરવું. (ર. ચં.)

**માત્રા**—બાળકોને ૦ાા-૦ાા રતી દિવસમાં ૩ વાર દૂધ સાથે ૫ દિવસ સુધી આપવું. મોટી સ્ત્રીઓને ૪-૪ રતી દિવસમાં ૩ વાર.

**ઉપયોગ**—માટી ખાવાથી થનારો પાંડુરોગ અથવા બીજો રોગ થયો હોય ત્યારે જુલાબ માટે આ દવા અપાય છે. આ દવાથી દસ્તમાં માટી નીકળી જઇ તબિયત સ્વસ્થ બને છે. સ્ત્રીઓ અને બાળકો માટે આ અત્યંત હિતકારક દવા છે.

માટી ખાવાથી ઉત્પન્ન થયેલો પાંડુરોગ જૂનો થાય ત્યારે ઘણું કરીને પેટમાં કૃમિ થાય છે માટે ૧-૧ રતી સેન્ટોનીન અને ૬-૬ રતી સાકર મેળવી દિવસમાં ૩ વાર આપવું. પછી સવારે નસોતરવાળું વિરેચન આપવું અથવા જમતાં પહેલાં કપિલો, વાવડિંગ, દિકામાળી અને સંચળ આપી કૃમિઓ કાઢી નાખવા જોઇએ. રોગ બહુ જૂનો હોય તો મૃદ્વિરેચન રસ એક દિવસ આપવો એક દિવસ ન આપવો (એટલે એકઆંતરા). આ રીતે ૧ મહિના સુધી અથવા પાંડુરોગ મટી પેટ નરમ થાય ત્યાં સુધી પ્રયોગ કરવો જોઇએ.

## (૧૪૯) સર્વાંગસુંદર રસ

**વિધિ**—સમભાગ ગંધકવાળી રસપર્પટી ૨ તોલા અને જાયફળ, જાવંત્રી, લવંગ, લીમડાનાં પાન, નગોડનાં પાન અને કાગદી એલચીના દાણા દરેક ૧-૧ તોલો લેવાં. કાષ્ટાદિક દવાઓનું ઝીણું ચૂર્ણ કરી, પર્પટી અને ચૂર્ણ મેળવી, ૧૨ કલાક પાણી સાથે ખરલ કરી, જેમાંથી મોતી નીકળે છે તે એક છીપમાં ભરી, ઉપર બીજી છીપ મૂકી, સંપુટ કરી, ઉપર બબ્બે આંગળ માટી લગાડી, પુટપાક પ્રમાણે અડાયા છાણાની આંચ આપવી. સંપુટ લાલ થઈ જાય એટલે કાઢી લેવું. સ્વાંગશીતળ થયે ઔષધિ કાઢી લઈ વાટી શીશીમાં ભરી લેવી. જો આ રસ પુટપાક રીતથી ન બનાવવામાં આવે તો તેને 'મહાગંધક' કહે છે. (ર. ચં.)

**માત્રા**—૦ાા થી ૧ રતી દિવસમાં ૩ વાર માના ધાવણ કે મધ સાથે આપવું.

**ઉપયોગ**—બાળકોના રક્ષણ માટે આ એક મહાન ઔષધિ છે. આ રસ જ્વરઘ્ન, દીપન, બળ અને કાંતિને વધારનાર છે, તેમજ ભયંકર સંગ્રહણી, મરડો, સુવારોગ, રક્તાર્શ અને બીજા રક્તજ વ્યાધિઓનો નાશ કરે છે. જ્યાં આ ઔષધિ વપરાય છે ત્યાં બચ્ચાંને દુઃખ આપનારા પિશાચ, દાનવ, દૈત્ય વગેરે પ્રવેશ જ નથી કરતા. બાળકો માફક સ્ત્રીઓ માટે પણ પ્રદર વગેરે વ્યાધિઓમાં આ હિતકર છે.

બજારના દૂષિત દૂધથી ઉત્પન્ન થનારા અતિસાર, ઝાડામાં પાણી જ પાણી અથવા પાણી મિશ્રિત દૂધ કે વારંવાર પાણી જેવા ઝાડા થવા, મળમાં દુર્ગંધી, મળનો રંગ ધોળો કે પાણીમાં લોટ મેળવ્યો હોય તેવો, સાથે થોડી ઊલટી, આફરો, વારંવાર ઓડકાર, ગળામાં કાંટા જેવું લાગવું આ રોગો પર આ રસ સારો ફાયદો કરે છે. (એવી સ્થિતિમાં સર્વાંગસુંદર રસ સાથે લોબાનનાં ફૂલ અને લસુનાદિ વટી મેળવી આપવી વધારે ફાયદાકારક છે.)

ગરમીના દિવસમાં દૂષિત દૂધને લીધે કોઈ કોઈ બાળકને ભયંકર જ્વરાતિસાર થઈ જાય છે. તાવ ૧૦૧° થી ૧૦૫'-૬° સુધી ચડી જાય છે. વારંવાર પીળા, કાળા ગરમ પાણી જેવા ઝાડા થાય છે. પછી ઝાડા વારંવાર થાય છે પણ મળ અને પાણી થોડું થોડું નીકળે છે. સાથે ઊલટી, બેચેની, તરસ વગેરે ભયંકર ઉપદ્રવો હોય છે. તરસથી બાળક બહુ બેચેન થઈ જાય છે. જો દૂધ વધારે આપવામાં આવે છે તો ઝાડા વધી જાય છે અને તરસ પણ વધારે લાગે છે. બેચેની એટલી બધી રહે છે કે બાળક પથારીમાં સૂઈ શકતું પણ નથી. આવી સ્થિતિમાં દૂધ બંધ કરવું જોઈએ. (સંતરું કે મોસંબીનો રસ કે બકરીનું દૂધ આપી શકાય છે.) ડાંગરની ધાણીને ઉકાળી-ગાળી તે પાણી પાવું જોઇએ. અને સર્વાંગસુંદર રસ થોડી માત્રામાં વારંવાર આપવો જોઈએ. જો આફરો વધારે હોય અને ઝાડા વારંવાર પણ થોડા પ્રમાણમાં અને તાવ પણ વધારે હોય તો લક્ષ્મીનારાયણ રસ પ્રવાલપિષ્ટિ સાથે આપવો વધારે હિતકર છે. મોટા મોટા પ્રવાહી પીળા રંગના ઝાડા થતા હોય તો આ રસ આપવો જોઇએ. સાથે થોડા પ્રમાણમાં દૂધની સાકર, સિંધવ અથવા ફુલાવેલો ટંકણખાર કે સોડા બાઈ કાર્બ આપતા રહેવાથી જલદી ફાયદો થાય છે. આ રીતે દુગ્ધવિકૃતિ, અન્નવિષ કે બીજા કારણથી થનારા જ્વરાતિસારમાં પણ આ રસ બહુ હિતકર છે.

સંગ્રહણીની પ્રથમ અવસ્થામાં જ્યાં સુધી આમનો અનુબંધ હોય, વારંવાર થોડો થોડો આમ અને દરદ સાથે ઝાડા થતા હોય ત્યાં સુધી કુટજાવલેહ કે કુટજાદિ વટી લાભદાયક છે. પણ તીવ્રતા ઓછી થઇ આમ ઓછો થઇ જાય, મળ છાણ કે લીલ જેવો અને ઝાડા વારંવાર થતા હોય તેવી સ્થિતિમાં આ રસ બહુ

સારી રીતે વપરાય છે. આ રોગની જીર્ણ અવસ્થામાં પર્પટીની બનાવટો ઉપયોગી છે.

પ્રવાહિકા થાય છે ત્યારે ઝાડાની હદ જ નથી રહેતી. કોઇ કોઇને વારંવાર ટીપું ટીપું પડયા કરે છે, કેટલાકને બહુ કરાંઝવું પડે છે, બાળક બહુ બેચેન રહે છે, ગુદપાક થાય છે અને શૌચ વખતે આ મળ બહાર નીકળે છે. આ રોગ પર સર્વાંગસુંદર રસ બહુ સારી ઔષધિ છે.

બાળકના જન્મ પછી ભૂલ થવાથી સ્ત્રીને સુવારોગ થાય છે. આ ખરેખર ભયંકર રોગ છે. પ્રસૂતાને ક્ષય, પાંડુ, અતિસાર, સંગ્રહણી વગેરે થાય છે તેની ચિકિત્સા કરવી અઘરી છે. આમાં અતિસાર અને સંગ્રહણીમાં આ રસ સારી રીતે વપરાય છે. મોટા મોટા બહુ જ ગરમ પીળા રંગના ઝાડા થાય છે. સંગ્રહણી થવાથી મંદાગ્નિ, વારંવાર ઝાડાની શંકા થવી, વારંવાર લોહીવાળો સહેજ ઝાડો થવો વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ આપવો જોઇએ. રોગી બહુ અશક્ત અને બળ–માંસ વગરનો થઇ ગયો હોય તો આ રસ સાથે સુવર્ણમાલિની વસંત આપવાથી વધારે અસર કરે છે.

માતાના દૂષિત ધાવણથી બાળકને અતિસાર કે સંગ્રહણી થઇ હોય ત્યારે મા અને બાળક બંનેને આ રસ આપવો જોઇએ, જેથી સાથે સાથે ધાવણ પણ શુદ્ધ થાય. સગર્ભા માતાના ધાવણથી બાળકને પારિગર્ભિક રોગ થાય છે. તેમાં મોટા મોટા ઝાડા, ઊલટી, બાળક શુષ્ક અને નબળું થઈ જવું, હાથ–પગ પાતળા અને પેટ ઘડા જેવું મોટું થવું, કાંઇ પણ ખોરાક ન પચવો, આખો દિવસ ખા ખા જ કરવું, ખાસ કરીને તીખા અને ખાટા પદાર્થોની બહુ ઇચ્છા થવી વગેરે લક્ષણો થાય ત્યારે માતું ધાવણ છોડાવી આ રસ આપવાથી સારી અસર થાય છે. (એવી સ્થિતિમાં માતા અને બાળક બંનેને દવા આપવી હોય તો સર્વાંગસુંદર રસ પ્રવાલપંચામૃત અને ગોદંતીભસ્મ મેળવીને આપવો જોઇએ.)

બાળકના મૃદસ્થિ રોગમાં હાડકાંને યોગ્ય પ્રમાણમાં ચૂનો નથી મળતો તેથી ઉપદ્રવ અથવા વ્યાધિસંકર રૂપે અતિસાર થઇ જાય છે. આ અતિસારની બધી અવસ્થામાં સર્વાંગસુંદર રસ ઉપયોગી છે. સાથે સાથે પ્રવાલપિષ્ટિ અને મંડૂરભસ્મ પણ આપવી જોઇએ.

આ સર્વાંગસુંદર રસ સાથે બોરસળીની છાલનું ચૂર્ણ ॥ તોલો મેળવી દિવસમાં ૩ વાર આપવાથી રક્તપ્રદરમાં માત્ર ૨–૩ દિવસમાં જ આશ્ચર્યકારક ફાયદો થાય છે. (ઓ. ગુ. ધ. શા.)

### (૧૫૦) માણિક્યરસાદિ ગુટિકા

વિધિ—હરતાલમાંથી બનાવેલો માણેકરસ, શુદ્ધ હિંગળોક, એળિયો,

પીપર, સિંધવ, સંચળ, ઇંદ્રજવ અને ગરણીનાં બી ૨–૨ તોલા, શુદ્ધ મનઃશિલ, ફુલાવેલો ટંકણખાર, જવખાર, લાલ બોળ, સૂંઠ, મરી, અજમો, અક્કલગરો અને વાવડિંગ એ ૯ ચીજો ૧–૧ તોલો, કેસર, જાયફળ, જાવંત્રી, એલચી, તમાલપત્ર અને રેવંચીનો શીરો ૬–૬ માસા લેવો. પહેલાં માણેકરસ, હિંગળોક અને મનઃશિલ મેળવવો. કેસરને જુદું રાખી બાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવવું. પછી ૬ કલાક ખરલ કરી કેસર વાટી, મેળવી, ૩ કલાક ખરલ કરવું. પછી નાગરવેલના પાનના રસમાં ૩ દિવસ ખરલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી. (આ. નિ. મા.)

**માત્રા**—૧ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાનના રસમાં આપવી.

**ઉપયોગ**—આ ગુટિકાથી બાળકોના શ્વાસ, હૃદયનો અવરોધ, આફરો, ખાંસી, ઝાડા, તાવ, શળ વગેરે રોગો મટે છે. આમાશય અને આંતરડામાં ભરાયેલા મળ, આમ અને વિષને એ બહાર કાઢે છે, ઉત્તેજના આપે છે અને ફેફસાંની પ્રણાલિકાઓમાં ભેગા થયેલા કફને બહાર કાઢી વરાધમાં આ દવા તરત પોતાનો પ્રભાવ બતાવે છે. આ ગોળીએ સેંકડો બાળકોના જીવ બચાવ્યા છે.

## (૧૫૬) હરતાલ પુષ્પ

**વિધિ**—લગભગ ૧ શેર પાણી ભરાઇ શકે તેવી નાની માટલી લઇ, તેના મોંને પથ્થર પર પાણી નાખી ઘસી તેમાં શુદ્ધ હરતાલનો ૫ તોલા ભૂકો નાખવો. પછી માટલીના મોંના માપ જેટલો શેરેક પાણી રહી શકે તેવો કાચનો પ્યાલો લઇ, મોં પર મૂકી, સાંધાને અડદના લોટને ગરમ પાણીથી પલાળી તેનાથી બંધ કરવો. સુકાઈ જાય એટલે મધ અને ચૂનાવાળી કપડાની પટ્ટીના ૩–૪ પડ લપેટી, નાના ચૂલા પર મૂકી, ૧૨ કલાક સુધી ધીમી આંચ આપવી. બાદ ૨૪ કલાક મંદ અને મધ્યમ આંચ આપી ફૂલ ઉડાવી લેવાં. આંચ આપતી વખતે પ્યાલા પર વારંવાર હાથ મૂકી જોવો. પ્યાલો વધારે ગરમ ન થઈ જાય તેનું ધ્યાન રાખવું. જો પ્યાલો વધારે ગરમ થઈ જાય તો વચમાં ૧–૨ કે ૩–૪ કલાક આંચ ન આપવી. પછી અનુકૂળતાએ આપવી. સારી રીતે ફૂલ ઊડી જાય એટલે યંત્ર ખોલી માટલીમાં ચારે બાજુ અને પ્યાલામાં લાગેલા હરતાલ જેવા પીળા રંગનાં ફૂલ કાઢી લેવાં. ૫ તોલા હરતાલમાંથી ૨॥ તોલા ફૂલ નીકળે છે.

**માત્રા**—$\frac{1}{8}$ થી $\frac{1}{4}$ રતી નાગરવેલના પાન, મધ કે ગાયના ઘી સાથે આપવું. સાપના ઝેરમાં ૧૫–૧૫ મિનિટે કફોલ્બણ સન્નિપાતમાં ૩–૩ કલાકે અને કુષ્ઠમાં દિવસમાં ૩ વાર આપવું. શ્વાસમાં નાગરવેલના પાન સાથે આપવું.

ઉપયોગ—આ પુષ્પ સાપનું વિષ, કુષ્ઠ, સન્નિપાત, ઉપદંશ, લોહીવિકાર, શ્વાસ, કાસ, વિષમજ્વર વગેરેને દૂર કરે છે. બધી જાતના કફ અને વાતપ્રધાન રોગો પર એ લાભદાયક છે.

વાતજ, કફજ, વાતકફજ, કફપિત્તજ કુષ્ઠ આ બધામાં આ પુષ્પ ફાયદાકારક છે. જે કુષ્ઠમાં પિત્તની પ્રધાનતા હોય તેમાં જ માત્ર આ ન આપવું. શીતાંગ સન્નિપાત, ન્યુમોનિયા, શ્લૈષ્મિક સન્નિપાત તેમજ બીજા સન્નિપાતમાં જ્યારે બેશુદ્ધિ, નાડીનો વેગ મંદ થઈ જવો, શ્વાસવાહિની નળી કફથી ભરાઈ જવી, હૃદયનો અવરોધ થવા માંડવો વગેરે ઉપદ્રવો હોય તેના પર હરતાલ પુષ્પ સારું કામ કરે છે.

ઉપદંશ રોગ જૂનો થાય ત્યારે શ્વાસ, કાસ, ચામડી પર લાલ કાળા ધાબા, કુષ્ઠ, ગડ-ગૂમડ, આંખમાં નબળાઈ, સંધિવા વગેરે ઉપદ્રવો થાય છે. વિકાર રક્ત, માંસ અને અસ્થિ સુધી પહોંચી જાય છે ત્યારે આ રસ રક્તશોધક અરિષ્ટ સાથે આપવાથી જલદી ફાયદો થાય છે. વિષમજ્વર, એકાંતરો, ચોથિયો વગેરે જ્વર, વારંવાર અનિયમિત વખતે થોડા થોડા દિવસે આવનારો પરિવર્તિત જ્વર, આ બધા પર તુળસીનો રસ કે ફુદાનો રસ અથવા ત્રિકટુ, સાકર ને ઘી સાથે આપવાથી સર્વ પ્રકારના જ્વર મટે છે.

## (૧૫૨) આખુવિષાંતક રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, સૂંઠ, મરી, પીપર, ફુલાવેલો ટંકણખાર ને કડુ આ બધા સરખે ભાગે લઈ, વિધિપૂર્વક મેળવી ખરલ કરવું. પછી સાટોડીના રસ અને ગાયના મૂત્રની ૩-૩ ભાવના આપી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (યો. ર.)

માત્રા—૧ થી ૨ ગોળી વાંઝણી કંકોડીના મૂળના ચૂર્ણ સાથે અથવા કાળીપાટના કવાથ સાથે આપવી.

ઉપયોગ—આ રસાયન ઝેરી ઉંદરના વિષ અને બીજા ઝેરી જીવોના વિષપ્રકોપને દૂર કરે છે.

સૂચના—આ દવા સાથે પારો, ગંધક, હળદર, બપોરિયાનાં ફૂલ, ઘરનો ધુમાડો અને સરસવ સરખે ભાગે મેળવી આકડાના દૂધમાં ખરલ કરી દંશસ્થાન પર લેપ કરતા રહેવું જોઈએ.

## (૧૫૩) કામિનીવિદ્રાવણ રસ

વિધિ—શુદ્ધ હિંગળોક ૬ માસા, શુદ્ધ ગંધક ૬ માસા અને શુદ્ધ અફીણ ૮ તોલા લેવું. કેસર, જાયફળ, અકલગરો, જાવંત્રી, પીપર, લવંગ, સૂંઠ અને રતાંજળી એ ૮ ચીજો ૨-૨ તોલા લેવી. પહેલાં હિંગળોક, ગંધક અને અફીણ-

ને મેળવવું. પછી બાકીની ચીજોનું ચૂર્ણ મેળવી, પાણી કે નાગરવેલના પાનના રસમાં ૬ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ર.)

**માત્રા**—૧–૧ ગોળી રોજ સાંજે દૂધ સાથે લેવી જોઇએ.

**ઉપયોગ**—આ રસાયનના સેવનથી ધાતુનું પાતળાપણું, નબળાઇ, મંદાગ્નિ અને મગજની અશક્તિ દૂર થઈ વીર્યસ્તંભન શક્તિ વધે છે.

**સૂચના**—આ ઔષધિમાં અફીણ બહુ મોટા પ્રમાણમાં છે. માટે પ્રકૃતિ અને ઋતુનો વિચાર કરી ઓછી માત્રામાં લેવી. વધારે દિવસ લેવાથી દવાની ટેવ પડી જશે, માટે થોડા દિવસ સેવન કરી દવા બંધ કરી દેવી જોઇએ.

### (૧૫૪) શુક્રમાતૃકા વટી

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ અને લોહભસ્મ ૪–૪ તોલા લેવી. કાગદી એલચીદાણા, ગોખરુ, હરડે, બહેડાં, આમળાં, તમાલપત્ર, રસાંજન, ધાણા, ચવક, જીરું, તાલીસપત્ર, ફુલાવેલો ટંકણખાર અને મીઠા અનારદાણા આ ૧૩ ચીજો ૨–૨ તોલા અને ગૂગળ ૧ તોલો લેવો. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી અભ્રકભસ્મ અને લોહભસ્મ મેળવવી. પછી બાકીની ચીજોનું ચૂર્ણ મેળવી, ગોખરુના કવાથમાં કે મીઠા દાડમના રસમાં ૧૨ કલાક ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (ભૈ. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે, બકરીના દૂધ સાથે અથવા મીઠા દાડમના રસ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસાયન વીર્યસ્રાવ, બધી જાતના વાતજ, પિત્તજ અને કફજ પ્રમેહ, બધી જાતના મૂત્રકૃચ્છ્ર વગેરે દોષો દૂર કરી વીર્યને શુદ્ધ અને ગાઢું બનાવે છે. બળ, વર્ણ અને અગ્નિને પ્રદીપ્ત કરી એ અસ્થિગત જીર્ણજ્વરનો નાશ કરે છે. પથરીમાં પણ એ ફાયદાકારક છે. આ વટીના સેવનથી લોહીમાં રક્તાણુઓ વધે છે, માંસગ્રંથિઓ મજબૂત બને છે અને માનસિક શક્તિ પણ વધે છે.

### (૧૫૫) પુષ્પધન્વા રસ

**વિધિ**—દ્વિગુણ ગંધકજારિત રસસિંદૂર અથવા પારદભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ અને બંગભસ્મ એ પાંચ ચીજો સમભાગે મેળવી, ધતૂરો, ભાંગ, જેઠીમધ, શીમળાની છાલ અને નાગરવેલના પાનના રસની ૧–૧ ભાવના આપી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (ભૈ. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર દૂધ, ઘી, માખણ મલાઇ અથવા મધ સાથે લેવી.

**ઉપયોગ**—આ રસ અત્યંત કામોત્તેજક અને વીર્યવર્ધક છે. અંડકોષ, ફલવાહિની અને શુક્રવાહિનીની નબળાઇને લીધે આવેલી નપુંસકતા, માનસિક

દોષથી થનારી નપુંસકતા, યાદશક્તિનો નાશ, ઊંઘનો નાશ, વીર્યનું પાતળાપણું, ઇંદ્રિયની શિથિલતા, સ્ત્રીઓને બીજકોષનો વિકાસ ન થવાથી આવેલું વંધ્યત્વ, ઉપદંશ અથવા પરમિયાના રોગથી ગર્ભાશય દૂષિત થઇ થનારો યોનિસ્રાવ, સ્ત્રીઓનો નવો અસ્થિક્ષય ( હાડકાં નબળાં પડી જવાં ), શુક્રમેહ, લાલામેહ અથવા બીજા પ્રમેહને લીધે થનારી નપુંસકતા વગેરે રોગો નાશ કરનારી દવાઓમાં પુષ્પધન્વા રસ પ્રથમ શ્રેણીનો મનાય છે.

નપુંસકતા ઘણાં કારણોથી થાય છે. આમાં અંડકોષ, ફલવાહિનીઓ, શુક્રાશય, શુક્રવાહિનીઓ વગેરેનો યોગ્ય પ્રમાણમાં વિકાસ ન થવો એ પણ એક કારણ છે. જો અંડકોષ વગેરેમાં કાંઇક ખામી આવવાથી નપુંસકતા આવી હોય તો પુષ્પધન્વા રસ અપાય છે. આ રસથી વિકાસ ન પામેલા પુરુષોના અંડકોષ અને સ્ત્રીઓના બીજાશયનો યોગ્ય પ્રમાણમાં વિકાસ થાય છે. આ રીતે ફલવાહિનીઓ અને શુક્રવાહિનીઓ જાડી અને ભારે થઈ જવાથી શુક્ર કે રજ વહન કરવાનું કાર્ય સારી રીતે ન થઇ શકવાથી નપુંસકતા આવી હોય તો આ રસ આપવાથી તે રોગ ઓછો થઇ નપુંસકતા મટે છે.

કેટલાક માણસોને માનસિક કારણોને લીધે થોડી કે માત્ર કહેવા પૂરતી જ નપુંસકતા આવી હોય તો તે પણ આ રસના સેવનથી મટે છે. બીજાં કારણોથી વચ્ચે વચ્ચે નપુંસકતા લાગવી અને પાછી ચેતના આવવી, આવું સંશયભરેલું હોય ત્યારે આ રસ સારી અસર કરે છે.

બહુ વ્યવાય અને તેથી યાદશક્તિ જતી રહેવી કે ઊંઘ ન આવવી, સ્ત્રી સમાગમની તીવ્ર ઇચ્છા હોય પણ અકસ્માત્ ન થઈ શકે તેથી યાદશક્તિ કે ઊંઘનો નાશ થવો, આ રોગ પર આ રસ સારી અસર કરે છે. જો બળજબરીથી બ્રહ્મચર્ય પાળતા ઊંઘ ન આવતી હોય તો તેની પર આ રસ બિલકુલ ન વાપરવો જોઇએ, નહિતર ઊંધું પરિણામ આવે છે.

બહુ કામી માણસને વ્યવાય કે સ્ત્રી વિષે વિચાર આવતાં જ માથામાં ઝાટકો મારી વીર્યસ્રાવ થઇ જાય છે અને પછી માથાનો ઝાટકો નરમ પડે છે. આ સ્રાવ થતી વખતે જનનેન્દ્રિય શિથિલ રહેતી હોય, તો તેની પર આ રસ સારી અસર કરે છે. સ્ત્રીસંબંધી ધ્યાનમાં જ ઉન્માદ કે તાણ થઈ હોય તો બ્રાહ્મી જેવા શીતળ અનુપાન સાથે આ રસ આપવો જોઇએ.

સ્ત્રીઓના બીજાશય (Ovaries)નો યોગ્ય વિકાસ ન થવાથી ઉત્પન્ન થનારા વંધ્યત્વમાં આ રસ સારું કામ કરે છે. આ જ કારણથી બીજા જનનઅવયવોનો પૂરેપૂરો વિકાસ ન થવાથી સંભોગમાં બરોબર આનંદ ન આવતો હોય તેના પર પણ પુષ્પધન્વા રસની સારી અસર થાય છે. મનના આઘાતથી

પણ આ રોગ હોય તો પણ આ રસ ફાયદો કરે છે. પરમિયો કે ચાંદી થવાથી ગર્ભાશય દૂષિત થઈ યોનિમાંથી સ્રાવ થતો હોય અને બીજાશય સુધી દૂષિતતા ફેલાયેલી હોય અને જુદાં જુદાં લક્ષણો થતાં હોય તો તેની પર વપરાતી ઘણી દવાઓમાં આ પુષ્પધન્વા રસને વધારે મહત્ત્વ અપાય છે.

સ્ત્રીઓને થનારા અસ્થિક્ષયમાં આ રસ સારો ફાયદો કરે છે. આ રોગમાં હાડકામાં મૃદુતા આવી જાય છે. ખાસ કરીને નિતમ્બનું હાડકું નરમ થઈ જવાથી બરાબર ચલાતું નથી. સહેજ ખોડાઇને ચાલવું પડે છે, પગ ઊંચો કરી આગળ મૂકવો પડે છે, થાક લાગે છે અને કોઇવાર બીજાં હાડકાં પર પણ ગાંઠો નીકળે છે. આ રોગ બહુ જૂનો હોય, તેમજ નબળી અને અશક્ત સ્ત્રીને વારંવાર ગર્ભ રહેતો હોય અને તેને આ રોગ હોય, સાથે સાથે બીજી ઇન્દ્રિયો પણ બહુ ક્ષીણ થઇ ગઇ હોય, તો તેમાં નાગભસ્મ વાપરવી જોઇએ. પણ આ રોગ બહુ જૂનો ન હોય, મનનો આઘાત વગેરે કારણ સ્પષ્ટ હોય, કે માનસિક વિકૃતિનાં લક્ષણો વધારે હોય તો પુષ્પધન્વા રસ સારું કામ કરે છે.

પ્રમેહ કે મધુમેહના ઉપદ્રવ તરીકે કે આ રોગોના એક લક્ષણ તરીકે નપુંસકતા આવી હોય તો આ રસ વાપરવો જોઇએ. શુક્રમેહ અને લાલામેહ પર આ રસ બહુ સારી અસર કરે છે.

ટૂંકમાં પુષ્પધન્વા રસ અંડકોષ વગેરે અવયવોને શક્તિ આપનાર, ઉત્તેજક, વાયુની પૂર્તિ ઓછી થવાથી ઉત્પન્ન થયેલી શિથિલતાનો નાશ કરનાર, અંડકોષોમાં અંતઃસ્રાવ વધારનાર, સહેજ સ્તંભક, શક્તિ વધારનાર અને વાજીકરણ ઔષધિ છે.

( ઓ. ગુ. ધ. શા. ને આધારે )

કેટલાક નબળી અને શિથિલ માંસપેશીઓવાળા દરદીઓને માત્ર પુષ્પધન્વા રસ આપવાથી બરાબર ફાયદો થતો નથી. એમને મધુમાલિની વસંત સાથે મેળવી આપવાથી નહિ ધારેલો ફાયદો થાય છે.

કેટલાક ધ્વજભંગના દરદીઓમાં લોહીની અંદર મૂત્રવિષ રહે છે અને પેશાબ સાથે લોહી આવ્યા કરે છે. તેમજ સ્વભાવમાં ઉગ્રતા, વિકૃત ઊંઘ, વારંવાર સ્વપ્નદોષ થવો અને પીળો પેશાબ વગેરે લક્ષણો થાય છે. આ રોગીઓને સ્થાનિક શિથિલતા ઉપરાંત લોહી વગેરે ધાતુઓમાં વિકૃતિ થઇ જાય છે. પહેલાં એવા દરદીઓના લોહીને શુદ્ધ કર્યા વગર જો પુષ્પધન્વા રસ આપવામાં આવશે તો

સ્થાનિક ચેતનાની અધિકતાને શાંત કરવી જોઇએ. પછી મધુમાલિની સાથે પુષ્પધન્વા રસ આપવો જોઇએ.

**સૂચના**—જૂના અને વધારે અશક્ત દરદીઓને જો માત્રા વધારે આપવામાં આવશે તો પ્રતિક્રિયા થઇ નુકસાન થશે. માટે આ ઔષધિ ઓછી માત્રામાં વધારે વખત સુધી આપવી જોઇએ.

## (૧૫૬) મૃગનાભ્યાદિ વટી

**વિધિ**—સોનાનાં વરક ૧॥ માસા, મોતીપિષ્ટિ ૬ માસા, ચાંદીનાં વરક ૪॥ માસા, કસ્તૂરી ૩ માસા, કેસર ૬ માસા, વાંસકપૂર ૧૦॥ માસા, કાગદી એલચીદાણા ૭॥ માસા અને જાવંત્રી ૧ તોલો લેવી. પહેલાં મોતીપિષ્ટિને ગુલાબજળમાં ઘૂંટી સોના અને ચાંદીનાં વરક મેળવવાં. પછી બાકીની ચીજો મેળવી નાગરવેલના પાનના રસમાં ૨ દિવસ ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી.

(સ્વા. ૨.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં બે વાર દૂધ અથવા મલાઈ સાથે આપવી.

**ઉપયોગ**—આ વટીના સેવનથી વીર્યસ્રાવ, સ્વપ્નદોષ, ધાતુવિકાર, પ્રમેહ, ક્ષય, શ્વાસ, મંદાગ્નિ એ બધા રોગો મટે છે, શરીર મજબૂત બને છે અને બળ, બુદ્ધિ, યાદશક્તિ, વીર્ય અને આયુષ્યની વૃદ્ધિ થાય છે.

આ વટી વાતવાહિનીઓ અને રક્તવાહિનીઓ બંનેને ફાયદો કરે છે. આ વટીમાં સુવર્ણ, મોતી વગેરે શીતવીર્ય ઔષધિઓ મુખ્ય હોવાથી ગરમ પ્રકૃતિવાળાને વધારે અનુકૂળ આવે છે. તેમજ સ્ત્રીઓ અને પુરુષોને ઉનાળામાં પણ નિર્ભયતાથી આપી શકાય છે.

પરમિયો, ચાંદી કે પિત્તનો પ્રકોપ થવાથી પેશાબ વારંવાર પીળો અને થોડો થોડો થયા કરે છે. લોહીમાં વિષ વધવાથી આંખોમાં બળતરા, માથું ભારે રહેવું, ચક્કર આવવાં, ઘેન, આળસ, મંદાગ્નિ અને ફીકાશ વગેરે લક્ષણો થાય છે. તે વખતે આ વટી આપવાથી બધા ઉપદ્રવોનું શમન થઇ વીર્ય શુદ્ધ, શીતળ અને ગાઢું બને છે.

માનસિક આઘાત, ચિંતા, બહુ મુસાફરી, ચા, ગાંજો કે તમાકુ વધારે લેવાથી મગજ નબળું પડી જાય છે ત્યારે ઊંઘ ન આવવી, યાદશક્તિ ઘટી જવી, નકામા વિચારો આવ્યા કરવા, ઉદાસીનતા, અરુચિ, કબજિયાત વગેરે વિકારો ઉત્પન્ન થાય છે. આ વિકારો પર આ વટી સારી અસર થાય છે.

વધારે પ્રમાણમાં ગરમ પદાર્થો લેવાથી કે વધારે સ્ત્રીસંગથી વીર્ય પાતળું અને ગરમ થઈ જાય છે. પછીથી પેશાબ સાથે વીર્ય નીકળે છે. અથવા સ્વપ્નમાં વારંવાર વીર્યસ્રાવ થવાથી ફીકાશ અને ઉદાસીનતા આવે છે. બીજી ધાતુઓનો

ક્ષય થવા માંડે છે અને સહેજ કામ કરતાં થાક લાગી જાય છે. તે વખતે આ વટી આપવી હિતકર છે.

બહુ માનસિક શ્રમથી વાતવાહિનીઓ અને વાતવહ કેન્દ્ર નબળાં પડી જાય છે. પછી સુસ્તી વધી જાય છે, યાદશક્તિ ઘટી જાય છે અને મન ચિંતાતુર રહે છે. આવી સ્થિતિમાં આ વટી આપવાથી મસ્તક અને વાતવહ કેન્દ્રો બળવાન બની બધા વિકારો મટે છે.

ચાંદી, પરમિયો અથવા મધુમેહમાં જ્યારે શરીરના ઘટકો ધીમેધીમે ગળવા માંડે છે ત્યારે ઉપદંશ વગેરેના જંતુઓ કે વિષ લોહીમાં દાખલ થાય છે. અથવા મધુમેહથી લોહીમાં સાકર વધવાથી મૂત્રવિષ વધે છે. પછી આ વિષ ફેલાવાથી જુદા જુદા અવયવોમાં દાહ ઉત્પન્ન થાય છે અથવા શૂળ મારે છે. કોઈવાર ઝીણા ઝીણા તાવ માફક શરીર ગરમ રહે છે. આવા કોથરોગમાં આ વટી આપવી બહુ લાભદાયક છે.

ઉપરના રોગોને લીધે અંડકોષ અને શુક્રાશયની શુક્રવાહિનીઓ કે સૂક્ષ્મ રક્તવાહિનીઓ વિકૃત થઈ નપુંસકતા આવી હોય તો તે પણ આ વટીથી દૂર થાય છે.

ટૂંકમાં આ વટી લોહીમાં રહેલા વિષને દૂર કરે છે, વીર્ય શુદ્ધ, શીતળ અને ગાઢું બનાવે છે, મસ્તકને બળવાન બનાવે છે, મન પ્રસન્ન રાખે છે અને શરીરને સારું કરે છે.

### (૧૫૭) વીર્યશોધન વટી

**વિધિ**—ચાંદીનાં વરક, બંગભસ્મ, પ્રવાલપિષ્ટિ, શુદ્ધ શિલાજિત અને ગળોસત્ત્વ ૧-૧ તોલો અને કપૂર ૩ માસા લઈ બધાને મેળવી, શિલાજિતના પાણીમાં ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (ચિ. ચ.)

**સૂચના**—પ્રવાલપિષ્ટિને બદલે સુવર્ણમાક્ષિક ભસ્મ મેળવવાથી ઉષ્ણતા શાંત કરવામાં વધારે અસર થાય છે.

*માત્રા*—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી વીર્યમાં રહેલા દૂષિત તત્ત્વનું શોધન કરે છે, ઉષ્ણતાનું શમન કરે છે, સ્તંભનશક્તિ વધારે છે અને શુક્રવાહિનીઓની નબળાઇ, વાતપ્રકોપ અને શિથિલતા દૂર કરે છે. તેમજ બધી જાતના પ્રમેહ, ધાતુદોષ, મૂત્રરોગ, નબળાઈ વગેરે રોગોને મટાડી શક્તિ આપે છે.

શુક્ર અને શુક્રસ્થાનમાં વિકૃતિ થવાનાં અનેક કારણો છે. ચાંદી, પરમિયાનું વિષ, તમાકુ અને ગરમ ગરમ ચા પીવી, બહુ દારૂ, મરચાં વગેરેનો બહુ ઉપયોગ, અત્યંત સ્ત્રીસેવન, હસ્તમૈથુન, ક્વિનીન વગેરે ઉગ્ર ઔષધિઓ વધારે પ્રમાણમાં લેવી, જૂનો પૂયપ્રધાન રોગ, લાંબા વખતનો મધુરો તાવ, લાંબા વખતનો વિષમ-

જ્વર, કબજિયાત અને વાતનાડીઓને શિથિલ કરનાર આહાર-કઠોળ વગેરેનું વધારે સેવન, હંમેશા તડકામાં કે દેવતાની ગરમીમાં મહેનત કરવી, પચ્યા પહેલાં ફરી ખાવું, આંતરડાંમાં ગરમી (કબજિયાત) રહેવી અને દિવસે ઊંઘવું અને રાત્રે અનિયમિત ઉજાગરા વગેરે કારણો છે. આ કારણોમાંથી જે કારણ હોય અથવા અથવા બીજું જે કારણ હોય તેને દૂર કરવું જોઇએ. જો મૂળ કારણને દૂર કરવાનો પ્રયત્ન નહિ કરવામાં આવે તો દવાઓથી કાયમી અને પૂરેપૂરો ફાયદો નહિ મળી શકે.

જો પરુ કે લોહીનો પ્રકોપ કરનાર બીજું વિષ, વિષમજ્વર વગેરેના જંતુઓ આમ, કફ, મળ વગેરે જ રક્તને દૂષિત કરનાર છે તેમાંથી કોઇનો પ્રવેશ થયો હોય તો પહેલા એને દૂર કરી રક્તપ્રસાદન કરવું જોઇએ. કારણ લોહીમાંથી જ શુક્ર બને છે. લોહી અશુદ્ધ હોય તો શુક્ર કદી પણ શુદ્ધ બની શકતું નથી. માટે પહેલાં લોહીવિકારનો નાશ કરનાર દવા—ચોપચિન્યાદિ ચૂર્ણ, સારિવાસવ, રક્તશોધક કવાથ કે બીજી ઔષધિ આપવી જોઇએ.

પહેલાં ચાંદી કે પરમિયો થઇ ગયો હોય તો એના જંતુઓ અને વિષનો નાશ કરવો જોઇએ. ચાંદીના વિષનો નાશ કરવા માટે સોમલવાળી ઔષધિ-અષ્ટમૂર્તિ રસાયન, ઉપદંશસૂર્ય અને અમીર રસ અને પરમિયાંના વિષનો નાશ કરવા માટે રૌપ્યભસ્મ, સુવર્ણબંગ, ગોક્ષુરાદિ ગૂગળ અને ચંદ્રપ્રભા વગેરે વધારે વપરાય છે. ચોપચિન્યાદિ ચૂર્ણ આ બંને રોગોના વિષ પર અને રક્તમાં દાખલ થયેલા પૂયકીટાણુઓના વિષ પર હિતકર છે. માટે આ વટી લેતા પહેલાં અથવા સાથે સાથે ઉપરની ઔષધિઓમાંથી વધારે અનુકૂળ ઔષધિ લેવી જોઇએ.

ચાંદી પરમિયો કે બીજા મૂત્રરોગ થાય ત્યારે આ વટી સાથે અનુપાન તરીકે મોટા ગોખરુ ૧ તોલો અને ચિનીકબાલા ૬ માસાનો ઉકાળો ૦ાા તોલો મધ મેળવી આપવો વધારે અનુકૂળ પડે છે. આ અનુપાનથી લોહીમાં રહેલી ગરમી અને વિષ પેશાબ સાથે નીકળી જાય છે. એથી ઔષધિ સરળતાથી પોતાનું કામ કરે છે.

પૂયપ્રકોપથી ઝીણો તાવ પણ રહેતો હોય, શરીર નિસ્તેજ અને નબળું પડી ગયું હોય, પેશાબમાં સહેજ બળતરા બળતી હોય તો ચંદનાદિ લોહ પણ આપતા રહેવું જોઇએ. જો પેશાબમાં બળતરા વધારે હોય અને ગડગૂમડ પણ નીકળતા હોય તો રક્તશોધક કવાથ અનુપાન તરીકે આપવો જોઇએ.

હાલમાં તમાકુનું વ્યસન (ખાવી, પીવી અને સૂંઘવી) બહુ વધી ગયું છે. નાની ઉંમરનાં બાળકો અને સ્ત્રીઓમાં પણ આ વ્યસન આવી રહ્યું છે. નાની ઉંમરમાં વ્યસન પડવાથી શુક્રોત્પાદક અવયવ, શુક્રવાહિની અને શુક્રાશય દૂષિત

થઈ જાય છે. આ રીતે જે માતાઓને તમાકુનું વ્યસન હોય, તેમનાં બાળકોના મન, શરીર, લોહી અને શુક્ર વગેરે ધાતુઓ સ્વભાવથી જ નબળાં હોય છે. માટે આ ભૂલથી બચવું જોઇએ અને વીર્યરોગવાળાઓને તમાકુનું વ્યસન હોય તો તરત છોડાવી દેવું જોઇએ. જો તમાકુનું વિષ (નિકોટીન) રોજ લોહીમાં દાખલ થયા કરશે તો કોઈ પણ દવા વીર્યને લાંબો વખત શુદ્ધ અને શીતલ રાખી શકશે નહિ. ધૂમ્રપાનના વ્યસનીને આ વટી ધારોષ્ણ દૂધ કે ગરમ કરી ઠંડા કરેલા દૂધ સાથે આપવી જોઇએ. જો હંમેશાં કબજિયાત પણ રહેતી હોય તો રાત્રે ૪–૬ માસા એરંડમીંજ્ર તેટલી જ સાકર સાથે મેળવી આ વટી અને દૂધ સાથે લેવું જોઇએ.

ગરમ ગરમ ચા, ગરમ ગરમ ખોરાક, બહુ જ વધારે મરચાં અને દારૂ વગેરે કારણોથી રક્તરચના વિકૃત થઈ જાય છે, ગરમી વધી જાય છે અને રક્તાણુ નબળાં અને નિસ્તેજ બની જાય છે.—આ કારણથી વીર્યમાં ગરમી અને પાતળાપણું આવ્યુ હોય તો પહેલાં મૂળ કારણને દૂર કરવું અને પછી વીર્યશોધન વટી અને ચંદ્રકળા રસ મેળવીને ગાયના ધારોષ્ણ દૂધ સાથે લેવાં.

શુક્રમેહ, વધારે સ્ત્રીસંગ, હસ્તમૈથુન અથવા સ્વપ્નદોષ આ કારણથી વીર્યનો બહુ ક્ષય થયો હોય અને વીર્ય બહુ પાતળું થઈ ગયું હોય તો ગળો, ગોખરું અને આમળાંના કવાથ સાથે આ વટી આપવી જોઈએ. તેમજ કબજિયાત કરે તેવા ખોરાક ન લેવો જોઈએ. વીર્ય શુદ્ધ થયા પછી જરૂર હોય તો વીર્યવર્ધક ઔષધિ–શતાવર્યાદિ ચૂર્ણ, કૌંચપાક કે વસંતકુસુમાકર રસ આપવો જોઈએ અને તેલનું માલિસ કરાવવું જોઈએ.

જ્વરવિષ કે કિવનીન વગેરે ઉગ્ર ઔષધિઓના વિષથી લોહીમાં ગરમી આવી ગઈ હોય અને પછી તેને લીધે વીર્ય પાતળું પાણી જેવું થઈ ગયું હોય, સ્તંભનશક્તિ નાશ પામી હોય અને શરીર અશક્ત હોય તો લોહવાળી સંશમની વટી સાથે આ વટી આપવી જોઈએ. આ વિકારમાં પ્રવાલને બદલે સુવર્ણમાક્ષિક નાખી બનાવેલી વીર્યશોધક વટી વધારે અસર કરે છે.

પુરુષોની માફક સ્ત્રીઓને પણ આ વટી તાવ વગેરેથી ઉત્પન્ન થયેલ લોહીની ગરમીમાં અપાય છે. સગર્ભાવસ્થામાં પણ આ નિર્ભયતાથી આપી શકાય છે.

તડકામાં બહુ મહેનત કરી પાણી પીવું, વાતનાડીઓને દૂષિત કરનાર ખોરાક, કબજિયાત, અપચો હોય છતાં ખાવું વગેરે કારણોથી વીર્ય ગરમ અને પાતળું થઈ જાય છે. કોઈ કોઈને સ્વપ્નદોષ પણ થઈ જાય છે, પેશાબ પીળો અને મેલો થાય છે અને સ્વભાવ ક્રોધી થઈ જાય છે. આ કારણ હોય ત્યારે મૂળ

કારણને દૂર કરી પછી માક્ષિકવાળી વટી કેટલાક દિવસ સુધી આપવાથી વીર્ય શુદ્ધ અને બળવાન બની જાય છે.

લોહીમાં લાંબો વખત ગરમી રહેવાથી શરીરમાંથી વસા અને મજ્જા ઓછી થાય છે. વસા ઓછી થવાથી ચામડી સુક્કી થઈ જાય છે. મજ્જા ઓછી થવાથી સાંધાઓમાં કટ–કટ અવાજ થયા કરે છે અને થાક લાગે છે. પછી શરીર પાતળું પડી જાય છે. આ વિકાર સ્ત્રી અને પુરુષ બંનેને થાય છે. બંને માટે આ વટી હિતકર છે. અનુપાન તરીકે હ્રીબેરાદિ કવાથ વધારે અનુકૂળ રહે છે.

વાતપ્રકોપ અને વાતપિત્તપ્રકોપથી મંદાગ્નિ થઈ શુક્રમેહ થાય છે. પછી ધીમે ધીમે શરીર ગળતું જાય છે, ચામડી કાળી થઈ જાય છે અને સહેજ મહેનત કરતાં શરીરની-ગરમી વધી જાય છે. આ વિકાર પર આ વટી આપવામાં આવે છે. અનુપાનમાં કાગદી એલચી, વાંસકપૂર, ગળોસત્ત્વ, આંબળાં અને મધ અથવા ન્યગ્રોધાદિ કવાથ.

આ વટીમાં મેળવેલ રૌપ્ય રસાયન પૂયકીટાણુનો નાશ કરનાર, મૂત્રપિંડને શક્તિ આપનાર અને વીર્યને શુદ્ધ કરનાર છે. તેમજ શુક્રોત્પાદક સ્થાન અને શુક્રાશયને એ પુષ્ટ કરે છે અને શુક્રને બળવાન બનાવે છે. આમાં પ્રવાલ અને માક્ષિક બંને શીતવીર્ય છે. એમાં પ્રવાલ હાડકાંને અને માક્ષિક રક્તને પુષ્ટ કરનાર છે, શિલાજિત રસાયન, શુક્રવિકૃતિનો નાશ કરનાર અને શક્તિ આપનાર છે, ગળોસત્ત્વ શીતવીર્ય અને ત્રિદોષહર હોવાથી વીર્યને શીતલ, શુદ્ધ અને બળવાન બનાવે છે, કપૂર જંતુઓ અને વિષનો નાશ કરનાર, શકિત આપનાર અને શામક છે.

## વીર્યસ્તંભન વટી

**પહેલી વિધિ**—અભ્રકભસ્મ, કસ્તૂરી, કપૂર, કેસર, જાયફળ, પીપર, લવિંગ, અક્કલગરો અને સૂંઠ સરખે ભાગે લેવાં. બધાંની બરોબર શુદ્ધ અફીણ લઈ નાગરવેલના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૦॥–૦॥ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૦॥ થી ૧ રતી સાંજે ખાઈ ઉપર સાકરવાળું દૂધ પાવું.

**ઉપયોગ**—આ વટી વીર્યસ્રાવ વગેરે ધાતુના દોષો દૂર કરી સ્તંભનશક્તિ વધારે છે તથા મનને પ્રફુલ્લિત કરી શરીરને મજબૂત બનાવે છે. આ ગોળીમાં અર્ધોઅર્ધ અફીણ છે. અફીણ ઘેન લાવનાર છે, માટે સંભાળપૂર્વક આપવું.

**બીજી વિધિ**—કસ્તૂરી અને સોનાનાં વરક ૧–૧ માસા, ચાંદીનાં વરક, એલચી અને જુંદેબેદસ્તર ૧–૧ તોલો, કચૂરો, દરુનજ અકરબી, બેહમન લાલ, બેહમન સફેદ, જટામાંસી, લવંગ અને તમાલપત્ર ૬–૬ માસા અને પીપર અને

ચૂંઠ ૩–૩ માસા લેવી. પહેલાં જુંદેબેદસ્તરને મધમાં ખરલ કરી વરક, પછી કસ્તૂરી અને પછી બાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવવું. પછી ૩ કલાક મધ ખરલ કરી ૧ા–૧ા માસાની ગોળીઓ વાળવી. (આ. નિ. મા.)

**માત્રા**—૧–૧ ગોળી મધમાં મેળવી સવાર-સાંજ ચાટવી અને ઉપરથી સાકરવાળું દૂધ પીવું.

**ઉપયોગ**—ત્રીજી રીતમાં લખ્યા છે.

**ત્રીજી વિધિ**—ચંદ્રોદય ૧ માસો, કસ્તૂરી ૧ માસો, કેસર ૨ માસા, જુંદેબેદસ્તર ૮ માસા, લોબાનનાં ફૂલ ૨ માસા, જાવંત્રી ૨ માસા અને અકકલગરો ૨ માસા લેવો. પહેલાં જુંદેબેદસ્તરને મધમાં ઘૂંટી મેળવી દેવું. પછી ચંદ્રોદય અને કસ્તૂરી મેળવવાં, અને બાદ બાકીની ચીજોનું બારીક ચૂર્ણ કરી મેળવી વટાણા જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર દૂધ સાથે લેવી.

**ઉપયોગ**—આ વટી શીઘ્રપતન, સ્વપ્નદોષ, પ્રમેહ વગેરે મૂત્રના રોગોને દૂર કરી સ્તંભનશક્તિ અને શરીરના બળની વૃદ્ધિ કરે છે.

**ચોથી વિધિ**—જાયફળ, લવંગ, જાવંત્રી, કેસર, કાગદી એલચીદાણા, શુદ્ધ અફીણ અને અક્કલગરો એ દરેક ૧–૧ તોલો અને ભીમસેની કપૂર ૩ માસા લેવું. આ બધાને મેળવી નાગરવેલના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ચો. ૨)

**માત્રા**—૧–૧ ગોળી રાત્રે સૂતી વખતે અર્ધો કલાક પહેલાં લેવી. કબજિયાત ન હોય તો સવારે પણ લઇ શકાય છે.

**ઉપયોગ**—આ વટીથી વીર્યના શીઘ્રપતનનો રોગ મટી જાય છે, વીર્ય ગાઢું બને છે, પાચનક્રિયા બળવાન બને છે અને શરીર તેજસ્વી થાય છે.

**સૂચના**—આ વટીમાં ૧ તોલો રસસિંદૂર કે શુદ્ધ હિંગળોક મેળવી લેવાથી વધારે ફાયદો કરે છે. અમે રસસિંદૂર મેળવી વાપરીએ છીએ.

## (૧૫૯) મહાવાતરાજ રસ

**વિધિ**—શુદ્ધ કરેલા ધતૂરાનાં બી, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને લોહભસ્મ દરેક ૨–૨ તોલા, અભ્રકભસ્મ, તજ, લવિંગ, જાવંત્રી, જાયફળ, એલચીદાણા, ભીમસેની કપૂર, મરી, ચંદ્રોદય અથવા રસસિંદૂર દરેક ૧–૧ તોલો અને અફીણ ૧૨ તોલા લેવું. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી; લોહભસ્મ, અભ્રકભસ્મ અને ચંદ્રોદય મેળવી ખૂબ ઘૂંટવું. પછી બાકીની દવાઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, મેળવી અફીણ મેળવવું. આ બધાંને ધતૂરાના રસમાં ૧ દિવસ ખરલ કરી

૧–૧ રતીની ગોળીઓ વાળવી. આ પ્રયોગ સુજાનગઢના સ્વ. યતિજી મહારાજનો છે. 'સિદ્ધભૈષજ્યમંજૂષા' ના કર્તાએ પણ આ પ્રયોગ પોતાના ગ્રંથમાં લીધો છે.

**(શ્રી પં. ગોવર્ધનજી છાંગાણી ભિષક્‌કેસરી)**

**માત્રા**—ા થી ૧ રતી દિવસમાં ૨ વાર પાણી સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી. અતિસાર વગેરેમાં મધ સાથે અને ન્યુમોનિયા કફજ્વર વગેરેમાં આદાના રસ સાથે આપવી. એ જ રીતે બીજા રોગો પર પણ યોગ્ય અનુપાન યોજવાં.

**ઉપયોગ**—આ રસ અનુપાનભેદથી ખાંસી, શ્વાસ, હેડકી, ઝાડા, સંગ્રહણી, મધુમેહ, પ્રમેહપિટિકા વગેરે રોગોમાં બહુ ઉપયોગી છે. કફજ્વર, શ્વસનક સન્નિપાત, મરડો, જૂનો પકવ અતિસાર અને રક્તાતિસાર વગેરેમાં રામબાણ જેવું આ રસ કામ કરે છે. શ્વાસ ખાંસી વગેરેમાં પડખામાં ગમે તેવી શળ કેમ ન મારતી હોય, અર્ધા જ કલાકમાં એ ચોક્કસ રીતે મટાડી દે છે. મધુમેહમાં ગમે તેટલી સાકર જતી હોય, રોગ ગમે તેટલા પ્રમાણમાં વધી ગયો હોય, સાથે હૃદયના વિકાર, કંપ અને પ્રમેહપિટિકા પણ થઈ ગઈ હોય છતાં બધા ઉપદ્રવોનું શમન કરી એ મધુમેહને ચોક્કસ રીતે મટાડે છે.

આ રસાયનમાં મુખ્ય ઔષધિ અફીણ હોવાથી જુદીજુદી જાતના ચોવીસે કલાક રહેનારા અવિરામ જ્વર (ન્યુમોનિયા, ઇન્ફ્લુએંઝા વગેરે) અને પ્રાદાહિક જ્વર–રતવા વિસ્ફોટક વગેરે–માં વાપરવાથી એ પૂર્ણ રીતે ફાયદો કરે છે. જ્વરનાં લક્ષણો બકવાટ, અસ્થિરતા, ઊંઘ ન આવવી, ઝાડા, તીવ્ર દરદ, શળ, ભ્રમ વગેરેને દૂર કરવા માટે આ વપરાય છે. પરંતુ અફીણ જ્યાં નથી આપી શકાતું ત્યાં આ ઔષધિ પણ આપી શકાય નહિ. એ માટેના નિયમો ધ્યાનમાં રાખીને મહાવાતરાજ રસ વાપરવો જોઇએ. જેમકે (૧) અનિદ્રા લક્ષણ છે, પણ એની સાથે બકવાટ કે બેશુદ્ધિ, બેમાંથી એકે નથી. માત્ર અનિદ્રા જ છે. અથવા (૨) અસ્થિરતા અને બકવાટ છે, પણ એની સાથે નાડી પણ કોમળ છે, ચહેરો અને આંખો લાલ નથી, જીભ સૂકી અને લાલ નથી પણ આર્દ્ર અને કોમળ છે. આ બંને પ્રકારનાં લક્ષણો પર મહાવાતરાજ રસ સારી રીતે વાપરી શકાય છે.

**સૂચના**—પેટમાં મળ ભરેલો હોય તો પહેલાં બસ્તિ આપીને પેટ સાફ કરી લેવું જોઈએ. નહીંતર આ દવાથી કબ્જિયાત વધી જશે.

ઇન્ફ્લુએંઝાની પહેલી અવસ્થામાં આ રસ ન આપવો, પણ મળ અને કફ સરળતાથી નીકળી જાય અને ફેફસાંમાં લોહીનો જમાવ ન હોય એટલું છતાં બકવાટ, તીવ્ર દરદ, શળ વગેરે ઉપદ્રવ ઉત્પન્ન થયા હોય તો એને દૂર કરવા આ રસાયન અપાય છે.

જો દુર્બળ દરદીને સન્નિપાતમાં બકવાટ, ખુજલી, અસ્થિરતા, ઊંઘનો અભાવ અને બહુ ઝાડા વગેરે લક્ષણો થાય ત્યારે આ રસાયન એને મહાન ઉપકારક નીવડે છે. તો પણ બે વાતનું ખાસ ધ્યાન રાખવું જોઈએઃ (૧) નાડી પુષ્ટ અને કઠિન હોય, તો આ રસાયન ન આપવું જોઈએ. (૨) આંખની કીકીઓ સહેજ સંકોચાઈ હોય તો કદી પણ અફીણવાળી દવા ન આપવી જોઈએ, નહીંતર આફત ઊભી થશે.

જો ઉદર્યાકલા પ્રદાહ, આમાશય પ્રદાહ, અંત્રપ્રદાહ વગેરે કારણોથી રોગ ઉત્પન્ન ગયો હોય તો અફીણવાળી ઔષધિ નિર્ભયતાથી આપી શકાય છે. પ્રદાહની ચિકિત્સામાં મુખ્ય ઉદ્દેશ એ છે કે પ્રદાહવાળા સ્થાનને શાંતિ મળે; એ અવયવની ક્રિયા ન હોવી જોઈએ, અથવા એને વધારે શ્રમ ન પડવો જોઈએ. આંતરડાં અને તેના આવરણના પ્રદાહમાં આ કામ અફીણથી થઇ શકે છે. અફીણવાળી દવાના સેવનથી આંતરડાંની શ્લૈષ્મિક કલાની વાતનાડીઓની ઉગ્રતાનું શમન થાય છે, આંતરડાંની પેશીઓની ક્રિયામાં સ્થિરતા આવી જવાથી બંધારો થઈ જાય છે. આ બધા પ્રદાહોમાં આ ઉદ્દેશ સિદ્ધ કરવાની ક્રિયા થાય છે. એમાં અફીણ મદદ કરે છે. આ કારણથી આ રસાયનથી જલદી ફાયદો થાય છે.

અતિસાર અને પ્રવાહિકાના વેગ, શળ, દરદ, ખેંચ વગેરે દૂર કરવામાં અફીણ એક મહાન ઔષધિ હોવાથી આ રસાયન જલદી ફાયદો કરે છે. એક જાતના અજીર્ણમાં ઝાડા થાય છે. એમાં ઘણે ભાગે આમાશય અને આંતરડાંની માંસપેશીઓની ક્રિયા ઘણી જ વધી જાય છે. આથી ખાધેલો ખોરાક આમાશયમાં રહી થોડા જ વખતમાં અપકવ અવસ્થામાં આમાશયના મુદ્રિકાદ્વારમાંથી ગ્રહણીમાં પ્રવેશ કરે છે. ત્યાં તે વધારે ઉગ્રતા ઉત્પન્ન કરી અંગની નિર્ગમનક્રિયાને વધારી દે છે. બરોબર પાચન થતા પહેલાં જ ભેદનક્રિયા થાય છે, દરદીને પેટ ખાલી છે એમ લાગે છે અને ભૂખ લાગી છે એવો વિચાર થાય છે તેમજ ખાવાથી સહેજ વાર શાંતિ પણ થાય છે, પણ આહારદ્રવ્ય શોષાય તે પહેલાં જ મળ રૂપે બહાર નીકળી જાય છે. આથી શરીરને બરોબર પોષણ મળતું નથી અને પીડાકારક લક્ષણો દેખાય છે. જૂના અજીર્ણમાં સામાન્ય રીતે ૬ થી ૧૨ વર્ષની ઉંમરનાં બાળકોમાં આ લક્ષણો જોવામાં આવે છે. જો આ લક્ષણો સાથે મોંમાં ફોલ્લા, ખાટા ઓડકાર, આમાશયમાં બળતરા એ લક્ષણો ન હોય તો જમવાની ૧૫ મિનિટ પહેલાં આ રસાયનની એક માત્રા આપવાથી આંતરડા અને આમાશયની પેશીઓની ક્રિયા બરોબર થાય છે અને તેથી આહારદ્રવ્યને આગળ વધવામાં વિલંબ થાય છે અને ખોરાક પચવા માટે વખત મળી જાય છે. જો જંતુઓનો પ્રકોપ હોય, ઊબકા આવતા હોય, તાવ પણ રહેતો હોય, તો

આ રસાયન કરતાં વાતેભકેસરી વધારે હિતકર મનાય છે, અને આમાશયના રસસ્રાવમાં ઉગ્રતા અને અમ્લતા હોય તો ગ્રહણીકપાટરસ આપવો જોઇએ.

નાગ–વિષજન્ય શૂળમાં શૂળ અને આક્ષેપ મટાડવા માટે આ રસાયન ઉપયોગી છે. અનુપાન તરીકે દિવેલ આપવું જોઈએ.

આમાશયની વાતવાહિનીઓની ઉગ્રતાથી ઊલટી અને હેડકી આવતી હોય તો આ રસાયન તરત ફાયદો કરે છે. માત્રા બહુ ઓછી આપવી જોઇએ અને ૨–૨ કલાકે ૩–૪ વાર આપવી જોઈએ.

મૂત્રાશ્મરી કે પિત્તાશ્મરી મૂત્રપ્રણાલી કે પિત્તપ્રણાલીમાં પેસવાથી ભયંકર દરદ થાય છે. એ દરદ આ રસાયનની પૂરી માત્રા આપવાથી મટી જાય છે. જો એક માત્રાથી દરદ ન બેસે તો અર્ધાથી એક કલાક પછી ફરી બીજી માત્રા આપવી. સાથે સાથે મૂત્રાશ્મરીના દરદીને ઊના પાણીના ટબમાં બેસાડવો એથી બધી યાતના સહજ દૂર થશે. પિત્તાશ્મરીમાં દરદીને સહન થઈ શકે તેવું ઊનું પાણી પાવામાં આવે છે, એથી દરદ તરત શમી જાય છે.

**સૂચના**—આ ઔષધિમાં અર્ધા પ્રમાણમાં અફીણ મેળવેલું છે, માટે પ્રકૃતિનો વિચાર કરી સંભાળપૂર્વક વાપરવું જોઈએ.

## (૧૬૦) કાલારિ રસ

**વિધિ**—શુદ્ધ પારો ૩ તોલા, શુદ્ધ ગંધક ૫ તોલા, શુદ્ધ વછનાગ ૩ તોલા, મરી ૫ તોલા, પીપર ૧૦ તોલા, લવંગ ૪ તોલા, ધતૂરાનાં શુદ્ધ કરેલાં બી ૩ તોલા, ફુલાવેલો ટંકણખાર ૫ તોલા, જાયફળ ૫ તોલા અને અક્કલગરો ૩ તોલા લેવો. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરી પછી બાકીની ચીજોનું ચૂર્ણ મેળવવું. પછી કેરડાના સ્વરસ (સ્વરસ ન નીકળે તો તાજા કેરડાની પાતળી ડાળીઓને પાણી સાથે વાટી રસ કાઢી લેવો) અને આદાના રસમાં ૨–૨ દિવસ ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. ('યોગચિંતામણિ' 'करीरार्द्रकनिम्बुकैः' કહી લીંબુના રસની ભાવના પણ બતાવી છે પણ અમારી ગુરુપરંપરામાં કેર અને આદાના રસની ભાવના આપવાનો રિવાજ છે.)

(શ્રી. પં. ગોવર્ધનજી શર્મા છાંગાણી)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ થી ૩ વાર ગરમ પાણી અથવા રોગ અનુસાર અનુપાન સાથે. કેટલાક વૈદ્યો આદાના રસમાં પણ આપે છે. સન્નિપાતોમાં બકવાટ વગેરે ઉપદ્રવોમાં 'વૈદ્યજીવન'માં આપેલા અર્કાદિ કવાથ અથવા 'યોગરત્નાકર'ના તગરાદિ કવાથ સાથે આપવામાં આવે તો બધા ઉપદ્રવો મટાડવામાં ચમત્કારક અસર થાય છે.

ઉપયોગ—આ રસ સન્નિપાત, શ્વાસ, કાસ, હેડકી અને પ્રલાપ વગેરેનું શમન કરવામાં બહુ ઉપયોગી છે. આ રસ કફપ્રધાન અને વાતપ્રધાન સન્નિપાતમાં વધારે હિતકર છે. આંતરડાંનું શોધન અને વાતકફનું શમન કરવા સાથે સેન્દ્રિય વિષને જલદી બાળી દઈ એ રોગને મટાડે છે. આ ઉપરાંત આ રસ કફજ્વર અને શીતજ્વર પર પણ સારું કામ કરે છે.

### (૬૬૧) કફકર્ત્તન રસ

વિધિ—અઘેડાનું પંચાંગ ૧ શેર, જાવંત્રી ૨ તોલા, કાગદી એલચી આખી, જાયફળ અને લવંગ ૧–૧ તોલો અને મરી ૩ તોલા લેવાં. આ બધાંને એક કડાઈમાં નાખી બાળવાં. નિર્ધૂમ રાખ થઇ જાય એટલે ખરલ કરી વાટી લેવું. પછી ૧ તોલો ચરસની ભસ્મ મેળવવી. (ન મળે તો ગાંજા અને તમાકુની ચલમમાં બાકી રહેલ ગલની નિર્ધૂમ રાખ કરી મેળવવું.) પછી ફુલાવેલો ટંકણખાર ૧ તોલો અને પારા અને ગંધકની કજ્જલી ૬ માસા મેળવી સારી રીતે ઘૂંટી શીશીમાં ભરી લેવું. (શ્રી. પં. ગોવર્ધનજી શર્મા છાંગાણી)

માત્રા—૧ થી ૨ રતી દિવસમાં ૩–૪ વાર નાગરવેલના પાનની સાથે ચાવી ધીમે ધીમે રસ ઉતારવો.

ઉપયોગ—આ રસ ખાંસી અને શ્વાસ મટાડવા માટે સારો ઉપયોગી છે. વર્ષોનો જામી ગયેલો કફ એ બહાર કાઢી નાખે છે. સૂકી અને લીલી બન્ને ખાંસીમાં સારો ઉપયોગી છે. આ રસ અમારા શ્રી ધન્વંતરિ આયુર્વેદ મહાવિદ્યાલયના ધર્માર્થ ઔષધાલયમાં ઘણાં વર્ષથી વપરાય છે. આ પ્રયોગ એક સંન્યાસી મહારાજે આપ્યો હતો. એમના અમે આભારી છીએ. એટલે આ પ્રયોગ દીનદુઃખીઓ માટે મહાન ઉપકારક સિદ્ધ થયેલો છે. (શ્રી. પં. ગોવર્ધનજી શર્મા છાંગાણી)

### (૬૬૨) વાતેભકેસરી રસ

વિધિ—શુદ્ધ સોમલ, મરી, લવંગ, શુદ્ધ વછનાગ, ખારેકનો ઠળિયો, જાયફળ અને કેરની કુંપળ ૧–૧ તોલો તથા અફીણ અને સાકર ૨–૨ તોલા લેવા. બધાંને વિધિપૂર્વક મેળવી, વડના દૂધમાં ખરલ કરી, સરસવ જેવડી ગોળીઓ વાળવી. (સિ. ભૈ. મ.)

માત્રા—૧ થી ૩ ગોળી દિવસમાં ૨–૩ વાર રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**અનુપાન અને ઉપયોગ**—આ રસને શ્વસનક સન્નિપાતમાં સાકર સાથે આપવાથી જલદીથી બહુ સારી અસર કરે છે. શ્વાસ, કાસ અને કફપ્રધાન સન્નિપાતમાં મધ સાથે અને મરણતુલ્ય બેશુદ્ધિમાં ૧–૧ રતી સફેદ કાથો અને અકકલગરા સાથે આપવાથી કફપ્રકોપનું જલદી શમન થઈ બેશુદ્ધિ અને ત્રિદોષ

ચોક્કસ રીતે મટી જાય છે. તેમજ રોગીની જીભ પણ ખૂલી જાય છે. હેડકીમાં મૂળાનાં બી સાથે, ઝાડામાં હીમજ, વરિયાળી અને જીરા સાથે, અને રક્તપ્રદરમાં મધ કે ઘી સાથે આપવો. માથાના દરદમાં નાકછીંકણીની સાથે નસ્ય આપવાથી, આફરામાં આદુના રસ સાથે સેવન કરી પેટ પર ઊંદરની લીંડીનો લેપ કરવાથી, એકાંતરિયો, તરિયો, ચોથિયો વગેરે વિષમજ્વરોમાં ગોળ સાથે આપવાથી, પિત્તજ્વરમાં સાકર સાથે, નપુંસકતામાં દૂધની મલાઈ સાથે, પરમિયામાં ગુલાબના ગુલકંદ અથવા સાકરના શરબત સાથે તથા વાજીકરણ માટે જાયફળ અને કસ્તૂરી સાથે આપવાથી આ રસ સારો ચમત્કાર બતાવે છે. અમે ઘણી વાર સન્નિપાત, શીતજ્વર વગેરે રોગો પર આ રસ વાપર્યો છે અને એ અસરકારક માલૂમ પડ્યો છે.

(શ્રી. પં. ગોવર્ધનજી શર્મા છાંગાણી, ભિષક્‌કેસરી.)

## (૬૩) અર્ધાંગવાતારિ રસ

વિધિ—પારો ૨૦ તોલા અને તામ્રભસ્મ ૪ તોલા લઇ જંબીરી લીંબુના રસમાં ખરલ કરવું. સુકાઇ જાય એટલે શુદ્ધ ગંધક ૨૦ તોલા નાખી, કજ્જલી કરી, નાગરવેલના પાનના રસમાં ૧૨ કલાક ખરલ કરી, ગોળો બનાવી સૂકવી લેવો. પછી એક માટલી કે શરાવસંપુટમાં મૂકી ૩ કપડમટ્ટી કરવી. તે બાદ જમીનમાં ખાડો કરી, તેમાં સંપુટ મૂકી ઉપર ૪ કે ૬ આંગળ ધૂળ દબાવી દેવી. ઉપર ખાડામાં ૨–૩ છાણાંનો અગ્નિ આપવો. ૧૨ કલાક સુધી ૧–૧ છાણું મૂકતા જવું. સ્વાંગશીતળ થયે સંપુટ ખોલી, દવા કાઢી, ખરલ કરી લેવી; અથવા ત્રિકટુના ક્વાથની ૩ ભાવના આપી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ર. ર.)

નોંધ—જો આ રસાયન બરોબર ન પાક્યું હોય અને ગંધક રહી ગયો હોય તો ફરી સંપુટ કરી ગજપુટ આપવો જોઇએ. સામાન્ય રીતે ગોળાનું વજન લગભગ ૨૮ તોલા રહેવું જોઇએ.

માત્રા—૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર ત્રિકટુના ચૂર્ણ અને મધ સાથે આપવું.

ઉપયોગ—આ રસના સેવનથી અર્ધાંગવાત અને એકાંગવાત (શરીરના કોઈ પણ હાથપગ વગેરેમાં વાતરોગથી શૂન્યતા આવી જવી) મટે છે. અર્ધાંગવાતમાં જો થોડા થોડા દિવસે વારંવાર કંપ થતો હોય તો તે આ રસના સેવનથી શમી જાય છે.

આ રસાયન દીપન, પાચન, ઉષ્ણ, કફઘ્ન, વિષઘ્ન, માંસપેશીઓને શક્તિ આપનાર, રક્તવાહિનીઓમાં રહેલા દોષનું શોધન કરનાર છે. માટે કફપ્રધાન પ્રકૃતિવાળાને, મેદવાળાને, બહુ ચોખા ખાનારને અને બહુ ઠંડું પાણી પીનાર માટે આ રસાયન અમૃત સમાન ઉપકારક છે.

અર્ધાંગવાતમાં એકાંગવીર અને અર્ધાંગવાતારિ એ બે રસાયન વધારે વપરાય છે. વાતપ્રકૃતિ, ઉપદંશના વિષવાળા અને દારૂડિયા માટે એકાંગવીર વધારે વપરાય છે. તેમજ પિત્તપ્રકૃતિવાળા, નબળા હૃદયવાળા અને વધારે મેદવાળા તેમજ જેમની રક્તવાહિનીઓમાં આમ અને કફનો સંચય થયો હોય તેમને માટે અર્ધાંગવાતારિ હિતકર છે.

આ રસાયન મંદાગ્નિ અને વધારે મેદવાળા માટે ઉપયોગી હોવાથી અનુપાનમાં ત્રિકટુ અને મધની યોજના કરી છે. તેમજ આમ–મેદ બળી ગયા પછી વાતનાડીઓને શક્તિ આપવા માટે અનુપાન તરીકે મહારાસ્નાદિ ક્વાથ, દશમૂળ ક્વાથ (ગળો, એરંડમૂળ, રાસ્ના, સૂંઠ અને દેવદાર મેળવી) અથવા દેવદાર્વાદિ ક્વાથ અપાય છે.

જો પહેલાં દરદીને ઉપદંશ થયેલ હોય, તો આ રસાયન સાથે મલ્લસિંદૂર નં. ૨ કે ચોપચિન્યાદિ ચૂર્ણ આપતા રહેવું જોઇએ.

આ રસાયન હૃદયની પેશીઓ અને રક્તવાહિનીઓની દીવાલોને બળ આપે છે અને પાચનક્રિયા સુધારે છે. તેથી કાચો રસ રક્તમાં દાખલ થઈ રક્તવાહિનીઓના માર્ગનો અવરોધ કરે છે તે રસની ઉત્પત્તિ અને રક્તમાં પ્રવેશ બંને બંધ થઈ જાય છે. તેમજ જંતુઘ્ન અને વિષઘ્ન ગુણ હોવાથી લોહીમાં રહેલા જંતુઓ અને વિષનો નાશ થઈ રક્તપ્રસાદન થાય છે. પછી આક્ષેપ અને કંપ ઉત્પન્ન થતા નથી, કૈશિકાઓ તૂટતી બંધ થાય છે અને રક્તવાહિનીઓ અને માંસપેશીઓના બળની વૃદ્ધિ થાય છે અને પક્ષાઘાત મટી જાય છે.

પક્ષાઘાત નવો હોય તો થોડા જ દિવસમાં ફાયદો થાય છે. જો ૮–૧૦ મહિના થઈ ગયા હોય અને કેન્દ્ર મૃત ન થયું હોય તો ફાયદો થઇ શકે છે પણ વખત લાગે છે. એવા જૂના રોગવાળાને માત્રા ઓછી આપવી જોઈએ. કારણ રોગનિરોધક શક્તિ બહુ નબળી પડી જાય છે. અનુપાન—મહારાસ્નાદિ ક્વાથ.

આ રસ અર્ધાંગવાત માફક અર્દિત, હાથ–પગ કે આંગળીઓનો પક્ષાઘાત, ગૃધ્રસી, કંપવાત, આક્ષેપક (બહિર્યામ, અંતર્યામ વગેરે) વાત આ બધા પર હિતકર છે. જે વાતરોગમાં દરદવાળા ભાગની ચેતના લુપ્ત થઈ ગઇ હોય તેને આ રસથી મોટે ભાગે અસર થઈ શકતી નથી.

**સૂચના**—(૧) આ રસાયનમાં તામ્ર મુખ્ય છે. માટે આ ઔષધિ સાથે દૂધ ન લેવું જોઇએ. જે દરદીઓને છાશ અનુકૂળ આવતી હોય તેને છાશ આપવાથી આ રસાયન વધારે ફાયદો કરે છે.

(૨) ચાનું વ્યસન હોય તો અર્ધાંગવાતારિ લેવાના ૧ કલાક પહેલાં કે ૨ કલાક પછી આપવી. ચામાં દૂધ ઓછું નાખવું. દારૂનું વ્યસન હોય તો તે છોડાવી દેવું.

(૩) શક્તિનો વિચાર કરી માત્રા ઓછી કરવી જોઇએ. વધારે માત્રામાં આપવાથી પ્રતિફલિત ક્રિયા થઇ વાતવાહિનીઓ અને કેશિકાઓ તૂટી જાય છે.

## (૧૬૪) અચિંત્યશક્તિ રસ

**વિધિ**—શુદ્ધ સોમલ, શુદ્ધ હરતાલ અને શુદ્ધ હિંગળોક ૧-૧ તોલો લઈ ૧॥ શેર કારેલાંના રસમાં ખરલ કરી સરસવ જેવડી ગોળીઓ વાળવી. કારેલાંનો રસ થોડો થોડો મેળવી ૧॥ શેર પાવો જોઇએ.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર બળ વગેરે જોઇને આપવી.

**અનુપાન અને ઉપયોગ**—શ્વસનક સન્નિપાત, ફેફસાંનો સોજો, શ્વાસ, કાસ, કફજ્વર અને સન્નિપાત વગેરેમાં આ રસ સાકર સાથે જલદી ચમત્કારિક ફાયદો થાય છે. ભૂખ અને તરસ લાગે ત્યારે માત્ર દૂધ જ આપવું, બીજો કોઇ ખોરાક ન આપવો. રોગનો વેગ શમી જાય પછી થોડા દિવસ સુધી સવાર-સાંજ અભ્રકભસ્મ અને શૃંગભસ્મ સમભાગે મેળવી ૧-૧ રતી મધ, ઘી અને સાકર અથવા એકલા ઘી સાથે ચટાડવી જોઇએ.

શ્વસનક સન્નિપાત માફક આ રસાયન વિષમજ્વરોમાં સારો ફાયદો કરે છે. સતત, એકાહિક, તરિયો, ચોથિયો આ બધા પર જલદી અસર કરે છે. તાવની પાળીને દિવસમાં ૩ વાર આ ઔષધિ આપવાથી તાવ મોટે ભાગે અટકી જાય છે. તાવ રોકાયા પછી પણ ૪-૬ દિવસ સુધી આ રસાયનનું સેવન કરવું જોઇએ.

અનુભવ કરતાં આ રસ વસ્તુતઃ ખૂબ જ શક્તિશાળી સાબિત થયો છે. આ રસ અમને સુજાનગઢના સ્વ. યતિજી મહારાજના શિષ્ય કલકત્તાનિવાસી પં. નારાયણદત્તજી જ્યોતિર્વિદ તરફથી મળ્યો છે. તે બદલ ખરેખર અમે તેમના આભારી છીએ. **( શ્રી પં. ગોવર્ધનજી છાંગાણી ભિષક્કેસરી )**

## (૧૬૫) ક્ષુદ્બોધક રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણખાર, સૂંઠ, મરી, પીપર, સાજીખાર, જવખાર, હરડે, બહેડાં, આમળાં, ચવક, ચિત્રકમૂળ, પાંચલવણ (સિંધવ, સંચળ, મીઠું, બિડલૂણ અને સાંભરલૂણ), ડાંસરિયા, અનારદાણા, સૂંઠ, લોહભસ્મ અને ભીમસેની કપૂર આ બધું સમભાગે લેવું. પારા અને ગંધકની કજ્જલી કરી, અંદર લોહભસ્મ મેળવી, પછી બાકીની ઔષધિઓનું ચૂર્ણ મેળવવું. પછી ખાટા નેતરનો કષાય, આદુનો રસ, લીંબુનો રસ, અજમાનો કવાથ બધાની અનુક્રમે ૩-૩ ભાવના આપી ચણા જેવડી ગોળીઓ વાળવી.

**( શ્રી. પં. ગોવર્ધનજી છાંગાણી ભિષક્કેસરી )**

**માત્રા**—૧ થી ૬ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—કોઇ પણ રોગથી થયેલા મંદાગ્નિમાં આ રસ સારી રીતે વપરાય છે. એથી ભૂખ જલદી ઊઘડે છે, એવો અમારો લાંબા વખતનો અનુભવ છે. વાતજન્ય અને કફજન્ય અગ્નિમાંદ્ય, કબજિયાત, અરુચિ, ઉદરશૂળ અને અપચો આ રસના સેવનથી મટી જાય છે તથા ચહેરા પર લાલાશ અને સ્ફૂર્તિ આવી જાય છે.

આમાશયના રસસ્રાવમાં લવણામ્લ ઓછો થવાથી ઉત્પન્ન થયેલા મંદાગ્નિ પર આ રસાયન વપરાય છે. એટલે કે વાતજ અને કફજ વિકારો આ પર અપાય છે. વાતજ વિકારમાં કબજિયાત, કોઇ વાર અનાજ ન પચવું વગેરે લક્ષણો અને કફજ વિકારમાં આમ ઉત્પન્ન થવો, પેટ ભારે રહેવું, મોં મીઠું રહેવું, જીભ પર છારી, પેટમાં શૂળ વગેરે લક્ષણો થાય છે. મંદાગ્નિ ગમે તે કારણે થયો હોય, કેટલાયે દરદીઓને લવણામ્લનો સ્રાવ વધારે થાય છે તેને પણ મંદાગ્નિ કહે છે. પૈત્તિક અગ્નિમાંદ્યમાં વિદગ્ધાજીર્ણનાં લક્ષણો—છાતીમાં બળતરા, ખાટા ઓડકાર, પરસેવો—થાય છે. એની પર આ રસાયન વપરાતું નથી.

તમકશ્વાસના દરદી જો ગરમ ગરમ ચા, ગરમ ગરમ ખોરાક વગેરે વધારે પ્રમાણમાં લે છે તો તેમની પાચનક્રિયા બિલકુલ મંદ થઈ જાય છે. મોટે ભાગે આમાશયના રસસ્રાવમાં લવણામ્લ નથી હોતો, એથી આખો દિવસ દમ હેરાન કરે છે. એવા દરદીઓને ગરમ પીણાં છોડાવી આ રસાયન આપવામાં આવે તો થોડા જ દિવસમાં પાચનક્રિયા સુધરી જાય છે.

### (૬૬) પ્રમેહગજકેસરી રસ

**વિધિ**—લોહભસ્મ, નાગભસ્મ અને બંગભસ્મ ૧–૧ તોલો, અભ્રકભસ્મ, ૪ તોલા, શિલાજિત ૫ તોલા અને આવળનાં ફૂલનાં કેસર ૬ તોલા લેવાં. બધાંને મેળવી, લીંબુના રસમાં ૭ દિવસ ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી.

**(વૈ. સા. સં.)**

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ વાર પાણી, ગુડમારનો અર્ક અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવી. પ્રમેહ પર ઘી–સાકર અને મધ સાથે આપવી.

**ઉપયોગ**—આ રસ મધુમેહ, લાલામેહ, સાંદ્રમેહ, બધી જાતના પિત્તપ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી અને દાહ વગેરેનો નાશ કરે છે.

આ રસથી મધુમેહમાં સાકર એકદમ ઓછી થઈ જાય છે. નાગભસ્મ અને શિલાજિતના સંયોગથી સાકર બનતી ઓછી થાય છે. મધુમેહ થવામાં શરીરની અંદરનાં કારણોમાં અગ્ન્યાશયની વિકૃતિ એ મુખ્ય કારણ છે. એમાંથી ઉત્પન્ન થનાર આગ્નેયરસથી આહાર રસમાંના સાકરવાળા અને પિષ્ટિમય પદાર્થો સારી

રીતે પચે છે. આગ્નેય રસનો આ ગુણ ઓછો થઈ જાય ત્યારે સાકર પચતી નથી. આ રીતે ત્રણે દોષો, મજ્જા, રસ, ઓજ, મેદ, રક્ત, શુક્ર, લસીકા, વસા, માંસ વગેરે દૂષિત થાય છે. એટલે કે ધાતુઓ અને ઉપધાતુઓ દૂષિત થાય છે. આ રસથી આ બધી વિકૃતિઓ દૂર થાય છે, અગ્ન્યાશયના ઘટકોની વિકૃતિ દૂર થઇ તે બળવાન બને છે, આગ્નેય રસનો સ્રાવ બરોબર થવા માંડે છે અને આ રીતે સાકર બનવાની ક્રિયા નિયમિત થવાથી મધુમેહ મટી જાય છે.

મધુમેહમાં વારંવાર પેશાબ થવો, ભયંકર તરસ, મોં સુકકું, ખૂબ ભૂખ લાગવી, આંખે અંધારાં આવી જવાં, ભ્રમ, કાનમાં ધુમકારા થવા, કાનના અવાજને લઇને બેચેની રહેવી અને માથાનું દરદ થવું વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ આપવાથી બહુ ફાયદો થાય છે.

મધુમેહમાં ઘણા ઉપદ્રવો થાય છે. આમાં મૂત્રાસુત (પેશાબમાં એસિટોન યુરિયા–Acetone Uria) જવો એ એક ભયંકર ઉપદ્રવ છે. (એનું વિવરણ 'ચિકિત્સાતત્ત્વપ્રદીપ' પ્રથમ ખંડ, પૃ. ૧૨૧ માં છે.) આ રોગ પર આ રસ સારો ફાયદો કરે છે.

આખા શરીરમાં શૂળ, રક્તવાહિનીઓમાંના વાયુનો પ્રકોપ, કલાયખંજ જેવો કંપ, ચાલતા પગ મરડાવો, સાંધે સાંધા ઢીલા થઇ જવા, દરદ એટલું સખત કે રાતદિવસ ઊંઘ ન આવવી, ગરમ પાણીથી સેકવાથી કે તેલ માલિસ કરવાથી થોડીવાર સારું લાગવું, અથવા દરદીથી હાથ અડકે તે પણ સહન ન થવો તો તેલના માલિસની વાત જ શી? આવાં લક્ષણોવાળા મધુમેહમાં આ પ્રમેહગજકેસરી રસ બહુ વપરાય છે.

વારંવાર ચક્કર આવવાં, માથું ઊંચું કરતાં ચક્કર આવી ગબડી જવાશે તેવું લાગવું, વારંવાર પેશાબ થવો, દર પેશાબે શક્તિ ઘટી જતી હોય તેવું લાગવું, પેશાબનો રંગ પીળો કે રાખોડિયો હોય વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ આપવો જોઈએ.

મૂત્રકૃચ્છ્ર પર આ રસ સારી અસર કરે છે. મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતમાં ફેર છે. મૂત્રાઘાતમાં મૂત્ર જ ઓછું ઉત્પન્ન થાય છે. મૂત્રકૃચ્છ્રમાં મૂત્ર ઉત્પન્ન થવામાં કાંઇ અડચણ પડતી નથી. પણ મૂત્રાશયથી મૂત્રનલિકાના છેડા સુધીમાં કાંઇક રોકાણ હોય છે. આથી પેશાબ થોડો થોડો આવે છે. આ રોગ જૂનો હોય તો તેમાં આ રસ સારી અસર કરે છે. પૌરુષગ્રંથિ (Prostate gland) બહુ વધી ન ગઇ હોય તો તે ગ્રંથિ વધવાથી થતા મૂત્રકૃચ્છ્રમાં આ રસ સારી અસર કરે

છે. જૂના પરમિયાના રોગીને થતા મૂત્રકૃચ્છ્રમાં આ રસ કરતાં સુવર્ણવંગ વધારે વપરાય છે.

લાલામેહ અને સાંદ્રમેહમાં આ રસ સારો ફાયદો કરે છે. ટૂંકામાં પ્રમેહ-ગજકેસરી રસ ધાતુપરિપોષણ ક્રમને વ્યવસ્થિત કરનાર, શક્તિ વધારનાર, સાકર બનવાના કાર્યને નિયમિત કરનાર, રસાયન અને મૂત્રના દોષોનો નાશ કરનાર છે. આ રસ વાયુ, પિત્ત અને કફ ત્રણે દોષ, રસ, રક્તથી શુક્ર સુધીની બધી ધાતુઓ તેમજ અગ્ન્યાશય, યકૃત અને મૂત્રમાર્ગ પર ફાયદો કરે છે.

( ઓ. ગુ. ધ. શા.ના આધારે )

## (૧૬૭) મેહાંતક રસ

**વિધિ**—અભ્રકભસ્મ ૧ તોલો, લોહભસ્મ ૨ તોલા, નાગભસ્મ ૩ તોલા અને બંગભસ્મ ૪ તોલા લેવી. બધાને મેળવી, તાડફળી, કુક્કરકંદ, શતાવરી અને સુખડના કવાથમાં ૩–૩ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ચો. ૨.)

**માત્રા**—૧ થી ૨ ગોળી સાકર અને માખણ સાથે આપવી.

**સૂચના**—પ્રમેહના રોગીઓનું યકૃત નબળું પડી ગયું હોય અને યકૃતમાંથી આંતરડાંમાં પિત્તનો સ્રાવ ઓછો થતો હોય તેમને ગરમ કરી ઠંડા કરેલા ગાયના દૂધ સાથે મેહાંતક રસ આપવો જોઇએ. દૂધને ૧–૨ ઊભરા આવે એટલું જોઇએ. દૂધ માફક ન આવે તેમને આમળાંનું હિમ કે મધ સાથે આપી શકાય છે.

**ઉપયોગ**—આ રસનું બીજું નામ 'પંચાનનેહ રસાયન' પણ છે. આ રસ સવારમાં વિધિપૂર્વક લેવાથી બધી જાતના પ્રમેહોનો નાશ કરે છે. શાલિચોખા, પરવળ, ચંદનબટવો, તાંદળજો, મઠેછી વગેરે શાક, મગનો યૂષ અને કાચાં કેળાંનું શાક એ બધુ પથ્ય છે. આ રસ પ્રમેહ ઉપરાંત અર્શ, સંગ્રહણી, મૂત્ર-કૃચ્છ્ર, પથરી, કમળો, પાંડુરોગ, સોજા, અપસ્માર, ક્ષતક્ષય અને રક્તકાસ વગેરે રોગોને નાશ કરે છે.

આ રસ ખાસ કરીને પિત્તજ પ્રમેહો—કાલમેહ, નીલમેહ, હારિદ્રમેહ, માંજિષ્ઠમેહ વગેરે—પર વધારે વપરાય છે. આ પ્રમેહોમાં યકૃતના કાર્યમાં વિકૃતિ થાય છે. એથી પેશાબ જુદા જુદા રંગના થાય છે. અભ્રકભસ્મ ધાતુપરિપોષણ પર અસર કરી ધીમે ધીમે ગુરદા પર પણ અસર કરે છે અને છેવટે પ્રમેહ મટે છે. આ રસ પ્રમેહપિટિકા પર વપરાય છે. પણ આ રસ સાથે શિલાજિત આપવો જોઇએ.

રક્તાર્શ પછી હૃદયના ધબકારા વધી જવા, ધમનીઓનું સ્પંદન વધવું, ચક્કર અને પાંડુતા આવી જવી, વગેરે વિકારોમાં આ મેહાંતક રસ સારી અસર કરે છે. સંગ્રહણીના રોગમાં એક જાતની પાંડુતા આવે છે તે પણ આ રસથી મટે છે.

પથરીથી મૂત્રાશયમાં નબળાઇ આવી જવાથી પથરીના ઝીણા ઝીણા કણો કોઇ કોઇ જગ્યાએ રોકાય છે. પછી ભયંકર દરદ થાય છે, પેશાબ થતાં બહુ હેરાનગતિ થાય છે, કોઇવાર પથરીની કણુ નીકળી જાય છે અને પેશાબનો રંગ મેલો હોય છે. આ વખતે આ રસ સારી અસર કરે છે. અનુપાન તરીકે ગળોનો સ્વરસ કે એખરાનાં બીનું હિમ આપવું જોઇએ.

પિત્તનો સ્રાવ રોકાવાથી કે યકૃતમાં વિકૃતિ થવાથી કમળો થાય છે. જો યકૃતની વિકૃતિથી કમળો થયો હોય તો તેમાં આ રસ વપરાય છે.

યુવાન સ્ત્રીઓને થનાર હલીમક (હારિદ્રક પાંડુરોગ)માં આ રસ સારો ફાયદો કરે છે. આ રસ લેતી વખતે ખોરાકમાં ઘઉંનો વગર ચાળેલો લોટ, ગાયનું માખણુ કે તાજું ઘી અને શાકભાજી વધારે લેવાં જોઇએ.

પાંડુરોગ પછી આવનાર સોજા, ગુરદાના રોગથી થનારા સોજા, હૃદયના રોગથી થનારા સોજા વગેરે આખા શરીરના સોજા મટયા પછી આવેલી અશક્તિ દૂર કરવા અને અશક્તિમાં ફરી સોજા ન આવે તેવું કરવા માટે આ રસ બહુ જ સારી રીતે વપરાય છે.

ઉરઃક્ષત પછી થનારા ક્ષયરોગમાં આ રસ સારી અસર કરે છે. ઉરઃક્ષતમાં ખાંસી સાથે લોહી પડવું કે બીજી જાતના ક્ષયમાં ખાંસી સાથે લોહી પડતું હોય તેમાં આ રસ સારો ફાયદો કરે છે. અનુપાનરૂપે અરડૂસીનો રસ અને મધ કે વાસાવલેહ મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે.

આ રસમાં આવેલી અભ્રક વગેરે ભસ્મોના સંયોગથી ધાતુપરિપોષણુ ક્રમ વ્યવસ્થિત થાય છે અને પેશાબમાં જતી સાકર ઓછી થઇ જાય છે. આ માટે પેશાબ અને લોહી વારંવાર તપાસી નિર્ણય કરવો જોઇએ.

(ઔ. ગુ. ધ. શા.ના આધારે)

## (૨૬૮) સૂતિકાભરણ રસ

વિધિ—સુવર્ણભસ્મ, રૌપ્યભસ્મ, તામ્રભસ્મ, પ્રવાલભસ્મ, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, શુદ્ધ હરતાલ, શુદ્ધ મનઃશિલ, સૂંઠ, મરી, પીપર અને કડુ આ ૧૩ ઔષધિઓ સરખે ભાગે લેવી. પછી તેને વિધિપૂર્વક મેળવી આકડાના દૂધમાં ખરલ કરવું. પછી ચિત્રકમૂળનો ઉકાળો અને સાટોડીના રસની ૧-૧ ભાવના આપી ગોળો વાળવો. ગોળો સુકાઇ જાય એટલે સરાવસંપુટમાં મૂકી મજબૂત કપડમટ્ટી કરવી. પછી ભૂધરયંત્રમાં મૂકી અગ્નિ આપવો. સ્વાંગશીતળ થાય એટલે ખરલ કરી લેવું. (ર. યો. સા.)

માત્રા—૦। થી ૦॥ રતી રોગ અનુસાર અનુપાન સાથે આપવું.

ઉપયોગ—આ રસ બધી જાતના સૂતિકારોગ, ખાસ કરીને ધનુર્વાત અને ત્રિદોષજન્ય વ્યાધિઓનો નાશ કરે છે.

સૂતિકાજ્વરનું કારણ સૂતિકાવિષ છે. પ્રસવ વખતે સ્વચ્છતા ન રાખવાથી અથવા ગંદા વસ્ત્ર કે બીજેથી કે અજાણ દાયણોના ગંદા હાથ લાગવાથી બહારનું સેન્દ્રિયવિષ યોનિમાર્ગમાં પેસી જાય છે. તેમજ પ્રસવ વખતની વેદના, પ્રસવ વખતે ગર્ભાશય કે યોનિના મુખ આગળ વ્રણ થવો, ઓળ પડવાથી ગર્ભાશયની શ્લેષ્મકલામાં ક્ષોભ થવો, સોજો કે વ્રણમાં વિષ દાખલ થવું વગેરે કારણોથી દોષોનો પ્રકોપ થાય છે. પછી આખા શરીરમાં અસર થઇ સૂતિકાજ્વર ઉત્પન્ન થાય છે. આ જ્વરમાં જ્વરનાં સામાન્ય લક્ષણો તો થાય છે જ, પણ તે સાથે યોનિમાંના સ્રાવમાં દુર્ગંધ મારવી, ગર્ભાશય પ્રદેશ પર અડકતા દરદ થવું, સફેદ કે લોહીવાળો સ્રાવ થવો વગેરે લક્ષણો થાય છે. આ જ્વર પર સૂતિકાભરણ રસ આપવો જોઇએ. તેમજ યોનિમાર્ગ ઉત્તર બસ્તિથી ધોવો જોઇએ. માત્ર યોનિમાર્ગ જ નહિ પણ ફુગ્ગાની નળી ગર્ભાશયના મુખમાં મૂકી ગર્ભાશય પણ સાફ કરવું જોઇએ. આ કામ તેના નિષ્ણાતો પાસે કરાવવું જોઇએ. કારણ કે પ્રસવની વેદના, કલેદ અને લોહી વહેવાથી ગર્ભાશય બહુ નાજુક બની જાય છે. એટલે સંભાળપૂર્વક કામ કરવું જોઇએ. પહેલાં શોધન બસ્તિ આપવી; પછી જરૂર હોય તો તેલની શમન બસ્તિ આપવી.

આ રસથી સૂતિકાજ્વરનું સેન્દ્રિય વિષ નાશ પામે છે અને દોષોની વિકૃતિ મટી જ્વરનું શમન થાય છે.

સૂતિકાવિષ અને તેનાથી થતા દોષોના પ્રકોપની વાતવાહિનીઓ અને સ્નાયુઓ ખાસ કરીને બહારના ભાગના સ્નાયુઓના છેડાઓ પર અસર થઈ ધનુર્વાત ઉત્પન્ન થાય છે. વાતવહ મંડળમાં સુષુમ્ણાના અગ્રભાગમાં અને ત્રિકાસ્થિના અંદરના ભાગમાં રહેલા જળમાં દૂષિતતા વધારે હોય છે. શરૂઆતમાં જડબું પકડાય છે. આ ધનુર્વાતનું પહેલું અને સ્પષ્ટ લક્ષણ છે. પછી શરીરમાં તાણ આવવા માંડે છે. તાણથી શરીર ધનુષ્ય માફક વળી જાય છે. શરીર અંદર વળે તેને અંતર આયામ અને બહારની બાજુ વળે તેને બહિરાયામ કહેવાય છે. ધનુષ્કંપ વગેરે શબ્દો લક્ષણો બતાવનાર છે. આ રીતે સુવાવડી સ્ત્રીઓ સિવાયનાને પણ ધનુર્વાત થાય છે. પણ તેમાં સૂતિકાવિષ કારણ નથી હોતું. સૂતિકાવિષ માફક કાંઈ વાગવું વગેરે કારણોથી ઉત્પન્ન થયેલા આગંતુક વ્રણમાં પણ સેન્દ્રિય વિષ દાખલ થઇ ધનુર્વાત થાય છે. આ બંને પર સૂતિકાભરણ રસ સારી અસર કરે છે.

કાલકૂટ રસ પણ ધનુર્વાતમાં વપરાય છે. પણ તે બહુ તીવ્ર છે અને આ સૂતિકાભરણ બહુ સૌમ્ય છે. આ રસ તાજા હોય તો પણ આપી શકાય છે.

કાલકૂટ રસ તાવ હોય ત્યારે આપી શકાતો નથી. કાલકૂટ રસથી હૃદય અને નાડીનો વેગ વધી જાય છે. લોહીનો સ્રાવ થતો હોય ત્યારે પણ કાલકૂટ રસ ન આપવો જોઇએ. જો લોહીનો સ્રાવ થતો હોય તો સૂતિકાભરણ અને સુવર્ણમાક્ષિક મેળવીને આપવાથી જલદી અસર કરે છે.

સૂતિકાવિષથી ઉત્પન્ન થનારા સન્નિપાતમાં આ રસ સારું કામ કરે છે. આ સન્નિપાત જ્વરમાં જે જે સ્થાનોમાં વિકૃતિ થઇ હોય તેમાં દરદ વધારે થતું હોય તો તેના પર પણ આ રસ સારી અસર કરે છે.

શ્લૈષ્મિક સન્નિપાતમાં છાતીની શૂળ ખાસ લક્ષણ હોય અથવા સુવાવડી સ્ત્રીને શ્લૈષ્મિક સન્નિપાત થયો હોય તો આ રસ વધારે વપરાય છે. જો હૃદયમાં શૂળ મારતી હોય તો તે પણ આ રસથી બેસી જાય છે. કેડમાં શૂળ અને સાથે સાથે સહેજ તાણ હોય ત્યારે આ રસ સારો ફાયદો કરે છે.

ટૂંકમાં સૂતિકાભરણ રસ વિષ, તાણ, જંતુઓ અને તાવનો નાશ કરનાર છે; તેમજ ગર્ભાશય, વાતવાહિનીઓ, સુષુમ્ણાનું મુખ અને અગ્રભાગ પર એ શામક અસર કરે છે. આ રસ વાયુ વગેરે દોષ અને રસ, રક્ત, માંસ અને સ્નાયુકંડરાઓ એ દૂષ્યો પર ફાયદો કરે છે. **( ઔ. ગુ. ધ શા. )**

## (૧૬૯) સ્મૃતિસાગર રસ

**વિધિ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ, શુદ્ધ મનઃશિલ અને તામ્રભસ્મ એ પાંચ ઔષધિઓ સમભાગે મેળવી વજ અને બ્રાહ્મીના કવાથની ૨૧–૨૧ અને માલકાંકણીના તેલની ૧ ભાવના આપવાથી સ્મૃતિસાગર રસ તૈયાર થાય છે. જો આમાં બ્રાહ્મીના કવાથ પહેલાં માલકાંકણીના તેલની ભાવના આપવામાં આવે તો ગોળીઓ વાળવી સહેલી પડે છે. કેટલાક ગ્રંથકારોએ આ રસના પાઠમાં સુવર્ણમાક્ષિક ભસ્મ લખી છે. સુવર્ણમાક્ષિક ભસ્મ નાખવાથી વધારે ગુણકારી બને છે. **( યો. ર. )**

**માત્રા**—૦ાા થી ૧ રતી માખણ અથવા ઘી સાથે આપવું.

**ઉપયોગ**—આ રસ અપસ્માર માટે બહુ ઉપયોગી છે. આ રસ સહસ્રાર અને વાતવાહિનીઓ પર શામક અસર કરે છે. ખાસ કરીને આજ્ઞાવાહી (ચેષ્ટાવાહી) નાડીઓનો ક્ષોભ હોય ત્યારે સારું કામ કરે છે. મહાવાતવિધ્વંસન, એકાંગવીર અને સ્મૃતિસાગર એ વાયુનું શમન કરનાર ત્રિપુટી છે. આ રસો સ્નિગ્ધ ગુણવાળા રસો કહેવાય છે.

સ્મૃતિસાગર ઉન્માદમાં સારી અસર કરે છે. ઉન્માદ માત્ર મનના ભ્રમથી ઉત્પન્ન થાય છે. આ રોગ નબળા મનવાળા માણસોને થનાર મનનો રોગ છે. અપસ્માર માત્ર માનસિક રોગ નથી, કારણ અને જુદાં જુદાં લક્ષણોને લીધે ઉન્માદ

જુદી જુદી જાતનો થાય છે. બધાં કારણોના મૂળમાં ઘણું કરીને ક્રોધી સ્વભાવ અને અસહનશીલતા એ મુખ્ય કારણો હોય છે. કેટલાક માણસોનો સ્વભાવ જ એવો હોય છે કે જરા જેટલું પણ સહન નથી થતું. એવા માણસોને આ રોગ જલદી થાય છે. આ રીતે માત્ર મનના ક્ષોભથી આ રોગ ઉત્પન્ન થાય છે. આ એક પ્રકાર છે. બીજા પ્રકારમાં શરીરના દોષોમાં વિકૃતિ થઈ મન પર અસર થઇ ઉન્માદ ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓના સ્વભાવમાં કોમળતા, ગર્ભાવસ્થા અને પ્રસૂતાઅવસ્થા વગેરે કારણોથી ઉન્માદની ભૂમિકા તૈયાર થાય છે. પછી દોષોનો પ્રકોપ કે માનસિક વિકૃતિ થઇ ઉન્માદ ઉત્પન્ન થાય છે. આ રોગ સ્ત્રીઓને વધારે થાય છે.

ગર્ભાશયોન્માદ (હિસ્ટીરિયા) અને ભૂતોન્માદ યુવાન સ્ત્રીઓને વધારે થાય છે. મોટી ઉંમરની સ્ત્રીઓને ઓછો થાય છે. આમાં પણ ઉતાવળા સ્વભાવવાળી, સંકુચિત મનવાળી, ઝીણી બાબતો પર ક્રોધ કરનારી યુવતિઓને આ રોગ જલદી લાગુ પડે છે. જે ભૂતોન્માદમાં અમાનુષી લક્ષણો વધારે હોય તેવા ઉન્માદમાં સ્મૃતિસાગર બહુ ઉપયોગી થતો નથી. પિશાચ, બ્રહ્મ, સર્પ, યક્ષ વગેરે ગ્રહોથી પીડાતા માણસોનાં લક્ષણો શાસ્ત્રમાં આપેલાં છે તે પર આ રસ કરતાં માનસ-રોગમાં કહેલાં જટામાંસી, વાવો, સર્પગંધા વગેરે ઔષધિઓ આપવી વધારે હિતકર મનાય છે.

ગર્ભાશયોન્માદમાં તાપ્યાદિ લોહ વધારે ઉપયોગી છે. તેમજ પિત્તપ્રધાન લક્ષણોમાં વધારે ઉપયોગી છે. વારંવાર ચક્કર, આંખે અંધારાં, ગભરામણ, દાહ વગેરે લક્ષણો થઇ ઊલટી વધારે થતી હોય તો તાપ્યાદિ લોહ વધારે ઉપયોગી છે. પણ આ લક્ષણો ન હોય, શરીર તદ્દન જડ થઈ જવું, કોઈ ખાડામાં કે પાણીમાં પડી ગયા જેવું લાગવું, શરીરમાં ઝણઝણાટી, ગળામાં ઘરર-ઘરર અવાજ, ગગડાટ, દાંત બંધાવા, દાંતે ચાવવાથી લાળ નીકળવી, મોં પર જડતા, હાથ-પગના તળિયે પરસેવો થવો, પરસેવાની જગ્યાએ ખંજવાળ આવવી, મોટાં ચકામાં પડવાં, ઊબકા, મોંમાં પાણી છૂટવું, પેટમાં જડતા લાગવી, પહેલાં શરીર જડ અને ઠંડું થઈ ઉન્માદનો વેગ આવવો, પ્રકૃતિ સ્થૂળ અને કફપ્રધાન રહેવી, અટકાવ તદ્દન ઓછો આવવો અને પેટમાં દરદ થવું, ચૂંક આવવી, ગર્ભાશયની ચારે બાજુ જડતા, ઝણઝણાટી, ઊબકા આવી ઊલટી થવી વગેરે લક્ષણોવાળા ગર્ભાશયોન્માદ પર સ્મૃતિસાગર રસ અમૃત સમાન ગુણ કરે છે. વેગ પછી આખા શરીરમા જડતા વધારે આવતી હોય એ ખાસ લક્ષણ હોવું જોઇએ.

ઉન્માદનું કારણ ક્રોધ, શોક કે ભય ગમે તે એક હોય ત્યારે તાપ્યાદિ લોહ હિતકર છે. પણ તે સિવાયના કારણો હોય ત્યારે સ્મૃતિસાગર સારી અસર કરે

છે. અફીણના વ્યસનવાળાને ઉન્માદ થયો હોય ત્યારે સ્મૃતિસાગર બહુ ઉપયોગી છે. પણ ગાંજો, ભાંગ અને દારૂના વ્યસનવાળાના ઉન્માદ પર તાપ્યાદિ લોહ બહુ ઉત્તમ છે.

નાનાં બાળકોના બાલગ્રહ (તાણ) પર આ રસ ઉપયોગી ઔષધિ છે. તાણ એ સ્વતંત્ર રોગ નથી પણ એક પરતંત્ર લક્ષણ છે. નાનાં બાળકોમાં પેટમાં કાંઇ વિકૃતિ થવાથી આ રોગ ઉત્પન્ન થાય છે. તેમજ સહસ્રાર વગેરે સ્થાનોમાં વિકૃતિ થવાથી પણ આ રોગ થાય છે. ઉદરની વિકૃતિથી ઉત્પન્ન થનારા રોગમાં પહેલાં પેટ સાફ કરનાર દવા આપી પછી શામક ઔષધિ આપવી જોઈએ. સ્કંધગ્રહ, પૂતના, અહિપૂતના, શીતપૂતના વગેરે બાલગ્રહોમાં સહસ્રાર, તેનું આવરણ, સુષુમ્ણા અને સુષુમ્ણાકંદમાં દોષ હોય છે. આ રોગમાં બેચેની, બેશુદ્ધિ કે ઘેન, હાથ–પગ બિલકુલ ન હાલવા, આંખો ઘેરાયેલી રહેવી, માત્ર તાણ આવે એટલી જ વાર હાલચાલ અને બાકીનો વખત પડી રહેવું વગેરે લક્ષણો થાય છે. આ વિકાર પર સ્મૃતિસાગર વધારે ઉપયોગી છે.

પક્ષાઘાતની તીવ્ર અવસ્થા ઓછી થઈ ગયા પછી પહેલી અવસ્થામાં સ્મૃતિસાગરની બહુ સારી અસર થયાના ઘણા દાખલા મળી આવે છે. આ રોગમાં ઠંડી જગ્યાએ સૂવું, ભીનાં કપડાં પહેરવાં, ઠંડા પથ્થર પર લાંબો વખત બેસી રહેવુ, શરદી લાગી જવી, અથવા બીજાં ઠંડીનાં કારણો હોય છે. બીજી જાતનાં કારણોથી થનારા પક્ષાઘાતમાં આ રસની સારી અસર થાય છે. પક્ષાઘાતની જીર્ણ અવસ્થામાં સ્મૃતિસાગર એકલો અથવા એકાંગવીર અને સ્મૃતિસાગર બંને દિવસના જુદીજુદી વખતે આપવાથી બહુ સારી અસર થાય છે. શરીરમાં જડતા, ઝણઝણાટી, સોજા, સ્પષ્ટ બોલી ન શકાવું, જીભ અટકવી, મોંમાં પાણી છૂટવું, જે ભાગમાં અસર થઈ હોય તે ભાગ જડ લાગવો વગેરે લક્ષણો હોય ત્યારે સ્મૃતિસાગર બહુ ઉપયોગી ઔષધિ છે.

સગર્ભાવસ્થામાં સ્ત્રીઓને યકૃતનો તીવ્ર સંકોચ કે ગર્ભવાત આ બે બહુ ભયંકર રોગો થાય છે. તીવ્ર યકૃતસંકોચથી આંખો અને આખું શરીર પીળું થઇ જાય છે, ઝાડો સફેદ થાય છે, તાવ જોરથી આવે છે, ઊલટી થાય છે અને ૪–૫ દિવસ પછી તાણ આવવા માંડે છે. આમાં પિત્તપ્રધાન લક્ષણો હોય ત્યારે તાપ્યાદિ લોહ વધારે ઉપયોગી થઇ પડે છે. પરંતુ આ રોગમાં જડતા, મંદતા, આળસ, ઊંઘ, ઘેન, ઊબકા, ઊલટી વગેરે લક્ષણો હોય ત્યારે સ્મૃતિસાગર વપરાય છે. ગર્ભવાતરોગમાં પહેલાં જડતા વગેરે લક્ષણો થઇ પછી તાણ આવવી, જડતા, ઊબકા, ઘેન, બહુ શિથિલતા વગેરે લક્ષણો મુખ્ય હોય તો સ્મૃતિસાગર આપવો જોઇએ. બેશુદ્ધિ હોય તોપણ સ્મૃતિસાગર બહુ ફાયદો આપે છે.

સંન્યાસ બહુ ભયંકર રોગ છે. આ રોગના ઘણાં કારણોમાં મનનો ક્ષોભ એ પણ એક કારણ છે. આનાથી રોગી બહુ બેચેન, થાકેલો અને બેશુદ્ધ જેવો પડી રહે છે. તે હાથ-પગ હલાવતો નથી, આંખો પણ બંધ રાખે છે, એકની એક જ સ્થિતિમાં પડ્યો પડ્યા ઘોરે છે. કોઈ પૂછે તો પણ જવાબ નથી આપતો અને તદ્દન બેશુદ્ધ લાગે છે. માત્ર સોય ભોંકતા કાંઈક દરદ લાગે છે, પછી કાંઈ નહિ. આ રોગમાં કેટલાક જડ-બેશુદ્ધ લાગે છે અને કેટલાકને માથામાં લોહીનું દબાણ વધવાથી લાલ આંખો, માથામાં ભયંકર દરદ અને ડોક હલાવ્યા કરવી વગેરે લક્ષણો થાય છે. આ આંખો લાલ હોવી વગેરે લક્ષણોવાળા સંન્યાસ પર સ્મૃતિસાગર વપરાતો નથી. પણ જડના વધારે હોવાથી હાલ્યાચાલ્યા વગર પડી રહેવું, શરદી, લાળ પડવી વગેરે લક્ષણોમાં સ્મૃતિસાગર સારી અસર કરે છે.

અપતાનક વગેરે જે રોગોમાં તાણ આવે છે તેમાં સુષુમ્ણા અને મસ્તિષ્કાવરણમાં વિકૃતિ થાય છે. આમાં કફનો સંસર્ગ અને જડતા વગેરે લક્ષણો વધારે હોય તો તેના પર સ્મૃતિસાગર એક ઉત્તમ ઔષધિ છે.

આક્ષેપકમાં તાણ ઓછી થઇ પછી આખા શરીરમાં જડતા, ડોક પડી જવી, આખા શરીરમાં ઝણઝણાટી, મોં બેસ્વાદ થઇ જવું, ઊબકા, આંખે અંધારાં આવી જવાં વગેરે લક્ષણો બળવાન હોય ત્યારે સ્મૃતિસાગર રસ સારી અસર કરે છે.

(જો આક્ષેપક વાતમાં કમર અને મેરુદંડમાં ભયંકર દરદ, ઊંઘ ન આવવી, ૧૦૨°-૧૦૩° તાવ રહેવો, રાતદિવસ ઝાટકા મારવા, હાથ-પગ ઠંડા, શરીરમાં જડતા અને ઝણઝણાટ થયા કરવો, વગેરે વાતકફપ્રધાન લક્ષણો હોય તો સ્મૃતિસાગર અને સિતોપલાદિ ચૂર્ણ મેળવી તુળસીનો રસ અને મધ સાથે દિવસમાં ૪ વાર આપતા રહેવાથી આક્ષેપ જલદી શમી જાય છે.)

ગ્રંથિક, આંત્રિક અથવા આક્ષેપક સન્નિપાત અથવા એવા બીજા ભયંકર સન્નિપાતોમાં બેશુદ્ધિ આવી કોઇ અંગ રહી જવું, તે અંગ કામ ન કરી શકે વગેરે લક્ષણો થાય તો સન્નિપાતની રોગની અસર મન, સહસ્રાર, નાડીચક્ર કે આજ્ઞાવાહીઓ પર થઇ ગઇ છે એમ માનવું જોઇએ. એ જાતના રોગનું શમન કરી મૂળ વિષનો નાશ કરવા માટે સ્મૃતિસાગર બહુ ઉપયોગી ઔષધિ છે.

સન્નિપાત મૂળ કારણ ન હોવા છતાં પણ અચાનક કેટલાકની યાદશક્તિ જતી રહે છે. વૃદ્ધાવસ્થામાં ઘડપણને લીધે પણ યાદશક્તિ જતી રહે છે. આમાં મસ્તિષ્કને પૂરતું પોષણ મળતું હોતું નથી. વાતવાહિનીઓની ક્રિયા સારી રીતે થતી નથી. કફદોષ પણ વધારે ઉત્પન્ન થાય છે. આવી જાતના સ્મૃતિભ્રંશમાં આયુર્વેદિક ઔષધિઓમાં મહાવાતવિધ્વંસન અને સ્મૃતિસાગર સારું કામ કરે છે. તાણ, શૂળ, સખ્ત દરદ મૂર્છા વગેરે લક્ષણો હોય ત્યારે મહાવાતવિધ્વંસન આપવો

જોઇએ. પણ સ્મૃતિભ્રંશ કે સ્મૃતિનાશથી માણસ જડ જેવો થઇ ગયો હોય તો સ્મૃતિસાગર વધારે ઉપયોગી છે.

ટૂંકમાં આ રસમાં મુખ્ય ઔષધિમાં તીક્ષ્ણ, ઉષ્ણ અને વ્યવાયી ગુણ હોવા છતાં પણ તે યોગવાહી છે. આ નિરિન્દ્રિય દ્રવ્યો પર શુદ્ધિસંસ્કાર કરવાથી ગુણ–વીર્ય વધ્યાં છે. આ દ્રવ્યગુણ વધારવા માટે બ્રાહ્મી વગેરે સેન્દ્રિય અને સંચેતન દ્રવ્યોની ભાવના આપી છે.

બ્રાહ્મી, વજ અને માલકાંકણી ત્રણે શીતવીર્ય, શામક, વાયુ અને તાણનો નાશ કરનાર છે. આ ઔષધિઓની ભાવનાથી સ્મૃતિસાગરમાં પ્રભાવ દ્રવ્યોનું ધીમે ધીમે મિશ્રણ થઈ જાય છે.

પારો વગેરે ઔષધિઓ તીક્ષ્ણ, ઉષ્ણ, વ્યવાયી અને સૂક્ષ્મ સ્રોતોગામી હોવાથી તેની સાથે મળેલી બ્રાહ્મી વગેરે ઔષધિઓના શામકત્વ વગેરે ગુણોને પોષણ મળે છે. પરિણામે સ્મૃતિસાગર બહુ બળવાન રસ બને છે. બ્રાહ્મીમાં બહુ મંદ સ્થિર ગુણ હોવાથી એનો શામક ગુણ એકદમ શોષાતો નથી. એટલે શરીરમાં શામકતા ફેલાતા બહુ વાર લાગે છે. પરંતુ પારો વગેરેના સંયોગથી બ્રાહ્મીના ગુણો વધે છે અને શરીરમાં એકદમ ફેલાઈ જાય છે. દ્રવ્યસંયોગ અને સંસ્કારથી તે અંદર બીજું દ્રવ્ય ઉત્પન્ન કરે છે. તેથી દ્રવ્યનો મૂળ સ્વભાવ જતો રહેતો નથી. યોગવાહી દ્રવ્યોનો નિયમ છે કે પોતાનો ગુણ ન છોડતા બીજી સાથેની ઔષધિઓનો ગુણ વધારે છે. આ દૃષ્ટિએ સ્મૃતિસાગર કફના સંસર્ગવાળા રોગો પર સારું કામ કરે છે.

આ રસ વાત અને કફદોષ, રસ, રક્ત અને માંસ એ દૂષ્યો પર અસર કરે છે. તેમજ મનોદેશ, સહસ્રાર, સુષુમ્ણા, આજ્ઞાવાહિનીઓ અને સ્નાયુઓ પર શામક અને આક્ષેપનાશક અસર કરે છે. (ઔ. ગુ. ધ. શા. ને આધારે)

સ્ત્રીઓને લગભગ ૫૦ વર્ષની ઉંમરે માસિક આર્તવ બંધ થાય છે. તે વખતે કોઇને માથામાં દરદ અને કમર રહી જવી અને કોઇને માનસિક આઘાત લાગી ઉન્માદનાં લક્ષણો થાય છે. આ ઉન્માદ પર સ્મૃતિસાગર અને મહાવાતવિધ્વંસન રસ મેળવી જટામાંસીનું ચૂર્ણ અને ઘી સાથે દિવસમાં ૩ વાર આપવાથી અને જમ્યા પછી સારસ્વતારિષ્ટ પીવા આપવાથી એ રોગ મટે છે.

## (૧૭૦) કુષ્ઠકુઠાર રસ

વિધિ—પારદભસ્મ (રસસિંદૂર), શુદ્ધ ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, ગૂગળ, હરડે, બહેડાં, આમળાં, શુદ્ધ ઝેરકોચલાં, ચિત્રકમૂળ અને શિલાજિત આ ૧૧ ઔષધિઓ ૪–૪ તોલા અને કરંજનાં બી અને અભ્રકભસ્મ ૧૬–૧૬ તોલા લેવાં. બધાંને વિધિપૂર્વક એકઠાં કરવાં. શિલાજિત અને ગૂગળ પાણીમાં નાંખી પછી

મેળવવાં. સારી રીતે સુકાઇ જાય અને એક થઇ જાય ત્યારે ઘી નાખવું. પછી તેમાં મધ નાખી બરણીમાં ભરી લેવું. (ર. યો. સા.)

**માત્રા**—ર રતીથી ૧ માસો દિવસમાં ૨ વાર આપવું. પરહેજીમાં શાલિચોખા, દૂધ, મધ, સાકર અને ગોળ આપવો. દાહ થતો હોય તો પાતાલગરુડીનાં મૂળ, રતનજોતનાં ફૂલ અને ધાણાને સમભાગે મેળવી બધાંના જેટલી સાકર મેળવી ૧-૧ તોલો આપવું અથવા ગંગેટીના મૂળનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચટાડવું.

**ઉપયોગ**—ગલત્કુષ્ટના જે રોગીઓના કાન, નાક, આંગળીઓ વગેરે ગળી ગયાં હોય, શરીર તદ્દન સડી ગયું હોય, શરીરમાંથી ભયંકર દુર્ગંધ મારતી હોય, માખીઓ ગણગણતી હોય એવાને આ રસ જીવતદાન આપે છે અને શરીરને સુંદર બનાવે છે.

ગલત્કુષ્ટમાં આ રસ ઉપયોગી છે. આ રસમાં નાખેલી અભ્રકભસ્મનો ગુણ ધાતુપરિપોષણ ક્રમને વ્યવસ્થિત કરવાનો છે તે અહીં સ્પષ્ટ દેખાય છે. કુષ્ટમાં ચામડી, લોહી, માંસ અને રક્તવારિ વગેરેમાં વિકૃતિ થાય છે. ગલત્કુષ્ટ થવાથી ચામડી તદ્દન સુક્કી અને સડી ગઇ લાગે છે. એમાં ઉપરનો ભાગ ખાસ કરીને આંગળીઓના સાંધા ખરવા માંડે છે. ત્વચાની સંવેદના ઓછી થવાથી આંગળીઓનાં એકે એક ટેરવાં ખરવા માંડે છે. હાથ કે પગનાં ટેરવાં ખરી જવા છતાં દરદ થોડું હોય છે. જે ટેરવાં ખરે છે તે ભાગ માંસવાળો ખુલ્લો થઇ જાય છે. તેમાંથી ક્લેદવાળો ગંધાતો પાણી જેવો સ્રાવ નીકળે છે. તે આખી જગ્યા પાકીને ઊપસી આવે છે. આટલું થવા છતાં દરદ કે બળતરા બહુ થતી નથી. જડતા, હાથ-પગ હલાવવાની અશક્તિ અને આળસ એટલાં વધી જાય છે કે સૂતા તો સૂઈ રહેવાની જ ઇચ્છા થાય. બહુ ઊંઘ, ચામડીનો રંગ બદલાઇ જવો, આખા શરીરમાં ખૂબ રુક્ષતા, ચામડી સૂજેલી અને ફાટેલી લાગવી, સ્પર્શ ન લાગવો, વ્રણ પડ્યા પછી તેમાંથી ગંધાતો સ્રાવ નીકળવો, વ્રણ જલદી ન રુઝાવો, બહુ પરસેવો, પરસેવામાંથી દુર્ગંધ આવવી વગેરે લક્ષણોવાળી સ્થિતિમાં આ રસ બહુ હિતકર છે. ખોરાકમાં મધુર રસનું સેવન વધારે કરવું જોઈએ. આ રસનો ગુણ સંજ્ઞાવાહિનીઓને ફરીથી સંજ્ઞાની પ્રાપ્તિ કરાવવાનો છે. આને લીધે કેટલાકને દાહ થાય છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૧૭૬) પંચામૃત રસ

**વિધિ**—પારાભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, શુદ્ધ શિલાજિત, શુદ્ધ વછનાગ, ગળો, ત્રિફળાના કવાથથી શુદ્ધ કરેલો ગૂગળ અને તામ્રભસ્મ આ સાત ઔષધિઓ સરખે ભાગે લઈ, મેળવી, પાણી સાથે ખરલ કરી ૦।।-૦।। રતીની ગોળીઓ

ધાળવી; અથવા ચૂર્ણ જ રહેવા દેવું. ગોળીએ વાળવાથી થોડો પારો જુદો પડી જાય છે. (ર. ર.)

**નોંધ**—'રસરત્નાકર' વગેરે કેટલાક ગ્રંથોના ટીકાકારોએ પારદભસ્મના અભાવે પ્રતિનિધિ તરીકે તામ્રભસ્મ લેવાનું અને-કોઈ કોઇ ટીકાકારે તામ્રભસ્મ પારદભસ્મ જેટલી લેવાનું કહ્યું છે.

પારામાં જંતુઘ્ન અને રસાયનગુણ મુખ્ય છે, અને તામ્રમાં બરોળ અને યકૃતની શક્તિ વધારવાનો ગુણ મુખ્ય છે; એટલે અમે આ ગુણોની જરૂર સમજીને બંને ભસ્મો મેળવવી શ્રેષ્ઠ માની છે.

**માત્રા**—૧ થી ૨ ગોળી વાસાવલેહ, બકરીનું દૂધ, મધ અને પીપર, મરી અને ઘી અથવા પાણી સાથે.

**ઉપયોગ**—આ રસના સેવનથી ક્ષયના તાવ વગેરે ઉપદ્રવો મટે છે. જંતુજન્ય ક્ષયમાં તાવ વધારે હોય ત્યારે આ રસ વપરાય છે. પણ ક્ષયની પહેલી અવસ્થામાં જ્યારે તાવ વધારે ન હોય તે વખતે તીવ્ર રસો ન વપરાય તો સારું છે. પહેલી અવસ્થામાં અભ્રકભસ્મ, શૃંગભસ્મ, પ્રવાલપિષ્ટિ અને ગળોસત્ત્વનું મિશ્રણ આપવું વધારે હિતકર છે. બીજી અને ત્રીજી અવસ્થામાં જ્યારે જ્વરનો વેગ તીવ્ર હોય છે ત્યારે જરૂર પ્રમાણે આ રસ આપવો. જ્યારે ક્ષયમાં રસ આદિ રક્તધાતુ ક્ષીણ થઇ માંસધાતુ ક્ષીણ થવા માંડે છે, બળ-માંસ ઘટે છે, દરદીને તાવ આવ્યા કરે છે, કફ વધારે પ્રમાણમાં નીકળે છે, ત્યારે આ રસ આપવો બહુ હિતકર છે.

વીર્યપાતની ટેવથી કે બહુ સંભોગથી વીર્યધાતુ ક્ષીણ થવાથી બીજી ધાતુઓ પણ ક્ષીણ થઇ ક્ષયરોગ થાય છે. તેમજ સ્ત્રીઓને પ્રદર વગેરે રોગ લાંબો વખત રહેવાથી બીજી ધાતુઓ ક્ષીણ થઈ ક્ષય થાય છે. આ બંને જાતના ક્ષયમાં પંચામૃત રસ આપવો હિતકર છે.

પ્રમેહમાં આ રસ સારી અસર કરે છે. પેશાબની શંકા થવી, વારંવાર ખૂબ પેશાબ થવો, વારંવાર પેશાબ થવાથી ઊંઘ ન આવવી, શરીર કૃશ અને ક્ષીણ થઈ જવું, મોંમાં શુષ્કતા, આખા શરીરે ચીકણો પરસેવો, સાંધાના ભાગના પરસેવામાંથી દુર્ગંધ મારવી અથવા પાક થયા જેવું લાગવું વગેરે લક્ષણો હોય ત્યારે પંચામૃત રસ આપવો જોઇએ.

ટૂંકમાં આ રસ ધાતુઓની ક્ષીણતા ઓછી કરે છે, તેમજ ધાતુઓની સામ્યતા સ્થાપિત કરનાર, જ્વર અને ક્ષયનો નાશ કરનાર, શક્તિ આપનાર, રસાયન અને પ્રમેહને મટાડનાર છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૧૭૨) કામધેનુ રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વચ્છનાગ, સૂંઠ, મરી, પીપર, લોહભસ્મ અને અભ્રકભસ્મ આ ૮ ઔષધિઓ સરખે ભાગે મેળવી, ત્રિફળાના ઉકાળામાં એક દિવસ ઘૂંટી ૧-૧ રતીની ગોળીઓ વાળવી. (ર. યો. સા.)

**માત્રા**—૧ થી ૨ રતી મધ અને પીપર સાથે.

ઉપયોગ—આ રસ ધાતુક્ષય, પાંડુરોગ, જૂનો વિષમજ્વર, પ્રમેહ, રક્તપિત્ત, અમ્લપિત્ત, સન્નિપાત, ભયંકર વાતરોગ, શૂલ, ગુલ્મ, કૃમિ, અર્શ, સંગ્રહણી વગેરે રોગોનો નાશ કરે છે.

આ રસ શક્તિ આપનાર, પાચનશક્તિ વધારનાર અને ધાતુપરિપોષણ ક્રમને પરોક્ષ રીતે મદદ કરનાર છે. રસથી શુક્ર સુધીની બધી ધાતુઓ ક્ષીણ થઈ જવી એને ધાતુક્ષય કહે છે. એમાં અન્નરસથી બનનારી રસધાતુ બરોબર અને સારી બનતી નથી. એને લીધે રક્ત વગેરે ધાતુઓ પણ ક્ષીણ થઈ જાય છે. આ સ્થિતિમાં પૂર્વધાતુમાંથી પરધાતુને જરૂરી પોષક દ્રવ્ય મળવું જોઈએ; અને એ ધાતુઓ જરૂરી દ્રવ્ય પોતાનામાં રૂપાંતર કરી શકે તેવી થવી જોઈએ.

આમાંથી રસ અને રક્ત ધાતુમાં બરોબર ક્રિયા ન થવાથી રસક્ષય અને રક્તક્ષય થાય છે. આ બંનેમાં કામધેનુ રસ બહુ ઉપયોગી છે. આ રસ આપવાથી રસક્ષયમાં રસધાતુ બનાવવાની ક્રિયા બરોબર થવા માંડે છે. પેટમાં આફરો, મોટા-મોટા પાતળા પાણી જેવા સફેદ ઝાડા, પેટમાં જડતા, રાતદિવસ ઊબકા, તૃષ્ણિ લાગવી, મોં અને જીભ પર ચીકાશ વગેરે લક્ષણો હોય તો કામધેનુ રસ આપવો જોઈએ.

રક્તક્ષયમાં લોહીમાંથી રાતા કણો ઓછા થઈ જાય છે, પછી રક્તધાતુ ઓછી થાય છે. રાતા કણો ઓછા થવાથી ફીકાશ વધે છે અને રક્તધાતુ ઓછી થવાથી જ્વર, દાહ, તૃષા, ચક્કર, ગભરામણ, નાડીઓનું જોરથી સ્પંદન, વારંવાર હાંફ ચઢવી, જીભ ફિક્કી, સૂકી અને બેસ્વાદ થઈ જવી ગમે તેટલું પાણી પીવા છતાં સંતોષ ન થવો, કલેજું અને બરોળ સહેજ વધવી, ચામડી અને આખા શરીરનો રંગ બદલાઈ જવો, ખાસ કરીને કાળાશ આવી જવી, વગેરે લક્ષણો હોય, ત્યારે આ રસ આપવો જોઈએ. જો આ રોગ ચિંતા, શોક, મનનો આઘાત, બહુ વિચાર, વધારે અભ્યાસ કે બહુ માનસિક શ્રમથી થયો હોય તો કામધેનુ રસ સારી રીતે ફાયદો કરે છે. આ રોગમાં તાવ અને અપચો એ મુખ્ય લક્ષણો હોવાં જોઈએ.

જૂના વિષમજ્વરમાં દોષ-દૂષ્યના સંયોગો જોઈ જુદીજુદી ઔષધિઓ અપાય છે. સંતત અને સતત બંને જાતના તાવની તીવ્ર અવસ્થામાં આ રસ

વપરાતો નથી. પણ તેની જીર્ણ અવસ્થામાં જ્યારે જ્વરનું વિષ રસ અને રક્તધાતુમાં જઈ તે ધાતુઓ ક્ષીણ કરે છે ત્યારે કામધેનુ રસ આપવો જોઈએ. સંતત એટલે એકસરખો આવનાર તાવમાં ત્રીજે કે ચોથે દિવસે જ્વરના વિષની ધાતુપર અસર થવા માંડે છે. આખા શરીરમાં જડતા, ખાસ કરીને પેટમાં જડતા, ઊબકા, મોંમાં પાણી છૂટવું, અંગો ગળવાં, વધારે ગમગીની, ઊલટીમાં ગળ્યું પાણી નીકળવું, અરુચિ, મલિન અને દીન ચહેરો વગેરે લક્ષણો હોય ત્યારે કામધેનું રસ આપવો જોઇએ.

મહિનાઓ સુધી આવ્યા કરનાર સતત જ્વરની અસર રક્તધાતુ પર થાય છે. પછી દાહ, ચીકાશ, બેચેની, મનમાં જુદા જુદા વિચારો આવી મગજ ઘૂમ થઇ જવું, કડવી અને ખાટી ઊલટી, ભ્રમ, શરીર પર ફોલ્લીઓ નીકળવી, દાહ, તૃષા, કાંઇક લવારો એટલે કે બબડ્યા કરવું, દીનવાણી, ચિંતાતુર સ્વભાવ વગેરે વગેરે લક્ષણો હોય ત્યારે આ કામધેનુ રસ આપવો જોઈએ.

વારંવાર ખૂબ પ્રમાણમાં પીળો પેશાબ થવો, તરસ, આખા શરીરમાં દાહ, શરીર પર ચીકાશ, ચીકણો પરસેવો, બગલ વગેરે ભાગોમાંથી દુર્ગંધ મારવી વગેરે લક્ષણોવાળા પિત્તપ્રધાન પ્રમેહોમાં જાંબુના અવલેહ કે શિલાજિત સાથે આ રસ આપવો જોઇએ.

અધોગત રક્તપિત્ત અથવા રક્તાર્શ બંને રોગોમાં રક્તધાતુ ક્ષીણ થઈ દાહ, દીનતા, તરસ, ભ્રમ, ગભરામણ વગેરે લક્ષણો થાય ત્યારે કામધેનુ રસ આપવો જોઇએ.

આમાશયની અશક્તિને લીધે આમાશય-પિત્તની ઉત્પત્તિમાં પૂરતું લોહી ન જવાથી પિત્ત બરોબર અને યોગ્ય ગુણવાળું બનતું નથી. એટલે પિત્તના કેટલાક ગુણો વધી જઇ અમ્લપિત્ત રોગ થાય છે. અન્નનો વિદાહ, ખોરાક ન પચવો, આમાશયમાં ખોરાક લાંબા વખત સુધી પડી રહેવો, તેથી પેટનું ભારેપણું, મોંમાં વારંવાર પાણી છૂટયા કરવું, મોં બેસ્વાદ થઈ જવું, ગભરામણ, બેચેની, મનની અસ્થિરતા, ખાધેલું અન્ન કેટલીકવાર પાણી જેવું, ગંધાતું અને કલેદવાળું થઇ જાય, એવા અમ્લપિત્તમાં કામધેનુ રસ આપવો જોઇએ. પથ્યમાં હલકો ખોરાક, ફળના રસ વગેરે લેવું જોઈએ. (ઔ. ગુ. ધ. શા. ને આધારે)

## (૧૭૩) બાલચંદ્ર રસ

વિધિ—સુવર્ણભસ્મ (અભાવે સોનાનાં વરક) ૧ તોલા, સોનાગેરુ ૩ તોલા અને મોતીપિષ્ટિ ૧૨ તોલા લેવી. પછી ત્રણેને મેળવી સારી રીતે ખરલ કરી લેવાં.

(ર. યો. સા.)

**માત્રા**—૧-૧ રતી દિવસમાં ૨-૪ વાર સાકર અને માખણ, ગળોસત્ત્વ, દાડમનું શરબત, દાડિમાવલેહ અથવા વાસાવલેહ સાથે આપવું.

**ઉપયોગ**—આ રસ ક્ષયમાં થનારી ખીલટી, ઊબકા, અતિસાર, અરુચિ, શ્વાસ લેવામાં અડચણ, સળેખમ, સુકકી ખાંસી, શ્વાસ અને રક્તપિત્ત વગેરે ઉપદ્રવો મટાડે છે. તેમજ કૃત્રિમ વિષ અને દૂષી વિષજન્ય દાહ વગેરેનું શમન કરે છે.

આ રસ લોહીમાં રહેલા જંતુઓ અને વિષનો નાશ કરે છે, મસ્તિષ્ક અને વાતવાહિનીઓ પર શામક અસર કરે છે, હૃદયને બળવાન બનાવે છે અને આમાશય, આંતરડા વગેરે પચનેન્દ્રિય સંસ્થામાં ઉત્પન્ન થયેલ સેન્દ્રિય વિષની વિકૃતિનો નાશ કરી અતિસાર, અરુચિ, ઊબકા વગેરે મટાડે છે.

## (૧૭૪) યોગેન્દ્ર રસ

**વિધિ**—રસસિંદૂર ૨ તોલા, સુવર્ણભસ્મ, કાંતલોહભસ્મ, અભ્રકભસ્મ, મોતીપિષ્ટિ અને બંગભસ્મ ૧-૧ તોલો લઈ બધાંને વિધિપૂર્વક મેળવી, ૩ દિવસ કુંવારના રસમાં ખરલ કરી ગોળો વાળવો. પછી તેને એરંડાના પાનમાં લપેટી, કાચા સૂતરથી બાંધી, ત્રણ દિવસ અનાજના ઢગલામાં દબાવી રાખવો. બાદ બહાર કાઢી ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ વાળી છાંયડે સૂકવી લેવી. (ભૈ. ૨.)

**માત્રા**—૧ થી ૨ ગોળી રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

**ઉપયોગ**—આ રસના સેવનથી વાતજ અને પિત્તજ રોગો—પ્રમેહ, બહુમૂત્ર, મૂત્રાઘાત, અપસ્માર, ભગંદર, ગુદરોગ, ઉન્માદ, મૂર્છા, રાજયક્ષ્મા, પક્ષાઘાત, ઇન્દ્રિયોની નબળાઈ, શૂળ અને અમ્લપિત્ત વગેરે બધા રોગોનો સંપૂર્ણ નાશ થાય છે. ત્રિફળાના સ્વરસ અથવા સાકર સાથે અથવા ચ્યવનપ્રાશ અવલેહ સાથે આ રસ આપવાથી તંદુરસ્ત મનુષ્ય કામદેવ જેવો તેજસ્વી બને છે. નબળા માણસોને એક એક રતી ગાયના દૂધ સાથે આપવું જોઇએ. જૂના વાતરોગ, અપસ્માર, ઉન્માદ, હિસ્ટીરિયા વગેરે રોગોમાં સારસ્વતારિષ્ટ કે ધમાસો, બ્રાહ્મી અને જટામાંસીના કવાથ સાથે આ આપવું જોઈએ.

આ રસ આયુર્વેદિક ઔષધિઓમાં એક ઉત્કૃષ્ટ અને વીર્યવાન ઔષધિ છે. ખાસ કરીને હૃદય, મસ્તિષ્ક, વાતવહ નાડીઓ, મન અને રક્ત પર અસર કરે છે, તેમજ પરંપરા અનુસાર પચનસંસ્થા અને મૂત્રસંસ્થા પર પણ અસર કરે છે. આ રસના સેવનથી વાતવહ નાડીઓ બળવાન બને છે. એટલે જૂના વાતરોગ સાથે પિત્તપ્રકોપજન્ય દાહ, બેચેની, ઊંઘ ન આવવી, મોં આવવું, અપચો વગેરે લક્ષણો હોય ત્યારે આ રસ ખાસ ફાયદો કરે છે. એટલા માટે જૂના વાતરોગ, અપસ્માર, ઉન્માદ, નિદ્રાનાશ વગેરે રોગોમાં આ રસ નિર્ભયતાથી આપી શકાય છે.

આ રસમાં હૃદ્ય ગુણ હોવાથી હૃદય બળવાન બને છે અને હૃદયની સંકોચ-વિકાસની ક્રિયા નિયમિત થવાથી સ્પંદનની સંખ્યા ઘટે છે. આ રસ લોહીમાં રહેલા વિષ અને જંતુઓનો નાશ કરી રક્તાણુઓ વધારે છે, એટલે આ રસથી રોગનું શમન થવા ઉપરાંત શક્તિ વધે છે.

આ રસના સેવનથી પચનેન્દ્રિય બળવાન થવાથી મૂત્રસંસ્થાના પ્રમેહ વગેરે રોગો મટે છે, વીર્ય શુદ્ધ અને ગાઢું થાય છે, કામોત્તેજના વધે છે અને શરીર તેજસ્વી અને દિવ્ય બની જાય છે. મૂત્રસંસ્થાના રોગો પર આ રસ શિલાજિત સાથે આપવો જોઈએ.

બહુ સંભોગથી ઉત્પન્ન થયેલા ક્ષયરોગની પહેલી અને બીજી અવસ્થામાં જ્યારે દાહ થતો હોય, વીર્ય પાતળું પડી ગયું હોય, સ્વપ્નદોષ થયા કરતો હોય, શિથિલતા અને બેચેની લાગતી હોય ત્યારે આ યોગેન્દ્ર રસ આપવાથી ક્ષયના જંતુઓનો નાશ થાય છે, દાહનું શમન થાય છે અને વીર્ય દૃઢ બને છે. પછીથી નબળાઈ અને બેચેની પણ દૂર થાય છે.

પક્ષાઘાત ખાસ કરીને રક્તવાહિનીઓ અને વાતવાહિનીઓની વિકૃતિથી થાય છે. આ રોગનાં કારણોમાં લોહીનું દબાણ વધવું, માથામાંની રક્તવાહિની ફાટવી, ધમની કે શિરાઓમાં શલ્ય આવી જવું અને શલ્ય ઉત્પન્ન થવું, સંજ્ઞાવાહી વાત-કેન્દ્રસ્થાન પર આઘાત થવો, માથાનું હાડકું ભાંગવું, આજ્ઞાવાહિનીઓના વ્યાપાર-માં વિકૃતિ થવી અને એના માર્ગમાં અર્બુદ થવું વગેરે ઘણાં છે. આ પક્ષાઘાતની તીવ્ર અવસ્થામાં આ રસ વપરાતો નથી. પણ તીવ્ર અવસ્થા પૂરી થયા પછી ફરી ઊથલો ન મારે એટલા માટે વાતશામક, બૃંહણ, જીવનીય અને રસાયન ગુણ-વાળી ઔષધિ આપવી જોઈએ. આ માટે એકાંગવીર અને યોગેન્દ્ર રસ બંને મહત્ત્વના છે. આમાંથી જે વધારે તીક્ષ્ણ ઔષધિઓ સહન કરી શકે છે તેવા વાતપ્રધાન અને વાતકફપ્રધાન પ્રકૃતિવાળાને એકાંગવીર અપાય છે, અને પિત્ત-પ્રધાન અને વાતપિત્તપ્રધાન પ્રકૃતિવાળાને યોગેન્દ્ર રસ આપવો જોઈએ. આ રસ બહુ દિવ્ય ઔષધિ છે. અર્ધાંગવાત મારફ હાથ–પગ, કમરની નીચેનો ભાગ કે અર્ધો ચહેરો આ ભાગો પર પક્ષાઘાતની અસર થઈ હોય તો તેના પર પણ આ રસ આપવો હિતકર છે. આ રસ સાથે માંસપેશીઓને કાર્ય કરતી બનાવવા માટે નારાયણ તેલ ધીરેથી માલિસ કરાવવું જોઈએ. પક્ષાઘાત બહુ જૂનો થઈ ગયા પછી દવાઓથી કાંઈ ફાયદો થતો નથી.

લોહીમાં વિષની વૃદ્ધિ થઈ મસ્તિષ્કમાં વિકૃતિ થવાથી અપસ્માર અને ઉન્માદ રોગો ઉત્પન્ન થાય છે. આ બંને રોગો પર સ્મૃતિસાગર, ઉન્માદગજકેસરી અને ભૂતભૈરવ રસ લાભદાયક છે. પરંતુ પિત્તપ્રધાન પ્રકૃતિવાળા કેટલાક પુરુષો અને

સગર્ભા, સુવાવડી અને નાનાં બચ્ચાંની મા વગેરે નાજુક સ્વભાવવાળી સ્ત્રીઓથી તામ્રભસ્મ, હરતાલ, મનઃશિલ વગેરે ઉગ્ર ઔષધિઓ સહન થતી નથી. તેવા રોગીઓને રક્તનું પ્રસાદન કરનાર બૃંહણ અને જીવનીય ગુણવાળી પરંતુ શીતળ ઔષધિ આપવી જોઈએ. આ બધા ગુણો યોગેન્દ્ર રસમાં હોવાથી તે સારો ફાયદો કરે છે.

ટૂંકમાં આ રસ ઘણા મહાન રોગોની અદ્વિતીય ઔષધિ છે. જે રોગ બીજી ઔષધિઓ લાંબો વખત લેવા છતાં પણ ન મટતો હોય, તે આ રસના સેવનથી થોડા જ દિવસમાં મટી જાય છે.

## (૧૭૫) ચતુર્મુખ રસ

વિધિ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, લોહભસ્મ અને અભ્રકભસ્મ ૪–૪ તોલા અને સુવર્ણભસ્મ ૧ તોલો લેવી. બધાને વિધિપૂર્વક મેળવી ૭ દિવસ કુંવારના રસમાં ખરલ કરવું. પછી સૂંઠ, હરડે અને સાટોડીનો કવાથ, કૌવચનાં બી અને લવિંગનો કવાથ અને ચિત્રકમૂળ અને પદ્મકનો કવાથ આ ત્રણ કવાથોની અનુક્રમે ૩–૩ ભાવના આપી, તેનો ગોળો વાળી, ઉપર એરંડાનાં પાન લપેટી, અનાજ-ઢગલામાં ૩ દિવસ દબાવી મૂકવો. પછીથી ગોળો બહાર કાઢી, ચિત્રકમૂળ અને પદ્મકના કવાથમાં ૬ કલાક ઘૂંટી ૦ાા–૦ાા રતીની ગોળીઓ વાળવી.

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર ત્રિફળા અને મધ સાથે આપવી.

ઉપયોગ—આ ચતુર્મુખ રસ શ્રી બ્રહ્મદેવે ક્ષય મટાડવા માટે બનાવ્યો છે. આ રસને અગ્નિ પ્રદીપ્ત કરનાર, પાચક, બળ આપનાર, રસાયન અને પૌષ્ટિક ઔષધિઓની ભાવના આપવાથી પ્રમેહ અને મંદાગ્નિ મટાડે છે.

ચતુર્મુખ રસ અને સુવર્ણયુક્ત લક્ષ્મીવિલાસ રસ બંને ક્ષયમાં ઉપયોગી બળવાન ઔષધિઓ છે. આમાં તાવ મર્યાદિત હોય ત્યારે લક્ષ્મીવિલાસ અપાય છે. પરંતુ ચતુર્મુખ રસ આપવામાં તાવ ગમે તેટલો વધ્યો હોય કે ઘટ્યો હોય તે જોવાની જરૂર નથી. બંને રસોમાં ક્ષયના જંતુઓને મારનાર સુવર્ણ અને ધાતુ-પરિપોષણ ક્રમને વ્યવસ્થિત કરનાર અભ્રકભસ્મ મુખ્ય છે. તેમજ લોહ વગેરે શક્તિ આપનાર ધાતુઓ પણ આ રસમાં આવે છે. લક્ષ્મીવિલાસમાં રસસિંદૂરનું પ્રમાણ બહુ વધારે છે. જ્યારે ચતુર્મુખ રસમાં કજ્જલી થોડા પ્રમાણમાં છે. ચતુ-ર્મુખમાં સુવર્ણ પણ લક્ષ્મીવિલાસ કરતાં કાંઈક ઓછું છે. આ રીતે બનાવટમાં ફેર પડવાથી લક્ષ્મીવિલાસ કફસ્થાન એટલે કે છાતી અને શ્વાસવાહિની વગેરે અવયવો પર અસર કરે છે, અને ચતુર્મુખ આમાશય, ગ્રહણી, નાનાં અને મોટાં આંતરડાં વગેરે પાચન અવયવો પર અસર કરે છે. એટલે જો રોગ ફેફસાંમાંથી શરૂ થયો હોય તો લક્ષ્મીવિલાસ અને પાચનસંસ્થામાંથી શરૂ થયો હોય તો ચતુ-

મુ'ખ આપવો લાભદાયક છે. એટલે કે ક્ષયના જંતુઓથી ઉત્પન્ન થયેલ સેન્દ્રિય વિષથી પહેલા નાના અને મોટા આંતરડા દૂષિત થયા હોય ત્યારે ચતુર્મુખ રસ સારું કામ કરે છે. આ રસનો મુખ્ય ગુણ શકિત આપવાનો છે. બહારથી રોગી મજબૂત દેખાતો હોય, અશકિતનું કોઈ પણ ચિહ્ન ન દેખાતું હોય પણ અંદરથી શક્તિ ધીમેધીમે ઘટતી જતી હોય, ત્યારે ચતુર્મુખ રસ સારી રીતે કામ કરે છે.

જૂનો અપચો એટલે કે સહેજ ખાતા પેટમાં આફરો આવી જાય, સ્નિગ્ધ, જડ ખોરાક કે કઠોળ ખાનાં પચે નહિ, જમ્યા પછી પેટ ભારે થઇ જવું, જેમ ઘોડિયામાં કોઈ ચીજ નાખીએ અને નીચે બેસી જાય તેમ અનાજ ખાતા આમાશયમાં નીચે બેસી જવું, પેટમાં ખોરાક જતાં ઇચ્છા ન થવી, મોંમાં પાણી છૂટવું, અરુચિ, પેટમાં સહેજ ખોરાક જતાં ધીમીધીમી ચૂંક આવવી, ખોરાક લાંબો વખત જેમ ને તેમ પેટમાં પડી રહેવો, ૨૪ કલાકમાં એકાદવાર માત્ર ખાવા પૂરતું જ સહેજ ખાવું, પૂરા બે કોળિયા પણ સારી રીતે ન લેવાય વગેરે લક્ષણો થાય ત્યારે મન બહુ નબળું પડી જાય છે. સહેજ પણ આઘાત સહન નથી થતો અને જરા પણ સહનશીલતા રહેતી નથી. તેમજ શરીર, બળ અને અગ્નિ ક્ષીણ થવા માંડે છે. આ કારણથી રસધાતુ બરાબર ઉત્પન્ન થતી નથી. પરિણામે રક્ત, માંસ વગેરે ધાતુઓ પણ ક્ષીણ થાય છે. આવી સ્થિતિમાં ત્રિફળા અને મધ સાથે આ રસ આપવો જોઈએ.

આ રીતે પક્વાશય પર અપચાની અસર થઈ અન્નરસનું શોષણ સારી રીતે થતું નથી અને પક્વાશય શિથિલ થઈ જાય છે. એની અંદરની ચામડીમાં લોહી પૂરતા પ્રમાણમાં મળતું નથી. આથી સાર અને કિટ્ટ જુદા કરવાનું કામ સારી રીતે થતું નથી. તેમજ રસના વહનનું કાર્ય પણ સારી રીતે થતું નથી. આને લીધે પક્વાશયની પાસેના પ્રદેશની રસવાહિનીઓ ફૂલે છે અને એના સંબંધવાળી નાની નાની ગ્રંથિઓ પણ ફૂલી જાય છે. આથી ખોરાક તરફ ભાવ રહેતો નથી, આખું પેટ ભારે થઇ જાય છે, પેટમાં એક જાતની તૃપ્તિ રહે છે, વારંવાર ઊબકા, અરુચિ, પેટમાં દરદ, ઝીણો તાવ, કોઇ કોઈવાર ભૂખ જેવું લાગવું, પણ સહેજ ખાતાવારમાં ભૂખ મટી જવી, વગેરે લક્ષણો થાય છે. આથી ખોરાક લઈ શકાતો નથી, પછી સહેજ કાચા ફીણવાળા સફેદ ગંધાતા ઝાડા થાય છે અને વખત જતાં જેટલા કેટલાકને અતિસાર થાય છે. આ રોગ પિત્તની વિકૃતિથી ઉત્પન્ન થાય છે. આથી અતિસાર થાય છે. યકૃત અશક્ત થાય છે, એથી પિત્ત પૂરતા પ્રમાણમાં ઉત્પન્ન થતું નથી. પરિણામે રોગી નિસ્તેજ, દીન વાણી અને ક્ષીણ ઓજવાળો અને નિર્માલ્ય લાગે છે. આવી સ્થિતિમાં ચતુર્મુખ રસ સારું કામ કરે છે.

મોટા આંતરડાનો ઉન્ડુક ( Coceum ) ભાગ અશક્ત થઈ જવાથી ખોરાક

પર પિત્તની અસર થઇ બનેલો સારભાગ મોટા આંતરડાના આરોહીભાગ ( Ascending colon )મા બરોબર ફેકાતો નથી. આ આરોહીભાગમા અન્નાશને ઉપર અને નીચે ફેકવાની ક્રિયા થયા કરે છે આ બને ક્રિયાઓ ખાસ કરીને નાના આતરડાની ક્રિયા પર આધાર રાખે છે. આ બને કાર્યો ધીમા પડવાથી અને અન્નાંશનું બરોબર શોષણ ન થવાથી અન્નાશ જેવો ને તેવો નાના આતરડામા પડી રહે છે. આ રીતે રોજ અન્નાશ પડી રહેવાથી અને પક્વાશયમા પાચક તત્ત્વ ઘટવાથી ખોરાક સારી રીતે પચતો નથી આથી અન્ન વિકૃત થવા માંડે છે અને તેથી જુદીજુદી જાતના રોગો ઉત્પન્ન થાય છે. આ જૂની કબજિયાત બહુ ત્રાસ આપનાર છે. એમા પેટમા હમેશા વાયુ ભરાઇ રહે છે, પેટ સાફ આવતુ નથી, અપાનવાયુનું કાર્ય સારી રીતે ન થવાથી કિટ્ટભાગ પૂરેપૂરો અને બરોબર બહાર નીકળતો નથી, રોગી હમેશા ઉદાસીન અને બેચેન રહે છે, અને મન તદ્દન નબળુ અને ઉત્સાહ વગરનુ બની જાય છે આવી સ્થિતિમા નાના આતરડાને શક્તિ આપી આતરડાની ઉત્સર્ગક્રિયા, પાચનક્રિયા અને સંશોષણ ક્રિયાને સુધારવાનુ કામ આ ચતુર્મુખ રસથી સહેલાઇથી થાય છે

આ રસથી ઇન્દ્રિયસમૂહને શક્તિ મળે છે અને અશક્તિ નાશ પામે છે, અને અન્ન સડતુ અટકી જાય છે ખાસ કરીને કફપ્રધાન અને કફપિત્તપ્રધાન લક્ષણો થાય ત્યારે આ રસ વધારે વપરાય છે જો વાતપ્રધાન લક્ષણો હોય તો આરોગ્યવર્ધિની આપવી જોઈએ

ધાતુઓના જુદાજુદા ક્ષયમા ધાતુપરિપોષણક્રમ ક્ષીણ થઈ જાય છે. આ ક્ષીણતા આ રસના સેવનથી સરલતાએ દૂર થાય છે પાચનઇન્દ્રિય ક્ષીણ થવાથી પાચક પિત્તમા ક્ષીણતા આવે છે અને તેથી અન્નરસ બરોબર બનતો નથી. આ રીતે રસની ક્ષીણતા થવાથી રક્ત પણ પૂરતા પ્રમાણમા અને સારુ બનતુ નથી. આથી તે પછીની ધાતુઓ અને શરીરના અવયવોને એક જાતનો અપવાસ કરવો પડે છે અને એથી ક્ષીણતા આવી જાય છે. રોગી કૃશ, દીન અને નગરો પડી જાય છે આ સ્થિતિમાં તાવ આવે જ એવો નિયમ નથી. આ જાતના ધાતુઓના ક્ષયમા ચતુર્મુખ રસ સારુ કામ કરે છે.

ઉપલા કારણોથી ખોરાક ન પચવાથી થનારા અતિસારમા આ રસ વપરાય છે. આ અતિસારમા સફેદ અને ફીણવાળા ઝાડામાં કેટલીક વાર તદ્દન કાચુ અનાજ જ નીકળે છે. આ સાથે ઊલટી પણ થાય છે ઊલટીમા ખટાશ કે કડવાશ હોતી નથી. ખોરાક જ જેવો ને તેવો બહાર નીકળે છે.

ચતુર્મુખ રસ ક્ષયરોગની ઉત્તમ ઔષધિ છે. આ રસમા સુવર્ણનુ પ્રમાણ ઓછુ છે. તો પણ કોઇકવાર આ રસ આપવાની શરૂઆત કરતા તાવ વધવો

માંડે છે. એમ બને તો આ રસ કેટલોક વખત બંધ રાખવો જોઇએ, અથવા તો માત્રા એકદમ ઓછી કરવી જોઇએ. ક્ષયની શંકા પડે તેમજ આંખો, છાતી, પાંસળીઓ વગેરેમાં બળતરા, બેચેની, શરીરમાં ફાટ, શરીર સહેજ તપેલું રહેવું વગેરે લક્ષણો થાય ત્યારે ચતુર્મુખ રસ તદ્દન ઓછી માત્રામાં શરૂ કરવો જોઇએ. આ સ્થિતિમાં પ્રવાલભસ્મ પણ સારી અસર કરે છે. પણ પિત્ત વધારે હોય તો પ્રવાલભસ્મ આપવી જોઇએ અને કફ વધી સ્રોતો રોધાયા હોય તો ચતુર્મુખ રસ આપવો જોઇએ. આ રસ આપવામાં બીજું ખાસ લક્ષણ ક્ષીણતા હોવી જોઇએ એ છે. આંતરઇન્દ્રિયની ક્ષીણતા હોવી, રોગી અશક્ત લાગવો, આ લક્ષણ ખાસ હોય તેવી ક્ષયની શરૂઆતની અવસ્થામાં આ રસ આપવાથી લાંબાં અનિષ્ટો ઉત્પન્ન જ થતાં નથી.

ક્ષયરોગની પછીની અવસ્થાઓમાં ક્ષીણતા ખાસ લક્ષણ હોય અને તેથી સ્વરભેદ, તાવ બહુ વધારે ન હોય, બધાં અંગો ક્ષીણ થઇ જવાં, દાહ ઓછો હોવા છતાં પણ સહન ન થવો, ઝાડા પાતળા અને વધુ થવા, ઝાડા દિવસમાં એક બે વાર જ થાય, બહુ દુઃખ પણ ન થાય, પણ દરવખતે શક્તિ ઘટતી જવી, ખોરાકની ઇચ્છા ન થવી, ખાસ કરીને જડ અને શીતગુણવાળા ખોરાક (દાળ–ભાત) ની ઇચ્છા ન થવી, થોડું ખાવા છતાં પેટમાં ખોરાક જતાં ભારેપણું લાગવું, થોડું ખાતાં પણ ઠીક ન લાગવું, સૂકી અને કફવાળી ખાંસી થવી, ખાંસીનો અવાજ ઊંડાણમાંથી આવવો, દરેક વખતે ક્ષીણતા વધતી જવી, બોલતી વખતે ગળામાં કફ ચોંટેલો હોય તેવો અવાજ નીકળવો, અશક્તિ એટલી બધી કે એક અક્ષર પણ બોલી નહિ શકાય એવું લાગવું, એકાદ શબ્દ બોલતાં પણ જોર પડવું, હાથ–પગ હલાવવાની શક્તિ પણ ન રહેવી, આખું શરીર શિથિલ થઇ જવું વગેરે લક્ષણો થાય છે. આવી સ્થિતિમાં ચતુર્મુખ રસથી સારી અસર થયાના ઘણા દાખલા મળી આવે છે.

લોહીમાં રાતા કણો ઓછા થઇ જવાથી ખાસ કરીને મનને શ્રમ પડે ત્યારે આ રસ સારું કામ કરે છે. આમાં પણ ક્ષીણતા તો હોવી જોઇએ. આ પાંડુતામાં રોગી એટલો બધો અશક્ત થઇ જાય છે કે બોલતા પણ અડચણ પડે છે, ઘાંટો બેસી જાય છે અને બધી ઇન્દ્રિયો ક્ષીણ થઇ જાય છે. આ સ્થિતિમાં તાવ હોય તો આ રસને બદલે પ્રવાલ, શૃંગ, શુક્તિ, લોહ અને સુવર્ણમાક્ષિકભસ્મ વધારે વપરાય છે. પણ તાવ ન હોય અને અશક્તિ ખાસ હોય ત્યારે આ રસ ખાસ અપાય છે.

એક જ જગ્યાએ બેસી રહેવાની ટેવવાળા અને કાંઇ પણ મહેનત નહિ કરનારા, સ્નિગ્ધ ખોરાક ખાઇ સૂઇ જનારા, હદથી વધારે માસ કે ભારે ખોરાક

ખાનારા, પાચનશક્તિ તરફ ધ્યાન ન રાખનારા, બહુ મીઠા પદાર્થો ખાનારા, બહુ માછલાં ખાનારા અને પાચનશક્તિ ઘટી ગઇ હોય તેવા અજીર્ણવાળા માણુસો ખોરાક લે ત્યારે તેવાઓને પ્રમેહરોગ ઉત્પન્ન થાય છે. આ રોગમાં મૂળ મંદાગ્નિ અને તેથી થતો અપચો મુખ્ય કારણો છે. આ રોગમાં વારંવાર ખૂબ પેશાબ થાય છે, તરસ વધારે લાગે છે, ખોટી ભૂખ લાગે છે, હાથ-પગમાં બળતરા થાય છે, શરીરે વારંવાર પરસેવો થાય છે, પરસેવામાંથી એક જાતની દુર્ગંધ મારે છે અને ઝાડો ઓછો થાય છે. આવાં લક્ષણોવાળા પ્રમેહમાં પહેલાં થોડા દિવસ ઉપવાસ કરાવી પછી આ ચતુર્મુખ રસ આપવો જોઇએ. (**ઔ.ગુ.ધ.શા ને આધારે.**)

# ગુટિકા પ્રકરણ

એક અથવા એકથી વધારે ઔષધિઓનું બારીક ચૂર્ણ કરી પાણી, દૂધ અને વનસ્પતિઓનો સ્વરસ, કવાથ, મધ, ગોળ, કે સાકરની ચાસણીમાં મેળવી, સારી રીતે ખરલ કરી ગોળીઓ વાળવામાં આવે છે, એને ગુટિકા કહે છે. ગુટિકામાં આકાર અને માપના ભેદથી ગુટિકા, વટિકા, વટી (મોટી), મોદક (લાડુ), પિંડી (મૂઠિયાં), વર્તિ (બત્તી જેવાં આકારવાળી), ગુડ (ગોળો) અને સોગડી (શિખર આકારની ગોળી) એટલા પ્રકારો છે.

પાણી, દૂધ, સ્વરસ કે કવાથ વગેરેમાં ગોળીઓ વાળવી હોય તો ચૂર્ણ સારી રીતે પલળી જાય એટલો દ્રવ પદાર્થ મેળવી ખરલ કરી ગોળીઓ વાળવી જોઇએ.

જો ગોળીઓ વાળવામાં કોઇ ઔષધિના કવાથની ભાવના આપવી હોય તો કવાથની વસ્તુ ગોળીઓના ચૂર્ણ જેટલી લેવી અને આઠગણા પાણીમાં નાખી ઉકાળી ⅛ બાકી રહે ત્યારે ઉતારી ગાળી ભાવના આપવી.

સાકર અને ગોળ મોટે ભાગે ચાસણી કરીને મેળવવામાં આવે છે. અને શુદ્ધ ગૂગળ પાણીમાં ઉકાળી કે ઘી મેળવી ખાંડી ગોળીઓ બનાવાય છે.

જો સાકર મેળવવી હોય તો ચૂર્ણથી ચારગણી, ગોળ મેળવવો હોય તો બમણો, મધ મેળવવું હોય તો ચૂર્ણ જેટલું જ અને ગૂગળ મેળવવો હોય તોપણ ચૂર્ણ જેટલો જ મેળવવો જોઇએ.

જો ગૂગળનો પાક કરવો હોય, તો ગોળની માફક જ કરવો. પરંતુ જરા જાડો રાખવો, અને પાણીમાં નાખતાં ડૂબી જાય, આમ તેમ ફેલાઇ ન જાય એવો બનાવી ઔષધિઓના ચૂર્ણ સાથે મેળવવો. જો પાક ન કરવો હોય તો ઔષધિઓના ચૂર્ણ અને શુદ્ધ ગૂગળને મેળવી, થોડું થોડું ઘી નાખી, ખાંડણીમાં ખાંડી સારી રીતે મેળવી દેવું, અને પછી ગોળીઓ વાળી લેવી.

**સૂચના**—ગોળીઓ લેવામાં જો બહુ કઠણ ગોળી હોય તેને વાટી અનુપાન સાથે મેળવી લેવી જોઇએ. નહિ તો કઠણ ગોળી ઝાડા વાટે એવી ને એવી બહાર નીકળી જશે. આ ઉપરાંત ગોળીને વાટીને લેવાથી ફાયદો પણ જલદી થાય છે.

ભસ્મ અને રસાયન કરતાં કાષ્ઠાદિક વનસ્પતિઓમાંથી બનાવેલી ગોળીઓ ઘણું કરીને સૌમ્ય હોય છે. એટલે અશક્ત, નાજુક અને ઉષ્ણ પ્રકૃતિવાળા દરદીઓ માટે અને જૂનાં દરદોમાં એ બહુ ફાયદાકારક છે. જો કે ચૂર્ણ વગેરે ઘણી બનાવટો સૌમ્ય છે તોપણ એની માત્રા મોટી છે. ગોળીની માત્રા ઓછી છે અને તેને ગળી જવાથી તેના બેસ્વાદ કે કડવાશથી કંટાળો પણ આવતો નથી; એટલા માટે બાળકો, સ્ત્રીઓ અને નાજુક પ્રકૃતિવાળા પુરુષો સહેલાઇથી એ લઇ શકે છે.

ગોળીઓથી નુકસાન થવાનો ભય ન હોવાથી સામાન્ય જ્ઞાન ધરાવનાર વૈદ્ય પણ નિર્ભયતાથી વાપરી શકે છે.

ગૂગળ અને બીજી ઘણી જાતની ગોળીઓ તાત્કાલિક ફાયદો ન કરતાં ધીમે-ધીમે સ્થિર ફાયદો કરે છે. એટલા માટે એવી ઔષધિઓ પરહેજીપૂર્વક ધીરજથી લાંબો વખત લેવી જોઇએ.

કેટલીક જાતની ગોળીઓમાં વછનાગ, નેપાળો, ઝેરકોચલાં વગેરે વિષ મેળવેલાં હોય છે. આ ગોળીઓ તૈયાર કરતી વખતે 'શોધન' પ્રકરણમાં કહેલી વિધિ પ્રમાણે શુદ્ધ કરીને જ એ મેળવવાં જોઇએ. જો ઝેરી વસ્તુઓ શુદ્ધ કર્યા વગર મેળવવામાં આવશે તો દવા બહુ ઉગ્ર બનશે અને સેવન કરનાર પર તેના દોષોની અસર થશે.

જે ગોળીઓમાં વછનાગ મેળવેલો હોય તે ઉગ્ર હોવાથી જરૂર હોય ત્યારે બહુ સાવચેતીથી થોડી માત્રામાં આપવી જોઇએ. કારણ કે વિષ મિશ્રિત ઉગ્ર ઔષધિ રોગ દબાવવામાં તરત ફાયદો કરતી હોવા છતાં જીવનીય શક્તિને નિર્બળ બનાવે છે, અથવા ઉત્તેજન પછી અવસાદક અસર કરે છે.

જે ગોળીઓ સૂર્યના તાપમાં સુકવવાનું લખ્યું હોય તેને સૂર્યના તાપમાં સુકવવી. બાકીની બધી ગોળીઓ છાંયડે સુકવવી.

ગોળીઓ વળી જાય એટલે ખુલ્લી હવામાં, છાંયડે, એનેમલના કે પથ્થરના વાસણમાં કે કલાઇવાળા થાળીમાં સુકવી સાવચેતીથી કાચની સારા ડાટાવાળી શીશીમાં ભરી લેવી.

લીંબુનો રસ કે બીજા ખાટા રસમાં બનાવેલી ગોળીઓ કલાઇવાળા વાસણમાં સુકવવાથી દૂષિત થઇ જાય છે. માટે તેવી ગોળીઓને માટી કે પથ્થરના વાસણમાં જ સુકવવી. અને જ્યાં સુધી ગોળીઓ સારી રીતે સુકાઇ ન જાય ત્યાં સુધી શીશીમાં ન ભરવી; નહિ તો થોડા જ દિવસમાં દુર્ગંધી નીકળવા માંડશે. તેમજ બરાબર સુકાઇ ગયા પછી ખુલ્લી પણ ન રાખી મૂકવી જોઇએ; નહિ તો સત્ત્વ ઓછું થઇ જશે.

ઘણી ગોળીઓમાં અફીણ વગેરે વિષ મેળવવામાં આવે છે. તેના ઉપયોગ માટે યોગ્ય રોગી અને વખત માટે 'આવશ્યક સૂચના' પ્રકરણમાં ટૂંકમાં સૂચનાઓ લખી છે. તો પણ ફરીથી અહીં ટૂંકમાં આપીએ છીએ.

મરડા કે ઝાડામાં જ્યાં સુધી સફેદ આમ પડતો હોય અથવા અંદરનો દૂષિત મળ નીકળી ન ગયો હોય ત્યાં સુધી અફીણવાળી દવા ન આપવી જોઇએ.

ઘણી દવાઓમાં નેપાળો મેળવવામાં આવે છે. તે વાપરતા પહેલાં તેને યોગ્ય રોગી, વખત અને માત્રાનો સારી રીતે વિચાર કરી લેવો જોઇએ. તેવી દવા બાળક, ગર્ભિણી સ્ત્રી, વૃદ્ધ, બહુ નિર્બળ, ક્ષયના રોગી, મુદતિયા તાવના રોગી

વગેરેને ન આપવી જોઇએ. જો કોઇને આપવી પડે તો સાવચેતીથી બહુ જ થોડી માત્રામાં આપવી.

ઝેરકોચલાં મેળવેલી ગોળીઓ એકીસાથે ૧૫ દિવસથી વધુ વખત ન આપવી. જો વધારે વખત આપવી હોય તો વચમાં વચમાં ૫–૭ દિવસ બંધ કરી આપવી. કારણ કે ઝેરકોચલું, ડીજીટાલીસ (Digitalis), સોમલ વગેરે ઘણી ઝેરી ચીજોનો અંશ આમાશયમાં સંચિત થયા કરે છે.

વછનાગવાળી દવા જ્યારે મૂત્રલ અસર વડે રોગનું કારણ મટાડવા આપવામાં આવે ત્યારે ત્રણથી વધારે દિવસ ન આપવી. કારણ કે વછનાગ શરૂઆતમાં મૂત્ર વધારે છે અને તેથી મૂત્રમાર્ગે સંચિત દોષો નીકળી જઇ ચોખ્ખા કૂવાના પાણી જેવો પેશાબ થાય છે. પરંતુ ત્રણ દિવસ પછી ફરીથી મૂત્રનો રંગ ધીમે ધીમે પીળો થતો જાય છે. તેમ છતાં પણ જો વછનાગવાળી દવા ચાલુ રાખવામાં આવશે તો ફાયદાને બદલે નુકસાન થશે.

## (૧) સંજીવની વટી

**વિધિ**—વાવડિંગ, સૂંઠ, પીપર, હરડે, બહેડાં, આમળાં, વજ, તાજી ગળો, ભિલામું અને શુદ્ધ કરેલો વછનાગ આ ૧૦ ચીજો સરખે ભાગે લેવી. પહેલાં વછનાગ, ભિલામા અને ગળોને મેળવી ૬ કલાક ઘૂંટવું. પછી બાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવી ગોમૂત્રમાં ૧૨ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (શા. સં.)

**સૂચના**—જો આ વટીમાં વછનાગ જેટલો શુદ્ધ હિંગળોક મેળવવામાં આવે તો આ વટી વધારે અસરકારક બને છે.

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૪ વાર આદાના રસ કે પાણી સાથે.

**ઉપયોગ**—જ્વર, અજીર્ણ, કૃમિ, ઊલટી, પેટમાં ચૂંક, કફ સાથેની ખાંસી, ગુલ્મ, કોલેરા, સર્પદંશ અને સન્નિપાત વગેરેમાં આ વટી ફાયદાકારક છે.

આ સંજીવની વટીમાં વછનાગ મેળવેલો છે. તેમાં સ્વેદલ અને જ્વરઘ્ન ગુણ હોવાથી આ વટીના સેવનથી શરીરની અંદર વધેલો દોષ પેશાબ અને પરસેવા વાટે બહાર નીકળી જાય છે અને આમનું શોષણ થાય છે. આ કારણને લીધે અજીર્ણ, સંગ્રહણી, અજીર્ણજન્ય જ્વર વગેરે રોગો મટે છે.

સ્થાવર અને જંગમ વિષ એક બીજાના વિરોધી હોવાથી વછનાગવાળી આ વટીથી સર્પદંશ પણ મટી જાય છે.

કેટલાક ચિકિત્સકો મોતીઝરા તાવ પર સંજીવની સફળતાપૂર્વક વાપરે છે. મોતીઝરાની પહેલીથી છેલ્લી અવસ્થા સુધી આ વટી અપાય છે. સવારસાંજ

પ્રવાલપિષ્ટિ મેળવીને અને બપોરે માત્ર પ્રવાલપિષ્ટિ આપતા રહેવાથી ૨૧ દિવસમાં જ્વરનું વિષ પરિપક્વ થઇ તાવ મટી જાય છે. જો વચમાં અપથ્યથી કે બીજા કોઇ કારણથી ઉપદ્રવ થાય તો તે પ્રમાણે ચિકિત્સા કરવી જોઇએ.

આયુર્વેદમાં સન્નિપાતની જુદીજુદી અવસ્થાઓમાં ફાયદો કરનારી ઔષધિઓનું વિવેચન કરેલું છે. આ ઔષધિઓમાં સંજીવનીને પણ સ્થાન મળેલું છે. જો કે આ સાધારણ ઔષધિ છે તોપણ જ્વરના વિષ અને આમને બાળવામાં એ બહુ ઉપયોગી સાબિત થઇ છે. કફની વૃદ્ધિ, ધીમોધીમો લવારો, બહુ બેચેની વગેરે લક્ષણોવાળા સન્નિપાત પર આ વટી વપરાય છે. અનુપાન તરીકે તુળસીનો રસ અપાય છે. જો સન્નિપાતમાં પેટમાં ભારેપણું, કઠોરતા અને કબજિયાત હોય તો પહેલાં વર્તિ (સપોઝિટરી) કે બસ્તિ અથવા વિરેચનની દવા આપી પેટ સાફ કરી લેવું જોઇએ. જંતુઓથી સડેલા ફળ કે વાસી કે સડેલું અન્ન ખાવાથી અપચો થાય છે. પછી પાતળા ઝાડા, પેટમાં શળ, પેટમાં ભાર વગેરે લક્ષણો થાય છે; તેમજ કોઇકને વિષૂચિકા પણ થઇ જાય છે. પછી વારંવાર પાતળા ઝાડા અને ઊલટીઓ થાય છે. આ બંને પ્રકારમાં સંજીવની વટી વપરાય છે. મંદ પ્રકોપમાં દિવસમાં ૩ વાર અને તીવ્ર અસર હોય ત્યારે ૧-૧ ગોળી ૧-૧ કે ૨-૨ કલાકે ૪-૫ વાર આપવાથી જંતુઓનો નાશ થાય છે, ઝાડો અને ઊલટી રોકાય છે, વાયુને શાંત કરે છે અને પાચનશક્તિ બળવાન બનાવી આમવિષને બાળી દે છે. અનુપાન તરીકે ડુંગળીનો રસ કે આદાનો રસ આપવો વધારે હિતકર છે.

અપચાથી થનાર વિષૂચિકા માફક જંતુજન્ય વિષૂચિકામાં પણ આ વટી વપરાય છે. જો વિષૂચિકાની પહેલી અવસ્થામાં એ આપવામાં આવે તો ફાયદો થઇ જાય છે.

વિષૂચિકામાં ઊલટી અને ઝાડા મારફતે જલઅંશ વધારે નીકળી જવા ઉપરાંત બહારનાં અંગ ઠંડાં હોવા છતાં કોઠાની ગરમી વધી જવાથી ઘણું કરીને પેશાબ ઉત્પન્ન થતો નથી. જો પેશાબ સાફ આવે તો વિષૂચિકામાં મોટે ભાગે આરામ થાય છે. આ સંજીવની વટીથી અંદરની ગરમીનું શમન થઈ પેશાબ ઉત્પન્ન કરવાનું કાર્ય થાય છે. અંદરની ગરમીનું શમન કરવાનો અને મૂત્રલ ગુણ વછનાગથી દેખાય છે.

આ ઔષધિમાં વછનાગ, ભિલામા, વજ અને સૂંઠ, મરી અને પીપર મેળવેલાં હોવાથી દીપન, પાચન અને વાતકફ હરવાનો ગુણ છે. અને તેથી આ ઔષધિ દૂષિત કફ અને આમનું શોષણ કરી શળ અને અજીર્ણને મટાડે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. તેમજ વાત અને કફપ્રધાન સન્નિપાતમાં દૂષિત કફનું શોષણ કરવું, કફને બહાર કાઢવામાં ઉત્તેજન આપવું અને શુદ્ધ કરવો, આ ત્રણે

કાર્ય કરે છે; તેથી કફપ્રધાન અને વાતકફપ્રધાન સન્નિપાતમાં સારી અસર બતાવે છે. કફયુકત કાસ અને શ્વાસ રોગમાં પણ એ ફાયદાકારક છે.

આ પ્રયોગમાં ત્રિફળા, વાવડિંગ, ગળો અને ગોમૂત્ર સહાયક રૂપે છે. ત્રિફળા રુચિકર અને મળશુદ્ધિ કરનાર છે. વાવડિંગ જંતુઘ્ન અને ગળો ત્રણે દોષોનું શમન કરનારી છે. તેમજ ગોમૂત્ર અગ્નિ પ્રદીપ્ત કરનાર, મળમૂત્રના અવરોધનો નાશ કરનાર અને કફઘ્ન છે. એટલે સાધારણ ઔષધિઓમાંથી બનવા છતાં પણ આ સંજીવની વટી દિવ્ય પ્રભાવશાળી સાબિત થઈ છે. એટલા માટે આ ઔષધિને 'અમૃતસંજીવની વટી' પણ કહે છે.

**સૂચના**—સૂકી ખાંસીવાળાને આ વટી ન આપવી, અને હૃદયરોગવાળાને સંભાળપૂર્વક આપવી.

## (૨) જ્વરારિ વટી

**વિધિ**—સોમલનાં ફૂલ સાથે તૈયાર કરેલી ફુલાવેલી લાલ ફટકડી ૧ ભાગ, પીપર અને મરી ૨–૨ ભાગ લેવા. બધાંને મેળવી, કુંવારના રસમાં ૬ કલાક ખરલ કરી, મગ જેવડી ગોળીઓ વાળવી. (ર. સા.)

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી બધી જાતના નવા તાવ, જીર્ણજ્વર અને વિષમજ્વરને મટાડે છે. માત્ર ૨–૪ દિવસમાં જ નવો તાવ ચાલ્યો જાય છે.

નવા સામાન્ય તાવ કે નવા વિષમજ્વરમાં જો કબજિયાત હોય અને આમાશય અને નાના આંતરડામાં જો અપક્વ અન્ન હોય તો વૃંદાચાર્યે કહેલા આરગ્વધાદિ કવાથ કે બીજી પેટ સાફ કરનાર અને આમનું પાચન કરનાર ઔષધિ આપવી જોઇએ અને દરદીને એક દિવસ લંઘન કરાવવું જોઇએ.

વિષમજ્વરમાં ઘણાથી કિવનીન સહન થતું નથી. કિવનીન આપવાથી પિત્તનો પ્રકોપ થઈ તાવ વધી જાય છે. પછી શરીરમાં ભારેપણું, ઊંઘનો નાશ, વારંવાર પેશાબ અને આળસ આવવું વગેરે લક્ષણો થાય છે. એવા રોગીઓ માટે આ વટી લાભદાયક છે.

કેટલાક દરદીઓને અયોગ્ય ઉપચાર થવાથી કે અપથ્યના સેવનથી લાંબો સમય તાવ છોડતો નથી; રોજ સાંજે ૯૯° કે તેથી વધારે ગરમી થઇ જાય છે, શરીર હાડપિંજર જેવું સુકકું અને નિસ્તેજ બની જાય છે, પાચનક્રિયા દૂષિત થઈ જાય છે, ઠંડી કે ગરમી સહન નથી થતી અને આખો દિવસ આળસ રહે છે. આવા રોગીઓને પરહેજી સાથે થોડા દિવસ આ વટી આપવાથી તાવ મટી જાય છે.

ફટકડીમાં વિષમજ્વરના જંતુઓનો નાશ કરવાનો ગુણ રહેલો છે. એની સાથે સોમલ મળવાથી એની શક્તિ ખૂબ વધી જાય છે. જો કે આ ઔષધિમાં સોમલનો મોટો ભાગ ઊડી જાય છે, તો પણ ફટકડી સોમલના યોગથી પ્રબળ જ્વરહર બની જાય છે. તાવમાં કાંઈક આમવિષ રહે છે અને અગ્નિ મંદ પડી જાય છે. માટે સોમલ અને મરીના સંયોગથી આમવિષને બાળવાનું અને અગ્નિને પ્રદીપ્ત કરવાનું કાર્ય થાય છે.

**સૂચના**—(૧) આ વટીમાં સોમલ હોવાથી માત્રા વધારે ન આપવી જોઈએ. (૨) જો દરદીનું યકૃત નબળું હોય તો થોડા દિવસ ગોળ, ઘી, ખાંડ અને તળેલા પદાર્થોનું સેવન ઓછું કરાવવું જોઈએ.

## (૩) પિત્તજ્વરાંતક વટી

**વિધિ**—અતિવિષની કળીનું ચૂર્ણ ૫ તોલા અને ફુલાવેલી ફટકડી રાા તોલા લેવી. બંનેને મેળવી, મધ સાથે ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી અને સોનાગેરુના ચૂર્ણમાં નાખતા જવી. સુકાઈ જાય એટલે શીશીમાં ભરી લેવી.

(આ. નિ. મા.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી પિત્તજ્વરમાં પરસેવો લાવી તાવ જલદી ઉતારે છે, પાતળા ઝાડાને બાંધે છે અને પિત્તના પ્રકોપનું શમન કરે છે.

## (૪) વિષમજ્વરાંતક વટી

**વિધિ**—શુદ્ધ કરેલા ધતૂરાનાં બી, રેવંચી અને બાવળનો ગુંદર સમભાગે લેવા. પહેલાં પહેલી અને બીજી વસ્તુનું બારીક ચૂર્ણ કરી, પછી અંદર ગુંદર મેળવી, ગોળી વાળવા જેટલું પાણી નાખી, મરી જેવડી ગોળીઓ વાળવી.

(શ્રી રામસ્વામીજી)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ વટી બધી જાતના વિષમજ્વરોને મટાડે છે. ૨–૩ વખત લેવાથી ચોથિયા તાવને પણ મટાડે છે. તાવનો વારો હોય ત્યારે ૪ કલાક પહેલાં એકવાર અને બે કલાક પહેલાં બીજીવાર આપવી. તાવ ન આવે તો તાવના વખત પછી ૧ કલાકે ત્રીજીવાર આપવી.

## (૫) ત્રિવૃદષ્ટક મોદક

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, વાવડિંગ અને આમળાં એ નવ ઔષધિઓ નવટાંક નવટાંક, નસોતર ૮ નવટાંક અને દંતીમૂળ ૨ નવટાંક લેવાં. બધાંને મેળવી બારીક ચૂર્ણ કરવું. બધા ચૂર્ણથી ૭ ગણી સાકરની ચાસણી કરી તેમાં ચૂર્ણ મેળવી દેવું. ગોળી વાળતી વખતે

એક નવટાંક સિંધવ અને ૨ નવટાંક મધ મેળવી ૩–૩ માસાની ગોળીઓ વાળવી. (સુ. સં.)

**માત્રા**—૧ થી ૨ ગોળી સવારમાં ઠંડા પાણી સાથે આપવી. જો પિત્ત-કફદોષ હોય તો દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ ઔષધિ ઉત્તમ રેચક અને વિષઘ્ન છે. મળમૂત્રની કબજિયાત, બસ્તિમાં શૂળ મારવી, પિત્તની વૃદ્ધિ થવાને લીધે થનારી તરસ, ઊલટી, દાહ અને શોષ તેમજ જ્વર, પાંડુરોગ વગેરે રોગો મટાડવામાં એ મદદ કરે છે.

## (૬) કસ્તૂર્યાદિ વટી

**વિધિ**—કસ્તૂરી ૪ રતી, કપૂર ૧ માસો, સેકેલી હિંગ ૧ માસો, શુદ્ધ અફીણ ૧ માસો અને ખોરાસાની અજમો ૪ માસા લેવો. બધાને ખરલમાં નાખી મધ સાથે ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. (ધન્વંતરિ)

**માત્રા**—ઉન્માદ અને ઊંઘના નાશમાં ૧–૧ ગોળી રાત્રે સૂતા પહેલાં બે કલાક પહેલાં પાણી સાથે અને સન્નિપાતમાં જરૂર હોય ત્યારે આપવી.

**ઉપયોગ**—આ વટી સન્નિપાત અને ઉન્માદ વગેરે રોગોમાં ઊંઘ લાવવા માટે બહુ ઉપયોગી છે. એ ઉન્માદના દોષને પણ દબાવે છે, તેમજ સન્નિપાતમાં જ્યારે દરદી વારંવાર ઊભો થઇ નાસવા માંડે છે ત્યારે આ વટી આપવાથી વિષ તરત શાંત થઇ જાય છે.

## (૭) કરંજાદિ વટી

**પહેલી વિધિ**—સેકેલાં કાકચનાં બીજ, ઇંદ્રવરણાનાં મૂળ, બનફશા, અતિવિષની કળી, ફુલાવેલી ફટકડી, પીપર, મોટી હરડે એ બધા સમાન ભાગે લઇ, ઝીણું ચૂર્ણ કરી, મધમાં મેળવી ચણા જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૨–૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી બધી જાતના નવા તાવ મટાડે છે. કબજિયાત અને બરોળની વૃદ્ધિ સાથેના જીર્ણજ્વરમાં એ હિતકર છે.

**બીજી વિધિ**—કાકચનાં બીજ, પિત્તપાપડો, કરિયાતું, અતિવિષા, ગળોનું સત્ત્વ, કડવાં પરવળ અને કડુ આ દરેક પાંચ પાંચ તોલા લઈ ઝીણું ચૂર્ણ કરવું. પછી કૂણા કે ભાંગરાના રસમાં ખરલ કરી ૪–૪ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે.

**ઉપયોગ**—આ વટી પિત્તકફજ્વર, ટાઢ વાઇ આવનારા તાવ અને બરોળ તથા યકૃત દોષોને પણ મટાડે છે. તાવ રોકવા માટે ૬ કલાક પહેલાં બબ્બે કલાકે ૩ વાર આ દવા આપવાથી તાવ રોકાઈ જાય છે.

## (૮) મધુરાંતક વટી

વિધિ—તુળશીનાં પાન ૨ તોલા, ગળોસત્ત્વ ૧ તોલો, લવિંગ, વાંસકપૂર, ધાણા, કાસનીનાં બી અને એલચી ૬–૬ માસા લેવી. બધાને એકઠું કરી બારીક ચૂર્ણ કરવું. પછી તેને તુળસીના રસમાં ખરલ કરી અડદ જેવડી ગોળીઓ વાળવી. (ર. સા.)

માત્રા—૨ થી ૪ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ ઔષધિ મધુરાના વિષને બહાર કાઢવામાં બહુ ઉપયોગી છે. મધુરામાં લક્ષ્મીનારાયણ રસની સાથે આ વટીનું સેવન કરાવવાથી જલદી ફાયદો થાય છે. તેમજ સગર્ભા સ્ત્રીઓનો તાવ ઉતારવામાં પણ આ નિર્ભયતાથી આપી શકાય છે.

## (૯) જયા વટી

વિધિ—શુદ્ધ વછનાગ, સૂંઠ, મરી, પીપર, હળદર, લીમડાના પાન, નાગરમોથ અને વાવડિંગ આ ૮ ઔષધિઓ સમભાગે લઈ, ખાંડી, બારીક ચૂર્ણ કરી, બકરાના મૂત્રમાં ૧૨ કલાક ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. (ર. સં.)

જયા અને જયંતી બંને વટીમાં 'રસયોગસાગર'ના કર્તાએ 'યોગમહાર્ણવ'ના આધારે શુદ્ધ ગંધક નાખવાનું લખ્યું છે. શુદ્ધ ગંધક નાખવાથી ગુણમાં વધારો થાય છે એવો એમનો અનુભવ છે.

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર આપવી.

ઉપયોગ—આ વટી અનુપાનભેદથી બધી જાતના તાવ, ખાંસી, બહુમૂત્રરોગ, પાંડુરોગ, શોથ, કુષ્ઠ, પ્રમેહ, અતિસાર, સંગ્રહણી, રક્તપિત્ત અને નેત્રરોગ વગેરે મટાડે છે. અનુપાન જયા અને જયંતીવટીનાં સરખાં છે. અનુપાનનું વર્ણન જયંતી વટીમાં કર્યું છે.

## (૧૦) જયંતી વટી

વિધિ—શુદ્ધ વછનાગ, મરી, પીપર, કાળીપાટ, આસન, વજ, તાલીસપત્ર અને લીમડાનાં પાન બધાંને સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરી બકરાના મૂત્રમાં ૧૨ કલાક ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. (ર. સં.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર આપવી.

ઉપયોગ—આ વટી અનુપાનભેદથી બધા રોગોને મટાડે છે. જયા અને જયંતી વટીનાં ગુણો અને અનુપાન સામાન્ય રીતે સરખાં જ ગણાય છે. એમાંથી ગમે તે એક આપી શકાય છે. કારણ આ બંનેમાં મુખ્ય ઔષધિ વછનાગ છે. એટલે વછનાગના ગુણોની પ્રધાનતા તો રહેશે જ. વછનાગ સ્વેદલ, મૂત્રલ, પીડાશામક અને વાયુના વેગનો નાશ કરનાર છે; નાડીનો વેગ, ઉષ્ણતા અને લોહીના

દબાણને ઘટાડે છે; અને તાવ, સન્નિપાત, શ્વાસ, કાસ, પ્રમેહ, સોજો શળ, અભિષ્યંદ, ઉદરરોગ, બરોળ, પાંડુરોગ, વ્રણ, કંઠમાળ, વિસર્પ વગેરે રોગોનો નાશ કરે છે. વછનાગમાં વાતપિત્તઘ્ન ગુણ હોવાથી જૂના સંધિવા અને શળમાં બહુ જ હિતકર છે. લેપ કરવાથી જામી ગયેલા લોહીને એ વિખેરી નાખે છે. તેથી વછનાગવાળો લેપ ગાંઠ, બદ, કંઠમાળ, વગેરે રોગો પર ફાયદાકારક છે. આ બધા રોગો પર આ ઔષધિ અસર કરે છે. જ્યારે પાતળા ઝાડા થતા હોય અથવા કફનો પ્રકોપ વધારે હોય અથવા અપચાથી આમાશયમાં આમ ભેગો થયો હોય, ત્યારે જ્યા વટી કરતાં જયંતી વટી વધારે હિતકર છે.

**અનુપાન**—(૧) પિત્તજ્વરમાં દૂધ. (૨) બધી જાતના ઠંડી વગરના તાવમાં સૂંઠ, મરી અને પીપર અને મધ. (૩) પિત્તજ્વરમાં ઘી. (૪) શીતજ્વરમાં ગોમૂત્ર. (૫) સન્નિપાતમાં આદુનો રસ અથવા મરી અને મધ. (૬) રક્તપિત્તમાં ચંદનનો કવાથ. (૭) કફયુક્ત ખાંસીમાં મધ. (૮) સોજો અને પાંડુરોગમાં દૂધ. (૯) મૂત્ર-કૃચ્છ્ર અને પથરીમાં ચોખાનું ધોવણ. (૧૦) કાકણકુષ્ઠમાં ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. (૧૧) સુરામેહમાં કેવડાનાં મૂળ ૮ માસા ઘસી તેની સાથે આપવી. (૧૨) મધુમેહમાં લોધર, નાગરમોથ, હરડે અને કાયફળનો કવાથ. (૧૩) ત્રિદોષજન્ય ગુલ્મમાં ગોળ અને ગરમ પાણી. (૧૪) ભગંદરમાં સૂંઠનું ચૂર્ણ. (૧૫) સંગ્રહણીમાં મઠો. (૧૬) રતાંધળાપણામાં ભાંગરાના રસ સાથે ઘસી આંખમાં આંજવી અને ભાંગરાના રસ સાથે ખાવી. (૧૭) આંખોનો સ્રાવ, માંસવૃદ્ધિ અને નેત્રરોગોમાં સ્ત્રીના ધાવણ સાથે ઘસી આંજવી. આ બંને વટીઓને ઘણા વૈદ્યો ઘણાં વર્ષોથી વાપરે છે. આ બંને વટીઓથી મુસાફરીમાં બહુ કામ નીકળી શકે છે.

## (૧૧) મરિચ્યાદિ ગુટિકા

**વિધિ**—મરી ૧ તોલો, લીંડી પીપર ૬ માસા, દાડમછાલ ૪ તોલા, ગોળ ૮ તોલા અને જવખાર ૬ માસા લેવો. બધાને ખાંડી ગોળની ચાસણીમાં મેળવી ૩–૩ રતીની ગોળીઓ વાળવી. (ચક્રદત્ત)

**માત્રા**—૨–૨ ગોળી દિવસમાં ૩–૪ વાર કોકરવરણા પાણી સાથે!

**ઉપયોગ**—કફયુક્ત ખાંસી બીજી દવાઓથી ન મટતી હોય અને જે મટવાની આશા ન રહી હોય, કફમાં દુર્ગંધ આવતી હોય કફ સફેદ–પીળો, ચીકણો અને કફણ આવતો હોય, કફ વધારે પડતો હોય તેવી અસાધ્ય ખાંસી પર પણ આ દવા ફાયદો થાય છે.

## (૧૨) કપૂરાદિ વટી

**વિધિ**—કપૂર, દાડમછાલ અને લવંગ ૧–૧ તોલો, મરી, પીપર, બહેડાંની છાલ અને કુલંજન એ દરેક ૨–૨ તોલા, અને મદદ કાથો ૧૧ તોલા લેવો.

બધાંને મેળવી, બાવળની છાલના ઉકાળાની ભાવના આપી ૧–૧ રતીની ગોળીઓ વાળવી.

**સૂચના**—કવાથનું પાણી ૩ કલાક ખરલ કરી ગોળી વાળી શકાય તેટલું જ મેળવવું જોઇએ. વધારે પાણી મેળવવાથી કપૂર ઊડી જઈ ઓછું થઇ જાય છે.

**માત્રા**—૧–૧ ગોળી દિવસમાં ૧૦–૧૫ વાર મોંમાં રાખી ચૂસવી.

**ઉપયોગ**—આ વટીના સેવનથી બધી જાતની ખાંસી મટે છે. જે સૂકી ખાંસીમાં કફ ન પડતો હોય અને રાત્રે બહુ ત્રાસ થતો હોય, બરોબર ઊંઘ પણ પણ ન આવી શકતી હોય, તે ખાંસી ૫–૭ દિવસમાં જ આ વટીથી મટી જાય છે.

કંઠમાં રહેલી ગિલાયુ ( Uvula ) શિથિલ થઈ જવાથી વારંવાર ખાંસી આવતી હોય તો ગળાની અંદર માજુફળ મધમાં મેળવી દિવસમાં ૨–૩ વાર લગાડવું જોઈએ અને કપૂરાદિવટી ૧–૧ ગોળી મોંમાં રાખી રસ ચૂસવો જોઇએ. દસ્ત સાફ ન થતો હોય તો જરૂર હોય ત્યારે અભયાદિ મોદક આપવો.

## ( ૧૩ ) અતિવિષાદિ વટી

**વિધિ**—અતિવિષા, કાકડાશિંગ, ક્ષ્યફળ, નાગરમોથ, પીપળીમૂળ, લીંડીપીપર, મોટી એલચી ( જંગલી એલચા), અને જેઠી મધનો શીરો ૧–૧ તોલો લેવો. બધાને ખાંડી, બારીક ચૂર્ણ કરી, આદાના રસ કે મધ સાથે ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળી લેવી. ( ધન્વંતરિ )

**માત્રા**—૧–૧ ગોળી મોંમાં રાખી ધીમે ધીમે રસ ઉતારવો. આ રીતે દિવસ-રાત થઇને ૭–૮ ગોળી લેવી.

**ઉપયોગ**—આદાના રસવાળી ગોળીથી કફવાળી ખાંસી તરત નાશ પામે છે. મધવાળી ગોળી વાતિક ખાંસીમાં ફાયદાકારક છે.

## (૧૪) લવંગાદિ વટી

**વિધિ**—લવંગ, મરી અને બહેડાંની છાલ ૧–૧ તોલો અને કાથો ૩ તોલા લઇ, બાવળના છાલના કવાથમાં ૬ કલાક ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી. ( વૈ. જી. )

**માત્રા**—૧–૧ ગોળીઓ દિવસમાં ૫–૭ વાર મોંમાં રાખી રસ ચૂસવો.

**ઉપયોગ**—આ વટી બધી જાતની ખાંસી મટાડે છે અને શ્વાસરોગમાં પણ હિતકર છે. સૂકી ખાંસીમાં આ ગોળી શ્વાસનળીના દોષો દૂર કરી ખાંસી મટાડે છે; તેમજ કફવાળી ખાંસીમાં સહેલાઇથી કફ બહાર કાઢી નાખે છે.

## ( ૧૫ ) ખદિરાદિ વટી

**વિધિ**—ખેરસાલ ૧૦ તોલા, કપૂર, ચીકણી સોપારી, જાયફળ, ચણક-

બાબ અને કાગદી એલચી એ બબ્બે તોલા લેવી. બધાંને ખાંડી, વાટી, ચાળી, પાણી સાથે ચણા જેવડી ગોળીઓ વાળવી. (લૂન્દ)

**માત્રા**—૧-૧ ગોળી કરી દિવસમાં ૫-૭ ગોળી ચૂસવી.

**ઉપયોગ**—આ વટી મોંનાં છાલાં, જીભ, દાંત, અવાળાં અને ગળાના રોગ, ખાંસી અને ઘાંટો બેસી જવો વગેરેને મટાડે છે અને દાંતોને મજબૂત બનાવે છે. આ વટી ઉત્તમ સંશોધન અને ગુણ બતાવે છે.

## (૧૬) છર્દિરિપુ વટી

**વિધિ**—કપૂરકાચલીનું ઝીણું ચૂર્ણ કરી, પાણી (કે ચંદનાદિ અર્ક) સાથે ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. (આ. નિ. મા)

**માત્રા**—૧-૧ ગોળી ૫-૧૦ વાર અર્ધા અર્ધા કલાકે આપવી.

**ઉપયોગ**—આ વટી કોઈ પણ કારણથી થનારી ઊલટી, અરુચિ વગેરે ઉપદ્રવોને મટાડે છે. નાનાં બાળકો માટે પણ એ હિતકર છે. જંતુજન્ય તીવ્ર ઊલટી હોય તો છર્દિરિપુ સાથે મોરપીછની ભસ્મ અને જહરમોહરા પિષ્ટિ ૧-૨ રતી મેળવી ફુદીનાના અર્ક સાથે આપવી જોઈએ. ઊલટીનો વેગ શમાવવા માટે આ ઉત્તમ ઔષધિ છે.

## (૧૭) પ્લીહાંતક ગુટિકા

**પહેલી વિધિ**—એળિયો, ચિત્રકનાં મૂળ, સેકેલી હિંગ. ફુલાવેલો ટંકણખાર, નવસાર અને સોડાબાઇ કાર્બ સરખે વજને લઇ, કુંવારના રસમાં ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (ઈલાજુલ ગુર્બા)

**માત્રા**—૨-૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે લેવી.

**ઉપયોગ**—આ વટી બરોળ, યકૃતવિકાર, અજીર્ણ, પેટનો વાયુ અને કબજિયાત મટાડી અગ્નિને પ્રદીપ્ત કરે છે.

## (૧૮) કૃમિઘ્ન ગુટિકા

**વિધિ**—શુદ્ધ ઝેરકોચલાં ૫ તોલા, વાવડિંગ, અજમોદ, અતિવિષા, લીંડીપીપર અને ઇંદ્રજવ દરેક ૧-૧ તોલો લેવું. બધાંને વાટી, કુંવારના રસમાં ૧૨ કલાક ખરલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર ૩ દિવસ સુધી પાણી સાથે આપવી. ચોથે દિવસે સવારમાં જુલાબ આપવો. જરૂર હોય તો વધારે દિવસ આપવી.

**ઉપયોગ**—આ વટી પેટના બધી જાતના સૂક્ષ્મ કૃમિઓને મટાડે છે. આ વટીથી કૃમિજન્ય તાવ, મંદાગ્નિ, ઊબકા, ખુજલી, પેટનો વાત, હૃદયની નબળાઇ આ રોગો મટે છે.

## (૧૯) વ્યોષાદિ વટી

વિધિ—સૂંઠ, મરી, પીપર, અમલવેદ, ચવક, તાલીસપત્ર, ચિત્રકમૂળ, છરું અને આમલી આ દરેક ૧–૧ તોલો, તજ, એલચી અને તમાલપત્ર દરેક ૬–૬ માસા અને ગોળ ૨૦ તોલા લેવો. આમલી જુદી ખાંડવી, અને બાકીની ચીજોને જુદી ખાંડી, વસ્ત્રગાળ કરી, આમલી અને ગોળ મેળવી, ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી. (શા. સં.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર સહેજ ગરમ પાણી સાથે.

ઉપયોગ—આ વટી સળેખમ, ખાંસી, શ્વાસ, અરુચિ, પીનસ, ઘાંટો બેસી જવો વગેરે રોગો મટાડે છે.

## (૨૦) શ્વાસાંતક વટી

વિધિ—શુદ્ધ ઝેરકોચલાં, લીંડીપીપર, લવંગ અને જેઠીમધ સમભાગે મેળવી, બહેડાંના કવાથમાં ૧૨ કલાક ખરલ કરી, ૧–૧ રતીની ગોળીઓ વાળી લેવી.

માત્રા—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર. સવારે ગોળી આપી ઉપર ૧ થી ૨ તોલા ગાયનું ઘી પાવું. સાંજે ગાયના દૂધ સાથે આપવી.

ઉપયોગ—આ વટીના સેવનથી અરુચિ, મંદાગ્નિ, પડખાની શૂળ, પેટનો વાયુ, કફન્નિપાત, આમવૃદ્ધિ વગેરે ઉપદ્રવો સાથેનો કફયુક્ત શ્વાસ થોડા જ દિવસમાં મટી જાય છે.

## (૨૧) નાગ ગુટિકા

વિધિ—શુદ્ધ વછનાગ, પીપર, લવંગ, પીપળીમૂળ, જાયફળ, તજ, જાવંત્રી, સૂંઠ, અક્કલગરો, મરી, શુદ્ધ હિંગળોક, અને ફુલાવેલો ટંકણખાર એ ૧૨ ઔષધિઓ ૧–૧ તોલો, કેસર ૩ માસા અને કસ્તૂરી ૧ રતી લેવી. બધાંને ખાંડી, કપડછાણ કરી, આદાના રસ અને નાગરવેલના રસમાં અનુક્રમે ૧૨–૧૨ કલાક ખરલ કરી અર્ધી અર્ધી રતીની ગોળીઓ વાળવી. (ઔ. ગુ. ધ શા.)

માત્રા—૧–૧ ગોળી દિવસમાં ૨ વાર નાગરવેલના પાનમાં અથવા પાણી સાથે આપવી.

ઉપયોગ—આ ગુટિકા સળેખમ, તાવ, ગળું અને છાતીનું દરદ, અરુચિ, સળેખમથી થનારો અતિસાર, ખાલી ઊબકા, માથાનું દરદ, પેટમાં અજીર્ણ ને ભારેપણું વગેરે રોગોને મટાડે છે.

આ ગુટિકામાં મુખ્ય ઔષધિ વછનાગ હોવાથી એને સંભાળપૂર્વક વાપરવી જોઈએ. વછનાગ સોજો, તાવ અને પીડા હરનાર અને અવસાદક છે. આ ગુટિકા આપવાથી નાક અને ગળાની શ્લૈષ્મિક ત્વચામાંથી થનારો સ્રાવ શોષાઇને ઓછો થઈ જાય છે. આ સ્રાવ શરીરના કોઈ પણ સ્થાનમાંથી બહાર

નીકળવો જોઈએ માટે આ ગુટિકાની અસરથી પરસેવો વધારે થાય છે, તેમ જ પેશાબ પણ વધારે થાય છે આ કારણે સળેખમમા જે કફનો સ્રાવ થાય છે તે ઓછો થઈ જાય છે પછી વિકાર ઓછો થાય એટલે પેશાબ ઓછો થઈ જાય છે.

અપચાથી મોમા પાણી છૂટવુ, ઊબકા, અરુચિ વગેરે થાય ત્યારે ફીણવાળો કફ પડતો હોય તો અગ્નિકુમાર રસ અપાય છે પણ ઠંડી જગ્યામા સૂઈ રહેવાથી, વરસાદમા પલળવાથી કે શરદી લાગી જવાથી ભૂખ મરી જવી, પેટમા ભારેપણુ, કબજિયાત, માથુ જડ થઈ જવુ, અગ જકડાઈ જવા વગેરે લક્ષણો સાથેના તાવમા નાગ ગુટિકા જરૂર આપવી જોઈએ પછી પેશાબનો રગ પીળો થવા માડે અને પેશાબ ઓછો થઈ જાય એટલે નાગ ગુટિકા આપવી બધ કરવી જોઇએ જો એવી સ્થિતિમા આ ગુટિકા આપવામા આવશે તો નુકસાન થયો છે, આધાશીશી કે મૂત્રપિંડનો રોગ થઇ સોજો વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થશે

શરદી લાગી સળેખમ થવો, પછી તાવ, તાવ આવવાથી ચામડી પર ચીકાશ, આખા શરીરમા જડતા, આળસ, બગાસા આવવા, મોમા મીઠાશ અને ચીકાશ, ખાસી આવવાથી છાતીમા અને ગળામા દરદ થવુ વગેરે લક્ષણો થાય ત્યારે નાગ ગુટિકા બહુ હિતકર ઔષધિ છે

આ ગુટિકામા સફેદ વછનાગ નાખવાથી મધુમેહ, અશ્મમેહ, હસ્તિમેહ, આ પ્રમેહો પર સારો ફાયદો થાય છે આ ગુટિકાના પ્રયોગથી સાકરની ઉત્પત્તિ ઓછી થતી નથી, માત્ર વારવાર પેશાબ કરવાની શકા થાય છે તે નાશ પામે છે સાકરની ઉત્પત્તિ ઓછી કરવા માટે નાગભસ્મ, વસતકસુમાકર, જાતિફલાદિ વટી કે પ્રમેહગજકેસરી વાપરવો

નાગગુટિકાના પ્રયોગથી રસનુ શોષણ થવાથી શરીરમા શીતલતા વગેરે ગુણ ઘટે છે અને વછનાગથી ચામડીમા રહેલી કેશિકાઓમા લોહીનુ પ્રમાણ વધે છે, એથી પરસેવો વધી તે દ્વારા સેન્દ્રિય વિષ બહાર નીકળી જાય છે આ ગુણને લીધે વછનાગવાળી ઔષધિઓ ક્ષોભથી આવનાર તાવ અને ક્ષોભવાળા બીજા રોગોમા વપરાય છે (ઔ ગુ. ધ. શા ને આધારે)

## (૨૨) ધનજય વટી

વિધિ—જીરુ, ચવક, સફેદ ચદન, વજ, તજ, ઇલાયચી, એલચી, કચૂરો, શેરણી, કલોંજીજીરુ અને નાગકેસર દરેક ૧-૧ તોનો, વરિયાળી ૬ માસા, અજમો પીપ ળીમૂળ, સાજીખાર, હરડે, જાયફળ અને લવગ દરેક ૨-૨ તોના, ધાણા ૩ તોના, ચિત્રકમૂળ, પીપર અને સાભરલૂણ ૪-૪ તોના, મરી ૭ તોના, નસોતર ૮ તોના, મીઠું, સિધવ અને સૂઠ ૧૦-૧૦ તોલા, ચૂનાની ભાજી ૩૨ તોના અને આમલી

૧૬ તોલા લેવી. બધાંને મેળવી, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ચૂકાના રસમાં ૩ કલાક ખરલ કરી ૨-૨ રતીની ગોળીઓ વાળવી. (ઔ. ગુ. ધ. શા.)

માત્રા—૧ થી ૩ ગોળી દિવસમાં ૩ વાર મઠો, લીંબુનો રસ, દાડમનો રસ કે પાણી સાથે લેવી.

ઉપયોગ—ધનંજય વટી એક પ્રભાવશાળી વીર્યવાન ઔષધિ છે. એ પાચક, અગ્નિ પ્રદીપ્ત કરનાર, રેચક, સારક અને રુચિ ઉત્પન્ન કરનાર છે, તથા આમાશયથી ગ્રહણી સુધીના કબજિયાતને મટાડે છે, પક્વાશયમાં પાચક રસના સ્રાવને નિયમિત કરે છે, અને નજલો, પેટની ચૂંક અને કબજિયાતને મટાડી આંતરડાંની પુરઃસરણક્રિયા વધારે છે.

આ ધનંજય વટીની અસર તરત જ દેખાય છે. અપચાના રોગમાં ખાસ કરીને વધારે ખાવાથી થતા આમાજીર્ણ અને કબજિયાત કરનારા, કાચા રક્ષ ભોજનથી થનાર વિષ્ટબ્ધાજીર્ણમાં એ બહુ ફાયદાકારક છે. આ વટીમાં વાતનાશક ઔષધિઓ મેળવેલી હોવાથી ઓડકાર આવી આમાશયની કબજિયાત મટી જાય છે.

શક્તિ કરતાં વધારે ખાવાથી માત્ર અપચો થાય છે એવું નથી. અપ્રિય, જડતા લાવનાર, બળેલો, અધકચરો, જડ, રક્ષ, ઠંડો, ગંધાતો અને અપવિત્ર ખોરાક લેવાથી પણ અપચો થાય છે. એટલે કે દરેક જાતના અન્નનો જુદીજુદી જાતનો અપચો થાય છે. ભારે ખોરાકથી થનારા અજીર્ણમાં કફની પ્રધાનતા અને રુક્ષ અન્નથી થનારમાં વાયુની પ્રધાનતા રહે છે. માટે જુદીજુદી જાતના અપચામાં જુદાજુદા દોષોનો પ્રકોપ હોય છે. માટે દવા આપતી વખતે દોષ-દૂષ્યનો વિચાર જરૂર કરવો જોઇએ. આંખો મીંચી દીપન-પાચન ઔષધિ આપવી એ શાસ્ત્રીય ચિકિત્સા નથી. આ વિષે વધુ વિચાર વૈજ્ઞાનિક વિચારણાના પૃષ્ઠ ૧૪૫ પર કરેલો છે.

માત્ર ભારે ખોરાક લેવાથી આમાજીર્ણ થાય છે. આ રીતે સ્નિગ્ધ ભોજન લેવાથી પણ આમાજીર્ણ થાય છે. પરંતુ દોષ-દૂષ્યની દૃષ્ટિએ બંનેમાં અંતર છે. માત્ર ભારે ખોરાક અને વધારે પ્રમાણમાં ખોરાક લેવાથી થનારા અજીર્ણમાં ક્રવ્યાદ રસ સારી અસર કરે છે. સ્નિગ્ધ ખોરાકથી ઉત્પન્ન થનારા અજીર્ણમાં શંખવટી, ગંધક વટી, લહસુન વટી વગેરે વધારે લાભદાયક છે. રક્ષ, સ્નેહવગરના, જડતા કરનાર, કાચા, વાસી, ઠંડા અને અપવિત્ર ખોરાકથી વિષ્ટબ્ધાજીર્ણ થાય ત્યારે પેટમાં વાયુ, દુખાવો અને શૂળ ઉત્પન્ન થાય છે, ઓડકાર બરોબર આવતા નથી, અપાનવાયુ સરતો નથી તેમજ પેટમાં ભારેપણું અને બેચેની રહે છે. જો દુખાવો વધારે હોય તો દરદી બૂમો પાડે છે, તરસ વધારે લાગે છે, પેટમાં પાણીની જગ્યા નથી રહેતી તો પણ તરસ છીપતી નથી. આવા અજીર્ણમાં ધનંજય વટી સારી

રીતે વપરાય છે. એનાથી કબજિયાત દૂર થાય છે, શૂળ મટે છે, ઝાડો સાફ આવે છે અને વાયુનું અનુલોમન થાય છે. એનાથી પક્વાશયમાં પાચક રસનો બરોબર સ્રાવ થાય છે અને આંતરડાની પુરઃસરણ ક્રિયા વ્યવસ્થિત થઇ કબજિયાત ઓછી થઈ જાય છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૨૩) ચિત્રકાદિ વટી

વિધિ—ચિત્રકનાં મૂળ, પીપળીમૂળ, જવખાર, સંચળ, સિંધવ, સાંભરલૂણ, બીડલૂણ, મીઠું, સૂંઠ, મરી, પીપર, સાજીખાર, સેકેલી હિંગ, અજમોદ, ચવક, કાળીપાટ, જીરું, ધાણા અને ભોંયરિંગણીનાં મૂળ આ બધાને સરખે વજને લઇ ચૂર્ણ કરવું. આ ચૂર્ણને બિજોરાના રસમાં અથવા દાડમના રસમાં ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળી લેવી. (બૃ નિ. ૨)

માત્રા—૨ થી ૩ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ વટી આમશૂળ, ઉદરશૂળ, અરુચિ, મંદાગ્નિ અને પેટમાંના વાતપ્રકોપને મટાડે છે; તથા આમનું પાચન કરી અગ્નિને પ્રદીપ્ત કરે છે અને ઝાડો સાફ લાવે છે.

આ વટી આમાશયના અને યકૃતના પિત્તનો સ્રાવ વધારે છે, એથી આમાશય અને આંતરડાની પાચનશક્તિ વધે છે; પછી પેટમાં શૂળ, આફરો અને આમની વૃદ્ધિ દૂર થાય છે, અને ઝાડાનો રંગ સફેદ હોય તો પીળો થઇ જાય છે. કફપ્રધાન અગ્નિમાંદ્યમાં આ વટી સારી ગુણકારી છે.

## (૨૪) કુટજાદિ વટી

વિધિ—કડાછાલ ૮૦ તોલા, માયુફળ, લવંગ, મરડાશિંગ, બહેડાં, વાવડિંગ, નાગકેસર, સૂંઠ, મરી, પીપર, જાયફળ, જાવંત્રી અને બીલીનો ગર્ભ ૧-૧ તોલો લેવો. પહેલાં કડાછાલનું અધકચરું ચૂર્ણ કરી ૮૦૦ તોલા પાણીમાં કવાથ કરવો. ૨૦૦ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. પછી કપડાથી ગાળી ધીમી આંચે પકવવું. જાડું થવા માંડે એટલે બાકીની ચીજોનું કપડછાણ ચૂર્ણ મેળવી ચણા જેવડી ગોળીઓ વાળવી. (આ ભિ.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી અથવા મઠા સાથે આપવી.

ઉપયોગ—આ વટી સંગ્રહણી, આમાતિસાર, રક્તાતિસાર, મરડો અને જ્વરાતિસારને મટાડે છે, રક્તાર્શમાં લોહી પડતું બંધ કરે છે, અને બાળકો માટે પણ હિતકર છે.

## (૨૫) તેજોવત્યાદિ ગુટિકા

વિધિ—વજ, દારહળદર, પીપર, જવખાર, રસવંતી અને કાળીપાટ આ

૬ ચીજો સરખે ભાગે લેવી. તેને ખાંડી કપડછાણ કરી મધ સાથે ૩ કલાક ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ભૃ યો. ત.)

**માત્રા**—૧–૧ ગોળી કરી દિવસમાં ૫–૭ ગોળીઓનો રસ ચૂસવો.

**ઉપયોગ**—આ ગુટિકાના સેવનથી બધી જાતના ગળાના રોગ, ઘાંટો બેસી જવો, શ્વાસનળીમાં કફ ભરાઈ જવો, ઘંટિકા શિથિલ થઇ જવી, ગળામાં ફોલ્લીઓ થવી વગેરે રોગો મટે છે.

## (૨૬) કંઠસુધારક વટી

**વિધિ**—જેઠીમધનો શીરો ૭ તોલા, ઇજિપ્ટનાં ફૂલ ા તોલો, કપૂર, એલચી અને લવંગ ૧–૧ તોલો અને જાવંત્રી ૨ તોલા લેવી. બધાંને મેળવી અર્ધો કલાક પાણી સાથે ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. ૧૨ા તોલા ગોળીઓમાં ૨ રતી સેકરીન મેળવવાથી સ્વાદ અને ગુણમાં વધારો થાય છે. (ધન્વંતરિ)

**માત્રા**—૧–૧ ગોળી મોંમાં રાખી દિવસમાં ૧૦–૧૫ વાર ધીમે ધીમે રસ ચૂસવો.

**ઉપયોગ**—આ વટી અરુચિ, મંદાગ્નિ, ગળું બેસી જવું, ઊબકા, બેચેની, અજીર્ણ, પેટનો વાયુ, કફ, શ્વાસ વગેરે રોગો મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે, અને મનને પ્રસન્ન કરે છે.

## (૨૭) એલાદિ વટી

**વિધિ**—એલચી, તમાલપત્ર અને તજ ૬–૬ માસા, પીપર ૨ તોલા, સાકર, જેઠીમધ, ઠળિયા વગરનું ખજૂર અને બીજ વગરની દ્રાક્ષ ૪–૪ તોલા લેવી. બધાંને વાટી મધ સાથે મેળવી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. (ચ. સં.)

**માત્રા**—૨ થી ૩ ગોળી દિવસમાં ૩ વાર દૂધ સાથે આપવી; અથવા ૧–૧ ગોળી મોંમાં રાખી રસ ચૂસવો.

**ઉપયોગ**—આ વટીના સેવનથી ઉરઃક્ષત, શોષ, જ્વર, ખાંસી, શ્વાસ, હેડકી, ઊલટી, શ્રમ, મૂર્છા, મદ, તરસ, થૂંકમાં લોહી આવવું, પાંસળીઓનો દુખાવો, અરુચિ, બરોળ, ઊરુસ્તંભ, રક્તપિત્ત અને ઘાંટો બેસી જવો વગેરે રોગોનો નાશ થાય છે. તેમજ પિત્તપ્રકોપનું શમન થઇ બેચેની દૂર થાય છે. સૂકી ખાંસીમાં જ્યારે શાંતિ નથી મળતી, છાતીમાં દરદ થયા કરે છે, બળતરા થાય છે, તાવ પણ રહે છે, ત્યારે આ વટી બહુ હિતકર છે. પહેલી અવસ્થામાં સૂકી ખાંસી થાય છે તેના પર પણ આ વટી ફાયદો કરે છે.

## (૨૮) ચંદ્રપ્રભા વટી

**વિધિ**—કપૂર, વજ, નાગરમોથ, કરિયાતું, ગળો, દેવદાર, હળદર, અતિ-

વિધા, દારૂહળદર, પીપળીમૂળ, ચિત્રક, ધાણા, હરડે, બહેડાં, આમળાં. ચવક, વાવડિંગ, ગજપીપર, સૂંઠ, મરી, પીપર, સુવર્ણમાક્ષિકભસ્મ, સાજીખાર, જવખાર, સિંધવ, સંચળ અને કાચલવણ એ દરેક ૩–૩ માસા અને નસોતર, દંતીમૂળ, તમાલપત્ર, કાગદી એલચીદાણા, તજ અને વાંસકપૂર એ દરેક ૧–૧ તોલો, લોહભસ્મ ૨ તોલા, સાકર ૪ તોલા, શુદ્ધ શિલાજિત ૮ તોલા અને શુદ્ધ ગૂગળ ૮ તોલા લેવો. બધાંને ઝીણું ખાંડી, ગૂગળના પાણીમાં મેળવી, ઘીવાળો હાથ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. ગૂગળને પાણીમાં મેળવી ઉકાળી એકરસ કરી નાખવો, પછી વસ્ત્રગાળ ચૂર્ણ અંદર મેળવવું. (શા સં.)

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર આપવી.

**અનુપાન**—(૧) બધી જાતના પ્રમેહોમાં–ગળોનો સ્વરસ ૧ તોલો અને ૬ માસા મધ અથવા ત્રિફળા, દારૂહળદર, દેવદાર અને નાગરમોથનો ઉકાળો. (૨) મધુમેહમાં–લીમડાના પાનનો અને બીલીના પાનનો રસ, જાંબુનો રસ કે અરણીની છાલનો ઉકાળો. (૩) લાલામેહમાં–ત્રિફળા અને ગરમાળાનો ઉકાળો. (૪) માંજિષ્ઠમેહમાં લીમડાની છાલ, સાજડની છાલ અને કમળકંદનું હિમ. (૫) મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, બહુમૂત્ર, શર્કરા અને સિકતામેહમાં–ચણકબાબ અને ગોખરુનો ઉકાળો. (૬) શક્તિ માટે–ગાયનું દૂધ અને સાકર. આવી જ રીતે રોગીની પ્રકૃતિ, દેશ અને કાળનો વિચાર કરી બીજાં અનુપાનોની યોજના કરવી.

**ઉપયોગ**—આ વટી મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પથરી, પ્રમેહ, ભગંદર, અંડવૃદ્ધિ, પાંડુરોગ, કમળો, અર્શ, કમરનું દરદ, નેત્રરોગ, સ્ત્રીઓના ગર્ભાશયના રોગ, પુરુષોના ધાતુ સબંધી રોગ વગેરે મટાડે છે. જૂના રોગમાં ચંદ્રપ્રભાવટી શાંતિથી ૩–૪ મહિના સુધી લેવી જોઇએ. લાંબા વખત સુધી લેવાથી અસાધ્ય ભગંદર જેવા રોગ પણ મટી જાય છે. માનસિક શ્રમ કરનાર વિદ્યાર્થીઓ માટે પણ એ બહુ લાભદાયક છે.

ચંદ્રપ્રભાવટીનું મુખ્ય કામ મૂત્રેન્દ્રિય અને શુક્ર તથા આર્તવ ઉત્પન્ન કરનાર ઇન્દ્રિય પર શામક, બલ્ય અને રસાયન અસર કરવાનું છે. શરીરના ધાતુપરિપોષણક્રમમાં પ્રતિબંધ થઈ પોષણવ્યવસ્થાનો જે ભંગ થાય છે, તેને ચંદ્રપ્રભાવટી વ્યવસ્થિત કરે છે; એટલે કે પૂર્વ ધાતુમાંથી પરધાતુ બરાબર બનવા માંડે છે. પરમિયો, દારૂનું સેવન, બહુ ગરમ મસાલા ખાવા, તમાકુ, ગાંજો, તડકામાં ખૂબ ફરવું વગેરે કારણોથી મૂત્રેન્દ્રિય સંસ્થામાં ક્ષોભ ઉત્પન્ન થઇ મૂત્રેન્દ્રિયમાં દાહ વગેરે વિકારો ઉત્પન્ન થાય છે. એની અસર મૂત્રપિંડોમાં થઇ મૂત્રનુ પ્રમાણ ઓછું થઈ જાય છે. એનાથી કમરમાં દરદ, મૂત્રેન્દ્રિયમાં બળતરા, પેશાબમાં રેતી અથવા ઝીણી પથરી જવી વગેરે લક્ષણો થાય છે. એના પર ચંદ્રપ્રભા સારી રીતે વપરાય છે.

જુદાં જુદાં કારણોથી ખાસ કરીને પિત્ત ઉત્પન્ન કરનાર કારણોથી પિત્તની વિકૃતિ થઈ મૂત્રપિંડો પર સોજા આવી જાય છે. પછી આખા શરીરમાં સોજા આવી જાય છે, પેશાબ બહુ ઓછો અને બહુ લાલ રંગનો થાય છે. એમાં ઓછાવત્તા પ્રમાણમાં ઓલ્બ્યુમ દ્રવ્ય ( Albumen ) નીકળ્યા કરે છે. આ દ્રવ્ય કોઇ વખત વધારે અને કોઇ વખતે ઓછું જાય છે. આ વિકારની આશુકારી તીવ્ર અને મંદ ચિરકારી એવી બે અવસ્થા હોય છે. આમાંથી ચિરકારી અને જીર્ણ અવસ્થામાં મધવાળા પાણી કે શામક મૂત્રલ અનુપાન સાથે આ વટી આપવી જોઇએ. મૂત્રલના શામક અને ઉત્તેજક ભેદનું વર્ણન વૈજ્ઞાનિક વિચારણામાં કરેલું છે.

મૂત્રકૃચ્છ્ર મૂત્રમાર્ગનો રોગ છે. એમાં મૂત્ર બરોબર ઉત્પન્ન થાય છે, પણ ગવની, મૂત્રાશય, પૌરુષગ્રંથી કે મૂત્રપ્રસેકનલિકામાં જૂનો વ્રણ, વ્રણનો સોજો કે મૂત્રપ્રસેકનલિકાનો સંકોચ વગેરે અવયવોની વિકૃતિરૂપ કારણોમાંથી કોઈ પણ એક કારણ હોવાથી પેશાબ બળતરા સાથે, પીળો-લાલ અને ગંધાતો થાય છે. કોઇ કોઇ વખતે ક્ષાર, સિકતા, શર્કરા કે કફ વગેરે પણ હોય છે, આ વિકાર પર ચંદ્રપ્રભા સારી રીતે વપરાય છે. ખાસ કરીને મૂત્રેન્દ્રિયમાં જૂનો વ્રણ હોવાથી મૂત્રકૃચ્છ્ર થયેલો હોય તો ચંદ્રપ્રભા સાથે ઉશીરાસવ કે સારિવાસવ આપવો.

મૂત્રાઘાતમાં કેટલાક પ્રકાર મૂત્રકૃચ્છ્રની માફક અવયવની વિકૃતિથી થાય છે. પરંતુ ખાસ કરીને આ વિકારમાં મૂત્ર ઓછું ઉત્પન્ન થાય છે. જુદાં જુદાં કારણોથી થનારી મૂત્રપિંડ ( Kidney )ની વિકૃતિ જ મૂત્રાઘાતનું કારણ હોય છે. આ વિકૃતિની અસર આખા શરીર પર થઇ વાતબસ્તિ, વાતકુંડલિકા વગેરે મૂત્રાઘાતના કષ્ટસાધ્ય વિકારો ઉત્પન્ન થાય છે. આ બધાના મૂળમાં વસ્તુસ્થિતિ એ હોય છે કે પેશાબ ઓછો ઉત્પન્ન થાય છે અને પેશાબ મારફતે શરીરની બહાર જનારા ક્ષાર અને વિષ શરીરમાં રહી જાય છે. આ સ્થિતિમાં ચંદ્રપ્રભા સારી રીતે વપરાય છે. આ વટી શામક, બલ્ય અને મૂત્રલ હોવાથી એની અસર મૂત્રપિંડો પર થઇ બળતરા અને સોજો વગેરે ઓછા થઇ જાય છે. એ વિકાર પર ચંદ્રપ્રભા વટી પુનર્નવાસવ, પલાશપુષ્પાસવ કે ગોક્ષુરાદિ અવલેહ સાથે આપવી વધારે હિતકર છે. એની અસર વધારે ઊંડી થાય છે. આ કારણથી જૂના વિકાર પર પણ એ સારી ઉપયોગી છે.

અશ્મરી રોગ બહુ વધી જાય ત્યારે શસ્ત્રક્રિયા કરાવવી જ ઇષ્ટ છે. પરંતુ અશ્મરી બહુ વધી ગયેલ ન હોય ત્યારે ઔષધિ મારફત પથરી ભેદી શકાય છે. એના ઝીણા ઝીણા કણ પેશાબ મારફત બહાર નીકળી જાય છે. આ કામ માટે તૃણ-

પંચમૂળના કવાથ સાથે ચંદ્રપ્રભા વટી આપવી જોઈએ.

પરમિયાની જૂની અવસ્થામાં જીર્ણ રોગો ઉત્પન્ન થાય છે. રોગ જેટલો જૂનો અને જેટલો ઊંડો તેટલી ચંદ્રપ્રભા વધારે સારી અસર કરે છે. રોગ નવો હોય, વિષ શાખા અને સ્નાયુગત હોય તો સુવર્ણવંગ ઉપયોગી છે. પણ વિષની અસર રક્ત વગેરે ધાતુઓ પર થઈ એમાંથી જુદાજુદા વિકારો ઉત્પન્ન થયા હોય તો ચંદ્રપ્રભા ઉપયોગી છે. માથાની શૂળ, જૂની સાંધાઓની શૂળ, માંસપેશી અને સ્નાયુઓ ( Muscles and Ligaments ) નો સંકોચ, જૂનો નેત્રાભિષ્યંદ, અંડકોષનો સોજો વગેરે ઉપદ્રવોમાં અને પૂયશુક્રની પછી હાથ–પગ તૂટવા, આંખોમાં બળતરા, પેશાબમાં બળતરા, વૃષણ અને શિશ્ન પર વિષ ફેલાઈ ફોલ્લીઓ નીકળવી, ખુજલી થવી અને માંસાર્બુદ જેવા ઉપદ્રવો થવાનો ભય લાગવો વગેરે વિકારો પર ચંદ્રપ્રભાએ અપ્રતિમ કામ કર્યું છે. જૂના રોગમાં લાંબો વખત સેવન કરવું જોઈએ. અનુપાન તરીકે દારુહળદર, ગળો, ગોખરુ અને આમળાંનો કવાથ આપવો. કબજિયાત વધારે હોય તો જરૂર હોય ત્યારે કડુ મેળવી લેવું જોઇએ.

ગર્ભસ્રાવ, ગર્ભપાત, પરમિયો, જૂનો ઉપદંશ, જલદી જલદી ગર્ભ રહેવો, ઘણાં સંતાન થઈ જવાં કે વધારે વ્યવાય વગેરે કારણોથી ગર્ભાશય અશક્ત થઇ આખું શરીર નબળું પડી જાય છે. પછી નિસ્તેજ ચહેરો, નિરુત્સાહ, આંખોમાં બળતરા, હાથ–પગ ફાટવા, માથું, કમર અને આખા શરીરમાં દરદ, શૂળ મારવી, ખાસ કરીને માસિકધર્મ વખતે શૂળ કે બહુ દુખાવો થવો, કોઈ કોઇ વખત ૩–૪ મહિના સુધી રજોદર્શન ન થવું, સ્રાવ ભૂરો, કાળો, પીળો કે મેલો હોવો, યોનિમુખમાંથી સફેદ, ચીકણો પાણી જેવો કે જાડો ગંધાતો સ્રાવ થયા કરવો વગેરે લક્ષણો થાય, ત્યારે ચંદ્રપ્રભા ઘી સાથે આપવી જોઇએ. અથવા વાગ્ભટના શારીરસ્થાનમાં કહેલા ૫ માસ સુધી આપવાના ૯ કવાથો સાથે ચંદ્રપ્રભા આપવી જોઇએ.

ઉપરનાં કારણોથી ગર્ભાશય અશક્ત થઇ શિથિલ થઇ જવાથી અંદર એક બાજૂ પડી જાય છે. પછી એનાથી બસ્તિમાં શૂળ અને અનાર્તવ થાય છે. આ વિકારમાં ચંદ્રપ્રભા હિતકર છે. પ્રસૂતિ વખતે મૂર્ખતાથી કે બીજી વખતે ગર્ભાશય પર વધારે આઘાત થવાથી ગર્ભાશય બહુ શિથિલ થઈ બહાર નીકળી જાય છે. એવી સ્થિતિમાં તરત ગર્ભાશયને સ્નિગ્ધ કરી બરાબર બેસાડવામાં આવે અને કૌપીન માફક બંધન બાંધે, થોડો વખત આરામ લે અને ચંદ્રપ્રભા લે, તો ગર્ભાશય સ્થિર થઈ જાય છે. રોગ જૂનો થયા પછી ફાયદો નથી થતો.

ગર્ભાશયની અશક્તિથી 'બીજગ્રહણ ન થવું, ગર્ભ ન રહેવો કે રહે તો ૩–૪ કે ૫ મહિના ગર્ભ રહ્યા પછી ગર્ભપાત થઈ જવો, આ સ્થિતિમાં ચંદ્રપ્રભા સારી રીતે વપરાય છે.

પ્રપશુદ્દને લીધે વંધ્યત્વ આવ્યું હોય અથવા બીજાશય અને ગર્ભાશયને બરોબર પોષણ ન મળવાથી કે અકાળે દુરુપયોગ થવાથી વિકૃતિ થઇ હોય, તો ગર્ભ ધારણ થઇ શકતો નથી. આ સ્થિતિમાં ચંદ્રપ્રભા ફાયદાકારક છે. ચંદ્રપ્રભાના સેવનથી વિષ નિર્મૂળ થઇ ગર્ભાશય અને બીજાશય સુદૃઢ બની જાય છે.

આર્તવમાં અનિયમિતતા, અત્યાર્તવ, પીડિતાર્તવ, અનાર્તવ આ વિકારોના મૂળમાં ઉપર કહેલી કારણપરંપરા હોય (ગર્ભાશયની શિથિલતા હોય), તો ચંદ્રપ્રભા વડી સ્ત્રીઓની ઉત્તમ મિત્ર છે.

નાની ઉંમરમાં હસ્તમૈથુનની ટેવ પડી જવાથી ઘણા માણસોની મૂત્રેન્દ્રિય શિથિલ થઈ જાય છે અને વારંવાર વીર્યસ્રાવ થયા કરે છે. પછી સ્વપ્નમાં અજાણતા વીર્યસ્રાવ થઇ જવો, પેશાબમાં વીર્ય નીકળવું, પેશાબ થયા પછી વીર્યસ્રાવ થવો, કોઈક વખતે સ્રાવ થયા પછી અશક્તિ આવી જવી, ખાસ કરીને ઇન્દ્રિયો શિથિલ થઈ જવી વગેરે લક્ષણો થાય છે. કેટલાક માણસોને સ્ત્રી સંબંધી વિચાર આવતાં વીર્યપાત કે કોઇ વાર સ્ત્રી જોતાં જ વીર્યસ્રાવ થઈ જાય છે. આ સ્થિતિમાં ચંદ્રપ્રભા ઉત્તમ લાભદાયક છે. લાયક ઉંમર થઈ હોય તો ચંદ્રપ્રભાને બદલે બંગભસ્મ વધારે ઉપયોગી છે. ચંદ્રપ્રભા ધાતુપરિપોષણક્રમને સુધારી શુક્ર પર્યંત બધી ધાતુઓને વ્યવસ્થિત કરે છે. જો શુક્રની અશક્તિથી બરોબર ગર્ભ-ધારણ ન થતું હોય તો બ્રહ્મચર્ય પળાવી ચંદ્રપ્રભા આપવી જોઇએ.

અત્યંત વ્યવાયથી સ્ત્રી અને પુરુષ બંનેનાં શરીર નબળાં પડી જાય છે. પછી લાંબો વખત સ્થાયી અજીર્ણ કે કબજિયાત જેવો રોગ થાય છે. આને પરિણામે આખો ધાતુપરિપોષણક્રમ વિકૃત થાય છે. એનાથી આખા શરીરમાં પાંડુતા, કેટલાકને કમળા જેવો અને કેટલાકને હલીમક જેવો ચિરકારી અને ત્રાસદાયક રોગ થઈ જાય છે. આ વિકાર હસ્તમૈથુનની આદતથી પણ થાય છે. કોઈ કોઇનું ધ્યાન આખો દિવસ આ વિષયમાં જ રહે છે, પણ એની પૂર્તિ ન થવાથી નિરાશ થઈ જાય છે. આ વિષય-લાલસાનું ખરાબ પરિણામ આવી ઉપરનો રોગ થાય છે. સાચું નૈષ્ઠિક બ્રહ્મચર્ય અને જગતના ભયથી બળાત્કારે પાળેલું બ્રહ્મચર્ય એ બેમાં મુખ્ય ભેદ ભાવનાનો છે. સાચા નૈષ્ઠિક બ્રહ્મચર્યમાં વિષયસુખની સહેજ પણ લાલસા હોતી નથી. એ કારણથી એમાં દુષ્ટ વિકાર થતો નથી. કૃત્રિમ બ્રહ્મચારીને જુદીજુદી જાતના રોગ થાય છે. એમને માટે ચંદ્રપ્રભા સારું કામ કરે છે.

શુક્રક્ષયની આદતથી અપચો અને કબજિયાત ઉત્પન્ન થાય છે. પછી પેટમાં વાયુ ભરાઈ રહેવો, ઝાડો બરોબર ન થવો, કોઈ કોઇને અર્શ થઈ જવા, લોહી

સારી અસર થાય છે. એની સાથે જરૂર હોય તો મળ અને વાયુનું અનુલોમન કરનાર ઔષધિ પણ આપતાં રહેવું જોઇએ.

અપચાની ટેવ જૂની થઈ જવાથી એને પરિણામે કબજિયાત થાય છે, અને કબજિયાત જૂની થાય ત્યારે એનાથી પ્રમેહ થઈ જાય છે. આ બધાના મૂળમાં ઘણા દિવસ સુધી શુક્રસ્રાવ થઈ જવાની ટેવ હોય છે. એ રીતે ઉત્પન્ન થયેલા લાલામેહ, હસ્તિમેહ, હારિદ્રમેહ, માંજિષ્ઠમેહ વગેરે પ્રમેહોમાં વાતપિત્તનો અનુબંધ હોય છે. આ રોગમાં શિથિલતા અને કૃશતા લક્ષણો હોય, તો ચંદ્રપ્રભા સારી અસર કરે છે. માત્ર મધુમેહમાં ચંદ્રપ્રભા કરતાં નાગભસ્મ, પ્રમેહગજકેસરી, જાતિફલાદિ વટી, વસંતકુસુમાકર રસ વગેરે ઔષધિઓ વધારે હિતકર છે.

(ઔ. ગુ. ધ. શા. ને આધારે.)

લોહીનું દબાણ વધવા ( High blood pressure )નાં દારૂ વગેરે અનેક કારણો છે. પરંતુ ખાસ કરીને મોટા આંતરડામાં આમવિષ ભેગું થવાથી આ દબાણ વધે છે. જે માણસોને વારંવાર ખાવાની કે વધારે ખાવાની ટેવ હોય છે, તેમને આંતરડાંમાં આમવિષનો સંચય થાય છે અને એનાથી વારંવાર અપચો થયા કરે છે. પછી આહારરસ દૂષિત થવાથી રક્ત વગેરે ધાતુઓ દૂષિત થાય છે. એને પરિણામે લોહીનું દબાણ વધે છે. આ વિકારમાં આમવિષ કારણરૂપ હોય અને દરદી સખ્ત પરહેજી પાળે, કઠોળ, માંસ, દારૂ અને ભારે ખોરાક ન લે, તો ચંદ્રપ્રભાવટીના સેવનથી લોહીનું દબાણ ઓછું થઇ જાય છે. ખાસ કરીને રેચ આપવાની જરૂર રહેતી નથી. જો વધારે કબજિયાત હોય તો સુખવિરેચન વટીથી કોષ્ઠશુદ્ધિ કરી લેવી જોઇએ.

ચંદ્રપ્રભા વટી સામાન્ય ઔષધિ છે, પણ કર્કસ્ફોટ ( Cancer ) અને અંત્રાવતરણ જેવા પ્રબળ રોગો પર પણ એ ફાયદો કરે છે. ગળામાં કર્કસ્ફોટ નવો હોય અને કોઇ જખ્માના ઉપદ્રવરૂપ ગૌણ ન હોય, તો શરૂઆતની અવસ્થામાં ચંદ્રપ્રભા ૩–૪ મહિના સુધી આપવાથી કર્કસ્ફોટ મટી જાય છે. આ રીતે નવા અંત્રાવતરણ (Hernia)માં ૨ મહિના સુધી શાંતિપૂર્વક ચંદ્રપ્રભા વટી આપવાથી આંતરડું ઊતરતું અટકી જાય છે.

## (૨૯) કર્ણિકાર વટી

વિધિ—દૂધમાં શુદ્ધ કરેલી સફેદ કરેણના મૂળની છાલ, ઊભી ભોંયરીંગણીના મૂળની છાલ અને ઉટકંટાના મૂળની છાલ, આ ત્રણે સૂકી છાલ સરખે વજને લઇ, ખાંડી, ઝીણું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ધતૂરાના રસમાં ૩ કલાક ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. (૨. ત.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવી. ઉપર નાગરવેલનું પાન ખવરાવવું. ખોરાકમાં ઘી–દૂધ વધારે આપવાં.

**ઉપયોગ**—પરહેજી અને બ્રહ્મચર્ય પાળી ૨૧ દિવસ આ દવાનું સેવન કરવાથી નપુંસકતા દૂર થઈ શરીર બળવાન બને છે.

## (૩૦) શુક્રસ્તંભન ગુટિકા

**વિધિ**—લવંગ, જાવંત્રી, તજ, અકલગરો, સમુદ્રશોષનાં બી અને શુદ્ધ અફીણ આ દરેક ચીજ ૧–૧ તોલો લઈ બારીક ચૂર્ણ કરવું. પછી ૬ તોલા સાકર મેળવી મધ સાથે ઘૂંટી ૨–૨ રતીની ગોળીઓ વાળવી. આ ગોળીઓને ૮–૧૦ દિવસ ખુલ્લી હવામાં રાખવાથી સારી રીતે સુકાઈ જાય છે. પછી શીશીમાં ભરી લેવી. (આ. ભિ.)

**માત્રા**—૧–૧ ગોળી રોજ સાંજે દૂધ સાથે લેવી.

**ઉપયોગ**—આ ગુટિકા વીર્યનું પાતળાપણું અને નપુસકતાને મટાડે છે અને વીર્યનું બહુ વખત સ્તંભન કરે છે. અતિસાર અને ગરડાના રોગમાં પણ આ દવાથી ફાયદો થાય છે. આ દવા ઊંઘ પણ લાવે છે.

**સૂચના**—જેને કબજિયાત રહેતી હોય તેણે આ કે બીજી અફીણવાળી દવા ન લેવી.

## (૩૧) કાસમર્દન વટી

**વિધિ**—સફેદ કાથો ૪ તોલા, શંખજીરું ૨ તોલા, કપૂર ૧ તોલો અને કાગદી એલચીદાણા ૬ માસા લેવા. આ બધાને ખરલ કરી ઝીણું ચૂર્ણ કરવું. પછી ૩૦ તોલા બાવળની છાલને ૨॥ શેર પાણીમાં મેળવી ધીમી આંચ પર કવાથ કરવો. જ્યારે ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી કવાથ ગાળી લેવો. બાદ કવાથ અને ચૂર્ણને મેળવી ધીમી આંચ પર પકાવવું અને હલાવતા જવું. જ્યારે ગોળી વાળવા જેવો અવલેહ જેવો પાક તૈયાર થઈ જાય એટલે નીચે ઉતારી ઠંડું પડે એટલે ચણા જેવડી ગોળીઓ વાળવી અને છાંયે સૂકવી લેવી. જો મસાલો હાથે ચોંટી જતો હોય તો સહેજ શંખજીરું લગાડી ગોળીઓ વાળી લેવી. (ચિ. ચં.)

**નોંધ**—કપૂર અને કાગદી એલચીના દાણાનું ચૂર્ણ અવલેહ નીચે ઉતારી નાખવામાં આવે તો બંને ચીજોનો ગુણ પૂરેપૂરો જળવાઈ રહે છે.

**માત્રા**—૧–૧ ગોળી મોંમાં રાખી રસ ચૂસવો. એક દિવસમાં ૧૦–૧૫ ગોળીઓ સુધી ચૂસવી.

**ઉપયોગ**—આ વટી નવી વાતિક અને પૈત્તિક કાસ તેમજ જૂની ખાંસીને થોડા જ દિવસમાં મટાડે છે. આ ગોળીના સેવનથી દરદીને પહેલે જ દિવસે ઊંઘ આવવા માંડે છે. તે ઉપરાંત આ ગોળી મોંનાં છાલાં, દાંતોની નબળાઇ, ઘંટિકાની

શિથિલતા, ધાંટો બેસી જવો, એમાં પણ ફાયદો કરે છે. જે નાનાં બચ્ચાં રસ ન ચૂસી શકે તેમની જીભ પર ગોળીનો ભૂકો લગાડી આપવો જોઇએ.

## (૩૨) કાંકાયન વટી

**વિધિ**—કચૂરો, પુષ્કરમૂળ, દંતીમૂળ, ચિત્રકમૂળ, તુવેર, સૂંઠ, નસોતર અને વજ દરેક ૪–૪ તોલા, સેકેલી હિંગ ૧૨ તોલા, જવખાર ૮ તોલા, અમલબેદ ૮ તોલા, શાહજીરું અને અજમોદ ૨–૨ તોલા અને અજમો, જીરું, મરી અને ધાણા દરેક ૧–૧ તોલો લેવાં. બધાંને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી બિજોરાના રસમાં ૧ દિવસ ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર આપવી.

**અનુપાન**—વાતજ ગુલ્મ પર—દારૂ કે કાંજી સાથે.

પિત્તજ ગુલ્મ પર—ઘી, દૂધ અથવા કળથીના યૂષ સાથે.

કફજન્ય ગુલ્મ પર—ગાયના મૂત્ર સાથે.

રક્ત ગુલ્મ પર—ઊંટડીના દૂધ સાથે.

ત્રિદોષજન્ય ગુલ્મ પર—ત્રિફળાના ઉકાળા કે ગોમૂત્ર સાથે.

**ઉપયોગ**—આ વટી બધી જાતના ગુલ્મ, વાતગુલ્મ, પિત્તગુલ્મ, કફગુલ્મ, ત્રિદોષજ-ગુલ્મ, રક્તગુલ્મ, અર્શ, હૃદયરોગ, કૃમિ વગેરે રોગોને મટાડે છે.

## (૩૩) અંત્રવૃદ્ધિહર ગુટિકા

**વિધિ**—શુદ્ધ હિંગળોક ૫ તોલા, એળિયો ૧૦ તોલા, ગૂગળ, હીરાબોળ, કરંજનાં બી, નવસાર, સંચળ અને હિંગ એ દરેક ૫–૫ તોલા લઇ, બધાંને મેળવી બારીક ચૂર્ણ કરવું. પછી કુંવારના રસમાં ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ ગોળીનું એકાદ મહિનો સેવન કરવાથી સારણગાંઠ, ઉદરશૂળ, કબજિયાત, પેટનો વાયુ વગેરે રોગો મટે છે.

## (૩૪) જાતિફલાદિ વટી

**પહેલી વિધિ**—જાયફળ, ખારેક અને અફીણ સરખે વજને લઈ, નાગરવેલના પાનના રસમાં ત્રણ કલાક ખરલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી.

(બૃ. નિ. ૨.)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર પાણી મઠો અથવા બકરીના દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી બધી જાતના રક્તાભિસાર અને મરડાને તરત રોકે

છે, મરડાના જંતુઓનો નાશ કરે છે, આંતરડાંની સ્તંભનશક્તિ વધારે છે, પેટનો દુખાવો મટાડે છે અને આંતરડાંની શિથિલતા દૂર કરી મળને બાંધે છે.

આ વટીમાં પારો અને ગંધક મેળવી 'રસયોગસાગર'ના કર્તાએ 'ગંગાધર રસ' નામ રાખ્યું છે; અને સંગ્રહણી અને આમાતિસાર પર હજારો વાર અનુભવ્યાનું લખ્યું છે. પરંતુ જ્યાં સુધી આમ કાચો હોય ત્યાં સુધી આ વટી ન વાપરવી જોઇએ.

## (૩૫) વિપતિંદુકાદિ વટી

**પહેલી વિધિ**—શુદ્ધ ઝેરકોચલાં ૧૦ તોલા, સોપારી ૧ તોલો, મરી ૯ માસા, અને કચૂકા નંગ ૮ લેવા. બધાંને મેળવી, ઝીણું ચૂર્ણ કરી, પાણીમાં વાટી ચણા જેવડી ગોળીઓ વાળવી. (આ. ભિ.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ વટી અતિસાર, સંગ્રહણી, અજીર્ણ, મંદાગ્નિ, હૃદયની નબળાઈ, જૂનો વાતરોગ, ધાતુક્ષીણતા, પેટની શૂળ વગેરે રોગો મટાડે છે.

આનો ખાસ ઉપયોગ અમે અફીણ છોડાવવા માટે કર્યો છે. અફીણના વ્યસનીને અફીણ છોડાવવા માટે અફીણના જેટલા વજનની ગોળી આપવાથી પૂરેપૂરો નશો આવે છે અને ૮–૧૦ દિવસમાં અફીણ છૂટી જાય છે. અફીણ છોડ્યા પછી શરીરની કાળાશ જતી રહી શરીર લાલ બની જાય છે. અફીણ અને દવા બંને છોડી દીધા પછી કાંઇ પણ તકલીફ પડતી નથી.

**બીજી વિધિ**—શુદ્ધ ઝેરકોચલાં અને મરી સરખે ભાગે મેળવી, ખાંડી–ચાળી, ઇંદ્રવરણાના રસમાં ૨ કલાક ખરલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી. (સિ. યો. સં.)

સૂચના—આ પ્રયોગ માટે ઝેરકોચલાં 'શોધન' પ્રકરણમાં લખ્યા પ્રમાણે દિવેલમાં સેકી શુદ્ધ કરવાં જોઇએ.

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

ઉપયોગ—આ વટી નવો તાવ, વિષમજ્વર, મંદાગ્નિ, અજીર્ણ, પેટનો વાયુ અને શૂળ, જૂનો વાતરોગ, હડકાયા કૂતરાનું ઝેર વગેરે રોગો મટાડે છે. એ પક્ષાઘાત, અર્દિત, કંપવા, ગૃધ્રસી, આમાશય અને પક્વાશયમાં વાતપ્રકોપ અને ચેષ્ટા–તંતુઓની વિકૃતિનું શમન કરે છે.

## (૩૬) અર્શોહર વટી

**પહેલી વિધિ**—લીમડાની લિંબોળી, બકાન લીમડાની લિંબોળી, બી કાઢી નાખેલી દ્રાક્ષ અને હિમજ એ દરેક વસ્તુ ૫–૫ તોલા અને હિંગ ૩ તોલા લેવી. દ્રાક્ષ સિવાયની ચારે ચીજોને ઘીમાં સેકી લેવી. પછી કપડછાણ કરી, દ્રાક્ષ મેળવી, વાટી, ચણીબોર જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૧ કે ૨ ગોળી સવારે ખાઇ ઉપર સાકરવાળું દૂધ પીવું:

**ઉપયોગ**—આ વટી બધી જાતના અર્શમાં ફાયદાકારક છે, આનાથી અર્શમાં પડતું લોહી જલદી બંધ થાય છે.

**બીજી વિધિ**—હીમજ, કાબુલી હરડે, પીળી હરડે, આમળાં, બહેડાં અને શુદ્ધ ગૂગળ આ ૬ ચીજો સરખે ભાગે મેળવી ગંગાવતી રસની ૩ ભાવના આપી બોર જેવડી ગોળીઓ વાળવી. **(શ્રી પં. મંગુલાલજી)**

**માત્રા**—૩-૩ ગોળી દિવસમાં ૨ વાર તાજા પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટીના સેવનથી રક્તાર્શ અને વાતિક વગેરે બધી જાતના અર્શ મટે છે, ગુદામાં આવેલો સોજો મટે છે, અને લોહી પડતું બંધ થાય છે.

**ત્રીજી વિધિ**—રસવંતી ૮ તોલા, કાબુલી હરડે ૮ તોલા, સોનાગેરું ગળોસત્ત્વ અને મરી ૨-૨ તોલા લઈ, બધાંને મેળવી, ગંગાવતીના રસની ૭ ભાવના આપી વટાણા જેવડી ગોળીઓ વાળવી. કેટલાક ચિકિત્સકો આને 'અર્શકુઠાર' કહે છે.

**માત્રા**—૨-૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટીના સેવનથી રક્તાર્શમાં લોહી પડતું બંધ થાય છે, કબજિયાત દૂર થાય છે, તેમજ શાંતિથી ૧-૨ મહિના સેવન કરવાથી બધી જાતના અર્શનો નાશ થાય છે.

### (૩૭) પ્રાણદા ગુટિકા

**વિધિ**—સૂંઠ ૧૨ તોલા, મરી ૪ તોલા, પીપર ૬ તોલા, ચવક ૪ તોલા, તાલીસપત્ર ૪ તોલા, નાગકેસર ૨ તોલા, પીપળીમૂળ ૮ તોલા, તમાલપત્ર ૬ માસા, કાગદી એલચી ૧ તોલો, તજ ૬ માસા અને સુગંધીવાળો ૬ માસા—આ બધાને ખાંડી, વાટી, ચાળી તે ચૂર્ણમાં ૧॥ શેર જૂનો ગોળ મેળવી ૨-૨ માસાની ગોળીઓ વાળવી. **(વં. સે.)**

**સૂચના**—જો અર્શની સાથે કબજિયાત હોય તો આ ગુટિકામાં સૂંઠને બદલે હરડે મેળવવી જોઇએ. જો અમ્લપિત્ત કે પિત્તાર્શમાં લેવી હોય તો ગોળને બદલે ચૂર્ણથી ૪ ગણી સાકરની ચાસણી મેળવવી જોઇએ. ગોળને ચાસણી કરી મેળવવાથી પાકમાં લઘુ થાય છે.

**માત્રા**—૧ થી ૨ ગોળી જમ્યા પહેલાં કે પછી દારૂ, માંસરસ, યૂષ, દૂધ કે પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટીના સેવનથી વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, રક્તજ અને સહજ બધી જાતના અર્શ નાશ પામે છે. તેમજ મદાત્યય, મૂત્રકૃચ્છ્ર, વાતરોગ, ગલગ્રહ, વિષમજ્વર, મંદાગ્નિ, પાંડુરોગ, કૃમિ, હૃદ્રોગ, ગુલ્મ, શળ,

શ્વાસ, કાસ વગેરેના દરદીઓ માટે પણ આ ગોળી જીવન આપનાર હોવાથી આ ગુટિકાને 'પ્રાણદા ગુટિકા' કહી છે.

## (૩૮) કાંકાયન વટી

**વિધિ**—હરડે ૨૦ તોલા, જીરું, પીપળીમૂળ, ચવક, ચિત્રકનાં મૂળ, સૂંઠ, મરી અને લીંડીપીપર દરેક ૪-૪ તોલા, જવખાર ૮ તોલા, ભિલામા ૩૨ તોલા અને સૂરણ ૬૪ તોલા લેવું. આ બધાના ચૂર્ણથી બમણો ગોળ નાખી ૧-૧ માસાની ગોળીઓ વાળી લેવી. (વૃન્દ)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર મઠો અથવા પાણી સાથે આપવી. ગોળી લેતા પહેલાં અને પછી ૧-૧ માસો ઘી ચાટી જવું.

**ઉપયોગ**—આ વટી ખાસ કરીને વાતકફજન્ય અર્શનો નાશ કરવામાં બહુ ફાયદાકારક છે; અને મંદાગ્નિ, સંગ્રહણી અને પાંડુરોગનો નાશ કરે છે.

## (૩૯) દુર્નામકુઠાર વટી

**વિધિ**—મરી, લીંડીપીપર, કઠ, સિંધવ, જીરું, સૂંઠ, વજ, સેકેલી હિંગ, વાવડિંગ, હરડે, ચિત્રકનાં મૂળ અને અજમોદ બધાંને સરખે ભાગે લઈ, બધી ચીજોથી બમણો ગોળ નાખી ૧-૧ માસાની ગોળીઓ વાળવી. (**આ. ભિ.**)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર ગરમ પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટીના સેવનથી બધી જાતના વાતજ અર્શનો નાશ થાય છે, પાચનક્રિયા સુધરે છે અને કબજિયાત દૂર થાય છે.

આ વટીમાં મુખ્ય ગુણ દીપન, પાચન અને વાયુ હરવાનો છે. એના સેવનથી નાના આંતરડામાં થનારી પાચનક્રિયા બળવાન બને છે, આંતરડામાં ઉત્પન્ન થનાર વાયુ સરળતાથી નીકળી જાય છે અને વાયુની ઉત્પત્તિ અટકે છે. આ ગુણ ખાસ કરીને હિંગથી મળે છે. ત્રિકટુ, ચિત્રક, અજમોદ વગેરે એમાં મદદ કરે છે. વાયુ ઉત્પન્ન થવાથી આંતરડાં શિથિલ અને પ્રસારિત થઈ જાય છે, તે હરડે, જીરું વગેરેથી દૃઢ અને આકુંચિત થાય છે. એથી કરીને રોકાયેલો મળ સહેલાઇથી બહાર નીકળી જાય છે. અગ્નિ અથવા પાચનક્રિયા મંદ પડવાથી આમ અને કફની વૃદ્ધિ થાય છે. આમાંથી હરડેના મિશ્રણથી આમની ઉત્પત્તિ અટકે છે અને વજ, પીપર, કઠ વગેરેના મિશ્રણથી આમાશય અને ફેફસાંમાં ઉત્પન્ન થયેલા કફ અને આમ સહેલાઈથી દૂર થાય છે. એ ઉપરાંત રોગ જૂનો થાય ત્યારે પેટમાં કૃમિ અને આમવિષ વધવાથી મંદાગ્નિ, શરીરની નબળાઈ, કબજિયાત, વ્યાકુળતા, ઘેન વગેરે ઉપદ્રવો થયા હોય તો પણ આ દુર્નામકુઠાર વટીથી ૧ મહિનાની અંદર અગ્નિ અને શરીરની શક્તિ વધી બધા ઉપદ્રવોનું શમન થાય છે.

## (૪૧) ગોક્ષુરાદિ ગૂગળ

**વિધિ**—મોટાં ગોખરુ ૧૧૨ તોલા લઇ ૬ ગણા પાણીમાં ક્વાથ કરવો. અર્ધું પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. પછી ગાળી ફરી ઉકાળવું. લગભગ અર્ધું પાણી બાકી રહે ત્યારે ૨૮ તોલા ગૂગળ નાખી ફરી ઉકાળવું. જ્યારે ગોળ જેવો પાક થઇ જાય ત્યારે સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં અને નાગરમોથ આ બધી ચીજો સરખે ભાગે મેળવી ખાંડી બારીક ચૂર્ણ કરી તેમાંથી ૨૮ તોલા ચૂર્ણ લઇ ગૂગળની ચાસણીમાં મેળવી દેવું. પછી વટાણા જેવડી ગોળીઓ વાળવી. **(શા. સં.)**

**માત્રા**—૧ થી ૩ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર દૂધ અથવા પાણી સાથે આપવી.

*ઉપયોગ*—*આ ગૂગળ પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પ્રદર, વાતરોગ,* વાતરક્ત, વીર્ય દોષ અને પથરી વગેરે રોગોનો નાશ કરે છે.

કોઇ વખત રક્ત પ્રદરનો બરોબર ઉપચાર ન કરવાથી અને એ તરફ બેદરકાર રહેવાથી બહુ વધી જાય છે. ભારતીય સ્ત્રીઓ શરમથી આ રોગ છુપાવે છે. એથી રક્તપ્રદર અને રક્તગુલ્મ બહુ વધી જાય છે. પછી અશક્તિ વધારે આવી જાય છે. એવી સ્થિતિમાં ગોક્ષુરાદિ ગૂગળ, બંગભસ્મ, મૂત્રદાહાંતક ચૂર્ણ (આ ચૂર્ણનો પાક બીજા ખંડમાં આપેલો છે) અને ગળોસત્ત્વ મેળવી દિવસમાં ૪ વાર દાડિમાવલેહ સાથે આપતા રહેવાથી અને સવાર–સાંજ અશોકારિષ્ટ આપતા રહેવાથી બંને રોગો મટે છે.

મૂત્રાશયમાં પથરી કે રેતી થવાથી મનની અસ્વસ્થતા, સાંધે સાંધામાં દરદ, વાયુ ન સરવાથી પેટમાં આફરો આવી જવો, કંપારી વગેરે લક્ષણો થાય છે. એની પર ગોખરુના ઉકાળા અને દશમૂલારિષ્ટ સાથે ગોક્ષુરાદિ ગૂગળ દિવસમાં ૩ વાર આપવાથી અને જમણની શરૂઆતમાં હિંગ્વષ્ટક ચૂર્ણ આપવાથી નાની નાની પથરી અને રેતી નીકળી રોગ મટી જાય છે.

## (૪૨) કાંચનાર ગૂગળ

**વિધિ**—કાંચનારની છાલ ૧૨૦ તોલા લઇ, અધકચરી ખાંડી, ૮ ગણા પાણીમાં મેળવી ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી, શુદ્ધ કરેલો ગૂગળ ૮૦ તોલા મેળવી, ફરી ધીમી આંચ પર ગરમ કરવું. ગાઢું થવા આવે એટલે ત્રિફળા ૨૪ તોલા, ત્રિકટુ ૧૨ તોલા, વરણાની છાલ ૪ તોલા, અને એલચી, તજ અને તમાલપત્ર ૧–૧ તોલાનું ચૂર્ણ મેળવી વટાણા જેવડી ગોળીઓ વાળવી. **(શા. સં.)**

**માત્રા**—૨ થી ૩ ગોળી ત્રિફળાના ઉકાળા સાથે આપવી.

**ઉપયોગ**—આ ગૂગળ કંઠમાળ, અપચી, અર્બુદ, કર્કરેફોટ, ગાંઠ, વ્રણ, ગુલ્મ, કુષ્ટ અને ભગંદર વગેરે ઉગ્ર રોગોમાં બહુ ફાયદાકારક છે. આ દવાનું ૩-૪ મહિના સુધી સેવન કરવાથી બધા રોગો જડમૂળથી નાશ પામે છે.

### (૪૩) લાક્ષાદિ ગૂગળ

**વિધિ**—હાડસાંકળ, લાખ, ધોળા સાજડની છાલ, આસન, અને ગંગેટી આ ચીજો સરખે ભાગે લેવી બધાની બરાબર શુદ્ધ ગૂગળ લેવો બધાને મેળવી ઘી સાથે ૫ દિવસ ખાંડી વટાણા જેવડી ગોળીઓ વાળવી. **(ચક્રદત્ત)**

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમા ૨ વાર મધ અને ઘી સાથે લેવી.

**ઉપયોગ**—આ ગૂગળથી મૂઢમાર, ચોટ, લોહીનો જમાવ, હાડકું ભાગવું, હાડકું મરડાઇ જવુ વગેરે દોષો મટી જાય છે અસ્થિબંધન લેપ સાથે આ દવાનું સેવન કરવાથી જલદી ફાયદો થાય છે.

### (૪૪) આભા ગુગળ

**વિધિ**—બાવળની છાલ, હરડે, બહેડાં, આમળા, સૂંઠ, મરી અને પીપર બધાને સમ ભાગે મેળવી, ઝીણુ ચૂર્ણ કરવુ અને ચૂર્ણના જેટલા વજનનો શુદ્ધ ગૂગળ લેવો. બધાને ગાયનુ ઘી મેળવી, ૧૨ કલાક ખાંડી વટાણા જેવડી ગોળીઓ વાળવી. **(ચક્રદત્ત)**

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમા ૨ વાર મધ અને ઘી મેળવી ચાટી જવી.

**ઉપયોગ**—આ ઔષધિના સેવનથી હાડકું મરડાવુ, હાડકુ ભાગવુ, આમાશય અથવા આંતરડામા લોહી જામી જવુ, આતરડા પર ચોટ લાગવી, મૂઢ માર વગેરે દોષો દૂર થાય છે.

### (૪૫) કૈશોર ગૂગળ

**વિધિ**—ભેંસની આંખો જેવો ચળકતો સુદર ભેંસી ગૂગળ, હરડે, બહેડાં અને આમળાં દરેક ૬૪-૬૪ તોલા, અને અધકચરી ખાંડેલી લીલી ગળો ૧૨૮ તોલા લેવી. પહેલાં ત્રિફળા અને ગળોને ૮ ગણા પાણીમા મેળવી, ઉકાળતાં અર્ધું પાણી રહે ત્યારે ઉતારી ગાળી કડાઇમાં ભરવુ. તેના ઉપર કપડું બાંધી ઉપર ગૂગળ નાખવો. પછી કડાઇમાથી વારંવાર કડછીથી કવાથને ગૂગળ પર નાખતા જવો. ગૂગળ બધો ગળાઈ જાય એટલે કપડા પર રહેલો કચરો ફેંકી દેવો અને પાણી ગાળી ફરી કડાઈમાં પકાવવુ. જ્યારે ગાઢું થવા માંડે અને ગૂગળની સુગંધ આવવા માંડે ત્યારે નીચે ઉતારી લેવુ. ઠંડું પડયે હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર અને વાવડિંગ દરેક ૨-૨ તોલા, નસોતર અને દંતીમૂળ ૧-૧ તોલો અને સૂકી ગળો ૪ તોલા લઈ બધાનું ઝીણું ચૂર્ણ

કરી મેળવવું. પછી ૩૨ તોલા ગાયનું ઘી મેળવી ૪–૪ રતીની ગોળીઓ વાળવી. (ચક્રદત્ત)

માત્રા—૧ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર યૂષ, દૂધ કે બીજા રોગ અનુસાર અનુપાન સાથે આપવી.

ઉપયોગ—આ ગૂગળના સેવનથી નવો વાતરક્ત, આખા શરીરમાં ફેલાયેલા એકદોષજ, દ્વિદોષજ, પરના સાવરાજો અને જૂનો શુષ્ક થઇ ગયો હોય તેવા બધી જાતના વાતરક્ત મટે છે. તેમજ એ વ્રણ, ખાંસી, બધી જાતના કુષ્ઠ, બધા ગુલ્મ, સોજા, ઉદરરોગ, પાંડુરોગ, પ્રમેહ, મંદાગ્નિ, મળમૂત્રની કબજિયાત, પ્રમેહપિટિકા આદિ બધા રોગોનો પણ નાશ કરે છે. હંમેશા સેવન કરવાથી વૃદ્ધાવસ્થા અને બધા રોગોનો નાશ થઈ કિશોર અવસ્થા પ્રાપ્ત થાય છે. આ ઔષધિના સેવનથી વાતરક્તના રોગીને આહારવિહારની પરહેજી નથી એવું મૂળગ્રંથકારે લખ્યુ છે, તો પણ રોગ વધારનાર આહારવિહારનો ત્યાગ કરવો એ જ હિતકર છે.

## (૪૬) સપ્તવિંશતિક ગૂગળ

વિધિ—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, નાગરમોથ, વાવડિંગ, ગળો, ચિત્રકનાં મૂળ, કચૂરો, એલચી, પીપળીમૂળ, શેરણી, દેવદાર, તુંબરૂફૂલ, પુષ્કરમૂળ, ચવક, ઇંદ્રવરણાનાં મૂળ, હળદર, દારુહળદર, બિડલૂણ, સંચળ, જવખાર, સાજીખાર સિંધવ અને ગજપીપર એ ૨૭ ચીજો સમભાગે લઇ ઝીણું ચૂર્ણ કરવું. પછી તે ચૂર્ણથી બમણો શુદ્ધ ગૂગળ મેળવી ઘી નાખી ખાંડી ૧–૧ માસાની ગોળીઓ વાળવી. (ચક્રદત્ત)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર મધ સાથે આપવી.

ઉપયોગ—આ ગૂગળ ભગંદર, અર્શ, કાસ, શ્વાસ, શોથ, હૃદયશૂળ, પડખાંની શૂળ, કેડની શૂળ, ગુદાની શૂળ, ગુદામાં દુખાવો, પથરી, મૂત્રકૃચ્છ્ર, આંત્રવૃદ્ધિ અને કૃમિ રોગનો નાશ કરે છે. તેમજ એ જીર્ણ જ્વર અને ક્ષયના રોગી માટે હિતકર છે. આ ગૂગળ આફરો, ઉન્માદ, કુષ્ઠ, બધી જાતના ઉદર રોગો, નાડીવ્રણ, દુષ્ટવ્રણ, બધી જાતના પ્રમેહ, હાથીપગું વગેરે બધા રોગોનો નાશ કરે છે.

## (૪૭) વિરેચન વટી

વિધિ—એળિયો ૪ તોલા, રેવંચીનો શીરો ૨ તોલા, સેકેલી હિંગ અને ફૂલવેલો ટંકણખાર ૬–૬ માસા લઈ બધી ચીજોને ઝીણી વાટી લેવી. પછી ગરમાળાની સિંગના ગર્ભને પાણીમાં ઉકાળી, મસળી તે ગાળી લેવું. આ પાણી સાથે ઘૂંટી, ૧–૧ રતીની ગોળીઓ વાળી, શંખજીરાના ચૂર્ણમાં નાખતા જવી.

માત્રા—૧થી ૪ ગોળી રાત્રે સૂતી વખતે પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ ગોળીઓથી સવારમાં એક બે વાર જુલાબ લાગી પેટ સાફ થાય છે. ઉદરરોગ, અર્શ અને બીજા રોગોમાં પેટ સાફ રાખવાની જરૂર હોય ત્યારે આ વપરાય છે. સામાન્ય રીતે એક ગોળી લેવાથી એક જ ઝાડો થાય છે. આ ગોળીથી પેટમાં કાંઇપણ ચૂંક વગેરે થતું નથી.

આ વટી આંતરડાને કોઈપણ નુકસાન કરતી નથી, પેટમાં દુખાવો કરતી નથી, પેટમાં વાયુ ભરાઈ રહ્યો હોય તેને બહાર કાઢે છે અને જંતુઓનો નાશ કરે છે. આ નિર્ભય ઔષધિ છે. ઘણાં વર્ષોથી અમે આ ગોળી વાપરીએ છીએ. બાળક, વૃદ્ધ, યુવાન, કોમળ પ્રકૃતિની સ્ત્રીઓ, એ બધાને જરૂર વખતે આપીએ છીએ.

## (૪૮) હિસ્ટીરિયાનાશક વટી

**વિધિ**—ગાંજો, કપૂર અને વજ ૧-૧ તોલો, જટામાંસી ૨ તોલા, ખોરાસાની અજમો ૪ તોલા અને કેસર ૩ માસા લેવું. બધાંને મેળવી ખાંડી ઝીણું ચૂર્ણ કરવું. પછી ૬ કલાક આદાના રસમાં ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા**—૨-૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ ગોળીના સેવનથી હિસ્ટીરિયા ૨૧ દિવસમાં મટી જાય છે. એ મગજને શાંત કરે છે, નકામા વિચારો દૂર કરે છે, પુરુષોને પણ શક્તિ આપે છે અને પાચનશક્તિ સુધારે છે.

## (૪૯) વાતહર ગુટિકા

**વિધિ**—ભિલામા ૮ તોલા, પીપળીમૂળ, પીપર, અક્કલગરો, સૂંઠ અને માલકાંકણી દરેક ૧-૧ તોલો લેવું. બધાંને ઝીણું વાટી ૫ તોલા ગોળ મેળવી બોર જેવડી ગોળીઓ વાળવી. **( આ. નિ. મા. )**

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર ઘી સાથે આપવી. પહેલાં ાા તોલો ઘી ચાટીને ગોળી ગળી જવી, ઉપર ાા તોલો ઘી ચાટી જવું.

**ઉપયોગ**—આ ગુટિકા સંધિવા, અર્દિત, આમવાત, ઊરુસ્તંભ (આઢ્યવાત), કટિગ્રહ, પક્ષાઘાત વગેરે વાયુના રોગોનો નાશ કરે છે.

**સૂચના**—તેલમાં બનાવેલી ચીજો ખાવાથી જલદી ફાયદો થાય છે, અને દૂધ અને ગળી ચીજો ન ખાવી જોઇએ.

## (૫૦) ચીંચાભલ્લાતક વટી

**વિધિ**—આમલી અને ભિલામુ સરખે ભાગે લઇ ખાંડી, ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. આમલી નવી લેવી; બીયાવાળી નહિ લેવી. બંને ચીજોને ખાંડવાથી ગોળી વળી જશે. પાણી નાખવાની જરૂર નથી. ( આ. નિ. મા. )

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ થી ૩ વાર મધ અથવા પાણી સાથે લેવી.

ઉપયોગ—આ વટીના સેવનથી કૉલેરા, સંગ્રહણી, ઝાડા, પેટમાં ચૂંક, ઉપદંશને લીધે થનારો સંધિવા, પક્ષાઘાત, અર્દિતવાયુ, મન્યાસ્તંભ, કટિગ્રહ, ગૃધ્રસી અને શિરાગતવાયુ વગેરે રોગો મટી જાય છે. આ દવા સાથે ખાસ પરહેજ નથી. આ કૉલેરાની અકસીર દવા જણાઇ છે, અને બીજા રોગોમાં પણ સારી અસર કરતી દેખાય છે.

વિષૂચિકાના બે પ્રકાર છેઃ જંતુઓથી થનાર અને અપચાથી થનાર. આમાં જંતુપ્રધાન કૉલેરા વધારે ભયંકર છે. એનાં પ્રાથમિક લક્ષણો ઊલટી અને ઝાડા છે. ઝાડા અને ઊલટી થોડા થોડા સમયને અંતરે થયા કરે છે; તરસ લાગે છે, શરીર ઠંડું પડવા માંડે છે અને અશક્તિ વધે છે. જો ૧૨ કલાકમાં યોગ્ય ઉપચાર ન કરવામાં આવે તો રોગ અસાધ્ય બની જાય છે. અપચાથી થનાર પ્રકારમાં પણ ઝાડા અને ઊલટી થાય છે; પણ બહુ વખત પછી. પેટમાં વાયુ ઉત્પન્ન થાય છે, બહુ તરસ નથી લાગતી અને બહુ અશક્તિ આવતી નથી. આ બંને પ્રકારની પહેલી અવસ્થામાં જો આ વટી આપવામાં આવે તો રોગ વધતો અટકી જાય છે અને થોડા જ વખતમાં દરદી સ્વસ્થ થઇ જાય છે. અપચાથી થનાર વિષૂચિકામાં ૨–૨ ગોળી દિવસમાં ૩ કે ૪ વાર મધ સાથે આપવી જોઇએ. જો જંતુજન્ય પ્રબળ વિષૂચિકા હોય તો ૧–૧ ગોળી અર્ધો અર્ધો કલાકે ડુંગળીનો રસ કે ૨–૨ તોલા પાણી સાથે આપવી જોઇએ. તેમજ રોગ જેમ જેમ ઓછો થતો જાય તેમ તેમ અંતર વધારતા જવું જોઇએ. વિષૂચિકાનું શમન થઇ પ્રકૃતિ સ્વસ્થ ન થાય ત્યાં સુધી પાણી સિવાય કાંઇ પણ ખોરાક ન આપવો જોઇએ. પાણી પણ ૧–૧ ચમચી પાવું જોઇએ.

જો જંતુજન્ય વિષૂચિકા ઉપચાર ન કરવાથી વધી ગયો હોય, દરદી અશક્ત થઇ ગયો હોય, ૫–૫ મિનિટે પાતળા સફેદ પાણી જેવા ઝાડા થતા હોય, વારંવાર ઊલટી પણ થતી હોય, માંસપેશીઓ ખેંચાતી હોય, શરીર ઠંડું પડી ગયું હોય અને ચહેરો નિસ્તેજ થઇ ગયો હોય, તો એવી સ્થિતિમાં આ વટી ન આપવી જોઇએ. પરંતુ વિષૂચિકાંતક રસ કે વિષૂચિકાહર વટી આપવી જોઇએ. અંતિમ જેવી સ્થિતિ થઇ ગઇ હોય તો સિરા મારફત લવણજલ ચઢાવવું પડે છે.

સંગ્રહણીમાં ઘણા પ્રકાર છે. આમાશયની પાચનક્રિયા નબળી પડવાથી આમવિષ થયા કરે છે. પછી મળ સાથે આમ વધારે નીકળે છે. આને આમસંગ્રહણી કહે છે. બીજા પ્રકારમાં આંતરડાની પાચનક્રિયા પણ દૂષિત થઈ જાય છે. યકૃતપિત્તનો સ્રાવ ન થવાથી મળ સફેદ રંગનો અને ગંધાતો હોય છે. તેમજ નાના

આંતરડામાં ઉગ્રતા હોવાથી પાચનક્રિયા થતી નથી, અને શોષણક્રિયા બરાબર ન થવાથી પાતળો રસ રહી જાય છે. જો આમાશય, યકૃત અને આંતરડા બધાં દૂષિત હોય તો બંને સ્થાનોની પાચનક્રિયા બગડે છે. પછી આમવાળા સફેદ, ગંધાતા અને પાતળા ઝાડા થાય છે. જો પાતળાપણું મર્યાદિત હોય અને દિવસમાં ૩–૪ થી વધારે ઝાડા ન થતા હોય, તો આ ચીંચાભલ્લાતક વટી વપરાય છે. આ વટી આમાશય, આંતરડાં અને યકૃત ત્રણેને શક્તિ આપે છે. આ કારણથી ત્રણે જાતની સંગ્રહણી પર એ નિર્ભયતાપૂર્વક વાપરી શકાય છે.

**નોંધ**—જો સંગ્રહણીમાં મળ બહુ પીળો, ગરમ અને પાણી જેવો પ્રવાહી હોય, પેટમાં ચૂંક આવતી હોય, કોઈ કોઇ વખત લોહી પડતું હોય, દિવસમાં ૧૦–૨૦ કે વધારે ઝાડા થતા હોય, તો તેની પર આ વટી વપરાતી નથી; પણ પર્પટીકલ્પ વપરાય છે.

અતિસાર અને સંગ્રહણીમાં મઠા સાથે આ ગોળી આપવાથી જલદી ફાયદો થાય છે, ઝાડા ઓછા થાય છે, દુખાવો મટે છે અને પેટમાં આફરો ચઢતો નથી.

ઉપદંશ જંતુજન્ય રોગ છે. આ રોગ મટયા પછી જો લોહીની અંદર જંતુઓ રહી જાય છે તો વિપવૃદ્ધિ, ગડગૂમડ, સંધિવા, પક્ષાઘાત, અર્દિત, કટિવાત વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. આ લોહીવિકારની અથવા ઉપદ્રવરૂપી વાયુના વિકારોની પહેલી અવસ્થામાં આ વટી આપવામાં આવે અને પરહેજી પાળવામાં આવે તો ફાયદો થઇ જાય છે. જો રોગ જૂનો થઇ જાય તો સોમલવાળી ઔષધિ આપવામાં આવે છે.

ઉપદંશથી સંધિવા થયો હોય કે અર્દિત, પક્ષાઘાત, કટિવાત, ગૃધ્રસી વગેરે વાયુવિકારો થયા હોય અથવા શિરાગત વાતવિકાર થયો હોય, તો ૨–૨ ગોળી પાણી સાથે આપતા રહેવાથી સારો ફાયદો થાય છે.

**સૂચના**—આ વટીના સેવન વખતે માંસાહાર છોડી દેવો જોઇએ. તેમજ પેશાબ લાલ રંગનો થાય તો આ વટી બંધ કરવી જોઇએ અને નારિયેળનું પાણી પાવું જાઇએ.

## (૫૧) ધાત્રીભલ્લાતક વટી

**વિધિ**—ભિલામા ૧ શેર, હરડે, બહેડાં અને આમળાં ૪૦–૪૦ તોલા, સૂંઠ, મરી અને પીપર ૩૦–૩૦ તોલા, કાળાતલ ૧ શેર અને જૂનો ગોળ ૧ શેર લેવો. બધાને ઝીણું વાટી, ગોળ મેળવી, ચણીબોર જેવડી ગોળીઓ વાળવી.

(આ. નિ. મા)

**સૂચના**—ભિલામા ખાંડતી વખતે હાથે તેલ લગાડવું અને લોઢાની કડછીથી

ાં કાઢવાં અથવા હલાવવાં. બીજી ઔષધિઓનું ચૂર્ણ મેળવી ખાંડવાથી ભિલા-ામાના તેલનો ભય ઓછો થઈ જાય છે.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી આમાશય અને પેટના બધા રોગો શૂળ, આમવાત, બધી જાતના વાતરોગ, ઉપદંશ અથવા બીજા કારણે થનારો સંધિવા, અર્ધાગ-વાયુ, ઊરસ્તંભ (આઢ્યવાત) અને પરમિયાના બાકીના ઉપદ્રવો વગેરેને મટાડે છે.

આમાશયની પાચનક્રિયા આમાશય રસના સ્રાવ પર આધાર રાખે છે. આમાશય રસનો સ્રાવ ઓછો હોય તો પાચનક્રિયા મંદ પડી જાય છે; આમ ઉત્પન્ન થાય છે અને મોં ફિક્કું રહે છે. આ કફવિકાર કહેવાય છે. આમાશયનો સ્રાવ કોઈવાર ઓછો અને કોઈવાર વધારે થવાથી આમાશયની વાતવાહિનીઓની શિથિલતા અને ઉત્તેજના થાય છે. આને વાતવિકાર કહ્યો છે. આમાશયરસનો સ્રાવ તીવ્ર, બહુ અમ્લ અને વધારે પ્રમાણમાં થાય ત્યારે પિત્તપ્રકોપ નામ આપ્યું છે. આ પ્રકાર ખાસ કરીને અમ્લપિત્તમાં દેખાય છે. આમાંથી વાત અને કફ-જન્ય અગ્નિમાંદ્ય પર ધાત્રીભલ્લાતક વટી આપવામાં આવે છે.

ઉદરરોગ મોટે ભાગે પાચનક્રિયાની વિકૃતિ થવાથી થાય છે. આ વટી આમાશય અને યકૃત બંનેને શક્તિ આપે છે. એટલા માટે વાતપ્રધાન ઉદરરોગ, કફપ્રધાન ઉદરરોગ, પ્લીહોદર અને યકૃદાલ્યુદરની પહેલી અવસ્થામાં આ વટી વાપરી શકાય છે.

પેટમાં મળની ગાંઠ બાઝી જવાથી, કે કાચો મળ ભેગો થવાથી પેટમાં શૂળ ઉત્પન્ન થાય છે. સાથે સાથે અપચો કે કબજિયાતનાં બીજાં લક્ષણો થાય છે. એમાંથી અપચાથી શૂળ મારતી હોય, ખરાબ ઓડકાર આવતા હોય, પેટ ભારે લાગતું હોય તો આ વટી પાણી કે મઠા સાથે અપાય છે. જો કબજિયાત-થી શૂળ મારતી હોય તો ૦ાા થી ૧ તોલો હરડેના ઉકાળા સાથે આ વટી આપવામાં આવે છે.

આમના પ્રકોપથી આમવાત (Rheumatism) થાય છે. એલોપથીમાં એને જંતુજન્ય માન્યો છે. આ રોગની તીવ્ર અવસ્થામાં ઠેકઠેકાણે વીંછી કરડ્યા જેવી વેદના થાય છે, પેશાબ લાલ થાય છે અને તાવ ૧૦૨° થી ૧૦૪° સુધી વધી જાય છે. કેટલાક રોગીઓના હૃદયમાં પણ વિકૃતિ થાય છે. આ તીવ્ર અવસ્થામાં આ વટી ફાયદો કરે છે. ચિરકારી અવસ્થામાં તાવ નથી રહેતો અને દરદ ઓછું થઈ જાય છે. તે વખતે આ વટી લોહીમાં રહેલા વિષને બાળે છે અને હૃદય અને આમાશય વગેરે પાચન અવયવોને બળવાન બનાવે છે. એવી રીતે ભવિષ્યના

આક્રમણથી રક્ષણ મળે છે. આ રોગવાળાઓએ મધુર પદાર્થોનું સેવન ઓછામાં ઓછું કરવું જોઇએ.

જેવી રીતે પ્રદાહપ્રધાન વાત રોગોમાં ચીંચાભલ્લાતક વટી વપરાય છે તે રીતે આ વટી પણ અપાય છે. જે દરદીઓની લોહીની પ્રતિક્રિયા અમ્લ રહેતી હોય, ખાટા પદાર્થ લેવાથી બધા સાંધા જકડાઈ જતા હોય અને દાંત ખટાઇ જતા હોય, એમને ચીંચાભલ્લાતક વટીને બદલે ધાત્રીભલ્લાતક વટી અપાય છે.

પરમિયો બહુ દુ:ખદાયક છે. એને અટકાવતાં દરદી રોગ મટી ગયો એમ માની લે છે અને દવા બંધ કરી દે છે; એટલુંજ નહિ પણ આહાર–વિહારમાં સ્વચ્છંદી બની જાય છે. એને પરિણામે પરમિયાના જંતુઓનું વિષ રક્ત વગેરે ધાતુઓમાં લીન થઇ દૃઢ થઈ જાય છે. પછી સાંધે સાંધા જકડાઇ જવા, ગડ-ગૂમડ નીકળવા, પેશાબમાં બળતરા થવી વગેરે ઉપદ્રવો થાય છે. આ ઉપદ્રવોને મટાડવા માટે ધાત્રીભલ્લાતક વટી વપરાય છે. આ વટીથી જંતુઓનો નાશ અને રક્તપ્રસાદન થઈ ઉપદ્રવો દૂર થાય છે. ખરી રીતે વિષનો પૂરેપૂરો નાશ કરવા માટે ૧ વર્ષ સુધી પરહેજી સાથે ચંદ્રપ્રભા વટી કે ગોક્ષુરાદિ ગૂગળનું સેવન કરાવવું જોઇએ.

ઉપરના રોગો ઉપરાંત અર્શ પર પણ આ વટી હિતકારક છે. આ વટીના સેવનથી ગુદનલિકામાં લોહીનું દબાણ ઓછું થઇ જાય છે, પેટમાં વાયુ ઉત્પન્ન થતો અટકે છે અને પેટ સાફ થાય છે. આથી અર્શનો ત્રાસ મટે છે.

સ્ત્રીઓને માસિક ધર્મ વખતે દરદ થતું હોય, સ્રાવ ઓછો થતો હોય અને પછી એને લીધે કમરમાં દરદ, માથું ભારે રહેવું, દૃષ્ટિની મંદતા, અશક્તિ, શ્વેતપ્રદર અને મંદાગ્નિ વગેરે રહેતા હોય તેવી સ્ત્રીઓને ધાત્રીભલ્લાતક વટી અપાય છે.

### (૫૨) ગંધક વટી

**વિધિ**—શુદ્ધ ગંધક ૨ તોલા, ચિત્રકનાં મૂળ, મરી અને પીપર ૧–૧ તોલા, સૂંઠ ૨ તોલા, જવખાર, સિંધવ, સંચળ અને સાંભરલૂણ ૦।।–૦।। તોલો લેવાં. બધાને ખરલ કરી, લીંબુના રસની ૭ ભાવના આપી, ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (ર. રા. સું.)

**માત્રા**—૧ થી ૪ ગોળી દિવસમાં ૩ વાર જમ્યા પછી ૨ કલાકે આપવી.

**ઉપયોગ**—આ વટી મંદાગ્નિ, અરુચિ, અજીર્ણ, શૂળ, સૂક્ષ્મ કૃમિ, ગ્રહણીવિકાર, આમવૃદ્ધિ, ગુલ્મ અને ઉદાવર્તનો નાશ કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે. લીંબુના રસની ૭ ભાવના આપવાથી આ ગોળી તરત અસર કરે છે, ઉદાવર્ત

(પેટમાં દૂષિત વાયુ થઇ ઉપર ચઢવો)ને તરત દબાવે છે, તેમજ શૂળ બેચેની વગેરે દૂર કરે છે.

આ વટી ઉત્તમ જંતુઘ્ન અને દીપન–પાચન છે. આ વટીના સેવનથી આમાશયિક રસ અને યકૃતના પિત્તનો સ્રાવ વધારે થાય છે. એથી આંતરડા અને આમાશય બંનેની પાચન ક્રિયા બળવાન બને છે. એટલે મંદાગ્નિ, આમવૃદ્ધિ, પેટમાં ભારેપણું, પેટમાં કૃમિ અને કબજિયાત વગેરે વિકારો મટે છે. તેમજ યકૃતપિત્ત ઓછું મળવાથી મળમાં દુર્ગંધ, મળ સફેદ રંગનો થઈ જવા, સૂક્ષ્મ કૃમિ થવા વગેરે લક્ષણો દૂર થાય છે. આમાશય, આંતરડાં અને યકૃત નબળાં થઇ જવાથી ઘી વગેરેનું વધારે સેવન કરવામાં આવે તો અપચો થાય છે. પછી પેટમાં દરદ, આફરો, વારંવાર ખરાબ ઓડકાર આવવા, કોઈ કોઇને દિવસમાં ૩–૪ વાર થોડો થોડો ઝાડો થવો અને અરુચિ વગેરે લક્ષણો થાય છે. તેમજ વારંવાર ખાવાનાં સ્વપ્નો આવ્યા કરે છે. આ રોગ પર આ વટીની સારી અસર થાય છે. ગંધક વટી ૧–૧ કલાકે ૨–૩ વાર આપવી જોઈએ. જો રોગ જૂનો હોય તો આ વટી એકાદ મહિના સુધી આપવાથી આમાશય, યકૃત અને આંતરડાં બળવાન બની જાય છે. આ વટીમાં ગંધક, ચિત્રકમૂળ, પીપર, મરી, સૂંઠ એ બધાં અગ્નિ પ્રદીપ્ત કરનાર દ્રવ્યો છે. જો અપચાથી વિષૂચિકા થાય એટલે કે ઊલટી અને ઝાડા થયા કરતા હોય, પેટમાં દુખાવો થયા કરતો હોય, તો ૧–૧ કલાકે ૩–૪ વાર ડુંગળીના રસ સાથે આ વટી આપવાથી ફાયદો થઇ જાય છે. રોગ મંદ હોય તો ૪–૬ દિવસ સુધી દિવસમાં ૩ વાર મઠા સાથે આ વટી આપવી જોઈએ.

આમપ્રકોપથી શરીરમાં અશક્તિ અને પાંડુતા આવી હોય અને રસધાતુ યોગ્ય ન બનવાથી રક્તાદિ ધાતુઓ પણ ન્યૂન કે સદોષ બનતી હોય, તો કેટલાક દિવસ સુધી જમ્યા પછી ૨ કલાક પછી ગંધક વટી આપવાથી પાચનક્રિયા બળવાન બને છે. પછી આમની ઉત્પત્તિ થતી નથી, અને ધીમે ધીમે પાંડુતા અને અશક્તિ દૂર થાય છે.

યકૃતપિત્તનો સ્રાવ ઓછો થવાથી, દૂષિત પદાર્થો વધારે ખાવાથી, વધારે માંસાહાર કરવાથી કે અપથ્ય કે સંયોગવિરોધી પદાર્થો એકસાથે લેવાથી પેટમાં સૂક્ષ્મ કૃમિઓ ઉત્પન્ન થાય છે. ઘણીવાર આ કૃમિઓ ૧૨ કલાકમાં જ ઉત્પન્ન થઈ મળ સાથે અસંખ્ય પ્રમાણમાં નીકળે છે. આ વિકાર દૂર કરવા માટે પહેલાં દિવેલનો રેચ આપી પેટ સાફ કરી લેવું જોઇએ. પછી પરહેજી સાથે કેટલાક દિવસ સુધી ગંધક વટી આપવાથી આ વિકાર મટી જાય છે.

**નોંધ**—ઘણું કરીને સૂક્ષ્મ કૃમિવાળાઓને દૂધ અનુકૂળ નથી આવતું; દહીં અને મઠો વધારે અનુકૂળ રહે છે. લસણ અને ડુંગળી પણ હિતકર છે.

## (૫૩) કન્યાલોહાદિ ગુટિકા

**વિધિ**—એળિયો ૧૦ તોલા, વિલાયતી હીરાકસી (Sulphate of Iron) ળા તોલા, તજ ૫ તોલા, એલચી ૫ તોલા, સૂંઠ ૫ તોલા અને ગુલકંદ ૨૦ તોલા લેવો. બધાંને મેળવી વટાણા જેવડી ગોળીઓ વાળવી. **(આ. ઔ.)**

**માત્રા**—૨ થી ૩ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ ગુટિકા બહુ સૌમ્ય છે. સ્ત્રીઓને રજ વધારે આવતું હોય, અનિયમિત આવતું હોય અગર વધારે દિવસથી બંધ થઈ ગયું હોય, એ બધાને એ સુધારે છે. રજ આવી ગયા પછી ૧૦ દિવસ સુધી આ ન આપવી; પછી ફરી શરૂ કરવી.

આ વટી અમે વર્ષોથી સફળતાપૂર્વક વાપરીએ છીએ. કેટલીક યુવતીઓને માસિકધર્મ આવવાની શરૂઆતથી જ પેટમાં બહુ દુખાવો થાય છે અને માસિકધર્મ બરોબર આવતું નથી. પછી માથાનું દરદ, વ્યાકુળતા, મંદાગ્નિ, અરુચિ, કબજિયાત વગેરે લક્ષણો થાય છે. એવી સ્ત્રીઓને ૪–૬ મહિના સુધી આ વટી આપવાથી માસિકધર્મ નિયમિત આવવા માંડે છે. આ વટી નાની ઉંમરની સ્ત્રીઓ માફક મોટી ઉંમરની સ્ત્રીઓને પણ અપાય છે.

**નોંધ**—જો સ્ત્રીના શરીરમાં પાંડુતા આવી ગઇ હોય, લોહી ઓછું હોય તો પહેલાં લોહી વધારનારી ઔષધિ આપવી જોઇએ. પછી માસિકધર્મ બરોબર ન આવતું હોય તો આ વટી આપવી જોઈએ.

આ ઔષધિના સેવન વખતે ચણા, વટાણા, વાલોળ વગેરે કઠોળ, મીઠાઇ અને પચવામાં ભારે પદાર્થો ઓછા લેવા જોઈએ; નહીંતર કોઇકને કોઇ વાર પેટમાં દુખાવો થવા માંડે છે.

## (૫૪) કાસીસાદિ વટી

**પહેલી વિધિ**—હીરાકસી, કુલાવેલો ટંકણખાર, સેકેલી હિંગ અને એળિયો આ બધાને સમભાગે મેળવી, કુંવારના રસમાં ૬ કલાક ખરલ કરી, ૧–૧ રતીની ગોળીઓ વાળવી. 'ભૈષજ્યરત્નાવલી' અને 'આયુર્વેદસંગ્રહ'ના કર્તાઓએ આ ગોળીનું નામ 'રજ.પ્રવર્તની' વટી રાખ્યું છે.

**માત્રા**— ૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—આ વટી સ્ત્રીઓને માસિક ઋતુ ઓછો આવતો હોય, ઋતુ વખતે દુખાવો થતો હોય, અને અનિયમિત ઋતુ આવતી હોય આ બધા રોગોને દૂર કરી ગર્ભાશયને શુદ્ધ કરે છે. માસિક ઋતુ આવી ગયા પછી ૧૦ દિવસ આ દવા બંધ રાખવી. આ વટી 'કન્યાલોહાદિ વટી' કરતાં ઉષ્ણ છે.

**બીજી વિધિ**—હીરાકશી, સેકેલી હિંગ, ફુલાવેલો ટંકણખાર, સૂંઠ, ચિત્રકના મૂળ, ઇંદ્રવરણા, ઇંદ્રવરણાનાં મૂળ, જવખાર, સાજીખાર, સિંધવ, હળદર, દારુહળદર, કપૂર અને સમુદ્રફીણ એ ૧૪ ઔષધિઓ સરખે ભાગે મેળવી, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી કુંવારના રસમાં ખરલ કરી ચણા જેવડી ગોળીઓ અને સોગઠીઓ બનાવી લેવી. (ર. ત.)

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવી અને જરૂર હોય ત્યારે સોગઠી જનનેન્દ્રિયમાં રાખવી.

**ઉપયોગ**—આ વટી સ્ત્રીઓનું માસિક ઋતુ બંધ થઈ જવું, ઋતુ વખતે દુખાવો વગેરે માસિક રજના દોષો દૂર કરી માસિક રજ ચોખ્ખું અને વખતસર લાવે છે. પહેલી વિધિ કરતાં આ વધારે તીવ્ર છે માટે નાજુક પ્રકૃતિવાળી સ્ત્રીઓને ન આપવી.

### (૫૫) પ્રદરાંતક વટી

**વિધિ**—અશોકપિષ્ટિ અને કેરબાપિષ્ટિ ૧-૧ તોલો, હીરા દખ્ખણ ૨ તોલા અને રસવંતી ૩ તોલા, આ બધાને સમભાગે મેળવી, પાણી સાથે ઘૂંટી, વટાણા જેવડી ગોળીઓ વાળવી. (વૈ. ચિ. સા.)

**માત્રા**—૨-૨ ગોળી દિવસમાં ૨ વાર ચોખાના ધોવણ સાથે લેવી.

**ઉપયોગ**—આ વટી રક્ત પ્રદર અને અર્શનું લોહી બંધ કરવા માટે નિર્ભય અને બહુ જ હિતકર છે. લોહીને બહુ જલદી બંધ કરે છે અને ગરમી, બેચેની અને કબજિયાતને દૂર કરે છે.

### (૫૬) સ્નુહીક્ષાર ગુટિકા

**વિધિ**—એક બાટલી પર ત્રણ કપડમટી કરી અંદર સેકેલી ચણાની દાળ (દાળિયા) ભરવી અને ઉપર થુવેરનું દૂધ ભરી ડટો લગાવી દેવો. પછી બાટલીને જમીનમાં દાટી, ઉપર ૬ આંગળ માટી દાબી દેવી. ૫ દિવસ સુધી રોજ ઉપર ૨ા-૨ા શેર છાણાં બાળવાં. પછી બાટલી કાઢી, જમીનમાં ઊંધી દાટી, ૫ દિવસ ૨ા-૨ા શેર છાણાં બાળવાં. બાદ બાટલી કાઢી લેવી. મોટે ભાગે બાટલી ફૂટી જાય છે માટે સંભાળીને કાઢવી. પછી દાળને ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ વાળી તાપમાં સૂકવી લેવી.. (આ. નિ. મા.)

**માત્રા**—૧-૧ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે ગળાવવી અને ત્રણેવાર ઉપર થોડું થોડું પપૈયું ખવડાવવું.

**ઉપયોગ**—આ સ્નુહીક્ષાર ગુટિકાથી રક્તગુલ્મ ઓપરેશન વગર મટે છે. દરદીને ૧ શેર કે વધારે વજનનું પાકું પપૈયુ આપવું જોઇએ. સવારે પપૈયું આપી પછી દવા આપવી. પપૈયું એક દિવસમાં ૨-૩ વખત થઇ આપવું. ગળી ચીજો

બિલકુલ ન આપવી. આ રીતે ૪-૬ મહિના સુધી નિયમિત સેવન કરાવવાથી સ્નેહન, સ્વેદન, છેદન, ભેદન વગેરે ક્રિયા વગર જ રક્તગુલ્મ ગળી જાય છે. યોનિમાંથી લોહી કે પરુ નીકળતું નથી, તેમજ ઊલટી, ઝાડા, પેટમાં દરદ, વ્યાકુળતા વગેરે લક્ષણો પણ થતાં નથી.. માસિક વધારે આવતું હોય, અનિયમિત આવતું હોય, રક્તગુલ્મને લીધે રોકાઇ ગયું હોય, અથવા તેમાં દુખાવો થતો હોય, આ બધા વિકારોને દૂર કરી માસિક નિયમિત આવે છે અને દરદીને આરામ થાય છે. રક્તગુલ્મના શમન માટે આ નિર્ભય અને ઉત્તમ ઉપાય છે.

### (૫૭) બાલરક્ષક સોગઠી

**વિધિ**—વાવડિંગ, વાપુંબા, સંચળ, કરિયાતું, ઇંદ્રજવ, સૂંઠ, હરડે, દિકામાળી, વજ, જાયફળ, જાવંત્રી, સેકેલા કરંજનાં બી, પિત્તપાપડો, કડુ, કાળીજીરી, કલંભો, અતિવિષા, એળિયો, રેવંચીનો શીરો અને મરડાશીંગ એ બધી વસ્તુઓ સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું. પછી તેને પાણી સાથે ખરલ કરી સોગઠીઓ બનાવી લેવી. (વૈ. ચિ. સા.)

**ઉપયોગ**—આ સોગઠી નાનાં બાળકોને ઝીણો તાવ, ખાંસી, કબજિયાત અને પેટનું દરદ વગેરે ઉપદ્રવોમાં જ્યારે જ્યારે જરૂર હોય ત્યારે પથ્થર પર પાણી સાથે સહેજ ઘસીને પાવાથી પેટ તરત સાફ થઇ જાય છે. જરૂર હોય તો ૨ કલાક પછી બીજીવાર પાવી.

### (૫૮) બાલરક્ષક ગુટિકા

**વિધિ**—જાયફળ, જાવંત્રી, તજ, લવંગ, એલચી, અજમોદ, ધોળાંમરી, વાપુંબા, વાવડિંગ, સૂવા, સંચળ, હરડે, કરિયાતું, સેકેલાં કરંજનાં બી, અતિવિષા, દાડમછાલ, પીપળીમૂળ, વાંસકપૂર, એળિયો, હીરાબોળ, ખસખસ, લોબાન અને કેસર એ બધી વસ્તુઓ સરખે ભાગે લઈ ઝીણું ચૂર્ણ કરવું. પછી મધમાં ઘૂંટી મગ જેવડી ગોળીઓ વાળવી. (વૈ. ચિ. સા.)

**નોંધ**—એળિયાથી ગોળી બહુ કડવી બને છે. માટે અમે એળિયાને બદલે હીમજ મેળવીએ છીએ.

**માત્રા**—૧ થી ૬ મહિનાનાં બચ્ચાંને ૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર. માના ધાવણ સાથે આપવી. ૬ થી ૧૨ મહિનાનાં બાળકને ૨ થી ૪ ગોળી આપવી. મોટા બાળકને વધારે માત્રા આપવી.

**ઉપયોગ**—બાળકોના પાતળા ઝાડા, ઊલટી, અજીર્ણ, વાયુ, મંદાગ્નિ, નબળાઇ અને કબજિયાત વગેરે દોષો દૂર થઇ દૂધ સારી રીતે પચે છે, અને શરીર નીરોગી અને મજબૂત બને છે. આ ગોળી બાળકોના બધા રોગોમાં બહુ ઉપયોગી છે.

### (૫૯) ડબ્બાનાશક ગુટિકા

વિધિ—દાડમીનાં બી અને રેવંચીનો શીરો સરખે ભાગે લઈ, દાડમીના રસમાં ખરલ કરી, અડદ જેવડી ગોળીઓ વાળવી.

**નોંધ**—ગોળીઓ એકબીજા સાથે ચોંટી લોચો થઈ જાય છે માટે જરૂર હોય ત્યારે મિશ્રણમાંથી ગોળીઓ વાળી લેવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી ૧ અથવા ૨ વાર જરૂર પડે ત્યારે આપવી.

ઉપયોગ—બાળકોની વરાધ મટાડવા માટે આ બહુ ઉપયોગી છે. એક ઝાડો અને એક ઊલટી કરી દરદ શમાવે છે. આ ગોળીઓનો ઉપયોગ હજારો બાળકો ઉપર કરેલો છે. અતિ નિર્ભય અને ઉત્તમ ઔષધિ છે.

### (૬૦) બાલજીવન વટી

વિધિ—ગોરોચન ૩ માસા, એળિયો ૬ માસા, રેવંચીનો શીરો, કેસર, જવખાર, ભોંયરિંગણીના ફૂલનાં કેસર અને દાડમીનાં બી ૧–૧ તોલો લઈ બધાંને ખાંડી, વાટી, ચાળી, આદાના રસમાં ૬ કલાક ઘૂંટી, મગ જેવડી ગોળીઓ વાળી છાંયે સૂકવી લેવી. (ધન્વંતરિ)

**માત્રા**—૧ ગોળી જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે માતાના ધાવણ સાથે અથવા મધ સાથે આપવી.

ઉપયોગ—આ વટીના સેવનથી બાળકોની વરાધ, કબજિયાત, પેશાબ અટકવો, આફરો, શ્વાસ, કાસ વગેરે મટે છે; અને બાળક નીરોગી બને છે.

### (૬૧) તૃષ્ણાદિ ગુટિકા

વિધિ—નીલકમળ, કઠ, ડાંગરની ધાણી (મમરા) અને વડના અંકુર સરખે ભાગે મેળવી બારીક ચૂર્ણ કરી મધ સાથે ૨–૨ રતીની ગોળીઓ વાળવી. (ચક્રદત્ત)

**માત્રા**—૧–૧ ગોળી મોંમાં રાખી એક દિવસમાં ૧૫–૨૦ ગોળીનો રસ ચૂસ્યા કરવો.

ઉપયોગ—આ વટી ખૂબ વધી ગયેલી તરસ અને ઊલટીનો તરત નાશ કરે છે. કોઈ પણ રોગમાં તરસ વધારે લાગે ત્યારે આ ગોળી વાપરી શકાય છે.

### (૬૨) ચતુઃસમો મોદક

વિધિ—સૂંઠ ૫ તોલા, શુદ્ધ ભિલામા ૫ તોલા, વરધારો ૫ તોલા અને જૂનો ગોળ ૧૫ તોલા લેવો. સૂંઠ વગેરે ઔષધિઓને ખાંડી. ગોળ સાથે મેળવી, ૩–૩ માસાના મોદક બનાવી લેવા. (યં. સે.)

**માત્રા**—૧ થી ૨ મોદક દિવસમાં ૨ વાર લેવા. મોદક લીધા પહેલાં અને પછી ૩–૩ માસા ગાયનું ઘી ચાટવું.

**ઉપયોગ**—આ મોદક બધી જાતના અર્શનો નાશ કરવામાં બહુ ઉપયોગી છે, પાચનક્રિયા સુધારે છે, દૂષિત આમનો નાશ કરે છે અને વૃદ્ધ માણસને પણ જુવાન બનાવી દે છે.

## (૬૩) અગ્નિપ્રદીપક ગુટિકા

**વિધિ**—હરડે, બહેડાં, આમળાં, હીમજ, ચિત્રકનાં મૂળ, અજમોદ, શાહજીરું, જીરું અને સિંધવ દરેક ૪–૪ તોલા લઇ અધકચરું ખાંડવું. પછી તેને ૭ દિવસ સુધી ૧૦ શેર અમરવેલના રસમાં પલાળી મૂકવું. ઔષધિથી ઉપર ૧ ઇંચ રસ રહે તેટલો રસ ભરવો. આઠમે દિવસે કડાઇમાં નાખી ચૂલા પર મૂકી, ધીમી આંચ આપી, રસ સૂકવી દેવો. પછી કડાઇ ઉતારી નાખી ઠંડું પડે ત્યારે ૮ માસા મોતીની છીપની ભસ્મ મેળવી, ખરલ કરી, ચણીબોર જેવડી ગોળીઓ વાળવી.
(ગૂઢા ગામવાળા સાંઇજી)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ૨ વાર પાણી સાથે લેવી. દવા લેતા પહેલાં એક મૂળો ખાઇ લેવો.

**ઉપયોગ**—આ ગુટિકા મંદાગ્નિ, જૂના વખતનું અજીર્ણ, કબજિયાત, અરુચિ, પેટમાં ચૂંક, મૂત્રરોગ, લોહીવિકાર, ખાટા ઓડકાર આવવા વગેરે રોગો દૂર કરી જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે.

જ્યારે પિત્તનો પ્રકોપ થઇ અજીર્ણ થાય છે, ત્યારે રોગ જૂનો થયા પછી કફ અને આમ વધે છે, હૃદયની ગતિ મંદ થાય છે અને શરીર બહુ અશક્ત થઈ જાય છે. તેવી સ્થિતિમાં આ ગોળી સારી અસર દેખાડે છે.

**પથ્ય**—મળા અને તાંદળજાની ભાજી અને બાજરી કે ઘઉંની રોટલી. ખાટી ચીજો કે ભારે ખોરાક ન લેવો જોઇએ.

## (૬૪) કસ્તૂર્યાદિ સ્તંભન

**વિધિ**—કસ્તૂરી ૧ ભાગ, કેસર, જાયફળ અને લવંગ ૨–૨ ભાગ, શુદ્ધ અફીણ ૩ ભાગ અને શુદ્ધ ભાંગ ૭ ભાગ લેવી. બધી ચીજોને મેળવી મધમાં ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી. (ર. યો. સા.)

**માત્રા**—૧ થી ૨ ગોળી સાંજે સાકરવાળા દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ ગોળી બહુ જ કામોત્તેજક અને વીર્યસ્તંભન કરનાર છે. તેમજ એ કફ, શ્વાસ, મંદાગ્નિ, ઊંઘ ન આવવી, ઝાડા અને મરડો વગેરે રોગોને મટાડે છે.

## (૬૫) લહશુનાદિ વટિકા

**વિધિ**—લસણ, જીરું, સેકેલી હિંગ, સૂંઠ, મરી, પીપર, શુદ્ધ ગંધક અને સિંધવ આ ૮ ઔષધિઓ સરખે ભાગે મેળવી, લીંબુના રસમાં ત્રણ દિવસ ખરલ કરી વટાણા જેવડી ગોળીઓ વાળી લેવી. (વૈ. જી.)

**માત્રા**—૨ થી ૪ ગોળી દિવસમાં ૩ વાર પાણી કે મઠા (દહીંના ઘોળની) સાથે આપવી. કોલેરામાં અર્ધા અર્ધા કલાકે ૩–૩ ગોળી પાણી સાથે આપતા રહેવી.

**ઉપયોગ**—આ વટી અજીર્ણ, કૃમિ, ઉદરશૂળ, કોલેરા અને આફરો મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે. આ દવા કોલેરા માટે બહુ જ ફાયદાકારક છે.

'રસયોગસાગર'માં આ વટીનાં નામ 'ગંધકવટી', 'વિષૂચિકાવિધ્વંસિની અને 'ત્રિકટુરસાયન' આપ્યાં છે. આ વટી કોલેરા માટે હિતકર છે. લીંબુ અને આદાના રસમાં ૧–૧ રતી સિંધવ અને સંચળ મેળવી, એ રસ સાથે આ વટી આપવાથી શૂળ, ઊલટી, કોલેરા, કૃમિ વગેરેનો નાશ થાય છે.

## (૬૬) વિષૂચિકાહર વટિકા

**પહેલી વિધિ**—અફીણ ૧ તોલો, કપૂર, સેકેલી હિંગ, ફુલાવેલો ટંકણખાર, મરી, સૂંઠ અને શુદ્ધ કરેલો ગંધક ૨–૨ તોલા લેવો. બધાને મેળવી, લીંબુના રસમાં ખરલ કરી ૧–૧ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—૧–૧ ગોળી ૧–૧ કલાકે ૫–૭ વાર આપવી.

**ઉપયોગ**—કોલેરામાં ઊલટી અને ઝાડા બંધ કરે છે, જંતુઓનો નાશ કરે છે અને પેશાબ સાફ લાવી જલદીથી દરદ શમાવે છે,

**સૂચના**—પીવા માટે ૧ શેર પાણીમાં ૧ તોલો લવંગ કે જાયફળ નાખી ઉકાળી લેવું. ઠંડું પડ્યા પછી ગાળી લઈ જરૂર પ્રમાણે વારંવાર ૧–૧ તોલો પાણી પીવરાવવું.

**બીજી વિધિ**—સેકેલી હિંગ ૩ તોલા, આંબાની ગોટલી અને બીજ કાઢી નાંખેલાં લાલ મરચાં ૨–૨ તોલા, અફીણ, જાયફળ, જાવંત્રી અને શુદ્ધ હિંગળોક ૧–૧ તોલો અને પીપરમીંટનાં ફૂલ ૬ માસા લેવાં. આ ૮ ઔષધિઓને મેળવી ૬–૬ કલાક લસણ અને લીંબુના રસમાં ખરલ કરી ૦॥–૦॥ રતીની ગોળીઓ વાળવી.

**માત્રા**—રોગ કાબૂમાં આવે ત્યાં સુધી ૧–૧ કલાકે ૧ થી ૨ ગોળી ૧ તોલા પાણી સાથે કે સાકર સાથે આપ્યા કરવી. રોગ ઓછો થાય એટલે દવા ઓછી આપવી. ઊલટી, ઝાડા અને મરડામાં દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી.

**ઉપયોગ**—કોલેરા માટે આ દવા બહુ જ ફાયદાકારક છે. મરવા પડેલા ઘણા દરદીઓ આ દવાથી થોડા જ કલાકમાં તંદુરસ્ત થઈ ગયા છે. આ દવા આપવાથી કોલેરાના ઝાડા અને ઊલટી તરત રોકાઇ જાય છે, તરસ ઓછી થઇ જાય છે, જંતુઓનો નાશ થઈ જાય છે, અને અંદરની બળતરા શમી જાય છે. હાથપગને ગોટલા ચઢવા બંધ થઇ જાય છે, તેમજ નાડીમાં રહેલી એકદમ શરદી દૂર કરી પાચનક્રિયાને પ્રદીપ્ત કરી રોગીને તંદુરસ્ત બનાવે છે. તેવી જ રીતે મરડો,

અતિસાર, અજીર્ણજન્ય અતિસાર, અરુચિ, ઊલટી વગેરે રોગોને મટાડે છે. નાનાં બાળકોને પણ આ દવા થોડા પ્રમાણમાં અપાય છે. બાળક, યુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ બધાને માટે આ દવા ફાયદાકારક છે.

## (૬૭) હિંગ્વાદિ વટી

**વિધિ**—સેકેલી હિંગ, અમલબેદ, સૂંઠ, મરી, પીપર, અજમો, સિંધવ, બિડલૂણ અને સંચળ, આ ૯ ઔષધિઓ સરખે ભાગે મેળવી, બિજોરાના રસમાં ૩ દિવસ ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળી લેવી. (ચ. દ.)

**માત્રા**—૧ થી ૪ ગોળી દિવસમાં ૨–૩ વાર મદ્ય સાથે લેવી. અથવા ૧–૧ ગોળીનો રસ ચૂસવો.

**ઉપયોગ**—આ ગોળીથી ગમે તેવી વાતશૂળ હોય તે તરત જ બંધ થઇ જાય છે, આફરો મટે છે, અને પાચનક્રિયા બળવાન બને છે.

## (૬૮) વ્યૂષણાદિ ગૂગળ

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં દરેક ૧૦–૧૦ તોલા અને શુદ્ધ ગૂગળ ૬૦ તોલા લેવો. બધાને મેળવી ગોખરુના ઉકાળામાં ૩ દિવસ ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળી લેવી. (ચ. દ.)

**માત્રા**—૧ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર સવારે અને રાત્રે પાણીની સાથે આપવી.

**ઉપયોગ**—આ ગૂગળના સેવનથી વાયુનું અનુલોમન થાય છે, ભેગું થયેલું આમવિષ બળી જાય છે, નવો આમ ઉત્પન્ન થતો અટકે છે, પાચનક્રિયા બળવાન બને છે અને કોઠો નિયમિત રીતે શુદ્ધ થાય છે. આ કારણથી પેટમાં વાયુ ભરાઇ રહેવો, બેચેની, માથાનું દરદ, પાચનશક્તિની વિકૃતિથી થનારો પ્રમેહ, મૂત્રવિકાર અને નવો ઉદરરોગ નાશ પામી શરીર સુદૃઢ અને ઉત્સાહી બની જાય છે.

## (૬૯) સ્વાદિષ્ટ પાચન વટી

**વિધિ**—સૂંઠ, પીપર, લવંગ અને તજ ૨–૨ તોલા; ધાણા, અકકલગરો, ચિત્રકમૂળ અને મરી ૪–૪ તોલા; શાહજીરું, સિંધવ અને સંચળ ૮–૮ તોલા; સેકેલું જીરું ૧૨ તોલા અને દાડમની ખટાઈ ૬૦ તોલા મેળવી, ઘૂંટી, ૧–૧ રતીની ગોળીઓ વાળી લેવી.

**નોંધ**—જો દાડમની ખટાઇ ન મળી શકે તો ૪ ગણા લીંબુના રસમાં ત્રિકટુ વગેરે ઔષધિઓના ચૂર્ણને મેળવી, માટી કે એનેમલના વાસણમાં ગરમ કરી, ગોળીઓ વાળવા લાયક કલ્ક બનાવી લેવો. પછી તેમાં સિંધવ અને સંચળ મેળવી ગોળીઓ વાળી લેવી.

**માત્રા**—૨ થી ૬ ગોળી દિવસમાં ૩ વાર લેવી. અથવા ૧–૧ ગોળી મોંમાં રાખી રસ ચૂસવો.

**ઉપયોગ**—આ ગોળીનો રસ ચૂસતા રહેવાથી લાળનો સ્રાવ વધે છે; પછી તેને અનુરૂપ પાચકપિત્તનો સ્રાવ વધે છે. આથી અપચો, આમની વૃદ્ધિ, અરુચિ, મંદાગ્નિ, પેટમાં ભારેપણું, પેટમાં વાયુ ભરાઇ રહેવો, પેટમાં શૂળ, અપાનવાયુ અટકવો, કબજિયાત, ઊબકા, બેચેની, માથાનું દરદ વગેરે વિકારો પર આ વટી જલદી ફાયદો કરે છે.

રુચિ ઉત્પન્ન કરનાર મુખ્ય ઔષધિઓની અંદર આ વટી ઉત્તમ મનાય છે. આ વટી આમાશયથી મોટા આંતરડા સુધીના દોષોને દૂર કરે છે અને મનને પ્રફુલ્લિત બનાવે છે.

## (૭૦) સર્પગંધાદિ ગુટિકા

**વિધિ**—સર્પગંધા ૧૦ શેર, ખોરાસાની અજમો ૨ શેર, જટામાંસી અને ભાંગ ૧–૧ શેર મેળવી અધકચરો ભૂકો કરવો. પછી રાત્રે ૮ ગણા પાણીમાં પલાળી સવારે મંદ અગ્નિ પર ઉકાળવું અને કડછી વડે હલાવતા રહેવું. ૮ મા ભાગનું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી મસળી કપડાથી ગાળી લેવું. બાદ બીજીવાર ગાળી મંદ અગ્નિ પર પકાવવું. જ્યારે કવાથ કડછીએ ચોંટે એવો જાડો થાય ત્યારે નીચે ઉતારી તડકે સુકવવો. ગોળી વાળવા જેવો થાય ત્યારે તેમાં પીપળીમૂળનું ચૂર્ણ ૨૦ તોલા મેળવી ૨–૨ રતીની ગોળીઓ વાળી લેવી.

**( શ્રી. પં. જાદવજી વિક્રમજી આચાર્ય )**

**માત્રા**—૨ થી ૩ ગોળી રાત્રે સૂતી વખતે પાણી કે દૂધ સાથે આપવી.

**ઉપયોગ**—આ ઔષધિમાં ઊંઘ લાવવાનો અને લોહીનું દબાણ ઓછો કરવાનો ગુણ છે. જ્યારે કોઇ ખાસ રોગથી દરદ થતું હોય, દારૂ, ઉન્માદ કે મગજને વધારે ઉત્તેજના થવાથી ઊંઘ ન આવતી હોય, ત્યારે આ ગુટિકા ઊંઘ લાવવા માટે વપરાય છે આ ગુટિકાના સેવનથી શાંત ઊંઘ આવી જાય છે અને માથામાં લોહીનું દબાણ ઓછું થાય છે.

મૂત્રપિંડનો પ્રદાહ થવાથી પેશાબમાં ઓજ ( Albumen ) જાય છે અને લોહીમાં મૂત્રવિષનો સંચય થાય છે. પછી મગજમાં વિષ પહોંચી લોહીનું દબાણ વધારે છે, ઊંઘ આવતી નથી, માથું ભારે રહ્યા કરે છે, ચક્કર આવે છે અને આખા શરીરમાં સોજા લાગે છે. એ વિકાર પર આ ગુટિકા આપવાથી શાંત ઊંઘ આવવા માંડે છે. સાથે સાથે વૃક્કવિકાર અને મૂત્રવિષના શમન માટે યોગ્ય ઉપચાર કરવા જોઇએ.

હિસ્ટીરિયામા જુદાજુદા લક્ષણો દેખાય છે ઘણાને માથામા લોહીનુ દબાણ વધી ચહેરા પર લાનાશ, માથામા ભારેપણુ, ચક્કર આવવા, ઊંઘ ન આવવી અને મનમા જુદીજુદી જાતના વિચારો આવ્યા કરે છે. તેની પર લોહીનુ દબાણ ઓછુ કરી ઊંઘ લાવવા માટે આ વટી વપરાય છે. માનસિક ઉદ્વેગ વધારે રહેતો હોય તો સાથે કસ્તૂરી પણ અપાય છે

દારૂ, ક્વિનીન વગેરે ઉગ્ર ઔષધિઓ વધારે પ્રમાણમા લેવાથી ઊંઘનો નાશ, લોહીના દબાણમા વધારો, સોજો, હૃદયના થડકારા, અરુચિ, બેચેની, મૂત્રનો અવરોધ, કબજિયાત વગેરે અનેક ઉપદ્રવો થાય છે એમા લોહીનુ દબાણ ઓછુ કરી શાત ઊંઘ લાવવા માટે સર્પગંધાદિ ગુટિકા અપાય છે

## (૭૬) જ્વરમુરારિ ગુટિકા

**વિધિ**—ક્વિનીન સં'ક અને શુદ્ધ ગ્સવતી સરખે ભાગે મેળવી, પાણી સાથે ખરલ કરી, ૧॥-૧॥ રતીની ગોળીઓ વાળવી ગોળીઓ વાળીને મેગ્નેશિયા કાર્બમા નાખતા જવી (શ્રી. ડૉ કર્પૂરસિંહજી)

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમા ૩ વાર દૂધ કે પાણી સાથે આપવી

**ઉપયોગ**—આ ગુટિકા બધી જાતના વિષમજ્વરોનો નાશ કરે છે સતત, એકાતરિયા, ચોથિયા વગેરે તાવને એક જ દિવસમા રોકી દે છે તાવનો વારો હોય તે દિવસે ૬ કલાક પહેલા ૧ માત્રા આપવી પછી ૨ કલાક પછી બીજી વાર આપવી પછી તાવ ન આવ્યો હોય તો ૨ કલાક પછી ત્રીજી વાર આપવાથી તાવ આવી શકતો નથી

જૂના તાવમા સવાર-સાજ અર્ધી માત્રા આપવાથી જીર્ણજ્વર, બરોળની વૃદ્ધિ, અશક્તિ, મદાગ્નિ અને નિસ્તેજતા વગેરે દૂર થાય છે ઇન્ફ્લુએન્ઝા, આમ વાતજ્વર અને ક્ષયજ્વરમા પણ આ ગુટિકા લાભદાયક છે

અપચો, કફનો પ્રકોપ અને ઋતુપરિવર્તનથી આવનારા તથા ટાઢ વાઈ આવનારા બધી જાતના તાવ પર આ વટી તરત અસર કરે છે, અને કબજિયાતને પણ દૂર કરે છે. જેમને વધારે કબજિયાત હોય તેમને પહેલા કબજિયાત દૂર કરવા માટે અશ્વકંચુકી રસ કે જ્વરકેસરી વટી આપી કોષ્ઠશુદ્ધિ કરી લેવી જોઇએ.

**સૂચના**—તાવ ચડ્યો હોય ત્યારે અને ચડતી વખતે આ ગુટિકા ન આપવી જોઇએ, તાવ ઊતરી ગયા પછી રોકવા માટે આપવી (૨) જે તાવ ઊતરી તરત ચડવા માડે છે એવા તાવમા તાવ ઊતરવા માડે તે વખતે આ ગુટિકા અપાય છે. (૩) જ્યા સુધી શરીરમા તાવ ખૂબ હોય ત્યા સુધી ખોરાક ન આપવો જોઇએ. ભૂખ લાગે ત્યારે દૂધ, ચા, મોસબીનો રસ કે કોફી આપવી (૪) પાણી ગરમ કરીને ટંડુ કરેલું પાવુ જોઇએ.

# ચૂર્ણ પ્રકરણ

એક અથવા વધારે વનસ્પતિને મેળવી ખાંડી કરી ચૂર્ણ બનાવાય છે. જો બધી વનસ્પતિઓને જુદીજુદી ખાંડી વસ્ત્રગાળ કરી મેળવવામાં આવે તો શાસ્ત્રમાં કહેલા માપ પ્રમાણે ચૂર્ણ બને છે. જો દ્રાક્ષ, દાડમના દાણા, આમલી વગેરે ઔષધિઓ મેળવવી હોય તો જુદીજુદી ખાંડીને જ મેળવવી જોઇએ. ચૂર્ણ બહુ સૌમ્ય હોવાથી વધારે પ્રમાણમાં લેવું પડે છે. ચૂર્ણથી ઘણું કરી નુકસાન થવાનો સંભવ નથી. વર્ષો સુધી ઘણી જાતના રસાયન અને ભસ્મો ખાઈ જેણે પોતાની પ્રકૃતિ પરાવલંબી બનાવી દીધી હોય તેમને માટે ચૂર્ણોની બનાવટ બહુ શાંતિદાયક મનાય છે.

ચૂર્ણ બનાવવા માટે વનસ્પતિઓ શુદ્ધ, નવી અને સારી જોઇ લેવી જોઇએ. જૂની અને બગડેલી વસ્તુઓ ન લેવી જોઇએ. શાસ્ત્રકારોએ ઔષધિઓ ભેગી કરવાનું કામ વૈદ્યો પર જ રાખ્યું છે. જુદીજુદી ઔષધિઓના વીર્યનો પરિપાકકાળ શરદ, શિશિર અને વસંત ઋતુ છે. આમાંથી જે ઋતુમાં જે ઔષધિનો પાક થાય છે તે વખતે જંગલના ચોખ્ખા ભાગમાં થયેલી વનસ્પતિઓ વિધિપૂર્વક લાવી છાંયે સુકવી સંભાળીને રાખવી જોઇએ.

કાચી વનસ્પતિઓ, કરોળિયાના જાળાવાળી, કીડાવાળી, ખરાબ સ્થાનોમાં ઉત્પન્ન થયેલી વનસ્પતિઓ અને કવખતે થનારી વનસ્પતિઓ ન લેવી જોઇએ. પરંતુ હાલના વખતમાં આ નિયમનું પાલન બહુ ઓછું થાય છે.

હાલમાં તો મોટે ભાગે ગાંધીઓને ત્યાંથી જ વનસ્પતિઓ લેવી પડે છે. વનસ્પતિ જૂની–નવી, સારી–ખોટી, ચોખ્ખી–ખરાબ કેવી છે તે નક્કી જ નથી કરી શકાતું. કેટલાક વૈદ્ય પણ વનસ્પતિઓને ઓળખતા નથી. તે ઉપરાંત કેટલીક વાર તો ગાંધી અજ્ઞાન, આળસ કે સ્વાર્થને ખાતર ભળતી જ વનસ્પતિ આપી દે છે. આવી વખતે ધારેલો ફાયદો કેવી રીતે મળે? એટલે વૈદ્યો માટે એટલું જરૂરનું છે કે બરોબર તપાસ કરીને જ વનસ્પતિઓ લે અને અપ્રસિદ્ધ અને અજ્ઞાત વનસ્પતિ પ્રયોગોમાં ન લે.

ચૂર્ણોને જરૂરી પ્રમાણમાં બનાવી કાચની સારા દાટાવાળી શીશીઓમાં સંભાળપૂર્વક રાખવાં જોઇએ. કાળજી વગર ખુલ્લા રાખવાથી ચૂર્ણ ઊતરી જાય છે. ક્ષારવાળા ચૂર્ણને લોઢાના વાસણમાં ભરવાથી બગડી જાય છે.

સ્વાદિષ્ટ વિરેચન, લવણભાસ્કર, હિંગ્વષ્ટક વગેરે સાકર અને મીઠાવાળા ચૂર્ણો ચોમાસામાં ન બનાવવાં જોઇએ.

આ પ્રકરણમાં કેટલાક ક્ષારવાળા ચૂર્ણો પણ લખ્યાં છે. ક્ષાર હાડકાના પોષણ માટે હિતકર મનાય છે; પણ ધમનીઓની દીવાલને નુકસાન કરે છે.

ક્ષારમાં સાધારણ રીતે પાચક, તીક્ષ્ણ, પિત્તવૃદ્ધિકર અને વીર્યનાશક ગુણ છે. એટલા માટે ક્ષારવાળી દવાઓ ક્ષય, પ્રમેહ, વ્રણ, નેત્રરોગ અને પિત્તાધિક રોગોમાં, સગર્ભા સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને, તેમજ ગરમ ઋતુમાં વિચારપૂર્વક આપવી. તેને અયોગ્ય રીતે વાપરવાથી દાંતમાં દુખાવો, મોંમાં ફેલ્લા, આમાશયમાં દાહ, ધાતુક્ષીણતા, મગજે ગરમી, સાંધાઓમાં દુખાવો વગેરે રોગો ઉત્પન્ન થઈ શરીર ફિક્કું પડી જશે.

કેટલાક ચૂર્ણોમાં અફીણ વગેરે વિષ મેળવવામાં આવે છે. તે ચૂર્ણ ઝેરી બને છે. તેના ઉપયોગ બાબત 'આવશ્યક સૂચના' પ્રકરણમાં અને ગુટિકા પ્રકરણની શરૂઆતમાં સૂચનાઓ લખી છે તેને ધ્યાનમાં રાખી ઉપયોગ કરવો જોઈએ.

## (૧) મહાસુદર્શન ચૂર્ણ

**વિધિ**—હરડે, બહેડાં, આમળાં, હળદર, દારુહળદર, બેઠી ભોંયરીંગણી, ઊભી ભોંયરીંગણી, કચૂરો, સૂંઠ, મરી, પીપર, પીપળીમૂળ, મોરવેલ, ગળો, ધમાસો, કડુ, પિત્તપાપડો, કડાછાલ, જેઠીમધ, નાગરમોથ, ત્રાયમાણ, વાળો, પુષ્કરમૂળ, લીમડાની છાલ, અજમો, ઇંદ્રજવ, ભારંગમૂળ, સરગવાનાં બી, ફુલાવેલી ફટકડી, મોટો વજ, તજ, પદ્મકાષ્ઠ, સફેદ ચંદન, અતિવિષા, ખપાટ, સાલવણ, પીઠવણ, વાવડિંગ, ચિત્રકમૂળ, તગર, દેવદાર, ચવક, પરવળનાં પાન, સફેદ કમળ, કાકોલી (અભાવે આસન), જીવક (અભાવે ભોંયકોળું), ઋષભક (અભાવે વાંસકપૂર), ખસ, લવંગ, તમાલપત્ર, તાલીસપત્ર, જાવંત્રી અને વાંસકપૂર આ ૫૩ વસ્તુઓ સરખે ભાગે લેવી. બધાથી અર્ધું કરિયાતું મેળવી ઝીણું કપડછાણ ચૂર્ણ કરવું. (શા. સં.)

**માત્રા**—૨ થી ૪ માસા દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવું. અથવા ૪ થી ૬ માસા ચૂર્ણનો ફાંટ બનાવી પાવો.

**ઉપયોગ**—આ ચૂર્ણ બધી જાતના જૂના અને નવા તાવ, એકદોષજ, દ્વિદોષજ, ત્રિદોષજ, સન્નિપાત, શીતજ્વર, વિષમજ્વર, ધાતુગત જ્વર, મંદાગ્નિ, અજીર્ણ, નબળાઈ, માથાનું દરદ અને તાવની સાથે શ્વાસ, કાસ, પાંડુરોગ, હૃદયરોગ, કમળો, કેડમાં શળ, પડખામાં શળ વગેરે ઉપદ્રવોનો નાશ કરે છે. તાવ હોય ત્યારે ઉતારવા માટે અને ન હોય ત્યારે રોકવા માટે અપાય છે. આ ચૂર્ણ આપવા માટે કઈ જાતનો તાવ છે એ નક્કી કરવાની ખાસ જરૂર નથી. તેમજ આ ચૂર્ણ વાત, પિત્ત અને કફપ્રકોપ, દ્વંદ્વજ અને ત્રિદોષજન્ય જ્વર, પુરુષ, સ્ત્રી, સ્ત્રી સગર્ભા અને પ્રસૂતા, બાળક અને યુવાન, આ બધાને નિર્ભયતાપૂર્વક આપી શકાય છે.

તાવ ખાસ કરીને આમનો પ્રકોપ થયા પછી પરસેવા મારફત વિષ બહાર ન નીકળવાથી ઉત્પન્ન થાય છે. આ ચૂર્ણથી આમનું પાચન, કોષ્ઠની શુદ્ધિ, વિષને નિર્વિષ કરવું અને પ્રસ્વેદગ્રંથિઓને બંધનમુક્ત કરવી, એ ચારે કામ સરળતાથી થાય છે. એટલા માટે આ ચૂર્ણ બધી જાતના તાવ પર ઉપયોગી છે.

આ મહાસુદર્શન ચૂર્ણ જે રીતે નવા તાવમાં ઉપયોગી છે તે જ રીતે જૂના તાવમાં પણ ફાયદાકારક છે. કોઇ કોઇવાર મધુરા (આંત્રિક) તાવમાં તાવ ઊતર્યા પછી દરદી ખાવામાં ભૂલ કરી બેસે છે. એથી જ્વર પ્રકુપિત થઇ ફરી આવે છે. મધુરાના પહેલા આક્રમણમાં દરદી મોટે ભાગે ક્ષીણ થઇ જાય છે. એટલે ફરી આક્રમણ થતાં દરદી વધારે કૃશ અને દીન બની જાય છે. એની પર મહાસુદર્શન ચૂર્ણ મેળવી સિદ્ધ કરેલું દૂધ આપતા રહેવાથી સરળતાથી જંતુવિષ અને આમ બળી જઇ તાવ મટી જાય છે અને ભૂખ ઊઘડી શરીરમાં શક્તિ આવવા માંડે છે.

વધારે દિવસ સુધી તાવ આવવાથી અને વારંવાર આવ્યા કરવાથી શરીર નબળું પડી જાય છે. પછી કોઈ કોઇને ઝીણો તાવ આવ્યા કરે છે. (એને અસ્થિગત જ્વર કહે છે) અથવા રાત્રે સહેજ તાવ રહે છે. એની પર ૪ થી ૬ માસા સુદર્શન ચૂર્ણનો ફાંટ, ૨ રતી શિલાજિત, ૧ રતી કપૂર અને ૬ માસા મધ મેળવી સવાર–સાંજ આપવાથી થોડા જ દિવસમાં લક્ષણો સાથેનો તાવ મટે છે, પાચનક્રિયા સુધરે છે, સ્ફૂર્તિ આવે છે અને શરીર બળવાન બને છે.

કોમળ સ્વભાવની નબળી સ્ત્રી કે પુરુષ જે પિત્તપ્રકોપથી પીડાતાં હોય તો તેને વિષમજ્વર આવે ત્યારે ક્વિનીન નથી આપી શકાતું. જો થોડા પ્રમાણમાં પણ ક્વિનીન આપવામાં આવશે તો જુદીજુદી જગ્યાએથી લોહીનો સ્રાવ, ઊંઘનો નાશ, મૂત્રપિંડના કાર્યમાં અવરોધ, દાહ, વ્યાકુળતા વગેરે લક્ષણો થશે. પરંતુ મહાસુદર્શન અર્ક લેવાથી બધાં લક્ષણો સાથે તાવ મટી જાય છે.

લોહીમાં વિષ લીન થઈ જવાથી દરદીની પાચનક્રિયા વધારે નબળી પડી જાય છે. પછી તેને ખાવાની ઇચ્છા થતી નથી. પેશાબમાં પીળાશ, મંદાગ્નિ, કઠણ પેટ, કોઈ કોઈને પેટમાં શૂળ મારવી, હાથ–પગ તૂટવા, કોઈ કોઈને છાતીમાં બળતરા, કોઈને કોઈ વાર પેટમાં શૂળ મારવી, કોઈને કાસ–શ્વાસ થઈ જવા, માથું ભારે રહેવું વગેરે લક્ષણો થાય છે. આ વિકાર પર મહાસુદર્શન ચૂર્ણ આપતા રહેવાથી બધાં લક્ષણો સાથે તાવ મટી જાય છે.

૨૧ દિવસથી વધારે વખત તાવ આવે તેને જીર્ણજ્વર મનાય છે. પછી રક્તમાંથી રક્તજીવાણુઓ ઓછા થાય છે, થોડી મહેનત કરતાં હૃદયની ગતિ વધી જાય છે. આળસ રહે છે. પાંડુરોગ સાથે શરીરની નબળાઈ, કબજિયાત, આળસ ભરેલું રહેવું, માથું ભારે રહેવું, અરુચિ અને મંદાગ્નિ વગેરે લક્ષણો થાય છે. આ

વિકાર પર સંશમની વટી અને સુદર્શન ચૂર્ણનો ફાંટ આપવાથી થોડા જ દિવસમાં શરીર સ્વસ્થ થઈ જાય છે.

સગર્ભાવસ્થામાં કબજિયાત રહેવાથી કેટલીયે સ્ત્રીઓને ૯૯° સુધી વારંવાર તાવ આવી જાય છે. ખાવાથી ખોરાક પેટમાં જડ થઈ પડ્યો રહે છે. આ ઉપરાંત માથાનું દરદ, આળસ, સળેખમ, કફની વૃદ્ધિ વગેરે લક્ષણો થાય છે. એની પર સુવર્ણવસંત કે લઘુવસંત સાથે આ ચૂર્ણનો ફાંટ આપવાથી તાવ મટી જાય છે.

પ્રસવ થયા પછી કેટલીક સ્ત્રીઓને બીજે–ત્રીજે દિવસે પિત્ત પ્રકુપિત થઈ ઝીણો ઝીણો તાવ આવી જાય છે, તેમજ તરસ વધવી, દાહ, વ્યાકુળતા, પરસેવો થવો વગેરે લક્ષણો થાય છે. જો એવી સ્ત્રીઓને દશમૂળનો કવાથ આપવામાં આવે તો પાતળા ગરમ ઝાડા થવા માંડે છે અને દાહ વધી જાય છે. એવી સ્ત્રીઓ માટે સુદર્શન ચૂર્ણનો ફાંટ બહુ હિતકર છે. જો કબજિયાત હોય તો થોડું નસોતરનું ચૂર્ણ પણ સાકર સાથે આપવું જોઈએ. જો તાવ ૯૯° થી વધારે વધી ગયો હોય તો રત્નગિરિ રસ સાથે સુદર્શન ચૂર્ણનો ફાંટ આપવો જોઈએ. જો ગર્ભાશયમાં દોષ રહેવાથી શળ પણ મારતી હોય તો શરૂઆતમાં ગર્ભાશય શુદ્ધ કરવા માટે પ્રતાપલંકેશ્વર રસ સાથે દશમૂળ કવાથ આપવો જોઈએ. પછી ગર્ભાશયની શળ બંધ થાય એટલે સૂતશેખર સાથે સુદર્શનનો ફાંટ આપવો જોઈએ.

કેટલાંક બાળકોને ગળ્યા પદાર્થો ખૂબ ખાવાથી અને આખો દિવસ ખા ખા કરવાથી કબજિયાત અને અપચો થઈ વારંવાર તાવ આવી જાય છે. પછી ધીમે ધીમે બરોળ વધે છે.-અને અગ્નિ મંદ થઈ જાય છે. એવાઓને પરહેજી સાથે થોડા દિવસ નિયમિત સુદર્શન ચૂર્ણ આપવામાં આવે અને ગળ્યા પદાર્થો બંધ કરવામાં આવે તો તાવ મટી જાય છે, બરોળ ઓછી થાય છે અને પાચનક્રિયા બળવાન બને છે.

## (૨) લઘુ સુદર્શન ચૂર્ણ

**વિધિ**—ગળો, લીંડીપીપર, હરડે, પીપળીમૂળ, સફેદ ચંદન, કડુ, લીમડાની અંતરછાલ, સૂંઠ અને લવંગ એ બધા સરખે ભાગે લઈ અને બધાંથી અર્ધું કરિયાતું મેળવી બધાંનું ચૂર્ણ કરવું. (યો. ૨.)

**માત્રા**—૩ થી ૪ માસા દિવસમાં ૩ વાર પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બધી જાતના નવા અને જૂના તાવ, મંદાગ્નિ અને માથાના દરદને મટાડે છે. અર્ક બનાવી આપવાથી કડવાશ જતી રહે છે; તેથી સહુ કોઈ લઈ શકે છે અને ગુણ પણ પૂરેપૂરો કરે છે.

કોઈ કોઈના શરીરમાં મેદ બહુ વધી જવાથી ભયંકર પરસેવો થયા કરે છે. શિયાળામાં પણ પરસેવો થયા કરવાથી કપડાં પલળી જાય છે. એવાઓને ભોજનની

वच्चे मध अथवा साकर साथे आ चूर्ण आपवाथी परसेवो ओछो थइ जाय छे. मात्रा–४ थी ६ रती.

सगर्भा स्त्रीओने मलेरिया आवे त्यारे टाढनी कंपारी बहु हेरान करे छे अने तरस, माथानुं दरद, पछी खूब परसेवो थवो, थाक, गभरामण वगेरे लक्षणो थाय छे. एनी पर लघु सुदर्शन चूर्णनो फांट आपवाथी ताव मटी जाय छे.

## (३) अमृत चूर्ण

**विधि**—नवसार अने फटकडी सरखे भागे मेळवी डमरुयंत्र वडे फूल उडाडी लेवां. पछी अघेडानो क्षार अने आकडानो क्षार दरेक $\frac{1}{2}$–$\frac{1}{2}$ मेळवी काळी तुळसी अने आकडाना पाननी रसनी एक एक एक भावना आपवी अने चूर्णने सुकवी लेवुं. (धन्वतरि)

**सूचना**—सफेदने बदले लाल फटकडी लेवाथी वधारे फायदो थाय छे.

**मात्रा**—२ थी ३ रती दिवसमां ३ वार दूध, चा के कोकरवरणा पाणी साथे.

**उपयोग**—आ चूर्ण नवो ताव, जीर्णज्वर, टाढ वाइ आवनारो अने टाढ वगर आवनारो विषमज्वर (संतत, चोथियो वगेरे) ने मटाडे छे. जो मात्र फूलवेली फटकडी अने शंघेलो नवसार ज साकर साथे ३–३ रती आपवामां आवे तोपण ते पोतानो प्रभाव बतावे छे. आ चूर्ण दोषोनुं पाचन करी परसेवो लावी ताव उतारी नाखे छे.

आ अमृतचूर्ण बधी जातना सतत वगेरे विषमज्वर अने अपचाथी उत्पन्न थनार ज्वर (आमज्वरमां अपाय छे. आ चूर्ण परसेवो लावी ज्वरविष अने गरमीने २–४ कलाकमां बहार काढी नाखे छे; तेमज ज्वर उत्पन्न करनार जंतुओने मारी लोहीने शुद्ध करे छे. आ चूर्ण क्विनीन माफक लोहीना राता कणोने नुकसान करतुं नथी.* आ चूर्ण वात, पित्त अने कफ त्रणे प्रकृतिवाळाने

* एलोपथीमां क्विनीन विषमज्वरनी सर्वोत्तम दवा मनाय छे ए बधा जातना मलेरियाना जंतुओनो नाश करे छे; तो पण आयुर्वेदनी दृष्टिए एने ओषधि नहि कही शकाय. आयुर्वेदनी मर्यादा प्रमाणे ए विष छे कारण के ते जंतुओ साथे लोहीना रक्ताणुओनो पण नाश करे छे. ए उपरात ए मगजे गरमी करे छे, रोगनिरोधक शक्ति नबळी पाडे छे अने मूत्रपिंडोना कार्यमां अवरोध करे छे पित्तप्रकृतिवाळाने अने पित्तप्रकोपवाळाने क्विनीन आपवाथी लोही पडे छे, कानमा बहेराश आवे छे, ऊंघ आवती नथी अने व्याकुळता उत्पन्न थाय छे. सगर्भावस्थामा क्विनीन आपवाथी गर्भस्राव के गर्भपातनो भय रहे छे. एटला माटे क्विनीन बधी वखते बधा दरदीओ पर विचार कर्या वगर आपी शकातुं नथी.

અને સગર્ભા સ્ત્રીઓને પણ નિર્ભયતાપૂર્વક આપી શકાય છે. જ્યારે જંતુવિષ બહુ વધી ગયું હોય ત્યારે એનો નાશ કરવામાં ક્વિનીન જેટલું જલદી સફળ નથી થતું; તેમજ ઘાતક તરિયા અને ચોથિયા તાવના બળવાન જંતુઓનો જલદી નાશ કરી શકતું નથી. માટે એને ક્વિનીન જેવું જ ન માની શકાય. તો પણ એ તદ્દન નિષ્ફળ નથી જતું. ક્વિનીન કરતાં થોડો મોડો ફાયદો કરે છે.

વિષમજ્વરના દરદીઓમાં રોગનિરોધક શક્તિ મજબૂત હોય એવા દરદીઓની સંખ્યા બહુ વધારે હોય છે. એ બધા માટે ક્વિનીન કરતાં આ ચૂર્ણનો પ્રયોગ વધારે હિતકર મનાશે. જે થોડા દરદીઓમાં પ્રબળ જંતુઓ હોય અને શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય તેમને માટે સમયની અગવડ છતાં ક્વિનીન આપવું જોઈએ.

મધુર પદાર્થો બહુ વધારે ખાવાથી ઘણાને અપચો થઈ તાવ આવી જાય છે. આ પ્રકારના તાવમાં આમ વધારે ઉત્પન્ન થાય છે. તાવ ૧૦૦° થી ૧૦૨° સુધી, પેટમાં ભાર, આળસ, રુંવાડાં ઊભાં થઈ જવા, પીળો પેશાબ, મોંમાં મીઠાશ વગેરે લક્ષણો થાય છે. આ તાવમાં આ ચૂર્ણ આપવાથી પરસેવો આવી જલદી તાવ મટી જાય છે.

ઘણાને આસો અને કારતકમાં તડકામાં ફરી તરત ઠંડું પાણી પીવાથી મલેરિયા જેવો શીતજ્વર આવી જાય છે. એવાઓને ૩–૪ કલાક ધીમી ધીમી ટાઢ વાઈ તાવ આવે છે. સામાન્ય રીતે તાવ ૧૦૧° સુધી વધી જાય છે. પછી ૨–૩ કલાકમાં પરસેવો થઈ જાય છે. આ તાવમાં અમૃતચૂર્ણ આપવાથી જ્વરનું લીનવિષ ( લોહીમાં લીન થયેલું આમવિષ ) જલદી બળી જાય છે અને પાચનક્રિયા બળવાન બને છે. પછી ફરી તાવ આવતો નથી.

સૂચના—આ ચૂર્ણ લેતી વખતે આગ્રહપૂર્વક પરહેજી પાળવામાં આવે, એટલે કે તાવ આવે ત્યાં સુધી અનાજ ન આપવામાં આવે, કબજિયાત હોય તો તેને દૂર કરવામાં આવે, પાણી ગરમ કરીને ઠંડું કરીને પાવામાં આવે, દરદીને દૂધ, ચા, મોસંબીનો રસ, સંતરું, વગેરે પર રાખવામાં આવે, તો જલદી ફાયદો થાય છે, બરોળ વધતી નથી, શક્તિ ઘટતી નથી અને તાવ મટ્યા પછી થોડા જ દિવસમાં શરીર પહેલાં જેવું સશક્ત બની જાય છે.

કબજિયાત હોય તો પહેલાં જ્વરકેસરી, અશ્વકંચુકીરસ, પંચસકાર અથવા બીજી ઔષધિથી પેટ સાફ કરી લેવું જોઈએ.

### (૪) સિતોપલાદિ ચૂર્ણ

વિધિ—સાકર ૧૬ તોલા, વાંસકપૂર ૮ તોલા, પીપર ૪ તોલા, એલચી-

દાણા ૨ તોલા અને તજ ૧ તોલો લેવાં. આ બધાંને ખાંડી વસ્ત્રગાળ કરી ચૂર્ણ તૈયાર કરવું. (ચ. સં.)

**સૂચના**—સાકર, વાંસકપૂર અને બીજી ચીજોને જુદીજુદી ખાંડી વસ્ત્રગાળ કરી લેવી. વસ્ત્રગાળ વાંસકપૂરને ૬ કલાક ખરલ કરવું. પછી બાકીની ઔષધિઓ મેળવી બીજા ૬ કલાક ખરલ કરી લેવું.

**માત્રા**—૨થી ૪ માસા દિવસમાં ૨ વાર ઘી અને મધ સાથે લેવું. કફપ્રધાન રોગમાં મધ ઘીથી બમણું લેવું. વાતપિત્તપ્રધાન રોગમાં ઘીથી મધ અર્ધું લેવું. પહેલાં ઘી મેળવવું અને પછી મધ મેળવવું. કફ સરળતાથી નીકળતો હોય તેવી ખાંસીમાં એકલા મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ ક્ષય, ખાંસી, જીર્ણજ્વર, ખાંસીમાં કફની સાથે લોહી આવવું, ધાતુગતજ્વર, મંદાગ્નિ, અરુચિ, પ્રમેહ, છાતીમાં બળતરા, પિત્તવિકાર, બાળકોની નબળાઈ, રાતમાં તાવ આવવો, આંખોમાં ગરમી, ગળામાં બળતરા વગેરે રોગો મટાડે છે. સગર્ભા સ્ત્રીઓને ૩–૪ મહિના સુધી આ ચૂર્ણનું સેવન કરાવવાથી ગર્ભ પુષ્ટ અને તેજસ્વી બને છે.

રાજયક્ષ્માની પહેલી અવસ્થામાં શ્વાસપ્રણાલિકા અને ફેફસાંની અંદર રહેલા વાયુકોષોમાં ક્ષયના જંતુઓના વિષપ્રકોપથી શુષ્કતા આવી જાય છે. એ સ્થિતિમાં જો તાવ મટાડવા ક્વિનીન વગેરે ઉગ્ર ઔષધિઓ કે ત્રિકટુ, ચિત્રકમૂળ વગેરે અગ્નિપ્રદીપક ઔષધિઓ ખાસ અથવા મુખ્ય ઔષધિરૂપે આપવામાં આવે તો ફેફસાંમાં શુષ્કતા વધે છે અને સૂકી ખાંસી વધી જાય છે; તેમજ કોઈ કોઈને લોહીવાળું થૂંક કે પીણુ આવ્યા કરે છે. દિવસે શાંતિ મળતી નથી; અને રાત્રે પૂરી ઊંઘ પણ આવતી નથી. વ્યાકુળતા રહે છે, તાવ મોટે ભાગે ૯૯° થી વધારે થતો નથી; તેમજ મંદાગ્નિ, શરીરની નબળાઈ, કબજિયાત, પીળો પેશાબ, સૂકી ખાંસી આવતા વારંવાર પરસેવો થવો, આંખો બળ્યા કરવી, વગેરે લક્ષણો થાય છે. એ વખતે અભ્રક વગેરે ઉગ્ર ઔષધિઓ ફાયદો કરતી નથી; પણ દુઃખ વધારે છે. એ વખતે શામક ઔષધિઓના સેવનની જ જરૂર હોય છે. એટલે તે વખતે આ સિતોપલાદિ ચૂર્ણ અમૃત સમાન ઉપકાર કરે છે. માત્રા ૨–૨ માસા ગાયના ઘી અને મધ સાથે મેળવી દિવસમાં ૪ વાર આપવું જોઈએ. મોતીપિષ્ટિ કે પ્રવાલપિષ્ટિ સાથે મેળવીને આપવામાં આવે તો જલદી ફાયદો થાય છે. તેમજ ક્ષયના જંતુઓની ક્રિયા અટકે છે અને મગજ, લોહી અને હાડકાં બળવાન બને છે.

રાજયક્ષ્માની પહેલી અવસ્થામાં શામક ઔષધિઓ ન આપવાથી ફેફસાંમાં કફ ઉત્પન્ન થવા માંડે છે. શરૂઆતમાં પીણુ જેવો કફ હોય છે. એમાંથી ક્રમે ક્રમે

પાતળો, સફેદ ગાઢો, પીળો, પીળો–જાડો કફ થાય છે. કફ જેટલો જૂનો થાય છે તેટલો જ પીળો અને ગાઢો થતો જાય છે. આ કફથી શ્વાસપ્રણાલિકાઓ અને વાયુકોષો બધા ભરાઈ રહે છે. એનાથી શ્વાસોચ્છવાસ પણ બરોબર લેવાતા નથી. એ કફમાંથી દૂષિત દ્રવ લોહીમાં શોષાય છે, ક્ષયના જંતુઓ વધતા જાય છે અને ફેફસાંમાં વિવર પડવાની ક્રિયા ધીમે ધીમે ઉગ્ર બનતી જાય છે. એવી સ્થિતિમાં અભ્રક, શૃંગ, રસસિંદૂર વગેરે ઉત્તેજક કફઘ્ન ઔષધિઓની જરૂર રહે છે. પરંતુ કેટલાક દરદીઓને ફુફ્ફુસસંસ્થામાં વધારે શુષ્કતા આવી જવાથી કે કેશિકા વગેરે તૂટવાથી કફ સાથે લોહી આવ્યા કરે છે. એથી ઉગ્રતાના શમન માટે અને લોહી અટકાવવા માટે શામક ઔષધિ પણ આપવી પડે છે. પીળો, દૂષિત કે પરુવાળો લીલો કફ બહુ વધી ગયો હોય તો અરડૂસીવાળી દવા અપાય છે. પરંતુ પીળો કફ દુર્ગંધ ન મારતો હોય, કફથી તાવ ન વધતો હોય, તો મોતી, *પ્રવાલ સાથે સિતોપલાદિ ચૂર્ણનું સેવન જ હિતકર મનાય છે. આ મિશ્રણથી* વિષની શુદ્ધિ થાય છે, તાવ મર્યાદિત બને છે, રસ રક્ત વગેરે ધાતુઓને પોષણ મળે છે, ખાંસી ઓછી થાય છે અને વ્યાકુળતા દૂર થઈ જરૂરી ઊંઘ ( કે શાંતિ ) મળી જાય છે.

કેટલાક દરદીઓને ક્ષયની પહેલી, બીજી કે ત્રીજી અવસ્થામાં કફની વિકૃતિ સાથે પિત્તનો પ્રકોપ પણ હોય છે. એથી—ગળું, છાતી, આંખો, હથેલી, પગનાં તળિયાં વગેરેમાં બળતરા, મોં આવવું, માથામાં ઉગ્રતા, વ્યાકુળતા, પેશાબમાં બળતરા વગેરે લક્ષણો થાય છે. એવાઓને રોગશામક મુખ્ય ઔષધિ સાથે સિતોપલાદિ ચૂર્ણ આપતા રહેવાથી પિત્તપ્રકોપનાં લક્ષણો મટે છે અને કફની ઉત્પત્તિ, તાવ અને જંતુવિષ પણ ઓછાં થાય છે.

તાવ જૂનો થવાથી શરીર નબળું પડી જાય છે. પછી સહેજ મહેનત પણ સહન થતી નથી અને આહાર–વિહારમાં સહેજ ફેરફાર થવાથી પણ તાવ વધી જાય છે. શરીરમાં ઝીણો ઝીણો તાવ રહે છે અથવા રાત્રે તાવ આવી જાય છે અને સૂકી ખાંસી પણ થયા કરે છે. એવી સ્થિતિમાં કેટલાક દરદીઓથી ક્વિનીન, સુદર્શન ચૂર્ણ જેવી કડવી ઔષધિઓ સહન થતી નથી. તાવ મટાડનારી કડવી દવાઓથી સૂકી ખાંસી વધી જાય છે અને તાવ પણ મટતો નથી. એવા દરદીઓને પ્રવાલપિષ્ટિ અને સિતોપલાદિ ચૂર્ણ મધ સાથે દિવસમાં ૩ વાર આપવાથી થોડા જ દિવસમાં ખાંસી મટી જાય છે, તાવના વિષનું પચન થાય છે, અને રસ–રક્ત વગેરે ધાતુઓ પુષ્ટ બની તાવ મટે છે.

ગર્ભના હાડકાનું પોષણ માતાની અસ્થિ–સંસ્થામાં રહેલી મજ્જાથી થાય છે. માતા નબળી હોય તો સંતાન પણ નબળું રહી જાય છે. એવાં બાળકોનાં

હાડકાં બહુ નબળાં હોય છે. એવાં બચ્ચાંને પ્રવાલ અને સિતોપલાદિનું મિશ્રણ ૧ થી ૨ રતી દિવસમાં ૨ વાર લાંબો વખત આપવાથી બાળક પુષ્ટ બની જાય છે. આ ઉપચાર પહેલા જ વર્ષમાં કરવામાં આવે તો વધારે ફાયદો થાય છે.

કેટલાક માણસોની અશક્તિથી તેમનાં સંતાનો પણ અશક્ત થાય છે. એવાં સંતાનોની માતાઓને સગર્ભાવસ્થામાં પ્રવાલ અને અભ્રકભસ્મ સાથે સિતોપલાદિ ચૂર્ણ ૫–૭ મહિના આપવામાં આવે તો સંતાન બળવાન, તેજસ્વી અને બુદ્ધિમાન થાય છે. આ પ્રયોગ અમે ઘણી કૃશ અને ક્ષયની દરદી સ્ત્રીઓ પર ઘણીવાર કર્યો છે.

કેટલીક સ્ત્રીઓને વધારે સંતાન થયા પછી કે વધુ અંતર પડયા સિવાય વારંવાર ગર્ભ રહેવાથી, કોઇ ખાસ રોગથી શરીર કૃશ અને નબળું થઇ જવાથી, અથવા નાની ઉંમરથી શરીર પાતળું હોવાથી સગર્ભાવસ્થામાં બહુ કષ્ટ થાય છે. કેટલીક સ્ત્રીઓને થોડું ચાલવા જેટલી શક્તિ પણ નથી રહેતી. તેમજ તે આળસુની માફક પડી રહે છે. (જો સગર્ભાવસ્થામાં મહેનત નથી કરતી તો પ્રસવ વખતે વધારે કષ્ટ પડે છે.) એવી સ્ત્રીઓને અભ્રક, પ્રવાલ અને સિતોપલાદિ ચૂર્ણનું મિશ્રણ ૫–૭ મહિના સુધી આપવામાં આવે તો ગર્ભ અને ગર્ભિણી બંને પુષ્ટ બની જાય છે, શરીરમાં સ્ફુર્તિ આવે છે અને મન પણ પ્રસન્ન રહે છે.

કોઇ ખાસ રોગથી કે વધારે ગરમ મસાલા, વધારે ઊની ચા વગેરે અથવા પિત્તને વધારનાર લવણભાસ્કર વગેરે ચૂર્ણો વધારે લેવાથી આમાશયના પિત્તની વૃદ્ધિ થાય છે અથવા તો પિત્ત તીવ્ર બની જાય છે, એટલે કે આમાશયપિત્ત (Gastric Juice)માં લવણામ્લ (Acid Hydrochloric)ની માત્રા વધી જાય છે. એનાથી ગળામાં બળતરા, મોં આવવું, ખાટા ખાટા ઓડકાર આવવા વગેરે લક્ષણો થાય છે; ખોરાક બરોબર પચતો નથી અને અરુચિ પણ રહે છે. એવા રોગીઓને પ્રવાલભસ્મ (કે કોડીભસ્મ) અને સિતોપલાદિ ચૂર્ણ આપવાથી થોડા જ દિવસમાં અમ્લપિત્તનાં લક્ષણો અને અરુચિ મટી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

આમાશયપિત્ત તીવ્ર થવાથી પાચનક્રિયા મંદ પડી જાય છે. એનો જલદી ઉપયોગ કરવામાં ન આવે તો કોઇ કોઇને વિદગ્ધાજીર્ણ અને પિત્તપ્રમેહ (ખાસ કરીને હારિદ્રમેહ) થઇ જાય છે. પેશાબનો રંગ બહુ પીળો હોય છે, આખા શરીરમાં દાહ, તરસ, પેશાબ ઓછો, વધારે વાર થવો, શરીર સુકાઇ જવું, ચક્કર આવ્યા કરવાં વગેરે લક્ષણો થાય છે. આ સ્થિતિમાં મુખ્ય ઔષધિ તરીકે ચંદ્રકલા રસ સાથે આમાશયપિત્તને શુદ્ધ કરવા માટે સિતોપલાદિ ચૂર્ણ આપવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

મુદતિયો તાવ અને પ્રકુપિત થયેલો જ્વર લાંબો વખત રહેવાથી શરીર અશક્ત થઇ જાય છે અને માથામાં ગરમી આવી જાય છે. એનાથી સહનશીલતા ઓછી થઇ જાય છે, સહેજ પ્રતિકૂળ કે વિચારવિરુદ્ધ થવાથી ક્રોધ આવી જાય છે, યકૃત નબળું પડી જાય છે, મૂત્રનો અવરોધ થાય છે, મળમાં દુર્ગંધ આવે છે તેમજ ઝીણો ઝીણો તાવ, પિત્તનો પ્રકોપ, પાંડુતા, હૃદયમાં થડકારા અને બહુ અશક્તિ વગેરે લક્ષણો થાય છે. એવા દરદીઓને ખમીરે ગાવઝબાન સાથે કેટલાક દિવસ સુધી સિતોપલાદિ ચૂર્ણ આપતા રહેવાથી બધાં લક્ષણો સાથેનો પિત્તપ્રકોપ મટી જઈ શરીર સશક્ત બની જાય છે.

## (૫) બૃહત્ સિતોપલાદિ ચૂર્ણ

**વિધિ**—તજ ૧ તોલો, કાગદી એલચી ૨ તોલા, લીંડીપીપર, જેઠીમધ, બનફશાનાં ફૂલ, ગાવજવાં (યુનાની ગળજીભી) અને તાલીસપત્ર ૪-૪ તોલા; વાંસકપૂર ૮ તોલા અને સાકર ૧૬ તોલા લેવી. આ બધાંને ખાંડી-વાટી ગાળી ચૂર્ણ કરી લેવું.

**માત્રા**—૨ થી ૪ માસા દિવસમાં ૩ વાર ઘી અને મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બધી જાતની ખાંસી, શ્વાસ, સળેખમ, મંદ તાવ, દાહ અને મંદાગ્નિ મટાડે છે; ન્યુમોનિયામાં પણ બહુ હિતકર છે. આ ચૂર્ણ શ્વાસવાહિનીઓની શ્લેષ્મકલાનો ક્ષોભ મટાડે છે; એટલે ખાંસી તાવ સાથે સહેલાઇથી મટી જાય છે.

સળેખમમાં જ્યારે નીલગિરીનું તેલ, પીપરમેંટ, સૂંઠ, પીપર કે બીજી ઉષ્ણ અને શોષક ઔષધિઓ બહુ અપાય છે, ત્યારે કફ સુકાઇ છાતીમાં ચોંટી જાય છે. પછી વારંવાર ખાંસી આવ્યા કરે છે, ગળામાં અને છાતીમાં કફ ભરાઇ રહ્યો હોય તેવું લાગે છે, કફનો અવાજ પણ થયા કરે છે, પણ કફ સહેલાઈથી બહાર નીકળતો નથી. કોઈ કોઇ દરદીને ઝીણો તાવ પણ આવી જાય છે. આ સ્થિતિમાં બૃહત્ સિતોપલાદિ ચૂર્ણ આપવાથી કફ પાતળો પડે છે અને પછી સરળતાથી બહાર નીકળ્યા કરે છે.

શ્વાસરોગમાં સોમલ, મરી, પીપર વગેરે ઉગ્ર અને ઉષ્ણવીર્ય ઔષધિઓ વધારે માત્રામાં અથવા લાંબો વખત આપવાથી અને ઘી-દૂધ વગેરે સ્નિગ્ધ પદાર્થો ન લેવાથી છાતી કફથી જકડાઇ જાય છે, થોડું ચાલતાં કે સહેજ મહેનત કરતાં શ્વાસ ભરાઇ જાય છે, ખાંસી આવતા કફ બોલે છે અને શ્વાસ ઊંડો લઇ શકાતો નથી, વગેરે લક્ષણો થાય છે. એવા દરદીઓને પરહેજી સાથે થોડા દિવસ સુધી આ ચૂર્ણ નિયમિત આપવાથી કફ, ખાંસી અને તાવ સાથે પ્રતમકશ્વાસ થોડા જ વખતમાં મટી જાય છે.

## (૬) લવણભાસ્કર ચૂર્ણ

**વિધિ**—મીઠું ૮ તોના, સંચળ ૫ તોના, કાચલવણ, સિંધવ, ધાણા, પીપર પીપળીમૂળ, શાહજીરુ, તમાલપત્ર, નાગકેસર, તાલીસપત્ર, અમલવેત એ દરેક ૨–૨ તોના, મરી, જીરું અને સૂઠ એ ત્રણ ચીજો ૧–૧ તોલો, ખાટા અનાર દાણા ૮ તો ૧, એલચી અને તજ ૦ા–૦ા તોલો લઇ, ખાંડી ઝીણુ ચૂર્ણ કરવુ (શા. સં.)

**સૂચના**—કેટલાક ચિકિત્સકો કાચલવણને બદલે નવસાર મેળવે છે નવસાર મેળવવાથી ચૂર્ણની અસર તીવ્ર થાય છે માત્રા ઓછી (૨ માસો) આપવી જોઇએ

**માત્રા**—૨ થી ૩ માસા દિવસમા ૨ વાર તાજી છાશ અથવા પાણી સાથે આપવુ

**ઉપયોગ**—આ ચૂર્ણ ઉદરરોગ, વાત અને કફથી ઉત્પન્ન થયેલો ગુલ્મ રોગ, બરોળ, અર્શ, સગ્રહણી અજીર્ણ, મદાગ્નિ, કબજિયાત, શૂળ, સોજા, આમવાત વગેરે રોગો મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે

મદાગ્નિ અને અશક્તિમા લવણભાસ્કર ચૂર્ણ સાથે ૧–૧ રતી શુદ્ધ ઝેરકોચલા અને ૧–૧ માસા સોડા બાઇ કાર્બ મેળવીને આપવાથી વધારે ફાયદો થાય છે તેમજ કબજિયાતમા લવણભાસ્કર અને પચસકાર મેળવીને આપવાથી કબજિયાત, પેટમા દુખાવો અને મદાગ્નિ વગેરે વિકારો મટે છે જો અપચા સાથે પેટમા વાયુ રહેતો હોય તો શુદ્ધ ઝેરકોચલા, લહશુનાદિ વટી અને સોડા બાઇ કાર્બ મેળવીને આપવા જોઇએ લહશુનાદિ વટી મેળવીને આપવાથી અપચા રૂપી વિકાર સરળતાથી મટી જાય છે

કોઇ વાર કબજિયાત થવાથી અપાનવાયુ દૂષિત થાય છે પછી વા ગ્રહેના ઇથી સરતો નથી, અને એને લીધે આફરો થાય છે અને કોઇને હૃદયમા શળ ઉત્પન્ન થાય છે. એના પર આ ચૂર્ણ સારો ફાયદો કરે છે દિવસમા ૩ વાર એ આપવુ જોઇએ સવારે કોકરવરણા પાણી સાથે અને બપોરે અને રાત્રે ઘી સાથે આપી ઉપર કોકરવરણ પાણી પાવુ આ રીતે આપવાથી મદાગ્નિ, આફરો, શળ વગેરે મટે છે જરૂર હોય તો પેટ પર દિવેલ અને સચળનુ માલિશ કરી સેક પણ કરવો જોઇએ

હોજરીના રસનો સ્રાવ ઓછો થવાથી ખાધા પછી પેટ ભારે થઈ જાય છે અને પાચન બરોબર થતુ નથી વારવાર ખાધાના ઓડકાર આવ્યા કરે છે એવી સ્થિતિમા જમતા પહેલા અર્ધો કલાક અગાઉ અથવા જમ્યા પછી તરત લવણભાસ્કર ચૂર્ણ આપવામા આવે છે જમતા પહેલા આપવુ હોય તો પાણી સાથે અને જમ્યા પછી આપવુ હોય તો મઠા સાથે આપવુ જોઈએ

જઠરાગ્નિ મંદ થવાથી પેટમાં વાયુ ભરાઈ રહેવાથી પણ અર્શ થાય છે. તેમજ બધી જાતના અર્શમાં જઠરાગ્નિ મંદ થાય છે અને મોટે ભાગે કબજિયાત પણ રહે છે. એટલા માટે અર્શમાં અગ્નિ પ્રદીપ્ત કરવા માટે લવણભાસ્કર ચૂર્ણ મઠા સાથે (કે ઘી અને કોકરવરણા પાણી સાથે) આપવામાં આવે છે.

સંગ્રહણીમાં ઘણું કરીને જઠરાગ્નિ મંદ હોય છે અને આંતરડાં નબળાં થઈ જવાથી પંચામૃત પર્પટી વગેરે પર્પટીઓ લેવાથી કેટલાયે દરદીઓને કબજિયાત પણ થયા કરે છે. એવા દરદીઓને તાજા મઠા સાથે લવણભાસ્કર ચૂર્ણ દિવસમાં ૨ વાર આપતા રહેવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે અને કબજિયાત થતી નથી.

પેટમાં વાતનાડીઓમાં અશક્તિ આવી જવાથી જમ્યા પછી ૩–૪ કલાકે આમાશય કે આંતરડામાં વાયુ ઉત્પન્ન થાય છે. આમાશયમાં વાયુ ઉત્પન્ન થવાથી તે ઓડકાર રૂપે બહાર નીકળવા પ્રયત્ન કરે છે અને તે આંતરડામાં થાય ત્યારે અપાનવાયુરૂપે બહાર નીકળે છે. આ વાયુ ઉત્પન્ન થતો અટકાવવા માટે અને વાતનાડીઓને સશક્ત બનાવવા માટે લવણભાસ્કર ચૂર્ણ સાથે શુદ્ધ ઝેરકોચલાં ૧–૧ રતી આપવું ફાયદાકારક મનાય છે. જો અપચો થવાથી આમાશયમાં દૂષિત અમ્લરસ પણ સાથે હોય તો સાથે ૧ માસા સોડા બાઈ કાર્બ મેળવીને આપવો જોઈએ.

મંદાગ્નિના દરદીને કબજિયાત થવાથી પેટમાં શૂળ મારે છે. આ શૂળ મળ આગળ વધતો અટકતાં થાય છે. ઘણું કરીને મળની ગાંઠ બાઝી જવાથી એવું થાય છે. એવી સ્થિતિમાં લવણભાસ્કર ચૂર્ણ સાથે પંચસકાર ચૂર્ણ મેળવીને આપવાથી શૂળ તરત મટી જાય છે.

**સૂચના**—(૧) જો આમાશયરસમાં લવણામ્લ (Hydrochloric acid) તીવ્ર થઈ જવાથી પાચન બરોબર ન થતું હોય, અપચો થઈ ગયો હોય, છાતીમાં બળતરા અને ઉબ આવી જવી વગેરે લક્ષણો થતાં હોય તો એવી સ્થિતિમાં લવણામ્લને વધારનાર લવણભાસ્કર ચૂર્ણ વગેરે ઔષધિઓ નથી અપાતી.

(૨) આમાશય કે આંતરડામાં ક્ષત થવાને લીધે આમાશય કે આંતરડામાં શૂળ મારતી હોય તો એ સ્થિતિમાં લવણભાસ્કર ચૂર્ણ ફાયદો નહિ કરે. જો લવણભાસ્કર ચૂર્ણમાં નવસાર મેળવેલો હોય તો ક્ષતવાળા ભાગને નુકસાન કરે છે અને શ્લૈષ્મિકકલામાં ઉગ્રતા આવી નવાં ક્ષત પડી જાય છે.

(૩) આ ચૂર્ણને સારા દાટાવાળી શીશીમાં ભરવું. ખરાબ દાટાવાળી શીશીમાં કે ટીનના ડબ્બામાં ભરી રાખવાથી ચોમાસામાં બગડી જાય છે.

### (૭) હિંગ્વષ્ટક ચૂર્ણ

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, અજમોદ (કે અજમો), સિંધવ, જીરું,

શાહજીરું અને સેકેલી હિંગ, આ આઠ વસ્તુઓને સરખે ભાગે મેળવી ઝીણું ચૂર્ણ કરવું. (અ. હૃ.)

**માત્રા**—૨ થી ૪ માસા જમતી વખતે દિવસમાં ૨ વાર ઘી સાથે લેવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ અજીર્ણ, અપચો, મંદાગ્નિ, કોલેરા, પાતળા ઝાડા, વાતસંગ્રહણી, વાતગુલ્મ, વાતશળ, આફરો વગેરે રોગોને મટાડી પાચનશક્તિ સુધારે છે. એ કફજન્ય અને વાતજન્ય વિકારોમાં ફાયદાકારક છે. પિત્તવિકારોમાં અને પિત્તપ્રકૃતિવાળાને આ ચૂર્ણ ન આપવું જોઇએ.

આ ચૂર્ણમાં મુખ્ય ઔષધિ હિંગ છે. હિંગમાં પેટનો વાયુ અને શળ મટાડવાનો ગુણ મુખ્ય છે. હિંગ હોજરી અને આંતરડામાં ભેગા થયેલા વાયુને દૂર કરે છે, પેટની શળ મટાડે છે, પાચક રસનો સ્રાવ વધારે છે અને જંતુઓનો નાશ કરે છે. આ હિંગ સાથે મેળવેલા ત્રિકટુ વગેરે દ્રવ્યો યકૃત્પિત્તને બળવાન બનાવી પિત્તનો સ્રાવ કરાવવામાં મદદ કરે છે. એટલા માટે આ ચૂર્ણ આમાશય અને આંતરડા બંનેની પાચનક્રિયા વધારે છે.

આંતરડાની નબળાઇ કે પાચનની વિકૃતિથી જમ્યા પછી તરત શૌચ જવું પડતું હોય અથવા દિવસમાં ૪–૫ વાર થોડો થોડો ઝાડો થતો હોય, પેટ ભારે રહેતું હોય અને મોં ફિક્કું રહેતું હોય તો આ ચૂર્ણ સાથે જાયફળ, જાવંત્રી અને કપૂર મેળવી થોડી થોડી માત્રામાં આપતા રહેવાથી તરત ફાયદો થાય છે.

## (૮) શિવાક્ષારપાચન ચૂર્ણ

**વિધિ**—હિંગ્વષ્ટક ચૂર્ણ, હીમજ અને સાજીખાર ત્રણે સરખે ભાગે લેવાં. બધાંને મેળવી શીશામાં ભરી લેવું. (આ. નિ. મા.)

**માત્રા**—૩ થી ૪ માસા દિવસમાં ૨ વાર ગરમ પાણી સાથે લેવું.

**ઉપયોગ**—આ ચૂર્ણથી વાયુ, અજીર્ણ, કબજિયાત, આફરો, હેડકી, ઊલટી, અરુચિ, ચૂંક, કોલેરા અને કૃમિ વગેરે રોગો નાશ પામે છે. આ ચૂર્ણથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, આમનું પાચન થાય છે, અપાનવાયુ શુદ્ધ થાય છે અને કબજિયાત મટે છે.

આ ચૂર્ણ પાચક, અગ્નિ પ્રદીપ્ત કરનાર, યકૃતને શક્તિ આપનાર અને સારક છે. ખાસ કરીને પેટ ભારે હોય ત્યારે આ ચૂર્ણ વપરાય છે. આમાશયના પિત્તમાં અમ્લતા વધવાથી અને યકૃતમાંથી પિત્તનો સ્રાવ ઓછો થવાથી પેટમાં વાયુ ભરાઈ રહેતો હોય, શળ મારતી હોય, પેટ માફ ન આવતું હોય, આંતરડામાં સૂક્ષ્મ કૃમિ રહેતાં હોય, ત્યારે આ ચૂર્ણથી તરત ફાયદો થાય છે. આ ચૂર્ણ યકૃતપિત્તને સબલ બનાવે છે, આમનું પાચન કરે છે, પેટમાં ભરાયેલા વાયુને બહાર કાઢી નાખે છે, જંતુઓનો નાશ કરી પેટમાં ઉત્પન્ન થનારી દુર્ગંધનો

નાશ કરે છે અને ઝાડો સાફ લાવવામાં મદદ કરે છે. આ સામાન્ય ઔષધિ હોવા છતાં વિકૃત પાચનક્રિયા અને નબળા યકૃતવાળાઓ માટે બહુ હિતકર છે.

## (૯) સ્વાદિષ્ટ પાચન ચૂર્ણ

વિધિ—લીંબુનું સત્ત્વ (Acid Citric) ૧॥ તોલો, સાકર ૧૬ તોલા, ત્રિજાત (તજ, તમાલપત્ર અને એલચી) ૬ તોલા, સૂંઠ ૪ તોલા, મરી ૨ તોલા, પીપર ૨ તોલા, સેકેલું સફેદ જીરું ૧૨ તોલા, ધાણા ૮ તોલા અને સિંધવ ૧૦ તોલા લેવો. પહેલાં પથ્થરના ખલમાં લીંબુના સત્ત્વમાં લગભગ ०॥ તોલો પાણી નાખવું. પછી તેની સાથે કાષ્ઠાદિ વનસ્પતિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવી ૩ કલાક ખરલ કરવું. પછી સાકર મેળવી ૧ કલાક સુધી ઘૂંટવું. બાદ સિંધવ નાખી ૩ કલાક ખરલ કરવાથી કટુ, અમ્લ, મધુર અને લવણ આ બધા રસોનો સ્વાદ એક થઈ જાય છે.

માત્રા—૩ થી ૪ માસા દિવસમાં ૨ વાર પાણી સાથે.

ઉપયોગ—આ ચૂર્ણ અરુચિ, મંદાગ્નિ, પેટનો વાયુ, અજીર્ણ, કબજિયાત વગેરે રોગોને મટાડે છે.

સૂચના—સાકરને બદલે ખાંડ મેળવવામાં આવશે તો ચૂર્ણમાં સહેજ ચીકાશ આવશે, એટલા માટે સાકર કે બૂરું મેળવવું જોઈએ.

## (૧૦) ચંદનાદિ ચૂર્ણ

વિધિ—ધોળું ચંદન, વાળો, અગર, તગર અને વાંસકપૂર બધા સરખે ભાગે લેવા, અને બધાની બરોબર સાકર મેળવી બારીક ચૂર્ણ કરવું.

માત્રા—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણ દાહ, પિત્ત, માથાનું દરદ, તૃષા અને મૂત્રકૃચ્છ્રને મટાડે છે અને મગજને શાંતિ કરે છે.

## (૧૧) પાઠાદિ ચૂર્ણ

વિધિ—કાળીપાટ, બીલીનો ગર્ભ, ચિત્રકનાં મૂળ, સૂંઠ, મરી, પીપર, જાંબુના ઠળિયા, અનારદાણા (ખાટા દાડમના દાણા). ધાવડીનાં ફૂલ, કડુ, અતિવિષા, મોથ, દારહળદર, કરિયાતું અને કડાછાલ આ ૧૫ ઔષધિઓ સરખે ભાગે લેવી અને બધાની બરોબર ઈંદ્રજવ મેળવવા. પછી ખાંડી કપડછાણ કરી ચૂર્ણ તૈયાર કરવું. (ચ. દ.)

માત્રા—૩થી ૪ માસા દિવસમાં ૩ વાર મધમાં મેળવી આપવું. ઉપર ચોખાનું ધોવણ પાવું.

ઉપયોગ—આ ચૂર્ણ ઊલટી, જ્વરાતિસાર, શૂળ, તૃષા, દાહ, ગ્રહણીરોગ, અરુચિ અને મંદાગ્નિનો નાશ કરે છે.

## (૧૨) યવાનીખાંડવ ચૂર્ણ

વિધિ—અજમોદ, ખાટા અનારદાણા, સૂંઠ, આમલી, અમલબેદ, અને સૂકા બોરનો ગળ ૪–૪ તોલા, મરી ૨॥ તોલા, પીપર ૧૦ તોલા, તજ, સંચળ, ધાણા અને જીરું દરેક ૨–૨ તોલા અને સાકર ૬૪ તોલા લેવી. બધાંને એકઠું કરી, ખાંડી, ચૂર્ણ બનાવી લેવું. ( શા. સં. )

માત્રા—૪થી ૬ માસા દિવસમાં ૨ વાર પાણી સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણથી પાંડુરોગ, હૃદ્યરોગ, સંગ્રહણી, તાવ, ઊલટી, શોષ, ઝાડા, બરોળ, આફરો, મળમૂત્રની કબજિયાત, અરુચિ, શૂળ, મંદાગ્નિ, અર્શ અને ગળું તથા જીભના રોગો નાશ પામે છે અને પાચનક્રિયા સુધરે છે. પિત્ત-પ્રકૃતિવાળા માટે આ હિતકર છે.

## (૧૩) પ્લીહાંતકક્ષાર ચૂર્ણ

વિધિ—સિંધવ, બિડલૂણ અને હીરાકશી ૮–૮ તોલા લઈ, ગોમૂત્રમાં વાટી, ૧૦૦ પાકાં પીળાં આકડાના પાન પર લેપ કરવો. પછી ગાટલીમાં સંપુટ કરી ગજપુટ આપવો. ભસ્મ (ક્ષાર) કાઢી વાટીને લઇ લેવી. ભસ્મ અપકવ હોય તો ફરી સંપુટ આપી પકવ બનાવી લેવું.

માત્રા—॥થી ૧ માસા દિવસમાં ૨ વાર મધ સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણ બરોળ, વાતરોગ, વાતગુલ્મ, શૂળ, આમવૃદ્ધિ, અપચો, જૂનું અજીર્ણ, પેટનો વાયુ, પાંડુરોગ વગેરે રોગોનો નાશ કરે છે. ચૂર્ણ અપકવ હશે તો ઊબકા આવશે.

## (૧૪) પ્લીહાંતક ચૂર્ણ

વિધિ—શુદ્ધ નવસાર ૮ તોલા, સંચળ અને સોનાગેરુ ૧–૧ તોલો મેળવી ઝીણું ચૂર્ણ કરવું. ( બ્ર. સ્વા. સદાનંદગિરિજી )

માત્રા—૪થી ૮ રતી દિવસમાં ૨ વાર પાણી સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણ યકૃતપિત્તનો સ્રાવ વધારે કરાવે છે અને બરોળ વધવી, યકૃતરોગ, ઉદરરોગ, શોથ, મૂત્રરોગ અને ઝીણો તાવ મટાડે છે; અને પાચન-શક્તિ વધારે છે.

સૂચના—આ દવા ખાઈ ઉપર ચૂનાવાળું પાન અને તમાકુ ન ખાવાં જોઈએ; નહિ તો છભ આવી જશે.

## (૧૫) એલાદિ ચૂર્ણ

વિધિ—કાગદી એલચી, લવંગ, નાગકેસર, બોરના ઠળિયાની મીંજ, મમરા, ઘઉંલા, નાગરમોથ, ધોળું ચંદન, અને પીપર આ બધી ચીજો સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. ( વૈ જી. )

**માત્રા**—૨થી ૪ માસા સાકર મેળવી મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ હોજરીની ઉગ્રતાનું શમન કરે છે; બધી જાતની વાતજ, પિત્તજ અને કફજ ઊલટીને જલદીથી શમાવે છે, તથા પિત્તદોષ અને અરુચિને પણ મટાડે છે.

કોઈ કોઈવાર ઊલટી એટલી ભયંકર હોય છે કે પાણી પણ ટકતું નથી. થોડી થોડી વારે ઊલટી થઈ જાય છે. ઊલટીમાં પીધેલું પાણી અને આમાશયનું ખાટું પિત્ત નીકળે છે. એમાં પણ દિવસમાં ૫–૭ વાર આ ચૂર્ણ આપવાથી ઊલટી મટી જાય છે. જો પિત્તાશય, મૂત્રપિંડ કે ઉપાંત્ર ( Appendix )ની શૂળને લીધે ઊલટી થતી હોય તો આ ચૂર્ણ અપાતુ નથી. આ ચૂર્ણ માત્ર હોજરીના વિકાર પર વપરાય છે.

## (१६) નારાયણ ચૂર્ણ

**વિધિ**—અજમો, શેરણી, ધાણા, હરડે, બહેડાં, આમળાં, કલોંજીજીરું, શાહજીરું, વરિયાળી, પીપળીમૂળ, અજમોદ, કચૂરો, વજ, છડ, સૂંઠ, મરી, પીપર, દાડમીનાં મૂળ, ચિત્રકનાં મૂળ, જવખાર, સાજીખાર, પુષ્કરમૂળ, કઠ, સિંધવ, સંચળ, સાંભરલૂણ, મીઠું, બિડલૂણ અને વાવડિંગ દરેક ૧–૧ ભાગ, નસોતર ૨ ભાગ, દંતીમૂળ ૩ ભાગ, ઇંદ્રવરણાનાં મૂળ ૨ ભાગ અને થુવેરનાં પાન ૪ ભાગ લેવાં. આ બધાને મેળવી, ચૂર્ણ કરી, થુવેરના દૂધની ભાવના આપી, સૂકવી શીશીમાં ભરી લેવું. ( યો. ૨. )

**માત્રા**—સવારમાં ૧ થી ૨ માસા આપવું.

**અનુપાન**—અજીર્ણમાં ગરમ પાણી સાથે. ઉદરરોગમાં મઠા સાથે. જલોદરમાં ઊંટડીના દૂધ સાથે. અર્શમાં અનારદાણાના રસ સાથે. સ્થાવર જંગમ વિષમાં ઘી સાથે. ગુલ્મરોગમાં બોરના ઉકાળા સાથે. કબજિયાતમાં દહીંના પાણી સાથે. વાતરોગમાં સુરાના મંડ સાથે. આફરામાં દારૂ સાથે. પરિકર્તિકા (ગુદામાં કાતરથી કાપતા હોય તેવો દુખાવો થવો)માં કોકમ અને આંબોળિયાના ક્વાથ સાથે. આ રીતે બીજા રોગો માટે અનુપાનોની યોજના કરવી.

**ઉપયોગ**—આ ચૂર્ણ ખાસ કરીને પેટ શુદ્ધ કરવા માટે વપરાય છે. પેટમાં મળ ભરાઇ જવાથી ઉદરરોગ, સંગ્રહણી, અર્શ, વિષવિકાર, હૃદયરોગ, પાંડુરોગ, શ્વાસ, કાસ, ભગંદર, મંદાગ્નિ, જ્વર, કુષ્ઠ, ગુલ્મ, ગલગ્રહ અને વાતરોગ વગેરેમાં આ ચૂર્ણ વપરાય છે. આ ચૂર્ણના પ્રભાવથી રોગોના મૂળરૂપ વાયુ, પિત્ત અને કફની વિકૃતિથી ઉત્પન્ન થનાર સેન્દ્રિય વિષ અને મળસંચય આ બધા દોષો દૂર થાય છે, અને તેથી રોગ શમી જઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે.

સર્વાંગશોથ અને જલોદરમાં અંતર્ત્વચા અને ઉદર્યાકલામાં જલ સંચિત

થાય છે. આ ઉપર ઊંટડીના દૂધ સાથે આ ચૂર્ણનું સેવન કરાવવામાં આવે તો પાણી જેવા પાતળા ઝાડા થઈ, પાણીનો ઘણો ભાગ નીકળી જાય. બાકીનું પાણી લોહીમાં આકર્ષિત થવાથી શોથ અને ઉદરરોગ નાશ પામે છે.

**નોંધ**—મૂળ ગ્રંથમાં થુવેરના દૂધની ભાવના નથી લખી. પણ મળશુદ્ધિ માટે હિતકર સમજી અમે વધારી છે. નાજુક પ્રકૃતિવાળાને આપવી હોય તો માત્રા ઓછી આપવી જોઇએ. આ ચૂર્ણનો ઉપયોગ કરતાં પહેલાં સ્નેહપાન કરી કોઠાને સ્નિગ્ધ કરી લેવાથી સારો ફાયદો થાય છે.

### (૧૭) સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ

**વિધિ**—શુદ્ધ ગંધક, જેઠીમધ અને વરિયાળી ૫-૫ તોલા, સોનામુખી ૧૫ તોલા અને સાકર ૩૦ તોલા લેવી. બધાંને મેળવી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી લેવું.

(આ. નિ. મા.)

**માત્રા**—૩ થી ૬ માસા રાત્રે સૂતી વખતે કોકરવરણા પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ કબજિયાત, આમવૃદ્ધિ, માથાનું દરદ, અર્શ, લોહીવિકાર, ખસ, ખૂજલી વગેરેમાં પેટ સાફ લાવવા માટે ઉપયોગી છે. સવારે એક-બે ઝાડા થાય છે. આ ચૂર્ણના સેવનથી પેટમાં કોઇ પણ જાતનો દુખાવો થતો નથી અને આંતરડાની શ્લૈષ્મિક કલામાં ઉગ્રતા પણ આવતી નથી. આ ચૂર્ણમાં જેઠીમધ, વરિયાળી અને સાકર આવતાં હોવાથી આંતરડાની શ્લૈષ્મિક કલા સ્નિગ્ધ રહે છે.

અપચો અને આમાતિસારમાં આ ચૂર્ણ સાથે હરડે અને સૂંઠ મેળવી લેવાથી વધારે ફાયદો થાય છે. ઝાડામાં દુર્ગંધ, ઊલટી, પેટમાં શૂળ અને વાયુનો અવરોધ થાય તો જવખાર ૪ રતી મેળવી આપવું જોઇએ.

### (૧૮) ત્રિફળા ચૂર્ણ

**વિધિ**—નવી મોટી રસદાર હરડે, સારાં બહેડાં અને નવાં આમળાં ત્રણેની છાલ સરખે ભાગે લઈ મેળવી ચૂર્ણ કરવું. (ચ. સં.)

**સૂચના**—જૂની, નીરસ અને દૂષિત હરડે વગેરેથી કે જૂના ચૂર્ણથી બરોબર ફાયદો થતો નથી.

**માત્રા**—૨ થી ૬ માસા દિવસમાં ૨ વાર પાણી સાથે લેવું અથવા રોગ અનુસાર અનુપાન સાથે લેવું.

**અનુપાન**—(૧) નવા તાવમાં પીપર અને મધ સાથે આપવું.

(૨) ચોથિયા તાવમાં દૂધ.

(૩) ખાંસીમાં ગાયના ઘી અને મધ.

(૪) મેદરોગમાં મધ અથવા મધવાળું પાણી.

(૫) રસાયન ગુણ માટે ૨-૨ માસા ત્રિફળાને પીપર, વાંસકપૂર અને મધ સાથે, અથવા ત્રિફળાના કલ્કને પોલાદના વાસણમાં લેપ કરી બીજે દિવસે સવારે મધ અને પાણી મેળવી પાવું. આ દવા પચ્યા પછી ગાયનું ઘી પાવું.

(૬) ઊરુસ્તંભમાં કડુનું ચૂર્ણ મેળવી કોકરવરણા પાણી સાથે આપવું.

(૭) નેત્રરોગોમાં ઘી અને મધ સાથે સેવન કરતા રહેવાથી વધતો મોતિયો પણ અટકી જાય છે.

(૮) શનૈઃમેહ (વારંવાર ખૂબ પેશાબ થવો) પર ગળોના સ્વરસ સાથે.

(૯) બધી જાતના પ્રમેહ પર ત્રિફળાના ચૂર્ણ જેટલી હળદર અને બમણી સાકર સાથે.

(૧૦) ફેનમેહ (જેમાં થોડા ફીણ સાથે પેશાબ થાય છે)માં ત્રિફળા અને ગરમાળાના ગોળ અને મધ સાથે; ઉપર દ્રાક્ષનો કવાથ પાવો.

(૧૧) વૃષણના શોથમાં ગાયના મૂત્ર સાથે.

(૧૨) ભગંદરમાં ખેરની છાલના કવાથ સાથે.

(૧૩) મૂર્છાના દરદીને મધ સાથે.

(૧૪) પિત્તજન્ય વિદ્રધિ પર ત્રિફળાના કવાથમાં નસોતરનું ચૂર્ણ અને ઘી મેળવી પાવું.

(૧૫) સાંધામાં શૂળ થવાથી ઊંઘ ન આવતી હોય તો ત્રિફળાના કવાથમાં મધ મેળવી પાવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ પ્રમેહ, શોથ, કફજ્વિાત, વિષમજ્વર, લોહીવિકાર, વીર્યદોષ, કફ, પિત્ત અને કુષ્ઠરોગમાં બહુ ઉપયોગી છે. આ ચૂર્ણના સેવનથી અગ્નિ પ્રદીપ્ત થાય છે અને મળ શુદ્ધ થાય છે. ઘી અને મધ સાથે ખાવાથી સેન્દ્રિય વિષપ્રકોપ અને પિત્તવિકારજન્ય નેત્રરોગ મટે છે. જૂના રોગોમાં લાંબા વખત સુધી સેવન કરવું જોઈએ.

આ ત્રિફળા ચૂર્ણમાં અદ્ભુત ગુણ માલમ પડે છે. ત્રિફળામાં દીપન, રુચિકર, આંખોને હિતકર, રસાયન, આયુસ્થાપક, વૃષ્ય, સારક, હૃદ્ય અને બૃંહણ ગુણ છે. ઘણાં શાસ્ત્રીય પુસ્તકોમાં એવું વર્ણન મળે છે. 'ચરકસંહિતા'માં ત્રિફળાને રસાયન કહી છે. અને લખ્યુ છે કે 'જે મનુષ્ય રોજ ઘી અને મધ સાથે ત્રિફળાના ચૂર્ણનું સેવન કરે છે, તે નીરોગી રહી પૂરેપૂરું ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવે છે.'

### (૧૯) પંચસમ ચૂર્ણ

**વિધિ**—સૂંઠ, હીમજ, પીપર, નસોતર અને સંચળ આ બધાને સરખે ભાગે લઈ ઝીણું ચૂર્ણ કરવું. (શા. સં.)

**સૂચના**—કેટલાક ચિકિત્સકો આ ચૂર્ણને લીંબુના રસની ભાવના આપે છે.

**માત્રા**—૩ થી ૬ માસા જ્યારે જરૂર પડે ત્યારે કોકરવરણા પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ શૂળ, આફરો, કબજિયાત, આમવાત વગેરે રોગોમાં મળશુદ્ધિ કરી રોગો મટાડે છે. આ ચૂર્ણના સેવનથી કોઠો સાફ થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે. કેટલાક માણસોને વારંવાર કબજિયાત થઇ જાય છે અને શરીરની ગરમી કાંઇક વધી જાય છે; એમને માટે આ ચૂર્ણ હિતકર છે.

### (૨૦) વિરેચન ચૂર્ણ

**વિધિ**—સોનામુખી, ગુલાબનાં ફૂલ, હરડે, બહેડાં અને આમળાં દરેક ૩-૩ તોલા, બદામનો મગજ અને કુલફાનાં બી ૧-૧ તોલો અને શુદ્ધ નેપાળો ૩ માસા લેવો. બધાંને ખાંડી ઝીણું ચૂર્ણ કરી લેવું.

**માત્રા**—૧॥ થી ૨ માસા ચૂર્ણને ૩ માસા સાકરમાં મેળવી રાત્રે સૂતી વખતે લેવું. ઉપર ગરમ દૂધ કે ગરમ પાણી પીવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ નવી અથવા જૂની કબજિયાતને મટાડે છે. તેથી આંતરડાં અને આમાશય શુદ્ધ બને છે. આના ઝાડાથી અશક્તિ નથી આવતી. કોમળ મનવાળા પણ આ લઈ શકે છે. સવારમાં એકબે ઝાડા ખુલાસીને થઈ જાય છે.

### (૨૧) પંચસકાર ચૂર્ણ

**વિધિ**—સૂંઠ, વરિયાળી, સોનામુખી, સિંધવ અને મોટી હરડે આ બધાંને સરખે ભાગે લઇ ખાંડી ચાળી ચૂર્ણ બનાવી લેવું. (સિ. ભે. મ.)

**માત્રા**—૩ થી ૬ માસા ચૂર્ણ રાત્રે કોકરવરણા પાણી સાથે લેવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ સૌમ્ય વિરેચન છે. તેમજ એ કબજિયાત અજીર્ણ, પેટનો વાયુ, આફરો, પેટની શૂળ, ગુહ્યશૂળ વગેરેને મટાડે છે અને પાચનક્રિયાને સુધારે છે.

આ ચૂર્ણ અર્શ, આમપ્રકોપ, જૂના આમવાતમાં સાંધાનો દુખાવો, કબજિયાત અને અમ્લપિત્તના દરદીઓને માટે હિતકારક છે. આ ચૂર્ણથી આમાશયરસની ઉગ્રતા અને અમ્લતા ઓછી થાય છે, આંતરડામાં ગયેલા દૂષિત આમનું પાચન થાય છે અને નવા આમની ઉત્પત્તિ ઘટી જાય છે. તે ઉપરાંત યકૃત-પિત્તનો સ્રાવ વધે છે અને તેથી નાના આંતરડામાં થનારી પાચનક્રિયા સુધરે છે. યકૃતપિત્ત પૂરું મળવાથી મળમાં દુર્ગંધ આવતી નથી, જંતુઓ અને વિષનો નાશ થાય છે, મળ આગળ ધકેલવાનું કામ સરળતાથી થાય છે, અને દસ્ત થયા પછી એનું આકુંચન થવામાં મદદ મળી જાય છે.

આ ચૂર્ણ બહુ સામાન્ય વસ્તુઓમાંથી બને છે. તોપણ કફપ્રધાન રોગી,

જૂની આમવાત અને અર્શના દરદી અને જૂના આમાતિસાર અને બીજા રોગો મા થનારી આમવૃદ્ધિ પર એ અમૃત સમાન ઉપકારક છે

**સૂચના**—આમાતિસારમા આમવૃદ્ધિ અને કબજિયાત હોય ત્યારે આ ચૂર્ણ ૨ માસા કોકરવરણા પાણી સાથે આપવુ જોઈએ માત્રા વધારે લેવાય તો આતરડામા ઉગ્રતા વધે છે અને પેટમા ચૂક આવે છે

## (૨૨) હિંગ્વાદિ ચૂર્ણ

**વિધિ**—સેકેલી હિંગ, સૂઠ, મરી, પીપર, કાળીપાટ, શેરણી હરડે, કચૂરો, અજમોદ, તનવણી (વનતુનસી કે જગલી અજમો), આમલી, અમનબેદ, અના રદાણા, પુષ્કરમૂળ, ધાણા, જીરુ, ચિત્રકમૂળ, વજ, જવખાર, સાજીખાર, સિધવ, સચળ, સાભરલૂણ, બિડલૂણ, મીઠુ અને ચવક આ ૨૬ ઔષધિઓ સરખે ભાગે મેળવી ખાડી ઝીણુ ચૂર્ણ કરવુ (ચ. સં)

**માત્રા**—૨ થી ૩ માસા જમતા પહેલા કાકરવરણા પાણી સાથે અથવા દારૂ સાથે

**ઉપયોગ**—આ ચૂર્ણ વાતપ્રકોપથી ઉત્પન્ન થનાર રોગો પાર્શ્વશૂળ, હૃદય શૂળ, બસ્તિશૂળ, વાતજ અને કફજ ગુલ્મ, આફરો, મૂત્રકૃચ્છ્ર, ગુદા અને યોનિમા દુખાવો, સગ્રહણી, વાતજ અર્શ, બરોળ, પાડુરોગ, અરુચિ, કેડ્સા જકડાઈ જવા, હેડકી, શ્વાસ, કાસ, ગળુ બેસી જવુ વગેરેને મટાડે છે

**નોંધ**—આ ચૂર્ણને બિજોરાના રસની ૭ ભાવના આપી ગોળીઓ વાળી લેવાથી વધારે ફાયદો થાય છે.

## (૨૩) તાલિસાદિ ચૂર્ણ

**વિધિ**—તાલીસપત્ર, વજ, વાસકપૂર, સૂઠ, મરી, પીપર, પીપળીમૂળ, ચિત્રક-મૂળ, ચવક, હળદર, બીલીનો ગર્ભ, અજમોદ, કચૂરો, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવગ, ધાવડીના ફૂલ, અતિવિષા, જાયફળ, અજમો, કાળીપાટ, મોચ રસ, આમલી સિંધન, બિડલૂણ, મીઠુ, સચળ, સાભરલૂણ જીરુ, શાહજીરું, વાવડિંગ, અમનબેદ, કેરમ, હરડે, બહેડા, આમળા, ખાખરાના બીજ, તનમની, જટામાસી, નાગરમોથ, વાળો, કાગદી એલચી, બ્રાહ્મી, બોયઆમળા અને કઠ એ બધા ૧–૧ તોલો, આમન ૪૭ તોલા, શુદ્ધ કરેલી ભાગ ૯૪ તોલા લેવી અને સાકર ૧૮૮ તોલા મેળવવી ભાગને બદલે હરડેનુ ચૂર્ણ લેવાનો રિવાજ છે જ્યારે માદક ગુણ અને પિત્તવૃદ્ધિ કરાવવાની જરૂર હોય ત્યારે ભાગ મેળવવી, અને જ્યારે મળશુદ્ધિ કરાવવાની જરૂર હોય ત્યારે હરડે મેળવવી જોઇએ

**માત્રા**—૩ થી ૪ માસા દિવસમા ૩ વાર પાણી સાથે આપવુ ભાગ વાળા ચૂર્ણની માત્રા ૧ થી ૨ માસા

**ઉપયોગ**—આ ચૂર્ણ ઘણું દિવ્ય છે, અરુચિ અને કબજિયાત સાથેના મંદાગ્નિ મટાડે છે; અને વાતજ, પિત્તજ અને કફજ ત્રણ દોષોના પ્રકોપથી થનારા વિકારોને મટાડે છે. સંગ્રહણી, ક્ષય, ખાંસી, દમ, અરુચિ, બરોળ, અર્શ, અતિસાર, તાવ, વાયુ, સ્થૂલતા, પ્રમેહ, વાઈ, પાંડુરોગ, ગોળો, ઉદરરોગ, કફજન્ય વ્યાધિ, પિત્તજન્યરોગ, ચિત્તભ્રમ, આફરો, કોલેરા, મંદાગ્નિ વગેરે રોગોનો નાશ કરે છે. આ ચૂર્ણ બાળકો માટે બહુ હિતકર છે. તેમજ વાણીની સ્પષ્ટતા, પુષ્ટિ, આયુષ્ય, બળ, કાંતિ, બુદ્ધિ, સ્મૃતિ, અને ધારણ શક્તિ આપનાર છે.

## (૨૪) પ્રવાહિકારિપુ ચૂર્ણ

**વિધિ**—શીશીઓ બંધ કરવાના જૂના કે નવા દાટા બાળી કોયલા કરવા. ધુમાડો નીકળતો બંધ થાય એટલે વાસણ ઢાંકી દેવું કે જેથી રાખોડી ન થઈ જાય. ૧ શેર બૂચમાંથી ૯ તોલા ભસ્મ નીકળે છે. **(આ. નિ. મા.)**

**માત્રા**—૨ થી ૩ રતી દિવસમાં ૩ વાર દહીં સાથે આપવું.

**સૂચના**—બૂચ ચોખ્ખા અને બીજી ખરાબ દવાઓ ન લાગી હોય તેવા લેવા. અથવા તો કારખાનાઓવાળા પાસેથી નવા બૂચના કકડા મંગાવી તેની ભસ્મ બનાવી લેવી.

**ઉપયોગ**—આ ચૂર્ણ ગ્રાહી, સ્તંભક, શૂલઘ્ન, જંતુઘ્ન અને પાચક છે તથા ભયંકર રક્તાતિસાર, મરડો, ઝાડામાં પરુ કે લોહી પડવું વગેરે રોગો મટાડે છે. મરડા માફક રક્તપ્રદરમાં પણ તરત એ ફાયદો કરે છે.

## (૨૫) વજ્રક્ષાર ચૂર્ણ

**વિધિ**—મીઠું, સિંધવ, બિડલૂણ, જવખાર, સંચળ, ફુલાવેલો ટંકણખાર અને સાજીખાર આ બધાંને સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણને સરખે ભાગે આકડા અને થુવેરના દૂધની ૩ દિવસ ભાવના આપી તાપમાં સુકવવું. પછી ગોળો વાળી, આકડાના પાનમાં લપેટી, હાંડલીમાં મૂકી, કપડમટ્ટી કરી, ગજપુટ આપવો. બાદ સ્વાંગશીતળ થયે ક્ષારને કાઢી લઈ ચૂર્ણ કરવું. સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, અજમો, જીરું અને ચિત્રકનાં મૂળ સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું; અને ક્ષારના ચૂર્ણ અને સૂંઠ વગેરેના ચૂર્ણને સરખે ભાગે એકઠું કરી ચૂર્ણ તૈયાર કરવું. **(નિ. ૨.)**

**માત્રા**—૨-૨ માસા દિવસમાં ૨ વાર આપવું.

**અનુપાન**—જો વાયુ વધારે હોય તો સહેજ ગરમ પાણી. પિત્ત વધારે હોય તો ઘી. કફ વધારે હોય તો ગાયનું મૂત્ર. ત્રણે દોષોનો કોપ હોય તો કાંજી.

**ઉપયોગ**—આ ચૂર્ણ ગુલ્મ, શૂળ, અજીર્ણ, સોજો, બધી જાતના ઉદર-

રોગ, મંદાગ્નિ, ઉદાવર્ત અને બરોળ વગેરે સર્વ રોગોનો થોડા જ દિવસમાં નાશ કરે છે.

## (૨૬) લઘુ ગંગાધર ચૂર્ણ

**વિધિ**—નાગરમોથ, ઇંદ્રજવ, બીલીનો ગર્ભ, લોધર, મોચરસ, અને ધાવડીનાં ફૂલ આ બધી વસ્તુઓ સરખે ભાગે લઇ ચૂર્ણ કરવું. **( શા. સં. )**

**માત્રા**—૨ થી ૪ માત્રા દિવસમાં ૩–૪ વાર મઠો અથવા ચોખાના ધોવણ સાથે આપવું. તીવ્ર રોગમાં માત્રા કમ કરવી, પણ વધારે વાર આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ ઝાડા અને મરડામાં લાભદાયક છે. રક્તાતિસારવાળાને અને બાળકોને પણ અપાય છે. બીજા ગ્રંથકારોએ આ ચૂર્ણમાં સૂંઠ મેળવી તેને 'અતિસારગજકેસરી' એવું નામ આપ્યું છે. આ ચૂર્ણ સામાન્ય ઔષધિઓમાંથી બન્યું છે. જે દિવસમાં ૨૫–૫૦ ઝાડા થતા હોય એવા નવા તીવ્ર અતિસારમાં દરદી તદ્દન ગળાઈ ગયો હોય એવી સ્થિતિમાં એણે ઘણાને બચાવ્યા છે.

**સૂચના**—તાવ હોય તો પાણી સાથે આપવું.

## (૨૭) જાતિફલાદિ ચૂર્ણ

**વિધિ**—જાયફળ, લવંગ, એલચી, તમાલપત્ર, તજ, નાગકેસર, કપૂર, ધોળું ચંદન, તલ, વાંસકપૂર, તગર, આમળાં, તાલીસપત્ર, હરડે, પીપર, કલોંજી, જીરું, ચિત્રકમૂળ, સૂંઠ, વાવડિંગ અને મરી બધાં સરખે ભાગે લેવાં. બધાની બરાબર શુદ્ધ કરેલી ભાંગ મેળવી ચૂર્ણ કરવું. પછી બધા ચૂર્ણ જેટલી સાકર મેળવી લેવી. **( યો. ર. )**

**માત્રા**—૨ થી ૪ માસા દિવસમાં ૩ વાર મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ સંગ્રહણી, ક્ષય, શ્વાસ, ખાંસી અને અરુચિ મટાડે છે. આ ચૂર્ણમાં મુખ્ય ઔષધિ ભાંગ છે. ભાંગમાં ઉત્તેજક, માદક, ઊંઘ લાવવાનો, વેદના અને આક્ષેપનો નાશ કરવાનો અને ગર્ભાશયનો સંકોચ કરવાનો ગુણ છે. આ ચૂર્ણ બનવાથી, આમનું પાચન કરનાર, ગ્રાહી, તીક્ષ્ણ, ઉષ્ણ, પિત્તવર્ધક અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. આ બધા સાથે એમાં માદક ગુણ હોવાથી સાવચેતીપૂર્વક વાપરવું.

## (૨૮) અવિપત્તિકર ચૂર્ણ

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, નાગરમોથ, કાગદી એલચીદાણા, વાવડિંગ અને તમાલપત્ર એ દરેક ૧–૧ તોલો, લવંગ ૧૦ તોલા, નસોતર ૪૦ તોલા અને સાકર ૬૦ તોલા લેવી. આ બધાને ખાંડી ઝીણું ચૂર્ણ કરી લેવું. **(ભૈ. ર )**

**માત્રા**—૪ થી ૬ માસા જમ્યા પહેલાં ઠંડા પાણી સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણના સેવનથી અમ્લપિત્ત, શૂળ, અર્શ, પ્રમેહ, મૂત્રાઘાત અને પથરીનો નાશ થાય છે. માત્ર દૂધ અને ભાત ખાવાથી જલદી ફાયદો થાય છે.

આ ચૂર્ણ અમ્લપિત્તમાં વધારે વપરાય છે. અમ્લપિત્ત થવાથી છાતીમાં બળતરા થયા કરે છે. રોગ બહુ વધી જાય ત્યારે ઊબકા અને ઊલટી પણ થયા કરે છે. ઊલટી ખાટી અને ગરમ હોય છે. ઊલટી થવાથી ગળામાં બળતરા થાય છે અને આંખોમાં પાણી આવી જાય છે. જમ્યા પછી થોડા જ વખતમાં પેટમાં ભાર વધી જાય છે. આ રોગમાં અપચો થવાથી કે રોગ જૂનો થાય ત્યારે આમાશયપિત્ત બહુ વધી જવાથી સવારમાં પણ ખાટા ઓડકાર આવતા હોય અને ઊલટી થતી હોય ત્યારે ઠંડા પાણી અથવા નારિયેળના પાણી સાથે અવિપત્તિકર ચૂર્ણ આપવામાં આવે છે. એનાથી આમાશયપિત્ત આંતરડામાં ચાલ્યું જાય છે.

સૂચના—જો આંતરડામાં સોજો હોય અને ઉપર દબાવવાથી દુખાવો થતો હોય તો આ ચૂર્ણ ન આપવું જોઈએ; આમાશયનલિકાથી પિત્ત કાઢી નાંખવું જોઈએ.

મૂત્રપિંડનો પ્રદાહ થાય ત્યારે લોહીમાં મૂત્રવિષ વધે છે. પછી આંખો અને ચહેરા પર સોજો આવે છે, શરીર નબળું અને નિસ્તેજ થઈ જાય છે, આળસ વધે છે, દૃષ્ટિ મંદ પડી જાય છે; લોહીની પ્રતિક્રિયા અમ્લ થાય છે અને આમાશયનું પિત્ત તીવ્ર થઈ જાય છે. એવી સ્થિતિમાં ઘણુંખરું કબજિયાત પણ દુઃખ આપ્યા કરે છે. આ કબજિયાતને દૂર કરી પેટ સાફ કરવા માટે આ ચૂર્ણ વપરાય છે.

એ ઉપરાંત આમવાત અને લોહીની પ્રતિક્રિયા અમ્લ થવાથી ઉત્પન્ન થયેલા સંધિવા, પક્ષાઘાત, પેટની શૂળ, પિત્તપ્રકોપજન્ય ઉન્માદ, લોહીનું દબાણ વધવું વગેરે રોગોમાં વિરેચનની જરૂર હોય ત્યારે આ ચૂર્ણ વપરાય છે.

## (२८) લવંગાદિ ચૂર્ણ

વિધિ—લવંગ, કપૂર, એલચી, તજ, નાગકેસર, જાયફળ, ખસ, સૂંઠ, શાહજીરું, પીપર, અગર, વાંસકપૂર, જટામાંસી, નીલકમળ, ધોળું ચંદન, તગર, વીરણ અને ચણકબાબ એ બધી ચીજો સરખે ભાગે લઈ ઝીણું ચૂર્ણ કરવું. પછી બધાથી અર્ધી સાકર મેળવવી. (શા. સં.)

માત્રા—૨ થી ૪ માસા દિવસમાં ૨ વાર મધ અથવા પાણી સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણ શીતલ અને શામક છે. પિત્તપ્રકોપથી ઉત્પન્ન થનારા રોગો—હૃદયરોગ, કંઠરોગ, ખાંસી, હેડકી, પીનસ, ક્ષય, ઉરઃક્ષત, દમ,

ઝાડા, અરુચિ, પ્રમેહ, ગુલ્મ, સંગ્રહણી વગેરેનો નાશ કરે છે. આ ચૂર્ણના સેવનથી અગ્નિ પ્રદીપ્ત થાય છે અને વાત, પિત્ત અને કફના દોષ દૂર થાય છે.

## (૩૦) ગોમૂત્રક્ષાર ચૂર્ણ

**વિધિ**—એક કડાઈમા ૧૦ શેર ગાયનુ મૂત્ર નાખી ઉકાળવુ જ્યારે ચોથા ભાગનુ બાકી રહે ત્યારે તેમા સૂઠ શેર ૦ા, સુરવારી હરડે શેર ૦ા, સિંધવ ૨ાા તોના અને લવંગ ૧ાા તોના ખાડી-વાટીને નાખી દેવા પછી તવેથાથી હલાવતા રહી અગ્નિ પર જ ભસ્મ બનાવી લેવી ઠંડુ પડે એટલે ઝીણુ ચૂર્ણ કરી લેવુ.

**માત્રા**—૧ થી ૨ માસા દિવસમા ૨ વાર પાણી, નાગરવેલના પાન અથવા તુલસીના પાન સાથે આપવુ

**ઉપયોગ**—આ ચૂર્ણથી કફયુક્ત શ્વાસ, કાસ, ઉદરરોગ, કબજિયાત વગેરે રોગો મટે છે. આ એક સાધારણ દવા છતા દમમા ઘણી ફાયદાકારક છે તમાકુના વ્યસનવાળાઓના દમ રોગમા એ જલદી ફાયદો કરે છે આમાશયમા રહેલા કફ અને આમને દસ્ત સાથે બહાર કાઢી નાખે છે અને શ્વાસવાહિનીઓમા રહેલા કફને પિગાળી પ્રણાલિકાઓને કફથી મુક્ત કરે છે.

## (૩૧) કર્પૂરાદ્ય ચૂર્ણ

**વિધિ**—કપૂર, પાન, ચણકબાબ, જાયફળ, તમાલપત્ર અને લવંગ ૧–૧ તોલો, નાગકેસર ૨ તોલા, મરી ૩ તોલા, પીપર ૪ તોલા અને સૂઠ ૫ તોલા લેવી આ બધાને ખાડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ પછી ચૂર્ણ જેટલી જ સાકર મેળવી ખરલ કરી લેવુ

**માત્રા**—૧ થી ૨ માસા દિવસમા ૩ વાર પાણી, બકરીનુ દૂધ, મધ અથવા ઘી સાથે આપવુ

**ઉપયોગ**—આ ચૂર્ણ ક્ષયમા અરુચિ, કાસ, સ્વરભંગ, શ્વાસ, ગુલ્મ, અર્શ, ઊલટી અને કંઠરોગનો નાશ કરે છે

જ્યારે સ્વરયંત્રમા કફ ચોટી જ રહેતો હોય અને આમાશયમા કફ જતો રહેવાથી બેચેની થયા કરતી હોય, મો મીઠુ કે ફિક્કુ રહેતુ હોય ત્યારે આ ચૂર્ણ આપવાથી સ્વરયંત્ર સાફ રહે છે, ઊબકા બંધ થાય છે, મોનો સ્વાદ સુધરે છે અને મન પ્રસન્ન થાય છે

## (૩૨) વૃદ્ધદારુકાદિ ચૂર્ણ

**વિધિ**—સૂઠ, મરી, પીપર, હરડે, બહેડા, આમળા, ચવક, દારુહળદર, વરણાની છાલ, ગોખરુ, ગોરખમુંડી અને ગળો એ ૧૨ ચીજો ૧–૧ તોલો લેવી અને વરધારો ૧૨ તોલા લેવો બધાને એકઠુ કરી ઝીણુ ચૂર્ણ કરવુ (વૃન્દ)

**માત્રા**—૬-૬ માસા દિવસમાં ૨ વાર પાણી અથવા કાંજી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણથી હાથીપગું, મેદ, ભયંકર આમવાત, કુષ્ટ, ગુલ્મ, અરુચિ અને વાતકફજન્ય રોગો મટે છે.

## (૩૩) અર્શોઘ્ન ચૂર્ણ

**વિધિ**—વગડાઉ સૂરણ ૨॥ શેર લઈ મોટું મોટું ખાંડી લેવું. પછી તેમાં ફુલાવેલી લાલ ફટકડી ૪૦ તોલા નાખી હાંડલીમાં ભરી મોં બંધ કરી ૧૦ શેર અડાયા છાણાંમાં ફૂંકી દેવું. ઠંડું પડશે એટલે સફેદ રંગની ભસ્મ થઈ જશે, પછી તે વસ્ત્રગાળ કરી ભરી લેવી.

**માત્રા**—૧ થી ૨ માસા દિવસમાં ૨ વાર દહીંની તર સાથે ખાવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ અર્શમાંથી લોહી પડતું હોય તે થોડા જ દિવસમાં બંધ કરી દે છે. સૂકા વાતજન્ય અર્શમાં પણ આ ચૂર્ણ લાભદાયક છે.

ભસ્મ તૈયાર ન હોય તો સૂરણનું ચૂર્ણ કેપસૂલ (એક જાતની ડબ્બી)માં ભરી ગળી જવાથી પણ પૂરેપૂરો ફાયદો થાય છે. જિલેટિનની ખાલી કેપસૂલ ઝીરો કે એક નંબરની લેવી જોઈએ.

## (૩૪) પુનર્નવાદિ ચૂર્ણ

**વિધિ**—સાટોડીનાં મૂળ, દેવદાર, ગળો, કાળીપાટ, સૂંઠ, ગોખરુ, હળદર, દારુહળદર, પીપર, બેઠી ભોંયરીંગણી, ઊભી ભોંયરીંગણી, ચિત્રકનાં મૂળ, અરડૂસીનાં પાન આ બધાંને સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. વિરેચનની જરૂર હોય તો કડુ અને નસોતર પણ મેળવી લેવું. **(યો. ૨.)**

**માત્રા**—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર ગાયના મૂત્ર સાથે અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બધી જાતના સોજા (આખા શરીરમાં ફેલાયેલા સોજા), આઠ જાતના ઉદરરોગ, ભયંકર વ્રણ વગેરે રોગો મટાડે છે.

## (૩૫) અંત્રવૃદ્ધિહર ચૂર્ણ

**વિધિ**—સેકેલી હિંગ, ખારેક, સૂવા, અજમો, વાવડિંગ, વરિયાળી, ફૂદીનો, ઇંદ્રજવ, ધોળાં મરી, મોટા એલચા અને હીમજ દરેક ૧-૧ તોલો; હરડે અને સોનામુખી ૧॥-૧॥ તોલો, કાંકચનો ગર અને સંચળ ૨-૨ તોલા લેવાં. આમાંથી સોનામુખી સિવાયની દરેક ચીજને લોઢી પર જુદી જુદી સેકી કાઢવી. પછી બધી ચીજો મેળવી, ખાંડી, વસ્ત્રગાળ કરી ચૂર્ણ કરવું. **(વૈ. સ. વિ.)**

**માત્રા**—૪ થી ૬ માસા દિવસમાં ૨ વાર સાકર, તજ, એલચી અને લવંગ નાખેલા ૦॥ શેર ગરમ દૂધ સાથે લેવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ પેટમાં વાયુ ઉત્પન્ન થતો અટકાવે છે, અંદર એકત્ર થયેલો મળ બહાર કાઢી નાખે છે અને આંતરડાં બળવાન બનાવે છે. એથી સારણ-ગાંઠ, ઉદરશૂળ, મંદાગ્નિ, કબજિયાત, પેટનો વાયુ વગેરે ૧ થી ૧॥ મહિનામાં મટી જાય છે.

## (૩૬) મંજિષ્ઠાદિ ચૂર્ણ

**વિધિ**—મજીઠ, હરડે, ગુલાબનાં ફૂલ અને નસોતર ૨॥–૨॥ તોલા, સોનામુખી ૧૦ તોલા અને સાકર ૪૦ તોલા મેળવી ઝીણું ચૂર્ણ કરવું. **(વૈ. ચિ. સા.)**

**માત્રા**—૪ થી ૬ માસા રાત્રે સૂતી વખતે કોકરવરણા પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ ઉદરવિકાર અને લોહીમાં રહેલા વિષનો નાશ કરે છે. તેથી કરીને લોહીવિકાર, ખસ, ચામડીના રોગ અને કબજિયાત મટે છે. ખોરાક હલકો લેવો. વધારે ખારા, ખાટા કે તીખા પદાર્થો ન લેવા. ખાંડવાળી ગળી ચીજો પણ બહુ થોડી લેવી.

## (૩૭) દંતપ્રભાકર મંજન

**વિધિ**—શુદ્ધ ચાક ૪૦ તોલા, શંખજીરાની ભસ્મ* ૪૦ તોલા, માયુફળ, ચણકબાબ અને લોધર ૫–૫ તોલા, કપૂર, લવંગ અને કાગદી એલચીદાણા ૨॥–૨॥ તોલા, ફુલાવેલી ફટકડી ૧। તોલો, કારબોલિક એસિડ ૨॥ તોલા અને પીપરમેંટનું તેલ ૧। તોલો લેવું. પહેલાં કારબોલિક એસિડ અને કપૂર મેળવી લેવું. પાણી થઇ જાય એટલે ચાક નાખવો. પછીબાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવવું. છેવટે પીપરમેંટનું તેલ મેળવી મજબૂત દાટાવાળી શીશીમાં ભરી લેવું. ડબ્બામાં ભરવાથી મંજન થોડા જ દિવસમાં ગુણહીન અને દૂષિત થઈ જાય છે. આ ચૂર્ણમાં ૪ તોલા બોરીક એસિડ મેળવવાથી ગુણમાં વધારો થાય છે. રંગ અને મધુરતા લાવવી હોય તો ૧॥–૧॥ માસા રેડ કારમાઇન અને સેકરીન મેળવવું. એવી જ રીતે સુગંધ નાખવી હોય તો ૧૦૦ તોલા મંજનમાં ૧ ડ્રામ ઓઇલ્સ રોઝ જીરેનિયમ મેળવી લેવું.

**ઉપયોગ**—આ દંતમંજન દાંત અને દાઢનાં બધી જાતના દરદ, પરુ આવવું, લોહી નીકળવું, ચસકા મારવા, દાંત હાલવા, પીઢિયાં ફૂલી જવાં, મેલ ચોંટવો, દુર્ગંધ મારવી વગેરે બધા રોગો મટાડી દઇ દાંત સફેદ અને મજબૂત બનાવે છે.

* ૪–૬ હાંડલીઓમાં ૧–૧ શેર શંખજીરું ભરી ઉપર ઢાકણાં ઢાંકી દેવાં. પછી કોઇ પણ ભસ્મ બનાવવી વખતે ગજપુટ પર એ લોઢાના સળિયા મૂકી તેના પર હાંડલીઓ મૂકી દેવી સ્વાંગશીતળ થયે ભસ્મ કાઢી લઈ ઉપયોગમાં લેવી કદાચ શંખજીરાની ભસ્મ મુલાયમ ન બની હોય તો ફરી બીજીવાર ગજપુટ પર મૂકી ભસ્મ પરિપક્વ કરી લેવી જોઇએ.

સાથે સાથે ગળું અને જીભ પર લાગેલો કફ અને ગોનુ ખેરવાદપણુ મટી જાય છે.

આ મંજનમા કપૂર, કાર્બોલિક એસિડ, બોરિક એસિડ, પીપરમેંટનું તેલ વગેરે જંતુઘ્ન દવાઓ મેળવેલી છે. કપૂર, લવંગ, એલચી ગળાથી નીચે રહેલા કફ અને મળને ખેંચી લે છે. રાખજીરૂ અને ખડી દાતને સ્વચ્છ અને ઉજળા બનાવે છે અને માયુફળ, લોધર, ફટકડી વગેરે પીઢિયા મજબૂત કરે છે.

## (૩૮) દંતદોષહર મંજન

**પહેલી વિધિ**—ફુલાવેલુ ગોરચૂર્ણ ૧ તોલો, કપૂર ૧ તોલો, લવંગ ૨ તોલા, તજ ૨ તોલા, ફુલાવેલી ફટકડી ૪ તોલા, સમુદ્રફીણ ૮ તોલા, સોનાગેરુ ૬ તોલા અને શુદ્ધ ચાક ૧૬ તોલા લેવો બધાને ખાંડી, ઝીણુ ચૂર્ણ કરવુ

**(આ. નિ. મા.)**

ઉપયોગ—આ મંજન દાત પર ઘસવાથી દાત સ્વચ્છ અને મજબૂત બને છે. દાતમા દુખાવો, કૃમિ, પીઢિયા ફૂલવા, પરુ અને લોહી નીકળવુ વગેરે રોગો મટે છે. વધારે દરદ થાય તો દિવસમા ૨–૩ વાર ઘસવુ

સૂચના—દરદ થતુ હોય ત્યારે આ દતમંજન લગાડી, થોડીવાર મો નીચું રાખી લાળ પાડવી પછી કોકરવરણા પાણીથી કોગળા કરવા. ગળામા દતમંજન નો રસ ન ઊતરવા દેવો, કારણ કે ગોરચૂર્ણ ઊલટી કરાવે છે.

**બીજી વિધિ**—હીરાકસી, ફુલાવેલુ મોરચૂથુ, માંહુ કઠ, કાળીપાટ, કાથો, મરી, માયુફળ, તજ, લવંગ, સિંધવ, ફુલાવેલો ટંકણખાર અને સાંભરલૂણ આ ૧૩ ઔષધિઓ સરખે ભાગે મેળવી ઝીણુ વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ

ઉપયોગ—આ મંજનથી દાત હાલવા, દાતમા સખ્ત દરદ, અવાળા ફૂલી જવા, દાતમા કૃમિ વગેરે તરત મટી જાય છે મંજન લગાડતાની સાથે જ જંતુ ઓ બહાર નીકળી જાય છે અને દરદ મટી જાય છે

હીરાકસીથી દાત પર સહેજ કાળાશ આવી જાય છે, પણ દવા છોડવા પછી થોડા જ દિવસોમા તે ચાની જાય છે.

## (૩૯) ઉષ્ણવાતપ્ર ચૂર્ણ

**પહેલી વિધિ**—ફુલાવેલી ફટકડી, સુરોખાર, કાગદી એલચી, રાખજીરૂ, ધોળુ ચંદન, રેવચી, ચણકબાબ અને જીરુ એ દરેક ૧–૧ તોલો, બેરજાનુ સત્ત્વ ૨ તોલા, સફેદ રાળ ૩ માસા અને બધાની બરોબર સાકર લઇ, ખાંડી, વાટી ચાળી લેવુ

**માત્રા**—ાા–૧ તોલો રોજ સવારમા દૂધની તર સાથે

ઉપયોગ—આ ચૂર્ણના સેવનથી નવો સુજાક (પેશાબમા બળતરા અને પરુ) ૩–૪ દિવસમા જ મટી જાય છે

**સૂચના**—શંખજીરાને ખાંડી વસ્ત્રગાળ કરી પછી ૩ કલાક ખરલ કરી મેળવવું જોઇએ.

**બીજી વિધિ**—કપૂર, ગળોસત્ત્વ, વાંસકપૂર, ચણકબાબ, કાગદી એલચી, નાગકેસર, હરડે, બહેડાં, આમળાં, નાગરમોથ, મોટા ગોખરુ, શતાવરી, ધોળું ચંદન, તગર, પીપર, લવંગ, જટામાંસી અને જાયફળ આ બધી ઔષધિઓ સરખે ભાગે લેવી. બધાંની બરાબર સાકર મેળવી; ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી લેવું. (**ધન્વંતરિ**)

**માત્રા**—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર સાકર નાખેલા દૂધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ પરમિયાની તીક્ષ્ણ અવસ્થા મટયા પછી ફાયદાકારક છે. પરમિયાનું મૂળ, રક્તમાં લીન થયેલું વિષ, મૂત્રપ્રસેકનલિકામાં ક્ષત થવું અને મૂત્રવિકારનો થોડા જ દિવસમાં એ નાશ કરે છે.

## (૪૦) મૂત્રવિરેચક ચૂર્ણ

**વિધિ**—ચણકબાબ, રેવંચી, કાગદી એલચી અને જીરું ૧–૧ તોલો, સૂરોખાર ૨ તોલા અને સાકર ૪ તોલા લઈ બધાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**માત્રા**—૩ માસા દિવસમાં ૩ થી ૪ વાર બબ્બે કલાકે દૂધ અને પાણી મેળવીને સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ પેશાબ ખૂબ ઉત્પન્ન કરે છે. પરમિયામાં પરુ મટાડવા અને મૂત્રમાર્ગ ચોખ્ખો કરવા માટે ઉપયોગી છે. ખોરાકમાં માત્ર દૂધ અને ભાત ખાવાથી ઇંદ્રિયજુલાબ સારો લાગે છે. આ ચૂર્ણનું ૩ દિવસ સેવન કરવાથી મૂત્રમાર્ગ સાફ થાય છે અને પરમિયાની ઉગ્ર અવસ્થાનું શમન થાય છે.

## (૪૧) હજરુલયહૂદ ચૂર્ણ

**વિધિ**—ઝીણું બારીક ખરલ કરેલ હજરલયહૂદ (પથ્થર બોર) ૨૦ તોલા, ચીભડાનાં બીની મીંજ, કાકડીનાં બીની મીંજ, ગોખરુ, મરી, વરિયાળી, અજમો, જીરું, કળથી અને બાવળનો ગૂંદર એ બધું ૨–૨ તોલા લઇ, ખાંડી, ચાળી ચૂર્ણ બનાવવું.

**માત્રા**—૧ થી ૧॥ માસા સવારમાં ચણાના કાઢા સાથે ૭ દિવસ સુધી પીવું

**ઉપયોગ**—આ ચૂર્ણ ગુરદા અને મૂત્રાશય બંનેમાંની પથરીને તોડી–તોડીને બહાર કાઢી નાખે છે.

## (૪૨) ચોપચિન્યાદિ ચૂર્ણ

**વિધિ**—ચોપચીની ૧૬ તોલા, સાકર ૪ તોલા, પીપર, પીપળીમૂળ, મરી, લવંગ, અકકલગરો, ખોરાસાની અજમો, સૂંઠ, વાવડિંગ અને તજ આ દરેક ૧–૧ તોલો લઇ બારીક ચૂર્ણ કરવું. (**આ. ભિ.**)

**માત્રા**—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર ટોકરવણા પાણી અથવા ઘી ને મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ જીર્ણ ઉપદંશ, જૂનો પરમિયો, વ્રણ, કોઢ, સંધિવા, લોહીવિકાર અને ક્ષીણતાનો નાશ કરે છે અને વીર્યને શુદ્ધ કરે છે. આ ચૂર્ણનો ઉપયોગ ઉપદંશ, પરમિયા આદિ રોગોથી થયેલા રક્તવિકાર અને વાતપ્રકોપ પર વધારે થાય છે.

## (૪૩) વૃદ્ધદંડ ચૂર્ણ

**વિધિ**—ધોળી મુસળી, ગળોસત્ત્વ, કૌચાનાં બી, ગોખરુ, શીમળાના મૂળની છાલ અને આમળાં સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું, અને બધાંની બરોબર સાકર મેળવવી. **( આ. ઓ. )**

**માત્રા**—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે.

**ઉપયોગ**—આ ચૂર્ણ બધી જાતની ધાતુક્ષીણતા, સ્વપ્નદોષ, વૃદ્ધાવસ્થામાં થનાર વાતપ્રમેહ વગેરે રોગોને મટાડે છે; અને થોડા જ દિવસના સેવનથી કમરમાં ખૂબ તાકાત આવે છે.

## (૪૪) શતાવર્યાદિ ચૂર્ણ

**વિધિ**—શતાવરી, ગોખરુ, કૌવચનાં બી, ગંગેટીની છાલ, ખપાટની છાલ અને એખરાનાં બી આ બધાંને સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. ( શા. સં. )

**માત્રા**—૩ થી ૬ માસા રોજ સવારે કે રાત્રે સમભાગે સાકર મેળવી દૂધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ મૂત્રરોગ અને વીર્યદોષને દૂર કરી વીર્યની વૃદ્ધિ કરે છે અને કામશકિત વધારે છે.

## (૪૫) વીર્યશોધક ચૂર્ણ

**વિધિ**—બાવળની બી વગરની કાચી શિંગો, બાવળની કૂંપળ અને બાવળનો ગૂંદર આ ત્રણે સરખે વજને લઈ બારીક ચૂર્ણ કરવું.

**માત્રા**—૪ થી ૬ માસા સાકર સાથે મેળવી લેવું અને ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ વીર્યનું પાતળાપણું, સ્વપ્નદોષ, શુક્રમેહ ( પેશાબ સાથે વીર્ય જવું ) વગેરે વીર્યના દોષો દૂર કરી વીર્યને શુદ્ધ, ગાઢું અને સફેદ બનાવે છે. આ વસ્તુ સાધારણ હોવા છતાં પણ કામ સરસ આપે છે.

## (૪૬) ન્યગ્રોધાદિ ચૂર્ણ

**વિધિ**—વડ, ઉંબરો, પીપળો, અરલુ ( ટેંટુંની છાલ ), ગરમાળો અને બિયો આ બધાં ઝાડોની છાલ, આંબાની ગોટલી, જાંબુના ઠળિયા, કોઠું, ચારોળી, ધોળા

સાદડની છાલ, ધાવડીની છાલ, મહુડાની છાલ, જેઠીમધ, લોધર, વરણાની છાલ, લીમડાની અંતરછાલ, કડવા પરવળનાં પાન, મેંઢાશિંગી, દંતીમૂળ, ચિત્રકનાં મૂળ, પાટલા, કાકચનાં બી, હરડે, બહેડાં, આમળાં, ઇંદ્રજવ અને ભિલામાનો ગર આ બધાને સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરવું. (ચો. ર.)

**માત્રા**—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર મધ સાથે લેવું. ઉપરથી ત્રિફળાનો કવાથ પીવો.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી બધી જાતના વાતજ, પિત્તજ અને કફજ પ્રમેહો, મધુમેહ, પ્રમેહપિટિકા અને બધી જાતના મૂત્રકૃચ્છ્રનું શમન થાય છે. ૩–૪ માસ સુધી શાંતિથી સેવન કરવું જોઇએ.

## (૪૭) નારસિંહ ચૂર્ણ

**વિધિ**—શતાવરી, ગોખરુ, છોતરા કાઢી નાખેલા તલ, અને ભોંયકોળું ૬૪–૬૪ તોલા, કુક્કરકંદ ૧ શેર, ગળો ૧૧ શેર, શુદ્ધ કરેલા ભિલામા ૧૨૮ તોલા, ચિત્રકનાં મૂળની છાલ ાા શેર, ત્રિકટુ ૩૨ તોલા, સાકર ૩ાા શેર, મધ ૧ાાા શેર અને ઘી ૭૦ તોલા લેવું. એમાંથી સૂકી ચીજો ખાંડી–ચાળી, બારીક ચૂર્ણ કરી સાકર મેળવવી. પછી ઘી મેળવી મધ મેળવવું. પછી બરણીમાં ભરી લેવું.

(ચક્રદત્ત)

**નોંધ**—અમે ઘી અને મધ મેળવતા નથી. ચૂર્ણ લેતી વખતે ૬ માસા ઘી અને ૧ તોલો મધ મેળવી આપવું, એ વધારે હિતકર માન્યું છે.

રસાયન અને વાજીકરણ ગુણ માટે ચૂર્ણ બનાવવું હોય તો ગળોને બદલે ગળોસત્ત્વ, ભિલામાને બદલે ભિલામાનો ગર અને ત્રિકટુને બદલે ત્રિજાત લેવું વધારે ફાયદાકારક છે.

**માત્રા**—૪ થી ૮ માસા ચૂર્ણ અથવા ઘી–મધ મેળવેલું હોય તો ાાથી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે લેવું.

**ઉપયોગ**—આ ચૂર્ણનું ૧ મહિનો સેવન કરવાથી ક્ષય, ખાંસી, ઘડપણની નબળાઇ, માથાનો ખોડો, બરોળ, પીનસ, ભગંદર, મૂત્રકૃચ્છ્ર, અર્શ, પાંડુરોગ, હલીમક, મહાશ્વાસ, પાંચ પ્રકારની ખાંસી, પથરી, ૧૮ જાતના કુષ્ઠ, ૮ પ્રકારના ઉદરરોગ, બહુ ભયંકર પ્રમેહ, પાંચ જાતની કષ્ટસાધ્ય ખાંસી, ૮૦ પ્રકારના વાતરોગ, ૪૦ જાતના પિત્તરોગ, ૨૦ જાતના કફરોગ, દ્વંદ્વજ રોગ, ત્રિદોષજ રોગ, બધી જાતના અર્શ આ સર્વ રોગોને મટાડી શરીર સુવર્ણ સમાન તેજસ્વી, સિંહ જેવું પરાક્રમી, ઘોડા સમાન વેગવાળું અને ગંભીર સ્વરવાળું બનાવે છે. આ ચૂર્ણ સેવન કરનાર ૧૦૦ સ્ત્રીઓ સાથે રમણ કરી શકે છે, અને નરસિંહ ભગવાન સમાન તેજસ્વી અને પરાક્રમી પુત્રો ઉત્પન્ન કરે છે.

**માત્રા**—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર ઠોકરવણા પાણી અથવા ઘી ક મધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ જીર્ણ ઉપદંશ, જૂનો પરમિયો, વ્રણ, કોઢ, ગંભિરા, લોહીવિકાર અને ક્ષીણતાનો નાશ કરે છે અને વીર્યને શુદ્ધ કરે છે. આ ચૂર્ણનો ઉપયોગ ઉપદંશ, પરમિયા આદિ રોગોથી થયેલા રક્તવિકાર અને વાતપ્રકોપ પર વધારે થાય છે.

### (૪૩) વૃદ્ધદંડ ચૂર્ણ

**વિધિ**—ધોળી મુસળી, ગળોસત્ત્વ, કૌચાનાં બી, ગોખરુ, શીમળાના મૂળની છાલ અને આમળાં સરખે ભાગે લઇ ચૂર્ણ કરવું, અને બધાંની બરોબર સાકર મેળવવી. (આ. ઔ.)

**માત્રા**—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે.

**ઉપયોગ**—આ ચૂર્ણ બધી જાતની ધાતુક્ષીણતા, સ્વપ્નદોષ, વૃદ્ધાવસ્થામાં થનાર વાતપ્રમેહ વગેરે રોગોને મટાડે છે; અને થોડા જ દિવસના સેવનથી કમરમાં ખૂબ તાકાત આવે છે.

### (૪૪) શતાવર્યાદિ ચૂર્ણ

**વિધિ**—શતાવરી, ગોખરુ, કૌવચનાં બી, ગંગેટીની છાલ, ખપાટની છાલ અને એખરાનાં બી આ બધાંને સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરવું. (શા. સં.)

**માત્રા**—૩ થી ૬ માસા રોજ સવારે કે રાત્રે સમભાગે સાકર મેળવી દૂધ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ મૂત્રરોગ અને વીર્યદોષને દૂર કરી વીર્યની વૃદ્ધિ કરે છે અને કામશક્તિ વધારે છે.

### (૪૫) વીર્યશોધક ચૂર્ણ

**વિધિ**—બાવળની બી વગરની કાચી શિંગો, બાવળની કૂંપળ અને બાવળનો ગુંદર આ ત્રણે સરખે વજને લઈ બારીક ચૂર્ણ કરવું.

**માત્રા**—૪ થી ૬ માસા સાકર સાથે મેળવી લેવું અને ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ વીર્યનું પાતળાપણું, સ્વપ્નદોષ, શુક્રમેહ (પેશાબ સાથે વીર્ય જવું) વગેરે વીર્યના દોષો દૂર કરી વીર્યને શુદ્ધ, ગાઢું અને સફેદ બનાવે છે. આ વસ્તુ સાધારણ હોવા છતાં પણ કામ સરસ આપે છે.

### (૪૬) ન્યગ્રોધાદિ ચૂર્ણ

**વિધિ**—વડ, ઉંબરો, પીપળો, અરલુ (ટેંટુંની છાલ), ગરમાળો અને બિયો આ બધાં ઝાડોની છાલ, આંબાની ગોટલી, જાંબુના ઠળિયા, કોઠું, ચારોળી, ધોળા

સાદડની છાલ, ધાવડીની છાલ, મહુડાની છાલ, જેઠીમધ, લોધર, વરણાની છાલ, લીમડાની અંતરછાલ, કડવા પરવળનાં પાન, મેંઢાશિંગી, દંતીમૂળ, ચિત્રકનાં મૂળ, પાટલા, કાકચનાં બી, હરડે, બહેડાં, આમળાં, ઇંદ્રજવ અને ભિલામાનો ગર આ બધાને સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરવું. (યો. ર.)

**માત્રા**—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર મધ સાથે લેવું. ઉપરથી ત્રિફળાનો કવાથ પીવો.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી બધી જાતના વાતજ, પિત્તજ અને કફજ પ્રમેહો, મધુમેહ, પ્રમેહપિટિકા અને બધી જાતના મૂત્રકૃચ્છ્રનું શમન થાય છે. ૩–૪ માસ સુધી શાંતિથી સેવન કરવું જોઇએ.

### (૪૭) નારસિંહ ચૂર્ણ

**વિધિ**—શતાવરી, ગોખરુ, છોતરા કાઢી નાખેલા તલ, અને ભોંયકોળુ ૬૪–૬૪ તોલા, કુક્કરકંદ ૧ શેર, ગળો ૧ા શેર, શુદ્ધ કરેલા ભિલામા ૧૨૮ તોલા, ચિત્રકનાં મૂળની છાલ ૦ાા શેર, ત્રિકટુ ૩૨ તોલા, સાકર ૩ાા શેર, મધ ૧ાા શેર અને ઘી ૭૦ તોલા લેવું. એમાંથી સૂકી ચીજો ખાંડી–ચાળી, બારીક ચૂર્ણ કરી સાકર મેળવવી. પછી ઘી મેળવી મધ મેળવવું. પછી બરણીમાં ભરી લેવું. (ચક્રદત્ત)

**નોંધ**—અમે ઘી અને મધ મેળવતા નથી. ચૂર્ણ લેતી વખતે ૬ માસા ઘી અને ૧ તોલો મધ મેળવી આપવું, એ વધારે હિતકર માન્યું છે.

રસાયન અને વાજીકરણ ગુણ માટે ચૂર્ણ બનાવવું હોય તો ગળોને બદલે ગળોસત્ત્વ, ભિલામાને બદલે ભિલામાનો ગર અને ત્રિકટુને બદલે ત્રિજાત લેવું વધારે ફાયદાકારક છે.

**માત્રા**—૪ થી ૮ માસા ચૂર્ણ અથવા ઘી–મધ મેળવેલું હોય તો ૦ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે લેવું.

**ઉપયોગ**—આ ચૂર્ણનું ૧ મહિનો સેવન કરવાથી ક્ષય, ખાંસી, ઘડપણની નબળાઇ, માથાનો ખોડો, બરોળ, પીનસ, ભગંદર, મૂત્રકૃચ્છ્ર, અર્શ, પાંડુરોગ હલીમક, મહાશ્વાસ, પાંચ પ્રકારની ખાંસી, પથરી, ૧૮ જાતના કુષ્ટ, ૮ પ્રકારનાં ઉદરરોગ, બહુ ભયંકર પ્રમેહ, પાંચ જાતની કષ્ટસાધ્ય ખાંસી, ૮૦ પ્રકારના વાતરોગ, ૪૦ જાતના પિત્તરોગ, ૨૦ જાતના કફરોગ, દ્વંદ્વજ રોગ, ત્રિદોષજ રોગ, બધી જાતના અર્શ આ સર્વ રોગોને મટાડી શરીર સુવર્ણ સમાન તેજસ્વી, સિંહ જેવું પરાક્રમી, ઘોડા સમાન વેગવાળું અને ગંભીર સ્વરવાળું બનાવે છે. આ ચૂર્ણ સેવન કરનાર ૧૦૦ સ્ત્રીઓ સાથે રમણ કરી શકે છે, અને નરસિંહ ભગવાન સમાન તેજસ્વી અને પરાક્રમી પુત્રો ઉત્પન્ન કરે છે.

માત્રા—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર [illegible] સાથે [illegible] આપવું.

ઉપયોગ—આ ચૂર્ણ [illegible] અને શરીરને શુદ્ધ કરે છે. આ ચૂર્ણનો [illegible] થાય છે.

(૪૩) [illegible] ચૂર્ણ

વિધિ—કાળી મુસળી, [illegible], [illegible], [illegible], [illegible] છાલ અને આમળાં સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું, અને બધાંની બરાબર સાકર મેળવવી. (આ. સો.)

માત્રા—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે.

ઉપયોગ—આ ચૂર્ણ બધી જાતની ધાતુક્ષીણતા, સ્વપ્નદોષ, વૃદ્ધાવસ્થામાં થનાર વાતપ્રમેહ વગેરે રોગોને મટાડે છે; અને થોડા જ દિવસના સેવનથી કમરમાં ખૂબ તાકાત આવે છે.

(૪૪) શતાવર્યાદિ ચૂર્ણ

વિધિ—શતાવરી, ગોખરુ, કૌંચનાં બી, ગજીરીની છાલ, ખપાટની છાલ અને એખરાનાં બી આ બધાંને સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. (શા. સં.)

માત્રા—૩ થી ૬ માસા રોજ સવારે કે રાત્રે સમભાગે સાકર મેળવી દૂધ સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણ મૂત્રરોગ અને વીર્યદોષને દૂર કરી વીર્યની વૃદ્ધિ કરે છે અને કામશક્તિ વધારે છે.

(૪૫) વીર્યશોધક ચૂર્ણ

વિધિ—બાવળની બી વગરની કાચી શિંગો, બાવળની કૂંપળ અને બાવળનો ગુંદર આ ત્રણે સરખે વજને લઈ બારીક ચૂર્ણ કરવું.

માત્રા—૪ થી ૬ માસા સાકર સાથે મેળવી લેવું અને ઉપર દૂધ પીવું.

ઉપયોગ—આ ચૂર્ણ વીર્યનું પાતળાપણું, સ્વપ્નદોષ, શુક્રમેહ ( પેશાબ સાથે વીર્ય જવું ) વગેરે વીર્યના દોષો દૂર કરી વીર્યને શુદ્ધ, ગાઢું અને સફેદ બનાવે છે. આ વસ્તુ સાધારણ હોવા છતાં પણ કામ સરસ આપે છે.

(૪૬)ન્યગ્રોધાદિ ચૂર્ણ

વિધિ—વડ, ઉંબરો, પીપળો, અરલુ ( ટેંટુની છાલ ), ગરમાળો અને બિયો આ બધાં ઝાડોની છાલ, આંબાની ગોટલી, જાંબુના ઠળિયા, કોઠું, ચારોળી, ધોળા

સાદડની છાલ, ધાવડીની છાલ, મહુડાની છાલ, જેઠીમધ, લોધર, વરણાની છાલ લીમડાની અતરછાલ, કડવા પરવળના પાન, મેઢાશિંગી, દતીમૂળ, ચિત્રકના મૂળ, પાટલા, કાકચના બી, હરડે, બહેડા, આમળા, ઇંદ્રજવ અને બિનામાનો ગર એ બધાને સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરવુ. (યો. ર.)

માત્રા—૩ થી ૬ માસા દિવસમા ૨ વાર મધ સાથે લેવુ ઉપરથી ત્રિફળાનો કવાથ પીવો.

ઉપયોગ—આ ચૂર્ણના સેવનથી બધી જાતના વાતજ, પિત્તજ અને કફજ પ્રમેહો, મધુમેહ, પ્રમેહપિટિકા અને બધી જાતના મૂત્રકૃચ્છ્રનુ શમન થાય છે. ૩-૪ માસ સુધી શાતિથી સેવન કરવુ જોઇએ.

## (૪૭) નારસિંહ ચૂર્ણ

વિધિ—શતાવરી, ગોખરુ, છોતરા કાઢી નાખેના તલ, અને ભોયકોળુ ૬૪-૬૪ તોલા, ફુક્કરકદ ૧ શેર, ગળો ૧ા શેર, શુદ્ધ કરેના બિનામા ૧૨૮ તોલા, ચિત્રકના મૂળની છાલ ૦ાા શેર, ત્રિકટુ ૩૨ તોલા, સાકર ૩ાા શેર, મધ ૧ાાા શેર અને ઘી ૭૦ તોલા લેવુ એમાથી સૂકી ચીજો ખાડી-ચાળી, બારીક ચૂર્ણ કરી સાકર મેળવવી પછી ઘી મેળવી મધ મેળવવુ પછી બરણીમાં ભરી લેવુ. (ચક્રદત્ત)

નોંધ—અમે ઘી અને મધ મેળવતા નથી. ચૂર્ણ લેતી વખતે ૬ માસા ઘી અને ૧ તોલો મધ મેળવી આપવુ, એ વધારે હિતકર માન્યુ છે.

રસાયન અને વાજીકરણ ગુણ માટે ચૂર્ણ બનાવવુ હોય તો ગળોને બદલે ગળોસત્ત્વ, બિનામાને બદલે બિનામાનો ગર અને ત્રિકટુને બદલે ત્રિજાત લેવુ વધારે ફાયદાકારક છે.

માત્રા—૪ થી ૮ માસા ચૂર્ણ અથવા ઘી-મધ મેળવેલુ હોય તો ૦ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે લેવુ.

ઉપયોગ—આ ચૂર્ણનુ ૧ મહિનો સેવન કરવાથી ક્ષય, ખાસી, ઘડપણની નબળાઇ, માથાનો ખોડો, બરોળ, પીનસ, ભગદર, મૂત્રકૃચ્છ્ર, અર્શ, પાડુરોગ, હલીમક, મહાશ્વાસ, પાચ પ્રકારની ખાસી, પથરી, ૧૮ જાતના કુષ્ટ, ૮ પ્રકારના ઉદરરોગ, બહુ ભયકર પ્રમેહ, પાચ જાતની કષ્ટસાધ્ય ખાસી, ૮૦ પ્રકારના વાતરોગ, ૪૦ જાતના પિત્તરોગ, ૨૦ જાતના કફરોગ, દ્વદ્વજ રોગ, ત્રિદોષજ રોગ, બધી જાતના અર્શ આ સર્વ રોગોને મટાડી શરીર સુવર્ણ સમાન તેજસ્વી, સિહ જેવુ પરાક્રમી, ઘોડા સમાન વેગવાળુ અને ગભીર સ્વરવાળુ બનાવે છે. આ ચૂર્ણ સેવન કરનાર ૧૦૦ સ્ત્રીઓ સાથે રમણ કરી શકે છે, અને નરસિંહ ભગવાન સમાન તેજસ્વી અને પરાક્રમી પુત્રો ઉત્પન્ન કરે છે.

ભિલામા નાખવાથી ચૂર્ણ વધારે ઉગ્ર બને છે. વાતપ્રધાન અને કફપ્રધાન પ્રકૃતિવાળા માટે આ હિતકર છે. પિત્તપ્રકૃતિવાળાથી આ ચૂર્ણ સહન લતું નથી. તેમજ કામોત્તેજક હોવાથી નાની ઉંમરનાને પણ ન આપવું. આ ચૂર્ણ બધી જાતના વાતરોગોમાં સારો ફાયદો કરે છે.

ઘણા રોગો પાચનક્રિયાની વિકૃતિથી આહારમાંથી યોગ્ય રસ ન બનવાથી ઉત્પન્ન થાય છે. રસ શુદ્ધ અને યોગ્ય પરિમાણમાં બને તો તે પછી બનનારી રક્ત વગેરે ધાતુઓ શુદ્ધ અને બળવાન બને છે. આ બધાનો આધાર આમાશય અને યકૃત વગેરે પચનતંત્ર અથવા જઠરાગ્નિ પર વધારે રહે છે. જ્યારે જઠરાગ્નિ નબળો પડે છે ત્યારે તેને તેજ કરવો જોઇએ. આ કામ આ ચૂર્ણના સેવનથી બરોબર રીતે થાય છે. આ ચૂર્ણની અસર મુખ્યત્વે આમાશય, યકૃત અને વાતનાડીઓ પર થાય છે. આ ચૂર્ણના સેવનથી આમાશય અને યકૃત ઉત્તેજિત થાય છે; એટલે કે આમાશય રસ ( Gastric Juice )માં લવણામ્લ ( Hydrochloric Acid ) વધારે ઉત્પન્ન થાય છે અને યકૃત્પિત્ત ( Bile )નો સ્રાવ વધે છે, તેમજ વાતનાડીઓ પણ મજબૂત બને છે. એને લીધે આમાશય અને નાના આંતરડામાં થનારી પાચનક્રિયા બળવાન બને છે. આ કારણથી આહારમાંથી આમ અને વિષ બનતું બંધ થાય છે અને રસ, રક્ત વગેરે ધાતુઓ બરોબર બનવા માંડે છે. તેમજ અકાળે આવેલી અશક્તિ કે ઘડપણ અને જુદાજુદા રોગો દૂર થાય છે.

આ ચૂર્ણમાં મુખ્ય ઔષધિ ભિલામા છે. પાચકઅગ્નિ ને ધાત્વગ્નિને પ્રદીપ્ત કરે છે. જઠરાગ્નિ પ્રદીપ્ત થવાથી પાચનક્રિયા સુધરે છે અને ધાત્વગ્નિ પ્રદીપ્ત થવાથી રસ–રક્ત વગેરે ધાતુઓમાં રહેલા નિર્બળ અને દૂષિત અણુઓ બળી જાય છે; અને એને બદલે શુદ્ધ અને બળવાન અણુઓ ઉત્પન્ન થાય છે. આ રીતે ધાતુઓની અંદર થનારી ચયાપચય ક્રિયા ( Metabolism ) સુધરે છે. એથી આમવિષ અને ધાતુમલનો સંચય થઇ જે રોગ થયા હોય તે બધા મટી જાય છે.

**માંસક્ષય**—ધાતુઓની ચયઅપચયની ક્રિયાની વિકૃતિથી માંસક્ષય ( રક્ત, માંસ વગેરે ધાતુઓનો હ્રાસ થઇ શરીરનું શોષણ–Atrophy થવી ) થાય છે. જ્યાં સુધી ચયક્રિયા એટલે કે નવું બનવાની ક્રિયા અને સંગ્રહક્રિયા બળવાન હોય ત્યાં સુધી દેહનું શોષણ નથી થતું. પરંતુ આ ક્રિયામાં વિકૃતિ થવાથી રસમાંથી રક્ત પૂરેપૂરું બની શકતું નથી. રક્તક્ષય થવાથી ગોં પર ફીકાશ, પાંડુતા, ચક્કર આવવાં, શરીરમાં નબળાઇ, હૃદયના ધબકારા વધી જવા, શ્વાસ ભરાઇ આવવો, છીભ સૂકી રહેવી, કબજિયાત અને ઉદાસીનતા વગેરે લક્ષણો થાય છે. પછી માંસક્ષય થવાથી શરીરનું વજન ઘટવું, મંદાગ્નિ, સ્ફુર્તિનો અભાવ, ચામડી કાળી

પડી જવી, આખા શરીરનો રંગ ઊડી જવો; ઊંઘ વધવી, સહેજ મહેનત કરતાં થાક લાગી જવો, ઠંડી ગરમી સહન ન થવી, કફની વૃદ્ધિ અને યકૃત અને બરોળની વિકૃતિ વગેરે લક્ષણો વધી જાય છે. આ ક્ષય પર નારસિંહ ચૂર્ણનું સેવન બહુ હિતકર છે; આ ચૂર્ણ પરહેજી સાથે ૨-૪ મહિના સુધી લેવું જોઇએ. રોગ જેટલો જૂનો હોય અને અશક્તિ જેટલી વધારે હોય તેટલી માત્રા ઓછી આપવી જોઇએ.

**ખાંસી**—પાચનક્રિયા મંદ પડવાથી શરીરની શક્તિ ઓછી થાય છે. પછી ઠંડો પવન લાગવાથી, સૂર્યના તાપમાં ફરી આવી ઠંડું પાણી પીવાથી, કફનો પ્રકોપ કરનાર આહારવિહાર કરવાથી કે જંતુઓનું આક્રમણ થવાથી કફ ધાતુ કુપિત થઇ કાસ-ખાંસી થાય છે. જો પહેલી અવસ્થામાં તીવ્રતાને લીધે સૂકી ખાંસી રહેતી હોય તો તે અવસ્થામાં ભિલામાવાળી ઔષધિ નથી અપાતી. પછી જ્યારે ખાંસીનો વેગ ઓછો થઇ જાય છે, કફ સફેદ અને સહેજ ચીકણો બને છે, અને રોગ જૂનો અને ચિરકારી બની જાય છે, ત્યારે આ ચૂર્ણનું સેવન કરાવવાથી દૂષિત કફ ઉત્પન્ન થતો અટકે છે. દૂષિત કફ સહેલાઈથી બહાર નીકળતો ન હોય તો આ ચૂર્ણ ઉપરાંત કફઘ્ન ઔષધિઓ—કફકુઠાર, શૃંગભસ્મ કે કફકર્તન અથવા બીજી ઔષધિ આપવી જોઇએ.

**સૂચના**—જો ખાંસી સાથે તાવ પણ રહેતો હોય, તાવ ૯૯° થી વધારે થઈ જતો હોય, પેશાબ પીળો થતો હોય, ઠંડી લાગી રૂંવાડા ઊભા થઇ જતા હોય, તો આ ચૂર્ણ ન આપવું જોઇએ.

**નબળાઈ**—ઘડપણ આવતા વાતનાડીઓ શિથિલ થઈ જાય છે, રોગનિરોધક શક્તિ નબળી પડી જાય છે, પાચનક્રિયા મંદ પડી જાય છે, કોઇ કોઇને બરાબર ઊંઘ પણ આવતી નથી, આળસ ભરેલું રહે છે અને શરીર થાકેલું લાગે છે. જો તમાકુનું વ્યસન હોય તો કફ ધાતુ પણ દૂષિત થઇ જાય છે. એવી સ્થિતિમાં શિયાળામાં એકાદ મહિનો આ ચૂર્ણ આપતાં રહેવાથી શરીર સ્વસ્થ અને બળવાન બની જાય છે.

**કુષ્ઠ**—ભિલામામાં એક પ્રકારનું દાહક તેલ રહેલું છે. તે તેલ લોહીમાં જઇ પરસેવા મારફત ધીમે ધીમે બહાર નીકળતું રહે છે. આ કારણે ચામડી પર બહારના જંતુઓ થયા હોય તે આ ચૂર્ણના સેવનથી નાશ પામે છે. આ કારણે ગંજ, શ્વેતકુષ્ઠ, વ્રણ, વિદ્રધિ અને દરાજ વગેરે ઉપકુષ્ઠ આ બધા પર ફાયદો થાય છે.

**નોંધ**—જો માત્રા વધારે આપવામાં આવશે, ઉનાળો હશે, કે પિત્તપ્રકૃતિવાળાને આપવામાં આવશે તો ચામડી સૂકી થઇ જશે અને ખંજવાળ ઉત્પન્ન

થશે. કદાચ એવું થઇ જાય તો ચૂર્ણ આપવું બંધ કરવું અને નારિયેળનું કોપરૂં ખાવા આપવાથી અને કોપરેલ કે તલના તેલનું માલિસ કરાવવાથી ખંજવાળ મટી જાય છે.

**બરોળની વૃદ્ધિ**—પાચનક્રિયા મંદ પડવાથી કે થાકી જવાથી આમ ઉત્પન્ન થાય છે. પછી તેનું લોહીમાં શોષણ થઈ તાવ આવે છે. તાવમાં પરહેજી બરાબર ન પળાવાથી અથવા બીજા કારણથી વિષમજ્વરના કિટાણુઓ બરોળમાં દાખલ થવાથી બરોળ વધે છે. તાવ મટયા પછી જો બરોળ વધેલી રહી ગઇ હોય, તાવ ન આવતો હોય અને પાચનક્રિયા નબળી હોય તો એવી સ્થિતિમાં આ ચૂર્ણ આપવામાં આવે તો લોહી મારફત ભિલામાનું તેલ દાખલ થવાથી જંતુઓ નાશ પામે છે; પછીથી બરોળ પણ મટી જાય છે.

**અર્શ**—પાચનક્રિયા મંદ પડી જવાથી ઘણાને કબજિયાત રહે છે અને એથી પેટમાં વાયુ ઉત્પન્ન થાય છે. આ સ્થિતિમાં યોગ્ય ઉપચાર ન થાય તો આફરો ચઢે છે અને કબજિયાત થાય છે. તે પછી ગુદનલિકામાં રહેલી શિરાઓ પર મળ અને વાયુનું વજન આવવાથી અર્શ થાય છે. અર્શના મસા સૂકા અને કઠણ થવાથી દુખે છે તથા શરીર પાતળું અને નબળું પડી જાય છે. આ આફરો, કબજિયાત અને અર્શ પર આ ચૂર્ણ છાશ સાથે આપવામાં આવે છે. મરચાં વગેરે મસાલો, કઠોળ અને કબજિયાત કરનાર પદાર્થો ઓછા લેવાથી રોગ જલદી મટી જાય છે અને શરીર બળવાન બને છે.

**પાંડુરોગ**—પાચનક્રિયા દૂષિત થવાથી, પેટમાં કૃમિ થવાથી અને વિષમ-જ્વર થવાથી રસ, રક્ત વગેરે ધાતુઓ પણ દૂષિત થઇ જાય છે. પછી લોહીમાં વર્ણદ્રવ્ય અને લોહીનું પ્રમાણ ઓછું થઇ જાય છે. એથી પાંડુરોગ અને હલીમક થાય છે. જો પેટમાં કૃમિ હોય તો પહેલાં કૃમિઘ્ન ઔષધિ આપી તેને દૂર કરવા જોઇએ. જ્વરવિષ રહેલું હોય તો જ્વરઘ્ન ઔષધિ આપી તેનું નિરાકરણ કરવું જોઇએ. આ રીતે ઉત્તાન દોષોને દૂર કરી લીન વિષને બાળવા, લોહી વધારવા અને શરીરને બળવાન બનાવવા માટે નારસિંહ ચૂર્ણ આપવામાં આવે છે.

**શ્વાસ**—શ્વસનસંસ્થામાં વિકૃતિ થવાથી શ્વાસરોગ, ઉત્પન્ન થાય છે. એનાં કારણોમાં કફ ધાતુની વિકૃતિ, શુક્રક્ષય અને પાચનક્રિયા દૂષિત થવી એ મુખ્ય છે. આ ત્રણે કારણો પર આ ચૂર્ણની સારી અસર થાય છે. આ કારણથી કફ-પ્રધાન શ્વાસ મટી જાય છે. જો ધૂમ્રપાનનું વ્યસન હોય અને ચાલુ રહે તો આ ચૂર્ણ લેવાથી પૂરો ફાયદો મળતો નથી. જો કફ વગરનો સૂકો પિત્તપ્રધાન શ્વાસ હોય તો સહેજ પણ શ્રમ સહન નથી થતો. શ્રમથી હૃદયમાં થડકારા થતા હોય તો તેની પર આ ચૂર્ણની કાંઇક અસર થાય છે.

**પીનસ**—ભિલામાનું તેલ જેવી રીતે તૈલગ્રંથિઓમાંથી બહાર નીકળે છે તેવી રીતે શ્વાસ મારફત પણ શરીરમાંથી બહાર નીકળે છે. એ વખતે શ્વસનયંત્રમાં કે નાસાપથમાં રહેલા જંતુઓ, કફ અને માંસકોથનો નાશ થાય છે. આ કારણથી પીનસ રોગમાં પણ આ ચૂર્ણથી ફાયદા થાય છે. સાથે સાથે જરૂર પ્રમાણે નસ્ય વગેરે બાહ્ય ઉપચાર પણ કરતા રહેવું જોઇએ.

**ભગંદર**—રોગ નવો હોય અને ગુદદ્વારની રક્તવાહિનીઓ બહુ લાંબે સુધી દૂષિત ન થઈ હોય તો બાહ્ય ઉપચાર ( મરજાદવેલના કલ્કની પોટીસ ) સાથે આ ચૂર્ણ આપવામાં આવે તો પરુ થતું અટકે છે અને માંસકોથમાં પણ ફાયદો થાય છે. કારણ ભિલામાનું તેલ પરુમાં રહેલા જંતુઓ અને કોથમાં ઉત્પન્ન થયેલા કૃમિઓનો નાશ કરે છે. આ ક્રિયા આંતરડાંમાંથી ભિલામાનું તેલ બહાર નીકળવાથી થાય છે.

**અશ્મરી**—યકૃત્પિત્તની રચનામાં વિકૃતિ થવાથી કે યકૃત્પિત્ત ગાઢું બનવાથી અશ્મરી દ્રવ્ય ઉત્પન્ન થાય છે. પછી આ દ્રવ્ય મૂત્રપિંડ કે મૂત્રાશયમાં ભેગું થવાથી પથરી બને છે. આ ચૂર્ણ આ અશ્મરીના કારણરૂપ પિત્તની રચનાને સુધારે છે. એ કારણથી પથરી થતી અટકાવવા માટે આ ચૂર્ણ હિતકર છે.

**ઉદરરોગ**—ઘણે ભાગે અગ્નિમાંદ્ય થયા પછી ઉદરરોગ થાય છે. પાચનક્રિયાની વિકૃતિ સાથે બીજા સહાયક અવયવો કે ધાતુની વિકૃતિના ભેદ અનુસાર ઉદરરોગના જુદા જુદા ૮ પ્રકાર થાય છે. આ ૮ પ્રકારોમાંથી વાતોદર, કફોદર, યકૃદાલ્યુદર અને પ્લીહોદરની શરૂઆતની અવસ્થામાં આ ચૂર્ણ સહાયક ઔષધિરૂપે વાપરી શકાય છે. કારણ ભિલામા, ચિત્રકમૂળ અને ત્રિકટુની અસર યકૃત અને પ્લીહાની ક્રિયા પર અને વાત અને કફની વિકૃતિ પર થાય છે. એ ઉપરાંત શતાવરી, ગોખરુ અને તલ પણ વાતનાડીઓને પુષ્ટિ આપે છે.

**પ્રમેહ**—શાસ્ત્રમાં પ્રમેહના ૨૦ પ્રકાર કહ્યા છે. આ બધા પર આ ચૂર્ણ વપરાય છે એવું નથી કહી શકાતું. હસ્તિમેહ ( Polyuria ) જેમાં પેશાબ ખૂબ વધારે પ્રમાણમાં થાય છે, વધારે વાર થાય છે અને રાત્રે વારંવાર ઊઠવું પડે છે, એમાં આ ચૂર્ણના સેવનથી પેશાબ વધારે ઉત્પન્ન થતો અટકી જાય છે. જો તાવ વગેરેની ગરમીથી પેશાબમાં આમ, કફ કે લસિકા જતી હોય તો તેને મટાડવામાં આ ચૂર્ણ મદદ કરે છે. આ રીતે શુક્રાશયમાં ગરમી થવાથી શુક્ર પાતળું થઇ શુક્રમેહ થઇ ગયો હોય ( શુક્ર પેશાબ સાથે બહાર નીકળતું હોય ) તો આ ચૂર્ણના સેવનથી વિષ નાશ પામી તે પણ મટી જાય છે.

જે પ્રમેહોમાં મૂત્રાશય અને મૂત્રપિંડ પોતાના કાર્ય બરોબર ન કરી શકતાં હોય એવા પ્રમેહોમાં કે મૂત્રકૃચ્છ્રમાં આ ચૂર્ણ આપવું હિતકર નથી.

**મધુમેહ**—માં યકૃત પરથી આમાશયનો અંકુશ ઊઠી જવાથી યકૃત નિરંકુશ બની બહુ વધારે સાકર ઉત્પન્ન કરે છે. આમાં વિકૃતિ બીજી જાતની હોય છે. એટલા માટે આ વિકૃતિ પર આ ચૂર્ણ વપરાતું નથી.

સામાન્ય રીતે ભિલામા વાતજન્ય અને કફજન્ય વિકૃતિ પર ફાયદાકારક છે. આ ચૂર્ણમાં એ મુખ્ય ઔષધિ છે. સાથે સાથે ચિત્રકમૂળ, ત્રિકટુ વગેરે સહાયક ઔષધિઓમાં પણ વાતકફનો નાશ કરવાનો ગુણ રહેલો છે. એટલા માટે વાયુ અને કફની વિકૃતિથી ઉત્પન્ન થનારા રોગોના પૂર્વરૂપ પર અને પહેલી અવસ્થામાં આ ચૂર્ણ વપરાય છે.

પિત્તના પ્રકોપમાં સામાન્ય રીતે ભિલામા, ચિત્રકમૂળ, ત્રિકટુ વગેરે ઔષધિઓ નુકસાન કરે છે. પરંતુ આ ઔષધિઓની ઉગ્રતા દૂર કરવા માટે અને પિત્તનું શમન કરવા માટે ગળો, શતાવરી, વિદારીકંદ, સાકર અને ઘી મેળવેલાં છે. એટલે વાયુ અને કફની પ્રધાનતા સાથે ગૌણ પિત્તપ્રકોપ હોય તો આ ચૂર્ણ વાપરી શકાય છે. પિત્તપ્રકોપ પર ગળોને બદલે ગળોનું સત્ત્વ અને ભિલામાને બદલે ભિલામાનો મગજ (ગોડંબી) વાપરવો વધારે હિતકર ગણાશે.

આ ચૂર્ણમાં શતાવરી, મોટા ગોખરુ, છોડા સાથેનાં તલ, વિદારીકંદ અને વારાહીકંદ એ બધી ઔષધિઓ મેળવવાથી આ ચૂર્ણ રસાયન, વીર્યવર્ધક અને કામોત્તેજક ગુણ બતાવે છે. ખરું જોતાં કામોત્તેજના માટે નવયુવકોને આ ચૂર્ણ ન આપવામાં આવે તો સારું. કારણ જેટલી કામોત્તેજના થાય છે તેટલો શુક્રનો વ્યય થાય છે અને પરિણામે નુકસાન થાય છે.

**કષ્ટાર્તવ**—કોઈ સ્ત્રીઓને રજોદર્શન કવખતે આવતું હોય તે વખતે દુખાવો થતો હોય અને રજ ઓછું આવતું હોય, અને પછી એને લીધે શરીરમાં અશક્તિ, પાંડુતા, માથામાં દરદ થવું, દૃષ્ટિમંદતા, મંદાગ્નિ, અરુચિ, કબજિયાત, આળસ રહેવું અને પ્રદર વગેરે લક્ષણો થતાં હોય, તો તેવી સ્ત્રીઓને નારસિંહ ચૂર્ણ આપવાથી ફાયદો થાય છે.

**અનાર્તવ**—કેટલીક નવયુવતીઓને ઉંમર થવા છતાં પણ બીજાશય કે આખી પ્રજનનસંસ્થાનો યોગ્ય વિકાસ ન થવાથી રજોદર્શન શરૂ થતું નથી. એવી યુવતીઓનો દેખાવ નાની છોકરીઓ જેવો લાગે છે, શરીર પાતળું અને ફિક્કું હોય છે, તેમજ સ્તન ભરાતાં નથી. એવી સ્ત્રીઓને આ ચૂર્ણ ત્રિબંગભસ્મ અને મધુમાલિની વસંત સાથે અપાય છે.

**સૂચના**—(૧) જો ઊબકા, ઊલટી, મોં આવવું, છાતીમાં બળતરા, મોંમાં કડવાશ, ખૂબ પરસેવો, બહુ ગરમી (ઉત્તાપ), વ્યાકુળતા, ઊંઘનો નાશ અને વધારે ક્રોધ વગેરે પિત્તનાં લક્ષણો પ્રબળ હોય તો આ ચૂર્ણ ન આપવું જોઈએ.

(૨) બહુ મુસાફરી, વધારે તડકામા ફરનારા અને વધારે અગ્નિનુ સેવન કરનારાઓને આ ચૂર્ણ ન આપવુ જોઈએ તેમજ શરદ્ઋતુ અને ઉનાળામા પણ આ ચૂર્ણ ન વાપરવુ જોઈએ

(૩) આ ચૂર્ણ લેતી વખતે વધારે મરચા વગેરે ગરમ પદાર્થ, ગરમ ગરમ ચા વગેરે પીણા, માસાહાર, સ્ત્રીસમાગમ, ચિંતા અને ક્રોધથી બની શકે તેટલુ દૂર રહેવુ જોઈએ

(૪) સૂકી ખાસી, પ્રતમકશ્વાસ (કફ વગરનો શ્વાસપ્રકોપ) અમ્લપિત્ત, નવો તાવ, અતિસાર, સગ્રહણી, મરડો, ઊધનો નાશ, વિદગ્ધાજીર્ણ, મૂત્રકૃચ્છ્ર, વીર્યનુ પાતળાપણુ અને બહુ ગરમી આ રોગવાળાઓને નારસિહ ચૂર્ણ **ન આપવુ જોઈએ.**

(૫) ૧૬ વર્ષથી ઓછી ઉમરવાળાઓને આ ચૂર્ણ **ન આપવું જોઈએ.** તેમજ સગર્ભા સ્ત્રી અને બહુ વૃદ્ધ માણસોને પણ ન આપવુ જોઈએ.

(૬) આ ચૂર્ણ આપતી વખતે વારવાર મૂત્રનુ પરિમાણ અને રગ પર ધ્યાન આપતા રહેવુ જોઈએ જો મૂત્ર બહુ ઓછુ થઈ જાય, રગ લાલ-પીળો થઈ જાય, બહુ પરસેવો થવા માડે અને દાહ થાય તો તરત બધ કરવુ જોઈએ અને વિકારના શમન માટે નારિયેળનુ પાણી પાવુ જોઈએ

## (૪૮) વૈશ્વાનર ચૂર્ણ

વિધિ—સિધવ અને અજમો ૨-૨ ભાગ, અજમોદ ૩ ભાગ, સૂઠ ૫ ભાગ અને મોટી હરડે ૧૨ ભાગ લેવી અને બધાને મેળવી બારીક ચૂર્ણ કરવું (વૃન્દ)

**માત્રા**—૪-૬ માસા દિવસમા ૨ વાર દહીંની તર, કાજી, મઠો, ઘી કે કોકરવરણા પાણી સાથે આપવુ.

ઉપયોગ—આ ચૂર્ણ ઉત્તમ દીપન, પાચન અને સારક છે, તેમજ આમ વાત, ગુલ્મ, હૃદયનુ ભારેપણુ, બસ્તિમા દુખાવો, બરોળ, આખા શરીરમા વીંછી કરડ્યા જેવી પીડા થવી, આફરો, અર્શ વગેરે ગુદાના રોગ, મળમૂત્રની કબજિયાત, ઉદરરોગ, હાથપગની નસો ખેચાવી વગેરે રોગો નાશ કરે છે આ ચૂર્ણ વાયુની ગતિને અનુલોમ કરે છે

## (૪૯) અજમોદાદિ ચૂર્ણ

વિધિ—અજમોદ, વાવડિંગ, સિધવ, દેવદાર, ચિત્રકના મૂળ, પીપળીમૂળ, વરિયાળી, પીપર અને મરી ૧-૧ તોલો, હીમજ ૫ તોલા, વરધારો ૧૦ તોલા અને સૂઠ ૧૦ તોલા લેવી. આ બધાને મેળવી ખાડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું.

(શા. સં)

**માત્રા**—૩ થી ૪ માસા દિવસમાં ૨ વાર ગરમ પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ આમવાત, સંધિવા, ગૃધ્રસી, કમર, ગુદા, પીઠ અને પેટની શૂળ, અનેક જાતના વાતરોગ, સોજા અને કફદોષને મટાડે છે.

## (૫૦) કૃમિઘ્ન ચૂર્ણ

**વિધિ**—કાકચનાં બી, ખાખરાનાં બી, કિરમાણી અજમો, કપીલો અને વાવડિંગ સરખે ભાગે લઇ ઝીણું ચૂર્ણ કરવું.

**માત્રા અને ઉપયોગ**—૨ થી ૩ માસા દિવસમાં ૩ વાર ગોળ મેળવી સહેજ ગરમ પાણી સાથે લેવું અને બીજે દિવસે સવારમાં દિવેલનો જુલાબ લેવાથી બધી જાતના પેટના કૃમિઓનો નાશ થાય છે.

## (૫૧) હિસ્ટીરિયાનાશક ચૂર્ણ

**વિધિ**—સેકેલી હિંગ ૨ તોલા, વજ ૨ તોલા, જટામાંસી ૨ તોલા, કઠ ૪ તોલા, સંચળ ૪ તોલા, વાવડિંગ ૧૬ તોલા આ બધાંને મેળવી ઝીણું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**માત્રા**—૧ થી ૩ માસા દિવસમાં ૩ વાર કોકરવરણા પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ ધીરજથી ૧-૨ મહિના સેવન કરવાથી હિસ્ટીરિયા રોગ મટે છે, અને પેટનો વાયુ, ઊંઘ ન આવવી વગેરે દોષોનું પણ શમન થાય છે.

આ ચૂર્ણમાં મુખ્ય ઔષધિ હિંગ છે. હિંગ હિસ્ટીરિયા અને બીજા આક્ષેપજનક રોગોમાં બહુ હિતકારક છે. એને હિસ્ટીરિયાની બધી અવસ્થાઓમાં વાપરી શકાય છે. ગર્ભાશયના વિકારથી થનારા કંપવાત અને અપસ્માર પર પણ એ ફાયદો કરે છે.

વજ અને જટામાંસી વાતશામક અને મગજને માટે બહુ લાભદાયક છે. આ ઔષધોથી હિસ્ટીરિયાવાળી સ્ત્રીને ત્રાસ ઓછો થાય છે, અને ઊંઘ પણ આવી જાય છે. કઠ આમાશય વગેરે સ્થાનોના દોષો ઓછા કરે છે, અને આક્ષેપ મટાડનાર છે. સંચળ અગ્નિ પ્રદીપ્ત કરનાર અને દોષોનું પાચન કરનાર છે. વાવડિંગ ઉદર-સંશોધક છે.

## (૫૨) પ્રદરાંતક ચૂર્ણ

**વિધિ**—ચીકણી સોપારી, માજુફળ, કાંટાવાળા તાંદળજાનાં મૂળ, ધાવડીનાં ફૂલ, સોનાગેરુ, મોચરસ, પઠાણી લોદર અને રાળ આ બધાંને સમભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. પછી બધાંની બરોબર સાકર મેળવવી.

**માત્રા**—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર ચોખાના ધોવણ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ ગર્ભાશય વગેરે પ્રજનનયંત્ર પર શામક અસર કરે

છે. આ ચૂર્ણના સેવનથી બધી જાતના રક્તપ્રદર, અને શ્વેતપ્રદર મટે છે અને ગર્ભાશય અને બીજાશય દૃઢ બને છે.

પ્રદરના શ્વેત અને રક્ત એ મુખ્ય ભેદ છે. બીજી રીતે પાણી જેવો ગરમ સ્રાવ, ગાઢો સફેદ સ્રાવ, પીળો સ્રાવ, રક્તસ્રાવ અને દુર્ગંધ મારતો પરુવાળો સ્રાવ એ પાંચ પ્રકાર છે. રોગની શરૂઆતમાં ગરમી કે પ્રદાહ થવાથી પાણી જેવો પ્રવાહી સ્રાવ થાય છે. આ રોગ જૂનો કે ચિરકારી થવાથી ગાઢો સફેદ સ્રાવ થાય છે. જૂની અવસ્થામાં સ્રાવ પીળો થઈ જાય છે. કોઈ રક્તવાહિની સાથે સંબંધ હોવાથી કે બીજાશયમાંથી આવનાર નલિકામાંથી લોહી કે રજયુક્ત સ્રાવ થાય છે. ગર્ભાશયમાં કર્કસ્ફોટ થવાથી સ્રાવ લોહીવાળો બની જાય છે. બીજાશય, બીજવાહિની, ગર્ભાશય કે પ્રજનનમાર્ગમાં ક્ષત થઈ પરુ થવાથી કે વિદ્રધિ થવાથી પરવાળો ગંધાતો સ્રાવ થાય છે. આમાંના પહેલા ત્રણ પ્રકાર પર આ ચૂર્ણ વપરાય છે. ચોથા લોહીવાળા પ્રકારમાં કર્કસ્ફોટ કે વધારે વિકૃતિ ન હોય અને રોગ બહુ જૂનો ન થયો હોય તો તેના પર પણ આ ચૂર્ણ ફાયદો કરે છે.

**નોંધ**—(૧) જો ગર્ભાશયમાં મલસંગ્રહ વધારે હોય અથવા જંતુઓનો પ્રકોપ હોય તો ઉત્તરબસ્તિથી ગર્ભાશય ધોતા રહેવું જોઇએ. ધોવા માટે અને પાંચમા પ્રકારમાં તૈલબસ્તિ માટે કોઈ પણ સ્ત્રી ચિકિત્સકની સલાહ લેવી જોઇએ.

(૨) દારૂ, ગરમ ગરમ ચા, બહુ ગરમ મસાલા, રાઇ વગેરે દાહક પદાર્થો અને લાંબે વખતે પચનારો ખોરાક ન લેવો જોઇએ. ગર્ભાશય શિથિલ થયેલું હોય ત્યારે બ્રહ્મચર્ય પાળવું હિતકર છે.

આ ચૂર્ણના બધાં દ્રવ્યો કષાય રસવાળા અને ગ્રાહી છે. માટે મંદાગ્નિવાળાને માત્રા ઓછી આપવી જોઇએ. કારણ હરડે સિવાયની બધી કષાય રસવાળી ઔષધિઓ ઘણું કરીને પાચનક્રિયા મંદ પાડે છે. પરંતુ કષાય રસ અને ગ્રાહી ગુણવાળી ઔષધિઓ મોટે ભાગે શામક અસર કરે છે. આ પ્રયોગની ઔષધિઓની શામક અસર મુખ્યત્વે પ્રજનનયંત્ર પર થાય છે.

**સૂચના**—જો પ્રદરના સ્રાવમાં ગર્ભાશયમાં સડો હોવાથી મડદા જેવી ગંધ આવતી હોય તો એની પર આ ચૂર્ણ ન આપવું જોઇએ.

### (૫૩) ચંદનાદિ ચૂર્ણ

**વિધિ**—ધોળું ચંદન, જટામાંસી, લોધર, ખસ, કમળકેસર, સાકર, નાગકેસર, બીલીનો ગર્ભ, મોથ, સૂંઠ, વાળો, કાળીપાટ, કડાછાલ, ધાવડીનાં ફૂલ, ઇંદ્રજવ, અતિવિષા, રસવંતી, કેરીની ગોટલીની મીંજ, જાંબુના ઠળિયાની મીંજ, મોચરસ, કમળકાકડીની મીંજ, દીસામણી, કાગદી એલચી અને દાડમછાલ,-આ બધી ઔષધિઓ સરખે ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી લેવું. (ભૈ. ર.)

मात्रा—४ थी ६ मासा दिवसमां २ वार लेवुं उपर ५-१० तोला चोखाना धोवणमां ३ मासा मध नाखीने पीवुं

उपयोग—आ चूर्णना सेवनथी बधी जातना भयंकर प्रदर, रक्तातिसार, रक्तार्श अने रक्तपित्त रोग १५-२० दिवसमां मटी जाय छे

आ चंदनादि चूर्णमां गर्भाशय पर शामक असर करवा उपरांत चोटेला आम-मल ( गर्भाशयमां भेगो थयेलो प्रदर-मल ) अने कफ वगेरेने छूटा पाडी बहार काढी नाखवानो गुण रहेलो छे तेमज आ चूर्णमां चंदन, जटामांसी वगेरे सुगंधी जंतुघ्न द्रव्यो मुख्य छे एटला माटे जंतुविषना प्रकोपथी उत्पन्न थनार प्रदाहमांथी थनार लोहीना के परना स्राव साथेना नवा प्रदर पर आ चूर्णनो क्वाथ, फटकडीनुं पाणी के बोरिक एसिडथी शुद्ध थाय छे फटकडीना पाणीथी गर्भाशय शुद्ध थाय छे अने संकोचाय पण छे माटे गर्भाशय शिथिल थाय त्यारे फटकडीनुं पाणी वापरवुं वधारे हितकर छे.

प्रदरनी माफक रक्तस्रावबाळा अतिसार, अर्श अने रक्तपित्तमां शामक असर माटे अने लोही बंध करवा माटे आ चूर्ण अपाय छे रक्तातिसारमां चोखानी यवागू, रक्तार्शमां मठो अने रक्तपित्तमां आमळानुं हिम के क्वाथनुं अनुपान आपवाथी जलदी फायदो थाय छे

## (५४) पुष्यानुग चूर्ण

विधि—काळीपाट २ भाग जांबुना ठळियानो गर्भ, केरीना गोटलानी मींज, पाषाणभेद रसवती, मोचरस, रिसामणी कडाछाल, केसर, अतिविषा, नागरमोथ, बीलीनो गर्भ, लोधर, सोनागेरु कायफळ, मरी सूंठ, द्राक्ष, रतांजळी, टेटुनी छाल, इन्द्रजव अनंतमूळ, धावडीनां फूल, जेठीमध अने सफेद आकडानी छाल आ दरेक १-१ भाग लई चूर्ण करी लेवुं ( च सं. )

मात्रा—१॥ थी ३ मासा दिवसमां २ वार लेवुं उपर चोखानुं धोवण मध मेळवी पीवुं अथवा लोधरनुं चूर्ण दूधमां मेळवी तेनी साथे लेवुं

उपयोग—आ चूर्णना सेवनथी बधी जातना श्वेत, नील पीत अने रक्तप्रदर योनिदोष, रजोदोष रक्तातिसार अने अर्श मटे छे 'चरकसंहिता'ना कर्ताए आ वनस्पतिओ पुष्य नक्षत्रमां लाववानुं लख्युं छे

## (५५) रजःप्रवर्तक चूर्ण

विधि—भारंगमूळ, मरी, पीपर अने सूंठ दरेक ८-८ मासा अने सेकेली हिंग ३ मासा लेवी आ बधाने वाटी झीणुं चूर्ण करी लेवुं

मात्रा—२ थी ३ मासा थाळी १ तोलो अने काळा तल ५ तोलाना क्वाथ

ની સાથે મહિના આવવાના ૧૦ દિવસ પહેલાંથી રોજ સવારે મહિનો આવતાં સુધી આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી માસિક અટકાવ નિયમિત રીતે આવવા માંડશે અને તકલીફ નહિ પડે. અટકાવ આવે એટલે ચૂર્ણ આપવું બંધ કરી દેવું. આ રીતે ૪–૬ મહિનાં સુધી આપતા રહેવાથી માસિક ધર્મની અટકાયત, શૂળ, કમરમાં દુખાવો, અરુચિ, બેચેની વગેરે દૂષિત રક્તની વિકૃતિથી થનાર પીડા દૂર થાય છે.

બીજાશયનલિકોમાં અવરોધ થવાથી રજઃસ્રાવમાં કષ્ટ થાય છે અને પૂરો સ્રાવ નથી. થતો ત્યારે એનાથી માથું ભારે રહેવું અને માથામાં દરદ, દૃષ્ટિની મંદતા, મંદાગ્નિ, શરીરમાં અશક્તિ અને પાંડુતા વગેરે લક્ષણો થાય છે. આ વિકાર પર આ ચૂર્ણ અપાય છે.

**નોંધ**—આ ચૂર્ણ સામાન્ય રીતે ૧૫ થી ૩૫ વર્ષની ઉંમરની સ્ત્રીઓને અપાય છે. ૫૦ વર્ષની ઉંમરે રજોદર્શન ઘણેભાગે બંધ થાય છે. એ વખતે થનારા વિકારો પર આ ચૂર્ણ ન વાપરવું જોઈએ. જો સ્ત્રીનું શરીર નબળું હોય, પાંડુરોગ પણ થયેલો હોય તો રજોદર્શનના પાંચમા દિવસથી સુવર્ણમાલિની વસંત અથવા તો લોહવાળી ઔષધિ ૧૫–૧૫ દિવસ સુધી આપતા રહેવું જોઈએ.

રજોદર્શન વખતે કબજિયાત ન રહેવી જોઇએ. ખોરાક હલકો અને પૌષ્ટિક લેવો. ત્રણ દિવસ સુધી સ્નાન ન કરવું. આંખોને બહુ શ્રમ ન આપવો. શાંતિથી સૂઈ રહેવું વધારે હિતકર છે.

**સૂચના**—જો સ્ત્રીને રજોદર્શન વખતે કબજિયાત હોય તો સોનામુખી કે સ્વાદિષ્ટ વિરેચનથી પેટ સાફ કરવું જોઇએ. નહીંતર રજ.સ્રાવ પૂરેપૂરો નહિ થાય.

### (૫૬) રક્તપ્રદરરિપુ ચૂર્ણ

**વિધિ**—જૂના ઊનનાં કપડાં અથવા ઊનને બાળી કાળી રાખોડી કરી લેવી. રાખ સફેદ ન થઈ જવી જોઇએ. ખુલ્લા મેદાનમાં બાળવા અને ધુમાડો નીકળતો બંધ થાય એટલે ઢાંકી દેવું.

**માત્રા**—૧ થી ૩ માસા દિવસમાં ૨ વાર ઠંડા પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી ભયંકર રક્તપ્રદર મટે છે. મોટી મોટી દવાઓથી સારા ન થયેલા દરદીઓ આ દવાથી સારા થઇ ગયા છે. આ ચૂર્ણ ૬ માસા કોકરવરણા પાણી સાથે પાવાથી પેટની શૂળ પર પણ તરત ફાયદો થાય છે.

### (૫૭) શૃંગ્યાદિ ચૂર્ણ

**વિધિ**—કાકડાશિંગ, અતિવિષા, નાગરમોથ, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, ઊભી ભોંયરિંગણી, પુષ્કરમૂળ, મીઠું, સંચળ, સિંધવ, બિડલૂણ

અને જવખાર એ બધું સમભાગે લઇ વાટી ચાળી લેવું. (ધન્વંતરિ)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૩ વાર ગરમ પાણી અથવા મધ સાથે. મોટા માણસને ૧ થી ૩ માસા આપવું.

**અનુપાન**—કફને બહાર કાઢવા માટે મધ સાથે, તાવ પર કોકવરણા પાણી સાથે, દાંત નીકળતા હોય તેની પીડા પર મધ સાથે, વરાધમાં કફનો પ્રકોપ વધારે હોય ત્યારે હૃદયને સહાયક રૂપે બળ આપવા માટે અભ્રકભસ્મ અને શૃંગભસ્મ સાથે, અનાજ ખાનાર બચ્ચાંને કફનો પ્રકોપ થાય તેની પર અળસીના યૂષ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બાળકોની છાતીમાં કફ જામવો, દરેક જાતની ખાંસી, કબજિયાત, દાંત આવતી વખતે થતી હેરાનગતિ, વરાધ, લીલા-પીળા ઝાડા, તાવ વગેરે રોગો મટાડે છે. બાળકો માટે બહુ ફાયદાકારક છે. તેવી જ રીતે મોટાઓ માટે પણ હેડકી, શ્વાસ, ઊર્ધ્વવાયુ, કાસ, અરુચિ. સળેખમ વગેરેમાં પણ બહુ ઉપયોગી છે.

### (૫૮) પિપ્પલ્યાદિ ચૂર્ણ

**વિધિ**—પીપર, નાગરમોથ, અતિવિષા અને કાકડાશિંગ આ બધી ચીજો સરખે ભાગે લઈ ઝીણું ચૂર્ણ કરવું. (શા. સં.)

**માત્રા**—૧ થી ૨ રતી દિવસમાં ૨ થી ૩ વાર બાળકોને માના ધાવણ સાથે અથવા મધ સાથે ચટાડવું.

**ઉપયોગ**—આ ચૂર્ણથી બાળકોના તાવ, ઝાડા, સળેખમ, ઊલટી, શ્વાસ, કાસ વગેરે રોગો મટે છે. આ ચૂર્ણને 'ઘનાદિ ચૂર્ણ', 'મુસ્તાદિ ચૂર્ણ' અને 'બાલચાતુર્ભદ્રિકા' પણ કહે છે. બાળકો માટે આ બહુ હિતકર દવા છે.

### (૫૯) કેશરાદિ ચૂર્ણ

**વિધિ**—કેસર ૧ તોલો, જાયફળ ૧ તોલો, તજ ૨ તોલા, લવંગ ૬ માસા, એલચી ૩ માસા, શુદ્ધ ચાક ૫ તોલા અને સાકર ૧૬ તોલા લેવી. આ બધાને મેળવી ઝીણું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**માત્રા**—૨ થી ૪ રતી દિવસમાં ૩ વાર મધ અથવા ધાવણ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બાળકોના ઝાડા, મરડો અને પેટના દુખાવા માટે બહુ ઉપયોગી છે. મોટા માણસોને યોગ્ય માત્રામાં અપાય છે.

### (૬૦) બાલઘોરકાસઘ્ન ચૂર્ણ (ખોખલી)

**વિધિ**—કાળી તમાકુનાં પાનના ડાંડા ૨૦ તોલા સાફ કરીને લેવા. ડાંખનો ભાગ આવ્યો હોય તો તે કાઢી નાખવો. પછી તેના ૧-૧ ઇંચના ટુકડા કરી માટીના વાસણમાં મૂકી બાળી દેવા. ધુમાડો નીકળતો બંધ થઇ જાય એટલે ઉપર

ઢાંકણું મૂકી દેવું. એટલે ડાંડાના કોયલા થઇ જાય છે, રાખોડી ન થઇ જવી જોઈએ. પછી સિંધવ ૨૦ તોલા લઈ તેની સાથે મેળવવો. બંનેને બારીક ખાંડી વસ્ત્રગાળ કરી મજબૂત ડાટાવાળી શીશીમાં ભરી દેવું. બાળવા, ખાંડવા અને શીશીમાં ભરવાનું કામ એક જ દિવસમાં કરી લેવું જોઇએ; નહિ તો ભેજ લાગી દવા નિર્બળ થઇ જશે. (આ નિ. મા.)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૩ વાર આપવું.

**અનુપાન**—બાળકોના શ્વાસ, જ્વર, અને અતિસાર વગેરે ઉપદ્રવોમાં નાગરવેલનું ૧ પાકું પાન અને ૧ થી ૨ રતી અજમો લઇ થોડા પાણી સાથે બારીક વાટવાં. પછી ગાળી લઈ કોકરવરણું પાણી કરી તે સાથે આ દવા મેળવી પાઇ દેવી. ઊંટાટિયામાં નાગરવેલનું ૧ પાન અને છોડા સાથે ૨ એલચી મેળવી પાણી નાખી બારીક વાટવું. પછી ગાળી લઈ તે પાણી કોકરવરણુ કરી તેમાં દવા મેળવી દિવસમાં ૨–૩ વાર પાવું. સામાન્ય ખાંસીમાં મધ સાથે ચાટવું.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી બાળકોનું ઊંટાટિયું, સાદી ખાંસી, શ્વાસ, તાવ, અતિસાર, પીળા રંગના ઝાડા વગેરે રોગો બહુ જલદી મટે છે.

## (૬૧) બાલઅતિસારહર ચૂર્ણ (ગુલાબી)

**વિધિ**—કેરીના ગોટલાની મીંજ, જાંબુના ઠળિયાની મીંજ, મોચરસ અને વાળો દરેક ૧૦–૧૦ તોલા અને શુદ્ધ હિંગળોક ૧ તોલો લેવો. બધાને ખાંડી કરી વસ્ત્રગાળ ચૂર્ણ કરી લેવું. કેરીની ઋતુમાં બનાવવાથી ચૂર્ણ સારું બને છે. પછી વધારે ગુણકારી નહિ બને. (આ. નિ. મા.)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણના સેવનથી બાળકોના ઝાડા, મરડો, તાવ વગેરે મટી જઇ બાળક પુષ્ટ બને છે.

## (૬૨) બાળમિત્ર ચૂર્ણ

**પહેલી વિધિ**—કમળકેસર, રિસામણી, ધાવડીનાં ફૂલ અને મોચરસ સરખે ભાગે મેળવી ચૂર્ણ કરી લેવું. (વૃન્દ.)

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૩ વાર પાણી અથવા મધ સાથે આપવું. અથવા પાણીમાં ઉકાળી, ગાળીને પાવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બાળકોનાં આંતરડાંની ઉગ્રતાનું શમન કરી રક્તાતિસારને તરત મટાડી દે છે.

**બીજી વિધિ**—લોધર, ઇંદ્રજવ, ધાણા, આમળાં, નાગરમોથ અને વાળો સરખે ભાગે મેળવી ઝીણું ચૂર્ણ કરવું.

**માત્રા**—૧ થી ૩ રતી દિવસમાં ૩ વાર મધ સાથે ચટાડવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બાળકોનો મરડો, પેટનો દુખાવો અને તાવ મટાડે છે.

**ત્રીજી વિધિ**—૧૦ તોલા કડુ લઇ નાના નાના ટુકડા કરી તવા પર નાખી ધીમે આંચે સેકવા, અને બળી ન જાય તેનું ધ્યાન રાખવું. કડછી વતી હલાવતા રહેવું. સારી રીતે સેકાઈ જાય એટલે ઉતારી લેવું. ઠંડું પડયે ઝીણું ચૂર્ણ કરી લેવું. મૂળ ગ્રંથકારે આ ચૂર્ણનું નામ 'કટુભર્જિત ચૂર્ણ' રાખ્યું છે. (આ. ઔ.)

**માત્રા**—૧ થી ૬ રતી દિવસમાં ૩ વાર કોકરવરણા પાણી સાથે આપવું. અથવા મંડૂરભસ્મ મેળવી ગોળ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બાળકોની યકૃતની વૃદ્ધિ, કબજિયાત, તાવ, સુસ્તી, ઉદરવિકાર, સોજો વગેરે ૪-૬ દિવસમાં જ મટાડે છે. મોટા માણસોને ૧ થી ૨ માસા ચૂર્ણ આપવું જોઇએ.

બાળકોને શરદી લાગવાથી અથવા માના આહારવિહારમાં ભૂલ થવાથી કે ભેંસ વગેરેનું દૂધ પાવાથી યકૃતવૃદ્ધિ થઈ તાવ આવે છે. પછી પેટમાં ભાર લાગે છે. કબજિયાત, ઉત્સાહનો અભાવ અને નિસ્તેજતા વગેરે લક્ષણો દેખાય છે. આ રોગમાં આ ચૂર્ણ દિવસમાં ૩ વાર આપવાથી ૧-૨ દિવસમાં જ પેટ સાફ આવી તાવ મટે છે; અને યકૃતને પણ ફાયદો થવા માંડે છે. પછી ૫-૭ દિવસમાં યકૃત મૂળ સ્થિતિમાં આવી જાય છે.

**નોંધ**—જો યકૃત બહુ વધી ગયું હોય તો બાળકને ઉકાળેલા દૂધમાં લીંબુનો રસ નાખી ફાડી પછી પાણી ગાળીને પાવું જોઇએ. દૂધ અનાજ વગેરે ખોરાક બંધ કરી દેવો જોઈએ.

જો મોટા માણસને જૂની કબજિયાત કે આમવૃદ્ધિ થઈ મંદાગ્નિ થયો હોય તો આ ચૂર્ણ સાથે સોડા બાઈ કાર્બ મેળવી દિવસમાં ૧ કે બે વાર અપાય છે.

જો યકૃતની વૃદ્ધિ, પ્રદાહ કે યકૃતમાં રક્તસંગ્રહ થયો હોય તો આ ચૂર્ણ સાથે નવસાર ૨-૨ રતી મેળવી દિવસમાં ૩ વાર આપવું જોઇએ. એવી સ્થિતિમાં માત્રા ઓછી અપાય છે.

મોટી ઉમરના માણસોને તાવ વગેરે રોગોમાં પેટ સાફ લાવવા આ ચૂર્ણ આપવું હોય તો લગભગ ૩ માસા ચૂર્ણ અને સૂંઠ ૧ માસો મેળવી સવારમાં પાણી સાથે આપવું જોઇએ. સૂંઠ મેળવવાથી પેટમાં દુખાવો થતો નથી અને આમ નીકળી જવામાં મદદ મળે છે.

શ્રી. વૈદ્યરાજ કાંતિલાલજી આચાર્ય કડુને બાળી કાળા કોયલા કરી બાળકોની ખાંસી પર વાપરે છે. દિવસમાં ૨ થી ૩ વાર ૨ થી ૩ રતી મધ સાથે આપે છે. એમણે આને 'કૃષ્ણ ચૂર્ણ' નામ આપ્યું છે. આ ચૂર્ણ આપવાથી બાળકને ઊલટી થઇ કફ સહેલાઈથી બહાર નીકળી જાય છે અને ખાંસી મટી જાય છે.

શ્રી. વૈદ્યરાજ નગીનદાસજી આ ચૂર્ણ મોટા પ્રમાણમાં વાપરે છે. આ ચૂર્ણમાંથી કડવાશ ઓછી કરવા અને ગુણમાં વધારો કરવા સેકેલું કડુ ૧૦ તોલા, મંચળ ૫ તોલા, મરી ૨॥ તોલા અને ભાંગ ૧॥ તોલો મેળવી મિશ્રણ બનાવે છે. આ મિશ્રણમાંથી બાળકોને ૧ માસાનો કવાથ આપે છે અને મોટા માણસોને ૩ થી ૬ માસા આપે છે. વિષમજ્વરમાં કબજિયાત હોય અને પેટમાં કાચો ખોરાક હોય ત્યારે પેટ સાફ કરી 'તાવ મટાડવા માટે આ ચૂર્ણ અપાય છે. વિષમજ્વરમાં ૧ થી ૧॥ માસો સોડા બાઇ કાર્બ મેળવે છે. એ ઉપરાંત અપચો અને આફરામાં નવસારનાં ફૂલ ૨ રતી મેળવે છે.

આ ચૂર્ણ બાળકોનાં તાવ, અપચો, પેટમાં શૂળ, કૃમિ, કમળો અને યકૃતની વૃદ્ધિ પર નિર્ભયતાથી વપરાય છે.

**સૂચના**—તાવ હોય ત્યારે ખોરાકમાં દૂધ સિવાય બીજું કાંઈ પણ ન આપવું જોઇએ. યકૃદ્વૃદ્ધિ અને કમળાના દરદીને ઘી ન આપવું જોઈએ.

આ ચૂર્ણમાં વિરેચન ગુણ હોવાથી નાના કે મોટા કોઇને પણ આ ચૂર્ણ આપ્યા પછી હલકો ખોરાક, ખીચડી, દૂધ-ભાત કે છાશ-ભાત આપવાં જોઇએ.

**ચોથી વિધિ**—સૂંઠ, નાગરમોથ, બીલીનો ગર્ભ, ચિત્રકમૂળ, પીપળીમૂળ, અને મોટી હરડે આ ૬ ચીજો સરખે ભાગે મેળવી ઝીણું ચૂર્ણ કરવું. **( વૃ. નિ. ૨. )**

**માત્રા**—૧ થી ૪ રતી દિવસમાં ૩ વાર મધ સાથે ચટાડવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બાળકોની કફજન્ય ગ્રહણી મટાડે છે.

**પાંચમી વિધિ**—હરડે, વજ અને કઠ સરખે ભાગે મેળવી બારીક ચૂર્ણ કરવું. **( વૃન્દ. )**

**માત્રા**—૦॥-૦॥ રતી દિવસમાં ૩ વાર મધ સાથે મેળવી માના ધાવણ સાથે આપવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ બાળકોનું ગળું પડે છે તે મટાડે છે.

## (૬૩) ભસ્મકનાશક ચૂર્ણ

**વિધિ**—હરડે, બહેડાં, આમળાં, નાગરમોથ, વાવડિંગ, પીપર, સાકર અને અધેડાનાં બી આ ૮ ઔષધિઓ સરખે ભાગે મેળવી બારીક ચૂર્ણ કરવું. **( આ. ભિ. )**

**માત્રા**—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૩ વાર મધ અને ઘી સાથે ચાટવું.

**ઉપયોગ**—આ ચૂર્ણ હોજરી પર અવસાદક (Sedative) અસર કરે છે, જેથી તેજ થયેલો અગ્નિ સમ થઇ ભસ્મક રોગનું શમન થાય છે.

## (૬૪) નારાચ ચૂર્ણ

વિધિ—સાકર ૪ તોલા, નસોતર ૪ તોલા અને લીંડીપીપર ૧ તોલો લઇ બારીક ચૂર્ણ કરી લેવું. (બં. સે.)

માત્રા—૬ માસા સવારે જમતા પહેલાં એકવાર મધ સાથે આપવું.

ઉપયોગ—આ ચૂર્ણ કબજિયાત, આમવૃદ્ધિ, માથાનું દરદ, પેટમાં ભારેપણું, વાતરોગ અને પિત્તરોગમાં ઉપયોગી છે. આનાથી તકલીફ થયા વગર સાફ ઝાડો આવે છે.

## (૬૫) ચિંતામણિ ચૂર્ણ

વિધિ—રાસ્ના, ખપાટ, પદ્મક, દેવદાર, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર અને વાવડિંગ આ બધી ઔષધિઓ સરખે ભાગે મેળવી ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. (વૈ. જી.)

માત્રા—૨ થી ૩ માસા દિવસમાં ૨ વાર મધ અને ઘી સાથે ચાટવું. ઘી પહેલાં ૧ થી ૨ માસા જેટલું મેળવવું અને પછી ચાટવા જેવું થાય તેટલું મધ મેળવવું.

ઉપયોગ—આ ચૂર્ણ વાતપ્રકોપ અને પચનેન્દ્રિય સંસ્થાની વિકૃતિને સુધારી બધી જાતના શ્વાસ અને કાસ મટાડે છે.

## (૬૬) વાસાદિ ચૂર્ણ

વિધિ—અરડૂસીનાં ૫ શેર પાન લાવી વચલી નસો કાઢી નાખવી. પછી ૨૦ શેર પાણીમાં નાખી ગરમ કરવું. પછી તેમાં સંચળ અને સિંધવ ૪૦–૪૦ તોલા અને જવખાર તથા પાપડખાર ૨૦–૨૦ તોલા નાખવો. પાન નરમ થાય અને પાણી બળી જાય એટલે કડાઈ નીચે ઉતારી લેવી. પછી પાનાં સૂકવી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી લેવું. (આ. નિ. મા.)

માત્રા—૨ થી ૮ રતી મધ, ઘી કે નાગરવેલના પાનમાં આપવી. પાણી સાથે પણ ચાલી શકે.

ઉપયોગ—આ ચૂર્ણથી નવી અને જૂની ખાંસી, સૂકી ખાંસી, બહુ કફવાળી ખાંસી બધી મટી જાય છે, સામાન્ય ઔષધિ હોવા છતાં પણ સારો ફાયદો કરે છે.

# કષાય પ્રકરણ

સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ અને ફાંટ એ કષાયના ૫ ભેદ છે. અને એ અનુક્રમે એક એકથી લઘું ગુણવાળા છે. એટલે સ્વરસથી કલ્ક હલકો, કલ્કથી ક્વાથ હલકો, ક્વાથથી હિમ અને હિમથી ફાંટ હલકો હોય છે.

સ્વરસ—લીલી વનસ્પતિઓને ખાંડી નિચોવી રસ કાઢવામાં આવે છે, તેને સ્વરસ કહે છે. કેટલીક વનસ્પતિઓનો સ્વરસ યંત્રવડે કાઢવામાં આવે છે. અર્ધી સુકી વનસ્પતિઓને મસળી અથવા ખાંડી બમણા પાણીમાં ૨૪ કલાક પલાળી રાખી ગાળી રસ કાઢી લીધેલાને પણ સ્વરસ કહે છે. તેમજ સુકી વનસ્પતિઓને ૮ ગણા પાણીમાં ઉકાળી ¼ પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવાથી સ્વરસની જગ્યાએ ચાલે છે.

સુચના—ઘણાં ઝાડ અને પાનમાં રસ બહુ ઓછો હોવાથી કૂટીને નિચોવવાથી રસ નીકળતો નથી. એવી ઔષધિઓને ખાંડી એક કલાઇવાળા વાડકામાં ભરવી પછી યંત્રવર્ણનમાં લખ્યા મુજબ સ્વરસયંત્રથી રસ કાઢી લેવો.

ઘણી ઔષધિઓનો રસ પુટપાકની રીતે કાઢવામાં આવે છે; અને ઘણી ચીજોને કૂટી નિચોવી કપડાથી ગાળી લેવામાં આવે છે.

કલ્ક—લીલી વનસ્પતિઓને પાણી વગર અને સુકી ચીજોમાં પાણી નાખી ચટણી જેવું કરવું તેને કલ્ક કહે છે. જો કલ્કમાં પ્રક્ષેપ તરીકે મધ, ઘી કે તેલ મેળવવું હોય તો બમણું, સાકર કે ગોળ મેળવવો હોય તો કલ્ક જેટલો અને કાંજી વગેરે દ્રવ પદાર્થો મેળવવા હોય તો કલ્કથી ચાર ગણા નાખવા જોઈએ.

ક્વાથ—લીલી કે સુકી એક અથવા વધારે વનસ્પતિઓને અધકચરી ખાંડી ઔષધિ બનાવવાની વિધિમાં લખ્યા પ્રમાણે ઉકાળી લેવાથી ક્વાથ તૈયાર થાય છે.

ક્વાથ ખાંડેલો તૈયાર રાખવાથી ૬–૭ મહિના પછી અથવા ચોમાસા પછી હીનવીર્ય થઇ જાય છે. માટે જરૂર હોય તેટલો થોડા પ્રમાણમાં તૈયાર કરવો, અને કાચની શીશીમાં અથવા ચિનાઈ માટીના વાસણમાં સંભાળીને ભરી રાખવો. એથી ઔષધિઓ વધારે વખત સુધી સારી રહે છે.

ક્વાથ કરવાની ઔષધિઓને રાત્રે માટીના વાસણમાં કે કાચના પવાલામાં પલાળી રાખવી. સવારે ધીમી આંચ ઉપર ઉકાળી ક્વાથ કરવો. અધકચરા ભૂકાને ૧૬ ગણા પાણીમાં પલાળી ⅛ પાણી રહે ત્યાં સુધી ઉકાળી ગાળી લેવું. ઝીણા ખાંડેલા ચૂર્ણનો અથવા તેલી મૃદુ ચીજોનો ક્વાથ કરવો હોય તો ૪ ગણા કે ૮ ગણા પાણીમાં નાખી અર્ધું કે પોણા ભાગનું પાણી રહે ત્યાં સુધી ઉકાળી ગાળી લેવું જોઈએ

શાસ્ત્રીય રીત પ્રમાણે કુટજારિષ્ટ કે બીજા કામ માટે કડાછાલ તાજી લેવી જોઈએ. પણ હંમેશાં તાજી છાલ મળી શકતી નથી, માટે સૂકી છાલ જ લેવી પડે છે. એનો કવાથ કરવા માટે ૧૬ ગણા પાણીમાં ઉકાળી ⅛ બાકી રાખવું જોઈએ. જો પાણી ૮ કે ૪ ગણું લેવામાં આવશે તો સત્ત્વ પૂરેપૂરું નહીં નીકળી શકે. પાણીમાં આવેલા સત્ત્વમાંથી કેટલોક ભાગ વાસણ ચૂલા પરથી નીચે ઉતારતી વખતે પાછો શોષાઈ જાય છે. માટે સૂકાં દ્રવ્યોને ૮ ગણા પાણીમાં મેળવવાનો નિયમ કરવામાં આવ્યો છે.

કવાથ કરવા માટે વાસણ માટીનું રાખવું અને ઉકાળતી વખતે વાસણનું મોં ખુલ્લું રાખવું, એમ 'શાર્ઙ્ગધર-સંહિતા'માં કહ્યું છે. પણ ઢાંકણું ઢાંકી કવાથ કરવાથી ઘણા સૂક્ષ્મ પરમાણુઓનું રક્ષણ થાય છે, અને તેથી કવાથ વધારે ગુણવાળો બને છે, એવો કેટલાક વિદ્વાન વૈદ્યોનો મત છે; અને તે સ્વીકારવા જેવો પણ છે. જો તેલી ચીજો અને પોચી ચીજોનો કવાથ કરવાને બદલે નલિકાયંત્ર વડે અર્ક કાઢવામાં આવે તો વધારે ફાયદો થાય છે; અને રોજ કવાથ કરવાની મહેનત પણ બચી જાય છે.

કવાથ રોજ ને રોજ નવો બનાવી વાપરવો જોઈએ. કારણ કે કવાથ ૨૪ કલાકથી વધારે વખત ગુણકારી રહી શકતો નથી. લાંબો વખત સુધી ગુણકારી રાખવા માટે ઘણાં દવાખાનાઓમાં $\frac{1}{8}$ રેકટીફાઇડ સ્પિરિટ (કે દારૂ) અને ⅛ મધ મેળવે છે. પરંતુ તેમાં કવાથના ગુણની સાથે રેકટીફાઈડ સ્પિરિટનો ગુણ પણ ભેગો થવાથી મૂળ ગુણમાં સહેજ રૂપાંતર થાય છે. માત્ર તાજો બનાવવાનો વખત ન હોય ત્યારે કામ ચાલી શકે છે.

**હિમ**—વનસ્પતિઓના ચૂર્ણને રાત્રે ૬ ગણા પાણીમાં પલાળી સવારે મસળી ગાળી લેવાથી શીતકષાય હિમ બને છે. પલાળવા માટે વાસણ ચિનાઈ માટી કે કાચનું લેવું જોઈએ.

**ફાંટ**—વનસ્પતિઓના બારીક ભૂકાને વાસણમાં ૧૬ ગણા ઊકળતા પાણીમાં નાખી ઢાંકણું ઢાંકી દેવું. અર્ધો એક કલાક પછી ગાળી લેવું, તેને ફાંટ કહે છે.

અથવા ઔષધિના ચૂર્ણને ૪-૮ કે ૧૬ ગણા પાણીમાં ૧૨ કલાક પલાળી રાખવું. પછી ચૂલા પર મૂકી ઉકાળી, અર્ધું પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું, ટાઢું પડે એટલે ગાળી વાપરવું.

ફાંટ વિપાકમાં હલકો છે, અને ગુણ જલદી કરે છે. હિમ અને ફાંટ રોજ તાજા બનાવી વાપરવા જોઈએ.

કષાય રસ વગેરે ધાતુઓમાં સહેલાઈથી મળી જઈ તરત પોતાનો ગુણ બતાવે છે અને કષાયથી ઘણુંખરું નુકસાન થવાનો સંભવ નથી. એટલા માટે

રોગોની તીવ્ર અવસ્થામાં તેમજ જેની વાત વગેરે ધાતુઓ બહુ જ નિર્બળ થઈ ગઈ હોય તેને માટે ગુટિકા, ચૂર્ણ વગેરે દવાઓ કરતાં કષાય વધારે હિતકર છે.

કવાથમાં પ્રક્ષેપરૂપે સાકર નાખવી હોય તો વાતજન્ય રોગોમાં ૧/૪, પિત્તજન્ય રોગોમાં ૧/૮ અને કફજન્ય રોગોમાં ૧/૧૬ નાખવી જોઇએ. જો મધ મેળવવું હોય તો તેથી ઊલટું, એટલે વાતજ રોગોમાં ૧/૧૬, પિત્તજ રોગોમાં ૧/૪ અને કફજન્ય રોગોમાં ૧/૮ નાખવું જોઇએ. જીરું, ગૂગળ, ક્ષાર, મીઠું કે ત્રિકટુ નાખવું હોય તો ૧ થી ૩ માસા, સેકેલી હિંગ ૨ રતી અને શિલાજિત પણ ૨ રતી નાખવો જોઇએ; અને દૂધ, ઘી, ગોળ, તેલ, ગોમૂત્ર અથવા બીજો કોઇ દ્રવ પદાર્થ, કલ્ક કે ચૂર્ણ પ્રક્ષેપરૂપે નાખવું હોય તો ૧ તોલા સુધી નાખવું.

**ચિરસ્થાયી કષાય**—હાલમાં કેટલીક આયુર્વેદિક ફાર્મસીઓએ લાંબો વખત રહે તેવા કવાથ-અર્ક, સ્વરસ, શરબત, મુરબ્બા બનાવ્યા છે. એનો ઉપયોગ રોજ ને રોજ વધતો જાય છે. કવાથ વગેરેને લાંબો વખત રાખવા માટે નીચેની રીતે તેમાં સેલીસિલિક એસિડ નખાય છે.

**ચિરસ્થાયી કષાય બનાવવાની રીત**—જે કવાથ વગેરેને ટકાઉ બનાવવા હોય તે ૬ પૌંડ લઇ ચિનાઇ માટીના કે એનેમલના વાસણમાં ગરમ કરવું. પાણી નાહવા જેવું ગરમ થાય એટલે તેમાં ૧ ડ્રામ સેલીસિલિક એસિડ નાખી તરત વેચવાના ડબ્બા કે બાટલીઓમાં ભરી મજબૂત દાટો મારી દેવો. પછીથી આ પ્રવાહી વર્ષો સુધી અસલ સ્થિતિમાં રહે છે.

આ રીતે કષાય વગેરેને ચિરસ્થાયી બનાવવા માટે ફાર્મસીવાળાઓએ એલોપેથિક દવાનું શરણ શોધ્યું છે. આ કષાયમાં જે એસિડ સેલીસિલિક નાખવામાં આવે છે તે એક પ્રકારનું મંદ વિષ છે. માટે લાંબો વખત વાપરનારાઓએ વિચારપૂર્વક એનો ઉપયોગ કરવો જોઇએ.

એસિડ સેલીસિલિક મેળવવાથી ભૂખનો નાશ, કબજિયાત અને અતિસાર અનુક્રમે થયા કરવા, ચામડી પર લોહીવિકારનાં ધાબા પડવાં, મૂત્રપિંડની વિકૃતિ (પેશાબ ઓછો થવો) અને માનસિક નબળાઇ થાય છે. વધારે વિકૃતિ થાય તો શ્લૈષ્મિક ત્વચામાં પ્રદાહ, માથાનું દરદ, લોહીનું દબાણ ઓછું થવું અને રક્તસંચાલનમાં ક્ષીણતા આવવી વગેરે લક્ષણો થાય છે.

કેટલાયે ફાર્મસીવાળાઓ લોબાન-અમ્લ (બેન્ઝોઇક એસિડ), ફોર્મેલિડહાઇડ, સલ્ફાઇટ કે કલોરોફોર્મ વાપરે છે. પરંતુ આ બધાં રાસાયનિક દ્રવ્યો સ્વાસ્થ્ય માટે હિતકર નથી લાગતાં.

આ ઉપરાંત કવાથ વગેરે ઔષધિ અને એસિડ સેલીસિલિકના મિશ્રણથી રાસાયનિક ગુણ શું થશે, તેનો પણ વિચાર કરવો જોઇએ. કોઇમાં બંને વિરુદ્ધ

હોય ઊંધી અસર નહિ કરે ને? જેમકે દૂધ અને દહીં બંને હિતકર હોવા છતાં બંને એકઠાં કરી આપી શકાતાં નથી. શાસ્ત્રકારોએ એનું સેવન કરવામાં વિવિધ દોષો બતાવ્યા છે.

## (૧) દશમૂળ ક્વાથ

**વિધિ**—બીલીની છાલ, પાટલાની છાલ, સીવણની છાલ, અરલુની છાલ, અરણીની છાલ, નાના ગોખરનું પંચાંગ, બેઠી ભોંયરીંગણીનું પંચાંગ, ઊભી ભોંયરીંગણીનું પંચાંગ, પીઠવણનું પંચાંગ અને સાલવણનું પંચાંગ એ બધાને સરખે ભાગે મેળવી અધકચરું ખાંડી લેવું. (શા. સં.)

**માત્રા**—૨ થી ૪ તોલાનો ક્વાથ કરી બે ભાગ કરી દિવસમાં ૨ વાર પીપર અથવા ઘી મેળવી પાવો. અથવા રોગ અનુસાર અનુપાન સાથે આપવો.

**ઉપયોગ**—આ ક્વાથ જુદાંજુદાં અનુપાનો સાથે લેવાથી વાતકફજ્વર, સન્નિપાતના ઉપદ્રવો, હૃદય અને કંઠનો અવરોધ, હૃદયનો અવરોધ, તંદ્રા, વાત, કફ, શ્વાસ, પાંસળીઓનો દુખાવો અને સુવાવડી સ્ત્રીનું મોં સુકાઈ જવું, શરદી, ભ્રમ, પરસેવો, કાસ, શ્વાસ વગેરે ઉપદ્રવો આ બધાને મટાડે છે.

**અનુપાન**—(૧) વાતકફજ્વરમાં—પીપરનું ચૂર્ણ.

(૨) સન્નિપાતમાં—દશમૂળ, કચૂરો, કાકડાશિંગ અને ત્રિકટુનો ક્વાથ કરી પાવો.

(૩) જ્વર અને ખાંસીમાં—દશમૂળ, પીપર, ધાણા અને સૂંઠના ઉકાળામાં ચાતુર્જાત મેળવવું.

(૪) વાતકફ સન્નિપાતમાં—દશમૂળ, કરિયાતું, સૂંઠ, નાગરમોથ અને ગળોનો ક્વાથ (શોધન કરવું હોય તો નસોતરના ચૂર્ણનું અનુપાન આપવું).

(૫) વાતકફજ્વર, અપચો, બહુ ઊંઘ, પડખાંની શળ, શ્વાસ, કાસ, તંદ્રા, કંઠનો અવરોધ અને હૃદયાવરોધ પર—પીપરનું ચૂર્ણ.

(૬) સન્નિપાત, શ્વાસ, કાસ અને પડખાંની શળ પર—પીપર અને પુષ્કરમૂળનું ચૂર્ણ મેળવવું.

(૭) કફજન્ય પાંડુરોગ, જ્વરાતિસાર, સોજા, સંગ્રહણી, ખાંસી, અરુચિ, કંઠ અને હૃદયના અવરોધ પર—સૂંઠ.

(૮) હૃદયના અવરોધ પર—જવખાર અને સિંધવ.

(૯) સૂતિકા રોગ પર—(૧) સહેજ ગરમ ક્વાથમાં ઘી મેળવી પાવું. (૨) આ ક્વાથમાં લોઢું ગરમ કરી બોળવું. (૩) દારૂ મેળવી પાવો. (૪) દશમૂળમાં ૧૬ ગણું પાણી અને ૪ ગણું દૂધ મેળવી સિદ્ધ કરી સાકર નાખી પાવો.

(૧૦) જલોદર પર—દશમૂળ, દેવદાર, સૂંઠ, ગળો, ધોળી સાટોડી અને હરડેનો કવાથ કરી પાવાથી જળોદર, શોથ, હાથીપગું, ગલગંડ અને વાતરોગ નાશ પામે છે.

(૧૧) મુખરોગમાં—દશમૂળ, મગ અને કળથીને ઉકાળી સહેજ કોકરવરણું પાઈ દેવું.

(૧૨) બહેરાપણામાં—(૧) આ કવાથમાં ચોથા ભાગનું તલનું તેલ મેળવી સિદ્ધ કરી કાનમાં નાખવું. (૨) દશમૂળ, ત્રિફળા, કાયફળ અને ભારંગમૂળનો કવાથ કરી ત્રિકટુ અને હિંગ નાખી પાવો.

(૧૩) વાતરક્તમાં શૂળ—આ કવાથ સાથે દૂધ સિદ્ધ કરી પાવું અને દશમૂળથી સિદ્ધ કરેલ ઘીનો સેક કરવો.

(૧૪) અપસ્માર (હૃદયકંપ સાથે)—કલ્યાણ ઘૃત સાથે.

(૧૫) ગૃધ્રસી વાયુ પર—૧ રતી સેકેલી હિંગ અને ૨ માસા પુષ્કરમૂળનું ચૂર્ણ મેળવી આપવો.

(૧૬) ગૃધ્રસી અને આમવાયુ (કુક્ષિ, બસ્તિ અને કેડની શૂળ સાથે)માં—દશમૂળ સાથે ગળો, એરંડાનાં મૂળ, રાસ્ના, સૂંઠ અને દેવદાર મેળવી કવાથ કરી દિવેલ મેળવી આપવો.

(૧૭) વાતજન્ય મૂત્રાઘાત પર—શિલાજિત અને સાકર પાવાં.

(૧૮) વિસ્ફોટકમાં—દશમૂળ, ત્રિફળા, કરિયાતું અને ધમાસાનો કવાથ કરી પીપર મેળવી પાવો.

## (૨) અષ્ટાદશાંગ કવાથ

**પહેલી વિધિ**—બીલીની છાલ, સીવણ, અરલુ, પાટલા, અરણી, નાના ગોખરુ, બેઠી ભોંયરીંગણી, ઊભી ભોંયરીંગણી, સાલવણ, પીઠવણ, કાકડાશિંગ, પુષ્કરમૂળ, કચૂરો, ધમાસો, ભારંગમૂળ, ઈંદ્રજવ, કડવા પરવળનાં પાન અને કડુ આ ૧૮ ચીજો સરખે ભાગે લઈ અધકચરો ભૂકો કરી લેવો. (વૃન્દ.)

**માત્રા**—૨ થી ૪ તોલાનો કવાથ કરી બે ભાગ કરી દિવસમાં ૨ વાર પાવો.

**ઉપયોગ**—આ કવાથમાં ઉત્તેજક, કફઘ્ન, આમપાચક, વિરેચક, વાતહર અને વિષઘ્ન ગુણ રહેલા છે. આ કવાથ સન્નિપાત જ્વરને મટાડવામાં બહુ ઉપયોગી છે. સન્નિપાતની સાથે ખાંસી, હૃદયનો અવરોધ, પાંસળીઓનો દુખાવો, શ્વાસ, હેડકી અને ઊલટી પણ આ કવાથથી મટે છે. જો ઝાડો બરોબર ન થતો હોય, અથવા તો ન થતો હોય તો કડુનું પ્રમાણ વધારવું જોઈએ; અથવા બસ્તિ આપી આંતરડાં સાફ કરી લેવાં જોઇએ.

**બીજી વિધિ**—દશમૂળ, દેવદાર, કરિયાતું, સૂંઠ, નાગરમોથ, કડુ, ઈંદ્રજવ, ધાણા અને ગજપીપર આ ૧૮ ઔષધિઓનો ક્વાથ કરવો.

**માત્રા**—૨ થી ૪ તોલા દિવસમાં બે વાર બે ભાગ કરી આપવું.

**ઉપયોગ**—આ ક્વાથ ઘેન, બકવાટ, ખાંસી, અરુચિ, દાહ, મૂર્છા અને શ્વાસ વગેરે ઉપદ્રવો સાથેના બધી જાતના સન્નિપાતને મટાડે છે.

### (૩) લઘુમંજિષ્ઠાદિ ક્વાથ

**વિધિ**—મજીઠ, હરડે, બહેડાં, આમળાં, કડુ, વજ, દારુહળદર, ગળો અને લીમડાની અંતરછાલ એ નવ ઔષધિઓને સરખે ભાગે લઈ અધકચરું ચૂર્ણ કરી લેવું.
(શા. સં.)

**માત્રા**—૨ થી ૪ તોલાનો ક્વાથ બનાવી બે ભાગ કરી દિવસમાં ૨ વાર પાવો.

**ઉપયોગ**—આ ક્વાથ લોહી અને ઉદરની શુદ્ધિ કરે છે અને વાતરક્ત, ખસ, કુષ્ઠ અને લોહીવિકારનો નાશ કરે છે.

વૃંદે આ ક્વાથનું નામ 'નવકાર્ષિક ક્વાથ' પાડ્યું છે અને વાતરક્ત, કુષ્ઠ, ખસ, કપાલકુષ્ઠ વગેરે પર ફાયદાકારક કહ્યું છે.

### (૪) બૃહદ્મંજિષ્ઠાદિ ક્વાથ

**વિધિ**—મજીઠ, નાગરમોથ, કડાછાલ, ગળો, કઠ, સૂંઠ, ભારંગમૂળ, ભોંયરીંગણીનું પંચાંગ, વજ, લીમડાની અંતરછાલ, હળદર, દારુહળદર, હરડે, બહેડાં, આમળાં, કડવાં પરવળનાં પાન, કડુ, મોરવેલ, વાવડિંગ, બિયો, ચિત્રકમૂળ, શતાવરી, ત્રાયમાણ, પીપર, ઈંદ્રજવ, અરડૂસીનાં પાન, ભાંગરો, દેવદાર, કાળીપાટ, ખેરસાર, રતાંજળી, નસોતર, વરણાની છાલ, કરિયાતું, બાવચી, ગરમાળાનો ગોળ, હેદની છાલ, બકાનલીમડો, કરંજની છાલ, અતિવિષા, વાળો, ઈંદ્રવરણાનાં મૂળ, ધમાસો, અનંતમૂળ અને પિત્તપાપડો સરખે ભાગે લઈ અધકચરું ચૂર્ણ કરી લેવું.
(શા. સં.)

**માત્રા**—૧॥ થી ૨॥ તોલાનો ક્વાથ કરી સવારમાં પીપર અને ગૂગળ નાખી પીવો. સાંજે નવો બનાવી પીવો.

**ઉપયોગ**—આ ક્વાથથી ૧૮ પ્રકારના કુષ્ઠરોગ, વાતરક્ત, ઉપદંશ, હાથીપગુ, અંગશૂન્યતા, પક્ષાઘાત, મેદરોગ અને નેત્રરોગનો નાશ થાય છે. આ દવા લોહી શુદ્ધ કરવા માટે બહુ ઉપયોગી છે. ખાસ કરીને આ ક્વાથ ગંધક રસાયન કે હરતાલમાંથી બનાવેલ માણિક્યરસ સાથે કુષ્ઠ વગેરે રોગો પર અપાય છે. મેદરોગમાં એ મહાયોગરાજ ગૂગળ સાથે અપાય છે.

### (૫) આરગ્વધાદિ ક્વાથ

**પહેલી વિધિ**—ગરમાળાનો ગોળ, કડુ, નસોતર, બી કાઢી નાખેલી દ્રાક્ષ,

સોનામુખી, સુરવારી હરડે અને સૂકા ગુલાબનાં ફૂલ દરેક ૨–૨ તોલા અને ગુલકંદ ૭ તોલા લેવો. બધી વસ્તુઓનો અધકચરો ભૂકો કરી ગુલકંદ મેળવી દેવો.

(૨. સા.)

**માત્રા**—૨ થી ૨॥ તોલા ૨૦ તોલા પાણી નાખી કવાથ કરવો. લગભગ ૧૦ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવો અને સવારમાં એકવાર પીવો.

ઉપયોગ—આ કવાથ ઉદરરોગ અને કબજિયાત મટાડે છે. આ કવાયથી પેટમાં દુખવું પણ નથી. જીર્ણજ્વરના દોષના પાચન માટે બહુ હિતકર છે. પેટ સાફ આવ્યા પછી ભૂખ ઊઘડે છે, અને મન પ્રફુલ્લિત થાય છે.

**બીજી વિધિ**—ગરમાળાનો ગોળ, પીપરીમૂળ, નાગરમોથ, કડુ અને હરડે સરખે ભાગે લઈ ૨ થી ૩ તોલાનો કવાથ કરી દિવસમાં ૨ વાર પાવો. પાતી વખતે થોડું નસોતરનું ચૂર્ણ અંદર નાખવું. આ કવાથને સંસ્કૃતમાં 'ગિરિમાળાપંચક' અને 'આરોગ્યપંચક' પણ કહે છે. (વૃન્દ)

ઉપયોગ—આ કવાથ વાતકફજ્વર, આમશૂળ અને કબજિયાત દૂર કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે; કાચા આમનું પાચન કરે છે અને પકવદોષને બહાર કાઢી નાખે છે.

## (૬) અમૃતાષ્ટક કવાથ

વિધિ—લીમડા પરની ગળો, લીમડાની અંતરછાલ, કડુ, નાગરમોથ, ઇંદ્રજવ, સૂંઠ, કડવાં પરવળનાં પાન અને રતાંજળી એ ૮ ચીજો સરખે ભાગે લઇ ૨ થી ૩ તોલા સુધીનો કવાથ કરી પીપર મેળવી દિવસમાં ૨ વાર પાવો. (શા. સં.)

ઉપયોગ—આ કવાથ પિત્તકફજ્વર, ઊલટી, અરુચિ, દાહ, તૃષા, વગેરે રોગોને મટાડે છે.

## (૭) કંટકાર્યાદિ કવાથ

**પહેલી વિધિ**—બેઠી ભોંયરીંગણી, ઊભી ભોંયરીંગણી, સૂંઠ, ધાણા અને દેવદાર આ ૫ ચીજોને સરખે ભાગે લઇ ૨ થી ૪ તોલાનો કવાથ કરવો. દિવસમાં ૨ વાર પાવો. (શા. સં.)

ઉપયોગ—આ કવાથ બધી જાતના નવા તાવમાં કાચો દોષ પકવવા માટે બહુ ઉપયોગી છે. આ કવાથને 'નાગરાદિ પાચન' પણ કહે છે.

**બીજી વિધિ**—બેઠી ભોંયરીંગણી, ગળો, ભારંગમૂળ, સૂંઠ, ઇંદ્રજવ, અરડૂસીનાં પાન, કરિયાતુ, રતાંજળી, નાગરમોથ, કડવાં પરવળનાં પાન અને કડુ આ ૧૧ ઔષધોને સરખે ભાગે મેળવી અધકચરું ચૂર્ણ કરી ૨ થી ૪ તોલાનો કવાથ કરી દિવસમાં ૨ વાર પાવો. (ભા. પ્ર.)

**ઉપયોગ**—આ કવાથ પિત્તકફજ્વર, તેમજ દાહ, તૃષા, અરુચિ, ઊલટી, ખાંસી અને શળ વગેરે ઉપદ્રવોનો નાશ કરે છે; કફજિવ્યાત, કફપ્રકોપ અને આમવૃદ્ધિ હોય તો મટાડે છે. અને આમાશયની શ્લૈષ્મિક કલાના પ્રદાહનું શમન કરી ઊબકા અને ઊલટી પણ મટાડે છે.

## (૮) ગુડૂચ્યાદિ કવાથ

**વિધિ**—લીમડા પરની ગળો, લીમડાની અંતરછાલ, પદ્મક, રતાંજળી અને ધાણા આ ૫ ઔષધિઓને સરખે ભાગે મેળવી ૨ થી ૪ તોલાનો કવાથ કરી દિવસમાં ૨ વાર પાવો. (વૈ. જી.)

**ઉપયોગ**—આ કવાથ સામાન્ય રીતે બધી જાતના નવા તાવો પર વપરાય છે. મૂળ ગ્રંથકારે ખાસ કરીને પિત્તકફજ્વર પર લખ્યો છે. આ કવાથ અગ્નિ પ્રદીપ્ત કરનાર છે, તેમજ દાહ, ઊબકા, તરસ, ઊલટી અને અરુચિને પણ મટાડે છે.

આમાશયની શ્લૈષ્મિક કલાના પ્રદાહ કે અપચો થઈ ઊલટી અને ગભરામણ સાથે તાવ આવે તેના પર આ કવાથ બહુ હિતકર છે. આ કવાથ વિષ અને જંતુઓનો નાશ કરે છે, પાચનક્રિયા સુધારે છે અને પરસેવો લાવી તાવ મટાડે છે.

## (૯) નાગરાદિ કવાથ

**પહેલી વિધિ**—સૂંઠ, બેઠી ભોંયરીંગણીનાં મૂળ, પુષ્કરમૂળ અને ગળો બધાને મેળવી ૨ થી ૪ તોલાનો કવાથ કરી બે ભાગ કરવા. દિવસમાં ૨ વાર ૧–૧ તોલો મધ અને ૨–૨ રતી શિલાજિત મેળવી પાવો. (અ. હૃ.)

**ઉપયોગ**—આ કવાથ વાતકફજ્વર શ્વાસ, કાસ, અરુચિ, પડખાંની શૂળ, વગેરે મટાડે છે. તાવ લાંબા વખતથી આવતો હોય, શરીર બહુ દૂબળું પડી ગયું હોય, આમપ્રકોપ અને કફવૃદ્ધિ થઈ ગઈ હોય એવી સ્થિતિમાં નાગરાદિ કવાથ અમૃત સમાન ફાયદો કરે છે.

**બીજી વિધિ**—સૂંઠ, નાગરમોથ, ગળો, આમળાં, કાળીપાટ, કમળનાળ અને વાળો દરેક ૧–૧ તોલો લઈ કવાથ કરવો. ૨ ભાગ કરી સવાર–સાંજ મધ અને સાકર મેળવી પાવો. (હા. સં.)

**ઉપયોગ**—આ કવાથ પિત્તકફજ્વર અને લોહીવિકારને મટાડે છે અને પાચનક્રિયા સુધારે છે.

**ત્રીજી વિધિ**—સૂંઠ, ગળો, ભોંયરીંગણીનાં મૂળ, નાગરમોથ અને આમળાં દરેક ૧–૧ તોલા મેળવી કવાથ કરવો. તેના ૨ ભાગ કરી મધ અને પીપર મેળવી સવાર સાંજ પાવો.

**ઉપયોગ**—બધી જાતના વિષમજ્વરને રોકે છે. અને પાચનક્રિયા સુધારે છે.

**ચોથી વિધિ**—સૂંઠ, ગળો, કરિયાતું, નાગરમોથ, ખસ (કાળો વાળો), બીલીનો ગર્ભ, અતિવિષા, ઇંદ્રજવ અને વાળો આ ૯ વસ્તુઓ સમભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. પછી ૩ થી ૬ તોલાનો કવાથ કરી ૩ ભાગ કરી દિવસમાં ૩ વાર પાવો. (ચ. દ.)

**ઉપયોગ**—આ કવાથ જ્વરાતિસાર, મંદાગ્નિ, અરુચિ, માથાનું દરદ અને દાહ મટાડવામાં બહુ ફાયદો કરે છે. જ્વરાતિસારમાં જો આ કવાથ સર્વાંગસુંદર રસ સાથે આપવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

### (૧૦) પંચમૂલાદિ કષાય

**વિધિ**—સાલવણ, પીઠવણ, બેઠી ભોંયરીંગણી, ઊભી ભોંયરીંગણી, નાના ગોખરુ, ગળો, નાગરમોથ, સૂંઠ અને કરિયાતું એ ૯ ઔષધિઓ સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (વૈ. જી.)

**માત્રા**—૪ થી ૬ તોલાનો કવાથ કરી ૨ ભાગ કરી દિવસમાં ૨ વાર પાવો.

**ઉપયોગ**—આ કવાથ વાતપિત્તશામક, આમપાચક, વિષહર અને જ્વરઘ્ન છે. આ કવાથ વાતપિત્ત જ્વરમાં કાચા દોષોને પકાવી બધા ઉપદ્રવો સાથે વાતપિત્તજ્વરનો નાશ કરે છે.

### (૧૧) મધુરજ્વરાંતક કવાથ

**વિધિ**—વાળો, રતાંજળી, ખસ, ધાણા, પિત્તપાપડો, નાગરમોથ અને સૂંઠ સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (યો. ર.)

**માત્રા**—૨ થી ૪ તોલા લઈ કવાથ કરી ૨ ભાગ કરી દિવસમાં ૨ વાર પાવો.

**ઉપયોગ**—આ કવાથ પાચક, જંતુઘ્ન, આમવિષહર અને શામક છે. લક્ષ્મીનારાયણ રસ કે સંજીવની વટી સાથે અનુપાનરૂપે આપવાથી મોતીઝરા તાવ (Typhoid)માં દબાયેલા અથવા ઝેર ફેલાઈને બેસી ગયેલા દાણા પણ જલદી બહાર નીકળી ત્રાસ આપ્યા વગર જલદી તાવ મટી જાય છે.

### (૧૨) અર્કાદિ કવાથ

**વિધિ**—આકડાનાં મૂળ, ધમાસો, દેવદાર, કરિયાતું, રાસ્ના, નગોડનાં પાન, *વજ, અરણીની છાલ, સરગવાની છાલ, ચિત્રકમૂળ, પીપર, પીપળીમૂળ, ચવક,* સૂંઠ, અતિવિષા અને ભાંગરો આ ૧૬ ચીજોને સમભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (વૈ. જી.)

**માત્રા**—૪ તોલાનો કવાથ કરી ૩ ભાગ કરી ૨-૨ કલાકે પાવો. જરૂર હોય તો વધારે વાર પણ પાઈ શકાય છે.

**ઉપયોગ**—આ કવાથ વાતપ્રધાન સન્નિપાતમાં બહુ અસરકારક છે. આ કવાથમાં વાતનાડીને ઉત્તેજના આપવાનો, પરસેવો લાવવાનો, કફઘ્ન અને ઉષ્ણ

ગુણ રહેના છે તેમજ વધારે પરસેવો આવતો હોય તો પરસેવો ઓછો પણ કરે છે સન્નિપાતમા ઘેન, શગ્ગી, ધનુર્વાત, શ્વાસ, દાંત બીંમાઈ જવા, બહુ પરસેવો આવવો, અને સૂતિકાજ્વરમા થનારા વાતપ્રકોપના લક્ષણોને મટાડે છે, અને છાતીમા કફ ભરાયેલો હોય તો તેને પણ સરળતાથી બહાર કાઢી નાખે છે

## (૧૩) દેવદાર્વાદિ કવાથ

**પહેલી વિધિ**—દેવદાર, વજ, કઠ, પીપર, સૂંઠ, કાયફળ, નાગરમોથ, કરિયાતું, કડુ, ધાણા, હીમજ, ગજપીપર, બેઉ ભોયરીંગણી, નાના ગોખરુ, ધમાસો, ઊભી ભોયરીંગણી, અતિવિષા, ગળો, કાકડાશિંગ અને શાહજીરુ આ ૨૦ ચીજો સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરી લેવો (નિ. ૨.)

**માત્રા**—૨ થી ૪ તોલા ભૂકો લઇ કવાથ કરી દિવસમા ૨ વાર અર્ધો અર્ધો લઇ પાવો કવાથથી ૧૬ ગણુ પાણી લેવુ આઠમો ભાગ બાકી રહે ત્યારે ઉતારીને પાવો તેમા ૧ રતી સેકેલી હિંગ અને ૪ રતી સિધવ મેળવો

**ઉપયોગ**—પ્રસૂતા સ્ત્રીઓના બધા ત્રિદોષજન્ય રોગ ખાસ કરીને શળ, વાત પ્રધાન અને પિત્તવૃદ્ધિ સાથેનો ઉદરરોગ, ખાંસી, જ્વર, પ્રલાપ, દાહ, તૃષા, શ્વાસ, મૂર્છા, અતિસાર, ઊનગી, માથાની શળ, ઘેન, ધનુર્વાત વગેરે બધા રોગ તરત મટે છે આ કવાથ સૂતિકારોગની તીવ્ર અવસ્થામા હિતકર છે

**બીજી વિધિ**—દેવદાર, દારુહળદર, પીપર, કરિયાતુ, ઇંદ્રજવ, મજીઠ, ગરમાળાનો ગોળ, કાળીપાટ, પદ્મક, કડાછાલ, ધાણા, સૂંઠ, નાગરમોથ, વાળો, મરી, કાટાસળિયાની છાલ, કડુ, ધમાસો, ગળો, એરંડાના મૂળ, બેઉ ભોયરીંગણી, હરડે અને પિત્તપાપડો આ ૨૩ ઔષધિઓને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરી લેવો (વૈ. સા સં.)

**માત્રા**—૨ થી ૪ તોલાનો કવાથ કરી ૨ ભાગ કરી સવાર-સાંજ મધ અને પીપર નાખી પાવો

**ઉપયોગ**—આ કવાથ જૂના તાવમા અમૃત સમાન છે બધી જાતના ધાતુગતજ્વર, બધી જાતના વિષમજ્વર, જીર્ણજ્વર, ત્રિદોષજ્વર, ભૂતજ્વર વગેરે બધી જાતના તાવો થોડા જ દિવસમા મટી જાય છે, આમાશય અને આંતરડાને શુદ્ધ કરે છે, યકૃત અને બરોળની વૃદ્ધિ મટાડે છે અને પાચનક્રિયા બળવાન બનાવે છે

## (૧૪) ત્રિવૃતાદિ કવાથ

**વિધિ**—નસોતર, ઇંદ્રવરણાના મૂળ, કડુ, હરડે, બહેડા, આમળા અને ગરમાળાનો ગોળ મધાને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરી લેવો (વૃન્દ)

**માત્રા**—૨ થી ૪ તોલાનો કવાથ કરી જવખાર મેળવી સવારમા પાવો

**ઉપયોગ**—આ કષાય આંતરડાંમાં રહેલા દોષોને બહાર કાઢી બધી જાતના તાવ મટાડે છે. ખાસ કરીને જીર્ણજ્વર અને જીર્ણ સન્નિપાતજ્વરનું શમન કરે છે.

### (૧૫) કટ્‌ફલાદિ કવાથ

**વિધિ**—કાયફળ, નાગરમોથ, વજ, કાળીપાટ, પુષ્કરમૂળ, જીરું, પિત્તપાપડો, દેવદાર, હીમજ, કાકડાશિંગ, પીપર, કરિયાતું, સૂંઠ, ભારંગમૂળ, ઇંદ્રજવ, કડુ, કચૂરો, રોહિષઘાસ અને ધાણા આ બધાંને સરખે ભાગે લઈ અધકચરો ભૂકો કરવો. (વૃન્દ)

**માત્રા**—૨ થી ૪ તોલાનો કવાથ કરી ૧ રતી હિંગ, ૬ માસા આદુનો રસ અને ૬ માસા મધ નાખી પાવો.

**ઉપયોગ**—આ કવાથથી ગળાના બધા રોગો અને સન્નિપાત મટે છે. આ કવાથ કફપ્રકોપ, સ્વરભેદ, હેડકી, કાનના મૂળનો સોજો, ગળાનો સોજો, હનુગ્રહ, કફવાતજ્વર, સન્નિપાતજ્વર, ખાંસી અને ગળાના બધા રોગોનો નાશ કરે છે.

### (૧૬) ઉશીરાદિ કવાથ

**વિધિ**—વાળો, ખસ, નાગરમોથ, ધાણા, કાચાં બીલાં, મજીઠ, ધાવડીનાં ફૂલ, લોધર અને સૂંઠ આ ૯ વનસ્પતિઓને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (ભૈ. ૨)

**માત્રા**—૪ થી ૬ તોલાનો કવાથ કરી ૩ ભાગ કરી દિવસમાં ૩ વાર પાવો.

**ઉપયોગ**—આ કવાથ દીપન-પાચન છે, તથા અરુચિ, આમ, શૂળ સાથેનો મલાવરોધ, અતિસાર, રક્તાતિસાર અને તાવ સાથેના અતિસારનો નાશ કરે છે.

### (૧૭) કુટજાદિ કવાથ

**વિધિ**—કડાછાલ, અતિવિષ, નાગરમોથ, હળદર, દારુહળદર, સાલવણ અને પીઠવણ આ ૭ ચીજોને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (વૃન્દ)

**માત્રા**—૪ થી ૬ તોલાનો કવાથ કરી ૩ ભાગ કરી દિવસમાં ૩ વાર સાકર અને મધ નાખી પાવો.

**ઉપયોગ**—આ કવાથ મળને બાંધે છે અને કફપિત્તજન્ય અતિસારનું જલદીથી શમન કરે છે.

### (૧૮) ખદિરાષ્ટક કવાથ

**વિધિ**—ખેરની છાલ, ત્રિફળા, લીમડાની અંતરછાલ, કડવાં પરવળનાં પાન, ગળો અને અરડૂસીનાં પાન આ ૮ વનસ્પતિઓને સમભાગે મેળવી અધકચરું ખાંડી લેવું. (વૃન્દ)

**માત્રા**—૨ થી ૪ તોલાનો કવાથ કરી દિવસમાં ૨ વાર પાવો.

**ઉપયોગ**—આ કવાથ રક્ત વગેરે ધાતુઓમાં રહેલા જંતુઓ ને વિષનો નાશ

કરે છે. તેમજ એ શીતળા અને ઓરીને જલદી શમાવી દે છે, તથા કુષ્ટ, વિસર્પ, વિસ્ફોટક અને ખૂજલીને પણ મટાડે છે.

## (૧૯) વિકંટકાદિ ક્વાથ

વિધિ—ગોખરુ, ગરમાળાનો ગોળ, દર્ભનાં મૂળ, કાસડાનાં મૂળ, ધમાસો, પાષાણભેદ અને હરડે આ બધાંને સરખે વજને મેળવી ૪ તોલાનો ક્વાથ કરવો અને મધ મેળવી પાવો. (ભૈ. ર.)

ઉપયોગ—આ ક્વાથ પથરી અને ભયંકર મૂત્રકૃચ્છ્ર રોગ દૂર કરે છે. જરૂર હોય તો ૨ કલાક પછી બીજી વાર પાવો.

મૂત્રપિંડમાં અશ્મરી થઇ હોય અને એના અણુઓ કે ઉપરની નલિકામાંથી અશ્મરીના કણ આવી મૂત્રાશયમાં જનારી નલિકામાં આવી અટકે છે ત્યારે ભયંકર વૃક્કશૂલ ઉત્પન્ન થાય છે. સાથે સાથે બહુ જ ગભરામણ, વારંવાર ઊલટી થવી, અશક્તિ આવી જવી વગેરે લક્ષણો થાય છે. એવી સ્થિતિમાં પથરીના કણ ઓગાળી મૂત્રાશયમાં કાઢી નાખવા જોઇએ. આ કામ હજરલયહૂદના ચૂર્ણ સાથે આ ક્વાથ આપવાથી સહેલાઇથી થાય છે. તીવ્ર અવસ્થા મટી ગયા પછી પથરી થતી અટકાવવા માટે ૩–૪ મહિના સુધી આ ક્વાથ શિલાજિત કે ચંદ્રપ્રભાવટી સાથે આપવામાં આવે છે.

**સૂચના**—જો ધૂમ્રપાનનું વ્યસન હોય તો છોડી દેવું જોઇએ. યકૃત નબળું હોય તો ઘી, તેલ ઓછાં લેવાં જોઇએ અને એને બળવાન બનાવવા માટે ચિત્રકાદિ વટી, પિપ્પલ્યાસવ, ચવકારિષ્ટ કે બીજી ઔષધિઓ લેવી જોઇએ.

## (૨૦) જાતિપત્રાદિ ક્વાથ

વિધિ—ચમેલી (જાઇ)નાં પાન, ગળો, દ્રાક્ષ, ધમાસો, દારુહળદર, હરડે, બહેડાં અને આમળાં, આ બધાંને સરખે ભાગે લઈ અધકચરો ભૂકો કરી લેવો. (બં. સે.)

ગુણ—આ ચૂર્ણનો ક્વાથ કરી ઠંડો પડ્યા પછી કોગળા કરવાથી મોંનાં છાલાં, બળતરા, પીઢિયાનો સોજો અને ગળાના રોગ મટી જાય છે.

પારાવાળી ઔષધિ અથવા દાહક, તીક્ષ્ણ કે બહુ ઉષ્ણ પદાર્થોના સેવનથી મોંમાં ચાંદાં પડી જાય છે. એની પર આ ક્વાથ તરત ફાયદો કરે છે. જો ચાંદાં જૂના થવાથી અંદરથી પરુ આવતું હોય તો દિવસમાં ૩ કે વધારે વાર આ ક્વાથના કોગળા કરાવવાથી ચાંદાં રુઝાઇ જાય છે.

**સૂચના**—જમતા પહેલાં ચાંદાં પર રહેલા પરુને કોગળા કરી સાફ કરી નાખવું જોઇએ. તેમજ જમ્યા પછી અર્ધો કલાક પછી ફરી કોગળા કરવા જોઇએ કે જેથી અનાજના પરમાણુ ચાંદાં પર ચોંટ્યા હોય તે બધા સાફ થઇ જાય.

(૨) આમાશયમાં પરુ ન જાય તેની પૂરેપૂરી સંભાળ રાખવી જોઇએ. નહિ તો આમાશયની શ્લૈષ્મિક કલામાં પરુવાળાં ચાંદાં પડી જશે, અને પછી આમાશયમાં દરદ, ઊબકા, ઊલટી વગેરે લક્ષણો થશે અને પાચનક્રિયા બગડી જશે.

મધુમેહ વગેરે રોગોથી ઉત્પન્ન થનાર કોથવાળાં ચાંદાં હોય તો મૂળ રોગને દૂર કરનાર ઔષધિ સાથે આ કવાથના કોગળા કરાવવા જોઇએ. જો કોથ વધારે ઊંડો ગયો હોય તો તે જગ્યાને પ્રતિસારણીય ક્ષારના પાણીથી બાળી ઇરિમેદાદિ તૈલના કોગળા કરાવાય છે. એવી સ્થિતિમાં આ કવાથ બહુ ઓછો વપરાય છે.

## (૨૧) મહારાસ્નાદિ કવાથ

વિધિ—રાસ્ના ૫૦ તોલા, બીજા મત મુજબ ૨ તોલા, ધમાસો, ખરેંટી (ખપાટ), એરંડાનાં મૂળ, દેવદાર, કચૂરો, વજ, અરડૂસીનાં પાન, સૂંઠ, હરડે, નાગરમોથ, સાટોડીનાં મૂળ, ગળો, વરધારો, વરિયાળી, ગોખરુ, આસન, અતિવિષ, ગરમાળાનો ગોળ, શતાવરી, પીપર, કાંટાસળિયો, ધાણા, બેઠી ભોંયરીંગણી અને ઊભી ભોંયરીંગણી આ બધાં ૧–૧ તોલો મેળવી અધકચરું ખાંડી લેવું.

( શા૦ સં૦ )

'શાંર્ગધરસંહિતા'માં મહારાસ્નાદિ કવાથના પાઠની શરૂઆતમાં '**रास्नाद्विगुणभागास्यादेकभागास्ततःपरे**' આ વચન છે. બંગ સેને '**समभागान्वितैरेतै रास्ना त्रिगुणभागिकैः**' આમ લખ્યું છે. આ વચનો પરથી ટીકાકારોમાં મતભેદ પડે છે. કોઇકે ૨ કે ૩ તોલા રાસ્ના લીધી છે તો કોઇએ ૫૦ કે ૭૫ તોલા રાસ્ના લેવી હિતકર માની છે. રાસ્ના વાયુનું શમન કરનાર છે. રાસ્ના મુખ્ય ઔષધિ છે અને વધારે પ્રમાણમાં લેવાય તો વાતરોગીઓ માટે હિતકર છે.

માત્રા—રા તોલા ચૂર્ણનો કવાથ કરી દિવસમાં ૨ વાર પાવો. આ કવાથ સાથે અજમોદાદિ ચૂર્ણ કે સૂંઠ અથવા પીપરનું ચૂર્ણ અથવા દિવેલ મેળવી લેવો. અથવા યોગરાજ ગૂગળ સાથે લેવો.

ઉપયોગ—આ કવાથ વાતરોગની તીવ્ર અવસ્થામાં ખાસ ગુણકારી છે. બધી જાતના વાતરોગ–સર્વાંગવાયુ, કંપવા, અર્ધાંગવાયુ, ગૃધ્રસી ( કમર, જાંઘ, વગેરેમાં ફરતો વા ) હાથીપગું, આમવાત, અંત્રવૃદ્ધિ, પક્ષાઘાત, અપતાનક, કુબ્જવાત, મૂત્રાશય અને વીર્યાશયમાં રહેલા વાયુ, આફરો, સ્ત્રીઓનો યોનિદોષ, વંધ્યત્વ દોષ વગેરેનો નાશ કરે છે.

વાતવહ સંસ્થામાં વિકૃતિ થવાથી વાતરોગ થાય છે. વાતનાડીઓનો પ્રદાહ થાય ત્યારે ઘણું કરીને વાતરોગ ઉત્પન્ન થાય છે. જે સ્થાનની વાતનાડીઓ દૂષિત થઇ હોય તે સ્થાનમાં રોગ થાય છે. પછી સ્થાન પ્રમાણે જુદાં નામ અપાય છે. જુદાં જુદાં સ્થાનના વાતરોગોમાં મુખ્ય વિકૃતિ વાતનાડીઓની હોય છે. એટલા

માટે આ કવાથ બધી જાતના વાતરોગો પર વપરાય છે. વાતનાડીઓની વિકૃતિ સાથે વાતનાડી કેન્દ્રમાં આઘાત થઈ પક્ષાઘાત થયો હોય તો એ વાતરોગ અસાધ્ય બની જાય છે.

વાતરોગ થવામાં આમપ્રકોપ અને લોહીમાં વિષની વૃદ્ધિ પણ કારણરૂપ હોય છે. વાયુના શમન સાથે એ કારણોને પણ દૂર કરવાં જોઇએ. એટલા માટે રાસ્ના સાથે મદદ માટે દીપન–પાચન, આમશોષક, મૂત્રલ અને કફઘ્ન ઔષધિઓ મેળવેલી છે. એથી આ કવાથ આશુકારી વાતપ્રકોપમાં તરત પોતાનો પ્રભાવ બતાવે છે.

નિતંબપ્રદેશમાં રહેલી અને નીચે પગમાં જતી ગૃધ્રસી નાડીમાં પ્રદાહ થવાથી કેડ, નિતંબ, જાંઘનો પાછલો ભાગ અને ગુલ્ફ (Ankle) વગેરેમાં શળ મારે છે, પગમાં ખેંચ આવે છે અને પગ જકડાઈ જાય છે. એવી સ્થિતિમાં દિવેલ સાથે આ કવાથ આપવાથી પેટ સાફ આવી વાયુના શમનમાં સહાયતા મળે છે. આ કવાથથી પણ શળ ન મટે તો શળ મટાડવા અને ઊંઘ લાવવા માટે અફીણવાળી ઔષધિઓ—નિદ્રોદય રસ, મહાવાતરાજ રસ, સમીરગજકેસરી કે બીજી કોઈ ઔષધિ આપવામાં આવે છે. શૂલ બહુ તીવ્ર ન હોય તો પ્રદાહ મટાડવા માટે મહારાસ્નાદિ કવાથ સાથે મહાવાતવિધ્વંસન રસ આપવામાં આવે છે. શરીરમાં ચરબી હોય અને આમનો પ્રકોપ હોય તો મહાયોગરાજ ગૂગળ સાથે આ કવાથ આપવો જોઈએ.

ઐચ્છિક માંસપેશીઓનું સંચાલન કરનારી અને ચેતના આપનારી વાતનાડીઓને શરદી લાગવાથી, માનસિક વિકૃતિ, ઉપદંશ વગેરે રોગોમાં વિષપ્રકોપ અને મધુમેહમાં લોહીમાં વિષ બહુ જવાથી વાતનાડીઓ દૂષિત થાય છે. પછી આક્ષેપ આવી પક્ષાઘાત થઈ જાય છે. સંચાલક નાડીઓનો વધ થવાથી માંસપેશીઓ કામ કરી શકતી નથી. વાતનાડીની વિકૃતિ સાથે નાનીમોટી રક્તવાહિનીઓ તૂટી જાય છે. પછી મગજના વાતકેન્દ્રમાં લોહીનું દબાણ વધી જાય છે. જો રક્તસંગ્રહ જ્ઞાનકેન્દ્રની પાસે હોય તો ચેતનાનાડીઓથી થનારું જ્ઞાન—ઠંડું, ગરમ, સોય વગેરેના સ્પર્શનું જ્ઞાન—નથી થતું.

આ વિકાર તરત ન મટે તો લાંબો કાળ માટે સ્થાયી બની જાય છે. શરૂઆતની અવસ્થામાં ચંદ્રપ્રભા, શિલાજિત કે યોગરાજ ગૂગળ સાથે આ કવાથ દિવેલ નાખી આપવામાં આવે તો ફાયદો થવાની આશા રાખી શકાય છે. આ કવાથના સેવનથી વાતનાડીઓની વિકૃતિ દૂર થાય છે. માથામાં લોહીનું દબાણ ઓછું થાય છે, રક્તપ્રસાદનના કાર્યમાં મદદ મળે છે, અને પછી સહેલાઇથી વાતનાડીઓનું સંધાન થઈ જાય છે.

જો ઉપદંશ, પરમિયો કે મધુમેહના વિષથી વાતરોગ થયો હોય તો સાથે સાથે મૂળ રોગોના જંતુઓ અને રોગ શરૂ કરનાર દ્રવ્યને દૂર કરે એવી ચિકિત્સા કરવી જોઇએ. આ બધા રોગો પર લાંબો સમય પરહેજી પળાવી શિલાજિત અને ગૂગળ સાથે આ કવાથ આપવો જોઈએ કે જેથી આક્ષેપ આવી પક્ષાઘાત ન થઈ જાય.

કોઈ કોઇ વખત પ્રસૂતાની બરાબર સંભાળ ન રહેવાથી જંતુઓ પ્રજનન-માર્ગમાંથી ગર્ભાશયમાં પ્રવેશ કરી સડો ઉત્પન્ન કરે છે. પછી એનું વિષ લોહીમાં શોષાવાથી આક્ષેપ આવવા માંડે છે અને ઠંડી સાથે તાવ ૧૦૨° થી ૧૦૪° સુધી ચઢી જાય છે. પછી ખૂબ પરસેવો થઇ તાવ ઊતરી જાય છે. કોઈ કોઇ બકવાટ કરે છે, દાંત કચકચાવે છે અને બેશુદ્ધ થઇ જાય છે. આ સ્થિતિમાં કાલકૂટ રસ કે મહાવાત વિધ્વંસન રસ સાથે આ કવાથ આપવાથી તરત ફાયદો થાય છે. પછી ૪-૬ દિવસ સુધી નતાદિ તેલની ઉત્તરબસ્તિ આપી ગર્ભાશય શુદ્ધ કરી લેવું જોઈએ.

શરીરના કોઈ ભાગમાં વાગવાથી પરુ થયું હોય કે ગૂમડું થઈ એનું વિષ રક્તમાં ગયું હોય તો તાણુ આવવા માંડે છે. આ સ્થિતિમાં સ્થાનિક જંતુનાશક ઉપચાર સાથે પીવા માટે શિલાજિત, બંગભસ્મ અને અભ્રકભસ્મ સાથે આ કવાથ અપાય છે. જો દરદીને મધુમેહ થયો હોય તો શિલાજિત અને મહાવાત-રાજ રસ સાથે આ કવાથ આપવામાં આવે છે. આમાશયમાં વાયુનો પ્રકોપ થવાથી આમાશય શિથિલ બની જાય છે અને તેમાં વાયુ ભરાઇ રહે છે, વારંવાર જોરથી ઓડકાર આવી વાયુ નીકળ્યા કરે છે, વાયુ ન નીકળે ત્યાં સુધી અકળા-મણ થાય છે અને આમાશય ભારે રહે છે. આ વિકારમાં પાચનક્રિયા મંદ પડી જાય છે અને કબજિયાત રહે છે. જો એની પ્રાથમિક અવસ્થામાં રૌપ્યભસ્મ, શંખભસ્મ અને અજમોદાદિ ચૂર્ણ સાથે આ કવાથ આપવામાં આવે તો ફાયદો થઈ જાય છે. રોગ જૂનો થઇ જાય તો લાંબો વખત ઝેરકોચલાંવાળી ઔષધિ સાથે આ કવાથ આપવો પડે છે. તે વખતે માત્રા ઓછી આપવી જોઇએ. દિવસમાં ૪ વાર ખોરાક થોડો થોડો આપવાથી આમાશયને કષ્ટ નથી પડતું.

જો આંતરડાં પહોળાં અને શિથિલ થઈ ગયાં હોય તો આંતરડાંમાં આફરો આવે છે, અપાનવાયુ સહેલાઈથી નીકળતો નથી અને કબજિયાત અને વ્યાકુળતા રહે છે. એવી સ્થિતિમાં આ કવાથ સાથે હરડે, હિંગ્વષ્ટક ચૂર્ણ કે શિવાક્ષાર-પાચન આપવાથી થોડા દિવસમાં ફાયદો થઈ જાય છે.

મૂત્રાશયની વાતનાડીઓ શિથિલ થઈ જવાથી એની માંસપેશીઓ બરાબર કામ કરી શકતી નથી. મૂત્રાશય ફૂલેલું રહે છે અને પેશાબ કરતાં અધરું પડે

છે. એની પર ૧–૨ મહિના સુધી શિલાજિત કે ચંદ્રપ્રભા સાથે આ ક્વાથ આપવાથી રોગ મટી જઈ મૂત્રાશય બળવાન બને છે.

વીર્યોત્પાદક ગ્રંથિઓ અને શુક્રાશયની વાતનાડીઓ શિથિલ થાય ત્યારે એમાં વાયુ ભરાઈ રહે છે. પછી ગરમ પાતળો વીર્યસ્રાવ થયા કરે છે. મનમાં કામોત્તેજનાનો વિચાર આવતાં, સ્ત્રીનો સ્પર્શ થતાં કે માત્ર સ્ત્રીના દર્શનથી તરત જ વીર્યસ્રાવ થઈ જાય છે. વીર્ય ધારણ કરવાની શક્તિ ઓછી થઈ જાય છે. આ રોગ પર ૨–૪ મહિના સુધી બ્રહ્મચર્ય પળાવી વીર્યશોધન વટી કે શિલાજિત સાથે આ ક્વાથ આપવાથી આ રોગ મટી જાય છે.

ટૂંકમાં કોઈ પણ સ્થાન કે પ્રકારના વાતરોગમાં આ ક્વાથ મુખ્ય ઔષધિ તરીકે કે અનુપાનરૂપે વપરાય છે. આ ક્વાથ આપવામાં કોઈ પણ જાતના નુકસાનનો ભય નથી. આ ક્વાથ બાળક, યુવાન, વૃદ્ધ, પ્રસૂતા અને સગર્ભા સ્ત્રી બધાંને નિર્ભયતાપૂર્વક આપી શકાય છે.

### (૨૨) પંચકરાસ્નાદિ ક્વાથ

**વિધિ**—રાસ્ના, સૂંઠ, ગળો, દેવદાર અને એરંડાનાં મૂળ સરખે ભાગે લઈ ૨ થી ૪ તોલાનો ક્વાથ કરી પાવો. (શા. સં.)

**ઉપયોગ**—આ ક્વાથ બધી જાતના નવા વાતરોગો મટાડે છે. આમવાતમાં એરંડિયા સાથે આપવાથી તીવ્ર વેદના અને શૂળ નાશ પામે છે.

### (૨૩) પર્પટાદિ ક્વાથ

**પહેલી વિધિ**—પિત્તપાપડો, અરડૂસી, કડુ, કરિયાતું, ધમાસો અને ઘઉંલા આ બધાંને સરખે ભાગે લઈ અધકચરો ભૂકો કરવો. (શા. સં.)

**માત્રા**—૨ થી ૪ તોલાનો ક્વાથ કરી અર્ધો સવારે અને અર્ધો સાંજે થોડી સાકર નાખી પાવો.

**ઉપયોગ**—આ ક્વાથ તરસ, દાહ અને રક્તપિત્ત વગેરે ઉપદ્રવો સાથેના પિત્તજ્વરનો નાશ કરે છે. (આ ક્વાથનો અર્ક કાઢી લેવાથી ખરાબ–સ્વાદ દૂર થાય છે અને ગુણ પણ વધારે કરે છે.)

**બીજી વિધિ**—પિત્તપાપડો, ગળો, નાગરમોથ, સૂંઠ અને કરિયાતું આ બધાંને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. તેમાંથી ૪ તોલા લઈ ક્વાથ કરી ૨ ભાગ કરી સવાર સાંજ પાવો. આને 'પંચભદ્રાદિ ક્વાથ' પણ કહે છે. (વૃ. મા.)

**ઉપયોગ**—આ ક્વાથ ઉદરમાં રહેલા દોષોનું પાચન કરી બધાં લક્ષણો સાથેના વાતપિત્તજ્વરને મટાડે છે.

## (૨૪) પિપ્પલ્યાદિ કવાથ

વિધિ—પીપર, પીપળીમૂળ, મરી, ગજપીપર, સૂંઠ, ચિત્રકનાં મૂળ, ચવક, નગોડનાં બી, એલચી, અજમોદ, સરસવ, હિંગ, ભારંગમૂળ, કાળીપાટ, ઈંદ્રજવ, જીરું, બકાન લીમડાની લીંબોળી, મોરવેલ, અતિવિષા, કડુ અને વાવડિંગ આ બધી ઔષધિઓને સરખે ભાગે મેળવી અધકચરી ખાંડી ૨ થી ૪ તોલાનો કવાથ કરી ૨ ભાગ કરી દિવસમાં ૨ વાર પાવો. (ભા. પ્ર.)

ઉપયોગ—કફજ્વરમાં આમના પાચન માટે આ હિતકર ઔષધિ છે. કફ અને વાયુનો નાશ કરનાર છે, ગોળો, સળેખમ, શૂળ અને તાવ મટાડે છે, અને આમનું પાચન કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે.

## (૨૫) વાસાદિ કવાથ

વિધિ—અરડૂસીનાં પાન, હળદર, ધાણા (બીજા મત પ્રમાણે રુદ્રજટા), ગળો, ભારંગમૂળ, પીપર, સૂંઠ અને બેઠી ભોંયરીંગણીનાં મૂળ આ બધાંને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (વૈ. જી.)

'વૈદ્યજીવન'ના પાઠમાં ધાણાને બદલે ઘના એટલે રુદ્રજટા લખેલી છે, જ્યારે 'વૈદ્યજીવન' પરથી લખાયેલા 'યોગરત્નાકર'ના એ જ પાઠમાં ધાણા લખેલા છે.

માત્રા—૪ તોલાનો કવાથ કરી, ૨ ભાગ કરી, દિવસમાં ૨ વાર મરી નાખી પાવો.

ઉપયોગ—આ કવાથ શ્વાસ, કાસ અને ક્ષયમાં ફાયદાકારક છે, ગળું અને હૃદયના અવરોધ તથા શ્વાસના તીવ્ર વેગનું જલદીથી શમન કરે છે, અને મહા-મહેનતે નીકળનારો કફ તકલીફ વગર બહાર કાઢે છે.

## (૨૬) દાર્વ્યાદિ કવાથ

વિધિ—દારુહળદર, રસવંતી, નાગરમોથ, ભિલામા, બીલીનો ગર્ભ, અર-ડૂસીનાં પાન અને કરિયાતું આ બધાં સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. એમાંથી ૨॥ તોલાનો કવાથ કરી દિવસમાં ૨ વાર મધ મેળવી પાવો. ભિલામાને બદલે ઘણા વૈદ્યો રતાંજળી લે છે. (શા સં.)

ઉપયોગ—આ કવાથ એક મહિનો લેવાથી સ્ત્રીઓના બધી જાતના પ્રદર-રોગ શૂળ સાથે નાશ પામે છે. પછી ગર્ભાશય મજબૂત થઇ રજોદર્શન નિયમિત આવે છે.

## (૨૭) સ્તન્યશોધક કવાથ

વિધિ—અનંતમૂળ, કાળીપાટ, દેવદાર, કરિયાતું, મોરવેલ, કડુ, ગળો, તગર, સૂંઠ, નાગરમોથ અને ઇંદ્રજવ સરખે વજને લઇ બધાંનો અધકચરો ભૂકો કરવો.

**માત્રા અને ઉપયોગ**—૨–૨ તોલા ભૂકાનો કવાથ દિવસમાં ૨ વાર માને આપવાથી ધાવણ શુદ્ધ થાય છે અને તેથી બાળકની પ્રકૃતિ સ્વસ્થ બને છે.

### (૨૮) રજઃપ્રવર્તક કવાથ

**વિધિ**—તાંદળજાનાં મૂળ, ગુલાબનાં પાન અને સોનાગેરુ ૬–૬ માસા, કપાસનાં મૂળ ૧॥ તોલો અને ૩ વર્ષનો જૂનો ગોળ ૨ તોલા લેવો. બધાંને પોણો શેર પાણીમાં નાખી કવાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ગાળી લેવો.

(શ્રી. પં. મંગુલાલજી)

**ઉપયોગ**—આ કવાથને ૩ દિવસ રોજ સવારમાં પાવાથી અટકાવ સારી રીતે આવી જાય છે અને અંદર રોકાયેલા દોષો દૂર થઇ ગર્ભાશય શુદ્ધ થાય છે.

### (૨૯) રક્તશોધક કવાથ

**વિધિ**—અનંતમૂળ, ઉશવા, જેઠીમધ, ધોળી મુસળી, ગોરખમુંડી, રતાંજળી, સોનામુખી અને આસન આ ૮ ચીજો ૫–૫ તોલા અને વરિયાળી, પીપર, એલચી અને ગુલાબનાં ફૂલ આ ચાર ચીજો ૨॥–૨॥ તોલા લેવી. બધાંને અધકચરું ખાંડી લેવું.

**માત્રા**—૧–૧ તોલાનો કવાથ કરી દિવસમાં ૨ વાર પાવો.

**ઉપયોગ**—આ રક્તશોધક કવાથ રક્તશોધક, મૂત્રલ, શીતલ અને પૌષ્ટિક છે. એ ઉપરાંત એમાં રસાયન ગુણ પણ રહેલો છે. આ કવાથ બધી જાતના લોહીવિકાર, ઉપદંશ અને પરમિયાના ઉપદ્રવો, વાતરક્ત અને કુષ્ઠ ૧ મહિનામાં મટાડે છે.

### (૩૦) ઉપદંશહર કવાથ

**પહેલી વિધિ**—ભોંયરીંગણીનું પંચાંગ ૨૦ તોલા, બાવળની કાચી સૂકી સિંગો ૨૦ તોલા, ઇંદ્રવરણા અને ઇંદ્રવરણાનાં મૂળ, હરડે, વરિયાળી, કાંચનારની છાલ, લીમડાની અંતરછાલ, ચણીબોરના મૂળની છાલ અને ૧૦ વર્ષનો જૂનો ગોળ આ ૮ ચીજો ૧૦–૧૦ તોલા, દંતીમૂળ ૫ તોલા અને કાળાદાણાનાં મૂળ ૧ તોલો લેવાં. આ બધી ચીજોને અધકચરી કરી ૩૨ શેર પાણીમાં નાખી માટીના ઘડામાં ઉકાળવું. જ્યારે ૪ શેર પાણી રહે ત્યારે ઉતારી મસળી ગાળી લેવું. આ રીતે ૪ વાર ગાળી પાણી તદ્દન ચોખ્ખું થઈ જાય એટલે શીશીમાં ભરી લેવું.

(સ્વામી જગદાનંદગિરિજી)

**માત્રા**—પહેલે દિવસે ૨॥ તોલા ૧ વાર, બીજે દિવસે ૨॥–૨॥ તોલા ૨ વાર, ત્રીજે દિવસે સવારે નવટાંક અને સાંજે ૦॥ નવટાંક, ચોથે દિવસે સવાર–સાંજ નવટાંક નવટાંક, પાંચમે દિવસે સવારે ૧॥ નવટાંક અને સાંજે નવટાંક,

છઠ્ઠે દિવસે બંને વખત ૧ા–૧ા નવટાંક. આ રીતે ૨ શીશી પૂરી થાય ત્યાં સુધી માત્રા વધારવી અને પછી ઘટાડતા જવી.

**ઉપયોગ**—આ કવાથ ઉપદંશ અને પરમિયાનાં ઉત્તાન વિષ અને જંતુઓનો નાશ કરે છે અને લીન વિષને દૂર કરવા પ્રયત્ન કરે છે. આ કવાથના સેવનથી ભયંકર પરમિયો અને ઉપદંશ ૨૧ દિવસમાં મટી જાય છે. ઉપદંશજન્ય કુષ્ઠમાં પણ આ ફાયદાકારક છે. જ્યારે જ્યારે લોહી શુદ્ધ કરનારી દવાની જરૂર હોય ત્યારે ત્યારે આ કવાથ આપવો લાભદાયક છે.

**સૂચના**—આ દવા લેના પહેલાં ઉષ્ણવાતઘ્ન કવાથમાં લખેલા મુંજિસનું ૪ દિવસ સેવન કરવું. પછી આ ઉકાળો શરૂ કરવો. આ દવા લેતી વખતે પચી શકે એટલું ઘી જરૂર લેવું.

**બીજી વિધિ**—લીમડાની અંતરછાલ, બકાન લીમડાની છાલ, કાંચનારની છાલ, બાવળની કાચી શિંગ, ઇંદ્રવરણાનાં મૂળ અને બેઠી ભોંયરીંગણીનું પંચાગ આ ૬ ચીજો ૨૦–૨૦ તોલા લેવી અને ૧ા શેર જૂનો ગોળ લેવો. બધાંને મેળવી અધકચરું ખાંડી ૧૦ ગણા પાણી સાથે માટીના ઘડામાં ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઠંડું પડે એટલે ગાળી શીશીમાં ભરી લેવું.

**( શ્રી. પં. મંગુલાલજી )**

**માત્રા**—૪૦ દિવસ સુધી રોજ ૧૦ તોલા પાવો.

**ઉપયોગ**—ઉપદંશ અને પરમિયામાં દૂષિત નુકસાનકારક દવાઓના સેવનથી અથવા પરહેજી ન પાળવાથી ઉપદંશ અને પરમિયાના ઉપદ્રવો બાકી રહી ગયા હોય, તે આ દવાના સેવનથી જુલાબ લાગી જડમૂળથી નાશ પામે છે. ખોરાક હલકો અને સાદો લેવો.

### (૩૧) ઉષ્ણવાતઘ્ન કવાથ

**વિધિ**—રેવંચી ૬ માસા, કાંટાવાળા તાંદળજાનાં સૂકાં મૂળ ૨ તોલા, ભાંગરાનું સૂકું પંચાંગ ૧ તોલો, પીલુડી ૧ તોલો અને ૧૦ વર્ષનો જૂનો ગોળ ૬ માસા લેવો. બધાને મેળવી અધકચરુ કરી માટીના વાસણમાં પોણો શેર પાણી નાખી ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી પાઇ દેવું. સાંજે એ જ દવાના કૂચાઓને અર્ધો શેર પાણીમાં નાખી ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી પાઇ દેવું. **(સ્વા. જગદાનંદગિરિજી)**

**ઉપયોગ**—આ રીતે ૭ થી ૧૪ દિવસ આ દવાનું સેવન કરવાથી નવો અને જૂનો પરમિયો મટી જાય છે, અને સાથે સાથે વિપરીત દવાઓથી થયેલા દોષો પણ મટી જાય છે. આ ઔષધિનું સેવન કરતા પહેલાં ૪ દિવસ સુધી નીચે લખેલ મુંજિસનું સેવન કરવું જોઇએ.

**મુંજિસ વિધિ**—ગાવઝબાન, બનફશાનાં ફૂલ, અધકચરી ખાંડેલી વરિયાળી, ગુલાબનાં ફૂલ, હંસરાજ અને સોનામુખી એ ૬ ચીજો ૬–૬ માસા લેવી. ઉનાબ નંગ ૬, ગરમાળાનો ગોળ તોલા ૨ અને તુરંજબીન ૬ માસા લેવા. પહેલી સાત વસ્તુઓને પોણો શેર પાણીમાં નાખી માટીના વાસણમાં ઉકાળવી. ત્રીજા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. પછી ગરમાળાનો ગોળ અને તુરંજબીનને ૨૦ તોલા ગરમ દૂધમાં મસળી ઉપરછપરથી ગરમાળાનો કચરો કાઢી નાખવો. પછી કવાથના પાણીમાં ઉપરવાળું દૂધ અને ૪ તોલા સાકર નાખી પી લેવું. ફરી સાંજે તે જ ૭ ચીજોના કચરાને અર્ધો શેર પાણીમાં મેળવી કવાથ કરી ત્રીજો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ૩ તોલા સાકર નાખી, મસળી ગાળી લેવું. પછી તેમાં ૧૦ તોલા ગરમ દૂધ મેળવી પી જવું. આ રીતે પેટ નરમ થઇ જાય ત્યાં સુધી લગભગ ૪–૫ દિવસ મુંજિસનું સેવન કરવું.

### (૩૨) કૃમિઘ્ન કવાથ

**વિધિ**—દાડમના મૂળની તાજી છાલના કટકા ૫ તોલા, ખાખરાનાં બી ૬ માસા, વાવડિંગ ૧ તોલો અને પાણી ૧૦૦ તોલા બધાને મેળવી ઢાંકણું ઢાંકેલા વાસણમાં (૧।। કલાક સુધી) અર્ધું પાણી રહે ત્યાં સુધી ધીમી આંચ પર ઉકાળવું. ઠંડું પડે એટલે ગાળી શીશીમાં ભરી લેવું.

**માત્રા**—૫–૫ તોલા કવાથમાં ૬ માસા મધ નાખી સવારથી અર્ધા અર્ધા કલાકે ચાર વાર પાવો.

**ઉપયોગ**—આ કવાથ ઉદરાવેષ્ટા કૃમિ ( પટ્ટી જેવા ચપટા કૃમિ Tape worms), મહાગુદા (ગોળ અળસિયાં–Round worms), સુરવ કૃમિ (પાતળા દોરી જેવા કૃમિ Thread worms), અંત્રદા કૃમિ ( અનાજના અંકુર જેવા વાંકા વળેલા Hook worms) આ બધાને કાઢી નાખે છે. આ બધામાં આ પ્રયોગ ખાસ કરીને બહુ કષ્ટ આપનારા ઉદરાવેષ્ટા કૃમિઓ માટે છે.

દાડમના મૂળની છાલમાં ચપટા કૃમિનો નાશ કરવાનો ગુણ છે. ખાખરાનાં બી અને વાવડિંગ ગોળ કૃમિ અને ચપટા કૃમિ બંનેને કાઢવામાં મદદ કરે છે. વાવડિંગ સૂક્ષ્મ કૃમિનો નાશ કરનાર, દીપન–પાચન, રક્તપ્રસાદક, સારક અને ચામડીના રોગ મટાડનાર છે.

આ કવાથના સેવનથી કાંઈક બેચેની થાય છે, પરંતુ ઊલટી થતી નથી. એ વખતે કૃમિઓ સ્થાનચ્યુત થાય છે. પછી તે સ્થિર ન થાય તે પહેલાં જુલાબ આપી કાઢી નાખવા જોઇએ. એ માટે દિવેલનો જુલાબ વધારે હિતકર છે. દિવેલ આંતરડાંમાં સ્નિગ્ધતા લાવે છે, કૃમિ અને આમને બહાર કાઢે છે અને દસ્ત થયાં પછી આંતરડાંના સંકોચનમાં મદદ કરે છે.

**સૂચના**—ચપટા કૃમિ થાય ત્યારે એના પર્વ ઝાડા સાથે નીકળ્યા કરે છે. જ્યાં સુધી માથું ન નીકળી જાય ત્યાં સુધી આ કવાથ આપવો જોઇએ. ભલે ૧-૨-૩ કે વધારે દિવસ લાગે. દરદીનો ઝાડો જોતાં રહેવો જોઇએ કે ચપટા કૃમિનું માથું નીકળ્યું કે નહિ!

હરડે સિવાયની કષાય રસવાળી ઔષધિઓ મોટે ભાગે જઠરાગ્નિને મંદ કરે છે. એટલા માટે આ કૃમિઘ્ન કવાથ પણ જરૂર કરતાં વધારે દિવસ ન લેવો જોઈએ.

કૃમિ રોગમાં મોટે ભાગે પાંડુતા, મંદાગ્નિ, અરુચિ, ઊલટી, લોહીવિકાર અને વાતવાહિનીઓ (Nerves)ની અશક્તિ વગેરે અનુગામી વિકારો ઉત્પન્ન થાય છે. આ કવાથ આપ્યા પછી થોડા દિવસ તાપ્યાદિ લોહ, નવાયસ અથવા લોહભસ્મ, અભ્રકભસ્મ અને ચોસઠ પહોરી પીપર આપવી જોઇએ.

### (૩૩) મૂત્રશોધક કવાથ

**પહેલી વિધિ**—સોનાગેરુ, મેંદીનાં પાન, રસવંતી અને સફેદ સુરમો દરેક ૨-૨ તોલા લઇ અધકચરું કરવું. પછી ૧॥ શેર પાણીમાં કવાથ કરી અર્ધું પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. ઠંડું પડે એટલે ગાળીને એક શીશીમાં ભરી લેવું.

**ઉપયોગ**—પેશાબમાં પરુ જતું હોય તો દિવસમાં ૨ વાર સવાર સાંજ આ કવાથની ત્રણ ત્રણ પિચકારી આપવાથી ઘા મટી જાય છે અને પરુ નીકળતું બંધ થાય છે.

**સૂચના**—પિચકારી મારતા પહેલાં પેશાબ કરી લેવો. પછી ઉભડક બેસી મૂત્રમાર્ગમાં પિચકારી વડે કવાથ અંદર જવા દેવો અને ૩-૪ મિનિટ ઇન્દ્રિયનું મોં બંધ રાખવું. આ રીતે ૩ પિચકારી આપવી. પિચકારી આપ્યા પછી અર્ધો કલાક સુધી પેશાબ ન કરવો જોઈએ.

**બીજી વિધિ**—મરડાશિંગ, ફટકડી, રસવંતી, સુરમો અને સફેદ કાથો દરેક ૧૦-૧૦ તોલા, ફૂલાવેલું મોરથૂથુ ૧। તોલો, રસકપૂર ૧। તોલો અને પાણી ૧। શેર લેવું. બધાંને બારીક વાટી પાણીમાં મેળવવું. એમાંથી ૩ માસા લઈ ૧૦ તોલા પાણીમાં નાખી મેળવી લેવું. પછી દિવસમાં ત્રણ વાર ત્રણ ત્રણ પિચકારી આપવી. (ધન્વંતરિ)

**ઉપયોગ**—આ ઔષધિથી પરમિયાનું પરુ અને બળતરા મટે છે. નવા અને જૂના પરમિયાનો નાશ કરવામાં એ અતિ ઉપયોગી છે.

### (૩૪) મુંજિસ (મળ ફુલાવનાર દવા)

**વિધિ**—બનફશાનાં ફૂલ, ગાવઝબાનનાં ફૂલ અને પાન, ખુબ્બાજી અને બર્ગ-અશના આ પાંચે ૩-૩ માસા, તુખ્મ ખતમી, કાસનીનાં બી, વરિયાળીનાં મૂળ,

કાસનીનાં મૂળ, પીલુડી, વરિયાળી અને જેઠીમધ એ ૭ ચીજો ૫–૫ માસા, ઉનાબ નંગ ૬ અને દ્રાક્ષ નંગ ૬ લેવી. બધી ચીજોને અધકચરી કરી રાત્રે ૪૦ તોલા પાણીમાં પલાળવી. સવારે ચૂલા પર મૂકી ઉકાળી, ૧૫ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી, ગાળી ૨ તોલા ગુલકંદ મેળવી પાઈ દેવું. ૫ દિવસ રોજ સવારમાં પાવાથી આંતરડાંમાં જમા થયેલો મળ પાકીને ફૂલી જાય છે. પછી છઠ્ઠે દિવસે જુલાબની દવા આપવી. (ચિ. ચં.)

## (૩૫) જુલાબની દવા

**વિધિ**—ગુલાબનાં ફૂલ, બનફશાનાં ફૂલ, તુરબત સફેદ, વરિયાળી, પીલુડી, જૂફા અને તાજી ગળો આ ૭ ચીજો ૫–૫ માસા, સોનામુખી ૯ માસા, ઇંદ્રવરણાનાં મૂળ, ઇંદ્રવરણાનાં બી, કાબુલી હરડે અને ગાજીફૂલ એ ૪ ચીજો ૬–૬ માસા લેવી. અસબંદ ૩ માસા, અંજીર નગ ૮ અને દ્રાક્ષ નગ ૧૩ લેવી. બધી ચીજોને અધકચરી કરી રાત્રે ૪૦ તોલા પાણીમાં પલાળવી. સવારે કવાથ કરી ૧૫ તોલા પાણી બાકી રહે એટલે ગાળી ૨ તોલા ગુલકંદ મેળવી પાઇ દેવું. એક કલાક પછી ૧૦ તોલા વરિયાળીનો અર્ક અથવા કોકરવરણું પાણી પાવું. આ દવાથી ૨–૩ કલાક પછી ૫–૬ બરાબર ઝાડા થઇ પેટ સાફ થઇ જાય છે. ઉપરવાળી મુંજિસ અને જુલાબ મોટે ભાગે બધી પ્રકૃતિવાળાઓને અનુકૂળ પડે છે. (ચિ. ચં.)

**સૂચના**—જુલાબ લીધા પછી સૂવું ન જોઇએ, અને ગરમ પાણીથી હાથ પગ ધોવા જોઇએ. 'ચિકિત્સાતત્ત્વપ્રદીપ'ના પહેલા ખંડમાં વિરેચનવિધિમાં વધારે નિયમો લખ્યા છે, તે જોઇ લેવા.

## (૩૬) બૃહત્યાદિ કવાથ

**પહેલી વિધિ**—બેઠી અને ઊભી ભોંયરીંગણીનાં ફળ, ગોરખમુંડી અને એરંડાનાં મૂળ એ ૪ ચીજો ૨–૨ તોલા લઇ કવાથ કરવો. (બ. સં.)

**ઉપયોગ**—આ કવાથમાં તલનું તેલ મેળવી તેના કોગળા કરવાથી દાંતમાં રહેલા કૃમિઓ નીકળી જાય છે.

**બીજી વિધિ**—બેઠી અને ઊભી ભોંયરીંગણીનાં મૂળ, ગોખરુ, એરંડાનાં મૂળ, કુશ, કાસડો અને શેરડીનાં મૂળ આ ૭ ચીજોને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (વૃ. મા.)

**ઉપયોગ**—૪ તોલાનો કવાથ કરી ૩ ભાગ કરી ૨–૨ કલાકે પાવાથી પિત્તપ્રકોપજન્ય ભયંકર શૂળ નાશ પામે છે. જો વાતપિત્તજન્ય શૂળ હોય તો મધ નાખી પાવો.

## (૩૭) બિલ્વાદિ ક્વાથ

**વિધિ**—બીલીની છાલ, એરંડાનાં મૂળ, ચિત્રકનાં મૂળ અને સૂંઠ સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (વૃન્દ)

ઉપયોગ—૪ તોલાનો ક્વાથ કરી ૨ ભાગ કરી ૨-૨ કલાકે ૧-૧ રતી સેકેલી હિંગ અને ૧-૧ માસા સિંધવ નાખી પાવાથી પાર્શ્વશૂળ, હૃદયશૂળ, બસ્તિશૂળ વગેરે વાત અને કફપ્રકોપજન્ય શૂળ એકદમ નાશ પામે છે.

## (૩૮) દુરાલભાદિ ક્વાથ

**પહેલી વિધિ**—ધમાસો, પિત્તપાપડો, કડવા પરવળનાં પાન અને કડુ આ ૪ ચીજોને સમભાગે મેળવી અધકચરો ભૂકો કરી લેવો. (ભ. સં.)

**માત્રા**—૩ થી ૬ તોલાનો ક્વાથ કરી ૩ ભાગ કરીને દિવસમાં ૩ વાર પાવો. વિસ્ફોટકમાં સહેજ ગરમ ક્વાથમાં મરી અને ગૂગળ મેળવી પાવો.

ઉપયોગ—આ ક્વાથથી કફપિત્ત અને પિત્તપ્રધાન મસૂરિકામાં સંતાપનો નાશ થાય છે અને વિસ્ફોટકનું પણ શમન થાય છે.

**બીજી વિધિ**—ધમાસો, પાષાણભેદ, હરડે, બેઠી ભોંયરીંગણી, જેઠીમધ અને ધાણા આ બધાને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરો. (ગ. નિ.)

**માત્રા**—૪ થી ૮ તોલાનો ક્વાથ કરી દિવસમાં ૩ વાર ૬-૬ માસો સાકર નાખી પાવો.

ઉપયોગ—આ ક્વાથ મૂત્રસંસ્થાના રોગ—મૂત્રકૃચ્છ્ર, મૂત્રનો અવરોધ, મૂત્રમાં દાહ, બસ્તિમાં શૂળ અને મૂત્રપિંડની શૂળ આ બધાને મટાડે છે.

## (૩૯) પટોલાદિ ક્વાથ

**વિધિ**—કડવા પરવળનાં પાન, ગળો, નાગરમોથ, અરડૂસીનાં પાન, ધમાસો, કરિયાતું, લીમડાની અંતરછાલ, કડુ અને પિત્તપાપડો આ ૯ વસ્તુઓને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (યો. ર.)

**માત્રા**—૩ થી ૬ તોલાનો ક્વાથ કરી દિવસમાં ૩ વાર પાવો.

ઉપયોગ—આ ક્વાથ કાચી મસૂરિકાનું શમન કરે છે અને પકવનું શોધન કરી ઘાને જલદી સુકવી દે છે. વિસ્ફોટક જ્વર અને શીતળાના તાવનું-શમન કરવા માટે આ ઉત્તમ છે.

બાળકોની મસૂરિકાની બધી અવસ્થાઓમાં આ ક્વાથ નિર્ભયતાથી આપી શકાય. તે ઉપરાંત આ ક્વાથ પેટ સાફ કરી પિત્તપ્રધાન વિષમજ્વરને મટાડે છે તથા વિસર્પ (રતવા) અને ખૂજલી વગેરે ચામડીના રોગો પર પણ હિતકર છે.

## (૪૦) કપિત્થાદિ યવાગૂ

**વિધિ**—કોઠું, કાચા બીલાનો ગર્ભ, ચૂકાનાં પાન અને અનારદાણા ૧-૧

તોલો લઈ ૬૪ તોલા મઠામાં (તાજી છાસમાં) નાખી તેમાં ચોખાનો લોટ નાખી પાતળી કાંજી કરી લેવી. (ચ. સં.)

ઉપયોગ—આ કાંજી પીવાથી આમનું પાચન થાય છે અને મળ ગાઢ બને છે. જૂનો અતિસાર, બરોળ, અર્શ અને સંગ્રહણીના દરદીને એ બહુ હિતકર છે. જો અતિસાર અને સંગ્રહણીમાં વાયુનો પ્રકોપ પણ હોય તો આમાં બૃહત્પંચમૂળનો કવાથ પણ મેળવી લેવો જોઈએ.

## (૪૧) ષડંગ યૂષ

વિધિ—પીપર, જવનો સાથવો, કળથી, સૂંઠ, અનારદાણા અને આમળાં ૧–૧ તોલો અને બકરાનું માંસ ૧૨ તોલા લેવું. બધાને આઠગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ઉતારી લેવું. પછી ઘીનો વઘાર કરી પાવું. (ચં. ચિ.)

ઉપયોગ—આ યૂષના સેવનથી ક્ષય રોગ સાથેના પીનસ, માથાનું દરદ, કાસ, શ્વાસ, સ્વરભેદ અને પડખાંની શૂળ મટે છે, અને ક્ષયરોગીની શક્તિનું રક્ષણ થાય છે.

## (૪૨) ષડંગ પાનીય

વિધિ—નાગરમોથ, પિત્તપાપડો, ખસ, રતાંજળી, વાળો અને સૂંઠ આ ૬ વસ્તુઓને સમભાગે મેળવી અધકચરું ખાંડી લેવું. પછી ૧ તોલા ભૂકાને ૧૨૮ તોલા પાણીમાં નાખી ઉકાળવું. અર્ધું પાણી રહે એટલે ઉતારી લેવું અને ઠંડું પડ્યે ગાળી લેવું. (ચ. સં.)

**નોંધ**—શાસ્ત્રીય પદ્ધતિ મુજબ અર્ધું પાણી રહે ત્યાં સુધી ઉકાળવું જોઈએ પણ એવું કરવાથી સ્વાદ તૂરો થઈ જાય છે. એથી દરદીને આપી શકાતું નથી. માટે ૨–૩ ઊભરા આવી જાય એટલે ઉતારી તરત ગાળી લેવું જોઈએ. અંદર ધુમાડો ન પેસે માટે ઢાંકણું ઢાંકીને નિર્ધૂમ અગ્નિ પર ઉકાળવું જોઈએ.

ઉપયોગ—આ પાણીને પિત્તજ્વરમાં પીવા માટે આપવું. સવારમાં ઉકાળેલું પાણી સાંજ સુધી અને સાંજે ઉકાળેલું સવાર સુધી વાપરવું. ઉકાળેલા પાણીને એની મેળે ઠંડું થવા દેવું. પંખા વગેરેથી ઠંડું ન પાડવું. આ પાણીના સેવનથી લોહીમાં ભેગું થયેલું વિષ પેશાબ દ્વારા સહેલાઈથી બહાર નીકળી જાય છે.

## (૪૩) આરગ્વધાદિ કલ્ક

વિધિ—ગરમાળાનો ગોળ ૪૦ તોલા લઈ ૨ શેર લીંબુના રસમાં ૨૪ કલાક સુધી પલાળવો. પછી મસળી ગાળી લેવો અને ૫ શેર સાકર નાખી શરબત જેવું બનાવી લેવું. તેમાં તજ, તમાલપત્ર, એલચી, સૂંઠ, મરી, પીપર, ધાણા

અને સેકેલી હિંગ આ ચીજો ૨–૨ તોલા તેમજ સિંધવ ૧૦ તોલા, મોટી હરડે, સેકેલું જીરું અને દ્રાક્ષ ૫–૫ તોલા લઇ બધાને ખાંડી, મેળવી, થોડો વખત દેવતા પર મૂકી ચટણી જેવું બનાવી લેવું.

**માત્રા**—૩ માસાથી ૧ તોલો દિવસમાં ૧ થી ૨ વાર ચાટવું. જમતી વખતે ભોજન સાથે પણ લઈ શકાય છે.

**ઉપયોગ**—આ કલ્ક અપચો, અપચાથી આવનારો તાવ, માથાનું દરદ, પેટની શૂળ, આમ, પેટનો વાયુ, સળેખમ, અરુચિ આ બધાંને મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે.

## (૪૪) પ્રતિશ્યાયહર કષાય

**વિધિ**—ઉનાબ નં. ૭, વડગુંદા નંગ ૭, બનફશા, ખસખસ, જેઠીમધ, ગાવઝબાન અને વરિયાળી ૬–૬ માસા, તુરંજબીન ૧ તોલો અને સાકર ૨ તોલા લેવી. બધાંને ખાંડી અર્ધો શેર પાણી સાથે ઉકાળવું. અર્ધું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી દેવું અને પછી અર્ધું સવારે અને અર્ધું સાંજે પીવું.

**ઉપયોગ**—આ કવાથના સેવનથી નવો સળેખમ, ઝીણો તાવ, કબજિયાત, હૃદયનું ભારેપણું, માથાનું દરદ વગેરે ૨–૩ દિવસમાં મટી જાય છે.

## (૪૫) શુષ્ક કાસહર કવાથ

**પહેલી વિધિ**—જૂફા, હંસરાજ, કેવડાનાં મૂળ, જેઠીમધ, બહેડાં અને અરડૂસીનાં પાન ૬–૬ માસા, સાકર ૨ તોલા અને ૪ અંજીર લઈ ૪ ગણા પાણીમાં નાખી ઉકાળો કરવો. અર્ધું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવો.

**ઉપયોગ**—અર્ધું-અર્ધું સવાર સાંજ ૫–૭ દિવસ સુધી લેવાથી વાતજન્ય અને સૂકી ખાંસીનું શમન થાય છે તેમજ કબજિયાત, માથાનું દરદ, ઊબકા, ઊલટી વગેરે ઉપદ્રવો પણ મટે છે.

**બીજી વિધિ**—બનફશાનાં ફૂલ, હંસરાજ અને છોલેલું જેઠીમધ એ ૩ ચીજો ૬–૬ માસા, ખતમીનાં બી અને અળસી ૩–૩ માસા અને ઉનાબ નંગ ૬ લઈ બધાને ખાંડી ૩૦ તોલા પાણીમાં ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી મસળી ગાળી લેવો. ઠંડું પડયા પછી ૩ માસા મધ અને ૩ માસા સાકર નાખી પાઈ દેવો. (ચિ સં.)

**ઉપયોગ**—આ કવાથને દિવસમાં ૨ વાર પાવાથી ૧૦–૧૫ દિવસમાં વાતજન્ય સૂકી ખાંસી જડમૂળથી મટી જાય છે.

## (૪૬) મધુકાદિ શીતકષાય

**વિધિ**—જેઠીમધ, સફેદ ઉપલસરી, કાળી ઉપલસરી, દ્રાક્ષ, મહુડા, રતાંજળી, નીલકમળ, સીવણનાં ફળ, પદ્મક, લોધર, આમળાં, હરડે, બહેડાં, કમળકેસર,

ફાલસમાં અને કમળની નાળ આ ૧૬ ચીજો સરખે ભાગે લઇ અધકચરો ભૂકો કરવો. (ચ. દ.)

**માત્રા**—રાત્રે માટીના વાસણમાં ૩ થી ૬ તોલા ભૂકો લઈ ૬ ગણા ગરમ પાણીમાં પલાળવો. સવારે મસળી સાકર, મધ અને ધાણી નાખી પાઈ દેવું.

**ઉપયોગ**—આ કવાથ વાતપિત્તજ્વર, દાહ, તરસ, મૂર્છા, ઊલટી, ચક્કર અને રક્તપિત્તનું શમન કરે છે.

## (૪૭) સપ્તમુષ્ટિક યૂષ

**વિધિ**—જવનો સાથવો, બોર, કળથી, મગ, મૂળાના કટકા, ધાણા અને સૂંઠ આ ૭ ચીજો ૧–૧ મુષ્ટિ (૪–૪ તોલા) મેળવી આઠગણા પાણીમાં નાખી ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી મસળી ગાળી લેવું.

**ઉપયોગ**—સન્નિપાતમાં ખોરાક આપવાની જરૂર હોય ત્યારે આ યૂષ આપવો જોઇએ. આ યૂષ વાયુ, પિત્ત અને કફ ત્રણે દોષોને હરનાર, ગુલ્મ, શૂળ, શ્વાસ, કાસ, ધાતુક્ષય અને જ્વરનો નાશ કરનાર, આમદોષ હરનાર, હૃદય અને કંઠથી મોં સુધીના દોષોનો નાશ કરનાર છે.

## (૪૮) દ્વાત્રિંશદાખ્ય કવાથ

**વિધિ**—ભારંગમૂળ, લીમડાની અંતરછાલ, કરિયાતુ, નાગરમોથ, કડુ, વજ, સૂંઠ, મરી, પીપર, અરડૂસીના પાન, ઇંદ્રવરણાનાં મૂળ, રાસ્ના, અનંતમૂળ, કડવા પરવળના પાન, દેવદાર, હળદર, પાડલા, અરલુની છાલ, બ્રાહ્મી, દારહળદર, ગળો, નસોતર, અતિવિષા, પુષ્કરમૂળ, ત્રાયમાણ, બેઠી ભોંયરીંગણીનાં મૂળ, ઊભી ભોંયરીંગણીના મૂળ, ઇંદ્રજવ, હરડે, બહેડાં, આમળાં અને કચૂરો આ ૩૨ ઔષધિઓને સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (યો. ર.)

**માત્રા**—૪ થી ૮ તોલાનો કવાથ કરી ૪ ભાગ કરી ૪–૪ કલાકે પાવો. જરૂર હોય તે પ્રમાણે ૨૪ કલાકમાં ૨ થી ૪ વાર પાવો.

**ઉપયોગ**—આ કવાથના સેવનથી ૧૩ પ્રકારના સન્નિપાતની શૂળ, કાસ, હેડકી, શ્વાસ, અર્શ, આફરો, સાંધે સાંધામાં દુખાવો, અરુચિ, ઊરુસ્તંભ, અંત્રવૃદ્ધિ, ગળાના રોગ વગેરે બધા વિકારો મટી જાય છે.

કફજ્વર, કફપ્રધાન સન્નિપાત, શ્વસનક સન્નિપાત, ફુફ્ફુસાવરણ પ્રદાહ, પાર્શ્વશૂળ, વગેરેમાં ૪–૪ રતી નવસાર અને જવખાર મેળવી આપવામાં આવે તો જલદી ફાયદો થાય છે. આ કવાથ અભ્રકભસ્મ અને શૃંગભસ્મ કે મલ્લભસ્મ સાથે પણ અપાય છે,

## (૪૯) મધુકાદિ હિમ

**વિધિ**—જેઠીમધ, બેદાણી, ગાવઝબાન, બનફશાનાં ફૂલ, રેશાખતમી,

દ્રાક્ષ અને વડગૂંદા દરેક ૧-૧ તોલો લઇ અધકચરું ખાંડી ૭ પડીકાં બનાવવાં.
( ર. યો. સા. )

**ઉપયોગ**—ચિનાઇ માટીના વાસણમાં ૧૦ તોલા ઊકળેલા પાણીમાં ૧ પડીકી રાત્રે પલાળવી. સવારે મસળી ગાળી સાકર મેળવી પી જવું. એવી જ રીતે સવારે એક પડીકી પલાળી સાંજે પી જવું. આ રીતે ૭ પડીકાના પ્રયોગથી આદાશીશી, પિત્તવૃદ્ધિથી થનારું માથાનું દરદ, લૂ લાગવાથી આવનારો ઝીણો તાવ, સળેખમ, માથાનું દરદ વગેરે ઉપદ્રવો આ બધાંને મટાડે છે,

**સૂચના**—જેને સ્વાભાવિક રીતે કાસ, શ્વાસ કે કફવૃદ્ધિ રહેતી હોય તેને હિમને બદલે કવાથ કરી પાવો.

## (૫૦) મુસ્તાદિ કવાથ

**વિધિ**—નાગરમોથ, ઉંદરકરણી, હરડે, બહેડાં, આમળાં, દેવદાર અને સરગવનાં બી આ બધાંને સરખે ભાગે લઈ અધકચરો ભૂકો કરવો. ( વૃન્દ )

**માત્રા**—૨ થી ૪ તોલાનો કવાથ કરી લીંડીપીપર અને વાવડિંગનું ચૂર્ણ મેળવી પાવું.

**ઉપયોગ**—આ કવાથથી બધી જાતના પેટના કૃમિ અને કૃમિજન્ય રોગોનો નાશ થાય છે.

## (૫૧) હ્રીબેરાદિ કવાથ

**વિધિ**—વાળો, ધાણા, સૂંઠ, રતાંજળી, જેઠીમધ, અરડૂસીનાં પાન અને ખસનાં મૂળ આ ૭ ચીજો સમભાગે મેળવી ૨ તોલા લઈ કવાથ કરી મધ અને સાકર નાખી પાવો. ( યો. ર. )

**ઉપયોગ**—આ કવાથ દાહ અને જ્વર વગેરે ઉપદ્રવો સાથેના તીવ્ર રક્તપિત્તને મટાડે છે. ઊર્ધ્વ અને અધઃ બન્ને જાતના રક્તપિત્તને મટાડવામાં એ ફાયદાકારક છે.

## (૫૨) વીરતર્વાદિ કવાથ

**વિધિ**—વેલતરુ ( Dichrostachys Cineria ), શરનાં મૂળ, આસ્માની ફૂલનો કાંટાસળિયો, પીળા ફૂલનો કાંટાસળિયો, દર્ભનાં મૂળ, વાંદો, નળ, કુશનાં મૂળ, કાસડાનાં મૂળ, પાષાણભેદ, અરણીનાં મૂળ, શેરડીનાં મૂળ, સફેદ આકડાનાં ફૂલ, અઘેડાનાં મૂળ, ટેંટું, લાલ ફૂલનો કાંટાસળિયો, નીલકમળ, તનમની અને ગોખરુ આ ૧૯ ઔષધિઓ મેળવી અધકચરો ભૂકો કરવો. (સુ. સં.)

**માત્રા**—૪ તોલાનો કવાથ કરી ૨ ભાગ કરી દિવસમાં ૨ વાર ૨ થી ૪ રતી શિલાજિત નાખી પાવો.

**ઉપયોગ**—આ ક્વાથ વાતરોગ, મૂત્રપિંડ અને મૂત્રાશયની પથરી, મૂત્રપિંડમાં શર્કરા, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, મૂત્રપિંડમાં શૂળ અને દાહ, મૂત્રાશયમાં દાહ, મૂત્રેન્દ્રિયમાં દાહ આ મૂત્રરોગોનો નાશ કરે છે. અને પથરીને તોડીને બહાર કાઢી નાખવામાં પણ આ ક્વાથ સારો ફાયદો કરે છે.

## (૫૩) તગરાદિ કષાય

**વિધિ**—તગર, આસન, પિત્તપાપડો, શંખાવળી, દેવદાર, કડુ, બ્રાહ્મી, જટામાંસી, નાગરમોથ, ગરમાળાનો ગોળ, હીમજ અને દ્રાક્ષ આ ૧૨ વસ્તુઓ સમભાગે મેળવી ૪ થી ૮ તોલાનો ઉકાળો કરવો. પછી ૪ ભાગ કરી ૧–૨–૩ કે ૪ વાર જ્વર પ્રમાણે દર ત્રણ કલાકે આપવો. ( યો. ર. )

**ઉપયોગ**—આ કષાય સન્નિપાતમાં થનારા વાત, પિત્ત કે વાતપિત્તપ્રધાન પ્રલાપને એકદમ મટાડે છે, માથાને શાંત કરે છે, આંતરડાના દોષોનું શોધન કરે છે, પચવા યોગ્ય મળોનું પાચન કરે છે, કાઢી નાખવા જેવાને બહાર કાઢી છે, અને વાતસંસ્થા ( Nervous System ) પર શામક અસર કરી દરદીને ઊંઘ લાવી આપે છે.

# આસવ–અરિષ્ટ પ્રકરણ

કાથાદિક ઔષધિઓ જૂની થાય એટલે ઓછા ગુણવાળી થઇ નાશ પામે છે. તેમજ વનસ્પતિઓના રસ અને કવાથ પણ થોડા વખતમાં બગડી જાય છે. માટે એ દ્રવ્યોના ગુણને લાંબા વખત સુધી ટકાવવા માટે આસવ–અરિષ્ટ બનાવવામાં આવે છે. **आसुतत्वादासव संज्ञा** એટલે કે આસુત પદ્ધતિ (સંયોગજન્ય મૂર્છા પ્રક્રિયા)થી તૈયાર થાય, તેને આસવ કહે છે. આ આસવ–અરિષ્ટો વર્ષો સુધી બગડતા નથી; ઊલટું ગુણમાં વધારો થાય છે. માટે ઔષધિઓના ગુણના રક્ષણ માટે આસવ–અરિષ્ટની રીત વ્યવહારમાં આવી છે.

આસવ–અરિષ્ટ લાંબો વખત રહેવાનું કારણ એમાં રહેલો મદ્યાર્ક (Absolute Alcohol) છે. આ મદ્યાર્ક આસુતપ્રક્રિયાથી ઉત્પન્ન થાય છે. આસવ અને અરિષ્ટ એ મદ્યના ભેદ છે. ખરું જોતાં મદ્યના આસવ, અરિષ્ટ, સીધુ, વારુણી, સુરા અને મૈરેય એ ૬ ભેદ છે.

(૧) **આસવ—यदपक्वौषधाम्बुभ्यां सिद्धं मद्यं स आसवः।** એટલે કે અપક્વ ઔષધિઓને મધુર પદાર્થો અને ધાવડીનાં ફૂલ વગેરે સાથે પાણીમાં મેળવી કવાથ કર્યા વગર વાસણમાં ભરી મુખમુદ્રા કરી કેટલોક વખત બંધ રાખી જે મદ્ય બનાવવામાં આવે છે તેને આસવ કહે છે.

(૨) **અરિષ્ટ—अरिष्टः क्वाथसिद्धः स्यात् सम्पक्वो मधुरद्रव्यैः।** એટલે કે ઔષધિઓનો કવાથ કરી પછી મધુર દ્રવ્યો અને ધાવડીનાં ફૂલ વગેરે મેળવી મદ્ય તૈયાર કરવામાં આવે તેને અરિષ્ટ કહે છે.

(૩) **સીધુ—सीधुः इक्षुरसैः पक्वैः।** એટલે કે શેરડીના રસને ઉકાળી કેટલોક વખત બંધ રાખી જે દ્રવ્ય સિદ્ધ કરવામાં આવે છે તેને સીધુ–સરકો કહે છે. હાલમાં રસને ઉકાળ્યા વગર જ સરકો બનાવે છે. શેરડી માફક દ્રાક્ષ કે જાંબુના રસને કોઇ વાસણમાં ભરી સંધાન ઊડે એટલે સરકો તૈયાર થાય છે. એમાં પક્વરસ, શીતરસ, ગુડ, શર્કરા, આક્ષિક અને જાંબવ વગેરે ભેદ માનેલા છે.

(૪) **વારુણી—यत्तालखर्जूररसैराष्ठुतं सैव वारुणी।** એટલે કે તાડ કે ખજૂરીના ટોચ પાસે કુહાડીથી વાંકો ચીરો મૂકવાથી જે રસ નીકળે છે તેને વાસણમાં ભરી રાખવાથી થોડા જ વખતમાં ખમીર આવી મદ્ય ઉત્પન્ન થાય છે તેને વારુણી (તાડી) કહે છે. એ રીતે સાટોડીનાં મૂળ અને ચોખાને વાટી પીંડું બનાવી પાણીમાં ઘોળી દેવાથી ખમીર આવી મદ્ય બને છે એને પણ વારુણી કહે છે.

(૫) **સુરા—परिपक्वान्न संधानसमुद्भूता सुरा मता।** એટલે કે ચોખા વગેરેને રાંધી, ગળપણ મેળવી, ખમીર લાવી તૈયાર કરવામાં આવે તેને સુરા (દારૂ)

કહે છે. એના ગૌડી (ગોળ નાખી બનાવેલી), માધ્વી (મહુડાનાં ફૂલ નાખી તૈયાર કરેલી), પૈષ્ટિ (ચોખા વગેરે અન્નના સંધાનથી બનેલી) અને નિર્યાસ (શેરડીના રસ અને ફળના રસમાંથી તૈયાર કરેલી) એમ ૪ ભેદ છે. એ બધા નલિકાયંત્ર દ્વારા વરાળ ખેંચી તૈયાર કરવામાં આવે છે. એ બધી સ્વચ્છ, રંગ વગરની અને એક જાતની વિશિષ્ટ ગંધવાળી હોય છે.

(૬) મૈરેય—आसवस्य सुरायाश्च द्वयोरेकत्र भाजने।
संधानं तद्विजानीयान् मैरेयमुभयात्मकम्॥

એટલે કે આસવદ્રવ્ય અને સુરા (અન્ન કે ફળોના રસ વગેરે) મેળવી સંધાન કરવામાં આવે તેને મૈરેય કહે છે. તેમજ બાવળ કે બોરડીની છાલ અને ગોળ–સાકર વગેરેને પાણીમા મેળવી મદ્ય બનાવવામાં આવે તેને પણ મૈરેય કહે છે.

મદ્ય અને આસવ બંનેની પ્રક્રિયામા ભેદ છે. ઘટક અવયવો અને ગુણમાં પણ ભેદ છે. 'मद्यमम्लेषु च श्रेष्ठम्' અને આસવ–'विनष्टमम्लतां यातम्' આ પ્રકારના ભેદ શાસ્ત્રકારોએ બતાવ્યા છે, પણ સારગ્રાહી દૃષ્ટિએ મદ્યાર્કની દૃષ્ટિથી દારૂ અને આસવ–અરિષ્ટની એક જ જાતિ છે. દારૂમાં મદ્યાર્ક અને પાણી રહે છે, જ્યારે આસવ–અરિષ્ટમાં મદ્યાર્ક અને પાણી ઉપરાંત જુદાંજુદાં દ્રવ્યોનું સત્ત્વ પણ રહે છે. તેમજ એમાં મદ્યાર્કનું પ્રમાણ પણ ઓછું થઈ જાય છે. દારૂમાં માદક ગુણ મુખ્ય છે અને આસવ–અરિષ્ટમાં ઔષધિઓના ગુણો જ મુખ્ય છે, એટલું આ બેમાં અંતર છે. આસવ–અરિષ્ટમાં ઔષધિઓના ગુણોનું પ્રાધાન્ય હોવાથી મર્યાદિત પ્રમાણમાં લઈ શકાય છે.

વનસ્પતિઓનો ક્વાથ કર્યા વગર જે મદ્ય તૈયાર કરવામાં આવે છે તેને આસવ કહે છે, અને ક્વાથ કરીને બનાવવામાં આવે છે તેને અરિષ્ટ કહે છે, એવો ઘણા આચાર્યોનો મત છે. પરંતુ કેટલાક વિદ્વાનો ચરક અને સુશ્રુતનાં વચનોથી એ મતને ખોટો ઠરાવે છે. કારણકે લોધ્રાસવ, દુરાલભાસવ, દ્રાક્ષાસવ વગેરે ઘણા આસવોની મુખ્ય ઔષધિઓનો ઉકાળો કરવાનું શાસ્ત્રકારો કહે છે. તેમજ 'ચરકસંહિતા'ના 'ચિકિત્સાસ્થાન'માં તક્રારિષ્ટ, અભયારિષ્ટ અને ત્રિફળાદ્યરિષ્ટ વગેરે ઘણા અરિષ્ટોમાં ક્વાથ કરવાનું લખ્યું નથી. તેમજ 'સુશ્રુતસંહિતા'માં પણ ઘણા અરિષ્ટોમાં ક્વાથ કરવાની વિધિ આપેલી નથી. માટે આસવ અને અરિષ્ટ એ બંને પર્યાય શબ્દો છે એવો ઘણા વિદ્વાનોનો મત છે.

આસવ–અરિષ્ટનાં દ્રવ્યોમાં કાર્યદૃષ્ટિએ ૩ વિભાગ થાય છે (૧) મધુજનન, (૨) કોહલ (Alcohol) જનન, અને (૩) કાર્મુક તત્ત્વ (Active Principles) નિષ્કાસન. આમાં પહેલું અને બીજું કામ મધુર પદાર્થોથી થાય છે. ધાવડીનાં ફૂલ, સુરાબીજ, મહુડાનાં ફૂલ, સોપારી, બાવળની છાલ, નાગકેસર

વગેરે દ્રવ્યો બીજું કામ મર્યાદિત વખતમાં ચોક્કસ રીતે કરે છે. ત્રીજું કામ ઔષધિના દ્રવ્યોમાં રહેલા સત્ત્વથી થાય છે. કાર્મુક તત્ત્વ પાણી (પ્રવાહી)માં ઊતરવું, તેમાં રહેવું અને એની શક્તિ વધારવી, એ ત્રણે કામ સંધાનવિધિથી સિદ્ધ થાય છે. આ કારણથી પાણી, ઔષધિ–દ્રવ્યો, મધુર પદાર્થો વગેરેને મેળવી બરણી વગેરે વાસણમાં ભરી, મોં પર ઢાંકણું ઢાંકી સાંધા પર લેપ લગાડી (સંધાનક્રિયા) બંધ કરે છે. આ વિધિમાં સંધાનક્રિયા બહુ જરૂરી મનાય છે. એટલા માટે આ ક્રિયાને અનુરૂપ આસવ–અરિષ્ટ બનાવવાની ક્રિયાને સંધાનવિધિ નામ આપ્યું છે.

અનુમાન એવું છે કે આસવોનાં રૂપ, ગુણ, સ્વાદ અને સ્વભાવ લાંબો વખત સુધી ઓછાં થતાં નથી. એટલા માટે આસવનું ગુણાત્મક નામ અરિષ્ટ આપ્યું છે. આ ૬ જાતના મદ્યમાંથી આચાર્યોએ ખાસ કરીને આસવ–અરિષ્ટને જ ઔષધિરૂપે વાપર્યા છે. એટલા માટે આસવ–અરિષ્ટો રોગનો નાશ કરનાર ઔષધિઓમાંથી જ બનાવવામાં આવે છે. સીધુ, વારુણી, સુરા અને મૈરેય ઔષધિઓમાંથી નથી બનાવાતા. ખાસ કરીને વારુણી અને સુરા માદકતા લાવવા માટે જ વપરાય છે; ઔષધિરૂપે બહુ ઓછાં વપરાય છે.

આસવ તૈયાર થાય ત્યારે જેટલી માદકતા ઉપરના ભાગમાં હોય છે, એટલી નીચેના ભાગમાં હોતી નથી. આ માદકતા બહુ ગરમી લાગવાથી કે વાસણ ખુલ્લું રાખી મૂકવાથી ઊડી જાય છે. વાસણ લાંબો વખત ખુલ્લું રહે તો આસવ ખાટો થઈ જાય છે અને માદકતા બિલકુલ નાશ પામે છે.

જો ઔષધિ કડવું હોય તો ઉકાળાને અરિષ્ટ બનાવવો; અને સૌમ્ય, તેલવાળી કે સુગંધીવાળી હોય તો તેમાંથી આસવ બનાવવો જોઇએ. કારણ કે તેલવાળી વસ્તુઓ ઉકાળવામાં આવશે તો તેલરૂપી સત્ત્વ ઊડી જશે અને દવા ગુણવગરની બનશે.

આસવમાં સહેજ ગરમ પાણી નાખવાથી આથો જલદી આવે છે અને ઠંડું પાણી નાખવાથી આથો આવતાં બે ચાર દિવસ વધારે લાગે છે.

**આસવીભવન–પરિવર્તન વિપાક—(Fermentation)** આમાં બે પ્રકાર છેઃ (૧) અમ્લ (acid), (૨) કોહલ (Alcohol). આ પરિવર્તનને માટે સાકર, ગોળ, મધ, દ્રાક્ષ, સીવણનાં ફળ, મહુડાનાં ફૂલ અને ધાવડીનાં ફૂલ વગેરે દ્રવ્યો વપરાય છે. કેટલાક ચિકિત્સકો ધાવડીનાં ફૂલને બદલે ધાવડીનાં ફૂલનો ક્વાથ કરીને મેળવે છે. ક્વાથ મેળવવાથી પરિવર્તનરૂપ કોહલક્રિયા બહુ સરળતાથી અને સારી રીતે થાય છે.

પરિવર્તનક્રિયામાં અમ્લપરિવર્તન ઇષ્ટ નથી, કોહલપરિવર્તન ઇચ્છવા યોગ્ય છે. પરંતુ જેવું અમ્લપરિવર્તન દેખાય છે તેવું કોહલપરિવર્તન દેખાતું નથી. થોડું થોડું પણ અમ્લપરિવર્તન થાય જ છે. જો અમ્લતા વધારે આવી જાય છે, તો આસવ બગડી જાય છે. અમ્લત્વ એ મદ્યનો સહજ રસ છે અને આસવનો રસ મધુર છે.

**ધાવડીનાં ફૂલનો ક્વાથ કરવાની રીત**—ધાવડીનાં ફૂલના ચૂર્ણને ૧૦ ગણા પાણીમાં ૨૪ કલાક પલાળી ઉકાળી કપડાથી ગાળી લેવું. ફૂલના ચૂર્ણને સારી રીતે દબાવીને નિચોવી લેવું. પછી ૧ શેર મધુર પદાર્થ સાથેના મિશ્રણમાં ૨॥ તોલા કષાય મેળવવો. આ કષાય મેળવવાથી (૧) ફીણ ઓછું આવે છે, (૨) કોહલક્રિયા સરલતાપૂર્વક, જલદી અને સારા પ્રમાણમાં થાય છે, અને (૩) આસવ ગાળતી વખતે મહેનત ઓછી પડે છે. જો પ્રક્ષેપ દ્રવ્યોની પોટલી બાંધીને નાંખવામાં આવે તો ગાળવાની જરૂર રહેતી નથી.

**આસવ–અરિષ્ટનાં વાસણ**—પહેલાના વખતમાં ઘીનાં રીઢાં થયેલાં વાસણ લેવાનો રિવાજ હતો. પરંતુ એવા વાસણને તડકે મૂકી ઘી ન લૂછી લેવામાં આવે તો ઘીનો ભાગ અંદર આવી જાય છે. તેમજ વાસણ ઘીથી રીઢું ન થયું હોય તો આસવ બહાર ઝરતો રહેવાથી ઓછો થઈ જાય છે.

આ ઉપરાંત માટીના વાસણમાં ઉષ્ણતાવાહક ગુણ હોવાથી અંદરની ગરમી બહાર કાઢી નાખે છે. તેમજ શિયાળામાં બહારનો ઠંડો પવન લાગે તો અંદરનો આસવ ઠંડો થઇ જવાથી બરોબર પકવ થતો નથી. એટલા માટે જૂના વખતમાં જમીનમાં કે અનાજના ઢગલામાં દબાવતા હતા. પરંતુ હાલમાં માટીને બદલે ચિનાઈ માટીની બરણીઓ, લાકડાનાં પીપ કે સિમેંટનો હોજ વાપરવો વધારે હિતકર મનાય છે.

જો માટીનું વાસણ વાપરવું હોય તો ઘડાની અંદર નીચે લખેલું રાળનું મિશ્રણ લગાડવું જોઇએ. એનાથી વાસણ ઝરશે નહિ; તેમજ અંદરની ગરમી બહાર નહિ નીકળી જાય.

**રાળનું મિશ્રણ**—૧૦ તોલા રાળને ૧ બાટલી (૨૪ ઔંસ) મેથીલેટેડ સ્પિરિટમાં મેળવી લેપ કરવો. એક લેપ સુકાય, એટલે બીજી વાર લેપ કરવો. આ રીતે ૭ વાર લેપ ચોપડવાથી ઘડાનાં ઝીણાંમાં ઝીણાં છિદ્રો બંધ થઇ જાય છે. પછી એની અંદર ભરેલા આસવમાંથી પાણી બહાર ઝરતું નથી, અંદરની ગરમી એટલી ને એટલી જ રહે છે, અને આસવ વખતસર તૈયાર થાય છે.

વિલાયતી દારૂના લાકડાનાં પીપ આવે છે તે વાપરવાં હોય તો પહેલાં ગરમ પાણી અને સોડા વગેરેથી અથવા ચૂનાના પાણીથી સારી રીતે તે સાફ કરી

ાવાં જોઇએ કે જેથી અંદરના દારૂનો અંશ નીકળી જાય. જે પીપ સીસમ, સાગ વગેરે મજબૂત લાકડાનાં આવે છે તે વર્ષો સુધી ખરાબ નથી થતાં. એમાં ભરેલા આસવ–અરિષ્ટો મૂળ સ્થિતિમાં કાયમ રહી શકે છે. એ પીપના લાકડા ઉષ્ણતા રોકનાર હોવાથી અંદરની ગરમી બહાર નીકળી શકતી નથી. માટે માટીના વાસણ કરતાં એ પીપ સારાં મનાય છે.

પહેલાં આસવ અથવા અરિષ્ટની વસ્તુઓનો કવાથ અથવા સ્વરસને તૈયાર કરવો. પછી તેમાં સાકર, ગોળ કે મધ મેળવી ચિનાઇ માટીની બરણીમાં ભરવો. થોડુંક મોં ખુલ્લું રાખી, ઉપર કપડું બાંધી, એકાંત જગ્યાએ ૧૦–૧૫ દિવસ સુધી ખમીર આવી શાંત થઈ જાય ત્યાં સુધી રહેવા દેવું. શરૂઆતમાં કાર્બોનિક ગૅસ ઉત્પન્ન થઇ બહાર નીકળ્યા કરે છે. આ ગૅસને આસવના વાસણનું મોં બંધ કરી રોકવામાં આવશે તો આસવમાં અમ્લતા વધવા માંડશે, અને આસવને બદલે શુક્ત બની જશે. ખમીર આવે તે વખતે બરણી પાસે કાન ધરવાથી સું-સું એવો અવાજ સંભળાય છે. ખમીર શાંત થઇ જાય પછી અવાજ સંભળાતો નથી. તે ઉપરાંત વધારે ચોકસાઇ કરવા બરણીના મોં પર સળગતી દિવાસળી ધરવી. જો ખમીર બેસી ગયું હશે તો દિવાસળી સળગતી રહેશે અને ખમીર આવતું હશે તો દિવાસળી હોલવાઈ જશે. આ રીતે પરીક્ષા કર્યા પછી ખમીર શાંત થઇ જાય એટલે પ્રક્ષેપ દ્રવ્યો (ધાવડીનાં ફૂલ, જાયફળ, જાવંત્રી વગેરેનું ચૂર્ણ અથવા કલ્ક) નાખવાં જોઇએ એવો કેટલાયે વિદ્વાનોનો મત છે. એથી વિરુદ્ધ ઘણા ચિકિત્સકો જૂની પદ્ધતિ પ્રમાણે તરત જ પ્રક્ષેપ નાખે છે. આ ગ્રંથમાં અમે પ્રાચીન મત પ્રમાણે વિધિ આપી છે. નવા મત પ્રમાણે પ્રક્ષેપ મેળવનારે ખમીર આવી ગયા પછી કદાચ આસવોની ઉપર પોપડી જેવું બાઝયું હોય તે ફેંકી દેવું અને આસવને ગાળી પ્રક્ષેપ નાખવો. પ્રક્ષેપ મેળવી બરણી પોણી ભરવી. બરણી ફૂટે નહિ માટે ચોથો ભાગ ખાલી રાખવો. ખમીર શાંત થયા પહેલાં પ્રક્ષેપ નાખી દેવાથી બરણી ફૂટવાનો અને ઊભરો આવી ઔષધિ નીકળી જવાનો ભય રહે છે. પ્રક્ષેપ નાખી બરણીનું મોં બંધ કરવું. પછી મોં પર સારી રીતે કપડમટ્ટી કરવી, અને એકાંતસ્થાનમાં કે તડકામાં રાખવું; અથવા જમીનમાં દાટી દેવું. આ રીતે ૧ થી ૩ મહિના રહેવા દેવું. તડકામાં રાખવાથી ઔષધિઓમાંથી પાણીનો મોટો ભાગ ઊડી જાય છે. જમીનમાં દાટવાથી વાસણ ફૂટવાનો ભય રહે છે. પણ ઘરમાં એક તરફ સંભાળીને રાખવાથી ભરાવાનો કે ફૂટવાનો ભય નથી રહેતો અને કાચાપાકાની પરીક્ષાનું ધ્યાન પણ રહી શકે છે.

હાલમાં મોટી મોટી ફાર્મસીઓમાં આસવ–અરિષ્ટ ઘણું કરીને લાકડાનાં પીપ કે ટાંકીમાં બનાવવામાં આવે છે. એને જમીનમાં દાટવાની જરૂર નથી.

તેમજ મોં પણ બંધ કરતા નથી. મોં પર ઢાંકણું ઢાંકી ઉપર કપડું બાંધી દે છે કે જેથી કચરો કે જંતુઓ અંદર ન દાખલ થાય.

દ્રાક્ષાસવ બનાવતી વખતે નીચે જે જાડો ભાગ રહી જાય છે તેને કિણ્વ (*સુરાબીજ*) કહે છે. એને સખ્ત તાપમાં સૂકવી સાચવી રાખવું અને આસવ-અરિષ્ટ બનાવતી વખતે જરૂર પ્રમાણે દૂધમાં દહીંનું આધરકણ નાખીએ તેમ નાખવું. ૨ દ્રોણ (૨૦૪૮ તોલા) દ્રવમાં ૧ શેર કિણ્વ નાખવાથી આસવ-અરિષ્ટની સંધાનક્રિયા જલદી થાય છે અને આસવ બગડવાનો ભય દૂર થાય છે.

જો ઉપરનો કિણ્વ ન મેળવવામાં આવે તો પણ ખમીર તો આવે જ છે. કારણ ધાવડીનાં ફૂલ વગેરેમાં કિણ્વ રહે છે જ. પરંતુ કિણ્વ મેળવવાથી સંધાન ક્રિયા જલદી થાય છે, આસવ સારો બને છે. સુરાબીજ વિરોધી જંતુઓનો નાશ કરી નાખે છે અને આસવની રક્ષા કરે છે.

આસવ-અરિષ્ટના પાઠમાં કષાય રસવાળા ધાવડીનાં ફૂલ, બાવળની છાલ, ખેરડીની છાલ, મહુડાનાં ફૂલ, સોપારી; નાગકેસર વગેરે દ્રવ્યો મેળવેલાં છે તે પણ સુરાબીજ છે. પરંતુ આના કરતાં દ્રાક્ષાસવના તળિયેથી કાઢેલા કિણ્વમાં સુરાજંતુઓની સંખ્યા બહુ વધારે હોય છે અને તે સબલ હોવાથી જલદી કામ કરી શકે છે.

કિણ્વના જંતુ (Yeast) લાંબા અને બહુ સૂક્ષ્મ હોય છે. અણુવીક્ષણ યંત્ર વડે તે જોઈ શકાય છે. તાડની માંજર, શેરડીનો રસ, જુદાંજુદાં ફૂલો વગેરેમાં એ જંતુઓ મળે છે. ધાવડીનાં ફૂલમાં ખૂબ હોય છે. આ કિણ્વના જંતુઓને સાકરવાળા અને કાર્બોહિત (Carbohydrate) પદાર્થોનો ખોરાક મળવાથી ઔષધિદ્રવ્યોનું મદ્યમાં રૂપાંતર થાય છે.

ઠંડી ઋતુમાં આસવ નિયત સમય કરતાં ૪-૮ દિવસ પછી તૈયાર થાય છે, અને ગરમ ઋતુમાં ૪-૮ દિવસ વહેલો તૈયાર થાય છે. એટલા માટે ઔષધિની જાત અને ઋતુ પરથી તૈયાર થવાનું અનુમાન હોય ત્યારે બરણી ખોલી આસવની પરીક્ષા કરી લેવી જોઈએ. પરીક્ષા માટે થોડા આસવ-અરિષ્ટને એક બાટલીમાં ભરી, દાટો મારી જોરથી હલાવવી. જો આસવ-અરિષ્ટ કાચો હશે તો ખૂબ ફીણ આવશે અને દાટો ઊડી જશે; અથવા દાટો ખોલતી વખતે જોરથી હવા બહાર નીકળશે. આસવ-અરિષ્ટ તૈયાર થયો હશે તો ફીણ નહિ આવે. ફીણ વધારે વખત સુધી રહે તો આસવ કાચો જાણી, ફરીથી પેક કરી, પાંચદસ દિવસ રાખી મૂકવો. પછી ફરી પરીક્ષા કરવી જોઈએ.

**મધુર પદાર્થોનું મિશ્રણ**—આસવોમાં ગોળ, સાકર, મધ વગેરે મેળવવા માટે પ્રાચીન આચાર્યોએ સામાન્ય માપ નીચે પ્રમાણે આપ્યું છે:

**अनुक्तमानारिष्टेषु द्रवद्रोणे तुलागुडम्।**
**क्षौद्रं क्षिपेद् गुडादर्धं प्रक्षेपं दशमांशिकम् ॥**

જ્યાં ગોળ વગેરેનું પરિમાણ શાસ્ત્રમાં ન આપ્યું હોય ત્યાં ૧ દ્રોણ (૧૦૨૪ તોલા) દ્રવમાં ગોળ ૧ તુલા (૪૦૦ તોલા), મધ ગોળથી અર્ધું અને પ્રક્ષેપ દશમો ભાગ નાખવો જોઈએ.

મધુર દ્રવ્યોની આસુતક્રિયા વડે આસવ કે મદ્ય બને છે. કિણ્વના જંતુઓ મધુર ગુણવાળા અણુઓનું ભક્ષણ કરી આસવના અણુઓમાં રૂપાંતર કરે છે. મધુર દ્રવ્યો ન મેળવવામાં આવે તો આસવ કે મદ્ય બની જ નહિ શકે. તો પણ પાણીની દૃષ્ટિએ મધુર દ્રવ્યો બહુ વધારે હોય તો આસવ બહુ જાડો થાય છે અને તેથી આસુતક્રિયા બરાબર થઈ શકતી નથી. માટે કવાથના બાકી રહેલા પાણીથી લગભગ અર્ધું ગળપણુ (ગોળ વગેરે) હોય તો સંધાનક્રિયા બરાબર થાય છે. ગોળ, સાકર વગેરેનું પ્રમાણ બહુ ઓછું થઈ જાય તો પણ આસવ–અરિષ્ટ સારા નથી બનતા. માટે મધુર દ્રવ્યોનું પરિમાણ મર્યાદાપૂર્વક નાખવું જોઈએ.

આસવ બનવાની ક્રિયા ચોક્કસ ઉષ્ણતામાનમાં જ થાય છે. એટલે કે ૩૦ થી ૩૫ સેંટિગ્રેડ (૮૬ થી ૯૫ ફેરનહીટ) ગરમીમાં આ ક્રિયા સારી થાય છે. વધારે ગરમી કે વધારે ઠંડી હોય તો આસવ બનવાની ક્રિયા બંધ થઈ જાય છે. આસવક્રિયા આરંભમાં પ્રબળ હોય છે. પછી જેમ જેમ મદ્યાર્ક વધારે ને વધારે બનતો જાય છે, તેમ તેમ આ ક્રિયા ધીમી પડતી જાય છે. ૧૫ ટકા મદ્યાર્ક થાય એટલે અંદર જંતુઓ જીવી શકતા નથી. આ કારણથી ક્રિયા બંધ થાય છે. એવે વખતે પાણી નાખવામાં આવે તો ફરીથી એ ક્રિયા શરૂ થઈ શકે છે. માટે સાકર, ગોળ વગેરેનું પરિમાણ શાસ્ત્રમાં કહેલા માપ કરતાં બહુ વધારે પણ ન નાખવું જોઈએ.

જો કે પાશ્ચાત્ય રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ ગોળ, સાકર વગેરે બધી જાતનાં દ્રવ્યના અણુઓની રાસાયનિક પ્રક્રિયા સામાન્ય રીતે સરખી થાય છે, બધી જાતના ગળપણમાંથી બનતો આસવ સરખા ગુણવાળો માનેલો છે, તો પણ એ વિચાર સાથે આયુર્વેદ સંમત થઈ શકતો નથી. ગોળ કરતાં સાકરવાળો આસવ સ્વાદે અને રૂપરંગે સારો બની શકે છે, અને અનુભવમાં બંનેના ગુણ પણ જુદાજુદા જોવા મળે છે.

હાલમાં ભૌતિક રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ અભ્રકભસ્મ અને છાણાની રાખમાં બહુ અંતર નથી મનાતું. પરંતુ જીવનરસાયન શાસ્ત્રની દૃષ્ટિએ અભ્રકભસ્મ અને છાણાની રાખોડીમાં આકાશ–પાતાળનું અંતર છે. એવી જ રીતે ગોળ, સાકર અને ફળોના રસની મધુરતામાં અંતર છે તે માનવ–શરીર પર વસ્તુના પ્રયોગથી

સ્પષ્ટ દેખાય છે. ભલે એને ભૌતિકશાસ્ત્ર આજે ન માને પણ પ્રયોગસિદ્ધ સત્ય મિથ્યા થઈ શકતું નથી

કોઈ કોઈ વખત આસવ-અરિષ્ટોમા સુવર્ણ કે લોહ વગેરે ભસ્મો મેળવવામા આવે છે. આ ધાતુઓનું લવણ બનાવીને મેળવવાથી સારી રીતે મળી શકે છે. ભસ્મરૂપે નાખવામા આવે તો પૂરેપૂરી મળી શકતી નથી. બધી ધાતુઓમા સોનું વધારે કિંમતી હોવાથી એને માટે ખાસ ધ્યાન રાખવુ જોઈએ. સુવર્ણ લવણ નીચે આપેલી પાશ્ચાત્ય વિધિ પ્રમાણે બનાવી મેળવી શકાય છે

**સુવર્ણ-લવણ**—૩ તોના શુદ્ધ સોનાને આતશી શીશીમા નાખી સ્પિરિટ લૅંપ પર મૂકી ગરમ કરવુ તેમા મીઠાનો તેજાબ (Acid Hydrochloric) ૩ ઔંસ ૩ ડ્રામ અને સુરોખારનો તેજાબ (Acid Nitric) ૪ ઔંસનુ મિશ્રણ કરી તે મિશ્રણ ½ ભાગનું નાખવુ આ મિશ્રણમાથી થોડુ થોડુ સંભાળપૂર્વક નાખતા જવુ

સોનાનો રસ થઈ જાય એટલે અંદર ૧૦ તોના સિંધવ નાખવો જ્યારે પાણી સુકાઈ જાય અને સોનાનો રંગ નારંગી જેવો દેખાય ત્યારે શીશીને ઉતારી સુવર્ણલવણ કાઢી લેવુ આ લવણને એલોપથીમા ઑરમ ક્લોરાઈડ (Aurum Chloride) નામ આપેલુ છે

એલોપથીમા ઑરમ ક્લોરાઈડની માત્રા $\frac{1}{60}$ થી $\frac{1}{30}$ ગ્રેન છે. ક્રમે ક્રમે $\frac{1}{5}$ ગ્રેન સુધી માત્રા વધારી શકાય છે આ લવણની ૧૫-૧૫ ગ્રેનની ટ્યુબો વિલાયતી દવા વેચનારને ત્યા તૈયાર મળે છે. એમા લોહીને શુદ્ધ કરવાનો, શક્તિવર્ધક, કામોત્તેજક, રસાયન અને ઉત્તેજક ગુણ છે એલોપથીમા આ લવણ વાતનાડિની ઓની અશક્તિ, ચિરકારી વૃક્કદાહ, માથાની શૂળ, કષ્ટાર્તવ, ગર્ભાશયનો ચિરકારી પ્રદાહ, બીજાશયમા વાતજન્ય શૂળ, ક્ષય, શ્વાસ, વાઈ, હિસ્ટીરિયા, આક્ષેપક નપુંસકતા વગેરે પર વપરાય છે

જો સુવર્ણલવણ વધારે માત્રામા લેવામા આવે તો પારાની માફક મો આવી જાય છે અને આમાશય અને આંતરડામા ઉગ્રતા ઉત્પન્ન થાય છે પછી ભૂખનો નાશ, પેટમા દુખાવો, સંગ્રહણી, હાથ-પગમા ફાટ, વ્યાકુળતા, હાથ-પગનો પક્ષાઘાત અને શ્વાસાવરોધ થઈ મૃત્યુ થાય છે. આ લવણ ખાવાથી તે પેશાબ મારફત શરીરમાથી બહાર નીકળી જાય છે.

**લોહ વગેરે ધાતુઓનુ મિશ્રણ**—જ્યા લોહ, તામ્ર કે બીજી ધાતુઓ મેળવવાની હોય ત્યા ભસ્મ જ મેળવવી જોઈએ કાચી ધાતુઓ મેળવવાથી ભસ્મમા ખરોખર ગુણ આવતો નથી.

લોહભસ્મ મેળવવા માટે લોહભસ્મ અને હરડેના ચૂર્ણને ૩ દિવસ ખરલ કરવું. પછી આમળાં અને બહેડાંનું ચૂર્ણ મેળવી ખરલ કરવું. પછી પાણી મેળવી એક અઠવાડિયા સુધી રહેવા દેવું, કે જેથી લોહભસ્મ ત્રિફળાના પાણીમાં ઓગળી જાય. તે પછી આ પાણીને કવાથ વગેરેમાં નાખી આસવ બનાવવો.

લોહાસવમાં લોહ મેળવવાનું પરિમાણ શાસ્ત્ર પ્રમાણે બહુ વધારે છે. એમાં લોખંડનો ભૂકો, મંડૂરભસ્મ કે હીરાકસીમાંથી કઈ વસ્તુ વધારે હિતકર છે એ વિચારણીય પ્રશ્ન છે. જો કે વિલાયતી હીરાકસી મેળવવાથી આસવમાં લોહનું પ્રમાણ વધારે આવે છે, તોપણ એમાંથી લોહનું શોષણ કેટલું થાય છે એ હજુ નક્કી થયું નથી.

**કેસર, કસ્તૂરી** વગેરેનું મિશ્રણ—આસવ-અરિષ્ટ તૈયાર થઈ જાય એટલે એને બાટલીમાં ભરી લેવા. પછી કસ્તૂરી, કેસર, કપૂર વગેરે સુગંધી દ્રવ્યોને મદ્યાર્ક-માં ઘોળી પ્રમાણસર શીશીમાં ટીપાં નાખવાં. પછી મજબૂત દાટા મારી દેવા.

આસવ તૈયાર કરવામાં કડવા વગેરે રસનું પરિવર્તન થઈ જાય છે. મીઠાશ, તૂરાટ, કડવાશ અને તીખાશ બહુ ઓછી થઈ જાય છે. ખાટો અને ખારો રસ વિરોધી છે. અમ્લરસ હોવાથી આસવમાં અમ્લતા આવી જાય છે. તેમજ લવણ-રસમાં આસવક્રિયા પણ બરોબર થતી નથી. ઘણું કરીને બધા આસવ-અરિષ્ટ જમ્યા પછી પિવાય છે. પણ રોગ અને રોગીની પરિસ્થિતિ પ્રમાણે તેમાં ફેરફાર કરવામાં આવે છે. આસવ-અરિષ્ટ માટે કવાથ કરવાની ઔષધિઓને રાત્રે પાણીમાં પલાળી સવારમાં ઉકાળવી. આસવ-અરિષ્ટમાં ગોળ મેળવવો હોય તો ૧ કે ૩ વર્ષનો જૂનો ગોળ લેવો જોઇએ.

સામાન્ય રીતે આસવ-અરિષ્ટ એકીવખતે ૧॥ થી ૨॥ તોલા લઈ તેટલું જ પાણી મેળવી લેવા જોઈએ. પાણી સાથે લેવાથી આસવોનું નાડીમાં શોષણ થઈ શરીરમાં તાત્કાલિક અસર થાય છે અને પાણી નાખ્યા વગર લેવાથી ગળામાં ખરખરી અને આમાશયમાં દાહ થાય છે.

આસવ-અરિષ્ટ સામાન્ય રીતે દીપન, પાચક, મળશોધક અને પૌષ્ટિક છે. આસવ-અરિષ્ટના સેવનથી ફાયદો જલદી થાય છે. ઘણી જાતના આસવ-અરિષ્ટ જૂના રોગોમાં બહુ હિતકર છે, અને કોઇ કોંઇ તીવ્ર વ્યાધિમાં પણ ફાયદાકારક છે. આસવ-અરિષ્ટ જેટલા જૂના થાય છે તેટલા જ વધારે ગુણકારી અને બિન-નુકસાનકારક બને છે. અગર જો આસવ-અરિષ્ટ કાચા રહી જશે તો થોડા જ વખતમાં દુર્ગંધ મારતા થઇ ખરાબ થઇ જશે. એટલા માટે ઉપર લખેલી રીત પ્રમાણે સંભાળપૂર્વક બનાવવા જોઇએ. આસવ-અરિષ્ટ તૈયાર થયા પછી પણ

ઉમતા રહે છે તે ધીરે ધીરે શાંત થઇ જાય છે. એટલા માટે ૩–૪ મહિના સુધી તો નવા આસવ–અરિષ્ટોનું સેવન ન કરવું જોઇએ.

નવા આસવ–અરિષ્ટ અથવા દારૂ ઘણું કરીને ભારે અને વાયડા હોય છે. જૂના થાય ( ઓછામાં ઓછા ૪ મહિના પછી ) ત્યારે તીવ્રતા ઓછી થઇ સ્રોત-શોધક, લઘુ, દીપન અને રુચિકર બને છે. જો આસવ–અરિષ્ટોને સંભાળપૂર્વક શીશીઓમાં ભરી રાખવામાં આવે તો જેટલા જૂના થાય છે તેટલા વધારે ગુણ-કારી બને છે.

**સૂચના**—(૧) ચોમાસામાં આસવ–અરિષ્ટ ન બનાવવા જોઈએ. સહેજ બેદરકારીથી બગડી જાય છે. તેમજ ઠંડી હવાવાળી જગ્યાએ આસવના વાસણને ન રાખવું જોઇએ.

(૨) પાણી ખૂબ ચોખ્ખું મેળવવું. પાણી ગરમ કરી ગાળીને મેળવવું, અથવા બાષ્પજલ મેળવવું. ખરાબ પાણી મેળવવાથી આસવક્રિયા બરોબર થતી નથી. ખારાશ હોય એવું પાણી ન લેવું.

(૩) આસવ–અરિષ્ટની ઔષધિઓનો ભૂકો જાડો લેવો. ઝીણું ચૂર્ણ મળી ગયું હોય તો તે કાઢી નાખવું. કારણ ગાઢપણું આસવપ્રક્રિયામાં બહુ બાધક છે. કવાથ કરવા માટે આગલે દિવસે સાંજે જ અધકચરા ભૂકાને પાણીમાં પલાળી રાખવો અને પછી બીજે દિવસે કવાથ કરવો.

(૪) કવાથ ધીમા તાપે કરવો જોઈએ અને કવાથ તૈયાર થાય એટલે ગરમ ગરમ જ ગાળી લેવો જોઇએ. બાકી ઔષધિને સારી રીતે દબાવી પાણી કાઢી નાખવું જોઇએ.

(૫) આસવ–અરિષ્ટ બનાવવા માટે વાસણ ચોખ્ખું લેવું જોઈએ. પહેલાં જટામાંસી, ચંદન, અગર, ગૂગળ, કપૂર, મરી, સાકર વગેરેનો ધૂપ આપી જંતુઓ અને દુર્ગંધ દૂર કરવી. પછી આસવ–અરિષ્ટનો દ્રવ ભરવો.

(૬) મધુર પદાર્થો કવાથ ઠંડો પડયા પછી નાખવા. સારી રીતે મળી જાય પછી બાકીનું ચૂર્ણ મેળવવું. પછી દંડાથી હલાવી સારી રીતે મિશ્રણ કરી લેવું.

(૭) ધાવડીનાં ફૂલ નવાં અને તાજાં લેવાં જોઇએ.

(૮) ગોળ અને મધ જૂનાં હિતકર છે. પરંતુ ગોળ ખારો, ગંધાતો, કાળો કે ખાટો ન લેવો જોઇએ. તેમજ મધ પણ ખાટું, કાળું કે ગંધાતું ન લેવું જોઇએ.

(૯) ગોળ વગેરે મધુર પદાર્થોમાં ખટાશ આવી હોય, કોઇ જાતની ગંધ કે તેજાબની અસર હોય તો આસવ બન્યા પછી લાંબો વખત નહિ ટકી શકે.

(૧૦) ઘણીવાર ગોળ અને મધ ખાટાં અને ગંધાતાં થઇ જાય છે. તેમજ

ફળોના રસ પણ કાઢ્યા પછી થોડો વખત પડી રહેવાથી બગડી જાય છે. એવી બગડેલી વસ્તુઓ આસવ–અરિષ્ટ બનાવવામાં ન વાપરવી જોઇએ.

(૧૧) આસવપ્રક્રિયા પૂરી થયા પછી અમ્લ દ્રવ્યની ક્રિયા થવા માંડે છે. જ્યાં સુધી આસવક્રિયા હોય ત્યાં સુધી અમ્લક્રિયા થતી નથી. પછી અમ્લક્રિયાથી આસવનું સરકામાં રૂપાંતર થાય છે.

(૧૨) આસવ–અરિષ્ટ તૈયાર થાય એટલે ગાળી, બીજી બરણીમાં ભરી, ૧૦–૧૫ દિવસ રાખી મૂકવા. પછી ઉપરનું સાફ નીતરું પ્રવાહી સંભાળપૂર્વક શીશીઓમાં ભરી મજબૂત બંધ કરવી.

(૧૩) આસવ–અરિષ્ટ શીશીઓમાં છલાછલ ન ભરવા જોઈએ. મોં સુધી ભરી દેવાથી આસવ–અરિષ્ટમાં જોશ આવી શીશી ફાટવાનો ભય રહે છે. માટે થોડો ભાગ ખાલી રાખવો જોઈએ.

(૧૪) આસવ–અરિષ્ટ ભરતી વખતે શીશીઓમાં થોડા પાણીનાં ટીપાં રહી જાય તો આસવ બગડી જાય.

(૧૫) આસવ–અરિષ્ટ શીશીઓમાં ભરતી વખતે તળિયે જાડો ભાગ રહી જાય છે તેને અંદર જવા ન દેવો જોઈએ.

(૧૬) બહુ જાડા, પચતી વખતે દાહ ઉત્પન્ન કરનારા, ગંધાતા, બગડેલા, બેસ્વાદ, જીવડાવાળા, વિપાકમાં ભારે, હૃદયને અપ્રિય, નવા બનાવેલા, તીક્ષ્ણ, ઉષ્ણ ( અડકતાં ગરમ લાગે તેવા ), ગંદા, બગડેલા વાસણમાં રાખેલા, બહુ ઓછા પ્રમાણમાં ઔષધિઓ મેળવેલા, બગડી જવાથી ભરી તૈયાર કરેલા, ઉઘાડા વાસણમાં ભરેલા, બહુ પાતળા, બહુ ભારે અને વાસણની તળિયાના ભાગમાં સહેજ રહે તે; આ બધા આસવ કે મદ્ય ન લેવાં જોઇએ.

(૧૭) ગરમ ઉપચાર સાથે, ભૂખ લાગી હોય ત્યારે અને રેચ લીધો હોય ત્યારે આસવ–અરિષ્ટ ન લેવાં જોઇએ.

અર્ક—ઘણી ચીજોનો રોજરોજ ઉકાળો કરવામાં મહેનત પડે છે અને વખત જાય છે. તે ઉપરાંત કવાથ બેસ્વાદ હોય છે જેથી બધાં પી શકતાં નથી. અથવા જો તે દવાનો અર્ક કાઢવામાં આવે તો નાજુક પ્રકૃતિવાળા દરદી પણ સહેલાઇથી લઇ શકે છે અને ફાયદો પણ પૂરેપૂરો થાય છે.

ઘણી સખ્ત વસ્તુઓનો માત્ર કવાથ જ ફાયદાકારક બને છે. કારણ કે ઘન તત્ત્વ અર્કરૂપે થઇ ઉપર નથી ચઢતું. પણ ઘણી તેલી ચીજો અને મૃદુ ઓષધિઓના કવાથ કરતાં અર્ક વધારે ફાયદો કરે છે. કારણ કે કવાથ કરવાથી તેલી પદાર્થોનો તેલનો અંશ મોટે ભાગે ઉડી જાય છે. માટે કવાથ અથવા અર્ક તૈયાર કરતાં પહેલા ઔષધિના સ્વરૂપ તરફ ધ્યાન રાખવું જોઈએ.

ગોરે ભાગે અર્ક ૬ મહિના સુધી ગુણકારી રહે છે. નલિકાયંત્ર વડે કાઢેલા અર્કમા પાણીનુ એકાદ ટીપુ પડી જશે અથવા પાણીવાળી શીશીમા ભરવામા આવશે તો થોડા જ વખતમા અર્કમા ફુગ આવી બગડી જશે રેકટિફાઇડ સ્પીરિટથી બનાવેલો અર્ક ૫-૭ વર્ષ સુધી ગુણવાળો રહે છે રેકટિફાઇડ સ્પીરિટમા બનાવેલા અર્કોને મજબૂત દાટાવાળી શીશીમા ભરી રાખવા જોઇએ, નહિ તો ઊડી જઇ ઓછા થઇ જશે

## (૧) દશમૂલારિષ્ટ

**વિધિ**—દશમૂળ બધા મળી ૨૦૦ તોલા, ચિત્રની છાલ ૧૦૦ તોલા, પુષ્કરમૂળ ૧૦૦ તોલા, લોધર ૮૦ તોલા, ગળો ૮૦ તોલા, આમળા ૬૪ તોલા, ધમાસો ૪૮ તોલા, ખેરની છાલ બિયાની છાલ અને હરડેની છાલ એ બધી ૩૨-૩૨ તોલા, કઠ, મજીઠ, દેવદાર, વાવડિંગ, જેઠીમધ, ભારંગમૂળ, કોઠુ, બહેડા, સાટોડીના મૂળ, ચવક, જટામાસી, ધઉલા, અનંતમૂળ, શાહજીરું, નસોતર, રેણુકબીજ, રાસ્ના, પીપર, સોપારી, હળદર, ચૂરો, સૂવા, પદ્મકાષ્ઠ, નાગકેસર, નાગરમોથ, ઇંદ્રજવ અને કાકડાશિંગ દરેક ૮-૮ તોલા, વિદારીકંદ, આસન, જેઠીમધ અને વારાહીકંદ એ દરેક ૧૬-૧૬ તોલા લેવા બધાને ખાડી આઠગણા પાણીમા ક્વાથ કરવો ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવુ પછી ૨૫૬ તોલા દ્રાક્ષને ૧૦૨૪ તોલા પાણીમા ઉકાળવી પોણા ભાગનુ પાણી બાળી રહે ત્યારે ઉતારી લેવુ પછી બને ક્વાથને મસળી-ગાળી મધ ૧૨૮ તોલા, ગોળ ૧૬૦ તોલા, ધાવડીના ફૂલ ૧૨૦ તોલા, ચણકબાબ, વાળો સફેદચંદન, જાયફળ, લવંગ, તજ, એલચી, તમાલપત્ર, પીપર અને નાગકેસર દરેક ૮-૮ તોલા લઇ અધકચરા ખાડી અંદર નાખવા અને કસ્તૂરી ૩ માસા નાખી મો બધ કરી ૧॥ મહિનો મૂકી રાખવુ પછી પરિપક્વ થઇ જાય એટલે ગાળી લેવુ પછી નિર્મળીના બી નાખી અરિષ્ટ સ્વચ્છ બનાવી લેવો (ભૈ ૨)

**સૂચના**—કસ્તૂરી પહેલા નાખવા કરતા આસવ તૈયાર થયા પછી મેળવવામા આવે તો સુગંધ રહે છે અને ફાયદો પણ વધારે થાય છે

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા દિવસમા ૨ વાર જમ્યા પછી પાણી સાથે આપવો

**ઉપયોગ**—દશમૂલારિષ્ટના સેવનથી સંગ્રહણી, અરુચિ, શ્વાસ, કાસ, ગુલ્મ, ભગંદર, વાતરોગ, ક્ષય ઊલટી, પાંડુરોગ નેત્રરોગ, મળો, કુષ્ઠ, અર્શ, પ્રમેહ, મંદાગ્નિ, ઉદરરોગ, પથરી, મૂત્રકૃચ્છ્ર, ધાતુક્ષય વગેરે રોગો મટી જાય છે નબળા ઓને એ પુષ્ટ બનાવે છે, વધ્યા સ્ત્રીને સંતાન આપે છે, તેમજ ધાતુ અને બળ વધારે છે આ દવા ખાસ કરીને વાતરોગ, મૂત્રરોગ અને ઉદરરોગનો નાશ કરનાર છે અને પેટના અવયવોને શક્તિ આપનાર છે

સુવાવડી સ્ત્રીઓ માટે આ ઔષધિ ખૂબ હિતકર છે. સુવાવડી સ્ત્રીને પહેલા ૧૦ દિવસ આપવાથી મંદાગ્નિ, જીર્ણજ્વર, કાસ, શ્વાસ, વાયુવિકાર વગેરે રોગો ઉત્પન્ન થવાનો ભય નથી રહેતો અને પ્રકૃતિ સારી રહે છે. તેમજ આ અરિષ્ટમાં થોડો સ્તંભક ગુણ હોવાથી પ્રસૂતાના અતિસાર, રક્તાતિસાર, સંગ્રહણી વગેરે રોગોમાં પણ ફાયદાકારક છે.

ગર્ભાશયની શિથિલતા કે બીજા રોગોને લીધે વારંવાર ગર્ભપાત કે ગર્ભસ્રાવ થઇ જવો, અથવા ગર્ભ જ ન રહેવો, જો સંતતિ હોય તો કૃશ, રોગી હોવી, વગેરે રોગોમાં દશમૂલારિષ્ટ ઉત્તમ ઔષધિ છે. જે સ્ત્રીઓને ગર્ભાશયની અશક્તિને લીધે ગર્ભ ન રહેતો હોય તેનું ગર્ભાશય પુષ્ટ બનાવી આ સંતતિ પ્રાપ્ત કરાવે છે; તેમજ પુરષો માટે પણ વીર્યની શુદ્ધિ અને વૃદ્ધિ કરનાર છે.

જૂના સંગ્રહણીમાં મંદાગ્નિ થઇ શરીર કૃશ થઈ જાય છે. તેવે વખતે જમ્યા પછી દશમૂલારિષ્ટ આપવો ફાયદાકારક છે.

સૂતિકાજ્વરની તીવ્ર અવસ્થામાં પ્રતાપલંકેશ્વર અને દશમૂલારિષ્ટ સારું કામ આપનારી દવાઓ છે. સુવાવડમાં સ્વચ્છતા અને સાવધાની ન રહેવાથી સૂતિકાજ્વર ઉત્પન્ન થાય છે. આ તાવ બહુ ભયંકર છે. એમાં એક જાતના જંતુઓનો અનુબંધ હોય છે. પ્રસવ થયા પછી ૧-૨ દિવસમાં જ આ તાવ આવે છે. પ્રસવપીડા, પ્રસવ પછીથી થનારો લોહીનો સ્રાવ અને મેલ પડવાથી જીવનીય શક્તિ બહુ ક્ષીણ થઇ જાય છે. આ કારણથી જંતુઓને પોતાનો પ્રભાવ બતાવવાની તક મળી જાય છે. આ તાવમાં ગરમી ૧૦૩° થી ૧૦૫° સુધી વધી જાય છે; ભયંકર તરસ, બહુ જ અકળામણ, ભયંકર માથાનું દરદ, યોનિસ્રાવમાં ૨-૩ દિવસ પછી દુર્ગંધ આવવી, યોગ્ય ઉપચાર ન થવાથી સાન્નિપાતિક લક્ષણોની ઉત્પત્તિ, બેશુદ્ધિ, બકવાટ, કોઈ કોઇને ધનુર્વાત, દાંત બંધાવા અને હનુગ્રહ વગેરે લક્ષણો થાય છે. આ તાવ પર દશમૂલારિષ્ટ ઉત્તમ ઉપયોગી છે. એનાથી રોગપ્રત્યનીક શક્તિ અને રોગનિરોધક શક્તિ વધે છે. એ કારણથી કોઇવાર ગર્ભાશયમાંથી વધારે સ્રાવ અને કોઇવાર બહુ જ વધારે સ્રાવ થાય છે. ગર્ભાશય તરફ લોહીનું દબાણ વધારે થવાથી લોહી અને ક્લેદ પણ વધારે પડે છે; એને પરિણામે જંતુઓ અને વિષ શરીરમાં રહી શકતાં નથી અને ગર્ભાશયનો સંકોચ અને નિયમન થાય છે. તેમજ એથી મક્કલશૂળ પણ મટે છે.

દશમૂલારિષ્ટમાં રહેલા અનેક જીવનીય દ્રવ્યોને લીધે પ્રત્યનીક શક્તિ બળવાન બને છે. એ કારણથી પ્રસવ થયા પછી તરત જ આ આસવ શરૂ કરવામાં આવે તો રોગનિરોધક શક્તિ ઉત્પન્ન થાય છે અને તેથી સૂતિકાજ્વર ઉત્પન્ન થતો નથી. આ હેતુથી જૂના વખતથી આપણા દેશમાં સુવાવડમાં દશમૂળનો કે બીજો ઉકાળો

આપવાનો રિવાજ છે. જો સુતિકાજ્વર ઉત્પન્ન થયા પછી પણ આ અરિષ્ટ કે ઉકાળો આપવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

પ્રસુતિ એ કુદરતી કાર્ય છે. એમાં કશાની પણ જરૂર ન પડે તે સ્થિતિ ઉત્તમ ગણાય. જંગલમાં રહેતાં પશુઓ માટે પ્રસુતિનો પ્રશ્ન જ ઊભો થતો નથી. તેમને કષ્ટ પડ્યા વગર પ્રસુતિ થાય છે. એ રીતે કુદરતના નિયમો પાળનાર ગામડાના માણસોમાં પણ એવું જ માલૂમ પડે છે. પ્રસુતિ થાય પછી શરીર અને બાળકને નદીના વહેણમાં ધોઈ ખોળામાં સુવાડી કરનારી સ્ત્રીઓ આ વીસમી સદીમાં પણ મળે છે. એમને સુતિકાજ્વર કે તેને અંગેના વિકારો થતા નથી; કારણ એમનામાં રોગનો પ્રતિકાર કરવાની શક્તિ બળવાન છે. એવે સ્થળે જંતુઓ પ્રવેશ કરી શકતા નથી, અને પ્રવેશ કરે તોપણ તે જીવી શકતાં નથી. એવી સ્ત્રીઓનું શરીર જંતુઓની વૃદ્ધિ માટે અનુકૂળ નથી. શહેરી સ્ત્રીઓમાં પ્રતિકાર-શક્તિ નબળી હોય છે માટે તેવી સ્ત્રીઓ માટે દશમૂલારિષ્ટ સુવારોગ થતો અટકાવનાર તરીકે ઉપયોગી છે.

સુતિકાવસ્થા કે પ્રસુતિ પછી ઉત્પન્ન થનાર સંગ્રહણી કે ઝાડામાં દશમૂલા-રિષ્ટ બહુ ઉપયોગી છે. બીજી વખતે પણ સુતિકાજ્વરના શેષ જંતુઓ મળમાં હોય તેથી ઉત્પન્ન થનાર સંગ્રહણીમાં દશમૂલારિષ્ટ ઉત્તમ ઉપયોગી છે.

આ આસવ વાયુનું શમન કરનાર હોવાથી મક્કલશૂળ પણ મટાડે જ છે. એ ઉપરાંત કેડ, કાખ અને કોઠામાં શૂળ, ભયંકર માથાની શૂળ, વાતજન્ય પરિણામશૂળ વગેરે પર પણ એ સારો ઉપયોગી છે. આ રોગોમાં માત્રા ઓછી આપવી જોઈએ.

વાતજન્ય શ્વાસમાં આ આસવ સારો વપરાય છે. શ્વાસની સાથે સૂકી ખાંસી હોય, તે પણ મટી જાય છે. કાસ અને શ્વાસ બંનેમાં પ્રાણ અને ઉદાન-વાયુ દૂષિત થાય છે. વાતજન્ય શ્વાસ અને કાસમાં સૂકી ખાંસી ખૂબ આવે છે. સૂકી ખાંસી એવી આવે છે કે એમાં કફ પડતો નથી. જોરથી આવતી સૂકી ખાંસી અને હાંફથી દરદી અકળાઈ જાય છે. કેટલાક દરદીઓ બેભાન થઇ જાય છે; અથવા સહેજ મૂર્છા આવી જાય છે અને નાડીનો વેગ વધી જાય છે. આ સ્થિ-તિમાં દશમૂલારિષ્ટ પાણીમાં મેળવી ૨–૨ કલાકે થોડો થોડો આપવો જોઈએ. સાન્નિપાતિક જ્વરમાં પણ એવી સ્થિતિ થાય ત્યારે આ આસવ અપાય છે.

ભગંદર વારંવાર શસ્ત્રક્રિયા કરવા છતાં રુઝાતું નથી, વારંવાર પરુ નીકળે છે, ફૂટે છે અને બીજી બાજુ નવું મોં થાય છે ત્યારે એવા લક્ષણવાળાને શત-પોનક કહે છે. એ સ્થાનમાં, વ્રણ ભરાવાની શક્તિ ક્ષીણ થઇ જાય છે. આ રીતે કેટલાક જૂના નાડીવ્રણોમાં પણ એવું જ થઈ જાય છે. વારંવાર શસ્ત્રક્રિયા કરા-

વવી પડે છે, તો પણ વ્રણ ભરાતો નથી; અને કેટલાક નાડીવ્રણમાંથી આખો દિવસ પરુ નીકળ્યા કરે છે. મધુમેહ, જૂનો પરમિયો, ઉપદંશ અને ક્ષયમાં આવી સ્થિતિ થાય છે અથવા બીજાં જ અજ્ઞાત કારણોથી પણ આવું થાય છે. લોહી વગેરે ધાતુઓની શક્તિ ઓછી થઈ જવાનાં બીજાં પણ ઘણાં કારણો છે. આ બધા પ્રકારો પર દશમૂલારિષ્ટ ઉત્તમ ઔષધિ છે.

આયુર્વેદે જુદાજુદા વિકારોની જુદીજુદી જાતની પરિસ્થિતિઓને વાતવ્યાધિમાં ગણાવી છે. વાતવાહિનીઓ અને સ્નાયુઓમાં પ્રેરણા, પ્રસ્પંદન અને ઉદ્વહન વગેરે કાર્ય તથા સચેતન પરમાણુ, ઘટક (કોષાણુ–Cells) અને માનસ ક્ષેત્રમાં વિવેકકાર્ય આ બધાની દૂષિતતા વાતરોગમાં સમાવી છે. વાતરોગમાં વાતસ્થાન દૂષિત થવાથી અનેક વિકારો ઉત્પન્ન થાય છે; તેમજ ભય, શોક, કામ વગેરે માનસવિકૃતિથી ઉત્પન્ન થનારા રોગોનો સમાવેશ પણ વાતરોગમાં થાય છે. અકસ્માતથી મન પર આઘાત લાગી થનારા રોગોને પણ વાતરોગમાં ગણ્યા છે. આ બધા પ્રકારના વિકારો પર દશમૂલારિષ્ટ ઉત્તમ કામ કરનાર ઔષધિ છે. એનાથી વાયુનું શમન થાય છે, જીવનતત્ત્વ મળવાથી વાતસ્થાન પુષ્ટ થાય છે, તેમજ આ અરિષ્ટમાં વાતશામક ગુણ હોવાથી મંકોચ, મેદ, સ્તંભ, કલાયખંજ, ખાલી, વિશ્વાચી અને ગૃધ્રસી વગેરે વાતરોગો પર, એ બહુ ફાયદાકારક મનાય છે.

અસ્થિ અને વાયુનો આશ્રય-આશ્રયીભાવ છે. એ કારણે અસ્થિક્ષય રોગમાં દશમૂલારિષ્ટ ઉત્તમ ઔષધિ મનાય છે. ખાસ કરીને પ્રસવ પછી આ રોગ થયો હોય તો આ અરિષ્ટ જરૂર વાપરવો જોઇએ. અસ્થિમાર્દવ થઇ કમરમાં દુખાવો થવો, ચાલવામાં બંને પગ પર ખૂબ ભાર દઇ ચાલવું, પગ બહુ મહેનતે ઊંચકીને ચાલવું, સાંધાઓ પર ગાંઠ થઇ હોય એવું લાગવું, ઝીણો ઝીણો તાવ આવવો, વગેરે લક્ષણો થાય ત્યારે દશમૂલારિષ્ટ બહુ સુંદર ઔષધિ છે. (આ. ગુ. ધ. શા.)

**સૂચના**—જે પ્રસૂતા સ્ત્રીના મોંમાં ચાંદાં, દાહ, ગરમ-ગરમ પાણી જેવા ઝાડા, તરસ વગેરે લક્ષણો હોય એવી પિત્તપ્રધાન પ્રકૃતિમાં દશમૂલારિષ્ટ ન આપવો.

## (૨) લોધ્રાસવ

**વિધિ**—પઠાણી લોધર, કચૂરો, પુષ્કરમૂળ, કાગદી એલચી, મોરવેલ, વાવડિંગ, હરડે, બહેડાં, આમળાં, અજમો, ચવક, ધઉંલા, ચીકણી સોપારી, ઇંદ્રવરણાનાં મૂળ, કરિયાતું, કડુ, ભારંગમૂળ, તગર, ચિત્રકનાં મૂળ, પીપળીમૂળ, કઠ, અતિવિષા, નખલો, તમાલપત્ર, કાળીપાટ, મરી, નાગરમોથ, ઇંદ્રજવ, નાગકેસર અને કડાછાલ આ ૩૦ વસ્તુઓ દરેક ૧-૧ તોલો લેવો. બધાંને અધકચરી ખાંડી ૧૦૨૪ તોલામાં નાખી ધીમી આંચ પર ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે

ત્યારે ઉતારી, ઠંડુ પડ્યા પછી ગળી ગાળી લેવુ ઠંડું પડે એટલે ૧૨૮ તોલા મધ નાખી બરણીમા ભરી મો બંધ કરી ૧૫ દિવસ રાખી મૂકવુ પછી ગાળીને બાટલીઓમા ભરી લેવુ (ચ. સં.)

**માત્રા**—૧। થી ૨॥ તોલા તેટલા જ પાણી સાથે આપવો

**ઉપયોગ**—આ આસવ પિત્તજ પ્રમેહ (ક્ષારમેહ, કાલમેહ, નીલમેહ, હારિદ્ર મેહ, માંજિષ્ઠમેહ, અને રક્તમેહ (ઉદકમેહ, સાંદ્રમેહ, પિષ્ટમેહ, શીતમેહ વગેરે )નો નાશ કરે છે તેમજ પાંડુરોગ, અર્શ, અગ્નિ, સંગ્રહણી, મંદાગ્નિ વગેરે જુદાજુદા ક્ષુદ્રકુષ્ઠ પણ મટાડે છે. લોહાસવ યકૃતને શક્તિ આપનાર હોવાથી યકૃતપિત્તના વિકારોથી ઉત્પન્ન થનારા રોગોનો નાશ કરે છે આ આસવ રક્તપ્રદર, રક્ત પિત્ત, બાળકોના મસૂરિકા અને રોમાંતિકા થઇ ગયા પછી લોહીમા રહી જનાર વિષ અને મૂત્રનો અવરોધ વગેરે રોગોમા ઉપકારક છે રક્તપ્રદરમા લોહાસવ સાથે અરવિંદાસવ અને સારસ્વતારિષ્ટ મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે

## (૩) કુમાર્યાસવ

**વિધિ**—કુવારપાઠાનો રસ ૧૦૨૪ તોલા અને ગોળ ૪૦૦ તોલા લેવો હરડે અથવા ભાગ ૧૦૦ તોલાને ૧૦૨૪ તોલા પાણીમા મેળવી, ઉકાળી, ક્વાથ કરવો ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ પછી કુવારનો રસ, ગોળ અને ક્વાથ ત્રણે મેળવી બરણીમા ભરી લેવો પછી મધ ૨૫૬ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, જાયફળ, લવંગ, ચણુબાબ, જટામાસી, ચવક, ચિત્રક, જાવત્રી, કાકડાશિંગ, બહેડાની છાલ અને પુષ્કરમૂળ આ દરેક ૪-૪ તોલા લઇ અધકચરો ભૂકો કરી નાખવો, અને લોહભસ્મ ૨ તોલા અને તામ્રભસ્મ ૨ તોલા નાખી પેક કરી ૨૦ દિવસ રાખી મૂકવો પક્વ થાય એટલે ગાળી બાટલીઓ ભરી લેવી (યો ૨)

**સૂચના**—ભસ્મ નાખવાની રીત પ્રકરણની શરૂઆતમા આપી છે એ રીતે મેળવવુ વધારે લાભદાયક છે કુવારનો રસ કાઢવા માટે નાના નાના કટકા કરી, કડાઇમા નાખી ગરમ કરવાથી સહેલાઇથી રસ નીકળે છે

**માત્રા**—૧। થી ૨॥ તોલા, દિવસમા ૨ વાર જમ્યા પછી, પાણી સાથે

**ઉપયોગ**—આ આસવથી સ્ત્રીઓના ઋતુદોષ, ગુલ્મ, રક્તગુલ્મ, બરોળ, ખાસી, શ્વાસ, ક્ષય, ઉદરરોગ, અર્શ, વાતરોગ, અપસ્માર, મંદાગ્નિ, ઉદરશૂળ વગેરે રોગો મટી જાય છે અને પાચનશક્તિ બળવાન બને છે

મૂળ સંસ્કૃત ગ્રંથોમા વિજયા શબ્દ છે વિજયા એ હરડે અને ભાગ બંનેનુ નામ છે અમે બંને જાતના આસવો બનાવી વાપરી જોયા છે

કેટલાક ચિકિત્સકો નાના બાળકોને આપવા માટે લોહ અને તામ્ર વગરનો

કુમાર્યાસવ બનાવરાવે છે. આ રીતે એક જ પાઠમાંથી ભાંગવાળો, હરડેવાળો અને તામ્ર અને લોહ વગરનો એમ ત્રણ જાતના આસવ બને છે.

કુંવારના રસમાં કડવાશ છે. આ કડવાશ આસવક્રિયાથી ફેરવાઇ જાય છે. કુંવારનો રસ સ્પર્શમાં શીતળ અને વીર્યમાં પણ શીતળ છે. પરંતુ કુમાર્યાસવમાં એ ગુણ નથી. આસવક્રિયાના યોગથી આ ગુણ બદલાઈ જાય છે.

**હરડેવાળો કુમાર્યાસવ**—કુમાર્યાસવ દીપન-પાચન, સહેજ સ્રંશન ગુણવાળો, મૂત્રલ, સહેજ શક્તિ આપનાર, સોજો મટાડનાર, રક્તનું પ્રસાદન અને દાહનું શમન કરનાર છે. આ આસવની અસર ખાસ કરીને પચનેન્દ્રિય પર થાય છે. આમાશય, ગ્રહણી, અગ્ન્યાશય, યકૃત, નાનાં મોટાં આંતરડાં, ગુદનલિકા અને ગુદત્રિવલી બધા પર એની અસર થાય છે. એના પ્રયોગથી આ બધા અવયવોમાંથી પિત્તનો સ્રાવ થાય છે. એની અસર ગર્ભાશય, બીજાશય, બીજવાહિનીઓ વગેરે પર પણ થાય છે. આ સ્થાનોમાં સહેજ સ્રાવ ઉત્તેજના આવી આર્તવ આવે છે. કુમાર્યાસવ વધારે દિવસો સુધી મોટા પ્રમાણમાં આપવાથી મોટાં આંતરડાં, ગુદકાંડ અને ગુદત્રિવલીની શિરાઓ લોહીથી ભરાઈ રક્તાર્શ થાય છે, અથવા લોહી પડવા માંડે છે. કુમાર્યાસવના સેવનથી દસ્ત સાફ આવે છે અને મળનો રંગ સહેજ લીલો થાય છે; શૌચ વખતે સહેજ દરદ થાય છે. પણ બધાને નહિ.

કુમાર્યાસવ કદી પણ સતત અને વધારે પ્રમાણમાં આપવો જોઇએ નહિ. એની અસર મૂત્રપિંડ, ગવિનીઓ અને મૂત્રાશય પર પણ થાય છે. કોઇ કોઇ વાર એનાથી મૂત્રમાર્ગમાં પણ ગરબડ થાય છે. કેટલાકને વૃક્ક-પ્રદાહ (Nephritis) થઇ જાય છે. માટે કુમાર્યાસવનો આ દોષ ધ્યાનમાં રાખીને, યોગ્ય સમયે યોગ્ય રોગ પર યોગ્ય માત્રામાં જેને આપી શકાતો હોય તેને જ આપવો જોઇએ. મૂત્રરોગ, પ્રવાહિકા (મરડો) અને અંત્રપ્રદાહ (Enteritis) વાળા દરદીને એ ન આપવો જોઈએ. આ બાબતો સાચવીને આ આસવ વાપરવામાં આવે તો ઉત્તમ ઔષધિ છે. નાનાં બાળકો માટે તો આ અમૃત છે. આ આસવથી પાચનક્રિયા સુધરે છે, આંતરડાં બળવાન બને છે, દસ્ત સાફ આવે છે, પાચકપિત્તનો સ્રાવ વધારે થાય છે, અને આહારરસ સારો બને છે. પછી એની શોષણક્રિયા સારી થાય છે, રક્ત સબલ બને છે, શરીરની શક્તિ વધે છે અને ગુદત્રિવલીમાં રહેલા સૂક્ષ્મ કૃમિઓ નાશ પામે છે. એ ઉપરાંત આ આસવની અસર શ્વાસવાહિનીઓ પર પણ થાય છે અને એમાંથી કફ છુટો પડવા માંડે છે.

કુમાર્યાસવ નાનાં બાળકોને વારંવાર થતી ખાંસીમાં બહુ ઉપયોગી દવા છે. એનાથી શ્વાસનલિકામાં સારો સ્રાવ થઇ ભેગો થયેલો કફ જલદી પડવા માંડે એની અસર પ્રાણ અને ઉદાનવાયુ પર થઈ ખાંસી ઓછી થઈ જાય છે. શ્વાસ

કફ અને વાતદોષની દુષ્ટિથી ઉત્પન્ન થયેલા શ્વાસમાં આ આસવ આપવાથી શ્વાસ ઓછો થાય છે. ખોરાકમાં નિયમ ન પાળવાથી થયેલા ક્ષયમાં કુમાર્યાસવ થોડા પ્રમાણમાં આપવાથી સહેજ રાહત મળે છે.

મંદાગ્નિ અને અરુચિમાં આમાશયમાં રહેલા અમ્લપિત્તનો સ્રાવ બરોબર થતો નથી; એથી થોડું ખાવા છતાં પણ પચતું નથી, ગળ્યા ઓડકાર આવે છે, મોંમાં પાણી છૂટે છે, તેમજ પેટમાં ભાર, ખોરાક પર રુચિ ન થવી વગેરે લક્ષણો થાય છે. આ રોગમાં કુમારીઆસવ લેવાથી આમાશયમાંથી પિત્તનો સ્રાવ બરોબર થવા માંડે છે. આ વિકારો પર આસવ જમવાના અર્ધા કે એક કલાક પહેલાં આપવો જોઈએ.

ખોરાક ગ્રહણીમાંથી નાના આંતરડામાં જાય ત્યારે ગ્રહણી સશક્ત હોય તો કાંઇ પણ તકલીફ પડતી નથી; નહીંતર એમાં ગરબડ થઈ અન્નની ગતિ સાથે શૂળ ઉત્પન્ન થાય છે. શૂળ બહુ સખ્ત નથી હોતી; સામાન્ય હોય છે. શૂળ ખાધા પછી ૨—૩ કલાકે મારે છે, મોંમાં પાણી ભરાઇ જાય છે અને ઊલટી થશે એવું લાગે છે. આવી શૂળ પર કુમાર્યાસવ ઉત્કૃષ્ટ કામ કરે છે.

અગ્ન્યાશયમાંથી આગ્નેય રસનો સ્રાવ બરોબર ન થતો હોય તો કુમાર્યાસવથી સ્રાવ બરોબર થવા માંડે છે, આ કાલમેહ અને નીલમેહમાં દેખાય છે.

કુમાર્યાસવ યકૃતને શક્તિ આપનાર હોવાથી યકૃતની વૃદ્ધિમાં ઉપયોગી ઔષધિ છે. યકૃત નબળું પડી જવાથી યકૃતપિત્તનો સ્રાવ બરોબર થતો નથી. એની પર કુમાર્યાસવ આપવો જોઇએ. યકૃતની અશક્તિથી ઉત્પન્ન થયેલા અતિસારમાં કુમાર્યાસવ અમૃત સમાન કામ કરે છે. આ વિકારમાં ખાસ કરીને મળ સફેદ રંગનો ગંધાતો હોય છે.

પિત્તાશય વિકૃત થઇ પિત્તની ઘનતા અને તીવ્રતા વધવાથી ઉત્પન્ન થયેલ શૂળ અને પિત્તાશ્મરીથી ઉત્પન્ન થયેલ પિત્તજ શૂળ પર કુમાર્યાસવની સારી અસર થયાના ઘણા દાખલા મળે છે.

આ આસવથી યકૃતની વૃદ્ધિથી ઉત્પન્ન થનાર સૂકી ખાંસી બહુ જલદી મટી જાય છે. નાનાં બાળકોના યકૃતવિકારમાં આ બહુ ઉપયોગી દવા છે. યકૃદાલ્યુદરમાં પાણી ભરાય તે પહેલાં અગર પાણી ભરાવા માંડે કે તરત કુમાર્યાસવ અપાય છે. એની સાથે મૂત્રલક્ષાર કે તામ્રભસ્મ જેવી સંઘાતભેદન કરનારી દવા આપવાથી જલદી ફાયદો થાય છે. એ ઉપરાંત વચ્ચે વચ્ચે સખ્ત રેચ પણ આપતા રહેવું જોઇએ.

બરોળની વૃદ્ધિ પર આ ઉત્કૃષ્ટ અસર કરે છે. રોગ બહુ જૂનો હોય તો એની સાથે તાપ્યાદિલોહ આપવાથી બહુ સારું કામ કરે છે. બરોળ બહુ મોટી

થઇ હોય તો લોહવાળી પ્લીહાંતક વટી અને પારિજાતક (સેહિતક)નું ચૂર્ણ કે ક્વાથ આપવો વધારે હિતકર છે.

જૂની કબજિયાતમાં કુમાર્યાસવ સારી રીતે વપરાય છે. એનાથી આંતરડાની પુરઃસરણ ક્રિયા વધે છે અને મળશુદ્ધિ થાય છે. પરંતુ આ આસવ લાંબો વખત ન લેવો જોઇએ; નહિ તો આંતરડાનો પ્રદાહ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે.

અર્શ પર કુમાર્યાસવ વપરાય છે. એનાથી અર્શ નાશ નથી પામતા; પણ મસા મુલાયમ અને નબળાં થઈ જાય છે. પછી ધીમે ધીમે એનું જોર ઘટતું જાય છે. રક્તાર્શમાં આ આસવ વપરાય છે. એનાથી આંતરડામાં આમવિષ ઉત્પન્ન થયું હોય તો તે નાશ પામે છે, અને એને પરિણામે અર્શમાં ફાયદો થાય છે.

બધી જાતના ઉદરરોગોમાં આ આસવ વપરાય છે. એનાથી મંદાગ્નિ મટે છે. સંચિત થયેલા મળમાંથી ધીમે ધીમે થોડો–થોડો તૂટી બહાર નીકળ્યા કરે છે. એ કારણથી ઉદરરોગોમાં એની સારી અસર થાય છે. જલોદરમાં પણ આ આસવ ઉપયોગી છે. પરંતુ એમાં આ આસવ સાથે ક્ષાર–મૂત્રલ અને રેચક દવા આપવી જોઈએ. આ આસવ યકૃતના વિકારથી ઉત્પન્ન થયેલા જલોદરમાં અપાય જ છે, એ ઉપર કહ્યું છે. પ્લીહોદરમાં પણ આ આસવ સારો વપરાય છે. હૃદયરોગથી ઉત્પન્ન થયેલા જલોદરમાં બહુ વપરાતો નથી; પરંપરાગત થોડીક સહાયતા મળે છે. મૂત્રપિંડની વિકૃતિથી ઉત્પન્ન થયેલા જલોદરમાં આ આસવ ન વાપરવો ઠીક થઈ પડશે. એ પ્રકારમાં ચંદ્રપ્રભા વટી, પલાશપુષ્પાસવ, તાપ્યાદિ લોહ વગેરે ઔષધિઓ વાપરવી જોઇએ. આ ઉદરરોગમાં વાતપિત્તકફાત્મક લક્ષણો થાય છે, માટે લક્ષણો પ્રમાણે દવાઓ આપવી જોઇએ.

ખાસ કરીને મંદાગ્નિ લાંબો વખત રહે ત્યારે આમદોષ સંચિત થવા માંડે છે. આમદોષ મોટા આંતરડામાં એકત્ર થાય ત્યારે વાતવિકાર થાય છે. એની પર કુમાર્યાસવ લાભદાયક છે. આ જાતના વિષથી આમવાત પણ ઉત્પન્ન થાય છે. આમવાતથી સાંધાઓમાં સોજા, સ્નાયુઓ જકડાઈ જવા, માથામાં દરદ, કમરમાં દુખાવો વગેરે લક્ષણો થાય ત્યારે કુમાર્યાસવ સારી રીતે વપરાય છે.

કોઢ, કાખ, પીઠ વગેરેની શળ વગેરે જૂના રોગો આમવિષથી ઉત્પન્ન થયેલા હોય તો કુમાર્યાસવથી સારો ફાયદો થાય છે. આ રીતે આમવિષથી ઉત્પન્ન થનારા બીજા રોગોમાં પણ આ આસવ ઉપયોગી છે.

જૂના અજીર્ણથી ઉત્પન્ન થયેલી શળ અને ગુલ્મ પર કુમાર્યાસવ અપાય છે. ગુલ્મનો અર્થ ગોળો થાય છે. પેટમાં ઉત્પન્ન થનારા નાના નાના ગુલ્મોની પહેલી અવસ્થામાં કુમાર્યાસવથી ફાયદો થાય છે. વાતજ ગુલ્મમાં માત્ર આંતરડામાં વાયુ ભરાય છે; બીજા માંસ વગેરેની વૃદ્ધિ થતી નથી. કુમાર્યાસવથી આ વાતજ ગુલ્મ-

ની બધી વિકૃતિઓનો નાશ થવામાં મદદ મળી જાય છે.

સ્ત્રીઓના બીજાશયની વિકૃતિથી ઉત્પન્ન થનારા નષ્ટાર્તવમાં આ આસવ ઉપયોગી છે. સાથે કન્યાલોહાદિ વટી કે મહાયોગરાજ ગૂગળ આપવો જોઈએ. ઉમર લાયક છોકરીઓને થનારા હારિદ્રક પાંડુમાં આ આસવની સારી અસર થાય છે. જો કુમાર્યાસવ સાથે લોહભસ્મ કે મંડૂરભસ્મ આપવામાં આવે તો સારું કામ કરે છે. (ઓ. ગુ. ધ. શા.ને આધારે)

**ભાંગવાળો કુમાર્યાસવ**—ભાંગવાળો આસવ આંતરડાના રોગો પર વધારે અસર કરે છે. એટલે વિષૂચિકા (Cholera), જૂની સંગ્રહણી, આફરો, મરડો, અજીર્ણ, પેટની શૂળ, વગેરે રોગો મટાડવા માટે એ વધારે હિતકર છે તથા આંતરડાંને મજબૂત બનાવે છે. સ્ત્રીને અટકાવ વખતે વધારે જતા અને રક્તાર્શમાં પડતા લોહીને બંધ કરે છે. માસિક ધર્મમાં થતા કષ્ટને એ દૂર કરે છે. માસિક ધર્મ આવતો ન હોય, તો ગર્ભાશયને સંકુચિત તથા ઉત્તેજિત કરી, એ માસિક-ધર્મ લાવે છે. એ ઊંઘ લાવવામાં મદદ કરે છે અને ધનુર્વા વગેરે વાયુના રોગોના આક્ષેપને પણ દબાવે છે. ભાંગ નાખવાથી આસવ તીક્ષ્ણ, ઉષ્ણ, દીપક અને પાચક બને છે.

## (૪) ઉશિરાસવ

**વિધિ**—વાળો, ખસ, નીલકમળ, લાલકમળ, સફેદકમળ, ધઉંલા, સીવણ, પદ્મક, લોધર, મજીઠ, ધમાસો, કચૂરો, કાળીપાટ, કરિયાતું, વડની છાલ, ગૂલરની છાલ, જાંબુની છાલ, કાંચનારની છાલ, મોચરસ, પિત્તપાપડો અને કડવાં પરવળનાં પાન આ બધું ૪-૪ તોલા, દ્રાક્ષ ૮૦ તોલા અને ધાવડીનાં ફૂલ ૧૬ તોલા લઈ બધાંને અધકચરું ખાંડવું. પછી સહેજ ગરમ પાણી ૨૦૪૮ તોલા, સાકર ૫ શેર અને મધ ૨ા શેર નાખી બરણીમાં ભરી, મોં બંધ કરી ૧ મહિનો રાખી મૂકવું. પછી ગાળી લેવું. (ભૈ. ર.)

**માત્રા**—૧ા થી ૨ા તોલા દિવસમાં ૨ વાર જમ્યા પછી, સરખા ભાગે પાણી સાથે આપવો.

**ઉપયોગ**—આ આસવ રક્તપિત્ત, પાંડુરોગ, કુષ્ઠ, પ્રમેહ, અર્શ, કૃમિ, લોહીવિકાર, શોથરોગ વગેરેનો નાશ કરે છે. ઉશીરાસવ, શામક, મૂત્રલ, પિત્ત-શામક, દાહ મટાડનાર અને પ્રસાદન કરનાર છે. આ આસવ અધોગત રક્તપિત્ત-માં ખાસ કરીને મૂત્રમાર્ગ પર બહુ ઉપયોગી છે. રક્તપિત્તમાં લોહી નબળું અને ઉષ્ણ બની જાય છે અને પિત્તના સંયોગથી વિદગ્ધ થઈ જાય છે. પિત્તનું વિદગ્ધત્વ વધે એટલે એ લોહીને વિદગ્ધ કરે છે. પછી રક્તવાહિનીઓની દીવાલ પાતળી બની જાય છે. પછી રક્તવાહિનીઓ ફૂટીને લોહી પડવા માંડે છે. કોઈ વખત

લોહીનું દબાણ વધવાથી પણ લોહી પડવા માડે છે. જો લોહી વિદગ્ધ થઇને રક્તપિત્ત થયો હોય તો ઉશીરાસવ બહુ સારી રીતે વપરાય છે.

ઉનાળામાં ઘણાને રક્તપિત્ત વધુ થાય છે. નાકમાંથી વારંવાર લોહી પડે છે. જેમ જેમ ગરમી વધે છે તેમ તેમ નાકમાંથી લોહી પડવાનું વધતું જાય છે અને પેશાબમાં પણ બળતરા થાય છે. એવી પ્રકૃતિવાળાઓ માટે ઉશીરાસવ બહુ ઉપયોગી થઇ પડે છે.

અત્યાર્તવ, રક્તાતિસાર અને અર્શ આ રોગોમા લોહી પડતું હોય ત્યારે આ આસવની સારી અસર થાય છે. ખાસ કરીને પિત્તપ્રકૃતિવાળાને ગરમ પદાર્થ ખાવામાં આવે, ઉજાગરો થાય કે દેવતા પાસે બેસવામાં આવે એટલે લોહી વધારે પડવા માંડે છે. આ બધા પર આ આસવ સારી અસર કરે છે.

કેટલાક લોકોને કોઈ પણ જગ્યાએ જરાક વાગે કે સોય વાગે કે તરત ખૂબ લોહી નીકળે છે. પુરુષો કરતાં સ્ત્રીઓમાં આ પ્રકૃતિ વધારે જોવામાં આવે છે. એવાંઓ માટે ઉશીરાસવ વધારે હિતકર છે.

વધારે લોહી પડવાથી ઉત્પન્ન થનાર પાંડુરોગમાં છાતીમાં ધબકારા, ધમનીઓ ફરકવી વગેરે લક્ષણો થાય ત્યારે ઉશીરાસવ સુવર્ણમાક્ષિક સાથે આપવો જોઇએ.

પરમિયો કે ઉપદંશ મટયા પછી લોહીમાં કાંઇક વિષ રહી જાય છે. એ ઉશીરાસવથી દૂર થાય છે. મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતમાં ઉશીરાસવથી પેશાબ વધારવાનું અને બળતરા મટાડવાનું બંને કામ થાય છે. એ રીતે પથરી કે મૂત્રશર્કરાના દુખાવાને મટાડવાનું કામ પણ આ આસવ કરે છે. આ આસવ કાલમેહ, નીલમેહ, માંજિષ્ઠમેહ વગેરે પિત્તજન્ય પ્રમેહો પર ખાસ હિતકર છે; તેમજ સોજાની તીવ્ર અવસ્થામાં લોહીનો જમાવ થતો અટકાવી રક્તપ્રસાદનનું મહત્ત્વનું કામ કરે છે. (ઔ. ગુ. ધ. શા.ને આધારે.)

## (૫) ખદિરારિષ્ટ

**વિધિ**—કાળા ખેરની અંતરછાલ કે લાકડાનો ભૂકો ૨૦૦ તોલા, દેવદાર ૨૦૦ તોલા, બાવચી ૪૮ તોલા, દારૂહળદર ૮૦ તોલા અને ત્રિફળા ૮૦ તોલા લઇ બધાને અધકચરું ખાંડવું. પછી તેમાં ૮૧૯૨ તોલા પાણી નાખી અષ્ટમાંશ કાઢો કરવો. ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠંડું પડે ત્યારે ગાળી લેવું. બાદ તેમાં સાકર શેર ૫, મધ શેર ૧૦, ધાવડીનાં ફૂલ ૮૦ તોલા, પીપર ૧૬ તોલા, જાયફળ, લવંગ, ચણકબાબ, નાગકેસર, એલચી, તજ અને તમાલપત્ર દરેક ૪–૪ તોલા નાખવું. ૧॥ મહિનો પેક કરી રાખી મૂકવું અને પછી ગાળી લેવું. (ભૈ. ૨.)

**માત્રા**—૧। થી ર॥ તોલા દિવસમાં ૧ થી ૩ વાર પાણી સાથે મેળવી આપવો.

**ઉપયોગ**—આ અરિષ્ટના સેવનથી બધી જાતના કુષ્ઠ, વાતરક્ત, પાંડુરોગ, હૃદયરોગ, કૃમિ, શ્વાસ, કાસ, લોહીવિકાર, બરોળ, ગોળો વગેરે બધા રોગો મટે છે. આ અરિષ્ટ લોહી શુદ્ધ કરનાર, સહેજ સારક અને પાચક છે.

આ ખદિરારિષ્ટની ખાસ અસર લોહી, ચામડી અને આંતરડાં પર થાય છે. આ અરિષ્ટના સેવનથી આંતરડાંમાંનું સેન્દ્રિય વિષ નિષ્ક્રિય બને છે. આંતરડામાં નાના સર્પના જેવી ગતિવાળા સૂક્ષ્મ કૃમિઓ થાય છે તેની પર પણ આ અરિષ્ટની અસર થાય છે. આ આસવથી એ કૃમિઓ મૂર્છા પામે છે, એનાં ઈંડાં નાશ પામે છે અને એ રીતે આંતરડાં કૃમિ વગરનાં અને સ્વચ્છ થઈ જાય છે. આંતરડાંમાં વ્રણ હોય તો તેમાં રહેલા જંતુઓ આ અરિષ્ટથી નાશ પામે છે; તેમજ વ્રણ સરળતાથી ભરાઇ આવે છે.

એ રીતે આ અરિષ્ટ ચામડીના રોગોના કારણરૂપ જંતુઓનો પણ નાશ કરે છે. એ કારણથી આ અરિષ્ટને કુષ્ઠનો નાશ કરનાર કહ્યો છે. ક્ષુદ્રકુષ્ઠ એટલે કે દરાજ, ખસ, ખરજવું વગેરે ચામડીના રોગોમાં અણુવીક્ષણ યંત્રથી જોતાં જુદી-જુદી જાતના કૃમિઓ દેખાય છે. આ કૃમિઓ અમુક ખાસ ધાતુ કે અંગ અગર અંગના ભાગમાં વધી શકે છે. એનું પરિવર્તન કરવાના કાર્યને 'ચરકસંહિતા' વિમાનસ્થાનમાં 'ततो विघातः प्रकृतेः......' આ વચનથી પ્રકૃતિવિઘાત કહ્યું છે. આ પરિવર્તન કરી એ કૃમિઓને પ્રતિકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવાથી ધાતુ-ઓમાં જંતુઓનો સામનો કરનાર પ્રતિવિષ તૈયાર થાય છે. પછી ત્યાં કૃમિઓને રહેવું અશક્ય થઈ પડે છે; એમનો જીવન—વ્યાપાર ચાલી શકતો નથી. ખદિરારિષ્ટથી આ પ્રતિવિષ ઉત્પન્ન કરવાનું કાર્ય સહેલાઇથી થાય છે. બાવચી અને દેવદારમાંથી કાર્યકારી તત્ત્વ ચામડી મારફત શરીરની બહાર નીકળે છે અને ખેર લોહીમાં મળી રક્તકૃમિઓને નિરુપયોગી બનાવી મૂકે છે. આ રીતે આ અરિષ્ટ કુષ્ઠના કૃમિ અને કૃમિજન્ય કુષ્ઠનો નાશ કરે છે.

મહાકુષ્ઠ (*Leprosy*) માં ખદિરારિષ્ટ ઉત્કૃષ્ટ કાર્ય કરે છે. મહાકુષ્ઠ પણ જંતુઓથી ઉત્પન્ન થાય છે. આ જંતુઓ અને ક્ષયના જંતુઓ આકૃતિમાં સરખા છે. આ કુષ્ઠોમાં રક્ત, લસિકા, ત્વચા, માંસ વગેરે દૂષ્ય દૂષિત થાય છે. એ જંતુઓ લસિકામાં વધે છે; પછી બધે ફેલાઇ જાય છે અને બીજાં દૂષ્યોને દૂષિત કરે છે. ખદિરારિષ્ટની અસર લસિકા પર વધારે થાય છે. આ રીતે કુષ્ઠને ઉત્પન્ન કરનાર જંતુઓ વધી શકતા નથી; પછી આગળની ધાતુઓની દૂષિતતા પણ ધીરે ધીરે દૂર થાય છે.

આંતરડાંમાં આમ દોષ ભેગો થઇ એની અસર રક્ત અને હૃદય પર થાય છે. એને પરિણામે હૃદયનું સ્પંદન વધી જઇ વારંવાર ગભરામણ થાય છે અને પરસેવો થઈ આવે છે. આ લક્ષણો પર ખદિરારિષ્ટ બહુ સારો ઉપયોગી છે.

ખદિરારિષ્ટ પાંડુરોગ, અર્બુદ, ગુલ્મ કે આંતરડામાં ગાંઠ, કાસ, શ્વાસ અને પ્લીહોદર આ રોગો પર ઉપયોગી છે. આ અરિષ્ટથી જૂના આમવિષનું ધીમે ધીમે રૂપાંતર થાય છે, રક્તનું પ્રસાદન થાય છે અને લસિકા અને ચામડી શુદ્ધ થાય છે. (ઓ. ગુ ધ. શા.)

## (૬) કનકાસવ

**વિધિ**—ધતૂરાનું પંચાંગ અને અરડૂસીનાં મૂળ ૩૨–૩૨ તોલા, જેઠીમધ, પીપર, ભોંયરીંગણી, નાગકેસર, સૂંઠ, ભારંગમૂળ અને તાલીસપત્ર દરેકનું ૧૬–૧૬ તોલા ચૂર્ણ, ધાવડીનાં ફૂલ ૧૨૮ તોલા, અધકચરી દ્રાક્ષ ૧૬૦ તોલા, સાકર ૮૦૦ તોલા, મધ ૪૦૦ તોલા અને પાણી ૪૦૯૬ તોલા લેવું. આ બધી ઔષધિઓને ચિનાઇ માટીની બરણીમાં ભરી, મોં બંધ કરી, એક મહિનો રાખી મૂકવું. પછી કાઢીને ગાળી લેવું. ( ભૈ. ર. )

**સૂચના**—આ આસવ થોડા વખતમાં ખાટો થઇ જાય છે. એટલા માટે એને કનકાસવ નામ આપ્યુ છે; એ અનેક વિદ્વાનોની દૃષ્ટિએ અનુચિત લાગે છે.

**માત્રા**—ll થી ૧ તોલો દિવસમાં ૨ વાર પાણી મેળવી પાવો.

**ઉપયોગ**—કનકાસવ બધી જાતના શ્વાસ, કાસ, ક્ષય, ક્ષતક્ષીણ, જીર્ણજ્વર, રક્તપિત્ત અને ઉરઃક્ષતનો નાશ કરે છે.

આ આસવ ઉષ્ણ, કફનો સ્રાવ કરાવનાર, સહેજ માદક, વેદનાશામક અને બળ આપનાર છે. આ આસવથી ફેફસાં અને શ્વાસવાહિનીઓના દોષો દૂર થઈ તે મજબૂત બને છે; અને તેથી શ્વાસ, કાસ, ક્ષય વગેરે રોગોનું શમન થાય છે અને ક્ષીણતા દૂર થાય છે.

કનકાસવ શ્વાસ અને કાસરોગની ઉપયોગી દવા છે. શ્વાસવાહિનીઓના પ્રદાહથી થનારી ખાંસી અને શ્વાસ પર આ આસવની સારી અસર થાય છે. કનકાસવથી શ્વાસવાહિનીઓ સંકોચાતી અટકી જાય છે, કફ છૂટો પડી બહાર નીકળવા માંડે છે, અને શ્વાસથી થતી બેચેની અને ગભરામણ તરત દૂર થાય છે. કોઇ કોઇવાર આ આસવથી કેટલાક દર્દીઓને ઊલટી થઈ જાય છે, એથી નુકસાન નહિ પણ ફાયદો જ થાય છે. એનાથી શ્વાસવાહિનીઓમાંથી કફનો સ્રાવ થઇ જવામાં મદદ મળે છે.

શરીરમાં થનારા સ્રાવો કનકાસવથી ઓછા થઇ જાય છે; એટલે કે ધાવણ,

પરસેવો, ઉદરમાં પિત્તસ્રાવ, અતિસારમાં અપ્ધાતુનો સ્રાવ વગેરે ઓછા થઈ જાય છે. ક્ષયની છેલ્લી અવસ્થામાં થનાર ખૂબ પરસેવો કનકાસવથી ઓછો થઈ જાય છે.

કોષ્ઠશૂળ ખાસ કરીને પિત્તપ્રધાન શૂળ પર આ આસવનો સારો ઉપયોગ થાય છે. પિત્તાશયમાં પિત્તાશ્મરી થવાથી ઉત્પન્ન થતી શૂળ મટાડવા માટે આ આસવ સારો વપરાય છે. પરિણામશૂળ અને અન્નદ્રવશૂળ બંને જાતની શૂળ પર આ આસવ વેદનાશામક રૂપે સારી અસર કરે છે.

મૂત્રશર્કરા કે પથરીના નાના નાના કણ ગવિનીમાંથી મૂત્રાશય તરફ જાય તે વખતે શૂળ મારે છે. એના પર પણ કનકાસવની શૂલઘ્ન અસરનો અનુભવ થાય છે.

ટાઢ વાઇ આવનાર તાવમાં ટાઢ સાથે અંગમાં તોડ, માથામાં દરદ, કંપ વગેરેનો ત્રાસ થાય છે, તે કનકાસવથી ઓછો થઈ જાય છે. માત્રા ઓછી આપવી જોઇએ. (ઔ. ગુ. ધ શા ને આધારે)

ઘણીવાર હેડકી કોઈ પણ દવાથી બેસતી નથી અને વારંવાર જોરથી આવ્યા કરે છે. ઉત્તેજક દવાથી હેડકીનું જોર વધે છે. એ વખતે કનકાસવ આપવાથી જલદી ફાયદો થાય છે.

જો શ્વાસ અને કાસ રોગમાં કફ વધારે ભેગો થઈ ગયો હોય તો કનકાસવ સાથે અપામાર્ગક્ષાર મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે.

**સૂચના**—કનકાસવ ઓછી માત્રામાં વાપરવો જોઇએ, નહિ તો વિષનો પ્રકોપ થાય છે. વિષનાં લક્ષણો થાય તો દહીંના ઘોળ કે લીંબુના રસમાં અથવા આમલીના શરબતમાં પાણી મેળવી પાવું જોઇએ.

### (૭) અશ્વગંધારિષ્ટ

**વિધિ**—આસન ૨૦૦ તોલા, ધોળી મૂશળી ૮૦ તોલા, મજીઠ, હરડે, હળદર, દારુહળદર, જેઠીમધ, રાસ્ના, ભોંયકોળું, સફેદ સાદડની છાલ, નાગરમોથ અને નસોતર આ બધા ૪૦–૪૦ તોલા અને ધોળાં અનંતમૂળ, કાળાં અનંતમૂળ, સફેદ ચંદન, રતાંજળી, વજ અને ચિત્રકની છાલ દરેક ૩૨–૩૨ તોલા લેવી. બધાંને અધકચરાં ખાંડી ૮૧૯૨ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. જ્યારે અષ્ટમાંશ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી ચિનાઇ માટીના વાસણમાં ભરી ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, મધ ૧૦ શેર, ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર) ૮ તોલા, ત્રિજાત (તજ, તમાલપત્ર, એલચી) ૧૬ તોલા, નાગકેસર ૮ તોલા અને ઘઉંલા ૧૬ તોલા મેળવી લેવા. પછી મોં બંધ કરી ૨ મહિના રહેવા દેવું. પછી કાઢીને ગાળી લેવું. (ભૈ. ૨.)

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર એટલું જ પાણી મેળવી પાવો.

**ઉપયોગ**—આ અરિષ્ટ દીપક, પાચક, વૃષ્ય અને વાયુનાશક છે. ૨૦

'જાતના પ્રમેહ, ધ્વજભંગતા, નામરદાઈ, ઉન્માદ, શોષ, અર્શ, મૂર્છા, મગજની નબળાઈ, ભ્રમ, વાઈ, વાતરોગ, હૃદયરોગ વગેરે મટાડી શરીરમાં સ્ફૂર્તિ લાવે છે અને વીર્યની શુદ્ધિ અને વૃદ્ધિ કરે છે.

આ અરિષ્ટ હિસ્ટીરિયા, ઉન્માદ અને મૂર્છા માટે ઉત્તમ ઔષધિ છે. આ અરિષ્ટ કોષ્ઠમાં રહેલા આમવિષનો નાશ કરે છે. માટે આમવાતમાં વેગ મંદ હોય ત્યારે આની સારી અસર થાય છે. આ અરિષ્ટ અગ્નિ પ્રદીપ્ત કરનાર હોવાથી પાચનવિકૃતિને દૂર કરે છે અને વાતવાહિનીઓ અને રસ, રક્ત વગેરે ધાતુઓને સબળ બનાવે છે. પ્રસૂતા સ્ત્રીની અશક્તિ દૂર કરવા માટે આ હિતકર છે. શરીરની અશક્તિથી નપુસકતા આવી હોય તેને મટાડી એ ઉત્સાહની વૃદ્ધિ કરે છે.

## (૮) ત્રિફળારિષ્ટ

**વિધિ**—હરડે, બહેડાં, આમળાં, પીપર, ચિત્રકનાં મૂળ, અજમો અને વાવડિંગ ૧૬-૧૬ તોલા લઇ ૨૦૦૦ તોલા પાણીમાં નાખી ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. ઠંડું પડે એટલે ગાળી નાખી, લોહભસ્મ ૧૬ તોલા, ગોળ ૪૦૦ તોલા અને મધ ૩૨ તોલા નાખવું. પછી વાસણમાં ભરી મુખમુદ્રા કરી ૧ મહિનો રાખી મૂકવાથી અરિષ્ટ તૈયાર થાય છે. **(ગ. નિ.)**

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર જમ્યા પછી પાણી સાથે પાવો.

**ઉપયોગ**—આ અરિષ્ટમાં ત્રિફળા ઉપરાંત મુખ્ય લોહભસ્મ છે. આ અરિષ્ટ હૃદ્ય, દીપક, અને પાચક છે. આ આસવથી લોહી એકદમ વધે છે તેમજ હૃદયરોગ, ફેફસાંની નબળાઈ, પાંડુરોગ, સોજા, પ્રમેહ, ભગંદર, અર્શ, ગોળો, બરોળ, સંગ્રહણી, કાસ, શ્વાસ, વગેરે રોગોનો નાશ થાય છે.

**સૂચના**—લોહભસ્મ મેળવવા માટે પ્રકરણની શરૂઆતમાં સૂચના કરેલી છે તે પ્રમાણે મેળવવી જોઈએ.

## (૯) અર્જુનારિષ્ટ

**વિધિ**—સફેદ સાદડની છાલ ૪૦૦ તોલા, અધકચરી દ્રાક્ષ ૨૦૦ તોલા અને મહુડાનાં ફૂલ ૮૦ તોલા એકઠાં કરી અધકચરો ભૂકો કરી ૪૦૯૬ તોલા પાણીમાં નાખી ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી, ઠંડું પડ્યે ગાળી લેવું. પછી ગોળ ૪૦૦ તોલા અને ધાવડીના ફૂલ ૮૦ તોલા નાંખી, મોં બંધ કરી, ૧ મહિનો રાખી મૂકવું. બાદ ગાળીને ભરી લેવો. **(ભૈ. ર.)**

આ અરિષ્ટમાં અમે ગોળની સાથે ૧૦૦ તોલા મધ નાખીએ છીએ. મૂળ ગ્રંથમાં 'પાર્થાદ્યરિષ્ટ' નામ લખ્યું છે.

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે આપવો.

ઉપયોગ—આ અરિષ્ટ ઉત્તમ હૃદ્ય છે. એ પિત્તપ્રધાન હૃદયરોગ અને ફેફસાંના સોજાથી ફૂલેલી અને શિથિલ થયેલી નાડીઓને સંકુચિત અને મજબૂત બનાવી અશક્તિ દૂર કરે છે અને શરીરમાં શક્તિ વધારે છે.

### અમૃતારિષ્ટ

વિધિ—ગળો ૪૦૦ તોલા અને દશમૂળ ૪૦૦ તોલા લેવા. બધાંને અધકચરું ખાંડી, ૪૦૯૬ તોલા પાણી નાખી, કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી, ઠંડું પડે એટલે મસળી ગાળી લેવું. પછી અંદર ૧૨૦૦ તોલા ગોળ નાખવો. બાદ જીરું ૬૪ તોલા, પિત્તપાપડો ૮ તોલા અને સાતવીન, સૂંઠ, મરી, પીપર, મોથ, નાગકેસર, કડુ, અતિવિષા અને ઇંદ્રજવ દરેક ૪–૪ તોલા નાખી, વિધિપૂર્વક ચિનાઇ માટીની બરણીમાં ભરી મોં બંધ કરી, એકથી ૧॥ મહિનો રાખી મૂકવું. પછી પરિપકવ થાય એટલે ગાળી લેવું. અમે ગોળ ૧૫ શેરને બદલે ૭॥ શેર મેળવીએ છીએ. (ભા. ભૈ. ર.)

માત્રા—૧ થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર પાણી મેળવી પાવો.

ઉપયોગ—અમૃતારિષ્ટ જીર્ણજ્વર, મુદતિયો તાવ, અને નબળાઈ મટાડે છે તેમજ જૂનો વિષમજ્વર, શીતજ્વર અને બીજા તાવોમાં પણ હિતકર છે.

અમૃતારિષ્ટ સતત, અન્યેદ્યુક, તરિયો વગેરે વિષમજ્વરોમાં બહુ સારું કામ કરે છે. આ અરિષ્ટથી રસ અને રક્તગત દોષો સારી રીતે બહાર નીકળી જાય છે. તાવ સખ્ત હોય ત્યારે પણ અપાય છે. આ અરિષ્ટથી થોડા દિવસ મટી ફરી ફરી આવનાર પરિવર્તિત જ્વર પણ મટે છે. કેટલાક જામી ગયેલા તાવ પર સોમલની સૌમ્ય બનાવટ સાથે આ અરિષ્ટની સારી અસર થાય છે.

જૂના તાવમાં બરોળ વધી હોય, મંદાગ્નિ હોય અને તાવ ઓછા પ્રમાણમાં હોય ત્યારે આ અરિષ્ટ ઉત્તમ કામ કરે છે. બીજાં કારણો એટલે કે જૂનો વિષમજ્વર, કાલા આઝાર, મેદક્ષય વગેરેથી બરોળ વધી હોય તેના પર અમૃતારિષ્ટ બહુ સારી રીતે વપરાય છે. યકૃદાલ્યુદર અને પ્લીહોદર થાય ત્યારે મૂત્રલ અનુપાન સાથે અમૃતારિષ્ટ આપવાથી સારો ફાયદો થાય છે.

અમૃતારિષ્ટ પ્રમેહમાં સારો વપરાય છે. એનાથી મૂત્રદોષ નાશ પામે છે; પછી વારંવાર પેશાબ કરવો પડતો નથી. જૂના પરમિયામાં આ અરિષ્ટ બહુ ઉપયોગી છે. પરમિયા કે ઉપદંશથી સંધિવા થયો હોય તેની પર આ અરિષ્ટ વપરાય છે. આ રીતે આમવાત જૂનો થાય તેના પર પણ આ અરિષ્ટ ફાયદો કરે છે.

અમૃતારિષ્ટ મંદાગ્નિમાં હિતકર છે. એનાથી આમાશય રસનો સ્રાવ બરાબર થવા માંડે છે, ખોરાક પચવા માંડે છે, ભૂખ સારી લાગે છે, રંજક પિત્તનો

સ્રાવ સારો થાય છે અને તેથી રાતા કણો વધવા માંડે છે તથા ચહેરા પરની ફીકાશ દૂર થઈ લાલી આવી જાય છે.

સંસર્ગજ ( Contagious ) જ્વર ઘણા દિવસ સુધી રહે ત્યારે નબળાઈ આવી જાય છે અને શક્તિ ઘટતી જાય છે. એના પર અમૃતારિષ્ટ બહુ ઉપયોગી છે. એનાથી ફીકાશનો નાશ થઈ શક્તિ, બળ અને માંસની વૃદ્ધિ થાય છે.

અમૃતારિષ્ટથી યકૃત સબલ બને છે, એમાંથી પિત્ત સારી રીતે સ્રવે છે, યકૃતના પિત્તોત્પાદક ઘટકોને શક્તિ મળે છે અને પછી એનું કાર્ય સારી રીતે થવા માંડે છે. આ કારણથી આ અરિષ્ટ પિત્તજશૂલ, ઉદરશૂલ અને અપચામાં સારો ફાયદો કરે છે. કમળાની કેટલીક જાતોમાં આ અરિષ્ટ સારું કામ કરે છે. ખાસ કરીને ઠંડો પવન કે ઠંડાં સ્થળોએ રહેવાથી કમળો થયો હોય તો તેના પર ફાયદો કરે છે. અતિસાર અને જૂના સંગ્રહણીમાં યકૃત બરાબર કામ ન કરતું હોય તો આ અરિષ્ટ આપવો જોઇએ. અતિસારમાં આ અરિષ્ટથી અપ્-ધાતુની પ્રવૃત્તિ ઓછી થઈ જાય છે અને યકૃતપિત્તનો સ્રાવ ઓછો થવા માંડે છે.

અમૃતારિષ્ટ ચામડીના કેટલાક રોગોમાં બહુ ઉપયોગી છે. યકૃતના વિકારથી ચામડી પર કાળા ધાબા કે ઝીણી ફોલ્લીઓ થાય તેની પર અમૃતારિષ્ટ આપવો. જૂની ખરજમાં પણ આ અરિષ્ટ સારો ઉપયોગી છે.

અમૃતારિષ્ટ સૂતિકાજ્વરમાં સારો વપરાય છે. લોહીમાંથી સૂતિકાવિષ ઓછું કરવા માટે આ અરિષ્ટ સાથે પ્રતાપલંકેશ્વર રસ આપવો જોઇએ. દશમૂલારિષ્ટ પણ સૂતિકાજ્વરમાં અપાય છે; પરંતુ પિત્તપ્રધાન પાતળા ગરમ–ગરમ ઝાડા થઈ જાય ત્યારે જ્યાં તે ન આપી શકાય ત્યાં આ અરિષ્ટ આપી શકાય છે.

**(ઔ. ગુ. ધ. શા.)**

## (૧૧) સારસ્વતારિષ્ટ

વિધિ—તાજી બ્રાહ્મી ૮૦ તોલા, શતાવરી, ભોંયકોળું, હરડે, વાળો, આદુ અને વરિયાળી એ દરેક ૨૦–૨૦ તોલા લઈ અધકચરું ખાંડવું. પછી તેને ૧૦૨૪ તોલા પાણીમાં નાખી ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી, ઠંડું પડે એટલે ગાળી, મધ ૪૦ તોલા અને સાકર ૧૦૦ તોલા નાખવી. ધાવડીનાં ફૂલ ૨૦ તોલા, રેણુકબીજ, પીપર, વજ, આસન, ગળો, વાવડિંગ, નસોતર, લવંગ, કઠ, બહેડાં, એલચી, તજ અને સોનાનાં વરક દરેક ૧–૧ તોલો નાખવું. પછી મોં બંધ કરી, ૧ મહિનો રાખી મૂકી, ગાળીને ભરી લેવો. (ભૈ. ર.)

**માત્રા**—૩ માસાથી ૨ાા તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે આપવો.

**નોંધ**—૫૦૦ તોલા ગાળેલા ( સારી રીતે નિતારેલા ) સારસ્વતારિષ્ટમાં અમે ૧ તોલો સોનાને બદલે ૧ તોલો સ્વર્ણલવણ નાખીએ છીએ. ૨ ઔંસ

અરિષ્ટ લઈ તેમાં ૧ તોલો સ્વર્ણલવણ મેળવવું. તદ્દન એકરસ થઈ જાય એટલે ૧ શીશીમાં નાંખી બીજે ૧૬ ઔંસ અરિષ્ટ નાખી સારી પેઠે હલાવી પછી ૫૦૦ તોલા અરિષ્ટમાં મેળવી લેવું.

ઉપયોગ—આ અરિષ્ટ આયુષ્ય, વીર્ય, ધૃતિ, બુદ્ધિ, બળ અને કાંતિ વધારે છે અને વાણી શુદ્ધ કરે છે આ ઉત્તમ હૃદ્ય રસાયન છે. બાળક, યુવાન, વૃદ્ધ, પુરુષ અને સ્ત્રી બધાને માટે હિતકર છે.

આ અરિષ્ટ અવાજની કર્કશતા અને અસ્પષ્ટતા દૂર કરી અવાજને કોયલના જેવો મીઠો બનાવે છે. સ્ત્રીઓના રજોદોષ અને પુરુષોના વીર્યના દોષોનો નાશ કરે છે. બહુ અધ્યયન, બહુ ગાવું વગેરે કારણોથી યાદશક્તિ શિથિલ થઈ ગઈ હોય તો તેને સબળ બનાવે છે અને ચિત્તને પ્રસન્ન અને સંતોષી બનાવે છે. આ અરિષ્ટ એક મહિનામાં હૃદયરોગનો નાશ કરે છે અને એક વર્ષના સેવનથી દેહસિદ્ધિ આપે છે.

સારસ્વતારિષ્ટ ઉત્તમ શક્તિવર્ધક, હૃદ્ય, રસાયન, વાતવાહિનીઓ અને વાતકેન્દ્ર માટે શામક, ચિત્તપ્રસાદન કરનાર, બુદ્ધિ આપનાર અને સ્મરણશક્તિ વધારનાર છે. વાતવાહિનીઓના ક્ષોભથી ઉત્પન્ન થનારા રોગો પર આ અરિષ્ટ અપ્રતિમ અસરકારક દવા છે.

નાનાં બાળકોના બાલગ્રહમાં પેટ બરાબર સાફ કરી સારસ્વતારિષ્ટ આપવાથી ફાયદો થાય છે. તોતડાપણું, બુદ્ધિમાંદ્ય, શ્રવણશક્તિ અને સ્મરણશક્તિ ઓછી હોવી, વિચારવગરનું બોલવું વગેરે વિકારો પર આ અરિષ્ટ સારો ઉપયોગી છે. તેમજ અપસ્માર, ઉન્માદ, નિરુત્સાહ, ઉતાવળાપણું વગેરે રોગોમાં આ અરિષ્ટ ફાયદાકારક છે.

સ્ત્રીઓનું રજોદર્શન બંધ થાય ત્યારે ઘણા વિકારો—ગભરામણ, ચક્કર, હાથ-પગમાં ખાલી ચઢી જવી, બેચેની, કોઈ પણ વાતમાં મન ન ચોંટવું, ઊંઘનો નાશ વગેરે—થાય છે. એની પર સારસ્વતારિષ્ટ સારું કામ કરે છે. આ વિકારોમાં કેટલીક સ્ત્રીઓને બહુ ચક્કર આવે છે એટલે સુધી કે ઊંચે જોવાતું પણ નથી, સૂતા સૂતા જાણે મોટર ચાલતી હોય તેમ માથું ભમે છે અને કાનમાં અવાજ થયા કરે છે. એવી વખતે સુવર્ણમાક્ષિક ભસ્મ સાથે સારસ્વતારિષ્ટ આપવાથી સારું કામ કરે છે.

સ્ત્રીઓના બીજાશય અને પુરુષોની અંડવૃદ્ધિ બરાબર ન થવાથી સ્ત્રી-પુરુષોનાં શરીર ઉંમરના પ્રમાણમાં વિકાસ પામતાં નથી. જુવાનીનું જોમ દેખાતું નથી. એવી સ્થિતિમાં બંગભસ્મ અને મકરધ્વજ સાથે સારસ્વતારિષ્ટ આપવો જોઈએ.

**સૂચના**—સુવર્ણલવણવાળો અરિષ્ટ ૧ તોલા કરતાં વધુ ન લેવો જોઈએ.

નહીંતર સુવર્ણલવણનું પ્રમાણ વધી જશે અને મોં આવવું વગેરે ઉપદ્રવો ઊભા થશે. શરૂઆતમાં ½ તોલા લેવો. પછી ધીમે ધીમે માત્રા વધારવી.

(ઔ. ગુ. ધ. શા.)

### (૧૨) દ્રાક્ષાસવ

**પહેલી વિધિ**—ધોઇને અધકચરી કરેલી દ્રાક્ષ શેર ૫ લઇ ૪૦૯૬ તોલા પાણીમાં નાખી ઉકાળવી. જ્યારે ચોથા ભાગનુ પાણી રહે ત્યાર ઉતારી–મસળીને ગાળી લેવું. પછી તેમાં ૫ શેર સાકર અને ૫ શેર મધ નાખવું, અને ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, ચણકબાબ, તમાલપત્ર, તજ, એલચી, નાગકેસર, લવંગ, જાયફળ, મરી, પીપર, ચવક, પીપળીમૂળ અને નગોડનાં બી, દરેક ૪–૪ તોલા લઇ અધકચરાં ખાંડી અંદર નાખી, કપૂર, અગર અને સુખડનો ધૂપ આપી મોં બંધ કરી, ૧॥ મહિનો રાખી મૂકવું. પરિપકવ થઇ જાય એટલે કાઢી લઈ ગાળી લેવું.

( યો. ર. )

સૂકી અને બગડી ગયેલી દ્રાક્ષ ન વાપરવી.

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા તેટલું જ પાણી મેળવી દિવસમાં ૨ થી ૩ વાર લેવો.

**ઉપયોગ**—આ દ્રાક્ષાસવ સગ્રહણી, અર્શ, ઉદાવર્ત, રક્તગુલ્મ, ઉદરરોગ, કૃમિ, કુષ્ઠ, વિવિધ પ્રકારના વ્રણ, આંખોના રોગ, માથાના રોગ, ગળાના રોગ, જ્વર, આમ, પાંડુરોગ અને કમળાનો નાશ કરવા માટે શ્રેષ્ઠ છે. આ આસવ બૃંહણ, બલ અને વર્ણને વધારનાર અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે.

કોઇ પણ રોગમાં શક્તિ ટકાવી રાખવા માટે અને નબળાઇ દૂર કરવા માટે આ આસવ ઉપયોગી છે. દ્રાક્ષાસવ અરુચિ, આળસ, થાક અને બેચેનીને દૂર કરી શરીરનો ઉત્સાહ વધારે છે. દ્રાક્ષાસવ લેવાથી શાંત ઊંઘ આવી જાય છે, પેટ સાફ આવે છે અને મન પ્રફુલ્લિત બને છે.

આ આસવ પાચક–પિત્તનો સ્રાવ વધારે છે, એ કારણથી મંદાગ્નિ અને એનાથી થનાર જુદાજુદા રોગોમાં ફાયદાકારક છે.

રક્તાર્શ અને પિત્તાર્શમાં આ આસવનુ સેવન હિતકર છે. જો આફરો–ઉદાવર્ત–બહુ ભારે ન હોય તો દ્રાક્ષાસવ આપવો સારો મનાય છે. પિત્તજ ગુલ્મમાં તાવ, તરસ, આખું શરીર લાલ થઈ જવું, ચહેરો લાલ થઇ જવો, જમ્યા પછી ૨–૪ કલાક ધીમી ધીમી ચૂંક મારવી, ગોળા પર અડકતા દુખાવો થવો, જેમ વ્રણ પર હાથ અડકતા દુખાવો થાય છે તેમ ગોળા પર અડકતાં સખ્ત દુખાવો થવો, વગેરે લક્ષણોવાળા ગુલ્મમાં દ્રાક્ષાસવ સારો ઉપયોગી છે.

નવપ્રસૂતા સ્ત્રીને અપથ્ય સેવન કરાવવાથી અથવા વારંવાર ગર્ભપાત થતો

હોય તેવી સ્ત્રીને રક્તગુલ્મ થયો હોય, ગર્ભનાં જેવાં લક્ષણો દેખાતા હોય, સાથે મંદાગ્નિ, વારંવાર ઊલટી વગેરે લક્ષણો હોય તો દ્રાક્ષાસવ વધારે ઉપયોગી થઇ પડે છે. એનાથી રક્તગુલ્મ મટતો નથી; પણ સંતાપ ઓછો થાય છે અને ઊલટી વગેરે લક્ષણોનો નાશ થાય છે.

પિત્તપ્રધાન ઉદરરોગમાં સહાયક ઔષધિ તરીકે દ્રાક્ષાસવ વપરાય છે.

આમજ્વરની પ્રથમ અવસ્થામાં જ્વરના પાચન માટે દ્રાક્ષાસવ આપવો હિતકર છે. તાવમાં ખાંસી થતી હોય તેને માટે હિતકર છે. કમળો અને પાંડુરોગ પર સહાયક ઔષધિ તરીકે અપાય છે. (ઔ. ગુ. ધ શા.)

**બીજી વિધિ**—પાણીથી ધોયેલી, ચોખ્ખી અધકચરી કરેલી નવી દ્રાક્ષ ૨૦૦ તોલા લઇ ૨૦૪૮ તોલા પાણીમાં નાખી ચતુર્થાંશ કાઢો કરવો. ઠંડો પડે એટલે મસળી ગાળી લેવો. પછી તેમાં ગોળ ૮૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૩૨ તોલા, વાવડિંગ, ધઉંલા, પીપર, તજ, કાગદી એલચીદાણા, તમાલપત્ર, નાગકેસર, મરી અને સૂંઠ દરેક ૪-૪ તોલા નાખી બરણીમાં ભરવું. મુખમુદ્રા કરી ૧ મહિનો રાખી મૂકવું. મૂળ ગ્રંથમાં સૂર્યના તાપમાં રાખવાનું લખ્યું છે. પરંતુ સુરક્ષિત મકાનમાં રાખવું વધારે સારું છે. આસવ તૈયાર થાય એટલે ગાળી લેવો. (યો. ૨.)

આ આસવમાં અમે ગોળ ૫ શેર નાખીએ છીએ. ગોળ વધુ પડતો નાખવાથી મદ્યાર્ક ઓછો થઇ જાય છે.

માત્રા—૧। થી ૨॥ તોલા, તેટલું પાણી મેળવી પાવો.

ઉપયોગ—આ આસવ કાસ, શ્વાસ, ગળાના રોગ, ઉગ્ર રાજ્યક્ષ્મા વગેરે રોગોનો નાશ કરે છે. આ આસવ ઉરઃસંધાનકારક હોવાથી ઉરઃક્ષતને પણ મટાડે છે.

નાનાં બાળકોના કફવિકારમાં આ આસવ સારો ઉપયોગી છે. શ્લૈષ્મિક અને શ્વસનક સન્નિપાત મટી ગયા પછી બાકી રહેનાર ખાંસી મટાડવામાં દ્રાક્ષારિષ્ટ સારું કામ કરે છે. એના સેવનથી હૃદય બળવાન બને છે અને ફેફસાંનો ક્ષોભ ધીમે ધીમે શમી જાય છે. શ્લૈષ્મિક અને શ્વસનક સન્નિપાતમાં દ્રાક્ષારિષ્ટ આપવાથી કફવિકાર ઓછો થાય છે, ધીમે ધીમે કફ છૂટી બહાર નીકળવા માંડે છે અને કફથી થતી ગભરામણ મટી જાય છે. નાનાં બાળકોની વરાધમાં ગરમ પાણીમાં ૩૦ થી ૬૦ ટીપાં દ્રાક્ષારિષ્ટ મેળવી વારંવાર આપતા રહેવું.

બીજી જાતની ખાંસીમાં પણ આ અરિષ્ટ સારો વપરાય છે. ખાસ કરીને ઊંટાટિયા પર મૃગશૃંગભસ્મ અને પ્રવાલપિષ્ટિ સાથે દ્રાક્ષારિષ્ટ આપવાથી સારી અસર કરે છે. એનાથી ખાંસીનો વેગ અને ત્રાસ મટી જાય છે.

પિત્તજ શ્વાસમાં ગભરામણ બહુ થાય છે, આખું શરીર પરસેવે રેબઝેબ થઇ જાય છે અને માથું ફરવા માંડે છે. એ વખતે દ્રાક્ષારિષ્ટની સારી અસર થાય છે.

ક્ષયરોગની ખાંસીમાં દ્રાક્ષારિષ્ટ લેવાથી ત્રાસ ઓછો થઈ જાય છે. આ અરિષ્ટ ક્ષયના જંતુઓનો નાશ કરતો નથી; તો પણ ચ્યવનપ્રાશાવલેહ અને દ્રાક્ષાસવના સેવનથી ક્ષયના દરદીની શક્તિ વધે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, ખાંસી ઓછી થાય છે અને દરદીનો ચહેરો સારો દેખાવા માંડે છે. એની સાથે સોનાની બનાવટ આપવાથી ક્ષય મટાડવામાં સારી મદદ મળી જાય છે. જ્યારે ક્ષયમાં મોટા મોટા ઉરઃક્ષત થઇ જાય છે, ત્યારે કોઈ પણ દવા વપરાતી નથી. પણ એવી સ્થિતિમાં દ્રાક્ષાસવ આપતા રહેવાથી કાંઇક શાંતિ રહે છે. આ આસવમાં ઉરઃસંધાનતા કેટલા પ્રમાણમાં છે તેનો હજુ નિર્ણય થયો નથી. શાંતિ રહેવી એક વાત છે અને ઉરઃસંધાન થવું એ બીજી વાત છે. ( ઔ ગુ ધ. શા. )

## (૧૩) કુટજારિષ્ટ

**વિધિ**—કાળી કડાછાલ ૫ શેર, અધકચરી દ્રાક્ષ ૨॥ શેર, મહુડાનાં ફૂલ ૪૦ તોલા અને સીવણની છાલ ૪૦ તોલા લઇ, અધકચરું ખાંડી, ૪૦૯૬ તોલા પાણીમાં નાખી ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠંડું પડે એટલે મસળી ગાળી લેવું. પછી ૫ શેર ગોળ અને ૧ શેર ધાવડીનાં ફૂલ નાંખી, મોં બંધ કરી, ૧ મહિનો રાખી મૂકવું. પરિપક્વ થાય એટલે ગાળી લેવું.

( શા. સં. )

**માત્રા**—૧ થી ૨॥ તોલા તેટલું જ પાણી મેળવી દિવસમાં ૩ કે ૪ વાર પાવો.

**ઉપયોગ**—આ અરિષ્ટ બધી જાતની સંગ્રહણી, ઝાડા, રક્તાતિસાર, મરડો, મંદાગ્નિ, જ્વર વગેરે મટાડે છે. આ અરિષ્ટ બાળકોની સંગ્રહણી, રક્તાતિસાર અને જ્વર માટે પણ હિતકર છે.

કુટજારિષ્ટ સ્વલ્પ ઊલટી કરનાર અને કફનો સ્રાવ કરનાર છે. એટલા માટે જૂની ખાંસી અને નાનાં બાળકોની નવી ખાંસીમાં કફનો સ્રાવ કરાવનાર ( Expectorant ) તરીકે એ ઉપયોગી છે. એટલું જ નહિ પણ શ્લૈષ્મિક (ઇન્ફ્લ્યુએન્ઝા ) અને શ્વસનક સન્નિપાત ( ન્યુમોનિઆ )માં સાટોડી અને જેઠીમધના કવાથ સાથે કુટજારિષ્ટ આપવાથી કફનો સ્રાવ થઇ ખાંસીનો ત્રાસ ઓછો થઇ જાય છે. નાનાં બાળકોની વરાધમાં કુટજારિષ્ટ અને દ્રાક્ષારિષ્ટ મેળવીને આપવાથી જલદી ફાયદો થાય છે.

મરડાવાળી સંગ્રહણી માટે આ ઉત્કૃષ્ટ ઔષધિ છે. સંગ્રહણીમાં પણ કાલજ એટલે કે ચોમાસાની શરૂઆતમાં થનાર. અને બીજે વખતે થનાર એમ બે વિભાગ છે. આ અરિષ્ટથી જંતુઓથી ઉત્પન્ન થયેલ સંગ્રહણી જલદી મટી જાય છે. વારંવાર બહુ ઓછો મળ, સહેજ આમ અને લોહી પડવું, તાવ હોય તો બહુ ઓછી ઊલટીઓ થવી, પેટમાં ભયંકર મરડો–ચૂંક થવી, શૌચ વખતે કરાં-

ઝરવું પડવું, કરાંઝવાથી કાંઇક સારું લાગવું વગેરે લક્ષણો થાય ત્યારે કુટજારિષ્ટ બહુ ઉપયોગી છે.

સંગ્રહણીના બીજા પ્રકારમાં તાવ વધારે રહે છે. દસ્તમાં માત્ર લોહી સાથે આમ પડે છે. પહેલા પ્રકાર જેવો મળ સરખો નથી પડતો અને પેટમાં મરડો–ચૂંક–બહુ સખ્ત હોય છે. આ રોગ પર કુટજારિષ્ટ વપરાતો નથી. આ પ્રકારમાં ગુદનલિકામાં મળ હોય છે; પણ ગુદત્રિવલીમાં ઘણુ કે સોજો હોવાથી એને લીધે મળ આગળ વધી શકતો નથી. આ પ્રકારમાં સર્વાંગસુંદર રસ, કનકસુંદર રસ, રસપર્પટી વગેરે દવાઓ વધારે વપરાય છે.

જો તાવ વગર તીવ્ર સંગ્રહણી હોય તો કુટજારિષ્ટ વધારે માત્રામાં (૧ થી ૨ ઔંસ સુધી) તેટલું જ પાણી મેળવી અથવા પાણી મેળવ્યા વગર દિવસમાં ૪ વાર આપવાથી ફાયદો થઇ જાય છે. પેટમાં ચૂંક જોરથી આવતી હોય તો કુટજારિષ્ટ સાથે શામક તરીકે અમૃતવટી, કનકસુંદર રસ કે સૂતશેખર જેવી દવા આપવી જોઇએ. આ બધામાં અમૃતવટી વધારે હિતકર છે. શુદ્ધ વછનાગ ૬ ભાગ, કોડીભસ્મ ૫ ભાગ અને મરી ૯ ભાગ મેળવવાથી અમૃતવટી બને છે. માત્રા—૦ાા–૦ાા રતી.

ભયંકર સંગ્રહણીમાં જેમ જેમ ઝાડા ઓછા થતા જાય, તેમ તેમ કુટજારિષ્ટની માત્રા ઓછી કરતા જવી જોઇએ. રોગ જેટલો જૂનો હોય તેટલી માત્રા ઓછી આપવી જોઇએ. કોઇ કોઇ વાર દરદી સંગ્રહણીનો વેગ ઓછો થઇ જાય એટલે દવા અને પરહેજી છોડી દે છે. એથી રોગ ફરીથી હુમલો કરે છે. આ રીતે વારંવાર થવાથી રોગ જૂનો થઇ જાય છે. ૨–૨ કે ૪–૪ વર્ષથી પિલાતા ઘણા દરદીઓ જોવા મળે છે. એવા દરદીઓને સારા કરવા માટે સખ્ત પરહેજી સાથે લાંબા વખત સુધી કુટજારિષ્ટ બહુ ઓછી માત્રામાં આપવો જોઇએ. કોઈ કોઇવાર આ પ્રયોગ ૧ વર્ષ સુધી ચાલુ રાખવાનો હોય છે. સંગ્રહણી જૂની થયા પછી કોઈ કોઇવાર યકૃતવિદ્રધિ જેવા ભયંકર ઉપદ્રવો થવાનો ભય રહે છે; માટે એને જલદી મટાડવા પ્રયત્ન કરવો જોઇએ.

સંગ્રહણીની તીવ્ર અવસ્થા પછી ઉત્પન્ન થનાર મંદાગ્નિ, યકૃતવિદ્રધિ અને કોષ્ઠગ્રહ એ ઉપદ્રવો પર કુટજારિષ્ટની સારી અસર થાય છે. યકૃતવિદ્રધિ પર શિલાજિત વગેરે શોથઘ્ન અને જંતુઘ્ન ઔષધિઓ સાથે કુટજારિષ્ટ આપવો બહુ હિતકર છે.

સંગ્રહણી પછી કે સ્વતંત્ર દોષદુષ્ટિથી અગ્નિમાંદ્ય થાય ત્યારે કુટજારિષ્ટ સારી અસર કરે છે. એના પ્રયોગથી પિત્તસ્રાવ યોગ્ય પ્રમાણમાં થવા માંડે છે

અને જઠરાગ્નિની શક્તિ વધી આહાર. પાચન અને શોષણ થવામાં સારી મદદ મળી જાય છે.

ગ્રહણી ( Duodenum )ની વિકૃતિથી મંદાગ્નિ, મંદાગ્નિથી અપચો, અપચાથી વારંવાર આમદોષ ભેગો.થઇ તાવ આવ્યા કરવો, પછી તાવ બહુ ભયંકર થઇ જવો, તાવ સંતતજ્વર જેવો થવો, તાવ વધારે ન હોય તો પણ અકળામણ વધારે રહેવી, ઊબકા, ભૂખ ન લાગવી, અરુચિ, મોં ફિક્કું રહેવું, જીભ પર મેલની છારી બાઝી જવી, ખોરાક બેસ્વાદ લાગવો વગેરે લક્ષણો સાથેના સંતત અને સતત જ્વરમાં કુટજારિષ્ટ બહુ સારું કામ કરે છે.

આંતરડાની મંગ્રાહક શક્તિ ક્ષીણ થઇ જવાથી આંતરડાં નબળાં પડી જાય છે. એથી વારંવાર ઝાડો થવો, કેટલીકવાર રક્તાતિસાર થઇ જવો, ગુદભ્રંશ થવો વગેરે લક્ષણો થાય છે. એના પર કુટજારિષ્ટ બહુ સારું કામ કરે છે.

( ઔ. ગુ. ધ. શા. )

## (૧૪) અભયારિષ્ટ

**પહેલી વિધિ**—હરડે ૫ શેર, દ્રાક્ષ ૨॥ શેર, વાવડિંગ ૪૦ તોલા અને મહુડાનાં ફૂલ ૪૦ તોલા લેવાં. બધાંને અધકચરા ખાંડી, ૪૦૯૬ તોલા પાણીમાં નાખી કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી, ઠંડું પડે એટલે ગાળી લેવું. પછી ગોળ ૫ શેર, ગોખરુ, નસોતર, ધાણા, ધાવડીનાં ફૂલ, ઈંદ્રવરણાનાં મૂળ, ચવક, વરિયાળી, સૂંઠ, દંતીમૂળ અને મોચરસ દરેક ૮–૮ તોલા લઇ અધકચરા ખાંડી અંદર નાખવા. બાદ બરણીમાં ભરી, મોં બંધ કરી ૧ મહિનો રાખી મૂકવું. પછી ગાળી વાપરવું. ( ભૈ. ૨. )

**માત્રા**—૧। થી ૨॥ તોલા દિવસમાં ૨ થી ૩ વાર તેટલું જ પાણી મેળવી પાવો.

**ઉપયોગ**—આ અરિષ્ટ બધી જાતના અર્શ, ૮ પ્રકારના ઉદરરોગ, કબજિયાત અને મૂત્રાવરોધને મટાડે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે.

અભયારિષ્ટ ઉત્તમ મૂત્રલ, સારક અને પાચક છે. કબજિયાત–બદ્ધકોષ્ઠમાં નેપાળા જેવી તીવ્ર રેચક ઔષધિની જરૂર નથી. એનાથી શ્લેષ્મકલામાં પ્રદાહ થાય છે અને આંતરડાં નબળાં પડે છે. પછી રુક્ષતા આવી આંતરડાંની પુરઃસરણક્રિયા મંદ પડી જાય છે અને પરિણામે કબજિયાત ઓછી થવાને બદલે વધી જાય છે. બદ્ધકોષ્ઠમાં મળ અંદર ભેગો થઇ સડવા માંડે છે, પછી એમાંથી સેન્દ્રિય વિષ ઉત્પન્ન થાય છે અને તે લોહીમાં શોષાઈ જુદીજુદી જાતના રોગોનાં કારણરૂપ બને છે.

અભયારિષ્ટના સેવનથી આંતરડાંની પુરઃસરણક્રિયા બરોબર થઈ મલનિઃસરણ

કાર્ય બરાબર થાય છે અને સેન્દ્રિય વિષ ઉત્પન્ન થતું નથી. જો અભયારિષ્ટ સાથે થોડું ઘી લેવામાં આવે તો સ્નેહન થવામાં મદદ મળી જાય છે. પહેલાં ઘી આપવું અને રાત્રે કોકરવરણા પાણી સાથે અભયારિષ્ટ આપવામાં આવે તો પણ ફાયદો થાય છે.

અર્શમાં ઝાડો ન થવો એ મુખ્ય લક્ષણ હોય છે. દસ્ત ન થવાથી વધારે કરાંઝવું પડે છે. ગુદાત્રિવલી પર દબાણ થઈ–થઈને ક્ષોભ ઉત્પન્ન થાય છે, પછી સોજો આવી જાય છે. સોજા પછી શિરાજાલમાં નીલતા વધે છે. આ શિરાઓ મસા રૂપે નીકળે છે. આ બધાનું મૂળ છે ઝાડો ન થવો. યકૃતના કાર્યમાં શિથિલતા આવવાથી રક્તાર્શ ઉત્પન્ન થઇ શકે છે. આ યકૃતની શિથિલતા અભયારિષ્ટ આપવાથી નાશ પામે છે.

જેવી રીતે ઉદરરોગ અજીર્ણ, ખરાબ અનાજ અને મળસંચયના યોગથી થાય છે તેવી રીતે દોષસંઘાત પણ ઉદરરોગનું કારણ છે. દોષસંઘાતથી પચનં-સંસ્થામાં શોષણક્રિયા બગડે છે; ઉત્તરા મહાશિરા અને અધરા મહાશિરા વગેરે પણ દબાણ આવે છે અને રસવહનક્રિયામાં અવરોધ થાય છે; કોષ્ઠમાંનો કફ વધે છે, સમાન વાયુ, અપાન વાયુ, પાચક પિત્ત, ત્રણ દોષ, યકૃત, પ્લીહા વગેરે ઇન્દ્રિયો બધા વિકૃત થાય છે. ધીમે ધીમે મૂત્રપિંડ પણ દૂષિત થાય છે. પછી ઉદર્યાકલાની અંદર પાણી ભરાય છે; એને જલોદર કહે છે. અભયારિષ્ટ પાણી ભરાવાથી ઉત્પન્ન થનાર જલોદરમાં ઉત્કૃષ્ટ કામ કરે છે. એ રીતે પિત્તોદર, યકૃતોદર, પ્લીહોદરમાં પણ સારો ઉપયોગ થાય છે. કફોદરમાં આ અરિષ્ટ સાથે બીજો ક્ષાર આપવો જોઇએ અથવા હરિતકી રસાયન આપવું જોઇએ.

આ અરિષ્ટથી ઝાડો–પેશાબ બરાબર થાય છે, પેશાબ વારંવાર અને વધારે પ્રમાણમાં થાય છે અને મંદાગ્નિ દૂર થાય છે. આંતરડાંમાં વિસ્ફોટ કે જલવૃદ્ધિ થતી નથી; એટલે કોષ્ઠની શક્તિ વધે છે, આંતરડાંમાં સ્નિગ્ધતા આવે છે, અને પછી આંતરડાંની પુરઃસરણક્રિયા બરાબર થઈ મળ સરળતાથી બહાર નીકળતો રહે છે.

આ અરિષ્ટથી મોટા આંતરડામાં જૂનું આમવિષ ધીમે ધીમે નાશ પામે છે, પક્વાશયમાં આહારરસનું શોષણ બરાબર થવા માંડે છે, અને રસાજીર્ણ થવા કરતું હોય તે નાશ પામે છે. આ રીતે આમાશય, પક્વાશય, મોટા આંત-રડાં વગેરે કોષ્ઠના અવયવો પર એ બહુ જ સારી શક્તિ આપનાર અને દોષઘ્ન અસર કરે છે. (ઓ. ગુ. ધ. શા.)

**બીજી વિધિ**—હરડે ૩૨ તોલા, આમળાં ૬૪ તોલા, કોઠાનો ગર્ભ ૪૦ તોલા, ઇંદ્રવરણાં ૨૦ તોલા, વાવડિંગ, પીપર, લોધર, મરી અને એલવાલુક

(અભાવે વાળો) એ પાંચ ચીજો ૮–૮ તોલા લેવી. બધાંને ૪૦૯૬ તોલા પાણીમાં નાખી, ઉકાળી, ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી લેવું. પછી તેને ગાળી ૮૦૦ તોલા ગોળ નાખી ૧૫ દિવસ જમીનમાં દાટી રાખવું. અરિષ્ટ પરિપક્વ થઈ જાય એટલે કાઢીને ગાળી લેવો.

આ અરિષ્ટમાં અમે ૭ાા શેર ગોળ નાખીએ છીએ.

**માત્રા**—૧ા તોલો દિવસમાં ૨ વાર જમ્યા પછી તેટલું જ પાણી મેળવી લેવો.

**ઉપયોગ**—આ અરિષ્ટના સેવનથી ગુદા સબંધીના બધી જાતના રોગ—અર્શ, સંગ્રહણી, પાંડુરોગ, હૃદયરોગ, ઉદરરોગ, બરોળ, ગુલ્મ, ૮ જાતના સોજા અને અરુચિ વગેરે નાશ પામે છે. બળ, કાંતિ અને જઠરાગ્નિ વધે છે. તેમજ કમળો, સફેદ કોઢ, કૃમિ, ગાંઠ, અર્બુદ, મોં પર ડાઘા, શક્તિનો ક્ષય અને જ્વર રોગ પણ મટી જાય છે. આ અરિષ્ટ યકૃત, આંતરડાં અને કફસ્થાનના શોધન માટે ઉપયોગી છે. આ અરિષ્ટ જૂના ચોંટી ગયેલા મળને ધીમે ધીમે તોડી નાશ કરે છે અને આંતરડામાં રહેલા સૂક્ષ્મ કૃમિઓને દૂર કરે છે.

## (૧૫) અશોકારિષ્ટ

**વિધિ**—અશોકની છાલ ૫ શેર લઈ તેને અધકચરી ખાંડી ૪૦૯૬ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ પડયે ગાળી લેવું. પછી તેમાં ગોળ ૧૦ શેર, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, શાહજીરું, સૂંઠ, નાગરમોથ, દારુહળદર, કમળ, હરડે, બહેડાં, આમળાં, કેરીના ગોટલાની મીંજ, જીરું, અરડૂસીની છાલ અને રતાંજળી એ દરેક ૪–૪ તોલા નાખવું. પછી બરણીમાં ભરી મોં બંધ કરી, ૧ મહિનો રહેવા દેવું. બાદ તેને ગાળીને વાપરવું. આ અરિષ્ટમાં અમે ૭ાા શેર ગોળ નાખીએ છીએ. **( ભૈ.ર. )**

**માત્રા**—૧ા થી ૨ાા તોલા દિવસમાં ૨ વાર તેટલા પાણી સાથે આપવો, રક્તપ્રદરમાં ચંદ્રકળા રસ સાથે અને પીડિતાર્તવમાં બૃહદ્ યોગરાજ ગૂગળ સાથે આપવાથી વધારે ફાયદો થાય છે.

**ઉપયોગ**—આ અરિષ્ટથી સ્ત્રીઓના રક્તપ્રદર, રક્તપિત્ત, જીર્ણ તાવ, અર્શ, મંદાગ્નિ, અરુચિ, પુરુષોના પ્રમેહ, સોજા, અરુચિ વગેરે મટી જાય છે.

અશોકારિષ્ટ સ્ત્રીઓનો પરમ મિત્ર છે. એની અસર ગર્ભાશય પર શક્તિ-વર્ધક થાય છે. ગર્ભાશયની શિથિલતાને લીધે ઉત્પન્ન થનારા અત્યાર્તવ રોગમાં આ અરિષ્ટ સારી રીતે વપરાય છે. અત્યાર્તવ ઘણાં કારણોથી થાય છે. ગર્ભાશયની અંદરના આવરણની વિકૃતિ, બીજવાહિનીઓની વિકૃતિ, ગર્ભાશયના મુખ ઉપર, યોનિમાર્ગમાં કે ગર્ભાશયની અંદર કર્કસ્ફોટ થવો અને પ્રસવ પછી ગર્ભાશયની અંદર અને બહાર ચાંદાં પડી જવા વગેરે કારણોથી આ રોગ થાય છે. એમાંથી

કર્કસ્ફોટ સિવાયનાં કારણોથી થયેલા આત્યાર્તવ પર આ અરિષ્ટ સારો વપરાય છે. રજોદર્શન વખતે બહુ લોહી પડતું હોય અને સાથે કબજિયાત રહેતી હોય તો અશોકારિષ્ટ સાથે દંત્યરિષ્ટ પણ મેળવીને આપવો જોઇએ. તેમજ રક્તસ્રાવમાં દુર્ગંધ આવતી હોય તો ગર્ભાશય અને યોનિમાર્ગની શુદ્ધિ માટે લીમડાના પાનને ૪૦ ગણા પાણીમાં મેળવી ઉત્તરબસ્તિ પણ આપતા રહેવાથી જલદી ફાયદો થાય છે.

કેટલીયે સ્ત્રીઓને રજોદર્શન વખતે ઉદરમાં દુખાવો થાય જ છે. એને *પીડિતાર્તવ અને કષ્ટાર્તવ કહે છે. એમાં મુખ્ય કારણ બીજવાહિની અને બીજ-*શયની વિકૃતિ છે. કેટલીક સ્ત્રીઓને આ દુખાવો બહુ જ વધારે સખ્ત હોય છે; તેમજ કમરમાં ભયંકર દરદ, માથાનો દુખાવો, ઊલટી વગેરે લક્ષણો થાય છે. આ રોગ પર અશોકારિષ્ટ બહુ ઉત્તમ કામ કરે છે.

પીડિતાર્તવમાં ઝીણો તાવ રહે છે. તાવની ગરમી ૯૯°–૯૯॥° હોય છે; પણ તાવ દિવસો સુધી રહે છે. એના પર આ અરિષ્ટ ઉપકારક છે.

જીર્ણ્યંગ રક્તપિત્તમાં અશોકારિષ્ટ ઉપયોગી દવા છે. તેમજ રક્તાર્શમાં પણ ખાસ કરીને દરદ કે બળતરા ન હોય અને ખબર ન પડે તેમ લોહી પડતું હોય તો અશોકારિષ્ટ બહુ ઉપયોગી છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૧૬) કાર્પાસારિષ્ટ

**વિધિ**—કપાસના મૂળની છાલ ૩ શેર, વાંસનાં મૂળ ૨ શેર, સરગવાનાં મૂળ, રાતા ચિત્રકનાં મૂળ, અશોકની છાલ અને દશમૂળ એ ચાર ૧॥–૧॥ શેર લેવાં. બધાંને અધકચરાં ખાંડી, ૮૮ શેર પાણીમાં મેળવી ચોથા ભાગનું પાણી રહે ત્યાં સુધી ઉકાળવું. પછી બાબૂનાનાં ફૂલ ૧ શેર, ધાવડીનાં ફૂલ ૪૦ તોલા, લોધર, ગૂગળ, એળિયો, દેવદાર, સાટોડીનાં મૂળ, જટામાંસી, દારુહળદર, ચણકબાબ, ખીલીની છાલ, રતાંજળી અને સફેદ ચંદન આ ૧૧ ચીજો ૧૦–૧૦ તોલા, ધોયેલી અને અધકચરી કરેલી દ્રાક્ષ ૧૧ શેર, મધ ૨॥ શેર અને ગોળ ૧૦ શેર મેળવી વાસણમાં ભરવું. મોં બંધ કરી ૧ મહિનો રહેવા દેવું. પછી ગાળી લેવું. *(શ્રી. પં. ઘનાનંદજી પંત વિદ્યાર્ણવ)*

**માત્રા**—૨ થી ૪ તોલા દિવસમાં ૨ વાર આપવો.

ઉપયોગ—આ અરિષ્ટ ગર્ભાશયને સંકોચે છે. માટે સુવાવડની નબળાઇ પર બહુ ફાયદાકારક છે. તેમજ ગર્ભાશયમાં સંચિત થયેલ રક્ત, ગર્ભ કે ઓળને બહાર કાઢવામાં મદદ કરે છે. રક્ત અંદર ભરાવાથી રજોદર્શન વખતે દુખાવો થતો હોય તો આ અરિષ્ટના સેવનથી મટી જાય છે.

## (૧૭) ચંદનાસવ

**વિધિ**—સફેદ ચંદન, વાળો, નાગરમોથ, સીવણનાં મૂળ, નીલ કમળ,

ઘઉંલા, પદ્મક, લોધર, મજીઠ, રતાંજળી, કાળીપાટ, કરિયાતું, વડની છાલ, પીપળાની છાલ; કચૂરો, પિત્તપાપડો, જેઠીમધ, રાસ્ના, નવા પરવળનાં પાન, કાંચનારની છાલ, આંબાની છાલ અને મોચરસ, આ ૨૨ ચીજોનો અધકચરો ભૂકો ૪–૪ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, અધકચરી દ્રાક્ષ ૮૦ તોલા, સાકર ૪૦૦ તોલા અને ગોળ ૨૦૦ તોલા લેવો. બધાને ૨૦૪૮ તોલા પાણીમાં મેળવી, માટીના વાસણમાં ભરી વિધિપૂર્વક મોં બંધ કરી તૈયાર કરવું. લગભગ ૧। મહિને આસવ તૈયાર થાય છે. (ભૈ. ૨.)

**માત્રા**—૧। થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર સરખે ભાગે પાણી મેળવી સવારે અને રાત્રે લેવો. રોગ જૂનો હોય તો માત્રા ઓછી લેવી.

**ઉપયોગ**—આ ચંદનાસવ શુક્રમેહનો નાશ કરનાર, શક્તિ આપનાર, પૌષ્ટિક, હૃદ્ય અને જઠરાગ્નિને ખૂબ પ્રદીપ્ત કરનાર છે. જૂના પરમિયા માટે એ બહુ હિતકર છે. આ આસવના સેવનથી લોહીમાં ઉત્પન્ન થયેલું મૂત્રવિષ, મૂત્રાશયમાં દાહ, પેશાબનો અટકાવ અને મૂત્રકૃચ્છ્ર વગેરે વિકારો મટી જાય છે.

**પથ્ય**—હલકો, જલદી પચી જાય તેવો અને પૌષ્ટિક ખોરાક, સત્સંગ, શાસ્ત્રનું શ્રવણ, શાંતિ અને સ્વાધ્યાય વગેરે હિતકર છે.

**અપથ્ય**—શુક્રમેહમાં દહીં વગેરે અભિષ્યંદી, લાલ મરચાં, તેલ, દારૂ વગેરે તીક્ષ્ણ અન્નપાન, સૂર્યનો તાપ, અગ્નિનું સેવન, સ્ત્રીસમાગમ, મળ–મૂત્રના વેગને રોકવો, રાત્રે ઉજાગરા, ક્રોધ, શોક, દિવસે ઊંઘ, ઉપવાસ, બહુ ચિંતા, આળસ અને ખરાબ સોબત વગેરેનો ત્યાગ કરવો જોઈએ.

ચંદનાસવ શીતવીર્ય, બળ આપનાર, મૂત્રલ અને દાહ અને પિત્તનું શમન કરનાર છે; તેમજ મૂત્રમાર્ગની દોષદૃષ્ટિનો નાશ કરે છે. નવા અને જૂના પરમિયામાં આ આસવ સારો વપરાય છે. આ આસવથી વારંવાર પેશાબ થવાથી પરમિયાના પરુનું શોધન થાય છે. પરમિયાની પહેલી અવસ્થામાં મૂત્રપ્રસેકનલિકાની શ્લેષ્મકળામાં પ્રદાહ થાય છે તે આ આસવથી ઓછો થાય છે. પછી બળતરા સાથે દુખાવો પણ ઓછો થાય છે અને પરમિયાના જંતુઓનું બળ ઘટી જાય છે. જોકે પરમિયાના જંતુઓ (Gonococcus) નાશ પામે છે કે નહિ, તે હજુ નક્કી થયું નથી; તો પણ આ આસવથી પરમિયાની તીવ્ર અવસ્થા અને ચિરકારી અવસ્થાનાં લક્ષણો ઓછાં થઈ જાય છે એ ચોક્કસ છે.

ચંદનાસવથી પરમિયો મૂળમાં મટવાના દાખલા મળ્યા નથી. એના દરદીને તીવ્ર અવસ્થા, મંદ અવસ્થા અને જીર્ણ અવસ્થા થાય છે અને દરદી હંમેશા પીડાયા જ કરે છે. આ બધી અવસ્થાઓમાં ચંદનાસવ શામક તરીકે અપાય છે. એનાથી પેશાબ વધી પરુ પડ્યા કરે છે, મૂત્રમાર્ગમાં જૂનો વ્રણ હોય તો

એનો ત્રાસ ઓછો થાય છે, ક્ષોભ હોય તો ઓછો થઇ જાય છે અને થોડ વખત માટે દુખાવો મટી જાય છે. જો મૂત્રમાર્ગ સંકુચિત થઈ ગયો હોય તો ચંદનાસવ બહુ વપરાતો નથી. એમાં ઉત્તરબસ્તિ આપી કે ઉત્તરબસ્તિની નળીને મૂત્રમાર્ગમાં દાખલ કરી સંકોચને ધીમે ધીમે ઓછો કરવો જોઇએ. સંકોચ વધારે હોય તો ચંદનાસવ કે બીજી મૂત્રલ ઔષધિ ન આપવી જોઇએ; નહીંતર મૂત્રાશયમાં મૂત્ર વધી આપત્તિ વધશે.

પેશાબમાં રેતી કે શર્કરા (પથરીના કણ) જતા હોય તો ચંદનાસવ સારો વપરાય છે. આ આસવથી પથરીના નાના અણુઓ દ્રવિત થઇ બહાર નીકળી જાય છે. પથરીથી થનારી શૂળમાં પણ આ આસવ વપરાય છે.

મૂત્રાઘાતમાં શામક મૂત્રલ તરીકે આ આસવ અપાય છે. તેમજ મૂત્રપિંડના પ્રદાહમાં પ્રદાહ અને જ્વરનો નાશ કરવામાં એ સારું કામ કરે છે. *(ઔ. ગુ. ધ. શા.)*

## (૧૮) જીરકાદ્યરિષ્ટ

વિધિ—૮૦૦ તોલા જીરાને ૪૦૯૬ તોલા પાણીમાં મેળવી ચતુર્થાંશ કાઢો કરવો. પછી મસળી ગાળી લેવું. ઠંડું પડે એટલે ગોળ ૧૨૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, સૂંઠ ૮ તોલા, જાયફળ, નાગરમોથ, તજ, તમાલપત્ર, કાગદી એલચીદાણા, નાગકેસર, અજમો, ચણકબાબ અને લવંગ દરેક ૪–૪ તોલા નાખી, બરણીમાં ભરી મુખમુદ્રા કરી ૧ મહિનો રહેવા દેવું. બરોબર પકવ થાય એટલે ગાળી લેવું. (ભૈ. ર.)

**સૂચના**—જીરાના ઉકાળાના વાસણ પર ઢાંકણું ઢાંકવું જોઇએ; નહિં તો તેલ ઊડી જાય છે. ગાળવા માટે જાડું કપડું લેવું. કપડાને પહેલા પાણીમાં પલાળી ગાળવું અને જીરાને સારી રીતે મસળી નિચોવી લેવું. ઉકાળાનું પાણી મંદ અગ્નિ પર ઉકાળી અર્ધું એટલે કે ૨૦૪૮ તોલા બાકી રાખવું, અથવા ફાંટ બનાવી લેવો.

**નવ્ય પ્રયોગ**—જીરકાદ્યરિષ્ટમાં જીરાનો ચતુર્થાંશ કાઢો કરવાથી જીરામાંનું કાર્યકારી સત્ત્વ–એનું ઊડનશીલ (Volatile) તેલ ઊડી જાય છે; પછી કવાથ રૂક્ષ અને ઉષ્ણ બને છે. એનાથી ધાવણ વધે છે; પણ માતાને અશક્તિ આવે છે. જો ફાંટ બનાવી જીરાનું તેલ અંદર રહેવા દેવામાં આવે તો મદ્યાર્ક ઓછો ઉત્પન્ન થાય છે. પણ ફાંટ બનાવી તૈયાર કરેલો જીરકાદ્યરિષ્ટ ધાવણ વધારનાર, માતાને શક્તિ આપનાર, દીપન–પાચન અને બાળક માટે હિતકર છે. સામાન્ય રીતે ૮૦૦ તોલા જીરાનો ૧૬૦૦ તોલા પાણીમાં ફાંટ બનાવી પછી બાકીનું ૧૦૨૪ તોલા પાણી મેળવી લેવું.

**માત્રા**—૧ા થી ૫ તોલા દિવસમાં ૨ કે ૩ વાર આપવો.

**ઉપયોગ**—જીરકાદ્યરિષ્ટ સૂતિકારોગમાં ઉત્પન્ન થયેલ સંગ્રહણી અને અતિસારનો નાશ કરે છે અને પાચનક્રિયા સુધારે છે.

આ અરિષ્ટ જૂના સૂતિકારોગમાં સારો ફાયદાકારક છે. આ રોગની તીવ્ર અવસ્થામાં તાવ વધારે હોય ત્યારે પ્રતાપલંકેશ્વર, લક્ષ્મીનારાયણ રસ, સૂતિકારી રસ, સૂતિકાભરણ રસ અને દશમૂલારિષ્ટ વગેરે હિતકર છે. પણ રોગ જૂનો થઈ તાવ ઓછો થાય તે વખતે જો પિત્તના અનુબંધનાં લક્ષણો—ઝીણો તાવ, અંગતોડ, આળસ, ઊબકા, તરસ, જડતા, પેટમાં શૂળ, અતિસાર, સોજા વગેરે—હોય તો જીરકાદ્યરિષ્ટ હિતકર છે.

આ અરિષ્ટ પ્રસવ થયા પછી થયેલા ક્ષયરોગમાં વપરાય છે. ક્ષયમાં ક્ષયના જંતુઓ સાથે સૂતિકાવિષ પણ નાશ પામી દરદીને સાચો ફાયદો થઈ શકે એટલા માટે સોનાની બનાવટ સાથે આ અરિષ્ટ આપવો જોઈએ. વારંવાર પાતળા, પીળા, ગરમ–ગરમ ઝાડા થતા હોય, જીભ ફાટી હોય કે મોંમાં ચાંદીઓ પડી ગઈ હોય તો આ અરિષ્ટ લાભદાયક છે.

સંગ્રહણીમાં પિત્તનો અનુબંધ હોય ત્યારે આ અરિષ્ટ વધારે ઉપયોગી છે. વારંવાર ઝાડા થવા, કરાંઝવું, લોહી પડવું, લોહીની સાથે થોડો આમ પડવો, ઝીણો તાવ, તરસ અને ઊંઘનો નાશ વગેરે લક્ષણો હોય ત્યારે આ અરિષ્ટ અપાય છે.

પ્રસવ પછી થનાર સંગ્રહણીમાં પણ આ અરિષ્ટ વપરાય છે; તેમજ વિદગ્ધાજીર્ણ, પિત્તજન્ય પરિણામશૂળ અને પિત્તજન્ય અમ્લપિત્તમાં પણ આ અરિષ્ટ સારું કામ કરે છે.

આ અરિષ્ટથી નવપ્રસૂતા સ્ત્રીનું ધાવણ વધે છે અને ઝીણો તાવ, હાથ–પગમાં બળતરા, ચામડીમાં બળતરા વગેરે મટે છે. આ અરિષ્ટમાં કાંઈક મૂત્રલ ગુણ હોવાથી મૂત્રની પણ શુદ્ધિ થાય છે અને ચામડીની ખૂજલી, ફોલ્લીઓ ચકામાં વગેરે હોય તો તે બધા વિકારો મટી જાય છે. (ઓ. ગુ. ધ. શા.)

### (૧૯) ચવિકાસવ

**વિધિ**—ચવક ૨૦૦ તોલા, ચિત્રકમૂળ ૧૦૦ તોલા, ડીકામાળી, પુષ્કરમૂળ, વજ, શેરણી, કચૂરો, કડવા પરવળનાં મૂળ, હરડે, બહેડાં, આમળાં, અજમો, કડાછાલ, ઇંદ્રવરણાંનાં મૂળ, ધાણા, રાસ્ના અને દંતીમૂળ એ ૧૫ ઔષધિઓ ૪૦–૪૦ તોલા, વાવડિંગ, નાગરમોથ, મજીઠ, દેવદાર, સૂંઠ, મરી અને પીપર એ ૭ ઔષધિઓ ૨૦–૨૦ તોલા લેવી. પછી બધાંને ૮૧૯૨ તોલા પાણીમાં નાખી કવાથ કરવો. ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ગોળ ૧૨૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૮૦ તોલા, તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસર ૮–૮ તોલા, લવંગ, સૂંઠ, મરી, પીપર અને ચણકબાબ ૪–૪ તોલાનો અધકચરો ભૂકો મેળવી બર-

ઘીમાં ભરવું. મુખમુદ્રા કરી ૧ મહિનો રહેવા દેવું. અમે ૧૫ શેરને બદલે ળા શેર ગોળ નાખીએ છીએ. (ગ. નિ.)

માત્રા—૧। થી ૨।। તોલા દિવસમાં ૨ વાર-સરખે ભાગે પાણી મેળવી આપવો.

ઉપયોગ—ચવિકાસવ બધી જાતના ગુલ્મ, ૨૦ જાતના પ્રમેહ, સોજો, ક્ષય, ખાંસી, અરુચિ, વાતરક્ત, ઉદરરોગ, અંત્રવૃદ્ધિ વગેરેનો નાશ કરે છે.

આ આસવમાં મુખ્ય ઔષધિઓ પાચક, સારક, દીપક, ઉષ્ણવીર્ય અને તીખા રસવાળી છે. આમાજીર્ણ અને વિષ્ટબ્ધાજીર્ણમાં પાચન કરનાર અવયવોમાં પાચક રસનો સ્રાવ બરોબર થતો નથી. અંદરના સ્રાવને માટે વાયુની પૂર્તિ અને લોહીના દબાણની જરૂર રહે છે. બહુ જ સૂક્ષ્મ સ્રોતો રંધાઈ જવાથી સ્રાવ બરોબર થતો નથી. એવી સ્થિતિમાં ચવિકાસવ આપવાથી વાયુની પ્રેરણા અને લોહીની પૂર્તિ થાય છે અને સ્રોતોમાંનો અવરોધ નાશ પામી પાચક પિત્તનો સ્રાવ વધે છે. આ રીતે બંને જાતના અજીર્ણમાં આ આસવનો સારો ઉપયોગ થાય છે.

આમાજીર્ણમાં ક્લેદક કફ વધે છે. આમાશયમાં ખોરાક જાય એટલે એની સાથે પાચકપિત્ત યોગ્ય પ્રમાણમાં મળવું જોઇએ; પણ ક્લેદક કફ વધારે હોવાથી પાચકપિત્ત (આમાશય રસ-Gastric Juice) પૂરતા પ્રમાણમાં નીકળતું નથી અને ખોરાક એની સાથે બરોબર મળી જતો નથી. એથી ઊલટું ક્લેદક કફ વધી જાય છે અને તે જ ખોરાક સાથે મળી જાય છે. શરૂઆતમાં એવી સ્થિતિ થાય એટલે ત્યાર પછી આંતરડાંમાં મળનારા બીજા પાચક રસો (યકૃતપિત્ત, આંત્રિક રસ, આગ્નેય રસ) પણ નિર્બળ થઇ જાય છે, બરોબર સ્રાવ થતો નથી અને ખોરાક સાથે મિશ્ર પણ થતા નથી. આ કારણથી ખોરાક પચતો નથી અને પછી સડવા માંડે છે. એની અસર આખા શરીર પર થાય છે. ઉદર અને કોઠ વચ્ચેનો ભાગ સ્તબ્ધ થઈ જાય છે, આળસ, ઊંઘ, નિરુત્સાહ, મોંમાં વારંવાર પાણી છૂટવું, હાથ-પગમાં તોડ, ચહેરો નિસ્તેજ, મોં બેસ્વાદ થવું કે મીઠાશ વગેરે લક્ષણો થાય છે. એના પર ચવિકાસવ બહુ સારું કામ કરે છે.

વાયુ—ખાસ કરીને સમાન વાયુ—ની પ્રેરણા ઘટવાથી પાચકપિત્તનો સ્રાવ પૂરતા પ્રમાણમાં અને જોઈએ તેવો થતો નથી. પાચક પિત્ત થોડું નીકળે છે અને તેમાં પાચન કરવાનો ગુણ પણ ઓછો હોય છે. આમાશય અને આંતરડાંની ગતિ ધીમી પડવાથી ખોરાક જેટલા વખતમાં આગળ વધવો જોઇએ એટલા વખતમાં વધી શકતો નથી. આ કારણથી પેટ ખેંચાય છે, ધીમી ધીમી શૂળ મારે છે, દસ્ત સાફ આવતો નથી, આખા શરીરમાં ધીમો દુખાવો થયા કરે છે અને પેટમાં આફરો ચઢી આવે છે. આ જાતના વિકારમાં ચવિકાસવ સારો ઉપયોગી છે.

ચવિકાસવ વાતજ ગુલ્મ, કફજ ગુલ્મ અને વાતકફજ ગુલ્મ પર સારો વપરાય છે; રક્તગુલ્મ પર અને પિત્તજ ગુલ્મ પર અપાતો નથી.

પ્રમેહોમાં હસ્તિમેહ, લાલામેહ અને ઇક્ષુમેહ યકૃત અને અગ્ન્યાશયની વિકૃતિથી થાય છે. ખાસ કરીને પિત્તનું કામ ક્ષીણ થવાથી કોષ્ઠમાં દોષ ઉત્પન્ન થાય છે અને કફ વધે છે. પછી આહારમાંથી રસ અને રક્ત બરોબર બનતાં નથી. આ કારણથી એ દોષ–દુષ્ટિ મૂત્રમાર્ગમાં થઈને બહાર નીકળે છે; વારંવાર પેશાબ થાય છે, પેશાબ વધારે પ્રમાણમાં અને વધુ વખત થાય છે, તેમજ પેશાબ અજાણતા અને અનિચ્છાએ પણ થઈ જાય છે. આવા વિકારો પર ચવિકાસવ આપવો જોઇએ.

ઇક્ષુમેહ ( Glycosuria )માં સાકર મર્યાદિત પ્રમાણમાં હોય, અપચો વધારે, વારંવાર ખરાબ ઓડકાર, કબજિયાત, ભૂખ ન લાગવી, તીખી ચીજો ખાવાની ઇચ્છા થવી વગેરે લક્ષણો હોય તો ચવિકાસવ ઉત્તમ ઔષધિ છે.

સળેખમ અને સળેખમથી થનાર ખાંસીમાં વારંવાર છીંકો આવવી, નાક બિલકુલ પાકી જવું, શ્વાસોચ્છ્વાસ લેતાં અડચણ પડવી, નાક અને ગળામાં દરદ થવું, આખા શરીરમાં દુખાવો આ એક પ્રકાર છે. બીજા પ્રકારમાં નાકમાંથી પાણી ગળવું અને કફ પડવો વગેરે લક્ષણો થાય છે. બંને પ્રકાર પર ચવિકાસવ હિતકર છે.

યકૃતોદર અને પ્લીહોદરમાં મંદાગ્નિ વધારે હોય તો ચવિકાસવ આપવો; તેમજ ક્ષય, અષ્ઠિલા, વાતરક્ત અને અંત્રવૃદ્ધિમાં પણ મંદાગ્નિ હોય ત્યારે આ આસવ વપરાય છે. ( ઔ. ગુ. ધ. શા. )

## (૨૦) રોહિતારિષ્ટ

વિધિ—રગતરોહિડાની ૪૦૦ તોલા છાલને અધકચરી ખાંડી ૪૦૯૬ તોલા પાણીમાં નાખી, ચતુર્થાંશ પાણી રહે તેવો ઉકાળો કરવો. પછી તેને ગાળી ઠંડો પડે એટલે ગોળ ૮૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, પીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, તજ, એલચી, તમાલપત્ર, હરડે, બહેડાં અને આમળાં એ ૧૧ ચીજોનું અધકચરું ચૂર્ણ ૪–૪ તોલા મેળવી બરણીમાં ભરવું. મુખમુદ્રા બંધ કરી ૧ મહિનો રાખી મૂકવું. પરિપકવ થાય એટલે ગાળી લેવું. (ભૈ. ર.)

માત્રા—૧। થી ૨॥ તોલા સરખે ભાગે પાણી મેળવી દિવસમાં ૨ વાર આપવો.

ઉપયોગ—રોહિતારિષ્ટ બરોળની વૃદ્ધિ, ગુલ્મ, ઉદરરોગ, અષ્ઠિલા, સંગ્રહણી, અર્શ, કમળો, શોથ, અરુચિ વગેરેનો નાશ કરે છે.

યકૃત અને બરોળની વૃદ્ધિમાં આ એક બહુ જ ઉપયોગી ઔષધિ છે. આ અરિષ્ટ જૂના મંદાગ્નિને મટાડી પાચકપિત્તનો સ્રાવ વધારે છે અને પાચકપિત્તનો

સ્રાવ કરનાર કોષોને લોહી પૂરતા પ્રમાણમાં મળે છે; એ કારણથી પાચકપિત્તનો સ્રાવ બરોબર થાય છે.

વિષમજ્વર જૂનો થાય એટલે બરોળ વધે છે; એની પર રોહિતારિષ્ટ સુંદર કામ કરે છે.

મધ્યમકોષ (ઉદરગુહા)માં રહેલી રસગ્રંથિઓનું કદ વધવાથી પેટમાં ગાંઠ જેવું લાગે છે. ક્ષયમાં આવી ગાંઠ વધે તો સોનાવાળી બનાવટ આપવી જોઈએ. પરંતુ ક્ષય અને ઉપદંશ સિવાયનાં કારણો હોય તો રોહિતારિષ્ટ આપવો જોઇએ.

પિત્તજ કે વાતજ ગુલ્મમાં રોહિતારિષ્ટ હિતકર છે. અષ્ઠિલામાં રોહિતારિષ્ટ લેવાથી રોગ મટવામાં મદદ મળે છે; તેમજ વાતાર્શ અને પિત્તાર્શમાં પણ આ અરિષ્ટ ઉપયોગી છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૨૧) પુનર્નવાસવ

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, દારુહળદર, ગોખરું, બેઠી ભોંયરિંગણી, ઊભી ભોંયરિંગણી, અરડૂસીનાં પાન, એરંડાનાં મૂળ, કડુ, ગજપીપર, લાલ સાટોડી, લીમડાની અંતરછાલ, ગળો, સૂકા મૂળા, ધમાસો, કડવાં પરવળનાં પાન આ ૨૦ વસ્તુઓ ૪–૪ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, અધકચરી દ્રાક્ષ ૮૦ તોલા, સાકર ૪૦૦ તોલા અને મધ ૨૦૦ તોલા લેવું. કાષ્ઠાદિક વસ્તુઓને અધકચરી ખાંડવી. પછી બધાંને ૨૦૪૮ તોલા પાણીમાં નાખી, બરણીમાં ભરી ૧ મહિનો રહેવા દેવું. તૈયાર થાય એટલે કપડાથી ગાળી લેવું. (ભૈ. ૨.)

**માત્રા**—૧ા થી ૨ા તોલા સમાન ભાગે પાણી મેળવી પાવો.

**ઉપયોગ**—પુનર્નવાસવ સોજા, ઉદરરોગ, યકૃત અને બરોળની વૃદ્ધિ, અમ્લપિત્ત, ગુલ્મ, જ્વર વગેરે કષ્ટસાધ્ય રોગો મટાડે છે.

આ ઉત્તમ મૂત્રલ અને હૃદ્ય ઔષધિ છે. આ કારણથી હૃદય, યકૃત, બરોળ અને મૂત્રપિંડ પર એ ફાયદો કરે છે. એમાંના કોઈની પણ વિકૃતિથી સોજા આવ્યા હોય તો તેને મટાડે છે; તેમજ હૃદયને મજબૂત અને યકૃત અને મૂત્રપિંડોને કાર્યક્ષમ બનાવે છે. એટલા માટે સર્વાંગ શોથ—આખા શરીરના સોજા પર આ બહુ જ અસરકારક ઔષધિ છે.

સોજા તીવ્ર હોય તો રક્તનું પ્રસાદન થઈ સોજા જલદી ઊતરી જાય એટલા માટે પુનર્નવાસવ સાથે સારિવાસવ મેળવવો જોઇએ. અંતર્વિદ્રધિ કે અંદરના અવયવોના સોજા પર પણ આ આસવ હિતકર છે.

યકૃત અને બરોળની વૃદ્ધિ અને વાતજ તેમજ કફજ ગુલ્મ રોગોના શમનમાં આ આસવ સારી મદદ કરે છે (ઔ. ગુ. ધ. શા.)

## (૨૨) સારિવાસવ

વિધિ—કાળાં અનંતમૂળ, નાગરમોથ, લોધર, વડની છાલ, પીંપળીની છાલ, કચૂરો, સફેદ અનંતમૂળ, પમક, વાળો, કાળીપાટ, આમળાં, ગળો, ખસ, સફેદ ચંદન, રતાંજળી, અજમો અને કડુ એ ૧૭ વસ્તુઓ ૪–૪ તોલા અને કાગદી એલચી, જંગલી એલચી, કઠ, સોનામુખી અને હરડે ૧૬–૧૬ તોલા લેવી. બધાંને અધકચરાં ખાંડી પાણી ૨૦૪૮ તોલા, ગોળ ૧૨૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૪૦ તોલા અને અધકચરી દ્રાક્ષ ૨૪૦ તોલા મેળવી, બરણીમાં ભરી, મુખમુદ્રા કરી ૧ મહિનો રહેવા દેવું. તૈયાર થાય એટલે ગાળી લેવું. આ આસવમાં અમે કાળું સુગંધિત અનંતમૂળ ૪ ગણું એટલે ૧૬ તોલા નાખીએ છીએ. (ભૈ. ર.)

**માત્રા**—૧ા થી ૨ા તોલા બમણા પાણી સાથે આપવો.

**ઉપયોગ**—સારિવાસવ ૨૦ જાતના પ્રમેહ, પ્રમેહજન્ય શરાવિકા વગેરે પિટિકા, ઉપદંશના ઉપદ્રવો, વાતરક્ત અને ભગંદર વગેરે રોગોનો ચોક્કસ રીતે નાશ કરે છે.

આ આસવ બહુ જ શામક, મૂત્રલ, દાહ શમન કરનાર અને ઉત્તમ રસાયન છે. વાતવાહિનીઓ, વાતવાહિનીઓનાં મૂળ, વાતવહ નાડીકેન્દ્ર, નાડીચક્ર, મૂત્રેન્દ્રિય, જનનેન્દ્રિય અને અંતઃસ્રાવક ગ્રંથિઓ પર આ આસવની શામક અસર થાય છે. આ આસવ લાંબો વખત લેવાથી ઉપદંશનું વિષ નાશ પામે છે અને વાતરક્ત વગેરે રોગો મટે છે. પ્રમેહોમાં પિત્તજન્ય પ્રમેહો પર એ સારું કામ કરે છે.

બુદ્ધિની મંદતા અને યાદશક્તિ ન હોવી એ જન્મથી જ ન હોય એટલે કે વચ્ચે કોઈ કારણથી થયેલ હોય તો સારિવાસવ સારી અસર કરે છે. જો લોહીનું દબાણ વધી વારંવાર ચક્કર આવતાં હોય તો સર્પગંધા સાથે, સારિવાસવ આપવો જોઈએ.

મૂત્રાઘાતમાં મૂત્ર ઓછું ઉત્પન્ન થાય છે. મૂત્રકૃચ્છ્રમાં મૂત્રની ઉત્પત્તિ થાય છે, પણ બસ્તિની આગળના અવયવોમાં અટકાવ થતો હોવાથી મૂત્રને બહાર નીકળવામાં અડચણ પડે છે. એની પર સારિવાસવ આપવાથી મૂત્ર વધારે ઉત્પન્ન થઈ મૂત્રાઘાત અને મૂત્રકૃચ્છ્રમાં ફાયદો થાય છે.

મૂત્રાસ્મરી, મૂત્રશર્કરા અને સિકતા વગેરે પર આ આસવ સારું કામ આપે છે. આ આસવથી પથરીનું ક્ષરણ થઇ પેશાબ સાથે પથરીના અણુઓ બહાર નીકળતા જાય છે. પથરી પર સારિવાસવ સાથે તલનો ક્ષાર, કેળનો ક્ષાર કે આમલીનો ક્ષાર આપવો. પૌરુષગ્રંથિનો સોજો આવવાથી થયેલા મૂત્રકૃચ્છ્રમાં આ

આસવ ફાયદાકારક છે. વાતપ્રધાન મૂત્રકૃચ્છ્ર પર ચંદ્રપ્રભા સાથે આ આસવ આપવો જોઈએ.

જૂના પરમિયામાં થયેલા મૂત્રકૃચ્છ્રમાં આ આસવ બહુ ફાયદો કરે છે. એ લેવાથી પરુ બહાર નીકળ્યા કરે છે અને તેથી પ્રદાહ ઓછો થઈ મૂત્રકૃચ્છ્ર મટે છે. નવા પરમિયામાં પ્રમેહાંતક વટી (૧લી રીત) સાથે સારિવાસવ આપવાથી જલદી ફાયદો થાય છે.

જ્વરથી થયેલ દાહ અને ધાતુક્ષયથી ઉત્પન્ન થયેલા દાહ પર આ આસવ ઉપયોગી છે.

ઉપદંશ અને પરમિયા પછી જનનેન્દ્રિયના અનેક ચિરકારી વિકારો ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓ માટે આ રોગનું મૂળ જવું બહુ અઘરું છે. એના પર સારિવાસવ બહુ ઉપયોગી દવા છે. આ આસવથી એ રોગોના વિષને દૂર કરવામાં સારી મદદ મળે છે.

અંતઃસ્રાવક ગ્રંથિઓની વિકૃતિથી ઉત્પન્ન થનારા વિકારો સારિવાસવથી મટી જાય છે. મધુમેહમાં આ આસવ યોગવાહી તરીકે વપરાય છે. પ્રમેહપિટિકા પર પણ સારિવાસવ ઉપયોગી ઔષધિ છે.

આમવાત, વાતરક્ત અને આઢ્યવાતમાં સારિવાસવ ઉપયોગી થઈ પડે છે.

(ઔ. ગુ. ધ. શા.)

### (૨૩) ભૃંગરાજાસવ

**વિધિ**—ભાંગરાનો રસ ૧૦૨૪ તોલા, ગોળ ૮૦૦ તોલા અને હરડે ૩૨ તોલા મેળવી, બરણીમાં ભરી ૧૫ દિવસ રહેવા દેવું. પછી પીપર, જાયફળ, લવંગ, કાગદી એલચી, તજ, તમાલપત્ર અને નાગકેસર દરેક ૮–૮ તોલાનું ચૂર્ણ નાંખી બીજા ૧૫ દિવસ રહેવા દેવું. પછીથી ગાળી લેવું.

**માત્રા**—૧ થી ૨॥ તોલા સમાનભાગે પાણી સાથે લેવો.

**ઉપયોગ**—આ આસવ ધાતુક્ષય અને પાંચે જાતની ખાંસીને મટાડે છે, અને કૃશ મનુષ્યોને પુષ્ટ કરે છે. આ આસવ શક્તિ આપનાર, વાજીકરણ અને વંધ્યા સ્ત્રીઓને સંતાન આપનાર છે.

આ આસવ કબજિયાતમાં બહુ સારો વપરાય છે. કબજિયાત થવાથી આંતરડાંની અંદર મળ વધારે ભરાય છે, મળ સડ્યા કરે છે અને એમાંથી દુર્ગંધ અને સેન્દ્રિય વિષ ઉત્પન્ન થાય છે. આ સેન્દ્રિય વિષ શ્લૈષ્મિક કલાઓ મારફત શોષાઈ રક્ત વગેરે ધાતુઓમાં પ્રવેશ કરે છે. આ વિષથી જાતજાતના રોગો ઉત્પન્ન થાય છે. વારંવાર કારણ વગર થાક લાગવો, પિત્તવિકાર થઈ વારંવાર ઊલટી, મળ ભરાવાથી આંતરડાં પહોળાં અને શિથિલ થઈ જવાં, એમાં વાયુ ભરાઈ

રહેવો, ભૂખ–તરસ ન લાગવી, જીભ પર મેલની છારી જામી જવી, મોં અને શ્વાસ ગંધાવાં, વારંવાર તાવ આવ્યા કરવો, માથામાં શૂળ, ઊંઘ ન આવવી, કમરમાં દરદ થવું, હૃદયની શિથિલતા, માનસિક નબળાઇ, મૂત્રાઘાત, બરોળ અને યકૃતની વૃદ્ધિ, ગલગ્રંથિઓની વૃદ્ધિ, સર્વાંગશોથ, મધુમેહ, બીજી જાતના પ્રમેહો, પાંડુતા અંત્રક્ષય, કર્કસ્ફોટ, આમવાત, સંધિવાત, આઢ્યવાત, ધાતુક્ષય (ધાતુની વૃદ્ધિને બદલે ક્ષીણતા થવી), ક્ષુદ્રકુષ્ઠ, દંતવ્રણ, નેત્રરોગ, બધિરતા, અકાળે વૃદ્ધત્વ વગેરે રોગો ઉત્પન્ન થાય છે. આ બધાને ભૃંગરાજાસવ ઉત્પન્ન થતા અટકાવે છે. એનાથી કોષ્ઠમાંનું સેન્દ્રિય વિષ નિર્વિષ બની જાય છે, અથવા તો નુકસાન કરવા શક્તિમાન રહેતું નથી. ભૃંગરાજાસવ સાથે સિદ્ધ કરેલાં ઘી કે દિવેલના જેવા સ્નેહ–વિરેચન આપવાથી વધારે ફાયદો થાય છે. (ઓ. ગુ. ધ. શા.)

## (૨૪) પર્પટાદ્યરિષ્ટ

વિધિ—૪૦૦ તોલા પિત્તપાપડાને ૪૦૯૬ તોલા પાણીમાં નાંખી ક્વાથ કરવો. ૧૦૨૪ તોલા પાણી બાકી રહે એટલે ઉતારી મસળી લેવું. ઠંડું પડે એટલે ગોળ ૮૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, ગળો, નાગરમોથ, દારુહળદર, બેઠી ભોંયરિંગણી, ધમાસો, ચવક, ચિત્રકમૂળ, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ એ ૧૧ વસ્તુઓનું ૪–૪ તોલા અધકચરું ચૂર્ણ મેળવી ૧ મહિના સુધી બંધ કરી રાખવું; પછી ગાળી લેવું. આ અરિષ્ટમાં અમે ૧૦ શેરને બદલે ૭॥ શેર ગોળ નાખીએ છીએ. (લે. ૨.)

માત્રા—૧। થી ૨॥ તોલા સરખા ભાગે પાણી મેળવી આપવો.

ઉપયોગ—પર્પટાદ્યરિષ્ટ પાંડુરોગ, ગુલ્મ, ઉદરરોગ, અષ્ઠિલા, કમળો, હલીમક, બરોળની વૃદ્ધિ, યકૃતનો સોજો અને બધી જાતના વિષમજ્વરોનો નાશ કરે છે.

આ અરિષ્ટમાં મુખ્ય ઔષધિ પિત્તપાપડો છે. એમાં શામક, હૃદ્ય, પિત્ત-શામક અને વાતવાહિનીઓના ક્ષોભનો નાશ કરવાનો ગુણ છે. એટલે આ અરિ-ષ્ટમાં અમ્લપિત્તના વિકારોમાં પિત્તની અમ્લતા અને તીક્ષ્ણતાનો નાશ કરવાનો ગુણ છે. આ અરિષ્ટ પિત્તની વિષમતા દૂર કરી સામ્યતા સ્થાપિત કરે છે; એથી પાંડુરોગમાં સારો વપરાય છે. ખાસ કરીને પાંડુરોગમાં છાતીના ધબકારા અને સ્પંદન વધે ત્યારે આ અરિષ્ટ ઉપયોગી છે. રંજક પિત્ત નષ્ટ થવાથી પાંડુતા આવે છે. રંજકપિત્તનો સ્રાવ આમાશય, યકૃત અને બરોળમાં થાય છે; એટલે આ અરિષ્ટથી મદદ મળી જાય છે,

યકૃતમાં પિત્તનો સ્રાવ સારો ન થાય અથવા તો ચોખ્ખા પિત્તનો અંશભાગ

લોહીમાં શોષાવાથી ઉત્પન્ન થનાર કમળા અને હલીમકમાં આ અરિષ્ટ સારી રીતે વપરાય છે. એની પર સાથે રેચક દવા આપવી જોઇએ.

યકૃતની વૃદ્ધિમાં કમળો અને બરોળની વૃદ્ધિમાં શરીર પીળું પડી જાય ત્યારે પર્પટાદ્યરિષ્ટ વપરાય છે. યકૃત અને બરોળ વધવા સાથે સોજા આવે અથવા બીજાં કારણોથી સોજા હોય ત્યારે પણ આ અરિષ્ટ અપાય છે.

વિષમજ્વરની તીવ્ર અવસ્થામાં કડવા રસવાળી દવા, ક્વિનીન વગેરે દવાઓ આપવાથી ફાયદો થઇ જાય છે. પણ તીવ્રતા મટયા પછી જીર્ણ અવસ્થામાં આ દવાઓ વપરાતી નથી. એવી સ્થિતિમાં સખ્ત કડવી દવાઓ આપવામાં આવે તો ગભરામણ, તાવ, પાંડુતા, ખાસ કરીને પીળી અને ચીકણી ઊલટી, ખોરાકની ઇચ્છા ન થવી વગેરે લક્ષણો થાય છે. આ અવસ્થામાં વિષ ધાતુઓમાં લીન થઇને રહે છે. આ અરિષ્ટથી એ લીન થયેલા વિષનો નાશ કરી ધાતુસામ્ય સ્થાપિત થાય છે.

પારાનું વધારે સેવન કરવાથી ઉત્પન્ન થનારા વિકારો પર આ અરિષ્ટ ઉપયોગી છે. જેનાથી પારાની તીક્ષ્ણતા અને ઉષ્ણતા સહન નથી થતી તેને માટે આ અરિષ્ટ વાપરવો સારો છે. (ઔ. ગુ. ધ. શા)

## (૨૫) અરવિંદાસવ

**વિધિ**—સફેદ કમળ, વાળો, શીવણની છાલ, નીલકમળ, મજીઠ, કાગદી એલચી, ખપાટનાં મૂળ, જટામાંસી, નાગરમોથ, કાળાં અનંતમૂળ, હરડે, બહેડાં, વજ, આમળાં, કચૂરો, કાળું નસોતર, ગળીનાં બી, કડવાં પરવળનાં પાન, પિત્તપાપડો, સફેદ સાદડની છાલ, જેઠીમધ, મહુડાનાં ફૂલ, સુરા (અભાવે જટામાંસી) આ ૨૩ વસ્તુઓના ૪-૪ તોલાનો અધકચરો ભૂકો, અધકચરી દ્રાક્ષ ૮૦ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, પાણી ૨૦૪૮ તોલા, સાકર ૪૦૦ તોલા અને મધ ૨૦૦ તોલા લેવું, બધાને ભેળવી બરણીમાં ભરી ૧ મહિનો રાખી મૂકવું. તૈયાર થાય એટલે ગાળી લેવું. (ભૈ. ર.)

**માત્રા**—બાળકોને ૩ માસાથી ૬ માસા અને મોટા માણસને ૧। થી ૨।। તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે આપવો.

**ઉપયોગ**—આ આસવ બાળકોના બધા રોગોનો નાશ કરનાર છે, બાળકને પુષ્ટ બનાવે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે અને ગ્રહદોષને દૂર કરે છે.

ગુણમાં કહ્યું છે કે આ આસવ બાળકોના બધા રોગો પર ઉપયોગી છે. પરંતુ નાનાં બાળકોને થનાર અસ્થિવક્રતા પર આ આસવ સારો વપરાય છે. આ રોગમાં હાડકાંમાં વિકૃતિ થાય છે, તે નરમ બની જાય છે અને તેથી બાળકોના હાથપગ વળી જાય છે, પાતળા થઈ જાય છે અને તેની ચામડી પર સળ પડે

છે. નિતંબનો ભાગ બેસી જાય છે. આ વિકારમાં જીવનીય દ્રવ્યોની ન્યૂનતા હોય છે. એથી પછી ધાતુપરિપોષણ બરાબર થતું નથી. આ કારણને લીધે અંદરના અવયવોને બરાબર પોષણ મળતુ નથી; એમનું કાર્ય બરાબર રીતે ચાલતું નથી. એથી ખાંસી, અપચો, પાતળા ઝાડા, પેટમાં આફરો, આખો દિવસ રડયા જ કરવું, વગેરે લક્ષણો થાય છે. આ રોગ પર આ આસવ જીવનીય દ્રવ્યોની પૂર્તિ કરી જઠરાગ્નિને વધારવાનું કામ કરે છે.

પરમિયા પછી એનું વિષ ધાતુઓમાં લીન થઈ જાય છે; એથી પેશાબમાં વારંવાર બળતરા, પેશાબ ગાઢો થવો, પેશાબમાં પરુ કે ચીકાશ જવી વગેરે લક્ષણો થાય ત્યારે અરવિંદાસવ લાભદાયક છે. સ્ત્રીઓના પ્રદરરોગમાં ખાસ કરીને રક્તપ્રદરમાં આ આસવ ઉપયોગી દવા છે. (ઔ. ગુ. ધ. શા.)

## (૨૬) કર્પૂરાસવ

**પહેલી વિધિ**—દેશી દારૂ અથવા રેકટિફાઇડ સ્પિરિટ ૧ા શેરમાં કપૂર ૮ તોલા, કાગદી એલચી, નાગરમોથ, સૂંઠ, અજમો અને વાવડિંગ દરેક ૧–૧ તોલો લઈ ચૂર્ણ કરી નાંખી દેવું. બરણી કે કાચની શીશીઓમાં ૧ મહિનો બંધ મૂકી રાખવું. પછી ગાળીને ભરી લેવું. (ભૈ. ૨.)

**માત્રા**—૧૦ થી ૨૦ ટીપાં પતાસામાં કે સાકર સાથે આપવા. કોલેરામાં અર્ધો અર્ધો કલાકે અને બાકીના રોગોમાં દિવસમાં ૩ વાર આપવો.

**ઉપયોગ**—આ કોલેરાની મહાન દવા છે. કોલેરાની શરૂઆતથી છેવટની અવસ્થા સુધી નિર્ભયતાથી એ આપી શકાય છે. જો પહેલી અવસ્થામાં જ આપવામાં આવે તો સોએ સો ટકા દરદીઓની જિંદગી બચી જાય છે. પરંતુ જ્યારે શરીર ઢીલું પડી ગયુ હોય, લોહીમાં જલભાગ ઘટી ગયો હોય, ત્યારે લોહીમાં લવણજલ અને હૃદયપૌષ્ટિક દવા સાથે આ આસવ આપવામાં આવે તો ફાયદો થવાની આશા રાખી શકાય છે. એ ઉપરાંત ઝાડા, ઊલટી, દાંતનું દરદ વગેરે પણ મટાડે છે.

**બીજી વિધિ**—રેકટિફાઇડ સ્પિરિટ ૧૨ ઔંસ, કપૂર ૨ ઔંસ અને ઓઇલ પીપરમેન્ટ ૨ ઔંસ લેવુ. રેકટિફાઇડ સ્પિરિટમાં પહેલાં કપૂરનો ભૂકો નાખવો. ૨–૪ કલાક પછી જ્યારે કપૂર સારી રીતે મળી જાય ત્યારે પીપરમેંટનુ તેલ નાખી સારી રીતે મેળવી મજબૂત દાટાવાળી શીશીમા ભરી લેવું.

**માત્રા**—૩થી ૧૦ ટીપાં પતાસાં કે સાકર સાથે આપવાં. કોલેરામાં એક એક કલાકે આપતા રહેવું. ઝાડા, મરડો, ઊલટી વગેરે રોગોમાં ૨થી ૪ વાર આપવું. દાંતના દરદમાં પૂમડું મૂકવું.

**ઉપયોગ**—આ અર્ક કોલેરા, ઝાડા, ઊલટી, દાંત અને દાઢનો દુખાવો એ

બધા રોગો મટાડે છે. આ દવા કોલેરામાં ત્વરિત અસરકારક છે. આ અર્કે કોલેરાના ઘણા દરદીઓના પ્રાણ બચાવ્યા છે.

**સૂચના**—પેશાબ બંધ થઈ ગયો હોય તો મૂત્રેન્દ્રિયમાં કપૂર રાખવું. સુરોખાર અને કેસૂડાને પાણીમાં વાટી પેઢા પર લેપ કરવો. પાણીમાં વરિયાળીનો અર્ક નાખી તે પાણી ૧–૧ ચમચો પાવું. અથવા ૧–૧ ચમચો બરફનું પાણી પાવું. વધારે પાણી પીવાથી ઊલટી બંધ નહિ થાય. દસ્ત બંધ થયા છતાં ઊલટી બંધ ન થાય તો ૨–૨ તોલા ઘી કે તેલ ૨–૩ વાર પાવું.

## (૨૭) દેવદાર્વાદ્યરિષ્ટ

**વિધિ**—દેવદાર ૨૦૦ તોલા, અરડૂસીનાં પાન ૮૦ તોલા, મજીઠ, દંતીમૂળ, ઇંદ્રજવ, તગર, હળદર, દારુહળદર, રાસ્ના, વાવડિંગ, નાગરમોથ, સરસડાની છાલ, ખેરની છાલ અને સફેદ સાદડીની છાલ એ દરેક ૪૦–૪૦ તોલા, ગળો, ચિત્રકમૂળ, અજમો, રતાંજળી, કડુ અને કડાછાલ એ દરેક ૩૨–૩૨ તોલા લઈ અધકચરું કરી ૮૧૯૨ તોલા પાણી મેળવી ક્વાથ કરવો. આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. ઠંડું પડે એટલે મધ ૧૨૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૬૪ તોલા, તજ, તમાલપત્ર અને એલચી ત્રણે મળી ૧૬ તોલા, સૂંઠ મરી અને પીપર ત્રણે મળી ૮ તોલા, નાગકેસર ૮ તોલા અને ઘઉંલા ૧૬ તોલા લઈ જાડો ભૂકો કરી મેળવી બરણીમાં ભરી મોં બંધ કરી ૧॥ મહિનો રાખી મૂકવું. પછી ગાળી લેવું. અમે મધ ૧૨૦૦ તોલાને બદલે ૯૦૦ તોલા મેળવીએ છીએ.

(શા. સં.)

**માત્રા**—૧। થી ૨॥ તોલો દિવસમાં ૩ વાર તેટલું જ સહેજ ગરમ પાણી મેળવી જમતાં પહેલા પાવો.

**ઉપયોગ**—દેવદાર્વાદ્યરિષ્ટના સેવનથી કષ્ટસાધ્ય વાતજ પ્રમેહ, ચાંદી, પરમિયો, ઉપદંશ વગેરેથી થતા મૂત્રકૃચ્છ્ર, વાતરોગ, સંગ્રહણી, અર્શ, પ્રદર, ગર્ભાશયના રોગ, ખૂજલી, કુષ્ઠ વગેરે રોગો મટે છે. આ અરિષ્ટ લોહી શુદ્ધ કરનાર છે. *જૂના ઉપદંશ અને પરમિયાના ઉપદ્રવનો નાશ કરે છે. આ અરિષ્ટથી મળશુદ્ધિ* થાય છે અને પાચનક્રિયા સુધરે છે.

આ અરિષ્ટ સ્ત્રીઓના ગર્ભાશયના રોગો પર વધારે હિતકર છે. કુમારિકાઓએ આ અરિષ્ટ ન લેવો જોઈએ. યુવાન સ્ત્રીઓની સગર્ભાવસ્થા કે સુવાવડ પછી વપરાય છે. આ અરિષ્ટ પીડિતાર્તવ, નષ્ટાર્તવ, અનાર્તવ વગેરે રોગોમાં હિતકર છે. સુવાવડ પછીની મક્કલશળ પર એની સારી અસર થાય છે. તેમજ પ્રસૂતાના તાવને પણ મટાડે છે. તાવની સાથે ગર્ભાશયનો સ્રાવ બંધ થઈ ગયો હોય અથવા થોડો થોડો ગંધ વગરનો થતો હોય, ગર્ભાશયની ચારે તરફ દુખાવો

હોય તો તેની શરૂઆતની અવસ્થામાં દેવદાર્વાદ્યરિષ્ટ આપવો જોઇએ. આ સ્થિતિમાં સ્રોતોમાં અવરોધ થયેલો હોય તો જ આ અરિષ્ટ આપવો. વાતજ કે સન્નિપાતજ લક્ષણો હોય તો દશમૂલારિષ્ટ આપવો જોઈએ.

જૂના સુવારોગમાં પણ આ અરિષ્ટ વપરાય છે. પ્રસવ પછી ૧૦ દિવસમાં તાવ અને સુવારોગનાં લક્ષણો થઈ વધારે દિવસ રહે તો દેવદાર્વાદ્યરિષ્ટ આપવો જોઇએ. ગર્ભાશય નબળું અને શિથિલ થઈ જવાથી થનારા સુવારોગમાં આ અરિષ્ટ વધારે ઉપયોગી છે. જંતુજન્ય વિષપ્રકોપ અને વ્રણ વગેરેથી ઉત્પન્ન થનારા તીવ્ર વિકારોમાં દશમૂલારિષ્ટ હિતકર છે. **(ઔ. ગુ. ધ. શા.)**

## (૨૮) રક્તશોધકારિષ્ટ

**વિધિ**—અનંતમૂળ ૪૦ તોલા, દ્રાક્ષ ૪૦ તોલા, ઉશબા, કાંચનારની છાલ, ખેરની છાલ અને ચોપચીની ૨૦–૨૦ તોલા, બેઠી ભોંયરીંગણી, ઇંદ્રવરણાનાં મૂળ, સરસડાની છાલ, મજીઠ, કરિયાતું, પિત્તપાપડો, ગળો, ગોરખમૂંડી, ઉનાબ, શરપંખો, શતાવરી, બાવળની છાલ, જવાસાનાં મૂળ, દેવદાર, લીમડા અને બકાન લીમડાની અંતરછાલ ૧૦–૧૦ તોલા લેવી. બધાને મેળવી અધકચરું ખાંડી ૨૫૬૦ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ટંડુ પડયે મસળીને ગાળી લેવું. પછી ગોળ ૨॥ શેર, મધ ૧॥ શેર, ધાવડીનાં ફૂલ ૨૪ તોલા, રતાંજળીનું ચૂર્ણ ૧૨ તોલા અને પીપર, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર દરેક ૨–૨ તોલા નાખી, મોં બંધ કરી, ૧ મહિનો રાખી મૂકવું. પછી ગાળી લેવું.

**માત્રા**—૨થી ૪ તોલા દિવસમાં ૨ વાર તેટલું જ પાણી મેળવી પાવું.

**ઉપયોગ**—આ આસવ રક્તમાં લીન થયેલ વિષ અને જંતુઓને બાળી લોહી શુદ્ધ કરે છે. તેમજ ઉપદંશના ઉપદ્રવો—લાલ કાળાં ધાબાં, સંધિવા, કુષ્ઠ, વાતરક્ત, લોહીવિકાર, ગડગૂમડ વગેરે ૧ મહિનામાં મટાડે છે.

## (૨૯) ચંદનાદિ અર્ક

**વિધિ**—સફેદ ચંદન ૧૦ તોલા, રતાંજળી, વાળો, ખસ, કમળનાં ફૂલ, ગુલાબનાં ફૂલ, નાગરમોથ, ગળો, લીમડાની અંતરછાલ, ધાણા, વરિયાળી, કાગદી એલચી, ચણકબાબ, પિત્તપાપડો, દારુહળદર, દેવદાર, ધમાસાનાં મૂળ, શેરડીનાં મૂળ, કાસનાં મૂળ, દર્ભનાં મૂળ, કુશનાં મૂળ, ગોખરુ, સહદેવી, બ્રાહ્મી, શંખાવળી, જટામાંસી, ગોરખમૂંડી, ગાવઝબાન, બનફશા, હરડે, બહેડાં, આમળાં, પોપટોડા, શતાવરી, કૌચાનાં બીની મીંજ અને એખરાનાં બી એ ૩૫ ઔષધિઓ ૨–૨ તોલા લેવી. પછી બધી ચીજોને અધકચરી ખાંડી ૮ શેર પાણીમાં પલાળી રાખવી. ૨૪ કલાક પછી નલિકાયંત્રમાં ભરી મોં બંધ કરવું. પછી ૬ માસા કેસર અને

૧ તોલો કપુરને એક ઝીણા કપડાની પોટલીમાં બાંધી યંત્રના મોં પર બહાર લટકાવી ધીમી આંચ પર અર્ક કાઢી લેવો.

**માત્રા**—રાા થી ૫ તોલા દિવસમાં ૩ વાર પાવો.

**ઉપયોગ**—આ અર્ક પેશાબમાં બળતરા, ટીપે ટીપે પેશાબ થવો, પેશાબમાં લોહી આવવું, વીર્યની ઉષ્ણતા, પિતજન્ય પ્રમેહ, મૂત્રકૃચ્છ્, મૂત્રાશયનો દાહ, જીર્ણજ્વર અને ક્ષયરોગમાં મૂત્રની પીળાશ તેમ જ તડકામાં ફરવાથી થનારો દાહ વગેરે મટાડે છે અને લોહીમાં ઉત્પન્ન થનાર વિષને પેશાબ મારફત બહાર કાઢી નાખી તબિયત સ્વસ્થ બનાવે છે.

## (૩૦) મહાદ્રાક્ષાસવ

**વિધિ**—ધોયેલી અને અધકચરી કરેલી દ્રાક્ષ ૧૧ શેર, સાકર ૫ શેર, અણીબોરના મૂળની છાલ ૫૦ તોલા, ધાવડીનાં ફૂલ ૨૫ તોલા, ચીકણી સોપારી, લવંગ, જાવંત્રી, જાયફળ, તજ, તમાલપત્ર, કાગદી એલચી, સૂંઠ, મરી, પીપર, નાગકેસર, રૂમીમસ્તકી, કમળકંદ, અક્કલકરો અને મીઠી કઠ એ ૧૫ ઔષધિઓ ૧૦–૧૦ તોલા લેવી. બધાંને ચાર ગણા (૧૬ શેર) પાણીમાં મેળવી બરણીમાં ભરી લેવું, અને મોં પર કપડમટ્ટી કરી ૧૪ દિવસ રાખી મૂકવું. શિયાળામાં ૨–૪ દિવસ વધારે રાખવો પડશે. જો કાચો હોય તો ફરી મોં બંધ કરી ૩ દિવસ રહેવા દેવો. અપક્વ આસવ કાઢવામાં આવશે તો અર્ક બહુ ખાટો થઈ જશે. પછી કચ્છપયંત્ર (વારુણીયંત્ર) અથવા નલિકાયંત્રમાં નાખી અર્ક કાઢી લેવો. નીકળેલા અર્કમાંથી ફરીવાર અર્ક કાઢી લેવો. અર્ક કાઢતી વખતે ૨ તોલા કેસર અને ૩ માસા કસ્તૂરી મેળવી એક કપડાની પોટલી બાંધી યંત્રના મોં પર બહાર લટકાવવી. પછી અર્કને કાચના વાસણમાં ૩ દિવસ બંધ કરી રાખવો અને પછીથી વાપરવો. અમે આ દ્રાક્ષાસવમાં પાણી ૪ ગણાને બદલે બમણું મેળવીએ છીએ. (યો. ચિં.)

**સૂચના**—દારૂ કાઢવાના જૂના ઘડામાં જલદી તૈયાર થાય છે. બરણી અને નવા ઘડામાં લગભગ ૧ મહિનો લાગી જાય છે.

**માત્રા**—રાા થી ૫ તોલા દિવસમાં ૩ વાર લેવો. ઉપર સ્નિગ્ધ કે મધુર ખોરાક લેવો જોઈએ.

**ઉપયોગ**—આ આસવ કાસ, શ્વાસ, ક્ષય, નબળાઈ, ઊંઘ ન આવવી, માનસિક ભ્રમ, અરુચિ, કબજિયાત, મંદાગ્નિ અને માથાનું દરદ વગેરે રોગોને મટાડે છે. વલિપલિતનો નાશ કરે છે તથા બળ અને વીર્યની વૃદ્ધિ કરે છે. આ આસવ વધારે પ્રમાણમાં નશો લાવે છે. માટે માત્રા ઓછી આપવી.

## (૩૧) બાલબંધુ અર્ક

**વિધિ**—કળીચૂનો ૨ તોલા, સાકર ૪ તોલા અને પાણી ૩૦ તોલા મેળવી ઘોળી નાખવું. જ્યારે ચૂનો નીચે બેસી જાય ત્યારે ઉપરથી પાણી નીતારી લેવું. (ધન્વંતરિ)

**માત્રા**—૩ મહિનાના બાળકને ૫થી ૧૦ ટીપાં, ૧ વર્ષ સુધીનાને ૨૦થી ૨૫ ટીપાં દૂધમાં મેળવી પાવાં.

**ઉપયોગ**—આ અર્કના સેવનથી આમાશયની વિકૃતિથી ઉત્પન્ન થનાર બાળકોનો અપચો, ઊલટી, પેટનો દુખાવો, સળેખમ, મંદાગ્નિ, કબજિયાત વગેરે રોગો મટી જઈ બાળક નીરોગી અને બળવાન બને છે.

## (૩૨) નીંબૂદ્રાવ

**વિધિ**—નવસાર, સૂરોખાર, ફુલાવેલો ટંકણખાર, ફુલાવેલી ફટકડી, સાજીખાર અને જવખાર ૨૦-૨૦ તોલા લઇ ખાંડી ચૂર્ણ કરવું પછી તેમાં ૨ શેર લીંબુનો રસ નાખી બરણીમાં ભરી મોં બંધ કરી ૧ મહિનો રાખી મૂકવુ. પછી ગાળીને બાટલીઓમાં ભરી મૂકવો. (ર. ત.)

**માત્રા**—૫ થી ૧૦ ટીપાં સાકર મેળવી પીવરાવવાં; અથવા ૨॥ તોલા પાણીમાં નાખી પાવાં.

**ઉપયોગ**—આ દ્રાવ ગુલ્મરોગને થોડા જ દિવસમાં મટાડે છે. બરોળ, યકૃતવિકાર, ઉદરરોગ અને શળને પણ મટાડે છે.

## (૩૩) ઉદરામૃત યોગ

**વિધિ**—કુંવારપાઠાનો રસ, મૂળાનો રસ અને લીંબુનો રસ દરેક ૨૦-૨૦ તોલા, આદુનો રસ ૫ તોલા, ફુલાવેલો ટંકણખાર, નવસાર, ચિત્રકમૂળ, પીપળીમૂળ, સેકેલી હિંગ, સૂંઠ, મરી, પીપર, સેકેલું જીરું, અજમો અને લોહભસ્મ દરેક ૧-૧ તોલો આ બધાંને બાટલીમાં ભરી ૬ દિવસ સૂર્યના તડકામાં રાખવું. પછી ગાળી શીશીમાં ભરી લેવો. (ધન્વંતરિ)

**માત્રા**—૩ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર જમ્યા પછી તેટલું જ પાણી મેળવી પાવો.

**ઉપયોગ**—ઉદરરોગ, બરોળ, યકૃતદોષ, પાંડુરોગ, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, મંદાગ્નિ, કબજિયાત, શળ વગેરે રોગો આ અર્કથી થોડા જ દિવસમાં મટી જાય છે.

## (૩૪) લઘુ શંખદ્રાવ

**વિધિ**—નવસાર, સૂરોખાર, ફટકડી અને જવખાર ચારેને સરખે ભાગે લઇ લીંબુના રસમાં ખરલ કરવા. પછી ઘઉંના લોટની બે મોટી ભાખરીઓ કરી એક

પર ઉપરનો કલ્ક મૂકી ભાખરીની કિનારી વાળી દેવી. તેની પર બીજી ભાખરી ઢાંકી સાંધાઓ પર પાણી લગાડી બંધ કરી દેવા. પછી તેને તવા પર બન્ને તરફ સેકી લાલ કરવી. બાદ હલાવીને જોવું. જો પાણી જેવું હાલતું લાગે તો ભાખરીમાં એક બાજુ સળીથી કાણું કરી એક ચિનાઇ પવાલામાં સંભાળથી કાઢી લેવું.

(આ. નિ. મા.)

**માત્રા**—૫ થી ૧૦ ટીપાં રા થી ૫ તોલા પાણીમાં નાંખી દિવસમાં ૨ વાર પાવાં. આ શંખદ્રાવ થોડા દિવસ સારો રહે છે.

**ઉપયોગ**—આ દ્રાવ ગોળો, આફરો, ચૂંક, યકૃતદોષ, બરોળ, પથરી વગેરે મટાડવા માટે બહુ ફાયદાકારક છે. પથરીને ઓગાળી બહાર કાઢી નાખે છે અને તકલીફ પણ નથી પડતી.

## (૩૫) શંખદ્રાવ

**વિધિ**—સિંધવ, સંચળ, બિડલૂણ, અને મીઠું ૫-૫ તોલા, સાંભરલૂણ ૧૮ તોલા, સાજીખાર ૧૮ તોલા, સૂરોખાર ૨૦ તોલા, ફટકડી ૯ તોલા, નવસાર ૪॥ તોલા, હીરાકસી રા તોલા અને ટંકણખાર રા તોલા, આ બધાંને મેળવી ચારગણા લીંબુના રસમાં નાંખી ચિનાઈ માટીના તેજાબ રાખવા જેવા વાસણમાં નાંખી તડકે મૂકવું અને રોજ લાકડીથી હલાવતા રહેવું. ૭ દિવસ પછી માટીના કે ચિનાઈ માટીના વારુણીયંત્ર વડે અર્ક કાઢી લેવો.

**માત્રા**—૫ થી ૧૦ ટીપાં દિવસમાં ૨ વાર રા તોલા પાણી સાથે આપવો.

**ઉપયોગ**—ગોળો, શૂળ, ઉદરરોગ, પથરી, મૂત્રકૃચ્છ્ર, મંદાગ્નિ, સંગ્રહણી વગેરે રોગો આ દ્રવ મટાડે છે.

**સૂચના**—આ એક જાતનો તેજાબ છે, માટે સાવચેતીથી વાપરવો. એકલો તેજાબ પાવાથી દાંતને લાગશે તો દાંત પડી જશે. માટે પાણી મેળવી પાવો. આ અર્કને ધાતુના વાસણમાં ન કાઢવો.

શંખદ્રાવ દીપન-પાચન (આમાશય માટે પુષ્ટિકારક), યકૃતને શક્તિ આપનાર, ઉદરશુદ્ધિ કરનાર, કૃમિઘ્ન અને પથરીનો નાશ કરનાર છે. આ ઉગ્ર તેજાબ હોવાથી હંમેશાં ઓછી માત્રામાં લેવો જોઇએ. એ મોટે ભાગે લવણામ્લ (Acid Hydrochloric) અને સોરકામ્લ (Acid Nitric)ના મિશ્રણ (પાણીવાળા) સમાન બની જાય છે.

જ્યારે આમાશયમાં પિત્ત બરોબર ઉત્પન્ન ન થતું હોય, બહુ ઓછો સાવ થતો હોય કે પિત્ત ઓછું તીવ્ર હોય ત્યારે આ શંખદ્રાવ વાપરવો હિતકર છે. ભારે ખોરાક, અપથ્યનું સેવન કે બગડી ગયેલા ખોરાકથી અપચો થઇ ગંધાતા ખોરાકવાળી ઊલટી થતી હોય, ખરાબ ઓડકાર આવતા હોય, પેટમાં શૂળ મારતી

હોય એવી સ્થિતિમાં ૨–૨ કલાકે ૨–૩ વાર શંખદ્રાવ આપવાથી બધી જાતના વિકારો મટી જાય છે.

વાયડા પદાર્થો લેવાથી પેટમાં જે વાતપ્રધાન ગુલ્મ ઉત્પન્ન થાય છે, અને વાયુનું શમન કરવાથી મટી જાય છે તેનો આ શંખદ્રાવ નાશ કરે છે; એટલે કે પાચનસંસ્થાને બળવાન બનાવી ગુલ્મની ઉત્પત્તિ અટકાવે છે. આ રોગમાં આફરો, કબજિયાત, અપાનવાયુ ન નીકળવો, અને ખોરાક પચે એટલે ખેંચ થવી વગેરે લક્ષણો થાય છે. આ રીતે કફજન્ય થવાથી શ્લૈષ્મિક કલા પર મેદના જેવી મોટી ગાંઠ દેખાય છે, ઊબકા, અરુચિ, ખાંસી, હાથ–પગમાં તોડ, રૂંવાડા ઊભા થઈ જવાં, શરીરમાં ભારેપણું વગેરે લક્ષણો થાય છે. એની પહેલી અવસ્થામાં શંખદ્રાવ ૧–૨ મહિના સુધી આપવામાં આવે તો ગુલ્મ ઓગળી જાય છે. વધારે દારૂનું વ્યસન, લોહી વધારનારી દવાઓનો વધારે પડતો ઉપયોગ અથવા જંતુવિષના પ્રકોપથી યકૃતમાં લોહીનો જમાવ થઇ જાય છે. પછી યકૃતમાં ભારેપણું, આંતરડાંની પાચનક્રિયા અને મૂત્રમાં વિકૃતિ વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. એની પર થોડા દિવસ શંખદ્રાવ દિવસમાં ૩ વાર આપતા રહેવાથી ફાયદો થાય છે. આ રીતે જ્વર વગેરે રોગોમાં યકૃત વધે ત્યારે પણ શંખદ્રાવ આપવામાં આવે છે.

**નોંધ**—આ દ્રાવ ઉગ્ર હોવાથી નાનાં બાળકોને ન આપવો જોઇએ. બાળકોને કુમાર્યાસવ કે ગોમૂત્ર જેવી સૌમ્ય ઔષધિ આપવી જોઈએ.

પિત્તનલિકામાં પ્રદાહ થઇ કમળો થયો હોય, પિત્તાશય કે પિત્તનલિકામાં શળ ન મારતી હોય તો ત્રણ દિવસ સુધી દિવસમાં ૩ વાર શંખદ્રાવ આપવાથી અને ખોરાકમાં મઠો ને ભાત આપવાથી કમળો મટી જાય છે.

વાતજન્ય અશ્મરી એટલે કે ઓક્ઝલિક એસિડ ( Oxalic Acid )ના ક્ષારથી બનેલી પથરી વધારે ત્રાસદાયક અને કઠણ હોય છે. એ મૂત્રપિંડોમાં થતી હોવાથી થોડા થોડા દિવસે એના અણુઓ ગવિનીમાં દાખલ થાય ત્યારે તીવ્ર શળ મારે છે. એની પહેલી અવસ્થામાં શર્કરા કે સિકતા દૂર કરવા અને એને ઉત્પન્ન થતી અટકાવવા માટે શંખદ્રાવ હિતકર છે. જો મૂત્રાશયમાં પથરી થતી હોય કે સિકતાથી મૂત્રમાર્ગમાં અવરોધ થઇ મૂત્રકૃચ્છ્ર થયો હોય તો શંખદ્રાવ એને સહેલાઇથી ભેદી શકે છે.

**સૂચના**—(૧) અશ્મરી અને વૃક્કશળના દરદીને તમાકુનું વ્યસન હોય તો છોડાવી દેવું જોઇએ. અશ્મરીના દરદીએ બનતા સુધી પ્રવાલ, મોતી વગેરે ચૂનાવાળી ઔષધિઓ ન લેવી.

(૨) આમાશય પિત્તમાં ઉગ્રતા આવી હોય, છાતીમાં બળતરા થતી હોય તો શંખદ્રાવ ન લેવો જોઈએ. આંતરડામાં રસની શોષણક્રિયા નબળી પડી જવાથી

માતળા ઝાડા થયા કરતા હોય અથવા સૂક્ષ્મ કૃમિઓને લીધે અપચો થઈ ઝાડા થતા હોય, ચામડી પર ખૂજલી આવ્યા કરતી હોય, તો કેટલાક દિવસ શંખદ્રાવ લેવાથી પાચનક્રિયા સુધરી ઝાડા અને અપચો મટી જાય છે.

### (૩૬) જંભીરી દ્રાવ

**વિધિ**—જંબીરી લીંબુનો રસ ૨॥ શેર, સેકેલી હિંગ ૨ તોલા, અજમો, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, લવંગ, સૂરોખાર અને હીમજ દરેક ૫-૫ તોલા, સિંધવ ૨૫ તોલા અને રાઇ ૧૦ તોલા લેવી. પછી બધી ચીજોને ખાંડી, જંબીરી લીંબુના રસમાં નાખી, ૧ મહિનો રાખી મૂકવું. પછી તેને ગાળી વાપરવો. (આ. ભી.)

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર જમ્યા પછી ૧॥-૨ કલાક પાણીમાં ગેળવી. વધારે દરદ થતું હોય તો શંખભસ્મ ૧ માસા મેળવી પાવી.

**ઉપયોગ**—આ દ્રાવના સેવનથી યકૃત, બરોળ, ગોળો, શૂળ, આફરો, અજીર્ણ અને કબજિયાત મટે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

જંબીરી દ્રાવ સૌમ્ય અને ઉત્તમ દીપન-પાચન, શૂળ મટાડનાર અને કૃમિનો નાશ કરનાર છે. આમાશય રસ ઓછો થવાથી ઉત્પન્ન થનાર મંદાગ્નિ, અપચો, પેટની શૂળ, આફરો અને કબજિયાતને મટાડવા માટે એ ઉપયોગી છે. અપચો નવો થયો હોય તો ૧-૨ વાર આપવાથી જ ફાયદો થઈ જાય છે. પરંતુ અજીર્ણ, મંદાગ્નિ વગેરે લાંબા વખતના હોય તો કેટલાક દિવસ સુધી દિવસમાં ૨ કે ૩ વાર આપવો જોઇએ.

યકૃતવૃદ્ધિ, યકૃતમાં લોહીનો જમાવ, બરોળની વૃદ્ધિ કે પેટમાં વાતપ્રધાન ગુલ્મ કે કફજ ગુલ્મ હોય તો તેનો પણ આ દ્રાવ નાશ કરે છે. આ રોગો પર શંખભસ્મ કે બીજી યકૃતને પુષ્ટિ આપનાર ઔષધિ (મંડૂરભસ્મ, આરોગ્યવર્ધની કે બીજી) સાથે ૧ મહિના સુધી દિવસમાં ૩ વાર આપવો જોઇએ. એક માસ સુધી પરહેજી પાળવી.

**સૂચના**—આ દ્રાવ આમાશયમાં વ્રણ, આમાશયવિદ્રધિ, અને અમ્લપિત્ત-પ્રધાન રોગો પર ન આપવો જોઇએ.

### (૩૭) ગાજરનો અર્ક

**વિધિ**—ગાજર ૧ શેર, ગાવઝબાન ૧૦ તોલા, ગાવઝબાનનાં ફૂલ, સફેદ ચંદન, સફેદ બહેમન અને લાલતોદરી દરેક ૫-૫ તોલા લેવું. બધાંને ૮ શેર પાણીમાં નાખી નલિકાયંત્ર વડે ૪ શીશા અર્ક ખેંચી લેવો.

**માત્રા**—૧ થી ૨ નવટાંક દિવસમાં ૩ વાર પાવો.

**ઉપયોગ**—આ અર્ક હૃદયના થડકારા, શરીરની નબળાઈ અને મંદાગ્નિ મટાડે છે. વાતવાહિનીઓને સબલ બનાવે છે, પેશાબ સાફ લાવે છે, તેમજ

અન્નજ અને યમક્ષા હેડકી, શ્વાસ, અર્શ સોજા, અતિસાર અને કમળાના રોગીઓ માટે હિતકર છે. સગર્ભા સ્ત્રીને આ અર્ક ન આપવો જોઈએ; નહિ તો ગર્ભાશય ઉત્તેજિત થઇ જાય છે.

### (૩૮) કિરાતાદિ અર્ક

વિધિ—કરિયાતું, કડુ, લીમડાની અંતરછાલ, સૂંઠ, હરડે, ધમાસો, કડવા પરવળનાં પાન, રતાંજલી, નાગરમોથ અને વાળો આ ૧૦ ઔષધિઓને સરખે ભાગે મેળવી, અધકચરો ભૂકો કરવો. પછી રાત્રે ૮ ગણા પાણીમાં પલાળી રાખી સવારે નલિકાયંત્રથી અર્ક ખેંચવો.

માત્રા—૨ાા-૨ાા તોલા અર્ક ૩–૩ કલાકે ૨ કે ૩ વાર પાવો.

ઉપયોગ—આ અર્ક વિષમજ્વર, સતત, સંતત, અન્યેદ્યુ, તરિયો, ચોથિયો, વગેરેમાં તાવ ચઢ્યો હોય ત્યારે અપાય છે. પ્રવાલપિષ્ટિ સાથે આપવાથી જ્વરના વિષને તરત બાળી દે છે, અને તરત જ વેગનું શમન કરી તાવ ઉતારી દે છે. ઘણું કરીને એક જ દિવસમાં દોષોનુ પાચન કરે છે; અને તેથી પરસેવો છૂટે છે. આ દવાથી કોઇ પણ દરદીના હૃદય વગેરેને નુકસાન નથી થતું; તેમજ નબળાઈ પણ નથી આવતી. તે ઉપરાત બીજી જાતના તાવોમાં પણ ફાયદો કરે છે.

### (૩૯) મેદોહર અર્ક

વિધિ—ગાયના મૂત્રને નલિકાયંત્રમાં ભરી અર્ક ખેચી લેવો. અર્ક નીકળે તે નળીના મોં પર ૧૦ શીશી અર્ક માટે ૩ માસા કેસરની પાતળા કપડાની ઢીલી પોટલી કરી લટકાવી રાખવી. એથી કેસર અર્કમાં મળી જશે.

(શ્રી વૈદ્ય વંશીધરજી આયુર્વેદાચાર્ય)

માત્રા—૧ થી ૨ ઔંસ દિવસમાં ૨ કે ૩ વાર ૧–૨ તોલા મધ નાખી પાવો.

ઉપયોગ—આ અર્ક મેદવૃદ્ધિ, ગંધાતો પરસેવો થવો, હૃદયમાં દુખાવો થવો, સોજા, પેટની શળ, યકૃતમાં શળ મારવી, લોહીવિકાર, ઝીણો–ઝીણો તાવ આવવો, સહેજ મહેનત કરતાં શ્વાસ ચઢી જવો, બેચેની, પ્રમેહ વગેરે રોગો મટાડે છે. મેદવૃદ્ધિમાં અભ્રકવાળો લક્ષ્મીવિલાસ રસ કે ચંદ્રપ્રભા વટી સાથે આ અર્કનું સેવન કરવાથી જલદી ફાયદો થાય છે.

સૂચના—જો આ અર્ક વધારે પ્રમાણમાં લેવામાં આવશે કે મધ ઓછું નાંખવામાં આવશે તો ગભરામણ થવા માંડશે. પછી એકાદ ઝાડો થઈ જાય છે, પરસેવો થઈ જાય છે અને થોડીક મિનિટ માટે અશક્તિ આવી જાય છે.

### (૪૦) જીવનરસાયન અર્ક

વિધિ—કપૂર ૧૦ તોલા, અજમાનાં ફૂલ ૫ તોલા, ઇજમિંટનાં ફૂલ ૫ તોલા અને બેન્ઝોઇક એસિડ (લોબાનનાં ફૂલ) ૨ાા તોલા લેવાં. પહેલાં કપૂર,

અજમાનાં ફૂલ અને ઇજમિંટનાં ફૂલ મેળવવાં. પાણી જેવું થઈ જાય એટલે લોબાનનાં ફૂલ મેળવી દેવાં.

**માત્રા**—૨ થી ૫ ટીપાં દિવસમાં ૩ થી ૪ વાર પતાસામાં અથવા ખાંડ સાથે કે પાણીમાં આપવાં.

**અનુપાન**—કોલેરામાં અર્ધા અર્ધા કલાકે પતાસામાં આપવો. પાણી ચમચાથી થોડું થોડું પાવું. બીજા રોગોમાં ૨ થી ૩ વાર આપવો. દાંત કે દાઢના દરદમાં પૂમડું રાખવું અને ૨ થી ૫ ટીપાં પાણીમાં પાવાં. ચામડીના રોગમાં ૮ ગણા તલના તેલમાં મેળવી માલિસ કરવુ, અને દિવસમાં ૩ વાર ૨–૪ ટીપાં પાણી સાથે પાવાં. કાનના રોગમાં ૧ માસા તલનું તેલ ગરમ કરી સહેજ ગરમ રહે એટલે તેમાં ચોથા ભાગનો અર્ક નાખી ૨–૨ ટીપાં કાનમાં નાખવાં.

**ઉપયોગ**—આ અર્ક કોલેરા, ઝાડા, મંદાગ્નિ, ખાંસી, અરુચિ, પેટની ચૂંક, ઊલટી, લોહીવિકાર, આમવાયુ, અજીર્ણ, કાનનો દુખાવો, માથાનું દરદ, તાવ, કફવિકાર, સળેખમ, દાઢમાં ચસકા મારવા, દાંતનો દુખાવો, ખૂજલી વગેરે મટાડે છે.

### (૪૧) જ્વરહર અર્ક

**વિધિ**—નવસાર અને ચૂનો ૧૦–૧૦ તોલા લઈ એક ચિનાઈ માટીના વાસણમાં નાખવાં. ઉપરથી શેરડીનો સરકો કે એમેટિક એસિડ કે સ૯ફ્યુરિક એસિડ (૧૦% નો) ૨૦ તોલા નાખવો. જ્યારે ફીણ ઊતરી જાય ત્યારે પાણી ૨ શેર નાખી રાખી મૂકવું. જ્યારે ઉપરનું પાણી નીતરું થઇ જાય ત્યારે બાટલીમાં ભરી લેવું. **( આ. નિ. મા. )**

**માત્રા**—૧ થી ૨ તોલા ત્રણ ત્રણ કલાકે ૩ વાર વરિયાળીના અર્ક અથવા પાણી સાથે મેળવી પાવો.

**ઉપયોગ**—આ અર્કના સેવનથી નવા તાવમાં પરસેવો આવી જલદી તાવ ઊતરે છે, પેશાબ પણ ચોખ્ખો આવે છે, કફપ્રધાન જ્વર અને ઇન્ફ્લ્યુએંઝામાં પણ ઉપયોગી છે.

### (૪૨) શોથનાશક અર્ક

**વિધિ**—સૂંઠ ૧ તોલો, હીરાબોળ ૨ તોલા, આંબાહળદર ૫ તોલા, મેદાલકડી ૫ તોલા, રેવંચીનો શીરો, સાજીખાર, લોધર, કપૂર અને ફટકડી એ ૫ વસ્તુઓ ૨ાા–૨ાા તોલા લેવી. બધી ચીજોને અધકચરી કરી ૨૪ ઔંસ મેથિલેટેડ સ્પિરિટમાં નાખી દેવી. રોજ શીશીને ૩–૪ વાર હલાવવી અને દિવસમાં ૧–૨ કલાક સૂર્યના તાપમાં મૂકવી. એક અઠવાડિયા પછી કપડાથી ગાળી શીશી ભરી લેવી. **( શ્રી. ગોપાળજી કુંવરજી ઠક્કર આયુર્વેદાચાર્ય )**

ઉપયોગ—આ અર્ક સોજો, દુખાવો, વાગવું, લોહી જામી જવું વગેરે પર રૂના પૂમડાથી દિવસમાં ૧–૨ વાર ચોપડવાથી બહુ જલદી આરામ થાય છે. આ અર્ક ટિંચર આયોડિનનું કામ કરે છે.

## (૪૩) લાક્ષા અર્ક

વિધિ—૧૦ તોલા લાખને ૨૦ ઔંસ મેથિલેટેડ સ્પિરિટમાં મેળવવી. અર્ધા કલાકમાં રસ થઇ અર્ક તૈયાર થાય છે.

ઉપયોગ—હથિયાર લાગવાથી કે વાગવાથી લોહી નીકળે તે જગ્યાએ આ અર્કનું રૂનું પોતું મૂકવાથી લોહી તરત બંધ થઇ જાય છે. ઘા પર પોતું ચોંટી જાય છે; એથી બહારનું વિજાતીય દ્રવ્ય અંદર જઇ શકતું નથી અને ઘા પાકતો નથી. જ્યારે ઘા રુઝાઇ જાય છે અને ચામડી સરખી થઇ મળી જાય છે ત્યારે ૩–૪ દિવસ પછી પોતું ઊખડી જાય છે.

નોંધ—કેટલાક ચિકિત્સકો લાખને બદલે લોબાનનાં ફૂલ (Acid Benzoic) નાખી ટિંચર બેન્ઝોઇન બનાવે છે. આ પણ સારું કામ કરે છે.

દૂષિત શસ્ત્ર હોવાથી કે માટી, ધૂળ વગેરે લાગવાથી ઘામાં વિજાતીય દ્રવ્ય રહી ગયું હોય તો પહેલાં ત્રિફળાનો કવાથ, ટંકણધાવન (બોરિક લોશન) કે બીજા જંતુઘ્ન ધાવનથી ઘા ધોઈ લેવો જોઇએ.

## (૪૪) સ્ત્રીગદાંતક અર્ક

વિધિ—અશોકારિષ્ટ ૬ ઔંસ, ઓઇલિ કોપાયબા ૧॥ ડ્રામ, ઓઇલિ સેંડલવુડ (ચંદનનું તેલ) ૩૦ ટીપાં, ટીંચર કેન્થારિડીસ ૧૫ ટીપાં, લાઇકર ફેરી ૪ ડ્રામ, અરબી ગુંદર ૧૫ ગ્રેન, એકવા કેમ્ફર કન્સન્ટ્રેટેડ ૧॥ ડ્રામ લેવો. ગુંદરને ૨ ઔંસ બાષ્પજલમાં પલાળવો. પછી તેને ગાળી તેલ મેળવવું. અશોકારિષ્ટમાં બાકીની બધી ચીજો મેળવી દેવી. પછી બધાને મેળવી ૧૨ ઔંસમાં જેટલું ઓછું હોય તેટલું બાષ્પજલ (Distilled Water) મેળવી લેવું.

માત્રા—૧–૧ ડ્રામ દિવસમાં ૩ વાર ૨॥–૨॥ તોલા પાણી સાથે

ઉપયોગ—આ અર્કના સેવનથી સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, રક્તપ્રદર, શ્વેતપ્રદર, નીલપ્રદર, ગર્ભાશયમાં દાહ થવો, અનિયમિત અટકાવ આવવો, ઋતુસ્રાવ વખતે ગર્ભાશયમાં શૂળ મારવી, ગર્ભાશયના વિકારને લીધે કબજિયાત, બેચેની, અરુચિ, આંખોની બળતરા, માથાની બળતરા, હાથપગ તૂટવા, અપચો વગેરે વિકારો ઉત્પન્ન થયા હોય તે બધા મટી જાય છે. જૂના રોગમાં આ દવા ૨–૩ મહિના સુધી લેવી જોઇએ.

જ્યારે કોઈ પણ કારણથી ગર્ભાશયમાં ઉગ્રતા ઉત્પન્ન થઇ પ્રદાહ થવાથી કે દૂષિત દ્રવ્ય ભરાવાથી પ્રદર થયો હોય ત્યારે આ અર્ક પાવાથી થોડા જ

વખતમાં ફાયદો થઈ જાય છે. આ એક ઉત્તમ ગર્ભાશય શુદ્ધ કરનાર દવા છે. ગર્ભાશયની સાથે મૂત્રસંસ્થામાં પણ વિકૃતિ થઈ ગઈ હોય તો આ અર્ક એને પણ મટાડે છે. આ અર્કથી પેશાબમાં બળતરા, પેશાબ ટપકે ટપકે થવો. પેશાબની પીળાશ, પેશાબનો અટકાવ વગેરે દોષો દૂર થાય છે.

આ અર્ક મૂળ પરમિયાવાળી સ્ત્રીઓ માટે તૈયાર કર્યો હતો. પછી એને પરમિયા વગરના દરદીઓ પર પણ વાપરવામાં આવ્યો. ઘણાને ફાયદો થવાથી પાક જેવો ને તેવો જ આપ્યો છે.

આ અર્ક અત્યારસુધીમાં ૧૦૦૦૦ થી વધુ સ્ત્રી દરદીઓ પર વાપરવામાં આવ્યો છે. આ તદ્દન નિર્ભય અને ઉત્તમ દવા છે.

**સૂચના**—જો પરુવાળો પ્રદર હોય, પ્રદરમાં દુર્ગંધ આવતી હોય તો ગર્ભાશયને જંતુઘ્ન દ્રવથી ધોતા રહેવું. પછી નતાદિ તૈલ કે ધાતક્યાદિ તૈલની પિચકારી આપતા રહેવી જોઇએ.

## (૪૫) જ્વરમુરારિ અર્ક

**વિધિ**—કિવનીન સ૯ (હાવર્ડનું) ૨ ઔંસ, એસિડ સલ્ફ્યુરિક ડિલ્યુટ ૪ ઔંસ, ટીંચર નંકસવોમિકા ૧। ઔંસ, ટીંચર ડિજિટેલીસ ૪ ઔંસ, ઓઇલિ પીપરમેંટ ૩૦ ટીપાં, મેગનેશિયા કાર્બ ૨ ડ્રામ અને બાષ્પજલ ૨૦ ઔંસ લેવું. પહેલાં કિવનીનને થોડા બાષ્પજલ મેળવી એસિડ સાથે મેળવવું. ઓઇલિ પિપરમેંટને મેગનેશિયા કાર્બ સાથે મેળવતાં તેમાં બાષ્પજલ મેળવી દેવું. પછી બધાને એકઠું કરવું. રંગ નાખવો હોય ૧ ઔંસમાં ૩૦ ટીપાંના હિસાબે રાસબરી રંગ મેળવવો.

એસિડ સલ્ફ્યુરિક ડિલ્યુટ બનાવવા માટે ૧ ઔંસ ગંધકના તેજાબને ૯ ઔંસ પાણી સાથે મેળવવો જોઇએ. પાણી તેજાબ પર ન નાખવું. તેજાબને પાણીમાં નાખવો અને પછી હલાવી રહેવા દેવું. પાણી ઠંડું પડે એટલે કામમાં લેવું. ૧૦ ઔંસ પાણીમાં જેટલું ઓછું હોય તેટલું (૩ ડ્રામ) પાણી મેળવી લેવું, એક ઔંસ માપીને લીધેલા ગંધકના તેજાબને ૧૪॥ ઔંસ પાણીમાં મેળવવાથી તેજાબ ડિલ્યુટ બની જાય છે.

**સૂચના**—અર્ક તૈયાર થાય એટલે એટલું પાણી મેળવવું કે જેથી એક માત્રામાં ૪ ગ્રેન કિવનીન આવે અને ૧ પૌંડ કિવનીનમાંથી ૨૦ પૌંડ અર્ક બની જાય.

**માત્રા**—½ થી ૧ ડ્રામ ૧–૧ ઔંસ પાણી સાથે દિવસમાં ૩ વાર આપવો. બાળકોને ઓછી માત્રા આપવી. પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને પહેલાં દૂધ પાક ઉપર અર્ક પાવો; અથવા પિત્તના શમન માટે આ અર્ક કે બીજી કોઈ પણ

કિવનીનવાળી દવા આપતા પહેલાં ૩ કલાક અગાઉ ૨૦ ગ્રેન સોડા બાઇ કાર્બને પાણીમાં મેળવી પાઇ દેવો. સોડા આપવાથી લોહીની પ્રતિક્રિયા ક્ષારીય બની જાય છે; એથી માથામાં ગરમી થતી નથી, અને ઊલટી, ગભરામણ, ઊંઘનો નાશ વગેરે લક્ષણો પણ થતાં નથી.

**ઉપયોગ**— ટાઢ વાઈ આવનારા તાવ, બધી જાતના વિષમજ્વર—એકાહિક, તૃતીયક અને ચાતુર્થિક એક જ દિવસમાં ચાલ્યા જાય છે. મુદતે આવતા તાવમાં જે દિવસે વારો હોય તે દિવસે દરદીને ખાવાનું કાંઇ પણ ન આપવું. રોગી બહુ નબળો કે બાળક હોય તો થોડું દૂધ પાવું. તાવ આવવાના ૬ કલાક પહેલાં દવાની એક માત્રા આપવી. પછી ૨–૨ કલાકે બે વાર દવા આપવાથી એક જ દિવસમાં તાવ રોકાઈ જાય છે. તાવનો વખત જતો રહ્યા પછી દરદીને ભૂખ લાગી હોય તો દૂધ આપવું. બીજે દિવસે ખોરાક આપવો. તે દિવસે રોગીને નહાવા પણ ન દેવો. વારાના દિવસ સિવાય બીજા દિવસોએ દિવસમાં ૨ વાર દવા આપતા રહેવું.

આ અર્ક સૌમ્ય વિષમજ્વર અને ઘાતક વિષમજ્વર બધા પર હિતકર છે. મંતતજ્વર, સતતજ્વર, એકાહિકજ્વર, સૌમ્ય તૃતીયક, મૃદુ તૃતીયક, ગંભીર તૃતીયક અને ચાતુર્થિક આ બધા પર આ અર્ક વપરાય છે. અત્યારસુધીમાં એક લાખથી વધારે દરદીઓ પર આ અર્ક વપરાઈ ચૂક્યો છે. આ બહુ સફળ પ્રયોગ તરીકે સિદ્ધ થયો છે.

કેટલાક દરદીઓને તાવ ૯૯॥° થી ઓછો થતો નથી. તાવ વધારે વધીને ૧૦૪° સુધી થાય છે. દરદીની સ્થિતિ બહુ ભયંકર મનાય છે. એવા દરદીઓ પર આ અર્ક જાદુ જેવું કામ કરે છે. કેટલાક દરદીઓને ચાતુર્થિક જ્વર (ચોથિયો તાવ) મહિનાઓ સુધી છોડતો નથી. એવા અનેક દરદીઓને આ અર્ક આપ્યો છે. જેમનાં શરીર હાડપિંજર જેવા સુક્કાં અને નિસ્તેજ થઈ ગયાં હતાં, તેવામાંના ઘણાને ૭ દિવસ માત્ર આ અર્ક પાવાથી બધાને ફાયદો થયો છે. કોઇને નુકસાન થયુ નથી.

મલેરિયા ઉપરાંત પૂયજ્વર (Pyaemia), આમવાતિક જ્વર, પરિવર્તિત જ્વર, રાજયક્ષ્માનો તાવ, વાતશ્લેષ્મ જ્વર, અપચાથી આવનાર તાવ, સૂતિકાજ્વર અને આગંતુક જ્વર વગેરે રોગો પર આ અર્ક નિર્ભયતાપૂર્વક અપાય છે.

**નોંધ**—જે દરદીઓના લોહીની પ્રતિક્રિયા અમ્લ હોય તેવાઓથી કિવનીન સહન થતું નથી. એવાઓને કિવનીન આપવાથી મગજે ગરમી, ઊંઘનો નાશ, લોહીના દબાણમાં વધારો, મૂત્રપિંડોના કામમાં શિથિલતા અને થોડો પેશાબ થવો વગેરે લક્ષણો થાય છે.

માટે એવા દરદીઓને ક્વિનીનવાળી દવા આપવાની ૨૦–૩૦ મિનિટ પહેલાં ૧ માસા સોડા બાઇ કાર્બને ૧૦ થી ૨૦ તોલા પાણી મેળવી આપવો જોઇએ, અથવા બીજો કોઈ ક્ષાર આપી લોહીને ક્ષારીય બનાવી દેવું જોઈએ. લોહી ક્ષારીય થવાથી ક્વિનીન આપ્યા પછી પેશાબ સાફ થયા કરે છે, વિષ-વિકારો થતા નથી અને એનો ફાયદો મળી જાય છે.

## (૪૬) ચાંદીના કલપ

**વિધિ**—એક ચિનાઈ માટીના પ્યાલામાં રૌપ્યક્ષાર (સિલ્વર નાઈટ્રસ) ૧ તોલો અને ગંધકનો તેજાબ ૧ તોલો નાખી સગડીમાં કોયલાના દેવતા પર મૂકવું. ૧૫–૨૦ મિનિટમાં તેજાબ બળી જઈ ચાંદીની ભસ્મ થઈ જશે. પછી ૨૦ તોલા આમલસારો ગંધક લઈ ૩ દિવસ ખરલ કરવો. ચોથે દિવસે ગુલાબજળની બાટલી લઈ થોડું થોડું ગુલાબજળ નાખી ખરલ કરતા જવું. ૩–૪ દિવસ ખરલ કરવાથી ગુલાબજળ સારી રીતે મળી જશે પછી બાટલીમાં ભરી લેવું. ૬૦ તોલા ગુલાબજળમાથી જેટલું ઓછુ થયુ હોય તેટલું ગુલાબજળ અને ચાંદીની ભસ્મ મેળવી લેવી. **(શ્રી. ઠા. રઘુરામસિંહજી)**

**ઉપયોગ**—પહેલાં વાળને સાબુથી ધોઈ નાખી બ્રશથી થોડો કલપ લગાડવો. સુકાઇ જાય એટલે વાળ ધોઈ નાખવા. બીજી કોઈ જગ્યાએ કલપ લાગી કાળા ડાઘા પડે તો તેલ કે ઘીનો હાથ લગાડી સાફ કરી લેવું. પહેલે દિવસ થોડો ઓછો રંગ આવશે. ત્રીજી વખત લગાડવાથી કુદરતી વાળનો રંગ હોય તેવો રંગ આવી જાય છે.

# પાક–અવલેહ પ્રકરણ

નાજુક પ્રકૃતિવાળા, બાળક, સ્ત્રી, જૂના રોગવાળા, વૃદ્ધ અથવા કડવા ચૂર્ણ જેઓ ખાઇ ન શકતાં હોય અને ભસ્મ વગેરે ઔષધિઓ જેઓને આપી શકાય તેમ ન હોય, તેવાઓને પાક, અવલેહ વગેરે ઔષધિઓ વધારે અનુકૂળ રહે છે. પાક વગેરે સ્વાદિષ્ટ હોવાથી સૌ કોઈ પ્રેમથી ખાઇ શકે છે. આ દવાઓ જલદી-થી પચી જઇ રસરક્તમાં મળી જઇ રોગોને મટાડે છે અને શરીરને મજબૂત બનાવે છે. જેઓને ભસ્મ એકલી ફાયદો નથી કરતી, તેમને જો પાક કે અવલેહ-માં મેળવીને આપવામાં આવે તો જરૂર ગુણ કરે છે.

પાક અને અવલેહ બનાવવાની રીત 'ઔષધકૃતિ' પ્રકરણમાં લખેલી છે. માજૂન એ યૂનાની હકીમોની બનાવટ છે. તે લોકો માજૂનમાં જે મધ મેળવે છે તે પહેલાં ઉકાળી ઉપર આવેલો મેલ કાઢી નાંખે છે. પછી જે ચોખ્ખું મધ રહે તેને ઔષધિઓના ચૂર્ણ સાથે મેળવે છે. પણ આયુર્વેદે મધને વિષ માનેલું છે. એટલે મધને ગરમ કરવું એ આયુર્વેદથી વિરુદ્ધ છે. એટલા માટે જો મધને ગરમ કર્યા વગર જ મેળવવામાં આવે તો તે પ્રયોગ ઓછા ગુણવાળો નથી બનતો.

આ પ્રકરણમાં છેલ્લે શરબતો પણ આપ્યા છે. ઘણી વખત દવાઓ શર-બત રૂપે આપવી પડે છે. અથવા બીજી દવાઓ સાથે અનુપાનરૂપે શરબત આપવું પડે છે. શરબત સ્વાદિષ્ટ હોવાથી સૌ કોઈ લઇ શકે છે, અને તેથી સ્વાદની સાથે સાથે દવાનો ફાયદો પણ થાય છે.

પાક મોટે ભાગે દિવસમાં ૧ વાર સવારે જ લેવાય છે. ઘણા પાકોમાં ભસ્મ મેળવવાનું લખ્યું છે. તે ભસ્મો જો ન નાખવામાં આવે અથવા થોડી નાખવામાં આવે તો પાક વધારે સૌમ્ય બને છે. એમાં કોઈ દોષ નથી, માત્ર ભસ્મનો ગુણ નથી મળતો. અવલેહ અને માજૂન દિવસમાં ૨ વાર લેવાય છે. ભસ્મ નાખેલા પાક, અવલેહ અને માજૂનની માત્રા એકસરખી ન હોવાથી માત્રા દરેકની સાથે લખેલી છે.

## (૧) સૌભાગ્યસૂંઠી પાક

**પહેલી વિધિ**—૩૨ તોલા સૂંઠના ચૂર્ણને ઘીનું મોણ દઈ ૪ શેર ગાયનું દૂધ નાંખી માવો કરવો. પછી તે માવામાં થોડું થોડું ઘી નાખતા જવું અને હલાવતા જવું. એ રીતે ૧ શેર ઘી નાખવાથી દાણા છૂટા પડી જશે. પછી ૪ શેર સાકરની ચાસણી કરી તેમાં માવો નાખી દેવો. બાદ ધાણા ૩ માસા, વરિ-યાળી ૧૧ તોલો, વાવડિંગ, સૂંઠ, નાગકેસર, મરી, પીપર અને મોથ દરેકનું

માટે એવા દરદીઓને ક્વિનીનવાળી દવા આપવાની ૨૦–૩૦ મિનિટ પહેલાં ૧ માસા સોડા બાઇ કાર્બને ૧૦ થી ૨૦ તોલા પાણી મેળવી આપવો જોઇએ, અથવા બીજો કોઈ ક્ષાર આપી લોહીને ક્ષારીય બનાવી દેવું જોઈએ. લોહી ક્ષારીય થવાથી ક્વિનીન આપ્યા પછી પેશાબ સાફ થયા કરે છે, વિપવિકારો થતા નથી અને એનો ફાયદો મળી જાય છે.

## (૪૬) ચાંદીનો કલપ

**વિધિ**—એક ચિનાઈ માટીના પ્યાલામાં રૌપ્યક્ષાર (સિલ્વર નાઈટ્રસ) ૧ તોલો અને ગંધકનો તેજાબ ૧ તોલો નાખી સગડીમાં કોયલાના દેવતા પર મૂકવું. ૧૫–૨૦ મિનિટમાં તેજાબ બળી જઈ ચાંદીની ભસ્મ થઈ જશે. પછી ૨૦ તોલા આમલસારો ગંધક લઈ ૩ દિવસ ખરલ કરવો. ચોથે દિવસે ગુલાબજળની બાટલી લઈ થોડું થોડું ગુલાબજળ નાખી ખરલ કરતા જવું. ૩–૪ દિવસ ખરલ કરવાથી ગુલાબજળ સારી રીતે મળી જશે. પછી બાટલીમાં ભરી લેવું. ૬૦ તોલા ગુલાબજળમાંથી જેટલું ઓછુ થયુ હોય તેટલું ગુલાબજળ અને ચાંદીની ભસ્મ મેળવી લેવી. **(શ્રી. ઠા. રઘુરામસિંહજી)**

**ઉપયોગ**—પહેલાં વાળને સાબુથી ધોઈ નાખી બ્રશથી થોડો કલપ લગાડવો. સુકાઇ જાય એટલે વાળ ધોઈ નાખવા. બીજી કોઈ જગ્યાએ કલપ લાગી કાળા ડાઘા પડે તો તેલ કે ઘીનો હાથ લગાડી સાફ કરી લેવું. પહેલે દિવસ થોડો ઓછો રંગ આવશે. ત્રીજી વખત લગાડવાથી કુદરતી વાળનો રંગ હોય તેવો રંગ આવી જાય છે.

## પાક–અવલેહ પ્રકરણ

નાજુક પ્રકૃતિવાળા, બાળક, સ્ત્રી, જૂના રોગવાળા, વૃદ્ધ અથવા કડવા ચૂર્ણ જેઓ ખાઇ ન શકતાં હોય અને ભસ્મ વગેરે ઔષધિઓ જેઓને આપી શકાય તેમ ન હોય, તેવાઓને પાક, અવલેહ વગેરે ઔષધિઓ વધારે અનુકૂળ રહે છે. પાક વગેરે સ્વાદિષ્ટ હોવાથી સૌ કોઈ પ્રેમથી ખાઇ શકે છે. આ દવાઓ જલદીથી પચી જઇ રસરક્તમાં મળી જઇ રોગોને મટાડે છે અને શરીરને મજબૂત બનાવે છે. જેઓને ભસ્મ એકલી ફાયદો નથી કરતી, તેમને જો પાક કે અવલેહમાં મેળવીને આપવામાં આવે તો જરૂર ગુણ કરે છે.

પાક અને અવલેહ બનાવવાની રીત 'ઔષધકૃતિ' પ્રકરણમાં લખેલી છે. માજૂન એ યૂનાની હકીમોની બનાવટ છે. તે લોકો માજૂનમાં જે મધ મેળવે છે તે પહેલાં ઉકાળી ઉપર આવેલો મેલ કાઢી નાંખે છે. પછી જે ચોખ્ખું મધ રહે તેને ઔષધિઓના ચૂર્ણ સાથે મેળવે છે. પણ આયુર્વેદે મધને વિષ માનેલું છે. એટલે મધને ગરમ કરવું એ આયુર્વેદથી વિરુદ્ધ છે. એટલા માટે જો મધને ગરમ કર્યા વગર જ મેળવવામાં આવે તો તે પ્રયોગ ઓછા ગુણવાળો નથી બનતો.

આ પ્રકરણમાં છેલ્લે શરબતો પણ આપ્યા છે. ઘણી વખત દવાઓ શરબત રૂપે આપવી પડે છે. અથવા બીજી દવાઓ સાથે અનુપાનરૂપે શરબત આપવું પડે છે. શરબત સ્વાદિષ્ટ હોવાથી સૌ કોઈ લઇ શકે છે, અને તેથી સ્વાદની સાથે સાથે દવાનો ફાયદો પણ થાય છે.

પાક મોટે ભાગે દિવસમાં ૧ વાર સવારે જ લેવાય છે. ઘણા પાકોમાં ભસ્મ મેળવવાનું લખ્યું છે. તે ભસ્મો જો ન નાખવામાં આવે અથવા થોડી નાખવામાં આવે તો પાક વધારે સૌમ્ય બને છે. એમાં કોઈ દોષ નથી, માત્ર ભસ્મનો ગુણ નથી મળતો. અવલેહ અને માજૂન દિવસમાં ૨ વાર લેવાય છે. ભસ્મ નાખેલા પાક, અવલેહ અને માજૂનની માત્રા એકસરખી ન હોવાથી માત્રા દરેકની સાથે લખેલી છે.

### (૧) સૌભાગ્યસૂંઠી પાક

**પહેલી વિધિ**—૩૨ તોલા સૂંઠના ચૂર્ણને ઘીનું મોણ દઈ ૪ શેર ગાયનું દૂધ નાંખી માવો કરવો. પછી તે માવામાં થોડું થોડું ઘી નાખતા જવું અને હલાવતા જવું. એ રીતે ૧ શેર ઘી નાખવાથી દાણા છૂટા પડી જશે. પછી ૪ શેર સાકરની ચાસણી કરી તેમાં માવો નાખી દેવો. બાદ ધાણા ૩ માસા, વરિયાળી ૧ તોલો, વાવડિંગ, સૂંઠ, નાગકેસર, મરી, પીપર અને મોથ દરેકનું

૪–૪ તોલા ચૂર્ણ અને થોડાં થોડાં બદામ, પિસ્તાં, ચારોળી નાંખી પાક તૈયાર કરવો. (ધ. વૈ.)

**નોધ**—મૂળ ગ્રંથકારે આ પાકમાં ધાણા ૩ માસા અને વરિયાળી ૧। તોલો લીધેલી છે. તેને બદલે અમે ૪–૪ તોલા મેળવીએ છીએ.

**માત્રા**—૫ તોલા રોજ સવારે ખવરાવી ઉપર દૂધ પીવરાવવું.

**ઉપયોગ**—સૌભાગ્યસૂંઠી પાક વાતનાડીઓને પુષ્ટિ આપનાર, અગ્નિ પ્રદીપ્ત કરનાર, યકૃતને શક્તિ આપનાર, જંતુઘ્ન, ધાવણ લાવનાર અને આંતરડાં શુદ્ધ કરનાર છે. સ્ત્રીઓના સુવારોગ, વાતરોગ, તરસ, ઊલટી, તાવ, દાહ, શોષ, ખાંસી, બરોળ, કૃમિ, વગેરે રોગો આથી નાશ પામે છે.

**સૂચના**—જો સુવાવડી સ્ત્રીને ઊંઘનો નાશ, મોં આવવું, છાતીમાં બળતરા, ખાટા ઓડકાર આવવા કે ગરમગરમ પાતળા ઝાડા થવા વગેરે વિકારો થતા હોય તો આ પાક ન લેવો જોઇએ.

**બીજી વિધિ**—૧૯૨ તોલા સૂંઠના ચૂર્ણમાં તેટલું જ ઘી નાંખી સેકવી. પછી તેમાં ૭૬૮ તોલા દૂધ મેળવી ઉકાળવું. અર્ધું દૂધ બાકી રહે ત્યારે ૧૯૨ તોલા સાકર નાંખી પાક તૈયાર કરવો. ત્યારપછી તેમાં જાયફળ, ત્રિફળા, જીરું, શાહજીરું, ધાણા, વરિયાળી, એલચી, પીપર, નાગરમોથ, વાળો, દ્રાક્ષ, ભોંયકોળું, સફેદચંદન અને ખારેક દરેક ૨–૨ તોલા, તાજું નારીયેળનું કોપરુ ૩૨ તોલા, શિલાજિત અને લોહભસ્મ ૮–૮ તોલા, સુવા ૧૬ તોલા, ચારોળી ૧૬ તોલા અને નસોતર ૩૨ તોલા લઇ બારીક ચૂર્ણ કરી અંદર મેળવવું. પછી પોતાની ઇચ્છા પ્રમાણે કેસર વગેરે સુગંધી ચીજો નાંખવી. ૧૯૨ તોલા સાકર નાંખવાથી પાક તીખો લાગે છે માટે અમે ૩૮૪ તોલા નાંખી છે. (આ. ભિ.)

શિલાજિતને ૪ ગણી સાકર સાથે ખરલ કરી પાક તૈયાર થયા પછી નાખવો. પહેલાં નાંખવાથી પાક ઢીલો થઈ જાય છે અને શિલાજિતથી પાક કાળો પડી જાય છે. અથવા જો પાકમાં શિલાજિત ન નાંખવો હોય તો પાક ખાતી વખતે ૨–૨ રતી શિલાજિત દૂધમાં નાંખી પીવામાં આવે તો પણ તેટલો જ ફાયદો કરે છે.

**માત્રા**—સવારમાં ૨ થી ૪ તોલા ખાઇ ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ પાકના સેવનથી બળ, કાંતિ, સૌભાગ્ય, બુદ્ધિ, સ્મૃતિ, વાણી, સૌંદર્ય અને સુકુમારતા પ્રાપ્ત થઇ યોનિની શિથિલતા દૂર થાય છે. સ્ત્રીઓના સ્તન ઘટ્ટ બને છે અને ૮૦ જાતના વાતરોગ, ૪૦ જાતના પિત્તરોગ, ૨૦ પ્રકારના કફરોગ, ૮ પ્રકારના જ્વર, ૧૮ પ્રકારના મૂત્રરોગ, તેમજ નાક, આંખ, કાન, મોં, માથું આ બધાના રોગો, બસ્તિશૂળ, યોનિશૂળ અને બીજી બધી જાતના રોગો આ પાકથી નાશ પામે છે.

## (૨) સૂંઠ્યાદિ પાક

વિધિ—સૂંઠ, બદામનો મગજ અને પિસ્તાં ૫–૫ તોલા, મેથી, ચિમડ, ખસખસ, વરિયાળી, સૂવા, પીપર, ગોખરુ, ધોળી મૂસળી, કાળી મૂસળી, કૌવચ, મરી, ધાણા, એખરાનાં બી, વાપુંબા અને અસાળિયો દરેક ૧–૧ તોલો, શતાવરી, જાયફળ, જાવંત્રી, નાગકેસર, તજ, તમાલપત્ર, પીપળીમૂળ, વાવડિંગ, કુલંજન, જીરું અને હળદર દરેક ૬–૬ માસા, ખપાટનાં બી ૨ તોલા, નારિયેળનું કોપરું ૧૦ તોલા અને બાવળનો ગુંદર ૨૦ તોલા લેવો. બધાના ચૂર્ણથી દોઢા ઘઉંનો લોટ અને ૨।।–૨।। ગણા ઘી અને ગોળ લેવાં. બાવળનો ગુંદર અને બીજી ચીજોને જુદીજુદી ખાંડી જાડો ભૂકો કરવો. બાવળનો ગુંદર, ચૂર્ણ અને લોટને ઘીમાં જુદાંજુદાં સેકવાં. પછી લોટ સાથે ઔષધિઓના ચૂર્ણ અને બાવળનો ગુંદર મેળવી દેવો. બાદ તેમાં ગોળ નાંખી પાક સિદ્ધ કરી લેવો.

(વૈ. ચિ. સા.)

ઉપયોગ—આ પાક સુવાવડી સ્ત્રીઓની નબળાઇ દૂર કરે છે અને અગ્નિ પ્રદીપ્ત કરે છે. નબળા માણસો માટે પૌષ્ટિક તરીકે સારું કામ કરે છે. રોજ સવારે પ્રકૃતિ પ્રમાણે ૧૦ થી ૨૦ તોલા ખાઇ ઉપર દૂધ પીવું. પાક પચી જાય પછી જમવું જોઇએ.

## (૩) કૌંચ પાક

વિધિ—૧૨૮ તોલા કૌવચ લઇ ગરમ પાણીમાં ૧૨ કલાક પલાળી રાખવાં. પછી તેને કાઢી લઇ ઉપરના છોડાં જુદાં કરી નાંખવાં. પછી તેને છાંયે સૂકવી ખાંડી બારીક ચૂર્ણ કરી લેવું. તે ચૂર્ણને ૧૬ ગણા દૂધમાં ઉકાળવું. જ્યારે દૂધનો માવો થઇ જાય ત્યારે ચૂર્ણથી બમણુ ઘી નાખી ધીમી આંચ પર પાક કરવો. બાદ ચૂર્ણથી ૪ ગણી સાકર લઈ ચાસણી કરવી. ચાસણી તૈયાર થઇ જાય એટલે કૌવચવાળો પાક અંદર નાખવો, અને અગર, જાયફળ, જાવંત્રી, સૂંઠ, લવંગ, અક્કલગરો, જીરું, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, કપૂર, ચણકબાબ, સમુદ્રશોષ, બિલામા, કેસર, કાકચનાં બીની મીંજ, ખોરાસાની અજમો, એખરાનાં બી અને દૂધમાં શુદ્ધ કરેલો વછનાગ દરેક ૨–૨ તોલા, કાળી મૂસળી અને શુદ્ધ અફીણ ૪–૪ તોલા લઈ બારીક ચૂર્ણ કરી મેળવી દેવું. પછી રસસિંદૂર, નાગભસ્મ અને બંગભસ્મ ૨–૨ તોલા અને ૪ તોલા લોહભસ્મ નાખવી ઠંડું પડે એટલે ૬૪ તોલા મધ નાખવું. બાદ પોતાની ઇચ્છા મુજબ કેસર, કસ્તૂરી વગેરે સુગંધી ચીજો નાખી પાક તૈયાર કરી કલાઇ કરેલા વાસણમાં ભરી લેવો.

(આ. ભિ.)

**માત્રા**—રોજ સવારમાં ૨ થી ૪ તોલા ખાઈ ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—ધાતુપુષ્ટિ અને વીર્યવૃદ્ધિ માટે આ પાક બહુ ઉપયોગી છે. આ પાક બહુ કામોત્તેજક છે, અને શ્વાસ, પાંડુરોગ, ક્ષય, ખાંસી, સોજા, મેદરોગ અને બધી જાતના વાતરોગોનો નાશ કરે છે. ક્ષીણવીર્ય, નષ્ટવીર્ય અને ખંજવાતથી પીડાતા માણસો માટે આ પાક અમૃત સમાન છે. આ પાકના સેવનથી બુદ્ધિ વધે છે અને શક્તિ વધે છે અને શરીર પુષ્ટ થાય છે.

આ પાકના સેવન વખતે લીલી કે સૂકી દ્રાક્ષ, કેળાં, ચારોળી, સાકર, દૂધ, ઘી અને તેલ પથ્ય છે, અને ખાટી ચીજો અપથ્ય છે.

**સૂચના**—આ પાકમાં અફીણનું પ્રમાણ બહુ વધારે છે. અફીણના વ્યસનીથી એટલું અફીણ સહન થઈ શકે છે, બીજા માણસોથી નથી થઈ શકતું. માટે ૦॥ થી ૧ તોલો નાખવું. ૪ તોલા અફીણ નાખવાથી ૪ તોલા પાકમાં ૧ રતી અફીણ આવે છે. તે ઉપરાંત વછનાગનું પ્રમાણ અફીણથી અર્ધું લખેલું છે તે પણ વધારે છે. માટે વછનાગ પણ ૦। તોલાથી વધારે ન નાખવો જોઈએ.

### (૪) જીરકાદિ મોદક

**વિધિ**—જીરું ૩૨ તોલા, સેકેલી ભાંગ ૧૬ તોલા, લોહભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ, વરિયાળી, તાલીસપત્ર, જાવંત્રી, જાયફળ, ધાણા, હરડે, બહેડાં, આમળાં, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, છડીલો, સફેદ ચંદન, રતાંજળી, જટામાંસી, દ્રાક્ષ, કચૂરો, કુલાવેલો ટંકણખાર, કુંદર, જેઠીમધ, વાંસકપૂર, ચણકબાબ, વાળો, સૂંઠ, મરી, પીપર, ધાવડીનાં ફૂલ, બીલીનો ગર્ભ, ધોળા સાદડની છાલ, દેવદાર, સુવા, કપૂર, ગાંગેરન, ધઉલા, કઠ્ઠુ, જીરું, ગોચરસ અને કમળની નાળ દરેક ૧–૧ તોલો લાવી ભસ્મો સિવાયની બાકીની ચીજોને ખાંડી બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં ૮૦ તોલા સાકર મેળવવી અને ગોળી વાળવા જેવું થાય તેટલું મધ નાખી ૦॥–૦॥ તોલાની ગોળીઓ વાળવી. કેટલાક વૈદ્યો આ મોદકમાં ૦॥ શેર ગાયનું ઘી નાખી પછી મધ સાથે ગોળીઓ વાળે છે.

(ભૈ. ર.)

**માત્રા**—૧ થી ૨ ગોળી સવારમાં ઠંડા પાણી સાથે અથવા મઠા સાથે આપવી.

**ઉપયોગ**—આ મોદકના સેવનથી બધી જાતની સંગ્રહણી, આમદોષ, પિત્તદોષ, મંદાગ્નિ, રક્તાતિસાર, અતિસાર, વિષમજ્વર, શબ્દ સાથેનો અતિસાર, ભયંકર અમ્લપિત્ત, બધી જાતના ઉદરરોગ, શળ, અરુચિ આ બધા રોગો માટે છે.

### (૫) નેત્રશૂલાંતક મોદક

**વિધિ**—તેલ નીકળે તેવા પાકા નારિયેળનું કોપરું ૨૦ તોલા, ગોળ ૧૦

તોલા અને આનંદભૈરવ રસ ૪ રતી મેળવી ૫ અથવા ૭ ગોળીઓ વાળવી.

( શ્રી વૈદ્ય પરમાનંદજી )

**માત્રા**—સવારમાં ૧–૧ ગોળી બકરીના દૂધ સાથે.

**ઉપયોગ**—આ મોદકના સેવનથી ઝીમરવા ( અધિમંથ Glaucoma), શિરાગત વાતવિકાર, માથાનો દુખાવો, માથાની શૂળ વગેરે રોગો મટે છે.

આંખમાં તીવ્ર શૂળ મારતી હોય તો ૧–૧ તોલો કલોજી જીરું પણ દિવસમાં ૨ વાર આપતા રહેવું જોઈએ. એનાથી તે માથામાંથી વધારે પરસેવો બહાર કાઢી નાખી આંખોની અંદરના દબાણને ઓછું કરે છે, જેથી આંખની શૂળ સરળતાથી મટી જાય છે.

## (૬) ચ્યવનપ્રાશ અવલેહ

**વિધિ**—પાટલા, અરણી, સીવણ, બીલી અને અરલુ આ બધાંની છાલ, ગોખરુ, સાલવણ, પિઠવણ, બેઠી ભોંગરીંગણી, ઊભી ભોંયરીંગણી, પીપર, કાકડાશિંગ, દ્રાક્ષ, ગળો, હરડે, ખપાટ, ભોંયઆમળાં, અરડૂસી, દોડી, કચૂરો, નાગરમોથ, પુષ્કરમૂળ, ધોળી પીલુડીની વેલ (કાકનાસા), મૂંગપર્ણી, માષપર્ણી, ભોંયકોળું, સાટોડી, કમળકંદ, એલચી, અગર, ચંદન અને અષ્ટવર્ગ* (અથવા અષ્ટવર્ગના પ્રતિનિધિ) આ બધી ઔષધિઓ ૪–૪ તોલા લઇ અધકચરો ભૂકો કરવો. પછી મોટાં તાજાં આમળાં નગ ૫૦૦ (તાજાં આમળાં ૬। શેર, સૂકાં હોય તો વજનમાં અર્ધા) ઉપરનું ચૂર્ણ અને ૨૦૪૮ તોલા પાણી એક ઘડામાં નાખી ઉકાળવું. જ્યારે આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાંથી આમળાં કાઢી લેવાં. પછી કલાઇ કરેલા એક વાસણ પર ખાદીનો કકડો બાંધી તેના પર આમળાં છીણવાં; એટલે આમળાંનો મગજ નીચે પડશે. પછી નીચે વાસણમાં પડેલાં આમળાંના મગજમાં ૨૮ તોલા ઘી (બીજા મત પ્રમાણે ઘી–તેલ ૧૪–૧૪ તોલા) નાખી ધીમી આંચ પર લાલ થાય ત્યાં સુધી સેકવો. આમળાં સેકવાથી ઘી જુદું પડી જાય છે. પછી પેલા કવાથના પાણીને ગાળી ફરી ઉકાળવું. અર્ધાથી વધારે પાણી બળી જાય એટલે ૫ શેર સાકર નાખી પાક કરવો. જ્યારે સહેજ ગાઢું થાય ત્યારે આમળાં-

---

* ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી આ ૮ ઔષધિઓને અષ્ટવર્ગ કહે છે. જે ઔષધિઓ હાલમાં મળે છે તે સંદિગ્ધ મનાય છે. એટલા માટે એના પ્રતિનિધિ દ્રવ્ય લેવાય છે. પ્રતિનિધિ દ્રવ્ય સબંધી પણ વિદ્વાનોમાં મતભેદ છે. ખાસ કરીને ખપાટ, પંજાબી સાલમ, શકાકુલ નાની, શકાકુલ મોટી, લાંબી સાલમ, કાળી મૂસળી, ધોળી મૂસળી અને બેહમન સફેદ એ ક્રમથી પ્રતિનિધિ લેવા, એ અધિક લાભપ્રદ સિદ્ધ થયું છે.

વાળો પાક અંદર નાખી દેવો. પછી તેમાં પીપર ૮ તોલા, વાંસકપૂર ૧૬ તોલા અને નાગકેસર, તજ, તમાલપત્ર અને એલચી ૧–૧ તોલો લઈ બારીક ચૂર્ણ કરી અંદર મેળવી દેવું. અવલેહ ઠંડો પડે એટલે તેમાં ૪૮ તોલા મધ નાખવું. મધને સાકરનું પ્રમાણ વધારે લીધું છે. બાકીનો પાક શાસ્ત્ર પ્રમાણે છે. (શા. સં.)

સૂચના—ક્વાથનું પાણી વધારે હોય અને સાકર નાખવામાં આવે તો પાક ચીકણો થઈ જાય છે અને દાંતે ચોંટયા કરે છે. કેટલાક ચિકિત્સકો ૧૦ શેર સાકર નાખે છે.

આમળાંને કલાઈ કરેલી પિત્તળની કડાઈમાં સેકવાં જોઈએ. લોઢાની કડાઈ કે તવેથાથી અવલેહનો રંગ કાળો પડી જાય છે.

સેકવા માટે ઘી અને તેલ બંને લેવાથી ઘી ઠંડું પડે એટલે મળી જાય છે, પણ તેલ અવલેહની ઉપર તરી આવે છે, એથી ખાનારને બેચેની થાય છે.

આમળાં બરાબર પાકાં હોય તો વધારે ફાયદો કરે છે. આ સ્થિતિમાં આમળાં સુકાય પણ છે. જે આમળાં ઝાડ પર કઠણ થઈ જાય તે ન લેવાં જોઈએ. જે આમળાંનો ગર ઝાડ પર જ લાકડા જેવો કઠણ થઈ જાય અને જેમાં રસ ન નીકળે તેવાં આમળાં અવલેહ માટે ઉપયોગી નથી મનાતાં. તાજાં આમળાંને બદલે સૂકાં આમળાં લેવામાં આવે તો રંગ કાળો થઈ જાય છે અને ગુણ પણ ઓછો કરે છે.

ક્વાથના ભૂકાને અધકચરો કરી ૧૨ થી ૨૪ કલાક પહેલાંથી પાણીમાં પલાળી રાખવો જોઈએ. બીજી રીતે ક્વાથ કરવાથી સત્ત્વ પૂરેપૂરું નહિ નીકળે.

આ અવલેહમાં મધ મેળવવામાં આવે તે બહુ પાતળું ન હોવું જોઈએ. જો કે આયુર્વેદે મધને ગરમ કરવાનો નિષેધ કરેલો છે, તોપણ સારગ્રાહી દૃષ્ટિએ યૂનાની મત પ્રમાણે મધને શુદ્ધ કરીને લેવામાં આવે તો અવલેહ દૂષિત થવાનો ભય નથી રહેતો. એનાથી ઊલટું મધ બહુ પાતળું હોય તો અવલેહ બગાડી નાખે છે.

**માત્રા**—૧। થી ૨। તોલા દિવસમાં ૨ વાર, ૧૦ થી ૨૦ તોલા દૂધ સાથે. પેટમાં વાયુ થતો હોય તો અર્ધો કલાક પછી દૂધ પીવું.

**ઉપયોગ**—આ અવલેહ ઉત્તમ શક્તિ આપનાર છે. તેમજ પાચનસંસ્થા, શ્વસનસંસ્થા, હૃદય, મસ્તિષ્ક, રક્તવાહિનીઓ, વાતવાહિનીઓ, મૂત્રસંસ્થા અને જનનેન્દ્રિય સંસ્થા વગેરેને શક્તિ આપે છે. આ અવલેહ ઉત્સર્જક ઇન્દ્રિયોને સશક્ત બનાવી જરૂરી શોધન પણ કરે છે. એથી શરીરનો વ્યાપાર સરળતાપૂર્વક ચાલવા માંડે છે. આ અવલેહ ક્ષય, ઉરઃક્ષત, શોષ, હૃદયરોગ, સ્વરભંગ, નબળાઈ, કાસ, શ્વાસ, તરસ, વાતરક્ત, આંખોના રોગ, મૂત્રરોગ, વીર્યના દોષ તથા વાતપિત્ત અને કફના બધા રોગોમાં હિતકર છે. બાળક, સગર્ભા સ્ત્રી, વૃદ્ધ અને ક્ષતક્ષીણ

બધાને માટે ફાયદાકારક છે અને બળ, વીર્ય, બુદ્ધિ, સ્મૃતિ અને કાંતિને વધારનાર છે. કોઇ પણ રોગથી ઉત્પન્ન થયેલી નબળાઇને દૂર કરી જીવનીય શક્તિને ખૂબ વધારે છે. એટલા માટે આ અવલેહને 'જીવન' પણ કહે છે. ચ્યવનપ્રાશાવલેહનો મૂળ પાઠ 'ચરકસંહિતા'માં છે. એમાં આમળાં ઘી અને તેલમાં સેકવાનું લખ્યું છે. 'શાંર્ગધરસંહિતા'ના કર્તાએ માત્ર ઘીમાં સેકવાનું લખ્યું છે. એમાં માત્ર આટલો જ ફેર છે.

આ અવલેહ ઉત્તમ શક્તિ આપનાર, કાંતિ વધારનાર, વાજીકર, દીપન-પાચન, પિત્તપ્રકોપનું શમન કરનાર, સારક, પેશાબ લાવનાર, રુચિ ઉત્પન્ન કરનાર અને ચામડીના રોગોનો નાશ કરનાર છે. આ અવલેહ મોટી ઉંમરવાળા નીરોગી માણસોને રસાયન ગુણ કરે છે; એટલે કે શરીરનાં બધાં યંત્રોને સુધારી અને દોષોને બાળી ઓછી થયેલી શક્તિને ફરી વધારે છે. માત્રા વધારે આપવામાં આવે તો પિત્તનો સ્રાવ કરાવે છે, સારક અસર કરે છે અને પેટમાં વાયુ ઉત્પન્ન કરે છે.

પિત્તધાતુની વૃદ્ધિ થવાથી ગરમી ઉત્પન્ન થાય છે. પછી તે કફ પાતળો કરવો, નાકમાંથી કફનો સ્રાવ થવો અથવા પ્રમેહ કે શ્વેતપ્રદર થવો કે માસિક-ધર્મ વખતે વધારે રજ:સ્રાવ થવો વગેરે વિકારો ઉત્પન્ન કરે છે. આ અવલેહ આ બધા વિકારોનું મૂળ ધાતુવૈષમ્ય દૂર કરી સામ્યતા સ્થાપિત કરે છે.

કોષ્ટમાં દુષ્ટ મળ ભેગો થવાથી જુદીજુદી જાતના રોગો થાય છે. લોહી-વિકાર, કુષ્ટ, ચામડી સુક્કી અને કાળી થઈ જવી, માથાનું દરદ, નાક અને આંખના રોગ, પેટમાં કૃમિ, અરુચિ, મંદાગ્નિ, બહુ તાવ રહેવો, સળેખમ, શ્વાસ, પેટમાં વાયુ, પાંડુ, સોજા વગેરે ઘણા રોગોનું મૂળકારણ મળનો સંગ્રહ છે. આ જૂના મળના સંગ્રહને દૂર કરવામાં ચ્યવન-પ્રાશાવલેહ સારી મદદ કરે છે. જો આંતરડાં બહુ નબળાં થઈ જવાથી ચ્યવનપ્રાશથી કબજિયાત થતી હોય તો ચ્યવનપ્રાશ કે બીજી સારક વસ્તુ નથી અપાતી. આંતરડાંને મજબૂત બનાવનાર ઝેરકોચલાંવાળી ઔષધિ કે અજમો વગેરે વાતહર વસ્તુઓ વાપરવી જોઇએ.

ચ્યવનપ્રાશ હૃદ્ય છે. એટલે હૃદયની માંસપેશીઓને પુષ્ટ અને લોહીને શુદ્ધ અને સબળ બનાવે છે. એથી ઉષ્ણતા, રક્તવિષ કે લોહીની ન્યૂનતાને લીધે વધેલી હૃદયની ગતિ ઓછી થાય છે અને ધબકારા પણ મર્યાદિત થાય છે. જો દરદીને ગરમ ગરમ ચા, ધૂમ્રપાન વગેરેનું વ્યસન હોય તો છોડાવી દેવું જોઇએ.

સૂર્યના તાપની ગરમી, ગરમ-ગરમ ખાવું, ગરમ ગરમ ચા, તમાકુવિષ (Nicotin) અને ઉપદંશ વગેરે રોગોના જંતુઓના વિષથી મગજમાં ગરમી અને લોહીનું દબાણ રહેતું હોય કે મગજના હૃદયકેન્દ્ર (Centre of heart)-

નો પ્રકોપ થવાથી હૃદયની ગતિ વધારે રહેતી હોય અને વાતનાડીઓની વિકૃતિ થઈ હોય, એને લીધે ઊંઘનો નાશ, ચક્કર આવવાં, નકામા નકામા વિચાર આવવા, ધબકારા, મંદાગ્નિ અને પાંડુતા વગેરે લક્ષણો થતાં હોય, તો એ બધાં મોતી કે પ્રવાલપિષ્ટિ અને અકીકપિષ્ટિ સાથે ચ્યવનપ્રાશ આપવાથી દૂર થાય છે. મૂળકારણરૂપ દોષો દૂર કરવા જોઇએ.

આ અવલેહ સાથે સ્થાનિક વિકૃતિને અનુરૂપ ભસ્મ કે રસ વગેરે મેળવવામાં આવે તો ફાયદો જલદી અને વધારે થાય છે. યકૃતપિત્તનો સ્રાવ ઓછો હોય તો તામ્રભસ્મ ૧/૨ રતી અને રસસિંદૂર ૧/૪ રતી; ફેફસાંની નબળાઇમાં અભ્રકભસ્મ ૧/૪ રતી; બરોળ વધી હોય અને લોહી ઓછું હોય, તો તામ્રભસ્મ ૧/૨ રતી અને લોહભસ્મ ૧/૪ રતી; જુદીજુદી જાતના જંતુઓ પર રસસિંદૂર ૧/૪ રતી; અસ્થિ-સંસ્થાની નબળાઇમાં પ્રવાલપિષ્ટિ ૧ રતી અને ગોદંતીભસ્મ ૧ રતી; ક્ષયમાં શક્તિ ટકાવવા સુવર્ણભસ્મ ૧/૧૦ રતી, અભ્રકભસ્મ ૧/૨ રતી, શૃંગભસ્મ ૧ રતી અને પ્રવાલપિષ્ટિ ૧ રતી; મગજની નબળાઈ પર બૃહદ્વાતચિંતામણિ/બૃહદ્બ્રાહ્મીવટી; વાતસંસ્થાની નબળાઈ પર નવજીવનરસ; વીર્યની ઉષ્ણતા પર રૌપ્યભસ્મ અને પ્રવાલપિષ્ટિ; નાડીસંકોચ અને નાડીઓના ખેંચાણ પર રૌપ્યભસ્મ, શતાવરી અને ગળો-સત્ત્વ; શુક્રસ્થાનની શિથિલતા પર બંગભસ્મ; ગર્ભસ્થાન અને બીજાશયની નબળાઈ પર ત્રિબંગભસ્મ; વ્રણ, ભગંદર, વિદ્રધિ વગેરે પર બંગભસ્મ ૧/૨ રતી અને જસતભસ્મ ૧/૨ રતી; પિત્તજન્ય પ્રમેહ પર જસતભસ્મ ૧/૨ રતી; પરમિયાના લીન વિષ પર રૌપ્યભસ્મ અને ગોક્ષુરાદિ ગૂગળ. આ રીતે યોજના કરવાથી આ અવલેહ ઘણા કષ્ટસાધ્ય જૂના રોગો મટાડી સ્વાસ્થ્ય અને શક્તિ આપે છે.

અકાળે વૃદ્ધાવસ્થા, માનસિક વૃત્તિઓ ઘટી જવી અને નપુંસકતા થાય ત્યારે ચ્યવનપ્રાશનો પ્રયોગ (કલ્પ) કરાવવો જોઇએ. આ પ્રયોગ એક વર્ષ સુધી ચાલુ રાખવો જોઇએ. રોજ સવારમાં ૧|-૧| તોલો ચ્યવનપ્રાશ લેવો. એક કલાક પછી દૂધ પીવું. પછી ભૂખ લાગે ત્યારે ખાવું. ખોરાક પ્રકૃતિને અનુકૂળ અને રુચી જાય તેવો લેવો. ફરી રાત્રે ચ્યવનપ્રાશ અને સૂવાના અર્ધો કલાક પહેલાં દૂધ પીએ તો બધા વિકારો દૂર થઇ બળ, બુદ્ધિ, ઇન્દ્રિયોની શક્તિ, જઠરાગ્નિ અને આયુષ્યની વૃદ્ધિ થાય છે; ગયેલી જુવાની પાછી મળે છે અને સ્ત્રી-સમાગમમાં ઉત્સાહ આવે છે.

**સૂચના**—(૧) જે દરદીઓના મૂત્રની પ્રતિક્રિયા અમ્લ હોય, રાત્રે ૨-૪ વાર પેશાબ કરવા ઊઠવું પડતું હોય, વારંવાર સ્વપ્નદોષ થતો હોય, પાચનક્રિયા મંદ હોય અને પેટમાં વાયુ ભરાઈ રહેતો હોય એવા દરદીઓને ચ્યવનપ્રાશ ન આપવો જોઈએ.

(૨) જે દરદીઓને દસ્ત બહુ પાતળો થતો હોય અને પેશાબ પીળો રહેતો હોય એવા દરદીઓને ચ્યવનપ્રાશ ન આપવો જોઇએ.

## (૭) ગોક્ષુરાદિ અવલેહ

**વિધિ**—૫ શેર ગોખરુ મૂળ સાથે ઉખેડી લાવી અધકચરાં કરી ૨૦ શેર પાણીમાં ઉકાળવાં. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી મસળી ગાળી લેવું. ફરી ક્વાથને ચૂલા પર ઉકાળવો. લગભગ ૧૧ શેર પાણી રહે એટલે ૨॥ શેર સાકર નાખી ધીમે તાપે મૂકી અવલેહ તૈયાર કરવો. પછી નીચે ઉતારી સૂંઠ, મરી, પીપર, નાગકેસર, તજ, જાયફળ, એલચી, સફેદ સાદડની છાલ અને કાકડીનાં બીનો મગજ દરેક ૮–૮ તોલા અને વાંસકપૂર ૩૨ તોલા લઇ ઝીણું ચૂર્ણ કરી મેળવી દેવું. **(આ. સિ.)**

**માત્રા**—૨ થી ૪ તોલા રોજ સવારમાં ચાટી ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ અવલેહના સેવનથી મૂત્રકૃચ્છ્ર, રક્તપ્રમેહ, પેશાબમાં બળતરા, પેશાબમાં લોહી આવવું, પથરી કે રેતી જવી અને ધાતુના દોષો વગેરે રોગો મટે છે. મૂત્રના રોગોનો નાશ કરવા આ એક ઉત્તમ ઔષધિ છે. જૂના પરમિયાંમાં પણ સારો લાભ પહોંચાડે છે.

## (૮) સિતોપલાદિ અવલેહ

**વિધિ**—શુદ્ધ હિંગળોક, અભ્રકભસ્મ, શૃંગભસ્મ, ગળોસત્ત્વ અને લવંગ ૧–૧ તોલો અને સિતોપલાદિ ચૂર્ણ ૫ તોલા લઇ ખલમાં એકઠું કરવું. પછી તેમાં ૧૦ તોલા મધ નાખી ચાટવા જેવો અવલેહ બનાવવો. **(આ. નિ. મા.)**

**માત્રા**—૧–૧ માસો દિવસમાં ૩ વાર ચાટી ઉપર અરડૂસીનો ઉકાળો પીવો અથવા ૫–૧૦ મિનિટ પછી થોડું બકરીનું દૂધ પીવું.

**ઉપયોગ**—આ અવલેહના સેવનથી ક્ષય, ખાંસી, ઉર:ક્ષત, હૃદયશૂળ, તાવ, મંદાગ્નિ, નબળાઇ વગેરે રોગો મટે છે. કફની ઉપત્તિ થયા પછી બીજી અવસ્થામાં આ ફાયદાકારક દવા છે. આ દવાથી ક્ષયના જંતુઓની વૃદ્ધિ રોકાય છે. કફ સરળતાથી બહાર નીકળતો રહે છે. તાવનું દમન થાય છે અને શક્તિનું રક્ષણ થાય છે.

## (૯) કાસકંડનાવલેહ

**વિધિ**—૫ શેર બકરીનું મૂત્ર લઇ ધીમા તાપે ઉકાળવું. જ્યારે રાબડી જેવું જાડું થવા આવે ત્યારે નીચે ઉતારી બેઠી ભોંયરીંગણીનાં ફળ અને બહેડાંનું ચૂર્ણ ૮–૮ તોલા તથા ૪–૪ તોલા લોહભસ્મ અને પીપર નાખવી. ઠંડું પડ્યા પછી સમભાગે મધ મેળવવું. **(બૃ. યો. ન.)**

**માત્રા**—૨ થી ૪ માસા સહેજ ગરમ પાણી સાથે દિવસમાં ૨ વાર આપવો.

ઉપયોગ—આ અવલેહ જેમાં પીળો ગંધાતો કફ વારંવાર નીકળતો હોય, ઝીણો તાવ, મંદાગ્નિ, બહુ અશક્તિ, છાતીમાં ભારેપણું, નિરુત્સાહ અને પાંડુતા વગેરે લક્ષણો થતાં હોય, જેમાં વૈદ્યોએ દરદીને રજા આપી દીધી હોય એવી અસાધ્ય ખાંસી તથા જૂની કફજન્ય ખાંસી, પરહેજી ન પાળવાથી કુપિત થયેલી ખાંસી આ બધાંનો જલદી નાશ કરે છે, કફને સરળતાથી બહાર કાઢી નાખે છે અને નવો ઉત્પન્ન થતો અટકાવે છે. ક્ષયના દરદી માટે પણ આ પ્રયોગ હિતકારક છે.

## (૧૦) વાસાવલેહ

**પહેલી વિધિ**—પહેલાં ૬૪ તોલા અરડૂસીનો રસ (સ્વરસ યંત્રથી કાઢેલો) અને ૧૨૮ તોલા સાકર એકત્ર કરી પાક કરવો. પાક થઈ જાય એટલે ૮–૮ તોલા પીપર અને ઘી નાખી ધીમા તાપે ઉકાળવું. જ્યારે ચાટવા જેવું થાય ત્યારે ઉતારી લેવું, અને ઠંડું પડ્યા પછી ૩૨ તોલા મધ મેળવી દેવું.

**નોંધ**—વૃદ્ધપરંપરા મુજબ આ અવલેહમાં ૪–૪ તોલા હળદર અને બહેડાં મેળવવાનો રિવાજ છે. બહેડાં અને હળદર મેળવવાથી કફ સહેલાઈથી બહાર નીકળી જાય છે.

**માત્રા**—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર ચાટી ઉપર ગાય કે બકરીનું દૂધ પાવું.

**ઉપયોગ**—વાસાવલેહ ક્ષય, ભયંકર ખાંસી, રક્તકાસ શ્વાસ, પડખાં અને હૃદયની શૂળ, ગળાના રોગ, તૃષા, ઉરઃક્ષત, રક્તપિત્ત અને જ્વર વગેરે મટાડે છે.

**બીજી વિધિ**—પહેલાં અરડૂસીનાં ૪૦૦ તોલા પાન લઈ આઠગણા પાણીમાં ઉકાળવાં. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી તેમાં ૨૫૬ તોલા હરડેનું ચૂર્ણ અને ૪૦૦ તોલા સાકર નાખી ધીમી આંચે ઉકાળી અવલેહ તૈયાર કરવો. નીચે ઉતારીને તેમાં વાંસકપૂર ૧૬ તોલા, પીપર ૮ તોલા, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર ૪–૪ તોલાનું ચૂર્ણ નાખવું અને ઠંડો પડ્યા પછી ૩૨ તોલા મધ મેળવી લેવું. (ચો. ૨.)

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર ચાટી ઉપર દૂધ પાવું.

**ઉપયોગ**—આ અવલેહ રક્તપિત્ત, કાસ, શ્વાસ, ક્ષય, વિદ્રધિ, ઉદરરોગ, ગુલ્મ, તૃષા, પીનસ, હૃદયરોગ, કબજિયાત વગેરે રોગો મટાડે છે. બાળકોના ઊંટાટિયામાં પણ સારો ફાયદો કરે છે.

## (૧૧) અષ્ટાંગાવલેહ

**વિધિ**—કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગ, ધમાસો, શાહજીરું, સૂંઠ, મરી અને પીપર સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું. પછી તેમાં બધાની બરોબર મધ નાખવું. આ અવલેહને 'અવલેહિકા' પણ કહે છે. (વૃન્દ)

**માત્રા**—૪ થી ૬ માસા દિવસમાં ૩ વાર ચાટી ઉપર દૂધ પીવું. કફ-વૃદ્ધિ વધારે હોય ત્યારે આદાના રસ સાથે આપવો.

**ઉપયોગ**—આ અવલેહના સેવનથી કફજ્વરના દરદીની ખાંસી, શ્વાસ, અરુચિ, ઊલટી, હેડકી, કફ અને વાયુ મટે છે તથા સન્નિપાતના દરદીને ગળું રૂંધાવું, કફ અને ખાંસી પણ મટે છે; તેમજ ન્યુમોનિયા વગેરે રોગોમાં આ અવલેહ આપવાથી કફ સહેલાઇથી છૂટે છે.

## (૧૨) કુટજાવલેહ

**પહેલી વિધિ**—કડાછાલ ૪૦૦ તોલા લઇ અધકચરી ખાંડી ૧૦૨૪ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી કપડાથી ગાળી લેવું. પછી તેમાં ૧૨૦ તોલા ગોળ નાખી ઉકાળવું. જાડું થવા આવે એટલે રસવંતી, મોચરસ, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, લજામણી, *ચિત્રકની છાલ, પાઠ, કાચુ બીલું, ઈંદ્રજવ, વજ, ભિલામા, અતિવિષા, વાવડિંગ* અને વાળો એ ૧૮ ચીજો ૪–૪ તોલા લઇ ચૂર્ણ કરી અંદર મેળવી દેવું અને ઘી ૧૬ તોલા નાખવું. પાક ઠંડો પડે એટલે ૧૬ તોલા મધ નાખવું. **(શા. સં.)**

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર બકરીનું દૂધ, મઠો, દહીં અથવા ઘી મેળવી ચાટવું.

**ઉપયોગ**—આ અવલેહથી અર્શ, ઝાડા, અરુચિ, સંગ્રહણી, પાંડુરોગ, રક્તપિત્ત, કમળો, અમ્લપિત્ત, સોજો, કૃશતા અને મરડો વગેરે મટે છે. ભગંદરવાળા માટે પણ એ હિતકર છે. તેમજ નળાશ્રિત વાયુ અને ગુદપાકનું એ શમન કરે છે.

**બીજી વિધિ**—કડાછાલને ૧૬ ગણા પાણીમાં ઉકાળી આઠમા ભાગનું પાણી બાકી રહે એટલે આટલી ઉતારી કવાથ કપડાથી ગાળી લેવો. પછી પાણીને ફરી કઢાઇમાં નાખી ચૂલા પર મૂકી ગાઢું કરવું, અને તેમાં કડાછાલથી ચોથા ભાગનો ગોળ અને આઠમા ભાગનું અતિવિષાનું ચૂર્ણ નાખી અવલેહ જેવું બનાવી લેવું. **(ચ. દ.)**

**માત્રા**—ાા–ાા તોલો દિવસમાં ૩ વાર ચાટવો.

**ઉપયોગ**—આ અવલેહના સેવનથી બધી જાતના અતિસાર (આમાતિસાર, ત્રિદોષજન્ય અતિસાર, રક્તાતિસાર, જ્વરાતિસાર), અરુચિ, સંગ્રહણી, મરડો, અમ્લપિત્ત વગેરે રોગો મટી જાય છે.

## (૧૩) ગુલાબનો ગુલકંદ

**વિધિ**—સારાં ગુલાબનાં તાજાં ફૂલ લાવી તેનાં ડીટાં તોડી નાખવાં. પછી પાંખડીઓ છૂટી છૂટી કરી નાખી તેનાથી ૧૬ ગણી દળેલી સાકર લેવી. પછી કલાઇ કે કાચના તગારામાં થોડી પાંખડીઓ અને થોડી સાકર હાથથી મસળી

બરણીમાં નાખતા જવી. બરણીમાં પહેલાં થોડી સાકર પાથરવી. તેની ઉપર સાકર મેળવેલી પાંખડીઓનો થર કરવો. પછી ઉપર એકલી સાકર, તેની પર સાકર અને અને પાંખડીઓનું મિશ્રણ પાથરવું. આ રીતે થર ગોઠવી-બધાની ઉપર એકલી સાકરનો થર કરવો. પછી બરણીનું મોં બંધ કરી કપડમટી કરી દેવું. ૧ મહિના પછી ગુલકંદ તૈયાર થાય છે.

**સૂચના**—પાંખડીઓની અંદર રહેલું કેસર સાથે ન આવે તેનું ધ્યાન રાખવું, નહીંતર ગુલકંદ તૂરો કે સહેજ કડવો થઇ જશે.

**માત્રા**—જરૂર હોય ત્યારે ૧ થી ૨॥ તોલા લેવો.

**ઉપયોગ**—ગુલકંદ દાહ, પિત્તદોષ અને કબજિયાત મટાડે છે અને મગજને શાંતિ આપે છે. સ્ત્રીઓની ગર્ભાશયની ગરમી દૂર કરી અત્યાર્તવ મટાડે છે.

### (૧૪) કુષ્માંડાવલેહ

**પહેલી વિધિ**—કોળાનો સ્વરસ ૪૦૦ તોલા, ગાયનું દૂધ ૪૦૦ તોલા અને આમળાંનું ચૂર્ણ ૩૨ તોલા, બધાંને એકત્ર કરી ધીમા તાપ પર ધીરે ધીરે ઉકાળવું. જ્યારે લચકા જેવું થવા આવે ત્યારે ૩૨૦ તોલા બૂરું નાખી અવલેહ બનાવી લેવો. **(આ. ભિ.)**

**માત્રા**—૨–૨ તોલા દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવો.

**ઉપયોગ**—આ અવલેહથી રક્તપિત્ત, અમ્લપિત્ત, દાહ, તૃષ્ણા અને કમળો નાશ પામે છે, મગજ શાંત પડે છે, અને આમાશયની ઉગ્રતા ઓછી થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે.

**બીજીવિધિ**—પાકા કોળાને ખમણીને ખૂબ સારી રીતે નિચોવી પાણી કાઢી લેવું. પછી નિચોવેલા કોળાને સૂકવી તાંબાના વાસણમાં ઘી નાખી સેકી લાલ બનાવી લેવું અને કોળાના સૂકા ચૂર્ણ જેટલી જ બદામ લઈ પાણીમાં પલાળી ઉપરનાં પાતળાં છોતરાં કાઢી વાટીને ઘીમાં સેકી લેવી. પછી કોળાના જેટલા માવાને ઘીમાં જુદો સેકી લેવો. બાદ જાયફળ, લવંગ, જાવંત્રી, કાગદી એલચીના દાણા, વાંસકપૂર, તજ, તમાલપત્ર, નાગકેસર અને કમરકાકડીની મીંજ (અંદરથી લીલી સળી કાઢી નાખેલી) ૧ શેર કોળામાં ૨–૨ તોલા પ્રમાણે લઈ બારીક ચૂર્ણ કરી કોળું, બદામ, માવો અને ચૂર્ણને મેળવી દેવું. આ બધાંથી બમણી સાકરની ચાસણી કરી ૧ તોલો કેસર અને બધા ચૂર્ણને મેળવી અવલેહ બનાવી લેવો. ( આ. ભિ. )

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર ગાયના દૂધ સાથે લેવો.

**ઉપયોગ**—આ અવલેહથી અમ્લપિત્ત, દાહ, તૃષ્ણા ભ્રમ, શોષ, ધાતુક્ષય

અને કમળો વગેરે રોગો નાશ પામે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે અને શરીર પુષ્ટ બને છે.

### (૧૫) મધુકાદ્યવલેહ

**પહેલી વિધિ**—જેઠીમધ, રતાંજળી, પીપળાની લાખ, લાલ કમળનાં ફૂલ, કુશનાં મૂળ, વીરણવાળાનાં મૂળ, ખપાટનાં મૂળ, અરડૂસીનાં મૂળ, બોરના ઠળિયાની મીંજ, મોથ, મોચરસ, ખીલીનો ગર્ભ, દારુહળદર, ધાવડીનાં ફૂલ, અશોકની છાલ, દ્રાક્ષ, જાસૂદની કળી, કમળનાં પાન, આંબાની કૂંપળ, જાંબુની કૂંપળ, શતાવરી, ભોંયકોળું, રૌપ્યભસ્મ, લોહભસ્મ અને અભ્રકભસ્મ એ ૨૬ ચીજો ૨–૨ તોલા લેવી. સાકર ૧૦૪ તોલા, શતાવરીનો રસ ૬૪ તોલા અને મધ ૮ તોલા લેવું. પહેલાં જેઠીમધથી ભોંયકોળા સુધીની ચીજોને જુદીજુદી ખાંડી કપડાથી ચાળી લેવી. ત્રણે ભસ્મને ખરલ કરી મેળવી દેવી. પછી ઉપરનું ચૂર્ણ તેમાં નાંખી એક કલાક ખરલ કરવું. બાદ એક કડાઇમાં શતાવરીનો સ્વરસ નાખી ઉકાળવો અને તેમાં સાકર નાખી ચાસણી તૈયાર કરવી. ચાસણી થઈ જાય એટલે ઉતારી પહેલાં ચૂર્ણ અને ભસ્મ મેળવી દેવી અને મધ નાખી કાચના વાસણમાં ભરી દેવું. (આયુર્વેદસંગ્રહ)

**માત્રા**—૦।।–૦।। તોલા દિવસમાં ૨ વાર ચટાડી ઉપર અશોકારિષ્ટ પાવો.

**ઉપયોગ**—આ અવલેહ બધી જાતના ભયંકર પ્રદર, દુખાવાવાળી કેડની શૂળ, ભયંકર યોનિશૂળ, બસ્તિશૂળ વગેરે રોગો મટાડે છે. સ્ત્રીઓ માટે આ અવલેહ અમૃત જેવો હિતકર છે. આ અવલેહના સેવનથી જૂનું રક્તાતિસાર, રક્તાર્શ, બધી જાતના મૂત્રરોગ, દાહ, ઊલટી, ચક્કર વગેરે મટી જાય છે.

**બીજી વિધિ**—જેઠીમધ, પીપર, દ્રાક્ષ, લાખ, કાકડાશિંગ, અને શતાવરી ૧–૧ તોલો અને વાંસકપૂર ૨ તોલા તથા સાકર ૩૨ તોલા મેળવી ઝીણું ચૂર્ણ કરવું. પછી તેમાં ૧૬ તોલા ઘી નાખવું, અને છેવટે ચાટવા જેવું થાય તેટલું મધ મેળવી લેવું. (વૃન્દ)

**માત્રા**—૧–૧ તોલો દિવસમાં ૩ વાર ચાટવો.

**ઉપયોગ**—આ અવલેહ ઉરઃક્ષત, કાસ, દાહ અને રક્તપિત્તનું શમન કરે છે. આ અવલેહ ઊર્ધ્વ રક્તપિત્ત, ઉરક્ષત, તથા ક્ષયની બીજી અને ત્રીજી અવસ્થામાં અપાય છે. રક્તસ્રાવને બંધ કરાવે છે; કફને બહાર કાઢે છે; બેચેની ઓછી કરાવે છે; અને મગજને શાંત રાખે છે.

### (૧૬) દ્રાક્ષાવલેહ

**વિધિ**—૧ શેર દ્રાક્ષને પાણીમાં ૧ કલાક પલાળીને મસળી લેવી. પછી

દૂધ સાથે ચટણીની માફક વાટી કલ્ક તૈયાર કરવો. બાદ તેને ધીમા તાપ ઉપર ૨૦ તોલા ગાયના ઘીમાં સેકી લેવી, અને ૨ શેર સાકરની ચાસણી કરી દ્રાક્ષ મેળવી દેવી. તેમાં જાયફળ, જાવંત્રી, એલચી, વાંસકપૂર, લવંગ, તજ, તમાલપત્ર, નાગકેસર અને છોડા અને લીલી છભ કાઢી નાખેલી કમળકાકડી એનું ૧૧-૧૧ તોલાનું ઝીણું ચૂર્ણ અને કેસર ૩ માસા નાંખવું. (વૈ. સા. સં.)

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવો.

**ઉપયોગ**—આ અવલેહથી અમ્લપિત્ત, રક્તપિત્ત, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષય, ભ્રમ, શોથ, માથાનું દરદ, કર્ણજ્વિાત, ઝાડા, અરુચિ, મંદાગ્નિ, રક્તાર્શમાં બળતરા વગેરે રોગો મટે છે.

## (૧૭) આર્દ્રકાવલેહ

**વિધિ**—ઝીણા કાતરી લીધેલા આદાના કકડા શેર ૧, જૂનો ગોળ શેર ૧ અને ઘી ૪૦ તોલા લેવું. પહેલાં આદાના કકડાને ઘીમાં લાલ થાય ત્યાં સુધી સેકી લેવા. પછી ગોળમાં થોડું પાણી નાખી ખદખદાવવું. બાદ તેમાં આદાના કકડા નાખી દેવા અને તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, લવિંગ, બહેડાં, અરડૂસીનાં પાન, ભારંગમૂળ, કરિયાતું, પુષ્કરમૂળ, દેવદાર, આસન, જાવંત્રી, જાયફળ, અગર, કાથો અને દ્રાક્ષ એ ૨૩ ચીજો ૧-૧ તોલો અને લોહભસ્મ ૨ તોલા મેળવી અવલેહ સિદ્ધ કરી લેવો. (આ. ભિ.)

આ પ્રયોગપાકાવલી (ઉપાધ્યાય માધવ)ની છે. મૂળ ગ્રંથમાં આદુના રસ ૬૪ તોલામાં ૧૬ તોલા ઘી, ૨૩ ઔષધિઓ ૪-૪ તોલા અને લોહભસ્મ ૮ તોલા લખી છે. 'આર્યભિષક્'ના કર્તાએ સમય અનુસાર પ્રક્ષેપનું પ્રમાણ ઓછું કર્યું છે અને ઘી વધાર્યું છે.

**માત્રા**—૧-૧ તોલો દિવસમાં ૨ વાર આપવો.

**ઉપયોગ**—આ અવલેહ કફયુક્ત ખાંસી, શ્વાસ, ધાતુક્ષય, શોષ, કફપ્રકોપ, મંદાગ્નિ, ઉદરરોગ, આમવૃદ્ધિ, હૃદયરોગ, રક્તદોષ અને ૧૧ પ્રકારના ક્ષયનો નાશ કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે; અને કાંતિ, બળ અને વીર્યની વૃદ્ધિ કરી શરીરને પુષ્ટ બનાવે છે.

## (૧૮) એરંડપાક

**વિધિ**—અંદરની છભ કાઢી નાખેલ એરંડાની મીંજ ૧ શેર વાટી, ૪ શેર ગાયના દૂધમાં નાખી, માવો તૈયાર કરવો. પછી તેમાં ૪૦ તોલા ઘી નાખી સેકી લેવો. બાદ ૨॥ શેર સાકરની ચાસણી કરી તેમાં તે માવો મેળવી દેવો અને સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીપળીમૂળ, ચિત્રક-

મૂળ, ચવક, ગળોનું સત્ત્વ, કચૂરો, અજમો, અજમોદ, હળદર, દારુહળદર, આસન, ખપાટનાં બી, કાળીપાટ, શેરણી, વાવડિંગ, ગોખરુ, કડાછાલ, દેવદાર, વરધારો અને ભોંયકોળું એ બધાં ૧–૧ તોલો લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવીને પાક બનાવી લેવો; અથવા લાડુ વાળી લેવા. **( આ. ભિ. )**

**માત્રા**—૪ થી ૮ તોલા સવારમાં ખાઇને ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ પાકથી વાતવ્યાધિ, શૂળ, શોથ, અંડવૃદ્ધિ, ઉદરરોગ, કબજિયાત, આફરો, ગુલ્મ, આમવાત, કટિગ્રહ, હેડકી, શ્વાસ, કાસ, પક્ષાઘાત, પંગુતા, અર્દિત વગેરે વાતરોગ, પથરી અને અર્શ વગેરે રોગો મટી જઇ બળ, વીર્ય અને કાંતિ વધે છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

### (૧૯) બદામપાક

**પહેલી વિધિ**—બદામનો મગજ ૪૦ તોલા, માવો ૨૦ તોલા, ખેદાણુ ૪॥ તોલા, લવંગ, જાયફળ, જાવંત્રી, કેસર અને વાંસકપૂર ૦॥–૦॥ તોલો, કમળકાકડી, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર ૧–૧ તોલો, અભ્રકભસ્મ, બંગભસ્મ અને સુવર્ણમાક્ષિક ભસ્મ ૦॥–૦॥ તોલો અને પ્રવાલપિષ્ટિ ૩ માસા લેવી. પહેલાં બદામના કલ્કને ૩૦ તોલા ઘીમાં સેકી લેવો. પછી માવો ૧૦ તોલા ઘીમાં સેકી મેળવી દેવો. બાદ ૨॥ શેર સાકર ચાસણી કરી તેમાં કેસર અને પાક નાખી દેવો. પછી કાષ્ઠાદિક વનસ્પતિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ અને ભસ્મો મેળવી દઈ ૪–૪ તોલાના લાડુ વાળવા. **( વૈ. સા. સં )**

**માત્રા અને ઉપયોગ**—બીજી વિધિ સાથે લખ્યા છે.

**બીજી વિધિ**—૧ શેર બદામની મીંજને પલાળી ઉપરથી છોતરાં કાઢી નાખી કલ્ક કરવો. પછી તેને ચાર ગણા ગાયના દૂધમાં નાખી માવો કરવો. આ માવાને ૧ શેર ઘી સાથે સેકવો અને પછી ૪ શેર સાકરની ચાસણી કરી ૧ તોલો કેસર અને માવો મેળવી દેવો. બાદ જાયફળ, જાવંત્રી, સૂંઠ, મરી, પીપર, લવંગ, તજ, તમાલપત્ર, એલચી અને ભોંયકોળું આ દરેક ૧–૧ તોલો લઇ ખાંડી કપડછાણ ચૂર્ણ કરી અંદર નાખવું. તેમજ રસસિંદૂર, અભ્રકભસ્મ, લોહભસ્મ અને બંગભસ્મ ૧–૧ તોલો નાખવી.

**માત્રા**—૨ થી ૪ તોલા ચાટી ઉપર ગાયનું દૂધ પીવું.

**ઉપયોગ**—બદામપાક મગજ અને હૃદય માટે લાભદાયક છે. માનસિક શ્રમ અને ઘડપણની અશક્તિ, વાતવૃદ્ધિ અને શુક્રક્ષયને મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે, તથા બળ, વીર્ય, સ્મૃતિ, આયુષ્ય અને કાંતિ વધારે છે.

### (૨૦) સાલમપાક

**વિધિ**—પંજાબી સાલમ ૪૦ તોલા, પિસ્તાં ૨૦ તોલા, બદામ ૨૦

દૂધ સાથે ચટણીની માફક વાટી કલ્ક તૈયાર કરવો. બાદ તેને ધીમા તાપ ઉપર ૨૦ તોલા ગાયના ઘીમાં સેકી લેવી, અને ૨ શેર સાકરની ચાસણી કરી દ્રાક્ષ મેળવી દેવી. તેમાં જાયફળ, જાવંત્રી, એલચી, વાંસકપૂર, લવંગ, તજ, તમાલપત્ર, નાગકેસર અને છોડા અને લીલી છાલ કાઢી નાખેલી કમળકાકડી એનું ૧-૧ તોલાનું ઝીણું ચૂર્ણ અને કેસર ૩ માસા નાંખવું. (**વૈ. સા. સં.**)

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવો.

**ઉપયોગ**—આ અવલેહથી અમ્લપિત્ત, રક્તપિત્ત, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષય, ભ્રમ, શોથ, માથાનું દરદ, કર્ણનિર્યાત, ઝાડા, અરુચિ, મંદાગ્નિ, રક્તાર્શમાં બળતરા વગેરે રોગો મટે છે.

## (૧૭) આર્દ્રકાવલેહ

**વિધિ**—ઝીણા કાતરી લીધેલા આદાના કકડા શેર ૧, જૂનો ગોળ શેર ૧ અને ઘી ૪૦ તોલા લેવું. પહેલાં આદાના કકડાને ઘીમાં લાલ થાય ત્યાં સુધી સેકી લેવા. પછી ગોળમાં થોડું પાણી નાખી ખદખદાવવું. બાદ તેમાં આદાના કકડા નાખી દેવા અને તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, લવિંગ, બહેડાં, અરડૂસીનાં પાન, ભારંગમૂળ, કરિયાતું, પુષ્કરમૂળ, દેવદાર, આસન, જાવંત્રી, જાયફળ, અગર, કાથો અને દ્રાક્ષ એ ૨૩ ચીજો ૧-૧ તોલો અને લોહભસ્મ ૨ તોલા મેળવી અવલેહ સિદ્ધ કરી લેવો. (**આ. ભિ.**)

આ પ્રયોગપાકાવલી (ઉપાધ્યાય માધવ)ની છે. મૂળ ગ્રંથમાં આદુના રસ ૬૪ તોલામાં ૧૬ તોલા ઘી, ૨૩ ઔષધિઓ ૪-૪ તોલા અને લોહભસ્મ ૮ તોલા લખી છે. 'આર્યભિષક્'ના કર્તાએ સમય અનુસાર પ્રક્ષેપનું પ્રમાણ ઓછું કર્યું છે અને ઘી વધાર્યું છે.

**માત્રા**—૧-૧ તોલો દિવસમાં ૨ વાર આપવો.

**ઉપયોગ**—આ અવલેહ કફયુક્ત ખાંસી, શ્વાસ, ધાતુક્ષય, શોષ, કફપ્રકોપ, મંદાગ્નિ, ઉદરરોગ, આમવૃદ્ધિ, હૃદયરોગ, રક્તદોષ અને ૧૧ પ્રકારના ક્ષયનો નાશ કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે; અને કાંતિ, બળ અને વીર્યની વૃદ્ધિ કરી શરીરને પુષ્ટ બનાવે છે.

## (૧૮) એરંડપાક

**વિધિ**—અંદરની છાલ કાઢી નાખેલ એરંડાની મીંજ ૧ શેર વાટી, ૪ શેર ગાયના દૂધમાં નાખી, માવો તૈયાર કરવો. પછી તેમાં ૪૦ તોલા ઘી નાખી સેકી લેવો. બાદ ૨॥ શેર સાકરની ચાસણી કરી તેમાં તે માવો મેળવી દેવો અને સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીપળીમૂળ, ચિત્રક-

મૂળ, ચવક, ગળોનું સત્ત્વ, કચૂરો, અજમો, અજમોદ, હળદર, દારુહળદર, આસન, ખપાટનાં બી, કાળીપાટ, શેરણી, વાવડિંગ, ગોખરુ, કડાછાલ, દેવદાર, વરધારો અને ભોંયકોળું એ બધાં ૧-૧ તોલો લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવીને પાક બનાવી લેવો; અથવા લાડુ વાળી લેવા. **( આ. ભિ. )**

**માત્રા**—૪ થી ૮ તોલા સવારમાં ખાઇને ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ પાકથી વાતવ્યાધિ, શૂળ, શોથ, અંડવૃદ્ધિ, ઉદરરોગ, કબજિયાત, આફરો, ગુલ્મ, આમવાત, કટિગ્રહ, હેડકી, શ્વાસ, કાસ, પક્ષાઘાત, પંગુતા, અર્દિત વગેરે વાતરોગ, પથરી અને અર્શ વગેરે રોગો મટી જાય બળ, વીર્ય અને કાંતિ વધે છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

## (૧૯) બદામપાક

**પહેલી વિધિ**—બદામનો મગજ ૪૦ તોલા, માવો ૨૦ તોલા, એદાણુ ૪॥ તોલા, લવંગ, જાયફળ, જાવંત્રી, કેસર અને વાંસકપૂર ૦॥-૦॥ તોલો, કમળકાકડી, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર ૧-૧ તોલો, અભ્રકભસ્મ, બંગભસ્મ અને સુવર્ણમાક્ષિક ભસ્મ ૦॥-૦॥ તોલો અને પ્રવાલપિષ્ટિ ૩ માસા લેવી. પહેલાં બદામના કલ્કને ૩૦ તોલા ઘીમાં સેકી લેવો. પછી માવો ૧૦ તોલા ઘીમાં સેકી મેળવી દેવો. બાદ ૨॥ શેર સાકર ચાસણી કરી તેમાં કેસર અને પાક નાખી દેવો. પછી કાષ્ઠાદિક વનસ્પતિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ અને ભસ્મો મેળવી દઈ ૪-૪ તોલાના લાડુ વાળવા. **( વૈ. સા. સં )**

**માત્રા અને ઉપયોગ**—બીજી વિધિ સાથે લખ્યા છે.

**બીજી વિધિ**—૧ શેર બદામની મીંજને પલાળી ઉપરથી છોતરાં કાઢી નાખી કલ્ક કરવો. પછી તેને ચાર ગણા ગાયના દૂધમાં નાખી માવો કરવો. આ માવાને ૧ શેર ઘી સાથે સેકવો અને પછી ૪ શેર સાકરની ચાસણી કરી ૧ તોલો કેસર અને માવો મેળવી દેવો. બાદ જાયફળ, જાવંત્રી, સૂંઠ, મરી, પીપર, લવંગ, તજ, તમાલપત્ર, એલચી અને ભોંયકોળું આ દરેક ૧-૧ તોલો લઇ ખાંડી કપડછાણ ચૂર્ણ કરી અંદર નાખવું. તેમજ રસસિંદૂર, અભ્રકભસ્મ, લોહભસ્મ અને બંગભસ્મ ૧-૧ તોલો નાખવી.

**માત્રા**—૨ થી ૪ તોલા ચાટી ઉપર ગાયનું દૂધ પીવું.

**ઉપયોગ**—બદામપાક મગજ અને હૃદય માટે લાભદાયક છે. માનસિક શ્રમ અને ઘડપણની અશક્તિ, વાતવૃદ્ધિ અને શુક્રક્ષયને મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે, તથા બળ, વીર્ય, સ્મૃતિ, આયુષ્ય અને કાંતિ વધારે છે.

## (૨૦) સાલમપાક

**વિધિ**—પંજાબી સાલમ ૪૦ તોલા, પિસ્તાં ૨૦ તોલા, બદામ ૨૦

દૂધ સાથે ચટણીની માફક વાટી કલ્ક તૈયાર કરવો. બાદ તેને ધીમા તાપ ઉપર ૨૦ તોલા ગાયના ઘીમાં સેકી લેવી, અને ૨ શેર સાકરની ચાસણી કરી દ્રાક્ષ મેળવી દેવી. તેમાં જાયફળ, જાવંત્રી, એલચી, વાંસકપૂર, લવંગ, તજ, તમાલપત્ર, નાગકેસર અને ઉંદા અને લીલી છાલ કાઢી નાખેલી કમળકાકડી એનું ૧૧-૧૧ તોલાનું ઝીણું ચૂર્ણ અને કેસર ૩ માસા નાંખવું. (વૈ. સા. સં.)

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવો.

**ઉપયોગ**—આ અવલેહથી અમ્લપિત્ત, રક્તપિત્ત, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષય, ભ્રમ, શોષ, માથાનું દરદ, કબજિયાત, ઝાડા, અરુચિ, મંદાગ્નિ, રક્તાર્શમાં બળતરા વગેરે રોગો મટે છે.

## (૧૭) આર્દ્રકાવલેહ

**વિધિ**—ઝીણા કાતરી લીધેલા આદાના કકડા શેર ૧, જૂનો ગોળ શેર ૧ અને ઘી ૪૦ તોલા લેવું. પહેલાં આદાના કકડાને ઘીમાં લાલ થાય ત્યાં સુધી સેકી લેવા. પછી ગોળમાં થોડું પાણી નાખી ખદખદાવવું. બાદ તેમાં આદાના કકડા નાખી દેવા અને તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, લવિંગ, બહેડાં, અરડૂસીનાં પાન, ભારંગમૂળ, કરિયાતું, પુષ્કરમૂળ, દેવદાર, આસન, જાવંત્રી, જાયફળ, અગર, કાથો અને દ્રાક્ષ એ ૨૩ ચીજો ૧-૧ તોલો અને લોહભસ્મ ૨ તોલા મેળવી અવલેહ સિદ્ધ કરી લેવો.

(આ. ભિ.)

આ પ્રયોગપાકાવલી (ઉપાધ્યાય માધવ)ની છે. મૂળ ગ્રંથમાં આદુના રસ ૬૪ તોલામાં ૧૬ તોલા ઘી, ૨૩ ઔષધિઓ ૪-૪ તોલા અને લોહભસ્મ ૮ તોલા લખી છે. 'આર્યભિષક્'ના કર્તાએ સમય અનુસાર પ્રક્ષેપનું પ્રમાણ ઓછું કર્યું છે અને ઘી વધાર્યું છે.

**માત્રા**—૧-૧ તોલો દિવસમાં ૨ વાર આપવો.

**ઉપયોગ**—આ અવલેહ કફયુક્ત ખાંસી, શ્વાસ, ધાતુક્ષય, શોષ, કફપ્રકોપ, મંદાગ્નિ, ઉદરરોગ, આમવૃદ્ધિ, હૃદયરોગ, રક્તદોષ અને ૧૧ પ્રકારના ક્ષયનો નાશ કરી અગ્નિ પ્રદીપ્ત કરે છે; અને કાંતિ, બળ અને વીર્યની વૃદ્ધિ કરી શરીરને પુષ્ટ બનાવે છે.

## (૧૮) એરંડપાક

**વિધિ**—અંદરની છાલ કાઢી નાખેલ એરંડાની મીંજ ૧ શેર વાટી, ૪ શેર ગાયના દૂધમાં નાખી, માવો તૈયાર કરવો. પછી તેમાં ૪૦ તોલા ઘી નાખી સેકી લેવો. બાદ ૨॥ શેર સાકરની ચાસણી કરી તેમાં તે માવો મેળવી દેવો અને સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીપળીમૂળ, ચિત્રક-

મૂળ, ચવક, ગળોનું સત્ત્વ, કચૂરો, અજમો, અજમોદ, હળદર, દારુહળદર, આસન, ખપાટનાં બી, કાળીપાટ, શેરણી, વાવડિંગ, ગોખરુ, કડાછાલ, દેવદાર, વરધારો અને ભોંયકોળું એ બધાં ૧–૧ તોલો લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવીને પાક બનાવી લેવો; અથવા લાડુ વાળી લેવા. (આ. ભિ.)

**માત્રા**—૪ થી ૮ તોલા સવારમાં ખાઇને ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ પાકથી વાતવ્યાધિ, શૂળ, શોથ, અંડવૃદ્ધિ, ઉદરરોગ, કબ્જિયાત, આફરો, ગુલ્મ, આમવાત, કટિગ્રહ, હેડકી, શ્વાસ, કાસ, પક્ષાઘાત, પંગુતા, અર્દિત વગેરે વાતરોગ, પથરી અને અર્શ વગેરે રોગો મટી જઇ બળ, વીર્ય અને કાંતિ વધે છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

### (૧૯) બદામપાક

**પહેલી વિધિ**—બદામનો મગજ ૪૦ તોલા, માવો ૨૦ તોલા, એદાણા ૪॥ તોલા, લવંગ, જાયફળ, જાવંત્રી, કેસર અને વાંસકપૂર ૦॥–૦॥ તોલો, કમળકાકડી, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર ૧–૧ તોલો, અભ્રકભસ્મ, બંગભસ્મ અને સુવર્ણમાક્ષિક ભસ્મ ૦॥–૦॥ તોલો અને પ્રવાલપિષ્ટિ ૩ માસા લેવી. પહેલાં બદામના કલ્કને ૩૦ તોલા ઘીમાં સેકી લેવો. પછી માવો ૧૦ તોલા ઘીમાં સેકી મેળવી દેવો. બાદ ૨॥ શેર સાકર ચાસણી કરી તેમાં કેસર અને પાક નાખી દેવો. પછી કાષ્ઠાદિક વનસ્પતિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ અને ભસ્મો મેળવી દઈ ૪–૪ તોલાના લાડુ વાળવા. (વૈ. સા. સં.)

**માત્રા અને ઉપયોગ**—બીજી વિધિ સાથે લખ્યા છે.

**બીજી વિધિ**—૧ શેર બદામની મીંજને પલાળી ઉપરથી છોતરાં કાઢી નાખી કલ્ક કરવો. પછી તેને ચાર ગણા ગાયના દૂધમાં નાખી માવો કરવો. આ માવાને ૧ શેર ઘી સાથે સેકવો અને પછી ૪ શેર સાકરની ચાસણી કરી ૧ તોલો કેસર અને માવો મેળવી દેવો. બાદ જાયફળ, જાવંત્રી, સૂંઠ, મરી, પીપર, લવંગ, તજ, તમાલપત્ર, એલચી અને ભોંયકોળું આ દરેક ૧–૧ તોલો લઇ ખાંડી કપડછાણ ચૂર્ણ કરી અંદર નાખવું. તેમજ રસસિંદૂર, અભ્રકભસ્મ, લોહભસ્મ અને બંગભસ્મ ૧–૧ તોલો નાખવી.

**માત્રા**—૨ થી ૪ તોલા ચાટી ઉપર ગાયનું દૂધ પીવું.

**ઉપયોગ**—બદામપાક મગજ અને હૃદય માટે લાભદાયક છે. માનસિક શ્રમ અને ઘડપણની અશક્તિ, વાતવૃદ્ધિ અને શુક્રક્ષયને મટાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે, તથા બળ, વીર્ય, સ્મૃતિ, આયુષ્ય અને કાંતિ વધારે છે.

### (૨૦) સાલમપાક

**વિધિ**—પંજાબી સાલમ ૪૦ તોલા, પિસ્તાં ૨૦ તોલા, બદામ ૨૦

તોલા, ચારોળી ૯ તોલા, અખરોટ ૯ તોલા, સફેદ મુસળી ૯ તોલા, ગોખરુ ૪ તોલા, આસન, એખરાનાં બી, શતાવરી, રૂમીમસ્તકી, અને કૌવચનાં બી એ ૫ ચીજો ૨-૨ તોલા, કેસર, જાયફળ, જાવંત્રી, લવંગ, ચણકબાબ, વાંસકપૂર, તજ અને એલચીદાણા એ ચીજો ૧-૧ તોલા લેવી. પહેલાં સાલમના બારીક ચૂર્ણને ૨૦ તોલા ઘીમાં નાંખી સેકી લેવું. પછી પિસ્તાં, બદામ, ચારોળી, અને અખરોટના કલ્કને ૨૦ તોલા ઘીમાં સેકી લેવાં. બાદ સાકરની ચાસણી કરી કેસર, સાલમવાળા સેકેલા ચૂર્ણને મેળવવું. પછી બાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવી ૪-૪ તોલાના લાડુ વાળવા. આમાં સાકર ૧૨૮ તોલા અને ઘી ૪૦ તોલા લેવાં.

માત્રા—રોજ સવારે ૧ થી ૨ લાડુ ખાઇ ઉપર ૨૦ તોલા દૂધ પીવું.

ઉપયોગ—આ પાક અત્યંત વીર્યવર્ધક અને પૌષ્ટિક છે. અંડકોષની નસોના દોષથી વીર્યમાં આવેલું પાતળાપણું, નપુંસકતા, શરીરની અશક્તિ, મગજની નબળાઈ, બહુ ઊંઘ આવવી, આળસ અને મંદાગ્નિ આ સર્વ રોગોને મટાડે છે. ક્ષીણવીર્ય વાળાઓ માટે જો ભસ્મ નાખવી હોય તો રસસિંદૂર ૧ તોલો, સુવર્ણભસ્મ ૧ તોલો, અભ્રકભસ્મ ૨ તોલા અને બંગભસ્મ ૨ તોલા નાખવાથી પાક વધારે લાભદાયક બને છે. ભસ્મ નાખી હોય તો પાકની માત્રા ઓછી લેવી જોઇએ. શિયાળામાં આ પાક ખાવાથી વધારે ફાયદો કરે છે.

## (૨૧) મદનમોદક

વિધિ—સુવર્ણસિંદૂર (પૂર્ણ ચંદ્રોદય રસ અથવા ષડ્ગુણ ગંધક જારિત રસસિંદૂર), લોહભસ્મ, અભ્રકભસ્મ, બંગભસ્મ, શીમળાનો કંદ, ચોપચીની, સમુદ્રશોષનાં બી, ધાવણની છાલ, કેસર, જીરું, જાયફળ, લવંગ, સમુદ્રશોષનું મૂળ, સૂંઠ, મરી, પીપર, અને વાંસકપૂર એ ૧૭ ચીજો ૬-૬ માસા લેવી. જાવંત્રી, શતાવરી, દ્રાક્ષ, ખપાટનાં મૂળ, કાકડાશિંગ, એલચીદાણા, કૌવચનાં બી, મીઠી કઠ, વાગરમોથ, ભોંયકોળું, કોળું, નાગકેસર, જટામાંસી, શુદ્ધ કપૂર, ચણકબાબ અને ગોખરુ એ ૧૬ ચીજો ૨-૨ તોલા લેવી. આ બધાથી અર્ધી (૨૦। તોલા) સેકેલી ભાંગ અને બધાથી બમણી (૧૨૧॥ તોલા) સાકર લેવી. સાકરની પાક જેવી ચાસણી કરી ક્રમવાર ઉપરની બધી ઔષધિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવવું, અને પછી ૩-૩ માસાની ગોળીઓ વાળી લેવી. (ર. યો. સા.)

માત્રા—૧ થી ૨ ગોળી સવાર સાંજ સાકર નાખેલ, સહેજ ગરમ દૂધ સાથે લેવી. માત્રા ધીરે ધીરે વધારવી.

ઉપયોગ—આ મોદકના સેવનથી જેની ઇન્દ્રિય અને વીર્ય નષ્ટ થઈ ગયાં હોય અને વલિપલિતવાળો હોય, એવો જર્જરિત વૃદ્ધ પુરુષ યુવાન જેવો હર્ષ પામી મદોન્મત્ત સ્ત્રીઓનો પ્રીતિપાત્ર બને છે. આ મોદક સંગ્રહણી, શ્વાસ, કાસ, અર્શ, પ્રમેહ

અને મધુમેહ, એ સર્વ રોગો દૂર કરી શરીર હૃષ્ટપુષ્ટ અને તેજસ્વી બનાવે છે. એ એક પરમ રસાયન ઔષધિ છે.

### (૨૨) ભલ્લાતક પાક

**વિધિ**—પાણીમાં નાખવાથી ડૂબી જાય તેવાં સારાં પાકાં ભિલામા ૧૨૮ તોલા લઇ દરેકના ૨-૨ ટુકડા કરવા. પછી એક કડાઇમાં ૧૦૨૪ તોલા દૂધમાં નાખી ધીમે તાપે પકાવવું. દૂધનો માવો બને એટલે ભિલામા કાઢી નાખવાં. તે માવામાં પછી ૧૨૮ તોલા ઘી નાખી પકાવવું અને ૨૫૬ તોલા સાકરની ચાસણી, ત્રિફળા ૧૨ તોલા અને નાગરમોથ, મજીઠ, ધાણા, જીરું, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, શેરણી, જેઠીમધ, તમાલપત્ર, લવંગ, નાગકેસર, જાયફળ, ચણકબાબ, ભોંયકોળું, કમળ, વાંસકપૂર, લોહભસ્મ, તામ્રભસ્મ, ભીમસેની કપૂર અને કાથો આ ૨૨ ચીજોના ૧॥-૧॥ તોલાના ચૂર્ણને મેળવી પાક તૈયાર કરવો.

(ર. યો. સા.)

આ પાકમાં ભિલામા કાઢી નાખ્યા છે તેને પણ ચટણીની માફક વાટી, ઘીમાં સેકી પાક બનાવે તો તે પણ સારું કામ આપે છે.

**માત્રા**—૧થી ૨ તોલા દિવસમાં ૨ વાર લેવો.

**ઉપયોગ**—આ પાકના સેવનથી રક્તપિત્ત, કુષ્ઠ, દરાજ, ખસ, વિચર્ચિકા, વાતરક્ત, શૂન્યવાત, વંશપરંપરાગત વ્યાધિઓ અને બધી જાતના વાતરોગ નાશ પામે છે. ગલત્કુષ્ઠમાં પણ આ પાકના સેવનથી રોગ વધતો અટકી જાય છે; અને પક્ષાઘાતમાં પણ સારો ફાયદો કરે છે.

**સૂચના**—પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને આ પાક ન આપવો જોઇએ.

આ પાકના સેવન વખતે ગરમ-ગરમ ખોરાક, વધારે ગરમ પાણીથી સ્નાન, સૂર્યના તાપમાં ફરવું અને અગ્નિનું સેવન ન કરવું જોઇએ.

આ પાક લેવાથી કદાચ ખૂજલી થઇ જાય તો પાક બંધ કરવો અને કોપરેલનું માલિસ કરવું. ખોરાકમાં બદામ, પિસ્તાં, કાજુ, કોપરું, ચારોળી વગેરે તેલવાળાં ફળો લેવાં.

ભિલામાના કકડા કરતી વખતે હાથને ભિલામાનું તેલ ન લાગવા દેવું. જો લાગી જાય તો તરત સહેજ ઘી કે તેલ લગાડવું.

### (૨૩) વિજયાપુષ્પાદ્યવલેહ

**વિધિ**—શુદ્ધ ગાંજો ૧૪ તોલા, જાયફળ, જાવંત્રી, લવિંગ, તજ, એલચીદાણા, અક્કલગરો અને કેસર ૨-૨ તોલા અને બદામ ૪ તોલા લેવી. બધાંને મેળવી, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી ૧ શેર સાકરની અવલેહલાયક ચાસણી કરી તેમાં ચૂર્ણ નાખવું. તેમજ કસ્તૂરી અને અંબર ૦॥-૦॥ તોલો નાખવાં.

**ગાંજાની શુદ્ધિ**—ગાંજામાંથી ડાળખાં અને બી કાઢી નાખી માત્ર ફૂલની પાંખડી લેવી. પછી તેને ૧ કલાક પાણીમાં પલાળી, મસળીને પાણી કાઢી નાખવું. વારંવાર એ રીતે પાણીથી ધોવું. જ્યાં સુધી લીલું પાણી નીકળે ત્યાં સુધી ધોઈ છાંયડામાં સૂકવી લેવી.

**માત્રા**—૧ થી ૩ માસા સવારે અથવા રાત્રે ચાટી ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ અવલેહના સેવનથી થોડા જ દિવસમાં નપુંસકતા, શીઘ્રપતન, શરીરની નબળાઈ અને નિદ્રાનાશ દૂર થઈ શરીરમાં ઉત્સાહ આવે છે, મન પ્રફુલ્લ થાય છે અને પાચનક્રિયા બળવાન બને છે.

માત્ર શુદ્ધ ગાંજા જેટલો ગોળ નાખી તેની ગોળી વટાણા જેવડી કરી હેડકીના દરદીને આપવામાં આવે તો હેડકી તરત બેસી જાય છે. જરૂર હોય તો અર્ધો કે ૧ કલાકે બીજીવાર ગોળી અપાય છે. આ ગોળીથી સહેજ નશો ચડે છે.

## (૨૪) દિવાલસુરક

**પહેલી વિધિ**—નરકચૂરો, દરૂનજ અકરબી, મોતીની પિષ્ટિ, કેરબા, અને પ્રવાલપિષ્ટિ આ દરેક ૩૫–૩૫ માસા, આબરેશમ, બેહમન સફેદ, બેહમન લાલ, જટામાંસી અને એલચી ૧૭ાા–૧૭ાા માસા, છડીલો, પીપર અને સૂંઠ ૧૪–૧૪ માસા અને કસ્તૂરી ૭ માસા લેવી. બધાંને વસ્ત્રગાળ કરી એકઠું કરવું. પછી ચાટી શકાય તેટલું મધ નાખી માજૂન બનાવી લેવું. આબરેશમને કાતરથી કાતરી, કીડા કાઢી નાખીને વાપરવું જોઈએ.

**માત્રા**—૧ થી ૩ માસા દિવસમાં ૨ વાર ચાટી ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—દિવાલસુરક મગજ પર શામક અસર કરે છે; અને મગજની નબળાઈ, ગરમી, ગાંડપણ અને હૃદયની નબળાઈ મટાડે છે. સન્નિપાતમાં મગજને શાંત કરવા આ અવલેહ અપાય છે.

**બીજી વિધિ**—નરકચૂરો ૭ માસા, દરૂનજ અકરબી ૭ માસા, મોતી-પિષ્ટિ, કેરબા, પ્રવાલપિષ્ટિ અને આબરેશમ એ દરેક પા–પા માસા, બેહમન લાલ, બેહમન સફેદ, તમાલપત્ર, એલચી, લવંગ, જુંદબેદસ્તર અને છડીલો ૨–૨ માસા, સૂંઠ ૧ માસો, પીપર ૧ માસો અને કસ્તૂરી ૬ રતી લેવી. બધાંને ખરલ કરી બારીક ચૂર્ણ કરવું અને પછી ચાટી શકાય તેવું બને એટલું મધ નાખી માજૂન બનાવી લેવું. જુંદબેદસ્તરને ૧ તોલા મધમાં અલગ મેળવવું. પછી તેમાં કસ્તૂરી મેળવવી. સારી રીતે મળી ગયા પછી બીજી ઔષધિઓના મિશ્રણની સાથે ભેળવવું. (તિ. અ.)

**માત્રા**—૧ થી ૩ માસા દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવું.

**ઉપયોગ**— આ દિવાલસુરક પહેલી વિધિના કરતાં સૌમ્ય છે. એ હૃદયરોગ,

ધાતુની નબળાઇ, ફેફસાંના રોગ, મગજની અશક્તિ વગેરે મટાડે છે. સન્નિપાતમાં અને તીવ્ર શ્વાસનો વેગ શમન કરવા માટે એ બહુ ઉપયોગી છે. સન્નિપાતમાં અને બીજા મોટા રોગોમાં મગજને શાંત રાખે છે અને હૃદયનું રક્ષણ કરે છે.

### (૨૫) માજુન હજરુલયહૂદ

**વિધિ**—કોળું, મોટી કોકડી, નાની કાકડી અને ચિભડાનાં બીની મીંજ અને કાકનુજ એ ૫ ચીજો ૫-૫ માસા, અને હજરલયહૂદ પિષ્ટિ ૫૦ માસા લેવાં. બધાંને ખાંડી વસ્ત્રગાળ કરી ખરલમાં બારીક ઘૂંટવું. પછી ચાટવા લાયક થાય તેટલું મધ મેળવી માજૂન બનાવી લેવું. (તિ. અ.)

**માત્રા**—૧ થી ૨ માસા સવારે પાણી સાથે અથવા ગોખરુના ક્વાથ સાથે આપવું, અથવા ચણાના ક્વાથ સાથે આપવું.

**ઉપયોગ**—મૂત્રાશયની શર્કરાને બહાર કાઢી નાખવા માટે એ બહુ ઉપયોગી છે. એ પથરીને પણ તોડી નાખીને બહાર કાઢી નાખે છે.

### (૨૬) માજૂન ફ્લાસફા

**વિધિ**—સૂંઠ, મરી, પીપર, તજ, બહેડાં આમળાં, ચિત્રકમૂળની છાલ, અરાવંદ, મદ્દે હર્જ, પંજાબી સાલમ, મગજ ચિલગોજા, બાબૂનાનાં મૂળ અને જટામાંસી એ ૧૨ ચીજો ૬-૬ માસા, બાબૂનાનાં બી ૧૫ માસા અને બી કાઢી નાખેલી દ્રાક્ષ ૩ તોલા લેવી. દ્રાક્ષ સિવાયની બાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી ચૂર્ણથી બમણું મધ અને દ્રાક્ષની ચટણી કરી તે મેળવી બાટલીમાં ભરી લેવું. (ઘ. વૈ.)

**માત્રા**—૬ માસાથી ૨ તોલા દિવસમાં ૨ વાર પીલુડીના કે વરિયાળીના અર્ક સાથે આપવું.

**ઉપયોગ**—આ માજૂન અગ્નિ પ્રદીપ્ત કરે છે; વીર્યની વૃદ્ધિ કરે છે અને યાદશક્તિ વધારે છે. પેશાબ વધારે થતો હોય તો ઓછો કરે છે. કમરનો દુખાવો, કફવૃદ્ધિ, ગુરદાની શૂળ અને સાંધવા મટાડે છે; બહુમૂત્ર, મૂત્રાતિસાર, સોમરોગ અને મધુમેહમાં એ બહુ જ હિતકર છે.

### (૨૭) માજૂન ચોપચીની

**વિધિ**—ચોપચીની ૨૦ તોલા, આસન ૧૦ તોલા અને મીઠી સુરંજાન ૫ તોલા લઇ બારીક ચૂર્ણ કરવું. પછી ૪ શેર સાકરની અવલેહ જેવી ચાસણી કરી ઉપરનું ચૂર્ણ મેળવી માજૂન બનાવી લેવું.

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર દૂધ સાથે આપવું.

**ઉપયોગ**—આ માજૂનના સેવનથી ચાંદી અને પરમિયાથી થનારા લોહી-વિકાર, સંધિવા અને કુષ્ઠ વગેરે રોગો મટે છે.

## (૨૮) માજૂન ઉશવા

વિધિ—વરિયાળી, ચંદન, ગળો, અમરવેલ, હરડે, બહેડાં, ગોટી હરડે, હીમજ, પિત્તપાપડો અને કસ્તૂરી ૧-૧ તોલો, સોનામુખી ૪ તોલા, સારસાપરિલાનાં મૂળ (ઉશવા મગરબી) ૧૨ તોલા, ચોપચીની ૮ તોલા અને સાકર ૧૦૦ તોલા લેવી. પહેલાં વનસ્પતિઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી કસ્તૂરી અને ચૂર્ણને સાકરની ચાસણીમાં મેળવી માજૂન બનાવી લેવું. (ધ. વૈ.)

માત્રા—૧-૧ તોલા દિવસમાં ૨ વાર ગાયના દૂધ સાથે આપવું.

ઉપયોગ—આ માજૂન ઉપદંશ, વિસ્ફોટક અને પરંગિયાને લીધે થનારા ઉપદ્રવ અને લોહીવિકારને મટાડે છે.

## (૨૯) માજૂન કચૂર

વિધિ—કચૂરો, દરૂનજ, જાયફળ, લવંગ, અકલકરો, અજમો, અજમોદ અને સૂંઠ ૧-૧ તોલો, સરકામાં પલાળેલું જીરું ૨॥ તોલા અને જુંદબેદસ્તર ૩ માસા લેવું. પહેલાં જુંદબેદસ્તરને ૧ તોલા મધમાં મેળવી લેવું. પછી બાકીની ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ અને ૯ તોલા મધ નાખી માજૂન બનાવી લેવું. (તિ. અ.)

માત્રા—૨ થી ૩ માસા ડોકરવરણું પાણી કે અશોકારિષ્ટ સાથે આપવું.

ઉપયોગ—આ માજૂન ગર્ભાશયમાં વાયુ ઉત્પન્ન થવો, માસિક ઋતુસ્રાવમાં લોહીની ગાંઠો અને શૂળ અને અવાજ સાથે કાળા રંગનું લોહી આવવું, કેડ અને માથામાં દુખાવો થવો વગેરે મટાડે છે.

## (૩૦) ખમીરે ગાવજબાં

**પહેલી વિધિ**—ગાવઝબાન ૧૦ તોલા, બાદરંજબોયા ૫ તોલા, જટામાંસી ૧ તોલો, ગુલાબનાં ફૂલ ૧ તોલા, સફેદ ચંદનનું ચૂર્ણ ૧ તોલો, પાણી ૧૦૮ તોલા અને ગુલાબજળ ૩૬ તોલા લેવું. બધી વનસ્પતિઓને ખાંડી રાત્રે ગુલાબજળમાં પલાળી મૂકવી. સવારમાં તેમાં પાણી નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી ગાળી લેવું. પછી ૧૦૮ તોલા સાકર નાખી ફરી ધીમી આંચ પર ઉકાળવું. જ્યારે ગુલકન્દ જેવું થઈ જાય ત્યારે નીચે ઉતારી ૧ તોલો કેસર અંદર નાખવું. (ધ. વૈ.)

**સૂચના**—આ ઉકાળાને બહુ દબાવી નિચોવવો નહિ. કપડામાં બાંધી દેવો. જેટલું પાણી ટપકીને નીકળે એટલું જ ઉપયોગમાં લેવું.

**માત્રા**—૧ થી ૨ તોલા રોજ સવારમાં દૂધ સાથે લેવું.

ઉપયોગ—ખમીરે ગાવજબાં હૃદય અને મગજને પુષ્ટિ આપે છે; ઉન્માદ, મૂર્છા અને અપસ્મારમાં ફાયદાકારક છે; અને કબજિયાત મટાડે છે.

**બીજી વિધિ**—ગાવજ્બાં ૨૦ તોલા, ગાવઝબાનનાં ફૂલ, ધાણા, બાદરંજબોયા, મેન્જમુશ્ક અને તુખ્મ બાલુંગા, એ ૫ ચીજો ૪–૪ તોલા લેવી. આ બધાંને રાત્રે ૪ શેર પાણીમાં પલાળી રાખી સવારમાં ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠંડું પડયે ગાળી લેવું. પછી ૪ શેર સાકર નાખી ચાસણી કરવી અને પછી તેમાં કાતરેલું આબરેશમ ૨ તોલા, વાંસકપૂર ૨ તોલા, એલચી ૨ તોલા, બેહમન સફેદ ૮ તોલા, બેહમન લાલ ૮ તોલા, કેસર ૧ તોલો અને ચાંદીનાં વરક ૧ તોલો મેળવી ખમીરો (પાતળો અવલેહ) બનાવી લેવો.

**માત્રા**—૧–૧ તોલો સવાર–સાંજ ચાટવું.

**ઉપયોગ**—આ ખમીરો હૃદય અને મગજને પુષ્ટિ આપે છે, જ્ઞાનતંતુઓ મજબૂત બનાવે છે, યાદશક્તિ વધારે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને પેટ સાફ કરવામાં મદદ કરે છે.

## (૩૧) ખમીરે ગાવજબાં અંબરી

**વિધિ**—ગાવઝબાન ૩ તોલા, ગાવઝબાનનાં ફૂલ, ધાણા, સફેદ ચંદન, બાદરંજબોયા, ઉસ્તેખદુસ, તુખ્મ બાલુંગા, તુખ્મ ફરંજ્જ, મુશ્ક અને અગર એ ૮ ચીજો ૧–૧ તોલા લેવી. બધાંને ભેળવી કવાથ કરવો. પછી કાતરેલું આબરેશમ, બેહમન સફેદ, બેહમન લાલ, તોદરી લાલ, તોદરી સફેદ અને જદવાર (નિર્વિષી) એ દરેક ૧–૧ તોલો લઈ ચૂર્ણ કરવું. બાદ કવાથમાં ૧ શેર સાકર નાખી ચાસણી કરવી. પછી તેમાં ઉપર કહેલું ચૂર્ણ, અંબર ૧॥। માસા અને ચાંદીનાં વરક ૬ માસા મેળવી લેવાં. ઠંડું પડે એટલે ૧૦ તોલા સાકર નાખી ખમીરો બનાવી લેવો. (ચા. ચિ.)

**સૂચના**—ગાવઝબાન વગેરેનો ઉકાળો કરવામાં આવે છે. રાત્રે ૧ શેર ગુલાબજળમાં પલાળવું. સવારે ધીમા તાપે ઉકાળી ત્રીજા ભાગનું પાણી રાખવું. ઉકાળાને બહુ નિચોવવું નહિ. કપડામાં બાંધી જેટલું પાણી ટપકે એટલું જ લેવાય છે.

**માત્રા**—૫–૫ માસા દિવસમાં ૨ વાર દૂધ સાથે લેવું.

**ઉપયોગ**—આ ખમીરો હૃદય અને મગજને પુષ્ટ બનાવે છે અને આંખનું તેજ તથા સ્મરણશક્તિ વધારે છે; સજેખમમાં પણ હિતકર છે.

આ ખમીરામાં સોનાનાં વરક ૬ માસા, મોતી, માણેક, પન્ના, પોખરાજ અને કેરબાની પિષ્ટિ ૩–૩ માસા મેળવવાથી 'ખમીરે ગાવજબાં અંબરી જવાહરવાલા' તૈયાર થાય છે.

## (૩૨) ખમીરે સંદલ

**વિધિ**—૧૦ તોલા સફેદ ચંદનના ચૂર્ણને ગુલાબજળમાં વાટી ૮૦ તોલા

ગુલાબજળમાં ૨૪ કલાક પલાળી રાખવું. પછી ધીમા તાપે ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું ગુલાબજળ રહે ત્યારે ૧૨૦ તોલા સાકર નાખી ફરી ઉકાળવું. ગુલકંદ જેવો ખમીરો બની જાય એટલે ઉતારી લેવું.

**માત્રા**—૧ થી ૨ તોલા સવાર સાંજ ચાટી ઉપર દૂધ પીવું.

**ઉપયોગ**—આ ખમીરો મગજ શાંત કરે છે અને પેશાબ સાફ લાવે છે. પેશાબમાં બળતરા, આખા શરીરમાં બળતરા, ગભરામણ અને તરસ વગેરેને એ દૂર કરે છે. મગજની ગરમી, પિત્તવિકાર અને આંખોની બળતરા મટાડે છે. પરમિયાના રોગ માટે પણ હિતકર છે.

### (૩૩) ઇત્રીફળ કશનીઝી

**વિધિ**—ચાર જાતની હરડે (મોટી હરડે, કાબુલી હરડે, સાદી હરડે અને હીમજ) ૪ તોલા લઇ એકઠી કરી ખાંડી, ચાળી ચૂર્ણ તૈયાર કરવું. પછી તેને બદામના તેલનું ૨ તોલા મોણ દઇ ૧ તોલો બારીક વાટેલા ધાણા સાથે મેળવવું. બાદ તેમાં ૨૦ તોલા મધ નાખી એક ચિનાઇ માટીના વાસણમાં ભરી, જવની કોઠીમાં ત્રણ મહિના દાબી રાખવું. (ઘ. વૈ.)

**માત્રા**—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે લેવું.

**ઉપયોગ**—આંખના રોગીઓ માટે આ દવા હિતકર છે. એથી આંખોની બળતરા, માથાનું દરદ, કબજિયાત, લોહીવિકાર વગેરે મટી જાય છે. અર્શમાં પણ ફાયદાકારક છે. મોતિયો હોય તેને આપવાથી મોતિયો વધતો નથી.

### (૩૪) ઇત્રીફળ મુલય્યન

**વિધિ**—કાબુલી હરડે, પીળી હરડે, હીમજ, આમળાં અને બહેડાં ૫-૫ તોલા, ગુલાબનાં ફૂલ, સોનામુખી, તરબૂદની છાલ અને સૂંઠ એ બધા ૨૦-૨૦ માસા લેવાં. બધાંને ખાંડી બારીક ચૂર્ણ કરી બદામના તેલમાં સેકી લેવું. પછી તેને ૩ ગણા મધમાં મેળવી અવલેહ જેવું બનાવી લેવું.

**માત્રા**—૩ થી ૬ માસા દિવસમાં ૨ વાર લેવું.

**ઉપયોગ**—આ અવલેહના સેવનથી માથે ગરમી, ચક્કર આવવાં, આંખોની નબળાઈ, આંખોમાં મોતિયો વધવો, કફની વૃદ્ધિ, કાનમાં ધમકારા થવા, બહેરાપણું, ઘેન, કબજિયાત, દાહ વગેરે રોગો મટી જાય છે.

### (૩૫) સારિવાદિ શારકર

**વિધિ**—ધોળી ઉપલસરી, જેઠીમધ, સોનામુખી, ધોળી મૂસળી, આસન, ઉશબા અને હરડે આ ૭ ચીજો ૧૦-૧૦ તોલા, જવાસો ૫ તોલા અને લવંગ, ગોરખમુંડી, ઉનાબ, વરિયાળી, ધોળું ચંદન, રતાંજળી, ગુલાબનાં ફૂલ, એલચી, મજીઠ અને તજ આ ૧૦ ચીજો ૨ા-૨ા તોલા લેવી. બધી ચીજોને અધકચરી

ખાંડી ૧૬ ગણા પાણીમાં નાખી ઉકાળવી. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી ગાળી ૫ શેર સાકર નાખી શરબત જેવી ચાસણી કરી લેવી.

(શ્રી. પં. લક્ષ્મીનારાયણજી વૈદ્યભૂષણ)

**માત્રા**—૧ા થી ૨ા તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે આપવું.

**ઉપયોગ**—આ શરબતના સેવનથી ઉપદંશ, પરમિયો, અને બીજા કારણે બગડેલું લોહી થોડા જ દિવસમાં શુદ્ધ થઇ જાય છે.

### (૩૬) લઉક સપિસ્તાં

**પહેલી વિધિ**—વડગુંદા ૨ાા શેર, દ્રાક્ષ ૧ા શેર અને ગરમાળાને ગોળ ૬૦ તોલા લઈ ૧૬ ગણા પાણીમાં નાખી ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી, ગાળી ૮ શેર સાકર નાખી, અવલેહ જેવી ચાસણી બનાવવી. કેટલાક ચિકિત્સકો આ ઔષધિમાં જેઠીમધ ૧૦ તોલા મેળવે છે.

(શ્રી. પં. લક્ષ્મીનારાયણજી વૈદ્યભૂષણ)

**માત્રા**—૧ા થી ૨ા તોલા દિવસમાં ૨ વાર ચાટવું.

**ઉપયોગ**—આ ચાટણથી શ્વાસનળીમાં રહેલો કફ સહેલાઇથી બહાર નીકળી જાય છે તેમજ ફેફસાંની ગરમી મટી જઈ સૂકી ખાંસી મટે છે અને ફેફસાં મજબૂત બને છે.

**બીજી વિધિ**—વડગુંદા ૫૦ નગ, ઉનાબ ૨૦ નંગ, જેઠીમધ ૧ તોલો, તુખ્મખતમી ૧ તોલો, પોસ્તા ૨ તોલા અને બેદાણા ૬ માસા લેવા. આ બધાને ૨ શેર પાણીમાં ઉકાળી, ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી મસળીને ગાળી લેવું. પછી તે ઉકાળામાં ૪૦ તોલા સાકર નાંખી ઉકાળવું અને બદામ ૬ તોલા, ખસખસ ૧ તોલો, જવખાર ૧ તોલો, કડિયો ગુંદર ૬ માસા, બાવળનો ગુંદર ૬ માસા અને જેઠીમધ ૬ માસા નાખી સિદ્ધ કરી લેવું. (ચિ. ચં.)

**માત્રા અને ઉપયોગ**—ઉપરની રીત પ્રમાણે.

### (૩૭) આમળાંનો મુરબ્બો

**વિધિ**—તાજાં પાકાં મોટાં મોટાં આમળાં લઈ વાંસની સળી અથવા જર્મનસિલ્વર કે પિત્તળની કલાઇ કરેલી સળીથી તેમાં ખૂબ કાણાં કોચવાં. પછી તેને ૨૪ કલાક સુધી ચૂનાના નીતરા પાણીમાં પલાળી રાખવાં. ચૂનાથી ૩૨ ગણું પાણી નાખી ૧ કલાક પછી ઉપરઉપરથી પાણી નિતારી લઈ તે વાપરવું. ૨૪ કલાક પછી ઉકાળી, એકાદ ઊભરો આવતા લઇ, છાંયે સૂકવી લેવાં. ૧૨ કલાક પછી આમળાંથી બમણી સાકર લઈ, ચાસણી કરી, તેમાં આમળાંનો સ્વરસ મળી જાય અને ઉપર ફીણ આવે એટલે ચાસણી કાઢી લેવી (આ ચાસણીમાંથી આમળાંનું શરબત બનાવી લેવું). પછી આમળાંથી બમણી સાકરની નવી ચાસણી

અંદર નાખવાથી મુરબ્બામાંથી ખટાંશ જતી રહે છે અને મુરબ્બો બેત્રણ વર્ષ સારો રહી શકે છે. બીજી વારની ચાસણીમાં ૧ શેર આમળાંમાં ૬ માસા પ્રમાણે કેસર નાખવું.

ઘણા દુકાનદારો આમળાંને કોચતા નથી. માત્ર ચૂનાના પાણીમાં ફટકડી નાખી ઉકાળી લે છે. ૫ શેર આમળાંમાં ૨ તોલા ફટકડી નાખે છે. કેટલાક લોકો પહેલી વારની ચાસણીને ફરી પકાવી લે છે. નવી ચાસણી નાખતા નથી. પણ નવી ચાસણી નાખવાથી મુરબ્બો વધારે ગુણકારી બને છે. દુકાનદારો પહેલી-વારની ચાસણી હરડેના મુરબ્બામાં નાખે છે એટલે સાકર નકામી જતી નથી.

**માત્રા**—૧ થી ૨ આમળાં ચાંદીનાં વરક સાથે ખાવાં.

**ઉપયોગ**—આ મુરબ્બો દાહ, માથાનું દરદ, પિત્તનો પ્રકોપ, ચક્કર, આંખોમાં બળતરા, રક્તપિત્ત, અર્શ, લોહીવિકાર, ચામડીના રોગ, પ્રમેહ અને વીર્યદોષનો નાશ કરે છે; અને પિત્ત વધ્યું હોય તેનું શમન કરે છે; તથા શરીર બળવાન બનાવે છે.

## (૩૮) સૂંઠયાદિ પાયસ

**વિધિ**—સૂંઠ અને છાલ કાઢી નાખેલા એરંડાનાં બી ૧-૧ તોલો લઇ, એકત્ર કરી, ખાંડી, બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં ૧૬ ગણું દૂધ નાખી ખીર બનાવી લેવી અને તેમાં જરૂર પ્રમાણે સાકર નાખવી.

**ઉપયોગ**—આ ખીરથી આમ્રપ્રકોપ સાથેનો વાતરોગ, કેડની શૂળ અને ગૃધ્રસિ ( Sciatica ) વગેરે વાયુના રોગો નાશ પામે છે.

## (૩૯) એલાદિ મંથ

**વિધિ**—કાગદી એલચીદાણા, અજમોદ, આમળાં, હરડે, બહેડાં, ખેરની છાલ, લીમડાની અંતરછાલ, બિયાની છાલ, સાલની છાલ ( અભાવે અર્જુન છાલ ), વાવડિંગ, ભિલામાનો મગજ, ચિત્રકનાં મૂળ, સૂંઠ, મરી, પીપર, નાગરમોથ, ગોપીચંદન ( ન હોય તો ફુલાવેલી ફટકડી ) આ બધું સરખે ભાગે લઇ અધકચરું ખાંડવું. પછી ૧૬ ગણા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી ગળી લેવું. પછી ક્વાથથી ચોથા ભાગનું ગાયનું ઘી નાખી ધીમા તાપે ઘી સિદ્ધ કરી લેવું. ઘીમાં ૧૨૦ તોલા સાકર, ૨૪ તોલા વાંસકપૂર અને ૧૨૮ તોલા મધ મેળવી રવૈયાથી વલોવી લેવું.

**માત્રા**—૦ાા થી ૧ા તોલો દિવસમાં બે વાર ચાટવું અને ઉપરથી દૂધ પીવું.

**ઉપયોગ**—આ રસાયન ક્ષયમાં શક્તિ લાવવા માટે બહુ ઉપયોગી છે. ક્ષય, પાંડુરોગ, ભગંદર, શ્વાસ, કાસ, શૂળ, સ્વરભેદ, હૃદયરોગ, બરોળ, ગુલ્મ,

મંગ્રહણી વગેરે રોગોનો નાશ કરે છે અને બુદ્ધિ તથા આયુષ્ય વધારે છે, આંખો માટે પણ હિતકર છે.

## (૪૦) બાલામૃત

**વિધિ**—વાવડિંગ, અતિવિષા, પીપર, ખુરાસાની વજ, હરડે અને સોનામુખી ૩–૩ માસા, કાકડાશિંગ, નાગરમોથ અને સૂંઠ ૧॥–૧॥ માસા અને સમુદ્રફળની મીંજ નંગ ૨ લેવાં. બધાને અધકચરું ખાંડી ૪૦ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. અર્ધું પાણી રહે એટલે ઉતારી ગાળી ૨૦ તોલા સાકર નાખી ચાસણી કરવી. પછી કુલાવેલો તેલિયો ટંકણખાર ૬ માસા અને રૂમેમરતકી ૩ માસા બારીક વાટી મેળવી દેવું અને ૪ રતી રતનજોતનું ચૂર્ણ નાખી હલાવી નાખવું. એટલે સરસ લાલ રંગનું બાલામૃત બનશે. (ધન્વંતરિ)

**માત્રા**—ત્રણ મહિનાના બચ્ચાને ૧–૧ માસા દિવસમાં ૨ વાર અને બીજાને શક્તિ પ્રમાણેની માત્રા અને અનુપાન યોજવાં.

**ઉપયોગ**—બાળકોનો ઝીણો તાવ, ઝાડા, કૃમિ, ઊલટી કબજિયાત, સળેખમ, શ્વાસ, ખાંસી વગેરે સર્વ રોગો મટાડી શરીર પુષ્ટ બનાવે છે.

## (૪૧) રક્તશોધક શરબત

**વિધિ**—ઉશબા ૮ તોલા, મજીઠ ૪ તોલા, વરિયાળી ૨ તોલા, ઉનાબ નંગ ૨૫, ગુંદાં નંગ ૨૫, હંસરાજ ૧ તોલો અને ગાવઝબાન ૧ તોલો લઈ અધકચરો ભૂકો કરવો. તેને રાત્રે ૮ ગણા પાણીમાં પલાળી સવારે ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી લેવું. ઠંડું પડે એટલે ગાળી ૨૦ તોલા સાકર નાખી શરબત બનાવી લેવું.

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે મેળવી પીવું.

**ઉપયોગ**—આ શરબત ઉપદંશ રોગ, કુષ્ઠ, વાતરક્ત, ગડગૂમડ વગેરે રોગોમાં લોહી શુદ્ધ કરી રોગ મટાડે છે.

## (૪૨) બનફ્શાનું શરબત

**વિધિ**—૧૦ તોલા બનફ્શાને ૨૫ તોલા ઊકળતા પાણીમાં ૨૪ કલાક પલાળી રાખવાં. પછી પાણી ગાળી લેવું. ગાળતી વખતે દબાવીને નિચોવવું નહિ. પછી ૪૦ તોલા સાકર નાખી શરબત બનાવી લેવું.

'સિદ્ધભેષજમણિમાલા'ના કર્તાએ ૮ ગણા પાણીમાં અષ્ટમાંશ કવાથ કરી જાડા કપડાથી યુક્તિપૂર્વક (પોટલી બાંધીને) ગાળી લેવું પછી ૪ ગણી સાકર મેળવી શરબત બનાવી લેવાનું લખ્યું છે. તેમણે આ શરબતનો પિત્તજ્વર પર ઉપયોગ કર્યો છે.

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા પાણી સાથે મેળવી પીવું.

અંદર નાખવાથી મુરબ્બામાંથી ખટાશ જતી રહે છે અને મુરબ્બો બેત્રણ વર્ષ સારો રહી શકે છે. બીજી વારની ચાસણીમાં ૧ શેર આમળાંમાં ૬ માસા પ્રમાણે કેસર નાખવું.

ઘણા દુકાનદારો આમળાંને કોચતા નથી. માત્ર ચૂનાના પાણીમાં ફટકડી નાખી ઉકાળી લે છે. ૫ શેર આમળામાં ૨ તોલા ફટકડી નાખે છે. કેટલાક લોકો પહેલી વારની ચાસણીને ફરી પકાવી લે છે. નવી ચાસણી નાખતા નથી. પણ નવી ચાસણી નાખવાથી મુરબ્બો વધારે ગુણકારી બને છે. દુકાનદારો પહેલી-વારની ચાસણી હરડેના મુરબ્બામાં નાખે છે એટલે સાકર નકામી જતી નથી.

**માત્રા**—૧ થી ૨ આમળાં ચાદીનાં વરક સાથે ખાવાં.

**ઉપયોગ**—આ મુરબ્બો દાહ, માથાનું દરદ, પિત્તનો પ્રકોપ, ચક્કર, આંખોમાં બળતરા, કબજિયાત, અર્શ, લોહીવિકાર, ચામડીના રોગ, પ્રમેહ અને વીર્યદોષનો નાશ કરે છે; અને પિત્ત વધ્યું હોય તેનું શમન કરે છે; તથા શરીર બળવાન બનાવે છે.

## (૩૮) સૂંઠયાદિ પાયસ

**વિધિ**—સૂંઠ અને છાલ કાઢી નાખેલા એરંડાનાં બી ૧–૧ તોલો લઇ, એકત્ર કરી, ખાંડી, બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં ૧૬ ગણું દૂધ નાખી ખીર બનાવી લેવી અને તેમાં જરૂર પ્રમાણે સાકર નાખવી.

**ઉપયોગ**—આ ખીરથી આમ્રપ્રકોપ સાથેનો વાતરોગ, કેડની શૂળ અને ગૃધ્રસિ ( Sciatica ) વગેરે વાયુના રોગો નાશ પામે છે.

## (૩૯) એલાદિ મંથ

**વિધિ**—કાગદી એલચીદાણા, અજમોદ, આમળાં, હરડે, બહેડાં, ખેરની છાલ, લીમડાની અંતરછાલ, બિયાની છાલ, સાલની છાલ ( અભાવે અર્જુન છાલ ), વાવડિંગ, ભિલામાનો મગજ, ચિત્રકનાં મૂળ, સૂંઠ, મરી, પીપર, નાગરમોથ, ગોપીચંદન ( ન હોય તો ફુલાવેલી ફટકડી ) આ બધું સરખે ભાગે લઇ અધકચરું ખાંડવું. પછી ૧૬ ગણા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી ગળી લેવું. પછી ક્વાથથી ચોથા ભાગનું ગાયનું ઘી નાખી ધીમા તાપે ઘી સિદ્ધ કરી લેવું. ઘીમાં ૧૨૦ તોલા સાકર, ૨૪ તોલા વાંસકપૂર અને ૧૨૮ તોલા મધ મેળવી રવૈયાથી વલોવી લેવું.

**માત્રા**—૦॥ થી ૧ તોલો દિવસમાં બે વાર ચાટવું અને ઉપરથી દૂધ પીવું.

**ઉપયોગ**—આ રસાયન ક્ષણમાં શક્તિ લાવવા માટે બહુ ઉપયોગી છે. ક્ષય, પાંડુરોગ, ભગંદર, શ્વાસ, કાસ, શૂળ, સ્વરભેદ, હૃદયરોગ, બરોળ, ગુલ્મ,

સંગ્રહણી વગેરે રોગોનો નાશ કરે છે અને બુદ્ધિ તથા આયુષ્ય વધારે છે, આંખો માટે પણ હિતકર છે.

### (૪૦) બાલામૃત

**વિધિ**—વાવડિંગ, અતિવિષા, પીપર, ખુરાસાની વજ, હરડે અને સોનામુખી ૩–૩ માસા, કાકડાશિંગ, નાગરમોથ અને સૂંઠ ૧ાા–૧ાા માસા અને સમુદ્રફળની મીંજ નંગ ૨ લેવાં. બધાને અધકચરું ખાંડી ૪૦ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. અર્ધું પાણી રહે એટલે ઉતારી ગાળી ૨૦ તોલા સાકર નાખી ચાસણી કરવી. પછી ફુલાવેલો તેલિયો ટંકણખાર ૬ માસા અને રૂમેમસ્તકી ૩ માસા બારીક વાટી મેળવી દેવું અને ૪ રતી રતનજોતનું ચૂર્ણ નાખી હલાવી નાખવું. એટલે સરસ લાલ રંગનું બાલામૃત બનશે. (ધન્વંતરિ)

**માત્રા**—ત્રણ મહિનાના બચ્ચાને ૧–૧ માસા દિવસમાં ૨ વાર અને બીજાને શક્તિ પ્રમાણેની માત્રા અને અનુપાન યોજવાં.

**ઉપયોગ**—બાળકોનો ઝીણો તાવ, ઝાડા, કૃમિ, ઊલટી કબજિયાત, સળેખમ, શ્વાસ, ખાંસી વગેરે સર્વ રોગો મટાડી શરીર પુષ્ટ બનાવે છે.

### (૪૧) રક્તશોધક શરબત

**વિધિ**—ઉશબા ૮ તોલા, મજીઠ ૪ તોલા, વરિયાળી ૨ તોલા, ઉનાબ નંગ ૨૫, ગુંદાં નંગ ૨૫, હંસરાજ ૧ તોલો અને ગાવઝબાન ૧ તોલો લઈ અધકચરો ભૂકો કરવો. તેને રાત્રે ૮ ગણા પાણીમાં પલાળી સવારે ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી લેવું. ઠંડું પડે એટલે ગાળી ૨૦ તોલા સાકર નાખી શરબત બનાવી લેવું.

**માત્રા**—૧ા થી ૨ાા તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે મેળવી પીવું.

**ઉપયોગ**—આ શરબત ઉપદંશ રોગ, કુષ્ઠ, વાતરક્ત, ગડગૂમડ વગેરે રોગોમાં લોહી શુદ્ધ કરી રોગ મટાડે છે.

### (૪૨) બનફશાનું શરબત

**વિધિ**—૧૦ તોલા બનફશાને ૨૫ તોલા ઊકળતા પાણીમાં ૨૪ કલાક પલાળી રાખવાં. પછી પાણી ગાળી લેવું. ગાળતી વખતે દબાવીને નિચોવવું નહિ. પછી ૪૦ તોલા સાકર નાખી શરબત બનાવી લેવું.

'સિદ્ધભેષજમણિમાલા'ના કર્તાએ ૮ ગણા પાણીમાં અષ્ટમાંશ ક્વાથ કરી જાડા કપડાથી યુક્તિપૂર્વક (પોટલી બાંધીને) ગાળી લેવું પછી ૪ ગણી સાકર મેળવી શરબત બનાવી લેવાનું લખ્યું છે. તેમણે આ શરબતનો પિત્તજ્વર પર ઉપયોગ કર્યો છે.

**માત્રા**—૧ા થી ૨ાા તોલા પાણી સાથે મેળવી પીવું.

અંદર નાખવાથી મુરબ્બામાંથી ખટાશ જતી રહે છે અને મુરબ્બો બેત્રણ વર્ષ સારો રહી શકે છે. બીજી વારની ચાસણીમાં ૧ શેર આમળાંમાં ૬ માસા પ્રમાણે કેસર નાખવું.

ઘણા દુકાનદારો આમળાંને કોચતા નથી. માત્ર ચૂનાના પાણીમાં ફટકડી નાખી ઉકાળી લે છે. ૫ શેર આમળામાં ૨ તોલા ફટકડી નાખે છે. કેટલાક લોકો પહેલી વારની ચાસણીને ફરી પકાવી લે છે. નવી ચાસણી નાખતા નથી. પણ નવી ચાસણી નાખવાથી મુરબ્બો વધારે ગુણકારી બને છે. દુકાનદારો પહેલી વારની ચાસણી હરડેના મુરબ્બામાં નાખે છે એટલે સાકર નકામી જતી નથી.

**માત્રા**—૧ થી ૨ આમળાં ચાંદીનાં વરક સાથે ખાવાં.

**ઉપયોગ**—આ મુરબ્બો દાહ, માથાનું દરદ, પિત્તનો પ્રકોપ, ચક્કર, આંખોમાં બળતરા, કર્ણજિયાત, અર્શ, લોહીવિકાર, ચામડીના રોગ, પ્રમેહ અને વીર્યદોષનો નાશ કરે છે; અને પિત્ત વધ્યું હોય તેનું શમન કરે છે; તથા શરીર બળવાન બનાવે છે.

## (૩૮) સૂંઠયાદિ પાયસ

**વિધિ**—સૂંઠ અને છીબી કાઢી નાખેલા એરંડાનાં બી ૧–૧ તોલો લઇ, એકત્ર કરી, ખાંડી, બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં ૧૬ ગણું દૂધ નાખી ખીર બનાવી લેવી અને તેમાં જરૂર પ્રમાણે સાકર નાખવી.

**ઉપયોગ**—આ ખીરથી આમ્રપ્રકોપ સાથેનો વાતરોગ, કેડની શૂળ અને ગૃધ્રસિ ( Sciatica ) વગેરે વાયુના રોગો નાશ પામે છે.

## (૩૯) એલાદિ મંથ

**વિધિ**—કાગદી એલચીદાણા, અજમોદ, આમળાં, હરડે, બહેડાં, ખેરની છાલ, લીમડાની અંતરછાલ, બિયાની છાલ, સાલની છાલ ( અભાવે અર્જુન છાલ ), વાવડિંગ, ભિલામાનો મગજ, ચિત્રકનાં મૂળ, સૂંઠ, મરી, પીપર, નાગરમોથ, ગોપીચંદન ( ન હોય તો ફુલાવેલી ફટકડી ) આ બધું સરખે ભાગે લઇ અધકચરું ખાંડવું. પછી ૧૬ ગણા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી ગળી લેવું. પછી ક્વાથથી ચોથા ભાગનું ગાયનું ઘી નાખી ધીમા તાપે ઘી સિદ્ધ કરી લેવું. ઘીમાં ૧૨૦ તોલા સાકર, ૨૪ તોલા વાંસકપૂર અને ૧૨૮ તોલા મધ મેળવી રવૈયાથી વલોવી લેવું.

**માત્રા**—ાા થી ૧ તોલો દિવસમાં બે વાર ચાટવું અને ઉપરથી દૂધ પીવું.

**ઉપયોગ**—આ રસાયન ક્ષયમાં શક્તિ લાવવા માટે બહુ ઉપયોગી છે. ક્ષય, પાંડુરોગ, ભગંદર, શ્વાસ, કાસ, શૂળ, સ્વરભેદ, હૃદયરોગ, બરોળ, ગુલ્મ,

સંગ્રહણી વગેરે રોગોનો નાશ કરે છે અને બુદ્ધિ તથા આયુષ્ય વધારે છે, આંખો માટે પણ હિતકર છે.

## (૪૦) બાલામૃત

**વિધિ**—વાવડિંગ, અતિવિષા, પીપર, ખુરાસાની વજ, હરડે અને સોના-મુખી ૩–૩ માસા, કાકડાશિંગ, નાગરમોથ અને સૂંઠ ૧॥–૧॥ માસા અને સમુદ્રફળની મીંજ નંગ ૨ લેવાં. બધાને અધકચરું ખાંડી ૪૦ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. અર્ધું પાણી રહે એટલે ઉતારી ગાળી ૨૦ તોલા સાકર નાખી ચાસણી કરવી. પછી ફુલાવેલો તેલિયો ટંકણખાર ૬ માસા અને રૂમેમસ્તકી ૩ માસા બારીક વાટી મેળવી દેવું અને ૪ રતી રતનજોતનું ચૂર્ણ નાખી હલાવી નાખવું. એટલે સરસ લાલ રંગનું બાલામૃત બનશે. (ધન્વંતરિ)

**માત્રા**—ત્રણ મહિનાના બચ્ચાને ૧–૧ માસા દિવસમાં ૨ વાર અને બીજાને શક્તિ પ્રમાણેની માત્રા અને અનુપાન યોજવાં.

**ઉપયોગ**—બાળકોનો ઝીણો તાવ, ઝાડા, કૃમિ, ઊલટી કબજિયાત, સળે-ખમ, શ્વાસ, ખાંસી વગેરે સર્વ રોગો મટાડી શરીર પુષ્ટ બનાવે છે.

## (૪૧) રક્તશોધક શરબત

**વિધિ**—ઉશબા ૮ તોલા, મજીઠ ૪ તોલા, વરિયાળી ૨ તોલા, ઉનાબ નંગ ૨૫, ગુંદાં નંગ ૨૫, હંસરાજ ૧ તોલો અને ગાવઝબાન ૧ તોલો લઈ અધકચરો ભૂકો કરવો. તેને રાત્રે ૮ ગણા પાણીમાં પલાળી સવારે ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી લેવું. ઠંડું પડે એટલે ગાળી ૨૦ તોલા સાકર નાખી શરબત બનાવી લેવું.

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે મેળવી પીવું.

**ઉપયોગ**—આ શરબત ઉપદંશ રોગ, કુષ્ઠ, વાતરક્ત, ગડગૂમડ વગેરે રોગોમાં લોહી શુદ્ધ કરી રોગ મટાડે છે.

## (૪૨) બનફશાનું શરબત

**વિધિ**—૧૦ તોલા બનફશાને ૨૫ તોલા ઊકળતા પાણીમાં ૨૪ કલાક પલાળી રાખવાં. પછી પાણી ગાળી લેવું. ગાળતી વખતે દબાવીને નિચોવવું નહિ. પછી ૪૦ તોલા સાકર નાખી શરબત બનાવી લેવું.

'સિદ્ધભૈષજ્યમણિમાલા'ના કર્તાએ ૮ ગણા પાણીમાં અષ્ટમાંશ ક્વાથ કરી જાડા કપડાથી યુક્તિપૂર્વક (પોટલી બાંધીને) ગાળી લેવું પછી ૪ ગણી સાકર મેળવી શરબત બનાવી લેવાનું લખ્યુ છે. તેમણે આ શરબતનો પિત્તજ્વર પર ઉપયોગ કર્યો છે.

**માત્રા**—૧॥ થી ૨॥ તોલા પાણી સાથે મેળવી પીવું.

ઉપયોગ—આ શરબત તાવ પછીની નબળાઈ, સ્ત્રીઓના ગર્ભાશયની ગરમી, આંખોની ગરમી, માથાનું દરદ, કબજિયાત, પાંસળીઓનો દુખાવો અને ગુરદાનું દરદ મટાડે છે, ઊંઘ સારી રીતે લાવે છે, વધેલા પિત્તને બહાર કાઢી નાખે છે અને ઝાડો તથા પેશાબ સારી રીતે કરાવે છે.

## (૪૩) ચંદનનું શરબત

વિધિ—અર્ધો શેર ગુલાબજળમાં રાત્રે ૧૦ તોલા ધોળા ચંદનના ભૂકાને પલાળી રાખવો, સવારેસવારેજ ઉકાળી લેવું. જ્યારે ૩૦ તોલા પાણી રહે ત્યારે ઉતારી મસળીને ગાળી લેવું. પછી તેમાં અર્ધો શેર સાકર નાખી શરબત બનાવી લેવું. ઉકાળતી વખતે ઢાંકણું ઢાંકી દેવું; નહિ તો તેલ ઊડી જાય છે.

માત્રા—૨-૨ તોલા દિવસમાં ૨ વાર પાણી સાથે આપવું.

ઉપયોગ—આ શરબત તૃષા, દાહ, બહુમૂત્ર, પીળો કે બળતરાવાળો પેશાબ, નાક અને મોંમાં શુષ્કતા રહેવી, નસકોરી ફૂટવી અને ઉનાળામાં થનારા પિત્તના વિકારોનો નાશ કરે છે અને ગરમી, તરસ, લૂ અને બેચેની બધાંથી બચાવે છે.

## (૪૪) સ્વાદિષ્ટ શરબત (સ્વદેશી પેનકિલર)

વિધિ—લીંબુનો રસ શેર ૧, આદુનો રસ ૪૦ તોલા, સિંધવ ૨ તોલા, સંચળ ૨ તોલા, હિંગ ૬ માસા અને સાકર ૧ શેર લઈ એક કલાઈવાળી કડાઈમાં નાખી ૩ ઊભરા આવે ત્યાં સુધી ઉકાળવું. પછી નીચે ઉતારી તરત ગાળી લેવું. ઠંડું પડે એટલે ઉપરઉપરથી નીતરેલા ભાગને જુદો કાઢી લેવો; તળિયે કચરાવાળો ભાગ રહે તે જુદો રાખવો. (આ. નિ. મા.)

માત્રા—૬ માસાથી ૨ તોલા ૦॥ રતી કપૂર મેળવી અથવા પાણી સાથે પાવું.

ઉપયોગ—આ શરબતના સેવનથી ઝાડા, કોલેરા, મરડો, અરુચિ, મંદાગ્નિ, અજીર્ણ, કબજિયાત, પેટની ચૂંક, ઊલટી વગેરે રોગો મટી જઈ ભૂખ લાગે છે.

## (૪૫) ગુલાબનું શરબત

વિધિ—ગુલાબજળમાં ૧॥ ગણી સાકર નાખી ચાસણી કરી લેવી. પછી નીચે ઉતારીને તરત ગાળી લેવું.

માત્રા—૧ થી ૪ તોલા પાણીમાં નાખી પીવું.

ઉપયોગ—આ શરબતથી મગજની ગરમી, પિત્તવિકાર, દાહ અને તરસ મટે છે તથા કબજિયાત દૂર થાય છે. સ્ત્રીઓના ગર્ભાશયની ગરમી પણ ઓછી થાય છે.

### (૪૬) લીંબુનું શરબત

**વિધિ**—લીંબુના રસમાં ૨॥ ગણી સાકર નાખી ચાસણી કરી લેવી અને શરબત તૈયાર થાય એટલે ઊનું ઊનું ગાળી લેવું. ઠંડું પડે પછી ગળશે નહિ.

**માત્રા**—૧ થી ૨ તોલા પાણી મેળવી પીવું.

**ઉપયોગ**—આ શરબતથી પિત્તવિકાર, મંદાગ્નિ, અરુચિ, તૃષા, ઊબકા, અજીર્ણ, કબજિયાત અને લોહીવિકાર વગેરે મટી જાય છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે. તડકામાં ફરવાથી થયેલી વ્યાકુળતા અને પિત્તપ્રકોપ એકદમ દૂર થાય છે.

### (૪૭) આદુનું શરબત

**વિધિ**—આદુનો રસ કાઢી ૨ કલાક સુધી રહેવા દેવો. ૨ કલાક પછી રસ ઠરી જાય એટલે ઉપરઉપરથી નિતારી લેવો. નીચે આદુનું સત્ત્વ રહે તેને સૂકવી જુદું વાપરવું. આ રીતે નીતરેલો ૬૪ તોલા રસ લઈ તેમાં ૧૨૮ તોલા સાકર નાખી ચાસણી કરી લેવી. તેમાં કેસર ૧ માસો, એલચી, જાયફળ, જાવંત્રી અને લવંગ ૩–૩ માસાનું ચૂર્ણ મેળવી દેવું. આ શરબતને વધારે જાડો કરે, તો અવલેહ પણ બની જાય છે.

**માત્રા**—૬ માસાથી ૧ તોલો દિવસમાં ૨ વાર પીવું.

**ઉપયોગ**—આ શરબત અપચો, અરુચિ, મંદાગ્નિ, અજીર્ણ, આમવાત, શ્વાસ, કાસ, અતિસાર, અને પેટની શૂળ વગેરે મટાડે છે.

### (૪૮) પ્રતિશ્યાયહર શરબત

**વિધિ**—તુળસીનાં પાન, મરવાનાં પાન, ગાવઝબાન, અફતિમૂન વિલાયતી (અમરવેલ), ઉસ્તેખદૂસ અને બસફાયદ આ ૬ ચીજો સરખે ભાગે ૫–૫ તોલા લઈ ૧ શેર ગુલાબજળ અને ૦॥ શેર દ્રાક્ષના સરકામાં રાત્રે પલાળી રાખવી. સવારે ઉકાળવું. ચોથા ભાગનું બાકી રહે એટલે ઉતારીને ગાળી લેવું. પછી ૧॥ શેર સાકર નાખી ૨ બાટલી શરબત બનાવી લેવું. (શ્રી. પં. ગુરુચરણદાસજી)

**માત્રા**—૨ થી ૪ તોલા પાણીમાં નાખી પાવું.

**ઉપયોગ**—આ શરબત સળેખમ, ગળાનો દાહ, નાકમાંથી લોહી પડવું, હૃદયની નબળાઈ, મગજની નબળાઇ, ઝીણો તાવ, કબજિયાત વગેરેને મટાડે છે.

# ઘૃત-તૈલ પ્રકરણ

ઘી સિદ્ધ કરવું—ઔષધિસિદ્ધ ઘીને માટે ગાયનુ ઘી જ શ્રેષ્ઠ માનેલુ છે. માટે સૌથી પહેલા ગાયનુ ઘી લઇ મૂર્છિત કરવુ મૂર્છિત કરવા માટે એક પિત્તળની કલાઇ કરેલી કઢાઇમા ૩૦ તોલા ગાયનું ઘી નાખી ધીમા તાપે ગરમ કરવુ. ઘી ગરમ થઇ ફીણુ બેસી જાય એટલે નીચે ઉતારી, સહેજ ઠંડું પડે એટલે હરડે, બહેડા, આમળા, નાગરમોથ અને હળદર આ પાચ ચીજોને ૪ તોલા લઇ બિજોરાના રસમા કલ્ક કરી તેમા નાખવો. પછી ૨૫૬ તોલા પાણી નાખી પાક કરવો. થોડું પાણી રહે એટલે ઉતારી ૭ દિવસ રહેવા દેવુ. આથી ઘી ચોખ્ખુ, આમદોષ વગરનુ અને વીર્યવાન બને છે. પછી એ ઘીને ગાળી લઈ કવાથ, દૂધ, દહીં, વગેરે દ્રવ પદાર્થો અને બીજી ચીજોનો કલ્ક નાખી ધીમા તાપે પકાવવુ.

ઘી સિદ્ધ કરવા માટે ગળો વગેરે મૃદુ ચીજો હોય તો કવાથમાં ચાર ગણુ પાણી, સૂંઠ, ગરમાળા જેવી મધ્યમ વસ્તુઓ હોય તો આઠ ગણુ અને દેવદાર પદ્મકાષ્ઠ જેવી કઠણ ચીજો હોય તો ૧૬ગણુ પાણી નાખવુ જોઈએ. ઘી બનાવવા માટે જે જે ચીજોનો કવાથ કરવાનો હોય તેને એકઠી કરી ઘીથી બમણા પ્રમાણમા લઇ સામાન્ય રીતે આઠગણા પાણીમા મેળવી કવાથ કરવો. ચોથા ભાગનુ પાણી રહે એટલે ઉતારી ગાળી લેવો. પણ કવાથ કરવાની વસ્તુઓનું પ્રમાણ બહુ વધારે હોય તો ૫–૫ શેર ઔષધિઓનો જુદો જુદો કવાથ કરી બધાને મેળવી લેવો અને ૧ા શેર વસ્તુઓ માટે ૧૦૨૪ તોલા પાણી લેવુ. આ રીતે થોડી ચીજોમા અને વધારે ચીજોમા પ્રમાણનો ફેર છે.

જો માત્ર દૂધથી જ ઘી સિદ્ધ કરવુ હોય અને બીજા કવાથ વગેરે દ્રવ પદાર્થો ન નાખવા હોય તો ઘીથી આઠગણુ દૂધ લેવુ જોઈએ. અને જો કવાથ વગેરે નાખવાના હોય તો ઘીના જેટલુ જ દૂધ લેવું જોઇએ. જો ૨ કે ૩ જાતના દ્રવ પદાર્થોથી ઘી સિદ્ધ કરવુ હોય તો બધાને સરખે ભાગે મેળવી ઘીથી ૪ ગણા લેવા જોઇએ (પણ 'સુશ્રુતસહિતા'ના ટીકાકાર ડલ્હણાચાર્યના મત પ્રમાણે દરેક દ્રવ ૪–૪ ગણો લેવો જોઇએ) જો ૪ કે તેથી વધારે જાતના દ્રવ નાખવા હોય તો બધા ઘીના જેટલા જ લેવા જોઈએ અને જો માત્ર સ્વરસ, દૂધ કે દહીંથી જ સિદ્ધ કરવાનુ લખ્યુ હોય તો પણ ઘીની સાથે ચારગણુ પાણી જરૂરથી નાખવું જોઈએ, કારણ કે એકલા સ્વરસ, દૂધ કે દહીંથી પાક સારી રીતે થઇ શકતો નથી.

સ્નેહમા મોટે ભાગે ચોથા ભાગનો કલ્ક નખાય છે, પણ કેસર, નાગકેસર,

લવિંગ, ચંપા, કમળ વગેરે ફૂલોનો કલ્ક હોય તો ઘીથી આઠમા ભાગનો લેવો જોઇએ, તેમજ સર્પનું વિષ, વછનાગ વગેરે તીક્ષ્ણ ચીજોના સંયોગથી જ્યાં સ્નેહ સિદ્ધ કરી લેવાનો લખ્યો હોય ત્યાં આ નિયમ પાળી શકાતો નથી. જો ઘીમાં કવાથ કે સ્વરસ ન નાખવો હોય અને માત્ર પાણી જ નાખવું હોય તો ઘીથી કલ્ક ચોથા ભાગનો, કવાથથી ઘી સિદ્ધ કરવું હોય તો કલ્ક છઠ્ઠા ભાગનો અને એકલા સ્વરસથી સિદ્ધ કરવું હોય તો કલ્ક આઠમા ભાગનો નાખવો જોઇએ. પણ કેટલાક આચાર્યોનો એવો મત છે કે દૂધ, દહીં, સ્વરસ કે છાશમાંથી ગમે તે એક નાખ્યું હોય તો કલ્ક આઠમા ભાગનો નાખવો જોઈએ. જો આથી જુદી જાતનો દ્રવ પદાર્થ હોય તો કલ્ક ચોથા ભાગનો લેવો જોઇએ.

આ નિયમ જ્યાં દ્રવ્યોનું માપ ન લખ્યું હોય તેને માટે છે. દાખલા તરીકે 'સુશ્રુતસંહિતા'માં **"सौवर्चलयवक्षारकटुका व्योषचित्रकैः । वचाऽभया विडंगैश्च साधितं श्वासशान्तये ॥"** આ ઔષધિઓથી ઘી સિદ્ધ કરવું હોય ત્યારે ઉપર આપેલી પરિભાષા પ્રમાણે કવાથ કલ્ક વગેરે નાખવા, તેમજ બીજી કોઇ પણ જાતના ઘી–તેલ વગેરે બનાવવા હોય તો ઉપરની રીતે બનાવવા. પણ જ્યાં શાસ્ત્રમાં માપ ચોક્કસ કર્યું છે ત્યાં તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જ વસ્તુઓ લેવી જોઇએ. તેમાં અને પરિભાષામાં ફેર હોય તો પણ પ્રમાણ બદલવું ન જોઇએ.

સ્નેહપાક ત્રણ જાતના થાય છે· મૃદુ, મધ્યમ અને ખર. જો કલ્ક સહેજ રસવાળો હોય તો મૃદુપાક, રસ વગરનો પણ મુલાયમ હોય તો મધ્યમપાક, અને કલ્ક બળી જઈ કઠણ થઇ ગયો હોય તો ખરપાક થયો જાણવો. આમાંથી નસ્ય માટે મૃદુપાક, બધાં કામોમાં મધ્યમપાક અને માલિસ કરવા માટે ખરપાક ઉત્તમ માનેલો છે.

**સ્નેહ સિદ્ધ થયાની પરીક્ષા**—ઘી કે તેલ સિદ્ધ થઈ જાય એટલે થોડો કલ્ક લઈ દેવતા પર નાખવો. જો કોઈ પણ જાતનો ચણચણાટ ન થાય તો સ્નેહ સિદ્ધ થઇ ગયેલ જાણવો. ઘી સિદ્ધ થાય એટલે સહેજ પણ ફીણ આવતું નથી પણ તેલ સિદ્ધ થાય એટલે ખૂબ ફીણ ચઢે છે. આ ઉપરાંત સ્નેહ સિદ્ધ થયા પછી કલ્ક કાઢી આંગળીએથી મસળવાથી ગોળી કે દિવેટ જેવું થઇ જાય છે. તે જ પ્રમાણે રંગ અને સુગંધ પરથી પણ પાકી ગયું કે નહિ તે નક્કી કરી શકાય છે. પ્રયોગમાં જેટલા ઘીનો પાક કરવાનું લખ્યું હોય તેટલા જ પ્રમાણમાં ઘી લેવું જોઇએ. ઓછાવત્તા પ્રમાણમાં (અર્ધું કે બમણું) લેવાથી ઘીનો પાક સારો થતો નથી.

જો ઘી દૂધ સાથે સિદ્ધ કરવાનું હોય તો બે દિવસમાં કરવું. સ્વરસથી સિદ્ધ કરવું હોય તો ત્રણ દિવસમાં કરવું, અને કાંજી મઠો વગેરેથી સિદ્ધ કરવું હોય

તો પાંચ દિવસ પકાવવું. એટલે વધારે દિવસ લેવામાં રોજ સહેજ સહેજ વાર પકાવી રહેવા દેવું.

ઘી અને તેલ સિદ્ધ થયા પછી કડાઈ નીચે ઉતારી તરત ગાળી લેવાં જોઈએ. ઠંડું થતા સુધી રહેવા દેવાથી તેનો થોડો ભાગ ઊડી જાય છે.

ઘી જૂનું થવા છતાં પણ ગુણકારી રહે છે. ઘી શીતવીર્ય હોવાથી સિદ્ધ કરેલ ઘીમાં પણ મોટે ભાગે તે જ ગુણ રહે છે. તે ઉપરાંત જે જે ઔષધિઓથી ઘી સિદ્ધ કર્યું હોય તે તે ચીજોનાં ગુણ, વીર્ય, વિપાક વગેરે ઘીમાં મળી જાય છે. પ્રાચીન આચાર્યોએ સિદ્ધ ઘીને વધારે પ્રમાણમાં વાપર્યા છે. ઘીથી રોગ જલદી મટી જઈ શરીર સ્વસ્થ, બળવાન અને તેજસ્વી બને છે. જે રોગી ઘણાં વર્ષો સુધી ઘણી જાતની ઔષધિઓ લઇ નિરાશ થઇ ગયો હોય, જેની પાચનશકિત મંદ પડી ગઈ હોય, જેના શરીરમાં કબજિયાત, આફરો, બેચેની, અરુચિ, માથાનું દરદ વગેરે ઉપદ્રવો ઘર કરી બેઠા હોય, તેને સિદ્ધ કરેલા ઘીના સેવનથી થોડા જ દિવસમાં આશાતીત ફાયદો થાય છે. વાત, પિત્ત અથવા કફ પ્રકૃતિવાળાં પુરુષ, સ્ત્રી, બાળક, વૃદ્ધ વગેરે સર્વ મનુષ્યો સવારસાંજ અથવા જમતી વખતે સિદ્ધ ઘીનું સેવન કરી શકે છે.

ઘીના સેવનથી કોઇ પણ જાતની તકલીફ વગર ખોરાક પચે છે અને ઝાડો નિયમિત થાય છે. તેમજ દરદીનું મન પ્રસન્ન રહે છે, અને દવા પ્રેમથી અને શ્રદ્ધાપૂર્વક ખાઇ શકે છે. કોઇ પણ દરદીને સિદ્ધ ઘીથી સહેજ પણ નુકસાન થવાનો સંભવ નથી.

શાસ્ત્રોક્ત વિધિથી ઘી સિદ્ધ કરવાથી સુગંધીદાર બને છે. ઘીને સંભાળથી પહોળા મોંની કાચની સીસીમાં અથવા ચિનાઇ માટીની બરણીમાં ભરી લેવાથી બગડવાનો સંભવ રહેતો નથી. જોકે 'વૃન્દમાધવ'ના કર્તાએ લખ્યું છે કે "સિદ્ધ ઘી એક વર્ષ પછી હીનવીર્ય થઇ જાય છે પણ તેલ હીનવીર્ય થતું નથી." તો પણ જૂનું સિદ્ધ ઘી ગુણવાળું જ રહે છે અને જૂનું તેલ દૂષિત થઈ જાય છે, એવો અનુભવ થયેલો છે.

**તેલ સિદ્ધ કરવું**—તેલ સિદ્ધ કરતાં પહેલાં દુર્ગંધ અને બીજા દોષો કાઢી નાખવા માટે તેલને મૂર્છિત કરવું. પછી ઘીની રીતે જ પાક કરવો. પણ મૂર્છાની વિધિમાં ફેર છે. તલનું તેલ, સરસિયું તેલ અને દિવેલ ત્રણેની મૂર્છા માટેની ઔષધિઓ જુદીજુદી છે. તલના તેલને માટે મજીઠ, હળદર, લોધર, નાગરમોથ, તજ, હરડે, આમળાં, બહેડાં, કેવડાનાં ફૂલ અને વડની વડવાઇ લેવી. સરસિયા તેલને માટે મજીઠ, હળદર, આમળાં, નાગરમોથ, બીલીની છાલ, દાડમછાલ, નાગકેસર, શાહજીરું, સુગંધીવાળો, તજ અને બહેડાં લેવાં, અને દિવેલની

મૂર્છા માટે મજીઠ, નાગરમોથ, ધાણા, ત્રિફળા, ચમેલીનાં પાન, સુગંધી વાળો, ખજૂર, વડની વડવાઈ, હળદર, દારુહળદર, તજ, કેવડાનાં ફૂલ, દહીં અને કાંજી લેવી.

મૂર્છા માટે ૪ શેર તેલ હોય તો મજીઠ ૪ નવટાંક અને બીજી ચીજો ૧–૧ નવટાંક લેવી જોઇએ. તેમાંથી હળદર અને મજીઠનો જુદોજુદો કલ્ક કરવો અને બાકીની ચીજો ભેગી કરી કલ્ક કરવો. તેલને મૂર્છિત કરવા માટે કલાઇ કરેલી પિત્તળની કડાઇમાં તેલ નાખી ચૂલા પર મૂકવું. જ્યારે તેલ ગરમ થઇ ફીણ ન રહે ત્યારે નીચે ઉતારી સહેજ ઠંડું પડે એટલે હળદરનો કલ્ક, પછી મજીઠનો કલ્ક, પછી બાકીની ચીજોનો કલ્ક અને તેલથી ચારગણું પાણી નાખી દેવતા પર ધીમા તાપે પાક કરવો. થોડું જ પાણી બાકી રહે એટલે નીચે ઉતારી ૭ દિવસ રહેવા દેવું. પછી તેલને ગાળી તેલપાકમાં કહેલી ઔષધિઓ નાખી સિદ્ધ કરી લેવું.

જો વાતનાશક તેલ બનાવવું હોય તો આંબો, જાંબુ, કોઠી અને લીંબુનાં પાન દરેક તેલથી આઠમા ભાગના લઈ ચારગણા પાણીમાં ઉકાળવાં. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી, ગાળી મૂર્છિત તેલમાં નાખી દઇ, પાક કરવો. થોડું પાણી બાકી રહે એટલે ઉતારી ગાળી લેવું.

ઔષધિસિદ્ધ તેલ બનાવવા માટે રોગીની પ્રકૃતિ, દેશ, ઋતુ અને રોગનો વિચાર કરી તલ, સરસવ અને એરંડિયાનું તેલ લેવું જોઇએ. તેલ સિદ્ધ થવાથી ચીકાશ, મૂળ ગંધ અને તેલના મૂળ દોષો જતા રહે છે અને ગુણ વધે છે. તેલ સ્નિગ્ધ અને ઉષ્ણવીર્ય છે. સિદ્ધ કરેલ તેલમાં પણ ઘણું કરીને તે જ ગુણો હોય છે. સિદ્ધ કરેલું તેલ પીવાના અને શરીર પર ચોળવાના કામમાં આવે છે. તેલ મુખ્યત્વે વાયુના રોગો પર વપરાય છે. શરીર પર માલિસ કરતી વખતે ચામડી પરના વાળ ન તૂટે તેનું ધ્યાન રાખવું જોઇએ. નીચેથી ઉપર અને આડું માલિસ કરવાથી નુકસાન થવાનો સંભવ છે. ધીરે હાથે ઉપરથી નીચેની બાજુ શાંતિથી માલિસ કરવાથી દુખતું નથી અને નુકસાન થવાનો ભય નથી રહેતો. તેલના માલિસથી સ્નાયુઓ અને શિરાઓનાં બંધનો નરમ બને છે, લોહી વેગથી ફરવા માંડે છે અને લોહીમાં રહેલા દૂષિત પરમાણુઓ પરસેવા મારફતે બહાર નીકળી જાય છે.

લકવા (Paralysis) વગેરે વાતરોગોમાં માલિસ કર્યા પછી ગરમ પાણી, નગોડનાં પાન અથવા બીજી વાતનાશક ઔષધિઓના ક્વાથથી સેક કરવો અત્યંત હિતકર છે. માત્ર પિત્તાધિક્ય રોગમાં તેલનું માલિસ અને સેક ન કરવો જોઇએ. તેલ માલિસ કર્યા પછી કે સેક કર્યા પછી ઠંડો પવન ન લાગે તેનું ધ્યાન રાખવું જોઇએ.

હાલના વખતમાં તેલ પીવાનો રિવાજ મોટે ભાગે રહ્યો નથી. તોપણ જરૂર હોય ત્યારે પાવાથી કાંઇ નુકસાન નથી, માત્ર નવા તાજા તેલને સિદ્ધ કરી રોગીની પ્રકૃતિ અને ઋતુનો વિચાર કરી પાવું જોઇએ. તેલ પાયા પછી તરત ઠંડું પાણી ન પાવું.

**સૂચના**—ઘી કે તેલ બનાવવા માટે પિત્તળનું કલાઈ કરેલું વાસણ લેવું. લોઢાના વાસણમાં ઘી કે તેલનો રંગ કાળો પડી જાય છે. ગોમૂત્ર વગેરે બહુ ઊભરો આવે એવી ચીજો નાખવી હોય તો કડાઈ બહુ મોટી લેવી જોઇએ. ઘી, તેલ પાકે કે તરત કડાઈ નીચે ઉતારી તરત ગાળી લેવાં જોઇએ. વાર લાગવાથી બળી જઇ થોડાં ઓછાં થાય છે.

ઘી અને તેલમાં કોઈ પીવાનું છે અને કોઇ ચોળવાનું છે. તેના ઉપયોગ તે તે દવા સાથે સ્પષ્ટ લખેલા છે.

### (૧) ત્રિફળા ઘૃત

**વિધિ**—૬૪ તોલા ત્રિફળા લઇ આઠગણા પાણીમાં ઉકાળો કરવો. આઠમા ભાગનું પાણી રહે એટલે ઉતારી ગાળી લેવો. પછી આ કવાથ, ભાંગરાનો રસ, અરડૂસીનો રસ, આમળાંનો રસ, શતાવરીનો રસ અથવા કવાથ, ગળોનો રસ અને બકરીનું દૂધ દરેક ૬૪-૬૪ તોલા લેવું. આ બધાને એકઠું કરી તેમાં પીપર, સાકર, દ્રાક્ષ, હરડે, બહેડાં, આમળાં, નીલકમળ, ક્ષીરકાકોલી ( અભાવે જેઠીમધ ), આસનનાં મૂળ અને ભોંયરીંગણી બધાને સમભાગે મેળવીને કરેલો કલ્ક ૧૬ તોલા અને ૬૪ તોલા ઘી નાખી સિદ્ધ કરી લેવું. પછી ઉતારી તરત ગાળી લેવું. (ભં. સે.)

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૨ વાર ભોજન સાથે.

**ઉપયોગ**—આ ઘૃતના સેવનથી બધી જાતના આંખના રોગો મટે છે. લોહી વધવાથી કે દૂષિત થવાથી આંખમાં ઉત્પન્ન થયેલ દોષ, રતાંધળાપણું, તિમિર, મોતિયો, માંસ વધવું, આંખની લાલાશ, સખ્ત બળતરા સાથે આંખની લાલાશ, પાંપણના વાળ ખરી જવા, વાતજ, પિત્તજ અને કફજ નેત્રરોગ, અંધતા, મંદ દૃષ્ટિ, કફવાતથી દૂષિત દૃષ્ટિ, વાતપિત્ત-પ્રકોપજન્ય આંખોનો સ્રાવ, ખૂજલી, આસન્ન દૃષ્ટિ ( દૂરની ચીજ ચોખ્ખી ન દેખાવી, Short Sight), દૂર દૃષ્ટિ ( પાસેની ચીજ કે નાના અક્ષર ચોખ્ખા ન દેખાવા અને દૂરની ચીજ બરોબર દેખાવી, Long Sight ) વગેરે બધા આંખના રોગોને નાશ કરી ગીધ જેવી તીવ્ર દૃષ્ટિ બનાવે છે તેમજ શરીરની શક્તિ, પાચનશક્તિ અને શારીરિક કાંતિ પણ વધારે છે. ૪-૬ મહિના સુધી શ્રદ્ધાપૂર્વક ત્રિફળાઘૃતનું સેવન કરવાથી ફાયદો મળે છે. જૂના કબજિયાતના રોગીઓનાં આંતરડાં, મેદા અને યકૃત શુદ્ધ થઇ જાય છે.

મોતિયાનું વિષ ધીમે ધીમે દૃષ્ટિમણિ ( Lens )માં પહોંચે છે. પછી દૃષ્ટિમણિના તંતુઓ દૂર દૂર થતા જાય છે. એથી વચ્ચે દૂષિત રસ ભરાઈ અપારદર્શકતા આવવા માંડે છે. જો રોગની શરૂઆતમાં આ ઘી ખાવા આપવામાં આવે અને આંખમાં નેત્રસુદર્શન અર્ક નાખવામાં આવે અને વિષવર્ધક તમાકુ વગેરે ચીજો છોડી દેવામાં આવે, તો મોતિયો વધતો અટકી જાય છે; એટલું જ નહિ પણ દૃષ્ટિમણિ પારદર્શક થઈ મોતિયો નાશ પામે છે.

### (૨) ફલઘૃત

**વિધિ**—જેઠીમધ, હરડે, બહેડાં, આમળાં, કઠ, હળદર, દારુહળદર, કડુ, વાવડિંગ, પીપર, નાગરમોથ, ઇંદ્રવરણાનાં મૂળ, કાયફળ, કાકોલી અને ક્ષીરકાકોલી ( અભાવે આસન અને શતાવરી ), મેદા અને મહામેદા ( બન્નેને અભાવે શતાવરી ), વજ, સફેદ અનંતમૂળ, કાળા અનંતમૂળ, ધઉંલાનાં ફૂલ, વરિયાળી, સેકેલી હિંગ, રાસ્ના, સફેદ ચંદન, રતાંજળી, ચમેલીનાં ફૂલ, કમળ, વાંસકપૂર, સાકર, અજમોદ અને દંતીમૂળ આ ૩૨ ચીજો ૧–૧ તોલો લઈ કલ્ક કરવો. પછી કલ્કની સાથે ૬૪ તોલા ગાયનું ઘી, ૨૫૬ તોલા ગાયનું દૂધ અને ૨૬૬ તોલા પાણી મેળવી પકાવવું. ઘી બાકી રહે એટલે ઉતારી તરત ગાળી લેવું. આ ઘૃતમાં લક્ષ્મણા ( અભાવે ધોળી ભોંયરીંગણી )નું પંચાંગ નાખવું વધારે ફાયદાકારક છે. ( શા. સં. )

**માત્રા**—૧ થી ૨ તોલા રોજ સવારમાં ખાવું.

**ઉપયોગ**—આ ઘૃત સ્ત્રી અને પુરુષ બંનેને માટે હિતકર છે. ધાતુના દોષ, રજદોષ અને ગર્ભાશયના રોગ મટાડે છે. વંધ્યા સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ થાય છે, અને જેને બાળક જન્મીને મરી જતાં હોય તેનાં બાળકો નીરોગી રહે છે. જે સ્ત્રીને વારંવાર છોકરી આવતી હોય, ગર્ભ રહ્યા છતાં વારંવાર પડી જતો હોય, મરેલાં બાળક અવતરતાં હોય કે બાળક જીવતાં ન હોય તે સ્ત્રી જો આ ઘીનું સેવન કરે તો લાંબા આયુષ્યવાળા અને નીરોગી પુત્રને જન્મ આપવા સમર્થ બને છે. ટૂંકમાં ગર્ભાશયના દોષો નાશ કરવા માટે આ ઘૃત બહુ જ ઉત્તમ છે.

શાસ્ત્રકારોએ જેનો ૧ વર્ષનો વાછરડો જીવતો હોય તેવી બળવાન ગાયનું ઘી લેવાનું લખ્યું છે. તેમજ પુષ્યનક્ષત્રમાં ગાયનાં અડાયાં–છાણાં–પર શાસ્ત્રોકત વિધિ પ્રમાણે આ ઘૃત સિદ્ધ કરવાનું લખ્યું છે.

### (૩) નારાચ ઘૃત

**વિધિ**—લોધર, ચિત્રકનાં મૂળ, ચવક, વાવડિંગ, હરડે, બહેડાં, આમળાં, નસોતર, ઊંધફૂલી, અતિવિષા, સૂંઠ, મરી, પીપર, અજમોદ, હળદર, દારુહળદર અને દંતીમૂળ આ દરેક ૧–૧ તોલો લેવું. પછી થૂવેરનું દૂધ ૧૬ તોલા,

ગરમાળાનો ગોળ ૧૬ તોલા અને ગાયનું મૂત્ર ૩૨ તોલા લેવું આમાંથી ગોમૂત્ર સિવાયની બધી ચીજોનો ક્વાથ કરવો. પછી કલ્ક, ગોમૂત્ર, ગાયનું ઘી ૬૪ તોલા અને ઘીથી ચારગણું પાણી લઈ બધું મેળવી ધીમા તાપ પર વિધિપુર:સર ઘૃત સિદ્ધ કરી લેવું (ભૈ. ર.)

**માત્રા**—oIII થી ૧ તોલો સવારે સહેજ ગરમ દૂધ સાથે લેવું.

**ઉપયોગ**—આ ઘૃત ઉદરરોગ, ગુલ્મ, આફરો, બરોળ, આમવાયુ, ભગંદર, ગૃધ્રસિ, ઊરુસ્તંભ વગેરે રોગોનું શમન કરે છે કોષ્ઠગત દોષોને બહાર કાઢવા માટે આ બહુ ઉત્તમ ઔષધિ છે

## (૪) ષટ્પલ ઘૃત

**વિધિ**—પીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સૂંઠ અને સિંધવ આ બધાને સરખે ભાગે મેળવી કલ્ક કરવો પછી બધી ઔષધિઓનો કલ્ક ૧૬ તોલા, ગાયનું ઘી ૬૪ તોલા, દૂધ ૨૫૬ તોલા અને પાણી ૨૫૬ તોલા એકત્ર કરી મંદાગ્નિ પર ઘી સિદ્ધ કરી લેવું (વૃન્દ)

**માત્રા**—oIII થી ૧ તોલો દિવસમાં ૨ વાર આપવું.

**ઉપયોગ**—આ ઘૃત વિષમજ્વર, જીર્ણ જ્વર, મંદાગ્નિ, બરોળ વધવી અને ગુલ્મનો નાશ કરે છે તેમજ ખોરાક માટે રુચિ ઉત્પન્ન કરે છે

## (૫) દશમૂલાદ્ય ઘૃત

**પહેલી વિધિ**—૧૨૮ તોલા દશમૂળ (શાલવણ, પીઠવણ, બેઠી અને ઊભી ભોંયરીંગણી, ગોખરુ, બીલીની છાલ, સીવણ પાઢળ, અરનું અને અરણીની છાલ) લઈ ૧૬ ગણા પાણીમાં નાખી ક્વાથ કરવો ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી રાસ્ના, સૂંઠ, દેવદાર, લાલ અને ઘોળી સાટોડી સમભાગે મેળવી પાણીમાં વાટી ૧૦ તોલા કલ્ક તૈયાર કરવો પછી દશમૂળનો ગાળેલો કવાથ, ઉપરનો કલ્ક અને ૧૨૮ તોલા ગાયનું ઘી લઈ ધીમા તાપે ઘી સિદ્ધ કરી લેવું (બં. સે.)

**માત્રા**—oIII થી ૧ તોલો દિવસમાં ૨ વાર લેવું

**ઉપયોગ**—આ ઘૃત વાતોદર, મંદાગ્નિ, અરુચિ, શૂળ, શ્વાસ, કાસ, હેડકી, અને વાતરોગનું શમન કરી પ્રાણવાયુ બળવાન બનાવે છે સુવાવડી સ્ત્રીઓ માટે પણ ખાસ ફાયદાકારક છે

**બીજી વિધિ**—દશમૂળનો કવાથ અને દહીંનું પાણી ૨-૨ શેર લેવા અને પીપર, મરચાં, જવખાર, આમળાં, હિંગ, બિજોરાની છાલ અને હરડે સરખે ભાગે મેળવી પાણી સાથે વાટી ૧૨III તોલા કલ્ક તૈયાર કરવો પછી કવાથ,

દહીંનું પાણી, કલ્ક અને ૧ શેર ગાયનું ઘી મેળવી ધીમા તાપ પર ઘી સિદ્ધ કરવું. (ચ. સં.)

**માત્રા**—૦ાા થી ૧ તોલો દિવસમાં ૨ થી ૩ વાર આપવું.

**ઉપયોગ**—આ ઘૃત હેડકી અને સૂકી ખાંસીનો નાશ કરે છે, શ્વાસ અને કાસમાં કફને સહેલાઈથી બહાર કાઢી નાખે છે. મંદાગ્નિ, વાતરોગ, પ્રસૂતિરોગ, ઉદરરોગ, વગેરેમાં પણ એ ફાયદાકારક છે. શુષ્ક શરીરવાળા માટે અત્યંત હિતકર છે.

### (૬) પંચગવ્ય ઘૃત

**વિધિ**—દશમૂળ, ત્રિફળા, હળદર, દારુહળદર, કડાછાલ, સાતવીનની છાલ, અઘેડો, ગળો, કડુ, ગરમાળો, કાળા ઉમરડાનાં મૂળ, પુષ્કરમૂળ અને ધમાસો આ ૨૪ ઔષધિઓ ૧૦-૧૦ તોલા લઈ ૩૨ શેર પાણીમાં નાખી ક્વાથ કરવો.જ્યારે ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઠંડું પડ્યે ઉતારી ગાળી લેવું. બાદ ભારંગમૂળ, કાળી પાટ, સૂંઠ, મરી, પીપર, નસોતર, સમુદ્રફળ, ગજપીપર, પીપર, મોરવેલ, દંતીમૂળ, કરિયાતું, ચિત્રકમૂળ, કાળી ઉપલસરી (અનંતમૂળ), ધોળી ઉપલસરી, રોહિસઘાસ, લઘુ રોહિસઘાસ અને ચમેલીનાં પાન એ બધું ૧-૧ તોલો લઈ પાણી સાથે વાટી કલ્ક કરવો. પછી ક્વાથ, કલ્કની સાથે ગાયના છાણનો રસ, દહીં, દૂધ, ગોમૂત્ર અને ગાયનું ઘી ૨-૨ શેર લઈ બધાને એકત્ર કરી મંદાગ્નિ પર ઘી સિદ્ધ કરી લેવું. (ચ. સં.)

**માત્રા**—૦ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર લેવું.

**ઉપયોગ**—પંચગવ્ય ઘૃત અપસ્માર, ઉન્માદ, સોજો, ઉદરરોગ, ગુલ્મ, અર્શ, પાંડુરોગ, કમળો, ભગંદર વગેરે રોગોમાં અમૃત સમાન ફાયદો કરે છે અને ચોથિયા તાવનો પણ નાશ કરે છે.

### (૭) જીવંત્યાદિ ઘૃત

**વિધિ**—ડોડી, જેઠીમધ, દ્રાક્ષ, ઇંદ્રજવ, કચૂરો, પુષ્કરમૂળ, બેઠી ભોંયરીંગણી, ગોખરુ, ખપાટ, નીલકમળ, ભોંયઆમળાં, ત્રાયમાણ, ધમાસો અને પીપર, એ બધું ૧-૧ તોલો લઈ પાણી સાથે વાટી કલ્ક કરવો. પછી કડાઈમાં આ કલ્કની સાથે ૧ાા શેર ગાયનું ઘી, ૬ શેર બકરીનું અથવા ગાયનું દૂધ, અને ૬ શેર પાણી નાખી ધીમા તાપ પર ઘી સિદ્ધ કરી બરણીમાં ભરી લેવું. (ચ. સં.)

**માત્રા**—૦ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર લેવું.

**ઉપયોગ**—૧૧ જાતના ક્ષય, જીર્ણજ્વર, કફપ્રકોપ, દાહ, નિદ્રાનાશ, અને ધાતુક્ષીણતા વગેરે રોગો મટાડે છે. આ ઘૃતથી ક્ષયની ત્રીજી અવસ્થામાં પણ બહુ ફાયદો થાય છે.

### (૮) અશોક ઘૃત

વિધિ—૨ શેર અશોકની છાલ લઈ ચારગણા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે નીચે ઉતારી ગાળી લેવું. પછી ૧ શેર જીરાને ચારગણા પાણીમાં ઢાકણું ઢાંકી, ઉકાળી, અર્ધું પાણી રહે એટલે ઉતારી ગાળી લેવું. પછી જીવનીયગણ (જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્દગપર્ણી, માષપર્ણી, ડોડી અને જેઠીમધ), ચારોળી, ફાલસાં, રસવંતી, જેઠીમધ, અશોકની છાલ, દ્રાક્ષ, શતાવરી, અને તાંદળજાનાં મૂળ આ દરેક ૨॥–૨॥ તોલા લઇ કલ્ક કરવો. પછી કલ્ક, અશોકનો ક્વાથ, જીરાનો ક્વાથ ૨ શેર, ચોખાનું ધોવણ ૨ શેર, બકરીનું દૂધ ૨ શેર, ભાંગરાનો સ્વરસ અને ગાયનું ઘી ૨ શેર લઇ બધાને એક કડાઇમાં નાખી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઘી સિદ્ધ કરી લેવું. *ઘી ગાળી લીધા પછી અંદર ૧ શેર સાકર નાખી દેવી.* (ભૈ. ર.)

**માત્રા**—૧-૧ તોલો દિવસમાં ૨ વાર આપવું.

**ઉપયોગ**— આ ઘૃત સ્ત્રીઓના બધી જાતના રોગોનો નાશ કરનાર છે. શ્વેત, નીલ અને કૃષ્ણ વર્ણના ભયંકર પ્રદર, ગર્ભાશયમાં શળ, કેડની શળ, મંદાગ્નિ, અરુચિ, પાંડુરોગ, કૃશતા, શ્વાસ, કમળો વગેરેનો નાશ કરે છે, અને શરીર, બળ, કાંતિ અને આયુષ્યની વૃદ્ધિ કરે છે.

ગર્ભાશય કે અપત્યમાર્ગમાં ક્ષત કે વિદ્રધિ થઇ પરુ થાય છે, ત્યારે ભૂરો, ભૂરો–કાળો (પરુ અને લોહીવાળો) ગંધાતો સ્રાવ થાય છે. વ્રણવાળા ભાગમાં શળ મારે છે. રોગ જૂનો થાય ત્યારે સ્ત્રી નિસ્તેજ અને કૃશ થઈ જાય છે. આ વિકારમાં બાહ્ય ઉપચારો સાથે અશોક ઘૃત આપવું લાભદાયક છે. ગર્ભાશયમાં ધાતક્યાદિ તૈલ કે બીજા વ્રણરોપણ તૈલની પિચકારી આપતા રહેવી જોઇએ.

બીજાશય કે બીજાશય નલિકામાં વિકૃતિ થવાથી રજોદર્શન વખતે દુખાવો થતો હોય, સ્રાવ પૂરેપૂરો ન થતો હોય અને પ્રદરરૂપે સ્રાવ થયા કરતો હોય, તો તે વખતે ૨-૪ મહિના સુધી ચંદ્રાંશુ રસ સાથે અશોક ઘૃત આપવાથી એ વિકાર મટી જાય છે અને સ્ત્રી સશક્ત બની જાય છે,

રજોદર્શન બરોબર ન થવાથી વિષ લોહીદ્વારા માથામાં દાખલ થાય છે, આંખોનું તેજ ઘટે છે અને માથાનું દરદ, ઊંઘ વધવી, આળસ વગેરે લક્ષણો થાય છે. કોઈ કોઇને શ્વાસ પણ થઈ જાય છે. કોઇ વખત ઉન્માદની અસર પણ થાય છે. આ રોગ પર ચંદ્રાંશુ રસ સાથે અનુપાન તરીકે આ ઘૃત અપાય છે.

સ્ત્રીઓને સામાન્ય રીતે ૫૦–૬૦ વર્ષની ઉંમરે રજોદર્શન બંધ થાય છે. એ પહેલાં કેટલીક વખત રજસ્રાવ બરોબર આવતો નથી. પછી એને લીધે શરીરમાં દુખાવો, માથું ભારે રહેવું, ગભરામણ, કોઇ કોઇની યાદશક્તિ જતી

રહેવી અને ઉન્માદની અસર થવી વગેરે લક્ષણો થાય છે. એવી સ્થિતિમાં ચંદ્રાંશુ રસ સાથે અશોક ઘૃત આપવામાં આવે તો રજોદર્શન શુદ્ધ થાય છે અને ગભરામણ વગેરે લક્ષણો મટી જાય છે.

**સૂચના**—(૧) જો સ્ત્રીને કબજિયાત હોય તો રજોદર્શન થતા પહેલાં મૃદુ વિરેચન આપી પેટ સાફ કરી લેવું જોઈએ. (૨) રજોદર્શનના ત્રણ દિવસ સુધી ઠંડો પવન, ઠંડા પાણીથી નાહવું, તડકામાં ફરવું, આંખોને પરિશ્રમ પડે એવું કામ કરવું અને ભારે ખોરાક એ બધું નુકસાનકારક છે.

## (૯) બૃહદ્ધાત્રી ઘૃત

**વિધિ**—આમળાનો સ્વરસ, ભોંયકોળાનો રસ, દૂધ, શતાવરીનો રસ, પંચતૃણ (કુશ, કાસડો, શેરડી, મુંજ અને નળ)નો રસ અને ગાયનું ઘી દરેક ૨–૨ શેર લેવું. કાગદી એલચી, લવંગ, હરડે, બહેડાં, આમળાં, કોઠા, વાળો, સુરુની છાલ, જટામાંસી, કેળનો કંદ, અને કમળનાં મૂળ આ બધાંને સરખે ભાગે મેળવી પાણી સાથે વાટી ૨૦ તોલા કલ્ક તૈયાર કરવો. બધાને એક લોઢાની કડાઈમાં નાખી ઘી સિદ્ધ કરી લેવું. પછી ઘીની સાથે સાકર અને મધ ૪૦–૪૦ તોલા તથા જેઠીમધ, નસોતર, જવખાર અને વરધારો ૫–૫ તોલા નાખી વલોવીને એકરસ કરી દેવું. (ભૈ. ૨.)

**માત્રા**—૦॥ થી ૧ તોલો દિવસમાં ૨ વાર ચાટવું.

**ઉપયોગ**—આ ઘૃત બહુમૂત્ર, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પ્રમેહ, તૃષા, દાહ, અરુચિ, સોમરોગ, પિત્તવૃદ્ધિજન્ય ઉપદ્રવ, ભયંકર વાતિકરોગ આ બધાને મટાડી બળ અને વીર્યની વૃદ્ધિ કરે છે. આ દવાથી સોમરોગ અને બહુમૂત્રમાં તરત ફાયદો થવા માંડે છે.

## (૧૦) અષ્ટમંગલ ઘૃત

**વિધિ**—વજ, કઠ, બ્રાહ્મી, ધોળા સરસવ, અનંતમૂળ, સિંધવ અને પીપર એ ૭ ચીજો સરખે ભાગે લઈ પાણી સાથે વાટી કલ્ક તૈયાર કરવો. પછી કલ્ક, તેનાથી ચારગણું ગાયનું ઘી અને સોળગણું પાણી એકઠું કરી ઘી સિદ્ધ કરી લેવું. (ભૈ. ૨.)

**માત્રા**—૧–૧ માસા સાકર સાથે કે જમતી વખતે પહેલા કોળિયા સાથે દિવસમાં ૧ કે ૨ વાર આપવું.

**ઉપયોગ**—આ ઘી બાળકને રોજ ચટાડવાથી બાળકની બુદ્ધિ વધે છે, યાદશક્તિ તીવ્ર બને છે, અને પિશાચ, ભૂત, રાક્ષસ વગેરેની બાધા થતી નથી.

**નોંધ**—જે બાળકનું યકૃત વધેલું (નબળું) હોય એને ઘીવાળી દવા કે

ખોરાક અપાતો નથી. ૩ વર્ષની ઉપરની ઉંમરના બાળકને ઘીવાળી ઔષધિઓ આપવાથી મગજને જલદી ફાયદો થાય છે.

## (૧૧) બ્રાહ્મી ઘૃત

**પહેલી વિધિ**—બ્રાહ્મીનો સ્વરસ ૪ શેર અને ગાયનું ઘી ૨ શેર લેવું. સૂંઠ, મરી, પીપર, કાળું નસોતર, ધોળું નસોતર, દંતીમૂળ, શંખાવલી, ગરમાળાનો ગોળ, સાતલાની છાલ (શિકેકાઇ) અને વાવડિંગ ૧।-૧। તોલો લઇ પાણીમાં વાટી કલ્ક કરવો. પછી ઉપર લખ્યા મુજબ બ્રાહ્મીનો સ્વરસ, ગાયનું ઘી, કલ્ક અને ૮ શેર પાણી એકઠું કરી ધીમા તાપ પર ઘી સિદ્ધ કરી લેવું. ઘી સિદ્ધ થાય એટલે ઉતારી ગાળી લેવું. (અ. હૃ.)

**માત્રા**—ાા થી ૧ તોલો દિવસમાં ૧ વાર આપવું.

**ઉપયોગ**—આ ઘૃત ઉન્માદ, કુષ્ઠ, અપસ્માર, મગજની નબળાઈ અને મંદાગ્નિ વગેરેને મટાડે છે. વાણી, સ્વર, અને યાદશક્તિ વધારે છે અને વંધ્યા સ્ત્રીને સંતાન-પ્રાપ્તિ કરાવે છે.

આ ઘૃત વાતસંસ્થાને શક્તિ આપનાર ને મગજનું શોધન કરનાર છે. માથામાં કફસંગ્રહ થવાથી માથું ભારે થઈ જાય છે ત્યારે સ્મરણશક્તિ ઘટવી, ઊંઘ વધવી, સહેજ માનસિક શ્રમથી મગજ થાકી જવું, ચહેરો નિસ્તેજ અને ઉદાસ રહેવો, પાચનક્રિયા મંદ પડી જવી અને કબજિયાત રહેવી વગેરે લક્ષણો થાય છે. આ સ્થિતિમાં મગજને શુદ્ધ અને સબલ બનાવવા માટે આ ઘૃત આશીર્વાદ સમાન છે.

કેટલાક વિદ્યાર્થીઓને પરીક્ષા વખતે અભ્યાસનો બોજો બહુ વધી જાય છે. એનાથી રાત્રે પૂરી ઊંઘ પણ આવતી નથી. એવાઓના સ્વાસ્થ્યને સાચવવા અને મગજને શક્તિ આપવા માટે આ ઘૃત ઉપયોગી છે. આ ઘૃત લેવાથી ઘણા વિદ્યાર્થીઓને આશાતીત ફાયદો થાય છે.

એલોપથીના મત પ્રમાણે અપસ્માર જંતુજન્ય છે. અથવા અપસ્માર થવાથી મગજમાં એક જાતના જંતુઓ ભેગા થાય છે. પછી એના વિષના પ્રકોપથી અપસ્મારનો હુમલો આવે છે. આ જંતુઓને મગજમાં રહેલા કફ અને મલમાંથી પોષણ મળ્યા કરે છે. આ અપસ્મારની શરૂઆતની અવસ્થામાં આ ઘૃત આપવામાં આવે અને વૈરેચનિક નસ્ય સુંઘાડવામાં આવે તો સંગ્રહિત થયેલો કફ અને જંતુઓ બંને નીકળી જાય છે. પછી મગજનું શોધન થઈ રોગ મટી જાય છે.

મગજમાં આમ, મલ કે કફનો સંચય થવાથી એનું વિષ લોહીમાં પ્રવેશે છે. એનાથી શ્વેતકુષ્ઠ, દરાજ, ખૂજલી, ખસ, ખરજવું, લોહીવિકારનાં ચકામાં વગેરે વિકારો ઉત્પન્ન થાય છે. આ વિકારોની શરૂઆતની અવસ્થામાં જ બ્રાહ્મી

ઘૃત આપવામાં આવે તો મગજ અને લોહીનું શોધન થાય છે અને ઉપર કહેલા બધા વિકારો મટે છે.

**સૂચના**—જો યકૃત નબળું હોય અને મળ સફેદ ગંધાતો હોય તો ઘૃત ન આપવું જોઇએ.

**બીજી વિધિ**—બ્રાહ્મીનો ક્વાથ અથવા સ્વરસ ૪ શેર, ગાયનું દૂધ ૧ શેર તથા વજ, કઠ અને શંખાવળી સરખે ભાગે મેળવી ૨૦ તોલા કલ્ક કરવો. પછી બધાને એકઠાં કરી ધીમા તાપે ઘી સિદ્ધ કરી લેવું. **(ચ. સં)**

**માત્રા**—ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર લેવું.

**ઉપયોગ**—આ ઘૃતથી ઉન્માદ, અપસ્માર અને બાળકોના બાલગ્રહ રોગો નાશ પામે છે તેમજ સ્મરણશક્તિ, બુદ્ધિ અને કાંતિની વૃદ્ધિ થાય છે.

## (૧૨) ગંધક ઘૃત

**વિધિ**—ગાયનું દૂધ શેર ૮ લઈ ગરમ કરવું. ઊભરો આવે એટલે ાા શેર શુદ્ધ કરેલો આમલસારો ગંધક અંદર નાખવો. ૩–૪ ઊભરા આવી જાય એટલે દૂધને ચૂલા પરથી નીચે ઉતારી લેવું. ઠંડું પડે એટલે દહીં જમાવવું. બીજે દિવસે તે દહીં વલોવી, માખણ કાઢી, ઘી બનાવી લેવું. છાશમાં શુદ્ધ ગંધક રહી જાય તે જુદો કાઢી લઇ વાપરવો.

**ઉપયોગ**—આ ઘીમાંથી ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે સેવન કરવાથી લોહીવિકાર, દાહ, પ્રમેહ, દૃષ્ટિની મંદતા, માથાનું દરદ, મંદાગ્નિ, કબજિયાત, ગડગૂમડ અને કુષ્ઠ વગેરે રોગો મટે છે. આ ઘી માલિસ કરવાથી સૂકું ખરજવું અને ચામડીના રોગો મટે છે. વાતરક્ત અને ગલત્કુષ્ઠમાં પણ આ ઘૃત હિતકર છે.

## (૧૩) ચાંગેરી ઘૃત

**વિધિ**—ચૂકાનો રસ, બીલાની છાલનો ઉકાળો અને ખાટું દહીં શેર, ગાયનું ઘી ૧ શેર, સૂંઠ અને જવખાર ૫–૫ તોલા લેવા. સૂંઠ જવખારનો કલ્ક કરી પછી બધાને મેળવી મંદ અગ્નિ પર ઘી સિદ્ધ કરી **(ચ. સં**

**માત્રા**—૧–૧ તોલો સવારે અને રાત્રે સાકર અથવા મીઠાની સાથે આ

**ઉપયોગ**—આ ઘી પાવાથી આમણ ખમી હોય તો તે મટી જાય જરૂર હોય તો આમણ પર ઊંદરની ચરબી લગાડવી. બંગસેને આ ઘીને સહિતના અતિસારનો નાશ કરનાર કહ્યું છે. આ ઘૃત આમાતિસાર, મં અરુચિ અને પેટના દુખાવાને મટાડે છે.

ઘૃત આપવામાં આવે તો મગજ અને લોહીનું શોધન થાય છે અને ઉપર કહેલા બધા વિકારો મટે છે.

**સૂચના**—જો યકૃત નબળું હોય અને મળ સફેદ ગંધાતો હોય તો ઘૃત ન આપવું જોઇએ.

**બીજી વિધિ**—બ્રાહ્મીનો કવાથ અથવા સ્વરસ ૪ શેર, ગાયનું દૂધ ૧ શેર તથા વજ, કઠ અને શંખાવળી સરખે ભાગે મેળવી ૨૦ તોલા કલ્ક કરવો. પછી બધાંને એકઠાં કરી ધીમા તાપે ઘી સિદ્ધ કરી લેવું. **(ચ. સં)**

**માત્રા**—૦ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર લેવું.

**ઉપયોગ**—આ ઘૃતથી ઉન્માદ, અપસ્માર અને બાળકોના બાલગ્રહ રોગો નાશ પામે છે તેમજ સ્મરણશક્તિ, બુદ્ધિ અને કાંતિની વૃદ્ધિ થાય છે.

## (૧૨) ગંધક ઘૃત

**વિધિ**—ગાયનું દૂધ શેર ૮ લઈ ગરમ કરવું. ઊભરો આવે એટલે ૦ાા શેર શુદ્ધ કરેલો અમલસારો ગંધક અંદર નાખવો. ૩-૪ ઊભરા આવી જાય એટલે દૂધને ચૂલા પરથી નીચે ઉતારી લેવું. ટંડું પડે એટલે દહીં જમાવવું. બીજે દિવસે તે દહીં વલોવી, માખણ કાઢી, ઘી બનાવી લેવું. છાશમાં શુદ્ધ ગંધક રહી જાય તે જુદો કાઢી લઇ વાપરવો.

**ઉપયોગ**—આ ઘીમાંથી ૦ાા થી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે સેવન કરવાથી લોહીવિકાર, દાહ, પ્રમેહ, દૃષ્ટિની મંદતા, માથાનું દરદ, મંદાગ્નિ, કબજિયાત, ગડગૂમડ અને કુષ્ઠ વગેરે રોગો મટે છે. આ ઘી માલિસ કરવાથી સૂકું ખરજવું અને ચામડીના રોગો મટે છે. વાતરક્ત અને ગલત્કુષ્ઠમાં પણ આ ઘૃત હિતકર છે.

## (૧૩) ચાંગેરી ઘૃત

**વિધિ**—ચૂકાનો રસ, બીલાની છાલનો ઉકાળો અને ખાટું દહીં ૩-૩ શેર, ગાયનું ઘી ૧ શેર, સૂંઠ અને જવખાર ૫-૫ તોલા લેવા. સૂંઠ અને જવખારનો કલ્ક કરી પછી બધાને મેળવી મંદ અગ્નિ પર ઘી સિદ્ધ કરી લેવું. **(ચ. સં.)**

**માત્રા**—૧-૧ તોલો સવારે અને રાત્રે સાકર અથવા મીઠાની સાથે આપવું.

**ઉપયોગ**—આ ઘી પાવાથી આમળુ ખસી હોય તો તે મટી જાય છે. જરૂર હોય તો આમળુ પર ઊંદરની ચરબી લગાડવી. બંગસેને આ ઘીને શૂળ-સહિતના અતિસારનો નાશ કરનાર કહ્યું છે. આ ઘૃત આમાતિસાર, મંદાગ્નિ, અરુચિ અને પેટના દુખાવાને મટાડે છે.

ખોરાક અપાતો નથી. ૩ વર્ષની ઉપરની ઉંમરના બાળકને ઘીવાળી ઔષધિઓ આપવાથી મગજને જલદી ફાયદો થાય છે.

## (૧૧) બ્રાહ્મી ઘૃત

**પહેલી વિધિ**—બ્રાહ્મીનો સ્વરસ ૪ શેર અને ગાયનું ઘી ૨ શેર લેવું. સૂંઠ, મરી, પીપર, કાળું નસોતર, ધોળું નસોતર, દંતીમૂળ, શંખાવલી, ગરમાળાનો ગોળ, સાતલાની છાલ (શિકેકાઇ) અને વાવડિંગ ૧૧–૧૧ તોલો લઈ પાણીમાં વાટી કલ્ક કરવો. પછી ઉપર લખ્યા મુજબ બ્રાહ્મીનો સ્વરસ, ગાયનું ઘી, કલ્ક અને ૮ શેર પાણી એકઠું કરી ધીમા તાપ પર ઘી સિદ્ધ કરી લેવું. ઘી સિદ્ધ થાય એટલે ઉતારી ગાળી લેવું. (અ. હૃ.)

**માત્રા**—ll થી ૧ તોલો દિવસમાં ૧ વાર આપવું.

**ઉપયોગ**—આ ઘૃત ઉન્માદ, કુષ્ઠ, અપસ્માર, મગજની નબળાઈ અને મંદાગ્નિ વગેરેને મટાડે છે. વાણી, સ્વર, અને યાદશક્તિ વધારે છે અને વંધ્યા સ્ત્રીને સંતાન–પ્રાપ્તિ કરાવે છે.

આ ઘૃત વાતસંસ્થાને શક્તિ આપનાર ને મગજનું શોધન કરનાર છે. માથામાં કફસંગ્રહ થવાથી માથું ભારે થઈ જાય છે ત્યારે સ્મરણશક્તિ ઘટવી, ઊંઘ વધવી, સહેજ માનસિક શ્રમથી મગજ થાકી જવું, ચહેરો નિસ્તેજ અને ઉદાસ રહેવો, પાચનક્રિયા મંદ પડી જવી અને કબજિયાત રહેવી વગેરે લક્ષણો થાય છે. આ સ્થિતિમાં મગજને શુદ્ધ અને સબલ બનાવવા માટે આ ઘૃત આશીર્વાદ સમાન છે.

કેટલાક વિદ્યાર્થીઓને પરીક્ષા વખતે અભ્યાસનો બોજો બહુ વધી જાય છે. એનાથી રાત્રે પૂરી ઊંઘ પણ આવતી નથી. એવાઓના સ્વાસ્થ્યને સાચવવા અને મગજને શક્તિ આપવા માટે આ ઘૃત ઉપયોગી છે. આ ઘૃત લેવાથી ઘણા વિદ્યાર્થીઓને આશાતીત ફાયદો થાય છે.

એલોપથીના મત પ્રમાણે અપસ્માર જંતુજન્ય છે. અથવા અપસ્માર થવાથી મગજમાં એક જાતના જંતુઓ ભેગા થાય છે. પછી એના વિષના પ્રકોપથી અપસ્મારનો હુમલો આવે છે. આ જંતુઓને મગજમાં રહેલા કફ અને મલમાંથી પોષણ મળ્યા કરે છે. આ અપસ્મારની શરૂઆતની અવસ્થામાં આ ઘૃત આપવામાં આવે અને વૈરેચનિક નસ્ય સુંઘાડવામાં આવે તો સંગ્રહિત થયેલો કફ અને જંતુઓ બંને નીકળી જાય છે. પછી મગજનું શોધન થઈ રોગ મટી જાય છે.

મગજમાં આમ, મલ કે કફનો સંચય થવાથી એનું વિષ લોહીમાં પ્રવેશે છે. એનાથી શ્વેતકુષ્ઠ, દરાજ, ખૂજલી, ખસ, ખરજવું, લોહીવિકારનાં ચકામાં વગેરે વિકારો ઉત્પન્ન થાય છે. આ વિકારોની શરૂઆતની અવસ્થામાં જ બ્રાહ્મી

ઘૃત આપવામાં આવે તો મગજ અને લોહીનું શોધન થાય છે અને ઉપર કહેલા બધા વિકારો મટે છે.

**સૂચના**—જો યકૃત નબળું હોય અને મળ સફેદ ગંધાતો હોય તો ઘૃત ન આપવું જોઇએ.

**બીજી વિધિ**—બ્રાહ્મીનો કવાથ અથવા સ્વરસ ૪ શેર, ગાયનું દૂધ ૧ શેર તથા વજ, કઠ અને શંખાવળી સરખે ભાગે મેળવી ૨૦ તોલા કલ્ક કરવો. પછી બધાંને એકઠાં કરી ધીમા તાપે ઘી સિદ્ધ કરી લેવું. (ચ. સં)

**માત્રા**—ગા થી ૧ તોલો દિવસમાં ૨ વાર લેવું.

**ઉપયોગ**—આ ઘૃતથી ઉન્માદ, અપસ્માર અને બાળકોના બાલગ્રહ રોગો નાશ પામે છે તેમજ સ્મરણશક્તિ, બુદ્ધિ અને કાંતિની વૃદ્ધિ થાય છે.

## (૬૨) ગંધક ઘૃત

**વિધિ**—ગાયનું દૂધ શેર ૮ લઈ ગરમ કરવું. ઊભરો આવે એટલે ગા શેર શુદ્ધ કરેલો આમલસારો ગંધક અંદર નાખવો. ૩–૪ ઊભરા આવી જાય એટલે દૂધને ચૂલા પરથી નીચે ઉતારી લેવું. ઠંડું પડે એટલે દહીં જમાવવું. બીજે દિવસે તે દહીં વલોવી, માખણ કાઢી, ઘી બનાવી લેવું. છાશમાં શુદ્ધ ગંધક રહી જાય તે જુદો કાઢી લઇ વાપરવો.

**ઉપયોગ**—આ ઘીમાંથી ગા થી ૧ તોલો દિવસમાં ૨ વાર દૂધ સાથે સેવન કરવાથી લોહીવિકાર, દાહ, પ્રમેહ, દૃષ્ટિની મંદતા, માથાનું દરદ, મંદાગ્નિ, કબજિયાત, ગડગૂમડ અને કુષ્ઠ વગેરે રોગો મટે છે. આ ઘી માલિસ કરવાથી સૂકું ખરજવું અને ચામડીના રોગો મટે છે. વાતરક્ત અને ગલત્કુષ્ઠમાં પણ આ ઘૃત હિતકર છે.

## (૬૩) ચાંગેરી ઘૃત

**વિધિ**—ચૂકાનો રસ, બીલાની છાલનો ઉકાળો અને ખાટું દહીં ૩–૩ શેર, ગાયનું ઘી ૧ શેર, સૂંઠ અને જવખાર ૫–૫ તોલા લેવા. સૂંઠ અને જવખારનો કલ્ક કરી પછી બધાને મેળવી મંદ અગ્નિ પર ઘી સિદ્ધ કરી લેવું. (ચ. સં.)

**માત્રા**—૧–૧ તોલો સવારે અને રાત્રે સાકર અથવા મીઠાની સાથે આપવું.

**ઉપયોગ**—આ ઘી પાવાથી આમળ ખસી હોય તો તે મટી જાય છે. જરૂર હોય તો આમણ પર ઊંદરની ચરબી લગાડવી. બંગસેને આ ઘીને શૂળ-સહિતના અતિસારનો નાશ કરનાર કહ્યું છે. આ ઘૃત આમાતિસાર, મંદાગ્નિ, અરુચિ અને પેટના દુખાવાને મટાડે છે.

### (૧૪) દૂર્વાદિ ઘૃત

**વિધિ**—ધરોનાં મૂળ, નીલકમળ, કમળકેસર, મજીઠ, એલવાલુક (અભાવે વાળો), ગોરવેલ, લોધર, વાળો, નાગરમોથ, રતાંજળી, પદ્મકાષ્ઠ, દ્રાક્ષ, જેઠીમધ, હરડે, શીવણની છાલ અને ધોળું ચંદન દરેક ૧–૧ તોલો લઇ, પાણી સાથે વાટી કલ્ક કરવો. પછી ૨ શેર બકરીનું અથવા ગાયનું ઘી અને ૪–૪ શેર બકરીનું દૂધ અને ચોખાનું ધોવણ એકત્ર કરી ધીમા તાપ પર ઘી સિદ્ધ કરવું. (યો. ત.)

**માત્રા**—૧ થી ૨ તોલા દિવસમાં ૩ વાર ચાટવું અને જ્યાં જ્યાં લોહી નીકળતું હોય ત્યાં ત્યાં અંજન, નસ્ય કે પિચકારી આપવી, અથવા માલિસ કરવું.

**ઉપયોગ**— આ ઘૃત ઊર્ધ્વ રક્તપિત્ત, અધો રક્તપિત્ત અને રક્તાર્શમાં લોહી પડતું જલદી બંધ કરે છે. સ્ત્રીઓના અત્યાર્તવ અને રક્ત પ્રદરને મટાડી ગર્ભાશય શુદ્ધ કરે છે. આ ઘીના સેવનથી ભયંકર રીતે વધી ગયેલા રક્તપિત્તનું પણ શમન થાય છે.

આ ઘીના સેવનથી બધી જાતનાં રક્તપિત્ત મટે છે. જો લોહીવાળી ઊલટી થતી હોય તો ઘી પાવું જોઇએ. નાકમાંથી લોહી પડતું હોય તો નસ્ય આપવું જોઇએ. કાનમાંથી લોહી આવતું હોય તો કાનમાં ઘીનાં ટીપાં નાખવાં જોઈએ. આંખોમાંથી લોહી આવતું હોય તો આંખમાં ઘી ભરવું જોઇએ. મળ કે મૂત્ર-માર્ગોમાંથી લોહી આવતું હોય તો બસ્તિ કે ઉત્તરબસ્તિ આપવી જોઇએ અને રૂંવાડાંમાંથી લોહી આવતું હોય તો આખા શરીરે માલિસ કરવું જોઇએ. આ પ્રમાણે આ ઘી જુદીજુદી રીતે વપરાય છે. જો બહાર સ્થાનિક પ્રયોગ કરવો હોય તો પણ પાવું તો જોઇએ જ; કારણ એથી અંદરના દોષો એકદમ દૂર થાય છે.

### (૧૫) કલ્યાણ ઘૃત

**વિધિ**—ઇંદ્રિવરણાંનાં મૂળ, હરડે, બહેડાં, આમળાં, નગોડનાં બી, દેવદાર, એલવાલુક (અભાવે વાળો) સાલવણ, ધમાસો, હળદર, દારુહળદર, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, ઘઉંલા, નીલકમળ, એલચી, મજીઠ, દંતીમૂળ, ખાટા દાડમના દાણા, નાગકેસર, તાલીસપત્ર, ઊભી ભોંયરીંગણી, ચમેલીનાં તાજાં ફૂલ, વાવડિંગ, પીઠવણ, કઠ, ચંદન અને પદ્મકાષ્ઠ એ ૨૮ ચીજો ૧–૧ તોલો લઇ કલ્ક કરવો. પછી કલ્ક, ૧ શેર ગાયનું ઘી અને ૪ શેર પાણી એકઠું કરી વિધિ પ્રમાણે ઘી સિદ્ધ કરી લેવું. (ચ. સં.)

ચક્રદત્તે આ ઘૃતપાકમાં દૂધ બમણું અને પાણી ચારગણું મેળવ્યું છે તથા નામ 'ક્ષીરકલ્યાણઘૃત' રાખ્યું છે.

**માત્રા**—ાા થી ૨ તોલા દિવસમાં ૨ વાર ચાટવું.

**ઉપયોગ**—કલ્યાણ ઘૃત અપસ્માર, તરિયો તાવ, ચોથિયો તાવ, જીર્ણજ્વર, હૃત્કંપ, શ્વાસ, કાસ, મંદાગ્નિ, સળેખમ, વાતરોગ, ઊલટી, અર્શ, મૂત્રકૃચ્છ્ર, વિસર્પ, ખૂજલી, પાંડુરોગ, ઉન્માદ દૂષી વિષ, પ્રમેહ, ભૂતબાધા, હિસ્ટીરિયા, બાલગ્રહ, સ્વરભેદ અને સ્ત્રીઓના વંધ્યત્વનો નાશ કરે છે અને બળ, બુદ્ધિ અને આયુષ્યને વધારે છે. તેમજ એ નિસ્તેજતા, પાપરોગ, રાક્ષસ અને ગ્રહોની બાધાનો નાશ કરે છે. આ ઘી સંતાન-ઉત્પત્તિ માટે ઉત્તમ વૃષ્ય છે.

## (૧૬) જાત્યાદિ ઘૃત

**વિધિ**—ચમેલીનાં પાન, લીમડાનાં પાન, કડવા પરવળનાં પાન, હળદર, દારુહળદર, કડુ, મજીઠ, જેઠીમધ, કરંજનાં પાન, મીંઢળ, વાળો અને અનંતમૂળ આ દરેક ૧-૧ તોલો લઈ પાણીમાં વાટી લૂગદી કરવી. પછી લૂગદીથી ૪ ગણું ગાયનું ઘી અને ૧૬ ગણું પાણી એક કડાઈમાં નાખી ધીમા તાપે પકાવી ઘી સિદ્ધ કરી લેવું. (શા. સં.)

ઘણા વૈદ્યો ઘી સિદ્ધ થાય એટલે ગાળી લઈ ૧-૧ તોલો મીણ અને મોરથૂથુ નાખી મલમ જેવું ઘી બનાવી લે છે.

**ઉપયોગ**—જૂનું નાડીવ્રણ (નાસૂર), વ્રણ, ગંભીર વ્રણ, દુષ્ટવ્રણ વગેરે પર આ ઘીની પટ્ટી મારવાથી બહુ જલદી આરામ થાય છે.

## (૧૭) નાસાકૃમિહર ઘૃત

**વિધિ**—હિંગ, આમલસારો ગંધક, મનઃશિલ, કડાછાલ, વછનાગ, આંબા-હળદર, દારુહળદર, સરગવાનાં બી અને વાવડિંગ એ દરેક ૧૦-૧૦ માસા, લીમડાની લિંબોળીની મીંજ ૨ તોલા અને મરી ૫ માસા લેવાં. બધાને ગાયના મૂત્ર સાથે ખરલ કરી નાની નાની ટીકડીઓ વાળવી. પછી એક કડાઈમાં પોણો શેર ગાયનું ઘી નાખી ચૂલા પર મૂકી ધીમો તાપ આપવો. ઘી ગરમ થઈ જાય એટલે ટીકડીઓ નાખવી. ટીકડીઓનો રંગ કાળો થઈ જાય એટલે કડાઈ ઉતારી લેવી. સહેજ ગરમ હોય ત્યારે ઘીને ગાળી બાટલીમાં ભરી લેવું.

(પં. ધુલજી શર્મા વૈદ્ય)

**ઉપયોગ**—રોજ સવારમાં બંને નસકોરાંમાં આ ઘીનાં ૫-૫ ટીપાં નાખવાથી નાકમાંના બધા કૃમિ મરી જઈ બહાર નીકળી પડે છે અને તેથી માથાનું દરદ અને આંખોની નબળાઇ મટી જાય છે. બળી ગયેલી ટીકડીઓને વાટી વ્રણ અને નાડીવ્રણમાં નાખવાથી વ્રણ જલદી ભરાઈ આવે છે.

## (૧૮) મલ્લ તૈલ

**વિધિ**—સફેદ સોમલ ૫ તોલા, જાયફળ ૨॥ તોલા અને બદામનું તેલ ૨૦ તોલા લેવું. પહેલાં સોમલ અને જાયફળનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી પાણી

નાખી, વાટી, કલ્ક બનાવી લેવો. બાદ તેલ, કલ્ક અને ૧ શેર પાણી મેળવી કલાઈવાળા પિત્તળના વાસણમાં મંદ અગ્નિ પર ઉકાળી તેલ સિદ્ધ કરી લેવું.

**માત્રા**—૧ સળી પર લઇ પાનમાં ખાવું અને એક આંગળી પર લઇ ઇન્દ્રિય પર સોપારી અને સીવણનો ભાગ છોડી રાત્રે માલિસ કરી ઉપર નાગરવેલનું પાન બાંધવું.

**ઉપયોગ**—આ તેલના સેવનથી થોડા જ દિવસમાં શરીરની અશક્તિ મટી જાય છે. સરસિયા તેલમાં નાખી માલિસ કરવાથી ગંધિવા મટે છે. દમના દરદીને પણ ઉપરની રીતે ખવરાવવાથી ફાયદો થાય છે. ઉપર ઘી ખૂબ ખાવું જોઇએ.

**સૂચના**—તેલ ખુલ્લી જગ્યામાં કાઢવું. કારણ કે શીશીમાંથી બહુ જ દુર્ગંધવાળો ધુમાડો નીકળે છે. ઉપર ધીમો તાપ આપવો.

## (૧૯) વ્યાઘ્રી તૈલ

**વિધિ**—બેઠી ભોંયરીંગણીનું પંચાગ, દંતીમૂળ, વજ, સરગવાની છાલ, તુળસીનાં પાન, સૂંઠ, મરી, પીપર અને સિંધવ સરખે ભાગે લેવાં. બધાંને ખાંડી પાણીમાં વાટી કલ્ક બનાવવો. પછી કલ્કથી ૪ ગણું તેલ અને ૪ ગણો બેઠી ભોંયરીંગણીના પંચાંગનો કવાથ એકત્ર કરી ધીમા તાપ પર તેલ સિદ્ધ કરી લેવું. (શા. સં.)

**ઉપયોગ**—આ તેલ સૂંઘવાથી પીનસ ( નાકમાંથી નીકળતું પરુ અને દુર્ગંધ ), નાકમાંથી કફ નીકળવો, માથામાં કૃમિ થવા વગેરે રોગો મટે છે. તેમજ આ તેલ પીવાથી કફ દૂર થઈ ખાંસી અને શ્વાસનો જલદી નાશ થાય છે.

**સૂચના**—પીવા માટે તાજા તલનું તેલ સિદ્ધ કરવું અને સૂંઘવા માટે સરસિયું તેલ લઇ સિદ્ધ કરવું.

## (૨૦) ચંદન-બલા-લાક્ષાદિ તૈલ

**વિધિ**—સફેદ ચંદન, ખપાટનાં મૂળ, લાખ અને વાળો આ ચારે ૬૪-૬૪ તોલા લઈ ૧૦૨૪-૧૦૨૪ તોલા પાણીમાં નાખી કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી ગાળી બધાં એકઠા કરી દેવાં. પછી સફેદ ચંદન, વાળો, જેઠીમધ, સુવા, કડુ, દેવદાર, હળદર, કઠ, મજીઠ, અગર, વીરણવાળો, આસન, ખપાટ, દારુહળદર, મરડાશિંગ, નાગરમોથ, મૂળા, એલચી, તજ, નાગકેસર, રાસ્ના, લાખ, અજમોદ, ચંપાનાં ફૂલ, ધોળાં અનંતમૂળ, પીળું ચંદન, સિંધવ અને બીડલૂણ આ બધું સરખે ભાગે મેળવી ૩૨ તોલા કલ્ક કરવો. બાદ ૧૨૮ તોલા તલનું તેલ અને ૨૫૬ તોલા દૂધ લેવું. બધાંને એકઠું કરી કડાઇમાં નાખી ધીમા તાપે તેલ સિદ્ધ કરવું. (યો. ર.)

**ઉપયોગ**—આ તેલ માલિસ કરવાથી શ્વાસ, કાસ, ક્ષય, બધી જાતની

ઊલટી, જ્વર, કમળો, રક્તપ્રદર, રક્તપિત્ત, પાંડુરોગ, પિત્ત અને કફનો પ્રકોપ વગેરે રોગો મટે છે અને સાતે ધાતુઓ બળવાન બને છે. મગજની ગરમી, આંખોની બળતરા અને શરીરનો દાહ આ બધાનો નાશ કરી કાંતિ વધારે છે. ખૂજલી, સોજા, ગડગૂમડ વગેરે લોહી અને ચામડીના રોગો પણ મટે છે. બાળક, યુવાન, વૃદ્ધ, ગર્ભિણી સ્ત્રી બધા માટે હિતકર છે. જીર્ણજ્વર અને પાંડુરોગમાં આ તેલ ખાસ ખાસ ઉપયોગી છે. સુવાવડી સ્ત્રી અને બાળકને માલિસ કરવાથી રોગ થવાનો ભય જતો રહી શરીર બળવાન બને છે,

## (૨૧) ચંદનાદિ તૈલ

**પહેલી વિધિ**—સફેદ ચંદન, જેઠીમધ, મોરવેલ, હરડે, બહેડાં, આમળાં, નીલકમળ, ધઉલા, વડના અંકુર, ગળો, કમળકેસર, લોખંડનો ભૂકો, જટામાંસી, ધોળી ઉપલસરી અને કાળી ઉપલસરી, આ બધું સરખે ભાગે લઇ પાણી સાથે વાટી કલ્ક કરવો. પછી ૪૦ તોલા કલ્ક, ૨ શેર તલનું મૂર્છિત કરેલું તેલ અને ૮ શેર ભાંગરાનો સ્વરસ એકઠાં કરી વિધિ પ્રમાણે તેલ સિદ્ધ કરી લેવું. (ચ. દ.)

ઉપયોગ—આ તેલનું નસ્ય લેવાથી અને માથે ઘસવાથી ખરી ગયેલા વાળ નવા ઊગે છે, સફેદ વાળ કાળા બને છે, તેમજ વાળ સ્નિગ્ધ, મજબૂત અને ભમરા જેવા કાળા થઇ જાય છે.

**બીજી વિધિ**—સફેદ ચંદન, વાળો, નખલો, કઠ, જેઠીમધ, છડીલો, પદ્મકાષ્ઠ, મજીઠ, સરુ (સરલ), દેવદાર, કચૂરો, એલચી, જાયફળ, નાગકેસર, તમાલપત્ર, બીલીની છાલ, ગણુકબાબ, રતાંજળી, નાગરમોથ, હળદર, દારુહળદર, ધોળાં અનંતમૂળ, કાળાં અનંતમૂળ, કઠ, લવંગ, અગર, કેસર, તજ, નગોડનાં બી અને નલિકા આ ૩૨ ચીજો ૨–૨ તોલા લઈ દહીંની તર સાથે વાટી કલ્ક તૈયાર કરવો. પછી લાક્ષારસની વિધિમાં કહ્યા પ્રમાણે પીપળાની લાખનો ઉકાળો કરવો. બાદ એક પિત્તળની કલાઈ કરેલી કઢાઇમાં ઉપરનો કલ્ક, ૩॥ શેર લાખનો રસ, ૧૦ શેર દહીંની તોર અને ૩॥ શેર તલનું તેલ એકઠું, કરી ધીમા તાપ પર વિધિ પ્રમાણે તેલ સિદ્ધ કરી લેવું. (યો ર.)

ઉપયોગ—આ તેલનું માલિસ કરવાથી ખાસ કરીને જીર્ણજ્વર, રાજયક્ષ્મા અને રક્તપિત્ત મટી જાય છે. તેમજ એ ઉન્માદ, અપસ્માર, દાહ, માથાનું દરદ અને ધાતુવિકાર વગેરે રોગો મટાડી આયુષ્ય અને કાંતિ વધારે છે.

## (૨૨) ચક્રમર્દાદિ તૈલ

વિધિ—કુંવાડિયાનાં મૂળનો કલ્ક ૧૬ તોલા, ભાંગરાનો સ્વરસ ૨૫૬ તોલા અને સરસિયુ તેલ ૬૪ તોલા એકઠું કરી ધીમા તાપ પર ઉકાળવું. તેલ.

સિદ્ધ થવા આવે તે પહેલાં ૫–૭ મિનિટ અગાઉ અંદર ૧૬ તોલા સિંદૂર નાખી દેવું. પછી ઉતારી ઠંડું પડે એટલે તેલ કાઢી લેવું. (બ. સે.)

ઉપયોગ—આ તેલની પટ્ટી મારવાથી ભયંકર કંઠમાળ પણ નાશ પામે છે, તેમજ નાડીવ્રણ, દુષ્ટવ્રણ વગેરેમાં પણ ફાયદો થાય છે.

## (૨૩) વાતહર તેલ

વિધિ—દિવેલનાં બી, માલકાંકણી અને એક કળીનું લસણ ૫ તોલા, ઘેટીનું દૂધ ૧૫ તોલા અને તલનું કે સરસિયું તેલ ૬૦ તોલા લેવું. પહેલી ત્રણે ચીજોને વાટી દૂધમાં કલ્ક કરવો. પછી એક પિત્તળની કલાઈ કરેલી કડાઈમાં તેલ નાખી, ચૂલા પર મૂકી, કલ્કનાં નાનાં નાનાં ભજિયાં નાખી લાલ થાય તેમ કાઢી લેવાં. છેવટે તેલ નીચે ઉતારી ઠંડું પડે એટલે ગળી શીશીમાં ભરી લેવું. (શ્રી. પં. મંગુલાલજી)

ઉપયોગ—આ તેલ માલિસ કરવાથી બધી જાતના વાયુના રોગો મટે છે. ન્યુમોનિયામાં ફેફસાં પર માલિસ કરવાથી ફેફસાંના રોગો મટે છે.

આ તેલના માલિસથી શરીરના કોઈ પણ ભાગમાં વાતનાડીઓના પ્રદાહથી થનાર દુખાવો મટી જાય છે. જો પેટમાં વાયુ ભરાઈ રહેતો હોય તો આ તેલ ધીમે હાથે પેટ પર માલિસ કરાવાય છે. સુવાવડી સ્ત્રીઓના ગર્ભાશયના ભાગ પર આ તેલ માલિસ કરવાથી ગર્ભાશય સશક્ત બને છે. ઠંડો પવન લાગવાથી શરીરનો કોઈ પણ ભાગ રહી ગયો હોય અને રોગ નવો હોય તો આ તેલના માલિસથી જલદી ફાયદો થાય છે.

આ તેલ કાનમાં નાખવાથી ફોલ્લીઓ મટે છે. માલિસ કરતાં પહેલાં એક વાડકીમાં કાઢી સહેજ ગરમ કરી લેવું. પગને તળિયે અને ગળાના ઉપરના ભાગમાં ન લગાડવું.

સૂચના—પાણી ભરાયેલા સોજામાં દુખાવો થતો હોય કે ન થતો હોય એની પર આ કે બીજા તેલનું માલિસ કરી શકાતું નથી.

આ તેલ શ્રી. પં. મંગુલાલજીના વડવાઓ ૧૦૦ થી વધુ વર્ષથી વાપરતા આવ્યા છે. દવા સામાન્ય હોવા છતાં પણ બહુ ફાયદાકારક સાબિત થઈ છે.

## (૨૪) અપૂર્વ તિલા

**પહેલી વિધિ**—સફેદ સોમલના ૧૦ તોલા ચૂર્ણને આકડાના દૂધમાં ૭ દિવસ પલાળી રાખવો. આઠમે દિવસે સોમલને સંભાળપૂર્વક ૨૦ તોલા ગાયના ઘીની સાથે ૩ દિવસ ખરલ કરવો. ચોથે દિવસે તેને કડાઈમાં નાખી ચૂલા પર મૂકી ધીમી આંચ આપવી. જ્યારે ઘી તદ્દન નીતરી જઈ ઉપર આવી જાય અને સોમલ નીચે બેસી જાય ત્યારે કડાઈને નીચે ઉતારી લેવી. બાદ કડાઈ થોડી ગરમ હોય

ત્યારે ઉપરઉપરનું નીતરું ઘી બીજી વાડકીમાં લઈ લેવું. સોમલવાળું જે મેલું ઘી રહે તેને ગરમ પાણીથી ધોઇને ખાવાની દવારૂપે કામમાં લઇ શકાય છે. આ રીતે કાઢેલા ૫ તોલા ઘીમાં ૧૦–૧૦ રતી કેસર અને કસ્તૂરી અને ૫–૫ માસા જાયફળ, જાવંત્રી, લવંગ અને બીરબિહૂટી નાખી એક દિવસ ખરલ કરી લેવું. **( ધન્વંતરિ )**

**ઉપયોગ**—આ ઘીમાંથી રાત્રે સૂતી વખતે એક ચણાપૂર લઇ સોપારી અને સીવણનો ભાગ રહેવા દઇ બાકીની ઇંદ્રિય પર સંભાળથી માલિસ કરવું. થોડા જ દિવસ માલિસ કરવાથી હસ્તમૈથુન કે ગુદામૈથુનથી આવેલ નપુંસકતા અને ઇન્દ્રિય વાંકી થઇ ગઇ હોય તે મટી જાય છે. ઘી માલિસ કર્યા પછી ઉપર નાગરવેલનું પાન સહજ ગરમ કરી લપેટી ઉપર કપડું વીંટી દેવું. ૪–૬ દિવસ પછી ઇંદ્રિય પર નાની નાની ફોલ્લીઓ થાય તો ૩–૪ દિવસ માલિસ કરવાનું બંધ રાખવું, અને દિવસમાં ૩–૪ વાર ધોયેલા ઘીથી માલિસ કરવું. ફોલ્લીઓ મટી જાય એટલે ફરી સોમલનું ઘી માલિસ કરવું. આ રીતે ૧૫–૨૦ દિવસ માલિસ કરવાથી નિરાશ થઈ ગયેલા દરદીઓને પણ ફાયદો થાય છે.

**બીજી વિધિ**—સફેદ સોમલને આકડાના દૂધમાં ત્રણ દિવસ ખરલ કરવો. બાદ મરઘીનાં ૨૪ ઈંડાંની જર્દી મેળવી નાની કડાઈમાં નાખી તેજ અગ્નિ પર રાખવું. કડછીથી સંભાળપૂર્વક હલાવવું. જર્દી બળીને કાળી થઈ જાય અને ધુમાડો નીકળવા લાગે, ત્યારે તેલ એમાંથી અલગ થાય છે. એ તેલને અલગ કાઢી શીશીમાં ભરી લેવું. બીજે દિવસે તડકે રાખવાથી સાફ થઇ જશે.

**(શ્રી. સ્વા. હરિશરણાનન્દજી )**

**ઉપયોગ**—આ તેલને ઇન્દ્રિય પર માલિસ કરી નાગરવેલનું પાન બાંધી દેવું. વળી પતાશામાં કે કેપસૂલમાં ૪–૬ ટીપાં નાંખી ગળાવી દેવું, અને ઉપર સાકરવાળું દૂધ પાવું.

**સૂચના**—પહેલી વિધિમાં લખી છે.

### (૨૫) મલ્લસર્પિ

**વિધિ**—પહેલાં શુદ્ધ સોમલ ૪ માસા, કરેણનાં મૂળની છાલ ૨ તોલા, સફેદ ચણોઠી ૩ તોલા અને દૂધ ૪ શેર લેવું. પછી દૂધમાં બધું નાખી દઇ ઉકાળી દહીં જમાવવું. બીજે દિવસે વલોવીને ઘી કાઢી લેવું. **(અ. યો. મા.)**

**ઉપયોગ**—આ ઘી માલિસ કરવાથી હસ્તમૈથુનથી આવેલી શિથિલતા થોડા જ દિવસમાં દૂર થાય છે. આ ઘી સોપારી અને સીવણનો ભાગ છોડી ઇંદ્રિય પર માલિસ કરવું અને ઉપર નાગરવેલનું પાન બાંધી દેવું. વધારે સૂચના 'અપૂર્વ તિલા'માં લખેલી છે.

## (૨૬) લિંગ તૈલ

વિધિ—કસ્તૂરી ૭ રતી, મરી, જુંદેબેદસ્તર, ઊંચી હિંગ અને બીરબહૂટી આ બધું ૫-૫ માસા, કેસર ૧ માસો અને કપાસની મીંજ ૭ માસા લેવી. બધી ચીજોને ખરલ કરી ૫ તોલા ચમેલીના તેલમાં મેળવી દેવી. (અ. યો. મા.)

ઉપયોગ—આ તેલ ઇંદ્રિયની શિથિલતા મટાડવા માટે બહુ ફાયદાકારક છે. હસ્તમૈથુન અને શરીરની નબળાઇથી ઉત્પન્ન થનાર નપુંસકતાને મટાડે છે.

## (૨૭) ચર્મરોગનાશક તૈલ

વિધિ—લીમડાની અંતરછાલ, કરિયાતું, હળદર, દારુહળદર, રતાંજલી, હરડે, બહેડાં, આમળાં અને અરડૂસીનાં પાન આ દરેક સરખે ભાગે લઇ કલ્ક કરવો. પછી કલ્કથી ચારગણું તલનું તેલ અને તેલથી ચારગણું પાણી એકઠું કરી ધીમા તાપે ઉકાળવું. પાણી બળી જાય એટલે ઉતારી ગાળી લેવું.

(સ્વા. ૨.)

ઉપયોગ—આ તેલ માલિસ કરવાથી બધી જાતના ચામડીના રોગ, ખરજવું, ખુજલી, ખરજ, ચામડી ફાટવી, સૂકી થઇ જવી અને ફોલ્લીઓ વગેરે રોગો મટે છે. આ તેલ સાધારણ દવાઓમાંથી બને છે; તોપણ મોટા મોટા ભયંકર રોગોને થોડા જ દિવસમાં મટાડે છે.

## (૨૮) બિલ્વાદિ તૈલ

ઉપયોગ—કાચા બીલાનો ગર્ભ ૪૦ તોલા, સરસિયું તેલ ૨ શેર, બકરીનું દૂધ અને પાણી બંને ૮-૮ શેર લેવાં. પહેલાં બીલાના ગર્ભને ગાયના મૂત્રમાં વાટી લૂગદી બનાવી લેવી. પછી એક કલાઈ કરેલી કડાઈમાં તેલ, પાણી, દૂધ અને લૂગદી નાખી ઉકાળવું. જ્યારે લૂગદી લાલ થઈ જાય ત્યારે ઉતારી તરત તેલ ગાળી લેવું.

(શા. સં.)

માત્રા—ડ્રોપરથી કાનમાં ૨ થી ૪ ટીપાં નાખવાં.

ઉપયોગ—આ તેલથી કાનમાં સણકા, સ્રાવ, બહેરાપણું વગેરે કાનના રોગો મટે છે. (લોખંડની કડાઇમાં તેલનો રંગ કાળો થઇ જાય છે, એટલા માટે પિત્તળની લેવી જોઈએ.)

જ્યારે કાનમાં ફોલ્લી થઈ પાક થયો હોય ત્યારે ઘણું કરીને દુખાવો થાય છે. એવી સ્થિતિમાં બિલ્વાદિ તૈલ કે બીજું કોઇ પણ તેલ ન વાપરવું જોઈએ. તે વખતે ધતૂરાના પાનનો રસ કે બીજી વેદનાશામક ઔષધિઓનો રસ કે કવાથ નંખાય છે. તેમજ ઠંડા પવન અને ઠંડા પાણીથી કાનને બચાવવો જોઈએ.

## (૨૯) ક્ષાર તૈલ

વિધિ—કુમળા મૂળાનો ખાર, સાજીખાર, જવખાર, સિંધવ, સંચળ, મોહું,

બીડલૂણ, સાંભરલૂણ, હિંગ, સરગવાની છાલ, સૂંઠ, દેવદાર, કઠ, વરિયાળી, વજ, રસવંતી, પીપળીમૂળ અને નાગરમોથ એ દરેક ૧–૧ તોલો લઇ બધાનો કલ્ક કરવો. પછી સરસિયું તેલ ૬૪ તોલા, કેળનું પાણી, બિજોરાનો રસ અને મધુશુક્ત દરેક ૨૫૬ તોલા લેવું. બાદ બધું એકઠું કરી ચૂલા પર મૂકી ઉકાળવું. માત્ર તેલ બાકી રહે એટલે ઉતારી ગાળી લેવું. (શા. સં.)

**મધુશુક્ત બનાવવાની રીત**—એક શીશીમાં લીંબુનો રસ ૬૪ તોલા, મધ ૧૬ તોલા અને પીપર ૪ તોલા મેળવી, પેક કરી અનાજની કોઠીમાં ૩ દિવસ દાબી રાખવાથી મધુશુક્ત તૈયાર થાય છે.

**ઉપયોગ**—આ તેલ કાનમાં નાખવાથી બધી જાતના કાનના રોગો—પરું આવવું, કાનમાં સણકા, બહેરાપણું—મટી જાય છે. આ ઉપરાંત મોંના રોગો પણ નાશ પામે છે.

કાનના અર્શથી થનારી બહેરાશમાં આ તેલ ઉપયોગી છે. એ તેલથી કર્ણાર્શનું ક્ષરણ થાય છે, પછી બહેરાશ મટે છે. કાનના પાકમાં દોષ કાઢવા માટે પણ વપરાય છે. શરીરના કોઇ પણ ભાગમાં ઘા ભરાવા માંડે ત્યારે માંસ-વૃદ્ધિ વધારે થાય છે. એને ઓછી કરવા માટે પણ આ તેલ વપરાય છે.

## (૩૦) નિમ્બ તેલ

**વિધિ**—લિંબોળીનું તેલ ૨॥ શેર, હરતાલ ૨॥ તોલા, મનઃશિલ ૨॥ તોલા, ચમેલીનાં પાન, મજીઠ, જેઠીમધ, ભિલામા, અગર ચંદનનો લોટ અને એલચી દરેક ૫–૫ તોલા લઈ કલ્ક કરી તેલમાં મેળવી દેવો અને તેમાં ૫ શેર છાશ નાખી તેલ સિદ્ધ કરી લેવું.

**ઉપયોગ**—ભગંદરમાંના વ્રણમાં રોજ આ તેલમાં બોળેલી બત્તી મૂકવાથી ભગંદર મટે છે. બીજી કોઇ પણ જગ્યાએ ઘા સડતો હોય તો તે પણ મટે છે. આ તેલને 'યોગતરંગિણી'ના કર્તાએ વલ્મીક રોગનો નાશ કરનાર કહ્યું છે.

## (૩૧) ચક્રમર્દ તેલ

**વિધિ**—કુંવાડિયાનાં બી, અસળિયો, રાઇ, સરસવ, માલકાંકણી, તલ અને કોપરું સરખે ભાગે લેવું. કોપરા સિવાયની બાકીની ચીજોને એકત્ર કરી ચૂર્ણ કરવું. પછી કોપરું નાખી ઘાંચીની ઘાણીમાં તેલ કઢાવી લેવું. (આ. નિ. મા.)

**ઉપયોગ**—આ તેલને સહેજ ગરમ કરી માલિસ કરવાથી વાયુથી જકડાઈ ગયેલાં જાંઘ, કમર, પિંડી વગેરે અંગો સારાં થઈ જાય છે અને જૂના રોગીઓને પણ ફાયદો કરે છે,

## (૩૨) નારાયણ તૈલ

**વિધિ**—આસન, ખપાટ, બીલીની છાલ, પાટલા, બેઠી અને ઊભી ભોંયરીંગણી, ગોખરુ, કાંસકી, લીમડાની અંતરછાલ, ટેંટું, સાટોડી, ચાંદવેલી અને અરણી એ ૧૩ ચીજો ૪૦–૪૦ તોલા લેવી. બધાને અધકચરું ખાંડી ૪૦૯૬ તોલા પાણીમાં નાખી ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી ગાળી લેવું. તેમાં ૨૫૬ તોલા તલનું તેલ, ૨૫૬ તોલા શતાવરીનો ક્વાથ કે રસ, અને ૧૦૨૪ તોલા ગાયનું દૂધ નાખવું. પછી કઠ, એલચી, સફેદ ચંદન, ખપાટ, વજ, જટામાંસી, સિંધવ, આસન, છડીલો, રાસ્ના, સુવા, દેવદાર, સાલવણ, પીઠવણ, જંગલી મગ, જંગલી અડદ અને તગર ૪–૪ તોલા લઈ કલ્ક કરી તેલમાં નાખવો. પછી તે તેલને ધીમા તાપે ઉકાળવું. એકલું તેલ જ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. (ભા. પ્ર.)

**ઉપયોગ**—આ તેલ વાયુના શમન માટે પીવા, નસ્ય તરીકે, બસ્તિમાં અને માલિસ કરવા અપાય છે. બધી જાતના વાતરોગ–પક્ષાઘાત, મન્યાસ્તંભ, હનુસ્તંભ, ઊરુસ્તંભ, કટિગ્રહવાળું ગલગ્રહ, ગંજ, ચાલતી વખતે પગ વાંકા વાંકા પડવા, અંગ સુકાઇ જવું, ઇંદ્રિયો અશક્ત થઇ જવી, વીર્યની સાથે લોહી પડવું, જ્વર, રાજયક્ષ્મા, અંડવૃદ્ધિ, અંડકોષમાં શૂળ મારવી, દાંતના રોગ, શિરોગ્રહ, પંગુતા, સ્મૃતિનાશ, કોઇ પણ જાતના કષ્ટસાધ્ય વાતરોગ, સર્વાંગવાત, બહેરાપણું, પાંસળીઓમાં શૂળ મારવી, જ્વર, ક્ષય, ધાતુક્ષીણતા, લોહીવિકાર વગેરે રોગોમાં બહુ ફાયદાકારક છે. આ તેલના પ્રભાવથી વંધ્યાને પુત્ર જન્મે છે. આ તેલનું માલિસ હાથી અને ઘોડા માટે પણ હિતકર છે.

આ તેલ વાતવાહિનીઓના ક્ષોભને દૂર કરી વાતવાહિનીઓને સબલ બનાવે છે. વાયુ સાથે પિત્તવિકાર હોય તોપણ આ તેલનું માલિસ હિતકર છે. જો આમદોષ હોય તો આ તેલ કરતાં વિષગર્ભ તેલનું માલિસ વધારે હિતકર ગનાય છે.

## (૩૩) કાસીસાદિ તૈલ

**વિધિ**—હીરાકસી, કલગારી, કઠ, સૂંઠ, પીપર, સિંધવ, મનઃશિલ, કરેણની છાલ, વાવડિંગ, ચિત્રકમૂળ, અરડૂસીનાં પાન, દંતીમૂળ, કડવાં તૂરિયાંનાં બી, દારુડીનાં મૂળ અને હરતાલ આ દરેક ૧–૧ તોલો લઇ પાણીમાં વાટી લૂગદી બનાવી લેવી. પછી તલનું તેલ ૬૪ તોલા, થુવેરનું દૂધ ૮ તોલા, આકડાનું દૂધ ૮ તોલા અને ગાયનું મૂત્ર ૨૫૬ તોલા લેવું. બધાને કડાઇમાં નાખી ધીમા તાપે ઉકાળવું. તેલ સિદ્ધ થયે ઉતારી ગાળી લેવું. (શા. સં.)

ઉપયોગ—આ તેલ અર્શ ઉપર લગાડવાથી મસા મરી જાય છે. આ તેલ ગુદાની વલીઓને નુકસાન કરતું નથી. આ તેલ ધીરજથી ૩-૪ મહિના લગાડવું જોઇએ.

## (૩૪) લાક્ષાદિ તૈલ

**વિધિ**—પીપળાની લાખ ૫ શેર, સુવા, આસન, હળદર, દેવદાર, રેણુકબીજ, કઠ્ઠ, મોરવેલ, કઠ, જેઠીમધ, નાગરમોથ, રતાંજળી, રાસ્ના, પદ્મકાષ્ટ, વાળો, સફેદ ચંદન, જટામાંસી અને મજીઠ ૧।-૧। તોલો લેવા. તથા તલનું તેલ ૧ શેર અને દહીંનું પાણી અથવા મઠો ૪ શેર લેવો. પહેલાં લાખને પલાળી સોળ શેર પાણીમાં નાખી 'ઔષધિકૃતિ' પ્રકરણમાં લખ્યા પ્રમાણે રસ કરવો. ૪ શેર પાણી રહે એટલે ઉતારી ગાળી લેવું. પછી બાકીની વસ્તુઓને પાણીમાં વાટી કલ્ક કરવો. બાદ પીતળની કલાઇ કરેલી કડાઈમાં બધાને મેળવી ધીમા તાપ પર ઉકાળવું. તેલ બાકી રહે એટલે ઉતારી તરત ગાળી લેવું. (શા. સં.)

**નોંધ**—તેલ પકવ થયા પછી છડીલો, નખલો, કપૂર, કઠ અને સફેદ ચંદન વગેરે સુગંધી દ્રવ્યો ૧।-૧। તોલો નાખવાથી તેલ સુગંધીદાર બને છે. એકીસાથે ૪ ગણું તેલ બનવવાથી સારું બને છે અને પૂરું મળે છે. ઓછું બનાવવાથી કાંઇક બળી જાય છે અને કેટલુંક લાખના રસમાં મળી જાય છે. આ પાકમાં લાખ ૧ શેર, તેલ ૪ શેર અને મઠા ૧૬ શેર લેવામાં આવે તો તેલ બરાબર બને છે.

ઉપયોગ—આ તેલ માલિસ કરવાથી જીર્ણજ્વર, બધી જાતના વિષમજ્વર, કાસ, શ્વાસ, સળેખમ, કટિવાત, કફપિત્તને લીધે પીઠમાં થતો દુખાવો, વાત-પિત્ત-પ્રકોપ, અપસ્માર, ઉન્માદ, ખૂજલી, શૂળ, પરસેવો ગંધ મારવો, અંગ ફરકવાં અને ક્ષય રોગમાં બહુ હિતકર છે. તેમજ ગર્ભિણી સ્ત્રીને આ તેલનું માલિસ કરવાથી ગર્ભ પુષ્ટ બને છે અને હાથપગની બળતરા મટે છે.

આ તેલ વાતવાહિનીઓ અને માંસપેશીઓને મજબૂત બનાવે છે, લોહીમાં રહેલા વિષને શાંત કરી શરીરની ગરમી ઓછી કરે છે અને ચામડીને પુષ્ટ કરે છે.

**સૂચના**—(૧) ક્ષયમાં જ્યારે તાવ મર્યાદિત (૯૯° થી ઓછો) હોય ત્યારે તેલ માલિસ કરવું જોઇએ. સામાન્ય રીતે રાત્રે પરસેવો થઈ ગયા પછી માલિસ કરવું જોઇએ. જો તાવ ચડતો હોય તે વખતે માલિસ કરવામાં આવશે તો ચામડીમાંથી બહાર નીકળનારી ગરમી અને પરસેવાનો અટકાવ થશે અને વિષની વૃદ્ધિ થશે.

(૨) શિયાળામાં તેલ સહેજ ગરમ કરીને માલિસ કરવું જોઈએ. તેમજ શરીરને શરદી ન લાગે તેનું ધ્યાન રાખવું જોઇએ. જો અંદર દાહ થતો હોય તો તેલ ઠંડું જ માલિસ કરવું જોઇએ.

(૩) માલિસ હાથથી માંસપેશીઓને કષ્ટ ન થાય અને સહન થઈ શકે એવી

રીતે ધીમે ધીમે કરવું જોઇએ. માલિસ હંમેશાં સીધા હાથથી કરવું જોઇએ, ઊંધી-અવળી ગતિથી નહિ.

(૪) માથા પર આ તેલનું માલિસ ન કરવું જોઇએ. નહીંતર વાળ ચોંટી જશે અને મેલ જામી જશે.

(૫) માલિસ કરવાથી ચામડીનાં છિદ્રો સહેજ બંધ થઈ જાય છે. એટલા માટે બપોરે તાપ વધારે ન હોય ત્યારે કકડાને ગરમ પાણીમાં પલાળી શરીર લૂછી લેવું જોઈએ. તેમજ તે વખતે બહુ પવન ન લાગે એ સંભાળવું જોઇએ.

## (૩૫) ઘાવ તૈલ

**વિધિ**—ભિલામા, લસણ, કાંદા અને અજમો ૫-૫ તોલા લઈ બધાને એકઠાં કરી ૪૦ તોલા તેલમાં સેકી લેવા. ઠંડું પડ્યા પછી તેલ ગાળી લેવું.

**ઉપયોગ**—આગંતુક જખમ ( છરી, ચપ્પુ, પથ્થર વગેરે વાગવાથી લોહી નીકળવું ) મટાડવા માટે બહુ ઉપયોગી છે. આ તેલ સાધારણ વસ્તુઓમાંથી બને છે, પણ બહુ ફાયદાકારક છે. આ તેલમાં હાથ-પગનો વાગેલો ભાગ બોળી દેવાથી લોહી તરત બંધ થઈ જાય છે અને ઘા ગરી જાય છે. આ તેલનું પોતું ઘા પર બાંધી દેવાથી ઘા પાકતો નથી.

**બીજી વિધિ**—હરડે, બહેડાં, આમળાં ૫-૫ તોલા, લીમડાનાં પાન ૩૦ તોલા અને નગોડનાં પાન ૧૫ તોલા લેવાં. બધાને ૪૦૦ તોલા પાણીમાં મેળવી કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું. પછી આ પાણીમાં તલનું તેલ ૮૦ તોલા અને ગૂગળ, રાળ, શિલારસ, બેરજો અને મીણ ૫-૫ તોલા નાખી મંદાગ્નિ પર પકાવવું. તેલ સિદ્ધ થાય એટલે ઉતારી તરત ગાળી લેવું. પછી કાર્બોલિક એસિડ ૨॥ તોલા અને કપૂર ૫ તોલાને એક શીશીમાં ભરવું. પાણી જેવું પ્રવાહી થાય એટલે તેલ મેળવી દેવું.

( શ્રી. ગોપાળજી કુંવરજી ઠક્કર આયુર્વેદાચાર્ય )

**નોંધ**—આ તેલનો મુખ્ય પાઠ 'પંચગુણ તૈલ'ના નામથી આ ગ્રંથના બીજા ખંડમાં આપ્યો છે.

આ તેલ ઠંડું પડવાથી મલમ જેવું જાડું બની જાય છે. પાતળા પ્રવાહી તેલની જરૂર હોય ત્યારે દેવતા પર કે તડકામાં મૂકી સહેજ ગરમ કરી લેવું જોઇએ.

**ઉપયોગ**—આ તેલ વાગવાથી માંસ કચરાઇ જવું, વાગીને લોહી નીકળવું, માંસ ફાટી ઘા પડી જવો, પરુ નીકળવું, ઘા ન રુઝાવો, બળેલા ભાગમાંથી પરુ નીકળવું, છરી, તલવાર, ખીલો, ભાલો વગેરે વાગવાથી લોહી નીકળવું વગેરે આગંતુક રોગો પર આશ્ચર્યજનક ફાયદો કરે છે. આ તેલ લોહીને તરત બંધ કરે છે, વ્રણને શુદ્ધ કરે છે, સડતા માંસને રોકે છે, નવું માંસ લાવે છે અને ઘા ભરે છે.

અકસ્માત્ દાઝ્યા પર આ તેલ લગાડવાથી અને ઠંડું પાણી તે જગ્યા પર ન લાગવા દેવાથી તે જગ્યાની ચામડી અને માંસ સડીને પરુ થતું નથી; એટલું જ નહિ પણ લગાડતા સાથે જ બરફ જેવી ઠંડક વળી દરદને ૧૫ મિનિટમાં શાંત કરે છે.

ઉનાળામાં નાનાં બચ્ચાંના માથામાં કે શરીર પર ફોલ્લા થઈ પાકી જાય છે અને પછી પરુ નીકળ્યા કરે છે. આ રોગ પર ૨–૪ દિવસ આ તેલ લગાડવાથી ફોલ્લા સુકાઈ જાય છે, નવા થતા નથી અને ચામડી સાફ થઈ જાય છે.

કાન પાકી પરુ નીકળે તેની પર આ તેલના દિવસમાં ૧–૨ ટીપાં નાખવાથી પરુ બંધ થાય છે અને ઘા રુઝાઇ જાય છે.

આ તેલ ડ્રેસીંગ માટે બહુ હિતકર હોવાથી જુદા જુદા ડ્રેસીંગોમાં ઘણી ઔષધિઓનું કામ કરે છે. આ તેલ એલોપથિક આયડોફોર્મ, ટીંચર આયોડિન, ઝીંકનો મલમ, બોરિકનો મલમ, કાર્બોલિક એસિડ, હાઇડ્રાજરી લોશન વગેરે ઔષધિઓને બદલે કામ આપે છે. આ તેલ ઉત્તમ જંતુઘ્ન અને વ્રણરોપણ કરનાર છે. લેખકનો ઘણાં વર્ષોનો અનુભવ છે. લેખકે એનું નામ 'ડ્રેસીંગ તેલ' આપ્યું છે.

ઘામાં માટી, ધૂળ, પથ્થર, કાચ કાંઇ પણ રહી ગયું હોય તો તેને સંભાળપૂર્વક કાઢી નાખવું જોઇએ.

ઘા પર બાંધવાનો પાટો સ્વચ્છ હોવો જોઇએ. પાટો બાંધતાં પણ ઘામાં ધૂળ વગેરે કચરો ન ભરાય તેનું ધ્યાન રાખવું જોઈએ.

**સૂચના**—આ તેલ લગાડતા પહેલાં ઘાને લીમડાનો રસ નાખી ઉકાળેલા પાણી કે કાર્બોલિક લોશનથી ધોઇ લેવો જોઇએ.

## (૩૬) નાડીવ્રણહર તૈલ

**વિધિ**—ભિલામા અને કૌવચનાં બી ૨–૨ તોલા, ખોરાસાની અજમો, મુરદારશિંગ (બોદાર), કુલાવેલું મોરથૂથુ ૩–૩ તોલા અને તલનું તેલ ૧॥ શેર લેવું. પહેલાં તેલ ચૂલા પર મૂકવું. ઊભરો આવે એટલે ભિલામાને તળવાં. પછી કૌવચનાં બી અને અજમો નાખવો. કડાઇને નીચે ઉતારી મુરદારશિંગ અને મોરથૂથુ નાખવું. પછી તેલને સારી રીતે ઘૂંટી ગાળીને બાટલીમાં ભરી લેવું.

**ઉપયોગ**—આ તેલ બધી જાતના નાસૂર રુઝવવામાં અકસીર છે. સાધારણ ગૂમડા માટે ગાળવાની જરૂર નથી. ઘણાં વર્ષોથી પીડાતા નાડીવ્રણના અનેક દરદીઓને આ તેલથી ફાયદો થયો છે. મોટાં મોટાં શહેરોમાં ડૉકટરોની દવા કરી નિરાશ થયેલા દરદીઓના રોગ જડમૂળથી મટ્યા છે.

**સૂચના**—ભિલામાનો ધુમાડો શરીરે ન લાગે તેનું ધ્યાન રાખવું જોઇએ.

## (૩૭) ભૃંગરાજ તૈલ

**વિધિ**—ભાંગરાનો રસ ૪ શેર, મંડૂર, ત્રિફળા અને અનંતમૂળ આ પાંચ ચીજો સરખે ભાગે મેળવી કરેલો કલ્ક ૨૦ તોલા અને તલનું તેલ ૧ શેર લેવું. બધાને ૪ શેર પાણીમાં મેળવી તેલ સિદ્ધ કરી લેવું. ( શા. સં. )

**ઉપયોગ**—આ તેલના માલિસથી દારુણક ( માથા પર નાની નાની ફોલ્લીઓ થવી, વાળનો ભાગ કઠણ થઈ જવો અને ખરજ આવવી ), અરુંષિકા ( માથા પર નાનાં ગૂમડાં થવાં અને તેમાંથી પરુ નીકળવું ), વાળ ધોળા થઈ જવા, ઇંદ્રલુપ્ત ( વાળ ખરી જવા ) વગેરે રોગો મટી જાય છે. અમે આનો અનેકવાર અનુભવ કર્યો છે. એ સત્વર લાભ આપે છે.

## (૩૮) કરવીર તૈલ

**વિધિ**—સફેદ કરેણનાં મૂળ, દંતીમૂળ, હળદર, કલગારી, ચિત્રકમૂળ અને સિંધવ ૩-૩ તોલા, બિજોરાનો રસ ૪ શેર અને આકડાનું દૂધ ૨૦ તોલા લેવું. પહેલી ૬ વસ્તુઓનો બારીક ભૂકો કરી પાણીમાં વાટી કલ્ક તૈયાર કરવો. પછી બધાંને ૧ શેર સરસિયાના તેલ સાથે મેળવી ધીમો તાપ આપી તેલ સિદ્ધ કરી લેવું. ( યો. ર. )

**ઉપયોગ**—ભગંદર અને નાસૂરમાં આ તેલની બત્તી મૂકવાથી થોડા દિવસમાં દૂષિત ભાગનું શોધન થઈ ઘા રુઝાઈ જાય છે. ઊંડા ભાગના શોધન માટે આ સારો પ્રયોગ છે.

## (૩૯) કોશાતક્યાદિ તૈલ

**વિધિ**—કડવા તૂરિયાનો રસ ૨ શેર, તલનું તેલ ૪૦ તોલા, કડવી તૂમડીનાં બી અને સૂંઠ ૫-૫ તોલા લેવી. પહેલાં તૂમડીનાં બી અને સૂંઠનો કલ્ક કરવો. પછી બધાંને કલાઈ કરેલી પિત્તળની કડાઈમાં નાખી ધીમા તાપ પર મૂકી, તેલ સિદ્ધ કરી લેવું. ( આ. ભિ. )

**ઉપયોગ**—આ તેલની પટ્ટી મારવાથી સડેલું માંસ, ઉપદંશના ઘામાં કીડા પડ્યા હોય તે, દુષ્ટ વ્રણ અને ભગંદર રોગો મટી જાય છે.

**સૂચના**—આ તેલમાં મીણ, સિંદૂર, કપીલો અને મુરદારસિંગ નાખી મલમ બનાવી લેવાથી બહુ ફાયદાકારક બને છે. ઘા જલદી ભરાઈ આવે છે.

## (૪૦) ષડ્‌બિંદુ તૈલ

**વિધિ**—એરંડાનાં મૂળ, તગર, સુવા, ડોડી, રાસ્ના, સિંધવ, ભાંગરો, વાવડિંગ, જેઠીમધ અને સૂંઠને સરખે ભાગે મેળવી ભાંગરાના રસમાં વાટી કલ્ક કરવો. પછી કલ્કથી ચારગણું કાળા તલનું તેલ, તેટલું જ બકરીનું દૂધ અને

તેલથી ૪ ગણો ભાંગરાનો રસ એકત્ર કરી વિધિ પ્રમાણે તેલ સિદ્ધ કરી લેવું.
(ગ૦ નિ૦)

**ઉપયોગ**—આ તેલના નસ્યથી બધી જાતના માથાના રોગો જલદી નાશ પામે છે અને વાળ ખરી જવા, દાંત હાલવા વગેરે દૂર થઇ દષ્ટિ ગરુડ જેવી તીવ્ર બને છે. વળી પલિત રોગ દૂર થઈ વાળ કાળા બને છે.

### (૪૧) સિદ્ધાર્થાદિ તૈલ

**વિધિ**—ધોળા સરસવ, પીપર, કઠ, ગળજીભી, અને જટામાંસી આ સરખે ભાગે મેળવી પાણી સાથે વાટી કલ્ક તૈયાર કરવો. પછી કલ્કથી ચારગણું સરસિયું તેલ અને સોળગણું પાણી મેળવી તેલ સિદ્ધ કરી લેવું. (ર. ચં.)

**ઉપયોગ**—પ્રસૂતિ વખતે ગુદા અથવા યોનિમાં આ તેલની બસ્તિ આપવાથી રોકાયેલી ઓળ જલદી પડી જાય છે.

### (૪૨) કટુતુંબી તૈલ

**વિધિ**—વાવડિંગ, સિંધવ, વજ, જવખાર, રાસ્ના, ચિત્રકમૂળ, સૂંઠ, મરી, પીપર અને દેવદાર. સરખે ભાગે લઈ, કડવી તૂમડીના રસમાં વાટી કલ્ક કરવો. પછી કલ્કથી ચારગણું સરસિયું તેલ અને ૧૬ ગણો કડવી તૂમડીનો સ્વરસ એકત્ર કરી મંદ અગ્નિ પર તેલ સિદ્ધ કરી લેવું. (વૃન્દ)

**ઉપયોગ**—આ તેલના નસ્યથી ગલગંડ રોગ નાશ પામે છે.

### (૪૩) મનઃશિલાદિ તૈલ

**વિધિ**—મનઃશિલ, ભિલામા, હરતાલ, કાગદી એલચી, અગર, રતાંજળી, ચમેલીનાં પાન અને તગર આ બધી ચીજોને પાણી સાથે વાટી કલ્ક કરવો. પછી કલ્કથી ચારગણું લિંબોળીનું તેલ અને ૧૬ ગણું પાણી એકત્ર કરી તેલ સિદ્ધ કરવું. (વૃન્દ)

**ઉપયોગ**—વલ્મીક (સોજો ચઢી અનેક નાનાં છિદ્રો પડવા) રોગ પર આ તેલની પટ્ટી મારવાથી જલદી આરામ થાય છે.

### (૪૪) ગંધકાદિ તૈલ

**વિધિ**—ગંધક અને હળદર ૪-૪ તોલા મેળવી કલ્ક કરવો. પછી કલ્ક, સરસવનું તેલ ૩ર તોલા અને ધતૂરાનાં પાનનો રસ ૩ર તોલા લઈ એકત્ર કરી મંદ અગ્નિ પર તેલ સિદ્ધ કરવું. (ર. ર.)

**ઉપયોગ**—આ તેલને કાનમાં નાખવાથી લાંબા વખતથી પરુ આવતું હોય તે મટી જાય છે.

### (૪૫) બાલરક્ષક તૈલ

**વિધિ**—પીલુડીનાં પાન, કાંટાસળિયો, કારેલાં, ભાંગરો, નાની દૂધેલીનું

પંચાંગ અને નાગરવેલના પાન આ દરેકનો ૪૦-૪૦ તોલા રસ લેવો પછી હળદર, જટામાસી, અગર, કઠ, વાળો, આમન, જેઠીમધ, રતાંજળી, જાયફળ, અને લવિંગ સરખે ભાગે લઇ ૧૦ તોલા કલ્ક કરવો આ રસ, કલ્ક અને તલનું ૧ શેર તેલ લઇ એકઠું કરી મંદ અગ્નિ પર તેલ સિદ્ધ કરવું પછી ૫ તોલા તેલ ગરમ કરી ૧ તોલો કપૂર નાખી ઠંડા થતા તેમા નાખી દેવું

ઉપયોગ—આ તેલના માલિશથી બાળકોના જીર્ણજ્વર, બાલરોગ, નબળાઈ, સુકતાન, ખૂજલી વગેરે બધા રોગો મટી જાય છે

## (૪૬) ધાતક્યાદિ તેલ

વિધિ—ધાવડીના ફૂલ આમળા, તમાલપત્ર, સમુદ્રશોષ, જેઠીમધ, કમળના ફૂલ, જાંબુના ઠળિયા, કેરીની ગોટલીની મીંજ, કીરાકણી, લોધર, કાયફળ, ટીમરુની છાલ, કાચી ખટ્ટી દાડમછાલ, ઉંબરાની છાલ અને કાચા બીલા આ ૧૬ ચીજો ૧૧-૧૧ તોલો લઈ ખાંડી ચૂર્ણ કરી બકરીના મૂત્રમા વાટી લુગદી કરવી પછી કડાઈમા ૧ શેર તલનુ તેલ, બકરીનું દૂધ અને બકરીનુ મૂત્ર દરેક ૪-૪ શેર એક કરી મંદ અગ્નિ પર વિધિ પ્રમાણે તેલ સિદ્ધ કરવુ આ ગાળીને બાટલીમા ભરી દેવુ (ચ સં.)

ઉપયોગ—યોનિમા આ તેલનુ પોતુ રાખવાથી અથવા બસ્તિ આપવાથી વિપ્લુતા, પરિપ્લુતા, વાતલા વગેરે વાતજ યોનિરોગ, યોનિનો અંદરનો સોજો, યોનિ બહાર નીકળી આવવી, યોનિમા શૂળ, વા હોવો, પરુ નીકળવુ તેમજ યોનિકંદ વગેરે રોગો મટે છે યોનિશૂળ વગેરેમા અંદર પિચકારી મારવી તેમજ પેડુ, કમર, પીઠ વગેરે ભાગ પર માલિશ કરવાથી પણ રાહત મળે છે

## (૪૭) નતાદિ તેલ

વિધિ—તગર, ઊભી ભોંયરીંગણીનુ પંચાંગ, કઠ, સિંધવ અને દેવદાર આ બધાને સરખે ભાગે લઈ પાણીમા વાટી ૪૦ તોલા કલ્ક કરવો પછી એક કડાઈમા કલ્ક, તેજ ચીજોનો ૮ શેર ક્વાથ અને ૨ શેર તલનુ તેલ એકઠું કરી ધીમા તાપ પર તેલ સિદ્ધ કરવુ બાદ તેને ગાળીને બાટલીમા ભરી દેવુ (અ હ)

ઉપયોગ—આ તેલની પિચકારી આપવાથી કે યોનિમા પોતુ મૂકવાથી વિપ્લુતા યોનિ (યોનિની અંદર હમેશ દુખાવો રહેવો), ઉદાવૃતા યોનિ, વાતલા યોનિરોગ, યોનિનો સોજો અને શૂળ વગેરે રોગો મટે છે

ગર્ભાશય શિથિલ થવાથી રજોદર્શન અનિયમિત થાય છે તેમજ અટકાવ સાથે શૂળ મારવી, કમરમા દુખાવો, ચારેબાજુ દબાવવાથી દુખાવો થવો વગેરે લક્ષણો થાય છે એવી સ્થિતિમા ૧-૨ વાર આ તેલની ઉત્તરબસ્તિ આપવાથી (૧-૨ ઔંસ તેલ ચઢાવવાથી) અને કમર, ગર્ભાશય, પગ વગેરે ભાગ પર માલિસ

કરવાથી યોનિશૂળ મટે છે, ગર્ભાશય સશક્ત બને છે અને ચહેરો તેજસ્વી બને છે. જો યોનિમાર્ગમાં જ બસ્તિ આપવી હોય તો સ્ત્રીને ડાબે પડખે સુવાડી, ડાબો હાથ પીઠ બાજુ રખાવી, પગ વળાવવા; એટલે કે સિમ્સ પદ્ધતિએ ( Sims, Position ) સુવાડી પિચકારી આપવી, અને અર્ધો કલાક સુવાડી જ રાખવી. યોનિમુખ પર રૂનું પોતું લગાડી દેવું. ગર્ભાશયમાં બસ્તિ આપવી હોય તો પલંગ પર ચત્તી સુવાડી ગર્ભાશય અને યોનિમુખ ઊંચું રખાવી રબરની નિર્જન્તુક કરેલી કેથેટરથી તેલની બસ્તિ આપવી. આ બસ્તિથી સારો ફાયદો થાય છે.

## (૪૮) બલા તૈલ

વિધિ—ખપાટનાં મૂળ, દશમૂળ, જવ, બોર અને કળથી આ પાંચ ચીજોને ૮–૮ શેર કવાથ, ૮ શેર ગાયનું દૂધ, ૧ શેર તલનું તેલ અને નીચેની ચીજોનો ૨૦ તોલા કલ્ક લઇ એકત્ર કરી વિધિ પ્રમાણે તેલ સિદ્ધ કરી ગાળી લેવું.

કલ્ક માટે મધુરાદિ ગણ ( કાકોલી, ક્ષીરકાકોલી, મેદા, મહામેદા, જીવક, ઋષભક, ઋદ્ધિ, વૃદ્ધિ, મુદ્ગપર્ણી, માષપર્ણી, ગળો, કાકડાશિંગ, વાંસકપૂર, પદ્મકાષ્ટ, દ્રાક્ષ, ડોડી, જેઠીમધ અને પુંડેરિયામાંથી જે મળી શકે તે ), સિંધવ, અગર, રાળ, સુરુનો ગુંદર, દેવદાર, મજીઠ, સફેદ ચંદન, કઠ, કાગદી એલચી, કાળી ઉપલસરી, જટામાંસી, છડીલો, તમાલપત્ર, તગર, સફેદ ઉપલસરી, વજ, શતાવરી, આસન, સુવા અને સાટોડીનાં મૂળ આ બધું સરખે ભાગે એકત્ર કરી પાણી સાથે વાટી કલ્ક તૈયાર કરવો. ( સુ. સં. )

ઉપયોગ—આ તેલનું માલિસ કરવાથી,યોનિમાં પોતું રાખવાથી તેમજ પાવાથી પ્રસૂતા સ્ત્રીના બધી જાતના વાયુના પ્રકોપનું શમન થાય છે. ગર્ભ ધારણ કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીઓ અને ક્ષીણશુક્ર થઈ ગયેલા પુરુષો માટે પણ આ તેલ હિતકારી છે. ધાતુક્ષીણતા, મર્મસ્થાન પર વાગવું, અને તૂટેલા કે નબળા પડી ગયેલા અવયવો, આક્ષેપ વગેરે વાતવ્યાધિ આ બધું આ તેલના પ્રયોગથી નાશ પામે છે. આ તેલના સેવનથી ધાતુ અને યૌવનની સ્થિરતા પ્રાપ્ત થાય છે.

## (૪૯) મહાવિષગર્ભ તૈલ

વિધિ—ધતૂરાનાં બી, નગોડનાં બી, કડવી તૂમડીનાં બી, સાટોડીનાં મૂળ, એરંડાનાં બી, આસન, કુંવાડિયો, ચિત્રકમૂળ, સરગવાની છાલ, પીલુડી, કલગારીનાં મૂળ, લીમડાની અંતરછાલ, બકાન લીમડાની છાલ, દશમૂળ ( સાલવણ વગેરે ૧૦ ચીજો ), શતાવરી, નાનાં કારેલાં, ઉપલસરી, ગોરખમૂંડી, ભોંયરીંગણું, થુવેર, આકડો, મેઢાશિંગ, સફેદ કરેણનાં મૂળ, પીળી કરેણનાં મૂળ, અઘેડાનાં મૂળ, ખપાટ, કાંસકી, ગંગેટી, મહદેવી, બેઠી ભોંયરીંગણી, અરડૂસીનાં પાન, ગળો અને ચાંદવેલ આ ૪૩ ઔષધિઓ ૪–૪ તોલા લઇ ૧૦૨૪ તોલા પાણીમાં

નાંખી ચતુર્થાંશ કાઢો કરવો. પછી ત્રિકટુ, ઝેરકચૂલા, રાસ્ના, કઠ, પીળો સોમલ, નાગરમોથ, દેવદાર, કાળો વછનાગ, જવખાર, સાજીખાર, પાંચ નમક, મોરથૂથુ, કાયફળ, કાળી પાટ, ભારંગમૂળ, નવસાર, ત્રાયમાણ, જવાસો, જીરું અને ઇંદ્રવરણાં આ ૨૬ ચીજો ૧–૧ તોલો લઈ પાણી સાથે વાટી કલ્ક કરવો. પછી કલ્ક, કવાથ અને ૪ શેર કાળા તલનું તેલ એકત્ર કરી વિધિ પ્રમાણે તેલ સિદ્ધ કરવું. ( યો. ૨. )

**નોંધ**—તેલ તૈયાર થયા પછી થોડું ગરમ હોય ત્યારે અમે એમાં ૧૦ તોલા કપૂર નાખીએ છીએ.

**ઉપયોગ**—આ તેલના માલિસથી બધી જાતના આમ અને શૂલ સાથેના વાતરોગો, ગંધિવા, કટિવાત, અર્ધાંગવાત, ગૃધ્રસી, દંડાપતાનક વગેરે વાતરોગો, કર્ણનાદ, કાને ઓછું સાંભળવું વગેરે રોગો મટી જાય છે. દુખાવો મટાડવા આ પ્રયોગ ઉત્તમ છે.

## (૫૭) લઘુવિષગર્ભ તેલ

**વિધિ**—કાળા તલનું તેલ, ચોખાનાં ફોતરાંનો કવાથ, કરેણનાં મૂળનો કવાથ, ધતૂરાનો સ્વરસ, નગોડનાં પાનનો સ્વરસ, આકડાનાં પાનનો સ્વરસ અને જટામાંસીનો કવાથ આ દરેક ૨૫૬ તોલા લઇ એકઠું કરી તેલ સિદ્ધ કરવું. પછી ધતૂરાનાં બી, કઠ, ધઉલાનાં ફૂલ, વછનાગ, દારુડીનાં મૂળ, રાસ્ના, સફેદ કરેણનાં મૂળ, માલકાંકણી, મરી, દંતીમૂળ, જટામાંસી, વજ, ચિત્રકમૂળ, પીળા સરસવ, દેવદાર, હળદર, દારુહળદર, એરંડાનાં મૂળ, લાખ, ત્રિફળા અને મજીઠ આ ૨૩ ચીજોનું ૪–૪ તોલા બારીક ચૂર્ણ કરી તેલમાં નાખી તેલને ૭ દિવસ ( શિયાળામાં ૨૧ દિવસ ) તડકામાં રાખી ગાળી લેવું. ( યો. ૨. )

**ઉપયોગ**—આ તેલનું માલિસ કરવાથી મહાવિષગર્ભ તેલમાં લખેલા બધા વાતરોગો નાશ પામે છે.

## (૫૮) ચંદનાદિ યમક

**વિધિ**—રતાંજળી, વડની વડવાઇના અંકુર, મજીઠ, જેઠીમધ, નીલ કમળ, ધરો, પતંગ અને ધાવડીનાં ફૂલ સરખે ભાગે લઇ દૂધ સાથે વાટી ૪૦ તોલા કલ્ક કરવો. પછી ૧ શેર તલનું તેલ, ૧ શેર ગાયનું ઘી, ૪ શેર ગાયનું દૂધ અને કલ્ક એકત્ર કરી વિધિપૂર્વક ઉકાળી યમક સિદ્ધ કરી લેવું. ( વૃન્દ )

**ઉપયોગ**—આ યમકના લેપથી દાઝયાનો ઘા જલદી રુઝાઇ જાય છે. તેમજ તે લગાડતાની સાથે જ સખ્ત વેદના થતી હોય તેનું શમન થાય છે અને થોડા જ દિવસમાં ઘા રુઝાઈ જાય છે.

**સૂચના**—દાઝયાના ઘાને ઠંડા પાણીથી ધોવો ન જોઇએ.

## (પર) પીડાશામક તૈલ

વિધિ—સરસડો, ધતૂરો, નગોડ અને સનાપા એ બધાનાં પાન, મેદાલકડી, સૂંઠ, અજમો, વજ, સિંધવ અને કપૂર એ ૧૦ વસ્તુઓ પ-પ તોલા, વછનાગ અને ઝેરકોચલાં ૨।।-૨।। તોલા અને તલનુ તેલ ૧૨૦ તોલા લેવું. કપૂર સિવાયની બાકીની ચીજોને મેળવી, ખાંડી, પાણી સાથે વાટી કલ્ક કરવો. પછી કડાઈમાં તેલ નાખી ગરમ કરવું. એમાં બધા કલ્કનાં ભજિયાં તળીને કાઢી લેવાથી તેલમાં ગુણ અને સુગંધ આવી જાય છે. તેલનો રંગ લીલો થઈ જાય છે. પછી કડાઈ નીચે ઉતારી તેલ તરત ગાળી લેવું; અને તેમાં કપૂર મેળવી ઢાંકી દેવું. ટંડું પડે એટલે શીશીઓમાં ભરી લેવું.

(શ્રી. ગોપાળજી કુંવરજી ઠક્કર આયુર્વેદાચાર્ય)

ઉપયોગ—વાતરોગમાં આ તેલ તરત દુખાવો બંધ કરવા વપરાય છે. કોઇ કોઇ વાર વાગ્યા પછી સહેજ કસર રહી જાય છે. પછી સહેજ સહેજ દુખાવો થાય છે. કોઇ કોઈ વાર શૂળ મારે છે અને લાંબો વખત ત્રાસ રહે છે. એ બધા પર આ તેલ માલિસ કરવાથી અને થોડો સેક કરવાથી બહુ જ ફાયદો થાય છે, સાંધા છુટા થાય છે. હાડકાંમાં થતો દુખાવો મટે છે, અને બધા અવયવો પહેલાં જેવા દૃઢ બની જાય છે.

ચોટ લાગવાથી લોહી જામી જાય છે. પછી લોહી બરોબર ફરતું નથી અને વાયુ કુપિત થઇ દરદ થવા માંડે છે. એવી સ્થિતિમાં આ તેલનું માલિસ હિતકર છે.

સૂચના—આ તેલ ઝેરી હોવાથી માલિસ કર્યા પછી હાથ સાબુથી સારી રીતે ધોઈ નાખવા જોઇએ.

# અંજન પ્રકરણ

પ્રાણીમાત્રને જીવનનો આધાર આંખ છે. આંખો સારી હોય તો જીવન સુખમય બને છે. એટલા માટે આંખોની દવા બનાવતી વખતે બહુ સંભાળ રાખવી જોઈએ અને પરીક્ષા કરી રોગ નક્કી કર્યા પછી જ દવા વાપરવી જોઇએ, તેમજ બની શકે ત્યાં સુધી તીક્ષ્ણ દવાઓ ન વાપરવી જોઈએ.

ચોમાસામાં હવામાં જુદીજુદી જાતના જંતુઓ ફેલાઇ જાય છે. તેમજ મોટાં શહેરોની હવામાં તો રોગોત્પાદક જંતુઓ બારે માસ હોય છે. એ જંતુઓ હવા લાગતાં આંખની શ્લૈષ્મિક કલાના બહારના ભાગ પર લાગે છે. એમાંથી કેટલાક જંતુઓ આંખના પાણીથી નાશ પામે છે. દિવસે પોપચાં સતત બંધ-ઉઘાડ થયા કરે છે, એટલે જરૂરી પાણી બહાર નીકળી સપાટી પરના ભાગની રક્ષા કરે છે. પણ રાત્રે પલકારા બંધ થઈ જાય છે. એ કારણથી આંખના ખૂણા અને નાસારંધ્રમાં પ્રવેશેલા જંતુઓને તક મળી જાય છે. એથી તેઓ ત્યાં દૃઢ થાય છે અને ધીમે ધીમે સંખ્યા વધી થોડા દિવસમાં જુદા જુદા રોગો કરે છે. આ હેતુને ધ્યાનમાં રાખીને શાસ્ત્રકારોએ રોજ સૌવીરાંજન (સુરમો) અને ૫ કે ૮ દિવસે રસાંજન આંજવાની આજ્ઞા કરી છે. (ચ૦ સ૦ સૂ. ૫-૧૨) તો પણ આધુનિક વિદ્વાનોની દૃષ્ટિએ નિર્દોષ અને તંદુરસ્ત આંખોમાં સુંદરતા અને આંખોનું તેજ વધારવા રોજ રોજ સુરમો આંજવાની રીત ફાયદાકારક ન કહી શકાય. પણ માત્ર બાળકોની નબળી આંખો સબળ કરવા માટે મેંસ આંજવામાં વાંધો નથી. આંખોમાં રહેલી આંતરિક શક્તિ મજબૂત હોઇ બહારની મદદ વગર રોગોથી આંખનું રક્ષણ કરી શકતી હોય તો સુરમો ન વાપરવો હિતકર છે. નહિ તો ધીમે ધીમે તે શક્તિ પરાધીન અને નબળી પડી જશે. આ ઉપરાંત જે લોકો આંખોની સારી સ્થિતિમાં તીક્ષ્ણ સુરમા આંજી ખૂબ પાણી કાઢી નાખવા પ્રયત્ન કરે છે તે લોકો તો ખરેખર આંખોને નુકસાન જ કરે છે.

આહારવિહારના દોષથી આંખોમાં ગરમી વધી રોગ ઉત્પન્ન થયો હોય તો મૂળ કારણ (આહારવિહારના દોષો)ને દૂર કરવા જોઈએ. પછી મગજ અને આંખોની શાન્તિ માટે અનુકૂળ પથ્ય ખોરાક અને ખાવાની દવા સાથે આંખોની દવા આપવામાં આવે તો જલદી ફાયદો થાય છે.

ઉપદંશ, પરમિયો વગેરે રોગોને લીધે રક્ત દૂષિત થઇ નેત્રરોગ થયો હોય તો સાથે સાથે રક્તશોધક ઔષધિઓનું સેવન કરવું જોઇએ. રક્ત શુદ્ધ થયા વિના એકલી આંખની દવાથી કદી પણ આંખનો રોગ મટશે નહિ.

શાસ્ત્રકારોએ આંખના રોગની ચિકિત્સામાં નીચેનાં સેક વગેરે ૭ કાર્યો કરવાની આજ્ઞા કરી છે:

सेक आश्चोतनं पिण्डी विडालस्तर्पणं तथा ।
पुटपाकोऽञ्जनं चैभि: कल्पैर्नेत्रमुपाचरेत् ॥

(૧) **સેક**—પાણી વગેરેની ધારથી આંખોને સ્વેદ આપવો.

(૨) **આશ્ચોતન**—ડ્રોપર વગેરેથી આંખમાં તૈલ વગેરે દવાઓનાં થોડાં ટીપાં નાખવાં.

(૩) **પિંડી**—આંખ પર લૂગદી બાંધવી.

(૪) **બિડાલક**—આંખોની ઉપરના ભાગમાં લેપ કરવો.

(૫) **તર્પણ**—આંખો બંધ રાખી દૂધ વગેરે આંખને તૃપ્તિ આપનાર દવાઓ ભરવી. વધુ વિધિ 'ચિકિત્સાતત્ત્વપ્રદીપ'ના પ્રથમ ખંડમાં છે.

(૬) **પુટપાક**—પુટપાક રીતે કાઢેલો સ્વરસ આશ્ચોતન કે તર્પણ રીતે આંખોમાં નાખવો.

(૭) **અંજન**—દોષો પરિપક્વ થયા પછી આંખોમાં દવા નાખવી.

આ બધામાં પણ ઘણા પેટાભાગ છે. એ બધાને શાસ્ત્રીય ચિકિત્સા-ગ્રંથોમાંથી સમજીને આંખોના રોગોના ઉપચાર કરવા જોઈએ. કારણકે સમજ્યા વગર ઉપચાર કરવાથી ઘણીવાર નુકસાન થવાનો સંભવ છે.

અંજનમાં લેખન, રોપણ અને સ્નેહન એવા ૩ ભાગ છે. સૂરોખાર વગેરે ક્ષારવાળા, તીખાં મરી વગેરે અને ખાટા લીંબુનો રસ વગેરે ખટાશવાળા અંજનને લેખન અંજન, હરડે વગેરે તૂરા અને લીંબડો વગેરે કડવા રસવાળા સ્નિગ્ધ અંજનને રોપણ અંજન, અને ઘી, મધ વગેરે મધુર રસયુક્ત સ્નિગ્ધ અંજનને સ્નેહન અંજન કહે છે.

સામાન્ય રીતે વાતજન્ય નેત્રરોગોમાં સ્નિગ્ધ અને ઉષ્ણ દવા, પિત્તજન્ય રોગમાં શીતળ અને મધુર રસવાળી દવા અને કફજન્ય રોગમાં તીક્ષ્ણ, રુક્ષ, ઉષ્ણ અને વિશદ (ફેલાવાવાળી) દવા, તેમજ સન્નિપાતજન્ય રોગોમાં તીક્ષ્ણ, ઉષ્ણ, મૃદુ અને શીતળ ગુણવાળી આંખની દવાઓનું મિશ્રણ એમ દવા આપવી જોઈએ.

અંજન કરવા માટેની સળી આઠ આંગળ લાંબી, કાચ, સ્ફટિક વગેરે ધાતુ અથવા સાબરસિંગમાંથી બનાવેલી ચીકણી, બંને છેડા તરફ ચપટી ગોળ હોવી જોઈએ. લેખન ઔષધિઓ માટે તાંબુ, પથ્થર, કાચ કે સાબરશિંગાની સળીથી અને રોપણ દવા આંગળીથી આંજવી, અથવા સીસું, જસત કે લોઢાની સળીથી આંજવું; અને સ્નેહન ઔષધિ માટે ચાંદી કે સોનાની સળી લેવી જોઈએ.

આંખની દવા સવાર સાંજ આંજવી. બપોરે દવા નાખવી નહિ અને

કીકીના નીચેના ભાગ પર આંજવી. પહેલાં ડાબી આંખમાં અને પછી જમણી આંખમાં આંજવી જોઈએ. ચોમાસામાં જ્યારે વાદળ ન હોય ત્યારે અંજન કરવું.

દોષ કાચો હોય ત્યારે અંજન, ઘૃતપાન, સ્નાન, ભારે ખોરાક, ક્વાથ વગેરે દવાઓનો ઉપયોગ વગેરેની મનાઇ છે. ઉપવાસ કરવો સારો છે. પણ નાજુક પ્રકૃતિવાળા અને બાળકોને મધુર ખોરાક, વરાળનો સેક અને આંખો પર લેપ વગેરે ઉપચારો કરવા જોઈએ.

અંદરના દોષોની વૃદ્ધિને લીધે આંખનો દુખાવો વધી રહ્યો હોય તે વખતે આંખોમાં નાખવાને દોષઘ્ન અંજન ન આપવું જોઈએ. કાચા દોષો બહાર આવી ગયા પછી જ દોષઘ્ન ઔષધિઓનું અંજન કરવાથી બધા દોષો નાશ પામી આંખોને આરામ થાય છે. તેમજ થાકેલા, બહુ રડેલા, ભય પામેલા, ક્રોધે ભરાયેલા, દારૂ પીધેલા, નવા તાવવાળા, અજીર્ણ અને ઉદાવર્તના રોગવાળા, માથાના રોગવાળા અને મળમૂત્રનો વેગ રોકનારાઓને અંજન ન કરવું જોઈએ. બહુ ઠંડી, બહુ ગરમી, સખત પવન અને બહુ વાદળ થાય તેવા વખતે પણ આંખમાં અંજન ન કરવું જોઈએ. બહુ તીક્ષ્ણ અંજન દિવસે ન કરતાં રાત્રે જ કરવું જોઈએ.

લેખન અંજનમાં મધુર રસનો નિષેધ છે. મોટે ભાગે બીજા રસો વપરાય છે. જેમકે વાતજન્ય રોગમાં લેખન અંજન વાપરવું હોય તો અમ્લ અને ક્ષાર દ્રવ્યોવાળું; પિત્તજન્ય અને રક્તજન્ય નેત્રરોગોમાં કડવા અને તૂરા દ્રવ્યોનું; અને કફજન્ય રોગમાં કડવા, તીક્ષ્ણ અને કષાય રસ વાળું અંજન હિતકર છે. દ્વંદ્વજ અને ત્રિદોષજન્ય રોગોમાં દોષો પ્રમાણે લેખન અંજન યોજવું. લેખન ઔષધિમાં મધુર રસનો નિષેધ હોવા છતાં પણ મધ લેખન, કષાય રસવાળું; રુક્ષ અને નેત્રરોગોનો નાશ કરનાર હોવાથી લેખન દવાઓમાં નાખવામાં આવે છે. કફજન્ય રોગોમાં લેખન અંજન સવારમાં, પિત્તજન્ય અને રક્તજન્ય રોગોમાં રાત્રે સૂતી વખતે અને વાતજન્ય રોગોમાં સાંજે આંજવું. તેમજ પહેલાં લેખન, પછી રોપણ અને પછી સ્નેહન અંજન આપવું જોઇએ.

લેખન અંજનના પ્રયોગથી આંખ, પાંપણ, નેત્રશિરા, નેત્રપટલ, નેત્રવારિ, નેત્રદર્પણ, નેત્રસ્રોતો અને શૃંગાટક ( નાક, આંખ, કાન અને જીભની સંતર્પણ શિરાઓની અંદરનું મર્મસ્થાન ) આ સ્થાનોમાં રહેલા દોષો પાતળા થઈ નાક, આંખ અને મોં વાટે બહાર નીકળી જઈ આંખો ચોખ્ખી બને છે.

રોપણ અંજન કષાય અને કડવું, સ્નિગ્ધ, શીતળ તેમજ વૃષ્ય હોવાથી આંખની દૃષ્ટિ બળવાન બનાવે છે. સ્નેહન અંજન (પ્રસાદાંજન) મધુર અને સ્નિગ્ધ હોવાથી દૃષ્ટિ સ્વચ્છ કરે છે. આ રીતે ત્રણેના ગુણ જુદાજુદા છે.

## (૧) નેત્રપ્રભાકર અંજન

વિધિ—શુદ્ધ કાળો સુરમો (કે સફેદ સુરમો) ૪ તોલા, કપૂર ૧ તોલો, એલચીદાણા ૩ માસા, ચણકબાબ ૩ માસા, ધોળાં મરી ૩ માસા અને મોતીની પિષ્ટિ ૧ માસા લેવી. કપૂર સિવાયની ચીજોને ગુલાબજળમાં ૩ દિવસ ખરલ કરવી. પછી કપૂર નાખી ૧ દિવસ ઘૂંટી શીશીમાં ભરી લેવું.

ઉપયોગ—આ અંજન દિવસમાં ૨ વાર આંજવાથી આંખોની ગરમી, પાણી નીકળવું, નબળાઈ વગેરે રોગો મટી જઈ આંખોનું તેજ વધે છે.

## (૨) કૃષ્ણ નેત્રાંજન (નયનામૃતાંજન)

વિધિ—શુદ્ધ કરેલું સીસું ૫ તોલા લઇ તેનો રસ કરવો. રસ થાય એટલે કડાઇ નીચે ઉતારી, તેમાં ૫ તોલા પારો નાખી ખરલ કરવું. બરોબર મળી જાય એટલે ૨૦ તોલા શુદ્ધ કાળો સુરમો નાખવો. સારી રીતે મળી જાય એટલે ૧। તોલો કપૂર નાખી ૬ કલાક ખરલ કરી શીશીમાં ભરી લેવું. (યો. ત.)

ઉપયોગ—આ નેત્રાંજનને દિવસમાં ૨ વાર આંજવાથી બળતરા, તિમિર, ધુન્ધ, ફૂલું, મોતિયો, માંસવૃદ્ધિ વગેરે આંખોના રોગો મટી આંખનું તેજ વધે છે.

## (૩) રક્ત નેત્રાંજન

વિધિ—સિંદૂર ૮ તોલા, સુરોખાર ૧ તોલો અને ધોળાં મરીનું કપડછાણ ચૂર્ણ ૩ તોલા લેવું. બધાને મેળવી ૩ દિવસ ખરલ કરવું. (આ. નિ. મા.)

ઉપયોગ—આંજવાની સળીને પહેલાં બબૂલાદિ સ્વરસમાં બોળી પછી રક્તાંજનમાં બોળી આંજવાથી આંખનો સોજો, ફૂલું, લાલાશ, બળતરા, કુકૂણક, માંસવૃદ્ધિ વગેરે રોગો મટી જાય છે. બાળકો અને મોટા માણસો બધાને માટે હિતકર છે. આંખની ઉપરનો સોજો ૨-૪ દિવસમાં મટી જાય છે. માંસવૃદ્ધિ થોડા જ દિવસમાં ઓછી થઇ જાય છે.

## (૪) બબૂલાદિ સ્વરસ

વિધિ—કાંટા અને કચરો કાઢી નાખી સાફ કરેલા બાવળનાં લીલાં પાન ૧ શેર, પાણી ૧૦ શેર, ૧૦ તોલા મંચોરા અને ૧૦ તોલા સિંધવ મેળવી ગરમ કરવું. ૪ શેર પાણી રહે એટલે ઉતારી મસળી ગાળી લેવું. પછી એક કલાઈ કરેલા પિત્તળના વાસણમાં ગાળેલા પાણીને ભરી ફરી ચૂલા પર મૂકવું. પાણી અર્ધાથી ઓછું થઇ જાય એટલે ૧ શેર મધ નાખી ધીમી આંચે પાક કરવો અને તેની મધ જેવી ચાસણી કરી લેવી. ચાસણી પાતળી રહે તો કોહી જાય છે. સખ્ત થઈ જાય તો આંજવાના કામમાં નથી આવતી. આંખોમાં સ્વરસવાળી સળી ફેરવવાથી દવા આંખમાં જલદી ફેલાઈ જાય એવી ચાસણી રહેવી જોઈએ. (આ. નિ. મા.)

ઉપયોગ—આ સ્વરસ આંજવાથી આંખોની લાલાશ, પાણી ઝરવું, ચીપડા આવવા, ઘા થઈ પરુ નીકળવું, ફૂલું, સોજો વગેરે બધા રોગો મટી જાય છે. નાનાં નાનાં બાળકો (એક મહિનાના) અને મોટા માણસો બધાને માટે ઉપયોગી છે. ખાસ રોગોમાં રક્ત નેત્રાંજન સાથે વાપરવો, અને ઉપરના ભાગમાં રસાંજનાદિ લેપ લગાડવાથી બહુ જલદી ફાયદો થાય છે.

## (૫) નેત્રબિંદુ

વિધિ—અનારદાણા ૪ તોલા લઇ ૨૦ તોલા ગુલાબજળમાં નાખી સાંજે પલાળી રાખવા. સવારે મસળી ગાળી લેવું. પછી ફુલાવેલી ફટકડી ૬ માસા, ફુલાવેલું ગોરથૂથુ ૪ રતી, રસવંતી ૬ માસા, શુદ્ધ અફીણ ૧ માસા અને દેશી કપૂર ૧ માસો લઇ બધાને વાટી ગુલાબજળમાં નાંખી દિવસમાં બેત્રણ વાર હલાવતા રહેવું. ત્રણ દિવસ પછી ફિલ્ટર પેપરથી ગાળી લેવું.

ઉપયોગ—આ અર્કનાં ૨–૩ ટીપાં દિવસમાં ૨ વાર નાખવાથી આંખોની લાલાશ, ખૂજલી, પાણી ઝરવું, બળતરા થવી વગેરે રોગો ૨–૩ દિવસમાં મટી જાય છે.

## (૬) રસકેશ્વર ગુટિકા

વિધિ—શુદ્ધ ખાપરિયું અથવા જસત ભસ્મ, સિંધવ, ફુલાવેલું મોરથૂથુ, ફુલાવેલો ટંકણખાર, સૂંઠ, મરી અને પીપર સરખે ભાગે મેળવી ૭ દિવસ લીંબુના રસમાં ખરલ કરી સોગઠી બનાવી લેવી. આ સોગઠી મધમાં ઘસી આંજવી.

(વૈદ્યામૃત)

ઉપયોગ—આ ગુટિકા ફૂલું, ધુન્ધ, જાળું, નવો મોતિયો અને નેત્રવાયુ વગેરે આંખોના રોગોમાં ફાયદાકારક છે. આ અંજનથી સન્નિપાતમાં બેશુદ્ધિ મટી જઈ દરદી જલદીથી ભાનમાં આવી જાય છે.

## (૭) ચંદ્રોદયા વર્તિ

વિધિ—હરડે, વજ, કઠ, પીપર, મરી, બહેડાંની મીંજ, શંખની નાભિ અને મનઃશિલ આ બધા સરખે ભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરીને બે દિવસ ખરલ કરવું. પછી ૬ કલાક બકરીના દૂધમાં ખરલ કરી વર્તિ બનાવી લેવી. શંખની નાભિને જુદી વાટી બારીક થાય ત્યારે મેળવવી. (વૃન્દ)

ઉપયોગ—આ ઉત્તમ લેખન અંજન છે. માંસવૃદ્ધિ અને કફવૃદ્ધિને દૂર કરી દૃષ્ટિને સ્વચ્છ બનાવે છે. આ વર્તિને મધમાં ઘસી આંખોમાં આંજવાથી ત્રણ વર્ષનું જૂનું ફૂલું મટી જાય છે. તેમજ બધી જાતની માંસવૃદ્ધિ અને આંધળાપણાનો એક મહિનામાં નાશ કરે છે. તિમિરમાં પણ આ વર્તિ ફાયદાકારક છે.

માથા અને આંખમાં ગરમી હોય તો સપ્તામૃત લોહ આપવી જોઇએ. અથવા

સુવર્ણમાક્ષિક ભસ્મ, વાંસકપૂર, ત્રિફળા અને જેઠીમધ મેળવી ઘી અને મધ સાથે આપતા રહેવાથી જલદી ફાયદો થાય છે.

### (૮) લહસુનાદિ અંજન

**વિધિ**—લસણ, પીપર, રાઈ, વજ અને હરડેને ગાયના મૂત્રમાં ખરલ કરી ગોળીઓ વાળી લેવી.

**ઉપયોગ**—આ ગોળીને પાણીમાં ઘસી આંજવાથી ભૂતજનિત જ્વર અને વિષમજ્વર મટી જાય છે.

### (૯) અંજન રસ ( સન્નિપાતહર અંજન )

**વિધિ**—પારો, ગંધક, લોહભસ્મ અને પીપર ૧–૧ તોલો અને શુદ્ધ નેપાળો ૧૨ તોલા લઈ ૨૧ દિવસ જંબીરી લીંબુના રસમાં ખરલ કરી સોગઠીઓ બનાવી લેવી.

**ઉપયોગ**—સન્નિપાતમાં ઘેન વગેરે બધા ઉપદ્રવો, અને સર્પવિષમાં ઊંઘ આવવી વગેરે બધા દોષોને મટાડે છે; રોગી જાગ્રત રહે છે.

### (૧૦) દાર્વ્યાદિ રસક્રિયા

**વિધિ**—દારૂહળદર, કડવા પરવળનાં પાન, જેઠીમધ, લીમડાની અંતરછાલ, પદ્મકાષ્ઠ, નીલકમળ અને પુંડેરિયા આ ૭ ચીજો સરખે ભાગે લઈ અધકચરી ખાંડવી. પછી તેને રાત્રે ૪ ગણા પાણીમાં પલાળી સવારે ધીમા તાપે વાસણ ઢાંકી રાખી ક્વાથ કરવો. જ્યારે ચોથા ભાગનું પાણી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લેવું. ફરી તેને કડાઈમાં નાખી ચૂલા પર મૂકી ઉકાળવું અને સંભાળપૂર્વક હલાવતાં રહેવું. જ્યારે બાસુંદી જેવું જાડું થઈ જાય ત્યારે નીચે ઉતારી લેવું. ઠંડું પડે એટલે ચોથા ભાગનું મધ નાખી ખુલ્લા મોંની શીશી કે બરણીમાં ભરી લેવું. બંગસેને મધને બદલે મધ અને સાકર $\frac{1}{2}$, $\frac{1}{2}$ ભાગ નાખવાનું લખ્યું છે.

**ઉપયોગ**—આ રસાંજનનું અંજન કરવાથી દાહ, પાણી ઝરવું અને રક્તપ્રકોપજન્ય આંખની લાલાશ અને ખંજવાળ વગેરે રોગો મટે છે.

### (૧૧) નેત્રસુદર્શન અર્ક ( પલાશાંજન )

**વિધિ**—સવારમાં ખાખરાનાં તાજાં મૂળ ૫ શેર મંગાવી તેના પર માટી લાગેલી હોય તે સાફ કરી નાખવી. પાણીથી ધોવાં નહિ. પછી તેના ૧–૧ ઈંચના ટુકડા કરી નલિકાયંત્ર અથવા આકાશપાતન યંત્ર વડે અર્ક કાઢવો. મૂળિયાં લાવવાનું અને અર્ક ખેંચવાનું કાર્ય એક જ દિવસે કરી નાખવું. બીજે દિવસે કરવાથી અર્ક બહુ જ થોડો નીકળે છે. નલિકાયંત્રથી અર્ક સારો નીકળે છે, આકાશપાતન યંત્રથી થોડો નીકળે છે અને કોઈ કોઈ વખત બળી પણ જાય

છે. જો અર્ક બળેલો નીકળશે, તો આંખમાં બળતરા વધારે થશે અને ફાયદો ઓછો થશે. (સ્વા. અખંડાનંદજી)

**સૂચના**—ચોમાસામાં અર્ક કાઢવો હોય તો ખાખરાનાં મૂળ ૧ દિવસ રહેવા દેવાં અને બીજે દિવસે અર્ક કાઢવો. નહીંતર અર્ક બહુ હલકો નીકળે છે અને ખરાબ થઇ જાય છે. શિયાળામાં અર્ક કાઢવો હોય તો પૂરો નીકળે છે અને લાંબો વખત ટકે છે.

ઉપયોગ—આ અર્કનાં દિવસમાં ૨ વાર આંખમાં ૨–૩ ટીપાં નાખવાથી આંખોના બધી જાતના રોગો—લાલાશ, તિમિર, પરવાળાં, નબળાઇ, દાહ, રતાંધળાપણું વગેરે મટી જાય છે. આ અર્કથી હજારો માણસોના ચશ્મા ઊતરી ગયા છે. નવા મોતિયાને પણ ૮ મહિનામાં મટાડે છે. આ અર્કનાં ૩–૪ ટીપાં નાગરવેલના પાનમાં નાખી દિવસમાં ૨ વાર ખાવાથી ધાતુવિકાર મટે છે અને પાચનશક્તિ વધે છે.

મોતિયાની શરૂઆત થઇ હોય અને ધીમે ધીમે વધતો હોય તો ૪–૬ મહિના સુધી આ અર્ક વાપરવાથી દૃષ્ટિમણિની અપારદર્શકતા દૂર થઇ મોતિયાનો નાશ થાય છે.

### (૧૨) નયનશોણાંજન

વિધિ—પીપર, સિંધવ, ધોળાં મરી, રસવંતી, શુદ્ધ સુરમો, સમુદ્રફીણ, સાકર, ધોળી સાટોડીનાં મૂળ, હળદર, રતાંજલી, જેઠીમધ, ફુલાવેલું મોરથૂથુ, હરડે, મનઃશિલ, લીમડાનાં પાન, લોધર, ફુલાવેલી ફટકડી, શંખની નાભિ અને કપૂર આ ૧૯ ચીજો સરખે વજને લેવી. પહેલાં શંખની નાભિને ખૂબ બારીક વાટી તેમાં સુરમો, મનઃશિલ, મોરથૂથુ અને ફુલાવેલી ફટકડી નાખવી. પછી કપૂર સિવાયની બીજી ઔષધિઓનું કપડછાણ ચૂર્ણ નાખી ૩ દિવસ ખરલ કરવું. બાદ કપૂર નાખી ૩ કલાક ખરલ કરી છેવટે મધ નાખી ૩ કલાક ખરલ કરી પહોળા મોંની શીશી ભરી લેવું. મૂળ ગ્રંથકારે આ અંજનને લોખંડના ખલમાં તાંબાના દસ્તાથી ખરલ કરવાનું લખ્યું છે. (ભા. પ્ર.)

ઉપયોગ—આ અંજન ૨ મહિના આંજવાથી તિમિર, પટલ અને ફૂલાંનો નાશ કરે છે.

### (૧૩) પથ્યાદિ અંજન

વિધિ—હરડેના ઠળિયાની મીંજ ૩ ભાગ, બહેડાંના ઠળિયાની મીંજ ૨ ભાગ અને આમળાનાં ઠળિયાની મીંજ ૧ ભાગ લેવી. બધાંને ૬ કલાક પાણી સાથે ખરલ કરી સોગઠીઓ બનાવી લેવી. (યો. ૨.)

ઉપયોગ—આ સોગઠી પાણી સાથે ઘસીને આંખમાં આંજવાથી આંખોની

લાલાશ, ખૂબ પાણી ઝરવું, કષ્ટસાધ્ય નેત્રપાક વગેરે મટાડી આંખો સ્વચ્છ બનાવે છે.

## (૧૪) ચંદનાદિ વર્તિ

વિધિ—રતાંજળી, સોનાગેરુ, લાખ અને ચમેલીની કળી આ ચાર ચીજો સરખે વજને લઇ બારીક વાટવી. પછી ગુલાબજળ સાથે છ કલાક ખરલ કરી સોગઠીઓ બનાવી લેવી. (બં. સે.)

ઉપયોગ—આ સોગઠી પાણીમાં ઘસી આંજવાથી વ્રણશુક્ર (Corneal ulcer) એટલે આંખમાં વ્રણ થઇ પરું આવવું, આંખોની લાલાશ, ખૂજલી વગેરે નાશ પામે છે.

## (૧૫) ચંદ્રપ્રભા વર્તિ

વિધિ—રસવંતી, સરગવાનાં બી, પીપર, જેઠીમધ, બહેડાંના ઠળિયાની મીંજ, શંખની નાભિ અને મનઃશિલ આ ચીજો સરખે વજને મેળવી બકરીના દૂધમાં ૧૨ કલાક ખરલ કરી સોગઠીઓ બનાવી છાંયે સૂકવી લેવી. (વૃન્દ)

ઉપયોગ—આ સોગઠી પાણી કે મધમાં ઘસી આંજવાથી નેત્રાર્બુદ (કીકી નીચે નાની ફોલ્લી–ગાંઠ થવી), પટલદોષ, તિમિર, મોતિયો, શિરાઓ લાલ થઇ જવી, આધિમાંસ (સફેદ ભાગમા માંસ વધવું), ચીપડા આવવા, રતાંધળાપણું આ બધા રોગો નાશ પામે છે. શાસ્ત્રમાં લખ્યુ છે કે આ વર્તિ જન્માંધતાનો પણ નાશ કરે છે.

## (૧૬) પુષ્પહર અંજન

વિધિ—સૂગેખાર ૪૦ તોલા લઇ પથ્થરના ખરલમાં શુદ્ધ સીસાના દસ્તાથી ૪૦ દિવસ ગુલાબજળ સાથે ખરલ કરવો. પછી તેમાં ૫ તોલા કપૂર નાખી ૬ કલાક ખરલ કરી અંજનને શીશીમાં ભરી લેવું. કેટલાક વૈદ્યો ગુલાબજળ અને કપૂર નથી નાખતા, પણ ૧૬ મો ભાગ સમુદ્રફીણ નાખી ૭ દિવસ ઘૂંટી લે છે. આ નેત્રાંજન તીવ્ર બને છે અને વધારે ફાયદો કરે છે.

ઉપયોગ—આ અંજન ફૂલું, કુકૂણક, લાલાશ, તિમિર, ખુજલી, અર્મ (આંખના સફેદ ભાગમાં માંસ વધવું), અજકાજાત (આંખના કાળા ભાગમાં માંસવૃદ્ધિ), રતાંધળાપણું, પાણી ઝરવું, નેત્રાર્બુદ, દષ્ટિમાંદ્ય આ બધાંને થોડા જ દિવસમાં મટાડે છે.

# લેપ-મલમ પ્રકરણ

ઘા, ગાંઠ, સોજો, હાડકું ભાંગવું, ચોટ લાગવી, દુખાવો વગેરેમાં લેપ-મલમ વગેરે દવાઓ વપરાય છે. શાસ્ત્રકારોએ વ્રણચિકિત્સાનો ક્રમ નીચે પ્રમાણે કહ્યો છે.

आद्यो शोथहरो लेपो द्वितीयो रक्तसेचनः ।
तृतीयश्चोपनाहः स्याच्चतुर्थः पाटनक्रमः ॥
पञ्चमः शोधनो भूयात्षष्ठो रोपण इष्यते ।
सप्तमो वर्णकरणो व्रणस्यैते क्रमान्मताः ॥

પહેલો સોજો મટાડનાર લેપ, બીજું જળો વગેરેથી લોહી કાઢવું, ત્રીજું પકવવા માટે પોટીસ મારવી, ચોથું શસ્ત્રથી ચીરી દૂષિત લોહી અને પરુ કાઢી નાખવું, પાંચમું ઘાની શુદ્ધિ કરવી, છઠ્ઠું ઘા રુઝાવવો અને સાતમું પહેલાના જેવી ચામડીનો રંગ લાવવા પ્રયત્ન કરવો, એ ક્રમથી વ્રણની ચિકિત્સા કહી છે.

આ નિયમ પ્રમાણે પહેલાં અપક્વ સોજો કે ગાંઠ બેસાડી દેવા લેપ, સેક કે કવાથો વડે ઝારવું જોઈએ. તેમાં જો પિત્તજન્ય રોગ હોય તો સેક ન કરવો. લોહી કાઢવા જેવું હોય તો જળો લગાડી દૂષિત રક્ત કાઢી નાખવું જોઇએ. જો ન બેસે તેવો હોય તો લેપ કે પોટીસ બાંધવી જોઈએ. પછી પાકી જાય એટલે તરત દૂષિત રક્ત કે પરુ કાઢી નાખી ઘાને દોષરહિત-કરનાર અને સૂકવી દેનાર મલમ વગેરે લગાડવા જોઈએ. તે બાદ ઘા રુઝાઈ પહેલા જેવી ચામડીનો રંગ લાવવા મલમ કે ઘી-તેલ વગેરે લગાડવાં જોઇએ.

લેપના ચૂર્ણ અથવા ગોળીને ગરમ પાણી સાથે વાટી લગાડી ઉપર રૂ મારી દેવું કે જેથી લેપ સુકાઇને ફાટી ન જાય. લેપવાળો ભાગ ઉઘાડો રહેવાથી પૂરે-પૂરો ફાયદો નથી મળતો. પહેલાં લગાડેલો લેપ સુકાઇ જાય એટલે નવો મારવો જોઇએ. પણ નવો લેપ લગાડતાં પહેલાં ખૂબ સાવચેતીથી પહેલો લેપ ગરમ પાણીથી ધોઈ સોજાવાળા ભાગને સાફ કરી નાખવો જોઇએ, નહિ તો નવા લેપની જલદી અસર નહિ થાય. કારણ કે પહેલાં લગાડેલા લેપથી જે દૂષિત પરમાણુઓ રોગમાંથી બહાર ખેંચાઈ આવે છે, તે બધા પહેલાંવાળા લેપની સાથે મળી જઈ ચામડી પર જ વળગેલા હોય છે.

વાયુના સોજા પર રાત્રે લેપ ન મારવો જોઇએ; અને લેપ મારેલો ઊખડી જાય તો તેને ફરીવાર ન મારવો જોઇએ. તેમજ દિવસે જેમ જેમ લેપ સુકાય તેમ તેમ કાઢી નાખવો જોઇએ. પણ ગાંઠ બેસાડવા માટે જાડો લેપ કર્યો હોય તો રાત્રે પણ રહેવા દેવો. પકવવાની ગાંઠ પર રાત્રે પણ અવશ્ય લેપ કરવો જોઇએ. ગૂમડું પકવવા બાંધેલી પોટીસ ૨-૩ કલાકે બદલતા રહેવાથી ગૂમડું જલદી

પાકી જાય છે. વધારે વખત પોટીસ રાખી મૂકવાથી ગૂમડું જલદી પાકતુ નથી હાકકું ભાંગ્યુ હોય તેના પરનો લેપ ૨–૩ કે વધારે દિવસ પછી ઉઘાડી બદલવો જોઇએ.

વાતજન્ય શોથમા સ્નિગ્ધ, અમ્લ અને લવણ મિશ્રિત લેપ, પિત્તજન્યમા સ્નિગ્ધ, શીતળ અને દૂધ મિશ્રિત લેપ તેમજ કફજન્ય રોગમા ગોમૂત્ર અને બીજા ક્ષારયુક્ત સહેજ ગરમ લેપ મારવો જોઇએ.

વાયુના સોજા પર ગરમ પાણીની વરાળ દઈ પછી લેપ મારવાથી જલદી આરામ થાય છે. અને કફપ્રકોપના શમન માટે લેપ લગાડી ગરમ કપડુ બાધી દેવુ જોઇએ. ઠડો પવન ન લાગવા દેવો જોઇએ.

## (૧) દોષઘ્ન લેપ

**વિધિ**—સરગવાની છાલ, સૂઠ, સરસવ, સાટોડીનાં મૂળ અને દેવદાર સરખે ભાગે મેળવી ચૂર્ણ કરવુ. પછી કાજી કે ખાટી છાશ સાથે ચટણી માફક વાટી જાડો લેપ કરવો. (શા. સં.)

**ઉપયોગ**— આ લેપ વાત અને કફથી ઉત્પન્ન થયેલા બધી જાતના સોજા અને ગાઠો મટાડવા માટે ઉત્તમ દવા છે. વિષજન્ય શોથ હોય તો ગોમૂત્રમા વાટી લેપ કરવો જાઇએ

## (૨) દશાંગ લેપ

**વિધિ**—સરસડાની છાલ, જેઠીમધ, તગર, રતાજળી, એલચી, જટામાસી, હળદર, દારુહળદર, કઠ અને વાળો આ ૧૦ વસ્તુઓ સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરવુ (શા. સં.)

**ઉપયોગ**—આ લેપને પાણી સાથે વાટી પછી લેપથી પાચમા ભાગનુ ઘી નાખી જાડો લેપ કરવો ઉપર ૩ ચોટાડી દેવુ આ લેપથી ભયંકર વિસ્ફોટક, વિસર્પ, સર્વાંગશોથ, વ્રણશોથ, દાહ વિષદોષ, સોજા, દુષ્ટવ્રણ વગેરે રોગો મટે છે.

ખસ અને ખરજવા પર દશાગ લેપ હિતકર છે આ રોગમા દશાગ લેપ સાથે સરખે ભાગે સોનાગેરુ મેળવી ગુનાબજળમા વાટી ચટણી જેવુ બનાવી લેપ કરતા રહેવાથી ખજવાળ અને બળતરા સાથેનો વિકાર મટે છે. બેચાર દિવસમા વિષ બહાર ખેચાઈ જઈ ખસ અને ખરજવુ સુકાઈ જાય છે

આ લેપ પિત્તના શોથ અને રક્તજ શોથ પર જલદી ફાયદો કરે છે. વૃષણ પરના સોજામા દશાગ લેપ સાથે નગોડના પાન મેળવી વાટી લેપ કરવાથી સોજો મટી જાય છે.

તાવમા ૧ તોના દશાગ લેપને ૧૦–૧૫ તોના પાણીમા મેળવી તેમાં કપડું બોળી કપાળ પર પોતુ મૂકવાથી માથાનો દુખાવો અને તાવનો વેગ ઓછો થઇ

જાય છે. કોલનવૉટર કરતાં આ પ્રયોગ સારો છે એમ શ્રી. પંડિત જાદવજી ત્રિકમજી આચાર્યનો અનુભવ છે.

## (૩) બીજપૂરજટાદિ લેપ

**વિધિ**—બિજોરાનાં મૂળ, જટામાંસી, દેવદાર, સૂંઠ, રાસ્ના અને અરણી આ બધાંને સરખે ભાગે મેળવી કાંજીમાં વાટી લેપ કરવો. **(શા. સં.)**

**ઉપયોગ**—આ લેપ વાતજન્ય સોજો મટાડવા માટે ઉત્તમ છે. ગળાનો સોજો પણ મટાડે છે.

## (૪) મધુકાદિ લેપ

**પહેલી વિધિ**—જેઠીમધ, રતાંજળી, મોરવેલ, નળ, પદ્મકાષ્ઠ, વાળો, વીરણવાળો અને કમળ આ બધુ સરખે ભાગે લઈ દૂધમાં વાટી લેપ કરવો. **(શા. સં.)**

**ઉપયોગ**—આ લેપ લગાડવાથી દાહ સાથેનો પિત્તજન્ય સોજો મટી જાય છે.

**બીજી વિધિ**—જેઠીમધ, ત્રિફળા, મોરવેલ, દારુહળદરની છાલ, નીલકમળ, વાળો, લોધર અને મજીઠ આ ૧૦ ચીજો સરખે વજને લઈ બારીક ચૂર્ણ કરવું. **( વૃન્દ )**

**ઉપયોગ**—આ લેપ પિત્તપ્રકોપજ દોષો ઉપર હિતકારી છે. ઉપરના ચૂર્ણને બકરીના દૂધમાં વાટીને લેપ કરવો જોઇએ. આંખમાં શીતળાના ફોલ્લા થયા હોય તો આંખો પર લેપ કરવો અને દૂધમાં પાતળું પ્રવાહી બનાવી આંખમાં થોડાં થોડાં ટીપાં નાખવાથી શીતળાના ફોલ્લા સારા થઇ જાય છે. તેમજ શરીરના બીજા ભાગમાં થયેલા પિત્તજન્ય સોજા પર લગાડવા માટે પણ એ ઉપયોગી છે.

## (૫) કૃષ્ણાદિ લેપ

**વિધિ**—પીપર, જૂનો ખોળ, સરગવાની છાલ, નદીની રેતી અને હરડે સરખે વજને લઇ ગાયના મૂત્રમાં વાટી કલ્ક કરવો. પછી તેને ગરમ કરી બાંધી દેવો.

**ઉપયોગ**—આ લેપથી કફજન્ય સોજો નાશ પામે છે.

## (૬) હિનિશાદિ લેપ

**વિધિ**—હળદર, દારુહળદર, સફેદ ચંદન, રતાંજળી, હરડે, ધરોનાં મૂળ, વાળો, પદ્મકાષ્ઠ, લોધર, સોનાગેરુ અને રસવંતી આ ૧૨ વસ્તુઓને સરખે ભાગે મેળવી પાણી સાથે વાટી લેપ કરવો.

**ઉપયોગ**—આ લેપથી ચોટ વાગવાથી આવેલો નવો સોજો અને રક્તજન્ય સોજો મટે છે.

બહુ વધારે પ્રમાણમાં અભિષ્યંદી અને ભારે ખોરાક લેવાથી અપચો થાય છે, તેમજ મળ આંતરડાંમાં ચોંટી જાય છે. પછી પેટમાં દુખાવો થવા માંડે છે.

તે વખતે પેટ પર માલિસ કરવાથી અને સૂકો સેક કરવાથી આંતરડાંની અંદર સોજો આવી જાય છે. પછી જુલાબ અને બસ્તિ આપવાથી પણ પેટ સાફ થતું નથી. વારંવાર ઊલટી થાય છે, પાણી પીતાં પણ ઊલટી થાય છે અને પેટ બહુ કઠણ બની જાય છે. આ પ્રકારના ઉદાવર્ત ( Intestinal Obstruction )-માં એલોપથી પ્રમાણે માત્ર શસ્ત્રક્રિયા જ ઉપાય છે. આ રોગમાં દ્વિનિશાદિ પાણીમાં વાટી પેટ પર લેપ કરવો, અને સુકાઈ જાય એટલે તેને કાઢી નાખી નવો લેપ કરતા રહેવાથી એક જ દિવસમાં પેટ નરમ પડી ઝાડો-પેશાબ બરોબર થવા માંડે છે.

## (૭) કુષ્ઠહર લેપ

**પહેલી વિધિ**—હરડે, કરંજનાં બી, સરસવ, હળદર, ધોળી ચણોઠી, સિંધવ, વાવડિંગ આ બધાને સરખે ભાગે ગાયના મૂત્રમાં ખરલ કરી લેપ કરવો.

( યો. ર. )

**ઉપયોગ**—આ લેપ લગાડવાથી કુષ્ઠના સફેદ ડાઘા, ખરજવું, દરાજ, ખરજ વગેરે રોગો મટી જાય છે.

**બીજી વિધિ**—આમલસારો ગંધક, હીરાકસી, હરતાલ, હરડે, બહેડાં અને આમળાં બધાંને સરખે ભાગે મેળવી ગાયના મૂત્રમાં ખરલ કરી ગોળીઓ વાળવી.

( ર. ચં. )

**ઉપયોગ**—આ લેપને ગોમૂત્ર કે પાણી સાથે વાટી લેપ કરવાથી મોં પરના સફેદ ડાઘા મટી જાય છે.

## (૮) વિષાદિ લેપ

**વિધિ**—વછનાગ, ભિલામા, રસોડાનો ધુમાડો, હળદર, દારહળદર, વરણાની છાલ, ચિત્રકમૂળ, મરી અને ધરોનાં મૂળ આ બધું ૫-૫ તોલા લઈ બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં ૨૭ તોલા ત્રણધારા થુવેરનું દૂધ નાખી સૂકવી લેવું. જરૂર હોય ત્યારે આકડાના દૂધમાં મેળવી લેપ કરવો.

( વૃન્દ )

**ઉપયોગ**—આ લેપથી બધી જાતના કુષ્ઠનો નાશ થાય છે. કુષ્ઠની જ્યાએ ઘા પડી જાય છે, અને પછી દોષો બહાર નીકળી જાય છે.

## (૯) વ્રણશોધક લેપ

**પહેલી વિધિ**—સરસડાનાં બી, મીંઢળ, જંગાલ, રેવંચી, કાંદા અને લીમડાનાં પાન દરેક ૧-૧ તોલો અને અળિયો, ગૂગળ, અળસી અને મેથી ૬-૬ માસા લેવી. બધાને મેળવી બારીક ચૂર્ણ કરવું. પછી તેને કડક દારૂ અથવા પાણી નાખી ગરમ કરી લેપ કરવાથી ભયંકર દુખાવા અને સોજાવાળું કઠણ ગૂમડું પાકી ને જલદી ફૂટી જાય છે.

**બીજી વિધિ**—સાબુ, રેવંચી, ગૂગળ અને મીંઢળને વાટી કપડાની પટી પર મૂકી ગરમ કરી બાંધી દેવાથી ગૂમડું જલદી ફૂટી જાય છે.

**વક્તવ્ય**—પહેલી અવસ્થામાં લીમડો, કરંજ, એરંડો અને તુળસીનાં પાનને પાણીમાં ઉકાળી વરાળ આપવાથી દરદ મટી સોજો ઊતરી જાય છે અને ગાંઠ નરમ પડી જાય છે. જો પાક થઈ રહ્યો હોય તો ઉપર લખેલો લેપ લગાડે.

**ત્રીજી વિધિ**—ફુલાવેલું મોરથૂથુ, ખનિજ કોયલા, સાજીખાર, હળદર અને સિંધવ ૧–૧ તોલો અને સાબુ ૨ તોલા લેવો. બધાને કુંવારના રસમાં નાખી ગરમ કરી લેપ કરવો. માત્ર પીળા મોં પર લગાડવાથી ગૂમડું જલદી ફૂટે છે. લેપ લગાડી ઉપર પાટો બાંધવો.

## (૧૦) પ્રતિસારણીય ક્ષાર

**વિધિ**—એક નાંદમાં ૧ શેર પાપડખાર અને ૨ શેર વણુપકવેલો ચૂનો નાખવાં. પછી તેમાં ૧ મણ પાણી નાખી લાકડાના ડંડા વતી ખૂબ હલાવી નાંદને ૫ દિવસ ખુલ્લા મેદાનમાં રાખી મૂકવી. દિવસમાં ૧–૨ વાર લાકડીથી હલાવતા રહેવું. પછી છટ્ટે દિવસે એક કડાઈમાં ઉપરઉપરથી નીતરું પાણી નિતારી લઇ ચૂલા પર મૂકી ઉકાળવું. અર્ધો શેર પાણી રહે એટલે ૪ તોલા લસણનો રસ નાખી ધીમા તાપે ઉકાળવું. લગભગ અર્ધું પાણી ( ૨૦ તોલા ) રહે એટલે કડાઇ નીચે ઉતારી નાખવી. પછી ક્ષારને શીશીમાં ભરી લેવો. (૨. સા.)

**ઉપયોગ**—આ ક્ષાર પાકાં ગૂમડાં અને પ્લેગની ગાંઠ પર લગાડવાથી ગાંઠને ફોડી બેસાડી દે છે. સડેલા ઘા પર લગાડવાથી દોષોને તાત્કાલિક બાળી દે છે. અર્શના મસા અને કુષ્ટના ડાઘા પર લગાડવાથી તેટલી જગ્યા તરત ઊપસી આવે છે અને ઘા પડી જાય છે. આ ઘા પર ગરમ ઘી લગાડવાથી દુખાવો નરમ પડી જાય છે. દોષો બાળી મૂકવા માટે આ ઉત્તમ ઔષધિ છે.

**સૂચના**—આ ક્ષાર તેજાબ જેવો છે, માટે હાથ ન લગાડવો. જ્યાં લાગે છે ત્યાં બહુ બળતરા થાય છે. બળતરા મટાડવા માટે ધોયેલું ઘી લગાડવું. દેશ, કાળ અને દરદીની પ્રકૃતિનો વિચાર કરીને વાપરવો. આ ક્ષાર લગાડવાથી સોજો આવે છે અને કોઇ કોઇ વાર તાવ પણ આવે છે.

## (૧૧) અંગુલીપાકહર લેપ

**વિધિ**—સોમલ, ફુલાવેલો ટંકણખાર અને ફુલાવેલું મોરથૂથુ ૧–૧ તોલો અને લીલો બેરજો ૬ તોલા લઇ બધી ચીજોનું બારીક ચૂર્ણ કરી મેળવી લેવું.

**ઉપયોગ**—ખીલી માફક ચટકા મારતા હોય તેવા અંગુલીપાક (Whitlow) પર આ લેપની પટી લગાડી બાંધી દેવાથી દરદ મટે છે અને ખીલી પાકીને નીકળી આવે છે. ખીલી અંદરથી નીકળતી જોવામાં આવે તો કાતરથી કાપી

નાખવી જોઈએ. ખીલી કાપ્યા પછી સાદો મલમ લગાડવાથી ઘા રુઝાઈ જાય છે.

### (૧૨) અંજનનામિકાહર લેપ

**વિધિ**—રસવંતી, સૂંઠ, મરી અને પીપર સરખે ભાગે લઈ પાણી સાથે ખરલ કરી સોગઠીઓ બનાવી લેવી.

**ઉપયોગ**—આંખની પાંપણ પર થતી આંજણી પર આ સોગઠી પાણીમાં ઘસી લગાડવાથી આંજણી મટી જાય છે.

### (૧૩) તુત્થાદિ લેપ

**વિધિ**—ફુલાવેલું મોરથૂથુ ૧ તોલો, કાબુલી હરડે, ભાંગ, ચૂનો અને સફેદ કાથો ૨-૨ તોલા લઇ પાણી સાથે વાટી સોગઠીઓ બનાવવી. અથવા બધી ચીજોથી ચારગણું ધોયેલું ઘી નાખી મલમ બનાવવો.

**ઉપયોગ**— આ સોગઠી ધોયેલા ઘીમાં ઘસી લગાડવાથી મોં પર અને બીજા ભાગોમાં થતી ફોલ્લીઓ મટે છે.

### (૧૪) કંકુષ્ઠાદિ લેપ

**વિધિ**—ઓદારશૃંગ, ફુલાવેલું મોરથૂથુ, સફેદ કાથો, બાળેલી સોપારી, અને રેવંચીનો શીરો એ બધું સરખે ભાગે લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**ઉપયોગ**—આ લેપ ગૂમડાં અને ફોલ્લીઓ માટે હિતકર છે. બધી જાતની ફોલ્લીઓ પર ધોયેલા ઘી સાથે અને પાણી મેળવી લગાડવો. ફૂટેલાં ગૂમડાં પર સૂકું ચૂર્ણ ભભરાવવું.

### (૧૫) અસ્થિસંધાનક લેપ

**પહેલીવિધિ**—એળિયો, હીરાબોળ, ગૂગળ, કુંદરુ, ગૂજર, રેવંચીનો શીરો, મેદાલકડી, આંબાહળદર, સાજીખાર, લોધર અને સરેસ આ બધું સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરવું. **( આ. નિ. મા. )**

**ઉપયોગ**—આ લેપ મૂઢમાર, શૂળ, સોજો, હાડકું ભાંગવું કે હાડકું ઊતરી જવું, લોહી જામવું વગેરે રોગો મટાડવામાં બહુ ઉપયોગી છે. ભાંગેલાં હાડકાંને જોડે છે અને માંસમાં થનારો દુખાવો મટાડે છે. અમે એને હજારો વાર વાપર્યો છે.

થોડા ભૂકાને ગરમ પાણીમાં મેળવી લેપ કરી જરૂર હોય તો લાકડાની પટ્ટીઓ ગોઠવી ઉપર પાટો બાંધવો. ઉપર રૂ લગાડી પાટો બાંધવો. જરૂર હોય તો ૩ દિવસ પછી ફરી લેપ મારવો. ૩ દિવસ પહેલાં પાટો છોડવો નહિ.

**બીજી વિધિ**—(મૂઢમારનો લેપ)—એળિયો, ફટકડી, હીરાબોળ, ગૂગળ, કુંદરુ, મેદાલકડી, રેવંચીનો શીરો, સાજીખાર, માયુફળ અને પઠાણી લોધર, આ ૧૦ ઔષધિ ૫-૫ તોલા અને આંબાહળદર ૧૦ તોલા લેવી. બધાંને ખાંડી વસ્ત્ર-ગાળ ચૂર્ણ કરવું. **( શ્રી. ગોપાળજી કુંવરજી આયુર્વેદાચાર્ય )**

**ઉપયોગ**—જરૂર હોય ત્યારે થોડા ભૂકાને ગરમ પાણીમાં મેળવી, લેપ કરી, ઉપર રૂ લગાડી પાટો બાંધી દેવો. ગરમ પાણીને બદલે ધતૂરાનો રસ કાઢી લેપ સાથે ગરમ કરી લગાડવાથી વધારે ફાયદો થાય છે.

આ લેપથી ગમે તેવી ચોટ લાગી હોય, હાડકું તૂટયું હોય તો ૧–૨ કે ૩ લેપમાં મટે છે અને વેદના એકદમ શાંત પડી જાય છે. ઘણાને માત્ર એક જ લેપથી આરામ થઈ ગયો છે. આ લેપ ૪૮ કલાક રહેવા દેવો. પછી સંભાળપૂર્વક ધોઈ નવો લગાડવો જોઈએ.

અંગ્રેજી પ્લાસ્ટર બેલેડોના કે એક્સ્ટ્રેક્ટ બેલેડોના વગેરે દવાઓ કરતાં આ લેપથી જલદી ફાયદો થાય છે.

લાઠીના મારથી ગાંઠ બાઝી ગઈ હોય, દરદ થતું હોય, સોજો આવ્યો હોય કે કોઈ જગ્યાએ માંસ છુંદાયું હોય, આ બધા પર આ લેપ રામબાણ જેવો છે.

**સૂચના**—લેપ કાઢયા પછી તે ચામડી લાલ થઇ ગઇ હોય તો ૧૨ કલાક પછી બીજો લેપ મારવો. ત્યાં સુધી તે ભાગ ખુલ્લો રાખવો જોઇએ.

### (૧૬) પાર્શ્વશૂલનાશક લેપ

**વિધિ**—સૂંઠ, ઝેરકોચલાં અને સાબરશિંગાને પાણી સાથે વાટી તેમાં ૨ થી ૪ રતી અફીણ મેળવવું. પછી તેને થોડું ગરમ કરી લેપ કરવાથી પાંસળીઓની શૂળ તરત મટી જાય છે.

**ઉપયોગ**—ન્યુમોનિયામાં પાંસળીઓ અને છાતી પર લેપ કરવાથી ફેફસાંના દોષો જલદી દૂર થાય છે.

### (૧૭) રસાંજનાદિ લેપ

**વિધિ**—રસવંતી, સાકર, બાવળનો ગુંદર, સમુદ્રફીણ અને ફુલાવેલી ફટકડી એ દરેક ૨–૨ તોલા અને અફીણ ૧ તોલો લેવું. બધી ચીજો એકઠી કરી ૩ દિવસ પાણી સાથે ઘૂંટવું. સારી રીતે પાતળું થઇ જાય એટલું પાણી નાખવું. પછી બાકીની ચીજો નાખવી. રસવંતી અને અફીણ શુદ્ધ કરી નાખવાં. ૩ *દિવસ પછી અવલેહ જેવું જાડું કરી પહોળા મોંની શીશીમાં ભરી લેવું; અથવા* સૂકવી સોગઠીઓ વાળી લેવી. **(બ્ર. સ્વા. સદાનંદગિરિજી)**

**માત્રા**—જરૂર પ્રમાણે આ લેપ ૧–૨ રતી છીપ અથવા વાડકામાં કાઢી, પાણી નાખી, દહીંના મઠા જેવું પાતળું કરી, આંખોની ઉપર અને નીચે લગાડવું; તેમજ આંખમાં પણ આંજવું.

**ઉપયોગ**—આ લેપ આંખની લાલાશ, દાહ, ખરજ, ભયંકર સોજો, ચોટ લાગવી, ઘા પડવો, પરુ આવવું, લપકારા થવા, નાસૂર વગેરે રોગોને જલદી મટાડે છે. ૧ મહિનાના નાના બાળક અને મોટા બાળક માટે હિતકર છે.

આંખમાં આંજવા માટે પણ ઉપયોગી છે. આ લેપના અંજનથી લાલાશ, દાહ અને શળ જલદી મટી જાય છે. હજારો બાળકોને આ લેપના અંજનથી ફાયદો થયો છે.

**સૂચના**—તીક્ષ્ણ નેત્રરોગોમાં આંખને ઠંડો પવન કે ઠંડું પાણી ન લાગવા દેવું. ગરમ પાણીમાં કપડું પલાળી તેનાથી આંખો ધોવી. ચરકા મારતા હોય તો સુતી વખતે કટકડીના પાણીમાં રૂનું પોતું પલાળી, ઘીમાં તળી, આંખ પર બાંધી સૂઈ જવું. તીવ્ર પ્રકોપ વધી રહ્યો હોય તે વખતે આ કે બીજું રોગશામક અંજન ન આંજવું.

## (૧૮) પ્રલાપહર લેપ

**વિધિ**—તમાકુ, કાયફળ, કોડિયો લોબાન અને હિંગને વાટી ગોળમાં મેળવી દેવું. પછી તેમાં પાણી નાખી ગરમ કરી કપડાની પટ્ટી પર લગાડી બાંધવું. કાન, કપાળ અને માથા પર લેપ આવે તેવી રીતે પાટો બાંધવો. લેપ પણ જાડો કરવો. (ધન્વન્તરિ)

**ઉપયોગ**—આ લેપથી સન્નિપાતનો બકવાટ તરત શાંત થઈ જાય છે, અને દરદીને ઊંઘ આવવા માંડે છે.

## (૧૯) દદ્રુહર લેપ

**વિધિ**—આમલસારો ગંધક, કાચો ટંકણખાર, સફેદ કાથો અને રાળ ૫-૫ તોલા લઈ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી ૬ તોલા ગૂગળનું બારીક ચૂર્ણ નાખી લીંબુના રસમાં ૩ કલાક ખરલ કરી સોગઠીઓ બનાવી લેવી. આ સોગઠી ગોમૂત્ર અને લીંબુના રસમાં ઘસી લગાડવાથી લાલ, કાળી, નવી, જૂની બધી જાતની દરાજ મટી જાય છે.

## (૨૦) કાસીસાદિ લેપ

**વિધિ**—હીરાકસી, ગોરોચન, ફુલાવેલું મોરથૂથુ અને વરકી હરતાલ ૧-૧ તોલો અને રસવંતી ૨ તોલા લઈ કાંજી અથવા લીંબુના રસમાં ૭ કલાક ખરલ કરી સોગઠીઓ બનાવી લેવી. (ધૂ. નિ. ૨.)

**નોંધ**—વૃદ્ધ પરંપરા પ્રમાણે ગોરોચનને બદલે ગંધક મેળવવાનો રિવાજ છે.

**ઉપયોગ**—આ સોગઠી લીંબુના રસ અથવા પાણીમાં ઘસી લગાડવાથી ખરજ, યોનિ પરની ખુજલી, અંડકોષની ખુજલી, બાળકોના અહિપૂતના રોગ (ગુદા પાકવી) અને અર્શના મસાનો સોજો મટે છે. ખુજલી થતી હોય તે જગ્યા ૨૦ તોલા પાણીમાં ૨-૪ રતી નવસાર નાખી તેનાથી ધોઈ નાખવી અને પછી લેપ કરવો. અમે આ લેપ ગોરોચન વગરનો વાપર્યો છે.

## (૨૧) માંસ્યાદિ લેપ

**વિધિ**—જટામાંસી, રાળ, લોધર, જેઠીમધ, નગોડનાં બી, મોરવેલ, નીલકમળ, લાલ કમળ અને સરસડાનાં ફૂલ આ બધું સરખે ભાગે લઇ ચૂર્ણ કરી ૨૧ વખત ધોયેલા ઘીમાં મેળવી લેપ કરવો. (શા. સં.)

**ઉપયોગ**—વાતરક્તજ કે પિત્તરક્તજ વિસર્પ પર આનો લેપ કરવાથી તરત જ દાહનું શમન થઈ રોગ મટી જાય છે.

## (૨૨) કર્ણશોથહર લેપ

**પહેલી વિધિ**—સાબરશીંગ, વજ, સૂંઠ, હિંગ અને સરગવાનાં મૂળ આ બધાને થોડા પાણી સાથે ઘસી, ગરમ કરી, કાનની બાજુના સોજા પર લગાડવાથી સોજો મટી જાય છે અને કાનના ચસકા વગેરે રોગોમાં પણ બહુ ફાયદો કરે છે.

**બીજી વિધિ**—ગિલેઅરમાની, લોધર, આમળાં અને આંબાહળદર સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. તેને ગુલાબજળમાં નાખી ગરમ કરી દિવસમાં ૩-૪ વાર પાતળો પાતળો લેપ કરવાથી કાનના મૂળ પાસે આવેલો સોજો મટી જાય છે. એકલું ગિલેઅરમાની પણ ગુલાબજળમાં વાટી લગાડાય છે.

## (૨૩) શ્લીપદહર લેપ

**પહેલી વિધિ**—હળદર, આમળાં, અમરવેલ, સરસવ, અઘેડો અને રસોડાનો ધુમાડો સમભાગે લઇ પાણી સાથે વાટી લેપ કરવો.

(શ્રી. ડૉ. રામરક્ષપાલજી)

**ઉપયોગ**—આ લેપ લગાડવાથી વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ ઇત્યાદિ બધી જાતના હાથીપગાનો સોજો નાશ પામે છે. ડાકટર સાહેબે આ પ્રયોગથી ઘણા દરદીઓને ફાયદો કર્યો છે. સામાન્ય ચીજોમાંથી બનવા છતાં પણ હાથીપગા માટે આ બહુ ઉત્તમ પ્રયોગ છે.

**બીજી વિધિ**—કરેણની છાલ, વછનાગ, કલગારી, ધતૂરાનાં બી, સરસવ, અઘેડાનાં મૂળની છાલ, કરંજની છાલ, સિંધવ, કઠ, હરડે, સાટોડીનાં મૂળ, આકડાનાં મૂળ, અને સરગવાનાં મૂળ સમભાગે ચૂર્ણ કરવું. જરૂર હોય ત્યારે ગાયના મૂત્ર સાથે વાટી લેપ કરવાથી હાથીપગાનો વધેલો સોજો ઓછો થઇ જાય છે.

## (૨૪) વૃદ્ધિદમન લેપ

**પહેલી વિધિ**—ગૂગળ, એળિયો, કુંદરુ, લોધર, ફટકડી અને બેરજો આ બધું સરખે ભાગે લઇ પાણી સાથે વાટી લેપ તૈયાર કરવો. પછી અંડકોષના વાળ દૂર કરી લેપ લગાડવાથી બધી જાતની વૃષણની વૃદ્ધિ અટકી જાય છે.

**બીજી વિધિ**—તમાકુ, કસુંબી, કેસૂડાનાં ફૂલ, સૂંઠ, કુંદરુ, એળિયો, આંબાહળદર, રૂમીમસ્તકી, વજ, વછનાગ અને ખસખસના ડોડા સરખે ભાગે લઇ

બારીક ચૂર્ણ કરી પીલુડીના રસમાં ગોળી વાળવી. આ ગોળીને પાણીમાં વાટી વૃષણ પર લગાડી છાણાંથી થોડો એક કરવાથી થોડા જ દિવસમાં અંડવૃદ્ધિ મટે છે. સાથે સાથે ખાવા માટે વૃદ્ધિબાધિકા વટી ચાલુ રાખવી જોઈએ.

### (૨૫) અર્શોહર લેપ

**વિધિ**—સોમલ, મોરથૂથુ અને સિંદૂર ૧-૧ તોલો લઈ બારીક ખરલ કરી એક શીશીમાં ભરી લેવું. પછી સફેદ કાથો ૧ તોલો, કપૂર ૧ તોલો અને સોનાગેરુ ૨ તોલા લઈ ૧૦૦ વાર ધોયેલા ગાયના ઘીમાં મલમ બનાવી લેવો.

**ઉપયોગ**—સોમલવાળા ચૂર્ણને નિર્મળી સાથે ઘસી મસા પર લગાડી પોણો કલાક સુધી દરદીને ઊંધો સુવાડી રાખવો. સુવડાવી રાખવાથી દવા બીજી જગ્યાએ લાગી નુકસાન નથી કરતી. દવાથી બળતરા થાય તો ઉપરનો મલમ ચોપડવો. એવી રીતે ૨-૩ દિવસ એ પ્રમાણે કરવાથી મસા ખરી જાય છે. જો મસાની બાજુમાં ચાંદી પડે તો સફેદાનો મલમ લગાડવાથી આરામ થાય છે.

**સૂચના**—આ દવાથી બળતરા બહુ થાય છે. માટે પ્રકૃતિનો વિચાર કરી લેપ કરવો. વધારે કબજિયાત કરનાર ખોરાક અને મરચાં વગેરે તીક્ષ્ણ પદાર્થો ન લેવા. જો કબજિયાત થાય તો સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ અથવા બીજી કોઈ સૌમ્ય દવાથી કબજિયાત દૂર કરવી.

કેટલાક વૈદ્યો આ પ્રયોગ કરવા પહેલા ૨-૩ દિવસ ખૂબ મરચાં આદિ અપથ્ય ભોજન કરાવે છે, જેથી મસા સારી રીતે સૂજી જાય છે; ત્યાર પછી લેપ લગાડવાથી મૂળ સહિત પડી જાય છે.

### (૨૬) નિશાદિ લેપ

**વિધિ**—હળદર, દારુહળદર, સરસડાની છાલ, નાગરમોથ, લોધર, સફેદ ચંદન અને નાગકેસર આ ૮ ચીજો સમભાગે મેળવી પાણી સાથે વાટી લેપ તૈયાર કરવો. **(બં. સે.)**

**ઉપયોગ**—આ લેપ લગાડવાથી શીતળાના ચાંદા, વિસ્ફોટક, વિસર્પ (રતવા), દાહ, પરસેવો, શરીરની દુર્ગંધ, ઓરી અને કુષ્ઠ દૂર થાય છે.

### (૨૭) ધત્તૂરાદિ લેપ

**વિધિ**—ધતૂરાનાં પાન, એરંડાનાં મૂળ, નગોડનાં પાન, આટોડીનાં મૂળ, સરગવાનાં બી અને સરસવ સમભાગે મેળવી પાણી સાથે વાટી લેપ કરવો. **(વૃન્દ)**

**ઉપયોગ**—આ લેપ જૂના અસાધ્ય હાથીપગાના સોજાનું શમન કરે છે.

### (૨૮) કર્પૂરાદિ મલમ

**વિધિ**—પારો, ગંધક, કુંદરુ, ગૂગળ અને લોબાન સરખે ભાગે

લઇ બધાના જેટલું કપૂર લેવું. પહેલાં કપૂર ખલમાં નાખી સખ્ત તડકામાં ઘૂંટવું. થોડીવાર પછી અનુક્રમે કુંદરુ, ગૂગળ, ગૂગળ અને લોબાન નાખતા જવું. છેવટે કજ્જલી નાખવી. ખરલ કરતાં કરતાં જ્યારે મલમ જેવું થઇ જાય ત્યારે ચિનાઈ માટીની ડબ્બીઓમાં ભરી લેવું. (આ. નિ. મા.)

મલમ કડક થઇ જાય તો તલનું તેલ નાખી ગરમ કરી લેવો, તેથી લગાડવા જેવો મુલાયમ બને છે. મૂળ ગ્રંથકારે આનું નામ 'તડકાનો મલમ' એવું રાખ્યું છે.

**ઉપયોગ**—વિદ્રધિ, ગલગંડ, નાસૂર વગેરે રોગોમાં આ સારું કામ કરે છે. આ મલમથી ગાંઠ ઓગળે છે, પાકે છે અને ફૂટીને રુઝાઇ જાય છે. નાસૂરમાં પહેલાં નિમ્બ તેલની પિચકારી મારી ઉપર આ મલમની પટ્ટી મારવાથી આરામ થાય છે.

**નિમ્બ તેલ**—લીમડાનાં સૂકાં પાન લઇ તેનાથી ચારગણા તલના તેલમાં નાખી એક કડાઇમાં નાખી ચૂલા પર મૂકવું. તેલ ગરમ થાય એટલે થોડાં થોડાં લીમડાનાં બધાં પાનનો ભૂકો નાખતા જવો. આ રીતે બધાં પાન નાખ્યા પછી પાન બળી જાય એટલે કડાઈ ઉતારી તરત ગાળી લેવું.

### (૨૯) રાળનો મલમ

**વિધિ**—તલનું તેલ ૧૬ તોલા, રાળ ૪ તોલા અને મોરથૂથુ ૩ માસા લેવું. પહેલાં કડાઇમાં તેલ નાખી ધીમે આંચે ગરમ કરવું. ધુમાડો નીકળવા માંડે એટલે રાળ અને મોરથૂથુ નાખી કડાઈ નીચે ઉતારી તરત એક થાળીમાં ગાળી લેવું. ઠંડું પડે એ પાણી નાખી ધોવું. વારંવાર મસળીને પાણી કાઢી નાખવું. આ રીતે ૧૦ થી ૨૦ વાર ધોવાથી માખણના લોચા જેવો સફેદ મલમ બને છે. આ મલમને કાચની બરણીમાં ભરી ઉપર પાણી રેડવું. રોજ સવારમાં પાણી બદલવું. જ્યાં સુધી મલમ પાણીમાં રહેશે અને પાણી બદલાશે ત્યાં સુધી મલમ સારો રહેશે. મૂળ ગ્રંથકારે આ મલમને 'પાણીનો મલમ' અને 'સફેદ મલમ' નામ આપ્યુ છે. (આ. નિ. મા.)

**વક્તવ્ય**—પાણી ન બદલવાથી પાણી કાળું થઈ જાય છે અને મલમ પર ફૂગ આવી જાય છે. તેમ જ મલમ પાણીમાં ન રાખવાથી ચીકણો થઇ બગડી જાય છે.

**ઉપયોગ**—આ મલમની પટ્ટી મારવાથી દાઝયાનો વ્રણ, બાળકની ગુદા પાકવી, સડેલા ફોલ્લા અને વ્રણ, મૂત્રાશય પાસે આવેલો સોજો, અર્શના મસાનો સોજો અને પાક સારા થઈ જાય છે. સામાન્ય ગડગૂમડ પર આ મલમ સારું કામ કરે છે.

પગની શિરા પર ચોટ લાગવાથી સોજો આવે છે. તેના પર આ મલમની

પટી મારવાથી ૫-૧૦ મિનિટમાં મલમ શોષાઈ જાય છે; અને પટી સુક્કી થઇ જાય છે. તે વખતે બીજી પટી મારવી. આ રીતે ૩-૪ વાર પટી બદલી મારવી. જેમ જેમ પટી બદલવામાં આવશે તેમ તેમ ટંડક વળતી જશે, દુખાવો ઓછો થશે અને વિકાર દૂર થશે.

## (૩૦) વ્રણામૃત મલમ

વિધિ—એરન્ડો, દેશી મીણ ને રાળ ૧૦-૧૦ તોલા અને અળસીનું તેલ ૨૦ તોલા લેવું. ચારે ચીજોને કડાઈમાં નાખી, ઢાંકી, બહુ જ ધીગે તાપે ઓગાળવું. જ્યારે બધું ઓગળી એકરસ થઇ જાય ત્યારે નીચે ઉતારી તરત કપડાથી ગાળી લેવું અને ટંડું પડે પછી ખલમાં ઘૂંટી રાખી મૂકવું.

ઉપયોગ—દરેક જાતના ખુલ્લા ઘા સુકાવવા માટે આ શ્રેષ્ઠ મલમ છે, તેમજ આ મલમથી ઉપદંશનો ઘા પણ જલદી મટી જાય છે.

જે દુષ્ટ વ્રણનું ઝેર ચારે તરફ ફેલાઇ ગયું હોય અને અનેક જાતના મલમોથી સારો ન થયો હોય તેવા અનેક દરદીઓ આ મલમથી સારા થઈ જાય છે.

## (૩૧) વ્રણામૃત શ્વેત મલમ

વિધિ—કપૂર ૧ તોલો, સફેદ મીણ ૫ તોલા, સફેદો ૧૦ તોલા અને મીઠું તેલ ૧૦ તોલા લેવું. પહેલાં તેલ અને મીણ ગરમ કરી સહેજ ટંડું પડે એટલે સફેદો નાખી પછી કપૂર નાખી મલમ બનાવી લેવો. આ મલમ બધી જાતના ઘા બહુ જલદી રુઝાવે છે.

## (૩૨) વ્રણહર મલમ

વિધિ—પીળી કોડીની ભસ્મ, ગૂગળ, સડેલી સોપારીની ભસ્મ, કાગદી એલચી-દાણા અને પાપડિયો કાથો ૧-૧ તોલો અને ૧૦૦ વાર ધોયેલું ગાયનું ઘી ૫ તોલા મેળવી મલમ બનાવવો. (શ્રી. પં. મંગુલાલજી)

ઉપયોગ—આ મલમ બધી જાતના વ્રણ રુઝવે છે. જૂના ભયંકર વ્રણમાં પીળું પીળું પાણી કાઢી નાખી થોડા જ દિવસમાં રુઝ લાવે છે. દાઝયાના ઘા પર પણ ફાયદાકારક છે.

## (૩૩) ગુલાબી મલમ

વિધિ—કોકમનું તેલ (Theobromatis) અને એરંડિયું તેલ બન્ને ૧૦-૧૦ તોલા લઈ એક કડાઆમાં નાખી ચૂલા પર મૂકવું. ગરમ થઈ જાય એટલે ગાળી તેમાં ૧ તોલો સફેદો અને ૧ તોલો સિંદૂર નાખી મલમ બનાવી લેવો.

ઉપયોગ—આ મલમ લગાડવાથી હાથ પગ ફાટવા (વિપાદિકા). હોઠ ફાટવા વગેરે મટે છે અને ચામડી સુંવાળી બને છે.

### (૩૪) ચૂનાનો મલમ

**વિધિ**—ચૂનો ૫ તોલા, એરંડિયું તેલ ૩ તોલા અને રૂ ૬ રતી મેળવી મલમ બનાવી લેવો.

**ઉપયોગ**—આ મલમ વ્રણનું શોધન કરી ઘા રુઝાવે છે. આ મલમથી સડેલા ઘા પણ રુઝાય છે.

### (૩૫) દારુણકનાશક મલમ

**વિધિ**—ફુલાવેલું મોરથૂથુ, કપીલો, સફેદ કાથો, ગેરુ અને સુરોખાર ૧-૧ તોલો, ઓદારમંગ, મરી અને મેંદીનાં પાન ૨-૨ તોલા, સરસિયું તેલ ૧૮ તોલા અને દેશી મીણ ૨ તોલા લેવું. પહેલાં તેલમાં મેંદીનાં પાન નાખી ગરમ કરવું. પાન બળી જાય એટલે નીચે ઉતારી લેવું અને મીણ નાખવું. ઠંડું થવા માંડે એટલે બાકીની ચીજોનું કપડછાણ ચૂર્ણ નાખી મલમ બનાવી લેવો.

**ઉપયોગ**—આ મલમથી દારુણક (વાળની જગ્યા કઠણ થઈ ખંજવાળ આવવી), અરુંષિકા (માથા પર નાની નાની ફોલ્લીઓ થવી), વાળ ખરી જવા વગેરે રોગો મટી જાય છે.

### (૩૬) પામાહર મલમ

**પહેલી વિધિ**—પારો, અમલસારો ગંધક, મરી, મોરથૂથુ, સિંદૂર, જીરું અને શાહજીરું દરેક ૧-૧ તોલો લેવું. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરવી. પછી બાકીની ચીજોનું ચૂર્ણ મેળવી ખરલ કરવું. પછી બધાના વજન જેટલું ધોયેલું ગાયનું ઘી મેળવી ચિનાઈ માટીના વાસણમાં ભરી લેવું. (વૈ. જી.)

**ઉપયોગ**—આ મલમ ખસ અને ખરજ પર લગાડવાથી ૫-૭ દિવસમાં દરદ જડમૂળથી નાશ પામે છે. રોજ પાણીમાં લીમડાનાં પાન નાખી ગરમ કરી નાહવું.

**બીજી વિધિ**—પારો, ગંધક, ફુલાવેલું મોરથૂથુ, અને નેપાળાનાં બીજ ૧-૧ છટાંક લેવાં. પારા અને ગંધકની કજ્જલી કરી મોરથૂથુ મેળવવું. પછી નેપાળાના બીજ મેળવી ૬ કલાક સારી રીતે ઘૂંટવું. પછી ૧ શેર ગાયનું ઘી અથવા સફેદ વેસેલીનમાં મેળવી શીશામાં ભરી લેવું.

(શ્રી. કાંતિલાલજી આચાર્ય)

**ઉપયોગ**—આ મલમ ખરજવું, ખસ, સૂકી ખરજ, સડી ગયેલ વિદ્રધિ (ગૂમડાં) અને દુષ્ટ વિદ્રધિ પર સારી રીતે વપરાય છે.

આ મલમથી ૩ દિવસમાં ખસ મટી જાય છે. આખા શરીર પર ખંજવાળ આવતી હોય તે પર આ મલમનું આખા શરીરે માલિસ કરી ૧-૨ કલાક સૂર્યના તાપમાં ઊભા રહી પછી સ્નાન કરવાથી ૨-૪ દિવસમાં ખંજવાળ મટી

જાય છે. દુઃખદાયક જૂના ખરજવા પર આ મલમ લગાડવાથી તેને પકવી જડ-મૂળથી નાશ કરે છે.

ઘણા દિવસોથી હેરાન કરતું હોય તેવું ગૂમડું, જેની અંદર માંસ સડી જવાથી દુર્ગંધ આવતી હોય, પરુ બીજી જગ્યાએ લાગવાથી ત્યાં પણ ફેલ્લો થઇ જતો હોય અથવા બહુ ઊંડો ઊતરી ગયો હોય, તેવા ગૂમડાનું શોધન કરવા માટે આ મલમ વપરાય છે. ઘા શુદ્ધ થયા પછી બીજો રોપણ મલમ લગાડવાથી જલદી ફાયદો થાય છે.

### (૩૭) સ્નાયુહર મલમ

**વિધિ**—તલનું તેલ ૫ તોલા, મીણ ૧ તોલો, ફુલાવેલું મોરથૂથુ ૩ માસા અને કપડાં ધોવાનો સાબુ ૩ તોલા લેવો. તેલને ગરમ કરી બરોબર થઈ જાય એટલે મીણ નાખવું. પછી સાબુનો ભૂકો નાખવો અને છેવટે મોરથૂથુ નાખી તરત ઉતારી લેવું.

**ઉપયોગ**—વાળો નીકળ્યો હોય ત્યાં આ મલમ બાંધી દેવાથી બીજે દિવસે વાળો ઓગળી જાય છે.

### (૩૮) વ્યુચીહર મલમ

**પહેલી વિધિ**—પારો, ગંધક, મન શિલ, સફેદ કાથો, પાષાણભેદ પથ્થર, બોદાર અને ફુલાવેલું મોરથૂથુ આ બધુ ૧–૧ તોલો અને કુંવાડિયાનાં બી ૭ તોલા લેવાં. પારા અને ગંધકની કજ્જલી કરી બીજી વસ્તુઓનું વસ્ત્રગાળ ચૂર્ણ નાખવું. પછી બધી ચીજોના જેટલા વજનનું ગાયનું ઘી નાખી તાંબાના વાસણમાં તાંબાના દસ્તાથી (અથવા લીમડાના ડંડા પર તાંબાનું પતરું લગાવી દસ્તો તૈયાર કરી લેવો) ૬ કલાક ખરલ કરી મલમ બનાવી લેવો.

**ઉપયોગ**—આ મલમથી સૂકું કે લીલું ખરજવું, ખસ, દરાજ, ખરજ વગેરે રોગો મટે છે. વિસ્ફોટક અને ઉપદંશના ઘા પર લગાડવા માટે પણ એ ઉપયોગી છે.

**બીજી વિધિ**—ગંધક, સિંદૂર, મન શિલ, મરી, હળદર, દારુહળદર, જીરું, શંખજીરું, કેસર, એલચી અને કાથો આ બધું સમભાગે લઈ, કપડછાણ ચૂર્ણ કરી, ૨૧ વાર ધોયેલા બમણા ઘી કે વેસેલીન સાથે મેળવી મલમ બનાવી લેવો. (આ. નિ. મા.)

**ઉપયોગ**—આ મલમ લગાડવાથી જૂનું ખરજવું થોડા જ દિવસમાં મટી જાય છે.

**સૂચના**—ખરજવાને રોજ સવાર-સાંજ તમાકુના પાણીથી ધોવું જોઈએ. ૧ તોલો તમાકુને અર્ધો શેર પાણીમાં પલાળી પછી ગાળી લેવું. સવારે પલાળેલું

પાણી સાંજે લેવું અને સાંજે પલાળેલું પાણી સવારે વાપરવું. શિયાળામાં પાણી ગરમ કરી લેવું.

### (૩૯) ફ્રુહમન મલમ

**વિધિ**—એસિડ ક્રાઈસોફેનિક ૪ ડ્રામ, એસિડ કાર્બોલીક ૪ ડ્રામ, એસિડ સેલીસિલિક ૨ ડ્રામ અને પીળું વેસેલીન ૧૬ ઔંસ લેવું. પહેલાં સૂકી ચીજોને મેળવી પછી વેસેલીન નાખી મલમ બનાવી લેવો.

**ઉપયોગ**—આ મલમ ૨-૪ દિવસમાં જ બધી જાતની દરાજનો જડમૂળથી નાશ કરે છે. મલમવાળો હાથ આંખે ન લગાડવો જોઈએ.

### (૪૦) પાઠાનો મલમ

**વિધિ**—પારો ૨ તોલા, આમલસારો ગંધક ૨ તોલા, ખેદારસંગ ૪ તોલા, કપીલો ૮ તોલા અને ફુલાવેલું મોરથૂથુ ૨ માસા લેવું. પહેલાં પારા અને ગંધકની કજ્જલી કરવી. પછી બધુ મેળવી ૬ કલાક ખરલ કરવું અને તે પછી ચારગણું ગાયનું ધોયેલું ઘી મેળવી ચિનાઈ માટીના વાસણમાં ભરી લેવું.

(ધન્વન્તરિ)

**ઉપયોગ**—આ મલમ લગાડતા જ પાઠાની બળતરા અને દુખાવો મટે છે. વ્રણને પકવીને અંદરથી પરુ, લોહી, સડી ગયેલું માંસ જુદું પાડી નાખે છે. મૃત માંસને વારંવાર કાપીને કાઢી નાખવું જોઈએ. તેની સાથે ખાવા માટે રક્તશોધક દવા આપવાથી થોડા જ દિવસમાં પાઠું મટી જાય છે.

### (૪૧) ભગંદરનાશક મલમ

**પહેલી વિધિ**—રસકપૂર, સિંદૂર, શંખજીરું, ખેદારસંગ, સફેદો, સફેદ કાથો, કપૂર અને સડેલી સોપારીની કાળી રાખ આ દરેક ૧-૧ તોલો અને દારુડીનાં બી ૮ તોલા મેળવી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી ચૂર્ણથી ચારગણું ધોયેલું ઘી મેળવી મલમ તૈયાર કરવો. (આ. નિ. મા.)

**ઉપયોગ**—આ મલમ લગાડવાથી ભગંદર, કંઠમાળ, ઉપદંશ, નાસૂર, ગંભીર વ્રણ, અર્શ, ખસ, ગડગૂમડ, દરાજ વગેરે રોગો મટી જાય છે. વ્રણ સાંકડો હોય તો મલમની વાટ કરી મૂકવી.

**બીજી વિધિ**—બિલાડાના પગનાં હાડકાં અને કૂતરાના પગનાં હાડકાં ૫-૫ તોલા લઈ એક કરવડામાં સંપુટ કરી બાળી કોયલા કરવા. પછી તે રાખના જેટલા વજનનું ધોયેલું ઘી મેળવી મલમ બનાવી લેવો.

**ઉપયોગ**—ભગંદર, નાસૂર અને ભયંકર વ્રણમાં આ મલમ ભરવાથી તરત આરામ થાય છે. તેમજ ત્રિફળાના કે લીમડાના કવાથમાં વાટીને પણ ચોપડાય છે. એમાંથી કોઈ એક પણ જાતનાં હાડકાં મળી જાય તો ચોપડવાના

કામમાં આવે છે. ઊંટનાં હાડકાં ઘસીને ચોપડવાથી ભગંદર મટી જાય છે.

### (૪૨) કંઠમાળનો મલમ

**પહેલી વિધિ**—દાલચિકના, પારો, ગંધક, બોદારસંગ, સફેદો, સફેદ કાથો, ફુલાવેલો ટંકણખાર, કુંદરુ, ટોપી કાઢી નાખેલા ભિલામા, મરી, લીમડાનાં પાન અને મીણ દરેક ૨-૨ તોલા અને સરસિયું તેલ ૪૦ તોલા લેવું. પહેલાં દાલચિકના અને પારાગંધકની કજ્જલી કરવી. પછી બોદારસંગ અને સફેદો નાખવો. પછી બાકીની વસ્તુઓનું ચૂર્ણ નાખવું. લીમડાનાં પાન રહેવા દેવાં. પછી સરસિયા તેલમાં લીમડાનાં પાન નાખી ધીમી આંચે ગરમ કરવું. લીમડાનાં પાન બળી જાય એટલે મીણ નાખવું. બાદ કડાઇ નીચે ઉતારી બાકીની વસ્તુઓનું ચૂર્ણ નાખી પાતળો મલમ તૈયાર કરવો. (આ. નિ. મા.)

ઉપયોગ—આ મલમમાં કપડાની પટ્ટી બોળી લગાડતા રહેવાથી કંઠમાળ થોડા જ દિવસમાં મટી જાય છે.

**બીજી વિધિ**—માણસની ખોપરી અથવા હાડકાંનું બારીક ચૂર્ણ અને માખીની હગાર સરખે ભાગે લેવી. માખો રાત્રે દોરી પર બેસે છે અને દોરીને હગાર લાગી રહે છે તે દોરી લેવી. પછી તેને માણસના (કે ગાયના) મૂત્રમાં વાટી લેપ તૈયાર કરવો, અને કપડા પર લગાડી કંઠમાળ પર બાંધવું.

(ધન્વન્તરિ)

ઉપયોગ—થોડા દિવસ આ લેપ લગાડવાથી કંઠમાળ અને ગલગંડ મટે છે. બીજી જાતની ગાંઠો પણ બેસી જાય છે.

### (૪૩) ઉપદંશરિપુ મલમ

વિધિ—રસકપૂર ૬ માસા, કપૂર ૬ માસા, બોદાર ૧ તોલો, સફેદ કાથો ૬ તોલા, હીરાદખ્ખણ ૨ તોલા, ફુલાવેલું મોરથૂથુ ૩ માસા અને પીળું વેસેલીન ૨૦ તોલા લેવું. વેસેલીનને ગરમ કરી બાકીની ચીજોનું ચૂર્ણ અંદર નાખી મલમ તૈયાર કરી લેવો.

ઉપયોગ—લીમડાનાં પાનના ઉકાળાથી ઘા ધોઈ મલમ લગાડવાથી થોડા જ દિવસમાં ઉપદંશનો ઘા રુઝાઇ જાય છે.

### (૪૪) અર્શોહર મલમ

**પહેલી વિધિ**—વરખી હરતાલ અને સફેદ કાથો ૨-૨ તોલા લઇ ખલમાં નાખી એકઠું કરવું. પછી ૮ તોલા ૧૦૦ વાર ધોયેલું ગાયનું ઘી મેળવી મલમ બનાવી લેવો. (આ. નિ. મા.)

ઉપયોગ—આ મલમ દિવસમાં ૨ વાર લગાડવાથી અર્શનું લોહી પડતું બંધ થાય છે. બળતરા અને વેદના મટી જાય છે, તેમજ સૂકા મસા ખરી પડે છે.

**બીજી વિધિ**—૪ તોલા સિંદૂર અને ૨૦ તોલા ગાયનું ઘી લઇ કાંસાની થાળીમાં નાખી લીમડાના ડંડાથી ઘૂંટવું. ડંડા પર ૫ તોલા સીસાનું પતરું લગાવી દેવું અને ઘી ૧૦૦ વાર ધોઇને લેવું. ઘૂંટવાથી મલમ જેવું થઇ જાય છે.

**( ઈલાજુલ ગુરબા)**

**ઉપયોગ**—અર્શમાં આ મલમ રોજ ૨–૩ વાર લગાડતાં બળતરા મટી જાય છે અને થોડા દિવસમાં મસા મરી જાય છે.

**ત્રીજી વિધિ**—અફીણ ૩ માસા, આકડાનું દૂધ ૧ માસા, જાયફળ ૧ તોલો અને ધોયેલું ગાયનું ઘી ૧ તોલો લઈ બધી ચીજો મેળવી ખૂબ ખરલ કરી મલમ બનાવી લેવો જોઈએ.

**ઉપયોગ**—આ મલમ શૌચ જઇ આવ્યા પછી દિવસમાં ૨–૩ વાર લગાડવાથી મસા નાશ પામે છે.

**ચોથી વિધિ**—શંખજીરું, કળી ચૂનો, મોનાગેરુ, ફુલાવેલી ફટકડી, મરડાશિંગ અને આંબાહળદર એ ૬ ચીજો સરખે ભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી ચારગણા ગાયના માખણમાં મેળવી મલમ બનાવી લેવો.

**( સ્વા. કૃષ્ણાનંદજી ચક્રવર્તી )**

**ઉપયોગ**—આ દવા સૂકા અને દૂઝતા બંને જાતના મસા પર ફાયદાકારક છે. પહેલે જ દિવસે દુખાવો અને બળતરા શમી જાય છે, સોજો ઊતરે છે અને ધીમે ધીમે મસા મરી જાય છે. રોજ શૌચ જઇ આવ્યા પછી ૨ કે ૩ વાર મલમ લગાડવો જોઈએ.

**સૂચના**—વધારે પ્રમાણમાં કબજિયાત કરનારી ચીજો કે બહુ મરચાં ન ખાવાં જોઈએ. કદાચ કબજિયાત થાય તો સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ અથવા સૌમ્ય રેચ લઇ પેટ સાફ કરવું જોઈએ.

## (૪૫) વાતશૂલહર મલમ

**વિધિ**—કપૂર ૫ તોલા, સાબુ ૧ તોલો અને ટરપેન્ટાઇન તેલ ૨૦ તોલા લેવું. પહેલાં ખલમાં કપૂર અને સાબુ ખરલ કરી મેળવી લેવું. પછી તેમાં ટરપેન્ટાઈન નાખવાથી કપૂર ઓગળી જશે.

**ઉપયોગ**—આ મલમથી માલિસ કરવાથી વાતશૂળ અને ઉદરશૂળ મટી જાય છે. જે જગ્યાએ વાયુનું દરદ થતું હોય ત્યાં આ મલમ માલિસ કરવાથી તરત ફાયદો થાય છે.

## (૪૬) શિરઃશૂલાંતક મલમ ( બામ )

**પહેલી વિધિ**—સફેદ વેસેલીન ૩ રતલ, પેરેફિન ( વિલાયતી મીણ ) ૧ રતલ, લોબાનનાં ફૂલ ૨ ઔંસ, કપૂર ૨ ઔંસ, પીપરમેંટનાં ફૂલ ૧ ઔંસ,

અજમાનાં ફૂલ ૨ ઔંસ, નિલગિરિનું (યુકેલીપ્ટસ) તેલ ૬ ઔંસ અને તજનું તેલ ૨ ઔંસ આ રીતે બધી વસ્તુઓ લેવી. પહેલાં એનેમલના વાસણમાં વેસેલીન અને મીણ ગરમ કરવું. બંને ઓગળી જાય એટલે ઉતારી ગાળી લેવું. કપૂર, પીપરમેંટ અને અજમાનાં ફૂલ મેળવી પાણી જેવો પ્રવાહી અર્ક બનાવી લેવો. પછી તેલ અને લોબાનનાં ફૂલને વેસેલીનવાળા પ્રવાહીમાં મેળવી દેવાં. બાદ જ્યારે સહેજ ગરમ રહે ત્યારે અર્ક નાખી કાચ કે લોઢાની સળીથી સારી રીતે હલાવી, બધું મેળવી દેવું અને તરત શીશીઓમાં ભરી લેવું.

ઉપયોગ—આ મલમ માલિસ કરવાથી માથાનું દરદ, સોજો, સાંધાઓમાં દુખાવો થવો, ચોટ લાગવાથી લોહી જામી જવું, દેવતા, ઘી, તેલ કે તેજાબથી દાઝવું, શૂળ, વાયુનો દુખાવો, સ્ત્રીઓનાં સ્તન ફાટવાં, હોઠ ફાટવા, ઝેરી જંતુઓ કરડવા વગેરે ઉપર માલિસ કરવાથી દુખાવો તરત મટી જાય છે. વીંછીનું ઝેર ડંખમાં રહી જાય ત્યારે ડંખવાળા ભાગ પર માલિસ કરવાથી બળતરા શાંત થઇ જાય છે.

**બીજી વિધિ**—નીલગિરિનું તેલ ૮ ભાગ, લોબાનનાં ફૂલ (Acid Benzoic) ૪ ભાગ, કઠણ પેરેફિન ૩૮ ભાગ, નરમ પેરેફિન ૫૦ ભાગ લેવું. પહેલાં પેરેફિનને ગરમ કરવું. પછી તેલ અને ફૂલ મેળવી દેવાં. ઠંડું પડે ત્યાં સુધી હલાવતા રહેવું.

ઉપયોગ— પહેલી વિધિ પ્રમાણે.

### (૪૭) અગ્નિદગ્ધવ્રણહર મલમ

**પહેલી વિધિ**—૪૦ તોલા અળસીનું તેલ અને ૪ તોલા રાળ લઇ બંનેને કડાઈમાં નાખી ગરમ કરવું. પછી તેને ગરમ ગરમ કપડાથી ગાળી કાંસાની થાળીમાં રાખી ચૂનાના પાણીથી ૨૧ વાર ધોવું. ધોવા માટે ૧ તોલો કળી ચૂનો લઇ એક બાટલીમાં નાખવો. ઉપરથી ૧૧ રતલ પાણી ભરવું. પછી દાટો મારી ૨–૩ મિનિટ હલાવી ૩ કલાક રહેવા દેવું. ચૂનો નીચે બેસી જાય એટલે ઉપર ઉપરથી પાણી નિતારી તે વાપરવું. આ માપ પ્રમાણે વધારે પાણી તૈયાર કરવું.

ઉપયોગ—બળેલી જગ્યા પર આ મલમ લગાડતાં જ બળતરા તરત શાંત પડી જાય છે, ઘા જલદી રુઝાય છે અને તેમાં ખૂબી એ છે કે તેનાથી ધોળો ડાઘો પણ નથી પડતો.

**બીજી વિધિ**—શુદ્ધ ચૂનો ૪ તોલા, મીણ ૨ તોલા અને કોપરેલ ૧૬ તોલા લેવું. પહેલાં તેલ અને મીણ દેવતા પર મૂકી ઓગાળી લેવાં. પછી તેમાં ચૂનો નાખી મલમ તૈયાર કરી લેવો. દાઝવાના ઘામાં જ્યાં ચામડી બળીને તદ્દન ઊતરી ગઇ હોય ત્યાં પણ લગાડવાથી આરામ થઇ જાય છે. ચૂનો પલાળી ઉપરનું પાણી ફેંકી દઇ પછી સૂકવી લેવાથી ચૂનો શુદ્ધ થાય છે.

## (૪૮) મનઃશિલાદિ મલમ

વિધિ—મનઃશિલ, કાગદી એલચી, મરીચ, લાખ, હળદર અને દારુહળદર એ બધું ૨-૨ તોલા લઇ એકઠું કરી બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં ૬ તોલા મધ અને ૬ તોલા ઘી મેળવી મલમ બનાવી લેવો.

ઉપયોગ—ઘા રુઝાય પછી હાથો રહી જાય છે અને ચામડી ખરાબ થઇ જાય છે. તે આ મલમ લગાડવાથી દૂર થાય છે.

## (૪૯) પારદાદિ મલમ

**પહેલી વિધિ**—પારો અને ગંધક ૧-૧ તોલો, ખોદારસંગ ૨ તોલા, કપીલો ૪ તોલા અને ફુલાવેલું મોરથૂથુ ૩ માસા લેવું. બધાંને વિધિસર મેળવી તેમાં ૩૨ તોલા ગાયનું ધોયેલું ઘી મેળવી મલમ બનાવી લેવો. ( યો. ર. )

ઉપયોગ—આ મલમ બહુ પ્રભાવશાળી છે. બધી જાતના વ્રણ પર વપરાય છે. વ્રણને શુદ્ધ કરી રુઝવે છે. જેમાંથી દુર્ગંધવાળું પરુ આવતું હોય, માંસ સડી ગયું હોય, ખૂબ પહોળું હોય, તેમજ ઊંડું હોય તેવા ગંભીર વ્રણને પણ આ મલમ થોડા જ દિવસમાં રુઝવે છે. માથું, જાંઘ અને બધી જગ્યા પરના વ્રણ પર આ મલમ વપરાય છે.

આ મલમથી ઉપદંશનો વ્રણ પણ જલદી રુઝાઇ જાય છે. શીતળા ટાંકવાથી પણ કોઇકવાર જંતુઓ પ્રવેશ કરવાથી વ્રણ દૂષિત થઈ જાય છે. પછી તેમાંથી બહુ જ દુર્ગંધવાળું પરુ નીકળે છે, તેના પર પણ આ મલમ ફાયદાકારક છે.

કેટલાક રોગીઓનાં લોહી અને ચામડીની રચનામાં વિકૃતિ થઇ જાય છે. સહેજ ઘા પડે કે વ્રણ થઇ મહિનાઓ સુધી રુઝાતું નથી. એવા વ્રણને પણ આ મલમ શુદ્ધ કરી જલદી રુઝવે છે.

કેટલાક વ્રણ દવા લગાડવાથી રુઝાઇ જાય છે, પણ થોડા જ દિવસમાં તે જગ્યાએ કે તેની પાસેની જગ્યામાં ફરી વ્રણ થઇ આવે છે. આ રીતે વારંવાર હૈરાનગતિ થાય છે. આવા દુષ્ટ વ્રણોનું આ મલમ સારી રીતે શોધન કરી પછી રુઝવે છે. આ મલમમાં આવતા મોરથૂથાના પ્રભાવથી વ્રણમાં રહેલા જંતુઓ અને વિષ નાશ પામે છે. ખોદાર હોવાથી ઘા જલદી સૂકો થઇ જાય છે. કપીલો ઘાને સુકવવામાં અને ભરવામાં મદદ કરે છે, અને પારદ-ગંધક ઊંડાણમાં રહેલા જંતુઓ અને વિષનો નાશ કરે છે.

## (૫૦) નિમ્બાદિ મલમ

વિધિ—લીમડાના પાનનો સ્વરસ ૪૦ તોલો, ગાયનું ઘી ૧૦ તોલા, રસકપૂર ૧ તોલો અને મીણ ૨ તોલા લેવું. પહેલાં લીમડાનાં પાનનો રસ અને ઘી

મેળવી ધીમા તાપે રસ બાળવો. પછી મીણ નાખી ઘીને ગાળી લેવું. સહેજ ગરમ રહે એટલે રસકપૂર નાખી મલમ બનાવી લેવો.

ઉપયોગ—બધી જાતના નવા અને જૂના ઘા શુદ્ધ કરી રુઝવે છે. જે ઘામાંથી ઝેરી પાણી નીકળતું હોય અને જ્યાં તે લાગે ત્યાં નવો વ્રણ થતો હોય તેના વિષનો નાશ કરી આ મલમ વ્રણ જલદી રુઝાવે છે.

## (૫૧) માહેશ્વર ધૂપ

**પહેલી વિધિ**—રાઈ, સરસવ, મીઠું, ગૂગળ, કુન્દરુ, વજ, વાવડિંગ અને લીમડાનાં પાન સરખે ભાગે મેળવી ચૂર્ણ કરવું.

ઉપયોગ—નાના બાળકના તાવમાં બાળકથી થોડે દૂર અગ્નિ રાખી તેમાં માહેશ્વર ધૂપનો ૧–૨ તોલા ભૂકો નાખવો; એટલે વાતાવરણમાં ધૂપના અણુઓ મળી જઇ શ્વાસોચ્છ્વાસ વડે બાળકના શરીરમાં જઈ તાવ ઉતારવામાં મદદ કરશે. મોટાઓ માટે પણ હિતકર છે.

## (૫૨) અપરાજિત ધૂપ

વિધિ—ગૂગળ, અગર, રોહીષઘાસ, લીમડાનાં પાન, આકડાનાં પાન, વજ, રાળ અને દારુહળદર સમભાગે લઇ ચૂર્ણ કરવું.

ઉપયોગ—આ ઔષધિઓનો ધૂપ આપવાથી બધી જાતના જ્વર નાશ પામે છે.

## (૫૩) જંતુઘ્ન ધૂપ

વિધિ—મીઠું તોલા ૩૦, હીરાકસી ૧૦ તોલા અને નવસાર ૨૦ તોલા મેળવી લેવું. (વૈ. સ. વિ.)

ઉગપયો—જ્યાં આગળ પ્લેગના દરદીઓ રહેતા હોય ત્યાં સગડીમાં કોયલા ભરી ઉપર તવો મૂકી મીઠાવાળો ધૂપ નાખવો. એથી હવામાં ધૂપની અસર ફેલાઈ પ્લેગના દરદીના શ્વાસમાં મળી રોગ મટાડવામાં મદદ મળે છે. તવા પર લાબ રાખોડી રહે તેને ગરમ પાણીમાં મેળવી પ્લેગની ગાંઠ પર લગાડવાથી જલદી ફાયદો થાય છે,

## (૫૪) દશાંગ ધૂપ

વિધિ—વજ, હિંગ, વાવડિંગ, સિંધવ, ગજપીપર, કાળીપાટ, અતિવિષા, સૂંઠ, મરી અને પીપર આ ૧૦ વસ્તુઓ સરખે ભાગે મેળવી અધકચરો ભૂકો કરવો. (વા. ભ.)

ઉપયોગ—આ ચૂર્ણનો ધૂપ આપવાથી બાળકના બધી જાતના ગ્રહદોષ નાશ પામે છે.

## (૫૫) જાત્યાદિ ધૂપ

**વિધિ**—ચમેલીનાં પાન, મનઃશિલ, રાળ અને ગૂગળ બધું સમભાગે મેળવી બકરીના મૂત્રમાં વાટી ગોળીઓ વાળી લેવી. ( યો. ૨. )

**ઉપયોગ**—આ ગોળી ચલમમાં રાખી પિવાડવાથી કફ નીકળી જાય છે. હૃદય અને કંઠનો અવરોધ દૂર થાય છે અને ખાંસી તથા શ્વાસ મટે છે.

## (૫૬) અર્શોઘ્ન ધૂમ્ર

**પહેલી વિધિ**—પટકચૂરો ૧૦ તોલા, વાલડિંગ ૧૦ તોલા અને ભાંગ ૫ તોલા લઈ ચૂર્ણ કરવું. પછી એકાદ તોલાનો ધુમાડો આપવો.

**ધુમાડો આપવાની રીત**—એક વાસણમાં અંગારા લઈ ઉપર ચૂર્ણ નાખવું અને ઉપર હૂકાની ચલમ ઢાંકી દેવી એટલે ચલમના કાણામાંથી ધુમાડો નીકળ્યા કરશે. કમર સુધી કપડું ઓઢાડી તે ધુમાડો અર્શને આપવો.

**ઉપયોગ**—આ ધૂણીથી મસા નરમ થઇ મરી જાય છે. મસા અંદર હોય તો નરમ થઈ ઉપર ચઢી જાય છે.

**બીજી વિધિ**—ઝેરકોચલાં, કપૂર, સમડીનાં પાન, હળદર અને બેઠી ભોંયરીંગણીનાં ફળ આ બધું સરખે ભાગે મેળવી ચૂર્ણ કરવું.

**ઉપયોગ**—કમર સુધી કપડું ઓઢી, બે ઈંટ પર ઊભડક બેસી, સળગતા છાણા પર એક તોલો ચૂર્ણ નાખી, અર્શના મસાને ધુમાડો આપવાથી ભયંકર દુખાવો થતો હોય તે તરત શાંત થઈ જાય છે.

## (૫૭) કૃમિઘ્ન ધૂમ્ર

**વિધિ**—એક કડછીમાં બેઠી ભોંયરીંગણીનાં સૂકાં ફળ લઈ કોયલાની સગડી પર મૂકી તેના પર એક નળી રાખવી. પછી નળી દાંત અથવા કાન જ્યાં કૃમિ પડ્યા હોય ત્યાં નળીથી ધુમાડો આપવાથી કૃમિ તરત બહાર નીકળી જાય છે.

## (૫૮) દેવદાર્વાદિ ધૂમ્ર

**વિધિ**—દેવદાર, ખરેટીનાં મૂળ અને જટામાંસી આ ત્રણે સરખે ભાગે લઈ બારીક ચૂર્ણ કરી બકરીના મૂત્રમાં વાટી લાંબી વાટ બનાવી લેવી. ( ભા. પ્ર. )

**ઉપયોગ**—આ વાટને ઘી ચોપડી ધૂમ્રપાન કરવાથી શ્વાસની ભયંકર પીડા તરત નાશ પામે છે.

## (૫૯) મનઃશિલાદિ ધૂમ્રપાન

**વિધિ**—મનઃશિલ, હરતાલ, મરી, જટામાંસી, નાગરમોથ અને હિંગોરાની છાલ સરખે ભાગે લઇ ચૂર્ણ કરવું. ( વૃન્દ )

**ઉપયોગ**—૨ થી ૪ રતી ચૂર્ણ ચલમમાં નાખી પીવાથી કફ તરત નીકળી જઈ એકદોષજ, દ્વિદોષજ અને ત્રિદોષજ કાસ અને શ્વાસનો અવરોધ મટે છે. ખાસ કરીને તમાકુ પીનારાના વાતકફજન્ય શ્વાસ અને ભયંકર કફયુક્ત કાસમાં ફાયદાકારક છે. ધુમાડો પી ઉપર ગોળ કે સાકર નાખેલું સહેજ ગરમ દૂધ પીવું. સેંકડો દવાઓથી સારા ન થયા હોય તેવા દરદીઓ આ પ્રયોગથી જલદી સારા થઈ જાય છે.

**સૂચના**—કાસ અને શ્વાસ સાથે રક્તપિત્ત, ઉદરરોગ, તિમિર અથવા પ્રમેહના ઉપદ્રવો હોય તો આ ધૂમ્રપાન ન કરવું જોઈએ. અને જેને આ પાવામાં આવે તેને મોંમાંથી ધુમાડો કાઢવાની સૂચના કરવી, ધુમાડો નાકથી ન કાઢવો.

## (૬૦) અસ્થિદોષહર સેક

**વિધિ**—ઘઉંનો મેંદો, મેંદાલકડી, અને હળદર ૧૦-૧૦ તોલા, સાજીખાર ૨ તોલા અને તલનું તેલ ૨૦ તોલા લેવું. પહેલાં તેલ ગરમ કરી તેમાં મેંદો સેકવો. પછી સાજીખાર, મેંદાલકડી અને હળદર અનુક્રમે નાખી થોડું પાણી નાખી ઉકાળવું. પાણી બળી જાય એટલે ચોટ લાગી હોય તેના પર ૦।।-૦।। કલાક ૪-૬ વાર ગરમ કરી સેક કરી આ દવા બાંધી દેવી. ચોટને લીધે હાડકાં પર આઘાત, સોજો, લોહી બાઝી જવું વગેરે રોગો આ સેકથી મટી જાય છે.

## (૬૧) કલિંગાદ્ય નસ્ય

**વિધિ**—ઇંદ્રજવ, કાચી હિંગ, મરી, લાખ, કાયફળ, કઠ, વજ, સરગવાનાં બી અને વાવડિંગ આ ૯ વસ્તુઓ સમભાગે મેળવી ખાંડી-વસ્ત્રગાળ ચૂર્ણ કરી બાટલીમાં ભરી લેવું. આમાં કપૂર પણ નાખવામાં આવે તો વધારે હિતકર છે.

**( યો. ર. )**

**ઉપયોગ**—જરૂર હોય ત્યારે સૂંઘવાથી માથાનો દુખાવો, સળેખમ, શ્વાસ રોકાવો અને બધી જાતના નાકના રોગો મટાડે છે.

## (૬૨) નજલાનાશક નસ્ય

**વિધિ**—કાસ્મીરી પાહા અને ઉસ્તખુદુસ બંને ૨-૨ ભાગ અને જટામાંસી અને બનફશાનાં ફૂલ ૧-૧ ભાગ લેવાં. બધાંને મેળવી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. **( સ્વા. કૃષ્ણાનંદજી ચક્રવર્તી )**

**ઉપયોગ**—જરૂર હોય ત્યારે આ નસ્ય સૂંઘવાથી માથામાં ભરાયેલો કફ દૂર થાય છે, શ્વાસનળી સાફ થાય છે અને તેથી નજલાનું પાણી આંખમાં ઊતરી નુકસાન કરતુ હોય તે બંધ થઈ જાય છે. માથાનો દુખાવો ઓછો થઈ મગજ હલકું અને શાંત પડી જાય છે. સળેખમવાળા માટે પણ બહુ હિતકર છે; તેમજ

સન્નિપાત અને ઉદાવર્તમાં જ્યારે શિરોવિરેચનની જરૂર હોય ત્યારે આ નસ્ય ફાયદો કરે છે.

### (૬૩) શિરશૂલાંતક નસ્ય

**પહેલી વિધિ**—કાયફળ ૫ તોલા, નાકછીંકણી ૨ તોલા, લીંડી પીપર, તુળસીનાં પાન, વાવડિંગ, એલચીદાણા અને કપૂર ૧-૧ તોલો અને કૂકડવેલ ૬ માસા લઈ બધાને ખાંડી વસ્ત્રગાળ કરી શીશી ભરી લેવું.

**માત્રા**—૧-૧ રતી જરૂર હોય ત્યારે સૂંઘાડવું.

**ઉપયોગ**—માથાનો દુખાવો, સળેખમ, ઘેન, શ્વાસનો અવરોધ વગેરે રોગો મટે છે.

**બીજી વિધિ**—હરડે, સૂંઠ, મરી અને પીપર ૬-૬ માસા, વછનાગ ૨ માસા અને પીપળાની છાલ ૨। તોલા લેવી. બધાને સારી રીતે ખરલ કરી નસ્ય તૈયાર કરી લેવું.

**ઉપયોગ**—॥ રતી ચૂર્ણ સૂંઘવાથી કફ, કૃમિ વગેરે નીકળી જઈ માથાનો દુખાવો મટી જાય છે.

### (૬૪) મૂર્છાંતક નસ્ય

**વિધિ**—નવસાર, ચૂનો અને સુરોખાર દરેક ૧-૧ તોલો લઈ જુદા જુદા વાટી એક બંધ શીશી (સ્ટોપર બૉટલ) માં ભરી સારી રીતે મેળવી દેવાં. પછી ૩ માસા કપૂર વાટીને શીશીમાં નાખી સારી રીતે હલાવી લેવું.

**ઉપયોગ**—આ નસ્ય બેશુદ્ધિમાં સુંઘાડવા માટે બહુ ઉપયોગી છે. સન્નિપાત, હિસ્ટીરિયા, સર્પ વગેરે જનાવરોના ઝેરની બેહોશી દૂર કરે છે. દાંત બિડાઈ ગયા હોય અને દવા ન ખવાતી હોય ત્યારે આ નસ્ય સુંઘાડવાથી દાંત ખૂલી જાય છે અને દરદી ભાનમાં આવી જાય છે. અથવા જો સૂંઘી ન શકે તો નાક પાસે શીશી ધરવાથી ગૅસ તરત અંદર જાય છે.

### (૬૫) વિષાદિ ઉદ્દધૂલન

**વિધિ**—અશુદ્ધ વછનાગ ૧ તોલો, મરી ૨ તોલા અને જંગલી અડાયાં છાણાંની રાખ ૧૬ તોલા મેળવી ધતૂરાનાં પાનના રસની ભાવના આપી સૂર્યના તડકામાં સૂકવી લેવું. (યો. ૨.)

**ઉપયોગ**—આ ઉદ્દધૂલન સન્નિપાતમાં શરદી અને પરસેવો મટાડવા માટે આખા શરીર પર ચોળવા માટે ઉપયોગી છે.

### (૬૬) ભૂનિમ્બાદિ ઉદ્દધૂલન

**વિધિ**—કરિયાતું, કડુ, કઠ, વરિયાળી, ઇંદ્રજવ અને કચૂરો સમભાગે મેળવી બારીક ચૂર્ણ કરવું.

ઉપયોગ—સન્નિપાતમાં બહુ પરસેવો થતો હોય અને ગળું રૂંધાતું હોય તો આ દવા શરીરના દરેક સાંધા પર માલિસ કરવાથી સન્નિપાતના ઉપદ્રવો શાંત થઈ જાય છે.

## (૬૭) ત્વક્પત્રાદિ ઉદ્વર્તન

વિધિ—તજ, તમાલપત્ર, રાસ્ના, અગર, સરગવાની છાલ, કઠ, વજ અને વરિયાળી સરખે ભાગે મેળવી ચૂર્ણ કરવું. (વૃન્દ)

ઉપયોગ—કૉલેરામાં ચૂર્ણને લીંબુના રસમાં અથવા કાંજીમાં વાટી ગરમ કરી લેપ કરવાથી હાથ-પગની નસો ખેંચાતી તરત બંધ થઈ જાય છે. જો આ ચૂર્ણનો કલ્ક કરી કાંજી નાખી સરસિયું તેલ સિદ્ધ કરી તે તેલનું માલિસ કરવામાં આવે તો પણ જલદી ફાયદો થાય છે.

## (૬૮) ચંદ્રપ્રભા ઉદ્વર્તન

વિધિ—પીળા સરસવ, ચારોળી અને મસૂરની દાળ સરખે ભાગે લઈ ગાયના દૂધમાં વાટી રાત્રે સૂતી વખતે મોં પર ચોપડવું. (શ્રી રામસ્વામીજી)

ઉપયોગ—મોં પરનાં ખીલ અને કાળા ડાઘા થોડા જ દિવસમાં મટી જાય છે. આખા શરીરે માલિસ કરવાથી દુર્ગંધ, ફોલ્લીઓ અને ખરજ મટી જઈ શરીરની ચામડી સુંદર બને છે.

## (૬૯) રજઃપ્રવર્તિની વર્તિ

વિધિ—એળિયો અને કુકડવેલનાં ફળ ૬-૬ માસા લઈ, કડક દારૂમાં વાટી, પાતળા ચોખ્ખા કપડા પર લેપ કરી, વાળી, વાટ બનાવી લેવી.

(શ્રી પં. મંગુલાલજી)

ઉપયોગ—આ વર્તિ યોનિમાં રાખવાથી ઋતુસ્રાવ આવવા માંડે છે. તેની સાથે પેઢા પર દારડીનાં મૂળ પાણી સાથે વાટી લેપ કરવો.

## (૭૦) ફલવર્તિ

વિધિ—મીંઢળ, પીપર, કઠ, વજ, ધોળા સરસવ અને જવખાર ૧-૧ તોલો લઈ બારીક ચૂર્ણ કરવું. પછી ૬ તોલા ગોળને થોડા પાણીમાં મેળવી ગરમ કરી, ચાસણી કરવી. પછી તેમાં ચૂર્ણ મેળવવું, હલાવતા રહેવું. વાટ બનાવવા જેવું થાય એટલે એક કકડા પર પાથરી ટચલી આંગળીથી સહેજ પાતળી અને અણીવાળી વાટ બનાવી લેવી. (વૃન્દ)

ઉપયોગ—વાટ પર સહેજ ઘીવાળો હાથ લગાડી ગુદામાં ચડાવવાથી કબજિયાતથી થયેલો ઉદાવર્ત મટી જાય છે, અને તે જ વખતે ઝાડો થઈ આફરો બેસી જાય છે.

## સમજૂતી

૧–૨. જમીનની અંદરની દીવાલ. મધ્યમાં પહોળાઈ ૭ા ઈંચ; જમીન સુધીની ઊંચાઈ ૮ ઈંચ.

૩. જમીનમાં કોલસા પડવાનું તથા સંપુટ રાખવાનું સ્થાન. ગોળાઈ ૧૩ ઈંચ.

૪. ભસ્મનો સંપુટ.

૫–૬. દીવાલ. જમીન સુધીની પહોળાઈ ૭ ઈંચ. લોઢાના સળિયા સુધીની ઊંચાઈ ૧૦ ઈંચ.

સિદ્ધભઠ્ઠી ( જુઓ પાનું ૨૨૫ )

૭. ભઠ્ઠીનું મોં. પહોળાઇ ૭ ઇંચ; ઊંચાઇ ૮ ઇંચ.

૮–૯. લોઢાના દાંડા. દીવાલમાં ૬ ઇંચ, ભઠ્ઠીમાં ૨ ઇંચ. ત્રીજો દાંડો પાછલી દીવાલમાં હોવાથી દેખાતો નથી.

૧૦–૧૧. વાલુકાયંત્રની ચારે બાજુએ અડધો ઇંચ ખાલી જગા. અગ્નિની ઝાળ અને ધુમાડાને બહાર જવા માટે આ જગા રાખી છે.

૧૨–૧૩. લોઢાના સળિયા ઉપર ચણેલી દીવાલ. ઊંચાઇ ૬ ઇંચ. ઉપરના ભાગમાં પહોળાઇ ૬ ઇંચ.

૧૪. વાલુકાયંત્ર—એમાં અભ્રકના પતરા ઉપર શીશી રાખી છે.

૧૫. શીશીનો ગળાનો ભાગ—એ યંત્રની બહાર દેખાય છે.

૧૬. શીશીની ઉપરના માટીના ઘડાનો નીચેનો અડધો ભાગ પહેરાવ્યો છે. ઔષધિ ઊભરાઇ બહાર ન જાય અને અગ્નિની ઝાળથી ગળામાં લાગેલી ઔષધિની રક્ષા થાય એટલા સારુ એ રાખવામાં આવ્યો છે.

૧૭–૧૮. ભઠ્ઠીની ઉપરની દીવાલ. પહોળાઇ ૨૫ ઇંચ.

૧૯–૨૦. પાછલી દીવાલ. આગળથી દેખાય છે.

# રોગ અનુસાર ઔષધિ-સૂચિ

આ સૂચિમાં કયા રોગ પર કઈ કઈ દવા અપાય છે, તે બતાવવામાં આવ્યું છે. એક જ રોગ પર અનેક દવાઓ કામ કરે છે. પરંતુ આમાંથી દેશ, કાળ, દોષ-દૃષ્ય વગેરેના ભેદથી કોઇક વધારે અનુકૂળ રહે છે, કોઇક ઓછી, કોઇ જલદી ફાયદો કરે છે, કોઇક લાંબા વખતે; માટે વિવેકપૂર્વક વાપરવી જોઈએ. દાખલા તરીકે નિદ્રાનાશ—ઊંઘ ન આવતી હોય—ત્યારે મુક્તાપિષ્ટિ, સૂતશેખર, નિદ્રોદય રસ વગેરે દવાઓ વપરાય છે. આમાંથી પિત્તપ્રકોપ, લોહીની ગરમી કારણરૂપ હોય તો મુક્તાપિષ્ટિ, વાતપિત્ત દોષ હોય તો સૂતશેખર, અને તીવ્ર દરદ હોય ત્યારે વાતકેન્દ્રને બળાત્કારે સુપ્ત બનાવી ઊંઘ લાવવી હોય તો નિદ્રોદય રસ આપવો જોઇએ. પૃષ્ઠ ૪૦૭ પર 'હેમગર્ભ પોટલી રસ'ની બે રીત આપેલી છે. બંને ક્ષય અને સંગ્રહણીમાં ફાયદાકારક છે. આમાંથી પહેલી વિધિ યકૃતપિત્તમાં સ્રાવ ઓછો થતો હોય ત્યારે તેને વધારી નિયમિત કરવા માટે અને કફસ્રાવ અને અનેક પિંડોને મજબૂત બનાવવાની જરૂર હોય ત્યાં ફાયદાકારક છે. બીજી વિધિ પેટનો વાયુ અને પિત્તની ઉષ્ણતા અને અમ્લતાનું શમન કરવા, આંતરડાની સંગ્રાહક શક્તિને વધારવા અને અસ્થિસંસ્થાને મજબૂત બનાવવા માટે લાભદાયક મનાય છે. આ રીતે બધી દવાઓમાં સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરવાથી ભિન્નતા દેખાય છે. અમે કાંઇક અંશે દોષ વગેરે ભેદથી ઔષધિના વિભાગ અહીં બતાવ્યા છે. વધારે વિસ્તાર 'ચિકિત્સાતત્ત્વપ્રદીપ'માં યોગ્ય સ્થળોએ કર્યો છે.

વાચકોને વિનંતિ છે કે આ ટૂંકમાં લખેલી ચિકિત્સાપદ્ધતિ પ્રમાણે રોગી, રોગ, રોગનું બળ, હેતુ, દોષ-દૂષ્ય, લક્ષણો, આયુષ્ય, ઔષધિનું બળ, આહાર-વિહાર, પરિસ્થિતિ બધી વાતોનો વિચાર કરી ચિકિત્સા કરે. રોગોનાં બધાં જ નામ ગુજરાતી કરવામાં વાચકોને શાસ્ત્રીય પરિભાષાના શબ્દો વગર પૂરું સમજી શકાય નહિ અને બધા જ શાસ્ત્રીય સંસ્કૃત શબ્દો આપવાથી અર્થ સમજાવવા અઘરા પડે; એમ ધારી પ્રચલિત રોગો ગુજરાતી અને બીજાં નામો સંસ્કૃત આપ્યાં છે. સંસ્કૃત નામ સાથે ગુજરાતી પર્યાય આપવામાં આવ્યા છે.

વાચકોની સગવડ માટે એ રોગોના નામની અકારાદિ ક્રમથી યાદી આ પાછળ આપી છે. તેથી સૌ કોઇ પોતાને જરૂર હોય તે રોગનું વર્ણન તરત કાઢીને જોઇ શકે. દાખલા તરીકે, કબજિયાત, મલાવરોધ, બદ્ધકોષ્ઠ અને આનાહ આ શબ્દોનું વર્ણન આનાહ સાથે કરેલું છે. આ રીતે અનેક પર્યાયવાળા શબ્દો માટે સમજી લેવું.

| | | |
|---|---|---|
| ૯૬ વ્રણ ( જુદીજુદી જાતનાં ) | ૧૦૨ શ્વાસ | ૧૦૮ સ્વેદવૃદ્ધિ |
| ૯૭ શિરઃશૂલ | ૧૦૩ સન્નિપાત | ૧૦૯ હલીમક |
| ૯૮ શીતપિત્ત | ૧૦૪ સંગ્રહણી | ૧૧૦ હારિદ્રક |
| ૯૯ શળ | ૧૦૫ સેન્દ્રિય વિષની વૃદ્ધિ | ૧૧૧ હિક્કા |
| ૧૦૦ શોથ | ૧૦૬ સ્ત્રીરોગ | ૧૧૨ હિસ્ટીરિયા |
| ૧૦૧ શ્લીપદ | ૧૦૭ સ્નાયુવિકાર | ૧૧૩ હૃદયરોગ |

## (૧) અગ્નિદગ્ધવ્રણ—દાઝવું

વરાટિકા ભસ્મ—૧૯૧, ચંદનાદિયમક ૮૧૪, અગ્નિદગ્ધવ્રણહર મલમ ૮૪૧, શિરઃશૂલાન્તક મલમ ૮૪૦, ડાઘ રહી જાય તેની પર મન શિલાદિ મલમ ૮૪૨.

## (૨) અગ્નિમાંદ્ય—મંદાગ્નિ

**વાતપ્રધાન**—અગ્નિતુંડી વટી ૩૮૬, ચિત્રકાદિ વટી ૫૯૫, હિંગ્વષ્ટક ચૂર્ણ ૬૩૭, ધનંજય વટી ૫૯૩, શિવાક્ષાર પાચન ચૂર્ણ ૬૩૮, વિષતિંદુકાદિ વટી ૬૦૪, ગંધક વટી ૬૧૫, આર્દ્રકાવલેહ ૭૭૨, ક્ષુદ્‌બોધક રસ ૫૫૯,

**પિત્તપ્રધાન**—વૈડૂર્યભસ્મ ૧૭૨, પ્રવાલભસ્મ ૧૭૮, શુક્તિભસ્મ ૧૮૯, શંખભસ્મ ૧૯૩, વરાટિકા ભસ્મ ૧૯૧, લવંગાદિ ચૂર્ણ ૬૪૮, લીંબુનું શરબત ૭૮૫, સ્વાદિષ્ટ શરબત ૭૮૪, પ્રાણદા ગુટિકા ૬૦૫, સ્વાદિષ્ટપાચન વટી ૬૨૩, સિતોપલાદિ ચૂર્ણ ૬૩૧.

**કફપ્રધાન**—અગ્નિકુમાર રસ ૩૮૧, ધનંજયવટી ૫૯૩, ગંધકવટી ૬૧૫, લોકનાથ રસ ૪૮૫, ચિત્રકાદિ વટી ૫૯૫, આર્દ્રકાવલેહ ૭૭૨, ક્ષુદ્‌બોધક રસ ૫૫૯.

**જલવાયુના દોષથી થનાર**—દુર્જલજેતા રસ ૩૧૯, આર્દ્રકાવલેહ ૭૭૨.

**ધાતુની નબળાઈથી થનાર**—સુવર્ણભૂપતિ ૨૬૫, અભ્રક ભસ્મ ૧૫૩, તામ્ર ભસ્મ ૧૦૧, લોહ ભસ્મ ૧૦૮, બંગ ભસ્મ ૧૧૬, લક્ષ્મીવિલાસ ૪૦૮, ૩૩૫, સુવર્ણમાલિની વસંત ૩૪૪, હિંગુલરસાયન ૪૫૪, દ્રાક્ષારિષ્ટ ૭૨૭, અશ્વગંધારિષ્ટ ૭૨૨, ત્રૈલોક્યચિંતામણિ ૩૧૪, વસંતકુસુમાકર ૪૧૪.

**વિબંધ કે આમાજીર્ણથી થનાર જૂનો મંદાગ્નિ**—રસસિંદૂર ૨૪૩, પ્રાણદાપર્પટી ૨૮૯, અગ્નિતુંડી ૩૮૬, દ્રાક્ષાસવ ૭૨૭, મહાદ્રાક્ષાસવ ૭૪૮, ક્ષુદ્‌બોધક રસ ૫૫૯, હિંગ્વષ્ટક ૬૩૭, શિવાક્ષાર પાચન ૬૩૮.

**તાવ પછી થનાર મંદાગ્નિ**—સુવર્ણમાલિની ૩૪૪, લઘુમાલિની ૩૫૨, લક્ષ્મીવિલાસ રસ ૪૦૮, ૩૩૫, જયમંગલ રસ ૩૧૭, ચોસઠ પહોરી પીપર ૪૯.

**વિષપ્રકોપથી થનારી મંદાગ્નિ**—સુવર્ણ માલિની વસંત ૩૪૪, સુવર્ણભૂપતિ

રસ ૨૬૫, ચતુર્મુખ રસ ૫૭૬, પ્રવાલપિષ્ટિ ૧૮૦, શુક્તિ ભસ્મ ૧૮૯, મોતી ભસ્મ ૧૭૪, વરાટિકા ભસ્મ ૧૯૧, વૈડૂર્ય ભસ્મ ૧૭૨.

**આમાશય વૃદ્ધિ**—સમીરપન્નગ + શંખભસ્મ ૨૬૦, ૧૯૩.

## (૩) અજીર્ણ—અપચો

**સામાન્ય અપચો અને આમાજીર્ણ**—અગ્નિકુમાર ૩૮૧, ક્રવ્યાદ રસ ૩૮૩, સંજીવની ૫૮૩, આરગ્વધાદિ કલ્ક ૬૯૪, ધનજય વટી ૫૯૩, ચિત્રકાદિ વટી ૫૯૫, હિંગ્વાદિ વટી ૬૨૩, અજમોદાદિ ચૂર્ણ ૬૬૧, વિપતિંદુકાદિ વટી ૬૦૪, ગંધક વટી ૬૧૫, લહશુનાદિ વટી ૬૨૧, હિંગ્વષ્ટક ચૂર્ણ ૬૩૭, શિવાક્ષાર-પાચન ચૂર્ણ ૬૩૮, ચવિકાસવ ૭૩૭.

**વિદગ્ધાજીર્ણ**—આરોગ્યવર્ધિની ૪૭૬, શંખવટી ૩૭૦, સ્વાદિષ્ટ શરબત ૭૮૪, ધનજય વટી ૫૯૩, લવણભાસ્કર ચૂર્ણ ૬૩૬, ભૃંગરાજાસવ ૭૪૨, ચવિકાસવ ૭૩૭.

**રસશેષાજીર્ણ**—પ્રવાલ ભસ્મ ૧૭૮, વરાટિકા ભસ્મ ૧૯૧, શંખભસ્મ ૧૯૩, શુક્તિ ભસ્મ ૧૮૯, અગ્નિતુંડી વટી ૩૮૬, ક્રવ્યાદ રસ ૩૮૩, સ્વાદિષ્ટ શરબત ૭૮૪, પિપ્પલ્યાદિ કવાથ ૬૮૭.

**જૂનુ અજીર્ણ**—કાસીસ ભસ્મ ૧૬૪, સમીરગજકેસરી ૪૪૩, લોહભસ્મ ૧૦૮, તાપ્યાદિ લોહ ૩૯૨, સુવર્ણમાલિની વસંત ૩૪૪, લક્ષ્મીવિલાસ રસ ૪૦૮, ૩૩૫.

**અલસક અને વિલંબિકા**—ક્રવ્યાદ રસ ૩૮૩

## (૪) અતિસાર—ઝાડા

**વાતપ્રધાન**—અગસ્તિસૂતરાજ ૩૬૩, કનકસુંદર રસ ૩૬૫.

**પિત્તપ્રધાન**—જસત ભસ્મ ૧૩૦, મોતીપિષ્ટિ ૧૭૫, કામદુધા રસ ૪૨૫, સૂતશેખર રસ ૫૧૧, શંખોદર ૩૭૨, પ્રવાલ પંચામૃત ૪૫૯, અશ્વિનીકુમાર ૪૬૮, કુટજાવલેહ ૭૬૯.

**કફપ્રધાન**—(નવો) અગસ્તિસૂતરાજ ૩૬૩, (જૂનો) લોહભસ્મ ૧૦૮, લક્ષ્મીવિલાસ રસ ૩૩૫, લોકનાથ ૪૮૫.

**જૂનો આમાતિસાર**—રસપર્પટી ૨૭૭, પ્રાણદા પર્પટી ૨૮૯.

**તીવ્ર આમાતિસાર**—સ્વાદિષ્ટ વિરેચન ૬૪૨.

**પક્વ આમાતિસાર**—મહાવાતરાજ રસ ૫૫૭, આનંદભૈરવ રસ ૩૫૯, રામબાણ રસ ૩૭૫, હિંગુલ રસાયન ૪૫૪, લઘુગંગાધર ચૂર્ણ ૬૪૭, કપિત્થાદિ યવાગૂ ૬૯૩, જીવનરસાયન અર્ક ૭૫૩, જાતિફલાદિ વટી ૬૦૩, હિંગુલવટી ૩૭૪, અગસ્તિસૂતરાજરસ ૩૬૩, શુભ્રાભસ્મ ૧૧૭.

**કફપિત્તાત્મક**—કુટજાદિ કષાય ૬૮૧, કુટજારિષ્ટ ૭૨૯, કુટજાવલેહ ૭૬૯, કુટજાદિ વટી ૫૯૫.

**રક્તાતિસાર**—મહાવાતરાજ ૫૫૨, લક્ષ્મીનારાયણ ૩૩૧, સંગજરાહત ભસ્મ ૨૧૦, બોલપર્પટી ૨૮૪, કર્પૂર રસ ૩૬૧, શંખોદર ૩૭૨, સૂતશેખર ૫૧૧, કુટજાદિ વટી ૫૯૫, જાતિફલાદિ વટી ૬૦૩, ઉશીરાદિ કવાથ ૬૮૧, કુટજારિષ્ટ ૭૨૯, ઉશીરાસવ ૭૧૮.

**માનસિક આઘાતજન્ય**—દ્રાક્ષાસવ ૭૨૭, અભ્રક ભસ્મ ૧૫૩, વરાટિકા ભસ્મ ૧૯૧ (મધ અને સૂંઠના ચૂર્ણ સાથે).

**સુવાવડી સ્ત્રીનો અતિસાર**—જીરકાદ્યરિષ્ટ ૭૩૬, લઘુગંગાધર ચૂર્ણ ૬૪૭, સૂતશેખર રસ ૫૧૧.

**આંતરડાના સોજાથી થનાર**—જસત ભસ્મ ૧૩૦, ભૃંગરાજાસવ ૭૪૨, રસપર્પટી ૨૭૭.

ગુદભ્રંશ—ક્ષુદ્રરોગમાં જુઓ.

**આંતરડાની સામાન્ય શક્તિ વધારવા**—અભ્રક ભસ્મ, નાગભસ્મ, અને રસસિંદૂર (કુટજારિષ્ટ સાથે) પંચામૃત પર્પટી ૨૮૬.

## (૫) અપસ્માર–વાઈ

**નવો**—તાપ્યાદિલોહ ૩૯૨, અમરસુંદરી ૪૩૯, રૌપ્યભસ્મ ૯૫, વાતકુલાંતક ૪૩૮, ભૂતભૈરવરસ ૪૩૭, ઉન્માદગજકેસરી ૪૩૬, સ્મૃતિસાગર ૫૬૫, યોગેન્દ્ર રસ ૫૭૪.

**જૂનો**—અભ્રક ભસ્મ ૧૫૩, અષ્ટમૂર્તિ રસ ૨૬૭, મલ્લસિંદૂર ૨૪૭, સૂતરાજ ૨૯૯, મલ્લસિંદૂર વટી ૪૫૨, સારસ્વતારિષ્ટ ૭૨૫, પંચગવ્યઘૃત ૭૯૩, બ્રાહ્મીઘૃત ૭૯૬, કલ્યાણઘૃત ૭૯૮, સ્મૃતિસાગર ૫૬૫.

**બેશુદ્ધિ દૂર કરવા**—શ્વાસકુઠાર ૪૧૬, મૂર્છાંતક નસ્ય ૮૪૬.

**અર્શ સાથે અપસ્માર**—ગંધક રસાયન ૪૨૯.

**ઉપદંશના ઉપદ્રવરૂપ અપસ્માર**—અષ્ટમૂર્તિ રસાયન ૨૬૭, મલ્લસિંદૂર ૨૪૭, ઉપદંશાસુર ૪૯૯.

**હિસ્ટીરિયા સાથે અપસ્માર**—મલેરિયા વટી ૩૪૨.

## (૬) અફીણનું વ્યસન

**અફીણ છોડાવવું**—ઝેરકોચલાનું શોધન ૭૮, વિષતિંદુકાદિ વટી ૬૦૪.

## (૭) અમ્લપિત્ત

**બધા પ્રકાર પર હિતકર**—જીરકાદિ મોદક ૭૬૨, કુષ્માંડાવલેહ ૭૭૦, દ્રાક્ષાવલેહ ૭૭૧, સૂતશેખર ૫૧૧.

**વાતપ્રકોપ સાથે**—રૌપ્ય ભસ્મ ૯૫, અવિપત્તિકર ચૂર્ણ ૬૪૭.

**આમાશયવૃદ્ધિજન્ય**—રૌપ્યભસ્મ ૯૫, નાગભસ્મ ૧૩૩, સુવર્ણ માક્ષિક ભસ્મ ૧૪૧, બંગભસ્મ ૧૧૬, તાપ્યાદિલોહ ૩૯૨, કામધેનુ રસ ૫૭૨.

**જંતુપ્રકોપજન્ય**—લીલાવિલાસ ૫૨૩.

**ઉદરમાં વ્રણ થઈ જનાર જૂનું અમ્લપિત્ત**—નાગભસ્મ ૧૩૩, સુવર્ણ-માક્ષિક ભસ્મ ૧૪૧, તાપ્યાદિ લોહ ૩૯૨.

**યકૃતની નબળાઈ સાથે**—લીલાવિલાસ ૫૨૩.

**જમ્યા પછીની હૃદયશૂલ**—શીતલ પર્પટી ૨૯૦.

**પેટ ભારે લાગવું**—શંખભસ્મ ૧૯૩.

**કફપ્રધાન અમ્લપિત્ત**—લીલાવિલાસ ૫૨૩.

**પિત્તની તીક્ષ્ણતા અને અમ્લતા ઓછી કરવા માટે**—મોતી ભસ્મ ૧૭૪, પ્રવાલપિષ્ટિ ૧૮૦, કામદુધા રસ ૪૨૫, સુવર્ણમાક્ષિક ભસ્મ ૧૪૧, તાપ્યાદિ લોહ ૩૯૨, સૂતશેખર ૫૧૧, શંખભસ્મ ૧૯૩.

**શરીર-શુદ્ધિ માટે**—તુત્થ ભસ્મ ૨૧૩, નીલકંઠ રસ ૩૫૮.

## (૮) અરોચક—અરુચિ

**બધા પર હિતકર**—આદુનું શરબત ૭૮૫, ધનંજય વટી ૫૯૩, શંખવટી ૩૭૦, આર્દ્રકાવલેહ ૭૭૨, આરગ્વધાદિ કલ્ક ૬૯૪, કંઠ સુધારક વટી ૫૯૬, ગંધક વટી ૬૧૫, સ્વાદિષ્ટ પાચન વટી ૬૨૩, સ્વદિષ્ટ પાચન ચૂર્ણ ૬૩૯, યવાની ખાંડવ ચૂર્ણ ૬૪૦, જાતિફલાદિ ચૂર્ણ ૬૪૭, દ્રાક્ષાસવ ૭૨૭.

**વાતિક-માનસિક-ચિંતાજન્ય**—રૌપ્ય ભસ્મ ૯૫, ચાંદી પરમિયા પછી રૌપ્ય ૯૫, ક્ષય વગેરે પછી અભ્રક ભસ્મ ૧૫૩.

**પિત્તવિકારજન્ય**—પ્રવાલપિષ્ટિ ૧૮૦, કામદુધા રસ ૪૨૫, પ્રવાલ પંચામૃત ૪૫૯, લીંબુનું શરબત ૭૮૫, સિતોપલાદિ ચૂર્ણ ૬૩૧.

**કફ દુષ્ટિજન્ય**—અગ્નિકુમાર ૩૮૧, હિંગ્વાદિ ચૂર્ણ ૬૪૫, અગ્નિતુંડી વટી ૩૮૬, હિંગુલ રસાયન ૪૫૪.

**તાવ પછી**—આરગ્વધાદિ કલ્ક ૬૯૪, સુવર્ણ માલિની વસંત ૩૪૪, લઘુમાલિની વસંત ૩૫૨, ચોસઠ પ્રહરી પીપર ૪૯.

## (૯) અર્બુદ

**બધા પ્રકાર પર**—કાંચનાર ગૂગળ ૬૦૮, ખદિરારિષ્ટ ૭૧૯, ચંદ્રપ્રભા વટી ૫૯૬.

**વાત કે કફપ્રધાન**—તામ્રભસ્મ ૧૦૧

**પિત્તપ્રધાન**—બંગભસ્મ ૧૧૬, નાગભસ્મ ૧૩૩.

**યકૃત પર અર્બુદ**—તાપ્યાદિ લોહ ૩૯૨.

## (૧૦) અર્શ

**બધા પ્રકાર પર હિતકર**—તાપ્યાદિ લોહ ૩૯૨, પ્રાણદા ગુટિકા ૬૦૫, ચતુઃસમો મોદક ૬૨૦, નિત્યોદિત રસ ૩૭૬, અર્શઃકુઠાર રસ ૩૭૮, અર્શોહર વટી ૬૦૪, અભયારિષ્ટ ૭૩૧.

**વાતજ**—રૌપ્યભસ્મ ૯૫, લોહભસ્મ ૧૦૮, નાગભસ્મ ૧૩૩, બંગભસ્મ ૧૧૬, બૃહત્ યોગરાજ ગૂગળ ૪૪૫, અશ્વગંધારિષ્ટ ૭૨૨, દુર્નામકુઠાર વટી ૬૦૪, સપ્તવિંશતિક ગૂગળ ૬૧૦.

**પિત્તજ**—રૌપ્યભસ્મ ૯૫, ગંધક રસાયન ૪૨૯, મોતીપિષ્ટિ ૧૭૫, અભયારિષ્ટ ૭૩૧, દ્રાક્ષાસવ ૭૨૭.

**કફજ**—ક્રવ્યાદ રસ ૩૮૩, નવાયસ ચૂર્ણ ૩૯૯.

**રક્તાર્શ**—નાગભસ્મ ૧૩૩, પિત્તલ ભસ્મ ૨૧૧, સુવર્ણમાક્ષિક ભસ્મ ૧૪૧, દ્રાક્ષાસવ ૭૨૭.

**લોહી બંધ કરવા માટે**—બોલ પર્પટી ૨૮૪, શંખોદર રસ ૩૭૨, જાતિફલાદિ વટી ૩૭૯, બોલબદ્ધ રસ ૩૭૯, લોહભસ્મ ૧૦૮, ઉશીરાસવ ૭૧૮, અર્શોઘ્ન ચૂર્ણ ૬૫૦, તૃણકાંતમણિ ૧૯૬, બોલપર્પટી ૨૮૪.

**શક્તિ ટકાવવા માટે**—અભ્રક ભસ્મ ૧૫૩, લક્ષ્મીવિલાસ રસ ૪૦૮.

**ચોપડવા માટે**—પ્રતિસારણીય ક્ષાર ૮૨૮, કાસીસાદિ લેપ ૮૩૧, અર્શોહર મલમ ૮૩૯, કાસીસાદિ તૈલ ૮૦૬, અર્શોહર લેપ ૮૩૩.

**ઝાડો સાફ લાવવા**—દ્રાક્ષાસવ ૭૨૭, અભયારિષ્ટ ૭૩૧, તાલિસાદિ ચૂર્ણ ૬૪૫, નારાચ ઘૃત ૭૯૧, ત્રિફળા ચૂર્ણ ૬૪૨, સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ ૬૪૨.

**અર્શ સાથે સંગ્રહણી કે અપસ્માર**—ગંધક રસાયન ૪૨૯.

## (૧૧) અશ્મરી-પથરી-શર્કરા-સિકતા

સંગયસબભસ્મ ૨૦૯, ત્રિવિક્રમ રસ ૪૬૭, પાષાણવજ્રક રસ ૪૬૭, ત્રિકંટકાદિ ક્વાથ ૬૮૨, વીરતર્વાદિ ક્વાથ ૬૯૭, માજૂન હજરૂલયહૂદ ૭૭૭, ગોક્ષુરાદિ ગૂગળ ૬૦૮, હજરુલયહૂદ ચૂર્ણ ૬૫૩.

## (૧૨) અષ્ઠીલા-વાયુની ગાંઠ

તામ્રભસ્મ ૧૦૧, લોહભસ્મ ૧૦૮, ક્રવ્યાદ રસ ૩૮૩, ચવિકાસવ ૭૩૭, શૂળ અને સોત્પાદક પિંડની વિકૃતિ સાથે અભ્રકભસ્મ ૧૫૩.

## (૧૩) અસ્થિક્ષય

પુષ્પધન્વા રસ ૫૪૪, મધુમાલિની વસંત ૩૫૦, કુક્કુટાંડત્વક્ભસ્મ ૨૧૭, પ્રવાલપિષ્ટિ ૧૮૦.

## (૧૪) અસ્થિભંગ-હાડકું ભાંગવું

અસ્થિદોષહર લેપ ૮૪૫, અસ્થિસંધાનક લેપ ૮૨૯.

**અસ્થિભંગ અને મૂઢમાર**—લાક્ષાદિ ગૂગળ ૬૦૯, આભા ગૂગળ ૬૦૯

**અસ્થિશૂળ**—નાગભસ્મ ૧૩૩, નાગભસ્મપ્રધાન ઔષધિઓ.

## (૧૫) અંતર્વિદ્રધિ (વિદ્રધિ રોગમાં જુઓ)

## (૧૬) અંત્રપુચ્છપ્રદાહ (ઉદરરોગમાં જુઓ)

## (૧૭) અંત્રવૃદ્ધિ (સારણગાંઠ)

**નવી**—અંત્રવૃદ્ધિહર ગુટિકા ૬૦૩, અંત્રવૃદ્ધિહર ચૂર્ણ ૬૫૦, વૃદ્ધિબાધિકા વટી ૪૯૪.

**જૂની**—નિત્યાનંદ રસ ૪૯૭.

## (૧૮) અંતઃસ્રાવક ગ્રંથિઓની વિકૃતિ

સારિવાસવ ૭૪૧, નાગભસ્મ ૧૩૩, જસતભસ્મ ૧૩૦, જાતિફલાદિ વટી (મધુમેહ) ૪૭૨, આરોગ્યવર્ધિની ૪૭૬.

## (૧૯) આધ્માન-આફરો

**જડ અને અપકવ અન્નના ભોજનથી**—શંખવટી ૩૭૦; ક્રવ્યાદ ૩૮૩, શંખદ્રાવ ૭૫૦, ઉદરામૃતયોગ ૭૪૯, ધનંજ્ય વટી ૫૯૩, શિવાક્ષાર પાચન ૬૩૮, પંચસમ ચૂર્ણ ૬૪૩, પંચસકાર ૬૪૪.

**જીર્ણરોગ**—અગ્નિતુંડી વટી ૩૮૬, મહાયોગરાજ ગૂગળ ૪૪૫, દશમૂલારિષ્ટ ૭૧૦, વિપતિંદુકાદિ વટી ૬૦૪.

**ઉદરવાત-પેટમાં વાયુ ભરાઇ રહેવો**—કાસીસભસ્મ ૧૬૪, લોહપર્પટી ૨૮૪, આનંદભૈરવ રસ ૩૫૯; ત્ર્યૂષણાદિ ગૂગળ ૬૨૩.

**આંતરડામાં જંતુજન્ય વિકૃતિથી તીવ્ર આફરો**—પંચસૂત ૨૭૧.

## (૨૦) આનાહ-કબજિયાત-બંધકોશ

**નવો**—શુદ્ધ ગંધક ૬૩, આરોગ્યવર્ધિની ૪૭૬, ઇચ્છાભેદી રસ ૩૫૮, ધનંજયવટી ૫૯૩, આરગ્વધાદિ કવાથ ૬૭૬, સુજિસ ૬૯૧, જુલાબની દવા ૬૯૨, વિરેચનવટી ૬૧૦, નારાયણ ચૂર્ણ ૬૪૧, સ્વાદિષ્ટ વિરેચન ૬૪૨, ત્રિફળા ચૂર્ણ ૬૪૨, પંચસમ ૬૪૩, નારાચ ચૂર્ણ ૬૭૦, વિરેચન ચૂર્ણ ૬૪૪, પંચસકાર ચૂર્ણ ૬૪૪, ભૃંગરાજાસવ ૭૪૨, લવણભાસ્કર+પંચસકાર ૬૩૬, ૬૪૪.

**અપાન વાયુનું રોપાણ**—લવણભાસ્કર.

**જૂનો રોગ**—અભ્રકભસ્મ ૧૫૩, શંખવટી ૩૭૦, દ્રાક્ષાસવ ૭૨૭, કુમાર્યાસવ ૭૧૪, અભયારિષ્ટ ૭૩૧, નારાચ ઘૃત ૭૯૧, જાતિફલાદિ ચૂર્ણ ૬૪૭, અગ્નિતુંડીવટી ૩૮૬, ભૃંગરાજાસવ ૭૪૨, તાપ્યાદિ લોહ ૩૯૨, નાગભસ્મ ૧૩૩.

**શુક્રક્ષયજન્ય ઉન્માદ**—પૂર્ણ ચંદ્રોદય રસ ર૩૯, ( ચ્યવનપ્રાશાવલેહની સાથે ) બંગભસ્મ ૧૧૬.

**ભૂતોન્માદ**—ફરી ફરી પ્રકુપિત થનાર જૂનો—અભ્રકભસ્મ ૧૫૩, શિલા-સિંદૂર ર૫૩, સૂતરાજ રસ ર૯૯, સ્મૃતિસાગર ૫૬૫, પંચગવ્ય ઘૃત ૭૯૩, કલ્યાણ ઘૃત ૭૯૮.

**ઉપદંશના અનુબંધવાળો**—અષ્ટમૂર્તિ રસાયન ર૬૭, મલસિંદૂર ર૪૭.

**નિદ્રાનાશ પર**—સર્પગંધાદિ વટી ૬ર૪, વિજ્યાપુષ્પાદ્યવલેહ ૭૭૫, સૂત-શેખર + પ્રવાલપિષ્ટિ (બ્રાહ્મીના કવાથની સાથે) ૫૧૧, ૧૮૦.

**બાહ્ય ઉપચાર**—દશાંગ ધૂપ ૮૪૩.

## (ર૬) ઉપદંશ—ચાંદી

**નવો રોગ**—પારદભસ્મ ૧૪૦, વ્યાધિહરણ ર૭૦, દારડીનું તેલ ૫૪, અમીર રસ ૫૦૩, ઉપદંશકુઠાર રસ ૫૦ર.

**જૂનો રોગ**—તુત્થભસ્મ ર૧૩, મલસિંદૂર ર૪૭, અષ્ટમૂર્તિરસાયન ર૬૭, વ્યાધિહરણ રસ ર૭૦, હરતાલ ભસ્મ ૧૯૭, ઉપદંશકુઠાર ૫૦ર, ઉપદંશસૂર્ય ૪૯૯, મલ્લાદિવટી ૫૦૫, કજ્જલી ૫૩, ત્રિપુર ભૈરવ ર૭૩, કેશરાદિવટી ૪૯૮, રસકપૂર ૫૦ર, અમીર રસ ૫૦૩, ગંધક રસાયન ૪ર૯.

**સંધિવા, લોહીવિકાર, કુષ્ઠ, ગુદશૂક, નાસાવ્રણ, નાડીવ્રણ વગેરે ઉપદ્રવો**—હરતાલ ભસ્મ ૧૯૭, હરતાલ પુષ્પ ૫૪ર, મલ્લભસ્મ ર૦૩, મલ્લસિંદૂર ર૪૭, અષ્ટમૂર્તિ રસાયન ર૬૭, ઉપદંશ સૂર્ય ૪૯૯, મલ્લાદિવટી ૫૦૫, બૃહદ્ મંજિષ્ઠાદિ કવાથ ૬૭૬, રક્તશોધક કવાથ ૬૮૮, ઉપદંશહર કવાથ ૬૮૮, દેવદાર્વાદ્યરિષ્ટ ૭૪૬, રક્તશોધકારિષ્ટ ૭૪૭, માજૂન ચોપચીની ૭૭૭, માજૂન ઉશબા ૭૭૮, સારિવાસવ ૭૪૧, સુવર્ણબંગ ર૫૫.

**પેશાબમાં બળતરા**—પ્રવાલપિષ્ટિ ૧૮૦, ગંધકરસાયન ૪ર૯.

**ચોપડવા માટે**—ઉપદંશરિપુ મલમ ૮૩૯, પારદાદિ મલમ ૮૪ર, કોશાતક્યાદિ તૈલ ૮૧૦.

## (ર૭) ઉરસ્તોય-ફુફ્ફુસદર ફુફ્ફુસાવરણ શોથ

## ( ફેફસાંના આવરણમાં પાણી ભરાવું )

**થોડું પાણી ભરાવું**—રસસિંદૂર ર૪૩, માણિક્યરસ ર૫૪, લઘુવસંત ૩૫ર, શ્વાસકુઠાર રસ ૪૧૬.

**ફુફ્ફુસાવરણ શોથ**—આરોગ્યવર્ધિની ૪૭૬.

**ફેફસાં અને હૃદયમાં વાતજન્ય દરદ**—મહાવાતવિધ્વંસન ૪૩૯.

**વધારે પાણી ભરાવું**—પંચસૂત ર૭૧.

## (૨૮) ઉરુસ્તંભ

સુવર્ણભૂપતિ ૨૬૫, વાતગજાંકુશ રસ ૪૪૩, મહાયોગરાજ ગૂગળ ૪૪૫, સારિવાસવ ૭૪૧.

**કોઠના દોષોનું શોધન કરવા માટે**—નારાચઘૃત ૭૯૧, નારાયણ ચૂર્ણ ૬૪૧.

## (૨૯) કમળો

**બધા પ્રકાર પર**—તાપ્યાદિ લોહ ૩૯૨, મહામૃગાંક રસ ૪૦૬, લોહભસ્મ ૧૦૮, સુવર્ણમાક્ષિક ભસ્મ ૧૪૧, મંડૂર ભસ્મ ૧૪૮, સુવર્ણભૂપતિ ૨૬૫, પર્પટાદ્યરિષ્ટ ૭૪૩, આરોગ્યવર્ધિની ૪૭૬.

**જૂનો કમળો**—મંડૂરભસ્મ અને શિલાજિત ૧૪૮, લક્ષ્મીવિલાસ ૪૦૮, નવાયસ ચૂર્ણ ૩૯૯, ચંદનાદિ લોહ ૩૪૪, પુનર્નવા મંડૂર ૪૯૧, અમૃતારિષ્ટ ૭૨૪. મેહાંતક રસાયન ૫૬૨.

**કુંભ કામલા**—મંડૂરભસ્મ ૧૪૮.

**યકૃતના માંસાર્બુદથી થનાર**—તામ્રભસ્મ ૧૦૧, બંગભસ્મ ૧૧૬, તાપ્યાદિ લોહ ૩૯૨.

## (૩૦) કબજિયાત (આનાહમાં જુઓ)

## (૩૧) કર્કસ્ફોટ (વિદ્રધિમાં જુઓ)

## (૩૨) કર્ણરોગ—કાનના રોગ

**બહેરાપણું, કાનમાં શૂળ, પરુ વગેરે**—જીવનરસાયન અર્ક ૭૫૩, બિલ્વાદિ તૈલ ૮૦૪, વરાટિકા ભસ્મ ૧૯૧, દશમૂલ ક્વાથ ૬૭૪, કર્ણશોથહર લેપ ૮૩૨.

**કાનમાં અર્શ થવાથી આવેલી બધિરતા**—ક્ષાર તૈલ ૮૦૪.

**ખાવા માટે**—સારિવાદિવટી ૫૨૪, શૃંગભસ્મ ૨૦૫, વજ્રભસ્મ ૧૬૮.

**કર્ણપાકમાં દોષ બહાર કાઢવા માટે**—ક્ષાર તૈલ ૮૦૪.

## (૩૩) કંઠમાળ

**નવો રોગ**—નિત્યાનંદ રસ ૪૯૭, કાંચનાર ગૂગળ ૬૦૮, લોકનાથ ૪૮૫.

**જૂનો**—જસતભસ્મ ૧૩૦, ગંડમાલાકંડન રસ ૪૯૪, નાગભસ્મ ૧૩૩, ગંધક રસાયન ૪૨૯, મલ્લભસ્મ ૨૦૩, શિલાસિંદૂરવટી ૪૯૫, શિલાસિંદૂર ૨૫૨.

**ઝીણો તાવ હોય તો**—સુવર્ણમાલિની વસંત ૩૪૪, લોકનાથ ૪૮૫.

**ચોપડવા માટે**—ચક્રમર્દાદિ તૈલ ૮૦૧, કડુતુમ્બી તૈલ ૮૧૧, પ્રતિસારણીય ક્ષાર ૮૨૮, કંઠમાલનો મલમ ૮૩૯.

